# પ્રકાશકનું નિવેદન

ગાંધીજી આફ્રિકાથી હિંદમાં પાછા ફર્યા ત્યારથી, તેના ઇતિહાસમાં જે પલટો આવ્યો તેનો એ પલટા સાથે ઉંમરમાં વધતા ગયેલા લોકોને ખ્યાલ હોય એ કુદરતી છે. એ ઇતિહાસ તેમની આંખ આગળ રચાયો હતો. પણ આજે ઊછરતી અને ભાવિ પેઢીઓને એ ચમત્કારિક યુગની ઘટનાઓ અને તે નિર્માણ કરનારાં બળોનો સાચો ખ્યાલ આવવો કઠણ છે.

સદ્ભાગ્યે ખુદ ગાંધીજીએ પોતાના સત્યના પ્રયોગો લખી એ જમાનાનો અને તેમાં હિંદની પ્રજાને પ્રેરનારાં બળોનો પરિચય આપનારો અમૂલ્ય દસ્તાવેજ જગતને આપ્યો છે. એવી જ રીતે એ જમાનાના ઇતિહાસની આરસી જેવી મારી જીવનકથા પંડિત જવાહરલાલે આપી છે.

ગાંધીજી સાથે તદ્દન શરૂઆતથી સંપર્કમાં આવનાર અને તેમની સાથે હિંદના આધુનિક ઇતિહાસના ઘડતરમાં પ્રમુખ ભાગ લેનાર બીજા બે સમર્થ પુરુષોમાંના એક બિહારના બાબુ રાજેન્દ્રપ્રસાદ અને બીજા ગુજરાતના સરદાર વલ્લભભાઈ પટેલ. પંડિતજીની માફક એ બંને પોતપોતાની આત્મકથા આપે તો ભાવિ હિંદને ગાંધીજીના જમાનાના હિંદને, તેના ઇતિહાસને તેમ જ ગાંધીજીને સમજવાના બે અમૂલ્ય દસ્તાવેજો મળે. તેમાંથી સરદાર પટેલે પોતે આ ગ્રંથની પ્રસ્તાવનામાં કબૂલ કર્યું છે કે

> "શ્રી રાજેન્દ્રબાબુકી આત્મકથાકો પ્રાક્કથનકી આવશ્યકતા ક્યા? તિસ પર મેરે જૈસા આદમી — જિસને કભી વિદ્વત્તાકા યા સાહિત્યકાર હોનેકા દાવા નહીં કિયા — પ્રાક્કથન ક્યા લિખે?"

એટલે સરદાર વલ્લભભાઈનાં ભાષણો, ગાંધીજીના તેમના પરના પત્રો અને તેમનું વિસ્તૃત જીવનચરિત્ર એ બધી સામગ્રી જેમાંની થોડી અમે પ્રસિદ્ધ કરી છે અને બાકીની યથાસમય પ્રસિદ્ધ કરવાની અમારી ઉમેદ છે તે બધી મોજૂદ હોવા છતાં, તેમની પાસેથી આવી આત્મકથા જેવી સામગ્રી મેળવવાની બહુ આશા ન રહે. પણ સદ્ભાગ્યે બાબુ રાજેન્દ્રપ્રસાદ જેવા સમર્થ સેવક છે તેવા જ સમર્થ વિદ્વાન અને સાહિત્યકાર છે. તેમણે પોતાની આત્મકથા હિંદીમાં આપી છે. એમાંથી આ યુગમાં ગાંધીજીના વ્યક્તિત્વની હિંદના ઘડતર પર, તેના ઇતિહાસ પર અને હિંદના બીજા

તેજસ્વી પુરુષાર્થી પુરુષો પર કેવી અસર થઈ તે ઉત્તમ સાહિત્યના રૂપમાં જોવાનું મળે છે.

આ હિંદી आत्मकथा પ્રસિદ્ધ થઈ તેની સાથે તે ગુજરાતને આપવાની અમે અમારી ફરજ માની. તેનો ગુજરાતી તરજુમો કરાવી પ્રસિદ્ધ કરવાની પરવાનગી તેના પ્રકાશક પટનાના साहित्य-संसार પાસેથી મેળવી આપવામાં અમને ખુદ શ્રી રાજેન્દ્રપ્રસાદે મદદ કરી. આ તરજુમો કરવાની અને પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપવા માટે અમે એ સંસ્થાના ઋણી છીએ.

છતાં જે ત્વરાથી થવું જોઈતું હતું તે ત્વરાથી અમે એ કામ અનેક નાનીમોટી અડચણોને લીધે ન કરી શકયા. પરંતુ રાજેન્દ્રબાબુની તેજસ્વી કારકિર્દી આ आत्मकथा જ્યાં પૂરી થાય છે ત્યાંથી અટકી નહોતી. તે પછી હિંદી બંધારણસભાના પ્રમુખ તરીકેનું મોટું કામ તેમણે હમણાં જ પૂરું કર્યું છે. અને આવતી તા. ૨૬મીએ હિંદ કુલ અખત્યાર ધારણ કરનારું પ્રજાસત્તાક જાહેર થશે તે દિવસે આ પુસ્તક અમે ગુજરાતી જનતાને આપી શકીએ છીએ તેથી કંઈક સંતોષ માનીએ છીએ.

શ્રી રાજેન્દ્રપ્રસાદનું વ્યક્તિત્વ, તેમનો પુરુષાર્થ, ત્યાગ તેમ જ તેમની બહુવિધ સેવાનો અને ગાંધીયુગના હિંદના ઘડતરનો પરિચય મેળવવામાં આ ગ્રંથ ગુજરાતના સર્વ પ્રકારના વાચકોને ઉપયોગી થશે એવી અમને પૂરી ખાતરી છે.

અમદાવાદ, ૨૩-૧-'૫૦.

## અનુવાદકનું નિવેદન .

રાજેન્દ્રબાબુની આત્મકથાનો અનુવાદ કરવો એ એક કઠણ કામ છે. એમની શૈલી એટલી બધી પ્રવાહી અને સારગર્ભ છે કે ઉત્તર હિંદમાં અનેક વર્ષો ગાળ્યા છતાં મને ઠીક ઠીક મહેનત પડી છે.

જેમ જેમ આ અનુવાદ હું કરતો ગયો તેમ તેમ મારો અનુવાદનો આનંદ વધતો ગયો. આદિથી તે અંત સુધી આખું પુસ્તક એક મધુર આત્મીયતાથી ભરેલું છે. જાણે સાંજે વાળુ કર્યા પછી ઘરનાં સૌ બાળકોને ભેગાં કરી દાદાજી પોતાના જીવનના જાતજાતના અનુભવો કહેતા હોય, તે વખતની બિનાઓને સ્પષ્ટપણે સમજાવતા હોય અને શ્રોતાઓને વિનોદ સાથે ઉત્સાહ અને પ્રેરણા તથા ભાવિ જીવનની દૃષ્ટિ આપતા હોય તેમ આ આખી કથા ચાલે છે.

કોઈ ભાષામાંથી અનુવાદ કરવાનો મારો આ પહેલો પ્રયત્ન છે. એટલે જ્યાં જ્યાં કાંઈ અસ્પષ્ટ, તૂટક કે રસભંગ કરતું લાગે ત્યાં તે મારી અનુવાદની ખામી સમજવી અને જ્યાં કંઈક ખૂબી લાગે તે રાજેન્દ્રબાબુની વાણીનો પ્રસાદ અને તેજ સમજવું. મેં મૂળને બને એટલા વફાદાર રહેવાનો પ્રયત્ન કર્યો છે. એમાં મને કેટલી સફળતા મળી છે તે તો વાચક જ કહી શકે.

અંતે, આમાં મારી કાંઈ ભૂલ રહેવા પામી હોય તે દરગુજર કરી એની અંદરના તત્ત્વને જોવાની વિનંતી કરી વિરમું છું.

# ઉપોદ્‌ઘાત

શ્રી રાજેન્દ્રબાબુની આત્મકથાને ઉપોદ્‌ઘાતની જરૂર હોય ખરી ? તેમાંયે વળી મારા જેવો, જેણે સાક્ષર કે સાહિત્યકાર હોવાનો કદી દાવો કર્યો નથી, તે શું ઉપોદ્‌ઘાત લખે ? ઈ. સ. ૧૯૧૮ની સાલમાં ખેડા સત્યાગ્રહની લડત વખતે અમે પહેલી વાર મળેલા. તે દિવસથી મારા દિલમાં રાજેન્દ્રબાબુ પ્રત્યે જે આકર્ષણ જાગ્યું અને અમારી બન્નેની વચ્ચે જે સ્નેહગાંઠ બંધાઈ એ આજે મને આ કામ માથે લેવાની ફરજ પાડે છે.

શ્રી રાજેન્દ્રબાબુને જોતાંની સાથે એમની સરળતા અને નમ્રતાની જે છાપ આપણા દિલ પર પડે છે એનું પ્રતિબિંબ આ આત્મકથાને પાને પાને મળી આવે છે.

લગભગ છેલ્લાં પચીસ વરસમાં આપણો દેશ કેવી સ્થિતિમાંથી કેવી સ્થિતિએ પહોંચ્યો છે એ વિષેનો જીવતોજાગતો અને એક પવિત્ર દેશભક્તના હૃદયના રંગે રંગાયેલો ઇતિહાસ વાચકને આ આત્મકથામાં મળશે.

આ આત્મકથામાં આપણને શ્રી રાજેન્દ્રબાબુના બચપણના વખતના બિહારના સામાજિક રીતરિવાજોનો, એ વેળાની સંકુચિત રૂઢિઓને લીધે થતા નુકસાનનો, એ વખતના ગ્રામજીવનનો, ધાર્મિક વ્રત-ઉત્સવો અને તહેવારોનો, એ જમાનાનાં બાળકોના જીવનનો અને એ સમયની કેળવણીની સ્થિતિનો આબેહૂબ ચિતાર જોવા મળે છે. એમાં સાદાઈ અને ખાનદાનીની સાથે વિનોદભરી તેમ જ ગમગીન બનાવી મૂકનારી પરિસ્થિતિઓનું મિશ્રણ થયું છે. સાથે સાથે, આજકાલ હિંદુઓ અને મુસલમાનોની વચ્ચે ભેદભાવની જે મોટી ખાઈ નજરે પડે છે એના અભાવનું અને બંને જાતિઓની વચ્ચેના શુદ્ધ સ્નેહનું જે ચિત્ર આ આત્મકથામાં છે, એ આંખોને ઠારનારું હોવા છતાં કમનસીબે આજે લુપ્ત થતું જાય છે.

સને ૧૯૦૫ માં બંગભંગના જમાનાથી જ રાજેન્દ્રબાબુને દેશભક્તિનો રંગ લાગવા માંડેલો. ત્યારથી માંડીને તેઓ પોતાના જીવનમાં ડગલે

ને પગલે એ દિશામાં આગળ ને આગળ વધતા ગયા છે. સને ૧૯૧૭માં ચંપારણની લડાઈ વખતે એમણે ગાંધીજીને પગલે ચાલીને ફકીરી અપનાવી. ત્યાર પછીની એમની આત્મકથા આપણા દેશનાં પાછલાં ત્રીસ વરસોના જાહેર જીવનનો ઇતિહાસ બની જાય છે. જે કોઈ આ પુસ્તક વાંચશે તે એમાંથી પોતાના જીવનને ઉન્નત કરવાની પ્રેરણા મેળવશે. કોઈ પણ દેશભક્ત આ પુસ્તક વાંચ્યા વિના ન રહે.

નવી દિલ્હી

**વલ્લભભાઈ પટેલ**

# પ્રસ્તાવના

૧૯૪૦માં સ્વ. શેઠ જમનાલાલ બજાજની સાથે થોડા દિવસ પૂરતો તબિયત સુધારવાને હું સીકર ગયો હતો. ત્યાં આ સંસ્મરણો લખવાની શરૂઆત મેં કશા ખાસ વિચાર વિના કરેલી. પણ ત્યાં હું આનો થોડો ભાગ જ લખી શક્યો હતો. ત્યાંથી પાછા ફર્યા બાદ ઘણા દિવસો સુધી હું આ બાબત ધ્યાન ન આપી શક્યો, વખત જ મળ્યો નહીં. પછી કદાચ આ લખાતેય નહીં. પણ ૧૯૪૨–૪૫માં જેલના મારા સાથી શ્રી મથુરાપ્રસાદ, ચક્રધરશરણ અને વાલ્મીકિ ચૌધરીએ બહુ જ આગ્રહ કર્યો કે મારે આ પુસ્તક પૂરું કરી નાખવું જોઈએ. ત્યાં વખત પણ મળ્યો. આમ આનો ઘણો ભાગ બાંકીપુરની જેલમાં લખાયો. જે કંઈ બાકી રહી ગયું હતું એ બિરલાભવન, પિલાનીમાં લખાયું, અને પુરવણી દિલ્હીમાં. વાલ્મીકિએ પ્રેસને માટે નકલ તૈયાર કરી. શ્રી શિવપૂજનસહાયે પ્રેસમાં મોકલવા પહેલાં બહુ જ કાળજીથી એ જોઈ કાઢી. સાહિત્ય-સંસારના આગ્રહે એને છાપવા તથા પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કરાવ્યો. જોકે પ્રકાશક નવા છે તોયે એમણે પ્રકાશનનું કામ બહુ જ જલદીથી અને સુંદર રીતે કર્યું છે. હું આ સૌનો આભારી છું. વાચકો આને પસંદ કરશે કે કેમ એ તો તેઓ જાણે.

દિલ્હી, ૮ જાનેવારી, ૧૯૪૭ — રાજેન્દ્રપ્રસાદ

# અનુક્રમણિકા

## ૧.

# પૂર્વજો

સંયુક્ત પ્રાંતમાં અમોઢા નામે કોઈ જગા છે. ત્યાં કાયસ્થોની ઘણી વસ્તી હોવાનું કહેવાય છે. ઘણા વખત પહેલાં એક કુટુંબ ત્યાંથી નીકળીને પૂર્વ તરફ બલિયામાં આવીને વસ્યું. લાંબા સમય સુધી બલિયામાં રહ્યા પછી એ કુટુંબનો એક ફાંટો ઉત્તર તરફ વધ્યો અને આજના સારન જિલ્લાના (બિહારના) જીરાદેઈ ગામમાં આવીને રહેવા લાગ્યો. બીજો એક ફાંટો ગયામાં જઈને વસ્યો. જીરાદેઈની શાખાના થોડા માણસો ત્યાંથી નજીકના એક બીજા ગામમાં પણ જઈને વસ્યા. જીરાદેઈવાળું કુટુંબ એ મારા વડવાઓનું કુટુંબ. જીરાદેઈ આવનારા મારા પૂર્વજો ઘણે ભાગે મારાથી સાતમી આઠમી પેઢીના હતા. જે લોકો જીરાદેઈમાં આવ્યા હતા, તે ગરીબ હતા અને ધંધાપાણીની તપાસમાં જ એ બાજુ આવ્યા હતા. એ ગામમાં કોઈ ભણેલું નહોતું અને કાયસ્થ લોકો એ દિવસોમાં પણ ભણેલાગણેલા હતા, એટલે ગામના લોકોએ એમને પોતાને ત્યાં રાખી લીધા. ઘણું કરીને ત્યારથી જ એ લોકોનો સંબંધ હથુઆ રાજ સાથે પણ બંધાયો. અને એમાંના કોઈને લખવાવાંચવાની એકાદી નાની સરખી નોકરી રાજમાં મળી ગઈ. હથુઆ એ દિવસોમાં આજના જેટલું મોટું રાજ્ય ન હતું અને એની આવક પણ આજના જેટલી ન હતી. ત્યાંના જમીનદારનું મુખ્ય રહેઠાણ પણ હથુઆમાં પાછળથી થયું, એ દિવસોમાં તો બીજે ક્યાંક હતું.

હથુઆ રાજની સાથે મારા વડવાઓનો સંબંધ કેટલીયે પેઢીઓ સુધી ચાલ્યો. એ લોકો ક્યા હોદ્દા પર હતા એની તો ખબર નથી, પણ હું જાણું છું. ત્યાં સુધી એ કોઈ ઊંચો હોદ્દો નહોતો. ગામનાં ઘર પણ ઘાસનાં છાપરાંવાળાં જ હતાં. જીરાદેઈમાં એ લોકો એક બીજા કાયસ્થ જમીનદાર જેમની પાસે ઘણી મોટી જમીનદારી હતી, તેમની રૈયત રહેલા. જોકે પાછળથી અમારા પૂર્વજો બીજાં કેટલાંયે ગામના જમીનદાર બન્યા હતા પણ આજ સુધી અમે કદીયે અમારા પોતાના ગામની જમીનદારીમાં ભાગિયા બન્યા નથી.

મારા દાદા બે ભાઈઓ હતા. દાદાનું નામ હતું મિશ્રીલાલ અને એમના મોટાભાઈનું નામ ચૌધુરલાલ. મિશ્રીલાલ બહુ નાની ઉમરે ગુજરી ગયા હતા. એમના એકના એક પુત્ર, મહાદેવ સહાય એ મારા પિતા. ચૌધુરલાલને પણ જગદેવ સહાય નામે એક પુત્ર હતા. મિશ્રીલાલનું નાની ઉમરમાં અકસ્માત્ મૃત્યુ થવાને કારણે મારા પિતા ઉપર ચૌધુરલાલજીને ઘણું હેત હતું. જગદેવ સહાય અને મહાદેવ સહાય બંનેને એમણે પોતાના દીકરાની જેમ જ પાળ્યાપોષ્યા અને કેળવ્યા. જગદેવ સહાય મોટા હતા અને એમને પણ પુત્ર નહોતો. ફક્ત એક દીકરી થયેલી એય જતી રહી. મહાદેવ સહાયજીને ત્રણ છોકરીઓ થઈ અને બે છોકરા થયા. એક છોકરી બચપણમાં ચાલી ગઈ. બે પરણી, તેમાંની મોટી ભગવતી દેવી થોડા વખતમાં જ વિધવા થઈ અને ત્યારથી આજ સુધી મોટે ભાગે અમારા જ ઘરમાં એણે પોતાની બધી જિંદગી કાઢી છે. બીજી બહેન પણ બંને ભાઈઓથી મોટી હતી, તે નિઃસંતાન ગુજરી ગઈ. બાકી રહ્યા મારા મોટા ભાઈ બાબુ મહેન્દ્રપ્રસાદ અને ઘરમાં સૌથી નાનો બાળક હું.

હથુઆ રાજમાં ચૌધુરલાલજીએ સારી નામના મેળવી. તેઓ ત્યાં દીવાનને પદે પહોંચ્યા અને આશરે પચીસત્રીસ વરસ સુધી દીવાન રહ્યા. એ દિવસોમાં મહારાજ છત્રધારી સાહી ગાદીએ હતા. એમણે પોતાના દીકરાને રાજ્ય ન આપ્યું પણ પોતાના પૌત્ર રાજેન્દ્રપ્રતાપને નામે વસિયતનામું કરીને એને રાજ્ય આપી દીધું. મહારાજ છત્રધારી સાહીને ચૌધુરલાલજી ઉપર ખૂબ જ ભરોસો હતો. એટલે એમણે મરતી વખતે પોતાના નાનકડા પૌત્રના રક્ષણનો ભાર એમના ઉપર નાખ્યો. મહારાજના મરણ પછી નાનકડા કુમારને માથે અનેક મુસ્કેલીઓ આવી. કેટલાક કુટુંબીઓએ રાજનો દાવો કર્યો અને કુંવર ઉપર કેસ માંડ્યો, એ પ્રિવી કાઉન્સિલ સુધી પહોંચ્યો. પ્રિવી કાઉન્સિલે ચુકાદો આપ્યો કે હથુઆ રાજ અવિભાજ્ય (Impartible) છે અને અવિભાજ્ય રાજ્યનું વસિયતનામું કરવાનો રાજાને હક છે, એટલે રાજેન્દ્રપ્રતાપ સાહી રાજના હકદાર છે. એ કેસ ચાલતો હતો ત્યારે રાજેન્દ્રપ્રતાપ સાહીની જિંદગી ઉપર જોખમ તોળાતું હતું અને એમની રક્ષા કરવી એ સહેલી વાત ન હતી. કહેવાય છે કે એમની રક્ષાને સારુ ચૌધુરલાલજી એમના ખાટલાની પાસે જ પોતે સવાનું રાખતા અને ખોરાક-પાણીમા ઝેર તો નથી ભેળવાયુને, એની ખાતરી કરવા સારુ કુંવરનું ખાવાપીવાનું પહેલાં પોતે ચાખી લેતા.

ચૌધુરલાલજીએ રાજાનું રક્ષણ કર્યું એટલું જ નહીં, પણ રાજ્ય-વ્યવસ્થામાયે સારી પેઠે સુધારા કર્યા. અણખેડેલી પડતર જમીન ખેડાની

ત્યાં વસવાટ કરાવ્યો તથા બીજી રીતે પણ સુધારો કરીને એમણે રાજની આવક લગભગ ત્રણ ગણી કરી. એ બધાં કારણોને લઈને મહારાજ રાજેન્દ્રપ્રતાપ સાહી એમને ખૂબ જ માન આપતા અને એમનો મરતબો જાળવતા. કહેવાય છે કે મહારાજ એમની સામે કદી તમાકુ ન પીતા અને એમના આવવાની વાત સાંભળતાં પોતાનો હોકો ખસેડાવી લેતા.

એ દિવસોમાં કારભારીઓને પગાર બહુ ટૂંકો મળતો. એ દીવાન હતા ત્યારે પણ ઘણું કરીને ૫૦થી ૧૦૦ રૂપિયા મહિને દહાડે મળતા. સાથે સાથે એમની પાસે ઉતારામાં જેટલા માણસો રહેતા એ બધાને સારુ સીધું — ચોખા, દાળ, ઘી વગેરે રાજભંડારમાંથી રોજેરોજ આવતું. એ ઉપરાંત રાજ્યનાં કેટલાંક ઝીરાત*ની જમીનવાળાં ગામ પણ રાજાએ એમને ઇજારામાં આપી રાખ્યાં હતાં.

ઝીરાતની જમીનમાં ડાંગર પાકતી અને એમાંથી ઠીક ઠીક આવક થતી.

ચૌધુરલાલજી વ્યવસ્થા કરવામાં બહુ બાહોશ હતા. રાજની આવક એમણે બમણી ત્રણ ગણી કરી આપી છતાં ત્યાંની રૈયત એમના ઉપર પ્રેમ રાખતી, અને એમના પર વિશ્વાસ રાખતી. મારા પોતાના અનુભવમાંયે એ વાતનો પુરાવો મને મળ્યો. અસહકારના દિવસોમાં જ્યારે હું એ પ્રદેશમાં પ્રવાસે ગયેલો ત્યારે, હું જ્યાં જતો ત્યાં ઘરડા માણસો મને જે આવકાર આપતા તે વધારે તો એ કારણે કે હું ચૌધુરલાલજીનો પૌત્ર થાઉં. ચૌધુરલાલજીએ પોતાના કુટુંબની પણ ઉન્નતિ સાધી. એમને વરસે દહાડે સાતઆઠ હજાર જેટલી આવક આવતી. એમણે પોતાને નામે જમીનદારી પણ ખરીદી. એ આખી જમીનદારી મોટે ભાગે ચોખાના વેચાણમાંથી જ ખરીદી હતી. કેટલાંયે ગામ તો અમારી બને દાદીઓને નામે લેવામાં આવ્યાં. કારણ કે ઘરમાં ડાંગર ખંડાવીને તેઓ જ ચોખા તૈયાર કરાવતાં, વેચતાં અને રૂપિયા આપતાં.

ઉપર કહ્યા પ્રમાણે ચૌધુરલાલજીએ પોતાના પુત્ર જગદેવ સહાય અને ભત્રીજા મહાદેવ સહાયની કેળવણીનો પ્રબંધ કર્યો. હજુ અંગ્રેજીનો રિવાજ શરૂ થયો ન હતો. બંનેને ફારસીનું જ શિક્ષણ મળ્યું. એમને છપરા મોકલીને

* બિહારની જમીનદારી પ્રથામાં જે જમીન માટે દર ચોમાસાની શરૂઆતમાં જમીનદાર ખેડૂત સાથે નવો પટ્ટો કરી શકે તે ઝીરાતની જમીન કહેવાય છે. એટલે જે વરસે જે ખેડૂત વધારે મહેસૂલ નજરાણું આપે તેને એ જમીન ગણોતે આપવામાં આવે. આમાં જમીનદાર અઢળક કમાય અને ખેડૂત ચુસાય.

— અનુવાદક

અંગ્રેજી ભણાવવાનો એક વાર વિચાર કરવામાં આવેલો ખરો, અને મારા કાકા એક બે ચોપડી ભણ્યા પણ ખરા; પરંતુ મહારાજાએ એ વાતમાં ઉત્સાહ ન બતાવ્યો અને ટેકો ન આપ્યો, એટલે બને ભાઈઓને ફારસી ભણીને જ સંતોષ વાળવો પડ્યો. જે મોલવી સાહેબ મહારાજના દીકરાને — જેઓ પાછળથી મહારાજ પ્રતાપ સાહી થયેલા — ભણાવતા હતા, તેમની જ પાસે બંને ભાઈઓ પણ ફારસી ભણતા.

મહારાજ રાજેન્દ્રપ્રતાપ સાહીના મૃત્યુ પછી રાજનો કારભાર થોડા દિવસ લગી કોર્ટ ઑફ વાર્ડ્સના હાથમાં રહ્યો. ચોધુરલાલજીને અંગ્રેજી તો આવડતું ન હતું એટલે એ દીવાન રહી શકે એમ ન હતા. અને પચીસત્રીસ વરસ લગી એટલા ઊંચા હોદ્દા ઉપર રહ્યા પછી એથી ઊતરતો હોદ્દો સ્વીકારવો એ એમને પોતાના મોભાને છાજે એવું ન લાગ્યું. એટલે પછી હથુઆ રાજ સાથેનો કેટલીયે પેઢી સુધી ચાલતો આવેલો અમારો સંબંધ એ વખતે તૂટ્યો અને તે ફરી પાછો બંધાયો જ નહીં. આ બધી વાત મારા જન્મ પહેલાંની છે.

હથુઆથી ચાલી આવ્યા પછી ચૌધુરલાલજી જીરાદેઈમાં રહેવા લાગ્યા. અને થોડા વખત પછી ગોરખપુરમાં તમુકહી રાજના દીવાન પણ થોડા દહાડા સારુ બન્યા. પણ એ વેળા એમની અવસ્થા કંઈક વધારે થઈ ગઈ હતી. એમને ત્યાંનાં હવાપાણી માફક ન આવ્યાં એટલે તરત ત્યાંથી છૂટા થઈને આવી રહ્યા. એમના છેવટના દિવસો જીરાદેઈમાં જ વીત્યા. મને તમુકહીની વાત થોડી થોડી સાંભરે છે. એ દિવસોમાં હું સાવ નાનો હતો.

૨

# મારાં ભાઈબહેન

હું કહી ગયો કે મારા પિતાનાં પાંચ સંતાનમાં સૌથી મોટાં ભગવતી દેવી. એમનું લગ્ન મારા જન્મ પહેલાં એક મોટા ધનવાન કાયસ્થ કુટુંબમા થયુ હતું. બચપણમાં હુ જ્યારે ચારપાચ વરસનો હોઈશ ત્યારે ત્યાં ગયો હતો અને-એ લોકોનો ઠાઠ ને ભપકો જોયો હતો. મારા બનેવી છ ભાઈઓ હતા. દરેકને માટે જુદા જુદા નોકર અને જુદા જુદા સિપાઈઓ હતા. એમને ઘેર અનેક હાથીઘોડા હતા તથા એમની હવેલી બહુ વિશાળ હતી. પણ કોણ જાણે શું થયું કે જોતજોતામાં ચારપાચ વરસની અંદર એ આખી જમીનદારી — જેની આવક વરસે દહાડે ૭૦-૭૫ હજારની ગણાતી તે વેચાઈ ગઈ. મારા બનેવીનું મરણ પણ એ જ દિવસોમાં અમારે જ ઘેર, ઝરાદેઈમાં થયું. હું નાનો હતો તોયે એ વખતનો કકળાટ અને દાદા, કાકા, પિતાજી અને ઘરની સ્ત્રીઓની દયામણી દશાનો ચિતાર હજુ લગી મારા મનમાંથી ખસતો નથી. સમજણા થયા પછી મૃત્યુનું સૌ પહેલું દૃશ્ય મેં એ જ જોયું.

ભગવતી દેવી વિધવા થયા પછી એમનાથી નાની બહેનનું લગ્ન થયું. મોટાભાઈ પણ પરણ્યા. આ બે વિવાહ મે જોયા. ભાઈના લગ્નમાં હુ જાનમાં ગયેલો. તે વખતે હું ઘણું કરીને ચાર વરસનો હતો અને એમની જાનમાં ખાને માટે રોવાયે લાગ્યો હતો. ત્યાર પહેલાં મારી મુથી છૂટો પડીને એકએ દિવસ પણ હુ ભાગ્યે જ બહાર ગયો હોઈશ મોટાભાઈ મારા કરતાં આઠ વરસ મોટા હતા. એટલે ઘણી બાબતમાં મને સગવડ મળી. એમના ભણતરનો જે ચીલો પડ્યો તે સહેજે મનયે કામ લાગ્યો અને એમની પાછળ પાછળ કોઈ ખાસ મુશ્કેલી વિના હુ આગળ વધતો રહ્યો.

ચૌધુરલાલજી ઘરમાં જ રહેતા. મને બરાબર યાદ છે કે હું ને મારા કરતાં પાંચછ મહિને નાની મારા કાકાની દીકરી, બંને જણ એમનો ખોળો ખૂંદ્યા કરતાં અને એમને વીંટળાઈને રમ્યા કરતાં, અને તેઓ બહુ જ વહાલથી અમને બંનેને ગેલ કરાવતા. મારા કાકા જમીનદારીનો વહીવટ સાચવતા અને ઘણી વારે છપરા જતા આવતા. કારણ કે ત્યાં જમીનદારીના કંઈક ને કંઈક કેસો હરહંમેશ ચાલ્યા જ કરતા હોય. મારા મોટાભાઈને પણ અંગ્રેજી ભણવાને સારુ છપરા જ મોકલવામા આવ્યા હતા. એટલે

એમની ખબર કાઢવાને માટે પણ તેમને જવું પડતું. કાકાના છપરાથી પાછા આવવાના ખબર સાંભળતાં કે અમે બાળકો તરત તેમને આવકાર આપવાને સામે દોડી જતાં. અમારા આવકારનો અર્થ એટલો જ કે એમની પાસે મીઠાઈ, ફળ વગેરે માગવાં અને જે કંઈ મળે તે લઈને એમની પહેલાં દોડતાં દોડતાં ઘેર પહોંચી જઈ એ બધું બાને બતાવવું.

મારા પિતાશ્રી ઘેર જ રહેતા. જમીનદારીના વહીવટ સાથે એમને ઝાઝી લેવાદેવા ન હતી. એમને બગાચો કરવાનો શોખ હતો એટલે પોતાનો ઘણોખરો વખત તેઓ બાગ બગીચો કરવામાં જ વિતાડતા. આજે પણ એમના રોપેલા આબાના બે મોટા મોટા બગીચાઓ અમારે હસ્તક છે જેમાં બહુ સારા કેરીઓ થાય છે. તેઓ ફારસીના સારા વિદ્વાન હતા અને સંસ્કૃત પણ થોડું જાણતા હતા. આયુર્વેદ અને તિબ (યુનાની વૈદું)માં એમને રસ હતો અને એ વિષયના પુસ્તકોનો સંગ્રહ પણ એમણે કર્યો હતો. પોતે એનું અધ્યયન પણ કર્યા કરતા. અને એ રીતે તેઓ વ્યવસ્થિત તાલીમ લીધા વિના જ હોશિયાર વૈદ્ય અને હકીમ બની ગયા હતા. એમની પાસે જાતજાતના રોગીઓ આવતા. જેઓ દવા ખરીદી શકતા એમને તેઓ ઓસડિયાં લખી આપતા અને ગરીબોને દવા પણ પોતાની પાસેથી આપતા. એમની પાસે એક નોકર હમેશાં દવા વાટવા કરવાને વાસ્તે જ રહેતો. તેઓ કદી કોઈની નાડી જોતા નહી, કે કોઈને ઘેર જઈ રોગીને તપાસતા નહી. હકીકત પૂછી જ દવા આપતા અને એથી ઘણા જણ સારા થઈ જતા. એને લીધે એમની નામના ફેલાયેલી. તેઓ શરીરે પણ હૃષ્ટપુષ્ટ હતા. એમણે નાનપણથી અખાડામાં કસરત પણ કરેલી. મને યાદ છે કે જ્યારે હું નિશાળ કે કૉલેજમા ભણતો ને રજામા ઘેર આવતો ત્યારે તેઓ જાતે મને મગદળ ફેરવવાનું શીખવતા અને પોતે પણ મગદળ ફેરવીને જાતજાતના ખેલ બતાવતા. તેઓ ઘોડેસવારી સારી કરતા અને એક સારો ઘોડો હમેશાં રાખતા. બચપણમાં એમણે મને અને મોટાભાઈને ઘોડેસવારી કરતાં પણ શીખવ્યુ હતું. રજાના દિવસોમા જીરાદેઈ આવ્યા હોઈએ ત્યારે, અમે બેય ભાઈ નાની ઉંમરમા જ, ઘોડે ચડીને ફરવા જતા. બાળપણમા અમે ગામડી રમતો રમતા. અમારે ત્યાં ખાસ ખાસ ચાલતી રમતોમાં હુતુતુતુ અને ચિક્કા* હતી અને એ અમે ખૂબ રમતા. રમ્યા વિનાનો ભાગ્યે જ

* ચિક્કાની રમત એક જાતની હુતુતુતુની જ રમત છે. એમા ફેર એટલો કે દાવ લેનાર સામાવાળાને અડીને જ ભાગી ન આવે પણ એનો હાથ પકડીને એના ગોઠણ નીચે એને અડીને પાછા આવવુ પડે. આ રમત ઘણી કપરી ગણાય છે. — અનુવાદક

કોઈ દિવસ જતો. અમારો આ રિવાજ કૉલેજનું ભણતર પૂરું થતાં સુધી રીતસર ચાલુ રહ્યો હતો. રજાઓમાં જ્યારે જ્યારે અમે ઘેર આવતા ત્યારે ત્યારે અમે રમતો રમતા જ અને એમાં મોટાભાઈ પણ ભળતા. ગામડાંમાં એક બીજી રમત ખૂબ ચાલતી. એ દોલ્હાપાતી (આંબલીપીપળી) કહેવાય છે. એમાં ઝાડ ઉપર ચડવું પડે છે. હું ઝાડે ચડતાં ડરતો એટલે એ રમતમાં કદી ભળતો નહીં. એની જ રીતે ગામમાં વહેતી નદી ન હોવાથી તરવાનું પણ ન શીખી શક્યો.

બા અને દાદી મારા ઉપર બહુ વહાલ રાખતાં. નાનપણથી મને એવી ટેવ હતી કે હું સાંજે બહુ વહેલો સૂઈ જતો, અને થોડી રાત બાકી હોય ને જ, મળસકામાં જ જાગી જતો. ઘર પાકું હતું, પણ એની બાંધણી જૂની ઢબની હતી. વચ્ચે ચોક ને ચારે બાજુ ઓસરીઓ અને ઓરડાઓ હતા. ઓરડાઓમાં એક દરવાજો અને છાપરાની લગોલગ દરેક ઓરડામાં એક કે બે નાનાં જાળિયાં. શિયાળામાં ખાસ કરીને રાત લાંબી હોય એટલે રાત બાકી હોય ત્યાં જ મારી ઊંઘ ઊડી જતી અને ત્યાર પછી હું મારી બાને પણ ઊંઘવા ન દેતો. ગોદડાની અંદર ને અંદર એને જગાડતો. એ જાગીને પરભાતિયાં ગાઈ સંભળાવતી. કોઈ કોઈ વાર રામાયણ વગેરેની કથા પણ સંભળાવતી. એ ભજનો અને કથાઓની અસર મારા ઉપર ખૂબ જ પડતી. આ પ્રમાણે જ્યાં સુધી જાળિયામાંથી બહારનું અજવાળું ન દેખાય ત્યાં સુધી હું પડ્યો રહેતો અને બા પાસે ભજન ગવડાવ્યા કરતો તથા કથા કહેવરાવ્યા કરતો. જ્યારે ખૂબ અજવાળું થઈ જતું ત્યારે ઘરની બહાર નીકળતો. સાંજે એટલો બધો વહેલો સૂઈ જતો કે ભાગ્યે જ કદી રાતનું વાળુ મેં જાગતાં જાગતાં કર્યું હોય. એ દિવસોમાં વાળુ તૈયાર પણ બહુ મોડું થતું. બાળકો શું ઘરડાંઓ પણ એક ઊંઘ કાઢીને ઊઠે ત્યાર પછી જ વાળુ કરતાં. ભાગ્યે જ કોઈ વાર વાળુપાણી રાતના બાર–એક પહેલાં થતું. પહેલાં ઘરના પુરુષો જમે, પછી સ્ત્રીઓ જમે, અને પછી નોકરો. ઉનાળાની મોસમમાં તો નોકરોને જમી પરવારતાં ક્યારેક સવાર થઈ જતું. એટલે હું સાંજે વાળુ કર્યા વિના સૂઈ જતો એમાં મારો કશોયે વાંક હતો એમ માનવા હું તૈયાર નથી.

ઘરમાં રસોઈ બનાવવાને સારુ એક કાયસ્થ હતા. એટલે રસોઈનો બાર મારી કાકી કે બા ઉપર ન હતો. તોપણ એમને શાક વગેરે કંઈક તો બનાવવાનું રહેતું જ. સાંજ પડતાંની સાથે હું બાને બાઝી પડતો અને સાથે સૂવા માટે રોવા માંડતો. જો એ કોઈ કામમાં ગૂંથાયેલી હોય તો એને એ કામ પડતું મૂકી મારી સાથે સૂવું પડતું. પણ મને લાગે છે કે

મને સુવાડવાનું કામ એને લાંબો વખત ન પહોંચતું; કેમ કે હું બહુ જ જલદી ઊંઘી જતો અને એક વાર ઊંઘી જાઉં એટલે પછી એ ઊઠીને ચાલી જતી અને પોતાને કામે લાગતી. મને યાદ છે કે રોજ મને રાત્રે જગાડીને ખવરાવવામાં આવતું. મારી આંખ ઉઘડતી નહીં પણ મારું શરીર ઢંઢોળી ઢંઢોળીને અને મેનાપોપટનાં નામ તથા ટુચકાઓ સંભળાવીને મારી બા મારું મોઢું ઉઘડાવતી ને એમાં કોળિયો મૂકી દેતી. અમારે ત્યાં એક દાઈ હતી તેને અમે કાકી કહેતા. એ આવી રીતે જમાડવામાં બહુ હોશિયાર હતી. જ્યારે બીજા કોઈના હજાર પ્રયત્ને પણ મારી આંખ ન ઊઘડે ને મોઢું બંધ જ રહે ત્યારે એ કોઈ ને કોઈ ઉપાયે મોઢું તો ઉઘડાવતી અને ભાત જમાડતી. સાંજ પડતાં જ સૂવાની અને પરોઢિયું થતાં જાગી જવાની મારી ટેવ કાયમ રહી. એટલે સુધી કે જ્યારે હું છપરા અને પટનામાં ભણવા ગયો ત્યારે પણ રાત પડતાં જ સૂઈ જતો અને પાંચમા ધોરણમાં પહોંચ્યો ત્યાં સુધી ભાગ્યે જ કોઈ રાતે મેં મારે હાથે વાળુ કર્યું હશે. ત્યા એક બ્રાહ્મણ રસોઇયો હતો, તે રાતે મને ખોળામા બેસાડીને એ જ જૂની રીતે, આંખો મીંચાયેલી હોય છતાં, મારા ઉઘાડા મોમા ભાતના ગોળા સેરવી દેતો, અને હું એ ગળી જતો.

જ્યારે હું વકીલાત કરતો હતો ત્યારે પણ સાંજે જ સૂઈ જવાની મારી ટેવ ચાલુ રહી. સાંજને વખતે અમીલોના કાગળો લઈને જોવા બેસતો અને એમની હાજરીમાં જ સાડાસાત–આઠ વાગ્યા હોય ત્યાં ઝોલાં ખાવા લાગતો ને કામ બંધ કરી દેતો. ૧૯૧૪-૧૫માં હું એમ. એ.ની પરીક્ષા માટે તૈયારી કરી રહ્યો હતો ત્યારે એક કિસ્સો બન્યો. એ વખતે હું કલકત્તા હાઈકોર્ટમાં વકીલાત કરતો હતો. કૉલેજમાં પ્રોફેસરી પણ મળી ગઈ હતી. કેટલાક કેસો પણ હાથ પર રહેતા. સવારનો વખત કેસોની ઊલટતપાસની તૈયારીમાં અને લૉ કૉલેજમાં ભણાવવાની તૈયારી કરવામાં વીતી જતો. દિવસનો વખત કોરટમાં નીકળી જતો. ફક્ત રાતનો જ વખત પરીક્ષાની તૈયારીને વાસ્તે મળતો. એટલે સાંજે જ હુ વાંચવા બેસતો; પણ જ્યાં હાથમાં ચોપડી આવી કે તેની સાથે જ ઊંઘ પણ આવતી જ. એક દિવસ મે વિચાર કર્યો કે આવી તૈયારીએ કંઈ પરીક્ષામા પાસ નહીં થવાય. કોઈ પણ ઉપાયે સાંજની ઊંઘને અટકાવવી જ જોઈએ અને કંઈ નહી તો રાતના નવ વાગ્યા સુધી તો વાંચવું જ જોઈએ. એટલે જ્યારે ઊંઘ આવવા લાગી ત્યારે હાથમા ચોપડી લઈને હું ઊભો થઈ ગયો. એમ છતાયે જ્યારે ઊંઘનો હુમલો અટક્યા નહીં ત્યારે મેં ઓરડાની અંદર આંટા મારતાં મારતાં વાંચવા માંડ્યું. મને ખબર નથી કે કેટલી વાર

સુધી આ પ્રયોગ ચાલ્યો. પણ અચાનક હાથમાંથી ચોપડી નીચે પડી ગઈ અને હું યે સાથોસાથ ધડાક દેતો ઓરડાની ભોંય પર ચત્તો પટકાઈ પડચો. માથું ન ફૂટયું એ નવાઈની વાત. થોડી ઈજા તો થઈ જ. ત્યાર પછી એ પ્રયોગને જોખમકારક સમજીને મેં પડતો મૂકચો અને બેઠે બેઠે વાંચી શકાય તેટલો વખત વાંચીને જ હું સંતોષ માનતો.

૨

# મોલવી સાહેબ

પાંચમે કે છઠ્ઠે વરસે મને અક્ષર ઘૂંટવાનું શરૂ કરાવવામાં આવ્યું. મારા ભાઈને ત્યારે અંગ્રેજી ભણવાને છપરા મોકલી દેવામાં આવ્યા હતા. એ વખતના રિવાજ મુજબ અક્ષર ઘૂંટાવવાનું મોલવી સાહેબે શરૂ કરાવ્યું હતું. અક્ષર માંડવાનું શરૂ કર્યું તે દિવસે મોલવી સાહેબ આવ્યા, બિસ્મિલ્લાહની સાથે અક્ષર મંડાવ્યા, મીઠાઈ વહેંચવામાં આવી અને એમને રૂપિયા પણ આપવામાં આવ્યા. અમને ત્રણ વિદ્યાર્થીઓને એમના હાથમાં સોંપવામાં આવ્યા. એક હું અને બીજા બે મારા કુટુંબના જ પિત્રાઈ ભાઈઓ. એમાંના એક જમનાપ્રસાદજી સૌથી મોટા અને મારાથી બે વરસ મોટા છે. ત્રીજા અત્યારે હયાત નથી; પણ એયે મારાથી મોટા હતા. જમનાભાઈ જ અમારા બધાના 'લીડર' હતા અને બધી રમતો તથા છોકરવાદનાં તોફાનોમાં તેઓ જ મોખરે રહેતા હતા. એમના એક કાકા, જેઓ મારા પણ કાકા થતા તે બહુ મશ્કરા હતા. તેઓ મારા પિતાશ્રીથી નાના હતા અને પિતાશ્રીની કેટલીક કળાઓ એમણે પણ શીખી લીધી હતી. જેમ કે, એમને પણ ઘોડેસવારી ઠીક ઠીક આવડતી, તેઓ પણ દવાઓ બનાવતા અને આપતા, તથા બંદૂક ચલાવવાનું ને ગલોલ તાકવાનું સરસ જાણતા; ફારસી પણ ભણ્યા હતા અને શેતરંજમાંય હોશિયાર હતા. એમ છતાં આ બધી વાતમાં તેઓ મારા પિતાશ્રીની આણ માનતા. તેઓ બહુ જ હસમુખા અને બડા મશ્કરા હતા.

અમને ભણાવવા આવ્યા એ મોલવી સાહેબ વિચિત્ર માણસ હતા. જે પૂછો તે બધુંય પોતાને આવડતું હોવાનો તે દાવો કરતા. એટલે બલદેવકાકાને મશ્કરી કરવાને સારુ એક સરસ રમકડું મળી ગયું. બલદેવકાકા જાતજાતની વાતો મોલવી સાહેબને કરતા અને એમને પોરસ ચડાવી

એમની પાસે કહેવડાવતા કે ગમે તે બાબત કેમ ન હોય, પોતે તે જાણતા કે કરી શકતા હતા. મોલવી સાહેબનો દાવો હતો કે પોતે શેતરંજ પણ રમી જાણે છે. એટલે પછી બલદેવકાકા એમને શેતરંજ રમવા બેસાડતા, પણ દાવો કરવા છતાં મોલવી સાહેબ કદી જીતતા નહીં. અમે નાના બાળકો આ બધી મશ્કરીઓ કંઈક ડર અને કંઈક કૌતુકથી જોયા કરતા. અને હસવાનો પ્રસંગ આવે તોયે હસવું મુશ્કેલ થઈ પડતું. આ મજાકની વાત દાદા ચોધુરલાલજી સુધી પહોંચી ગઈ. પછી તેઓ પણ ક્યારેક તેમાં ભાગ લેતા.

એક દિવસ મશ્કરીમાં જ મોલવી સાહેબને બલદેવકાકાએ વાત કરી કે, બગીચામાં 'હનુમાન' આવ્યા છે, એને કોઈ પણ રીતે નસાડવા જોઈએ. ગલોલ મારી હોય તો એ નાસી જાય. એટલું કહ્યું ત્યાં તો મોલવી સાહેબ બોલી ઊઠ્યા કે, મને ગલોલ ચલાવતાં સરસ આવડે છે. બલદેવકાકા તો બરાબર સમજી ગયા હતા કે એમને કશું જ નથી આવડતું. પણ મશ્કરીમાં એમને મજા આવતી એટલે મોલવી સાહેબને સાથે લઈને તેઓ બગીચે ગયા. ગલોલ અને ગોળી એમને આપીને કહ્યું, ખૂબ તાણીને પેલા વાંદરાને મારો. મોલવી સાહેબે ખૂબ જ ખેંચીને ગોળી છોડી અને જોવા લાગ્યા કે વાંદરાને કેવીક વાગે છે, ત્યાં તો એમના ડાબા હાથના અંગૂઠામાંથી ટપટપ લોહી ટપકવા લાગ્યું અને વાગેલા ઘાની એવી તો કળ ચડી કે દાંત ભીડીને તેઓ બેસી ગયા. ગોળી વાંદરાને વાગવાને બદલે મોલવી સાહેબના પોતાના જ અંગૂઠામાં વાગી હતી!

બીજા એક દિવસની વાત છે. સાંજે સૌ ફરવા નીકળ્યા; મારા દાદાજી પણ સાથે હતા. મોલવી સાહેબ અને બલદેવકાકા પણ હતા. જાત-જાતની વાતો ચાલતી હતી. એટલામાં એક આખલો જોવામાં આવ્યો. લોકોએ કહ્યું કે એ આખલો મારકણો છે. બલદેવકાકાએ ઇશારો કર્યો, એટલે પછી મોલવી સાહેબ શાના ડરે? બહાદુરીથી તેઓ આગળ વધ્યા, ત્યાં તો એક જ ઝપાટે આખલાએ એમને જમીન ઉપર પટકી પાડ્યા. રોજરોજ આવી જાતની મશ્કરીઓ ચાલ્યા જ કરતી.

એક દિવસ બલદેવકાકાએ મોલવી સાહેબને બંદૂક ચલાવવાને ચડાવ્યા. કોઈ પણ વાત નથી આવડતી એમ કબૂલવામાં મોલવી સાહેબને પોતાનો મોભો ઘટતો લાગતો, એટલે એમણે ભારપૂર્વક કહ્યું કે હું સરસ નિશાન તાકી શકું છું. હાથમાં બંદૂક લઈને બલદેવકાકા મોલવી સાહેબ જોડે ઊપડ્યા. મોલવી સાહેબને બે દીકરા હતા તે અમારી સાથે ભણતા હતા. એ બન્ને છોકરા ને અમે બધા એમની સાથે ગયા. થોડે દૂર ગયા

એટલે એક ઊંચા ઝાડની ટોચે ગીધ બેઠેલું નજરે પડ્યું. બલદેવકાકાએ એના ઉપર જ નિશાન તાકવાનું કહ્યું. એ ખૂબ ઊંચે બેઠેલું હોવાથી બંદૂકને લગભગ ઊભી કરીને જ નિશાન તાકી શકાય એમ હતું. મોલવી સાહેબને જે બંદૂક આપવામાં આવેલી તે જૂના જમાનાની હતી અને વજનમાં પણ ભારે હતી. મોલવી સાહેબે કદાચ એ પહેલાં કદી બંદૂક ચલાવી ન હતી. એમણે પોતાની છાતી ઉપર બંદૂક લગભગ ઊભી કરીને નિશાન તાક્યું. એક બાજુ બંદૂકનો ઘોડો ખટક્યો, અવાજ થયો અને બીજી બાજુ ગીધને બદલે મોલવી સાહેબ જમીન ઉપર ચત્તાપાટ પડ્યા. બલદેવકાકાએ તરત જ એમને ઊભા કરી દીધા ને છોકરાઓને પાણી લેવા મોકલ્યા. મોલવી સાહેબને માંડમાંડ ઘર ભેગા કર્યા.

આવી મશ્કરીઓની વચ્ચે અમારું ફારસીનું ભણતર ચાલતું રહ્યું. આશરે છઆઠ મહિના બાદ એ મોલવી સાહેબ ચાલ્યા ગયા. અમે મોટે ભાગે લિપિ શીખી ગયા હતા અને करीमा વાંચવા લાગ્યા હતા. પછી બીજા મોલવી સાહેબ આવ્યા. તેઓ સ્વભાવે બહુ ગંભીર હતા અને ભણાવતા પણ સારું. તેઓ બે વરસ લગી ટક્યા અને करीमा, मामकीमा, खालकबारी, खुशहालसीमिया, दस्तूरुलसीमिया, गुलिस्ता, बोस्ता[1] સુધી અમે લોકો ભણી શક્યા. એ જ અરસામાં અમે કૈથી[2] લખતાં અને ગણતાં શીખ્યા. પણ કેવી રીતે શીખ્યા તે યાદ નથી. અઠવાડિયામાં સાડા પાંચ દિવસ અમે ફારસી ભણતા. ગુરુવારે બપોર પછી ને શુક્રવારની બપોર સુધી ફારસીની છુટ્ટી રહેતી અને એ વખતે કૈથી કે હિસાબ શીખતા. એ ઉપરાંત રમવા કૂદવાનેયે તે દિવસે કંઈક વધુ વખત આપવામાં આવતો.

અમારો ભણવાનો નિયમ એવો હતો કે સવારે વહેલા ઊઠીને અમે નિશાળમાં પહોંચી જતા. નિશાળ અમારા મકાનથી અલગ એક બીજા મકાનની ઓસરીમાં હતી ત્યાં એક કોટડી હતી તેમાં મોલવી સાહેબ રહેતા અને સામેની ઓસરીમાં ઢાળી રાખેલી પાટ ઉપર બેસી અમે ભણતા. મોલવી સાહેબ ક્યારેક ખાટલા ઉપર અને ક્યારેક પેલી પાટ ઉપર બેસીને ભણાવતા. સવારે આવીને આગળનો પાઠ ફરી વાંચી જવો પડતો અને જે જેટલું પુનરાવર્તન કરી લે તેને તેટલો જલદી નવો પાઠ આપવામાં આવતો. હું મોટે ભાગે મારા બેય સાથીઓની પહેલાં નિશાળે પહોંચી જતો અને પુનરાવર્તન પણ પહેલું પતાવીને પાઠ પણ પહેલાં શીખી

---

૧. ફારસી પુસ્તકોનાં નામ.

૨. હેથી બિહારમાં ચાલતી જૂની ગુજરાતીને મળતી એક લિપિ છે, જે ચોપડા લખવા ને પત્રવ્યવહારમાં છૂટથી વપરાય છે. —અનુવાદક

લેતો. આટલું કરવામાં સૂર્યોદય થઈ દિવસ ચડી જતો. ત્યાર પછી નોકર આવતો અને અમને સાથે તેડી જઈ હાથમોઢું ધોવરાવીને નાસ્તા માટે ઘેરે બા પાસે લઈ જતો આ બધાને સારુ અમને આશરે અર્ધો પોણો કલાકની રજા મળતી. નાસ્તો કરીને પાછા ફર્યા પછી અમારે પાઠ ગોખવો પડતો ગોખી લઈને એ સંભળાવી દીધા પછી મોલવી સાહેબ ફરમાવતા કે ચોપડી બંધ કરો ચોપડી બંધ કરીને અમારે પાટી લેવી પડતી. એ બે કામની વચ્ચે જરાક રમવા કૂદવાનું મળતું અથવા ફરીથી ઘેર જઈને કાંઈક ખાઈ લેવાની તક પણ મળી જતી. અમારે લાકડાની પાટી ઉપર લખવું પડતું અને જ્યારે પાટી ભરાઈ જતી ત્યારે એને ધોવા જવું પડતુ. આ કામમા પણ અમને થોડોક વખત અંદર અંદર હસવા–રમવાનો મળી જતો બપોરે નાહવા જમવાને એક દોઢ કલાકની છુટ્ટી મળતી. અને જમીને પાછા નિશાળમા એની એ જ પાટ ઉપર સૂવુ પડતું. મોલવી સાહેબ ખાટલા ઉપર સૂતા. અમને લોકોને ઘણે ભાગે ઊંઘ ન આવતી એટલે પાટ પર આડા પડ્યા પડ્યા શેતરંજ રમતા અને મોલવી સાહેબનો જાગવાનો વખત થાય એ પહેલા સોગટાં ઉપાડીને મૂકી દેતા. આમ શેતરંજ રમવાનું પણ મને એ જ દિવસોમા આવડી ગયુ પણ તે હું ક્યારે ને કેવી રીતે શીખ્યો. તેની ખબર નથી. નમતે પહોરે ફરી વાર અમને બીજો પાઠ મળતો. અને એ થોડોઘણો યાદ કરીને સંભળાવ્યા બાદ કલાક દોઢ કલાક દિવસ બાકી હોય ત્યારે રમવા માટે છુટ્ટી મળતી. આ વખતે દડો, ચિક્કા વગેરે રમતો રમાતી સાંજે દીવાબત્તી થાય એટલે પાછા ચોપડી લઈને વાચવા બેસવુ પડતું દિવસના બંને પાઠ ફરી યાદ કરીને સંભળાવવા પડતા અને પછી હુકમ મળતો, ચોપડી બંધ કરો. ચોપડી બંધ કરી, નિયમ પ્રમાણે મોલવી સાહેબને સલામ કરીને, ઘેર જઈ અમે સૂઈ જતા.

સાંજે મને જલદી ઊંઘ આવતી, એટલે મનમાં હમેશાં ડર રહ્યા કરતો કે મને ઝોકા ખાતો જોઈને મોલવી સાહેબ ક્યાંક મારી ન બેસે. જલદી છૂટવા માટે બે યુક્તિઓ હતી. જેમ રમવા કૂદવામાં જમનાભાઈ અમારા 'લીડર' હતા તેમ જલદી છુટ્ટી મેળવવાની યુક્તિ પણ એ જ અજમાવતા વાચવા માટે કોડિયામા તેલ પૂરીને દીવો કરવામાં આવતો. જમનાભાઈ દિવસે જ કપડાના કકડામા રાખ કે ધૂળની નાનકડી પોટલી બાંધીને પોતાની પાસે સંતાડી રાખતા. જે દહાડે કોડિયામા તેલ વધારે દેખાતુ હોય તે દહાડે દીવો સંકોરવાને બહાને જમનાભાઈ છાનીમાની એ પોટલી દીવામાં મૂકી દેતા. જોતજોતામા એ તેલ ચૂસી લેતી અને દીવો

ઠરું ઠરું થવા લાગતો. મોલવી સાહેબ દાઈ પર ચિડાતા કે 'કેમ ઓછું તેલ લાવી?' પણ ન છૂટકે, તરત જ ચોપડી બંધ કરવાનો હુકમ આપી દેતા. કોઈ કોઈ વાર જમનાભાઈ પેશાબ કરવાની રજા લઈ ને બહાર નીકળી પડતા અને પેશાબ કરવાને બદલે દોડીને કોઈ વાર મારી બા પાસે તો કોઈ વાર પોતાની બા પાસે અને કોઈ કોઈ વાર ગંગાભાઈની બા પાસે જઈ ને કહી આવતા કે હવે ઊંઘ આવવા લાગી છે, આયાને જલદી તેડવાને મોકલો, નહીં તો માર ખાઈ બેસીશું. એમના પાછા આવ્યા પછી થોડીક વારમાં તો આયા આવી પહોંચતી અને મોલવી સાહેબને કહેતી કે હવે છોડી મૂકો, મોલવી સાહેબ.

એક દિવસ જ્યારે આવી રીતે જમનાભાઈ દોડીને જતા હતા ત્યારે ગામના એક સદ્‌ગૃહસ્થ, જે અમારા દૂરના કાકા થતા હતા, તે એમને જોઈ ગયા અને જઈને મોલવી સાહેબને કહી દીધું કે જમનો ક્યાંક દોડ્યો જાય છે. તપાસ ચાલી અને જમનાભાઈએ ખુલાસો કર્યો કે હું પેશાબ કરવા ગયો હતો ત્યાં અંધારામાં ડરી ગયો એટલે ત્યાંથી નાસી છૂટ્યો. એ રીતે તેઓ બચી ગયા. ત્યાં અમે જે કંઈ ફારસી શીખ્યા તે એ જ મોલવી સાહેબને હાથે. અમે બધા એમના ઉપર ભાવ પણ રાખવા લાગ્યા હતા. અમારે જ્યારે ઘર છોડીને અંગ્રેજી ભણવા છપરા જવું પડયું ત્યારે મોલવી સાહેબને તેમ જ અમને સૌને બહુ દુઃખ થયું.

## ૪

## ગામડાનું જીવન

એ જમાનામાં ગામડાનું જીવન આજના કરતાં ક્યાંય વધારે સાદું હતું. જીરાદેઈ અને જમાપુર એ જુદાં ગામ હતાં, પણ બંનેની વસ્તી એટલી ભેળસેળ હતી કે, જીરાદેઈ ક્યાં પૂરું થાય છે અને જમાપુર ક્યાંથી શરૂ થાય છે, એ કહેવું કઠણ થઈ પડે એટલે વસ્તીને હિસાબે બંને ગામોને એકદાં ગણવાં એ ખોટું નથી. બેય ગામમાં મોટે ભાગે બધી જાતના લોકો વસતા. બધી મળીને બે હજારથી વધુ વસ્તી હશે. એ જમાનામાં ગામડામાં મળનારી બધી વસ્તુઓ ત્યાં મળતી હતી. હવે તો ત્યાં થોડી દુકાનો નવી ઢબની પણ નીકળી છે, ને એમાં પાનબીડીયે વેચાય છે. એ દિવસોમાં એવી ચીજો નહોતી મળતી, જોકે પીવાની અને ખાવાની તમાકુ વેચાતી હતી. કાપડની દુકાનો સારી હતી ને ત્યાંથી બીજા ગામના લોકો તથા

કેટલાક બહારના વેપારીઓ પણ કાપડ લઈ જતા હતા. ચોખા, દાળ, લોટ, મીઠું, મસાલો, તેલ વગેરે બધું ત્યાં વેચાતું. વળી ઓસડિયાંની પણ એક નાની સરખી દુકાન હતી, જેમાં હરડાં, બહેડાં, પીપર વગેરે ચીજો મળી શકતી હતી. મને યાદ છે ત્યાં સુધી ફક્ત કંદોઈની દુકાન એક પણ ત્યાં ન હતી. ગામમાં કાછિયા લોકોની વસ્તી સારી હતી. એટલે શાકભાજી પણ પૂરતાં મળતાં હતાં. ભરવાડ રબારી ઓછા હતા, પણ આજુબાજુનાં ગામમાં એમની વસ્તી ઠીક ઠીક હતી એટલે દહીંદૂધ પણ મળતાં. રેંટિયા પુષ્કળ ચાલતા હતા. ગામમાં વણકરોનીયે વસ્તી હતી. અને તેઓ સૂતર લઈને કપડું વણી આપતા હતા. ચૂડીગર ચૂડી બનાવતા. બિસાતી* નાની નાની વસ્તુઓ, જેવી કે ચાંદલી વગેરે બહારથી લાવીને વેચતા અને કંઈક પોતેય બનાવતા. મુસલમાનોમાં ચૂડીગર, વહોરા, કડિયા, દરજી અને વણકરો હતા. અમારા ગામમાં કોઈ શેખ કે સૈયદ નહોતા. હિંદુઓમાં બ્રાહ્મણ, રજપૂત, ભૂમિહાર, કાયસ્થ, કોળી, કુરમી, કમકર, તુરહા, ગોંડ, ડોમ, ચમાર, દુસાધ વગેરે બધી જાતના લોકો વસતા. મારા ધારવા પ્રમાણે ત્યાં સૌથી મોટી વસ્તી રજપૂતોની હતી. એમાં કેટલાક તો જમીનદાર વર્ગના અને જૂની ખાનદાન પેઢીઓના ગણાતા. બીજા કેટલાક સાધારણ ખેડૂત વર્ગના હતા. કાયસ્થોનાં જીરાદેઈમાં પાંચ ઘર હતાં, તેમાં ત્રણ તો અમારા સગાનાં હતાં અને બે ઘર સંબંધને લીધે બહારથી આવીને વસ્યાં હતાં.

આમ ઘણુંખરું બધું જ ગામમાં મળી રહેતું એટલે ગામની બહાર જવાનો માણસોને ભાગ્યે જ પ્રસંગ આવતો. અઠવાડિયે બે વાર ગામમાં ગુજરી ભરાતી, ત્યાં આસપાસનાં ગામડાંના કેટલાક દુકાનદારો પણ પોતપોતાનો માલસામાન માથા પર ઊંચકીને, બળદ ઉપર કે ગાડામાં લાદીને લઈ આવતા. ગુજરીમાં કંદોઈ પણ દુકાન માંડતો અને માંસમાછલી ખરીદવા ઇચ્છનારને તે પણ મળી જતાં. આટલેથી જેમની જરૂરિયાતો પૂરી ન થતી તે સીવાન જતા. સીવાનમાં થાણું છે, મૅજિસ્ટ્રેટ પણ રહે છે અને કચેરી તથા દુકાનો પણ છે. ટૂંકમાં એ એક કસબો છે. ગામડિયાઓને મન એ દિવસોમાં એ ભારે મોટી જગ્યા લેખાતી. મને યાદ છે કે બહારથી ગામમાં સગાસબંધીઓ સિવાય બહુ જ થોડા લોકો આવતા. મૌલવી સાહેબને ત્યાં બેચાર મહિને એક વાર એક માણસ ફારસીની નાનીમોટી

* ગુજરાત કાઠિયાવાડમાં વહોરા લોકો જેવી દુકાન રાખે છે તેવી પરચૂરણની દુકાનને ઉત્તરમાં બિસાતખાના કહે છે અને તેના દુકાનદારને બિસાતી કહે છે.
—અનુવાદક

ચોપડીઓની ગાંસડી અને એકબે શીશીઓમાં શાહી (આજકાલની બ્લ્યૂબ્લેક શાહી નહી) લઈને આવતો. એ આવતો ત્યારે અમ બાળકોની અજાયબીનો પાર ન રહેતો. કોઈ કોઈ વાર શિયાળામાં સંતરાંન્લીંબુની ટોપલી લઈ કોઈ વેચવાને આવી ચડતું ત્યારે અમે જાણે કોઈ દુર્લભ વસ્તુ મળી ગઈ હોય એટલા ખુશ થઈ જતા. એક દિવસ એવો એક માણસ આવ્યો અને હું દોડીને બાને કહેવા ગયો. ત્યાંથી દોડીને પાછો બહાર આવતો હતો ત્યાં પગમાં કશાકની એવી જોરથી ઠોકર વાગી કે હું પડી ગયો. હોઠે વાગ્યું, લોહી નીકળ્યું. કેટલાક દિવસ સુધી એની નિશાની હોઠ ઉપર રહી. એક વાર બીજી વખતે પણ કોઈ વસ્તુ માટે દોડતા હું પડી ગયો હતો. એનું નિશાન આજ સુધી જમણી આંખ નીચે ગાલ પર કાયમ છે. ગામમાં ફળ — કેરીની મોસમમાં કેરી અને સામાન્ય રીતે કોઈ કોઈ વાર બાગમાંથી કેળાં — મળતાં. મોટા કાકા — તેમને અમે નૂનૂ કહેતા હતા — છપરાથી ક્યારેક લીલી દ્રાક્ષ લાવતા. આજની જેમ ત્યારે લૂમખાબંધ લીલી દ્રાક્ષ ખુલ્લી નહોતી વેચાતી, લાકડાની ડાબલીમાં રૂનાં પૂમડાં વચ્ચે રાખેલી વેચાતી, અને મોઘી પણ ખૂબ મળતી. ગામડાના લોકોને તો કેવળ કેરી અને કેળાં મોસમ પ્રમાણે મળી શકતાં હતાં.

અમારા ગામમાં બે નાનકડા મઠ હતા. એ દરેકમાં એક એક સાધુ રહેતા હતા. ગામના લોકો એમને ખોરાકી પહોંચાડતા અને તેઓ સવારસાંજ ઘંટાઝાલર વગાડી આરતી કરતા. આરતી વખતે થોડાં માણસ ભેગાં થતાં. કોઈ કોઈ વાર અમે લોકો પણ જઈ પહોંચતા. અમને સાધુબાવા તુલસીદળનો પ્રસાદ આપતા. રામનવમી અને ખાસ કરીને જન્માષ્ટમીને દહાડે મઠમાં શણગાર થતો. અમે બધાં બાળકો કાગળ અને વરખનાં ફૂલો કાતરીને હવેલીના દરવાજા અને સિંહાસન ઉપર લગાડતાં અને ઉત્સવમાં ભાગ લેતાં, વ્રત પાળતાં, અને દધિઓચ્છવને દિવસે એકબીજા ઉપર સારી પેઠે હળદર ને દહીં છાંટતાં. ઘણે ભાગે દર વરસે કારતકમાં કોઈ ને કોઈ પંડિત આવી પહોંચતા, જે એક દોઢ મહિનો રહી રામાયણ, ભાગવત કે બીજી કોઈ પુરાણકથા કહેતા. જે દહાડે પૂર્ણાહુતિ થતી તે દહાડે આખા ગામનું માણસ એકઠું થતું અને સૌ કંઈ ને કંઈ પૂજા ચડાવતા. મારે ઘેરથી પૂજા વધારે ચડતી, કારણ કે અમે સૌથી મોટા ગણાતા. મોટે ભાગે કથા અમારે બારણે જ કરવામાં આવતી. એનું બધું ખરચ અમારે આપવું પડતું જ્યારે ગામની પંચાયતી કથા થતી ત્યારે આખા ગામના લોકો વારા પ્રમાણે પંડિતને ત્યાં સીધુંસામાન પહોંચાડતા. એમાં અમારો વારો પણ આવે. અમે બાળકો ભાગ્યે જ કથાનો કંઈ વધારે ભાગ સાંભળવા પામતાં, કારણ હું તો

સાંજ પડતાં જ સૂઈ જતો. પણ જ્યારે આરતી થતી ત્યારે લોકો મને જગાડતા અને પ્રસાદી ખવરાવી દેતા.

રામલીલા એ અમારે સારુ વિનોદ અને કેળવણી માટેની બીજી એક સગવડ હતી. એ આસો મહિને થતી. રામલીલા કરનારી ટોળી કોઈક જગ્યાએથી આવી પહોંચતી અને પંદરવીસ દિવસ લગી ધામધૂમ રહેતી. લીલા કોઈ વાર જમાપુરમાં થતી તો કોઈ વાર જીરાદેઈમાં; અને એ થતી પણ વિચિત્ર રીતે. એમાં રામલક્ષ્મણ વગેરે બનનારા સાવ અભણ જ હોય. એક માણસ હાથમાં તુલસીરામાયણ લઈ બોલતો — 'રામજી કહે, હે સીતા' — વગેરે. અને રામજી એ ઝીલતા. એવી રીતે જેને જે કહેવાનું હોય તે તેને કહી સંભળાવવામાં આવતું ત્યારે તે પાછળ પાછળ એનું એ ફરી બોલી જતા. લોકોને આમાં ઝાઝી મજા ન આવતી, કારણ ભીડ ખૂબ થતી અને બધું કામ સો બસો વાર જેટલા ઘેરાવામાં કરવામાં આવતું. મજા તો પાત્રોની દોડધામમાં અને તેથીયે વધારે તો લડાઈ વગેરેના અભિનયમાં જ આવતી. ઉત્તરમાં રામજીનો ગઢ અને દક્ષિણમાં રાવણનો ગઢ બનાવતા અથવા અયોધ્યા અને જનકપુરી બનાવતા. જે દિવસે જે કથા આવે તે કથાનો કંઈક ને કંઈક દેખાવ રચાય જ. સૌથી મોટી તૈયારી રામ-વિવાહ, લંકાકાંડના યુદ્ધ તથા રામજીના અભિષેકને દિવસે કરવામાં આવતી. વિવાહને સારુ હાથીઘોડા મંગાવવામાં આવતા અને જાન પૂરેપૂરી સજાવાતી. લંકાદહનને માટે નાનકડાં ઘર પણ ઊભાં કરી લેવામાં આવતાં અને ખરેખર એને આગ લગાડવામાં આવતી. હનુમાન-વાંદરાઓ અને રાક્ષસોના ચહેરા માટે જુદી જુદી જાતનાં મોઢાં બનાવેલાં તૈયાર રાખતા અને જે પ્રસંગ ચાલતો હોય તે પ્રમાણે એ પહેરતા. અમને બાળકોને એ સાચે જ ડરામણાં લાગતાં. વાંદરાઓનાં કપડાં ઘણે ભાગે રાતાં રહેતાં અને રાક્ષસોનાં કાળાં. રામ-લક્ષ્મણ-જાનકીનાં કપડાં ખાસ જાતનાં બનતાં અને એમને શણગારવામાં આશરે દોઢ બે કલાક વીતી જતા. લીલા સાંજે ચાર વાગ્યાથી છ વાગ્યા સુધી કરવામાં આવતી. રામ-લક્ષ્મણ સાધારણ માણસની જેમ નહોતા ચાલતા. એમનાં પગલાં બહુ ઊંચાં ઊપડતાં અને લડાઈમાં પેંતરા ભરવાની તો એમને ખાસ કેળવણી અપાતી. જે દહાડે રાજગાદી અપાતી તે દહાડે ગામના ને આજુબાજુના લોકો પૂજા ચડાવતા. એ રામના ચરણમાં નજરાણા તરીકે ભેટ ધરવામાં આવતી. લીલા કરનારાઓને ખાવાપીવા ઉપરાંત જે કંઈ નગદ નાણું મળવાનું હોય તે એ દિવસે મળતું. તે પછી બીજે દિવસે રામ-લક્ષ્મણ-જાનકીને શણગારી-ને જે ઘરની સ્ત્રીઓ પડદાને લીધે ભીડમાં લીલા જોવા નહોતી જતી તેવે

મોટે મોટે ઘેર ફેરવવામાં આવતાં. ત્યાં એમની પૂજા થતી અને એમને રૂપિયા ચડાવવામાં આવતા.

એક વસ્તુની મારા ઉપર બચપણમાં જ અસર પડી — રામાયણના પાઠની. ગામમાં વાંચી શકે એવા લોકો બહુ ઓછા હતા. એ દિવસોમાં એક પણ પ્રાથમિક કે બીજી જાતની નિશાળ ગામમાં કે આજુબાજુમાં ન હતી. મૌલવી સાહેબ મહિને દહાડે ત્રણચાર રૂપિયા અને ભોજન લઈને અમને લોકોને ભણાવતા. ગામમાં બીજા એક મુસલમાન હતા. તે જાતે વણકર હતા, પણ કૈથી લખી જાણતા. તેઓ વાણિયાશાહી હિસાબ પણ જાણતા હતા. એ હિસાબમાં પાયા, અર્ધા, દોઢા, મણ-શેરનાં લેખાં અને ખેતરની માપણીના હિસાબ પણ આવી જતા. એમણે એક નિશાળ કાઢી હતી, તેમાં ગામના થોડાક છોકરાઓ ભણતા હતા. વાંચતાં તો બહુ જ જૂજ માણસોને આવડતું હતું, પણ રોજ સાંજે થોડાક માણસો ક્યાંક ને ક્યાંક, મઠમાં કે કોઈની ડેલીમાં ભેગા થતા અને એક માણસ રામાયણનું પુસ્તક લઈ ચોપાઈ બોલતો જતો અને બીજા બધા એ ઝીલતા જતા. સાથે ઢોલ અને ઝાલર પણ વાગતાં. વંદનાનો ભાગ તો રામાયણનો પાઠ શરૂ કરતી વેળા અચૂક ઝિલાવવામાં આવતો. આમ નિરક્ષર હોવા છતાં રામાયણની ચોપાઈઓ જાણનાર અને સંભળાવી શકનાર ઘણા જણ ગામમાં હતા તથા ખાસ કરીને વંદનાના થોડાએક દોહા તો મોટે ભાગે સૌને મોઢે હતા.

તહેવારોમાં સૌથી પ્રસિદ્ધ તહેવાર હોળીનો. એમાં ગરીબ અને શ્રીમંત સૌ ભળે. વસંતપંચમીના દિવસથી હોળીનું ગાણું શરૂ થાય. ગામડાંની ભાષામાં એને તોલ ઝુઠના કહેતા. એ દહાડાથી હોળીનો દિવસ આવતાં સુધી ઠેકઠેકાણે લોકો નાની નાની ટોળીઓમાં ભેગા મળીને ઝાંઝ અને ઢોલક સાથે ફાગ ગાતા. ક્યારેક જીરાદેઈ અને જમાપુરના લોકો વચ્ચે હરીફાઈ ચાલતી. એક ગામના લોકો એક ગીત પૂરું કરે એટલે બીજા ગામના લોકો બીજું ગીત ઉપાડે. કોઈ કોઈ વાર આજુબાજુનાં બીજાં ગામડાંના લોકો પણ ટોળું વળીને અહીં પહોંચતા. અને આમ ચીડી ચડસા-ચડસી બહુ જ ઉત્સાહપૂર્વક ચાલતી. એક વાર બે ગામો વચ્ચે હોડ જામી તે મને યાદ છે. રાત આખી ગીત ઉપર ગીત ચાલ્યાં તે એટલે લગી કે વહાણું થયું, તડકો ચડ્યો તોયે એ લોકોનું ગાવાનું ન અટક્યું. છેવટે એમને સમજાવી કરીને છૂટા પાડવામાં આવ્યા. આ રીતના ગાણામાં ઢોલ વગાડનાર માણસને સારી પેઠે મહેનત કરવી પડતી અને એ પરસેવે [illegible]

રાત વગાડતો રહ્યો. એના હાથમાં ફોલ્લા પડ્યા, પણ એ અટકે શાનો? ગામની આબરૂ જાય ને! ફોલ્લા ઊઠ્યા અને ફૂટયા, વળી પાછા નવા ફોલ્લા થયા ને ફૂટયા. આખી રાત એમ ચાલ્યું પણ એણે ગામની લાજ ના જવા દીધી. બીજે દિવસે સવારે હરીફાઈ પૂરી થઈ ત્યારે આ વાતની ખબર પડી અને બધા લોકોએ એની હિંમતનાં વખાણ કર્યાં.

હોળીને દિવસે બહુ જ ગંદી ગાળાગાળી ચાલતી. તેમાં બુઢ્ઢા ને જુવાન તથા છોકરાઓ પણ ભળતા. ગામને એક ખૂણેથી એક ટોળું ઊપડે અને લગભગ દરેક બારણે ઊભું રહી નામ દઈ દઈને ગાળોનાં ગીતો ગાય, ગંદી માટી, ધૂળ અને કીચડ એકબીજા ઉપર ફેંકે અને એમ કરતું ગામને બીજે છેડે પહોંચતું. એક આ જ એવો પ્રસંગ હતો જ્યારે નાનામોટાની આમન્યા બધી વિસારે પડતી. કેવળ ઉંમરનું જ નહીં, જાતિ અને વર્ગનું પણ નાનામોટાપણું ત્યારે ભુલાઈ જતું. ચમાર, બ્રાહ્મણ અને રજપૂત એકબીજાને ગાળો સંભળાવતા અને એકબીજા ઉપર કાદવ ઉછાળતા. કોઈ નવાં ઊજળાં કપડાંવાળો ચોખ્ખો માણસ હાથ આવી જતો તો એ બિચારો કેમેય કરી છટકી શકતો નહીં. કેમ જાણે એને પણ કાદવ ચોપડીને પોતાની નાતનો કરી લેવાની સૌને પોતાની ફરજ લાગતી હોય! આ ધૂડી રમત બપોર લગી ચાલતી. એ પછી બધા નહાતા અને ઘેરઘેર પૂજા થતી. એ દિવસનું ખાસ ભોજન પૂરી અને માલપૂડાનું થતું. ગરીબ માણસો પણ કોઈ ને કોઈ રીતે કંઈક બંદોબસ્ત કરી જ લેતા. ભોજન પછી નમતે પહોરે અબીલ-ગુલાલની રમત શરૂ થતી. એ વેળા બધા લોકો ધોળાં કપડાં પહેરે. એમના ઉપર લાલ-પીળા રંગ નખાય, અબીલ અને અબરખ છંટાય, ખારેકટોપરાં, પાનસોપારી વહેંચાય અને સારી પેઠે ફાગ ગવાય.

મેં સાંભળ્યું છે કે બીજે ઠેકાણે એ દિવસે લોકો માંસ-મદિરાનું પણ ખૂબ સેવન કરે છે. પણ સદ્ભાગ્યે મારા ગામમાં મેં એવું કદીયે જોયું નથી. અમારે ત્યાં રજપૂત, બ્રાહ્મણ, ભૂમિહાર તો દારૂ પીવો એને પાપ ગણે છે. ક્યાંક ક્યાંક કાયસ્થ લોકો પીએ છે, પણ મારા ઘરમાં એક બહુ જૂનો રિવાજ ચાલ્યો આવે છે. લોકોની અડગ માન્યતા છે કે અમારા વંશમાં જે કોઈ દારૂ પીશે એ કોઢિયો થઈ જશે. એટલે કાયસ્થોનું ઘર છતાં અમારે ત્યાં દારૂ કદીયે ઘૂસ્યો નથી. મોટાઓનું જોઈ ને નાના પણ દારૂથી દૂર રહે છે. આ સ્થિતિ હજી ચાલુ છે.

જન્માષ્ટમી અને રામનવમીની વાત આવી ગઈ. દિવાળી પણ સરસ ઊજવાતી. સૌ પોતપોતાનાં ઘર થોડા દિવસ અગાઉથી જ સાફ કરતા, ઘરની ભીંતો લીંપી લેતા અને લાકડાના થાંભલાઓને તથા બારણાંને

તેલ ચોપડી દેતા. એ વખતે ઘાસતેલ બાળવામાં નહોતું આવતું. ઘણે ભાગે ત્યારે એ મળતું જ નહોતું. દીવામાં સરસિયું, અળશીનું તેલ, શીંગદાણાનું તેલ અથવા એરંડિયુ વપરાતું. ઘણે ભાગે અમીરગરીબ સૌ માટીનાં કોડિયાં સળગાવી થોડીઘણી રોશની જરૂર કરતા. મોટા માણસોને ઘેર ઘણા દીવાઓ થતા. કેળના થાંભલા રોપાતા. વાંસની કમાનો રચાતી. દીવા ગોઠવીને રંગ રંગનાં ચિત્રો પૂરવામાં આવતાં. દેખાવે એ બધું બહુ જ દીપી નીકળતું. મોટેરાઓ ચિત્રો આંકી આપતા અને તેઓ જેમ બતાવતા જતા તેમ અમે નાનાઓ કોડિયાં મૂકતા જતા, તેલ પૂરતા ને બત્તી ચેતાવતા. દીવા પ્રગટાવ્યા પહેલાં લક્ષ્મીપૂજન થતું. લક્ષ્મીજી અને તુલસીની પાસે દીવા સળગાવ્યા પછી જ બીજી બધી જગ્યાએ દીવા સળગાવવામાં આવતા. દીવા થયા પછી કોડી રમવાનો રિવાજ હતો. અમે લોકો તો નામ લેવા પૂરતું જરાક રમી લેતા; પણ મેં જોયું છે કે કેટલાક લોકો પૈસાની હારજીત પણ રમતા. દિવાળીને દિવસે દીવાઓની સજાવટ વધારે રહેતી પણ આમ તો આખો કારતક મહિનો કેટલાક લોકો તુલસીક્યારા પર દીવા કરતા અને આકાશમાં રંગીન કાગળનાં ફાનસ ચડાવતા.

દશેરા તો ખાસ કરીને જમીનદારોનો તહેવાર મનાતો હતો. પણ નોરતાંમાં ક્યારેક ક્યારેક કાળીમાતાની પૂજા થતી. એને સારુ મૂર્તિ આણવામાં આવતી અને ભારે ધામધૂમથી પૂજા કરાતી મારા ગામમાં તો મેં કાળી-પૂજન જોયું નથી, પણ એક વાર પડખેના ગામમાં કાળી-પૂજન ચાલતું હોવાની વાત સાંભળી એટલે અમને બાળકોને દર્શન કરવા સારુ ત્યાં મોકલવામાં આવ્યા હતા. ત્યાં જઈને અમે કાળીના આબેહૂબ રૂપનું દર્શન કર્યું. એ ખરેખરી કાળી હતી. એણે પોતાના હાથમાં લોહિ-યાળું ખપ્પર અને ખડગ ધારણ કર્યાં હતા. રામલીલામાં રામને રાજગાદી પણ મોટે ભાગે દશેરાને દિવસે કે એક બે દિવસ આગળ પાછળ આપવામાં આવતી. દશેરાને દિવસે અમારા દાદાજી સૌને પોતાની સાથે લઈ એક નાનું સરખું સરઘસ કાઢતા અને નીલકંઠ*નાં દર્શન કરતા.

આ ઉપરાંત અનંત ચતુર્દશીના વ્રતનો બીજો એક તહેવાર હતો જેમાં બધા લોકો ભાગ લેતા. એ ભાદરવા સુદ ચૌદશને રોજ આવે. એ વ્રત બપોર સુધી જ ચાલતું. બપોરે કથા સાંભળ્યા પછી ખીરપૂરી જમવાનો રિવાજ હતો. સાંજે કશું ખાવાનું નહોતું મળતું. સૂરજ આથમ્યા પછી પાણી પણ

* દશેરા પર નીલકંઠ પક્ષી, જેને ચાષ પક્ષી પણ કહે છે તેના દર્શન કરવા શુભ શુકન મનાય છે. કેટલાક ચાષને વિષ્ણુભગવાનના ગરુડનું પ્રતીક ગણે છે.
— અનુવાદક

પિવાતું નહીં. આ વ્રતમાં અમે બધા બાળકો ભાગ લેતા. કથા પૂરી થયે બાળકોને બહુ રમૂજ પડે એવી ક્રિયા કરવામાં આવતી. એક મોટા થાળમાં એક બે કાકડી મૂકવામાં આવતી અને એમાં પંડિત થોડુંક પાણી નાખતા. પછી બધા જ કથા સાંભળનારાઓ એ થાળની અંદર હાથ ફેરવતા અને પંડિત પ્રશ્ન કરતા — 'શું ખોળો છો ?' લોકો જવાબ આપતા — 'અનંત ફળ.' વળી પાછા પંડિત પૂછતા — 'મળ્યું ?' જવાબ મળતો — 'મળ્યું.' એટલે પંડિત કહેતા, 'માથે ચડાવો.' એટલે બધા લોકો પોતાને માથે પાણી છાંટતા. આ વિધિ પૂરો થયા પછી, સૂતરમાં ચૌદ ગાંઠ વાળી બનાવવામાં આવેલું અનંત સૌને અપાતું અને તેઓ એ પોતાને બાવડે બાંધી લેતા. આમ બાળકોને માટે સુંદર, રંગીન ને ક્યારેક તો રેશમનું અનંત પટવાને ત્યાંથી ખરીદી લેવામાં આવતું. કેટલાક જણ આખું વરસ બાવડા પર અનંત બાંધી રાખતા; એટલે તેઓ પોતાનું અનંત પોતાને હાથે મજબૂત અને ઠીક ઠીક લાંબું બનાવતા જેથી બાંધવું સહેલું પડે. આ રીતે જે અનંત બાંધે તે માંસમચ્છીની બાધા પાળે. એવી જ રીતે જે તુળસીની માળા કે કંઠી બાંધે એ પણ માંસમચ્છી ન ખાય.

કથા, રામલીલા, રામાયણ પાઠ અને આ વ્રત તથા તહેવારો વગેરેથી ગામડાંમાં બારે માસ ધાર્મિક જીવન જીવતુંજાગતું રહેતું. એ ઉપરાંત મોહરમમાં તાજિયા રાખવાનો પણ રિવાજ હતો. એમાં હિંદુ અને મુસલમાન બંને સામેલ થતા. જીરાદેઈ અને જમાપુરમાં કેટલાક હિંદુઓ કંઈક સાધનસંપન્ન હતા, એટલે એમના તાજિયા ગરીબ મુસલમાનોના તાજિયા કરતાં વધારે મોટા અને ભપકાદાર થતા હતા. મોહરમ ચાલે ત્યાં લગી લગભગ રોજ લકડીપટ્ટા, લાઠી, ઢાલ વગેરેના ખેલ થતા. અને તાજિયા ડુબાડવાને દિવસે તો બહુ ભારે ભીડ થતી. ગામેગામના તાજિયા કરબલામાં પહોંચાડવામાં આવતા. આખે રસ્તે 'યા અલી, યા ઇમામ'ના પોકાર કરવામાં આવતા અને લકડીપટ્ટાના ખેલ થતા. આ બધામાં ઘણો ઉત્સાહ જણાતો અને તેમાં હિંદુ મુસલમાનનો ભેદ રહેતો નહીં, મીઠાઈ અને તિચોરી (પલાળેલા ચોખા અને ગોળ) વહેંચાતાં. સૌ એ લેતા અને ખાતા; પણ હિંદુ લોકો મુસલમાનોનું અડેલું પાણી કે શરબત પીતા નહીં. મુસલમાન પણ એથી મનમાં કંઈ ઓછું ન લાવતા. એ સમજતા હતા કે એ હિંદુઓના ધરમની વાત છે એટલે પોતે ખસી જતા.

જેવી રીતે હિંદુઓ મોહરમમાં ભાગ લેતા તેમ મુસલમાનો પણ હોળીની ધમાલમાં ભળતા. અમે બાળકો દશેરા, દિવાળી અને હોળીને

દિવસે મોલવી સાહેબની બનાવેલી ઈદી અમારા વડીલોને વાંચી સંભળાવતા અને એમની પાસેથી રૂપિયા લઈને મોલવી સાહેબને આપતા. ઈદી કેટલાક દિવસ અગાઉથી જ અમે ગોખી રાખતા. મોલવી સાહેબની મદદથી અમે કાગળ ઉપર સરસ મઝાનાં ફૂલ બનાવી લાલ, લીલા, આસમાની અને જાંબુડા રંગથી એ રંગતા. એના ઉપર જ મોલવી સાહેબ સુંદર અક્ષરોમાં ઈદી લખી આપતા અને એ અમે વાંચી સંભળાવતા. એમાં જે લખવામાં આવતું એ પણ વિચિત્ર ને ભેળસેળિયું હોય જેમ કે, દિવાળીની ઈદીમાં લખ્યું હોય કે 'दिवाळे आमदे हंगाम जूला' ઇત્યાદિ; દશેરાની ઈદીમાં લખાતું — 'दशहरेको चले ये रामचन्दर, बनाकर रूप जोगी वो कलन्दर' ઇત્યાદિ. પગાર ઉપરાંત મોલવી સાહેબને દરેક ગુરુવારને દિવસે-થોડા પૈસા જુમેરાતી તરીકે અને થોડાક તહેવારોને પ્રસંગે ઈદીના મળતા.

એ દિવસોમાં ગામડાંમાં કોરટે ચડવાનું ભાગ્યે જ બનતું. જે કજિયા થાય એની પતાવટ ગામનું પંચ કરી આપતું. જો કોઈ વાત પંચોના ગજા ઉપરાંતની હોય તો એ મારા દાદાજી કે મોટા કાકા પાસે રજૂ થતી. એ લોકો પણ પંચાયત ભેગા બેસીને તોડ પાડી આપતા. હા, કેટલીક વાર ચોરીઓ થતી ખરી. વાણિયા કંઈક સાધનસંપન્ન હતા. એમનાં ઘરોમાં રાત્રે ખાતર પાડીને ચોર થોડા પૈસા ઉઠાવી જતા. એક વાર મને યાદ છે કે બીજા ગામની ગુજરીએથી પાછા વળતાં સાંજ ટાણે ધાડપાડુઓએ રસ્તામાં કોઈકના પૈસા ને કપડાં લૂંટી લીધાં હતાં. જ્યારે જ્યારે આવો બનાવ બનતો ત્યારે થાણામાંથી ફોજદાર અને સિપાઈ આવી પહોંચતા અને ગામમાં એક બે દિવસનો મુકામ કરતા. એમનું ગામમાં આવવું એ એક ધાંધલનો પ્રસંગ થઈ પડતો. આખા ગામમાં અરેરાટી ફેલાઈ જતી. 'જેમના ઉપર શક જતો' એમના ઘરની જડતી લેવાતી. ગામમાં બે ત્રણ જણ ચોર તરીકે પ્રખ્યાત હતા. ફોજદાર આવતાંની સાથે એમને પકડી લેતા અને એમનાં આવડાં જોરથી બાંધીને એમને જમીન પર પટકતા ને ખૂબ મારતા. આજુબાજુના ગામમાં પણ જેઓ ખરા કે ખોટા ચોર મનાતા હોય તેમને એવી જ રીતે પકડી મંગાવવામાં આવતા અને એમનેયે બાંધીને નીચે પટકવામાં આવતા. મેં આવી રીતે એક સામટા પાંચસાત માણસોને બાંધીને નીચે પટકેલા અને કલાકોના કલાકો લગી એની એ જ હાલતમાં રાખી મૂકેલા જોયા છે.

અમારી જમીનદારી નાનકડી હતી. ખેડૂતો પર કેસ કરવાનું અમારે ત્યાં ભાગ્યે જ રહેતું ને કચેરીએ જવાની જવલ્લે જ જરૂર પડતી. પણ એક બીજા જમીનદાર, જેઓ અમારા એક ગામમાં ભાગીદાર હતા તેમની

જોડે અમુક જમીન બાબત અમારે બહુ લાબા વખત સુધી કેસ ચાલેલો. મારા દાદાજીના વખતથી માડીને પિતાશ્રીના આખા જમાના સુધી એ ચાલ્યો અને એમના ગુજરી ગયા પછી ભાઈએ સમાધાની કરીને પતાવ્યો. એ અ ગે નૂનૂ છપરા આવતા જતા અને મોટાભાઈને છપરામા ભણવા મૂકયા હતા એમના ખબર કાઢી આવતા તથા કેસ અ ગેનું કામકાજ પણ કરતા આવતા.

## ૫

## અંગ્રેજી ભણતરની શરૂઆત

હુ પહેલા કહી ગયો કે મોટાભાઈને લીધે બધી વાતે મારે મારુ રસ્તો સાફ થતો જતો હતો. હું સાવ નાનો હતો ત્યારે જ મોટાભાઈને ભણવાને સારુ પહેના સીવાન મોકલવામા આવ્યા. ત્યા થોડા દિવસ તેઓ રહ્યા, પણ ત્યા એમને બરાબર ફાવ્યુ નહી. એક તો એ દિવસોમા સીવાનમા કોઈ હાઈસ્કૂલ ન હતી. બીજુયે કોઈ નિશાળ હતી કે કેમ એ હુ જાણુતો નથી પણ ત્યા એમને ન ફાવવાનુ એક કારણુ એ પણ બન્યુ કે એમને જેમની પાસે મૂકયા હતા તેઓ એમને સંભાળી શકયા નહીં. એક અગ્રવાન સદ્‌ગૃહસ્થ સીવાનમા રહેતા હતા. અમારા દાદાજી જોડે એમને ભારે દોસ્તી હતી. ભાઈને એમની પાસે મોકલવામા આવ્યા અને કેટલાક દિવસ તેઓ ત્યા રહ્યા એ સદ્‌ગૃહસ્થના મકાનની પડખે નવો કૂવો ખોદાતો હતો એમા પાણી આવી ગયુ હતું પણ ઉપરનું થાળુ હજુ બધાયુ ન હતુ એક દહાડો પાણી જોવા કે રમવાને ભાઈ ત્યા પહોચ્યા ને કૂવામા પડી ગયા. તેમને માડમાડ ડૂબતા બચાવી શકાયા. પછી એ સદ્‌ગૃહસ્થે લખી મોકલ્યુ કે આવા ઉત્પાતી છોકરાની દેખરેખ રાખવાનું અમારાથી નહી બની શકે. એ પછી મોટાભાઈને છપરા મોકલી દેવામા આવ્યા અને ત્યા જિલ્લાની નિશાળમા નામ દાખલ કરાવી એમણે ભણવા માડયુ જ્યારે તેઓ રજામા ઘેર આવતા ત્યારે અમને છપરાની અને નિશાળની વાતો કહેતા અમે બાળકો બહુ જ હોશથી એમની વાતો સાભળતા તે પહેના હુ આડખેપડખેના ગામડામા કોઈ કોઈ વાર રામલીલા અથવા કોઈ મેળો જોવા ગયો હોઉં એ સિવાય ઘણું કરીને બીજે કયાયે બહારગામ નહોતો ગયો હા, એટલુ સાભળ્યુ છે કે સાવ નાનપણુમા હુ મારી બા સાથે મારે મોસાળ ગયેલો એ અમારા ગામથી

આશરે અઢાર–વીસ માઈલ જેટલું દૂર બલિયા જિલ્લામાં આવેલું છે. પણ મને એનું મુદ્દલ સ્મરણ નથી.

મારે છપરામાં ભણવું એમ નક્કી થયા પછી એક વાર મને ત્યાં લઈ જઈ બધું બતાવી દેવાનું નૂનુને જરૂરી લાગ્યું. એટલે તેઓ મને પોતાની સાથે લઈ ગયા. હું થોડા દહાડા મોટાભાઈની સાથે છપરામાં રોકાયો અને પછી ઘેર પાછો આવ્યો. મારા સ્મરણ મુજબ મને રેલગાડીમાં બેસવાનું એ પહેલી જ વાર મળ્યું હતું. પણ એ મુસાફરી વખતે હું નિશાળમાં દાખલ ન થયો. જીરાદેઈ પાછો આવી ફરી વાર મોલવી સાહેબ પાસે ભણવા લાગ્યો. આ દરમ્યાન એક આફત આવી — નૂનુ ગુજરી ગયા! અમારા કુટુંબ સાથે બહુ નિકટનો સંબંધ રાખનારું એક કુટુંબ હતું. એમાં હાલ બાબુ ફૂલનપ્રસાદ વર્મા છે. એમના પિતા મોસાળમાં આવી પોતાના નાનાની પાસે રહેતા હતા. એમના નાના સાથે અમારો કંઈક જૂનો સંબંધ પણ ખરો. પરંતુ એથીયે વધારે ગાઢ સંબંધ તો બંને કુટુંબોની નોકરી જૂના જમાનાથી હથુઆ રાજમાં ચાલતી આવેલી તેથી બંધાયો હતો. ફૂલનબાબુના પિતાના લગનમાં નૂનુ જાનમા ગયેલા અને ત્યાંથી પાછા ફરતા રસ્તામાં એમને કૉલેરા થઈ ગયેલો. તે વખતે તો એ સારા થઈ ગયા અને ઘેર આવી ગયા, પણ અમારા ગામમાયે કૉલેરાએ ઉગ્ર રૂપ લીધું હતું. નૂનુ સારા થયા પછી ત્રણ અઠવાડિયે ફરી વાર કૉલેરાએ ઊથલો માર્યો. આજેયે મને એ દિવસ યાદ છે. અગિયારેક વાગ્યે રોગે દેખા દીધી. અને રાતના તો તેઓ ચાલ્યા ગયા! બાબુજીએ ઇલાજ કરવામા કંઈ મણા ન રાખી. દરૌલીથી દાક્તર બોલાવવામાં આવ્યો દરૌલી લગભગ છ ગાઉ દૂર આવેલું છે. પહેલી વારની માંદગીમાં એ જ દાક્તરે નૂનુને સાજા કરેલા. પણ એ દિવસોમાં ઉતાવળે જવાનું વાહન તો મળતું ન હતું. હાથી ઉપર રાતના બાર વાગ્યે દાક્તર આવી પહોંચ્યા, પણ એમના આવ્યા પહેલાં નૂનુ મૃત્યુ પામ્યા હતા. એમના મરણથી ઘરમાં ભારે રોકકળ થઈ પડી. દાદાજીના એ એકના એક પુત્ર હતા. ઘરનો ને બહારનો બધો કારભાર લગભગ તેઓ જ સંભાળતા હતા. દાદાજીની અવસ્થા લગભગ સિત્તેર વરસની હતી; અને નૂનુની ઉમર હજુ પિસ્તાળીસથી વધારે નહીં હોય. બાબુજી (પિતાશ્રી)ને ઘરના કારભારમાં રસ ઓછો એટલે વ્યવસ્થામાં ગરબડ સહેજે વધી ગઈ. અને પરિણામે મારું છપરા જવાનું થોડા દહાડા અટકી પડ્યું.

આશરે દોઢેક વરસ પછી મને છપરા મોકલવામાં આવ્યો. ... એક નાનકડું ઘર ત્રણ કે ચાર રૂપિયાને માસિક ભાડે લીધું ... એક નોકર અને એક રસોઈ કરી આપનારા કાયસ્થની ...

હતા. શરૂમાં કેટલાક દિવસ લગી એમને ભણાવવાને એક માસ્તર પણ રાખવામાં આવેલા. પણ હું ગયો ત્યારે ત્યાં બીજું કોઈ ન હતું. હું પણ એમની જોડે રહેવા લાગ્યો. છપરા પહોંચ્યા પછી થોડા જ દિવસમાં જિલ્લાસ્કૂલના આઠમા ધોરણમાં જે એ દિવસોમાં સૌથી પહેલો વર્ગ ગણાતો એમાં મને દાખલ કર્યો. ત્યાં જ એ બી સી ડી અને નાગરી અ આ ઇ ઈ શીખવાનું એક સાથે શરૂ કર્યું. ભાઈ એ વખતે બીજા ધોરણમાથી ચઢીને પહેલા ધોરણમાં એટલે કે ઍન્ટ્રન્સ ક્લાસમાં પહોંચ્યા હતા * મારે માટે કોઈ માસ્તર રાખવામાં આવ્યો નહીં. નિશાળના ભણતર ઉપરાંત મારે કંઈ પૂછવાની જરૂર પડતી તો ભાઈને પૂછી લેતો. મને ભણાવવા માટે ઘેર માસ્તર રાખવામા ન આવ્યો એ ઘણું જ સારું થયુ. એથી કરીને મને નિશાળના ભણતરમાં ખૂબ ધ્યાન આપવાની ટેવ પડી. મને શરૂઆતથી જ પોતાના ઉપર થોડો થોડો ભરોસો રાખતાં આવડ્યું. વરસ આખરે, મોટાભાઈ ઍન્ટ્રન્સ પરીક્ષાની તૈયારી કરતા હતા અને હું મારી વાર્ષિક પરીક્ષા આપતો હતો. પરીક્ષામા મારો નંબર બહુ સારો આવ્યો. હું મારા વર્ગમાં પહેલો આવ્યો અને મને માર્ક પણ એટલા બધા મળ્યા કે હેડમાસ્તર સાહેબે મને બે વર્ગ ઉપર ચડાવી દેવાનો વિચાર કર્યો

તે વખતે નિશાળના હેડમાસ્તર શ્રી ક્ષીરોદચંદ્ર રાય ચોધરી હતા એ બહુ પ્રખ્યાત અને વિદ્વાન હેડમાસ્તર ગણાતા. નિશાળમા એમનો રુઆબ પણ ખૂબ હતો. ફક્ત છોકરાઓ જ નહીં, શિક્ષકો પણ એમના ડરના માર્યા ધ્રૂજતા. પરીક્ષાનું પરિણામ સંભળાવવામાં આવ્યું. મને આઠમાથી સાતમા ધોરણમાં ચડાવવામાં આવ્યો. અમે બધા છોકરાઓ ખુશાલી માણી રહ્યા હતા ત્યાં ચપરાસીએ આવીને વર્ગશિક્ષકને કહ્યું કે, હેડમાસ્તર સાહેબે મને બોલાવેલ છે. જેમને વિષે કંઈક ફરિયાદ પહોંચી હોય એ જ છોકરાઓને હેડમાસ્તર સાહેબ બોલાવતા. હું બહુ જ ડરતાં ડરતાં એમની પાસે ગયો પણ ત્યાં જતાની સાથે મારો ડર ચાલ્યો ગયો એમણે પૂછ્યુ, તુ બેવડું ચડીને સાતમાને બદલે છઠ્ઠામાં જઈશ ? હું એ વખતે જરાક ગભરાટમાં પડ્યો. મને કંઈક આનંદ થયો, કંઈક આશ્ચર્ય થયુ અને કંઈક એ વાતનો ડર લાગ્યો કે એક વરસનું ભણતર હું કેવી

* બિહાર તરફની નિશાળોમા ધોરણોનો ક્રમ આપણાથી ઊલટો ચાલાય છે. આપણે પહેલુ, બીજું, ત્રીજું કહીએ છીએ તેને તેઓ ત્રીજું, બીજું, પહેલુ ધોરણ એમ કહે છે.

—અનુવાદક

રીતે ઓળંગી શકીશ. મેં જવાબ આપ્યો કે મોટાભાઈને પૂછી આવું; પછી કહીશ. એમણે પૂછ્યું, તારો ભાઈ કોણ છે? મેં નામ કહ્યું, એટલે હસી પડ્યા. ભાઈને તેઓ ઓળખતા હતા કારણ કે એમને પણ એમણે જ ભણાવીને એન્ટ્રન્સની પરીક્ષા માટે મંજૂરી આપી હતી, અને તેની તૈયારી મોટાભાઈ ઘેર રહીને કરતા હતા. એમણે કહ્યું કે, એ શું મારા કરતાં આમાં વધારે સમજવાનો હતો કે તું એને પૂછવા માગે છે? વારુ, જા પૂછી આવ. હું દોડતો દોડતો મોટાભાઈની પાસે પહોંચ્યો. મોટાભાઈ, સ્વર્ગસ્થ બાબુ બાંકેબિહારીલાલ અને મૌલવી શફી દાઉદી એ ત્રણે જણ ભેગા મળીને પરીક્ષાની તૈયારી કરી રહ્યા હતા. બહુ જ રાજી થઈને એ ત્રણે જણે આ સમાચાર સાંભળ્યા. તેમણે એકબીજા જોડે થોડી ચર્ચાયે કરી. ભાઈને લાગ્યું કે એક ધોરણ કૂદી જવાથી હું પાછળથી નબળો પડી જઈશ અને આગળનું ભણતર બરાબર નહીં ચાલે. તેઓ મારી સાથે હેડમાસ્તર પાસે આવ્યા અને એમને પોતાનો મત જણાવ્યો. હેડમાસ્તરે હસીને ફરી એનું એ જ કહ્યું — શું તું મારા કરતાં આમાં વધારે સમજે છે? આખરે, સાતમું ધોરણ વટાવીને એમણે મને છઠ્ઠામાં મોકલી આપ્યો.

થોડા જ દિવસ પછી મોટાભાઈ પરીક્ષા આપવાને પટના ગયા અને પરીક્ષા આપીને જીરાદેઈ ચાલ્યા ગયા. ત્યારથી છપરામાં હું નોકર અને રસોઇયા સાથે ઉતારામાં એકલો જ રહેતો. હા, મારી ફારસી નિશાળના જોડિયા જમનાભાઈ અને ગંગાભાઈ પણ છપરા આવી પહોંચ્યા હતા અને એમણે સ્કૂલમાં પોતાનાં નામ દાખલ કરાવી દીધાં હતાં. ત્યાં પણ અમે ત્રણે જણ સાથે જ રહેતા અને ભણતા. એ વખતે મારી ઉંમર ઘણું કરીને દસ-અગિયાર વરસની હશે. મોટાભાઈ એન્ટ્રન્સમાં પાસ થયા. પટનાની કૉલેજમાં એમનું ભણવાનું નક્કી થયું એટલે એ પટના જવા નીકળ્યા. સૌનો અભિપ્રાય થયો કે એમની સાથે જ મારે પણ પટના જવું. એ મુજબ અમે ત્રણે સહાધ્યાયી મોટાભાઈની સાથે પટના ગયા. મોટાભાઈ પટના કૉલેજમાં દાખલ થયા અને અમારાં નામ ટી. કે. ઘોષ એકેડેમી, જે એ વખતે બહુ સારી નિશાળ ગણાતી હતી અને જેમાં ઘણા છોકરાઓ ભણતા હતા એમાં દાખલ કરાવ્યાં. એ નિશાળમાં ગયા પછી મને લાગ્યું કે બે ધોરણ ચડી જવાની બાબતમાં હેડમાસ્તરના કરતાં મોટાભાઈનો મત વધારે ઉચિત હતો. રોજ રોજ મને અનુભવ થવા લાગ્યો કે બીજા છોકરાઓ કેટલાયે વિષયોમાં મારા કરતાં વધારે જાણતા હતા. આ ઊણપને પહોંચી વળવાના પ્રયત્નમાં હું

માંડી પડ્યો. ત્યાં પણ ઘેર ભણાવવાને કોઈ માસ્તર ન હતો. જે કંઈ પૂછવાનું હોય એ મોટાભાઈને કે એમની જોડે રહેનારા બીજા કોઈ સાથીને જ પૂછી લેતો.

છપરામાં જ મને એવી ટેવ પડી ગઈ હતી કે રોજ સાંજે નિશાળેથી છુટ્ટી મળ્યે ઓરડીએ આવી કંઈક નાસ્તોપાણી કરીને ફરી પાછો ફૂટબૉલ કે બીજી કોઈ રમત રમવા નિશાળે ચાલ્યો જતો. મોટે ભાગે ફૂટબૉલ અને ક્રિકેટની રમતો રમાતી. ઉપલા ધોરણના કેટલાક છોકરાઓ અને કેટલાક માસ્તરો, ખાસ કરીને હેડમાસ્તર, ટેનિસ પણ રમતા. પટનાની નિશાળમાં રમવાની સગવડ ન હતી. એ ખોટ અમને બહુ સાલતી હતી. ત્યાંનું ચોગાન પણ મોટું ન હતું. છતાં જે થોડી જગ્યા હતી તેમાં અમે દડો લઈને પહોંચી જતા અને થોડીક દોડાદોડ કરીને પાછા આવતા. મોટાભાઈ રમવામાં બહુ હોશિયાર હતા. ફૂટબૉલ, ક્રિકેટ અને બીજી રમતોમાં એ આગળપડતો ભાગ લેતા. પટના કૉલેજમાં પણ એમની ખ્યાતિ હતી. અમે કોઈ કોઈ વાર રમત જોવા સારુ પટનાના મેદાનમાં જતા.

પટનામાં શ્રાવણ મહિનાના દર સોમવારે બહુ ધામધૂમથી સોમવારી મેળો ભરાતો. એ મેળામાં અમે બહુ હોંશથી જતા અને મોટાભાઈ આગળ નાનીમોટી ચીજો ખરીદી આપવાની હઠ લેતા. મને યાદ છે કે એક વાર એક બહુ સુંદર મૂર્તિ ખરીદવાની મેં ખૂબ હઠ કરી હતી અને ભાઈને એ લઈ આપવી પડી હતી. એક વાર એ જ સોમવારી મેળામાં બાબુ બાંકેબિહારીના ખિસ્સામાંથી ચોરે થોડા પૈસા તફડાવ્યા. મોટાભાઈ પણ સાથે હતા. ચોર પકડાઈ ગયો. એના પર કેસ ચાલ્યો અને તેમાં બાંકેજી તથા મોટાભાઈને સાક્ષી આપવી પડી. મને યાદ છે ત્યાં સુધી એ કેસ જોવા સારુ હું પહેલવહેલી વાર કોર્ટમાં ગયો.

પટનામાં મારા ગામના એક સદ્‌ગૃહસ્થ અને ભાઈના મિત્ર નોકરીની શોધમાં અમારે ત્યાં આવીને રહ્યા હતા. ત્યાં પણ બાબુ બાંકેજી અને અમે એક ઘર ભાડે લઈને સાથે જ રહેતા. પેલા ભાઈ પહેલવાન હતા. કસરતો વગેરે થોડુંક જાણતા હતા. એમણે અમારા આંગણામાં એક નાનકડો અખાડો તૈયાર કરાવ્યો અને ત્યાં બધાને થોડી કસરત અને કુસ્તી કરવાનું શીખવવા માંડ્યું. એક દિવસ બાબુ બાંકેજીને કુસ્તી શીખતાં પગે જરા વાગ્યું અને કેટલાયે દિવસો સુધી એમનો પગ દુખ્યા કર્યો. ત્યાર પછી અમારો કુસ્તી અને અખાડાનો રસ ઓછો થઈ ગયો.

પટનામાં હતા ત્યારે જ અમે 'પ્લેગ'નું નામ પહેલી વાર સાંભળ્યું. એ વખતે એ ભયાનક રોગની ખબર મુંબઈથી આવી હતી, પણ થોડા જ દિવસમાં છપરા જિલ્લામાં પણ એણે ઘર કર્યું અને હજી પણ એ થોડોઘણો રહે છે. એ જ અરસામાં એક ભારે દુકાળ પણ પડચો. રજાઓમાં ગામ જઈને અમે જોયું કે સરકારી અમલદારો લોકોને મદદ કરવા સારુ આવ્યા હતા અને અમારે ઘેર ઊતર્યા હતા.

પટનામાં આશરે બે વરસ વીત્યાં. મોટાભાઈએ કૉલેજના પહેલા વર્ષની પરીક્ષા આપી અને હું છઠ્ઠામાંથી પાંચમામાં અને પાંચમામાંથી ચોથા ધોરણમાં પહોંચ્યો. પરીક્ષા આપીને મોટાભાઈ ઘેર ગયા. હું, જમનાભાઈ અને ગંગાભાઈ, નોકરની સાથે પટનામાં બે ત્રણ મહિના એકલા જ રહ્યા. ઉનાળાની રજા પડી ત્યારે અમે ઘેર આવ્યા.

## ૬

## લગ્ન

મારાં લગ્ન થયાં ત્યારે હું પાંચમા ધોરણમાં હતો કે ચોથામાં આવ્યો હતો તે મને બરાબર યાદ નથી. ઘણું કરીને પાંચમામાં જ હતો. લગ્ન ઉનાળાની રજાઓમાં થયેલાં. મારા દાદા અને દાદી બંને હું છપરા ભણતો હતો ત્યારે જ ગુજરી ગયેલાં. એમની માંદગીના સમાચાર આવતાં અમે બધા છપરાથી જીરાદેઈ જઈ પહોંચ્યા હતા. અમે ત્યાં હતા ને તેઓ બંને થોડા થોડા દિવસને આંતરે સ્વર્ગવાસી થયેલાં. એટલે હવે ઘરના કર્તાહર્તા મારા પિતાશ્રી જ હતા. મારાં લગ્નનું કામ પણ એમને જ ઉકેલવું પડેલું.

મારા સસરા આરામાં મુખત્યારનું કામ કરતા હતા અને એમના નાના ભાઈ બલિયામાં વકીલાત કરતા હતા. એ બંને ભાઈઓ મને જોવાને એક વાર જીરાદેઈ આવેલા. હું ઘરમાં મારી બા પાસે હતો ત્યાંથી બાબુજી (પિતાશ્રી)એ મને બોલાવ્યો. તેમણે મને જોયો, કેટલાક પ્રશ્નો પૂછ્યા, અને પસંદ કરીને પાછા ગયા. એ પછી કેટલેક દહાડે ચાંલ્લો આવ્યો. એમાં રીત મુજબ કપડાં, વાસણ વગેરે અને ઉપરાંત રોકડ નાણું પણ આવ્યું. મારા સ્મરણ પ્રમાણે મારા પિતાશ્રીએ રૂપિયા લેવા બાબત વધારે દબાણ કર્યું ન હતું. છતાં એ લોકોએ રોકડ નાણું તથા સામાન મળીને બેએક હજાર રૂપિયા જેટલું આપ્યું હતું. એ વેળા મારી ઉંમર બાર વરસથી કંઈક વધુ હતી.

એ જમાનામાં બે હજારનો ચાંલ્લો નાનો ન ગણાતો. આજે તો અમારા જેવી સ્થિતિના લોકો પાંચ સાત હજારના ચાંલ્લાને પણ ઓછો માને. જેમ ચાંલ્લો મોટો તેમ જાનની તૈયારી પણ મોટી કરવી પડે અને કન્યાને ઘરેણું પણ વધારે કરાવવું પડે. મારાં લગ્ન વખતે પિતાશ્રીની આર્થિક હાલત સારી નહોતી. એક તો ત્રણચાર વરસમાં ઉપરાઉપરી ત્રણ મરણ થયાં હતાં. એ દરેકમાં શ્રાદ્ધ નિમિત્તે ઠીક ઠીક ખરચ કરવો પડ્યો હતો અને દુકાળને લીધે જમીનદારીની વસૂલાતમાંયે કાપ પડ્યો હતો. ખરચ વધ્યો હતો કારણ કે અમે બધા પટના ભણતા ત્યાં દર મહિને કંઈ ને કંઈ રોકડ રકમ મોકલવી પડતી. વળી, લાંબા વખતથી ચાલતા એક કેસમાં પણ પુષ્કળ ખરચ થઈ ગયો હતો. આટઆટલી ખેંચ છતાં લગ્નમાં તો ખર્ચ કરવાનો જ હતો, કારણ એમાં ઘરની આબરૂ જાળવવાનો સવાલ હતો.

પિતાજીએ ઘરેણાં વગેરે કરાવવામાં સારી પેઠે ખરચ કર્યો. એ સિવાયની બીજી તૈયારીઓમાં પણ તેઓ કસર કરવા માગતા નહોતા, કેમ કે એમના હાથનું આ પહેલું જ લગ્ન હતું અને જો જૂના રિવાજ પ્રમાણે ખર્ચ ન થાય અને પહેલાંના જેવો ઠાઠમાઠ ન થાય તો લોકોમાં વાતો થાય કે ભૈયાજી (મારા દાદાને લોકો એ નામે ઓળખતા) જતાં એમના ઘરની સ્થિતિ નબળી પડી ગઈ. એટલે કોઈ રીતે લગ્નનો ઠાઠ ઓછો કરવાનો પિતાજીનો વિચાર નહોતો.

અમારે ત્યાં વરઘોડા માટે અનેક હાથીઘોડા માગી લાવવાનો રિવાજ છે. વરઘોડામાં બીજી વસ્તુઓ પણ માગી લાવવામાં આવે છે. જે દિવસે મારાં લગ્ન હતાં તે દિવસે कड़ा लगन હતું. બધા ગ્રહો બહુ સારા હોવાથી મુરત સારું ગણાતું હોય તેને ગામડાની ભાષામાં कड़ा लगन કહે છે. એ દિવસે લગ્ન કરવું શુભ ગણાય છે. જે દહાડે એવું कड़ा लगन હોય તે દહાડે ઉછીનો સામાન ભેગો કરવો મુશ્કેલ થઈ પડે. કારણ કે તે દિવસે અનેક જણ તરફથી માગણીઓ થઈ હોય. મારી જાન માટે પિતાશ્રીએ કેટલાયે હાથી અને ઘોડા માગ્યા હતા પણ कड़ा लगन હોવાને લીધે એ મળી ન શક્યા. ફક્ત એક હાથી અને બેચાર ઘોડા મળી શક્યા.

જીરાદેઈથી અઢાર વીસ ગાઉ દૂર આવેલા બલિયા જિલ્લાના દલન છપરા ગામમાં મારાં લગ્ન થવાનાં હતાં. બે દહાડાનો રસ્તો હતો. વચ્ચે સરયૂ (ગોગરા) નદી આવતી હતી. હોડીઓમાં બેસીને એ ઓળંગવાની હતી. જે રીતરિવાજો અને વિધિઓ જીરાદેઈમાં કરવાનાં હતાં એ પતી ગયા બાદ ત્યાંથી જાન નીકળી. હાથી અને ઘોડા ઓછા હતા એટલે

વાહનમાં પાલખીઓ વધારે લેવી પડેલી અને સામાનને માટે ગાડાં લેવાં પડેલાં. હું વરરાજા માટેની ખાસ બનાવટની પાલખીમાં બેઠો. ઘરમાં એક મોટો ઘોડો હતો એના ઉપર મોટાભાઈ બેઠા. બધાને રવાના કર્યાં પછી સૌથી છેલ્લે મોટાભાઈ નીકળ્યા અને બપોરે જ્યાં ભોજન કરવાનું ઠરાવેલું તે સ્થળે તેઓ સૌની પહેલાં જઈ પહોંચ્યા. વ્યવસ્થામાં તેઓ આગળપડતો ભાગ લેતા હતા. પિતાજી પાલખીમાં હતા અને બીજાં કુટુંબીઓ અને સંબંધીઓ પાલખી કે બીજાં વાહનોમાં હતાં.

વરની પાલખીની બનાવટ બહુ વિચિત્ર હોય છે. એમાં છાંયડાને માટે માથે છાપરું હોતું નથી પરંતુ માથે કપડું બાંધી લઈને છાયો કરી લેવામાં આવે છે. મારું લગ્ન થયું ત્યારે જેઠ મહિનાના દિવસો હતા. ગરમી ઘણી સખત હતી. ગરમ પવનના સુસવાટા આવતા હતા અને મારે ચોતરફથી ઉઘાડી પાલખી, જે 'નાલકી' કહેવાય છે એમાં જવાનું હતું. એના ઉપર છાંયા માટે બાંધેલું કપડું પવનના જોરને લીધે ઊડતું. નાલકી રૂપાની હતી એટલે ઠીક ઠીક ભારે હતી. એક તો ભોઈ લોકોને એનું વજન સંભાળવું ભારે પડતું હતું તેમાં વળી પવનને લીધે ઉપર બાંધેલી છાંપડી 'બલૂન' નું કામ આપતી હતી. ભોઈઓ બિચારા મુશ્કેલીમાં હતા અને હુયે તડકાનો તેમ જ પવનનો ભોગ થઈ પડચો હતો.

જેમ તેમ કરતાં સાંજ પડી અને રાતે સરયૂજીને કાંઠે આવેલા એક ગામમાં મુકામ થયો. કાચીપાકી રસોઈ થઈ. સૌએ વાળુ કર્યું. સવારે સરયૂજી ઓળંગવાનું શરૂ થયું. સામાન, પાલખી, ગાડાં, ઘોડા, બળદ વગેરે બધું હોડીમાં ચઢાવવામાં આવ્યું અને હાથીને એમ ને એમ તરતો સામે પાર લઈ જવાનો પ્રયત્ન થવા લાગ્યો. હાથી પણ વિચિત્ર હતો. એ નદીને સામે પાર જવા માગતો નહોતો. પાણીમાં થોડેક સુધી જાય અને વળી પાછો પાછો ફરે. પછી થોડી હોડીઓની વચ્ચે એને રાખીને સામે પાર જવાનો પ્રયત્ન કર્યો પણ બધું નકામુ ગયું. છેવટે એને પડતો મૂકવાનું નક્કી થયું અને જાન હાથી વિના આગળ ચાલી. જાનમાં એકેય હાથી ન હોવાથી પિતાજીના મનમાં ખૂબ દુઃખ થયું. જ્યાં મારાં લગ્ન થવાનાં હતાં ત્યાંથી થોડે જ દૂર પિતાજીનાં લગ્ન પણ થયેલાં. એ વખત મારા દાદાજી હથુઆના દીવાન હતા અને મારા પિતાજીના લગ્નમાં પચાસથીયે વધારે હાથી ગયેલા. પોતાના લગ્નમાં એટલા બધા હાથી હતા અને દીકરાના લગ્નમાં એક પણ હાથી ન જઈ શક્યો એ વાત એમને બહુ સાલતી હતી. પણ શું થાય! જાનને પાછી વાળી શકાય એમ તો હતું નહીં. હાથીની ધાંધલમાં વખત

પણ એટલો બધો બગડયો હતો કે જે ગામ જવાનું હતું ત્યાં પહોંચતાં રાત થઈ જશે એવો ડર લાગવા માંડયો.

જાન બહુ ઉતાવળે ચાલવા લાગી. છતાં જે સ્થળે બપોરે પહોંચવાનું હતું ત્યાં પહોચતાં ત્રણ ચાર વાગી ગયા. ત્યાં ભોજન વગેરે પતાવી જાન આગળ વધી. રાત થઈ ગઈ. જે ગામ જવાનું હતું ત્યાંથી જાન એક બે માઈલ દૂર હતી ત્યાં એક બનાવ બન્યો. ગામ તરફથી બે ત્રણ હાથી આવતા નજરે પડયા. એ કોઈની જાનમાં ગયેલા અને ત્યાંનું કામ પતાવીને કયાંક પાછા જતા હતા. મહાવતો સાથે વાતચીત થઈ. તેમને થોડા રૂપિયા આપ્યા એટલે તેઓ જાનમાં આવવાને તૈયાર થઈ ગયા. આ પ્રમાણે હાથી લઈ જવાના કોડ તો એક રીતે પૂરા થયા પણ જાનને પહોંચતાં રાતના દસ અગિયાર વાગી ગયા.

ત્યાં આગળ લોકો ગભરાતા હતા અને ખિજાતા હતા. છેવટે જાન પહોંચી. પણ મારી સમી સાંજમાં જ સૂઈ જવાની ટેવ હતી તેને કારણે કંઈ છૂટે એમ નહોતી. જાન પહોંચે તે પહેલાં જ હું મારી નાલકીમાં ભરઊંઘમાં પડયો હતો. અમે પહોંચ્યા એટલે જેમતેમ કરીને મને જગાડયો અને પોંખવાનો વિધિ કર્યો. લગ્નનાં બીજા વિધિઓ પણ એક પછી એક પતાવવામાં આવ્યા. મારે ભરઉનાળે બે દિવસની મુસાફરી થયેલી અને તેયે નાલકીની અંદર. એક તો સાંજ પડતાં જ સૂઈ જવાની મારી ટેવ, અને એના ઉપર આટલો બધો થાક ચડેલો એટલે મારે માટે જાગતા રહેવાનું કામ મુશ્કેલ હતુ. બધા વિધિઓ પત્યા અને એ જ રાત્રે મારાં શુભ લગ્ન પણ થઈ ગયાં. આજે મને એ વિધિઓ યાદ નથી અને એમાં મારે શો ભાગ લેવો પડેલો એ પણ યાદ નથી. બચપણમાં મારી બહેન ઢીંગલીના વિવાહની રમત રમતી અને એમાં હુ પણ ભાગ લેતો. આ વિવાહ પણ મારે સારુ કંઈક એવો જ હતો. મને ન સમજાયું વિવાહનું કંઈ મહત્ત્વ કે ન લાગ્યો માથે આવેલી જવાબદારીનો કંઈ ભાર. વિવાહ નક્કી કરવામાં તેમ જ એ વિધિઓ પાર પાડવામાં મારો કશો હાથ ન હતો. પંડિત, વાળંદ કે અમારા ઘરની, અથવા મારા સાસરિયા તરફની સ્ત્રીઓ બતાવતી ગઈ તેમ તેમ હુ બધુ કરતો ગયો અને છેવટે લોકોએ માની લીધું કે મારાં લગ્ન થઈ ગયાં છે. મને તો એનીયે ખબર ન પડી કે શું થયું છે. હા, એટલું સમજ્યો હતો કે જેવી રીતે મારાં ભાભી ઘરમાં આવ્યાં હતાં એવી જ રીતે એક દિવસ મારી પત્ની પણ અમારે ઘેર આવશે.

અમારે ત્યાં કયાંક કયાંક લગ્ન પછી તરત જ કન્યાને તેડી નહીં લાવવાનો રવાજ છે. વિવાહ થયા પછી થોડે વખતે ફરી પાછી એક નાની

સરખી બીજી જાન મોકલવામાં આવે છે ને તે વખતે કન્યાને તેડી લાવવામાં આવે છે. આ વિધિને 'દુરાગમન' (આણું) કહે છે. મારા લગ્ન પછી પણ વહુને સાથે ન લાવ્યા. એક વરસ બાદ આણાને સારુ જાન ગઈ અને વહુને તેડી લાવી. લગ્નની જાન બે દિવસ રોકાઈ ને પાછી વળી. જાન મોડી પહોંચેલી તથા ધાર્યો જેટલો ભભકો જાનમાં ન હતો એટલે સાસરપક્ષના લોકોને થોડું માઠું લાગ્યું હતું. પણ જ્યારે એમણે વર તરફથી કન્યાને ઓપવાનાં ઘરેણાં, લૂગડાં અને મીઠાઈ વગેરે જોયાં ત્યારે એમની રીસ ઓસરી ગઈ અને બધા બહુ રાજી થયા. હું ધારું છું કે વરને જોઈને પણ ઘરની સ્ત્રીઓ અને આવેલા બીજા લોકો રાજી થયા હશે, જોકે મારી પાસે એનો કંઈ પુરાવો નથી!

એક વરસ પછી આણું થયું અને વહુ ઘેર આવી. આણાની જાન લગ્નની જાન કરતાં નાની હોય છે. આ વખતે એક કે બે હાથી મળ્યા હતા અને જાનમાં ગયા હતા. અમારે ત્યાં પડદાનો રિવાજ બહુ સખત છે. મેં જોયેલું કે જ્યારે મારાં ભાભી આવેલાં ત્યારે એમની સાથે બે દાસીઓ આવી હતી અને તેઓ કેવળ એ બે જણની જોડે જ વાતો કરી શકતાં હતાં! જીરાદેઈમાં એક ઓરડામાં એ રહેતાં હતાં. ઓસરીમાં પણ નીકળવાની એમને છૂટ ન હતી! એ જમાનામાં અમારા ઘરમાં છેક નાની ઉંમરના તથા જેમનો જન્મ અમારી મા-કાકીની સામે ગામની અંદર થયો હોય અને જેઓ પોતાની મા સાથે બચપણથી અમારે આંગણે આવજા કરતા હોય એવા જ નોકરો ઘરમાં જઈ શકતા. યુવાન નોકરો હતા તે ઘરમાં જતા નહીં. એક રસોઇયો હતો તે રસોઈ કરવા ઘરના ચોકમાં જતો. પણ જતાં પહેલાં સાદ પાડતો એટલે મા અને કાકી ઓરડામાં જતાં રહેતાં; ત્યાર પછી જ એ રસોડામાં પ્રવેશી શકતો. રસોડામાં ઘૂસ્યા પછી જો એને કોઈ ચીજની જરૂર પડતી તો એ કોઈ દાસીને બોલાવીને એની પાસે મંગાવી લેતો અને બહાર નીકળતાં ફરી વાર પહેલાંની જેમ જ સાદ પાડી બધાંને ખસેડ્યા પછી જ એ રસોડાની બહાર નીકળતો.

મારાં ભાભી તો ઓરડાની બહાર નીકળતાં જ ન હતાં. હા, શૌચાદિ માટે જવું હોય ત્યારે આસપાસથી બધા લોકોને ખસેડવામાં આવતા. લોકો એટલે જીરાદેઈની દાસીઓ! પુરુષજાતનો તો એકે ચહેરો એ આંગણામાં નજરે પડે એમ નહોતો. કોઈ નાનો છોકરો હોય તો એને પણ ત્યાંથી કાઢી મૂકવામાં આવતો. આટલું પણ પૂરતું ન હોય તેમ, એમના

પિયરની દાસીઓ કપડાની આડ કરીને એમને લઈ જતી. હું ત્યારે સાવ નાનો હતો એટલે કેટલીક વાર રમતમાં ને રમતમાં કૂદતો કૂદતો એમના ઓરડામાં પહોંચી જતો. એકાદ બે વાર એમનું મોં પણ કદાચ મેં જોઈ લીધું હશે. મારી બા, કાકી અને બહેન પણ જ્યારે એમના ઓરડામાં જતાં ત્યારે એ લાજ કાઢીને બેસી જતાં. ઝીરાદેઈની કોઈ દાસી પણ ત્યાં જઈ શકતી નહીં.

મારી પત્નીનું આણું થયું અને એ આવી ત્યારે એની બાબતમાં પણ આવી બધી ખટખટ ચાલી. બહુ દિવસ સુધી એ બધું ચાલ્યાં કર્યું અને ધીમે ધીમે એ ઓછું થયું. પહેલાં તો એના પિયરની દાસીઓ જતી રહી. ત્યાર પછી ઝીરાદેઈની એક દાસી એની પાસે જતી આવતી થઈ. એની સાથે થોડી થોડી વાતો કરવાની છૂટ મળી. જ્યા સુધી મારા બા જીવતાં રહ્યાં ત્યા સુધી મારા ભાભી કે મારી પત્ની કદી પણ પોતાના ઓરડાની બહાર આવીને આગણામાં છૂટથી બેસી ન શકયાં કે હરીફરી ન શકયાં. હું રજાઓમાં ઘેર આવતો ત્યારે મારે તો બહાર જ સૂઈ રહેવું પડતું. રાત્રે જ્યારે બધા સૂઈ જતા ત્યારે બા એક દાસીને મને જગાડવા મોકલતી. તે મને જગાડતી અને મારી પત્નીના ઓરડામાં મૂકી આવતી મને એટલી મોડી રાતે ઊંઘમાથી જાગવું બહુ આકરું લાગતું. દાસી ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ ઘણી વાર હું જાગતો નહીં એટલે બીજે દિવસે મારાં બા કે કાકી મને વઢતાં કે રાતે તું ઊઠતો નથી અને બોલાવવા છતા ઘરમા આવતો નથી. રાત્રે ઘરમાં સૂતો હોઉં તોપણ સવારના પહોરમાં બધા સૂતા હોય ત્યારે ઊઠીને પાછા આવના રહેવું પડતું અને બહાર ખાટલા પર સૂઈ જવું પડતું, જેથી કોઈને ખબર ન પડે કે રાત્રે હુ બીજે કયાંક ગયો હતો! એ ચોકસાઈ એટલી બધી રાખવી પડતી કે મારી પાસે જ સૂઈ રહેતા નોકરોનેય એ વાતની ભાગ્યે જ ખબર પડતી.

પરદાની પ્રથાને પ્રતાપે અમારું દંપતી જીવન આ પ્રકારનું હતું. હુ તો બાળપણથી જ મોટે ભાગે ઘરની બહાર રહેલો. રજાઓમાં ઘેર જતો ત્યારે અમને મળવાની તક મળતી અને તેયે ઉપર જણાવ્યુ એ રીતે! એટલે જોકે આજ લગ્ન થયે લગભગ ૪૪–૫૫ વરસ થયાં હશે છતાં બધા દિવસો મળીને એટલા મહિના પણ અમે બન્ને માંડ સાથે રહ્યા હોઈશું. મારા ભણવાના દિવસો છપરા, પટના, કલકત્તા વગેરેમાં વીત્યા. વકીલાતના દિવસોમાં પણ હુ સાથે કલકત્તામાં એકલો જ રહ્યો અને પટના આવ્યા પછી પણ ઘરનાં માણસો જોડે રહેવાનું એક બે વાર થોડા

દહાડા પૂરતું બન્યું. અસહકાર શરૂ થયા પછી તો મને ઘેરે જવાનો વખત પહેલાં કરતાંયે ઓછો મળ્યો અને ઘરના લોકોને સાથે રાખવાની ન તો મને સગવડ મળી, કે ન કામની ધમાલ આડે એને સારુ ફુરસદ મળી.

૭

# હથુઆ અને છપરાની નિશાળમાં

મોટાભાઈ કૉલેજના પહેલા વર્ષની પરીક્ષામાં પાસ થયા. ત્યાર પછી એમને કલકત્તા જઈ મેડિકલ કૉલેજમાં ભણવાનું મન હતું. એ જમાનામાં ભાગ્યે જ કોઈ બિહારી મેડિકલ કૉલેજમાં ભણતો. એક તો કલકત્તા જવું અને ત્યાંના ખરચની જોગવાઈ કરવી જ કઠણ હતી અને બીજું ત્યાં બિહારીઓ દાખલ પણ મુશ્કેલીથી થઈ શકતા હતા. જ્યારે મોટાભાઈનું કલકત્તા જવાનું નક્કી થયું ત્યારે મારે ક્યાં ભણવું એ સવાલ આવ્યો. હું કલકત્તા જાઉં એ બધાને બરાબર ન લાગ્યું. એટલે મોટાભાઈના કલકત્તા ગયા બાદ પટનાની નિશાળમાંથી મારું નામ કઢાવીને હથુઆની નિશાળમાં દાખલ થવા માટે મને મોકલવામાં આવ્યો. ત્યાંની સ્થિતિ કંઈક વિચિત્ર હતી. છપરાની જિલ્લાશાળા તેમ જ પટનાની ટી. કે. ઘોષ ઍકેડેમી કરતાં ત્યાંની ભણાવવાની રીત કંઈક જુદી હતી. પહેલાં તો હથુઆમાં મારું નામ દાખલ કરાવવામાં જ થોડી મુશ્કેલી આવી. માસ્તરે કહ્યું કે પરીક્ષા લઈને નામ દાખલ કરીશ.

છેવટે મને દાખલ કરવામાં આવ્યો. ત્યાંની ભણવાની રીત એવી હતી કે જે કંઈ પાઠ આપવામાં આવે તે, અને ખાસ કરીને ઇતિહાસનો પાઠ બીજે જ દિવસે ગોખી લઈ જવો પડતો અને જ્યારે માસ્તર પાઠ સાંભળવા માગે ત્યારે ચોપડી બંધ કરીને પહેલેથી છેલ્લે સુધી આખો મોઢે બોલી જવો પડતો. આવી રીતે સમજ્યા કર્યા વિના કશુંયે ગોખી કાઢવાની અને એનો મોંપાઠ સંભળાવી જવાની મને ટેવ ન હતી. શબ્દોની ગોખણપટ્ટી કરવામાં મારી યાદશક્તિ નબળી હતી. આશરે છ મહિના લગી હું એ નિશાળમાં રહ્યો, પણ એકે દિવસ આખો પાઠ મોઢે નહીં કરી શક્યો હોઉં. મહેનત કરવામાં મેં બાકી નહોતી રાખી; પણ મને યાદ જ રહેતું નહીં. કોઈએ મને કહ્યું કે જો કોઈ વસ્તુ એકસો વીસ વાર ફરી ફરી રટી કાઢી હોય તો એ જરૂર મોઢે થઈ જાય. હું ખૂબ મહેનતપૂર્વક એકસો વીસ વાર રટી જવાનો પ્રયત્ન કરતો. પણ એમ છતાં આખું ને આખું પાનું હું મોઢે

નહોતો કરી શકતો. મને સમી સાંજમાં સૂઈ જવાની અને સવારમાં લગભગ ચાર વાગ્યે ઊઠવાની ટેવ હતી. એકસો વીસ વખત પાઠ રટી જવાને સારુ હથુઆમાં હું કોઈ કોઈ વાર રાતના દોઢ બે વાગ્યામાં ઊઠી જતો છતાં પણ પાઠ પૂરો ન કરી શકતો. મારી આ દશા જોઈને નિશાળમાં કેટલીક વાર શિક્ષક મને ઠપકો આપતા અને કહેતા કે તું ચોથા ધોરણને લાયક નથી. પાછો પાંચમા વર્ગમાં ઉતારી મૂકવાની પણ ધમકી આપતા. આ બધાને લીધે મારા હૃદયમાં મર્માઘાત થતો અને હું બહુ ખિન્ન થઈ જતો. હથુઆમાં મારા દિવસ જેવા દુઃખમાં વીત્યા તેવા અભ્યાસ દરમિયાન બીજે ક્યાંય વીત્યા નથી. એ વખતે મને કયારેક મનમાં થઈ આવતું કે જો મેં એક ધોરણ કુદાવ્યું ન હોત તો કદાચ મારી આવી દુર્દશા ન થાત.

આખરે હું બહુ માંદો પડી ગયો અને વાર્ષિક પરીક્ષા આવતાં સુધી માંદો જ રહ્યો. જો વાર્ષિક પરીક્ષા આપી દેત તો ગમેતેમ કરીને પાસ થઈ જાત અને આગલા ધોરણમાં ચડી જાત. રજા પડયે મોટાભાઈ કલકત્તેથી ઘેર આવ્યા. મારી બધી હકીકત સાંભળીને તથા વિચારીને એમણે એવો મત આપ્યો કે મારે વાર્ષિક પરીક્ષા આપીને ઉપલા ધોરણમાં ચડવાની જરૂર નથી; હથુઆની શાળા છોડી દઈ ફરી પાછા છપરાની નિશાળે જવું એ જ ઠીક છે. એ પ્રમાણે કરવાનું નક્કી થયું અને હું ત્યાંથી ફરી પાછો છપરાની નિશાળે ચોથા ધોરણમાં જ દાખલ થયો.

બીજી તરફ મોટાભાઈની સ્થિતિ પણ વિચિત્ર થઈ. એવું બન્યું કે કાંઈક કારણસર એમને મેડિકલ કૉલેજમાં પ્રવેશ ન મળ્યો અને તેમણે પટના આવીને બી. એ. ના વર્ગમાં ભણવાનું શરૂ કર્યું. હું તો હથુઆની નિશાળમાં દાખલ થઈ ગયો હતો એટલે ત્યાંથી મને વળી પાછો પટના લઈ જવો એ ઠીક ન લાગ્યું અને મેં હથુઆમાં જ છ મહિના પૂરા કર્યા.

નિશાળના ભણતર ઉપર જ મારો બધો આધાર હતો. ઘેર ભણાવવાને માટે કદી મારે સારુ શિક્ષક રાખવામાં આવ્યો નહોતો. હથુઆના ભણતરથી ત્રાસીને હું એક શિક્ષકને ઘેર ભણવા જતો. એક રીતે તેઓ સગા પણ થતા હતા. તેઓ મને ભણાવતા તો ખરા, પણ એકે દિવસ હું પાઠ પૂરો કરી શકયો નહીં. મેં હથુઆની નિશાળ છોડી એ મારે માટે મોટો બનાવ નીવડયો. છપરાની નિશાળમાં પગ મૂકતાંની સાથે જ જાણે મારી ખોવાયેલી બુદ્ધિ પાછી આવી. છપરામાં ચોથા ધોરણમાં ઘણા છોકરાઓ હતા એટલે એના ત્રણ વર્ગ પાડવામાં આવ્યા હતા. ત્યાં શ્રી રસિકલાલ રાવ કરીને એક બંગાળી શિક્ષક હતા. મારા વર્ગના તેઓ વર્ગશિક્ષક હતા. તેઓ ખૂબ સજ્જન પુરુષ હતા. એમની ભણાવવાની

રીત પણ ઘણી સારી હતી. છોકરાઓ ઉપર એમને ખૂબ હેત હતું તથા છોકરાઓ પણ એમના પ્રત્યે ખૂબ આદર ધરાવતા હતા. આમ તો તેઓ અમારા વર્ગના જ વર્ગશિક્ષક હતા છતાં બીજા વર્ગોમાં પણ ભણાવવા જતા અને આખા ચોથા ધોરણના લગભગ બધા વિદ્યાર્થીઓને તેઓ ઓળખતા. મારા ઉપર એમની ઘણી કૃપાદૃષ્ટિ હતી. ચોથા ધોરણમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધારે હતી એટલું જ નહીં, એમાં સારા સારા વિદ્યાર્થીઓ પણ હતા. એમાંના કેટલાક તો હિંદી મિડલ સ્કૂલમાં પાસ થઈને ત્યાંની શિષ્યવૃત્તિ મેળવીને આવ્યા હતા એમનુ ગણિત, ભૂગોળ અને ઇતિહાસનું જ્ઞાન સારું હતું. કારણ કે આ વિષયો તેઓ હિંદીમાં ભણી ગયા હતા અને અહીં એમને અંગ્રેજી નિશાળમાં એક વાર ભણી ગયેલા વિષયોને જ અંગ્રેજી માધ્યમ દ્વારા ફરી ભણવાના હતા. થોડા જ દિવસમાં મારા શિક્ષક અને મારા સાથીઓ સમજી ગયા કે હું પણ એક હોશિયાર વિદ્યાર્થી છું.

રસિકબાબુ મારા પર ખૂબ હેત રાખવા લાગ્યા. હજુ એકે પરીક્ષામાં હું પહેલે નંબરે આવી શકું એમ ન હતું પણ રસિકબાબુએ મને શરૂઆતના દિવસોમાં જ કહ્યું કે, 'જો, મહેનત કર. આખરે તારી અને રામાનુગ્રહની વચ્ચે જ હરીફાઈ રહેવાની છે અને તારા બીજા સાથીઓ હોશિયાર હોવા છતાં તારી પાછળ પડી જવાના છે.' કોણ જાણે એમણે શા ઉપરથી એવું કહ્યું; પણ એમની વાત ખરી પડી. એટલું ખરું કે એ ભવિષ્યવાણી સફળ થતાં ત્રણ વરસ વીતી ગયાં. વાર્ષિક પરીક્ષામાં મારો નંબર ચોથો આવ્યો, કંઈક ઇનામ પણ મળ્યું; પરંતુ બીજાઓને મારાથી વધારે મળ્યું. ત્રીજા ધોરણમાં પણ અમને રસિકબાબુએ તેમ જ બીજા એક શિક્ષકે ભણાવ્યા. આજે પણ એમનું સ્મરણ મને એવું ને એવું જ તાજું છે. તેઓ હયાત છે. એમનું નામ બાબુ રાજેન્દ્રપ્રસાદ છે. તેઓ ઇતિહાસ ભણાવતા. એમની રીત એટલી બધી સારી હતી કે અમને આખી વાત વાર્તાની જેમ યાદ રહી જતી. હથુઆની રીતથી એમની રીત સાવ ઊલટી હતી. એમની પાસે જે વિદ્યાર્થી પોતાની ભાષામાં બધી વાત સારી રીતે કહી સંભળાવે એ હોશિયાર ગણાતો. એ કામ હું સહેલાઈથી કરી શકતો. વળી હથુઆમાં આખા ને આખા પાઠો મહેનતપૂર્વક ગોખી કાઢવાનો પ્રયત્ન કરેલો તેને લીધે મારા બોલવામાં સારા સારા શબ્દો અને વાક્યો પણ આવી જતાં. એક તો બુદ્ધિપૂર્વક સમજીને યાદ રાખતો અને એ સાથે ગોખવા માટે કરેલા પ્રયત્નનો લાભ મળતો, એટલે જ્યારે વર્ગમાં મારે બોલવાનું આવતું ત્યારે સરસ છાપ પડતી અને શિક્ષક એ વખાણતા.

ત્રીજામાંથી હું બીજા ધોરણમાં ચડ્યો અને વાર્ષિક પરીક્ષામાં મારો ત્રીજો નંબર આવ્યો. એ જ રીતે બીજાથી પહેલા વર્ગમાં જતાં પહેલા જે પરીક્ષા લેવાઈ એમાં હું પહેલે નંબરે અને રામાનુગ્રહ બીજે નંબરે આવ્યા. રસિકબાબુની વાત સાચી પડી. મારી સાથે સાથે જ જાણે રસિકબાબુની પણ ચડતી થતી ગઈ હોય એમ તેઓ ચોથાથી ત્રીજા, ત્રીજાથી બીજા, અને બીજાથી પહેલા વર્ગમા અમને ભણાવવા આવતા ગયા. હા, એ દરમ્યાન રાજેન્દ્રપ્રસાદની બદલી થઈ હતી અને રસિકબાબુ પણ થોડા દિવસ માટે બીજી નિશાળે ભણાવવા ગયા હતા. રાજેન્દ્રબાબુ તો પાછા ન આવ્યા પણ રસિકબાબુ પાછા આવ્યા, એટલે અમારા—ખાસ કરીને મારા—આનંદનો પાર ન રહ્યો.

રસિકબાબુ માત્ર ભણાવવામાં જ કુશળ હતા એમ નહીં, છોકરાઓના ચારિત્ર ઉપર પણ તેઓ ધ્યાન આપતા હતા. અમારી નિશાળના બધા શિક્ષકોમા મારા ઉપર સૌથી વધારે તેમ જ ઊંડી છાપ એમની જ પડી. એમ તો બાબુ રાજેન્દ્રપ્રસાદની અને ફારસી શીખવનાર મોલવી સાહેબની અસર પણ મારા પર ઠીક ઠીક પડી. પણ રસિકબાબુ તો જાણે ઘરના જ માણસ હોય એમ મને લાગતું. તેમનો ડર પણ લાગતો અને સાથે સાથે એમનો પ્રેમ પણ હુ અનુભવતો. તેઓ ભણાવતા પણ ખરા અને સારી સારી વાતો કરી અમારા વિચારો પણ સુધારતા. જોકે હુ બે વરસ સુધી પટના રહી આવ્યો હતો, છતાં તે વખતે મારી ઉમર એટલી નાની હતી કે મને ત્યા કઈ ખાસ જાણવાનુ મળ્યુ નહોતુ. રસિકબાબુ દેશનીયે થોડી થોડી વાતો કરતા. ભણીને માણસ કેવી રીતે ઊંચે ચડી શકે એ તરફ તેઓ ધ્યાન ખેચતા. જ્યારે હુ મૅટ્રિકમા આવ્યો ત્યારે એમણે મને સ્પષ્ટ કહ્યુ કે, 'મહેનત કર તું યુનિવર્સિટીમા ઊંચો નંબર મેળવી શકે એમ છે.' હુ એનો અર્થ ન સમજ્યો. મને એટલુ જ લાગ્યુ કે કદાચ મને શિષ્યવૃત્તિ મળશે.

જ્યારે બીજા ધોરણની વાર્ષિક પરીક્ષા ચાલતી હતી ત્યારે છપરામા ખૂબ જોરમા પ્લેગ ફાટી નીકળ્યો હતો પરીક્ષાના બે દિવસ પછી મારા ગળામા સોજો ચડ્યો અને સખત તાવ આવ્યો. ત્રીજા દિવસથી હું પરીક્ષામા ન બેસી શક્યો. ઘેર ખબર પહોચી પિતાજી બહુ ગભરાઈ ગયા અને તરત આવીને મને જીરાદેઈ લઈ ગયા ત્યા એમણે જાતે મારી દવા કરી અને હુ સાજો થયો મને પ્લેગ જ થયો હતો કે કેવળ ગળામા સોજો જ આવેલો એ કહેવુ મુશ્કેલ છે. પણ શકા તો પ્લેગની જ હતી મારે ત્યા બધા બહુ ગભરાઈ ગયા હતા. એ ગભરાટમા વખતસર નિશાળની

ફી ન ભરી શકાઈ એટલે મારું નામ કાઢી નાખવામાં આવ્યું. જ્યારે પરીક્ષાનું પરિણામ આવ્યું ત્યારે ખબર પડી કે બને વિષયમાં હું પહેલો આવ્યો હતો. મારા માર્ક પણ એટલા બધા આવેલા કે બાકીના બે વિષયોમાં પરીક્ષા લીધા વિના જ પાસ કરી દેવા માટે એ પૂરતા ગણાયા. એ જ દિવસોમાં હેડમાસ્તર બદલાઈને નવા આવેલા. એમણે મારી ગેરહાજરીમાં જ મને ઉપર ચડાવી દીધેલો. પરંતુ ચડયા છતાં ફી ન આપવાને કારણે મારું નામ તો નીકળી જ ગયું હતું. જ્યારે સાજો થયો અને થોડા દિવસ પછી નિશાળે ગયો ત્યારે મારે નવેસર નામ દાખલ કરાવીને આગળ ભણવાનું શરૂ કરવું પડયું.

એક દિવસ રસિકબાબુએ મને કહ્યું કે તારું નામ નીકળી ગયું એ સારું નથી થયું. જે છોકરો ઓછામાં ઓછું એક વરસ એક જ નિશાળે ભણ્યો હોય તેને જ નિયમ પ્રમાણે મૅટ્રિક પાસ કર્યા પછી શિષ્યવૃત્તિ મળી શકે. હવે તારો ઊંચો નંબર આવશે તોપણ તને શિષ્યવૃત્તિ નહીં મળી શકે. છતાં એક રસ્તો છે. તારા પિતાશ્રી મારફત ડાયરેક્ટર પર તેઓ તને એ કાયદામાંથી મુક્ત કરે એવી એક અરજી કરાવ.

મેં એક અરજી લખાવીને મોકલી. એમાં લખ્યુ કે મને પ્લેગ થવાથી મારે ઘેરે રહેવું પડયું હોવાથી હું વખતસર ફી ભરવાનું ચૂકી ગયો હતો. તેથી મારું નામ કાઢી નાખવામાં આવ્યું હતું. ઉપરાંત પરીક્ષાનું પરિણામ વગેરે ટાંકીને મેં જણાવ્યું હતું કે મને શિષ્યવૃત્તિ મળશે એવી આશા છે. પણ એક વર્ષ એક જ નિશાળમાં ભણવાના નિયમનો વાંધો આવે છે. હેડમાસ્તરે અરજી જોઈને કહ્યું કે આ બધું નકામું છે. એ નિયમ ફેરવવાનો અધિકાર ડાયરેક્ટરને પણ નથી. એટલે હું શી રીતે તારી અરજીની ભલામણ કરું? હું શું જાણું કે તને પ્લેગ થયો હતો કે નહીં! માંદગી વખતે મેં દાક્તર પાસે તો ઇલાજ કરાવ્યો નહોતો એટલે દાક્તરી સર્ટિફિકેટ પણ હું આપી શકું એમ ન હતું. એટલે છેવટે એમણે કોઈ પણ જાતની ભલામણ કર્યા વિના એમ ને એમ અરજી રવાના કરી દીધી.

હેડમાસ્તરે ભલામણ ન કરી એથી રસિકબાબુ ખૂબ દિલગીર થયા. એમને લાગ્યું કે આ સ્થિતિમાં કદાચ ડાયરેક્ટર એ મંજૂર નહીં કરે. છતાં એમણે મને આશ્વાસન આપ્યું કે જે થાય તે; અરજી કરવામાં તને કશું નુકસાન તો થવાનું નથી જ. નિયમ મુજબ ઇન્સ્પેક્ટર મારફતે જ ડાયરેક્ટર પાસે અરજી મોકલી શકાય એવો કાયદો હતો. એટલે મારી અરજી ડાયરેક્ટર ઉપર લખેલી હોવા છતાં પહેલાં ઇન્સ્પેક્ટર પાસે ગઈ. તેમણે અરજી વાંચીને એને ડાયરેક્ટરની પાસે મોકલવાની પણ જરૂર ન

જોઈ અને અરજી મંજૂર કરીને કાગળ લખ્યો. હેડમાસ્તરે મને વર્ગમાં જ જણાવ્યું કે તારી અરજી ઇન્સ્પેક્ટરે જ મંજૂર કરીને મોકલી આપી છે. સાથે એમ પણ કહ્યું કે, ઇન્સ્પેક્ટરને એ મંજૂર કરવાની સત્તા છે કે કેમ એની મને ખબર નથી પણ તારે હવે ફિકર કરવાની જરૂર નથી.

રસિકબાબુ આ સાંભળીને બહુ રાજી થયા અને મને વધારે પ્રોત્સાહન આપવા લાગ્યા; એટલે લગી કે કંઈ પણ ફી લીધા વિના મને પોતાને ઘેરે બોલાવીને બધા વિષયોમાં જે કાંઈ મુશ્કેલી હોય તે તેઓ શીખવતા અને મારે કેવી રીતે વાચવું, શું વાંચવું અને શું ન વાંચવું એની મને રોજ સૂચનાઓ આપતા. એમને ચોક્કસ લાગતું હતું કે હુ યુનિવર્સિટીમાં ઊંચો નંબર મેળવી શકીશ. મને પોતાને એ વાતનું ભાન સરખુંયે ન હતું કે મારા જેવો માણસ યુનિવર્સિટીમાં ઊંચો નંબર મેળવી શકે એમ છે.

એ દિવસોમાં ત્રણ જાતની શિષ્યવૃત્તિઓ મળતી. એમાં બે કે ત્રણ દસ દસ રૂપિયાવાળી હતી. તે આખા જિલ્લામા પહેલા બે કે ત્રણ છોકરાઓને મળતી. બીજી બે-ત્રણ શિષ્યવૃત્તિ માસિક પંદર રૂપિયાની હતી. એ આખા વિભાગમાં પહેલા આવનાર બે કે ત્રણ છોકરાઓને મળતી. એ વિભાગમાં તે વખતે હાલના પટનાનો અને તિર્હુત વિભાગના સાત જિલ્લાઓનો સમાવેશ થતો હતો. ત્રીજી માસિક વીસ રૂપિયાની શિષ્યવૃત્તિ હતી. તે આખી યુનિવર્સિટીમા સૌથી આગળ આવનાર-દસ છોકરાઓને મળતી. એ વખતે બિહાર પ્રાંત બંગાળમાં ગણાતો હતો અને કલકત્તા યુનિવર્સિટીનો અધિકાર બંગાળ, બિહાર, ઓરિસ્સા, આસામ અને બર્મા ઉપર હતો બધે એક જ પરીક્ષા લેવાતી હતી અને બધા પ્રાંતના વિદ્યાર્થીઓમાં સૌથી પહેલા આવનાર દસ વિદ્યાર્થીઓને જ એ વીસ રૂપિયાની શિષ્યવૃત્તિ મળતી. મારી મહત્ત્વાકાંક્ષા વધારેમા વધારે દસ કે પંદર રૂપિયાની શિષ્યવૃત્તિ મેળવવા જેટલે પહોચી શકતી હતી. એનાથી આગળ એ કદી ગઈ નહીં એ દસ પંદર રૂપિયાની શિષ્યવૃત્તિ સારુ મારે ખૂબ જ મહેનત કરવાની જરૂર છે એમ મને લાગતું એટલે હુ પુષ્કળ મહેનત કરતો હતો.

યુનિવર્સિટીની પરીક્ષામાં બેસતાં પહેલાં અમારે અમારી નિશાળમાં પરીક્ષા આપવી પડતી. એમાં જે પાસ થાય તેને જ યુનિવર્સિટીની પરીક્ષામાં બેસવાની રજા મળતી. હુ એ પરીક્ષામાં ઘણા માર્ક મેળવીને પહેલો આવ્યો. આમ યુનિવર્સિટીમાં પરીક્ષા આપવાની મંજૂરી તો મળી ગઈ, પણ એક અડચણ આવી. યુનિવર્સિટીમાં ચિત્રકળાનો વિષય મરજિયાત ગણાતો. પણ શિષ્યવૃત્તિને માટે પરિણામ તપાસતી વખતે એના માર્ક પણ ઉમેરવામા આવતા. જોકે મેં બીજા વિષયોમાં તો સારા

માર્ક મેળવ્યા હતા પણ ચિત્રશિક્ષકે યુનિવર્સિટીમાં મને ચિત્રકળાની પરીક્ષા આપવા દેવાની રજા ન આપી. ચિત્રકળામાં વીસ પચીસ માર્ક મળે એમ હતું. જો હું એ પરીક્ષામાં ન બેસું તો વીસથી પચીસ માર્ક ખોઈ બેસું એમ હતું. અને એટલો ફરક આવતાં શિષ્યવૃત્તિ ખોઈ બેસવાનું જોખમ હતું. અનેક આજીજીઓ કર્યા પછી ચિત્રશિક્ષકે મને એ શરતે રજા આપી કે તે દિવસથી પરીક્ષાના દિવસ સુધી ઓછામાં ઓછો રોજનો એક કલાક હું ચિત્રકળા પાછળ આપું. એ શરત સ્વીકારી ને પાળી પણ ખરી. એ સારું થયું, કારણ કે જો એમ ન કરત તો ચિત્રકળાના પચીસ માર્ક મને ન મળત અને મારો જે નંબર આવ્યો તે હું ન મેળવી શકત. છેવટે પરીક્ષાના દિવસો પાસે આવ્યા અને પરીક્ષા આપવા માટે હું થોડા દિવસ વહેલો પટના ગયો.

પરીક્ષા આપીને હું પટનાથી ઘેર આવ્યો. ભાઈ પણ રજાઓમાં ઘેર આવેલા. એમણે કલકત્તાથી પાછા આવી પટનામાં નામ તો દાખલ કરાવ્યુ હતું પણ તેઓ બહુ માંદા પડી ગયા એટલે દાક્તરોની સલાહ મુજબ તેઓ આગળ ભણવાને અલ્લાહાબાદ ગયા. અને એ જ વરસે તેમણે અલ્લાહાબાદની મ્યોર સેન્ટ્રલ કોલેજમાંથી બી.એ. ની પરીક્ષા પાસ કરી હતી. એમ. એ. તથા બી. એલ. નો અભ્યાસ કરવાને તેઓ ફરી પાછા કલકત્તા ગયા હતા. મોટાભાઈ અલ્લાહાબાદ અને કલકત્તામાં રહી આવેલા એટલે રજામાં ઘેર આવતા ત્યારે અમને ઘણી ઘણી વાતો કહેતા. હું એ બધું બહુ શ્રદ્ધાપૂર્વક સાંભળતો અને બનતાં સુધી એ વાત માનતો પણ ખરો. મારા ખ્યાલ પ્રમાણે મોટાભાઈ ૧૮૯૯ની સાલમાં અલ્લાહાબાદથી ઘેર આવ્યા હતા અને એમણે મને સ્વદેશીની વાત કરી હતી. ત્યાંથી સ્વદેશી કપડાં પણ તેઓ લાવ્યા હતા. મેં એ જ વખતથી સ્વદેશી કપડાં પહેરવાનું શરૂ કર્યું અને ગાંધીજીએ ખાદીની વાત ઉપાડી ત્યાં સુધી નિયમિત રીતે હું સ્વદેશી કપડાં જ પહેરતો. ફક્ત એક વાર થોડાં વિલાયતી કપડાં ખરીદ્યાં હતાં, પણ એની ચર્ચા આગળ ઉપર આવશે.

મોટાભાઈએ પોતે સ્વદેશી કપડાં પહેરવા માંડ્યાં અને મારી પાસે એ પહેરવાનું શરૂ કરાવ્યું ત્યાર પછી તેમણે કદી વિદેશી કપડાં ખરીદ્યા નથી. અને એ જ રીતે ખાદીની શરૂઆત કર્યા પછી ખાદી સિવાયનું બીજી કોઈ પણ જાતનું સ્વદેશી કાપડ પણ ખરીદ્યું નથી. સ્વદેશીનો વિચાર કપડાં પૂરતો જ મર્યાદિત ન હતો. બીજી વસ્તુઓ પણ સ્વદેશી લેવાની અમે કાળજી રાખતા. યુનિવર્સિટીની પરીક્ષા આપવાને સારુ ખાસ સ્વદેશી કલમ

અને સ્વદેશી ટાંક પણ મેં લીધાં હતાં. મોટાભાઈ પણ એવી જાતની અનેક નાની મોટી ચીજો અલ્લાહાબાદ તેમ જ કલકત્તાથી લાવતા. મને હવે શક જાય છે કે એવી ઘણીખરી વસ્તુઓ જે અમે બાળપણમાં સ્વદેશી તરીકે ખરીદતા એ કદાચ સ્વદેશી ન હતી અને દુકાનદારો અમને છેતરતા હતા. પણ અમારી શ્રદ્ધા અડગ હતી અને અમે એને સ્વદેશી માનીને જ લેતા હતા.

ઉનાળાની રજામાં એક દિવસ સાંજે અમે સૌ ફરવા નીકળ્યા હતા ત્યાં કોઈએ આવીને અમને ખબર આપ્યા કે પરીક્ષાનું પરિણામ ગેઝેટમાં આવી ગયું છે. આથી અમે સીવાન પહોંચ્યા. ત્યાં એટલું જ જાણવા મળ્યું કે હુ પ્રથમ શ્રેણીમાં આવ્યો છું. શિષ્યવૃત્તિની જાહેરાત ત્યારે થઈ નહોતી એ પછી કેટલેક દિવસે એ જ પ્રમાણે સાંજે ફરવા જતી વખતે એક માણસે આવીને અમને એક તાર આપ્યો. એમાં ખબર હતા કે હું યુનિવર્સિટીમાં પહેલો આવ્યો છું. મોટાભાઈ એ તાર વાંચીને ખૂબ રાજી થયા. અમે લોકો દોડતા ઘેર આવ્યા અને પિતાજીને વાત કરી. મોટાભાઈએ પિતાજીને યુનિવર્સિટીમાં પહેલા આવવું એટલે શુ તે સમજાવ્યું. પિતાજીની અને મા તથા ઘરનાં બીજાં બધાંની ખુશીનો પાર ન રહ્યો. મોટાભાઈની સંમતિથી મે પહેલેથી જ નક્કી કરેલું કે પાસ થયે હુ કલકત્તાની પ્રેસિડેન્સી કોલેજમાં ભણીશ. મૅટ્રિકની પરીક્ષા સારુ અરજી આપતી વખતે જ મેં એમાં લખી દીધેલું કે જો શિષ્યવૃત્તિ મળશે તો હું એને પ્રેસિડેન્સી કોલેજમાં ભણવામાં જ ખર્ચીશ એ જ નિર્ણય પ્રમાણે મારું કલકત્તા જવાનું તરત નક્કી થઈ ગયું.

છપરાની નિશાળમાં ભણતો હતો ત્યારે એક પંડિતજીની સાથે હુ રહેતો હતો. એ મોટા પ્રખ્યાત જ્યોતિષી હતા અને આજે પણ છે. એમનું નામ પંડિત વિક્રમાદિત્ય મિશ્ર છે. છપરામાં તેઓ મારા વાલી તરીકે હતા. વિદ્યાર્થીઓને તેઓ પોતે ભણાવતા. રોજ નિયમિત સરયૂએ નહાવા જતા — બીજા કોઈનું અડેલું પાણી સુધ્ધાં ન લેતા અને ખૂબ પૂજાપાઠ કરતા. પાસે જ હથુઆરાજની એક નાનકડી હવેલી હતી. અમારા બધાની ઉપર આ બધાની જેવી અસર પડવી જોઈએ એવી જ પડી. અમે સૌ અમને પોતાને કટ્ટર સનાતની માનતા અને જો કોઈ આર્યસમાજી આવી પહોંચતો તો અમે એની સાથે ચર્ચામાં ઊતરી પડતા અમારી નિશાળમાં મહામહોપાધ્યાય રઘુનંદન ત્રિપાઠી મુખ્ય પંડિત હતા. હું નિશાળમાં ફારસી ભણતો પણ એમની પાસે ઘરમાં સંસ્કૃત શીખવાનું શરૂ કર્યું, હતું. લઘુકૌમુદીનાં થોડાંક સૂત્રો ગોખી પણ કાઢ્યાં હતાં, પરંતુ

હું એ આગળ ચાલુ ન રાખી શક્યો. છપરા સ્કૂલનાં સુંદર અને સુખદાયક સ્મરણોની મારા ઉપર ઊંડી છાપ પડી છે.

આજે પણ મને સાંભરે છે કે રજાઓ સિવાય હું કદી ઘેર જતો નહીં. રજામાં જાઉં ત્યારે બા મને થોડાક વધુ દિવસ ત્યાં રોકી રાખવા ઇચ્છતી પણ હું એ વાતને ભાગ્યે જ નમતું આપતો. રજા દરમિયાન જીરાદેઈમાં તો મારે ખૂબ રમવાનું જ એક કામ રહેતું. અને મારો લગભગ આખો વખત હુતુતુતુની રમતમાં જ વીતી જતો. મોટાભાઈ પણ ઘેર આવતા એટલે અમારી સાથે રમતમાં ભળતા.

છપરાનું અમારું જીવન બહુ જ સાદું હતું. અમારી પાસે પૈસા ભાગ્યે જ રહેતા. ત્યાં એક મોદીની સાથે બધી વસ્તુઓ પૂરી પાડવાનું ઠરાવેલું હતું. મોટાભાઈ છપરા ભણવા ગયા ત્યારથી એ રીત ચાલતી આવેલી. રોજ ચિઠ્ઠીથી મોદીને ત્યાંથી ચોખા, દાળ, ઘી, લાકડાં અને નાસ્તાને માટે મીઠાઈ, કચોરી વગેરે આવતાં. એ જાતનો કંદોઈ હતો એટલે બધી ચીજો પૂરી પાડી શકતો. એ રીતે એક કાછિયણ શાક આપી જતી. મોદી જીરાદેઈ આવીને ચિઠ્ઠીઓ રજૂ કરતો એટલે એનો હિસાબ કરીને ત્યાં જ એને પૈસા આપી દેવામાં આવતા કાછિયણને જીરાદેઈ નહોતું આવવું પડતું. અમારા જે કામદાર કેસ વગેરેને અંગે છપરામાં આવતા તેઓ જ એ બાઈનો હિસાબ ચૂકવી દેતા. નિશાળની ફીના રૂપિયા પણ તેઓ આપી જતા ને કપડાંની જરૂર પડતી તો એ પણ તેઓ જ ખરીદી આપતા. આમ છપરામાં ભણતી વખતે ભાગ્યે જ મારા હાથમાં કોઈ વાર પૈસા આવતા.

ઘરની હાલત પણ કંઈ સારી ન હતી. જમીનદારી તો દાદાના અને કાકાના વખતમાં હતી એની એ જ હતી. છતાં એમના દેહાંત પછી પિતાજીને માથે ચિંતાનો ભાર વધી ગયો હતો. અમારા ખર્ચને સારુ રોકડા પૈસા મેળવવામાં પણ એમને મુશ્કેલી પડતી. મોદીને પણ જીરાદેઈમા બધી વખતે રોકડા પૈસા ચૂકવી ન શકાતા. કેટલીક વાર અમારા ગામડાનું ઉઘરાણું કરનારા કામદારને નામે ચિઠ્ઠી લખી આપવામાં આવતી અને મોદી જીરાદેઈથી એ ગામડે જઈને પોતાના આંકડાના પૈસા વસૂલ કરતો.

છપરાનું ખરચ ઓછું હતું. એટલે આમ જેમ તેમ કરીને નભ્યે જતું હતું અને મને કદી પણ પૈસાની ખેંચ વરતાઈ ન હતી. એનું એક કારણ એ પણ હતું ખરું કે મોટાભાઈ એ બાબતમાં મારી કાળજી રાખતા. જ્યારે તેઓ રજામાં ઘેર આવતા ત્યારે કંઈક ને કંઈક ગોઠવણ કરી જતા. પણ મોટાભાઈને સારુ તો દર મહિને અલ્લાહાબાદ ખરચ મોકલવો પડતો.

અને એ મોકલવાનું પિતાજીને ઘણી વખત મુશ્કેલ જણાતું. એમ છતાં એમણે મનમાં ગાંઠ વાળેલી કે ગમે એટલી મુશ્કેલી વેઠવી પડે તોયે છોકરાઓને ભણાવવાનો ખરચ તો કોઈ પણ રીતે પૂરો કરવો જ.

અમારી જમીનદારીની વ્યવસ્થા કરવાને સારુ એક કારભારી હતા. દાદાજીના વખતથી જ તેઓ અમારે ત્યાં રહેલા એટલે જમીનદારીની રજેરજ વાતથી વાકેફ હતા. દાદાજી હતા ત્યાં સુધી પિતાજીએ જમીનદારી પર નજર નહોતી રાખી. એટલે એમને કારભારીના ઉપર ભરોસો રાખવો પડતો. મને યાદ છે કે એક વાર ભાઈને પરીક્ષાની ફી આપવાની હતી. એમનો કાગળ આવ્યો કે અમુક તારીખ પહેલાં ફીના પચાસ કે સાઠ રૂપિયા ભરી દેવાના છે નહીં તો પરીક્ષામાં બેસી નહીં શકું અને મારું આખું વરસ બગડશે. પિતાજીની પાસે રૂપિયા નહોતા અને ગામડેથી કારભારી રૂપિયા આપી ન શક્યા. પિતાજીને ભારે ચિંતા થઈ. છેવટે મારી બાની સોનાની કંઠી ક્યાંક ઘરેણે મૂકીને એમણે વખતસર રૂપિયા મોકલ્યા. જમીન વગેરે બધું હોવા છતાં અમારી સ્થિતિ એવી થઈ ગઈ હતી કે કોઈ કોઈ વાર કોઈ ચીજવસ્તુ ન હોવાને લીધે રસોઈમાયે મોડું થઈ જતું. મોટાભાઈ માનતા હતા કે એ સઘળી ગેરવ્યવસ્થા કારભારીને લીધે છે. તેઓ ખૂબ ચિડાતા, પણ કંઈ કરી શકતા નહીં. એક વાર રજાઓમાં આવેલા ત્યારે એમણે કારભાર સંભાળવા માંડ્યો હતો પણ એમનું અલ્લાહાબાદમાં ભણવાનું ચાલ્યું ત્યાં લગી તેઓ કંઈ ખાસ સુધારો ન કરી શક્યા.

જમીનદારીની આવક આશરે સાત આઠ હજાર હતી, એમાંથી સરકારી મહેસૂલ ચૂકવ્યા બાદ પાંચ છ હજાર જેટલું બચતું. સેંકડો વીઘાંનાં તો ઝીરાતનાં* ખેતરો હતાં. એમાં ડાંગર, ઘઉં, મકાઈ, તુવેર, જવ વગેરે પાકતું અને શેરડીનો જે ગોળ થતો તેના થોડા રોકડ રૂપિયા પણ આવતા. અમે બાળક હતા ત્યારે એ જ ખેતરો એટલું અનાજ આપતાં કે ઘર ભર્યું-ભાદર્યું રહેતું. ગાય-ભેંસ સારી પેઠે દૂધ આપતી અને બળદોની પણ અનેક જોડ અમારે ત્યાં રહેતી. પણ હવે કોણ જાણે શું થઈ ગયું હતું કે ઘરમાં ખાવા પૂરતું અનાજ પણ પાકતું નહીં અને કેટલુંક ખરીદવું પડતું. આમ નુકસાન જ નુકસાન જોઈને પિતાજીએ થોડો વખત ખેતી કરવાનું માંડી વાળ્યું. અમારે સારુ એ કંઈક દુઃખના દહાડા હતા પણ પિતાજી ધીરજ રાખતા અને વાતમાં ને વાતમાં લોકોને કહેતા કે અમારા બેય દીકરા જ અમારું ધન છે.

---

* જુઓ પૃષ્ઠ ૫ પરની ફૂટનોટ. —અનુવાદક

આ વખતનો એક પ્રસંગ અહીં નોંધવા જેવો છે. કાકાના અવસાન પછી દાદાજી અને પિતાજી જ રહેલા. અમે લોકો તો બાળક હતા. હું પહેલાં કહી ગયો છું કે દાદાજીએ જ અમારી આખી જમીનદારી ખરીદી હતી અને એ બધું એમની પોતાની આપકમાઈનું હતું. કાકાને ફક્ત એક દીકરી હતી. કાકાના ગુજરી ગયા પછી કોઈએ દાદાજીને સમજાવ્યું કે તેમના (દાદાજીના) મરણ પછી એ છોકરીને તથા અમારી કાકીને મુશ્કેલીમાં મુકાવું પડે એમ બને, એટલે કંઈ ને કંઈ વ્યવસ્થા કરી દેવી જોઈએ. દાદાજીએ વસિયતનામું લખવાનું ઠરાવ્યું, અને તે સીવાનથી તૈયાર થઈને આવ્યું. એ મુજબ મારી કાકીને વરસે દહાડે આશરે હજારની આવકવાળાં બે ગામ એમના જીવતાં લગી ખર્ચ પેટે આપવામાં આવ્યાં. અને અમારી પિતરાઈ બહેનને આખી જમીનદારીમાં સાત આની ભાગ આપવામાં આવ્યો તથા બાકીનો નવ આની ભાગ અમારે માટે રહ્યો.

અમારું કુટુંબ હમેશ સંયુક્ત રહ્યું હતું એટલે આવી રીતે વસિયતનામું કરી આપવાનો અધિકાર દાદાજીને હતો કે કેમ એ ચોક્કસપણે કહી શકાય એમ ન હતું. જો તેઓ વસિયતનામું કરે નહીં તો એમના ગુજરી ગયા બાદ આખી સંપત્તિના માલિક પિતાજી થતા હતા. કાકીનો તો કેવળ ખોરાકીખર્ચનો હક થતો હતો અને છોકરીને ભાગે કશુંયે આવે એમ ન હતું. એટલે કેટલાક લોકોએ સલાહ આપી દાદાજીને વસિયતનામું કરવાનું ઉત્તેજન આપ્યું હતું. પિતાજીને આ વાતની કશી ખબર આપવામાં આવી નહોતી. બધું તૈયાર થઈ ગયા પછી એક દિવસ રજિસ્ટ્રાર રજિસ્ટર કરવાને માટે જીરાદેઈ આવ્યા. ત્યારે લોકોએ દાદાજીને સલાહ આપી કે જો વસિયતનામા ઉપર પિતાજી પોતાની સાક્ષી લખી આપે તો પછી એના વિરોધમાં તેઓ એક અક્ષર પણ ઉચ્ચારી નહીં શકે અને બધું જ કામ પાકે પાયે થઈ જશે. પિતાજીને તો એ બધી વાતની જાણ જ્યારે રજિસ્ટ્રાર જીરાદેઈ આવ્યા ત્યારે જ થઈ. દાદાજીએ એમને સાક્ષી કરી આપવા માટે કહ્યું. દાદાજીને કંઈક ભરમાવેલા કે પિતાજી કદાચ એ બાબતમાં વાંધો લેશે. પણ પિતાજીએ ખુલાસાપૂર્વક કહ્યું કે, "આપ જે આજ્ઞા આપશો એ મને શિરોધાર્ય છે. આપે જ અમને પાળીપોષીને મોટા કર્યા છે. આપે જ આ બધું પેદા કર્યું છે. આપ બધું જ ચંદ્રમુખીને આપી દો તોયે મને કંઈ વાંધો નથી મારે માટે ધન તો આ બન્ને દીકરાઓ છે, આપ એમને આશીર્વાદ આપો એટલે બસ." અમને બન્ને ભાઈઓને પણ ત્યાં બોલાવવામાં આવ્યા હતા. પિતાજીની વાત સાંભળીને દાદાજી ખૂબ રડ્યા અને જે લોકોએ જાત જાતની બનાવટી વાતો કરીને એમના મનને

ભરમાવવાના પ્રયત્નો કર્યા હતા એમને ગાળો દેવા લાગ્યા. પિતાજીએ સાક્ષી તરીકે મતું મારી આપ્યું અને રજિસ્ટ્રાર વસિયતનામાને રજિસ્ટર કરી ગયા.

હું હથુઆની નિશાળમાં ભણતો હતો ત્યારે જ કમનસીબે થોડા દિવસની માંદગી ભોગવીને, અનેક જાતના ઇલાજો કરવા છતાં ચંદ્રમુખી કુંવારી અવસ્થામાં જ ગુજરી ગઈ. કાકી ઘણું લાંબું જીવ્યાં અને એમને મળેલી ખરચી તીરથ અને વરતમાં વાપરતાં રહ્યાં. એમના મૃત્યુ પછી આખી જમીનદારી અમને બે ભાઈઓને મળી. કાકી ઘણેભાગે એકેએક તીર્થસ્થાનમાં જઈ આવ્યાં હતાં. આમાં એમને સાથ આપનારાં મારાં વિધવા બહેન પણ હતાં. તે વિધવા થયા પછી અમારે ત્યાં જ રહ્યાં અને હજુ રહે છે. એ બંનેની વચ્ચે તીરથ અને વરતમાં કોણ ચડે એની જાણે કે ચડસાચડસી ચાલતી. કોઈ એવું પર્વ કે સ્નાન બાકી ન હતું કે જ્યાં એ બે જણાં પહોંચ્યાં ન હોય. બંનેએ ચાર ધામ, એટલે જગન્નાથ, રામેશ્વર, દ્વારકા અને બદરીનાથનાં દર્શન કર્યાં હતા. બહેન તો બે ત્રણ વાર બદરીનાથ જઈ આવ્યાં છે. મારી બા ઘેર જ રહેતાં અને કોઈક જ વાર તીરથ કરવા જતાં. મને યાદ છે કે હું ભણતો હતો એ અરસામાં બા, કાકી અને બહેનની સાથે હું એક વાર અયોધ્યાજી અને બીજી વાર મથુરાવૃંદાવનનાં દર્શને ગયેલો. એ બધી જમાઓમાં ખરચ બહુ આવતું અને હેરાનગતિ પણ સારી પેઠે થતી. એ વખતે મેં જોયેલું કે તીર્થસ્થળોમાં પંડાઓ સરસ કામ કરે છે. અમે એમના જ ઘરમાં ઊતર્યાં હતાં. અને એ લોકો આખો વખત અમારી સાથે ને સાથે ફરીને ત્યાં આગળનાં બધાં સ્થળોનાં દર્શન કરાવતા અને અમને કોઈ વાતની મુશ્કેલી ન પડે એની કાળજી રાખતા. મને યાદ નથી એવા એક જમાનામાં દાદાજી, પિતાજી, કાકા વગેરે પણ એ તીર્થોમાં યાત્રાએ ગયેલા અને ત્યાંના પંડાઓને ચોપડે એમણે પોતાનાં નામ લખાવેલાં. એમણે પંડાઓને માટે વર્ષાસનની જૂજ રકમ પણ ઠરાવી આપેલી. પંડાઓ જીરાદેઈ આવીને એ ઉઘરાવી જતા. એથી જ એ લોકો અમારી બધી સગવડ ખાસ કાળજીપૂર્વક સાચવતા. વળી અમારી યાત્રામાંયે એમને દાન તો મળતું જ હતું. દાનપુણ્ય, પૂજાપાઠ, તીર્થયાત્રા અને સ્નાન વગેરેમાં આખા ઘરનાં 'લીડર' બહેન જ હતાં અને આજે પણ છે. ઘરમાં હમેશ કોઈ ને કોઈ જાતની પૂજા ચાલ્યા જ કરતી અને આજે પણ કંઈ ને કંઈ ચાલ્યા જ કરે છે.

આ રીતે મારો નિશાળમાં ભણવાનો સમય વીત્યો હતો. ઘર સાથે મારે ઝાઝો સંબંધ રહેતો નહોતો. કેવળ રજાઓમાં આવવા જવાનું બનતું

એટલું જ. મારું લગ્ન તો થઈ ગયું હતું પણ પત્નીને મળવાનું થોડું જ થતું. રજાઓ દરમિયાન ઘેર આવું ત્યારે રાત્રે મેળાપ થતો એટલું જ.

એક વાર મારી પત્નીને કોલેરા થયેલો. એ વખતે હું ઘેર જ હતો. પિતાજીના ઉપચારથી એ સાજી થઈ ગઈ પણ પિતાજી ભારે ફિકરમાં પડી ગયા હતા. ત્યારે મારી સ્થિતિ કંઈક વિચિત્ર થયેલી. પોતાની પત્નીને માટે કોઈ વધારે ચિંતા દર્શાવે એ એ જમાનાના રિવાજ પ્રમાણે અસભ્યતા (બૅડ ફૉર્મ) ગણાતી. હું ચિંતાતુર હતો. પત્નીની તબિયત કેવી છે તે જાણવા અને તેને જોવાયે ઇચ્છતો હતો. પણ હું કોઈને કશું પૂછી નહોતો શકતો. ઘરનાં માણસોનું ધ્યાન કદાચ એ વાત પર ગયું જ નહીં કે એની માંદગી વિષે મનેય આતુરતા હશે. એ સાજી થઈ ગયા બાદ કંઈ કરવાપણું રહ્યું નહીં અને મારા મનને નિરાંત વળી. પણ જો તેની હાલત વધારે બગડી હોત તો સભ્યતા જાળવવાનું એ બંધન મને કેટલે લગી જકડી રાખી શકત એ કહી ન શકાય.

આમ હમેશ ઘરમાં જ ગોંધાઈ રહેવાને લીધે મારી ભાભી અને મારી પત્ની, બંનેની તબિયત બગડે એ સ્વાભાવિક હતું. અને બગડી પણ ખરી. બને જણાં સંધિવાના દરદને લીધે થોડા થોડા દિવસ લગી વારાફરતી પીડાયા કરતાં. ઘણા વખત પછી જ્યારે તેઓ ફળિયામાં છૂટથી ફરવાહરવા લાગ્યાં ત્યારે એ દરદમાંથી છૂટયાં.

## ૮

## કૉલેજમાં

પરીક્ષાનું પરિણામ જાણ્યા પછી હું છપરા આવ્યો. ત્યાં ખબર પડી કે હું જ ઊંચે નંબરે આવ્યો છું એમ નથી પણ આખી નિશાળનું પરિણામ સરસ આવ્યુ છે. મારા સાથી રામાનુગ્રહને વીસની; એ જણને પંદરની તથા બીજા બેને દસ દસની શિષ્યવૃત્તિ મળી છે. એ ઉપરાંત પ્રથમ શ્રેણીમાં આવનારાઓની સંખ્યા પણ ઠીકઠીક છે છેક નાપાસ થનારા તો ભાગ્યે એક બે જણ છે. આટલું સારુ પરિણામ છપરા જિલ્લા-સ્કૂલનું કદી આવ્યુ ન હતું. આખા બિહારમાં કોઈ પણ નિશાળનું આટલું સારું પરિણામ કદીયે આવેલું નહીં. એટલે નિશાળના શિક્ષકો વગેરે બહુ પ્રસન્ન હતા અને છપરાના વકીલો પણ ખુશ ખુશ થઈ ગયા હતા બાબુ બ્રિજકિશોરપ્રસાદે છપરામાં વકીલાત શરૂ કરી હતી. તેઓ હજુ નવામવા

જ હતા અને ભારે ઉત્સાહી હતા થોડાક જ દિવસમા એમનો પ્રભાવ લોકોની ઉપર, ખાસ કરીને વકીલોની ઉપર, પડવા માડ્યો હતો મારા ગામથી તેઓ માત્ર ત્રણ ગાઉ જ દૂર રહેતા હતા તોયે હુ એમને ઓળખતો ન હતો હુ છપરા પહોચ્યો ત્યારે મોટાભાઈની સલાહ લઈને એમણે એક નાની સરખી ઉજાણી ગોઠવી હતી અને એમા મને પણ નોતર્યો હતો પણ એ જ વખતે હુ માદો પડી ગયો એટલે એમા ભાગ ન લઈ શક્યો

છપરા પહોચીને હુ સૌથી પહેલા રસિકમાણુને મળ્યો તેઓ ખૂબ જ પ્રસન્ન હતા હુ એમની પાસે ગયો કે તરત એમણે મને ફેરી ને મીઠાઈ ખવરાવ્યા અને ઘણી વાર સુધી મને સમજાવતા રહ્યા કે પરીક્ષામા જે પરિણામ આવ્યુ છે તેથી તારી જવાબદારી બહુ જ વધી ગઈ છે યુનિવર્સિટીમા કોઈ બિહારી પહેલો આવ્યો હોય એવો આ જ પહેલો દાખલો છે. બગાળી છોકરાઓ આ સહન નહીં કરી શકે એ લોકો બહુ જ મહેનત લઈને તને કૉલેજના પહેલા વર્ષની પરીક્ષામા હરાવવાનો પ્રયત્ન કરશે કેટલાક ખરાબ છોકરાઓ તને બીજી રીતે પણ બગાડીને પાછળ પાડી દેતા અચકાશે નહી. એટલે કલકત્તામા તારે બહુ જ ચોકસાઈથી અને સાવધાનીથી રહેવુ જોઈએ, અને મહેનત કરીને જે સ્થાન તે મેળવ્યુ છે એ સાચવી રાખવુ જોઈએ વળી, તારે મને બધી વાતની ખબર આપતા રહેવુ જોઈએ અને કોઈ પણ વાતે આળસ કે ગફલત ન કરવી જોઈએ કલકત્તા બહુ મોટુ શહેર છે ત્યા રમતગમત અને તમાશા પણ પુષ્કળ છે ખરાબ વસ્તુઓ પણ ઘણી છે એ બધી વસ્તુઓથી બચવુ જોઈએ, અને કૉલેજમા બને એટલી મહેનત કરીને પોતાનુ સ્થાન ટકાવી રાખવુ જોઈએ રસિકમાણુના મનમા એ વાતે ઘર કર્યું હતુ કે વળી પાછા પહેલા વર્ષની પરીક્ષામા મારે પહેલા આવવુ જ જોઈએ અને જો હુ એમા ચૂકીશ તો બહુ જ ખરાબ થશે એટલા માટે એમણે આ વાત ઉપર ફરી ફરી ભાર મૂક્યો અને મને ખૂબ જ સમજાવી કારવીને કલકત્તા જવાને રવાના કર્યો એમની પાસેથી હુ મારે ઉતારે આવ્યો ત્યા મને તાવ ચડ્યો અને મારી મુસાફરી અટકી પડી થોડા દિવસ બાદ જ્યારે સાજો થયો ત્યારે મોટાભાઈ સાથે હુ કલકત્તા પહોચ્યો

કલકત્તામા મોટાભાઈ પહેલેથી જ ઈડન હિંદુ હોસ્ટેલમા રહેતા હતા અને ડફ કૉલેજમા એમ એ ના વર્ગમા ઇતિહાસ તથા રિપન કૉલેજમા બી એલ ને માટે કાયદાનો અભ્યાસ કરતા હતા હુ પહેલી જ વાર

કલકત્તા આવ્યો હતો. ત્યાંનાં મકાનો, સડકો, ટ્રામગાડી વગેરે જોઈને હું આભો બની ગયો અને હૉસ્ટેલમાં પહોંચતાં મને એ અમારા છપરાવાળા ઉતારાની સરખામણીમાં મહેલ જેવી લાગી. હું એટલો બધો મોડો પહોંચ્યો હતો કે હૉસ્ટેલમાં એક પણ જગ્યા ખાલી નહોતી રહી. વિદ્યાર્થીઓ ખીચોખીચ ભરાઈ બેઠા હતા. એટલે જોગવાઈ થતાં લગી હું મોટાભાઈ સાથે એમની ઓરડીમાં જ રહ્યો. જ્યારે પ્રેસિડેન્સી કૉલેજમાં પહોંચ્યો ત્યારે ખબર પડી કે ત્યાં પણ છોકરાઓ પૂરતા થઈ ગયા છે અને નવા છોકરાઓને દાખલ કરવાનું બંધ થયું છે. ડૉક્ટર પી. કે. રાય પ્રિન્સિપાલ હતા. મોટાભાઈએ એમની મુલાકાત લીધી અને એમણે મને દાખલ કરવાનો હુકમ કાઢી આપ્યો. એ રીતે હું કૉલેજમાં દાખલ થયો. પણ હૉસ્ટેલમાં તો જગ્યા હતી જ નહીં. એને સારુ પણ પ્રયત્ન કર્યો અને જે ઓરડામાં મોટાભાઈ રહેતા હતા એ જ ઓરડામાં ચારને બદલે પાંચ પાટની ગોઠવણ થઈ, અને હું ત્યાં રહેવા લાગ્યો.

હું ક્લાસમાં ગયો તો ત્યાંયે બધું અનેરું જ હતું. આટલા બધા ઉઘાડા માથાવાળા બંગાળી છોકરાઓને એકસામટા મેં કદી જોયા ન હતા. એમાંના કેટલાક કોટ-પાટલૂન-હૅટ પહેરનારા પણ હતા. એ બધા વિલાયત જઈ આવીને બૅરિસ્ટરી કે દાક્તરી વગેરે કરતા લોકોના છોકરાઓ હતા. તે પહેલાં મેં એક પણ હિંદુસ્તાની છોકરાને હૅટ-કોટ પહેરેલો જોયેલો નહીં એટલે મને શંકા થઈ કે આ લોકો ઍન્ગ્લો ઇંડિયન કે ખ્રિસ્તી હશે. પણ જ્યારે હાજરી વખતે નામ બોલાયાં ત્યારે મને સમજાયું કે એ બધા હિંદુઓ જ છે. એ દિવસોમાં એવો રિવાજ હતો કે મુસલમાન છોકરાઓ નામ નોંધાવવા પૂરતા મદરેસાના વિદ્યાર્થી ગણાતા પણ પહેલા વર્ષના વર્ગ પ્રેસિડેન્સી કૉલેજમાં જ ભરતા. એમને માસિક બારને બદલે ચાર ફી આપવાની રહેતી અને એમનાં નામ જુદા રજિસ્ટરમાં લખાતાં. એ સિવાય બીજી કશી વાતમાં તેઓ પ્રેસિડેન્સી કૉલેજના છોકરાઓ કરતાં જરાયે જુદા ન હતા. એમની હૉસ્ટેલ જુદી હતી. ટોપી પહેરનારા આ છોકરાઓ જ જણાયા અને બીજા એકબે મારવાડી છોકરાઓ ટોપીવાળા હતા. કૉલેજમાં પણ બધા છોકરાઓનો સમાવેશ એક જ વર્ગમાં થઈ ન શક્યો, એટલે ત્રણ વિભાગ કરી નાખવામાં આવ્યા હતા. અભ્યાસ એક જ હતો.

એ દિવસોમાં હું અંગરખું, લેંઘો અને ટોપી પહેરીને કૉલેજમાં જતો. પહેલા વર્ષમાં અંગ્રેજી, એક બીજી ભાષા, અને ઇતિહાસ, તથા તર્કશાસ્ત્ર ને ગણિત ઉપરાંત બધા છોકરાઓને પદાર્થવિજ્ઞાન અને રસાયણ-

શાસ્ત્ર પણ શીખવું પડતું. પહેલા વર્ગમાં દાક્તર જગદીશચંદ્ર વસુ પદાર્થ-વિજ્ઞાન અને દાક્તર પ્રફુલ્લચંદ્ર રાય રસાયનશાસ્ત્ર ભણાવતા. મારું નામ દાખલ થયા પછી જ્યારે હું પહેલે દિવસે કૉલેજમાં પહોંચ્યો ત્યારે પહેલો સમય રસાયનશાસ્ત્રનો હતો. દાક્તર રાય આવ્યા. એમણે હાજરી પૂરવા માંડી. હું સૌથી પાછળની પાટલી પર બેઠો હતો. પ્રેસિડેન્સી કૉલેજના બધા છોકરાઓના નંબર બોલાવા અને બધાએ હાજરી પુરાવી. મને મારા નંબરની ખબર ન હતી. છેવટ સુધી હું રાહ જોતો રહ્યો. જ્યારે છેલ્લા નંબરવાળા છોકરાનું નામ આવી ગયું અને તેઓ રજિસ્ટર બંધ કરવા લાગ્યા ત્યારે ઊભા થઈને મેં કહ્યું કે હું મારો નંબર જાણતો નથી. એમણે મારી સામે જોઈને કહ્યું, થોભ, હજી મેં મદરેસાના છોકરાઓની હાજરી પૂરી નથી, અને ઝટ બીજું રજિસ્ટર ઉપાડ્યું. હું સમજી ગયો કે સેથે અને ટોપીને કારણે એમણે મને મુસલમાન માની લીધો છે. મેં કહ્યું કે હું મદરેસામાં નથી ભણતો પ્રેસિડેન્સી કૉલેજમાં આજે જ મેં મારું નામ દાખલ કરાવ્યું છે એટલે નંબર નથી જાણતો. એમણે નામ પૂછ્યું એટલે મેં મારું નામ જણાવ્યું. એ સાંભળીને બધા છોકરાઓ મારી સામે જોવા લાગ્યા. કારણ કે એમને ખબર હતી કે મારા નામનો કોઈક છોકરો એ વરસે યુનિવર્સિટીમાં પહેલો આવ્યો છે. દાક્તર રાયે કહ્યું કે હજી નામ રજિસ્ટરમાં ચડ્યું નથી. ચડી જશે ત્યારે આજની હાજરી પણ પાછળથી ભરી દેવામાં આવશે. પછી એમણે આટલું ગોકું નામ લખાવવાનું કારણ પૂછ્યું. આ રીતે એમની સાથે મારી પહેલી મુલાકાત થઈ, તથા બીજા સાથીઓએ પણ મને પહેલવહેલો જોયો.

વર્ગમાં હિંદી જાણનારા છોકરાઓ બહુ જ થોડા હતા એટલે સ્વાભાવિક રીતે મારવાડી દેવીપ્રસાદ ખેતાનની સાથે એક બે દહાડામાં જ મારો ગાઢ સંબંધ બંધાયો. એનું વિશેષ કારણ એ પણ હતું કે તેઓ મારી પેઠે બિહારથી જ પાસ થઈને આવ્યા હતા. એમના પિતા ત્યાં જેલર હતા. બંગાળી છોકરાઓ જોડે પણ ઓળખાણ થવા માંડી. એમાંના કેટલાક જોડે ગાઢો સંબંધ થતાં વાર ન લાગી અને આજ સુધી એ સંબંધો ટકી રહ્યા છે. એમાંનાં ત્રણનાં નામ જ અહીં આપું. યોગેન્દ્ર નારાયણ મજુમદાર, જેઓ અત્યારે બંગાળના સ્ટૅન્ડિંગ કૉન્સલ છે; ગિરીશચંદ્ર સેન, જેઓ ડેપ્યુટી કલેક્ટર થયા અને હવે સરકારના સેક્રેટરી છે; અવિનાશચંદ્ર મજુમદાર, જેઓ સરકારી ભાષાંતરકાર હતા; જે. એમ. સેનગુપ્ત, જેઓ કમનસીબે અત્યારે હયાત નથી; એ બધા મારી સાથે જ ભણતા અને અમારી જ હૉસ્ટેલમાં રહેતા.

હું કૉલેજમાં એક અઠવાડિયાથીયે ઓછી હાજરી આપી શકયો હોઈશ એટલામાં તો ટાઢિયા તાવમાં પટકાયો. છપરામાં જે મલેરિયા વળગેલો તેણે અહીં વધારે જોરથી ઊથલો માર્યો અને મહિનાઓ સુધી હું માંદો રહ્યો. હૉસ્ટેલના દાક્તરે ઉપચારો કરવામાં મણા ન રાખી, છતાં રોજ તાવ આવતો. કોઈ વાર એકબે દિવસ સારા જતા અને ફરી ત્રીજે ચોથે દિવસે સખત ટાઢ ચડતી. મોટાભાઈ હેરાન થઈ ગયા. એક દિવસ એવું બન્યું કે ત્યાંના ટાઉનહૉલમાં એક મોટી સભા થવાની હતી. લૉર્ડ કર્ઝનના કોઈક પગલા અંગે લોકમત જાહેર કરવા સારુ બંગાળના મોટા મોટા વ્યાખ્યાતાઓ બોલવાના હતા અને સુરેન્દ્રનાથ બૅનરજી વગેરેનાં ભાષણો થવાનાં હતાં. બેત્રણ દહાડાથી મને તાવ ન હતો. બધાએ માન્યું કે હું હવે સાજો થઈ ગયો છું. મોટાભાઈ પણ હૉસ્ટેલના બધા છોકરાઓ સાથે સભામાં ગયા. મારી ઓરડીમાં કે આજુબાજુની ઓરડીમાં પણ કોઈ ન હતું. હું એકલો જ હતો. મને ટાઢ ચઢી અને પછી તાવ ચઢવા માંડયો. હું પડ્યોપડ્યો મારી પાસે પડેલું થરમૉમિટર મૂકી તપાસતો રહ્યો. તાવ ચડતાં ચડતાં ૧૦૬ ડિગ્રી કરતાંયે વધી ગયો. હું ગભરાયો. પણ કરું શું! કોઈ પાસે હતું નહીં, વચ્ચે વચ્ચે તો એમ લાગતું કે હવે મોટાભાઈનો મેળાપ નહીં થાય. પણ ધીમે ધીમે તાવ ફરી ઊતરવા લાગ્યો. મોટાભાઈના પાછા ફરતાં સુધીમાં તાવ સાવ ઊતરી ગયો ને હું તેઓ મને જોવા મૂકીને ગયા હતા તેવો જ સાજો થઈ ગયો. એ આવ્યા એટલે એમને મેં બધી વાત કરી. એમણે નક્કી કર્યું કે હવે હું સાજો હોઉં તોપણ મને એકલો મૂકીને તેઓ પોતે ક્યાંય નહીં જાય. આમ ને આમ ઘણા દહાડા વીતી ગયા અને દશેરાની રજાના દિવસો આવી પહોંચ્યા. આટલા ગાળામાં હું ફક્ત ચારપાંચ દિવસ જ કૉલેજમાં જઈ શકયો હતો.

રજામાં જેમતેમ કરી ઘેર પહોંચ્યો. ત્યાં સાજો થઈ ગયો. રજા લગભગ એક મહિનાની હતી. એટલા વખતમાં સાજો થઈને કલકત્તા ગયો અને ત્યાં પહોંચતાંની સાથે મને ફરી તાવ આવ્યો. મને બહુ ગભરાટ થયો. મોટાભાઈને પણ બહુ જ ચિંતા થઈ પડી. એ વેળા એવો નિયમ હતો કે કૉલેજમાં જેટલાં વ્યાખ્યાન થાય એમાંનાં અમુક વ્યાખ્યાનોમાં તો ખાસ હાજર રહેવું જ જોઈએ. નહીં તો યુનિવર્સિટી પરીક્ષા આપવાની મંજૂરી ન આપે. મને ડર લાગવા માંડયો કે આટલી બધી ગેરહાજરી થઈ છે એટલે હવે કદાચ મારાથી જોઈતી હાજરી પૂરી નહીં કરી શકાય અને મને પરીક્ષા આપવાની રજા નહીં મળી શકે. વળી અભ્યાસ તો થઈ જ નહોતો શકયો. કયારેક વિચાર આવતો કે કલકત્તા છોડીને

શાસ્ત્ર પણ શીખવું પડ્યું. પહેલા વર્ગમાં દાક્તર જગદીશચંદ્ર વસુ પદાર્થ-વિજ્ઞાન અને દાક્તર પ્રફુલ્લચંદ્ર રાય રસાયનશાસ્ત્ર ભણાવતા. મારું નામ દાખલ થયા પછી જ્યારે હું પહેલે દિવસે કૉલેજમાં પહોંચ્યો ત્યારે પહેલો સમય રસાયનશાસ્ત્રનો હતો. દાક્તર રાય આવ્યા. એમણે હાજરી પૂરવા માંડી. હું સૌથી પાછળની પાટલી પર બેઠો હતો. પ્રેસિડેન્સી કૉલેજના બધા છોકરાઓના નંબર બોલાયા અને બધાએ હાજરી પુરાવી. મને મારા નંબરની ખબર ન હતી. છેવટ સુધી હું રાહ જોતો રહ્યો. જ્યારે છેલ્લા નંબરવાળા છોકરાનું નામ આવી ગયું અને તેઓ રજિસ્ટર બંધ કરવા લાગ્યા ત્યારે ઊભા થઈને મેં કહ્યું કે હું મારો નંબર જાણતો નથી. એમણે મારી સામે જોઈને કહ્યું, થોભ, હજી મેં મદરેસાના છોકરાઓની હાજરી પૂરી નથી, અને ઝટ બીજું રજિસ્ટર ઉપાડ્યું. હું સમજી ગયો કે લેંઘો અને ટોપીને કારણે એમણે મને મુસલમાન માની લીધો છે. મેં કહ્યું કે હું મદરેસામાં નથી ભણતો. પ્રેસિડેન્સી કૉલેજમાં આજે જ મેં મારું નામ દાખલ કરાવ્યું છે એટલે નંબર નથી જાણતો. એમણે નામ પૂછ્યું એટલે મેં મારું નામ જણાવ્યું. એ સાંભળીને બધા છોકરાઓ મારી સામે જોવા લાગ્યા. કારણ કે એમને ખબર હતી કે મારા નામનો કોઈક છોકરો એ વરસે યુનિવર્સિટીમાં પહેલો આવ્યો છે. દાક્તર રાયે કહ્યું કે હજી નામ રજિસ્ટરમાં ચડ્યું નથી. ચડી જશે ત્યારે આજની હાજરી પણ પાછળથી ભરી દેવામાં આવશે. પછી એમણે આટલું મોડું નામ લખાવવાનું કારણ પૂછ્યું. આ રીતે એમની સાથે મારી પહેલી મુલાકાત થઈ, તથા બીજા સાથીઓએ પણ મને પહેલવહેલો જોયો.

વર્ગમાં હિંદી જાણનારા છોકરાઓ બહુ જ થોડા હતા એટલે સ્વાભાવિક રીતે મારવાડી દેવીપ્રસાદ ખેતાનની સાથે એક બે દહાડામાં જ મારો ગાઢ સંબંધ બંધાયો. એનું વિશેષ કારણ એ પણ હતું કે તેઓ મારી પેઠે બિહારથી જ પાસ થઈને આવ્યા હતા. એમના પિતા ત્યાં જેલર હતા. બંગાળી છોકરાઓ જોડે પણ ઓળખાણ થવા માંડી. એમાંના કેટલાક જોડે ગાઢો સંબંધ થતાં વાર ન લાગી અને આજ લગી એ સંબંધો ટકી રહ્યા છે. એમાંનાં બેત્રણ નામ જ અહીં આપું. યોગેન્દ્ર નારાયણ મજુમદાર, જેઓ અત્યારે બંગાળના સ્ટેન્ડિંગ કૉન્સલ છે; ગિરીશચંદ્ર સેન, જેઓ ડેપ્યુટી કલેક્ટર થયા અને હવે સરકારના સેક્રેટરી છે; અવિનાશચંદ્ર મજુમદાર, જેઓ સરકારી ભાષાંતરકાર હતા; જે. એમ. સેનગુપ્ત, જેઓ કમનસીબે અત્યારે હયાત નથી; એ બધા મારી સાથે જ ભણતા અને અમારી જ હોસ્ટેલમાં રહેતા

હું કૉલેજમાં એક અઠવાડિયાથીયે ઓછી હાજરી આપી શક્યો હોઈશ એટલામાં તો ટાઢિયા તાવમાં પટકાયો. છપરામાં જે મલેરિયા વળગેલો તેણે અહીં વધારે જોરથી ઊથલો માર્યો અને મહિનાઓ સુધી હું માંદો રહ્યો. હૉસ્ટેલના દાક્તરે ઉપચારો કરવામાં મણા ન રાખી, છતાં રોજ તાવ આવતો. કોઈ વાર એકબે દિવસ સારા જતો અને ફરી ત્રીજે ચોથે દિવસે સખત ટાઢ ચડતી. મોટાભાઈ હેરાન થઈ ગયા. એક દિવસ એવું બન્યું કે ત્યાંના ટાઉનહૉલમાં એક મોટી સભા થવાની હતી. લૉર્ડ કર્ઝનના કોઈક પગલા અંગે લોકમત જાહેર કરવા સારુ બંગાળના મોટા મોટા વ્યાખ્યાનાઓ બોલવાના હતા અને સુરેન્દ્રનાથ બૅનરજી વગેરેનાં ભાષણો થવાનાં હતાં. બેત્રણ દહાડાથી મને તાવ ન હતો. બધાએ માન્યું કે હું હવે સાજો થઈ ગયો છું. મોટાભાઈ પણ હૉસ્ટેલના બધા છોકરાઓ સાથે સભામાં ગયા. મારી ઓરડીમાં કે આજુબાજુની ઓરડીમાં પણ કોઈ ન હતું. હું એકલો જ હતો. મને ટાઢ ચડી અને પછી તાવ ચડવા માંડ્યો. હું પડ્યોપડ્યો મારી પાસે પડેલું થરમૉમિટર મૂકી તપાસતો રહ્યો. તાવ ચડતાં ચડતાં ૧૦૬ ડિગ્રી કરતાયે વધી ગયો. હું ગભરાયો. પણ કરું શું! કોઈ પાસે હતું નહીં, વચ્ચે વચ્ચે તો એમ લાગતું કે હવે મોટાભાઈનો મેળાપ નહીં થાય. પણ ધીમે ધીમે તાવ ફરી ઊતરવા લાગ્યો. મોટાભાઈના પાછા ફરતાં સુધીમાં તાવ સાવ ઊતરી ગયો ને હું તેઓ મને જેવો મૂકીને ગયા હતા તેવો જ સાજો થઈ ગયો. એ આવ્યા એટલે એમને મેં બધી વાત કરી. એમણે નક્કી કર્યું કે હવે હું સાજો હોઉં તોપણ મને એકલો મૂકીને તેઓ પોતે ક્યાંય નહીં જાય. આમ ને આમ ઘણા દહાડા વીતી ગયા અને દશેરાની રજાના દિવસો આવી પહોંચ્યા. આટલા ગાળામાં હું ફક્ત ચારપાંચ દિવસ જ કૉલેજમાં જઈ શક્યો હતો.

રજામાં જેમતેમ કરી ઘેર પહોંચ્યો. ત્યાં સાજો થઈ ગયો. રજા લગભગ એક મહિનાની હતી. એટલા વખતમાં સાજો થઈને કલકત્તા ગયો અને ત્યાં પહોંચતાંની સાથે મને ફરી તાવ આવ્યો. મને બહુ ગભરાટ થયો. મોટાભાઈને પણ બહુ જ ચિંતા થઈ પડી. એ વેળા એવો નિયમ હતો કે કૉલેજમાં જેટલાં વ્યાખ્યાન થાય એમાંનાં અમુક વ્યાખ્યાનોમાં તો ખાસ હાજર રહેવું જ જોઈએ. નહીં તો યુનિવર્સિટી પરીક્ષા આપવાની મંજૂરી ન આપે. મને ડર લાગવા માંડ્યો કે આટલી બધી ગેરહાજરી થઈ છે એટલે હવે કદાચ મારાથી જોઈતી હાજરી પૂરી નહીં કરી શકાય અને મને પરીક્ષા આપવાની રજા નહીં મળી શકે. વળી અભ્યાસ તો થઈ જ નહોતો શક્યો. ક્યારેક વિચાર આવતો કે કલકત્તા છોડીને

અલ્લાહાબાદ જતો રહું. એમાંયે મુશ્કેલી એ હતી કે વરસની, અધવચમાં એક યુનિવર્સિટીમાંથી બીજીમાં જવાની પરવાનગી બંને યુનિવર્સિટીઓ કદાચ ન આપે; અને ત્યાં ગયા પછી ત્યાંયે હાજરી પૂરી ન થાય તો વરસ તો પડે જ. રસિકબાબુએ મને મારું પોતાનું સ્થાન જાળવી રાખવાની જે વાત કરી હતી એ યાદ આવતી ને મનમાં બહુ દુઃખ થતું. એમ છતાં હું સાવ લાચાર હતો. કંઈ ઉપાય જડતો નહોતો. આખરે મોટાભાઈ મને દાક્તર નીલરતન સરકાર પાસે લઈ ગયા. એમણે દવા લખી આપી તાવ આવતો અટક્યો અને હું સાજો થઈ ગયો. લગભગ એક વરસ એ દવા લેતો રહ્યો. આ એક વરસમાં કોણ જાણે કેટલુંયે ક્વિનાઈન ખાઈ ગયો હોઈશ હોમિયોપથિક દાક્તરે પચીસ-છવીસ વરસ બાદ જણાવેલું કે આજે મને જે દમનો રોગ છે તે ત્યારના ક્વિનાઈનનું પરિણામ છે. એ વાતમાં કેટલું તથ્ય છે એની મને ખબર નથી.

સાજા થયા પછી મેં બહુ મહેનતપૂર્વક અભ્યાસ કરવા માંડ્યો. ભણવામાં હું ત્રણ ચાર મહિના પાછળ પડી ગયો હતો. એ ખોટ મારે પૂરવાની હતી અને એ ઉપરાંત યુનિવર્સિટીમાં મારે મારું સ્થાન ખોવું ન જોઈએ એ વાતની પણ મને ચિંતા હતી. હું દરેક વિષયનો અભ્યાસ તેમાં પહેલો આવવાનો ઇરાદો રાખીને જ કરવા લાગ્યો. વર્ગમાં શીખવાતી ચોપડીઓ ઉપરાંત દરેક વિષયની લગભગ ત્રણત્રણ ચારચાર ચોપડીઓ હું વાંચી ગયો. હું મને પોતાને ગણિતમાં નબળો માનતો હતો એટલે એના ઉપર મેં વધારે ધ્યાન આપ્યું અને બીજગણિત, ત્રિકોણમિતિ, શંકુમિતિની જેટલી ચોપડીઓ હાથ આવી એટલી મેળવીને તેમાંની દરેક ચોપડીમાં જેટલા દાખલા હતા તે બધા એક એક કરીને ગણી ગયો ત્યાર સુધીમાં યુનિવર્સિટીની પરીક્ષામાં જેટલા પ્રશ્નો પુછાયા હતા એ પણ એવી જ રીતે એક એક ગણી કાઢ્યા.

પહેલા વર્ષમાં પાસ થયા બાદ મારી ઇચ્છા વિજ્ઞાન શીખવાની હતી. દાક્તર જગદીશચંદ્ર વસુ અને પ્રફુલ્લચંદ્ર રાયની ભણાવવાની રીત એટલી સરસ હતી કે એ વિષયો માટે મારી રુચિ ઘણી વધી અને એ વિષયોનું વધારે જ્ઞાન મેળવવાનો મને શોખ જાગ્યો. એમ તો ઇતિહાસ ભણાવનારા અધ્યાપક વિનયેન્દ્રનાથ સેન પણ બહુ સારા શિક્ષક હતા એટલું જ નહીં, ઉચ્ચ કોટિના સજ્જન પુરુષ પણ હતા. મારા ઉપર એમની ઘણી કૃપા રહેતી. અને મારી માંદગીના દિવસોમાં તેઓ છાત્રાલયમાં આવીને મને જોઈ પણ ગયા હતા. પણ મારું વલણ વિજ્ઞાન તરફ જ વધારે હતું. એ

વિષયમાં મારું મન ચોંટવા લાગ્યું અને એ સંબંધી જેટલાં પુસ્તકો મળ્યાં તેટલાં હું વાંચી ગયો. એ દિવસોમાં પ્રયોગશાળામાં પહેલા વર્ષના છોકરાઓને એકે પ્રયોગ કરવો પડતો ન હતો. ચોપડીઓનું જ્ઞાન જ પૂરતું ગણાતું. મેં લગભગ બી. એસસી. સુધીની ચોપડીઓનું જ્ઞાન મેળવી લેવાનો પ્રયત્ન કર્યો હતો. પણ એક જ મુસ્કેલી જણાતી હતી. તે એ કે વિજ્ઞાનમાં આગળ જતાં ગણિતની વધારે જરૂર પડે અને આટલી મહેનત કર્યા છતાં ગણિતમાં મારું ભેજું ચાલતું નહોતું. એટલે ગણિતમાં હું વધારે મહેનત કરતો.

આ પ્રમાણે બે વરસ વીતી ગયાં. પરીક્ષાના દિવસો પાસે આવ્યા કેટલાક બંગાળી સહાધ્યાયીઓ સાથે દોસ્તી થઈ ગઈ. રસિકભાઈએ મને જે ભડકાવેલો તેનો જરા સરખોયે આભાસ મને ત્યાં ક્યાયે ન મળ્યો. સાથીઓ જોડે મારા દિવસો બહુ આનંદ અને પ્રેમમાં વીત્યા. ન તો ક્યાંયે કોઈની કતરાતી નજર ભાળી કે ન મારે કોઈની નઠારી ભાવનાના શિકાર બનવું પડ્યું. સૌની સાથે સ્નેહ વધતો ગયો અને કેટલાકની સાથે તો બહુ ગાઢ સંબંધ બંધાયો જે આજે પણ મળતાંવેંત તાજો થઈ આવે છે; જાણે ગઈ કાલની જ વાત ન હોય!

યુનિવર્સિટીની પરીક્ષા લેવાય તે પહેલાં કૉલેજ તરફથી પરીક્ષા લેવાય છે તેમાં મારો નંબર લગભગ દરેક વિષયમાં સૌથી ઊંચો આવ્યો. એક બે વિષયોનાં વ્યાખ્યાનોમાં હાજરી જેટલી હોવી જોઈએ એટલી ન હતી. એટલે મારી હાજરીનું પ્રમાણ પૂરતું થઈ રહે અને યુનિવર્સિટીનો નિયમ મને પરીક્ષા આપવામાં નડે નહીં એ માટે અધ્યાપકે થોડાંક વધુ વ્યાખ્યાનો આપવાની મહેરબાની કરી. પરીક્ષા આપવાની રજા મળી તે પહેલાં એક રમૂજી કિસ્સો બન્યો. લગભગ દરેક વિષયમાં મેં સૌથી ઊંચો નંબર મેળવ્યો હતો પણ જ્યારે કૉલેજની પરીક્ષાનું પરિણામ અમને સંભળાવવામાં આવ્યુ ત્યારે એમ કહેવામાં આવ્યું કે મને યુનિવર્સિટીની પરીક્ષામાં બેસવાની રજા મળી નથી! એ વખતે અમારે ત્યાં એક અંગ્રેજ આચાર્ય આવ્યા હતા. પરીક્ષાનું પરિણામ સંભળાવવા તેઓ પોતે જ આવેલા. બધા છોકરાઓ ત્યાં એકઠા થયા હતા. એમણે એકેએકે નામ બોલવા માંડ્યાં. મારું નામ આવ્યું જ નહીં. જે યાદી તૈયાર કરવામાં આવી હતી એમાં ભૂલથી મારું નામ રહી ગયું હતું—લખાયું જ ન હતું. મારું નામ બોલાયું નહીં એથી સૌને નવાઈ લાગી. હું તો ગભરાઈ ગયો. મેં પૂછ્યું કે મારું નામ કેમ ન આવ્યુ? આચાર્યે તો પહેલા વર્ષના વર્ગમાં ભણાવ્યું ન હતું. અને એ વર્ગના કોઈ છોકરાને તેઓ ઓળખતાયે ન

હતા મે પૂછ્યુ કે લાગ્યો જ એમણે જવાબ આપ્યો કે, તમે પાસ થયા નથી એટલે તમારુ નામ નથી આવ્યુ મે વળી કહ્યુ કે, એવુ બની જ ન શકે, હુ જરૂર પાસ થયો હોઈશ જવાબ મળ્યો, એમ હોય જ નહીં. પાસ થયા હોત તો તમારુ નામ જરૂર આવ્યુ હોત હુ ફરી બોલવા ગયો એટલે એમનો મિજાજ ગયો અને બોલ્યા, ચૂપ રહો, નહીં તો દડ કરીશ હુ ફરી વાર હિંમત કરીને કઈક કહેવા ગયો ત્યા એમણે સભળાવી દીધુ, તમારો પાચ રૂપિયા દડ કરુ છુ. હુ ફરી બોલ્યો જવાબ મળ્યો. દસ રૂપિયા દડ! આવી રીતે પાચ પાચ રૂપિયા વધતા વધતા જેમ હરાજીમા થાય છે તેમ તેઓ વીસ કે પચીસ સુધી પહોચ્યા એક તમાશો થઈ પડ્યો! મને સમજ જ ન પડે કે મારે શુ કરવુ? એટલામા મને ઓળખનાર કૉલેજના હેડકારકુને એમની પાછળથી મને ઇશારો કર્યો કે ચૂપ રહો બધુ ઠીક થઈ જશે એટલે હુ ચૂપ થયો

બીજે દિવસે ફૉર્મ વગેરે જે ભરવાનુ હોય છે તે ભરીને મે આપી દીધુ અને ફી પણ ભરી દીધી કોઈએ કાઈ પૂછ્યુ જ નહીં એ કારકુને ભૂલ સુધારી લીધી અને આચાર્યને એમની કે પોતાની ભૂલની વાત કરી કે નહીં, તેની ખબર નથી દડ તો પછી કોઈએ માગ્યો જ નહીં અને મે પણ આપમેળે ભરવા જવાની તસ્દી લીધી નહીં. હા, આ પ્રસગને લીધે છપરામા ચિત્રશિક્ષકે મૅટ્રિકની પરીક્ષામા બેસવાની રજા આપવામા જે વાધો લીધેલો એ વાત યાદ આવી

પહેલા વર્ષની પરીક્ષા સારુ મે પુષ્કળ તૈયારી કરી પરીક્ષાનું પરિણામ પણ એક રીતે સારુ આવ્યુ. એક રીતે સારુ આવ્યુ એમ કહું છુ કારણ કે, હુ જોકે પહેલો આવ્યો પણ વિજ્ઞાન અને ગણિતમા પહેલા આવવાની મારી ઇચ્છા પાર ન પડી આ વિષયોમા મે વધારે મહેનત કરી હતી એના પ્રમાણમા અગ્રેજી, ફારસી અને તર્કશાસ્ત્રમા મે બહુ ઓછી મહેનત કરી હતી પણ પરીક્ષાનુ પરિણામ બહાર પડ્યુ ત્યારે જણાયુ કે અગ્રેજી, ફારસી અને તર્કશાસ્ત્રમા મે સૌથી વધારે માર્ક મેળવ્યા છે અને બીજા વિષયોમા બીજાઓ કરતા થોડા થોડા માર્ક ઓછા છે જોકે સરવાળે હુ બધા કરતા ઉપર છુ મૅટ્રિકની પરીક્ષાના પરિણામમા સૌથી વધારે માર્ક મળ્યા તેને માટે માસિક વીસની શિષ્યવૃત્તિ મળતી તે ઉપરાત અગ્રેજીમા પણ પહેલો આવવાને કારણે દસની જુદી શિષ્યવૃત્તિ પણ એક વરસ પૂરતી મને મળેલી પહેલા વર્ષમા સૌથી ઉપર આવવાને કારણે માસિક પચીસ રૂપિયાની બે વરસ સુધીની શિષ્યવૃત્તિ મને મળી એ ઉપરાત અગ્રેજીમા પહેલા આવવાને લીધે માસિક દસની એક શિષ્યવૃત્તિ અને ભાષાઓમા

પ્રથમ આવવાને લીધે માસિક પંદરની શિષ્યવૃત્તિ—જેને ડફ સ્કૉલરશિપ કહેતા—તે મળી. અને તર્કશાસ્ત્રમાં પહેલા આવવાને કારણે ઇનામમાં ચોપડીઓ મળી. પરિણામે મને લાગ્યું કે ગણિતમાં હું સફળ નહીં થઈ શકું અને તેથી વિજ્ઞાન પણ મને અઘરું પડશે.

પરીક્ષાનું પરિણામ આવ્યા પછી મેં મારો પહેલાનો નિર્ણય બદલ્યો અને વિજ્ઞાન ન લેતાં બી. એ.ના વર્ગમાં દાખલ થયો. એ દિવસોમાં કૉલેજના પહેલા વર્ષ સુધીનુ ભણતર બધાને માટે એક જ સરખું રહેતું. બધા જ વિષયો ભણવા પડતા. અને ત્યાર પછી બી. એસસી.માં જઈ કોઈ સાયન્સ ભણતા અથવા બી. એ.માં દાખલ થઈ અંગ્રેજી તથા તત્ત્વજ્ઞાન શીખતા. બી. એ.મા દાખલ થયા બાદ દાક્તર પ્રફુલ્લચંદ્ર રાય સાથે મુલાકાત થઈ. એમણે મને પૂછ્યું કે તમે વિજ્ઞાનમાં કેમ ન આવ્યા? (વ્હાઈ હૅવ યુ ડેઝર્ટેડ અવર સ્ટાન્ડર્ડ?) મેં જવાબ આપ્યો કે હું ગણિતમાં નબળો છું. એમણે જવાબ આપ્યો કે, તમે મારી સલાહ કેમ ન લીધી? હુ પણ ગણિત ઓછું જાણુ છુ પણ એટલા સારુ વિજ્ઞાનથી દૂર ભાગતો નથી. એમને દિલગીરી થઈ પણ હવે બહુ મોડું થઈ ગયું હતું અને ફેરફાર કરવાનુ મુશ્કેલ હતું.

બે વરસ સુધી રસિકબાબુની વાત યાદ રાખીને મેં ફરી પહેલા આવવાનો પ્રયત્ન કર્યો અને એમાં સફળ થયો. આ દરમિયાન રસિકબાબુની બદલી થઈ હતી ને તેઓ કલકત્તા આવી ગયા હતા. હું એમને મળ્યો ત્યારે તેઓ બહુ રાજી થયા. કોઈ કોઈ વાર હુ એમને મળવા જતો. થોડા દિવસ બાદ તેમનું અવસાન થયું.

## ૯

# પરીક્ષા વિષે અશ્રદ્ધા

બી. એ.માં પહોંચતાંની સાથે હું થોડોક બદલાઈ ગયો. પરીક્ષામાં મારો રસ કંઈક ઓછો થયો ને મારું ધ્યાન બીજી વાતોમાં ફંટાયું. નાનપણથી જ મને એવી ટેવ હતી કે વર્ગમાં જે શીખવાય તે ખૂબ ધ્યાનથી સાંભળતો અને વર્ગનો વખત મુદલ બગડવા ન દેતો. શરૂઆતમાં તો એનું એક કારણ એ હતું કે ઘેરે કોઈ બતાવનાર કે ભણાવનાર શિક્ષક નહોતા એટલે નિશાળના શિક્ષક જે કંઈ બતાવે એના પર જ બધો આધાર હતો. પછી તો એવી જ ટેવ પડી ગઈ. કૉલેજમાં પણ એ ટેવ ચાલુ રહી. ત્યાં નામ દાખલ કરાવતાંની સાથે એ સવાલ આવ્યો કે કયા વિષયમાં ઑનર્સ લેવું. એ જમાનામાં બી. એ.માં ત્રણ વિષય શીખવા પડતા. તેમાં અંગ્રેજી અને તત્ત્વજ્ઞાન ફરજિયાત હતાં અને ત્રીજો વિષય વિદ્યાર્થીને પોતાની મરજી મુજબ પસંદ કરી લેવાનો હક હતો. પણ પસંદ કર્યા પછી એ વિષય પણ બીજા બે વિષયોની જેમ જ ફરજિયાતની પેઠે શીખવો પડતો અને તેમાં પાસ થવું પડતું. મેં ઇતિહાસ અને અર્થશાસ્ત્ર પસંદ કર્યાં. એ વખતમાં ઑનર્સને માટે 'પાસ' ઉપરાંત કેટલાંક પુસ્તકો વાંચવાનાં રહેતાં અને એ પુસ્તકોની જુદી પરીક્ષા આપવી પડતી. આ રીતે ઑનર્સના વિષયની પરીક્ષા વધારે કડક થતી અને વર્ગનાં વ્યાખ્યાનો પણ વધારે થતાં. એવો પણ નિયમ હતો કે વિદ્યાર્થી ઇચ્છે તો એકથી વધારે વિષયોમાં પણ ઑનર્સ લઈ શકે. મારે કેટલા વિષયમાં ઑનર્સ લેવું—એમાં કે ત્રણેમાં-એ સવાલ મારી સામે હતો. મેં પહેલાં કંઈ નક્કી ન કર્યું અને ત્રણે વિષયના ઑનર્સના વર્ગો ભરવા લાગ્યો.

મારા સાથી રામાનુગ્રહ જે કૉલેજના પ્રથમ વર્ષમાં છપરાથી બીજી કૉલેજમાં જતા રહ્યા હતા તેઓ બી. એ. માટે પ્રેસિડેન્સી કૉલેજમાં આવ્યા હતા. એમણે એવો મત આપ્યો કે અમારે બંનેએ ત્રણે વિષયોમાં ઑનર્સ લેવું. એમણે પોતે ત્રણે વિષયમાં ઑનર્સ લઈ પણ લીધું. બી. એ.ની પરીક્ષા પર બે શિષ્યવૃત્તિઓ—એક માસિક પચાસની અને બીજી ચાળીસ-ની — મળતી. એ કેવળ ઑનર્સના માર્કના સરવાળાને આધારે જ આપવા-માં આવતી હોવાથી એમનો વિચાર ત્રણે વિષયમાં ઑનર્સ લેવાનો હતો. પણ બનતુ એમ કે એક કે બે વિષયોમાં જ ઑનર્સના માર્ક એટલા બધા આવતા કે ત્રણે વિષયોના ભેગા માર્ક કરતાંયે એ વધી જતા.

એમ થાય ત્યારે એ વિષયવાળા વિદ્યાર્થીને જ એ શિષ્યવૃત્તિઓ મળી જતી. ત્રણે વિષયમાં ઑનર્સ લેવાથી બહુ મહેનત કરવી પડશે એવી બીક મને રહેતી હતી. થોડાક દિવસ હું ડગુમગુ રહ્યો. ત્રણે વિષયોના વર્ગમાં જવાનું મેં ચાલુ રાખ્યું. ભોગજોગે એ વખતે તત્ત્વજ્ઞાનના અધ્યાપક કંઈક એવી નીરસ રીતે ભણાવતા કે એમાં મારું ચિત્ત ચોંટતું નહીં. એથી ઊલટું અંગ્રેજી અને ઇતિહાસના અધ્યાપક મિ. પર્સિવલ અને વિનયબાબુ પોતપોતાના વિષયો બહુ સરસ રીતે શીખવતા એટલે એમના વર્ગમાં મને બહુ રસ પડતો

આથી મેં અંગ્રેજી, ઇતિહાસ અને અર્થશાસ્ત્રમાં જ ઑનર્સ લેવાનુ નક્કી કર્યું. રામાનુગ્રહ અને એક બીજો વિદ્યાર્થી એમ બે જ વિદ્યાર્થીઓએ ત્રણે વિષયોમાં ઑનર્સ લીધુ. થોડા દિવસ પછી ડૉ. પી. કે. રાય તત્ત્વજ્ઞાન શીખવવા લાગ્યા. એમની રીત એટલી સુંદર અને મનને ગમી જાય એવી હતી કે મને લાગ્યુ કે સૌથી સહેલો વિષય તત્ત્વજ્ઞાન છે. એમનાં વ્યાખ્યાન એટલાં સારાં થતા કે જો એ ધ્યાનથી સાંભળ્યાં હોય તો પછી પુસ્તકો વાંચવાની જરૂર બહુ થોડી રહેતી. પરીક્ષામા બધા વિષયોમાં પાસ થવાની જરૂર તો હતી જ; પણ મેં આગળ કહ્યુ તેમ શિષ્યવૃત્તિ માટે ઑનર્સના માર્ક જ ગણાતા અને એના ઉપર સહેજ વધારે ધ્યાન અપાતું. એટલે મે તત્ત્વજ્ઞાનમાં ડૉ. રાયનાં ભાષણ સાંભળવા ઉપરાંત બહુ જ થોડું ધ્યાન આપ્યું. પણ એમની ભણાવવાની રીત એવી સારી હતી કે પુસ્તકો વાંચ્યા વિના જ એની પરીક્ષા પાસ કરી શકું એટલું જ્ઞાન મેં મેળવી લીધુ. પાછળથી મને પસ્તાવો થયો કે આ વિષય લીધો હોત તો કદાચ થોડી જ મહેનતે હુ ત્રીજા વિષયમાં પણ ઑનર્સ થઈ શકત.

આમ થોડા સમય સુધી તો કૉલેજમાં હું બહુ મન દઈને ભણ્યો, પણ પછી કેટલાક એવા સંજોગ ઊભા થયા કે પરીક્ષાના પરિણામ પરથી મારું દીલ ઊઠી ગયું અને બીજી તરફ ધ્યાન ખેંચાવા લાગ્યુ. શ્રી સતીશચંદ્ર મુખરજીએ તે દિવસોમાં 'ડૉન સોસાયટી' નામની એક સંસ્થા કાઢી હતી વિદ્યાર્થીઓ એના સભ્ય થતા એનુ લવાજમ કંઈ ન હતું. એનો ઉદ્દેશ *વિદ્યાર્થીઓને ભણવામાં પણ મદદ કરવાનો અને એમના ચારિત્ર્યને* સુધારવામાં તથા એમને દેશ વિષે માહિતી આપવામાં મદદરૂપ થવાનો હતો. સભ્યો પાસેથી થોડું સેવાનુ કામ પણ લેવાતું અને એ તેમની કેળવણીનું એક અંગ ગણાતું.

સોસાયટીમાં અઠવાડિયામાં બે વાર સાંજે વર્ગો લેવાતા અને એમાં બે વ્યાખ્યાનો થતાં. એક જુદા જુદા વિષયો ઉપર અને બીજું ગીતા

ઉપર. ગીતાનો વર્ગ એક પંડિત લેતા. તેઓ બહુ સહેલી રીતે ગીતા સમજાવતા. બીજા વર્ગમાં સતીશબાબુ પોતે વ્યાખ્યાન આપતા અને બીજા માણસોને બોલાવીને તેમની પાસે વ્યાખ્યાન અપાવતા. એમાં કોઈ વાર એક કૉલેજના પ્રિન્સિપાલ એન. એન. ઘોષ, કોઈ વાર ભગિની નિવેદિતા ને કોઈ વાર બીજા કોઈ ભાષણ આપતા. વર્ગમાં બરાબર વખતસર જવું પડતું. હાજરી પુરાતી. ભાષણ શરૂ થતા પહેલાં જ છોકરાઓને કાગળ પેન્સિલ આપવામાં આવતાં, જેથી તેઓ વ્યાખ્યાનની નોંધ લે. એ ઉપરાંત પાકા પૂઠાની બે નોટ આપવામા આવી હતી જેમાં અમારે બને વ્યાખ્યાનોનો સાર લખવો પડતો. સતીશબાબુ એ નોટો ઘેર લઈ જતા અને તપાસીને ભૂલ સુધારી આપતા તથા દરેક જણને જુદા જુદા બોલાવીને ભૂલો બતાવતા. વ્યાખ્યાનના વિષયો બહુ સારા રહેતા તેથી દેશ અને દુનિયાના અનેક વિષયોની માહિતી વધતી અને ચારિત્ર ઉપર પણ સારી અસર પડતી. સાંભળેલાં ભાષણો ને નોંધોને આધારે ફરી વાર પોતાની ભાષામાં રજૂ કરવાનો અભ્યાસ દરેક રીતે ઉપયોગી હતો. યુનિવર્સિટીની પરીક્ષામાં પણ એ અભ્યાસથી મદદ મળતી. વર્ષ પૂરું થયે બધી નોટો સતીશબાબુ કોઈ મોટા માણસને મોકલતા અને એ સદ્‌ગૃહસ્થ એ તપાસીને જેનુ કામ સારામાં સારું હોય એને શિષ્યવૃત્તિ તથા ઇનામ આપતા. સક્રિય રીતે સેવા કરવાની રીત એવી હતી કે સ્વદેશી કાપડ તથા બીજી ચીજોની એક નાનકડી દુકાન ખોલી હતી અને તેની દેખરેખની જવાબદારી સભ્યોને માથે હતી. એ દુકાન સાંજે બે કલાક ખુલ્લી રહેતી અને વેચાણ તથા હિસાબનુ કામ સભ્યો કરતા

એક વાર અનાયાસે હું એ સોસાયટીના એક ભાષણમાં જઈ ચડયો. મને એ બધું બહુ ગમી ગયું અને હું એમાં જોડાયો. સતીશબાબુ મારા ઉપર મહેરબાની રાખતા. આજે પણ એ કાયમ છે. સતીશબાબુ યુનિવર્સિટીના એક સારા વિદ્યાર્થી હતા. જે વરસે સર આશુતોષ મુખરજીએ બી. એ.ની પરીક્ષા પસાર કરેલી એ જ વરસે તેઓ પણ બી. એ.ની પરીક્ષામાં પાસ થયેલા. તેઓ સ્વામી વિવેકાનંદના સહાધ્યાયી હતા. એમણે વકીલાત શરૂ કરેલી પણ થોડા જ દિવસોમાં એ છોડીને આ જાતના જાહેર કામમાં પડ્યા હતા. તેઓ પરણ્યા નહોતા. એમને વિચાર આવ્યો કે વિદ્યાર્થીઓનુ જીવન સુધારવું જોઈએ. એ માટે એમણે ડૉન સોસાયટીની સ્થાપના કરી. આમાં એમને શ્રી એન એન. ઘોષ, ભગિની નિવેદિતા, સર ગુરુદાસ બૅનરજી જેવા મોટા મોટા માણસોની મદદ અને સહાનુભૂતિ મળી હતી. સોસાયટીમાં જોડાવાથી મારે પ્રસિદ્ધ વિદ્વાન અને

લેખક વિનયકુમાર સરકાર અને એક વખતના રિપન કૉલેજના આચાર્ય અને હમણાં જ અવસાન પામેલા રવીન્દ્રનાથ ઘોષ જેવા, મારા વર્ગના નહીં પણ યુનિવર્સિટીના પ્રખ્યાત એવા અનેક વિદ્યાર્થીઓ સાથે ગાઢ સંબંધ બંધાયો.

મને યાદ છે કે વરસને અંતે ડૉન સોસાયટીની શિષ્યવૃત્તિ અને ઇનામ પણ મને મળેલાં. અને સર-ગુરુદાસ બૅનરજીએ સભામાં એ ઇનામ આપતાં મને પ્રોત્સાહનના બે શબ્દો પણ કહેલા. સોસાયટીમાં જવાને લીધે મારું વિચારોનું મંથન ખૂબ ચાલ્યું. પરીક્ષા, પરથી મારી શ્રદ્ધા ઊડી ગઈ અને જાહેર કામમાં વધારે ધ્યાન જવા લાગ્યું. આમ તો હું નાનપણથી જ કંઈક આવી બાબતો તરફ વધારે ધ્યાન આપતો હતો. નિશાળમાં ભણતો હતો ત્યારે ત્યાં ચર્ચાપરિષદ શરૂ કરેલી. એમાં રવિવારે અમે બધા મળતા, પોતપોતાના લેખો વાચના અથવા ભાષણ કરતા. કોઈ કોઈ વાર એમાં શાળાના શિક્ષકોને પણ આમત્રણ આપતા પણ એ સંસ્થા શાળાની ન હતી, સ્વતંત્ર હતી. એ જ રીતે કલકત્તામાં પણ અમે બિહારીઓની 'બિહારી ક્લબ' નામે સભા શરૂ કરી હતી. એમાં અમે દર રવિવારે ભેગા થતા, લેખો વાચતા અને ભાષણો કરતા. એ ઉપરાંત કૉલેજના યુનિયનમાં પણ હું ભાગ લેતો અને એક વર્ષ તો એનો મંત્રી પણ ચૂંટાયો હતો. કૉલેજ યુનિયન-તરફથી એક માસિક પણ કાઢેલું. તેના સંચાલનમાં પણ હું ભાગ લેતો.

પણ આ બધી પ્રવૃત્તિઓ છતાં હું ડૉન સોસાયટીમાં જોડાયો નહોતો ત્યાં સુધી એક રીતે એ બધી કશા ઉદ્દેશ વિનાની હતી. કારણ, એને કોઈ ચોક્કસ ધ્યેય ન હતું અને અમારી પાસે કોઈ નિયમિત કાર્યક્રમ પણ ન હતો. હું છાપાં વાંચતો. કૉંગ્રેસનું નામ જાણતો. એનું વાર્ષિક અધિવેશન થતું ત્યારે ધ્યાનથી એનાં ભાષણો વાંચી જતો. કોઈ જાહેરસભા થતી અને મોટા માણસોનાં ભાષણો થતાં—દાખલા તરીકે સુરેન્દ્રનાથ બૅનરજીનું—ત્યારે સાભળવા જતો. પણ ડૉન સોસાયટીમાં મને વધુ રસ હતો. સ્વદેશી પ્રત્યે તો મોટાભાઈએ શાળાના દિવસોમાં જ પ્રેમ પેદા કરેલો પણ તે હજુ પૂરી રીતે ખીલ્યો ન હતો. આમ, જે વિચાર અને વલણ અંકુરરૂપે પહેલેથી જ મારામાં હતાં અને કશાયે ઉદ્દેશ-કે સમજણ વગર અંધારામા જ કામ કરી રહ્યાં હતાં એ અહીં ઠીક આકાર પામ્યાં. એ ડૉન સોસાયટી અને સતીશબાબુના સત્સંગનો પ્રસાદ હતો. હવે હું કંઈક ભવિષ્યનો પણ વિચાર કરવા લાગ્યો.

૧૦

# બંગભંગની હિલચાલ

૧૯૦૪માં મે પહેલા વર્ષની પરીક્ષા પસાર કરી. ૧૯૦૫માં બંગભંગની હિલચાલ ઊપડી. બધી જાહેરસભામાં હું શરૂઆતથી જ જતો. બંગભંગ વિરોધી સભાઓમાં પણ હમેશાં જતો. એ દિવસોમાં આવી બાબતમાં હજુ કશી અટકાયત નડતી. ૧૯૦૫ની સાતમી ઑગસ્ટે એક વિરાટ સભા ભરાઈ. તેમાં વિદેશી વસ્તુઓના બહિષ્કારનો અને સ્વદેશીના પ્રચારનો ઠરાવ થયો એ સભામાં હું હાજર હતો. એ સભામાં ખૂબ ઉત્સાહ હતો. લોકોએ સ્વદેશી જ વાપરવાનું વ્રત લીધું. મારે સારુ એમાં કંઈ મુશ્કેલી ન હતી; હું તો બહુ પહેલેથી કેવળ સ્વદેશી ચીજો જ વાપરતો હતો. હિલચાલે ખૂબ જોર પકડ્યું. લગભગ રોજ ક્યાંક ને ક્યાંક જાહેરસભા થતી. અમે બધા તેમા જતા ક્યાંક સુરેન્દ્રનાથ, ક્યાંક બિપિનચંદ્ર પાલ, ક્યાંક એ. ચૌધરી તો ક્યાંક અરવિંદ ઘોષનાં ભાષણો થતાં. છાત્રાલયના છોકરાઓમા ભારે ખળભળાટ મચ્યો હતો. જે લોકો કદીયે સ્વદેશી વાપરતા નહોતા તેમણે પણ સ્વદેશી વાપરવાનું શરૂ કરી દીધું. મોટાઓનું તો હું નથી જાણતો, પણ વિદ્યાર્થીઓમાં નવું જોમ અને નવો ઉત્સાહ આવ્યાં.

અહીં એક નાનકડા પ્રસંગનો ઉલ્લેખ કરવા જેવો છે. એમ તો હું સ્વદેશી જ વાપરતો પણ વર્ગમાં એક મુશ્કેલી નડતી. કૉલેજનાં ભાષણોની હું રોજ નોંધ લેતો પણ પેન્સિલથી લખેલું ભૂંસાઈ જવાનો ડર રહેતો. એટલે ખડિયોકલમ લઈ જતો અને લખતો. એક દિવસ મેં સ્ટાઈલોપેન નીકળેલી જોઈ. એમાં શાહી ભરી શકાતી અને માણસને ખડિયો સાથે ફેરવવાની જરૂર ન પડતી. એ પરદેશી હતી અને વ્હાઇટવે લેડલોની દુકાને એ દિવસોમાં અર્ધી કિંમતે વેચાતી હતી. મેં એક ખરીદી. છાત્રાલયના મિત્રોને આની ખબર પડી. એ લોકો બહુ ચિડાયા અને મારી સાથે ઝઘડવા લાગ્યા. એમાંના એક જણ પાસે પત્રો લખવાના ઘણા વિદેશી કાગળ પડ્યા હતા એ હું જાણતો હતો. બીજા એક જણ પાસે થોડા જ દિવસ પહેલાં સિવડાવેલો વિદેશી કપડાનો નવો કીમતી કોટ હતો. વિદ્યાર્થીઓએ એક દિવસ વિદેશી વસ્ત્રની હોળી કરવાનો અને હોસ્ટેલના આંગણામાં વિદેશી વસ્તુઓ બાળી મૂકવાનો ઠરાવ કર્યો હતો. બધાના

મનમાં એમ હતું કે થોડાંક વિદેશી કપડાં બાળી દઈશું. પણ બધાં વિદેશી કપડાં સમૂળગાં બાળી દેવાની વાત ભાગ્યે જ કોઈના મનમાં હતી. કારણ કે લગભગ દરેક પાસે મોટે ભાગે વિલાયતી કપડાં જ હતાં.

એ લોકોએ મને બહુ પજવ્યો ત્યારે મેં કહ્યું, "બધા પોતપોતાની પેટી ઉઘાડો અને જેની પાસે જેટલાં વિદેશી કપડાં હોય એ આજે જ બાળી મૂકો. હું પણ મારી પેટી ઉઘાડું છું અને મારી પાસે જેટલી વિદેશી ચીજ નીકળશે, તે બધી હું અહીં જ બાળી મૂકીશ." બધા સ્તબ્ધ થઈ ગયા. તેમને ખબર ન હતી કે મારી પાસે પેલી કલમ સિવાય બીજી એક પણ વિલાયતી વસ્તુ ન હતી. મેં પેટી ઉઘાડી અને એક એક કરી બધી ચીજો ઓરડામાં પાથરી દીધી. એટલે બધું ટાળું વેરાઈ ગયું અને ત્યાર પછી ફરી કોઈએ મારા ઉપર આવી જાતનો આક્ષેપ કર્યો નહીં! પેલા સાથીએ પોતાના વિલાયતી કાગળો તો બાળી મૂક્યા, પણ મને યાદ છે ત્યાં સુધી બીજા સાથીએ નવો કોટ તરત બાળી નાખવાનું ઠીક ન માન્યું. એટલું ખરું કે એ દિવસોમાં એણે ફરી એ કોટ પહેરવા બહાર કાઢ્યો નહીં. બીજાઓએ પણ એમ જ કર્યું.

આ રીતે ૧૯૦૫નું વર્ષ એક ભારે હિલચાલ અને જાગૃતિનું વરસ હતું. ખાસ કરીને વિદ્યાર્થીઓમાં જીવનનો સંચાર થયો હતો અને ઘણાએ તો ભણતર પણ છોડી દીધું હતું. એ જ વખતે કલકત્તામાં રાષ્ટ્રીય શિક્ષણની એક મોટી સંસ્થા ખૂલી. શ્રી સતીશબાબુ એ સંસ્થામાં ગયા એટલે ડૉન સોસાયટીનું કામ થોડા દિવસ બાદ ઢીલું પડી ગયું. સોસાયટીના અમારા સાથીઓમાંના ઘણા એ સંસ્થામાં દાખલ થયા. હું બધી સભાઓમાં નિયમિત જતો અને ભાષણો સાંભળતો છતાં કૉલેજ છોડીને આ રાષ્ટ્રીય સંસ્થામાં જવાની ઇચ્છા મારા મનમાં કોઈ કાળે થઈ નહીં. મારી દૃષ્ટિએ એનો ઉદ્દેશ સ્પષ્ટ ન હતો, અને કૉલેજ છોડીને એકે સપાટે ભવિષ્યની દિશા બદલવાની મારા મનની પણ તૈયારી નહોતી. હું નાનપણથી જ બીરુ છું અને કોઈ વાતમાં ઉતાવળે મોટું પગલું ભરવું એ મારે માટે હમેશ જાંટલ કોયડો બની જાય છે. તે વખતે તો એવું પગલું ભરવાનો પ્રશ્ન પણ ભારપૂર્વક સામે આવ્યો ન હતો. મારી યાદ પ્રમાણે સ્વદેશી હિલચાલ અને બંગભંગ વિરુદ્ધની હિલચાલમાં, ૧૯૨૦–'૨૧ની હિલચાલની પેઠે કદીયે વિદ્યાલયો છોડવાનો કાર્યક્રમ રાખવામાં આવ્યો ન હતો. આવી રીતે મેં એ બાબતો પ્રત્યે એક જાતની ઉપરની જ સહાનુભૂતિ રાખ્યા કરી; કદી એની અંદર ન પેઠો.

પરંતુ આ હિલચાલનું એટલું પરિણામ તો આવ્યું જ કે વાંચવામાં વખત ઓછો અપાયો અને પરીક્ષાના પરિણામ વિષે એક જાતની ઉદાસીનતા આવી ગઈ. પરીક્ષા માર્ચ મહિનામાં થતી. સપ્ટેમ્બર-ઑક્ટોબરમાં દુર્ગાપૂજા અને દશેરાની રજાઓ પડતી. એ રજા આશરે મહિનાની કે તેથી લાંબી પડતી. આ વખતની રજાઓમાં હું કલકત્તે જ રોકાઈ ગયો; કારણ કે હું જાણતો હતો કે કંઈ વાંચવું જોઈશે; નહીં તો પાસ થવુ મુશ્કેલ પડશે

કૉલેજની પરીક્ષા થઈ. નાપાસ થવાની તો મારા મનમાં બીક હતી જ નહીં. પણ મને બીજાઓ કરતાં ઓછા માર્ક મળે એવો સંભવ હતો ખરો. થોડા સાથીઓએ મળીને નક્કી કર્યું કે પરીક્ષાની પહેલાંનાં લગભગ પાંચસાત અઠવાડિયાં ક્યાંક શાંતિથી અભ્યાસ કરી શકાય અને પરીક્ષાની તૈયારી થઈ શકે એવી જગાએ જવું. અમે લોકોએ બિહારના સંતાલ પરગણાના જામતારા નામના સ્થળે જઈને રહેવાનું ઠરાવ્યું. ત્યાં એક મિત્રે એક નાનું સરખું મકાન ભાડે રાખી લીધું. કૉલેજની પરીક્ષા આપીને પરિણામની રાહ જોયા વિના જ અમે લોકો ત્યાં જતા રહ્યા.

હુ જણાવી ગયો કે મેં ઑનર્સમાં અંગ્રેજી તથા ઇતિહાસ લીધાં હતાં અને એમાં અર્થશાસ્ત્ર અને રાજકારણ પણ આવી જતાં હતાં. ઑનર્સના ઇતિહાસના પરીક્ષક મિ. પર્સિવલ હતા. એમણે વહેલી પરીક્ષા લઈને અમને માર્ક જણાવી દીધા હતા. મારો નંબર સૌથી ઊંચો હતો અને મારા માર્ક પણ ખૂબ સારા આવ્યા હતા. બીજા વિષયોને વિષે મને કંઈ ખબર ન હતી. એ વખતના આચાર્ય વિજ્ઞાન લેતા એટલે અમને એમના વિષય સાથે કંઈ લેવાદેવા ન હતી. એ અમને કોઈને ઓળખતા પણ નહોતા. એમણે નોટિસ કાઢી કે કોઈ અધ્યાપક કોઈ વિદ્યાર્થીને પરીક્ષાનું પરિણામ જણાવે નહીં.

મિ. પર્સિવલે આ પહેલાં અમને પરીક્ષાનું પરિણામ જણાવી દીધું હતું. અમારા જામતારા ગયા પછી પરીક્ષાનું પરિણામ જણાવવામાં આવ્યું. આચાર્યશ્રીએ પરિણામ સંભળાવતી વખતે મારું નામ આવતાં કહ્યું કે હું અંગ્રેજી-ઑનર્સની પરીક્ષા આપી શકીશ, પણ ઇતિહાસ-ઑનર્સની નહીં. મારા જે સાથીઓ ત્યાં હાજર હતા તેઓ આશ્ચર્યમાં પડી ગયા. એક જણે હિંમત કરીને કહ્યું કે એઓ જરૂર પાસ થયા હશે. જવાબ મળ્યો કે જો પાસ થયા હોત તો પરીક્ષા આપવાની જરૂર રજા મળત. એણે ફરી કહ્યું કે એમણે બધી પરીક્ષાઓમાં પહેલો નંબર મેળવ્યો છે અને શિષ્યવૃત્તિ પણ લીધી છે એટલે આમાં એ પાસ ન થાય

એવું ન બને. આચાર્યે એના જ શબ્દો વાપરીને કહ્યું, કે બધામાં પહેલે નંબરે પાસ થયા તો પહેલો નંબર આવ્યો અને શિષ્યવૃત્તિ મેળવી, આમાં પાસ નથી થયા એટલે આ વખતે પરીક્ષા આપવાની રજા નહીં મળે. એણે એક વાર ફરીને ભારપૂર્વક કહ્યું કે, અમને ખબર પડી છે અને માર્કની પણ ખબર છે કે એમણે એ વિષયમાં ઘણા વધારે માર્ક અને પહેલો નંબર મેળવ્યો છે. આ પરથી તે ચિડાઈ ગયા અને બોલ્યા, એમ ન બની શકે. મેં નોટિસ કાઢી છે, કે કોઈને માર્ક બતાવવા નહીં. અને એમ કહીને જોરથી તડૂકી ઊઠયા કે મને ઓનર્સ પરીક્ષામાં બેસવાની રજા આપવામાં નહીં આવે. એમણે ફરી ફરીને એમ જ કહે રાખ્યું કે તેમણે પોતે ખૂબ ચીવટથી બધા માર્ક તપાસ્યા છે અને કંઈ ભૂલ નથી થતી.

મારો સાથી ગભરાયો. તરત જ મને જામતારા તાર કર્યો. તાર મળતાં હું વિમાસણમાં પડયો. અમે અંદર અંદર ચર્ચા કરી અને મારે કલકત્તા પહોંચવું એ જ સૌને ઠીક જણાયું. કલકત્તા આવીને સીધો હું મિ. પર્સિવલને ઘેર ગયો. એ ભારે વિદ્વાન ગણાતા. એમની ભણાવવાની રીત પણ ઘણી સરસ હતી. એમની વિદ્વત્તા અને ભણાવવાની રીત ઉપર છોકરાઓ આફરીન હતા. તેઓ અપરિણીત હતાં અને ઘેર એકલા જ રહેતા. એક પુસ્તકોની જ સોબત એમને હતી. તેઓ બહુ શુષ્ક સ્વભાવના હતા. કોઈને ન મળવું, ન હળવું. બરાબર વખતસર કૉલેજમાં હાજર થવું, વર્ગોમાં જઈને ભણાવવું અને ત્યાંથી સીધા ઘેર આવવું. ફક્ત યુનિવાસટીની સેનેટ વગેરેમાં સભ્ય હોવા પૂરતું જવાનું રાખતા. બાકી ઘરમાં રહી વાંચ્યા કરતા. પોતાના કામમાં બહુ જ ચોક્કસ હતા. તેઓ લગભગ પચીસ ત્રીસ વરસ પ્રેસિડેન્સી કૉલેજમાં રહ્યા. પાછળથી થોડા વખત માટે આચાર્ય પણ થયા હતા. એટલા બધા કર્તવ્યપરાયણ હતા કે વર્ગમાં શું કે બીજે શું, એક મિનિટ પણ નકામી ખગાડતા નહીં. પોતે સાદાં કપડાં પહેરતા અને કોઈ અપડો કરે તો એમને એ રુચતું નહીં. ભણાવવા પૂરતો જ સૌ સાથે સંબંધ રાખતા. પણ એમની સાદાઈ, કર્તવ્યનિષ્ઠા, બહારનું લૂખાપણું અને કડકાઈની અમારા બધા ઉપર ભારે છાપ પડતી. એમનો ડર પણ અમને બહુ લાગતો. ભાગ્યે જ કોઈ એમને ઘેર ગયું હશે. એમણે એવી પદ્ધતિ રાખેલી કે જેટલી પરીક્ષાઓમાં પોતે પરીક્ષક હોય, પછી એ કૉલેજની હોય કે યુનિવર્સિટીની હોય, પરીક્ષાર્થીઓના નામની યાદી બનાવી એની સામે આપેલા માર્ક નોંધીને પોતાની પાસે રાખતા. જ્યારે કોઈ વિદ્યાર્થી એમની પાસે નોકરી

વગેરેને સારુ પ્રમાણપત્ર માગતા ત્યારે પોતે તેની જે પરીક્ષાઓ લીધી હોય એનો વખત પૂછી લેતા. અને બીજે દિવસે પોતાની યાદી તપાસીને પરીક્ષાના પરિણામને આધારે પ્રમાણપત્ર લખી લાવીને આપતા. એમના પ્રમાણપત્રની ભારે કદર થતી.

હિંમત કરીને હું એમને ઘેર પહોંચ્યો. ડર લાગતો હતો, પણ ગયા વિના છૂટકો નહોતો. એમણે લગભગ બે વરસ લગી ભણાવેલો એટલે મને ઓળખતા હતા. જોતાંવેંત પૂછ્યું, કેમ આવ્યા? મેં મારો આશય જણાવ્યો. હજુ પરીક્ષાને થોડાક જ દિવસ થયા હતા એટલે એમને પરિણામ યાદ હતું. એમણે કહ્યું મને યાદ છે કે તમે પહેલા આવ્યા છો અને તમે માર્ક પણ સારા મેળવ્યા છે. છતાં આમ શાથી બન્યું? મેં તાર બતાવ્યો. એમણે પોતાનું રજિસ્ટર કાઢ્યું. જોઈને ફરી કહ્યું કે મારો ખ્યાલ બરાબર છે. તમારા માર્ક બહુ સારા આવ્યા છે અને તમે પહેલા આવ્યા છો. મે જાતે પોતાને હાથે પરીક્ષાનું પરિણામ લખીને આચાર્યને આપ્યુ છે. એમાં કંઈ ભૂલ નથી થઈ, ત્યાં ઑફિસમાં કંઈક ભૂલ થઈ છે. મને કૉલેજમાં મળજો.

મારા જીવમાં જીવ આવ્યો હું પહેલેથી જ જઈને કૉલેજને પગથિયે ઊભો હતો. તેઓ સમય કરતાં એક બે મિનિટ વહેલા આવ્યા અને સીધા આચાર્યના ઓરડામાં ગયા. ત્યાં જોયુ કે ઑનર્સમાં પૂરા માર્ક ન મળવાથી નાપાસ થનાર બીજા સાથીના નામની સામે મારા માર્ક લખાઈ ગયા છે! આચાર્યે પોતાની ભૂલ કબૂલ કરી અને દિલગીરી જાહેર કરી અને કહ્યું કે એ છોકરાને કહી દો કે ભૂલ થઈ ગઈ હતી, હવે એને પરીક્ષામાં બેસવાની રજા છે.

હું તો રાહ જોતો ઊભો હતો. ઓરડામાંથી બહાર આવતાંની સાથે એમણે મને બધી વાત કરી ને વર્ગમાં ભણાવવાને ચાલ્યા ગયા. આ ગોટાળાનું પરિણામ એ આવ્યું કે મારા બે દિવસ બગડ્યા. જામતારાથી કલકત્તા આવવા જવાનું થોડુંક ખર્ચ થયું અને થોડો વખત બહુ ચિંતા રહી. એક બીજું પરિણામ એ પણ આવ્યું કે મારા બીજા સાથી જેના નામની સામે મારા માર્ક નોંધાયા હતા એ ઑનર્સની પરીક્ષા આપી શક્યા. ભૂલ સુધર્યા પહેલાં જ એમનું પરીક્ષામાં બેસવાનું ફૉર્મ આચાર્યની સહી સાથે યુનિવર્સિટીમાં મોકલી દીધું હતું. એ રજા પાછી ખેંચી લેવાનું હવે સંભવિત નહોતું એમણે મહેનતપૂર્વક વાંચ્યું અને યુનિવર્સિટીની પરીક્ષામાં તેઓ પણ ઑનર્સ લઈને પાસ થયા. હું ઉપર કહી ગયો તેમ મને મૅટ્રિક, પહેલા વર્ષ અને બી. એ. —ત્રણે પરીક્ષાની પરવાનગી મળવામાં

કંઈક અડચણ આવી. જોકે હું ત્રણે વાર પ્રાથમિક પરીક્ષામાં અને યુનિવર્સિટીની પરીક્ષામાં પણ બધી વખત પહેલો આવ્યો.

પરીક્ષાના દિવસો પાસે આવ્યા ત્યારે હું થોડોક ગભરાયો. મનમાં એમ થવા લાગ્યું કે આ વખતે પણ જો પહેલો ન આવું તો મને ઠપકો મળશે. પણ આ વખતે મારી ઇચ્છા તીવ્ર ન હતી. અને હવે પહેલા વર્ષની પરીક્ષાની જેમ એ માટે તૈયારી કરવાનો વખત પણ રહ્યો નહોતો. પરીક્ષાના પારણામમાં, કેવળ ઑનર્સના માર્કને આધારે જ નંબર મળતો હતો. એટલે મેં ઑનર્સના વિષયો ઉપર જ ધ્યાન આપ્યું. તત્ત્વજ્ઞાનને લગભગ પડતું જ મૂક્યું કારણ એમાં તો માત્ર પાસ જ થવાનું હતું. શરૂથી જ ડૉક્ટર પી. કે. રાયનાં વ્યાખ્યાનો ધ્યાનપૂર્વક સાંભળ્યાં હતાં. પુસ્તકો ઓછાં વાંચેલાં. એમાં, એક વાર બનેલા એક પ્રસંગને લીધે મને પ્રોત્સાહન મળેલું. એક દિવસ ડૉ. રાય બીમાર હતા. એમણે એ દિવસે ભણાવ્યું નહીં. થોડા પ્રશ્ન આપ્યા અને એના જવાબ લખી આપવા કહ્યું. બધાએ જવાબ લખ્યા. મેં ચોપડીઓ તો વાંચી નહોતી. ફક્ત ભાષણમાં તેમણે જે કહેલું એ જ બન્યું એટલું લખી આપ્યું. ડૉક્ટરે બધા જવાબ ઘેરે લઈ જઈને વાંચ્યા અને બીજે દિવસે એ ઓચિંતી લીધેલી પરીક્ષાનું પરિણામ સંભળાવ્યું. તેમાં હું સૌથી ઉપર આવ્યો હતો અને જે લોકોએ એ વિષય ઑનર્સમાં લીધો હતો તેમના કરતાં પણ મેં વધારે માર્ક મેળવ્યા હતા. આ પછી મને વધારે ખાતરી થઈ ગઈ કે તત્ત્વજ્ઞાનને માટે બહુ વાંચવાની જરૂર નથી.

યુનિવર્સિટી પરીક્ષાની પહેલાંની કૉલેજની પરીક્ષામાં પણ મને એ પ્રશ્નપત્રોમાં ઑનર્સના છોકરાઓ કરતાં વધારે માર્ક મળ્યા. એટલે જાણનારામાં પણ મેં એ બાબત ધ્યાન આપ્યું નહીં. પરીક્ષાનો દિવસ પાસે આવ્યો. અંગ્રેજીની પરીક્ષા થઈ ગઈ. તત્ત્વજ્ઞાનનું એક પણ પુસ્તક ભાગ્યે જ ઉઘાડેલું. એ દિવસે સાંજે અચાનક મનમાં ડર લાગ્યો કે હું આવતી કાલે તત્ત્વજ્ઞાનમાં કંઈ પણ જવાબ લખી નહીં શકું. આમ વિચારતાં લાગ્યું કે મને કશું યાદ નથી. મેં વિચાર્યું કે હવે ચોપડી વાંચવાનો વખત તો છે નહીં એટલે લખેલી નોંધો વગેરે છે તે આખી રાતમાં એક વાર જોઈ જાઉં તો કદાચ પાસ થવા પૂરતું લખી શકું. તત્ત્વજ્ઞાનમાં મનોવિજ્ઞાન, નીતિશાસ્ત્ર અને તર્કશાસ્ત્ર એમ ત્રણ વિષયો વાંચવાના હતા. મનોવિજ્ઞાન વાંચવા માંડ્યું. પણ ટેવ પ્રમાણે સાંજે જ ઊંઘ આવી ગઈ. થોડી વાર પછી ગભરાઈને ઊઠ્યો ત્યારે વિચાર આવ્યો કે અત્યારે સૂઈ જાઉં એ જ ઠીક છે. રાત્રે બે ત્રણ વાગ્યે

ઊઠીને બધી નોંધ પર એક નજર ફેરવી જઈશ. એક ઘરડો નોકર હતો એને કહી રાખ્યું કે બરાબર બે વાગ્યે જગાડજે. બે ત્રણ દહાડાથી પરીક્ષામાં બહુ મહેનત કરવી પડેલી, બહુ જ થાકી ગયો હતો. ગાઢ નિદ્રા આવી ગઈ. નોકર બિચારો આખી રાત જાગતો બેઠો રહ્યો. એના ટકોરા થતાંની સાથે એણે મને જગાડવાનું શરૂ કર્યું પણ ઘણો પ્રયત્ન કર્યા છતાંયે મારી ઊંઘ ન ઊડી! લગભગ સાડાચાર વાગ્યે મારી ઊંઘ ઊડી અને મેં ઘડિયાળ સામું જોયું. હું બહુ જ ગભરાયો. નોકર પર બહુ ગુસ્સો આવ્યો પણ એણે કહ્યું કે, એ તો આખો વખત જગાડતો જ રહ્યો હતો; હું ન ઊઠ્યો એમાં એનો શો વાંક? પછી હું જલદી જલદી નોંધનાં પાનાં ફેરવવા મંડ્યો. મનોવિજ્ઞાન તથા નીતિશાસ્ત્ર ઉથલાવીને જોઈ ગયો. આ વિષયો ડૉક્ટર રાયે ભણાવેલ પણ હતા. પણ તર્કશાસ્ત્ર જોવાનો વખત ન મળ્યો. ગભરાતો ગભરાતો એક સાથી પાસે ગયો. એને બધી વાત કરી. એણે ન્યાયના બધાં પ્રકરણોનાં મથાળાં કહી સંભળાવ્યાં અને દરેક મથાળા વિષે પણ થોડું થોડું કહ્યું. કોઈ નવો વિષય પહેલવહેલી વાર શીખતો હોઉં એવું મને લાગતું હતું. એટલામાં જવાનો વખત થયો. દોડીને દસપંદર મિનિટમાં દાતણ કરી નાહી થોડોક ભાત પેટમાં નાખી દોડતો દોડતો યુનિવર્સિટીએ પહોંચ્યો. પહોંચ્યા પહેલાં જ પહેલો ઘંટ વાગી ગયો હતો. એટલો બધો ગભરાઈ ગયો હતો કે એક પ્રશ્નનોયે જવાબ લખી શકીશ કે કેમ એ સમજાતું ન હતું. ડર એ લાગ્યો કે જો આ વિષયમાં નાપાસ થાઉં તો પછી બીજા વિષયોમાં ઑનર્સ મેળવીને શું વળવાનું છે? એક વિષયમાં નાપાસ થનાર આખી પરીક્ષામાં નાપાસ ગણાતો

પ્રશ્નપત્ર મળતાં થોડી શાંતિ મેળવવા મથ્યો. ધીમે ધીમે પ્રશ્નો વાંચી ગયો. પહેલા પ્રશ્નનો જવાબ આપી શકીશ એમ લાગ્યું. મેં લખવા માંડ્યું. લખી રહ્યો ત્યારે એમ ભાસ્યું કે જવાબ કંઈ ખરાબ નથી અપાયો. એ જ રીતે બીજો પ્રશ્ન અને પછી ત્રીજો પ્રશ્ન એમ બધા પ્રશ્નોના ઉત્તર લખી કાઢ્યા. એટલામાં વખત પૂરો થયો. હવે મનમાં ખાતરી થઈ કે નાપાસ નહીં થાઉં. બધો ગભરાટ જતો રહ્યો. લગભગ બધા જ જવાબો લખ્યા હતા. એક જ બાકી રહી ગયેલો. એનો જવાબ આપી શકત, પણ સારી રીતે નહીં. કારણ તે જે પ્રકરણનો હતો તેનું તો મેં મથાળું જ જોયું હતું. મારો મિત્ર તે વિષે ટૂંકમાં કંઈ કહેતો હતો પણ તે પૂરું થાય તે પહેલાં જ ઘડિયાળમાં જોઈને ઉતાવળે હું છાત્રાલયમાંથી આવતો રહ્યો હતો. મેં એનો જવાબ ન આપ્યો અને વખત પૂરો થયા પહેલાં જ ઊઠી આવ્યો. મને વિશ્વાસ આવી ગયો હતો કે નાપાસ થવાનો બિલકુલ ડર

નથી. પરિણામ આવ્યું ત્યારે ઇતિહાસ ઓનર્સમાં હુ પહેલો આવ્યો. અંગ્રેજીમાં ઓનર્સ તો મળ્યું પણ પહેલે નંબરે ન આવ્યો. તત્ત્વજ્ઞાનમાં, બહુ સારા માર્ક મળ્યા હતા. બધા વિષયોના સરવાળામાંયે પણ હુ પહેલો હતો. અને બને શિષ્યવૃત્તિ — એક માસિક પચાસ રૂપિયાની અને બીજી માસિક ચાળીસ રૂપિયાની — મને મળી. આ વખતનુ ફળ મહેનતનું ન હતું, કારણ મેં કંઈ મહેનત જ કરી ન હતી.

## ૧૧

## સમુદ્રયાત્રાની ચળવળ

જ્યારે પહેલા વર્ષની પરીક્ષા આપીને ૧૯૦૪ના ઉનાળાની રજામાં જીરાદેઈ આવેલો ત્યારે ભાઈ ઘેરે જ હતા. પરીક્ષાના પરિણામની રાહ જોવાતી હતી. છાપામાં અમે જોયું કે પરદેશમાં કેળવણી લઈને દાક્તર ગણેશપ્રસાદ પાછા આવે છે. તેઓ અમારા છપરા (સારન) જિલ્લાની બાજુના બલિયા જિલ્લાના રહેવાસી હતા. છપરામાં એમનું મોસાળ હતું. તેઓ પણ કાયસ્થ હતા. અલ્લાહાબાદમાં ડી. એસસી. ની પદવી મેળવીને તેઓ અભ્યાસ માટે ઇંગ્લંડ અને ત્યાંથી જર્મની ગયા હતા. ગણિતશાસ્ત્રમાં એમણે ભારે નામના મેળવી હતી. એમને પાછા નાતમાં લેવા માટેની એક ચળવળ તેઓ સ્વદેશ આવે તે પહેલા જ શરૂ થઈ ગઈ હતી. છપરામા બે પક્ષો પડી ગયા હતા. સુધારક પક્ષના નેતા બાબુ બ્રિજકિશોરપ્રસાદ હતા. તેઓ એક ઊગતા વકીલ હતા અને વિરોધી પક્ષના નેતા સૌથી પ્રતિષ્ઠિત અને પ્રખ્યાત બે બુઢ્ઢા વકીલો હતા. બ્રિજકિશોરબાબુ અમારે ઘેર આવ્યા. ભાઈની સલાહ લઈને એમણે બાબુજીને કહ્યું કે દાક્તર ગણેશને નાતમા લઈ લેવા જોઈએ અને એમને ત્યાં નાતનું જે જમણ થાય એમાં બાબુજીએ આવવું જોઈએ.

અત્યાર સુધી આખા બિહારમા એક સચ્ચિદાનંદ સિંહા જ વિલાયતથી પાછા ફરેલા કાયસ્થ હતા. એમને પાછા ફર્યે અગિયાર બાર વરસ થઈ ગયા હતાં. તેઓ પાછા આવ્યા ત્યારે પણ થોડીક ચળવળ તો થયેલી, પણ એમણે પ્રાયશ્ચિત્ત કરીને જૂની રીતે નાતનાં બંધનોને સ્વીકારવાનું કબૂલ કર્યું ન હતું. એટલે તેઓ રિવાજ પ્રમાણે નાતમાં લેવાયા ન હતા. દાક્તર ગણેશપ્રસાદ નાતના બંધનોને સ્વીકારશે એવું તેઓ દેશમાં આવે તે પહેલાં જ, તેમની સાથે પત્રવ્યવહારથી નક્કી થઈ ગયું હતું. એમણે

વિલાયતમા પણ બહુ સાદુ જીવન ગાળ્યુ હતું અને કદી માસ, માછલી કે દારૂ લીધા ન હતા એમની અને સુધારકોની ધારણા હતી કે સમુદ્રયાત્રાનો માગ આ રીતે જ ખુલ્લો કરી શકાશે ગિહાના પાછા ફર્યા પછી દસ વરસ સુધી જાતિબધન તોડીને વિલાયત જવાની કોઈની હિંમત ચાલી ન હતી એટલે હવે નાતના બધન સ્વીકારીને પણ રસ્તો ખોલવો જરૂરનો હતો

દાક્તર ગણેશપ્રસાદને ઘેર જમણમા ભાગ લે એવા થોડા માણસો બ્રિજકિશોરબાબુએ તયાર કર્યા હતા પિતાજીને પણ એમણે બહુ જ આગ્રહ કર્યો પિતાજી પોતે જવા કબૂલ ન થયા પણ અમને બને ભાઈઓને મોકલવાનું કહ્યુ

દાક્તર ગણેશ પાછા ફર્યા બલિયામા જમણવારનો દિવસ નક્કી થયો. બહારથી અમે વીસએકવીસ જણા બાબુ બ્રિજકિશોરની પ્રેરણાને લીધે છપરાથી બલિયા ગયા એમા બે ભાઈ અમે તથા મારા બે સાથી જમનાભાઈ અને ગગાભાઈ પણ હતા ગામના પટવારી પણ હતા. દાક્તર ગણેશને અમે મળ્યા. બલિયાના કાયસ્થોમા ભારે ખળભળાટ મચ્યો હતો.

હુ લખી ચૂકયો છુ કે અમારુ ઘર પહેલા બલિયામા જ હતું ત્યા અમારા ગોત્રના માણસો રહેતા હતા લગ્ન અને મરણમા અમારા બ્રાહ્મણ પુરોહિત આજ સુધી બલિયાથી જ આવે છે મારા સસરા વગેરે પણ બલિયામા જ રહેતા હતા એ ઘરના કેટલાક માણસો ત્યા વકીલાત કરતા હતા. કેટલાક જણ બીજા ધધામાયે હતા અમારા પહોચવાની ખબર ત્યા ફેલાઈ ગઈ અમારે કાઈ છુપાવવુ તો હતું જ નહી. અમારા એક સગોત્રી વકીલ હતા સગપણમા એ અમારા ભાઈ થતા હતા તેઓ અમને મળ્યા અને અમે એ જમણમા ભળીએ એ વખોડી કાઢ્યુ. એમના મનમા એમ કે અમે પિતાજીની રજા વિના છાનામાના આવ્યા છીએ. જ્યારે અમે લોકોએ ખાતરી આપી કે અમે ચોરીછૂપીથી નથી આવ્યા, ત્યારે એમને વધારે દુખ થયુ એમણે કહ્યુ કે અમે બધા અહી રહીએ છીએ તો કાકાએ અમને પૂછવુ તો હતું!

આમ, મારા સસરાના ઘરના લોકોને પણ આ વાત ખાસ ગમતી ન હતી પણ એમના તરફથી કઈ દમાણ આવ્યુ નહી. રાત્રે જમણવાર થયો ભાત જમીને અમે અમારા ઘર તરફ પાછા ફર્યા દાક્તર ગણેશ પહેલા અલ્લાહાબાદમા પછી હિંદુ યુનિવર્સિટીમા અને કલકત્તા યુનિવર્સિટીમા ગણિત વિભાગમા સૌથી ઊચા પદ પર રહ્યા. ઘણા વરસો બાદ એમનુ અવસાન થયુ અમારી એ પહેલી મુલાકાતને તેઓ કદી ભૂલ્યા નહોતા અને મારા પર બહુ સ્નેહ રાખતા હતા

બલિયાથી પાછા ફરીને હું બારોબાર મારી બીજી બહેનને ઘેર ગયો. તેનું સાસરું છપરાથી થોડે દૂર હતું ત્યાં જવાનો ખાસ વિચાર ન હતો. પહેલેથી જ એની ઇચ્છા હતી કે હું એની પાસે બેચાર દિવસ રહી આવું. છપરાથી ત્યાં જવામાં સગવડ હતી એટલે ઘેર પાછા ન ફરતાં હું સીધો ત્યાં ગયો.

જે લોકોએ જમણવારમાં ભાગ લીધો હતો એમનાં નામ છાપામાં આવ્યાં અને છપરામાં ભારે હાહાકાર મચ્યો. એ બધાને નાતબહાર મૂકવાની તૈયારી ચાલી. કાશીથી મહામહોપાધ્યાય શિવકુમાર શાસ્ત્રી પાસેથી સમુદ્રયાત્રા વિરુદ્ધ શાસ્ત્રનું વિધાન માગવામાં આવ્યું. આખા જિલ્લાના કાયસ્થોની એક મોટી સભા ભરવાની ગોઠવણો થવા લાગી. મને આ વાતની કશી ખબર ન હતી. હું તો બહેનને ગામ હતો. આ દરમ્યાન પરીક્ષાનું પરિણામ જાહેર થયું. બાબુ બ્રિજકિશોરે ગૅઝેટ જોઈને જીરાદેઈ ખબર મોકલાવી દીધી. ભાઈને જાણ થઈ. પિતાજી બહુ રાજી થયા. એમણે તરત સત્યનારાયણની કથા બેસાડી. બ્રાહ્મણને અને નાતને જમાડવાની ગોઠવણ કરી. આ બધું મારી ગેરહાજરીમાં થયું.

હું જીરાદેઈ જવા સારુ મારા બનેવીને ત્યાંથી રવાના થઈ છપરા આવ્યો. મારા બનેવી પણ મારી સાથે છપરા આવ્યા. છપરામાં જે હિલચાલ શરૂ થયેલી એની એમને ખબર ન હતી. અમે લોકો રાત્રે છપરા પહોંચ્યા અને પહોંચીને સૂઈ ગયા. એટલે રાત્રે અમને કશી ખબર પડી નહીં. મારા પરીક્ષાના પરિણામની પણ અમને ખબર ન મળી. જીરાદેઈ જવાની ટ્રેન વહેલી સવારે જતી હતી. અળસકે હું સ્ટેશને પહોંચ્યો. બાબુ બ્રિજકિશોરનો ઉતારો સ્ટેશન પાસે જ હતો. મેં નોકરને મોકલીને પુછાવ્યું કે 'પરીક્ષાનું પરિણામ આવ્યું છે કે નહીં?' એમણે સંદેશો મોકલ્યો, 'પરીક્ષાનું પરિણામ બહાર પડી ગયું છે અને મને મળ્યા વિના આ ગાડીમાં તારે જવું ન જોઈએ.'

મને પરીક્ષાનું પરિણામ જાણવાની ઉત્કંઠા હતી એટલે હું એમને ઉતારે ગયો. ત્યાં એમણે મને રોકી પાડ્યો. સવારે સાત વાગ્યાથી કચેરીનું કામ ચાલતું હતું. હું પણ એમની સાથે કચેરીમાં ગયો. હું ત્યાં રોકાઈ ગયો છું તેની ખબર મારા બનેવીને ન મળી. બ્રિજકિશોરબાબુની સાથે જ્યારે હું બાર-લાયબ્રેરીમાં પહોંચ્યો ત્યારે ઘણા વકીલો મને વીંટળાઈ વળ્યા. કેટલાક તો પરીક્ષાના પરિણામની ખુશાલીમાં વધામણી આપવા લાગ્યા અને કેટલાક દાક્તર ગણેશપ્રસાદને ત્યાંના જમણવાર વિષે પૂછપરછ કરવા લાગ્યા. એ જમણવારમાં કોણે કોણે ભાગ લીધેલો તે અને હું ક્યાંથી આવું છું એ એમને જાણવું હતું. મેં બધી વાત કહી દીધી. થોડા દિવસથી હું પેગા

ગામે મારા બનેવીને ત્યા હતા અને અત્યારે ત્યાથી આવુ છુ એ પણ મે કહ્યુ. આવી રીતે સાચી વાત જણાવી દેવાથી એનુ કઈ માઠુ પરિણામ આવવાનું છે એનુ મને જરાયે ભાન ન હતું.

વાત એમ બનેલી કે જમણમા ભાગ લઈ આવેલા કેટલાક જણે નાતીનાઓમા જે ચળવળ ચાલતી હતી તેથી ડરી જઈને તથા પોતાના ઘરના માણસોના દબાણથી પોતે જમણમા ગયા હતા એ વાતનો ઇન્કાર કર્યો હતો અને છાપામા આવેલી ખબર ખોટી છે એમ જાહેર કર્યું હતું મારા બનેવી પર પણ બાર વાગ્યેગીમા આવતાની સાથે જ સવાલોની ઝડી વરસી હું દાક્તર ગણેશના જમણવારમા ગયેલો એની એમને ખબર નહોતી, તથા હુ જીરાદેઈ જતા છપરામા જ રોકાઈ ગયો છુ અને બાર-નાવબેરીમા જ બીજાઓની સાથે વાતો કરી રહ્યો છુ એ પણ એ જાણતા નહોતા મોટા મોટા પ્રતિષ્ઠિત વગોવોની વાત સાભળીને મારા બનેવી પણ થોડા ડરી ગયા. મારા તરફથી એમણે મે જમણમા ભાગ લીધાનો ઇન્કાર કર્યો અને કહ્યુ કે જો એ જમણમા ગયા હોત તો મને એની જરૂર ખબર હોત લોકોએ એમને કહ્યુ કે એ પોતે અહી જ છે અને તેમણે પોતે જ લોકોને જમણવાર વિષે બધી વાત કરી છે. વાત એટલે સુધી પહોચી કે મારી સાથે એમનો ભેટો થાય તો જ તેઓ એ વાત માને પણ એ દરમ્યાનમા તો હુ બ્રિજકિશોરબાબુને ઉતારે થઈને ત્યાથી ટ્રેનમા જીરાદેઈ ચાલ્યો ગયો હતો હુ ગામ પહોચ્યો ત્યારે મને ખબર મળ્યા કે હુ પહોચ્યો તેને આગલે દિવસે પૂજા વગેરે પૂરા થઈ ગયા હતા તથા બ્રાહ્મણભોજન અને નાતનું જમણ પણ થઈ ગયુ હતું એમા એકલા અમારા ગામના જ નહીં, પણ નાતના જમણમા ભાગ લેનારા આજુબાજુના ગામના કાયસ્થોએ પણ ભાગ લીધો હતો ગામમા તો કશી મુશ્કેલી હતી જ નહીં કારણ ત્યા અમારા કાયસ્થના ત્રણ જ ઘર હતા અને ત્રણે ઘરના માણસોએ બનિસાના જમણમા ભાગ લીધો હતો મે ભાઈને છપરાની વાત જણાવી બ્રિજકિશોરબાબુનો સદેશો પણ કહ્યો કે આપણા મતના માણસોએ છપરામા થનારી સભામા જવુ જોઈએ અને એ સભામા સમુદ્રયાત્રાની તરફેણમા ઠરાવ પસાર કરાવવો જોઈએ

છપરામા સભાની તૈયારી મોટા પાયા પર થઈ. આખા જિલ્લાના કાયસ્થો ઓનારનામા આવ્યા કાશીના મહામહોપાધ્યાય શિવકુમાર શાસ્ત્રી શાસ્ત્રવિધાન બતાવવાને માટે આવ્યા સાથે સાથે જમણવારમા ભાગ લીધો હતો તેમની પાસે એનો ભાગ લીધાનો જાહેરમા ઇન્કાર કરાવવાના અથવા તો રીતસર પ્રાયશ્ચિત્ત લેવરાવવાના પ્રયત્નો પણ થવા લાગ્યા. સભાને

દિવસે અમે લોકો છપરા ગયા નહીં. પણ પાછળથી જાણ્યું કે ત્યાં ઘણા કાયસ્થો એકઠા થયા હતા. આખો જિલ્લો એ ભાગમાં વહેંચાઈ ગયો હતો. પૂર્વ છપરા વિરોધી પક્ષના બે મોટા વકીલોની સાથે હતું અને અમે રહેતા હતા એ પશ્ચિમ છપરાનો દાવો તરફેણમાં હોવાનો હતો. સાચી વાત એ હતી કે મોટા ભાગના નાતીના વિરોધી હતા. જે થોડા જણ તરફેણમાં હતા એમાંના ઘણાખરા પશ્ચિમ છપરાના હતા. એમાં અમારું ઘર પ્રતિષ્ઠિત ગણાતું. છપરામાં પંચમંદિર નામના મંદિરમાં સભા થઈ. એ મંદિર એક કાયસ્થે જ બંધાવ્યું હતું અને ખૂબ સુંદર હતુ. સભાનું પ્રમુખ-સ્થાન એક વયોવૃદ્ધ અને નામાંકિત વકીલસાહેબ લેવાના હતા. સભાસ્થાને બધા આવી પહોંચ્યા એટલે અમારા પક્ષના એક જણે ઊભા થઈને બાબુ સરસ્વતીપ્રસાદ વકીલને પ્રમુખપદ આપવાનો ઠરાવ મૂક્યો.' આ સદ્‌ગૃહસ્થે પેલા જમણવારમાં ભાગ લીધો હતો. તેઓ પશ્ચિમ છપરાના રહેવાસી હતા; પણ વકીલાત ગોરખપુરમાં કરતા હતા. બેચાર જણે એ ઠરાવને ટેકો આપ્યો. સભા બોલાવનારા તો જરાક આભા બની ગયા. સભાની નોટિસમાં એમણે મોટા વકીલસાહેબનું નામ પ્રમુખ તરીકે છાપી દીધેલું. સુધારક પક્ષના જે લોકો ત્યાં હતા તેમણે બાબુ સરસ્વતીપ્રસાદને પ્રમુખપદ આપવા માટે કોલાહલ મચાવ્યો. બીજા લોકોએ આવા વિરોધની આશા રાખી નહોતી. એમને એવો જ ખ્યાલ હતો કે બધા લોકો એમની સાથે છે. ખરું જોતાં મોટા ભાગના જ નહીં, એ સભામાંનો આખોયે બહુમત પૂરજોશમાં એમની સાથે હતો પણ તેઓ ખૂબ ડરી ગયા. આ બાજુ પ્રમુખની ચૂંટણી માટે મત લેવાનું દબાણ થવા લાગ્યું. આથી એ લોકો વધારે ગભરાયા. એમણે મત લેવાનું કબૂલ્યું નહીં અને કહ્યું કે જેમનું નામ જાહેર થઈ ચૂક્યું છે એ જ પ્રમુખ થશે. તેઓ પ્રમુખસ્થાને બેસવાને ચાલ્યા આ બાજુથી બાબુ સરસ્વતીપ્રસાદ પણ ચાલ્યા અને એમણે એમને પડકાર કર્યો કે વકીલ-સાહેબ, સભાએ તો પ્રમુખ તરીકે મારું નામ મૂક્યું છે, હું પ્રમુખ છું, તમે કેવી રીતે ત્યાં બેસી શકો? આથી વધારે ગભરાટ ફેલાયો. અને એમણે જાહેર કર્યું કે આ લોકો સભા ચાલવા દેવાના નથી. માટે સભા બરખાસ્ત કરવામાં આવે છે.

સુધારક પક્ષવાળા તરત ઊભા થઈ ગયા અને પોતાની જીત થયાની જાહેરાત કરતા અને ખુશી થતા ત્યાંથી ચાલી નીકળ્યા. સુધારકોને તો એટલું જ જોઈતું હતું. કારણ તેઓ જાણતા હતા કે જો સાચે જ મત લેવાશે તો પોતે જરૂર હારી જવાના છે. એ દિવસે સભા બરખાસ્ત થઈ અને બીજે દિવસે ફરી સભા કરવામાં આવી. અને એમાં જે લોકોએ

બલિયાના જમણમાં ભાગ લીધેલો તેમને નાતબહાર મૂકવાનો ઠરાવ થયો. એમની જોડે જમવાનો ને કન્યા આપવા લેવાનો વહેવાર બધું જ બંધ કરવામાં આવ્યું. ઠરાવમાં એમનાં નામ પણ આપવામાં આવ્યાં. એ ઠરાવને છપાવીને આખા જિલ્લામાં વહેંચવાની પણ વ્યવસ્થા કરવામાં આવી. સુધારકોએ કહ્યું કે એ આખી નાતની સભા નહોતી, અને અમારા ચાલ્યા ગયા બાદ બીજે દહાડે કરવામાં આવી હતી; એટલા માટે અમે આ ઠરાવ સ્વીકારતા નથી અને આખા જિલ્લાની નાત એ ઠરાવને માનતી નથી. જો ખરેખર બધા લોકો આ ઠરાવ માનતા હોય તો ફરીથી સભા બોલાવીને તેમાં ઠરાવ પસાર કરાવવો જોઈએ. આવી ધમાલ મચી અને ઘણું કરીને, છાપાઓમાં બંને પક્ષનાં નિવેદનો પ્રગટ થયાં. પરિણામ એ આવ્યું કે નાત-બહાર મૂકવાની વાત બહુ સફળ ન થઈ.

અમારે માટે તો નાતબહાર કાઢવાનો પ્રશ્ન જ ઊઠતો ન હતો. કારણ કે અમારી આજુબાજુના લોકોએ અમારી સાથેનો રોટીવ્યવહાર ચાલુ જ રાખ્યો હતો અને ગોર-બ્રાહ્મણ વગેરેયે પણ કશી મુશ્કેલી ઊભી કરી નહોતી. હા, પિતાજીને એક વાર થોડુંક દુઃખ લાગેલું. હું કહી ગયો કે અમારા બનેવી છપરાની પાસેના રહેવાસી હતા. જાતિ-બહિષ્કારની આ ચળવળનું એમને ત્યાં કંઈક જોર હતું. છપરાના લોકોએ એમના ઉપર ઘણું જ દબાણ લાવીને એક વાર એમની પાસે એક બહુ ખરાબ કાગળ લખાવ્યો. એક માણસ એ કાગળ લઈને આવ્યો. અમને એ મળ્યો. એણે કહ્યું કે પિતાજીને જ આ કાગળ સોંપવાનો મને હુકમ મળ્યો છે, તમને એ નહીં આપી શકાય. અમે લોકો સમજી ગયા કે એ કાગળમાં આ બાબતની જ કંઈક વાત હશે. પિતાજીએ કાગળ વાંચ્યો અને જરાક વ્યાકુળ બની ગયા. અમારા એ એક જ બનેવી જીવતા હતા. બીજી બહેન તો બહુ પહેલાં વિધવા થઈ ગયેલી. આમને પણ કંઈ સંતાન ન હતું. પોતાના ઘરમાં તેઓ એકલા હતા. બીજો ભાઈ કે સગુંસંબંધી પણ ન હતું. એમનો જે કંઈ સંબંધ હતો એ અમારી સાથે જ હતો. એમણે કાગળમાં લખેલું કે મારે કોઈ બીજું સગું નથી; અને હવે તમારી સાથેનો સંબંધ પણ તૂટી જશે. જો તમે સંબંધ ટકાવી રાખવા ઇચ્છતા હો તો જમણમાં ગયાની વાતનો ઇન્કાર જાહેર કરો અથવા તો પ્રાયશ્ચિત્ત કરો.

પિતાજી ગભરાયા, પણ એમને એમ જરાયે ન થયું કે અમે લોકોએ કોઈ ભૂલ કરી છે. એમણે એટલું જ કહ્યું કે અમે લોકો આ જમણમાં સામેલ ન થયા હોત ને આ ઝઘડાથી દૂર રહ્યા હોત તો પોતે કદાચ બીજાઓ પર પ્રભાવ પાડીને વધુ મદદ કરી શકત. મારી બાએ જ્યારે

વાત સાંભળી કે આવો કાગળ આવ્યો છે ત્યારે એણે ચોખ્ખેચોખ્ખું કહ્યું કે, "ઇન્કાર કરવાની વાત તો બને જ નહીં. એ તો નર્યું જૂઠાણું ગણાય. અને એમ કરવાથી ભલું ન થાય. હા, જો પ્રાયશ્ચિત્ત કરવાપણું હશે તો વખત આવ્યે જોયું જશે."

આ જ મતલબનો જવાબ મોકલી આપવામાં આવ્યો. એ વેળા મારી બહેનને તેડાવવાનો તો કોઈ પ્રસંગ હતો નહીં એટલે એ વાત એટલેથી જ પતી. એક કેસ ચાલતો હતો તેને અંગે પિતાજી છપરા ગયા. આ ચળવળના નેતા પેલા વયોવૃદ્ધ વકીલ જ અમારા વકીલ હતા. એમણે પ્રાયશ્ચિત્તની બાબતમાં બહુ જ આગ્રહ કર્યો. પિતાજીએ વાત એમ કરીને ટાળી કે, છોકરાઓ કલકત્તા છે. ત્યાંથી આવશે ત્યારે આ બાબતનો વિચાર કરીશું.

આ પ્રમાણે એ લોકોએ અમારા ઉપર આડકતરી રીતે જેટલું બન્યું એટલું દબાણ કર્યું. એક જાહેરસભા કરવાનો યે પ્રયત્ન કર્યો. અમારા ગામની નજીકમાં આવેલા સીવાન શહેરમાં એક સભા ભરવામાં આવી અને ત્યાં છપરાની સભાનો ઠરાવ જાહેર કરવામાં આવ્યો. જમણમાં જઈ આવેલા લોકોને નાતબહાર મૂકવામાં આવ્યાનો ચુકાદો રીતસર સંભળાવી દેવા માટે એક સદ્ગૃહસ્થને છપરાથી મોકલવામાં આવ્યા. આ સભામાં અમે પણ હતા. પણ સીવાનની નાતમાં ઘણા જણ અમારી તરફ હતા; કારણ કે બાબુ બ્રિજકિશોર, બાબુ સરસ્વતીપ્રસાદ અને અમે લોકો—બધા પણ આ જ (સીવાન) સબડિવિઝનના રહેવાસી હતા. એ સભામાં અમે એવો ઠરાવ કર્યો કે છપરાની સભાને અમે માનતા નથી—સીવાનની નાત અમારી સાથે છે.

અમારા ગામના બે જણા, જમનાપ્રસાદ અને ગંગાપ્રસાદ જે અમારી સાથે બલિયાના જમણમાં આવેલા તે છપરામાં ભણતા હતા. એ બીજા કેટલાક છોકરાઓ સાથે એક મકાનમાં રહેતા હતા. એમને થોડી મુશ્કેલી વેઠવી પડી. છોકરાઓ એમનું એઠું પાણી લેતા ન હતા—એમની સાથે ખાતાપીતા પણ નહોતા, રસોઈ તૈયાર કરીને બ્રાહ્મણ એમને એમના વાસણમાં જુદું પીરસી દેતો. એમણે આ અપમાન રાજીખુશીથી સહન કર્યું. થોડા મહિના લગી આમ ચાલ્યા કર્યું. પણ ધીમે ધીમે એનું જોર ઘટી ગયું. બધા એકઠા થઈ ગયા. છપરામાં વિરોધીઓના આગેવાન લોકોનો સંબંધ પણ સમુદ્રયાત્રાની તરફેણ કરનારા ઘરો સાથે બંધાયો. એમના પોતાના ઘરના પણ કેટલાક જણ એમના વિરોધી થઈ ગયા. એ લોકો પોતે તો જીવતાં લગી આ વાતને વળગી રહ્યા પણ તૂટેલું બંધન ફરી સંધાયું નહીં. સમુદ્રયાત્રા માટે કાયસ્થોનો રસ્તો મોકળો થઈ ગયો.

# વિદ્યાર્થીસંમેલન અને કૉંગ્રેસ

બી. એ. પાસ કરીને હું કલકત્તામાં એમ. એ. અને બી એલ. ભણવા લાગ્યો. એ દિવસોમા સ્વદેશીની ચળવળ બહુ જોરમાં ચાલતી હતી. કલકત્તામા અમે જે થોડા બિહારી વિદ્યાર્થીઓ ભણતા હતા તેમના ઉપર પણ એ ચળવળની અસર થતી જ હતી અમે લોકો બિહારી ક્લબમા ઘણુંખરું બેસતા, હળનામળતા અને વિચારોની આપલે કરતા. અમને દિલમા ઉમગ આવ્યો કે, બંગાળના વિદ્યાર્થીઓ આવી રીતે સ્વદેશીનો પ્રચાર કરે છે તો બિહારમાયે વિદ્યાથીઓનુ કોઈ સંગઠન હોય તો એની મારફતે સ્વદેશીનો પ્રચાર કરી શકાય અમે એક ગીત પણ તૈયાર કરાવ્યુ અને એની નકલ છપાવીને ઠેર ઠેર વહેંચાવી. એ વહેંચવામા એવા સંગઠનની ઊણપ વધારે જણાઈ આવી.

અમે બિહારના વિદ્યાર્થીઓનુ એક સમેલન ભરવાનો વિચાર કર્યો. બિહારી ક્લબ આગળ એવો ઠરાવ મૂકવામા આવ્યો. ફક્ત વિદ્યાર્થીઓએ જ નહી મોટાઓએ પણ બહુ ઉત્સાહપૂર્વક એ ઠરાવ વધાવી લીધો. મને પટના મોકલવામા આવ્યો. ત્યા પહેલા વિદ્યાથીઓને અને પછી મોટાઓને હુ મળ્યો. એમા મિસ્ટર સચ્ચિદાનદ સિંહા અને સ્વર્ગસ્થ બાબુ મહેશનારાયણ મુખ્ય હતા. બાબુ મહેશનારાયણ તે વખતે 'બિહારટાઈમ્સ'ના તત્રીનુ કામ કરતા હતા. આ સવળા લોકોએ સહાનુભૂતિ બતાવી. પટનામા જ પહેલું સમેલન ભરવાનુ અને નામાંકિત બૅરિસ્ટર મિસ્ટર શર્ફુદ્દીનને પ્રમુખ બનાવવાનું નક્કી થયું. પટનાના વિદ્યાર્થીઓએ એક સ્વાગત સમિતિ બનાવીને બધી વ્યવસ્થા કરી.

પહેલુ સમેલન પટના કૉલેજના મોટા હૉલમાં થયુ બિહારની બધી કૉલેજો અને સ્કૂલોના વિદ્યાર્થીઓએ એ સમેલનમાં ખૂબ ઉત્સાહપૂર્વક ભાગ લીધો. સમેલનના ઉદ્દેશો સમજાવવાનુ કામ મારે માથે નાખવામા આવ્યુ. મે લખીને તૈયાર કરેલું એક લાંબુ અગ્રેજી ભાષણ વાચી સભળાવ્યુ. બીજાઓના ભાષણો પણ મોટે ભાગે અગ્રેજીમા જ થયા સમેલનમા એવુ ઠરાવવામા આવ્યુ કે પહેલા કૉલેજવાળા શહેરોમા અને પછી જ્યા જ્યા શાળાઓ હોય ત્યા ત્યા સમેલન સાથે જોડાયેલી

વિદ્યાર્થીસમિતિઓ સ્થાપવી. એક મોટી નિયમાવલિ પણ ઘડવામાં આવી. અને એને આધારે બિહારના વિદ્યાર્થીઓની પ્રતિનિધિરૂપ એક સ્થાયી સમિતિ પટનામાં રચાઈ. એમાં બધાં સ્થળોના વિદ્યાર્થીઓને લેવામાં આવ્યા. આ જ સમિતિ બધી વિદ્યાર્થીસમિતિઓ ઉપર કાબૂ રાખતી અને આખું વરસ સમેલનનું કામ ચલાવતી.

મને યાદ છે કે નિયમો ઘડતી વખતે બે સવાલ ઉપર અમારી વચ્ચે ભારે વાદવિવાદ થયેલો. એક સવાલ એ હતો કે સંમેલને રાજકારણમાં ભાગ લેવો કે નહી. આ વિષે વિદ્યાર્થીઓમા પણ ભારે મતભેદ હતો. વડીલોમાં તો બધા જ એના વિરોધી હતા. આખરે એમ નક્કી થયું કે સંમેલન રાજકીય ચળવળમા મુદ્દલ ભાગ નહીં લે, પછી ભલે એ રાષ્ટ્રીય ચળવળ હોય કે, રાજભક્તિના પ્રચારની ચળવળ હોય, કે બીજા કોઈ પ્રકારની હોય (नेशनालिस्ट, लोयलिस्ट, और ऐनी अधर). એવો નિર્ણય કર્યો, એ બુદ્ધિમાનનું કામ હતું એમ હવે સમજાય છે. એક સમયે બિહાર બંગાળનો જ ભાગ હતો અને જુદો પ્રાંત બન્યો ન હતો. કેળવણીમાં બિહાર બહુ જ પાછળ હતું. જાહેર જીવન મોટે ભાગે નહીં જેવું જ હતું, ખાસ કરીને વિદ્યાર્થીઓ તો બહારનું કશું જ જાણતા નહોતા. કોંગ્રેસના પક્ષમાં હોય એવા પણ બહુ ઓછા હતા. હજુ સુધી બિહારનું એકેય સ્વતંત્ર રાજકીય સંગઠન નહોતું, બિહારની પોતાની જુદી કોંગ્રેસસમિતિ પણ ન હતી, અને બિહાર રાજનૈતિક સમેલન (बिहार प्रोविन्शियल कॉन्फ्रेंस)ની સ્થાપના પણ થઈ ન હતી. જેમાં આખા બિહારના લોકો — ભલેને પછી એ નવજુવાન વિદ્યાર્થીઓ જ હોય — ખાસ એકત્ર થઈને પોતાના પ્રશ્નો ઉપર વિચાર કરવાને બેઠા હોય એવું આ પહેલું જ સમેલન હતું. આ સ્થિતિમાં જો અમે સભાળપૂર્વક કામ ન કર્યું હોત તો કદાચ આ સમેલન થઈ જ ન શકત.

આખા ભારતવર્ષમાં અત્યાર લગીમાં કોઈ પણ જગાએ બીજું વિદ્યાર્થીસમેલન ભરાયું ન હતું. એક રીતે અમારે એક નવું જ સંગઠન બનાવવાનું હતું, જેને માટે કોઈ નમૂનો અમારી સમક્ષ નહોતો. મતભેદનો બીજો પ્રશ્ન એ હતો કે સમેલનમાં કેવળ બિહારી વિદ્યાર્થીઓનું જ સંગઠન કરવું કે એમાં બંગાળી વિદ્યાર્થીઓને પણ દાખલ કરવા. આ બાબતમાં બહુ જ મતભેદ હતો. મને યાદ છે કે કેટલાંયે વરસો સુધી વાર્ષિક સંમેલનમાં બંગાળીને પણ લેવાનો ઠરાવ આવ્યા કર્યો, પણ એ કદી સ્વીકારાયો નહી. સંમેલનનું નામ તો પ્રારંભથી જ બિહારી છાત્રસમેલન હતું. ઘણાં વરસ પછી નિયમાવલિમાં એટલું ઉમેરવામાં આવ્યું કે 'બિહારી

વિદ્યાર્થી'નો અર્થ બિહારમાં અભ્યાસ કરતા બધા વિદ્યાર્થીઓ એવો કરવો. અમે કલકત્તાના વિદ્યાર્થીઓ તો શરૂઆતથી જ આની તરફેણમાં હતા પણ બીજાઓ એનો વિરોધ કરતા હતા.

વિદ્યાર્થીઓનું સંગઠન બહુ સરસ નીવડ્યું. લગભગ 'બધાં જ શહેરોમાં એની શાખાઓ ખૂલી. કલકત્તામાં તો બિહારી કલબ એની શાખા બની જ ગઈ. હિંદુ યુનિવર્સિટીની સ્થાપના પછી ત્યાંના બિહારી વિદ્યાર્થીઓએ પણ એક શાખા કાઢી બધી જ શાખાઓમાં મોટે ભાગે દર અઠવાડિયે સભા ભરાતી. એમાં વિદ્યાર્થીઓ જુદા જુદા વિષયો ઉપર લેખો વાંચતા, ભાષણ કરતા અને રમતગમતમાં ભાગ લેતા. આને સારુ ઠેકઠેકાણે કલબો સ્થાપવામાં આવી વાર્ષિક ઉત્સવને પ્રસંગે નિબંધો અને ભાષણોની હરીફાઈ કરવામાં આવતી અને શ્રેષ્ઠ લેખો, ભાષણો અને રમતગમતને સારુ ઇનામો અપાતા. કૉલેજના વિદ્યાર્થીઓની અને નિશાળના છોકરાઓ અને છોકરીઓની હરીફાઈ જુદી જુદી થતી. છોકરીઓને ભાષણો અને લેખો ઉપરાંત સીવણ-ગૂંથણ વગેરેમા પ્રોત્સાહન આપવાને માટે જુદાં ઇનામો અપાતાં. આખું વરસ આ રીતે કામ ચાલતું. દર દશેરાની રજામાં બિહારના કોઈ ને કોઈ શહેરમા સમેલન ભરાતુ. આ વાર્ષિક સંમેલનના પ્રમુખપદને બિહારના મિસ્ટર શફુદીન, મિસ્ટર હસન ઇમામ, ડાક્ટર સચ્ચિદાનંદ સિંહા, બાબુ પરમેશ્વરલાલ, બાબુ દીપનારાયણસિંહ, બાબુ બ્રિજકિશોરપ્રસાદ વગેરે અને બહારનાં શ્રીમતી એની બેસંટ, શ્રીમતી સરોજિની નાયડુ, મહાત્મા ગાંધી, મિસ્ટર ઍન્ડ્રૂઝ વગેરે જેવા મોટા લોકોએ શોભાવ્યું છે.

આ સમેલન ૧૯૦૬માં સ્થપાયું અને ૧૯૨૦માં અસહકારની ચળવળ શરૂ થઈ ત્યાં સુધી પોતાનો વાર્ષિક ઉત્સવ ઊજવતુ રહ્યું. ત્યાર પછી એમાં કંઈક શિથિલતા આવી ગઈ. કારણ કે એના બધા જ ઉત્સાહી કાર્યકર્તાઓ અસહકારના મોટા આંદોલનમાં જોડાઈ ગયા. ત્યાર પછી પણ એને પુનર્જીવિત કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા. પણ એમાં જૂનું ચેતન ને જૂનુ તેજ ફરી ન આવી શક્યું. હમણાં જે સંગઠન છે એ એક રીતે નવું જ સંગઠન છે, જેના કાર્યકર્તાઓ સંગઠનનો વૃત્તાંત કદાચ જાણતાયે નહીં હોય. એ સગઠન કામ કરતું રહ્યુ એટલા દિવસ બહુ જ ઉત્સાહ અને ચીવટથી આખા પ્રાંતના વિદ્યાર્થીઓએ એમાં ભાગ લીધો. એની મારફતે જ વિદ્યાર્થીઓ સગઠનનું કામ પ્રત્યક્ષપણે શીખ્યા, ઘણાઓને ભાષણ કરતાં આવડ્યું. એ પદર વરસમાં જેટલા ચેતનભર્યા અને ઉત્સાહી યુવકો બિહારમા નીકળ્યા એ બધાને એની મારફત પ્રેરણા મળી. તેમણે પોતાના

સ્વાર્થ ઉપરાંત શપરદેશની અનેક વાતો જાણી અને દેશ માટે થોડાઘણા ત્યાગનું વલણ પણ કેળવ્યું. તેઓ જે કંઈ શીખ્યા અથવા એમણે જે મેળવ્યું એથી દેશને લાભ પણ થયો મહાત્મા ગાંધી બિહાર આવ્યા ત્યારે આ વિદ્યાર્થી સંમેલનના જૂના કાર્યકર્તાઓએ જ એમને સહકાર આપ્યો અને અસહકારની હિલચાલમાં જેટલા આગળ આવ્યા એ બધા સંમેલનમાંથી જ નીવડેલા હતા. આજ પણ જેમણે વિદ્યાર્થીસંમેલનમાં દીક્ષા મેળવી હતી તેઓ જ મોટે ભાગે પ્રાંતની આગેવાનીનો ભાર વહી રહ્યા છે.

અસહકારની ચળવળે વિદ્યાર્થીઓ પાસે બહુ ભારે ત્યાગની માગણી કરી. વિદ્યાર્થીસંમેલન એને સારુ તૈયાર ન હતું. ઠરાવ તો પસાર થઈ ગયો પણ થોડા જ વિદ્યાર્થીઓ આખર સુધી એ આંદોલનમાં ટકી શક્યા. જે ટકયા તે મોટે ભાગે સમેલનના કાર્યકર્તાઓ હતા. બીજા જેઓ વકીલવર્ગમાંથી આવ્યા એમાંના પણ ઘણાખરા સમેલનના જ કાર્યકર્તાઓમાંના હતા. ૧૯૨૦ સુધી પોતાનું કામ આ રીતે પૂરું કરીને સંમેલન મૂઆ વાંકે જીવવા લાગ્યું. એક રીતે એણે પોતાનું કામ પૂરું કરી દીધું હતું. આખા પ્રાંતમાં એણે નવી જાગૃતિ, નવું જીવન પેદા કર્યું હતું. ભવિષ્યને માટે ભૂમિ તૈયાર કરીને એમાં બી પણ વાવી દીધાં હતાં; એનું સુફળ અસહકારની ચળવળને મળ્યું અને આજ લગી પ્રાંતને મળી રહ્યું છે.

૧૯૦૬ના ડિસેમ્બરમાં કૉંગ્રેસ કલકત્તામા ભરાવાની હતી. કૉંગ્રેસના સમાચાર તો હું પહેલેથી જ વાંચતો પણ હજી સુધી કૉંગ્રેસ જોવાનું સદ્ભાગ્ય ને અવસર મને સાંપડ્યાં ન હતાં. ૧૯૦૫મા જ્યારે બનારસમાં કૉંગ્રેસ મળેલી ત્યારે હું બી. એ.ની પરીક્ષાના ચક્કરમાં પડેલો એટલે નજીક હોવા છતાં હું ત્યા જઇ નહોતો શક્યો. ૧૯૦૬ની કૉંગ્રેસમાં પહેલવહેલો મેં સ્વયંસેવક તરીકે ભાગ લીધો. કૉંગ્રેસનું એ અધિવેશન બહુ જોશીલું થયું. જહાલ અને મવાળ એવા બે પક્ષો પડી ગયા હતા લોકમાન્ય તિલક, લાલા લાજપતરાય, બિપિનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ વગેરે જહાલપક્ષના નેતા મનાતા હતા અને સર ફિરોજશાહ મહેતા, ગોખલે આદિ મવાળ પક્ષના નેતા હતા. મારી એ વખતની સમજ પ્રમાણે સુરેન્દ્રનાથ બેનરજી અને પંડિત મદનમોહન માલવીય બે પક્ષોની વચ્ચેને સ્થાને હતા. અંદરઅંદરનો ઝઘડો પતાવવા અથવા ઓછો કરવાને વાસ્તે દાદાભાઈ નવરોજજીને વિલાયતથી બોલાવીને પ્રમુખ બનાવવામાં આવ્યા હતા. સારે નસીબે મારે કૉંગ્રેસના મંડપમાં ફરજ પર રહેવાનું આવેલું એટલે હું વિષયવિચારિણી સમિતિમાંની બધી ચર્ચા સાંભળી શક્યો હતો. પહેલે દિવસે અધિવેશનને વખતે કૉંગ્રેસના મંડપમાં મને જરાક દૂર મૂકવામાં આવેલો, એટલે હું પ્રમુખનું ભાષણ

સાંભળી ન શક્યો. મેં જોયું કે મોટા ભાગના સ્વયંસેવકો પોતાની જગ્યા છોડી અંદરના ભાગમાં જતા રહ્યા હતા. મને એમ કરવું બરાબર ન લાગ્યું એટલે હું મારી જગ્યાએ ઊભો રહ્યો. સરોજિનીદેવી, માલવીયજી અને શ્રી ઝીણાનાં ભાષણ મેં પહેલવહેલાં આ કૉંગ્રેસમાં સાંભળ્યાં. કૉંગ્રેસની સાથે એક ખૂબ મોટું પ્રદર્શન પણ ભરાયું હતું. અધિવેશન જોયા પછી કૉંગ્રેસ વિશેની મારી શ્રદ્ધામાં વધારો થયો. પણ હજુ એમાં રીતસર દાખલ થવાનો અવસર મને કેટલાંક વરસ સુધી મળ્યો નહીં. એ અવસર પહેલવહેલો ૧૯૧૧માં મળ્યો. કૉંગ્રેસ ત્યારે ફરીવાર કલકત્તામાં મળી હતી. એ વખતથી આજ લગી હું મહાસમિતિનો સભ્ય રહ્યો છું અને થોડુંઘણું કામ કરતો આવ્યો છું.

એ દિવસોમાં કૉંગ્રેસનું સંગઠન કંઈક ઢીલું હતું. બિહારમાં તો બહુ જ થોડા લોકો એની સાથે સબંધ રાખતા હતા. અને તેયે મોટે ભાગે વકીલ લોકો જ હોય ૧૯૦૭ કે ૧૯૦૮માં જ બંગાળની પ્રાંતિક સમિતિથી સ્વતંત્ર એવી બિહારની એક પ્રાંતિક સમિતિ રચાઈ હતી. બિહાર પ્રાંત તો ૧૯૧૨માં છૂટો પડ્યો. પણ આ પ્રાંતિક સમિતિ કંઈ બહુ નિયમસર બનતી ન હતી. જે પ્રતિનિધિ થતા એ પણ કંઈ વ્યવસ્થિત રીતે ચૂંટાતા હતા એવું ન હતું. એક સભા ભરાતી તેમાં કેટલાક જણને ચૂંટી કાઢવામાં આવતા. તેઓ અધિવેશનમાં જાય તો ઠીક; ન જઈ શકે તો જે લોકો જતા એમને જ મંત્રી પ્રતિનિધિ સમજી લેતા અને એમને પ્રમાણપત્ર આપી દેતો. આમ બિહારનું સ્થાન કદી ખાલી ન રહેતું. દર વરસે થોડા જણ અધિવેશનમાં જરૂર ભાગ લેતા. જે પ્રતિનિધિ જતા તેઓ જ એ દિવસોના નિયમ પ્રમાણે મહાસમિતિના સભ્યો ચૂંટી કાઢતા. હું આવી જ રીતે ૧૯૧૧માં મહાસમિતિનો સભ્ય ચૂંટાયો હતો. મેં કૉંગ્રેસની કોઈ ખાસ સેવા કરી ન હતી. એ વરસે હું પહેલી જ વાર પ્રતિનિધિ બન્યો હતો. પણ વિદ્યાર્થીસંમેલન તથા યુનિવર્સિટીની પરીક્ષાઓમાં સારું પરિણામ મેળવ્યાને કારણે બિહારના બધા લોકો મને ઓળખતા હતા. બધાએ મળીને એક જ ફટકે મને મહાસમિતિમાં પહોંચાડી દીધો. આ બધું ૧૯૨૦ પછી ઘણું બદલાઈ ગયું. પણ એની વાત આગળ આવશે.

## ૧૩.

# પરદેશ જવાનો નિષ્ફળ પ્રયાસ

ડૉન સોસાયટી અને સ્વદેશી આંદોલનની અસરને લીધે મારા મનમાં, દેશને માટે કંઈક કરવું જોઈએ, એવી ઇચ્છા થઈ આવી. ભાઈના સમાગમની પણ મારા પર કંઈક એવી જ અસર થતી રહી. પણ હજુ લગી એ સ્પષ્ટ દેખાતું ન હતું કે એ ઇચ્છા કઈ રીતે પાર પડવાની છે અને એ પણ પૂરેપૂરું સૂઝતું ન હતું કે કઈ સેવા કરવી અને એ કેમ કરીને કરવી! આ કેવળ ઇચ્છા જ હતી. અને તે વચ્ચેવચ્ચે મનમાં જાગી ઊઠતી અને વળી બીજી આમતેમની માથાફોડ આડે અલોપ થઈ જતી. વિદ્યાર્થી-સંમેલનના સંગઠનનો એક રસ્તો જડ્યો હતો ખરો પણ એયે કાયમ ટકશે કે એમાં પણ ફેરફારો થઈ જશે, એ કંઈ મને સમજાતું નહોતું અને મારાથી કોઈ વાત ખાતરીથી કહી શકાતી ન હતી. હા, એક વાત મનમાં ઠસી ગઈ હતી. તે એ કે સરકારી નોકરી ન કરવી જોઈએ. એથી કરીને બી. એ. પાસ થયા પછી મેં ડેપ્યુટી મૅજિસ્ટ્રેટ થવા માટેની અરજી ન આપી. ભાઈ પણ હું એમ કરું એમ ઇચ્છતા ન હતા. પિતાજીની ઇચ્છા એવી હતી કે હું વકીલાત કરું. કમનસીબે ભાઈ એમ. એ. પાસ ન થઈ શક્યા. ઘેરથી વધુ ખર્ચ લાવીને હવે તેઓ કલકત્તામાં કે બીજે ક્યાંય રહેવા નહોતા માગતા. તેઓ કુમરાવરાજની સ્કૂલમાં શિક્ષકનું કામ કરવા લાગ્યા. હું ડેપ્યુટી થવાનો ખ્યાલ છોડી દઈને કલકત્તામાં એમ. એ. બી. એલ.નો અભ્યાસ કરવા લાગ્યો.

વિદ્યાર્થીસંમેલન થઈ ગયા બાદ મને એક રઢ લાગી. એ વિચાર મને ક્યાંથી આવ્યો અને કોના પ્રોત્સાહનથી આવ્યો એ નથી કહી શકતો. મનમાં એવો ખ્યાલ આવ્યો કે હવે મારે ગમે તેમ કરીને વિલાયત જઈને આઈ. સી. એસ.ની પરીક્ષા પાસ કરવી જોઈએ. સરકારી નોકરી કરવાની જરાયે ઇચ્છા ન હતી છતાં કોણ જાણે આ વસ્તુ કરવા જેવી છે, એવું સમાધાન કેમ થયું! ભાઈએ પણ આમાં પ્રોત્સાહન આપ્યું. વિલાયતના ખર્ચને પહોંચી વળી શકાય એટલા પૈસા મળી શકે એમ ન હતું, એટલે કોઈક બીજે બંદોબસ્ત કરવાની જરૂર હતી. શ્રી સચ્ચિદાનંદ સિંહાએ જ્યારે સાંભળ્યું કે મારી આવી ઇચ્છા છે ત્યારે તેઓ ખુશ થયા. અને બાબુ બ્રિજકિશોર તો આને સારુ

હંમેશ તૈયાર જ રહેતા હતા. દાક્તર ગણેશને ત્યાંના ભોજન પછી એમણે બાબુ અંબિકાચરણને જપાન જવાને સારુ ઘણું પ્રોત્સાહન આપેલું. મારું વિલાયત જવાનું એક રીતે એમને મન અનિવાર્ય દેખાયું અને તેઓ રૂપિયા ભેગા કરવા મંડી પડ્યા. મુનશી ઈશ્વરશરણ પણ આ વાતમાં રસ લેવા લાગ્યા. આરાના રાયબહાદુર હરિપ્રસાદે થોડા રૂપિયા આપ્યા. એવું નક્કી કરવામાં આવ્યું કે મારે વિલાયત ચાલ્યા જવું અને પાછળથી આ લોકોની મદદ વડે ભાઈ વધારે રૂપિયા ભેગા કરીને કે ઘેરથી મોકલતા રહેશે. અમને એવો ડર હતો કે પિતાજી અને બાને આ વાત ગમશે નહીં અને ઘરમાં ભારે કકળાટ ઊભો થશે. આને અંગે હું પટના અને અલ્લાહાબાદ પણ ગયો. ભાઈ પણ સાથે હતા. બાબુજીથી આ વાત છાની રાખવામાં આવી કારણ કે એમની રજા મળવાની મુદ્દલ આશા ન હતી. અમે જવાનો દિવસ પણ ઠરાવ્યો અને કલકત્તામાં કપડાં પણ તૈયાર કરાવ્યાં.

અત્યાર સુધી મેં અંગ્રેજી ઢબનું એકેય કપડું પહેર્યું નહોતું. પણ વિલાયતમાં બીજાં કપડાં તો પહેરાય જ નહીં એવું માની લીધેલું. એટલે અંગ્રેજી ઢબનાં કપડાં એક અંગ્રેજી દુકાને બનાવરાવ્યાં. ૧૯૦૮ની સાલ પછી આજ સુધીમાં આ જ એક પ્રસંગે મેં વિલાયતી કપડાં ખરીદ્યાં. પાસપોર્ટ માટે અરજી કરવામાં આવી. એ સંબંધી કામ ચાલતું હતું. અમે ધારેલું કે અમારું કામ પાર પડશે, જવા પહેલાં પિતાજીને ખબર નહીં પડે અને ઘર તરફથી કોઈ વિઘ્ન ઊભું નહીં થાય. આ કાવતરામાં કૉલેજના ત્રણચાર મિત્રો પણ ભળ્યા હતા. એમાંના એક મારા બિહારી મિત્ર શુકદેવપ્રસાદ વર્મા હતા અને બાકીના બંગાળી ભાઈઓ હતા. મારા પોતાના લોકોમાં ભાઈ, બાબુ બ્રિજકિશોર, શ્રી સિંહા, મુનશી ઈશ્વરશરણ અને રાયબહાદુર હરિહરપ્રસાદસિંહ હતા.

ભાઈ અને બાબુ બ્રિજકિશોર સાથે હું અલ્લાહાબાદ ગયો. મુનશી ઈશ્વરશરણને ત્યાં ઊતર્યો. ત્યાં મારા સસરાના છોકરાઓ કૉલેજમાં ભણતા હતા. એમાંના કોઈ અમને મળ્યા તો નહીં, પણ કોઈક રીતે એમને ખબર પડી ગઈ. તેઓ મને શોધતા શોધતા મુનશી ઈશ્વરશરણને ત્યાં આવી પહોંચ્યા. ત્યાં લોકોએ તેમને કહી દીધું કે રાજેન્દ્રપ્રસાદ અહીં નથી. એમણે ઘેરે તાર કરી દીધો કે હું છાનોમાનો વિલાયત જઈ રહ્યો છું અને તે દિવસે પ્રયાગમાં છું! તાર મળતાં પિતાજી અને ઘરનાં સૌ બહુ ગભરાયાં. બાબુજીની તબિયત સારી ન હતી એટલે તેઓ નીકળી શકે એમ ન હતું. પણ મારી બા અને બહેન સીધાં અલ્લાહાબાદ પહોંચ્યાં. એમણે એમ માનેલું

કે હું અલ્લાહાબાદથી સીધો જતો રહેવાનો છું. હું તો હજી વાતચીત કરવા, સલાહ લેવા અને રૂપિયાની જોગવાઈને સારુ ગયો હતો. ત્યાં એક દિવસ રોકાઈને ત્યાંથી સીધો પાછો કલકત્તા ચાલ્યો આવેલો.

બા જ્યારે અલ્લાહાબાદ પહોંચ્યાં ત્યારે હું ત્યાં ન હતો. મુનશી ઈશ્વરશરણને ત્યાં તપાસ કરતાં એમને ખબર પડી કે હું પાછો કલકત્તા ચાલ્યો ગયો છું. મને કલકત્તામાં આ બધાની કંઈ ખબર ન હતી. ત્યાં તાર પહોંચ્યો કે બાબુજી માંદા છે. હું ત્યાંથી એમને મળવાને ઘેર આવ્યો એટલે મને બધી વાતની જાણ થઈ. એ સાચે જ માંદા હતા, પણ હજી માંદગી કંઈ ગંભીર ન હતી; દુઃખી હતા ખરા. ઘરમાં રોકકળ થઈ પડી હતી. ભાઈ પણ આવ્યા. બાબુજી એમના ઉપર બહુ જ નારાજ થયેલા કે એમણે મને વિલાયત મોકલવાનું કાવતરું રચ્યું હતું. મારા પહોંચતાંની સાથે બધાની ભાવના ઊભરાઈ આવી. જોર જોરથી ડ્રુસકે ને ડ્રુસકે રોવાનું ચાલ્યું. મને વિલાયત જવાની ચોખ્ખેચોખ્ખી મના કરવામાં આવી. એટલે સુધી કહેવામાં આવ્યું કે જો હું જઈશ તો એ લોકો જીવતાં નહીં રહે. મેં બનેલી બધી વાત પૂરેપૂરી એમને જણાવી અને વચન આપ્યું કે હવે હું નહીં જાઉં. પિતાજીને મારી વાત પર પૂરો ભરોસો બેઠો ત્યારે તેમણે મને કલકત્તે જવાની રજા આપી.

કલકત્તામાં બધી તૈયારી થઈ ગઈ હતી ત્યારે એક નાનકડો બનાવ બન્યો એનો ઉલ્લેખ અહીં કરવો ઠીક થશે. મારા જવાની વાતની જેઓને ખબર હતી એ અમારા બધા સાથીઓ વિલાયતયાત્રા કરવાના જુસ્સામાં અમારી સાથે સામેલ હતા. બધાની જવાની ઇચ્છા હતી. પરંતુ એમને એ સંજોગ હજુ સાંપડ્યો ન હતો. અમે બધાએ એવું ધારેલું કે મારા ગયા પછી એ લોકો પણ કોઈ ને કોઈ રીતે થોડા દિવસમાં વિલાયત પહોંચવાનો પ્રયત્ન કરશે. એક દિવસ અમે લૉ કૉલેજમાંથી નીકળ્યા તે વખતે એક સાથીએ સલાહ આપી કે ચાલો આપણે કોઈક જોષીની પાસે જઈને આ બાબત પૂછીએ. તે એક જોષીને ઓળખતો હતો. અમે એની પાસે ગયા. તે એક વૃદ્ધ બ્રાહ્મણ હતા. એમની અવસ્થા લગભગ સાઠ વરસની હશે. તે પોતાના ઘરમાં બેઠા હતા. અમારા પહોંચતાંવેંત જરાક વારમાં એમણે કહ્યું કે તમે લોકો શા કામે આવ્યા છો, એ હું સમજી ગયો. પછી અમે પ્રશ્ન પૂછવાનું શરૂ કર્યું. પ્રશ્ન તો એક જ હતો કે, વિલાયતયાત્રા સફળ થશે કે કેમ? પણ પ્રશ્ન અમે સંભળાવ્યો નહીં, મનમાં જ ધારી રાખ્યો. મને એમણે જવાબ આપ્યો કે હમણાં નહીં, ઘણા દિવસ પછી તમારી ઇચ્છા પાર પડશે. શુકદેવને એમણે

જવાબ આપ્યો કે તમારી ઇચ્છા હમણાં જ બહુ જલદી પૂરી થવાની છે. ત્રીજા ભાઈને કહ્યું કે તમારી ઇચ્છા પણ થોડાક વખતમાં પૂરી થવાની છે. ચોથા સાથીને કહ્યું કે તમારો આ ઇચ્છા પૂરી નહીં થાય.

અમે લોકોએ એક રૂપિયો આપ્યો. પ્રણામ કરીને પાછા વળ્યા. આખે રસ્તે એની મશ્કરી કરતા રહ્યા કે આ બુઢ્ઢો કશું જ જાણતો નથી. મારા જવાની બધી તૈયારી થઈ ગઈ છે અને હું નથી જવાનો, તથા શુકદેવને માટે હજુ કંઈ વાત પણ નથી નીકળી એ બહુ જ જલદી, થોડા દિવસમાં જ ચાલ્યા જશે — આવું તે કેમ બની શકે! અમે લોકો હસતા હસતા મશ્કરી કરતા પાછા આવ્યા. એ પછી તરત જ ઘેરથી તાર આવ્યો. મારું જવાનું ઓચિંતું અટકી પડ્યું. હું ઘેરથી પાછો ફર્યો અને મારું ન જવાનું ચોક્કસ થઈ ગયું ત્યારે શુકદેવના જવાની વાત ચાલી. મારાં કપડાં અને મારા રૂપિયા લઈને તેઓ એક દિવસ ઊપડી ગયા. કપડાં અને રૂપિયા એટલાં બધાં જાળવીને હૉસ્ટેલમાં સંતાડી રાખેલાં કે અમારા કોઈ પણ સાથીને એની કશી ખબર સુધ્ધાં પણ ન હતી. શુકદેવને વિષે પણ ડર હતો કે રખેને એમના પિતા પણ આવી જ રીતે એમને રોકી પાડે. એટલે એ પણ છાનું રાખવામા આવ્યું. એમને ક્યાંયે જવું ન હતું, કોઈને મળવું ન હતું. એટલે એમની વાત પૂરેપૂરી ગુપ્ત રહી શકી. જવાને દિવસે સાથીઓને કહેવામાં આવ્યું કે તેઓ ઘેરે જાય છે. અમે બેત્રણ સાથીઓ સ્ટેશને ગયા. એમને ટ્રેનમાં બેસાડી મુંબઈ તરફ રવાના કરી દીધા. જ્યાં લગી મુંબઈથી સ્ટીમર નીકળી ચૂક્યાના ખબર ન આવ્યા ત્યાં લગી હૈયે ધડકો રહ્યા કર્યો કે કદાચ એમને પણ ક્યાંક પકડી પાડીને પાછા તેડાવી લેવામાં ન આવે. પણ સ્ટીમર ઊપડ્યા પછી જ એમના ઘરનાંઓને એ સમાચાર મળ્યા. એટલે લગી કે કલકત્તામાંનાં બહુ જ નજીકનાં સગાંઓ જેમની સાથે સારી પેઠે સંબંધ હતો એમને પણ એ વાતની ખબર ન પડી.

## ૧૪

## વિદ્યાર્થીજીવનનો અંત

શુકદેવને રવાના કરીને હું કોંગ્રેસના સ્વયંસેવક તરીકે કામમાં ગૂંથાઈ ગયો અને કોંગ્રેસ પૂરી થયે ફરી પાછો અભ્યાસમાં લાગી ગયો. ઘેર પિતાજીની માંદગી વધતી ગઈ. થોડા દિવસમાં તો એમની હાલત લથડવા લાગી. ખબર મળી એટલે હું કલકત્તાથી અને ભાઈ ડુમરાંવથી જીરાદેઈ પહોંચ્યા. થોડા દિવસ બાદ તેઓ ગુજરી ગયા. મૃત્યુ પહેલાં અમારી બધાની સાથે એમની મુલાકાત થઈ શકી. અત્યાર સુધીમાં ભાઈને ત્યાં બે દીકરીઓ અને એક દીકરા – જનાર્દન – નો જન્મ થયો હતો. મારે ત્યાં પણ મૃત્યુંજયનો જન્મ એ જ વરસે થયો હતો. પૌત્રને જોઈને તેમને બહુ જ સંતોષ થતો. જ્યારે માંદગી વધી ગઈ ત્યારે સૌને એકઠાં કરીને એમણે આશીર્વાદ આપ્યા.

પિતાજીના મૃત્યુને લીધે ઘરમાં કોલાહલ થયો, અમે બધાં દુઃખીયે થયાં; મને એક વાતનો આનંદ થયો કે સારું થયું જે હું વિલાયત ન ગયો. ગયો હોત અને આવી રીતે એમનું મૃત્યુ થાત તો કોણ જાણે મને કેટલું દુઃખ થાત. હું ફરી પાછો કલકત્તા ગયો, અને ભાઈ ડુમરાંવ ગયા. ઘરનો કારભાર તો પહેલેથી જ ભાઈ થોડોઘણો સંભાળતા હતા. હવે સઘળો બોજો એમના ઉપર જ આવી પડ્યો. અને તેઓ અવારનવાર ડુમરાંવથી ઘેર આવીને બધું કામકાજ જોઈ જતા. મારે સારુ ખરચપાણીની વ્યવસ્થા પણ તેઓ જ કરતા. તેઓ પોતે ભણતા હતા ત્યારે એમને કેટલીયે વાર ખરચની મુશ્કેલી થોડેઘણે અંશે ભોગવવી પડેલી. એમને માટે ઘેરથી પૈસા મોકલવામાં મોડું થતું. પરંતુ મને તેમણે બાબુજીની હયાતીમાં કે એમના ગુજરી ગયા પછી પણ કદીયે ખરચની ચિંતા રહેવા ન દીધી. એમની અભિલાષા એ હતી કે, હું ભણવામાં હોશિયાર છું અને બધી પરીક્ષાઓ સફળતાપૂર્વક પસાર કરું છું તો કેવળ અભ્યાસમાં જ મન એકાગ્ર કરવાની પૂરી તક મને મળવી જોઈએ અને બીજી કશી ચિંતામાં મને ઊતરવા ન દેવો જોઈએ.

મને હમેશાં સારી પેઠે શિષ્યવૃત્તિ મળતી રહેતી. પિતાજી કે ભાઈ એ રકમ કદી ખરચના હિસાબમાં ગણતા નહીં. ખરચને સારુ હમેશાં અલગ રૂપિયા મોકલી આપતા. પેલા રૂપિયામાંથી હું કૉલેજની ફી ભરતો અને બાકીના ચોપડીઓ ખરીદવામાં ખરચાઈ જતા. બી. એ.માં પાસ થયા પછી

મને બે શિષ્યવૃત્તિઓ મળી. એક માસિક પચાસ રૂપિયાની હતી. એ દર મહિને મળતી અને એ હું ખરચતો રહેતો. બીજી શિષ્યવૃત્તિ માસિક ચાળીસ રૂપિયાની હતી. એ એમ. એ. પાસ થયા પછી એકસામટી મળે એવી શરત હતી. એમ. એ. પાસ થયા પછી જ્યારે એકસામટા ચારસો એંશી રૂપિયા મળ્યા ત્યારે, વિલાયતની સફરે જવાના ઉત્સાહમાં જે કંઈ કરજ કરી નાખેલું એ મેં ચૂકવી આપ્યું.

હું આગળ કહી ગયો કે કૉલેજના પ્રથમ વર્ષની પરીક્ષામાં પાસ થયા પછી, પરીક્ષાને વિષે મારા મનમાં એક જાતનો અણગમો આવી ગયો છતાં કોણ જાણે કેમ બી. એ.ની પરીક્ષામાં પણ હું ફરી વાર પહેલે નંબરે આવ્યો. એમ. એ. કરવા લાગ્યો ત્યારે વળી એ અણગમો વધી ગયો. આ વર્ષે વિલાયતયાત્રાના જુસ્સામાં તેમ જ પિતાજીના અવસાનને લીધે મારો ઘણો વખત બીજાં કામોમાં ચાલ્યો ગયો. મન પણ ચચળ રહ્યા કર્યું. પિતાજીનું મૃત્યુ ૧૯૦૭ના ફેબ્રુઆરી કે માર્ચ મહિનામાં થયેલું. પરીક્ષા ત્યાર પછીના નવેમ્બર કે ડિસેમ્બરમાં થવાની હતી. ઉનાળાની રજાઓમાં સાથીઓ જોડે હું ખરસાન (કરસિયાંગ) ચાલ્યો ગયેલો. પરીક્ષાને સારુ ત્યાં જ મેં તૈયારી કરી એમ એ. ની પરીક્ષામાં મારો નંબર પહેલો ન આવ્યો. મારા કરતાં ઊંચે નંબરે કેટલાયે સાથીઓ આવ્યા હતા. મને એનો જરાયે ઉદ્વેગ ન થયો; કારણ મેં કંઈ આશાયે રાખેલી નહીં અને કોઈ ખાસ પ્રયત્ન પણ કરેલો નહીં.

પછી સવાલ ઊભો થયો કે હવે કરવું શું? પરીક્ષા આપીને હું ભાઈની પાસે ડુમરાંવ ચાલ્યો ગયો. થોડાક દિવસ ત્યાં જ રહ્યો. વિચાર કર્યો કે વકીલાતની પરીક્ષા આપું કે ન આપું. એને માટે મનમાં કશો ઉત્સાહ નહોતો આવતો. મનમાં એમ પણ થતું કે હું વકીલાત નહીં કરી શકું. મને મારી શક્તિને વિષે જાણે કંઈક અવિશ્વાસ આવી ગયેલો. સરકારી નોકરી ન કરવાનો તો પહેલેથી જ નિશ્ચય કરી દીધો હતો.

એટલામાં મારા એક મિત્ર બાબુ વૈદ્યનાથ નારાયણ સિંહે મને લખ્યું "કે તમે મુજફ્ફરપુર કૉલેજમાં પ્રોફેસરી કરો તો બહુ સારું. એ પોતે એ કૉલેજમાં પ્રોફેસર હતા. એમના કહેવાથી મેં અરજી કરી. અને મારી નિમણૂક પણ થઈ. ૧૯૦૮ના જુલાઈમાં કૉલેજ ઊઘડતાં હું ત્યાં પહોંચ્યો. એ કામમાં રસ પણ પડવા લાગ્યો. પણ ભાઈને એ ગમ્યું નહીં. ધીમે ધીમે કૉલેજની આર્થિક દશા બગડતી જતી હતી. આખરે નિશ્ચય થયો કે મારે પાછી વકીલાતની તૈયારી કરવી. વકીલાત માટેનો કૉલેજનો અભ્યાસ તો મેં પૂરો કર્યો હતો પણ પરીક્ષા આપી ન હતી. ભાઈના

મત થયો કે હું ફરી કલકત્તા જાઉં અને ત્યાં પરીક્ષા આપીને વકીલાત શરૂ કરું.

આ રીતે મારા વિદ્યાર્થીજીવનનો અંત આવ્યો. સંસારમાં પ્રવેશ કરવાનો વખત આવી લાગ્યો. જ્યારે એ દિવસો સાંભરે છે ત્યારે એમ લાગે છે કે એ જાણે સુખનો યુગ હતો. કોઈ કોઈ વાર મનમાં એટલો ખેદ પણ થાય છે કે એ તકનો જેટલો સરસ ઉપયોગ કરી શકાય એમ હતું એટલો મેં કર્યો નહીં. મને તો એ વાતની ભારે સગવડ મળેલી કે ભાઈ મારા માર્ગદર્શક હતા. જે કંઈ સારા વિચારો મારા મનમાં આવ્યા અને સારી પ્રવૃત્તિઓ મારા અંતરમાં ઊગી એ બધાંનાં બી એમણે જ વાવેલાં. ભણતી વખતે મને કોઈ જાતની મુશ્કેલી વેઠવી ન પડે એવી વ્યવસ્થા તેઓ હમેશાં કરતા રહેતા. એમણે મને કદી જણાવા ન દીધું કે ઘરમાં કશી આર્થિક મુશ્કેલી છે. કલકત્તામાં અને એ પહેલાં છપરામાં મારા સાથીદારો સાથે મને કાયમ પ્રેમ રહ્યો. મને યાદ છે ત્યાં લગી કોઈની સાથે, કદી, કોઈ પણ જાતનો અણબનાવ સુધ્ધાં નથી થયો. તકરારનો તો કંઈ પ્રશ્ન જ નથી. બલ્કે સૌની સાથે મમતાભર્યો જ સંબંધ હતો. થોડાક જણ સાથે તો બહુ ગાઢ સંબંધ બંધાયો અને એ હમેશાં ટકી રહ્યો. જોકે ભણવામાં હોડ અને હરીફાઈ સારી પેઠે ચાલતાં તોપણ કદી કોઈએ મારી સાથે ચાલાકી વાપરી નથી કે છળ કર્યું નથી, અને કોઈની સાથે કદી મન ઊંચાં થયાં નથી. જ્યાં જ્યાં કોઈને કશી મુશ્કેલી કે હરકત આવતી ત્યાં અમે એકબીજાને મદદ કરતા; એટલું જ નહીં, જે મારા હરીફ સાથીદાર હતા એમની સાથે હળીમળીને મેં પરીક્ષાની તૈયારીઓ કરેલી. કૉલેજમાં પ્રથમ વર્ષની પરીક્ષાને માટે જ્યારે તૈયારી કરવાની આવી ત્યારે પેલા મિત્ર (જેણે મારી સાથે એન્ટ્રસમાં બીજો નંબર મેળવેલો) અને મેં, બંનેએ સાથે સાથે જ પરીક્ષાની તૈયારી કરી હતી. અને એવી જ રીતે બીજી પરીક્ષાઓમાં પણ અમે બધા હળીમળીને ભણતા હતા.

કલકત્તાનું જવું તથા ઇડન-હિંદુ હૉસ્ટેલનું જીવન મને બહુ લાભદાયી નીવડયું. કલકત્તે જવાથી જ મારી આંખો ઊઘડી. હું ત્યાં ન ગયો હોત તો શું થાત એવો વિચાર કરવો વ્યર્થ છે. પણ મને ખાતરી છે કે બીજી કોઈ જગ્યાએ મને આટલો લાભ ન મળત. ઇડન-હિંદુ-હૉસ્ટેલમાં રહેવાને લીધે બંગાળી સાથીઓ સાથે હળવામળવાની જે તક મને મળી એ કદાચ બીજે ક્યાંયે રહેવાથી ન મળત. બંગાળી સાથીઓનાં સ્મરણો બહુ જ સુખભર્યાં છે. મને કોઈની સામે ફરિયાદની કશી

ભાવના પેદા થઈ જ નથી અને એમાંના કોઈએ કદી પણ કોઈ જાતનું ગેરવર્તન મારી સાથે કર્યું નથી. કદી કોઈએ કડવું વેણ પણ સંભળાવ્યું નથી. હું માનું છું કે એ લોકો સાથે જે દિવસો વીત્યા એ બહુ જ સુખના અને લાભદાયક નીવડ્યા છે. એમની સાથે રહેતાં રહેતાં, વગર મહેનતે મેં બંગાળી બોલતાં શીખી લીધું. આજે પણ મારા ઘણાયે મિત્રો આખા બંગાળમાં ઠેકઠેકાણે છે. ઘણા વખત પછી જ્યારે અસહકારના દિવસોમાં હું બંગાળની મુસાફરીએ ગયો ત્યારે જ્યાં જતો ત્યાં બેપાંચ જૂની ઓળખાણવાળા મિત્રો મળી જતા અને જૂનાં સ્મરણો તાજાં થતાં.

જ્યારે હું કોંગ્રેસનો પ્રમુખ બન્યો ત્યારે ૧૯૩૮–૩૯માં બિહારમાં વળી પાછો બંગાળી-બિહારીનો સવાલ ઊભો થયો હતો. એ પછી મારે કેટલાંક એવા કામ કરવાં પડ્યાં જે બંગાળના લોકોને ગમ્યાં નહીં. મારા ઉપર ઘણી ઝડીઓ વરસી. કડવા લેખો લખાયા. ગાળાગાળી પણ સારી પેઠે કરવામાં આવી. પણ એમના પ્રત્યે મને કશોયે દ્વેષ છે એવું મને કદી લાગ્યુ નથી, અથવા એમને વિષે કોઈ જાતની બીજી ભાવના મારા મનમાં પેદા થઈ નથી. કેવી રીતે થાય? આટઆટલા દહાડાનો રૂડો મજાનો સાથ, પ્રેમની આપ-લે, જૂનાં સુખદ સંભારણાં; શું આ બધું માણસ ભૂલી જઈ શકે? સામાને પસંદ ન આવે એવું કંઈ કામ કર્તવ્યને કારણે કદી કરવું પડ્યું હોય તોયે મારા દિલને પૂછું છું ત્યારે સદાયે એ જ જવાબ મળે છે કે મેં કદી, જાણીજોઈને બૂરું કરવાની દાનતથી કોઈનું બૂરુ કર્યું નથી. ગમે તેમ, આ બધી વાતો તો ભુલાઈ જવાની, પણ મારા હૃદયપટ ઉપર કુમારવયે જે ચિત્રો અંકાઈ ગયા છે તે ભૂંસાવાનાં નથી. એ બધી સ્મૃતિઓ કદીયે ઓગળી જઈ શકે એમ નથી. અને બંગાળમાં પંદર વરસના જીવને મને જે લાભ આપ્યો છે એ હું કદી ભૂલી શકું એમ નથી.

કલકત્તામાં મારા ગાઢ સંબંધો ઘણા બિહારીઓની સાથે પણ થયા. જ્યારે હુ કલકત્તામાં ભણવા ગયો ત્યારે ત્યાં થોડાક જ બિહારી વિદ્યાર્થીઓ હતા. ધીમે ધીમે એમની સંખ્યા વધવા લાગી. પછી તો મોટી સંખ્યામા તેઓ ત્યા આવી પહોંચ્યા. અમે પોતાની બિહારી ક્લબ બનાવી લીધી હતી, જેમા દરેક અઠવાડિયે અમે ભેળા મળતા. નાતજાતની લપ એટલી બધી અમે સાથે લઈ ગયેલા કે હિંદુ હોસ્ટેલમાં અમે અમારે સારુ અલગ રસોડું રાખેલું અને એમા બિહારનો બ્રાહ્મણ રસોઈ કરતો. જોકે હું દાક્તર ગણેશપ્રસાદની સાથે જમણમાં ભળ્યો હતો તોપણ નાતનું બંધન ખૂબ જ માનતો હતો. એ મારી પોતાની જાતના માણસ (કાયસ્થ) હતા. કોઈ પણ બીજી નાતના માણસનુ અડેલું કશુ અન્ન, જે પોતાના દેશ (બિહાર)માં

ન ખાઈ શકાતું, એ ત્યાં મેં નથી ખાધું..આટલા દિવસ હું ત્યાં રહ્યો પણ બંગાળી રસોડામાં કાચી રસોઈ (દાળભાત, રોટલી આદિ) કદી જમ્યો નથી.

બિહારી સાથીઓમાં ઘણાઓની જોડે મને ખૂબ સ્નેહ બંધાયો. એમાંના આજે કેટલાયે જિલ્લાઓમાં પથરાઈને પોતપોતાની જગ્યાએ કંઈક ને કંઈક કરી રહ્યા છે. એટલે બિહારમાં જ્યાં જાઉં છું ત્યાં કોઈ ને કોઈ કલકત્તાનો સાથી જડી જ આવે છે. એ વેળાના ઘનિષ્ઠ મિત્રોમાં ચંપારણ જિલ્લાના શિકારપુરવાળા શ્રી અવધેશપ્રસાદ અને જગન્નાથપ્રસાદ; શાહાબાદના શ્રી શુકદેવપ્રસાદ વર્મા; ભાગલપુરના શ્રી કૃષ્ણપ્રસાદ; રાંચીના બદરીનાથ વર્મા, બલભદ્રપ્રસાદ જ્યોતિષી, ડૉક્ટર સાધુ સિંહ, ડૉક્ટર રાજેશ્વરપ્રસાદ, બટુકદેવપ્રસાદ વર્મા, વિન્ધ્યવાસિનીપ્રસાદ વર્મા વગેરે લોકો છે. એમાંના કેટલાયે ચાલ્યા ગયા અને કેટલાય આજે પણ હયાત છે. અવધેશબાબુની મિત્રતા બહુ ફળી અને એથી લાભ થયો. પાછળથી એમની જોડે લગ્નનો સંબંધ પણ બંધાયો.

## ૧૫
## વકીલાતની તૈયારી

મુઝફ્ફરપુર કૉલેજમાં નવદસ મહિના કામ કરીને ૧૯૦૯ના માર્ચમાં હું પાછો કલકત્તા ગયો. એ વખતે બી. એલ.ની બે પરીક્ષાઓ થતી. એક પરીક્ષા મેં ઝટ પસાર કરી લીધી અને બીજીની તૈયારી કરવી બાકી રહી. હાઈકોર્ટમાં વકીલાત કરવાને માટે કોઈ વકીલની સાથે બે વરસ લગી કામ કરવાની જરૂર હતી. એક નાનકડી પરીક્ષા પણ પસાર કરવી પડતી હતી. તેમાં જજ લોકો પોતે થોડીક પૂછપરછ કરતા. જો હું ઇચ્છત તો ૧૯૦૮માં બી. એ. પ્રાસ કરીને કોઈ વકીલને દફતરે નામ નોંધાવીને ૧૯૦૮માં જ આ બે વરસ પૂરાં કરી શકત. પણ એ વેળા એ બાજુ ધ્યાન ગયું નહીં. એટલે જ્યારે ૧૯૦૯માં હું કલકત્તા ગયો ત્યારે એ વખતથી માંડીને મારે બે વરસની ઉમેદવારી કરવાની હતી. મારી ઇચ્છા થઈ કે કોઈ સારા ગણાતા વકીલની પાસે કામ શીખવું. એક મિત્ર મારફત હું ખાનબહાદુર સૈયદ શમસુલહુદા પાસે પહોંચ્યો. એ વખતે એમની પાસે બે ઉમેદવાર હતા. અને નિયમ પ્રમાણે તેઓ બે જ રાખી શકતા હતા. એમણે કહ્યું કે જગ્યા ખાલી થશે કે તરત જ તમને મારી સાથે ઉમેદવાર (આર્ટિકલ ક્લાર્ક) તરીકે રાખી લઈશ. ત્યાં સુધી બીજા

મિત્રની સાથે તમને ગોઠવી આપું છું. એમણે મને જહાદુરરહીમ જાહિદની સાથે મૂક્યો. એ સદ્‌ગૃહસ્થ પણ સારા વકીલ હતા. થોડા દિવસ પછી તે વિલાયત ગયા અને બૅરિસ્ટર થઈ આવ્યા. ત્યાર પછી હાઈ કોર્ટના જજ પણ બન્યા. પાછળથી એમણે પોતાના નામ જોડે 'સાહેબર્દી' શબ્દ જોડી દીધો એટલે જસ્ટિસ સાહેબદીને નામે જ એ પ્રખ્યાત થયા.

મારો વિચાર હતો કે જ્યારે બે વરસ લગી બીજું કંઈ કામ નથી ત્યારે ખૂબ મહેનત કરીને કાયદાઓ જેનો મને પહેલાં બહુ ડર લાગતો, તે વાંચી કાઢીશ અને વકીલને ત્યાં કામ પણ શીખી લઈશ ખરચનો બોજો હું ભાઈ ઉપર નાખવા માગતો ન હતો. એટલે શરૂઆતમાં થોડા દિવસ સિટી કૉલેજમાં પ્રોફેસરનું કામ પણ કર્યું. પરંતુ એ થોડાક જ દિવસ પૂરતું. એ પછી થોડાક વિદ્યાર્થીઓને ઘેર ભણાવતો. અને એમાંથી ત્યાંનું ખરચ મેળવી લેતો. જેને હું ભણાવતો હતો એ છોકરો જસ્ટિસ દિગંબર ચેટરજીનો પુત્ર હતો. આ રીતે વકીલાત શરૂ કરતા પહેલાં જ એક જજની સાથે પણ મારે ઓળખાણ થઈ ગઈ.

જ્યારે શમસુલહુદા સાહેબને ત્યાં જગ્યા ખાલી થઈ ત્યારે હું એમની જોડે કામ કરવા લાગ્યો. એ વખતનો મે સારો ઉપયોગ કર્યો. સાધારણ રીતે એવો હતો કે જે લોકો આવી રીતે નામ લખાવતા એ બહુ જ થોડું કામ કરતા અને આખરે બે વરસ પૂરાં થયે નામની પરીક્ષા પસાર કરીને વકીલ થઈ જતા હતા મે એવું ન કર્યું. હું રોજ સવારે શમસુલહુદા સાહેબને ઘેર પહોંચી જતો. ત્યાં દસ વાગ્યા લગી એમની પાસેના કેસના કાગળિયા વાંચતો. એના ઉપર એમણે કહી રાખ્યા પ્રમાણે મારી નોંધ તૈયાર કરતો કાયદાનાં દૃષ્ટાંતો ખોળી વાંચીને એમને માટે બધું જ તૈયાર કરી દેતો થોડાક જ દિવસમાં એમણે જોઈ લીધું કે હું સારી નોંધો તૈયાર કરી આપું છું, એથી એમને પૂરી મદદ મળે છે, અને એમને 'જૂનિયર' વકીલનો ઝાઝો ખપ નથી રહેતો.

હું એક વીશીમાં (મેસમાં) રહેતો હતો. એ એમના ઘરથી બહુ દૂર હતી. વકીલસાહેબને ત્યાંથી વીશીએ જવાને થોડે દૂર ટ્રામમાં જવું પડતું અને ટ્રામમાંથી ઊતરી આશરે એક માઈલ પગે ચાલવું પડતું. એ પોતે બહુ વહેલા ઊઠીને કાગળિયા વાંચતા. હું સાત વાગ્યે પહોંચી જતો અને દસ વાગ્યા લગી એમની સાથે કામ કરતો પછી એવી જ રીતે પાછો મારી વીશીમાં આવતો જમીને બપોરે એક વાગ્યે હાઈ કોર્ટમાં જતો. ત્યાં કેસો પરનો વાદવિવાદ સાંભળતો. ખાસ કરીને જે કેસોની નોંધ એમને મેં કરી આપેલી હોય તે કેસોમાં મને બહુ રસ આવતો સાંજે હાઈ કોર્ટથી

પાછા આવીને ફરી ભવાનીપુર, જે અમારી વીશીથી ચાર માઈલ છેટે હતું ત્યાં જઈને રાત્રે છોકરાને ભણાવતો અને નવદસ વાગ્યે આવીને સૂઈ જતો. આમ ઘણી મહેનત કરતો. કામ પણ હું સારી પેઠે શીખી ગયો. પછી શમસુલહુદા સાહેબે કહ્યું કે તમને આવવાજવામાં બહુ આપદા પડે છે અને વખત પણ જાય છે, એટલે તમે મારા મકાનમાં જ આવી જાઓ. તમારે માટે જે કહેશો તે બંદોબસ્ત કરી આપીશ. એમણે એક ઓરડો રહેવાને તથા એક જુદો ઓરડો રસોઈને માટે મને કાઢી આપ્યો. હું ત્યાં રહેવા લાગ્યો. એટલે પછી રાત્રે અને સવારે પણ જ્યારે તેઓ ચારપાંચ વાગ્યે ઊઠતા ત્યારે જરૂર જણાતી તો મને સાદ કરતા. પોતાની સાથે જ મને પોતાની ગાડીમાં કચેરી લઈ જતા. એમની સાથે ઘનિષ્ઠતા એટલી વધી ગઈ કે તેઓ મને ઘરના દીકરા જેવો માનવા લાગ્યા.

આજકાલ જ્યારે હિંદુ-મુસલમાન સવાલો બહુ જોરમાં ઊભા થાય છે ત્યારે એક નાનકડા બનાવનો ઉલ્લેખ કરવો ઠીક થશે. શમસુલહુદા સાહેબ પ્રખ્યાત વકીલ હતા. મુસલમાનોના નેતા ગણાતા હતા. મુસ્લિમ લીગના પ્રેસિડેન્ટ પણ થયા હતા. યુનિવર્સિટી સેનેટના અને લેજિસ્લેટિવ કાઉન્સિલના મેમ્બર પણ હતા. પાછળથી તો બંગાળની એક્ઝિક્યુટિવ (કાર્યકારિણી) કાઉન્સિલના મેમ્બર થયા. હાઈકોર્ટના જજ પણ બન્યા. લેજિસ્લેટિવ કાઉન્સિલના પ્રેસિડેન્ટ પણ થયા સરનો ખિતાબ પણ એમને મળ્યો હતો. એ વેળા તેઓ હજુ ખાનબહાદુર જ હતા. પણ હાઈકોર્ટમાં અસીલો અને જજ બંને એમનો બહુ આદર કરતા. એમની પાસે કેસો પણ ઘણા રહેતા. સ્વભાવ પણ એમનો બહુ સારો હતો. તેઓ ધાર્મિક વૃત્તિના માણસ હતા. મુસલમાન વિદ્યાર્થીઓને કેટલીક શિષ્યવૃત્તિઓ પણ આપતા અને કેટલાક વિદ્યાર્થી એમને ત્યાં આવી કેવળ ભોજન કરી જતા.

હું એમને ઘેર રહેતો હતો. બકરી ઈદનો દિવસ આવી પહોંચ્યો. આખો મહોલ્લો પણ મુસલમાની મહોલ્લો હતો, જેમાં બહુ મોટા ભાગની વસ્તી મુસલમાનોની જ હતી. મેં ધાર્યું કે કદાચ આ પ્રસંગે એમના ઘરમાં કે પાસપડોશમાં ક્યાંક ગાયની કુરબાની કરવામાં આવશે. હું એક સનાતની હિંદુ હતો. મેં વિચાર્યું કે આવે ટાંકણે હું ચાર દિવસ માટે ક્યાંક ખસી જાઉં એ જ સારું. હું છાનોમાનો એમને કશું કહ્યા વિના જ ત્યાંથી ચાલ્યો ગયો. વીશીએ જઈને દોસ્તો ભેગો રહ્યો. ત્રણ ચાર દિવસ પછી પાછો આવ્યો. એમણે પૂછ્યું કે ક્યાં ગયા હતા? મેં બધી વાત ચોખ્ખી ન કહી. એટલું જ કહ્યું કે કેટલાક દોસ્તો પાસે બે ત્રણ દિવસ માટે ગયો હતો.

એમણે કહ્યું: "હું સમજી ગયો. તમે બકરી ઈદને લીધે જતા રહેલા. તમે માન્યું હશે કે અહીં ગાયની કુરબાની થશે, એટલે અહીં રહેવું ન જોઈએ. શું તમે મને અન્યાય નથી કર્યો? તમે એમ માની બેઠા કે હું તમારી ભાવનાની કશી પરવા નહીં કરું? તમે તો છો; પણ તમારા સિવાય મારા ઘરમાં કેટલાયે હિંદુ નોકર છે. ફૂલવાડીનો માળી હિંદુ છે, ગાયોને ખાણું આપવાને હિંદુ નોકર છે; શું એમની ભાવનાની હું દરકાર નથી રાખતો? એમનું અંતઃકરણ શું દુભાય નહીં? તમારે મને પૂછીને જવું જોઈતું હતું. મારા ઘરમાં અમારે ત્યાંના હિંદુ નોકરોનો ખ્યાલ રાખીને ગાયની કુરબાની નથી કરાતી."

મારે બહુ શરમાવું પડ્યું. હું સમજી ગયો કે મેં એમના પ્રત્યે અન્યાય કર્યો હતો. એ વેળા બંગભંગની હિલચાલ ચાલતી હતી. બંગાળી મુસલમાનો એ હિલચાલનો વિરોધ કરતા હતા. પૂર્વ બંગાળમાં — જ્યાંના રહેવાસી શમસુલહુદા સાહેબ હતા — હિંદુમુસલમાનનાં હુલ્લડ પણ બહુ થયેલાં. તેઓ પોતે પણ બંગભંગની તરફેણમાં હતા. આ બધું હોવા છતાં એમની ભાવના આ પ્રકારની હતી અને તેઓ અમારી સાથે આવું વર્તન રાખતા!

આ જ અરસામાં મેં બી. એલ. ની પરીક્ષા પસાર કરી લીધી હતી. એના ઉપર મેં કદી ધ્યાન આપ્યું ન હતું, જેમતેમ કરીને પાસ થઈ ગયો એટલું જ. જ્યારે ઉમેદવારીનાં મારાં બે વરસ પૂરાં થવા આવ્યાં તે અરસામાં એમની બંગાળના ગવર્નરની એક્ઝિક્યુટિવ કાઉન્સિલના મેંબર બનવાની ખબર આવવા લાગી. એમને એ વાતની જાણ થઈ. એમણે મને કહ્યું કે પોતે હવે બહુ દહાડા સુધી વકીલાત નહીં કરી શકે. અને એને લઈને મને વકીલાત શરૂ કર્યા પછી એમની મદદ નહીં મળી શકે. પણ મેં વિચાર્યું, હવે ઠીક ઠીક કામ શીખી લીધું છે અને જાતે જ બધું કરી લઈશ.

૧૯૧૧ના ઑગસ્ટ મહિનામાં મેં વકીલાત શરૂ કરી. જે દિવસે મારું નામ નોંધાયું એ દિવસે એમણે મને એક કેસ અપાવ્યો. પોતે મારી સાથે આવ્યા અને જજોની સામે બેઠા તથા મને દલીલ કરવા દીધી. હાઈકોર્ટમાં વકીલાત શરૂ કર્યા પછી થોડાક જ દિવસ સુધી હાઈકોર્ટ ખુલ્લી રહી. ત્યાર પછી દુર્ગાપૂજાની લાંબી રજાઓ પડી. રજા પહેલાં જ હું બિહાર ચાલ્યો ગયો. ત્યાં પૂજ્ય માલવીયજી હિંદુ વિશ્વવિદ્યાલયને માટે ફાળો ઉઘરાવવાને અંગે ફરી રહ્યા હતા. થોડાક દિવસ લગી હું એ કામમાં રોકાયો. જ્યારે હાઈકોર્ટ પાછી ઉઘડી અને હું કલકત્તા પહોંચ્યો ત્યારે શમસુલહુદા

સાહેબની નિમણૂક થવાની ખબરો જોરથી સંભળાતી હતી. અસીલો પણ સમજવા માંડ્યા હતા કે હવે તેઓ વકીલાત નથી કરવાના. હાઈકોર્ટ અઢી ત્રણ મહિના બંધ રહ્યા પછી જ્યારે ઊઘડે છે ત્યારે આ ત્રણ મહિનામાં ભેળા થયેલા ઘણા નવા કેસો દાખલ થાય છે. શમસુલહુદા સાહેબની પાસે જે કેસો આવ્યા એમાંના કેટલાયે કેસોમાં એમણે મને મુકરર કરી આપ્યો. રૂપિયા તો ઓછા મળ્યા અથવા ન પણ મળ્યા; પણ એમણે કહ્યું કે હવે તો હુ રહેવાનો નથી, આ કેસો તમારા જ હાથમા રહેશે. જો સારું કામ કરશો તો અસીલ તમારી કનેથી જ કામ લેતા રહેશે. આ વાતનો ઉલ્લેખ, કેવળ એમનો સ્નેહ દેખાડવા પૂરતો જ નહીં પણ બીજે કારણે પણ કરવો જરૂરી હતો.

થોડા દિવસ પછી આ જ કેસોમાંનો એક કેસ રજૂ થયો. અસીલે મને રીતસર ફી આપીને રોકેલો નહીં પણ વકીલાતનામામાં મારી પણ સહી હતી એટલે યાદીમાં મારુયે નામ આવ્યું. એક બીજા વકીલને એણે પાછળથી નીમ્યા હતા. પણ જેમાં શમસુલહુદા સાહેબે મારું નામ લખાવેલું, એવા કેસો રજૂ થતા ત્યારે એનાં કાગળિયા હું બહુ કાળજીથી વાચી જતો અને કાયદા વગેરે જોઈ તપાસીને તૈયાર રહેતો. એ દિવસે પણ એવી જ રીતે તૈયાર થઈને આવેલો. એમાં કાયદાની બારીકીઓ ઘણી હતી. મારા સીનિયર વકીલસાહેબ એટલા ઊંડાણમાં ગયા ન હતા. કેસ જસ્ટિસ સર આશુતોષની કચેરીમાં હતો. હું વકીલસાહેબની મદદમાં હતો. અને રજૂ કરવાને માટે દૃષ્ટાંત પર દૃષ્ટાંત એમના હાથમાં આપ્યે જતો હતો. સર આશુતોષ એ બધુ જોયા કરતા હતા. થોડી વાર પછી એમણે મને જ પૂછ્યું કે, બીજા કયાં ઉદાહરણો ત્યાં છે, બતાવો તો ચોપડીઓ મંગાવી લઉં. પછી એક સરસ ચુકાદો લખાવ્યો. તે રિપોર્ટમાં છપાયો.

એ વાત તો પતી. હુ એ કેસને ભૂલવા પર હતો ત્યાં બેક દિવસ બાદ, બીજા એક વકીલે — જેમની સાથે ઘણીયે વાર હુ કામ કરતો અને જેઓ યુનિવર્સિટી સિંડિકેટના સભ્ય હતા તેમણે — મને પૂછ્યું કે જો તમને લૉ કૉલેજના પ્રોફેસરની જગ્યા આપવામાં આવે તો એ તમે સ્વીકારો ખરા? મને નવાઈ લાગી. કારણ આને માટે મેં કોઈને કહેલુ નહીં. સર આશુતોષ, જે વાઇસચૅન્સેલર હતા અને જેમને ત્યાં વકીલોનો દાયરો જામેલો રહેતો એમને પણ મે કશુ કહેલું નહીં કે ન એમની મુલાકાત લીધેલી. હુ એ પણ જાણતો ન હતો કે મારા જેવો માણસ હજુ તો બે જ વરસનો વકીલ હતો એને પણ એવી જગ્યા મળી શકતી હશે. એટલે નવાઈ પામીને મેં એમને પૂછ્યુ કે એવી જગ્યા મને શી

રીતે મળી શકવાની છે? મેં તો કોઈની સાથે મુલાકાતેય નથી કરી અને અરજી પણ નથી આપી. એના જવાબમાં એમણે કહ્યું કે, કોઈક કેસમાં તમે સર આશુતોષની કચેરીમાં કામ કર્યું છે અને તેઓ બહુ ખુશ થયા છે, તમે એમને જઈને મળો. હું ગયો અને થોડા જ દિવસમાં લૉ કૉલેજમાં મને જગ્યા મળી ગઈ. કેસમાં રૂપિયા તો ઝાઝા મળતા ન હતા, પણ ભણાવવાને માટે ઘેરે કાયદાનું અધ્યયન ખૂબ કરવું પડતું હતું અને એથી મને પૂરો લાભ થયો. આમ એક અજાણ્યા અને વગર ફીના કેસે મને આ પ્રતિષ્ઠા આપી.

વકીલાત શરૂ કર્યા પહેલાંની એક બીજી વાત અહીં નોંધી લઉં. હું કહી ગયો કે હું જસ્ટિસ દિગંબર ચૅટરજીના દીકરાને એમને ઘેર થોડું ભણાવતો હતો. એમની ઓળખાણ તો થઈ પણ કંઈ ગાઢો સંબંધ બંધાયો ન હતો. તેઓ એટલું જાણતા હતા કે મે યુનિવર્સિટીની પરીક્ષાઓ સારી રીતે પાસ કરી છે. અને એટલા જ માટે એમણે પોતાના દીકરાને ભણાવવાનો સારુ મને રાખ્યો હતો. જ્યારે એમને ખબર પડી કે હું હવે વકીલાત શરૂ કરવાનો છું ત્યારે એમણે મારી સાથે એક દિવસ થોડી વાતો કરવા માંડી. એમણે મને પૂછ્યું, તમારા સગામાં કોઈ વકીલ છે? મેં કહ્યું, કોઈ નથી. ખરુ જોતા મારા સાસરા તરફના લોકોમાં કેટલાય વકીલ હતા. પણ એ લોકો બલિયામાં — એટલે યુક્ત પ્રાંતમાં — વકીલાત કરતા હતા. બિહારમાં મારા સગામાંથી કોઈ આ ધંધામાં હતું નહીં. એ સાંભળીને એમણે કહ્યું, બહુ સારી વાત છે. મને નવાઈ લાગી. કારણ કે હું એમ ધારતો હતો કે જો સગાંસંબંધીમાંનું કોઈ વકીલ હોત તો શરૂઆતમાં તે મને મદદ કરત, અને એને લીધે મને કેસો મળત. અને એ રીતે મારા હાથમાં કેસો આવતા થઈ જાત.

મેં મારો મત જણાવ્યો. એટલે તેઓ બોલ્યા, "તમે તમારું સદ્ભાગ્ય માનજો કે તમારા સગામાંનો કોઈ વકીલ નથી અને ખાસ કરીને કોઈ પ્રખ્યાત વકીલ નથી. જો કોઈ વકીલ હોત તો કદાચ થોડા કેસો તમને એમના સંબંધને લીધે મળી જાત; પણ અસીલો તમને વકીલ ન બનાવત. એ તો એમ માનત કે મોટા વકીલ સાહેબને રાજી રાખવા માટે એક નકામા માણસને રાખી લીધેલ છે. એને ન તો કદી તમારા ઉપર ભરોસો બેસત કે ન તમારે માટે એના મનમાં કશું માન હોત. એટલે એ બીજો વકીલ જરૂર રાખત. અને તમે દલીલો બીજાને કરવાની છે એમ સમજીને પોતાની તરફથી કંઈ ખાસ તૈયારી કરત નહીં. આમ તમે કામમાં ઢીલા રહેત. તમને દલીલો કરવાની તક પણ ઓછી મળત.

જ્યારે તમે આગળ ઉપર પોતાની મહેનતને જોરે સારા વકીલ બનીયે જાત તો પેલો અસીલ જ્યારે આવત ત્યારે એ તમને યાદ આપત કે શરૂઆતમાં તેણે જ તમને વકીલ રાખેલા. એટલે તમને પણ જરા આંખની શરમ આવત અને તમે એની પાસેથી ફી ન લઈ શકત. તવંગર અસીલ તો આવા હોય છે. અને કદાચ કોઈ ગરીબ અસીલ તમારી પાસે આવી ચડત તો તમે તમારી ટેવને લઈને એના ઉપર વધારે ધ્યાન આપત નહીં; કારણ તમારી પાસે તો તવંગર અસીલ આવતા હોત અને એનો તમને ગર્વ પણ થાત; પછી એ રૂપિયા આપે કે ન આપે, તમને એના કેસમાં પોતાના ઉપર જવાબદારી લઈને કામ કરવાની તક મળતી હોય કે ન મળતી હોય. જ્યારે તમને મદદ કરવાવાળો કોઈ મગાસંબધીમાનો વકીલ નથી ત્યારે આવા કોઈ અસીલ તમને નહીં મળે. ગરીબ અસીલ તમને સારા ભણેલા ગણેલા સમજીને તમારી પાસે આવશે. રૂપિયા ઓછા આપશે, પણ પોતાનું સર્વસ્વ તમને જ માનશે એનો બીજો કોઈ વકીલ નહીં હોય. તમારે જ એના કેસને સારુ જે કરવાનું હોય એ કરવું પડશે એટલે જ્યાં સુધી બની શકશે ત્યાં સુધી તમે પોતાને સારી પેઠે કેળવી લેશો. આવી રીતે કામ કરવાની તક મળશે. જ્યારે તમે કેસ જીતી જશો ત્યારે એ બીજા દસ ગરીબોને મોઢે તમારા વખાણ કરશે અને એ તમારી જાહેરાતની ગરજ સારશે. બીજા ગરીબ અસીલો આવશે અને એમ તમારુ નામ ફેલાશે. આમાં ન કોઈની મદદ તમને હશે કે ન કોઈના ઉપકાર તળે તમે આવશો. જ્યારે આ રીતે તમારી વકીલાત ચાલવા માંડશે ત્યારે મોટા અસીલો પોતાની મેળે તમારી પાસે આવશે. એ તમારી ખુશામત કરશે, જૂના ઉપકારની કંઈ યાદ અપાવી નહીં શકે અને તમે એની પાસેથી આબરૂભેર રૂપિયા લઈ શકશો. એટલે મહેનત કરીને જ કામ કરવાનું શીખો. વકીલાત સરસ ચાલશે."

એમની વાતોથી મારા દિલમા ખૂબ હિંમત આવી. એમણે જેટલી વાતો કહી એ અક્ષરેઅક્ષર સાચી નીકળી. શરૂઆતમા ફક્ત ગરીબ અસીલો જ મને મળ્યા. મને શરૂઆતથી જ બીજા કોઈ વકીલની મદદ વિના કામ કરવાની તક મળી. એટલે મહેનત પણ કરવી પડતી અને મારી પોતાની બુદ્ધિ પણ ખીલતી. જેને તવંગર કહી શકાય એવા તો એક બે જ અસીલ મળ્યા. એમની સાથે જૂનો સબંધ હતો. એટલે તેઓ મારી પાસે આવ્યા; એ સિવાયના બીજા બધા ગરીબ જ હતા.

જ્યારે હુ વકીલાતની તૈયારી કરતો હતો ત્યારે એક બીજો બનાવ બન્યો, એનો ઉલ્લેખ કરવો જરૂરનો છે. જો એ બનાવની વાત પૂરી

થાત તો આજ મારા જીવનનો પ્રવાહ બદલાઈ જ ગયો હોત; પણ એમ થયું નહીં. કદાચ એ સારું જ થયું કે એ વખતે એ અધકચરા સ્વપ્નાને છેડવામાં ન આવ્યું. એ બનાવ હતો શ્રી માનનીય ગોખલેજી સાથેની મુલાકાત.

## ૧૬

## માનનીય ગોખલેજીની મુલાકાત

ઈ. સ. ૧૯૧૦માં વકીલાતની પરીક્ષા માટે હું અભ્યાસ કરતો હતો. કલકત્તાની એક વીશીમાં રહેતો હતો. ત્યા બેચાર બીજા બિહારી સાથીઓ પણ હતા. મારા ભાઈ પણ ત્યાં આવેલા. હાઈકોર્ટમાં હું લગભગ રોજ જતો. ત્યાં એક દિવસ મિસ્ટર પરમેશ્વરલાલ બૅરિસ્ટરે મને કહ્યું કે તમે અને શ્રીકૃષ્ણ જઈને માનનીય ગોખલેને મળો. એમણે તમને બંનેને બોલાવ્યા છે. આ સાંભળીને મને બહુ નવાઈ લાગી. કારણ કે મને માનનીય ગોખલેને મળવાનું સદ્ભાગ્ય પહેલાં કદી મળેલું નહીં. એમને પણ મને ઓળખવાનું કશું કારણ હતું નહીં. મિસ્ટર પરમેશ્વરલાલે મને કહ્યું કે તેઓ બિહારના બેચાર નીવડે એવા વિદ્યાર્થીઓને મળવા માગે છે, અને મેં તમારાં બંને જણનાં નામ એમને આપ્યાં છે. વાત એમ હતી કે શ્રીકૃષ્ણપ્રસાદ — જેઓ દુર્ભાગ્યે નાની ઉંમરમાં જ કેટલાક દિવસ પહેલાં ઇહલોક છોડી ગયા — અને હું, બંને જણા બિહારના વિદ્યાર્થીસંમેલનમાં મુખ્ય ભાગ લેતા હતા. એટલે એમને બોર્ડના લોકો ઓળખતા હતા. મિસ્ટર પરમેશ્વરલાલે પણ એ જ કારણે અમારાં બંનેનાં નામ આપ્યાં હતાં.

માનનીય ગોખલે ઊતર્યા હતા ત્યાં જઈને અમે બંને એમને મળ્યા. થોડા દિવસ પહેલાં એમણે ભારતસેવક સમાજની સ્થાપના કરી હતી. બિહારના થોડાક સારા નવયુવકો એમાં દાખલ થાય એવી એમની ઇચ્છા હતી. એમણે દેશની સેવા ઉપર ભાર દઈને અમને એમાં દાખલ થવા કહ્યું. તેઓ જાણતા હતા કે અમે બંનેએ યુનિવર્સિટીની પરીક્ષા બહુ સારી રીતે પસાર કરી છે અને હવે વકીલાતની તૈયારી કરીએ છીએ. એમણે કહ્યું, "સંભવ છે કે તમારી વકીલાત બહુ સરસ ચાલે,' હજારો રૂપિયા તમે કમાઈ શકો, ખૂબ આરામ અને મોજમજામાં તમે દિવસો વિતાડો; મોટો બંગલો, ઘોડાગાડી, નોકર વગેરે શોભા અને ઠાઠનો સામાન, જે અમીરો પાસે હોય છે એ બધો તમને જોઈએ એટલો સાંપડે. પણ દેશનોયે હક થોડાક છોકરાઓ ઉપર હોય છે. અને તમે ભણવામાં હોશિયાર છો એટલે

તમારા ઉપર એ દાવો વધારે છે." પોતાને વિષે બોલતાં એમણે કહ્યું, "મારી સામે પણ આ જ પ્રશ્ન આવેલો. હું ગરીબ ઘરનો માણસ હતો. મારા ઘરના માણસો ઘણી આશા રાખતા હતા કે હું ભણીને તૈયાર થઈ જઈશ એટલે રૂપિયા કમાઈશ અને સૌને સુખી કરી શકીશ. જ્યારે મેં એમની બધી આશાઓ ઉપર પાણી ફેરવીને દેશસેવાનું વ્રત લીધું ત્યારે મારા ભાઈ એટલા બધા દુઃખી થઈ ગયા કે કેટલાક દિવસ સુધી તો એ મારી સાથે બોલ્યા પણ નહીં. પણ થોડા દિવસ પછી એ બધું સમજી ગયા અને પછી મારા ઉપર ખૂબ હેત રાખવા લાગ્યા. સંભવ છે કે તમારા સંબંધમાં પણ આવું બધું બને. પણ એટલો વિશ્વાસ રાખો કે, આખરે બધા માણસો તમારી પૂજા કરવા લાગશે. ઘરના લોકોની બધી આશાઓ તમારા ઉપર બંધાયેલી છે એ ખરું, પણ કદાચ તમારું મૃત્યુ થયું તો? તો એને તો એ લોકો સહી જ લેશે."

આ રીતે લગભગ દોઢ કલાક સુધી એમણે અમારી સાથે વાતો કરી. વાતો કરવાની એમની રીત પણ એવી હતી કે અમારા દિલ ઉપર એની બહુ ઊંડી અસર થઈ. આખરે એમણે કહ્યું: "વારુ, અત્યારે જ જવાબ આપવાની જરૂર નથી, કારણ કે પ્રશ્ન ઘણો ઊંડો છે. વિચાર કરીને ફરી વાર મને એક દિવસ મળજો અને ત્યારે તમારો મત કહેજો." અમે લોકો ત્યાંથી નીકળ્યા ત્યારે જાણે અમારા પગ નીચેની ધરતી સરકી ગઈ હતી. અમે અમારી વીશીમાં પાછા આવ્યા. એમની વાતોની એટલી બધી અસર પડી હતી કે બીજી કોઈ વાત સૂઝતી જ ન હતી.

અમે બંને એમની વાતો ઉપર વિચાર કરવા લાગ્યા. મને તો કેટલાયે દિવસો લગી ઊંઘ જ ન આવી. ખાવાપીવાનું બધું ઓછું થઈ ગયું. સ્વદેશીના દિવસોમાં દેશની વાતો સામે આવતી. દેશસેવાની ભાવના પણ અવારનવાર જાગી ઊઠતી. પણ આ પહેલાં કદી આવી રીતે આ પ્રશ્ન અમારી સામે આવ્યો ન હતો. અને કદી આવા મોટા માણસને મળીને આવાં ઊંડા મર્મવાળાં વાક્યો સાંભળવાનું પણ સદ્ભાગ્ય મળ્યું ન હતું. એક તરફ એમણે દર્શાવેલી દેશને કાજે અમારા જેવા લોકોની સેવાની જરૂરત; બીજી તરફ આખા ઘરનો ભાર ભાઈના ઉપર નાખવાની વાત. મારે પણ બે દીકરાઓ હતા અને એમને પણ ત્રણ દીકરી અને એક દીકરો હતો. બા હજી હયાત હતાં. એ શું કહેશે? ઘરના બીજા લોકોને કેટલું દુઃખ થશે? વગેરે ભાવનાઓએ મને એટલો બધો હેરાન કરી મૂક્યો કે ઉપર કહ્યું તેમ મારું ખાવાપીવાનું પણ લગભગ વીસરાઈ ગયું! અમારા બે જણ સિવાય આ બધી વાતોને બીજું કોઈ જાણતું ન હતું. ભાઈ અમારી સાથે જ

હતા. પણ એમને સુધ્ધાં મેં ન કહ્યું. કોઈ બીજા સાથીનેયે વાત ન કરી. હાઈકોર્ટ જવાનું પણ બંધ રહ્યું. ફરવા જવાનું ને આંટા મારવાનુંયે અટકી પડયું. એકાદ ખૂણે એકાંત ખોળીને બેસી જવું અને ચિંતન કરવું એ જ એક ધંધો થઈ પડયો. આશરે દસબાર દિવસ સુધી આવું જ ચાલ્યા કર્યું. તબિયત સારી ન હોવાનો ભાઈને કંઈક શક પડયો. એમને કંઈક કહીને વાત ટાળી. હજુ મારા મનને જ સંતોષ ન હતો ત્યાં એમને ક્યાં વાત કરું?

કેટલાયે દિવસો સુધીની આવી ચિંતા પછી એક દિવસ મેં નક્કી કર્યું કે મારે માનનીય ગોખલેની વાત માનીને એમના સમાજમાં સામેલ થઈ જવું જોઈએ: પણ બધું સ્પષ્ટ રીતે ભાઈને કહેવાની મારી હિંમત ચાલતી ન હતી. કારણ કે આ વાતથી એમને બહુ દુઃખ થશે એવો મને ડર હતો. મેં એક લાંબો કાગળ લખ્યો, એમાં બધી વાત બહુ જ ખુલાસાવાર લખી દીધી અને જવાની રજા માગી. એક દિવસ સાંજે જ્યારે તેઓ ક્યાંક ફરવાને ગયા હતા ત્યારે મેં એ કાગળ એમની પથારી ઉપર મૂકી દીધો. હું પોતે પડખેના કૉલેજ સ્કવેરમાં જઈને બેઠો. એમણે કાગળ વાંચ્યો અને મારી તપાસ કરવા લાગ્યા. હું ન મળ્યો. જ્યારે હું પાછો ફર્યો ત્યારે એમની ભારે દુર્દશા થયેલી જોઈ. એ રાત્રે તો તેઓ કંઈ બોલી ન શક્યા. મે જોયું કે જે વિચાર મને પજવી રહ્યા હતા એ જ એમને પણ પજવી રહ્યા છે. એમનુ અંતર તો કહે છે કે તેઓ મને ન રોકે, પણ કુટુંબનો આવડો મોટો ભાર ઉપાડવા માટે પોતાને અસમર્થ સમજે છે. મને મળ્યા એટલે તેઓ પોક મૂકીને જોરજોરથી રોવા લાગ્યા. હું પણ રોવાનુ ખાળી ન શક્યો.

એમનું એ રોવું જોઈને જ હું એમના મનના ભાવ કળી ગયો. કશું વધારે કહેવાની મારી હિંમત જ ન ચાલી. અમે ઠરાવ્યુ કે-ઘેર જઈને બા, કાકી અને બહેનની પણ સલાહ લેવી જોઈએ. મેં માનનીય ગોખલેની પાસે જઈને આ બધી સ્થિતિ સંભળાવી. હુંયે રોવા લાગ્યો હું સમજી ગયો હતો કે હવે મારાથી આ બધાંના પ્રેમનું બંધન તોડી શકાવાનું નથી. એમ અમે એમને કહીયે દીધું. એમણે પણ આશા છોડી દીધી. મારા સાથી શ્રી કૃષ્ણે આખરનો નિશ્ચય કર્યા પહેલાં પૂને જઈ ત્યાંની બધી હાલત જોવાની ઇચ્છા કરી. માનનીય ગોખલેને એ વાત પસંદ પડી. પૂના જઈને શ્રી કૃષ્ણ થોડા દિવસ રહ્યા પણ ખરા. પણ છેવટે એમનો પણ એ નિશ્ચય થયો કે પોતે સમાજમાં સામેલ નહીં થઈ શકે.

અમે બંને ભાઈ જીરાદેઈ પહોંચ્યા. ત્યાં જ્યારે ઘરની સ્ત્રીઓએ બધી વાત સાંભળી ત્યારે સૌ અકળાઈ ઊઠયાં. બાનું હેત એટલું બધું હતું કે તેઓ કશું કહેતાં જ નહીં. પણ મારાં બહેન જે હમેશાં આકરું બોલવાવાળાં છે તેમણે કહ્યું કે, તેં વિલાયત જવાની વાત કાઢીને પિતાજીને રોવરાવ્યા અને હવે આ ઉંમરે સાધુ થવાનો મનસૂબો કરીને ભાઈને રોવરાવે છે. બસ આટલું બોલીને તે પોતે રોવા લાગ્યાં. આખા ઘરમાં રોકકળ થઈ રહી. પહેલેથી જ કલકત્તામાં ઢીલી થઈ ગયેલી મારી હિંમત એ કોલાહલ વચ્ચે સાવ ભાંગી ગઈ.

થોડો દિવસ ઘેરે રોકાઈને હું પાછો કલકત્તા ચાલ્યો ગયો. ઘરમાં સૌને એટલો વિશ્વાસ તો આવી ગયો કે હું એ બધાંની મરજી વિરુદ્ધ જઈને આવું કામ નહીં કરું. આ બધી દુવિધામાં લગભગ ચારપાંચ અઠવાડિયાં વીતી ગયાં. જવાનો વિચાર તો માંડી વાળ્યો પણ ઊંડે ઊંડે અકળામણ રહ્યા કરી. કેટલાયે અઠવાડિયાંઓ સુધી હું મૂંઝાતો રહ્યો. ધીમે ધીમે એ અકળામણ મટી. એનું એક પરિણામ એ આવ્યું કે ત્યાર પછી તરત જ બી. એલ. ની પરીક્ષા થવાની હતી. એ મારે સારુ કઠણ વસ્તુ થઈ પડી. વાંચવામાં ધ્યાન પરોવાતું નહીં. પરીક્ષા માથે આવી ઊભી. માંડમાંડ પરીક્ષા પસાર કરી. ઊંચે નંબરે આવવાની તો વાત જ ન હતી. કારણ કે વાંચેલું જ નહીં. પાસ થવાશે કે નહીં એ વિષે પણ મનમાં ડર લાગતો હતો. પણ જેમતેમ કરીને પાસ તો થઈ ગયો. ત્યાર બાદ એક વરસે વકીલાત શરૂ કરી. કારણ કે ઉમેદવારીની મુદ્દત હજી પૂરી થઈ નહોતી. શરૂ શરૂની વકીલાત બાબત ઉપર લખી ગયો છું.

## ૧૭
## ચાંલ્લા દાયજાની પ્રથા

ઉપરના બનાવ પછી થોડા દિવસોની અંદર મારી બાનું અવસાન થયું. દશેરાની લાંબી રજાઓમાં હું ઘેર આવ્યો હતો કારતક મહિનામાં તેઓ સાંજે પણ સ્નાન કરીને નિયમિત તુલસીપૂજન અને દીવો કરતાં. એમાં ને એમાં એક દિવસ શરદી લાગી ગઈ તાવ આવ્યો ને કફ થઈ ગયો. અમે બને ભાઈ ઘેર જ હતા. ઘણાં દવાદારૂ કર્યાં પણ એ બચી ન શક્યાં. ચારપાંચ દિવસની માંદગી ભોગવીને તે ચાલ્યાં ગયાં. એ વખતે ભાઈને પગે કંઈક દરદ થયું હતું. લોકોમા એવી માન્યતા હતી કે પિતાનુ શ્રાદ્ધ મોટા દીકરાએ અને માતાનું શ્રાદ્ધ નાના દીકરાએ કરવું જોઈએ. એટલે બધી ક્રિયા મેં જ કરી.

ભાઈની મોટી દીકરી ઉંમરલાયક થઈ હતી અને પરણાવવાની જરૂર હતી. બાની હયાતીમાં જ વાતો શરૂ થઈ હતી અમારા સમાજમાં દીકરીને પરણાવવી એ એક ભારે ધમાલ હોય છે. પહેલા તો મનપસંદ છોકરો જ મળવો મુશ્કેલ. એમાં નાતજાતના ઝઘડા તો હોય જ. એ ઘર સંપત્તિ વાળું, પૈસેટકે સુખી હોય એવુ શોધવું જોઈએ જેથી છોકરીને કંઈ દુઃખ ન પડે નાનપણમાં વિવાહ થાય એટલે છોકરો પગભર થયો ન હોય તેથી કરીને છોકરીના પાલનપોષણનો ભાર ઘરવાળાઓ પર પડે. તેથી ઘરના લોકો એનુ ભરણપોષણ કરી શકે એમ છે કે કેમ તે પણ જોવુ જોઈએ. મારાં પોતાનાં લગ્ન આશરે અગિયાર વરસની ઉંમરે થયાં હતાં હુ પચીસ છવ્વીસ વરસનો થયો છતાં હજી સુધી ભણતો હતો. મુજફ્ફરપુર કૉલેજમાં થોડા મહિના પ્રોફેસરી કરી એ સિવાય હજુ લગી કંઈ પણ કમાણી મેં કરી ન હતી. ભાઈએ પણ કંઈ પ્રાપ્તિ કરી ન હતી નિશાળના મહેતાજી તરીકે એમને જે થોડું મળતું એ ત્યાંનું ત્યાં જ ખર્ચાઈ જતું. એટલે ઘરમાં જે જમીનદારી હતી એ વડે જ બધું કામ ચાલતું હતું. ભાઈએ જમીનદારીની વ્યવસ્થા સરસ કરી લીધી હતી. એટલે પિતાજી ગુજરી ગયા ત્યારના જેવી અડચણુ અનુભવવી પડતી ન હતી. તોપણ છોકરીના વિવાહનુ તો ઘણું ખરચ થતું.

છોકરી પરણાવવા માટે ઘર અને વર સારાં મળી આવે તોયે છોકરાના ઘરનાંને રાજી કરવાં એ સહેલું કામ નથી હોતું. એ જમાનામાં છોકરાને

રાજી કરવાની વાત નહોતી, કારણ કે છોકરો તો ઘણુંભાગે નાની ઉંમરનો જ હોય. અને માબાપની ખુશી એ જ છોકરાની ખુશી ગણાતી. ત્યારમા અને આજમાં બહુ ફેર પડી ગયો છે. હવે છોકરાઓનાં લગ્ન — ખાસ કરીને શિક્ષિત કાયસ્થોમાં — ઘણુંખરું મોટી ઉંમરે જ થાય છે. તે જમાનામાં છોકરાનાં માબાપની સંમતિ મેળવવી એ સહેલી વાત નહોતી એમને પણ છોકરીવાળાના ઘર અને કુળની બાબતમાં તપાસ કરીને પોતાનુ મન સંતુષ્ટ કરવુ પડતું કે એમના મોભાને છાજે એવા કન્યા પક્ષના લોકો છે કે નહીં. આ બધાની પૂરેપૂરી તપાસ થાય તે પછી ચાંલ્લાની અને દાયજાની વાતો શરૂ થતી.

વર-પૂજા વખતે — અમારે ત્યાં જેને ચાંલ્લો કહેવાય છે એમાં — છોકરીવાળાએ રૂપિયા, વાસણ, કપડાં વગેરે આપવું પડે છે. અને ફરી લગ્ન વખતે જાન આવે ત્યારે પણ રોકડા રૂપિયા ને બધી વસ્તુઓ પહેરામણીમાં આપવી પડે છે. દીકરીને રૂપિયા આપવા એ પિતાનો ધર્મ હોઈ શકે છે. પણ અમારા સમાજમાં પિતાએ આપવાની વાત — અંતરની ઊલટ કે પ્રેમથી — નથી રહેલી. વિવાહની પહેલાં ચર્ચા કરીને ચાંલ્લા વખતે કેટલું આપવું પડશે અને લગ્ન વખતે જાન પડોચ્યે કેટલી પહેરામણી — દહેજનું આપવુ પડશે, એ નક્કી થઈ જાય છે. લાખ લાખ પ્રયત્ન થવા છતાં પણ હજી આ પ્રથા ચાલે છે! મધળાયે જ્ઞાતિ સમેલનમા ઠરાવો થાય છે કે આ પ્રથા બંધ કરવી જોઈએ, પણ ઘટવાને બદલે એ વધતી જ જાય છે. જે નાતોમાં આ પ્રથા ન હતી એમાં પણ એ ફેલાવા લાગી છે. જે નાતોમાં પહેલેથી ચાલે છે એમાં ચાંલ્લાની અને દાયજાની રકમ હવે બહુ જ વધતી જાય છે.

જો આજે મારે પરણવું હોત અને હુ એ પ્રથા પ્રમાણે ચાંલ્લો-દાયજો લઈ ને પરણવા ઇચ્છત તો મારા જેવા યુનિવર્સિટીની પરીક્ષામાં સફળ થનાર વિદ્યાર્થીને માટે, દસ પંદર હજારની રકમ પણ મોટી રકમ ન ગણાત; જ્યારે મારાં લગ્નમાં તો મને દોઢ બે હજાર જેટલા જ મળેલા. આજના સમામા આ દરો એટલા બધા વધી ગયા છે અને વધતા જાય છે કે ક્યાંયે આરો જ નથી દેખાતો. જેના ઘરમાં કશુ જ નથી હોતુ પણ જે ભણવામાં જરા હોશિયાર છે, એ સાધારણ રીતે ત્રણ ચાર હજારનું ફરમાન તો કરી જ દે છે.

એક ફેર પડ્યો છે ખરો. મારા લગ્ન વખતે છોકરાને રાજી કરવાની વાત નહોતી, કારણ કે દસ બાર વરસના છોકરાને રમકડાથી પણ રાજી કરી શકાય, અને છોકરાને લગ્નની વાતો કહેવી અથવા છોકરો જાતે પોતાના વિવાહ સંબંધી ચર્ચા કરે એ બહુ ખરાબ લેખાતુ. એટલે માબાપ

રાજી થઈ જાય તો એટલું બસ ગણાતું. પણ આજકાલના ભણેલાગણેલા છોકરાને જુદા રાજી કરવા પડે છે. એ પોતાનું ફરમાન જુદું કાઢે છે. અને આવી રીતે માગણી અથવા કિંમત બહુ જ વધી જાય છે.

ભાઈની દીકરીના વિવાહ એક ઓળખાણવાળા ઘરમાં થવાની વાત હતી. કારણ કે વરના મોટા ભાઈ કલકત્તામાં અમારી સાથે ભણતા હતા અને એ છોકરો પણ ત્યાં જ ભણતો હતો. એટલે બધી વાત મહેનતાઈથી પાર ઊતરવાની આશા હતી. પણ જૂની રૂઢિ જલદી તૂટતી નથી, એટલે અમારે પણ મુશ્કેલી તો ભોગવવી જ પડી. ઈશ્વરની કૃપાથી સંબંધ બહુ સારો મળી ગયો અને બંને પક્ષના લોકોને સારો સંતોષ છે. પણ એ વખતે જ્યારે બધું ગોઠવાઈ ગયું ત્યારે ઘરમાં રૂપિયા તો હતા નહીં. અનાજ તો ખેતરમાં નીપજતું હતું એટલે એની બહુ ચિંતા ન હતી. પણ રોકડ ખરચને માટે અમારે બંને ભાઈઓને દેવું કરવુ પડ્યું.

## ૧૮

## વકીલાતનો આરંભ અને એમ. એલ.ની પરીક્ષા

ભત્રીજીના લગ્ન પછી થોડા દિવસ રહીને મેં કલકત્તામાં વકીલાત શરૂ કરી. શરૂઆતની થોડીક વાત હું પહેલાં લખી ગયો છું. કામ શરૂ કરતાંની સાથે મને કેસો મળવા લાગ્યા. વકીલાત શરૂ કરી તે દિવસથી પોતાના ખરચને માટે મેં ઘેરથી કંઈ લીધું નથી. મને ચિંતા રહેતી કે ઘેરથી કંઈ મગાવવું પડશે તો ભાઈ પર બહુ બોજો પડશે, અને ખાસ કરીને દીકરીના લગ્નના ખરચ પછી એમની મુશ્કેલી વધી જશે. પણ એવું બન્યું કે દરમહિને મને ખરચ પૂરતી આવક મળી રહેતી. કલકત્તાનું ખરચ નાનાં શહેરોની સરખામણીમાં વધારે હોય છે, તોપણ મારું કામ ચાલવા લાગ્યું. જસ્ટિસ ચેટરજીએ કહેલું તેમ મારી પાસે તવંગર અસીલો ન આવ્યા. ફક્ત એક જણે — રાયબહાદુર હરિપ્રસાદ સિંહે — જે દિવસથી મેં વકીલાત શરૂ કરી તે જ દિવસથી પોતાની જમીનદારીના નાનામોટા બધા કેસો મને સોંપી દીધા. તે મને ઓળખતા હતા અને વિલાયત જવાની વાત નીકળી તે વખતે એમણે થોડા રૂપિયા પણ આપ્યા હતા. એવો સંજોગ બન્યો કે મારી વકીલાતનો છેવટનો કેસ પણ એમનો જ થયો, કારણ વકીલાત છોડતી વખતે એમના જ એક બહુ મોટા કેસમાં હું કામ કરતો હતો.

ગરીબ અસીલોના કેસોમાં બીજા કોઈ વકીલની મદદ મળતી નહોતી એટલે મોટે ભાગે મારે જ દલીલો કરવી પડતી. મહેનતથી કામ કરતો; પરિણામે બહુ જલદી મને જજ લોકો ઓળખવા લાગ્યા. ઘણા લોકોને વારંવાર જજોને મળવા જવાની બહુ ટેવ હોય છે; મેં એવું કદી નકર્યું નથી. એમની સાથે મારી મુલાકાત કચેરી પૂરતી જ રહી. એમાંના ઘણાખરા, જેમની રૂબરૂમાં કામ કરવાનો પ્રસંગ મને આવ્યો તેઓ મારા પર ખુશ રહેતા. સર લૉરેન્સ જેંકિન્સ ચીફ જસ્ટિસ હતા. મેં વકીલાત શરૂ કર્યા પછી દોઢ બે વરસમાં જ એ જતા રહ્યા. પણ આટલા થોડા વખતની વકીલાતથી જ તેઓ મારા પર એટલા પ્રસન્ન હતા કે જતી વખતે પોતાની સહી સાથેની. પોતાની એક છબી મને આપતા ગયા. સર આશુતોષની વાત ઉપર લખી ચૂક્યો છું કે એમણે મને એક જૂનિયર વકીલ તરીકે કામ કરતો જોઈને લૉ કૉલેજની પ્રોફેસરી આપી હતી. આમ હું મારી સફળતાથી ખૂબ રાજી થયો હતો.

મુજફ્ફરપુર કૉલેજના મારા જૂના સાથી બાબુ વૈદ્યનાથનારાયણ સિંહે પણ કલકત્તા આવીને હાઈકોર્ટમાં મારી સાથે જ વકીલાત શરૂ કરી હતી. અમારા બંને વચ્ચે ગાઢ મિત્રતા બંધાઈ હતી. એ દરમ્યાન ૧૯૧૧ના ડિસેમ્બરમાં શાહી દરબારને વખતે બિહાર પ્રાંતને પણ બંગાળથી જુદો પાડવાની જાહેરાત થઈ. સને ૧૯૧૨ના એપ્રિલમાં બિહાર એક નવો પ્રાંત બન્યો. હજુ સુધી હાઈકોર્ટ અને યુનિવર્સિટી જુદાં સ્થપાયાં ન હતાં. બિહારના કેસોનો નિકાલ કલકત્તામાં જ થતો. બિહારના વિદ્યાર્થીઓ કલકત્તા યુનિવર્સિટીની પરીક્ષાઓમાં જ બેસતા હતા. પણ પ્રાંત છૂટો પડ્યા પછી થોડા દિવસમાં અલગ હાઈકોર્ટ કરવાની વાતો થવા લાગી જર્મની સાથે લડાઈ શરૂ થવાને લીધે એ થોડું ખોળંબે પડશે કે શું એમ લાગ્યું. પણ એમ ન થયું, અને અમારા જાણવામાં આવ્યું કે મકાન વગેરે તૈયાર થતાંની સાથે હાઈકોર્ટ પણ ખૂલી જશે.

વૈદ્યનાથ બાબુએ મને કહ્યું કે તમારે એમ. એલ. ની પરીક્ષા આપવી જોઈએ. હું એ વખતે વકીલાતમાં બહુ જ રસથી મંડી પડ્યો હતો; અને ખૂબ સફળ થવા ઇચ્છતો હતો. મેં એમની વાત માની લીધી. અમે બંને ભેગા મળી એમ. એલ. ની પરીક્ષાની તૈયારી કરવા લાગ્યા. કલકત્તા યુનિવર્સિટીની પરીક્ષામાં આ સૌથી આકરી પરીક્ષા ગણાતી હતી. અમને બંનેને કચેરીમાં કામ પણ પુષ્કળ રહેતું હતું; એટલે વાંચવાનો વખત થોડોક જ મળતો હતો. વળી લૉ કૉલેજમાં પ્રોફેસરી મળ્યા પછી તો ક વખતની તાણ બહુ જ અનુભવવા લાગ્યો. ક્યારેક ક્યારેક પરીક્ષા

કડાકૂટ છોડી દેવાનું મન થતું હતું. પણ વૈદ્યનાથ બાબુ છોડવા નહોતા ઇચ્છતા તેઓ વારેવારે મને ભારપૂર્વક વાંચવાનું કહેતા રહેતા કોઈ કોઈ વાર તો માસ્તર જેમ છોકરાઓને ભણાવે તેમ મને ભણાવતા તેઓ મને કહેતા: "તમે એન્ટ્રન્સથી માંડીને બી. એ. સુધીની બધી પરીક્ષાઓમા પહેલો નબર મેળવ્યો એમ. એ. મા કંઈક પાછળ પડ્યા અને બી. એલ. માડ માડ પસાર કર્યુ. આ છેવટની પરીક્ષાઓનું પરિણામ તમારા વિદ્યાર્થીજીવનનુ કલક છે એ ધોઈ નાખવુ જોઈએ અને એ એમ. એલ. પાસ કરીને જ તમે ધોઈ શકશો." આ બધી દલીલોનું અને એમના માસ્તરપણાનુ પરિણામ એ આવ્યુ કે અમે બને બહુ જ મહેનત કરવા લાગ્યા અમે બને જણે ૧૯૧૫ના ડિસેમ્બરમા થનારી પરીક્ષામા બેસવાનો વિચાર કર્યો અને એ હિસાબે એની તૈયારીઓ કરી

આ પરીક્ષાને સારુ મે જેટલી મહેનત કરી એટલી કદી કોઈ પરીક્ષાને સારુ કરી નહોતી એન્ટ્રન્સમા તો જાણે અજાણતા જ હુ સફળ થઈ ગયો પ્રથમમા પહેલા આવવાને માટે વિચારપૂર્વક મહેનત કરી પણ એમાયે આટલી મહેનત તો કદી નહોતી કરી. બી એ. મા તો જરાયે મહેનત નહોતી કરી. એમ. એ અને બી. એલ વખતે હુ બીજા વિચારોમા સપડાયેલો હતો પણ એમ એલ. ની પરીક્ષા વખતે હુ છેલ્લા બેત્રણ મહિના પંદર સોળ કલાક વાચતો કચેરી, લૉ કૉલેજ અને પરીક્ષાની તૈયારી મળીને એટલી બધી મહેનત થઈ કે એક વાર સખત માંદો પડ્યો અને ડર લાગ્યો કે બધી વાત હવે ધૂળધાણી થઈ જવાની

૧૯૧૬ના માર્ચથી પટનામા હાઈકોર્ટ ઊઘડવાની હતી અમે બને સમજી ગયા હતા કે કલકત્તામા રહીને જો અમે પાસ નહીં થઈએ તો પટના જઈને અમારાથી આ કામ થવાનુ નથી ૧૯૧૫ની પરીક્ષા જ અમારે સારુ પહેલી અને છેલ્લી પરીક્ષા થવાની, એટલે અમારે જરૂર પાસ થવુ જોઈએ પરીક્ષા ટાણે જજોને કહીને થોડા દિવસ માટે અમે રજા મેળવી લીધી, અમારા કેસોની મુદત પડાવી. અમારા કેસો મોટે ભાગે બિહારના જ રહેતા; એટલે કેટલાક દિવસથી એ કેસો સા પણ એ જ જજોની પાસે દાખલ થતા જેમને વિરે પટના આવવાની ખબર પડેલી અમારા કહેવાથી એ લોકોએ ખુશીની સાથે કેસોની મુદત પાડી.

પરીક્ષા આપીને અમે હાઈકોર્ટની સાથે સાથે પટના આવી ગયા. પટના આવ્યા પછી પરીક્ષાનું પરિણામ જાણ્યુ. અમે બને પાસ થયા હુ પ્રથમ શ્રેણીમા પાસ થયો અને વૈદ્યનાથબાબુ બીજી શ્રેણીમા. બિહારીઓમાં આ પરીક્ષા પસાર કરનારા અમે જ બે જણ પહેલા હતા પાછળથી

જાણવામાં આવ્યુ કે મને ઘણા વધારે માર્ક મળ્યા હતા. યુનિવર્સિટીના નિયમ પ્રમાણે એમ એલની પરીક્ષા પ્રાસ કર્યા પછી એક મૌલિક નિબંધ લખી આપવાથી ડી. એલ.ની ડિગ્રી મળી શકતી હતી. અને એ રીતે માણસ કાયદાનો ડૉક્ટર બની શકતો હતો. અમે બને પટનામાં વિચાર કરવા લાગ્યા કે કોઈ સરસ વિષય ઉપર અમે નિબંધ લખીએ. આ સંબંધમાં સર ગુરુદાસ બૅનરજીને પણ અમે મળ્યા હતા અને એમની સલાહ લીધી હતી.

કલકત્તાની વકીલાતના ટુચકા રમૂજી છે. મેં વકીલાત શરૂ કરી ત્યાર પછી થોડે દિવસે એક અસીલનો મુખત્યાર મારી પાસે અપીલ દાખલ કરવાને આવ્યો. એનો મત હતો કે એક સીનિયર વકીલ પણ રાખ્યો હોય તો સારુ. જેના હાથમા બિહારના ઘણા કેસો રહેતા, અને જેની વકીલાત બહુ ધીકતી ચાલતી એવા એક સીનિયર વકીલનું નામ પણ એણે મને જણાવ્યુ. મને આનંદ થયો કે એક મોટા વકીલની જોડે કામ કરવાનું મળશે. હુ એમને ઓળખતો ન હતો.

અમે બંને એમને ઘેર ગયા. મેં કાગળિયાં જોઈ જોઈને મારી બુદ્ધિ પ્રમાણે અપીલની અરજી ઘડી લીધી હતી. સાંજને વખતે અમે બને પહોંચ્યા. એ કામ કરી રહ્યા હતા. રાત્રે કામ ન કરવાની એમની ટેવ હતી. તેઓ સાંજ પડતાં જ કામ બંધ કરી દેતા અને પછી બીજે દિવસે સવારે કામ હાથમા લેતા. એ કાગળિયાં સમેટી રહ્યા હતા ત્યાં અમે લોકો જઈ પહોંચ્યા. તેઓ મુખત્યારને પહેલેથી ઓળખતા હતા. એમણે પૂછ્યું, શુ કામ છે? મુખત્યારે કહ્યુ કે, એક બીજી વારની અપીલ દાખલ કરવી છે. એમણે મુખત્યારને બીજે દિવસે આવવાનુ કહ્યુ અને પૂછ્યુ કે કોઈ જૂનિયર પાસે અરજીબરજી લખાવી રાખી છે કે નહીં? મુખત્યારે કહ્યુ બધુ તૈયાર છે. એટલે એમણે જૂનિયરનું નામ પૂછ્યું. મુખત્યારે મારુ નામ કહ્યુ. હુ તો ચૂપ બેઠો હતો. એમણે મને જોયો કે નહીં એ હુ નથી કહી શકતો. તેઓ ચિડાઈ ઊઠ્યા અને બોલ્યા, "કોણ જાણે કેવો અડબાઉ વકીલ તમે રાખ્યો છે, જેને હુ જાણતોયે નથી. બધુ કામ મારે જ કરવુ પડવાનુ. એને કંઈ આવડતુંયે નહીં હોય, અને કશુ સમજતોયે નહીં હોય." મુખત્યારે કહ્યું —એ નવા છે. પણ છે બહુ હોશિયાર, એટલે એમણે વળી અડબાઉ વગેરે સંભળાવ્યુ. હું તો મારે ચૂપચાપ બેઠો રહ્યો. પછી અમીલે મારી તરફ જોઈને કહ્યુ કે આ જ એ વકીલ છે. આટલુ સાભળતાની સાથે એ એવા તો ટાઢાબોળ થઈ ગયા, જાણે શિયાળાની ટાઢના એ દિવસોમાં હજારો ઘડા પાણી એમને માથે રેડાયુ હોય! ખૂબ ગભરાતા મને

કહેવા લાગ્યા, "આવીને તરત તમારે મારી-સાથે ઓળખાણ કરી લેવી જોઈતી હતી. હું તો તમને ઓળખતો નથી. હું તમારી નાલેશી કરવા નહોતો માગતો. હું તમને તો જાણતો જ નથી, એટલે મેં કહ્યું કે કોઈ નવો વકીલ કામ બરાબર જાણતો નહીં હોય." અને આમ વાતો કરતાં એ માફી માગવા લાગ્યા.

મેં કહ્યું, આપનું કહેવું સ્વાભાવિક જ હતું; આપ મને ઓળખો નહીં; અને હું તો હજુ સાવ નવો છું. પછી એ અહીંતહીંના સમાચાર પૂછવા લાગ્યા, અને બીજે દિવસે કચેરીમાં જ કાગળિયાં બતાવવાનું કહી અમને બંનેને વિદાય કર્યા. બીજે દિવસે જ્યારે કચેરીમાં જ મેં એમને મારી લખેલી અપીલ બતાવી ત્યારે તેઓ ખુશ ખુશ થઈ ગયા, અને અમીલ તથા બીજા વકીલો પાસે મારાં છૂટે મોએ વખાણ કર્યાં. એ પછી મને એમની સાથે ઘણું કામ કરવાનો પ્રસંગ મળ્યો. તેઓ મારો ભારે આદર રાખતા. મારે વિષે એમની એક ફરિયાદ રોજની થઈ પડી હતી. કપડાં પહેરવાની બાબતમાં બાળપણથી જ હું કંઈક કઢંગો રહ્યો છું. એમને એ ગમતું ન હતું અને કપડાની બાબતમાં શોખીન બનવાની શિખામણ મને હાલતાંચાલતાં આપ્યા કરતા.

આથી ઊલટો જ એક બીજો બનાવ બન્યો. મારી ટેવ જ એવી કે જેની સાથે મારે કંઈ કામ ન હોય એની આપમેળે આગળ પડીને ઓળખાણ કરવાની શક્તિ મારામાં ન હતી, આજે પણ નથી. દોઢ બે વરસથી હું વકીલાત કરતો હતો, છતાં ડૉક્ટર રાસબિહારી ઘોષની સાથે મારું મળવાનું થયું નહોતું. એમની વિરુદ્ધમાં દલીલ કરીને એક મોટા કેસ હું જીત્યો હતો, પણ એમની જોડે કામ કરવાનો અવસર નહોતો મળ્યો. એક કેસમાં એ અવસર મળ્યો. સામી બાજુ સર એસ પી. સિંહા હતા. અમારા તરફથી સર રાસબિહારી ઘોષ અને બાબુ કુલવંત સહાય હતા. તેઓ પાછળથી હાઈકોર્ટના જજ બનેલા. ગયાનો કેસ હતો અને ગયાના એક વકીલ પણ આવેલા.

મોટા વકીલ અને બૅરિસ્ટરોની રીત એવી હતી કે જ્યારે બીજા પક્ષવાળાઓની દલીલો ચાલતી હોય ત્યારે પોતે કોઈ બીજી કચેરીમાં દલીલ કરતા રહે અને જવાબ આપવાનો વખત થાય ત્યારે આવે. બહુ ઝાઝા કેસો હાથમાં લેવાનું આ જ પરિણામ આવતું. કોઈ કોઈ વાર તેઓ આવી શકતા નહીં. એવી સ્થિતિમાં જૂનિયર વકીલોને જ કામ ઉકેલવું પડતું. જે કેસ રાસબિહારી ઘોષની સામે દલીલ કરીને હું જીત્યો હતો એમાં એવું જ બન્યું હતું. મારા સીનિયર સાહેબ બીજી કચેરીમાં ગૂંચવાયેલા

હતા, મારે જ દલીલ કરવી પડી. જ્યારે સામાવાળાઓની દલીલ ચાલે ત્યારે સીનિયર સાહેબ ગેરહાજર હોય તો જૂનિયરને દલીલો ટપકાવી લઈ સીનિયરને બતાવવી પડે. એ જ નોંધ વાંચીને એ સામાવાળાની દલીલને સમજતા અને જવાબ આપતા. આ કંઈક મોટો કેસ હતો. ત્રણચાર દિવસ લગી એમાં દલીલો ચાલતી રહી. સર સિંહાની દલીલોને નોંધી લેવાનું કામ મારું હતું, કારણ કે સૌથી જૂનિયર હું હતો. સર સિંહા ધીમે ધીમે અને બહુ સારી રીતે દલીલો કરતા, એટલે નોંધો લખી લેવામાં મને ઝાઝી મહેનત ન પડી. હું શરૂથી જ ઝડપથી લખવાને ટેવાયેલો હતો. કૉલેજમાં મિસ્ટર પર્સિવલ બહુ ઝપાટાબંધ બોલતા અને હું લગભગ બધું જ નોંધી લેતો. આવી રીતે આ ટેવ વધારે પાકી થઈ ગયેલી. ડૉન સોસાયટીના વર્ગોમાંયે આ ટેવને સારું પ્રોત્સાહન મળેલું.

સર સિંહાની દલીલોની મેં સરસ નોંધ લખી લીધી. આખા દિવસની દલીલ પૂરી થઈ. સાંજે અમે બધા સર રાસબિહારી ઘોષને ઘેરે પહોંચ્યા. એમણે દલીલોની આખીયે નોંધ બહુ ધ્યાનપૂર્વક વાંચી. હું કંઈક ડરતો હતો અને કંઈક જાણવાને આતુર હતો કે જોઈએ શું કહે છે. એ ક્રોધી હતા અને જૂનિયરની ભૂલ થાય તો બહુ જ ચિડાઈ જતા. જજો પણ આ વાત સારી પેઠે જાણતા હતા. કોઈ કોઈ વાર કચેરી વચ્ચે જ કાગળિયાં અને ચોપડી ફેંકી દેતા. આથી જૂનિયરો એમનાથી બહુ ડરતા રહેતા. મારો તો આ પહેલો જ પ્રસંગ હતો. વાંચીને એમણે ઊંચું જોયું અને પૂછ્યું, નોંધ કોણે લીધી છે? હું સમજ્યો કે હવે એ ગુસ્સે થશે. એમને ગમે એવી નોંધ તૈયાર થઈ લાગતી નથી. બાબુ કુલવંત સહાયના મનમાંયે ઘણે ભાગે કંઈક એવી જ શંકા આવી. એમણે મારા તરફ આંગળી ચીંધી. એટલે સર રાસબિહારીએ મને પૂછ્યું, "કેટલા દહાડાથી કામ કરો છો? હું તો તમને નથી ઓળખતો." આ બધી વાત ચાલે અને મનમાં ને મનમાં હું ધ્રૂજું કે, હવે કંઈક થવાનું છે. બાબુ કુલવંત સહાયે કહ્યું, "થોડાક જ દહાડાથી." ગુસ્સે થવાને બદલે એમણે મારી પીઠ થાબડવા માંડી અને કહ્યું કે, "નોંધ બહુ સરસ તૈયાર થઈ છે." બાબુ કુલવંત સહાયનેયે હવે હિંમત આવી અને એમણે મારી યુનિવર્સિટીની પરીક્ષાની વાત કરી. તેઓ બહુ જ ખુશ થયા અને મને કહ્યું, "આવી જ મહેનતથી કામ કરો; તમે બહુ સારા નીવડશો."

મને બહુ સંતોષ થયો. તે પછી જ્યારે જ્યારે એમની સાથે કામ કરવાનું આવતું ત્યારે તેઓ મારી નોંધ પર બહુ જ વિશ્વાસ રાખતા અને એ ખરી હોવાની ખાતરીથી એને પૂરેપૂરા ઉપયોગમાં લેતા. એ જ કેસમાં

એક બીજું દૃશ્ય પણ મારી નજરે પડ્યું. એમણે એક વાત પૂછી અને જાણવા માગ્યું કે આ વાતને માટે કંઈ પુરાવો છે કે નહીં. હું તો છાનો રહ્યો પણ ગયાના વકીલે કહ્યું કે પુરાવો નથી. એ ઉપરથી એમણે કહ્યું કે, જ્યારે સિહાએ કહ્યું છે કે પુરાવો છે ત્યારે જરૂર કંઈક હોવો જોઈએ. આજે રાત્રે બધા કાગળિયા ધ્યાનપૂર્વક તપાસી જુઓ, પછી કાલે મને જવાબ આપજો. બીજે દિવસે સવારે એમણે ફરીને એ સવાલ પૂછ્યો અને વકીલે એ જ જવાબ આપ્યો. રાત્રે એમણે પોતે એ કાગળિયા વાંચેલા અને એ ઉપર નિશાન કરી રાખેલા. વકીલના જવાબથી તેઓ બહુ ચિડાઈ ગયા. કાગળિયા અને એમની તૈયાર કરેલી નોંધ ફેંકી દીધા: "હું તમારી નોંધ ઉપર ભરોસો રાખીને દલીલો કરું છું, હવે હું કેવી રીતે ભરોસો રાખી શકું?" અને પોતે કરી રાખેલા નિશાનવાળો ભાગ બતાવીને એને બહુ ખખડાવ્યા. એક જ કેસમાં મેં બને વાતો જોઈ લીધી અને મારાથી ભૂલ ન થઈ એને મેં મારું સદ્ભાગ્ય માન્યું.

હું એમ. એલ.ની પરીક્ષા આપી આવ્યો હતો. પરિણામ જાણવામાં નહોતું આવ્યું. પટના આવવામાં પાંચસાત દિવસ જ બાકી રહ્યા હતા. એક નાનકડો પણ ગૂંચવાડાભર્યો કેસ મારા હાથમાં હતો. એની દલીલ બે જજોની રૂબરૂ કરવી પડી. એ બને પટના આવવાના હતા. એક હજુ કાયમના જજ નહોતા બન્યા — થોડા દિવસ પૂરતા જ હાઈકોર્ટમાં આવેલા, તેમાં વળી થોડા દિવસો માટે પટના ચાલ્યા આવેલા. આ કેસની દલીલો બેત્રણ દિવસ સુધી ચાલી હતી ને અમે જીત્યા હતા. એમના ઉપર મારી દલીલનો સારો પ્રભાવ પડેલો. એમને ખબર પડી ગઈ હતી કે મેં એમ. એલ. ની પરીક્ષા પણ આપી છે. પટના આવીને હાઈકોર્ટ ઊઘડ્યા પહેલાં જ એમણે મારા વખાણ કર્યાં કે, કલકત્તા હાઈકોર્ટથી આવનારા વકીલ સારા છે અને અહીંના મોટા વકીલોની બરાબરી કરી શકે એમ છે. હાઈકોર્ટ ઊઘડી ત્યારે મને એ વાતનો અનુભવ પણ મળ્યો.

બીજી વારની અપીલમાં ફક્ત કાયદાની ચર્ચા જ કરી શકાય. બનાવોના સંબંધમાં નીચલી કચેરીનો ચુકાદો માની લેવામાં આવે છે. બીજી વારની અપીલ નાના નાના કેસોની જ કરવામાં આવે છે. મારા અસીલો ગરીબ લોકો રહેતા. કલકત્તામાં મોટે ભાગે બીજી વારની અપીલો જ મારા હાથમાં આવતી. એટલે એની દલીલ વખતે કાયદાની દલીલો કરવાને સારુ મારે કાયદો વધારે વાંચવો પડતો હતો. કાયદાની દૃષ્ટિએ ચુકાદો ખોટો છે અને હું દલીલ વડે એ જીતી શકીશ એમ મને ન લાગે તે કેસ હાથમાં ન લેવાનો મેં નિયમ કર્યો હતો. એટલે બીજી વારની

અપીલના કેસો ઘણુંખરું હું જીતી જતો. પટના આવીનેયે મેં એ જ નિયમ રાખ્યો.

બીજી વારની અપીલ દાખલ કરાવવાની મંજૂરી મેળવવાને માટે દલીલ કરવી પડે છે. જ્યારે જજને ખાતરી થાય છે કે કંઈક ભૂલ થઈ છે, અથવા કાંઈ નહીં તો દલીલને અવકાશ છે, ત્યારે જ એ કેમ મંજૂર કરે છે અને સામાવાળાઓને હાજર થવાની નોટિસ આપે છે. પટનાના રજિસ્ટ્રાર જરા કાયદો ઓછો જાણતા હતા. એટલે બધી બીજી વારની અપીલેને નામંજૂર કરી દેતા હતા. પણ નિયમ અનુસાર એમને હક એટલો જ હતો કે જો એ કોઈ અપીલને મંજૂર કરવા લાયક ન ગણે તો એ જજની પાસે મોકલી આપે. મારી ઘણીયે અપીલો આ પ્રમાણે એમણે જજોની પાસે મોકલી અને લગભગ એકેએક ત્યાં મંજૂર થઈ ગઈ. એ જજ તો — જેનો ઉલ્લેખ હુ ઉપર કરી ગયો તે — કાગળિયાં પણ ભાગ્યે જ વાંચતા; હુ ઊભો થાઉં કે એ મંજૂર કરી જ દે. જ્યારે રજિસ્ટ્રારને પણ ખાતરી થઈ ગઈ કે હુ પૈસા પડાવવાને માટે ગમે તેવા કેસો દાખલ નથી કરતો, ત્યારે એમણે પણ એમ કરવા માંડ્યું. મને એ પણ અનુભવ થયો કે જે કેસને દમ વિનાનો સમજીને હુ દાખલ ન કરતો એ બીજા વકીલ મારફત અસીલ દાખલ કરાવતો અને આખરે હારી જતો.'

## ૧૯

## પટના આવવું અને પટના યુનિવર્સિટી બિલ '

ઈ. સ. ૧૯૧૬ના માર્ચમાં પટનામાં હાઈકોર્ટ ખૂલી. કલકત્તા-હાઈકોર્ટમાં કામ કરનારા બધા બિહારી વકીલો અને જેમને બિહારના કેસો મળતા એવા ઘણા બંગાળી વકીલો પણ પટના આવ્યા. હુ પણ પટના આવી ગયો. એ દિવસોમાં પટનામાં મકાન મળવું મુશ્કેલ થઈ પડ્યું. ભાડાનું એક મકાન લઈને હુ રહેવા લાગ્યો. કલકત્તામા મારા હાથમાં ઘણું કેસો રહેતા. પટના આવ્યો એટલે વકીલાત વધારે જોરથી ચાલવા લાગી. હુ પણ ખૂબ કાળજીપૂર્વક કામ કરવા લાગ્યો. પણ આમ થોડા જ દિવસ ચાલ્યુ.

એ અરસામાં કેટલાક મહિના પછી, પટનામાં યુનિવર્સિટી સ્થાપવા માટે દિલ્હીની કાઉન્સિલમાં એક બિલ આવ્યુ. અમને લોકોને એ બિલ ભારે જ રેઢિયાળ લાગ્યું. એટલે અમે એની વિરુદ્ધ ચળવળ ઊભી કરી. આ

પહેલાં એક કમિટી નિમાયેલી અને તેણે રિપોર્ટ રજૂ કરેલો. એની ખાસ ભલામણોમાં એક ભલામણ એવી હતી કે શહેરથી ત્રણ ચાર માઈલ દૂર ફૂલવાડી શરીફની પાસે યુનિવર્સિટી કાઢવામાં આવે. એને માટેનાં મકાનોના ખરચનો અડસટ્ટો પણ આશરે એક કરોડ રૂપિયા જેટલો આંકેલો. કલકત્તા હતો ત્યારે જ મેં એનો વિરોધ કર્યો હતો. પછી જ્યારે બિહારમાં વિદ્યાર્થી-સંમેલનનો પ્રમુખ થયો ત્યારે એની રૂએ પણ મેં એનો જબરજસ્ત વિરોધ કર્યો. અમે એમ માનતા હતા કે એમ થવાથી ગરીબ છોકરાઓને વાસ્તે યુનિવર્સિટીનું ભણતર અશક્ય નહીં તો મુશ્કેલ જરૂર થઈ જવાનું. ત્યાં ખર્ચ પણ વધારે થશે અને શહેરથી આઘું હોવાને લીધે બધા છોકરાઓને વધારે ખરચ આપીને હૉસ્ટેલમાં રહેવું પડશે. ત્યાં એમને કંઈ સ્વતંત્રતા પણ નહીં રહે વગેરે.

આ વિરોધમાં આમજનતાની બહુ મદદ મળી હતી. એ યોજના એક રીતે મુલતવી રહી. નવા બિલની અડચણો વળી જુદી જ જાતની હતી. અમે માનતા હતા કે જે સેનેટ અને સિંડિકેટ જે ઢબે બનાવવાની વાત મુકાઈ છે એવાં જ બનશે તો પ્રજાના સેવકોને એમાં સ્થાન નથી મળી શકવાનું—બધા સરકારી માણસો જ, આખી યુનિવર્સિટીને પોતાના હસ્તક રાખીને સરકારના ફરમાન મુજબ જેમ ફાવતું આવશે એમ ચલાવશે

અમારી સામે કલકત્તા-યુનિવર્સિટી હતી. ત્યાંના વાઈસ ચૅન્સેલરોએ કેળવણીના પ્રચારનું કામ બહુ નીડરતાપૂર્વક કરેલું. અમારી નજરમાં ખાસ કરીને સર આશુતોષ હતા. પરંતુ ત્યાંની સિંડિકેટ અને સેનેટ જો સર આશુતોષને સાથ ન આપત, તો તેઓએ જે કર્યું એમાંનું ઘણુંખરું કરી ન શકત. અમને લાગતું હતું કે અમારે ત્યાં પહેલાં તો એમની તોલે આવે એવો માણસ જલદી મળવાનો નથી અને મળશે તોપણ સેનેટ અને સિંડિકેટના વિરોધની સામે જઈને એ કંઈ કરી નહીં શકે. એટલે અમે ઇચ્છતા હતા કે સેનેટ અને સિંડિકેટમાં શિક્ષકો સિવાયના બીજા લોકોને પ્રજાના પ્રતિનિધિ તરીકે સારી પેઠે જગ્યાઓ અપાવી જોઈએ.

અમે લોકોએ યુનિવર્સિટી બિલની વિરુદ્ધમાં એક ભારે ચળવળ ઉપાડી. આ ચળવળમાં મારા મિત્ર બાબુ વૈદ્યનાથનારાયણ સિંહે અને મેં બહુ મોટો ભાગ લીધો. એક રીતે એનું સંગઠન કરનાર અમે જ બે જણ હતા. દરેક જિલ્લામાં સભાઓ ભરાઈ. અમે બંનેએ છાપાંમાં કેટલાયે લેખો લખ્યા. બિલ દિલ્હીની કાઉન્સિલમાં રજૂ થયેલું, એટલે બીજા બધા પ્રાંતોના સભ્યોને પણ બિહારના લોકમતથી વાકેફ કરવાની અમને જરૂર લાગી. બધાંયે રાષ્ટ્રીય છાપાંઓએ વિરોધ પોકાર્યો. અમે આ બાબતમાં

પાંચ કે છ નાનાં ચોપાનિયાં લખીને છપાવ્યાં. છેવટે, બિહાર પ્રાંતિક કોન્ફરન્સનું ખાસ અધિવેશન બોલાવીને એના ઉપર વિચાર કરવામાં આવ્યો અને સખત વિરોધ કર્યો. આ અધિવેશનના પ્રમુખ પટનાના પ્રખ્યાત વકીલ રાયબહાદુર પૂર્ણેન્દુ નારાયણ સિંહ થયા હતા. એમણે ભારે વિવેચનાત્મક વ્યાખ્યાન આપ્યું અને એને અનુરૂપ ઠરાવ પણ પસાર થયો.

દરમ્યાન, ૧૯૧૬ના ડિસેમ્બરમાં લખનૌમાં કોંગ્રેસ ભરાઈ. ત્યાં અમે મોટી સંખ્યામાં ગયા. જોકે આ બિલનો સંબંધ એક ખાસ પ્રાંત (બિહાર) સાથે જ હતો. અને કોંગ્રેસ જેની આખા દેશ ઉપર અસર પડતી હોય એવી બાબતો ઉપર જ વિચાર કરતી હોય છતાં મેં શ્રી સુરેન્દ્રનાથ બૅનરજી, શ્રી પરાંજપે વગેરે નેતાઓને કહીને આ બિલના વિરોધનો ઠરાવ લાવવાની ગોઠવણ કરી શ્રી પરાંજપેએ ઠરાવ મૂકયો અને એ સર્વાનુમતે પસાર થયો. આ પ્રમાણે એક રીતે બિલની વિરુદ્ધ આખા દેશમાં હિલચાલ ફેલાઈ ગઈ.

બિલ લાવનારા સભાસદ સર શંકરન નાયર હતા. એમણે બિહારના સભ્યો સાથે મસલત કરી. બિલમાં સારી પેઠે સુધારો કરવામાં આવ્યો. જે જે બાબતોમાં ખૂબ વિરોધ થયેલો એમાં ફેરફાર કરવામાં આવ્યો. મજરુલ હક સાહેબ બિહારના પ્રતિનિધિ હતા. એમણે વારંવાર અમારી સલાહ લીધી. આખરે અમારી સંમતિ લઈને ઘણા બદલાયેલા રૂપમાં એ બિલ પસાર થયું.

બિહારમાં સરકારની સામે આવડી મોટી ચળવળ ઊભી કરીને તેમાં સફળતા મેળવવાનો મારે માટે આ પહેલો જ પ્રસંગ હતો. આ જ વખતથી હું કોંગ્રેસના કામમાં વધારે ભાગ લેવા લાગ્યો. એમ તો હું ૧૯૧૧થી હમેશાં મહાસમિતિનો સભ્ય થતો; પણ કલકત્તામા હતો ત્યાં લગી કંઈ વધારે કામ નહોતો કરી શકયો. બિહારમાં આવ્યો ત્યારે લોકોનું ધ્યાન મારી તરફ ગયું અને મને પણ લાગ્યું કે જાહેર કામમાં થોડો વધારે રસ લેવો જોઈએ થોડા જ દિવસમાં મને બિહાર પ્રાંતિક સમિતિનો સહાયક મંત્રી પણ બનાવી દેવામાં આવ્યો. ઘણાં વરસો સુધી હું આ પદ ઉપર રહ્યો. જ્યારે અસહકારની ચળવળ શરૂ થઈ અને જૂના કોંગ્રેસી લોકો જુદા પડ્યા ત્યારે હું મંત્રી બન્યો. જ્યારે યુનિવર્સિટી બની ત્યારે ગવર્નરે મને સેનેટનો સભ્ય બનાવ્યો.

૧૯૧૬ની કોંગ્રેસમાં બિહાર વિષે એક બીજો ઠરાવ પણ પસાર થયેલો—ચંપારણનો નીલવર ગોરાઓની વિરુદ્ધમાં. એનું વિગતે વર્ણન બીજે આવશે.

## હિંદી અને સેવાકાર્ય

કલકત્તાથી પટના આવ્યા પહેલાં એક બે બીજી વાતો બની તેનો ઉલ્લેખ કરવો યોગ્ય છે. વિદ્યાર્થીસંમેલનની વાત તો આવી ગઈ. વિદ્યાર્થી અવસ્થા પૂરી થયા પછી પણ, હું વકીલાત કરતો હતો ત્યારેયે વિદ્યાર્થી સંમેલન સાથેનો મારો સંબંધ જળવાઈ રહ્યો. વિદ્યાર્થીઓ પણ મારા ઉપર ખૂબ વિશ્વાસ રાખતા અને હું પણ પોતાને એમનામાંનો એક ગણતો.

વિદ્યાર્થીસંમેલનના મુંગેરમાંના અધિવેશનનો મને પ્રમુખ બનાવવામાં આવ્યો. એમાં જ નેથન-કમિટીના યુનિવર્સિટી રિપોર્ટનો વિરોધ કરવામાં આવ્યો હતો. એ ઉપરાંત જ્યાં જ્યાં અધિવેશન થતું ત્યાં ત્યાં હું જતો અને સંગઠનને બીજી રીતે મદદ કરતો.

એ જ દિવસોમાં હિંદી પ્રત્યે પણ મારો પ્રેમ વધ્યો. નિશાળમાં, એક કે બે વરસ લગી નીચલા વર્ગમાં હું સંસ્કૃત શીખેલો, ત્યાર પછી ફારસી ભણવા માંડ્યું. સંસ્કૃત છોડી દેવાનું મુખ્ય કારણ એ હતું કે પિતાજી મને વકીલ બનાવવા માગતા હતા. એમનો ખ્યાલ એવો હતો કે કેસોના કાગળ પત્રો ફારસીમાં લખેલા મળે છે એટલે ફારસી ભણવાથી વકીલાતમાં મદદ મળશે. પછી મેં ઘેર સંસ્કૃત ભણવાનો પ્રયત્ન કર્યો હતો પણ એ ઝાઝા દિવસ ટક્યો નહીં. એટલે સ્કૂલ કૉલેજમાં હમેશાં હું ફારસી જ ભણ્યો. ફારસીમાં મને માર્ક પણ ખૂબ મળતા. જો ફારસીના માર્ક ન હોત તો મૅટ્રિકમાં હું પહેલો ન આવત. કારણ ગણિતમાં મને ઓછા માર્ક મળ્યા હતા. હિંદી ભણવાની તો કદી તક જ ન મળી. હિંદીના તો કેવળ અક્ષરો જ જાણતો હતો. ઘરમાં બા વગેરે રામાયણ વાંચે એટલે મને પણ રામાયણ વાંચવાની ઇચ્છા થયેલી. ઘણા દિવસો સુધી તો સવારે રામાયણ પાઠ કર્યા પછી જ હું ખાતોપીતો. આ નિયમ થોડાક વખત લગી ચાલ્યો હતો. હિંદીમાં મને બીજાં પુસ્તકો જોવાનો પ્રસંગ કદી નહીં મળેલો.

પરીક્ષામાં એક પ્રશ્નપત્ર એવો આવતો જેમાં અંગ્રેજીમાંથી કોઈ પણ દેશી ભાષામાં અને દેશી ભાષામાંથી અંગ્રેજીમાં અનુવાદ કરવાને આપવામાં આવતો. મૅટ્રિકમાં અને પ્રથમામાં મેં દેશી ભાષા તરીકે ઉર્દૂ લીધું હતું. બી. એ માં પહોંચીને હિંદી લેવાનું મન થયું. બી. એ.માં એક નિબંધ લખવો પડતો હતો. મેં હિંદી લીધું. હિંદીમાં હું પાસ પણ થયો. આ રીતે હિંદી સાથેનો મારો સંબંધ શરૂ થયો.

કલકત્તામાં હિંદીના લેખક, વિદ્વાન, સાહિત્યિક અને સેવક એવા કેટલાયે સદ્‌ગૃહસ્થો રહેતા હતા. એમનામાં પંડિત જગન્નાથપ્રસાદ ચતુર્વેદી બિહારના રહીશ હતા. તેઓ બિહારી કલબમાં ઘણી વાર આવતા. વિશુદ્ધાનંદ સરસ્વતીવિદ્યાલયના પ્રિન્સિપાલ પંડિત ઉમાપતિ દત્ત શર્મા પણ બિહારી હતા. એમને પણ કલબમાં મળવાનું થયું આ લોકોની મારફતે બીજા સાથે પણ ઓળખાણ થઈ. કલકત્તામાં હિંદીસાહિત્ય-સંમેલનની સ્થાપના કરવામાં આવી હું એમાં ખૂબ રસ લેવા લાગ્યો. મને એની સ્થાપનાનું વર્ષ તો યાદ નથી પણ એટલું યાદ છે કે મેં પણ એની બેઠકમાં કોઈ કોઈ વાર મારા લેખો વાંચેલા, અને સાક્ષરોએ તે પસંદ કરેલા. અમારામાં કેટલાકને થયું કે અખિલ ભારતીય હિંદી-સાહિત્યસંમેલન પણ હોવું જોઈએ. અમે એ બાબત લેખો લખ્યા. હિંદી સાહિત્યસેવકોએ આ પ્રસ્તાવ વધાવી લીધો અને કાશીમાં પહેલું અધિવેશન મળ્યું. હું પણ એમાં હાજર રહ્યો હતો અને પૂજ્ય માલવીયજી પ્રમુખ બન્યા હતા. આમ સંમેલન સાથે એની શરૂઆતથી જ મારો સંબંધ રહ્યો છે

જ્યારે કલકત્તામાં ત્રીજું સંમેલન ભરાવાનું હતું ત્યારે મને સ્વાગત સમિતિનો મુખ્ય મંત્રી બનાવવામાં આવ્યો. વકીલાત શરૂ કર્યે હજુ મને એક વરસ પણ થયું ન હતું. ઘણાઓને તો હું ઓળખતોયે ન હતો. છતાં લોકોની ઇચ્છાને વશ થઈ મારે એ ભાર ઉપાડવો પડ્યો. એ કામને અંગે સમેલનના મુખ્ય મુખ્ય આગેવાનો સાથે મારે ઓળખાણ થઈ. કલકત્તાના બડા બજારના લોકો સાથે તો વિશેષ પરિચય થયો. ૧૯૧૨ના ડિસેમ્બરમાં, કલકત્તામાં, પંડિત બદ્રીનારાયણ ચૌધરી 'પ્રેમધન'ને પ્રમુખપદે સંમેલન બહુ સફળતાથી થયું. કોઈ અખિલ ભારતીય સંસ્થાની વ્યવસ્થાનો ભાર ઉપાડવાનો મારે સારુ આ પહેલો પ્રસંગ હતો. બહુ સખત મહેનત કરવી પડી. પણ ઈશ્વરકૃપાએ બધું કામ પાર પડ્યું.

બરાબર એ જ વખતે પટનામાં કોંગ્રેસ ભરાવાની હતી. એક બિહારી તરીકે એમાં ભાગ લેવાનું મને આવશ્યક લાગતું હતું અને હું જવાને ઇચ્છતો પણ હતો. સંમેલનની તારીખોયે એવી રાખવામાં આવેલી કે જે ઇચ્છે તે સંમેલનનું કામ પતાવીને કોંગ્રેસમાં પહોંચી શકે. પરંતુ સ્વાગત-સમિતિના મંત્રી તરીકે મારા ઉપર એટલી બધી જવાબદારી હતી કે હું કલકત્તાથી ખસી ન શક્યો અને પટનાની કોંગ્રેસમાં ભાગ ન લઈ શક્યો.

હું પટના પહોંચ્યો ત્યાર પછી અમે થોડાક મિત્રોએ મળીને ગરીબ વિદ્યાર્થીઓને માટે સહાયક-ફાળો ઉઘરાવ્યો. એ વડે થોડાક વિદ્યાર્થીઓને

# ૨૧

## ગાંધીજી સાથે મુલાકાત

૧૯૧૬માં લખનૌની કોંગ્રેસ ભારે ધામધૂમથી થઈ હતી ૧૯૦૭માં કોંગ્રેસના ભાગલા પડયા અને ગરમ દળ કોંગ્રેસથી નોખું થયું ત્યારથી કોંગ્રેસની લોકપ્રિયતા ઘટી ગઈ હતી. એના વાર્ષિક અધિવેશનમાં પણ થોડા લોકો આવતા હતા. એટલે સુધી કે જ્યારે ૧૯૧૨માં પટનામાં કોંગ્રેસ ભરાઈ ત્યારે પ્રતિનિધિઓની સંખ્યા ઘણી જ ઓછી હતી. કોંગ્રેસમાં ફરી પાછુ ચેતન લાવવાને સારુ દેશહિતેચ્છુઓ બન્ને દળોને ભેગાં કરવાને મથી રહ્યા હતા. એ પ્રયત્ન ચાલ્યા તો કરતો હતો, પણ સફળ થયો ૧૯૧૬ની કોંગ્રેસમાં. એમાં બધા વિચારના લોકો હાજર હતા. એક બાજુ લોકમાન્ય તિલક પોતાના લાવલશ્કર સાથે આવેલા. બીજી તરફ નરમ દળના લગભગ બધાયે નેતાઓ હાજર હતા. મિસિસ બેસંટ પણ આવેલાં. એ જ વરસે મુસ્લિમ લીગની સાથે પણ સમાધાન થયું. મુસલમાનો પણ મોટી સંખ્યામાં હાજર હતા. મહાત્મા ગાંધી પણ આ કોંગ્રેસમાં આવ્યા હતા. તેઓ ૧૯૧૫માં જ દક્ષિણ આફ્રિકાથી આવીને આખા દેશનો પ્રવાસ કરતા હતા. પણ આ કોંગ્રેસમાં તેઓ એક પણ ઠરાવ ઉપર બોલ્યા નહીં.

બિહારના પ્રતિનિધિઓ પણ મોટી સંખ્યામાં લખનૌમાં હાજર રહ્યા હતા. એમાં કેટલાક લોકો ચંપારણના હતા, જેમાં એક ગામડિયા ખેડૂત રાજકુમાર શુક્લ હતા. તેઓ થોડું હિંદી જાણતા હતા, બીજી કોઈ ભાષા નહોતા જાણતા. નીલવરોના દુઃખનો એમને જાતઅનુભવ હતો. ચંપારણ જિલ્લાની રિબાઈ રહેલી પ્રજા તરફથી તેઓ કોંગ્રેસમાં પહોંચ્યા હતા. અને એમની ઓળખાણ કંઈક પહેલેથી હતી કારણ જ્યારે કોઈ કેસ હાઈકોર્ટ સુધી પહોંચવા પામતો ત્યારે ફીનો વિચાર કર્યા વિના જ હું એ લોકોના વકીલ તરીકેનું કામ કરી આપતો હતો. પરંતુ આ કામમાં બાબુ બ્રિજકિશોર એ લોકોને બહુ જ મદદ કરતા રહેતા. એથી કરીને એ લોકોનો ખાસ પરિચય એમનો જ સીધો હતો. ચંપારણ જિલ્લાની પરિસ્થિતિથી તેઓ ઘણાં પરિચિત હતા.

એ વખતે બિહારના પ્રતિનિધિઓને બે બાબતોમાં રસ હતો અને કોંગ્રેસમાં એને માટે ઠરાવ પસાર કરાવવા માગતા હતા: એક પટના યુનિવર્સિટી બિલનો અને બીજો ચંપારણના નીલવરોનો પ્રશ્ન. કોંગ્રેસ એ

મદદ આપવામાં આવતી. આ કામ ઉપાડેલું તો, વિદ્યાર્થીસંમેલને જ પણ પાછળથી મેં એને મારા હાથમાં લીધું.

૧૯૧૪માં બિહાર અને બંગાળમાં ભયંકર રેલનાં પાણી ફરી વળ્યાં. બર્દવાન જિલ્લામાં પહેલી રેલ આવી. રેલસંકટમાં નિરાધાર બનેલાને સારુ કલકત્તામાં ફંડ ભેગું કરવામાં આવ્યું. સ્વયંસેવકો પણ સારી સંખ્યામાં ત્યાં પહોંચ્યા. છાપામાં આ બધા સમાચારો પુષ્કળ છપાયા. થોડા જ દિવસ વીત્યા ત્યાં પટના પાસેની 'પુનપુન' નદીમાં પણ એવું જ ભયંકર પૂર આવ્યું. અમે વિચાર્યું કે પૂરથી પીડાતા લોકોને થોડી ઘણી મદદ કરવી જોઈએ. કલકત્તામાં જ થોડો ફાળો ઉઘરાવ્યો અને સાથીઓને લઈ હું પટના પહોંચ્યો. વિદ્યાર્થીસંમેલનનું કાર્યાલય પટનામાં હતું જ. ત્યાંથી ઉત્સાહી વિદ્યાર્થીઓની મદદ મેળવી એક સ્વયંસેવક દળ ઊભું કર્યું. અનાજ લઈને પૂરમાં સપડાયેલી જગ્યાઓએ લોકોની મદદે ગયો. સ્થિતિ ભયંકર હતી. કેટલાયે ગામ એવાં હતાં જ્યાં ઘરોની અંદર પાણી પેસી ગયું હતું. અમે પહોંચ્યા ત્યારે ઘરમાંનું અનાજ સડવા માંડ્યું હતું. એટલે અમે તૈયાર ખાવાનું — જેમ કે, સત્તૂ, પૌંઆ, દાળિયા વગેરે મોટે ભાગે વહેંચતા હતા. હોડીમાં બેસીને દૂરદૂર નીકળી જતા., ગામડે ગામડે ફરતા અને સાંજ પડચે, પાસેમાં પાસે જે રેલવે સ્ટેશન હોય એના પ્લૅટફૉર્મ ઉપર જઈને સૂઈ જતા. મને યાદ છે કે કેટલીયે રાતો અમે પ્લૅટફૉર્મ પર સૂઈને વિતાવેલી. બિહારમાં સેવાસમિતિનું પહેલું સંગઠન કદાચ આ જ હતું આ કોઈ રીતસરનું સંગઠન ન હતું. લોકસેવાને માટે કામચલાઉ કરવામાં આવેલું એ સંગઠન હતું. પણ આવી રીતે સેવા સમિતિની સ્થાપના થઈ ચૂકી. જ્યારે અમે પટના પાછા ફર્યા ત્યારે સોનપુરના મેળામાં જાત્રાળુઓને મદદ કરવા માટે એમાંથી જ એક રીતસરનું સંગઠન કરી લેવામાં આવ્યું. સેવાસમિતિના કામમાં મારા ભાઈ બહુ રસ લેતા. સોનપુરના મેળામાં દર વર્ષે તેઓ પોતે ઘણી સેવા કરતા. જીવ્યા ત્યાં સુધી કેટલાંયે વરસો થયાં તેઓ જ એના પ્રમુખ હતા.

રેલસંકટમાં આવી પડેલાંઓની સેવા કરતી વખતનું સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપરનું એક સ્મરણ બહુ સુખદ છે. હું આખો દિવસ કામ કરીને સૂઈ ગયો હતો. જરા મોડેથી ઊંઘ ઊડી, ત્યાં જણાયું કે કોઈક બહુ હેતભર્યા હાથે મારા પગ અને શરીરની ચંપી કરી રહ્યું છે, અને મારો થાક ઉતારવાનો પ્રયત્ન કરે છે. જોયું તો મારા મિત્ર શંભુશરણ હતા! તેઓ પણ મારી સાથે આખો દિવસ કામ કરીને થાકયા હતા. પણ એમણે પોતાના થાકની કંઈ પરવા ન કરી અને મને આરામ પહોંચાડચો.

## ૨૧

## ગાંધીજી સાથે મુલાકાત

૧૯૧૬માં લખનૌની કોંગ્રેસ ભારે ધામધૂમથી થઈ હતી. ૧૯૦૭માં કોંગ્રેસના ભાગલા પડ્યા અને ગરમ દળ કોંગ્રેસથી નોખું થયું ત્યારથી કોંગ્રેસની લોકપ્રિયતા ઘટી ગઈ હતી. એના વાર્ષિક અધિવેશનમાં પણ થોડા લોકો આવતા હતા. એટલે સુધી કે જ્યારે ૧૯૧૨માં પટનામાં કોંગ્રેસ ભરાઈ ત્યારે પ્રતિનિધિઓની સંખ્યા ઘણી જ ઓછી હતી. કોંગ્રેસમાં ફરી પાછું ચેતન લાવવાને સારુ દેશહિતેચ્છુઓ બંને દળોને ભેગાં કરવાને મથી રહ્યા હતા. એ પ્રયત્ન ચાલ્યા તો કરતો હતો, પણ સફળ થયો ૧૯૧૬ની કોંગ્રેસમાં. એમાં બધા વિચારના લોકો હાજર હતા. એક બાજુ લોકમાન્ય તિલક પોતાના લાવલશ્કર સાથે આવેલા. બીજી તરફ નરમ દળના લગભગ બધાયે નેતાઓ હાજર હતા. મિસિસ બેસંટ પણ આવેલાં. એ જ વરસે મુસ્લિમ લીગની સાથે પણ સમાધાન થયું. મુસલમાનો પણ મોટી સંખ્યામા હાજર હતા. મહાત્મા ગાંધી પણ આ કોંગ્રેસમાં આવ્યા હતા. તેઓ ૧૯૧૫માં જ દક્ષિણ આફ્રિકાથી આવીને આખા દેશનો પ્રવાસ કરતા હતા. પણ આ કોંગ્રેસમાં તેઓ એક પણ ઠરાવ ઉપર બોલ્યા નહીં.

બિહારના પ્રતિનિધિઓ પણ મોટી સંખ્યામાં લખનૌમાં હાજર રહ્યા હતા. એમાં કેટલાક લોકો ચંપારણના હતા, જેમાં એક ગામડિયા ખેડૂત રાજકુમાર શુક્લ હતા. તેઓ થોડું હિંદી જાણતા હતા, બીજી કોઈ ભાષા નહોતા જાણતા. નીલવરોના દુઃખનો એમને જાતઅનુભવ હતો. ચંપારણ જિલ્લાની રિબાઈ રહેલી પ્રજા તરફથી તેઓ કોંગ્રેસમાં પહોંચ્યા હતા. મને એમની ઓળખાણ કંઈક પહેલેથી હતી કારણ જ્યારે કોઈ કેસ હાઈકોર્ટ સુધી પહોંચવા પામતો ત્યારે ફીનો વિચાર કર્યા વિના જ હું એ લોકોના વકીલ તરીકેનું કામ કરી આપતો હતો. પરંતુ આ કામમાં બાબુ વ્રજકિશોર એ લોકોને બહુ જ મદદ કરતા રહેતા. એથી કરીને એ લોકોનો ખાસ પરિચય એમની જ માફક હતો. ચંપારણ જિલ્લાની પરિસ્થિતિથી તેઓ ઘણા પરિચિત હતા.

એ વખતે બિહારના પ્રતિનિધિઓને બે બાબતોમાં રસ હતો અને કોંગ્રેસમાં એને માટે ઠરાવ પસાર કરાવવા માગતા હતા: એક પટના યુનિવર્સિટી બિલનો અને બીજો ચંપારણના નીલવરોનો પ્રશ્ન. કોંગ્રેસ એ

વિષે એક ઠરાવ કરે એવી રાજકુમાર શુકલ, બાબુ બ્રિજકિશોર વગેરેની ખૂબ ઇચ્છા હતી. બિહાર પ્રાંતિક પરિષદના પ્રમુખ તરીકે બાબુ બ્રિજકિશોર આ સવાલ ઉપર સખત ટીકા કરી ચૂક્યા હતા. એ પરિષદમાં એક ઠરાવ પણ પસાર થયો હતો. તેઓ કાઉન્સિલના સભ્ય હતા. તેમણે ત્યાં પણ આ બાબત વિષે સવાલો પૂછેલા અને એક ઠરાવ પણ મૂક્યો હતો.

આ જ વસ્તુને તેઓ પોતાનું ધ્યેય બનાવીને, કાઉન્સિલમાં અને બહાર, કાયદાની અંદર રહીને જે કંઈ થઈ શકે તે કરતા હતા. ત્યાંની રૈયતને કેસોમાં કરી શકાય એટલી મદદ કરતા હતા.

બિહારના લોકો જાણતા હતા કે કર્મવીર ગાંધી દક્ષિણ આફ્રિકામાં ઘણું કામ કરીને હિંદુસ્તાન પાછા આવ્યા છે, એટલે આ કામમાં એમની મદદ મેળવવી જોઈએ. રાજકુમાર શુકલ વગેરે એમને મળ્યા અને ચંપારણની સ્થિતિ થોડી સંભળાવી એમણે એમાં કંઈક રસ બતાવ્યો. એટલે તેમને આ વિષે કોંગ્રેસમાં એક ઠરાવ લાવવાનું કહેવામાં આવ્યું એમણે ના પાડી ને કહ્યું કે, જ્યાં લગી ત્યાંની સ્થિતિ હું જાતે જોઉં નહીં ને મને સંતોષ થાય નહીં ત્યાં સુધી હું ઠરાવ ન મૂકી શકું. દબાણ થયું એટલે એમણે કહ્યું કે, હું ત્યાં જઈને સ્થિતિ કેવી છે એ જોવાને તૈયાર છું અને થોડા દિવસ પછી ત્યાં આવીશ પણ ખરો કોંગ્રેસમાં બાબુ બ્રિજકિશોર ઠરાવ લાવ્યા. રાજકુમાર શુકલ પણ એના ઉપર થોડું બોલ્યા એક સાવ ગામડિયો કોંગ્રેસના મંચ ઉપરથી કોઈ ઠરાવને વિષે બોલ્યો હોય એવો કદાચ આ પહેલો જ પ્રસંગ હતો. કોંગ્રેસે ઠરાવ મંજૂર કર્યો.

બિહારના પ્રતિનિધિઓ જ્યારે બાબુ બ્રિજકિશોરની સાથે ગાંધીજી પાસે ગયા હતા ત્યારે હું એમની સાથે નહોતો. આ બધી વાત મેં પાછળથી સાંભળી ગાંધીજી વિષે મારી પાસે ઝાઝી માહિતી ન હતી દક્ષિણ આફ્રિકામાં એમણે જે કંઈ કર્યું એની પણ મને જૂજ માહિતી હતી. એમણે દક્ષિણ આફ્રિકામાં કંઈક ભારે મોટું અને સરસ કામ કર્યું છે એટલું જ હું જાણતો હતો તેઓ દેશના પ્રખ્યાત નેતાઓની જેમ એક મોટા નેતા છે એ હું જાણતો નહોતો રાજકુમાર શુકલને કોણ જાણે શા કારણે એમના પર આટલો બધો વિશ્વાસ બેઠો અને એમની પાસે પહોંચીને ચંપારણ આવવાની વાત એમને ગળે ઉતારી.

લખનૌ કોંગ્રેસ પછી થોડે દિવસે ગાંધીજી કલકત્તા આવ્યા એમણે રાજકુમાર શુકલને કાગળ લખ્યો કે મને કલકત્તામાં મળો — ત્યાંથી આપણે બંને સાથે જ ચંપારણ જઈશું. ગામડામાં કાગળ મોડેથી પહોંચ્યો

રાજકુમાર શુક્લની પાસે કાગળ પહોંચ્યા પહેલાં જ ગાંધીજી કલકત્તાથી પાછા ચાલ્યા ગયેલા. રાજકુમાર શુક્લે ફરી વાર કાગળ લખ્યો. ગાંધીજીએ જવાબ આપ્યો કે, મહાસમિતિની બેઠક કલકત્તામાં થવાની છે; હું બેઠકમાં હાજર રહીશ; તમારે મને ત્યાં મળવું. હું પણ એ બેઠકમાં હાજર હતો. સંજોગવશાત્ હું ગાંધીજીની જ પડખેની એક ખુરશીમાં બેઠો હતો. પણ મને ખબર ન હતી કે રાજકુમાર શુક્લ સાથે એમનો પત્રવ્યવહાર થયો છે અને તેઓ ત્યાંથી બિહાર આવવાના છે. મારી ટેવ પ્રમાણે મેં ગાંધીજીને કંઈ પૂછયું નહીં, અને એક શબ્દ પણ બોલ્યો નહીં. એ કમિટીમાં લોકોએ, અને ખાસ કરીને પ્રમુખ શ્રી અંબિકાચરણ મજુમદારે, ગાંધીજી કોંગ્રેસના મંત્રી બને એને માટે બહુ આગ્રહ કર્યો. પણ ગાંધીજીએ ના પાડી. હું બેઠાં બેઠાં બધું જોતો હતો. વચ્ચે વચ્ચે મને થતું હતું કે લોકોનો આટલો બધો આગ્રહ છે તો એમણે ના પાડવી એ યોગ્ય નથી. પણ હું કંઈ કહી શકતો ન હતો.

સમિતિનું કામ પૂરું થયે ગાંધીજી બહાર નીકળ્યા. રાજકુમાર શુક્લ એમની રાહ જોતા હતા. એ જ રાત્રે તેઓ રાજકુમાર શુક્લની સાથે સીધા પટના ગયા. હું જરાક મોડો બહાર આવ્યો, એટલે એ લોકોને મળી ન શકયો. ગાંધીજીયે નહોતા જાણતા કે હું બિહારનો રહેવાસી છું અને રાજકુમાર શુક્લ પટનામાં મારે જ ઘેરે એમને લઈ જવાના છે. એટલે તેઓ પણ મારી સાથે કશું બોલ્યા નહીં.

આ બેઠક ઇસ્ટરની રજાઓમાં થયેલી. હું કલકત્તાથી જગન્નાથપુરી ગયો. ગાંધીજી પટના ગયા. રાજકુમાર શુક્લ એમને મારે ઘેર લઈ ગયા. પણ ત્યાં એક નોકર સિવાય કોઈ હતું જ નહીં. નોકરે માન્યું કે આ કોઈ ગામડાનો અસીલ આવ્યો છે. એટલે એણે એમને બહારના એકાદ ઓરડામાં ઉતારો આપ્યો અને કોઈ જાતનો આદરસત્કાર કરવાને બદલે કંઈક અનાદર બતાવ્યો. ગાંધીજી થોડી વાર રોકાયા. મજરુલ હક સાહેબને ખબર પડી. એ પોતે આવીને એમને પોતાને ઘેર લઈ ગયા. સાંજે ગાંધીજી મુજફ્ફરપુર પહોંચ્યા. ત્યાં આચાર્ય કૃપાલાનીને ત્યાં ઊતર્યા. ત્યાં કેટલાક લોકોને મળી કરીને એમનો ઇરાદો ચંપારણ જવાનો હતો. બાબુ બ્રિજકિશોર દરભંગામાં વકીલાત કરતા હતા. ત્યાંથી એમને તાર કરીને તેડાવવામાં આવ્યા હતા.

ગાંધીજીનો ઇરાદો ચંપારણ જઈને ખેડૂતોને મળવાનો અને એમનાં દુઃખની વાત એમને જ મોઢે સાંભળવાનો હતો. પણ ત્યાંની ગામડી બોલી તેઓ સમજી શકતા ન હતા. એટલે તેમની એવી ઇચ્છા

હતી કે કોઈ દુભાષિયાનું કામ કરનારો એમની સાથે જાય બેચાર દિવસમા બધી વાતની ખબર પડી જશે એમ તેમનું માનવુ હતું. રાજકુમાર શુકલે પણ એમ જ કહેલું એટલે બેચાર દિવસની તૈયારી કરીને જ તેઓ આવેલા. બાબુ બ્રિજકિશોરને બરાબર એ જ ટાકણે કલકત્તામા કશુંક કામ હતું એટલે તેઓ પોતે ગાધીજીની સાથે ન જઈ શકયા પણ એમણે બે વકીલ મિત્રોને ગાધીજીની સાથે મોકલ્યા. તેમનો વિચાર હતો કે કલકત્તાથી પાછા ફરીને તેઓ પોતે ચપારણ જશે અને જરૂર પડશે તો મને પણ સાથે લઈ જશે

ચપારણ જિલ્લાનું મુખ્ય શહેર મોતીહારી છે ગાધીજી ત્યા પહોચ્યા પહોચીને એમણે ગામડામા જવાનુ નક્કી કર્યું એક ગામથી એક પ્રતિષ્ઠિત ખેડૂત આવ્યા, એમનું ઘર બેચાર દિવસ ઉપર જ નીલવર તરફથી લૂટી લેવામા આવ્યુ હતું એ લૂટફાટના એધાણ હજુ કાયમ હતા એમણે આવીને આખો કિસ્સો સભળાવ્યો ગાધીજી ત્યા જવા ઇચ્છતા હતા અધે રસ્તે જ પહોચ્યા ત્યા કલેકટર તરફથી જિલ્લો છોડવાનો હુકમ મળ્યો. એમણે જિલ્લો છોડવાની ના પાડી તેઓ 'હુકમ ભગનો કેસ ચાલવાની રાહ જોવા લાગ્યા એ જ દિવસે કેસ ચાલશે એની ખબર પણ અમને પડી ગઈ હું એ જ દહાડે પુરીથી પટના પાછો આવી ગયો હતો કચેરીમા મારી પાસે આ બધી વાત એમણે તાર મારફતે લખી મોકલી

ગાધીજી સાથેના કોઈ પણ જાતના સપર્કનો આ પહેલો જ પ્રસગ હતો મે કલકત્તા તાર કરીને બાબુ બ્રિજકિશોરને બોલાવ્યા બીજે દિવસે ગાધીજીનો તાર મળતા સવારની ગાડીમા નીકળીને મિસ્ટર મજહરુલ હક અને મિસ્ટર પોલાક — તેઓ એ વખતે હિંદુસ્તાનમા જ હતા — એ જ રાત્રે પટના આવી ગયા હતા બાબુ બ્રિજકિશોર, અનુગ્રહનારાયણ અને શભુશરણની સાથે હું મોતીહારી જવાને રવાના થયો. અમે લોકો દિવસના ત્રણ વાગ્યે લગભગ ત્રીજે પહોરે ત્યા પહોચ્યા એટલા વખતની અદર કેસ કચેરીમા દાખલ થઈ ગયો હતો બલકે, સુનાવણી પછી ચુકાદાને માટે ત્રણચાર દિવસની મુદત પડી હતી

બાબુ ગોરખપ્રસાદના મકાનમા ગાધીજી ઊતર્યા હતા અમે ત્યા પહોચ્યા ત્યારે ગાધીજી એક પહેરણ પહેરીને બેઠા હતા. એમને અમારી ઓળખાણ પહેલેથી ન હતી. ઓળખ કરાવવામા આવી ત્યારે એમણે મને હસતા હસતા કહ્યુ કે "તમે આવી પહોચ્યા? તમારે ઘેર તો હું ગયો હતો!" મે એ કિસ્સો થોડો સાભળ્યો હતો, એટલે જરા શરમાયો પણ ખરો. એમણે કચેરીમા જે કઈ બન્યુ હતું તે બધુ કહી સભળાવ્યુ

ચંપારણની ચળવળ સફળ થયા પછી થોડા જ દિવસમાં બહાર પાડેલા चंपारणमें महात्माजी પુસ્તકમાં એની બધી વાત મેં વિગતવાર આપી છે. અહીં કેવળ મારા પોતાના સંબંધની જ વાત કહેવા માગું છું.

ગાંધીજીને પહેલી વાર મેં જોયા ત્યારે મારા ઉપર એમની કોઈ ખાસ છાપ ન પડી. ચંપારણની હાલત ,હું થોડીઘણી જાણતો હતો, પણ વધારે તો બાબુ બ્રિજકિશોરનો હુકમ પાળવા પૂરતો શરૂમાં ત્યાં ગયેલો. મેં ધારેલું કે જે કંઈ કામ કરવાનું હશે તે કરી આપીશું. ત્યાં પહોંચતાંની.સાથે જેલ જવાનો જટિલ પ્રશ્ન અમારી સામે ઊભો થશે એનો તો સ્વપ્નેયે ખ્યાલ નહોતો.

ગાંધીજીએ બધી વાત કરીને અમને કહ્યું કે, હવે બાકીની બધી વાત તમે તમારા સાથી બાબુ ધરણીધર અને બાબુ રામનવમી પાસેથી સાંભળી લો. એટલું કહીને તેઓ મિ. પોલાક સાથે વાતે વળગ્યા અમે લોકોએ એ બંને ભાઈઓ પાસેથી બધું વિગતવાર વર્ણન સાંભળ્યું. એ ઉપરથી જાણવા મળ્યું કે લગભગ આખી રાતનો ઉજાગરો કરીને વાઈસરોય તથા નેતાઓને મોકલવાના કાગળો ગાંધીજીએ લખ્યા કર્યા હતા અને કચેરીમાં આપવાનું નિવેદન પણ રાતમાં જ એમણે તૈયાર કરી લીધું હતું. દુભાષિયાનું કામ કરવા આવેલા બંને ભાઈઓને ગાધીજીએ પૂછ્યું હતુ કે, મારા જેલમાં ગયા પછી તમે લોકો શું કરશો? એ લોકો એ સવાલની ગંભીરતા કદાચ સમજી શક્યા નહોતા. બાબુ ધરણીધરે વિનોદમાં કહી દીધેલું કે, તમારા કેદમાં ગયા પછી દુભાષિયાનું કામ નહીં રહે, એટલે અમે અમારે ઘેર ચાલ્યા જઈશું. આ સાંભળીને ગાંધીજીએ સવાલ કર્યો, 'અને આ કામ એમ ને એમ પડતું મૂકી જશો?' એટલે એ લોકો કંઈક વિચારમાં પડ્યા. એમાંના મોટા બાબુ ધરણીધરે જવાબ આપ્યો કે, પોતે તપાસનું કામ ચાલુ રાખશે, અને એમના ઉપર પણ સરકારી નોટિસ આવશે તો તેઓ જેલ જવાને તૈયાર ન હોવાને કારણે ચાલ્યા જશે અને બીજા વકીલને મોકલશે જે તપાસનું કામ ચલાવશે, અને જો એમના ઉપર પણ નોટિસ બજાવાઈ, તો એ પણ જતા રહેશે અને એમના પછી ત્રીજી ટુકડી આવશે — આમ કામ ચાલુ રહેશે.

આ સાંભળીને ગાધીજીને કંઈક સંતોષ થયો પણ પૂરો નહીં. એ લોકોને પણ ચેન ન પડ્યું. તેઓ રાત્રે વિચારવા લાગ્યા કે આ માણસ કોણ જાણે ક્યાંથી આવીને અહીં ખેડૂતોનાં દુઃખ દૂર કરવાને સારુ જેલ જાય છે. અને આપણે લોકો — જેઓ અહીંના રહેવાસી છીએ અને ખેડૂતોને મદદ કરવાની બડાશ મારીએ છીએ તેઓ — આવી રીતે ઘેર ચાલ્યા જઈએ એ સારું નથી લાગતું.

પણ જેલની વાતનો અમારામાંથી કોઈને કદી વિચાર જ નહોતો આવ્યો. જેલ તો એક ભયંકર જગ્યા મનાતી હતી. એમાંથી બચવાને માટે પકડાયા પછી પણ લોકો હજારોનું ખરચ કરીને જામીન પર છૂટતા હતા. ભોગજોગે લાચારીવશ કોઈ જેલમાં પહોંચીયે જતા તો ત્યાં પૈસા ખરચીને આરામ મેળવવાની ગોઠવણ કરતા અને આ માણસ, જે દક્ષિણ આફ્રિકામાં આટલું બધું કામ કરીને આવ્યો છે, એ આ અજાણ્યા ખેડૂતોને માટે બધી જાતનું દુઃખ ભોગવવાને તૈયાર છે. એ સ્થિતિમાં અમે ઘેર જતા રહીએ, એ કેમ બને? બીજી બાજુ બાળબચ્ચાંનીયે ચિંતા હતી!

આખી રાત વિચાર કર્યા પછી, બીજે દિવસે સવારે જ્યારે ગાંધીજીની સાથે આ લોકો કચેરીએ જતા હતા તે વખતે એમની ભાવનાઓ ઊભરાઈ આવી, અને ખુલાસાવાર એમણે ગાંધીજીને સ્પષ્ટ કહી દીધું કે જો આપના જેલ ગયા પછી જરૂર પડશે તો અમે પણ જેલ જઈશું.

આ સાંભળતાંની સાથે ગાંધીજીનો ચહેરો ખીલી ઊઠયો. તેઓ બહુ જ ખુશ થયા અને બોલ્યા — હવે કામ પાર પડવાનું.

ત્યાં પહોંચતાંની સાથે અમે લોકોએ આ બધી વાત એ બે ભાઈઓ પાસેથી જાણી. હવે તો અમારી સામે પણ જેલનો પ્રશ્ન આવી ઊભો. અમે બધાએ નક્કી કર્યું કે જરૂર પડયે અમે પણ જેલ જઈશું. આ નિર્ણય અમે ગાંધીજીને જણાવી દીધો. એમણે કાગળ કલમ લઈને બધાંનાં નામ લખી લીધાં. અમને લોકોને જુદી જુદી ટુકડીમાં વહેંચી દીધા અને આ ટુકડીઓ કયે ક્રમે જેલ જશે તે પણ નક્કી કરી નાખ્યું. પહેલી ટુકડીના સરદાર મજરુલ હક સાહેબ હતા; બીજી ટુકડીના બાબુ બ્રિજકિશોર. એક ટુકડીનો સરદાર મને પણ બનાવવામાં આવ્યો. આ બધું, અમારા ત્યાં પહોંચ્યા પછી ત્રણચાર કલાકમાં જ નક્કી થઈ ગયું.

કેસનો ચુકાદો ત્રણ કે ચાર દિવસ પછી સંભળાવવામાં આવનાર હતો. ગાંધીજી તે દહાડે જેલ જવાના હતા. મજરુલ હક સાહેબના હાથમાં ગોરખપુરમાં કોઈક કેસ હતો. તેઓ કેસ પતાવવાને ત્યાં ચાલ્યા ગયા, જેથી એ દિવસ પહેલાં પાછા આવી પહોંચે અને દોરવણી આપી શકે.

બાબુ બ્રિજકિશોર પણ પોતાના ઘરની વ્યવસ્થા કરવાને દરભંગા ગયા. અમે લોકો મોતીહારીમાં રોકાઈ તે ખેડૂતોનાં નિવેદનો લેવા લાગ્યા. અમે એવો વિચાર કરેલો કે આ બંને જણ પાછા આવી જશે એટલે અમે પણ એક પછી એક ઘેર જશું અને ઘરનાં માણસોને મળીકરવી જેલયાત્રાની તૈયારી કરીને પાછા આવીશું.

ગાંધીજીએ પોતાની આત્મકથામાં લખ્યું છે કે આથી તેઓને સંતોષ થયો હતો, અને એ જ દિવસથી બિહાર પ્રત્યે એમની મમતા બંધાઈ તથા અમે લોકો એમના વિશ્વાસપાત્ર બની ગયા.

ચંપારણની તપાસ શરૂ થઈ ગઈ. હજારોની સંખ્યામાં ખેડૂતોએ નિવેદન લખાવ્યાં. અમે લગભગ વીસ પચીસ હજાર જેટલાં નિવેદનો ઉતાર્યાં હશે. ચુકાદાની તારીખ પહેલાં જ મૅજિસ્ટ્રેટે લખી જણાવ્યું કે સરકારનો હુકમ મળવાથી ગાંધીજી ઉપરનો કેસ પાછો ખેંચી લેવામાં આવ્યો છે અને એમને જિલ્લામાં તપાસ કરવાની છૂટ આપવામાં આવી છે. તપાસમાં જણાયું કે અમે લોકોએ જે જુલમો સાંભળ્યા હતા, એના કરતાંયે ત્યાંની હાલત ઘણી ખરાબ હતી. આવતાં પ્રકરણોમાં એની થોડી વિગત આપીશ. અહીંયાં તો એટલું જ કહેવું પૂરતું છે કે પહેલી મુલાકાતમાં જ અમે પોતાની મરજીથી ગાંધીજીની જાળમાં સપડાયા. જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ એમના પ્રત્યે કેવળ પ્રેમ જ ન વધ્યો, એમની કાર્યપદ્ધતિ ઉપરનો અમારો વિશ્વાસ પણ વધતો ગયો. ચંપારણનું પ્રકરણ પૂરું થતાં થતાંમાં તો અમે બધા જ એમના અનન્ય ભક્ત અને એમની કાર્યપ્રણાલીના પાકા હિમાયતી બની ગયા હતા.

# ૨૨

# ચંપારણ-૧

ચંપારણ જિલ્લામાં આશરે સો વરસથી અંગ્રેજો ગળીની ખેતી કરતા હતા, અને કરાવતા હતા. લગભગ આખાયે જિલ્લામાં જ્યાં જ્યાં ગળી થઈ શકતી હતી ત્યાં ત્યાં એમણે ગળી બનાવવાનાં પોતાનાં કારખાનાં કાઢ્યાં હતાં અને ઘણી જમીન પણ પોતાને કબજે કરી લીધી હતી. એમાં એ લોકો પોતે પોતાના હળ-બળદ વડે ખેતી કરાવતા હતા. જિલ્લાનો બહુ મોટો ભાગ બેતિયા રાજ્યની જમીનદારીમાં છે. ઘણાં ગામનું જમીનમહેસૂલ ઉઘરાવવાનો ઇજારો રાજ પાસેથી એમણે લઈ લીધો હતો અને એ રીતે એ ગામો ઉપર એમનો કબજો થઈ ગયો હતો. જે ગામોમાં એમનો કબજો થઈ જાય, એમાં વસનારા ખેડૂતોને પોતાની જમીનમા ગળીનું વાવેતર કરવાની તેઓ ફરજ પાડતા. ધીમે ધીમે તેઓએ આને કાયદાનું સ્વરૂપ પણ આપ્યું અને એવો દાવો પણ કરવા લાગ્યા કે, ખેડૂતને તેના ખેતરમાં વીઘા દીઠ પાંચ કે ત્રણ ગુંઠા જમીનમા ગળી વાવવાની ફરજ પાડવાનો તેમને

હક છે. આ પ્રથાને તેઓ 'પંચ કઠિયા' કે 'તીન કઠિયા' કહેતા હતા. કોઈ ખેડૂત ગળી વાવવાની ના પાડવાની હિંમત કરી શકતો ન હતો. જો એ એવી હિંમત કરે તો એના ઉપર જાતજાતના જુલમો ગુજારી એને વાવવાની ફરજ પાડવામાં આવતી. એનાં ઘર અને ખેતર લૂંટી લેવાતાં. એના ઊભા મોલવાળાં ખેતરો ભેલાડી નાખવામાં આવતાં. એના ઉપર ખોટા કેસો કરાતા. દંડ વસૂલ કરાતા, અને મારવામાંયે આવતા. આ ડરને લીધે લગભગ બધા જ ખેડૂત 'તીન કઠિયા' સ્વીકારી લઈ વીઘા દીઠ ત્રણ ગુંઠામાં ગળી વાવતા. એમનાં ખેતરોમાં સારામાં સારાં ખેતરો પસંદ કરીને નીલવરો એમને એમાં ગળી વાવવાનું કહેતા. ગળી વાવવાનું કામ ખેતીનાં બીજાં બધાં કામો પહેલાં પતાવી દેવું પડતું. જ્યારે ગળી તૈયાર થઈ જાય ત્યારે એ કાપીને એને કોઠી (ગળીનું કારખાનું) પર પહોંચાડવી પડતી. આને માટે ખેડૂતને વીઘા દીઠ જૂજ વળતર આપવામાં આવતું જે ખરચ પૂરતુંયે નહોતું થતું. સરકારી અમલદારો એ ગોરાઓને મદદ કરતા. જો કોઈ અમલદાર હિંમત કરીને ન્યાય તોળવા જતો તો નીલવરો એના ઉપરી અમલદાર ઉપર વગ ચલાવીને એને આફતમાં મૂકતા. જે અમલદારો સાચા હોય એ નીલવરોના જુલમ અને 'તીન કઠિયા'ની વિરુદ્ધમાં સરકારની પાસે રિપોર્ટ મોકલતા; પણ એથી કંઈ વળતું નહીં. કોઈ કોઈ વાર અકળાઈને ખેડૂતો બળવો કરતા. કોઈક નીલવરને મારી બેસતા અથવા બધા ભેગા મળીને કંઈક બીજી જાતનાં તોફાને ચડતા, છતાં તેઓ નીલવરનો મુકાબલો ક્યાંથી કરી શકે? પરિણામ એ આવતું કે ગામનાં ગામ લૂંટી લેવાતાં. પોલીસ અને કચેરીના અમલદારોની મદદથી ખેડૂતોને દરેક રીતે ત્રાહ્યમ ત્રાહ્યમ પોકરાવવામાં આવતી.

સરકારમાં નીલવર ગોરાઓની એટલી બધી વગ હતી કે એમણે મહેસૂલી કાયદા (ટિનેન્સી ઍક્ટ)માં એક કલમ એવી ઉમેરાવી કે જેમ જમીનદારની મરજી પ્રમાણે ખેડૂતની ઉપર કોઈ ખાસ પાક વાવવાની ફરજ પાડી શકાય છે તેમ જો ખેડૂત એ શરતમાંથી છૂટવા માગે તો એવી છૂટના બદલામાં જેટલું જોઈએ એટલું ગણોત વધારી દેવાનો હક જમીનદારને છે. સાધારણ રીતે જમીનદારને ફાવે તેમ ગણોત વધારી દેવાનો હક ન હતો. કાયદેસર રજિસ્ટર થયેલા પટ્ટા કરતાં દર રૂપિયે બે આનાથી વધારે ગણોત એનાથી વધારી શકાતું ન હતું. નીલવરોના હિતમાં આ મર્યાદા દૂર કરવામાં આવી હતી.

બેતિયા રાજને રૂપિયાની જરૂર પડી. એણે થોડુંક કરજ કર્યું. આ કરજ તેને નીલવરોની મદદથી ઇંગ્લંડ પાસેથી મળ્યું. વ્યાજ અને

મૂડીની વસૂલાતને સારુ નીલવરોને ગામડાં સોંપવામાં આવ્યાં. અને ઘણુંયે-ગામોમાં એમને મુક્કર્રી હક મળી ગયો. એ હક મળવાથી એક રીતે તેઓ ગામના જમીનદાર બની ગયા. ફક્ત એક ઠરાવેલી મુકરર રકમ એમને દર વરસે મહેસૂલ તરીકે રાજને આપવી પડતી. એ ગામડાંઓમાંથી તેઓ જે ઇચ્છે તે અને જેટલું ઇચ્છે તેટલું પેદા કરી શકતા હતા; રાજનો એના ઉપર કશો હક ન હતો. એને તો ફક્ત પેલી મુકરર રકમ જ મળે એમ હતું. એવાં ગામોમાં મહેસૂલ વધારવામાં આવે, અને આવક એકને બદલે બેની થાય, તો જમીનદારની આવક વધે, રાજને તો પહેલાં જેટલું મળતું હતું એટલું જ મળે. જે ગામોમાં નીલવરોને મુક્કર્રી હક ન હતો, એ ગામોનો ફક્ત ચોક્કસ મુદત સુધીનો ઇજારો એ લોકોને મળ્યો હતો. ત્યાં, પણ રાજને બાંધેલી જ રકમ આપવી પડતી; પણ મુદત પૂરી થયે ફરીને ઇજારો આપવાનો અને આપે તો કોઈ નવી શરતો સાથે આપવાનો તથા રાજ ઇચ્છે તો ઇજારદાર રાજને જે મહેસૂલ આપતો હોય એમાં વધારો કરવાનો રાજને હક હતો. જોકે ઇજારાનું કોઈ ગામ મુદત પૂરી થયે નીલવર પાસેથી લઈ લેવાતું હોય અને એનું મહેસૂલ વધારાતું હોય એવું ભાગ્યે જ બનતું. છતાં રાજને એમ કરવાનો હક તો હતો જ.

બેતિયાના મહારાજા ગુજરી ગયા; મહારાણીને ગાંડાં ઠરાવવામાં આવ્યાં; આખું રાજ 'કોર્ટ ઑફ વૉર્ડ્સ'ની મૅનેજમેંટ તળે મુકાયું; અને એ કોર્ટનો મૅનેજર નીલવરોમાંના જ એકને નીમવામાં આવ્યો. આ રીતે લગભગ વીસ વરસ સુધી રાજ નીલવરોના કબજામાં જ રહ્યું. જે વખતે ગાંધીજી ચંપારણ આવ્યા હતા એ વખતે ત્યાં એક સિવિલિયન મૅનેજર હતો. ત્યાર પછી ફરી વાર કોઈ નીલવર મૅનેજર નથી થયો. આ રીતે પોતાનાં ખેતરોમાં અને ખેડૂતોનાં ખેતરોમાં 'તીન કઠિયા'ને આધારે ગળીનું વાવેતર કરાવીને છોડમાંથી ગળી તૈયાર કરાવવામાં આવતી હતી. ગળી વાવવાની આ પ્રથા બિહારના બીજા જિલ્લાઓમાં પણ ફેલાઈ હતી. પરંતુ ચંપારણના જેટલું એનું જોર ન હતું. જો ગળીની ખેતી તેઓ પોતે કરત અને ખેડૂતો પાસે આવી રીતે પરાણે ન કરાવત તો એમને એમાં કંઈ લાભ ન મળત. એટલા સારુ આ જોરજુલમની રીત ચાલુ રાખવાની જરૂર પડી અને ચાલતી રહી.

આ દરમ્યાન જર્મનીમાં બીજી રીતે રંગો બનાવવાની શોધ થઈ. એ રંગ ગળીના રંગ કરતાં સસ્તા પડવા લાગ્યા. ગળીની કિંમત ઊતરી ગઈ. જુલમ અને જોરાવરીથી ગળી ઉત્પન્ન કરાવવા છતાં ગળીમાં કંઈ નફો રહ્યો

નહીં. નીલવરોએ પોતાનું આ નુકસાન ગરીબ ખેડૂતોને માથે ઢોળી પોતાનો નફો કાયમ રાખવાનો મનસૂબો કર્યો. એમણે કાયદાની પેલી કલમનો આશરો લીધો જેમાં ખેડૂતોને ગળીની ખેતીમાંથી છૂટ આપીને એમને ગણોતમાં મનસ્વી વધારો કરવાનો હક આપવામાં આવ્યો હતો. ખેડૂતોને એમણે કહ્યું કે જો તેઓ વધારાના પટ્ટાને કબૂલ કરી લે તો એમને ગળી ન વાવવાની છૂટ મળશે. ખેડૂતો જાણતા હતા કે નીલવરોને ગળીમાં હવે કંઈ ફાયદો નથી રહ્યો, એટલે એ ધંધો એ લોકો પોતાની મેળે છોડી દેવાના છે, અને તેથી ગણોત-વધારો કબૂલીને છુટકારો મેળવવાની કંઈ જરૂર નથી. ગળીમાં ફાયદો હતો, ત્યાં સુધી તો હજાર વાર કહેવા છતાં નીલવરોએ એ છૂટ આપી ન હતી, અને હવે પોતાની ગરજે પરાણે છૂટ આપવા માંડી. પોતાનાં મુકર્રી ગામોની અંદર જ્યાં ગણોતવધારાનો બધો નફો એમને પોતાને મળતો હતો અને બેતિયા રાજનો કશો હક નહોતો પહોંચતો ત્યાં, એમણે ખેડૂતો પાસે હજારોની સંખ્યામાં વધારાના પટ્ટા કબૂલ કરાવી લીધા. આ પટ્ટાઓ મારી-પીટીને, જુલમો કરીને તથા બળાત્કારથી કબૂલ કરાવવામાં આવ્યા હતા. આવી રીતે એમણે એ ગામડાંઓમાં લાખોની આવક વધારી દીધી. જ્યાં એમને ફક્ત ઇજારાહક જ હતો અને મુદ્દત પૂરી થયે વધારાનો નફો બેતિયારાજને મળે એમ હતું, ત્યાં ગણોતમાં વધારો ન કરતાં રોકડા રૂપિયા વસૂલ કરી લીધા. જે ખેડૂત પાસે રૂપિયા ન હતા એમની પાસે 'હેંડ નોટ' કરાવીને અને બીજી તરફોથી પણ રૂપિયા કઢાવ્યા. આવી રીતે આશરે વીસપચીસ લાખ રૂપિયા વસૂલ કર્યા.

ચંપારણનો કેટલોક ભાગ એવો પણ છે જ્યાં ગળીની ખેતી થઈ ન શકે. ત્યાંનાં ગામોમાંથી નીલવર ગળીની ખેતી ન કરાવતાં બીજી જ રીતે પૈસા મેળવતા હતા. એ ગામોમાં કેટલીય જાતના ગેરકાયદે લાગા તેઓએ વસૂલ કર્યા કરતા. જ્યારે જિલ્લાના ગળીવાળા ભાગમાં એમને વધારે ગણોત અથવા રોકડાં નજરાણાં મળવા લાગ્યાં ત્યારે ગળી વગરના ભાગમાં પણ કંઈક વસૂલ કરવાનું એમને મન થયું. અને ત્યાંયે કંઈ ને કંઈ બહાનું ખોળી કાઢીને કાં તો ગણોતવધારો કર્યો કે રોકડાં નાણાં વસૂલ કર્યાં. ગણોત વધારાની એક યુક્તિ એ હતી કે એકાદ ખેડૂતને પટ્ટો લખી આપતા. તેમાં સાથે જે જમીન હોય જ નહીં એવી જમીનની પણ જમાબંધી લખી નાખતા. જમીનની હદ વગેરેનાં એમ ને એમ કલ્પિત વર્ણન આપવામાં આવતાં, અને ગણોત જેટલું વધારે લેવું હોય તેટલું એ જમીનને નામે આંકી દેવામાં આવતું. કાયદા પ્રમાણે મહેસૂલવધારાની મર્યાદા રૂપિયા દીઠ બે આના મુકરર થઈ હતી. પણ જમીનદાર નવી જમીનની ઇચ્છે એટલી મહેસૂલ લઈ શકતો હતો. એટલે

હકીકતમાં જે હતી જ નહા એવી કહેવાતી નવી જમીન આપીને મહેસૂલ-વધારાની બાંધેલી મર્યાદાના કાયદામાંથી તેઓ બચી જવા માગતા હતા. અને થોડા જ વખતમાં કહેવાતી નવી અને જૂની એ બંને જમીનનુ મહેસૂલ ભેગું કરી દેવાની આશા રાખતા હતા. આ રીતે કોઈ ગળી વાવતો હોય કે ન વાવતો હોય, ગામ મુકર્રી હોય કે મુદતી ઇજારા પર હોય, બધાંયે ગામોમાં એમણે કાં તો મહેસૂલ વધારો કરીને પોતાની આવક વધારી લીધી કાં રોકડા રૂપિયા વસૂલ કર્યા. સરકારે એમને પૂરી મદદ કરી. વધારાના પટ્ટા આવવા હતા ત્યારે એ પટ્ટા રજિસ્ટર કરાવવામાં સગવડ થાય એ માટે સરકારે ખાસ રજિસ્ટ્રારો નીમ્યા હતા.

આ બધું હમણાં જ પૂરું થયું હતુ ત્યાં ૧૯૧૪–૧૮નું જર્મનયુદ્ધ ફાટી નીકળ્યું. વિલાયતમાંથી રંગો આવતા અટકી ગયા. ગળીની ખેતીમાં ફરી પાછો નફો મળવાની આશા પેદા થઈ. નીલવરોએ પોતે આપેલી છૂટ નેવે ચડાવીને ફરી પાછી 'તીન કઠિયા' ગળી વાવવાની ખેડૂત પર ફરજ પાડી. ઘણી જગ્યાએ તેઓ આમ વતરાવવામાં સફળ પણ થવા લાગ્યા. એ જ વખતે સરકારે એ જિલ્લાની ફરી વાર માપણી (જમાબંદી) કરવા માંડી. ગાંધીજી ત્યાં આવ્યા ત્યારે આ કામ લગભગ પૂરું થવા આવ્યુ હતુ. માપણી વખતે ખેડૂતોએ મહેસૂલવધારાના પટ્ટાઓ બાબત નિવેદન આપ્યાં કે એ એમની પાસે બળજબરીથી લખાવવામાં આવ્યાં છે. સર્વે સેટલમેન્ટ ઑફિસરે ચુકાદો આપ્યો કે પટ્ટા પરાણે નથી લખાવાયેલા એટલે એ બધો વધારો કાયદા પ્રમાણે બરાબર છે. ખેડૂતોમાં ભારે ખળભળાટ થયો. બીજી બાજુ જર્મન લડાઈ ચાલતી હતી. આમેયે ખેડૂતોની વાત કોઈ સાંભળતું નહીં, અને એ વખતે જ્યારે નીલવરો લડાઈમાં મદદ કરતા હતા ત્યારે એ ફરિયાદ પર ધ્યાન અપાય એવી શક્યતા ઓછી જ હતી. ખેડૂતો કંટાળ્યા હતા. એમને ક્યાંયે કશો ઉપાય જડતો ન હતો, એટલે તેઓ ગાંધીજી પાસે પહોંચ્યા હતા. અને એ ખરે વખતે ગાંધીજી ત્યાં આવી પહોંચ્યા.

# ૨૩

## ચંપારણ — ૨

રાજકુમાર શુકલે ગાંધીજીને ચંપારણમાં ખેડૂતો ઉપર ચાલી રહેલા જુલમોની વાત કરી ત્યારે તેમને એ બધી વાતો પર વિશ્વાસ ન બેઠો, એટલે તેઓ જાતે તપાસ કરવાને માટે ચંપારણ આવ્યા. એમના ચંપારણ પહોંચ્યા પહેલાં જ લોકોમાં એક અજબ જાગૃતિ આવી ગઈ હતી. ત્યાંના ખેડૂતોને એટલા બધા દબાવી દેવામાં આવ્યા હતા કે કચેરીમાં જઈને ફરિયાદ કરવાની એમની હિંમત નહોતી ચાલતી. જો કોઈ સાહસ કરીને ફરિયાદ કરવા જતો તો કોઠીનો સિપાઈ ભરકચેરીમાંથી પકડીને એને ઢસડી લાવતો અને ખૂબ ઠોકતો. જ્યારે ગાંધીજી ચંપારણને રસ્તે મુઝફ્ફરપુર પહોંચ્યા ત્યારે ઘણા ખેડૂતો મુઝફ્ફરપુર સુધી આવ્યા. એમણે ગાંધીજીને પોતાનાં વીતકો કહી સંભળાવ્યાં. ત્યા આગળ નીલવરોના મહાજન (प्लॅन्टर्स ॲसोसियेशन) ના મંત્રી તથા તિર્હુત ડિવિઝનના કમિશનરે ગાંધીજીને ચ પારણ જવાની મનાઈ કરી; કહ્યું કે સરકાર પોતે ખેડૂતોની ફરિયાદ બાબત વિચાર કરી રહી છે — એ સર્વે સેટલમેન્ટના રિપોર્ટની રાહ જુએ છે. એમણે એ વાત ઉપર પણ ભાર મૂકયો કે આ લડાઈના જમાનામાં તમે ત્યાં જઈને ચળવળ શરૂ કરશો એ ઠીક નહીં થાય — તોફાનો થશે. આપણા દેશભાઈઓએ પણ કહ્યું કે આ લડાઈનો નાજુક જમાનો છે એટલે તોફાનો થાય એ કોઈ રીતે સારું નથી. પણ ગાંધીજીએ જે કાંઈ સાંભળ્યું એથી એમની ઇચ્છા વધુ તીવ્ર થઈ અને એમણે ચંપારણ જવાનું જ નક્કી કર્યું.

ગાંધીજીના ચંપારણ પહોંચવાની સાથે ખેડૂતોના દિલમાંથી ડર કોણ જાણે કયાંય ભાગી ગયો! જેઓ કચેરીમાં જતાંયે ડરતા હતા એ ગાંધીજીની પાસે ટોળાબંધ આવી આવીને પોતાનાં વીતકો વર્ણવવા લાગ્યા. એ લોકોના ભોળા સરળ હૃદયમાં કોણ જાણે શી રીતે પાકી છાપ પડી ગઈ કે એમનો તારણહાર આવી પહોંચ્યો છે અને હવે એમનાં દુઃખો દૂર થઈ જશે.

જે દિવસે ગાંધીજીની ઉપર કેસ ચાલ્યો અને તેઓ કચેરીમાં ગયા, તે દિવસે ગામડે ગામડેથી હજારોની સંખ્યામાં ખેડૂતો ત્યાં આવ્યા. એટલી બધી ભીડ જામી કે કચેરીના દરવાજા તૂટી ગયા. ગાંધીજીએ

અદાલતમાં પોતાનું નિવેદન આપ્યું. કેસ પૂરો થયો. ત્રણચાર દિવસ બાદ ગાંધીજી પરનો કેસ પાછો ખેંચી લેવામાં આવ્યો. એમને તપાસ ચલાવવાની પરવાનગી મળી. હવે તો હજારોની સંખ્યામાં ખેડૂતો આવવા લાગ્યા. બધાએ પોતપોતાનાં વીતકોનાં બયાન લખાવ્યાં. અમે સૌ બયાન લખવામાં રોકાઈ ગયા. ગાંધીજીએ અમને સલાહ આપેલી કે તમે બધા તો વકીલો છો. ખૂબ ઝીણવટથી તપાસી છણીને તથા પૂરી ઊલટતપાસ કરીને બયાન લખજો. જે વાત લખો તે સાચી જ હોવી જોઈએ.

અમે લોકો સવારે ૭ વાગ્યે નાહીધોઈ પરવારીને લખવા બેસતા બપોરે અગિયાર વાગ્યા સુધી લખતા. પછી ભોજન કરતા અને થોડો આરામ લઈને એક કે દોઢ વાગ્યાથી સાંજના પાંચ વાગ્યા સુધી લખતા. ત્યાર પછી સાંજનું વાળુ કરતા અને ગાંધીજીની સાથે ફરવા જતા. વચ્ચે વચ્ચે જ્યારે ગાંધીજીને તરત બતાવવું જરૂરી લાગે એવું બયાન આવે તે એમને એ જ વખતે બતાવતા. નહીં તો બયાન લખી લખીને અમે એમને આપતા જતા અને તેઓ એ વાંચતા જતા. આવી રીતે અમે કેટલીયે ટોળીઓમાં વહેંચાઈને ઘણાયે દિવસો સુધી બયાન લખ્યા કર્યાં. લગભગ બાવીસ કે પચીસ હજાર ખેડૂતોનાં બયાન લખાયાં. આને લીધે આખા જિલ્લામાં ખળભળાટ મચ્યો. અમે કોઈ વાર બેતિયામાં રહેતા અને કોઈ વાર મોતીહારીમાં. થોડા દિવસ પછી બે ભાગમાં વહેંચાઈને અમે બેતિયા અને મોતીહારી બંને જગાએ બયાન લખવાનું શરૂ કર્યું. કોઈ કોઈ વાર મહાત્માજી ગામડાંમાં પણ જતા, અથવા અમારામાંના કોઈને કંઈ ખાસ વાતની તપાસ કરવા માટે ગામડે મોકલતા. અમને બધાને ગાંધીજીનો હુકમ હતો કે ક્યાંયે સભા કરીને ભાષણ ન આપવું. અમારામાંના કોઈએ એ દિવસોમાં ચંપારણમાં એક પણ સભામાં ભાષણ ન કર્યું અને ગાંધીજીએ પોતે પણ એ ન કર્યું.

દેશમાં એ દિવસોમાં હોમરૂલ (સ્વરાજ)ની ચળવળ ખૂબ ચાલતી હતી. ગાંધીજી અમને કહેતા, તમે લોકો સૌથી મોટું હોમરૂલનું કામ કરી રહ્યા છો. તમે એ ચળવળમાં ભાગ નહીં લો તો કંઈ નુકસાન થવાનું નથી.

અમારી તપાસની અસર એ થઈ કે ચંપારણના સ્થાનિક અમલદારો બહુ ગભરાવા લાગ્યા. એમનામાંના કેટલાયનાં દિલ ઉપર એ છાપ પડી કે ચંપારણમાંથી અંગ્રેજી રાજ ઊખડવા માંડ્યું છે — લોકો એમ સમજે છે કે ગાંધીજી જ સૌથી મોટા અમલદાર છે. એમની પાસે જિલ્લા કલેક્ટર અને મૅજિસ્ટ્રેટની સામે પણ ફરિયાદ કરી શકાય છે — નીલવરોની ધાક તો

નાખૂદ થઈ જ ગઈ છે, હવે અમલદારોની ધાક પણ જવા બેઠી છે એટલે ગભરાઈને એ લોકોએ પ્રાંતિક સરકાર તરફ રિપોર્ટ મોકલ્યો. પ્રાંતિક સરકારે પોતાના એક મેબરને મળી જવા માટે ગાંધીજીને લખ્યું. તેઓ પણ આવીને એમને મળ્યા. એ વખત સુધીમાં જેટલી ફરિયાદો મળી હતી, એ બધીને તારવીને તૈયાર કરેલું વિવરણ એમને આપ્યું. સરકારી મેબરે એ સરકાર પાસે રજૂ કર્યું. એના ઉપર વિચાર થવા લાગ્યો. અહીં અમારું તપાસનું કામ ચાલવા કર્યું. અત્યાર સુધીમાં ઘણા બયાન લખાઈ ચૂક્યા હતા. એટલે હવેથી કંઈક ટૂંકામાં બયાન લખવાનું રાખ્યું. પણ ગામડામાં જઈને જોવા તપાસવાનું કામ વધી ગયું. નીલવરોએ પણ ગાંધીજીની સાથે થોડીક વાતચીત ને મસલત કરી. અને તેઓ પણ એમને કોઈ કોઈ જગાએ લઈ જતા, પોતાની વાત સંભળાવતા અને જે કંઈ બતાવવા જેવું હોય એ બતાવતા હતા.

ગાંધીજીની રીત અમારે માટે નવી જ હતી. એવી જાતનું કામ અમે પહેલાં કદી કર્યું નહોતું. અમારા મનને તો એમ કે કોંગ્રેસમાં અથવા એકાદ સભામાં કોઈ વિષય ઉપર ભાષણ આપી દેવું, કચેરીમાં લઈ જવા જેવી વાતને ત્યાં રજૂ કરવી, અથવા જે કાઉન્સિલમાં પ્રશ્ન પૂછી શકે એમ હોય તેણે ત્યાં આગળ પ્રશ્ન પૂછી લેવો કે ઠરાવ મૂકવો, એટલું જ પૂરતું છે. એથી વધારે શું થઈ શકે? ગાંધીજીએ આમાંની એકેય વાત ન કરી. એમણે ખેડૂતોના બયાન લીધા અને એમ કરીને એમણે પહેલાં સઘળી વાતની મૂળમાંથી માહિતી મેળવી લીધી. આ પ્રમાણે બયાન લેવાથી જ રૈયતનો ડર ભાગવા માંડ્યો અને અમને પણ જે વાતનો સ્વપ્નેય ખ્યાલ નહોતો એવી એવી વાતોની જાણ થઈ. અમે પણ નીડર બનતા ગયા. એકબે ખાસ બનાવ અહીં આપવાથી એ સ્પષ્ટ થશે.

ઉપર કહેવાઈ ગયું કે અમે બધા કેટલીયે ટોળીમાં વહેંચાઈને બયાન લખતા હતા. પોલીસના માણસો આડખેપડખે પડ્યાપાથર્યા રહેતા હતા. તેઓ ખેડૂતોના નામ વગેરે નોંધી લેતા હતા. એવી જ રીતે નીલવરોના માણસો પણ ખેડૂતોના નામ વગેરે જાણી લઈ પોતાના શેઠની પાસે એ બધી વાતનો રિપોર્ટ પહોંચાડતા હતા. કામ શરૂ કર્યાને બીજે કે ત્રીજે દિવસે જ એક બનાવ બન્યો. જ્યાં આગળ અમારામાંના એક ભાઈ બયાન લખતા ત્યાં આગળ એક સબ ઇન્સ્પેક્ટર આવીને બેસી ગયો. એટલે પેલા ભાઈ ત્યાંથી ઊઠીને ખેડૂતોને સાથે લઈ જરા આઘે જઈને બયાન લખવા લાગ્યા. પોલીસ સબ ઇન્સ્પેક્ટર ત્યાં પણ પહોંચી ગયો. પેલા ભાઈને

જરા ગુસ્સો આવ્યો. અને સબ ઇન્સ્પેક્ટરને ઠપકો આપતાં કહ્યું કે, તમારે જે કંઈ જોવું સાંભળવું હોય તે દૂર રહીને જુઓ સાંભળો. આટલા બધા પાસે ન આવો. સબ ઇન્સ્પેક્ટરે આ વાતની મહાત્માજીને ફરિયાદ કરી કે, "અમને જે કંઈ ચાલે છે એની ખબર રાખવાનો ઉપરથી હુકમ છે. જો તમારા માણસો અમને પાસે જ આવવા ન દે તો અમે એ હુકમનો અમલ કેવી રીતે કરીએ?"

ગાંધીજીએ બયાન લખનારા ભાઈને બોલાવ્યા અને પૂછ્યું કે શી વાત છે. જે કંઈ સબ ઇન્સ્પેક્ટરે કહેલું તે એમણે સ્વીકાર્યું. ત્યારે ગાંધીજીએ પૂછ્યું, તમે એકલા હતા, કે તમારી સાથે બીજા લોકો પણ હતા? એમણે કહ્યું કે, ઘણાયે ખેડૂતો વીંટળાઈને બેઠા હતા અને એક પછી એક બયાન લખાવી રહ્યા હતા. ગાંધીજીએ ફરીને પૂછ્યું, તમે કોઈ છાનું કામ તો નહોતા કરી રહ્યા ને? એમણે કહ્યું કે, નહીં. ગાંધીજીએ ફરી પૂછ્યું, ત્યારે સબ ઇન્સ્પેક્ટરથી છુપાવવાનો પ્રયત્ન શા સારુ કરતા હતા? એમણે કહ્યું કે, સંતાડવાની તો કોઈ વાત જ ન હતી; પણ આ આવીને પડખે બેસી જતા હતા. મેં એમને કંઈક આઘે રહીને જોવા સાંભળવાનું કહ્યું. ગાંધીજીએ કહ્યું, આટલા બધા ખેડૂતો જ્યારે તમને વીંટળાઈને બેઠા હતા, એમનાથી તમારા કામમાં કંઈ દખલ નહોતી થતી, તો આ એક માણસ વધુ ત્યાં આવીને બેઠો તો તમને એમાં વાંધો શો આવ્યો? તમે આમને પણ એ રૈયત જેવા જ કેમ ન ગણ્યા?

આ સાંભળતાંની સાથે સબ ઇન્સ્પેક્ટર તો ટાઢોબોળ થઈ ગયો. પણ એ કંઈ કહીયે શકે એમ ન હતું. એ તો પોતાની ધાક જમાવવા આવેલો. અને અહીં ગાંધીજીએ કહી દીધું કે એનો મોભો કોઈ ખેડૂત કરતાં વધારે નથી. એની સાથે ખેડૂતના જેવો જ વહેવાર રાખવો જોઈએ. આ પછી ગમે તેવા પોલીસ અમલદારના પાસે આવવાથી ન તો અમારામાંનું કોઈ ગભરાતું કે ન તો કોઈ પોલીસ અમલદાર વધુ પાસે આવવાનો પ્રયત્ન કરતો.

ગાંધીજીની ઉપર કેસ ચાલ્યા પછી એ. ચુકાદાને મારુ મુલતવી રહ્યો હતો એ જ વખતે દીનબંધુ ઍન્ડ્રૂઝ ત્યાં આવેલા. તેઓ સ્ટેશનથી એક્કામાં આવ્યા હતા. એક્કામાં કેવી રીતે બેસવું તે એ જાણે નહીં એટલે પૈડાંના ઘસરકાથી એમના જોડા ઘસાઈ ગયા હતા. ઢંગધડા વિનાનાં કપડાં પહેરનાર, એક્કા જેવાં વાહનમાં બેસનાર, અને હિંદુસ્તાનીઓની સાથે મોંચ વિના હળી જનાર અંગ્રેજને સમજણા થયા પછી અમે પહેલી જ વાર

જોયા હતા. એ એક બહુ પ્રતિષ્ઠિત માણસ છે, એ વાઈસરૉય સુધી પહોંચી શકે છે અને આખી દુનિયામાં ફરે છે એ પણ અમે સાંભળ્યુ. એ વખતે એમની જે મુલાકાત થઈ અને એમની સાદાઈ અને સચ્ચાઈની જે છાપ પડી તે દિવસે દિવસે વધતી જ ગઈ. મારી સાથે તો તેમનો સગા ભાઈ જેવો સ્નેહ બંધાયો અને તે તેમના મૃત્યુ સુધી કાયમ રહ્યો એમના ફીજી જવાની વાત હતી. ત્યાંથી એમને આમંત્રણ આવેલું. તેઓ મહાત્માજીને મળીને ત્યાં જવાના હતા. એટલામા મહાત્માજી ઉપર ચંપારણમા કેસ ચાલ્યો. એમને મળવાને જ તેઓ અહીં આવી પહોંચેલા અમારે એમની સાથે વાતો થઈ. તેઓ અહીં રોકાઈ જાય એવી અમારી ઇચ્છા હતી હજી ગાંધીજીના કેસનો ચુકાદો આવ્યો ન હતો અને શું થવાનું છે એની પણ ખબર નહોતી. અમે સજા થશે એવું માનતા હતા. એટલે, જો ઍન્ડ્રૂઝ જેવા અનુભવી માણસ રોકાઈ જાય તો આગળના કામમાં મદદ મળે આ બધી વાતો અમે એમને કહી, અને રોકાઈ જવા આગ્રહ કર્યો. એ કંઈક કબૂલ પણ થયા કે પોતે ફીજી થોડા દિવસ પછી જશે. પણ એ માટે ગાંધીજીની મંજૂરી જોઈએ. એમની મંજૂરી વિના તેઓ રોકાઈ શકે એમ ન હતુ. એટલે આ વાત ગાંધીજીને કહેવામાં આવી અને ઍન્ડ્રૂઝને રોકાઈ જવા માટે આગ્રહ કરવામા આવ્યો.

બધી વાત સાભળી લઈને ગાંધીજીએ કહ્યું, "ઍન્ડ્રૂઝે રોકાઈ જવુ જોઈએ એ વાત પર તમે બધા જેમ જેમ વધુ ભાર મૂકો છો તેમ તેમ મારો મત પાકો થતો જાય છે કે એમણે ન જ રોકાવું જોઈએ, એમણે ચાલ્યા જ જવુ જોઈએ. તમારા બધાના દિલમા સરકાર અને ગોરા નીલવરોનો ડર છે. તમને લાગે છે કે એક અંગ્રેજ હશે તો તમને મદદ મળશે. એટલા માટે જ તમે ઍન્ડ્રૂઝને રોકવા માગો છો. હુ તમારા મન માંથી એ ડર દૂર થાય અને અંગ્રેજોમાં ને તમારામાં કંઈ ફરક છે એ ભાવના પણ દૂર થાય એમ ઇચ્છું. તમારે તમારા પોતાના ઉપર ભરોસો રાખવો જોઈશે. એટલા સારુ ઍન્ડ્રૂઝે કાલે જ અહીંથી જતા રહેવુ જોઈએ"

ઍન્ડ્રૂઝનેયે એમણે કહ્યુ કે ફીજીનું કામ પણ જરૂરનું છે, એને મુદ્દલ અટકવા ન દેવુ જોઈએ. એટલે ઍન્ડ્રૂઝ બીજે દિવસે સવારે જવાને તૈયાર થઈ ગયા. અમને પણ સમજાયું કે મહાત્માજી કહે છે તે બરાબર છે એમણે અમારા મનની સાચી વાત બરાબર પકડી પાડી છે.

બીજે દિવસે જતાં પહેલાં ઍન્ડ્રૂઝ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટને મળવા ગયા એણે ઍન્ડ્રૂઝને કહ્યુ કે કેસ પાછો ખેંચી લેવાનો સરકાર તરફથી હુકમ આવી ગયો છે. હુ થોડી વારમા, રીતસર ખબર મોકલી આપીશ. ઍન્ડ્રૂઝે

રવાના થતા પહેલાં આ સમાચાર અમને કહ્યા. અમારા બધાનો ઉત્સાહ ચણો વધી ગયો.

એક વાર એક નીલવરે મહાત્માજી પાસે પોતાનાં વખાણ કર્યાં. એ કહેવા લાગ્યો કે એના પોતાના ઇલાકામાં ખેડૂતો ખુશ છે, એમની ફરિયાદ નથી. એણે ગાંધીજીને જાતે ત્યાં જઈને જોવાનું આમંત્રણ આપ્યું. મહાત્માજીની સાથે હું પણ ગયો. એણે ગોઠવણી કરી રાખી કે થોડાક જણ આવીને એવી જ વાત કરે. અમે પગપાળા ત્યાં જતા હતા. એણે જે ગામે અમને બોલાવ્યા હતા તે લગભગ ચારપાંચ માઈલ દૂર હતું. રસ્તે જતાં અમને ઘણા લોકો મળ્યા. તેમણે કહ્યું કે, સાહેબે પોતાનાં વખાણ કરે એવા કેટલાક લોકોને ભેગા કરી રાખ્યા છે. મહાત્માજીએ કહ્યું, જો તમને કંઈ હેરાનગતિ કે ફરિયાદ હોય તો તમે પણ ત્યાં સાહેબની રૂબરૂમાં જ કહેજો. અમે ઇલાકાની રૈયતનાં બયાન જોઈ લીધાં હતાં અને તેમની ફરિયાદો મહાત્માજીને જણાવી દીધી હતી. ત્યાં આગળ બસો ત્રણસો જણની એક સભા થઈ. એ નીલવર ઉપરાંત ત્યાંના સબડિવિઝનનો મૅજિસ્ટ્રેટ પણ હાજર હતો. બેચાર ખેડૂતોએ વાત કરી કે, એમને ઘણું સુખ છે, એમને કશી ફરિયાદ નથી. એમણે એટલું કહ્યું એટલામાં તો બીજાઓ ઘાંટા પાડીને કહેવા લાગ્યા કે, આમને પઢાવીને બોલાવેલા છે, એ લોકો જુઠ્ઠી વાત કરે છે. મહાત્માજીએ એમને વાર્યા અને પોતાની વાત પાછળથી કહેવાનું કહ્યું. જ્યારે એમનો વારો આવ્યો ત્યારે અમારી આગળ બયાનમાં તેમણે લખાવી હતી તે બધી વાતો કહી. એક માણસ મૅજિસ્ટ્રેટ સામે પણ ફરિયાદ કરવા લાગ્યો. એણે કહ્યું કે, આ બધાઓ મળી ગયેલા છે; એમની પાસેથી કશો ન્યાય મળી શકે એમ નથી. એણે એક ખાસ ઘટનાની વાત કરી અને મૅજિસ્ટ્રેટને જ એ સંબંધી સીધો સવાલ પૂછ્યો. મૅજિસ્ટ્રેટ તરત ઊઠીને ચાલતો થયો. બીજે જ દિવસે સાહેબે પોતાના એક નાનકડા બંગલાને આગ લગાડાવી દીધી. એની ધારણા એ હતી કે ખેડૂતોને આગ લગાડ્યાના કેસમાં ફસાવીને ગામ લૂંટાવી લેવું. આ આગ રાત્રે લગાડવામાં આવી. એ પોતે રાહ જોતો બેસી રહ્યો કે ખબર મળે કે તુરત પોલીસની મદદ લઈને લૂંટફાટ કરી શકાય. પણ જે માણસને ખબર આપવાનું કામ સોંપેલું એણે જાણી જોઈને ખબર ન આપી. કંઈક બહાનું કાઢીને બીજે દહાડે ખબર આપવા ગયો. એ દરમિયાન અમને લોકોને ખબર મળી ગઈ. મહાત્માજીએ બધી વાત સરકારને લખી મોકલી. બીજી તરફ મૅજિસ્ટ્રેટે પણ એક લાંબો રિપોર્ટ મોકલ્યો. એમાં લખ્યું કે અરાજકતા ફેલાવા માંડી છે— એવું લાગે છે

કે જાણે બ્રિટિશરાજ રહ્યું જ નથી આવા બનાવો વારવાર બન્યા કરતા

સરકારે મૅજિસ્ટ્રેટના એ રિપોર્ટને આધારે પગલું લીધું બિહારના ગવર્નરે ગાંધીજીને રાચી બોલાવ્યા એના કાગળનો સાર એ હતો કે ગાંધીજીના ચપારણમા રહેવાથી બહુ અરાજકતા ફેલાતી જાય છે, એટલા માટે સરકાર એમને ત્યાથી ખસેડવા માગે છે પરતુ કઈ હુકમ આપતા પહેલા ગવર્નર એક વાર એમને મળી લેવા ઇચ્છે છે ગાંધીજી રાચી ગયા તે પહેલા અમે વિચાર કર્યો કે હવે કા તો તેઓને પકડવામા આવશે કા પ્રાતની બહાર મોકલી દેવામા આવશે અને કદાચ અમે લોકો પણ હવે બહાર રહી નહીં શકીએ મહાત્માજીએ અમને બે ટુકડીમા બેતિયા અને મોતીહારીમા મૂકી દીધા પોતે પકડાઈ જાય તો પાછળથી કેવી રીતે શુ કરવુ એ બાબતની પણ એમણે ગોઠવણ સમજાવી દીધી અમારી પાસે ખેડૂતોના બયાન એટલા બધા આવી ગયા હતા, કાગળપત્રોનો એટલો મોટો ઢગલો થઈ ગયો હતો કે ખેડૂતોની ફરિયાદને માટે પૂરતી સાક્ષી અમારા હાથમા આવી ગઈ હતી એને સુરક્ષિત રાખવાની જરૂર હતી અમે લોકોએ પહેલેથી જ એ બધાની નકલ કરી લીધી હતી એ નકલોને સુરક્ષિત રીતે રાખવાની ગોઠવણ કરી લીધી અમે પોતપોતાની જગ્યાએ ખબર આવવાની રાહ જોવા લાગ્યા બેતિયાની ઑફિસ મારા ચાર્જમા મૂકવામા આવેલી બહુ રાહ જોયા પછી રાચીથી તાર આવ્યો કે ગવર્નર સાથે હજી વાતો ચાલે છે પરિણામ એ આવ્યુ કે વાતો ત્રણચાર દિવસ સુધી ચાલતી રહી આખરે ગવર્નરે એક કમિશન નીમ્યુ ગાંધીજીને પણ એના સભ્ય નીમ્યા ખેડૂતોની ફરિયાદ વિષેની તપાસણીનુ કામ એ જ કમિશનને સોપાયુ એણે સરકારી અમલદારોની નીલવરોની અને ખેડૂતોની જુબાનીઓ લીધી બીજા જે કાગળિયા રજૂ કરવામા આવ્યા એ જોયા ઘણીખરી કોઠીઓમા જઈને એમના કાગળપત્રો તપાસ્યા ખેડૂતોને પણ એ મળ્યા

કમિશન નિમાયા બાદ મહાત્માજીની આજ્ઞા પ્રમાણે, ખેડૂતોની વતી જે કાગળો રજૂ કરવામા આવ્યા હતા એ પૂરેપૂરા તપાસીને તથા બીજા બધા પુરાવા ભેગા કરીને અમે લોકોએ કમિશન માટે નિવેદન તૈયાર કર્યું કમિશનમા સરકારી અમલદાર હતા નીલવરોનો પ્રતિનિધિ હતો ખેડૂતોના પ્રતિનિધિ તરીકે ગાંધીજી હતા જ્યારે રિપોર્ટ લખવાનો વખત આવ્યો ત્યારે એક મોટી મુશ્કેલી ઊભી થઈ. ગાંધીજીની તથા કમિશનના પ્રમુખ સર ફ્રેન્ક સ્લાઈની ભારે ઇચ્છા હતી કે એકમતીથી જ રિપોર્ટ રજૂ કરવામા આવે ગવર્નરે પણ કહેલુ કે જો સર્વાનુમતિવાળો રિપોર્ટ હશે તો જ

એના ઉપર પોતે કંઈ પગલું લઈ શકશે, નહીં તો પછી કંઈ પણ કરવું એમને માટે મુશ્કેલ થઈ પડશે.

ખેડૂતોની ફરિયાદનું વર્ણન ઉપર આવી ગયું છે. ઘણી વાટાઘાટ પછી છેવટે મહાત્માજી અને નીલવરોની વચ્ચે નક્કી થયું કે જે ગણોત વધારી દીધું છે એનો થોડોક ભાગ છોડી દેવામાં આવે—એ છૂટ ચોથા ભાગથીયે ઓછી થતી હતી, બાકીનો પોણા ભાગનો વધારો જેમનો તેમ રહેવા દેવામાં આવે. જે રોકડા રૂપિયા વસૂલ કરવામાં આવ્યા હતા એમાંના પણ સેંકડે પચીસ ટકા રૂપિયા પાછા આપવામાં આવે અને બાકીના ખેડૂતો જતા કરે. મુખ્ય ફરિયાદો આ બે અને 'તીન કઠિયા'વાળી પ્રથા વિષેની હતી. બીજી ફરિયાદો એવી હતી જે દૂર કરવાનું કામ અમલદારોના રીતસર કામ કરવા ઉપર અને ન્યાય કરવા ઉપર અવલંબેલું હતું. આ ભલામણો રિપોર્ટમાં સર્વાનુમતે સ્વીકારવામાં આવેલી હતી. પાછલી ફરિયાદો બાબત રિપોર્ટમાં કંઈ ખાસ લખવામાં ન આવ્યું. કેવળ ફરિયાદોનો ઉલ્લેખ કરીને એ દૂર કરવાનો ઉપાય બતાવવામાં આવ્યો. મહેસૂલવધારો ઘટાડી દેવાની અને નગદ 'તાવાન'ના એટલે કે નીલવરે પોતાની નુકસાની બતાવીને વસૂલ કરેલા દંડના પચીસ ટકા પાછા આપી દેવાની તથા તે ઉપરાંત 'તીન કઠિયા'પ્રથાનો કાયદો બંધ કરવાની પણ ભલામણ કરવામાં આવી.

અમે અંદર અંદર એ વાત ઉપર ચર્ચા કરતા કે મહેસૂલવધારો અને 'નુકસાની' જો ગેરવાજબી જ છે તો બધા વધારામાંથી ખેડૂતોને છુટકારો મળવો જોઈએ અને 'નુકસાની'ના બધા રૂપિયા પાછા મળી જવા જોઈએ. નીલવરોએ કાયદાની મુશ્કેલીઓ પણ ઊભી કરી હતી. જેણે 'નુકસાની'ના રૂપિયા વસૂલ કરેલા એણે પોતાની કોઠી કોઈ બીજાને વેચી નાખી હતી અને પોતે રૂપિયા લઈને રસ્તો પકડયો હતો! હવે 'નુકસાની'ના રૂપિયા નવા ધણી પાસેથી, જેણે રૂપિયા લીધા જ નહોતા અને રોકડા પૈસા આપીને કોઠી ખરીદી હતી, એની પાસેથી કેવી રીતે વસૂલ કરી શકાય! એવી જ રીતે મહેસૂલવધારો કઢાવવો એ પણ સહેલી વાત ન હતી. નવો કાયદો કરીને એ કાઢી શકાય તો જ કાઢી શકાય. કાયદા પ્રમાણે દરેક ખેડૂતે દીવાની કેસ માંડવો જોઈએ. સાથે સાથે એ સાબિત કરવું જોઈએ કે એની પાસે મહેસૂલવધારાની કબૂલાત બળજબરીથી લખાવવામાં આવી છે, એના ઉપર ગળી વાવવાનું બંધન ન હતું, વગેરે. આ બધી વાતોના પુરાવા ગરીબ, સીધાસાદા અને શાંત સ્વભાવવાળા ખેડૂતો ક્યાંથી આપી શકે?

મહાત્માજીના ચંપારણ ગયા પહેલાં એક જગ્યાના અગિયાર ખેડૂતોએ કેસ માંડેલા પણ ખરા. નીલવરોએ પોતાની તરફથી બહુ મોટા બૅરિસ્ટર રોક્યો

હતો. મહિનાના મહિના સુધી એ કેસ ચાલ્યો. અંતે પાંચ કેસમાં ખેડૂતો અને છઠ્ઠામાં નીલવર જીત્યા હતા. અપીલમાં થોડાઘણો ફેરફાર પણ થયેલો. અને આમાં તો લાખો નહીં તો હજારો પટ્ટાઓને માટે એવી રીતે કેસો કરવા પડત. એ અશક્ય હતું. આ બધી મુસ્કેલીઓને ધ્યાનમાં રાખીને સમાધાની કરીને કંઈક નિવેડો લાવવો એ યોગ્ય દેખાયું એટલે સર્વાનુમતે રિપોર્ટ તૈયાર થયો. સરકારે રિપોર્ટની ભલામણોને મંજૂર કરી લીધી. એક કાયદો કરીને 'તીન કઠિયા'ની પ્રથા નાબૂદ કરી. બધા ખેડૂતોનો મહેસૂલવધારો પણ ઘટાડી આપવામાં આવ્યો. બેતિયા રાજ્યે (કોર્ટ ઑફ વૉર્ડ્સ) નીલવરો પાસેથી રૂપિયા વસૂલ કરીને, ઠરાવ્યા પ્રમાણે ખેડૂતોને 'નુકસાની'ના રૂપિયા પાછા આપ્યા.

## ૨૪

## ચંપારણ–૩

ચંપારણના આ પ્રકરણમાં અમે ગાંધીજીના કામની પદ્ધતિ પહેલવહેલી જોઈ. અમને બધને જાહેર જીવનનો એક અદ્ભુત પાઠ શીખવાની તક મળી. હોમરૂલની ચળવળમાં ભાગ ન લેવાની વાત અમારામાના કેટલાકને કદી કદી બહુ કઠતી હતી; પણ અમે બહુ જ કાળજી અને સંયમપૂર્વક ગાંધીજીના આદેશનું પાલન કર્યું — જે કામમાં જોડાયા હતા એમાં મંડયા રહ્યા. અમે એ પણ જોયું કે નીલવરોને ભારેમાં ભારે નુકસાન પહોંચાડવા છતાં ગાંધીજી કેવી ખૂબીથી એમના મિત્ર બની રહ્યા. એમનામાંના કેટલાયની સાથે ગાંધીજીનો વહેવાર બહુ સારો રહ્યો. એ લોકો એમને પોતાને બંગલે પણ બોલાવતા હતા. હા, કેટલાક એવા પણ હતા ખરા કે જેમણે એમનો ખૂબ જ વિરોધ કર્યો. પણ છેવટે ગાંધીજી સાથેનો એમનો સંબંધ કડવો નહોતો નીવડ્યો એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નહીં ગણાય. કમિશનનું કામ પૂરું થયા પછી ગાંધીજીએ ઠેકઠેકાણે નિશાળો ઉઘાડવાનો વિચાર કર્યો, અને નીલવરો પાસેથી મદદ માગી. એ કામમાં એકને બાદ કરતાં બીજા કોઈ નીલવરે અડચણ ન નાખી.

'કમિશનમાં સમાધાની કરીને જે લગાન ઠરાવવામાં આવ્યું હતું તે ખેડૂતોની માગણી કરતાં બહુ જ ઓછી હતી. પણ આ આખી હિલચાલનું પરિણામ એ આવ્યું કે ચંપારણમાંથી નીલવરોની ધાક જતી રહી. હવે એમનામાં જુલમો ગુજરવાની તાકાત રહી નહીં. ખેડૂતોમાં હિંમત અને ચેતના

-પ્રગટ્યાં. હવે તેઓ મૂંગે મોઢે જુલમ સહી લેવાને તૈયાર ન હતા. અને જુલમ વિના ચંપારણનો ધંધો લાભ આપી શકે એમ ન હતું એ જુલમ હવે પૂરો થયો. નીલવરો આ વાત તરત સમજી ગયા. ત્રણચાર વરસની અંદર તો બધાએ પોતપોતાની જમીન અને કોઠીઓ વેચી નાખી અને જે કંઈ મળ્યું એ લઈને ચાલતા થયા. એમની જમીન ખેડૂતોને હાથ આવી. હવે તેઓ એને ફળદ્રુપ બનાવે છે. જ્યાં આગળ નીલવરોના સુંદર બંગલા, અરે રમણીય બગીચા હતા ત્યાં , આજે ખેડૂતોનાં ઢોર બંધાય છે. એ સિત્તેર પંચોતેર કોઠીઓમાંની એકલદોકલ આજે પણ ઊભી છે. ત્યાં હવે જુલમ નથી થતો. દાંત પાડી નાખવાને કારણે કેવળ ફૂંફાડો મારતા, અને કોઈને પણ કરડવાની શક્તિ ગુમાવી બેઠેલા સાપની જેમ તેઓ આજે પોતાના દિવસ વિતાવે છે.

ગાંધીજીએ પાછળથી સત્યાગ્રહના જે સ્વરૂપનો આખા દેશવ્યાપી વિશાળ પાયા પર પ્રયોગ કર્યો તેની ઝાંખી અમને ચંપારણમાં થઈ. એક જિલ્લાનું દુઃખ દૂર કરવામાં લગભગ આખું વરસ ગયું હતું. એ હિસાબે આખા હિંદુસ્તાનની સ્વતંત્રતા મેળવવામાં જેટલો વખત જવો જોઈએ એટલો કદાચ હજુ પૂરો નથી થયો.

ચંપારણની હિલચાલમાં કશો મતભેદ ન હતો. ગાંધીજીની વાતો બધાએ માની. એમની વિરુદ્ધ જઈને કોઈએ — પછી તે ખેડૂત હોય કે અમારા જેવા કાર્યકર્તા હોય — કંઈ કર્યું નહીં. ગાંધીજી નીલવરોનો જુલમ અટકાવવા માગતા હતા પણ એમના પ્રત્યે કોઈ જાતનો દ્વેષભાવ નહોતા રાખતા. અમારા મનમાંયે એવો ભાવ ન હતો. એક રીતે સત્યાગ્રહનો એક સરસ નમૂનો ત્યાં રજૂ થયો. એટલા જ માટે પરિણામ પણ બહુ સંતોષકારક નીવડ્યું. મને વિશ્વાસ છે કે ભારતવર્ષના સ્વરાજ્યના પ્રશ્નનો નિવેડો પણ આવી રીતે જ આવી જશે. ઘણું જતું કરીને કરેલી સમાધાની કરવા છતાં આપણે, થોડા વખતમાં જ સૌ એ આના લઈ શકીશું. કેટલેક અંશે એમ બન્યું પણ છે. વિલંબ થવાનાં અનેક કારણો છે. ક્ષેત્રનો વિસ્તાર વધ્યો છે. આખી પ્રજામાં ચંપારણના ખેડૂતોના જેવો અડગ વિશ્વાસ નથી. મન મૂકીને વફાદારીથી કામ કરનારા પણ જોઈએ તેટલા નથી ચંપારણમાં અહિંસાનું જેટલું પાલન થયું તેટલું પાલન દેશે કર્યું નથી: છતાં પચીસ વરસમાં જેટલું થયું છે એ ઓછું નથી આપણું કામ પૂરું થઈ જશે ત્યારે જ ગાંધીજીનો ચમત્કાર, ભારતવર્ષના લોકો સમજશે. ચંપારણમાંયે અમને પૂરો સંતોષ થયો ન હતો. પણ જ્યારે ત્રણચાર વરસની અંદર જ નીલવરો ચાલ્યા ગયા, ત્યારે એ ચમત્કારનું પૂરું ફળ

અમે જોઈ શકયા. ભારતમાં કામ તો થયું છે. બ્રિટિશરોનાં ધાક અને રુઆબ તો મોટે ભાગે ખલાસ થઈ ગયાં છે. પણ હજૂ પૂરું ફળ આપણે નથી જોઈ શકયા. એટલે એ ચમત્કારનો મહિમા અનુભવી શકયા નથી.

ચંપારણમાં અમારા જીવન ઉપર પણ બહુ ભારે અસર થઈ. ત્યાં અમે લોકોએ પંક્તિભેદ છોડયો. ત્યાં સુધી હું જાતિભેદને ખૂબ જ માનતો અને ચુસ્તપણે પાળતો પણ હતો. બ્રાહ્મણ સિવાય બીજી કોઈ પણ નાતના માણસનાં એકલાં દાળભાત વગેરે, જેને કચ્ચી રસોઈ કહે છે તે મેં કદી પણ ખાધાં નહોતાં ગાંધીજીએ કહ્યું કે- અહીં જો જુદા જુદા ચોકા કરતા ફરશો તો કામ કેમ ચાલશે? જે લોકો એક કામમાં લાગેલા છે એ સૌ એક જ જાતના છે એમ માની લો. બસ, અમે બધા એકબીજાની બનાવેલી રસોઈ જમવા લાગ્યા, જોકે અમારામાં કેટલીયે જાતિના લોકો હતા. જીવનમાં સાદાઈ પણ ખૂબ આવી. અમારા બધાની પાસે નોકર હતા. એ બધાને એક પછી એક રજા આપવામાં આવી. ફક્ત વાસણ માંજનારો એક નોકર રહ્યો. પોતાને હાથે કૂવેથી ખેંચીને પાણી ભરવું, નહાવું, કપડાં ધોવાં, પોતાનાં એઠાં વાસણો ધોઈ લેવાં, રસોડામાં શાક સુધારવું, ચોખા ધોઈ આપવા વગેરે બધાં કામ અમે જાતે કરતા હતા. કયાંયે જવું હોય તો રેલમાં ત્રીજા વર્ગની મુસાફરી કરવી — બને ત્યાં લગી પગપાળા જ જવું — એ બધું ગાંધીજી પાસેથી અમે ત્યાં શીખ્યા. આરામનું જીવન છોડવું પડયું. ચંપારણમાં રહ્યા ત્યાં લગી અમે આવી જ રીતે રહ્યા.

આ કામ પૂરું થયા પછી ગાંધીજીએ ચંપારણના ત્રણ વિભાગમાં ત્રણ નિશાળો ઉઘાડી. હુ એમાંની એકે નિશાળમાં રહી ન શકયો. પટના પાછો આવ્યો અને ફરી વાર વકીલાતે વળગ્યો. પણ એ નિશાળો જોવા-તપાસવાને હંમેશાં વરસમાં એક બે વાર જઈ આવતો

ચંપારણમાં અમને બીજા પ્રાંતોના કેટલાક ત્યાગી લોકોની ઓળખાણ થઈ. કેટલાક તો એવા આવ્યા હતા, જેઓ આજ લગી દેશના કામમાં ઉત્સાહભેર વળગી રહેલા છે. એ વખતની ઓળખાણો અને બધા અનુભવો બહુ કીમતી નીવડયાં. એમાંથી આજેયે ઘણું શીખવાનું મળે છે.

ચંપારણની જીતની બિહાર-ઉપર ખૂબ અસર પડી. બિહાર પછાત પ્રાંત હતો. ત્યાં આગળ જાહેરજીવનનું વહેણ બહુ નજીવું હતું. કેળવણીને નામે પણ મીંડું કહેવાય. બધી વાતોમાં બિહારના લોકો બીજા પ્રાંતના લોકો કરતાં સારી પેઠે પછાત ગણાતા હતા. અંગ્રેજી રાજમાં બિહાર શરૂઆતથી જ બંગાળમાં જોડાયેલું હતું. વર્ષો સુધી એ બંગાળનો એક ભાગ બની રહેલું. એટલે સુધી કે બિહારનું જુદું નામ પણ લોકો

ભૂલી ગયા હતા. બંગાળ ઉન્નત પ્રાંત હતો પણ એ ઉન્નતિનો પ્રભાવ બિહાર સુધી પહોંચી શક્યો ન હતો. અંગ્રેજી કેળવણીમાં પણ બિહાર એટલું પાછળ હતું કે બિહારી લોકો સરકારી ઑફિસોમાં પહોચી શકતા ન હતા, તો ઊંચાં પદોની તો વાત જ શી?

વીસમી સદીના પ્રારંભમાં જ કેટલાક બિહારીઓને બિહારની આવી ચિંતાજનક હાલત જોઈને ભારે ખેદની લાગણી થઈ. એને પરિણામે બિહારને બંગાળથી છૂટું પાડવાની હિલચાલ શરૂ થઈ. આ આંદોલનના મુખ્ય નેતા સ્વ. બાબુ મહેશનારાયણ અને દાક્તર સચ્ચિદાનંદ સિંહા હતા. દાક્તર સિંહાના પ્રયત્નને પ્રતાપે જ બિહારને કોંગ્રેસનો જુદો પ્રાંત ગણવામાં આવ્યો. ઈ. સ. ૧૯૧૧માં જ્યારે સમ્રાટ પાંચમા જ્યૉર્જ દિલ્હી દરબારને માટે આવ્યા ત્યારે બિહારને જુદો પ્રાંત બનાવવાનું જાહેર કરતા ગયા. આ જાહેરાત બંગભંગવાળી ચળવળને પરિણામે થઈ હતી. પૂર્વ અને પશ્ચિમ બંગાળને ફરી પાછા એક કરવામાં આવ્યા. બિહાર અને ઓરિસાને જોડીને એક જુદો પ્રાંત બનાવવામાં આવ્યો. જુદા પ્રાંતની વાત થતાંની સાથે જ કંઈક નવું જીવન ફેલાયું હતું. એનાં ચિહ્ન નજરે પડતાં હતાં. બિહારી વિદ્યાર્થીસંમેલનની વાત ઉપર કહેવાઈ ગઈ છે. બિહાર રાજકીય પરિષદ દર વરસે થવા લાગી હતી. ઊંચી કેળવણીની અભિલાષા રાખનારા વિદ્યાર્થીઓ વધુ ને વધુ સંખ્યામાં કલકત્તા જવા માંડ્યા હતા. નવો પ્રાંત બન્યા પછી બધી રીતે પ્રાંત (બિહાર) આગળ વધવા લાગ્યો હતો. આટલું છતાં ૧૯૧૭ની સાલ સુધી દેશસેવાનું કોઈ જાતનું સંગઠિત કામ નિયમસર ચાલતું ન હતું. એ દિવસોની કૉંગ્રેસ સમિતિ આજની સમિતિની સરખામણીમાં એક તમાશા જેવી હતી. હું એ દિવસોમાં પ્રાંતિક સમિતિનો મંત્રી હતો. જે પ્રતિનિધિ ચૂંટાતા હતા — ખાસ કરીને મહાસમિતિના સભ્યો ચૂંટાતા હતા — તેઓ જ કંઈક ફાળો આપતા હતા, અને એ વડે પ્રાંતિક સમિતિનું કામ ચાલતું હતું તથા મહાસમિતિ માટેનું વાર્ષિક લવાજમ ભરાતું હતું. એ વાર્ષિક લવાજમ આપવાનું કાયમ બાકી રહ્યા કરતું હતું. મને યાદ છે કે એ વેળાના કોંગ્રેસ મંત્રી શ્રીયુત સુબ્બારાવ કોઈ કોઈ વાર પટના આવતા. તેઓ આવે એટલે ખાસ ખાસ માણસો ભેળા મળી થોડું ઉઘરાણું કરીને એમને આપી દેતા. નવાબ સરફરાજ હુસેનખાં ઘણા દિવસો સુધી પ્રાંતિક સમિતિના સેક્રેટરી હતા. હું પણ એમની સાથે સેક્રેટરી હતો. ઑફિસનો ખર્ચ મોટે ભાગે અમે બંને મળીને અમારા ગાંઠના પૈસાથી જ ચલાવી લેતા હતા. એ ઉપરથી એમ માનવાની જરૂર નથી કે ઑફિસનો ખર્ચ

કાંઈ ભારે હતો. ફક્ત તારટપાલનું જ ખર્ચ રહેતું, અને એટલું અમે સહેલાઈથી કરી શકતા હતા.

જ્યારે મહાત્મા ગાંધી ચંપારણ આવ્યા ત્યારે આવી જાતનું જાહેર સંગઠન બિહારમાં હતું. એ વખતે પોતાનો બધો સમય દેશસેવાના કામમાં આપતો હોય એવો કદાચ એક પણ માણસ ન હતો. જેઓ કૉંગ્રેસના સભ્ય હતા, અથવા બીજી રીતે જાહેરજીવનમાં આગેવાન હતા, તેઓ પોતપોતાનો ધંધો કરતાં કરતાં દેશસેવા કરતા હતા. બીજા પ્રાંતોની હાલત પણ મોટે ભાગે એવી જ જાતની હશે. પણ બીજા પ્રાંતોમાં થોડા કાર્યકર્તા તો એવા જરૂર હતા જેઓ દેશસેવામાં પોતાનો બધો વખત આપતા હતા. મહાત્માજીની પાસે જેટલા લોકો આવ્યા એ બધા મોટે ભાગે વકીલાતનો ધંધો કરનારા હતા. એમનામાં કોઈએ ધંધો છોડી દેવાનો ઇરાદો રાખીને એમની સાથે કામ શરૂ કર્યું નહોતું. થોડાક દિવસમાં છૂટા થઈ જઈશું એમ વિચારીને અમે ગયા હતા. પણ ત્યાં પહોંચ્યા પછી જોયું તો કામ વધ્યે જ જતું હતું. એ પૂરું કર્યા પહેલાં ત્યાંથી ખસવું પણ મુશ્કેલ હતું એટલા માટે પાંચદસ દિવસ રોકાવાના વિચારથી ગયેલા લોકો આશરે દસબાર મહિના સુધી ચંપારણમાં રોકાઈ ગયા. કામ પૂરું કર્યા પછી જ્યારે અમે પોતપોતાની જગ્યાએ પાછા ફર્યા ત્યારે પોતાની સાથે નવા વિચાર, નવી સ્ફૂર્તિ અને નવા કાર્યક્રમ લેતા ગયા. આખા પ્રાંતમાં એક નવું જ જીવન આવી ગયું. થોડા દિવસમાં જ એનો પ્રભાવ દેખાવા લાગ્યો. અમારી બધાની આંખો ખૂલી ગઈ. હવે અમે સમજવા લાગ્યા કે અમારામાંના થોડાક જણા જ્યાં સુધી પોતાનો આખો વખત દેશના કામમાં નહીં આપે ત્યાં સુધી બિહારનું જીવન ઢીલું જ રહેવાનું.

એક દિવસ હું ગાંધીજી સાથે એક ગામથી પાછો આવતો હતો રસ્તામાં વાતો ચાલી. મેં પૂછ્યું કે આપ આખા દેશમાં ફરો છો. કઈ જગ્યાને દેશસેવાની દૃષ્ટિએ આપ સૌથી ચઢિયાતી ગણો છો? એમણે લગભગ બધા પ્રાંતોની વાતો કરી. છેવટે કહ્યું કે દેશસેવકને માટે પૂના તીર્થસ્થાન છે. ત્યાં એક શહેરમાં જેટલા ત્યાગી લોકો વસે છે તેટલા બીજે ક્યાંય નથી. ત્યાંની સંસ્થાઓ ત્યાગની દૃષ્ટિએ દેશને માટે આદર્શરૂપ છે — નવી સંસ્થાઓ પણ એક પછી એક નીકળ્યે જ જાય છે.

અમે ફરગ્યુસન કૉલેજનું નામ પહેલાં સાંભળ્યું હતું. મહાત્માજીની વાત સાંભળીને એક વાર પૂના જવાની અમારી ઉત્કંઠા વધારે તીવ્ર બની. અમે લોકો ચંપારણમાં જ બેઠે બેઠે વિચાર કરવા લાગ્યા કે અહીંનું

કામ પૂરું થયે એક એવી સંસ્થા ખોલવી જોઈએ જેમાં ત્યાગી લોકો કેવળ નિર્વાહખર્ચ લઈને દેશસેવાના કામમાં મંડયા રહે. ફરગ્યુસન કૉલેજ જેવી એક કૉલેજ કાઢવાનો વિચાર કર્યો. બાબુ બ્રિજકિશોર જ અમારા બધાના નેતા અને ઉત્સાહ આપનારા હતા. તેઓ આ વાતને એટલે સુધી લઈ ગયા કે જ્યારે સંસ્થા સ્થપાય ત્યારે એમાં ગુજરાન પૂરતું જ લઈને સામેલ થવા અમે લોકોએ પોતપોતાનાં નામ પણ નોંધાવી દીધાં. કૉલેજને સારુ રૂપિયા એકઠા કરવાની પણ ચર્ચા થઈ. કેટલાક જણ પાસેથી વચન પણ લેવામાં આવ્યાં.

મહાત્માજીની સાથે વાત કરી તો એમણે સંસ્થાની વાત તો પસંદ કરી પણ એને કૉલેજનું રૂપ આપવાનું બહુ પસંદ ન કર્યું. અમે લોકો એ બાબત ઉપર વિચાર કરવા લાગ્યા જ્યારે ૧૯૧૮માં કૉંગ્રેસની ખાસ બેઠક મુંબઈમાં થઈ ત્યારે હું ત્યાં ગયો. ત્યાંથી પૂના પણ જઈ આવ્યો. ત્યાંની બધી સંસ્થાઓ સારી રીતે જોઈ. એમના વિષે ઠીક ઠીક માહિતી પણ મેળવી.

## ૨૫

## ૧૯૧૭ની કલકત્તા કૉંગ્રેસથી દિલ્હી કૉંગ્રેસ સુધી

૧૯૧૭માં અમે ચંપારણમાં કામ કરી રહ્યા હતા ત્યારે દેશમાં હોમરૂલની ચળવળ જોરમાં હતી. હું ઉપર કહી ગયો કે કોઈ પણ જાતના આંદોલનમાં ભાગ લેવાની મહાત્માજીએ અમને મના કરી રાખી હતી. અને કહ્યું હતું કે ચંપારણનું કામ જ હોમરૂલનું સૌથી મોટું કામ છે. શ્રીમતી એની બેસંટને આ જ અરસામાં નજરકેદ કરવામાં આવ્યાં હતાં, એટલે આંદોલનને વળી વધારે બળ મળ્યું હતું. છાપાઓમાં અમે આ બધી ખબરો વાંચતા પણ અમારું ચિત્ત તો ચંપારણમાં જ હતું. બીજી કોઈ પણ વાતમાં અમે અમારું ધ્યાન જવા દેતા નહીં. ચંપારણ સિવાયના બિહારના બધા જિલ્લાઓમાં હોમરૂલની હિલચાલ ચાલી. મારા ધારવા પ્રમાણે ભણેલા-ગણેલા લોકો ગામડે ગામડે જઈને સભાઓ ભરતા થયા હોય અને આમજનતાને રાજકારણની વાત સંભળાવતા થયા હોય એવો બિહારમાં આ પહેલો જ પ્રસંગ હતો.

આ જ વરસે બિહારના શહાબાદ જિલ્લામાં એક ઘણો જ ગંભીર બનાવ બની ગયો. બકરી ઈદ પર ગાયની કુરબાની થવાને લીધે હિંદુઓ

અને મુસલમાનોની વચ્ચે ઝઘડો થયો અને વાત બહુ જ વધી ગઈ. જિલ્લાના ઘણાખરા ભાગ ઉપરાંત અડખેપડખેના ગયા જિલ્લામાં અને પલામૂ જિલ્લામાં પણ બહુ ભારે રમખાણો ફાટી નીકળ્યાં. કેટલાક દિવસ સુધી તો એવું લાગ્યું કે જાણે અંગ્રેજી રાજ રહ્યું જ નથી. થોડા હિંદુઓને માર પડચો; પણ મુસલમાનોની ઉપર ભારે કેર વર્ત્યો. ઘણા માર્યા ગયા. ઘણાઓનાં ઘર લૂંટાઈ ગયાં. છેવટે જ્યારે લશ્કર આવ્યું ત્યારે હજારો હિંદુઓને પકડવામાં આવ્યા એમના ઉપર કામ ચાલ્યુ. લાંબી લાંબી મુદત સુધી એ બધા કેસો ચાલ્યા. હજારોને આકરી સજાઓ કરવામા આવી. પરિણામ એ આવ્યું કે પહેલાં મુસલમાનો પાયમાલ થયા અને પછી હિંદુઓ પણ પાયમાલ થઈ ગયા. બન્ને કોમોને એ વેળાના બનાવોનું સ્મરણ આજ લગી તાજું છે. બંને કોમોની વચ્ચે મેળ કરાવવાનો કે ટટો મટાડવાનો કોઈ પ્રયત્ન કરે એટલું તે વખતનું જાહેરજીવન આગળ વધેલું નહોતું. જ્યારે કેસો ચાલવા મંડચા ત્યારે વકીલોએ આરોપીઓને થોડીઘણી મદદ આપી. પણ એથી વધારે કંઈ ન થયુ. આ દુખદ બનાવો સાથે મારે કોઈ પણ જાતનો સીધો સબંધ ન હતો. પણ એ બધી વાતોની અસર મારા મન ઉપર થયા વિના રહી નહીં.

કલકત્તાની કોંગ્રેસમા બિહારમાથી—ખાસ કરીને ચંપારણમાથી—પ્રતિનિધિઓની મોટી ટુકડી ગઈ. હુ એક મોટી ટુકડી સાથે ત્યા પહોચ્યો. શેઠ જમનાલાલ બજાજે મહાત્માજીને ઊતરવાની સગવડ કરી હતી. ચંપારણની ટોળી પણ ત્યા જઈ પહોચી. જમનાલાલજીને પહેલી વાર મળવાનુ કદાચ ત્યાં જ બન્યુ. મારી યાદ પ્રમાણે ગાધીજીએ આ કોંગ્રેસમાં કોઈ ખાસ ભાગ લીધો નહોતો.

અમે ચપારણમાં હતા ત્યારે જ ભારતમંત્રી મિસ્ટર મૉન્ટેગ્યુએ બ્રિટિશ સરકાર તરફથી હિદુસ્તાનમાં ધીમે ધીમે પ્રજાતંત્ર સ્થાપવાનુ વચન આપતુ નિવેદન પ્રગટ થયુ હતું. ત્યાર પછી તેઓ હિંદુસ્તાન આવ્યા. થોડા દિવસ પછી એમનો તથા લૉર્ડ ચૅમ્સફર્ડનો, હિદુસ્તાનના રાજકીય સુધારાના સંબંધમાં રિપોર્ટ બહાર પડચો. બધા નેતાઓ અને રાજકીય માણસો એ વિષે પોતપોતાનો મત જાહેર કરવા લાગ્યા. બિહારમા પણ એની ચર્ચા શરૂ થઈ. અમે લોકો ચંપારણના કામમાંથી છૂટા થઈ ગયા હતા, એટલે આના ઉપર ધ્યાન આપવાનો અવકાશ હતો મારો પોતાનો સ્વભાવ પહેલેથી જ નરમ છે. એકાએક ઉગ્ર વિચારો હૃદયમાં આવતા જ નથી આ વિષયમાં હુ નરમ પક્ષની તરફેણમાં હતો. આના ઉપર વિચાર કરવાને

બિહારમાં પ્રાંતિક પરિષદની બેઠક થઈ. એમાં મેં ભાગ લીધો; પણ સદાયે હું ઉગ્ર વિચારની વિરુદ્ધમાં જ રહ્યો. મને લાગતું હતું કે આપણે સરકાર પર દબાણ નાખીને કંઈ પણ કરાવી લઈ શકીએ એટલી તાકાત આપણામાં હજી આવી નથી. વળી દેશનો રાજકારભાર ચલાવવાની બધી જવાબદારી આપણા ઉપર આવી પડે તો આપણે એ સારી રીતે ઉપાડી શકીએ એ વિષે પણ મન શ્રદ્ધા નહોતી. એટલે હું એ રિપોર્ટને કામનો ગણતો હતો. એને આધારે જે કંઈ થઈ શકે એમ હતું તેનો સ્વીકાર કરવા હું તૈયાર હતો. એટલે જેને લીધે આપણી અનિચ્છા કે અસ્વીકારની છાપ પડે એવી જાતનાં ટીકાટિપ્પણ કરવાની વાત મને રુચતી નહોતી. પ્રાંતિક પરિષદમાં મતભેદ હતો. મારી યાદ પ્રમાણે ઉપલા વિચારો જ મંજૂર થયા. એ ખરું, કે અહીંતહીં સહેજ ફેરફારો સૂચવાયેલા.

આ જ રિપોર્ટ ઉપર વિચાર કરવાને મુંબઈમાં કૉંગ્રેસનું ખાસ અધિવેશન મળ્યું. હું પણ ત્યાં ગયો. મારી પોતાની ટેવ અને સ્વભાવ પ્રમાણે મેં ત્યાં ચર્ચામાં કંઈ ભાગ લીધો નહીં. પરંતુ વિષયવિચારિણી સમિતિ અને કૉંગ્રેસની ચર્ચાઓ તથા વિવાદોને બહુ જ ધ્યાનથી મેં સાંભળ્યાં. પટનાના પ્રખ્યાત બૅરિસ્ટર સૈયદ હસન ઇમામ જ ત્યાં પ્રમુખ હતા. એમનું ભાષણ ભારે જબરજસ્ત થયું હતું. કૉંગ્રેસનું સંચાલન એમણે બહુ કુશળતાથી કર્યું. મુંબઈમાં એમનું સ્વાગત પણ બહુ સરસ થયું. વિષય-વિચારિણી સમિતિમાં મેં જોયું કે કેટલીય વાર બંને પક્ષો ઝઘડી પડવાની અણી ઉપર આવી ગયા. એક તરફથી લોકમાન્ય તિલક ગરમ વિચારોનું સમર્થન કરતા હતા, બીજી તરફથી બીજા નેતાઓ ચર્ચા કરતા હતા. આ મોટાઓના ઝઘડાનું સમાધાન પ્રમુખ પોતાના બેચાર શબ્દો વડે અથવા જરા ભમ્મર ચડાવીને કરતા હતા.

૧૯૧૮માં બીજો એક મહત્ત્વનો બનાવ બન્યો. મહાત્માજી ચંપારણમાં હતા તે વખતે ગુજરાતમાં જમીનમહેસૂલ બાબત ખેડા જિલ્લાના ખેડૂતોમાં હિલચાલ ઊપડી. મહાત્માજી ચંપારણ આવ્યા એ પહેલાં જ એમણે સાબરમતીમાં, ઝૂંપડાંઓમાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના એક રીતે કરી દીધી હતી. એમનો વિચાર ચંપારણથી પાછા ફરીને એને રીતસર ખુલ્લો મૂકવાનો હતો, પણ ચંપારણમાં રોકાઈ જવું પડ્યું એટલે એમણે ત્યાં ખબર આપી દીધા કે આશ્રમવાસીઓ ત્યાંનું કામ શરૂ કરી દે. મને પણ જઈને આશ્રમ જોવાની બહુ ઉત્કંઠા હતી.

૧૯૧૮ના એપ્રિલમાં અખિલ ભારતીય હિંદી સાહિત્ય સંમેલનનું અધિવેશન ઇંદોરમાં મળ્યું. મહાત્મા ગાંધી પ્રમુખ બન્યા. બિહારથી અમે

કેટલાક પ્રતિનિધિ બનીને ગયા. ચંપારણ્ય પછી અમે એમ માની લીધેલું કે મહાત્માજી ઉપર અમારો વધારે હક છે. એ ખ્યાલને લઈને અમે ઇંદોરમાં પ્રમુખની સાથે જ ઊતર્યાં. એ સંમેલનમાં ખાસ મહત્ત્વની વાત એ બની કે દક્ષિણ ભારતમાં હિંદી પ્રચારનું કામ શરૂ કરવાનું નક્કી થયું. મહાત્માજીને માટે આ કંઈ નવી વાત ન હતી. એમણે ચંપારણ્યથી જ આ કામ શરૂ કરી દીધું હતું. એક વાર ત્યાં સ્વામી સત્યદેવજી એમને મળવા આવ્યા હતા. મહાત્માજીએ એમને થોડા દિવસ સાબરમતી આશ્રમમાં રોકાઈને પછી દક્ષિણ ભારતમાં હિંદી પ્રચારનું કામ પોતાના હાથમાં લેવા સલાહ આપી. ઇંદોર સંમેલનની કંઈક પહેલાં દક્ષિણમાં આ કામ શરૂ થઈ ગયું હતું. સ્વામી સત્યદેવની સાથે એમણે પોતાના નાના દીકરા દેવદાસ ગાંધીને આ કામને માટે મોકલી આપ્યા હતા. ઇંદોર સંમેલનમાં જે કામ શરૂ થયું એનો વિસ્તાર આજે આખા દક્ષિણ ભારતમાં થઈ ગયો છે. ત્યાં લાખો સ્ત્રી પુરુષોએ હિંદી શીખી લીધું છે.

સંમેલનમાંથી હું સીધો મહાત્મા ગાંધીજીની સાથે સાબરમતી આશ્રમ ગયો હજુ આશ્રમના મકાન બન્યાં ન હતાં. વાંસની સાદડીની ઝૂંપડીઓ હતી. એમાં જ આશ્રમવાસીઓ રહેતા હતા. આશ્રમમાં ઝાઝું રોકાવાની મને તક ન મળી. મહાત્માજી તરત ખેડાનાં ગામડાંઓમાં જતા રહ્યા. ત્યાં નાકરનું કામ શરૂ થઈ ગયું હતું. સરદાર વલ્લભભાઈ, શ્રી શંકરલાલ બૅંકર, અનસૂયાબહેન સારાભાઈ અને બીજા કાર્યકર્તા ગાંધીજીની નેતાગીરી હેઠળ ત્યાં પ્રચારનું કામ કરતા હતા. મને મહાત્માજીની સાથે બેત્રણ દિવસ લગી ત્યાંનાં ગામડાંઓમાં ફરવાનો લાભ મળ્યો.

ગાંધીજી સાથે જે લોકો ચંપારણ્ય આવ્યા હતા તથા ગાંધીજીએ જેમને મોકલ્યા હતા એવા લોકોને ત્યાં મળતાં જે સંબંધ બંધાયેલો તે વધારે ગાઢ થયો.

મહાત્માજી પગપાળા મુસાફરી કરતા હતા. મારે પણ એમ જ કરવું પડયું. એ દિવસોમાં તેઓ જોડા નહોતા પહેરતા. એપ્રિલની આખરમાં ખૂબ ગરમી પડતી હતી. એક દિવસ લગભગ બપોર થવા આવ્યા હતા અમારે રેતીવાળે રસ્તે જવાનું હતું. રેતી બહુ તપેલી હતી પગ બળી જતા હતા. પણ ગાંધીજીએ એની કંઈ પરવા ન કરી. જ્યાં જવું હતું ત્યાં અમે પહોંચી ગયા. ખેડાનો સત્યાગ્રહ સફળ થયો ચંપારણ્ય અને ખેડા બંનેનાં કામ લગભગ એક વરસમાં પૂરાં થયાં.

હું પાછો વકીલાતે વળગ્યો. વચ્ચે વચ્ચે કૉન્ફરન્સો અને કૉંગ્રેસમાં જવું એને ત્યારના વકીલો પોતાની ફરજ માનતા હતા. હું પણ એમનામાંનો

જ એક હતો. ચંપારણ પછી મારા વિચારોમાં ભારે ફેરફારો થઈ ગયા હતા. આવી જાતના કામને કેવળ રજાના દિવસોમાં મોજ માણવાના વિષય તરીકે ન ગણતાં એમાં વધારે વખત આપવાની જરૂર મને લાગવા માંડી હતી પણ હજી કોઈ રસ્તો નક્કી કર્યો નહોતો. એટલે હજી જૂને ચીલે જ ગાડું ગમડયે જતું હતું. ઇંદોરનું હિંદી સાહિત્ય સમેલન, મુબઈમાં કૉંગ્રેસનું ખાસ અધિવેશન અને પછી દિલ્હીમાં ડિસેમ્બરમાં થયેલા એના સાધારણ અધિવેશનમાં મેં ભાગ લીધો. અને આટલેથી જ મારી ફરજ પૂરી થઈ એમ મેં માન્યું.

ગાંધીજીના ચંપારણ જઈ આવ્યા બાદ ઠેકઠેકાણે બિહારનું નામ સંભળાવા લાગ્યું. પરંતુ એને હજી કોઈ ખાસ સ્થાન મળ્યું ન હતું. એટલે કલકત્તાની કૉંગ્રેસમાં કોઈ જુદી જગા ન હોવાથી અમારે બધાને મોટે ભાગે ગાંધીજીની છાવણીમાં ઊતરવું પડ્યું.

દિલ્હીની કૉંગ્રેસમાં એક ભારે રમૂજી કિસ્સો બન્યો. અમે લોકો ત્યાં પહોંચ્યા. સ્ટેશન પર સ્વયંસેવકો મળ્યા. પણ એમનામાંનું કોઈ અમને બિહારના પ્રતિનિધિઓને ઊતરવાનું સ્થાન ક્યાં છે એ બતાવી ન શક્યું. નાયકે કહ્યું કે તમે લોકો પરોડી હાઉસમાં જાઓ. અમે બધા ત્યાં પહોંચ્યા. હજુ પરોઢના પાંચેક વાગ્યા હતા. રાત થોડી બાકી હતી. ઠંડી પુષ્કળ હતી. એક નાના ઓરડામાં જઈને અમે પંદરવીસ જણા બેસી રહ્યા. જ્યારે સવાર થઈ અને તપાસ કરી તો ત્યાં પણ કોઈ અમારે માટેની જગ્યા બતાવી શક્યું નહીં. અમે વિચાર્યું કે બસ હવે અહીં જ ધામો નાખીએ. બીજે માળ એક સારો ઓરડો હતો. એ પર અમે અમારો કબજો જમાવ્યો. થોડા વખત પછી સ્વાગતસમિતિના કેટલાક જણ આવ્યા. એમણે હુકમ કર્યો કે તમારે મકાન ખાલી કરી દેવું જોઈએ. જ્યારે અમે પૂછ્યું કે આખરે અમારે રહેવું ક્યાં? ત્યારે એમણે એટલો જ જવાબ પૂરતો માન્યો કે આ મકાન બંગાળના પ્રતિનિધિને સારુ છે — ઉપરનો ઓરડો શ્રીયુત બી. ચક્રવર્તી અને શ્રીયુત સી. આર. દાસને માટે છે, એટલે તમારે ક્યાંક બીજી જગ્યાએ જઈને ઉતારો કરવો જોઈએ ઘણુંયે કહ્યા છતાં એમને અમારે માટે બીજી કોઈ જગ્યાની ગોઠવણ કરી આપવાનો ભાર પોતાના ઉપર લેવાનું કે બીજા કોઈને એ કામ સોંપવાનું જરૂરનું જણાયું નહીં. અમે પણ જ્યાં સુધી અમારે માટે બીજી જગ્યાની ગોઠવણ ન થાય ત્યાં સુધી ન ખસવાનો નિર્ણય કર્યો થોડા વખત પછી અમને ફરી ત્યાંથી ચાલ્યા જવાનો હુકમ મળ્યો. અમે ચોખ્ખી ના પાડી દીધી. ચીડમાં ને ચીડમાં પેલા સદ્‌ગૃહસ્થે હુકમ કર્યો કે જો અમે એમની વાત

નહીં માનીએ તો સ્વાગતસમિતિને રસોડે જમવાની સગવડ અમને નહીં આપવામાં આવે. આ ધમકી અમને ભાવતી નીવડી. સ્વાગતસમિતિમાં અમારે આશરે બે રૂપિયા રોજ આપવા પડત. અમે તરત બે ચાર હાંલ્લાં મંગાવી લીધાં અને ઈંટનો ચૂલો બનાવી ખીચડી રાંધી લીધી. એમાં ચાર છ આનાથી વધુ ખરચ ન આવ્યું. બસ અમે ત્યાં જ જમી ગયા. બહુ દબાણ કરવામાં આવ્યું પણ જુદો ચૂલો સળગ્યા પછી કોણ ખસવાનું હતું? આખરે એ લોકોએ કંટાળીને અમને પડતા મૂક્યા.

શ્રી સી. આર. દાસ હું કલકત્તામાં વકીલાત કરતો હતો ત્યારથી ઓળખતા હતા. કેટલાક કેસોમાં અમને ભેગા કામ કરવાનો પ્રસંગ આવેલો. કોંગ્રેસમાં એમને મળવાનું થયુ. હસતાં હસતાં એમણે મને કહ્યું, "આભર્યું છે કે મારે માટેનો જે ઓરડો હતો એનો તમે લોકોએ બળજબરીથી કબજો લીધો છે." મને બહુ શરમ આવી. મેં બધી વાત જણાવી અને એમ પણ કહ્યું કે જો તમે ઇચ્છો તો અમે તરત જ ઓરડો ખાલી કરી આપીએ. એમણે કહ્યું કે તમે બરાબર જ કર્યું છે; તમારે માટે ક્યાંયે જગ્યા જ નહતી, તમે બીજુ શું કરી શકત? અને પોતાને માટે તેમણે જણાવ્યું કે મારી ફિકર ન કરતા, હું હોટલમાં ખૂબ આરામથી ઊતર્યો છું.

આ પ્રમાણે ૧૯૧૮નું વરસ પૂરું થયું. અમે પટના પાછા આવ્યા અને વકીલાતમાં પડ્યા.

## ૨૯

## પ્રિય મિત્રનું અવસાન

રાયબહાદુર હરિહરપ્રસાદ સિંહ મને મારા અભ્યાસના દિવસોથી ઓળખતા. જ્યારે હુ વિલાયત જવાની જોગવાઈ કરતો હતો ત્યારે એમણે થોડી મદદ પણ કરી હતી. મેં વકીલાત શરૂ કરી ત્યારે એમણે મને પોતાનો વકીલ નીમ્યો હતો. એમના જેટલા કેસો હાઈકોર્ટમાં આવતા એ બધામાં હુ જ એમનો વકીલ રહેતો. બ્રહ્મદેશમાં પણ એમની ભારે મિલકત હતી. એ મિલકતને અંગે ડુમરાંવના મહારાજા બહાદુરે કોર્ટમાં દાવો માંડ્યો. એમની બિહારમાં જે કાંઈ મિલકત હતી એને પણ એ દાવામાં સંડોવી. બંને તરફથી કેટલાયે મોટા મોટા અને પંકાયેલા વકીલો રોકવામાં આવ્યા. મને પણ બાબુ હરિજીએ કામ કરવાનું કહ્યુ. ૧૯૧૮ની દુર્ગાપૂજાની રજાઓમાં તેઓ પ્રયાગમાં રહેતા હતા. ત્યાં કેમ

અંગેનાં કાગળિયાં વાંચવાને એમણે મને બોલાવ્યો. હું રજાના દિવસોમાં રહ્યો અને કાગળિયાં વાંચ્યાં. મારા મિત્ર બાબુ વૈદ્યનાથનારાયણ સિંહ પણ રજાઓમાં પ્રયાગમાં દારાગંજમાં એક ભાડાનું મકાન રાખી પોતાના કુટુંબ સાથે દિવસો ગાળતા હતા. સાંજે ફરવા ટાણે ઘણુંખરું અમે બંને મળતા.

. એક દિવસ બપોરે તેઓ મારે ત્યાં આવી પહોંચ્યા. અમે જાતજાતની વાતોએ વળગ્યા. લગભગ સાંજ સુધી હું કેસ-સંબંધી કંઈ કામ કરી ન શક્યો. જતી વખતે ફરીને વળતે દિવસે આવવાની વાત કરતા ગયા. બીજે દિવસે આગલા દિવસ કરતાંયે વહેલા આવી લાગ્યા. વળી પાછાં અમે અનેક ગપ્પાં હાંક્યાં. મને એમની તબિયત સારી નથી એવો વહેમ પડ્યો. મેં એક મિત્રના ઉન્માદરોગની શરૂઆત જોયેલી. એવાં જ ચિહ્ન એમનામાં પણ દેખાવા લાગ્યાં. તેઓ પાછા ફર્યા ત્યારે હું પણ એમની સાથે ગયો. એમના ઘર સુધી એમની સંગાથે ગયો. ત્યાં પૂછવાથી જણાયું કે કેટલાયે દિવસથી તેઓ રાત્રે ઊંઘે છે બહુ ઓછું અને રાત-દિવસ આવી જ રીતે કંઈ ને કંઈ બોલ્યા જ કરે છે. મારો ડર વધી ગયો. ત્રીજે દિવસે જોયું તો તેઓ સાવ ગાંડા થઈ ગયા' હતા. હું એમની સાથે જ રહેવા લાગ્યો. એમના ભાઈને તાર કરીને બોલાવ્યા. દિવસે દિવસે એમની હાલત કથળવા લાગી.

એક દિવસ એમણે પોતાની પેટી ઉઘાડીને વકીલાતનો ગાઉન કાઢ્યો અને એના ચીરેચીરા કરી નાખ્યા. યુનિવર્સિટીની કોઈક પરીક્ષામાં એમને સોનાનો ચાંદ મળેલો એને પણ એમણે એવી રીતે કાઢીને ફેંકી દીધો. પોતાની નાની દીકરી જે એમનું નાનામાં નાનું સંતાન હતું એને મારી નાખવા તૈયાર થઈ ગયા.

અમે બધાં બહુ ગભરાયાં. સાંજે કંઈ ઉપચાર થઈ શકે એમ હતું એ કર્યો; પણ બધાનો વિચાર એમ થયો કે એમને પટના લઈ જવા એ જ ઠીક છે. બેચાર દિવસમાં કંઈક સુધારો દેખાયો. એક દિવસ હું એમને લઈને પટના ચાલ્યો જાઉં અને એમના નાનાભાઈ જગન્નાથજી કુટુંબને લઈને બીજે દિવસે પટના પહોંચે એમ નક્કી થયું. હાઈકોર્ટની રજાઓ પૂરી થઈ ગઈ હતી. અમારે બન્નેએ પટના પહોંચવું બહુ જરૂરનું હતું. રજાઓમાં લાગલાગટ પ્રયાગમાં જ રહેલો એટલે હું ઘરના લોકોને મળીયે શક્યો ન હતો. કારણ કે મારાં કુટુંબીઓ છપરામાં કે મારા ગામ જીરાદેઈમાં રહેતાં, મારી સાથે પટનામાં નહોતાં રહેતાં. રજા પૂરી થવા આવ્યે, બેચાર દિવસ પૂરતો ઘેર જઈને એ લોકોને મળી આવવાનો વિચાર રાખેલો પણ વૈદ્યનાથબાબુની બીમારીને કારણે એ વિચાર માંડી વાળવો પડ્યો.

અમે બને પ્રયાગથી પટના આવવાને નીકળ્યા ત્યારે વૈદ્યનાથબાબુ સાવ સાજા દેખાતા હતા. રીતસર કપડા વગેરે પહેરીને હોશમા હોય તેવી વાતો કરતા કરતા મારી સાથે આગગાડીમા બેઠા રસ્તામા એમણે મને પૂછ્યુ કે, તમે ઘેર જવા માગતા હતા તો એ વિચારને માડી કેમ વાળ્યો? અને કહ્યુ કે, હવે મારી તબિયત સાવ સારી થઈ ગઈ છે, ચિંતા કરવાનુ કઈ કારણ નથી. જે કઈ બન્યુ હતું એનું સ્મરણ કરીને એમણે દિલગીરી ને શરમ જણાવી તથા મને કહ્યુ કે, તમે સીધા ઘેર જ ચાલ્યા જાઓ, અને હુ પોતે પટના ચાલ્યો જઈશ, એમા કઈ બગડવાનું નથી.

હુ એમની વાતો સાભળીને રાજી થયો મને વિશ્વાસ આવ્યો કે એમની તબિયત સુધરી ગઈ છે. ત્યાર સુધી મને લ્યુસિડ ઈન્ટરવલ (ગાડપણ વચ્ચેની થોડી ચેતનાની ક્ષણો)ના અર્થની ખબર ન હતી કારીના સ્ટેશને એમને પટનાની ગાડીમા બેસાડીને હુ છપરાની ગાડીમા બેસી છપરા ચાલ્યો ગયો. તેઓ બીજે દિવસે સવારે જ્યારે પટના પહોચ્યા ત્યારે એમની હાલત પહેલાની જેમ સાવ ગાડા જેવી થઈ ગઈ હતી સ્ટેશનના અધિકારીઓએ એમને ઓળખ્યા એવી હાલતમા એમને એકના જોઈને ચેચાર મિત્રોને ખબર આપી. એ લોકો આવ્યા અને જેમતેમ કરીને એમને ઘેર લઈ ગયા. બીજે દિવસે જ્યારે હુ પટના પાછો આવ્યો ત્યારે મે એમને પહેલા જેવી જ ખરાબ હાલતમા જોયા મે કરેલી મોટી ભૂલ બદલ મને ખુબ ખેદ થયો એમને (વૈદ્યનાથજી) મળ્યો ત્યારે એમણે ભારે મજાક ઉડાવી. કહ્યુ કે તમે પોતાને બહુ હોશિયાર સમજો છો ખરુ ને? મને ચોકીપહેરામા રાખવાનું જગન્નાથજીની સાથે કાવતરું ગોઠવીને તમે મારી સાથે આવ્યા હતા; કેવી થાપ આપી તમને, અને બેવકૂફ બનાવ્યા! એટલું કહીને તેઓ હસવા લાગ્યા અને વળી પાછો ઢંગધડા વિનાનો બકવાટ શરૂ કરી દીધો.

પટનામાયે અમે એમની સભાળ રાખી, પણ તેઓ કદી પૂરેપૂરા સાજા થયા નહીં. વચ્ચે વચ્ચે સારા થઈ જાય, એટલે લગી કે હાઈકોર્ટમા પણ જાય 'પટના લો વીકલી' જે હુ અને તેઓ મળીને ચલાવતા હતા તે કાઢવા પણ લાગે. પણ માદગી તો પોત પ્રકાશ્યા કરતી થોડા દિવસ પછી અચાનક એમનુ અવસાન થઈ ગયુ. એમના મરણથી મને ભારે આઘાત લાગ્યો. પણ તેઓ જે સ્થિતિમા હતા એમા રહેવા કરતા એમનો દેહાત થઈ ગયો એ ઘણુ સારુ હતું. મરણ એમને માટે છુટકારા સમાન હતુ. એમનો મારા ઉપર જે પ્રેમ હતો અને જેટલા ઉપકાર

મારા પ્રત્યે એમણે કરેલા એ યાદ આવે છે ત્યારે આજેયે મને દુઃખ થાય છે અને પસ્તાવો થાય છે કે એમને માટે કે એમના કુટુંબ માટે હુ કંઈ પણ કરી ન શકયા.

## ૨૭

## પહેલા મહાયુદ્ધ પછી

ઈ. સ. ૧૯૧૮ના નવેમ્બરમાં યુરોપનું મહાયુદ્ધ પૂરું થયું. ૧૯૧૭ની સાલથી જ ભારતવર્ષમાં રાજકીય જાગૃતિ થવા લાગી હતી. ચંપારણમાં ગાંધીજીના પધારવાની અને ખેડૂતોની સેવા કરવાની અસર ચોતરફ પડવા માંડી હતી, જોકે છાપાંમાં બહુ જ થોડી ખબરો અપાતી હતી અને કોઈ પણ સભામાં ભાષણ આપવાની અમને લોકોને મનાઈ હતી. શ્રીમતી એની બેસંટે હોમરૂલ લીગ સ્થાપીને ૧૯૧૭માં જ દેશમાં ભારે ખળભળાટ મચાવ્યો હતો. લગભગ બધા પ્રાંતોમા એની શાખાઓ સ્થપાઈ ગઈ હતી. લોકો ખૂબ પ્રચાર કરવા મંડી પડયા હતા. આથી સરકાર ગભરાઈ અને એણે શ્રીમતી એની બેસંટને એમના બે સાથીઓ સહિત કેદ કરી દીધાં. એટલે વળી ચળવળે વધારે જોર પકડયું. ૧૯૧૭માં પણ બ્રિટિશ સરકાર પોતાની બેધારી નીતિ ચલાવી રહી હતી. એક બાજુ તો એણે આવી રીતે આંદોલનના મુખ્ય આગેવાનને નજરકેદ કર્યાં અને બીજી તરફ પાર્લમેન્ટમાં નવા નિમાયેલા ભારતમંત્રી શ્રી મૉન્ટેગ્યુએ એક જાહેરનામું બહાર પાડયું. તેમાં હિંદુસ્તાનને ધીમે ધીમે રાજશાસનનો અધિકાર આપવાનું વચન આપવામાં આવ્યું હતું, પણ ક્યારે ને કેટલો અધિકાર હિંદીઓના હાથમાં આપવો એ નક્કી કરવાનુ પાર્લમેન્ટના હાથમાં હતું! ત્યાર પછી શ્રી મૉન્ટેગ્યુ હિંદુસ્તાન આવ્યા. તેઓ અહીંના વાઈસરોય લોર્ડ ચેમ્સફર્ડની સાથે હિંદના નેતાઓને મળ્યા. બંનેએ મળીને એક રિપોર્ટ તૈયાર કર્યો. એને આધારે પાર્લમેન્ટે ૧૯૨૦માં એક કાયદો પસાર કર્યો. શ્રીમતી એની બેસંટને પણ થોડા દિવસ બાદ છોડી મૂકવામાં આવ્યાં. તેઓ ૧૯૧૭માં કલકત્તામાં થનારા કૉંગ્રેસ અધિવેશનનાં પ્રમુખ ચૂંટાયાં. લોકોનો ઉત્સાહ માતો નહોતો. અમે પણ ચંપારણથી ગાંધીજીની સાથે જ કૉંગ્રેસમાં ગયા હતા. ત્યાં મારે શેઠ જમનાલાલ બજાજની સાથે પહેલી ઓળખાણ થઈ. ગાંધીજીના રહેવાકરવાની સગવડ એમણે જ કરી હતી. એ જ મકાનમાં ગાંધીજીની સાથે કામ કરનારા અમે

એક રિપોર્ટ તૈયાર કર્યો. એમાં હિંદુસ્તાનમાંનાં કાવતરાંઓનો ઇતિહાસ આપીને ભલામણ કરવામાં આવી કે કાવતરાંખોરોને તોફાનો મચાવતા અટકાવવાને અને ક્રાન્તિમાંથી હિંદુસ્તાનને બચાવવાને માટે સરકારના હાથમાં પૂરેપૂરી કાનૂની સત્તા રહે એવા કાયદાની જરૂર છે. એનો અર્થ એ થયો કે, હિંદસંરક્ષણધારા હેઠળ જે સત્તા એની પાસે હતી તે બધી જ એની પાસે રહેવી જોઈએ. આવી રીતે એક બાજુએ મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ યોજના ૧૯૧૮ની અધવચમાં અને બીજી બાજુએ રૉલેટ રિપોર્ટ ૧૯૧૮ની આખરે બહાર પડયાં.

## ૨૮

## રૉલેટ બિલ વિરોધી ચળવળ

રૉલેટ રિપોર્ટ બહાર પડતાંની સાથે આખા દેશમાં ભારે અસંતોષ ફાટી નીકળ્યો. એ અસંતોષથી પહેલેથી સળગી રહેલી અસંતોષની આગમાં ઘી હોમાયું અને ખૂબ જ મોટો ભડકો થયો. ચંપારણથી પાછો ફરીને હું મારી વકીલાતમાં લાગી ગયો હતો. છ-આઠ મહિનાની ગેરહાજરી પછી પણ એમાં કોઈ જાતની કમી આવી ન હતી. ૧૯૧૮ અને ૧૯૧૯માં હાઈકોર્ટમાં મારું કામ ખૂબ સારું ચાલ્યું. કેસો અને પૈસા પણ પુષ્કળ મળ્યા. ચંપારણમાં અમને બધાને ગાંધીજીએ એક વાર કહેલું કે અમે સચ્ચાઈથી કામ કરીશું તો એક જાતની મૂડી કમાઈ લેશું અને એ વડે આગળ જતાં ઘણો લાભ મેળવી શકીશું. ત્યાં પૂરેપૂરી સચ્ચાઈથી કામ થયું. આજે પણ જ્યારે મારા જીવનનાં પાછલાં પચીસ વરસોનો હું વિચાર કરું છું ત્યારે જણાય છે કે જે મૂડી હું ત્યાં કમાયો હતો તે દિવસે દિવસે વધતી ગઈ છે. કદી કદી એ જાણીને સંતોષ થાય છે કે મારા જીવનમાં જેની સામે હું ફરજને ખાતર સપનમાં સખત વિરોધ કરું છું એ પણ મારી વાત ઉપર વિશ્વાસ રાખે છે, એ પણ ગાંધીજીએ શીખવેલા સચ્ચાઈના પાઠનું જ ફળ છે. પણ આવી રીતે જાહેરજીવનમાં જે ફાયદો મળ્યો છે તે ઉપરાંત વકીલાતના કામમાં પણ એને લીધે સદાયે લાભ જ મળ્યો છે. કેટલોક લાભ મારા પોતાના ધંધાની સફળતાના રૂપમાં, અને એને પરિણામે પૈસાની કમાણીના રૂપમાં મળ્યો. વકીલાતના જમાનામાં જજોએ મારા ઉપર વિશ્વાસ મૂક્યો એ વાતનો મને ગર્વ છે. એક અંગ્રેજ જજ તો ક્યારેક ક્યારેક, સામેનો વકીલ જો નબળો જણાય તો વિનોદમાં મને

ગરમીને લીધે પગ બળી જતા હતા. કેટલેક દૂર લગી રેતી હતી. મેં તો જોડા પહેર્યા હતા. એટલે મને તો કંઈ કષ્ટ નહોતું પણ ગાંધીજીને બહુ જ ત્રાસ થયો. એમને કંઈક રાહત મળે એ માટે એક જગ્યાએ મેં ચાદર પાથરી દેવા કહ્યું. પણ એમણે એમ ન કરવા દીધું. એ જ મુસાફરીમાં સરદાર વલ્લભભાઈને ગામ કરમસદ જવાની પણ રૂડી તક મને મળી હતી. એમના વડવાઓનું મકાન પણ મેં જોયું હતું. એક રીતે એ સત્યાગ્રહના નેતા સરદાર વલ્લભભાઈ જ હતા. એ જ સત્યાગ્રહને લીધે એમનો ગાંધીજીની સાથે સંબંધ બંધાયો; તે આજ લગી અતૂટ રહ્યો છે અને દિવસે દિવસે આ બંને શક્તિઓના સંગમનું સુફળ દેશને આપે છે.'

ખેડા સત્યાગ્રહ પછી, ગાંધીજી સરકારને મદદ કરવા માટે, ખેડા જિલ્લાના લોકોને લશ્કરમાં ભરતી થવાની સલાહ આપતા આપતા ફરવા લાગ્યા. એ વખત સુધી બ્રિટિશ સરકાર ઉપર એમને પૂરો વિશ્વાસ હતો. એ એમ માનતા હતા કે સરકાર વારે વારે ભૂલો કરી બેસે છે અને કોઈ કોઈ જગ્યાએ એણે જુલમ પણ કર્યા છે. પણ બધી વાતોનો વિચાર કરતાં એકંદરે તેઓ એ નિર્ણય ઉપર આવતા હતા કે બ્રિટિશ નીતિ ન્યાયવાળી છે; એની પાસેથી ન્યાયની ઉમેદ રાખવી જોઈએ. એટલે તેઓ સરકારને મદદ કરવાને માટે લોકોને લશ્કરમાં ભરતી થવાની સલાહ આપવા લાગ્યા. એમની ટેવ પ્રમાણે તેઓ આ કામમાં તનમનથી મંડી પડ્યા. ખેડા જિલ્લાની રખડપટ્ટીને લીધે એમની તબિયતને ઘણું નુકસાન પહોંચ્યું. તેઓ બહુ સખત માંદગીમાં પટકાઈ પડ્યા. એ જ નીતિ પ્રમાણે, હું પણ બિહારમાં ફોજને માટે રંગરૂટોની ભરતીમાં મદદ કરવાને માટે બનાવવામાં આવેલા સરકારી બોર્ડનો સભ્ય થઈ ગયો. એ વખતે એના મંત્રી શ્રી રસલ હતા, જે આજે બિહાર ગવર્નરના સલાહકાર છે. મારી જાણ મુજબ ગાંધીજીને, કાળજાતૂટ મહેનત પછી પણ ભરતીના કામમાં ઝાઝી સફળતા નહોતી મળી. બિહારમાં પણ હું કંઈ વિશેષ ન કરી શક્યો.

ગાંધીજીની માંદગી એટલી બધી વધી ગઈ હતી કે તેઓ મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડના રિપોર્ટ ઉપર વિચાર કરવાને મુંબઈમાં શ્રી સૈયદ હસન ઇમામને પ્રમુખપદે મળેલી કોંગ્રેસની ખાસ બેઠકમાં ભાગ નહોતા લઈ શક્યા, પણ હું એમાં ગયો હતો. ત્યાંથી પાછા ફરતી વખતે હું અમદાવાદ અને સાબરમતીમાં કેટલાક દિવસો સુધી ગાંધીજીની સાથે રહ્યો પણ હતો. હું એમના વિચારો જેટલે સુધી સમજી શક્યો તેટલા પરથી કહી શકું છું કે જો તેઓ કોંગ્રેસમાં આવ્યા હોત તો નરમ દળના લોકોને જ સાથ આપત. કોંગ્રેસ તો પૂરી થઈ પણ બંને દળોના મતભેદ બહુ જ સ્પષ્ટ થઈ ગયા. કેટલાક લોકોએ

કહેતો કે તમે જ પોતાની વિરુદ્ધમાં જે ખરાબમા ખરાબ દષ્ટાંત હોય એ બતાવી દો હુ એને માટે તૈયાર પણ રહેતો. અને એ દષ્ટાત રજૂ કરીને એના સામે જવાબમા જે દષ્ટાન મૂકવુ જોઈએ એ પણ રજૂ કરી દેતો હુ કદીયે લૂલી દલીલ રજૂ કરતો ન હતો. જે કેસમાં વાદવિવાદને અવકાશ ન હોય એ કદી લેતો જ નહી. અસીલને ચોખ્ખેચોખ્ખુ કહી દેતો કે આમા કશુ થઈ શકે એમ નથી, એટલે અપીન દાખલ કરીને પૈસા બગાડશો નહી. કોઈ કોઈ અસીલ બીજાની પાસે જઈને અપીલ દાખલ કરાવતા અને પૈસા ખર્ચીને હારી બેસતા જેમને અપીલ દાખલ કરવાની ના પાડીને કાગળિયા અને પૈસા પાછા વાળેલા તેમને મ બીજાની મારફતે અપીલ દાખલ કરતા અને હારી જતા જોયા છે એક એવા પણ કેસ મેં જોયો કે જેને મે પાછો વાળ્યો હતો, પણ બીજા વકીલે એ દાખલ કર્યો અને હાઈકોર્ટમા એ જીતી પણ લીધો એમ થવું એ કઈ નવાઈની વાત નથી; કારણ કે મુકદ્દમાબાજી એક જાતનો જુગાર તો છે જ એમ બન્યુ હોય કે એ કેસની બારીકીઓ હુ સમજી શકયો ન હોઉં અથવા જજ કોઈક ભુલાવામા પડી ગયો હોય અને એણે ખોટો ચુકાદો આપી દીધો હોય. અસ્તુ

હુ વકીલાત તો સારી કરતો હતો; પણ હવે ગાધીજી સાથેનો સબધ પણ તૂટી શકે એમ નહોતો. રૈલેટ રિપોર્ટ બહાર પડ્યા પછી દેશમા મોટી ચળવળ ઊભી થઈ. ગાધીજીએ એની આગેવાની પોતાના હાથમા લીધી બિહારથી પાછા ફરીને ગાધીજીએ ખેડા જિલ્લાના ખેડૂતોની આગેવાની લીધી અને તેમના પર જે મહેસૂલવધારો નાખવામા આવ્યો હતો તે રદ કરાવ્યો. એને માટે સત્યાગ્રહની તૈયારી કરવી પડી હતી પણ છેવટે સમાધાનીથી એ વાત પતી ગઈ* જ્યારે ગાધીજી ખેડામા ફરતા હતા ત્યારે હુ પણ એમની સાથે ગુજરાતના ખેડૂતોના એ જિલ્લામાં (ઈ. સ. ૧૯૧૮મા) બે ત્રણ દિવસ સુધી ફર્યો હતો એપ્રિલ મહિનો હતો ગરમી ભારી પેઠે પડતી હતી. તડકો ઘણો સખત પડતો હતો. એવી ગરમીમા પણ ગાધીજી ગામડાઓમા ફર્યા કરતા હતા એ દિવસોમાં તેઓ જોડા નહોતા પહેરતા એટલે રેતી તપી જાય ત્યારે ઉઘાડે પગે ચાલતા એમને બહુ હેરાન થવુ પડતું હતું. એક દિવસ એવુ દશ્ય મને જોવાને મળ્યુ કે,

* અહીં કંઈક સ્મૃતિદોષ લાગે છે. ખરુ જોતા ખેડા જિલ્લામા પાક ઓછો થયો હોવાને કારણે ખેડૂતોએ મહેસૂલ મુલતવી રાખવાની માગણી કરી હતી સરકારે એ માગણી ન સ્વીકારી એટલે મહેસૂલ ન ભરવાની લડત શરૂ થઈ. છેવટે જ્યારે સરકારે ખેડૂતોની માગણી મુજબનો હુકમ કાઢ્યો ત્યારે લડત બંધ થઈ
—અનુવાદક

ગરમીને લીધે પગ બળી જતા હતા. કેટલેક દૂર લગી રેતી હતી. મેં તો જોડા પહેર્યા હતા. એટલે મને તો કંઈ કષ્ટ નહોતું પણ ગાંધીજીને બહુ જ ત્રાસ થયો. એમને કંઈક રાહત મળે એ માટે એક જગ્યાએ મેં ચાદર પાથરી દેવા કહ્યું. પણ એમણે એમ ન કરવા દીધું. એ જ મુસાફરીમાં સરદાર વલ્લભભાઈને ગામ કરમસદ જવાની પણ રૂડી તક મને મળી હતી. એમના વડવાઓનું મકાન પણ મેં જોયું હતું. એક રીતે એ સત્યાગ્રહના નેતા સરદાર વલ્લભભાઈ જ હતા. એ જ સત્યાગ્રહને લીધે એમનો ગાંધીજીની સાથે સંબંધ બંધાયો; તે આજ લગી અતૂટ રહ્યા છે અને દિવસે દિવસે આ બંને શક્તિઓના સંગમનું સુફળ દેશને આપે છે.'

ખેડા સત્યાગ્રહ પછી, ગાંધીજી સરકારને મદદ કરવા માટે, ખેડા જિલ્લાના લોકોને લશ્કરમાં ભરતી થવાની સલાહ આપતા આપતા ફરવા લાગ્યા. એ વખત સુધી બ્રિટિશ સરકાર ઉપર એમને પૂરો વિશ્વાસ હતો. એ એમ માનતા હતા કે સરકાર વારે વારે ભૂલો કરી બેસે છે અને કોઈ કોઈ જગ્યાએ એણે જુલમ પણ કર્યો છે. પણ બધી વાતોનો વિચાર કરતાં એકંદરે તેઓ એ નિર્ણય ઉપર આવતા હતા કે બ્રિટિશ નીતિ ન્યાયવાળી છે; એની પાસેથી ન્યાયની ઉમેદ રાખવી જોઈએ. એટલે તેઓ સરકારને મદદ કરવાને માટે લોકોને લશ્કરમાં ભરતી થવાની સલાહ આપવા લાગ્યા. એમની ટેવ પ્રમાણે તેઓ આ કામમાં તનમનથી મંડી પડ્યા. ખેડા જિલ્લાની રખડપટ્ટીને લીધે એમની તબિયતને ઘણું નુકસાન પહોંચ્યું. તેઓ બહુ સખત માંદગીમાં પટકાઈ પડયા. એ જ નીતિ પ્રમાણે, હુ પણ બિહારમાં ફોજને માટે રંગરૂટોની ભરતીમાં મદદ કરવાને માટે બનાવવામાં આવેલા સરકારી બોર્ડનો સભ્ય થઈ ગયો. એ વખતે એના મંત્રી શ્રી રસલ હતા, જે આજે બિહાર ગવર્નરના સલાહકાર છે. મારી જાણ મુજબ ગાંધીજીને, કાળજાતૂટ મહેનત પછી પણ ભરતીના કામમાં ઝાઝી સફળતા નહોતી મળી. બિહારમાં પણ હુ કંઈ વિશેષ ન કરી શક્યો.

ગાંધીજીની માંદગી એટલી બધી વધી ગઈ હતી કે તેઓ મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડના રિપોર્ટ ઉપર વિચાર કરવાને મુંબઈમાં શ્રી સૈયદ હસન ઇમામને પ્રમુખપદે મળેલી કોંગ્રેસની ખાસ બેઠકમાં ભાગ નહોતા લઈ શક્યા, પણ હું એમાં ગયો હતો. ત્યાંથી પાછા ફરતી વખતે હુ અમદાવાદ અને સાબરમતીમાં કેટલાક દિવસો સુધી ગાંધીજીની સાથે રહ્યો પણ હતો. હું એમના વિચારો જેટલે સુધી સમજી શક્યો તેટલા પરથી કહી શકું છું કે જો તેઓ કૉંગ્રેસમાં આવ્યા હોત તો નરમ દળના લોકોને જ સાથ આપત. કૉંગ્રેસ તો પૂરી થઈ પણ બંને દળોના મતભેદ બહુ જ સ્પષ્ટ થઈ ગયા. કેટલાક લોકોએ

કોંગ્રેસમાંથી જુદા પડીને લિબરલ દળનું જુદું સંગઠન કરવાની ત્યાંથી જ શરૂઆત કરી. ત્રણ મહિના પછી વાર્ષિક અધિવેશનમાં કોંગ્રેસે લગભગ મુંબઈના જ ઠરાવોને કાયમ રાખ્યા.

જ્યારે હું મુંબઈથી અમદાવાદ પહોંચ્યો ત્યારે જોયું કે ગાંધીજી અમદાવાદ શહેરમાં આવેલા મિરઝાપુર નામના લત્તામાં શેઠ અંબાલાલ સારાભાઈના આલેશાન બંગલામાં રહ્યા છે. શેઠજી એ વખતે પોતાના બીજા એક નવા મકાનમાં રહેતા હતા અને આ મકાન ખાલી હતું. ગાંધીજીની તબિયત બહુ જ ખરાબ હતી. દાક્તરો તપાસ્યા તો કરતા હતા પણ ગાંધીજી કંઈ દવા લેતા ન હતા. તેમને સખત મરડો થયો હતો. તાવનુંયે જોર હતું. સાબરમતીમાં આશ્રમ સ્થપાઈ ગયો હતો પણ હજુ સુધી થોડાક જ મકાન બન્યાં હતાં. પરંતુ ત્યાં રહેનારાઓની સંખ્યા વધતી જતી હતી. એક દિવસ ગાંધીજીનો તાવ બહુ વધી ગયો, પણ એનો કંઈ વિચાર વિના એમણે કહ્યું કે હવે મારે અહીં ન રોકાવું જોઈએ. ચાલો, મને જલદી આશ્રમમાં જ લઈ ચાલો. સાથીઓએ એમને રોકવાનું ઘણું કર્યું; પણ એમણે કોઈનું ન સાંભળ્યું. એવી ને એવી હાલતમાં તેઓ આશ્રમમાં ચાલ્યા ગયા. આ બન્યું ત્યારે હું અમદાવાદ શહેરનાં પ્રખ્યાત સ્થળો જોવાને નીકળેલો. પાછો ફર્યો ત્યારે મેં સાંભળ્યું કે બધા લોકો આશ્રમમાં ચાલ્યા ગયા છે. પછી હું પણ સાંજે ત્યાં પહોંચ્યો.

બીજે દિવસે સવારે હું ગાંધીજીની પાસે બેઠો હતો, ત્યારે મને જે દૃશ્ય જોવાનું મળ્યું અને જે વાત સાંભળવા મળી તે હું કદી ભૂલી શકું એમ નથી. ગાંધીજીનો તાવ કંઈક ઊતર્યો હતો પણ નબળાઈ બહુ હતી. એક નાનકડા ઓરડામાં તેઓ ખાટલા પર પડ્યા હતા. હું નીચે પાથરેલી સાદડી ઉપર બેઠો હતો. તેઓ શ્રી છગનલાલ ગાંધીને બોલાવીને એમની સાથે વાતો કરવા લાગ્યા. એમણે એટલા આવેશમાં વાતો કરી કે એનો પ્રભાવ પડ્યા વિના રહી શકે એમ ન હતો. જોકે હું ગુજરાતી ઓછું સમજી શકતો હતો તોપણ સાર તો મને સમજાયો. એમણે કહ્યું: "કાલે ખૂબ સખત તાવ હતો ત્યારે મેં હઠ કરીને અહીં ચાલ્યા આવવાનું કહ્યું. હું ધારતો હતો કે અહીં આવી જઈશ એટલે તાવનું જોર ઘટી જશે. આ તાવ તો શરીરમાં હતો પણ ત્યાં એ મોટા મહેલમાં પડ્યા પડ્યા હૃદયમાં ભારે જ્વાળા સળગી રહી હતી. મને વિચાર આવતા હતા: 'ગાંધી! તારે આવડા મોટા મહેલનું શુ કામ? તું અહીં શાને પડ્યો છે? તારું સ્થાન તો ગરીબોનાં ઝૂંપડાંમાં છે — આશ્રમમાં છે. અહીંથી તો તું તરત જ ભાગ. એમ નહીં કરે ત્યાં સુધી તને ચેન પડવાનું નથી'

એટલા માટે જ મેં આટલી હઠ કરી, તમારામાંના કેટલાકને તે ખૂંચીયે હશે. ત્યાંથી અહીં આવીને પણ રાત્રે મને ઊંઘ આવી નથી. વિચારો ચોળાયા કર્યા. હું મારી જાતને પૂછ્યા કરતો હતો કે, શું તારી જિંદગી આવી જ રીતે કંઈ પણ સફળતા મેળવ્યા વિના જ વીતી જવાની છે? જ્યારનો દક્ષિણ આફ્રિકાથી હિંદુસ્તાન આવ્યો છું, ત્યારથી એક પછી એક કામ હાથમાં લેતો ગયો; પણ એકેય પૂરું ન કરી શક્યો; બધાં અધૂરાં જ છોડતો ગયો. મિલમજૂરોમાં હડતાળનું કામ ચાલ્યું. મજૂરોની માગણીઓ કબૂલાઈ; એ અર્થમાં હડતાળ સફળ નીવડી પણ હજુ મજૂરોમાં ઘણીયે ખામીઓ ભરી છે. એ દૂર કરવી જોઈએ. એમની વચ્ચે કામ કરીને એ ખામીઓ દૂર કરવાનો પ્રયત્ન કરવાની મારી ઇચ્છા હતી, પણ એ ન કરી શક્યો, ચંપારણ ચાલ્યો ગયો. ચંપારણમાં પણ નીલવરોનો જે સવાલ છે એ, તો એક રીતે પતી ગયો; પણ ત્યાંના ખેડૂતો વચ્ચે ઘણું કામ કરવાની જરૂર છે. એટલા માટે ત્યાં ચારેક નિશાળો ઉઘાડી છે. મેં ઇચ્છા રાખેલી કે આ જાતના કામમાં હું મદદ આપ્યા કરીશ અને એ જિલ્લામાં આવા કામનો આરંભ કરીને એને સારી પેઠે ખીલવીશ. આ કામને માટે પૂરી ખંતથી કામ કરનારા ત્યાગી માણસો પણ મળ્યા હતા અને બીજા એમાં જોડાવાના હતા; પણ એયે અધૂરું મૂકીને મારે ખેડા સત્યાગ્રહમાં પડવું પડયું. પછી ખેડાના ખેડૂતોનું કામ પૂરું થયું કે તરત લશ્કર માટેની ભરતીના કામમાં લાગી ગયો. ખેડામાં પણ લોકો વચ્ચે કામ કરવાની જરૂર છે; પણ એયે પૂરું ન થઈ શક્યું! એટલામાં હું માંદો પડી ગયો. કોણ જાણે આ માંદગીમાંથી ઊઠવાનો છું કે નહીં! જો ઊઠ્યો તોયે ક્યારે સાજો થઈશ એ કહેવું મુશ્કેલ છે. તમે લોકો, જે દક્ષિણ આફ્રિકાથી મારી સાથે કામ કરતા આવ્યા છો, એ મારી આવી દશાને લઈને કોઈ કામ સ્થિરતાથી કરી શકતા નથી. તમારી તબિયત પણ ખરાબ જ છે. આ આશ્રમને પણ મેં મોટી આશાથી અને ઘણાયે મનસૂબા બાંધીને સ્થાપ્યો હતો પણ આનેયે હું હજુ સુધી વખત આપી શક્યો નથી. આનો પાયો નાખવાનો સંદેશો પણ મારે ચંપારણથી આપવો પડ્યો. હું જાતે ન આવી શક્યો. તે દહાડાથી આજ સુધી હું કોઈ ને કોઈ કામમાં અને બહાર જ ફરતો ફર્યો. અત્યારે મારી આ દશા છે. કોણ જાણે ઈશ્વરે શું કરવા ધાર્યું છે!"

આ પ્રમાણે વાતો કરતાં કરતાં તેઓ ડૂસકે ડૂસકે રોવા લાગ્યા. થોડી વાર સુધી રોતા રહ્યા. અમે જ બે જણ ત્યાં હતા. એમને કોઈ છાના પણ કેવી રીતે રાખે? અમે જાણતા હતા કે એમના હૈયાની જ્વાળા

હવે આંસુઓના રૂપમાં વરાળના પાણીની પેઠે બહાર નીકળી રહી છે. થોડી વાર પછી તેઓ પોતે જ શાન્ત થયા. એમણે કહ્યું આ તાપ બહુ જ બાળી રહ્યો હતો. આખી રાત ઊંઘ્યો નથી. થોડાં આંસુ વહી જવાથી હવે કંઈક શાતા વળી. આ પછી થોડી વાર મૂંગા રહ્યા. હું પણ ચૂપ બેસી રહ્યો અને વિચારવા લાગ્યો કે ઈશ્વરે મને મોટું સદ્‌ભાગ્ય બક્ષ્યું છે કે આ મહાપુરુષનો સંગ મને સાંપડ્યો છે. ત્યાર પછી બેત્રણ દિવસે રજા લઈને હું મારા પોતાના કામ ઉપર પાછો આવ્યો.

ગાંધીજીની આ માંદગી ખૂબ ગંભીર હતી. કેટલીય વાર તો મૃત્યુ સામે ઊભેલું દેખાતું હતું. તેમાંથી ઊઠ્યા પછી એમણે રૉલેટ રિપોર્ટ સામેની ચળવળમાં આગેવાની કરવાનું માથે લીધું. રિપોર્ટ બહાર પડ્યા પછી થોડાક જ દિવસની અંદર સરકારે એમાની ભલામણ પ્રમાણે બે બિલો દિલ્હીની ઇમ્પિરિયલ કાઉન્સિલમાં રજૂ કર્યાં. એ બિલોથી સરકારને બહુ જ વ્યાપક અને જુલમી અધિકાર મળતા હતા. એ જેને ઇચ્છે તેને કોર્ટમાં લઈ ગયા વિના જ નજરકેદ કરી શકતી હતી. પ્રજાએ જોયું કે લડાઈ દરમ્યાન સ્વરાજને માટે જે વચન આપવામાં આવ્યાં છે એ પાળવાનાં કોઈ લક્ષણ દેખાતાં નથી, પણ આ 'કાળા કાયદા' આપણે માથે ઠોકી બેસાડવામાં આવે છે. આખા દેશમાં ભારે ખળભળાટ મચ્યો. ઠેર ઠેર વિરોધ સભાઓ ભરાવા લાગી. કાઉન્સિલમાં ગેરસરકારી સભ્યોએ આ બિલોનો સખત વિરોધ કર્યો; પણ એમનું કોણ સાંભળે? છેવટે એક બિલ પસાર થઈ ગયું. બધા જ ચૂંટાયેલા હિંદુસ્તાનીઓએ એનો વિરોધ કર્યો હતો. પણ સરકારી અમલદારો તથા કેટલાક સરકારે નીમેલા સભ્યોના મત વડે એ કાયદો બહુમતીથી પસાર થઈ ગયો. ગાંધીજીએ પહેલેથી જ જાહેર કરી દીધું હતું કે, જો આ કાયદા પસાર થશે તો અમે લોકો એને માનવાના નથી — સત્યાગ્રહ કરીશું.

એ વખતે દેશને ખૂણે થતી એ વિરોધસભાઓ એક નવી જાગૃતિ અને નવજીવનની નિશાની હતી આવી જંગી સભાઓ — જેમાં બધા વર્ગના, બધી જાતિના તથા બધા ધર્મના લોકો, આવડી મોટી સંખ્યામાં એકઠા મળતા હોય — ભાગ્યે જ પહેલાં કોઈ વાર જોવામાં આવી હતી. એક બિલ પસાર થતાંની સાથે જ ગાંધીજીએ પોતાના વચન પ્રમાણે સત્યાગ્રહનો પ્રશ્ન ઉઠાવ્યો. દેશનું વાતાવરણ જોઈને સરકારે બીજા બિલને આગળ ન આણ્યું, તેમ એને પાછુંયે ન ખેંચ્યું. આમ એ એમ ને એમ લટકતું રહ્યું. ન પસાર થયું, ન નામંજૂર થયું. કદાચ, કાયદા પ્રમાણે કેટલાક દિવસ બાદ એ રદ થઈ ગયું હશે. પણ જે બિલ પસાર થઈ ગયું હતું એ પણ

યે ઉતરે એવું ન હતું. એથી સરકારનું કામ પાર પડતું હતું. જે વળ ચાલી એનું પરિણામ એ આવ્યુ કે એ કાયદો પસાર થયો છતાં એનો ઉપયોગ થયો નહીં. કેટલાક વરસ પછી એ રદ પણ કરવામાં ગ્યો.

૨૯

## છઠ્ઠી એપ્રિલ અને લશ્કરી કાયદો

એ જ અરસામાં ગાધીજીએ યંગ ઇન્ડિયાનું તંત્રીપદ પોતાના હાથમાં ). દર અઠવાડિયે એમાં એમના લેખો આવવા લાગ્યા. એ લેખો આખા માં સનસનાટી ફેલાવી દેતા. એમણે અહિંસાત્મક સત્યાગ્રહ જાહેર કરી . એક ચોક્કસ દિવસ પણ મુકરર કરી દીધો. તે દિવસે આખા માં લોકો ઉપવાસ કરે, પોતપોતાનાં ધાર્મિક મંદિરો અને મસ્જિદોમાં ર્થના કરે, સરઘસ કાઢીને સાજને વખતે સભા કરે અને એમાં 'કાળા દા'નો વિરોધ કરે. વિરોધી સભાઓ તો હમેશાં થયે જ જતી હતી. એ દિવસનું મહત્ત્વ બહુ ભારે હતુ. આગળની ચળવળે ભૂમિકા બર તૈયાર કરી હતી. એ દિવસની હડતાળ એટલી જબરદસ્ત હતી કે ી હડતાળ ભાગ્યે જ પહેલાં કદી જોવામાં આવી હશે. શહેરોમા બધી નો બંધ હતી, વાહનવ્યવહાર બંધ હતો. ગામડાંઓમાં લોકોએ તે સે ગાડાં અને હળ જોડવાનુંયે બંધ રાખ્યુ હતું. કોણ જાણે કેવી આ સંદેશો બધે પહોચી ગયો હતો. હજુ કોંગ્રેસનું સગઠન એટલુ પક થયુ ન હતું કે એટલું સંગીન પણ ન હતું કે આ સદેશો તે ાયે દૂર દૂરનાં ગામડાંઓ સુધી પહોચાડી શકે; છતાં પણ આ અદ્દભુત વ બન્યો.

પટનામાં હું સભાઓના સંગઠન વગેરેનું કામ તત્પરતાથી કરતો . વખતોવખત ગાધીજીના કાગળો પણ મળતા રહેતા. પણ બધી સખાસ વાતો તો યંગ ઇન્ડિયામાંથી મળતી હતી. શ્રી મજરૂલ હક હેબ અને શ્રી સૈયદ હસન ઇમામ ખૂબ રસ લેતા હતા. મજરુલ હક હેબ તો એ દિવસોમાં દિલ્હીની કાઉન્સિલમાં ગયા હતા; પણ હસન ામ માહેબ સભાઓમાં જતા હતા તે દિવસની હડતાળ માટે બધા ાનદારોને આગળથી કહેવામાં આવ્યુ હતું. બધા કબૂલ થયા હતા; પણ મોટી દુકાનવાળા કબૂલ થતા ન હતા. ઇમામ સાહેબને એ વાત

જણાવવામા આવી. મને સાથે લઈને તેઓ પેલાની દુકાને ગયા. અને ત્યાં પહોંચતાં જ એમણે એ બુઢ્ઢાના પગમાં પોતાની ટોપી ઉતારીને મૂકી. એ તો ડઘાઈ જ ગયો. કહેવા લાગ્યો કે, આપે આ શું કર્યું ? આપનો તો હુકમ બસ હતો. પરિણામ એ આવ્યુ કે આખા શહેરમાં એક પણ દુકાન ઊઘડી નહીં. ચાહે પછી તે હિંદુની હોય કે મુસલમાનની, સોનાચાંદીની કે શાકભાજીની; શહેરની બધી જ દુકાનો બંધ રહી. એ દિવસનું સરઘસ પણ અદ્ભુત હતું. ગુલઝાર બાગથી લઈને લગભગ શહેરનો કિલ્લો જ્યા સભા થવાની હતી ત્યા સુધીનું લાબું સરઘસ હતું. સૌને મોખરે ઉઘાડે પગે હસન ઇમામ સાહેબ હતા અને પાછળ અમે બધા લોકો. જે સભા કિલ્લાના નાનકડા મેદાનમાં થવાની હતી એ ત્યાં ન થઈ શકી; કારણ કે જગ્યા સાંકડી હતી. ગગાને કિનારે રેતીમાં સભા કરવી પડી. અમે બધા ડરતા હતા કે આવડી મોટી મેદની ક્યાંક પોલીસ સાથે અથડામણમા ન આવી પડે; પણ કશુય થયુ નહીં. બહુ જ શાંતિ અને ઉત્સાહપૂર્વક એ દિવસનુ કામ પાર ઊતર્યું.

થોડા દિવસ પહેલાં જ ગાધીજીએ લખી મોકલેલું કે એક સમિતિ નીમવી અને તે સમિતિ જે કાયદાનો ભગ કરવાની આજ્ઞા આપે તેવા કાયદાનો અહિંસાનુ પાલન કરતાં કરતાં ભંગ કરવો અને તે બદલ જે સજા થાય તે રાજીખુશીથી સહન કરવા તૈયાર હોય એવા સત્યાગ્રહીઓ પાસે પ્રતિજ્ઞાપત્રોમાં સહીઓ લેવી.

હજુ લગી સમિતિએ એવા કાયદાઓ બતાવ્યા ન હતા. આને વિષે દેશમાના કેટલાંક નરમ દળના લોકો તેમ જ છાપાઓ તરફથી ખૂબ ટીકાટિપ્પણી પણ થઈ. પરંતુ ગાધીજી ડગ્યા નહીં. બિહારમાં મારી પાસે એ પ્રતિજ્ઞાપત્ર આવ્યુ. એ પર હસન ઇમામ સાહેબે સહી કરી. મે તથા કેટલાક બીજાઓએ પણ કરી.

છઠ્ઠી એપ્રિલની હડતાલ અને સભાઓ આખા દેશમાં બહુ જ સફળતાથી અને ધામધૂમથી થઈ. દિલ્હીમાં જે સભા થઈ હતી એ બહુ જ અગત્યની હતી. હિંદુમુસલમાન ઐક્ય એટલી હદે પહોચ્યુ કે બન્નેએ એક સાથે સરકારની ગોળીઓ ઝીલી. સરઘસને દોરનાર સ્વામી શ્રદ્ધાનંદજીએ પોતાની છાતી ઉઘાડી કરી નાખી કે જેથી સરકાર ચાહે તો એમને ગોળીથી વીંધી નાખે મુસલમાનો ઉપર એટલો પ્રભાવ પડયો કે તેમણે સ્વામી શ્રદ્ધાનંદજીને લઈ જઈને જુમ્મામસ્જિદમા એમની પાસે ભાષણ કરાવ્યુ. ત્યા જે નાનુંસરખું તોફાન થયુ એને શાત પાડવાને ગાધીજી દિલ્હી જવા નીકળ્યા. પણ રસ્તામા જ દિલ્હીની પાસે પલવલ સ્ટેશન ઉપર, સરકારી

હુકમ મુજબ એમને રેલગાડીમાંથી ઉતારી લેવામાં આવ્યા અને કોઈ અજાણ્યા સ્થળે મોકલી દેવામાં આવ્યા. શ્રી મહાદેવભાઈ એમની સાથે હતા, તે ત્યાંથી એકલા જ મુંબઈ પાછા ફર્યા. રસ્તેથી એમણે મને તાર કર્યો કે ગાંધીજી પકડાયા છે અને એમને કોઈ અજાણ્યે સ્થળે મોકલી દેવામાં આવ્યા છે. એટલે મારે તરત જ મુંબઈ પહોંચીને એમને (મહાદેવભાઈને) મળવું જોઈએ. તાર મળતાં જ હું મુંબઈ તરફ રવાના થયો. રસ્તામાં જે છાપાં મળ્યાં એ પરથી જાણ્યું કે ગાંધીજીની ધરપકડના સમાચાર પહોંચતાંની સાથે પંજાબનાં કેટલાંયે શહેરોમાં, અમદાવાદમાં અને મુંબઈમાં તોફાનો શરૂ થયાં છે. હું જ્યારે એ દહાડા પછી મુંબઈ પહોંચ્યો ત્યારે ત્યાં શાંતિ સ્થપાઈ હતી. ગાંધીજીને પલવલથી મુંબઈ લઈ જવામાં આવ્યા અને ત્યાં છોડી મૂકવામાં આવ્યા. ગાંધીજીને મુંબઈ લઈ જવાથી તોફાનનું જોર વધી ન શક્યું, એ જલદી શાંત પડી ગયું. પણ અમદાવાદથી ખરાબ ખબરો મળ્યા હતા. ગાંધીજી ત્યાં જવાને નીકળી ચૂક્યા હતા. મહાદેવભાઈ પણ મુંબઈ પહોંચીને એમની સાથે થઈ ગયા હતા. જ્યારે હું પહોંચ્યો ત્યારે સાંભળ્યું કે તેઓ બંને અમદાવાદ ચાલ્યા ગયા છે. હું પણ એ દિવસની સાંજની ગાડીએ અમદાવાદ જવા ઊપડ્યો. બીજે દિવસે સવારે જ્યારે સ્ટેશનની બહાર નીકળ્યો ત્યારે જોયું કે ગોરા સિપાઈઓનો પહેરો છે અને શહેરમાં લશ્કરી કાયદો ચાલે છે. જેમ તેમ કરી એક ટાંગામાં હું સાબરમતી આશ્રમમાં પહોંચ્યો. ત્યાં પણ ગાંધીજીના આવી પહોંચવાથી લોકોમાં શાંતિ આવી હતી, ને બળવો-તોફાન ઓસરી ગયાં હતાં. લશ્કરી કાયદો મારા પહોંચ્યા પછી થોડાક કલાકમાં જ પાછો ખેંચી લેવામાં આવ્યો. અથવા કદાચ એ પહેલાં જ એ પાછો ખેંચાયો હતો. ત્યાં શાંતિ જાળવી રાખવાની વ્યવસ્થા કરીને ગાંધીજી એ જ દિવસે કે બીજે દિવસે રાતની ગાડીએ મુંબઈ જવાને નીકળ્યા. હું પણ તેમની સાથે હતો.

એ દરમ્યાન પંજાબથીયે તોફાનો થયાની ખબરો આવતી રહી. એટલે ગાંધીજી બહુ જ વિમાસણમાં પડી ગયા. જલિયાંવાલા બાગનો હત્યાકાંડ આ દરમ્યાન થયો હતો. થોડી ખબર મળી હતી પણ પૂરેપૂરી ચોક્કસ વિગત કેટલાક મહિનાઓ લગી મળી નહીં. એટલું તો જરૂર જણાયું કે પંજાબની હાલત અત્યંત ભયાનક થઈ ગઈ છે. ગાંધીજી વિચારવા લાગ્યા કે આવી સ્થિતિમાં સત્યાગ્રહ ચલાવવો એ ઠીક નથી. એમણે એ રાત્રે અમદાવાદમાં અને મુંબઈ જતાં રસ્તામાં આગગાડીમાં જ પોતાનું નિવેદન લખ્યું અને તેમાં એમણે, લોકોમાં અહિંસાનો અભાવ હોવાને કારણે સત્યાગ્રહ મુલતવી રાખવાનો વિચાર જાહેર કર્યો. અમે

લોકોએ એ નિવેદન આગગાડીમા જ વાચી લીધુ. મુંબઈ પહોચીને એ છાપામા છાપવાને આપવામા આવ્યુ

મુબઈમા હુ થોડા દિવસો માટે રોકાઈ ગયો. ત્યા એ જ અરસામા હિદી સાહિત્યસમ્મેલનનુ અધિવેશન ચાલતુ હતુ એમા હુ સામેલ થયો. ત્યાર પછી હુ પટના આવ્યો. સત્યાગ્રહ મુલતવી રહ્યો એટલે ફરી હુ મારી વકીલાતમા લાગી ગયો.

## ૩૦

## પંજાબનો હત્યાકાંડ, ખિલાફત અને અસહકાર

સત્યાગ્રહ મુલતવી તો રહ્યો પણ દેશમા અસતોષ વધતો જ ગયો બીજી બાજુ પજાબમા લશ્કરી કાયદાને નામે જુલમ અને અત્યાચાર ગુજારવામા આવ્યા લોકોને બેઇજ્જત કરવામા આવ્યા. હજારો માણસોને સખત સજાઓ થઈ. બધી વાતની ખબરો થોડી થોડી બહાર આવતી રહી પણ પૂરી ખબરો કોઈને મળતી ન હતી અદર અદરની એકતા એટલી મજબૂત હતી કે બધી વાતમા હિદુ, મુસલમાન અને શીખ પૂરેપૂરો ભાગ લેતા હતા, એક સાથે ગોળીઓ ખાતા, લાઠીઓ ખમતા, પાણી પીતા, જમીન પર પેટે ઘસડાતા અથવા વિમાનમાથી વરસતા ગોળાઓનો શિકાર બનતા. એ હત્યાકાડનું આખુ વર્ણન અહીં આપી શકાય એમ નથી એ તો કોગ્રેસે નીમેલી સમિતિના રિપોર્ટમાથી જ વાચવુ જોઈએ બહાદુર પજાબીઓની ઉપર થતા જુલમોની ખબર પજાબથી બહાર આવી શકતી ન હતી, અને ત્યા તાર કે કાગળો જઈ શકતા ન હતા. જ્યારે લશ્કરી કાયદો ખેચી લેવામા આવ્યો ત્યારે બધી વાતની જાણ થઈ દેશમા રોષનો ભયકર અગ્નિ ભભૂકી ઊઠ્યો

'એ વર્ષે કોગ્રેસની બેઠક અમૃતસરમા જ્યા જલિયાવાલા બાગનો હત્યાકાડ થયો હતો ત્યા ભરાવાની હતી આખા પજાબને લશ્કરી કારવાઈથી ત્રાહિ ત્રાહિ કરવામા આવ્યુ હતુ અને ત્યાના લોકો કોગ્રેસ માટેની વ્યવસ્થા નહીં કરી શકે એવો પણ ડર હતો કોગ્રેસની બેઠક અમૃતસરમા જ ભરવાનુ નક્કી કરવામા આવ્યુ. અને એ ત્યા જ થઈ પડિત મોતીલાલ નેહરુ પ્રમુખ ચૂંટાયા હુ એ કોગ્રેસમા ન ગયો. કોગ્રેસ ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામા થતી અને બીજી જાન્યુઆરીથી જ બાબુ હરિજીનો કેસ નીકળવાનો હતો. એમણે મને રોકી લીધો પંડિતજી પણ એ કેસમા કા

કરવાના હતા; પણ તેઓ થોડું મોડું કરીને — કેટલાએક દિવસ પછી— આવ્યા. ત્યાં સુધી શ્રી નૃપેન્દ્રનાથ સરકારે (સર એન. એન. સરકાર) જ બીજા અનેક વકીલો અને બૅરિસ્ટરોની સાથે કામ શરૂ કરી દીધું હતું. ૧૯૨૦ની જાન્યુઆરીથી ઑક્ટોબર સુધી હું આરામાં આ કેસને અંગે રહ્યો ક્યારેક ક્યારેક એક બે દિવસની છુટ્ટી મળતાં પટના આવી જતો હતો. ખાસ કરીને મારા મોટા દીકરા મૃત્યુંજયને જોવાને માટે. કારણ કે તે સારે કાળા આજારની માંદગીમાં સપડાયો હતો. અને એનો ઉપચાર પટનામાં ચાલતો હતો. કોઈક વાર કોઈ અસીલને કામે પટના આવવાનું થતું. પણ મોટે ભાગે આ દસ મહિનાનો વખત બ્રહ્મદેશના કેસમાં જ વીત્યો.

પંજાબમાં લશ્કરી કાયદો ખેંચી લીધા પછી સરકારે ત્યાંના બનાવોની તપાસ કરવા માટે એક સમિતિ નીમી હતી લૉર્ડ હંટર જેઓ વિલાયતના એક જજ હતા, તેમને આ સમિતિના પ્રમુખ બનાવવામાં આવ્યા હતા. આ સમિતિની સામે અત્યાચારો વિષેની સાક્ષી રજૂ કરવાનો નિર્ણય કૉંગ્રેસ તરફથી પહેલેથી જ કરવામાં આવ્યો હતો થોડાક દિવસ એ કામ ચાલ્યું પણ ખરું. પણ કંઈ મતભેદ પડતાં કૉંગ્રેસ આ તપાસમાંથી ખસી ગઈ અને એણે પોતાની સ્વતંત્ર સમિતિ બનાવી. એને સરકાર તરફથી હંટર સમિતિ જે કામ કરતી હતી તે કામ સોંપવામાં આવ્યું. હંટર સમિતિની પાસે જ્યારે વાતો આવવા લાગી અને છાપાંઓમાં એ છપાવા લાગી ત્યારે પહેલવહેલી ખબર પડી કે પંજાબમાં કેટલો બધો જુલમ થયો છે! પંજાબમાં વરતેલા કેરના સમાચારો જેટલા ફેલાતા ગયા તેટલો દેશનો રોષ પણ વધતો ગયો. કૉંગ્રેસ સમિતિ દ્વારા તપાસ પણ એ જ અરસામાં થઈ. એને અંગે ગાંધીજી, દેશબંધુ દાસ, શ્રી જયકર, શ્રી અબ્બાસ તૈયબજી વગેરે પંજાબના ગામો અને શહેરોમાં ખૂબ ફર્યા. બંને સમિતિઓનો રિપોર્ટ ૧૯૨૦માં બહાર પડ્યો

બીજી બાજુ તુર્કસ્તાનની સાથેના અંગ્રેજોના વહેવારને લીધે મુસલમાનોમાં ખૂબ જ ખળભળાટ મચ્યો હતો. અમૃતસર કૉંગ્રેસ વખતે જ મૌલાના શૌકતઅલી, મૌલાના મહમદઅલી, મૌલાના અબુલ કલામ આઝાદ વગેરે મુસલમાન નેતાઓને— લડાઈને કારણે નજરકેદ કરેલા તેને— છોડી મૂકવામાં આવ્યા હતા આ લોકોએ ખિલાફત સંબંધી સંગઠન અને આંદોલનને માટે આખા દેશમાં ખિલાફત સમિતિઓ સ્થાપી. મુસલમાન એટલા ક્રોધે ભરાયેલા હતા કે તેઓ સરકાર સામે કંઈક ને કંઈક કરવાને આતુર હતા, પણ શું કરવું અને કેવી રીતે કરવું એ વિષે કંઈ ઠરાવી શકતા ન હતા. વળી, બીજી બાજુ પંજાબના હત્યાકાંડને લીધે બીજાઓ પણ

રાષે ભરાયા હતા. રૌલેટ કાયદાને પણ તેઓ ભૂલ્યા ન હતા. આ બધું ભેગું થવાથી દેશમાં એક ભયંકર સ્થિતિ ઊભી થઈ ગઈ હતી. ખિલાફત સમિતિઓ અને કૉંગ્રેસ સમિતિઓ એકબીજાની નજીક ને નજીક આવવા લાગી હતી. ઘણા હિંદુઓ પણ ખિલાફત સમિતિના સભ્ય થયા. એમને પૈસાની મદદ પણ કરી. બીજી બાજુ મુસલમાનો પણ મોટી સંખ્યામાં કૉંગ્રેસમાં ભળવા લાગ્યા. હંટર કમિટી અને કૉંગ્રેસ કમિટીના રિપોર્ટ બહાર પડ્યા એટલે એના ઉપર વિચાર કરવાને બનારસમાં મહાસમિતિની એક બેઠક મળી. એમાં મેં પણ સભ્ય તરીકે ભાગ લીધો.

ગાંધીજીનો અલીભાઈઓ જોડે બહુ ગાઢ સંબંધ બંધાયો. ખિલાફત સમિતિમાં તેઓ ભાગ લેતા હતા. બનારસવાળી સભાની જરાક જ પહેલા પ્રયાગમાં ખિલાફત સમિતિની બેઠકમા એમણે ૧૯૨૦ના એપ્રિલમાં પહેલી જ વાર અહિંસાત્મક અસહકારનો કાર્યક્રમ રજૂ કર્યો. ખિલાફત સમિતિએ તે મંજૂર કર્યો અને ઠરાવ્યુ કે તે એને અમલમાં મૂકશે. સાથે સાથે જ મૌલવી મૌલાનાઓએ પણ ધાર્મિક રીતે એને જોરદાર ટેકો આપ્યો અને સરકાર સાથેના કોઈ પણ જાતના સહકારને હરામ ઠરાવતો એક ફતવો કાઢ્યો. બનારસમાં મહાસમિતિએ ઠરાવ્યું કે બધી વાતનો વિચાર કરીને દેશે શું કરવુ જોઈએ એ નક્કી કરવા માટે કૉંગ્રેસની એક ખાસ બેઠક બોલાવવી જોઈએ. એ અધિવેશન કલકત્તામાં કરવાનું ઠર્યું. લાલા લજપતરાય પ્રમુખ ચૂંટાયા. તેઓ ઘણા લાંબા સમય પછી વિદેશમાંથી તાજા જ પાછા ફર્યા હતા. આખા દેશમાં અસહકારની ચર્ચા થવા લાગી. ગાંધીજી થોડું ફરતા પણ અને થોડું લખતા પણ. આ બધી તૈયારી ચાલતી જ હતી ત્યાં પહેલી ઑગસ્ટ (૧૯૨૦)ને દિવસે લોકમાન્ય તિલકનું અવસાન થયું

મૌલાના શૌકતઅલી ૧૯૨૦ના એપ્રિલમાં જ પટના આવ્યા હતા. એ વેળા એક મોટી સભા ભરાયેલી. હુ એ દિવસે પટનામાં જ હતો એટલે એ સભામાં ગયો ગાંધીજીના મતનો અને એમની કામ કરવાની રીતનો મને પરિચય હતો જ. આરામાં પંડિત મોતીલાલ નેહરુ અને દેશબંધુ દાસ બંને જણ ડુમરાંવ રાજ્ય અને હરિજીના બ્રહ્મદેશવાળા કેસમાં સામસામી બાજુએ કામ કરી રહ્યા હતા. હુ પંડિતજીની સાથે કામ કરતો હતો, એમની સાથે રાજકીય પરિસ્થિતિની બાબતમા પણ વાર્તાલાપ થયા કરતો. ક્યારેક ક્યારેક તેઓ દેશબંધુની સાથેયે વાતચીત કરતા. એટલે મને બધી વાતની જાણ હતી. જ્યારે પટનામાં મૌલાના શૌકતઅલીએ અસહકારનો કાર્યક્રમ જણાવ્યો, લોકોને પૂછ્યું કે તેઓ ક્યાં લગી આને સારુ તૈયાર છે અને મને આ બાબતમાં કંઈક બોલવાનું કહેવામાં આવ્યુ.

ત્યારે મેં એ જ સભામાં પહેલવહેલી વાર અસહકારમાં જોડાવાનું વચન આપી દીધું. હજી સુધી કોંગ્રેસે કશો નિશ્ચય કર્યો ન હતો અને કાર્યક્રમ પણ પૂરી રીતે નક્કી નહોતો થયો; છતાં મેં કહી દીધું કે જો દેશ અસહકાર કરવાનું ઠરાવશે અને એ ઠરાવ મુજબ અસહકાર શરૂ કરવામાં આવશે, તો હું પાછળ રહેવાનો નથી. એ વખત સુધી એટલું તો સ્પષ્ટ જણાયું છે કે અસહકારમાં વકીલાત છોડવી પડશે અને કાઉન્સિલમાં જવાનું નહીં હોય. હું વકીલ તો હતો જ. ૧૯૨૦ના નવેમ્બરમાં, નવા મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ બંધારણ પ્રમાણે થનારી ચૂંટણીઓમાં પ્રાંતિક કાઉન્સિલ માટે ચંપારણથી ઉમેદવાર તરીકે ઊભા રહેવાની મારી ઇચ્છા હતી. આ દૃષ્ટિએ ચંપારણમાં હું એક બે વાર કેટલીક જગ્યાએ આંટો પણ મારી આવ્યો હતો. મઝરુલ હક સાહેબ પણ મને ટેકો મળે એ માટે એક સ્થળે જઈ આવ્યા હતા. અસહકાર શરૂ થતાં બંને ચીજ છોડવી પડવાની ! મેં એ સભામાં જાહેર કરી દીધું કે હું બંને છોડી દઈશ. મૌલાના શૌકતઅલીને હું એ પહેલાં મળેલો નહીં; પણ કદાચ ગાંધીજીએ એમને મારે વિષે કંઈક કહ્યું હતું. સભા પૂરી થતાં જ હું ચાલ્યો આવ્યો. ત્યાં એમને મળવાનું ન બન્યું. પણ એમણે મારે માટે પૂછપરછ કરી હતી. જ્યારે તેઓ રવાના થવાના હતા ત્યારે હું સ્ટેશને ગયો. ત્યાં જ એમની સાથે પહેલવહેલી વાતચીત થઈ. સભાની વાત અને ગાંધીજીની કહેલી વાત એમને યાદ હતી. એટલે એમણે બહુ પ્રેમપૂર્વક વાતો કરી, ને મને ઉત્સાહ પણ આપ્યો. આમ જ્યાં હું તે દિવસે અકસ્માત્ જઈ ચડેલો તે પટનાની સભામાં મારા અસહકારની શરૂઆત થઈ.

કોંગ્રેસની ખાસ બેઠક સપ્ટેમ્બરમાં ભરાવાની હતી. બિહાર પ્રાંતિક રાજનૈતિક પરિષદ ઑગસ્ટમાં ભરાવાની હતી. અસહકારની વાતો બહુ જોરમાં ચાલતી હતી. બિહારમાં પ્રાંતિક પરિષદના પ્રમુખ કોને બનાવવા એ સવાલ ઊભો થયો. લોકોએ મને ચૂંટ્યો. હું અસહકારના પક્ષનો હતો; પણ પ્રાંતના લોકો એને મંજૂર કરશે કે કેમ, અને મંજૂર કરશે તોયે વખત આવ્યે કેટલા જણ એમાં જોડાશે એ હું કહી શકું એમ નહોતું. એટલે મેં શ્રી સચ્ચિદાનંદ સિંહાને પૂછ્યું કે આવી સ્થિતિમાં મારે મારો મત પ્રમુખ તરીકેના ભાષણમાં ચોખ્ખે ચોખ્ખો સંભળાવી દેવો અને જો પરિષદ મારી વાત ન માને તો મુશ્કેલી ઊભી કરવી એ ઉચિત ગણાય ? એમણે કહ્યું કે, તમને તમારો મત જણાવી દેવાનો પૂરેપૂરો અધિકાર છે અને પરિષદનોયે તેને માનવા કે ન માનવાનો હક છે, એટલે પ્રમુખપદ સ્વીકારવામાં કંઈ વાંધો નથી.

આરામાં હું કેસમાં ગૂંચવાયેલો હતો, ત્યાં મેં મારું ભાષણ હિંદીમાં લખવાનું શરૂ કર્યું. પ્રાંતિક પરિષદ જેવી સભા કે સંસ્થામાં એ વખતે હિંદીમાં ભાષણો થતાં ન હતાં; મોટે ભાગે અંગ્રેજીમાં જ બધો વહેવાર ચાલતો હતો. એક તરફ કેસની ધમાલ, બીજી તરફ પરિષદ માટેનું ભાષણ લખવું તથા પરિસ્થિતિની ચિંતા, એ બધું મળીને એવું થયું કે હું તાવમાં પડ્યો. પ્રાંતિક પરિષદને માટે હું ભાગલપુર નહીં જઈ શકું એવો ડર ઊભો થયો. પણ પરિષદના વખત સુધીમાં તો હું જેમ તેમ કરીને મારા લેખિત ભાષણ સાથે વખતસર ભાગલપુર પહોંચી જવા જેટલો સાજો થઈ ગયો. ત્યાં પરિષદમાં ભાગ લઈ શક્યો. પણ પરિષદની સામે એવી ભારે ગૂંચવણો ઊભી હતી કે ગમે તેવા કામ કરનારને એ થથરાવી મૂકે. મારો પોતાનો વિચાર સ્પષ્ટ અને દૃઢ હતો કે હવે અસહકાર વિના છૂટકો નથી. પણ હું જાણતો હતો કે બધા જ જૂના અને અનુભવી રાજનીતિજ્ઞ આગેવાનો એના વિરોધી છે. જોકે રૌલેટ બિલ વિરોધી ચળવળના વખતથી જ સભાઓમાં બહુ મોટી સંખ્યામાં લોકો આવવા લાગ્યા હતા પણ એ કહેવું કઠણ હતું કે અસહકારમાં તેઓ ક્યાં સુધી સાથ આપશે. મોટા મોટા નેતાઓમાના ઘણા તો પરિષદમા આવ્યા પણ નહીં. એટલે જો પરિષદ મારા કહેવાથી અસહકારની નીતિ સ્વીકારે તો એનો અર્થ એ થાય કે એનો અમલ કરવાનો ભાર મોટે ભાગે અમારી ઉપર જ આવે. અમે કયા સુધી એ ઉઠાવી શકીશું? આ જાતના અનેક પ્રશ્નોને લીધે છાતી બેસી જતી હતી. પણ હું જાણતો હતો કે નવા લોકો મોટે ભાગે મારી સાથે છે.

બાબુ બ્રિજકિશોરપ્રસાદ, બાબુ ધરણીધર વગેરે જોર જોરથી અસહકારને ટેકો આપતા હતા. એ ઉપરાંત મુસલમાનો તો ઘણું કરીને ઉમંગભેર આમાં આવવાના હતા. મજરુલ હક સાહેબ ઉપરાંત શાહ મહમદ જુબૈર, મોલવી મહમદ શફી, મૌલાના નૂરુલહસન વગેરે પણ જોડાવાના હતા. પણ મુસલમાનોમાં હસન ઇમામ સાહેબ, નવાબ સર ફિરોજ હુસેનખાં વગેરે — જેઓ હમેશાં જાહેર કામોમાં ભાગ લેનારા હતા તેઓ વિરોધીઓ જ હતા એક તરફ અધિક અનુભવ અને લાંબા સમયની જાહેર સેવાઓ હતી તો બીજી તરફ ઉત્સાહ, દેશનીહાલતને લીધે ઊપજેલી અસહ્ય બેચેની અને આગમાં કૂદી પડવાની તત્પરતા હતાં. ઈશ્વરનું નામ લઈને મેં આ સેરા ઉપાડી લીધી અને મોકળે મને અસહકારને ટેકો આપ્યો.

પરિષદે મારી વાત માની, ભારે બહુમતીથી અસહકારના સિદ્ધાંતને એણે ટેકો આપ્યો અને બિહારની સ્થિતિ ધ્યાનમાં લઈને કાર્યક્રમ બનાવવા માટે એક સમિતિ બનાવી. ત્યાં પણ બાબુ બ્રિજકિશોરપ્રસાદજી જ નેતા

હતા. એમનો બહુ જ દૃઢ મત હતો કે આ અસહકાર, ખિલાફતના અન્યાય દૂર કરવા માટે, અને પંજાબની કત્લેઆમ માટેની કૉંગ્રેસની માગણીઓ પૂરી કરવા ઉપરાંત સ્વરાજ્યને માટે પણ કરવો જોઈએ. એ વખત સુધી જેટલી સભાઓ થતી હતી અથવા છાપાંઓમાં જેટલા લેખો લખાતા હતા એમાં કેવળ ખિલાફત અને પંજાબની કત્લેઆમને જ અસહકારનાં કારણો બતાવવામાં આવતાં હતાં. બાબુ બ્રિજકશોર એમાં 'સ્વરાજ' (જ્યાં સુધી સ્વરાજ મળે નહીં ત્યાં સુધી)નો ઉમેરો કરીને અસહકારને એક જાતનું કાયમી સ્વરૂપ આપવા ઇચ્છતા હતા. અને થયું પણ તેમ જ. ભાગલપુર સંમેલનની બેચાર દિવસ પહેલાં જ ગુજરાતમાં પ્રાંતિક (રાજકીય) પરિષદ મળી અને ત્યાં અસહકારને ટેકો આપવામાં આવ્યો. મારી યાદ પ્રમાણે, કલકત્તાવાળી કૉંગ્રેસની ખાસ બેઠક પહેલાં બિહાર અને ગુજરાત એ બે જ પ્રાંતોની પ્રાંતિક પરિષદે અસહકારનું સમર્થન કર્યું હતું. ભાગલપુર પરિષદ વખતે ગાંધીજીએ તાર મોકલેલો કે પરિષદ અસહકારને ટેકો આપે.

કલકત્તા કૉંગ્રેસમાં હું નહોતો જઈ શક્યો. દેશબંધુ દાસ અને પંડિત મોતીલાલજી ગયા હતા. પણ બરાબર એ જ સમયે શ્રી એન. એન. સરકાર અમારી તરફથી કેસની દલીલ કરી રહ્યા હતા અને એમની મદદને માટે મારે આરામાં રોકાવું જરૂરી હતું. કૉંગ્રેસ ખૂબ ધામધૂમથી થઈ. એમાં આખરે પંડિતજીએ અસહકારને ટેકો આપ્યો હતો અને બહુ ભારે બહુમતીથી એ સ્વીકારાયો હતો. ત્યાં ખિલાફત અને પંજાબ હત્યાકાંડ ઉપરાંત સ્વરાજને પણ અસહકારનું કારણ ગણાવવામાં આવ્યું હતું.

એ જ દિવસોમાં બિહાર પ્રાદેશિક હિંદી સાહિત્યસંમેલનનું અધિવેશન બેતિયામાં થયું. હું એમાં ગયો. સુરાજપુરા (સૂર્યપુરા)ના રાજા રાધિકારમણપ્રસાદ સિંહજી પ્રમુખ થયા. તેઓ એ વેળાએ હિંદીના એક પ્રભાવશાળી ગદ્યલેખક હતા. એમણે ત્યાં જે ભાષણ આપ્યું હતું એ એટલું આકર્ષક અને સુંદર હતું તથા એમાં ભાષા અને ભાવ બંનેનો એટલો સરળ મેળ સધાયો હતો કે મારા મન ઉપર આજ સુધી એની છાપ રહી છે. બેતિયામાં જ હું મલેરિયાથી પટકાયો. છપરા પહોંચ્યા પછી હું બહુ માંદો પડી ગયો.

કલકત્તા કૉંગ્રેસ પછી થોડા જ દિવસ બાદ મુંબઈમાં મહાસમિતિની બેઠક મળી. એમાં અસહકાર વિષેના ઠરાવનો અમલ કરવા બાબત વિચાર થયો. હવે, અસહકાર સંબંધી ઠરાવ પસાર થઈ ગયા પછી વકીલાત છોડી દેવાનો સવાલ વાસ્તવિક રૂપે મારી સામે આવી ઊભો. હું તથા

પંડિતજી જે કેસમાં કામ કરી રહ્યા હતા એ પણ લગભગ પૂરો થવા આવ્યો હતો — થોડા જ દિવસો પછી એ પૂરો થઈ ગયો. એમાંથી એ વખતે તો છૂટ્યા, પણ એ કેસ એટલેથી જ અટકવાનો ન હતો. ગમે તે હારે. તોપણ એની અપીલ હાઈકોર્ટ અને પ્રિવી કાઉન્સિલ સુધી ચોક્કસ જવાની હતી. બાબુ હરિજીની માગણી હતી કે હું ઓછામાં ઓછું જ્યારે જરૂર પડે ત્યારે એમના આ કેસમાં એમનું કામ કરી આપતો રહું એમાં મેં ઠીક ઠીક લાંબા વખત સુધી કામ કરેલું, અને એમાંથી રૂપિયા પણ મળેલા, એટલે હું એમના એ આગ્રહને ટાળી ન શક્યો. પણ એ જ વખતે એ નક્કી કરી લીધું કે આ સિવાય નવા કેસો હાથમાં નહીં લઉં. માત્ર, જે જૂના કેસો હાથમાં હતા — ખાસ કરીને જેને માટે થોડાક રૂપિયા લઈ લીધા હતા — એના સંબંધમાં હજી કંઈ નક્કી નહોતો કરી શક્યો.

ભાઈનો મત મે મુદ્દલ લીધો નહીં. પણ તેઓ એટલું સમજી ગયા હતા કે હવે હું વકીલાત છોડી દેવાનો છું. એમને આશા હતી કે હું થોડાક પૈસા કમાઈને ઘરની હાલત — જે બહુ સારી ન હતી — કંઈક સુધારીશ. પણ એમણે મારા નિર્ણય વિષે એ વખતે કશુંયે ન કહ્યું. બીજા પણ ઘણા લોકોએ વકીલાત છોડી. સાધારણ રીતે લોકોનો એવો ખ્યાલ હતો કે એક વરસ પછી બધા પોતપોતાના કામ ઉપર પાછા આવી જઈ શકશે. આવી અટકળને લીધે લોકોને એક જાતની વધારે હિંમત બંધાઈ. જ્યારથી ભાગલપુર પરિષદમાં, અને પછી કલકત્તા કોંગ્રેસમાં અસહકારના કારણોમાં સ્વરાજની વાત ઉમેરવામાં આવી હતી, ત્યારથી મે માની લીધું હતું કે હવે અસહકાર લાંબો ચાલશે; કારણ કે સરકાર સ્વરાજ, માટે જલદી કબૂલ થવાની નથી. મહાત્માજી કહ્યા કરતા હતા કે આપણે સરકારને ખિલાફત અને પંજાબ વિષેની આપણી માગણી કબૂલ કરવાની ફરજ પાડી શકીએ તો એ જ સ્વરાજની એક નિશાની લેખાશે. એટલા માટે જ ઠરાવમાં સ્વરાજની વાત એમણે પહેલાં મૂકી ન હતી. અને એથી કરીને 'સ્વરાજ' ઉમેરવાને લીધે એમની દૃષ્ટિએ ચળવળની મુદત કે મુશ્કેલી વધી ન હતી.

મુંબઈથી પાછા ફર્યા પછી પટનામાં મારે ઘેર અસહકાર કરનારા મિત્રોની એક સભા મળી. એમાં વકીલાત છોડી દેવા બાબત ચર્ચા થઈ. મેં કહ્યું કે હાથ પરના કેસો અંગે મુશ્કેલી આવી શકે ખરી; કારણ કે આપણે અસીલો સાથે વચનથી બંધાયેલા છીએ, અને ખાસ કરીને જે કેસના પૈસા લઈ લીધા છે તે તો આપણે ન જ છોડી શકીએ. કેટલાક

ટાઈઓએ આ વાતને એક રીતે વકીલાત ચાલુ રાખવા માટેનું એક બહાનું માન્યું. મેં આ કેવળ મારે પોતાને માટે કર્યું ન હતું; પણ એમણે માન્યું કે હું મારે પોતાને જ સારુ આ સગવડ બીજાઓને નામે લેવા માગું છું. ખરી વાત તો એ હતી કે એક વરસ સુધી હું આરામમાં રહ્યો હતો એટલે હાઈકોર્ટમાંથી તો હું લગભગ ગેરહાજર જ રહ્યો હતો. એટલે એ વખતમાં પહેલાંના ઘણાખરા કેસો પૂરા થઈ ગયા હતા અને નવા તો આવ્યા જ નહોતા. આવી રીતે મારા હાથમાં જેટલા કેસો રહ્યા કરતા એ સંખ્યામાં ઘણા ઓછા થઈ ગયા હતા, છતાં શરૂથી જ એની સંખ્યા મોટી રહેતી એટલે ઘટી ઘટીનેયે એ સંખ્યા ઠીકઠીક બાકી રહી ગઈ હતી. હું મારી વાતને વળગી રહ્યો; પણ વસ્તુતાએ પેલા બહાદેશના કેસ સિવાય બીજા એકેય કેસમાં મારે હાઈકોર્ટે જવાની જરૂર પડી જ નહીં. કાં તો અસીલે મને જતો કર્યો, કાં તો લીધેલા રૂપિયા પાછા વાળીને મેં એમાંથી મુક્તિ મેળવી લીધી, અથવા જ્યાં અસીલની રૂમતિ મેળવી શક્યો ત્યાં બીજા કોઈ મિત્રને મારે બદલે કામ કરવાનું કહી દીધું.

બીજી વાત સરકારી શાળાઓ અને સરકારમાન્ય શાળાઓના બહિષ્કારની હતી. મારો અનુભવ કહેતો હતો કે એ વાતમાં ઝાઝી સફળતા નહીં મળે. બંગભંગના દિવસોમાં કલકત્તામાં સરકારી સ્કૂલોની વિરુદ્ધમાં જે ચળવળ ચાલેલી એ મે બરાબર જોઈ હતી. ત્યાં પણ રાષ્ટ્રીય વિદ્યાલયો ખોલવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. એ 'નૅશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશન'માં એવી એવી વ્યક્તિઓની મદદ અને સહાનુભૂતિ મળી હતી કે જેઓ કેવળ રાજદ્વારી પુરુષો ન હતા. સર ગુરુદાસ બૅનરજી, જેઓને હાઈકોર્ટના જજ તરીકેનું પેન્શન મળતું હતું અને જેઓ પહેલાં કલકત્તા યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર હતા, તેઓ એની ઘણી જ તરફેણમાં હતા અને મદદગાર હતા. એટલે એને સરકારી દબાણનો પણ ખાસ ડર ન હતો. કૉંગ્રેસના કે એ આંદોલનના કાર્યક્રમમાં પણ ત્યારે શાળાઓના બહિષ્કારની વાત ન હતી. યુનિવર્સિટીમાં મોટું નામ મેળવનારા કેટલાક સારા સારા યુવકો પણ એમાં ભળેલા. એમાંના પ્રખ્યાત લેખક શ્રી વિનયકુમાર સરકાર હતા, તેઓએ એમ. એ. ની પરીક્ષામાં સુવર્ણચંદ્રક તથા પહેલો નંબર મેળવ્યો હતો. એટલું છતાંયે એ રાષ્ટ્રીય કેળવણીમાં એટલો ઉત્સાહ જોવામાં નહોતો આવ્યો; કારણ કે ત્યાં ભણી ઊતરેલા વિદ્યાર્થીઓને કોઈ જાતનો ગુજરાનનો મારગ મળતો ન હતો. એટલે હું ડરતો હતો કે અહીં પણ જો આ વાત ઉપર આપણે ભાર દઈશું તો

વિદ્યાર્થીઓમાં અને ખાસ તો તેમના વાલીઓમાં ઝાઝો ઉત્સાહ પેદા નહીં થાય, અને, તો પછી એ કાર્યક્રમ જોરથી ચાલી નહીં શકે. સભા આગળ મે મારા એ વિચારો મૂક્યા; પણ કેટલાક ભાઈઓને મારી વાત ગળે ઊતરી નહીં; કારણ કે તેઓ માનતા હતા કે હું ભારે ડરપોક માણસ છુ અને મને જ્યાં ડર ન હોય ત્યાં પણ અમથો અમથો ડર દેખાય છે.

વાત એમ છે કે આપણા દેશમાં વિદ્યા અર્થકરી—કમાણી કરાવી આપનારી—છે. જો કોઈ ભણે એણે થોડુ ઘણું કમાવું જોઈએ એવું જીવન એવું બની જાય છે કે એ જૂની ઢબે નથી રહી શકતો. એની પોતાની અંગત રહેણીકરણીમાં પણ ખરચ વધી જાય છે. ઘરના લોકો આધુનિક કેળવણી આપવાને માટે ઘણો ખરચ કરે છે અને આશા રાખે છે કે એ કેળવણી દ્વારા જો ભણનારો આપણી મૂડીને વધારી નહીં શકે તો સાચવી તો શકશે જ. એ કેળવણી પણ એવી જાતની હોય છે કે કેળવણી પૂરી થયા પછી સરકારી નોકરી કે વકીલાત જેવા ધંધા સિવાય બીજું કંઈ કામ પણ એને જડતુ નથી. શરૂઆતમાં એવી કેળવણી લીધેલા લોકોની સંખ્યા નાની હતી ત્યારે લોકો પૈસા પણ ખૂબ કમાયા હતા. પણ જેમ જેમ અંગ્રેજી કેળવણીનો પ્રચાર વધતો ગયો અને ભણેલાઓની સંખ્યા વધવા માંડી તેમ તેમ પૈસા કમાવાની તક પણ ઓછી થતી ગઈ. કેમ કે આ નોકરીઓમાં અને ધંધામાં જનારાઓની સંખ્યા વધવાની સાથે અંદર અંદરની હરીફાઈને કારણે મુશ્કેલી પણ વધવા લાગી. એટલે જોકે સરકારી અંગ્રેજી કેળવણીની પણ એવી કોઈ ભારે આશા રાખી શકાય એમ ન હતું; છતાં રાષ્ટ્રીય કેળવણીની સરખામણીમા કમાણીની બાબતમા હજુ પણ એ ઘણી ચડિયાતી હતી તેથી કરીને મારો વિચાર હતો કે કાર્યક્રમ મુજબ પહેલાં તો છોકરાઓને શાળા-કૉલેજો છોડવાનુ કહીએ, અને જ્યારે છોડનારાઓની સંખ્યા ઠીક ઠીક છે એમ લાગે ત્યારે આપણી પોતાની તરફથી વિદ્યાલય વગેરેનો બંદોબસ્ત કરીએ. હુ એમ વિચાર કરતો હતો કે નિશાળો ઉઘાડ્યા પછી એને ચલાવે રાખવી જોઈએ. આપણે એમ નહીં કરી શકીએ તો એની અસર સારી નહીં પડે. એટલે શાળા ઉઘાડવાની કે પરીક્ષા લેવાની તરફેણમાં હુ શરૂઆતથી ન હતો.

મેં જે કંઈ ઉપર લખ્યું છે તેનો અર્થ એ નથી કે હું આધુનિક કેળવણીની ખામીઓ સમજતો ન હતો. હું સમજતો હતો કે આધુનિક કેળવણી સાવ નકામી છે. પરદેશી ભાષા દ્વારા અપાતી હોવાને કારણે એમા

સમય અને શક્તિનો અત્યંત બગાડો થાય છે. અને જે માનસિક વિકાસ પોતાની ભાષા મારફતે અપાયેલી કેળવણી દ્વારા થાય છે એ તેનાથી નથી થઈ શકતો. એ તો સ્પષ્ટ છે કે જ્યાં શબ્દોના અર્થો ગોખવામાં જ બધો વખત વેડફાઈ જાય છે ત્યાં એ સમજવાને અને એનું મનન કરવાને માટે કેવી રીતે વખત મળી શકવાનો હતો? એટલે, બીજું કંઈ નહીં તો આ એક જ દોષને કારણે આ કેળવણી પૂરેપૂરી અહિતકર છે. પરદેશી ભાષા શીખવા અને જાણવામાં દોષ નથી. એ જાણવી એ સારી વાત છે. આજની દુનિયામાં ઓછામાં ઓછી એક પરદેશી ભાષાનો પરિચય એક રીતે અનિવાર્ય જેવો થઈ પડ્યો છે. પણ ભાષા જાણી લેવી તથા એ વડે પોતાનું કામ ચલાવી લેવું એ એક વાત છે, અને પરદેશી ભાષાને આખી કેળવણીનું માધ્યમ બનાવવું એ સાવ જુદી વાત છે. આપણે એને માધ્યમ બનાવવાના વિરોધી છીએ, શીખવાના વિરોધી નથી. હું એ પણ સમજતો હતો કે આ કેળવણીનું મંડાણ અંગ્રેજ અમલદારોની જરૂરિયાત પૂરી પાડવાને માટે થયું છે. એ અમલદારોને પોતાના કામમાં મદદ કરી શકે એવા અંગ્રેજી ભણેલા દેશી લોકોની ખાસ જરૂર હતી. રૂપેરંગે હિંદી હોય પણ વિચાર અને મનોવૃત્તિમાં અંગ્રેજ હોય એવા થોડા હિંદીઓ તેમને જોઈતા હતા. એમની ઑફિસનું કામ ચલાવવા માટે અંગ્રેજી ભણીને એમનું બધું કામ અંગ્રેજીમાં કરી આપે એવા હિંદીઓ તૈયાર કરવાનો એમનો વિચાર હતો. એ રીતે અંગ્રેજોને હિંદુસ્તાનમાં હરવાફરવા તથા હિંદીઓ ઉપર રાજ કરવા માટે હિંદુસ્તાની ભાષા જાણવાની જરૂર ન પડે. એટલે કેળવણીની પદ્ધતિ પણ કંઈક એવી હતી કે મોટે ભાગે એની જરૂરિયાત પ્રમાણે લોકોને તૈયાર કરી શકાય. એટલું ખરું કે એવા તૈયાર થનારા લોકોમાં કેટલાએક તો એવા જરૂર નીકળી આવે જેઓ સ્વતંત્રપણે થોડોક વિચાર કરવાની શક્તિ પણ મેળવી લે અને જેઓ સરકારની ઉપર મુદ્દલ ભરોસો ન રાખે. થોડા એવા નીકળે તો નીકળે, પરંતુ કેળવણીની પદ્ધતિનો મુખ્ય ઉદ્દેશ કારકુનો (ઑફિસને લાયકના માણસો) તૈયાર કરવાનો જ હતો. પરિણામ પણ એવું જ આવ્યું. એટલે હું કોઈ પણ રીતે આ કેળવણીની તરફેણમાં ન હતો; પણ રાષ્ટ્રીય કેળવણીમાં જે મુસ્કેલીઓ મને દેખાતી હતી તેથી કંઈક ડરીને ધીમે ધીમે પગલાં ઉપાડવા ઇચ્છતો હતો. સૌથી વધારે ફિકર મને એ વાતની હતી કે શરૂ થયા પછી કોઈ કામ તરત બંધ પડી જાય, એનું કંઈ પરિણામ ન આવે તો લોકોનો ઉત્સાહ ભાંગી જશે. એટલે જો આપણે કામ થોડું કરીએ તો હરકત નથી, પણ જે કંઈ કરીએ તે સાબૂત થવું જોઈએ.

પહેલાં કહી ચૂકયો કે અમે ચંપારણમાં હતા ત્યારે પૂનાની ફરગ્યુસન કૉલેજની ઢબની એક કૉલેજ બિહારમાં કાઢવાનો વિચાર કરી રહ્યા હતા. તેને માટે થોડા પૈસા પણ ભેગા કર્યા હતા. પણ એ વિચાર મુલતવી રાખ્યો હતો કારણ કે ગાંધીજીએ કહેલું કે સરકારમાન્ય વિદ્યાલય ખોલવામા કશો ફાયદો નથી. જો એવું કરવા ઇચ્છો તો ધરમૂળથી નવી જ રીતે ભણાવનારી રાષ્ટ્રીય શાળા ખોલો. એમની એ વાત પણ અમે લોકો ભૂલ્યા નહોતા. એટલે અંતરમાં એક તરફ રાષ્ટ્રીય કેળવણીના પક્ષમાં વિચારોનો ધોધ વહેતો હતો અને બીજી તરફ મુશ્કેલીઓના ખડક જોઈને મનમાં શંકા ઉત્પન્ન થતી. એટલા માટે હું થોડુંક રોકાઈને એ તપાસી લેવું યોગ્ય માનતો હતો કે દેશ અને ખાસ કરીને વિદ્યાર્થી આલમ અસહકારના મેદાનમાં કેવી રીતે ઊતરે છે. કેટલાક ભાઈઓનું ધારવું હતું કે અસહકારને સફળ કરવાને માટે જ્યાં સુધી આપણે વિદ્યાર્થીઓ આગળ કોઈ બીજી કેળવણીની સંસ્થા ખડી નહીં કરીએ ત્યાં સુધી તેઓ પેલી સરકારી શાળાઓ છોડીને આવવાના નથી. એટલે વિદ્યાર્થીઓને સરકારી શાળાઓમાંથી ખસેડવાને માટે — અસહકાર કરાવવાને સારુ — રાષ્ટ્રીય વિદ્યાલય હોવાની જરૂર છે. હું આવી જાતની લાલચ આપીને અસહકાર કરાવવો પસંદ નહોતો કરતો. હું એમ માનતો હતો કે વિદ્યાર્થીઓને દેશને નામે અને સરકારી કેળવણીની ખામીઓ બતાવીને ત્યાંથી ખસેડીએ એ જ સારુ. જ્યારે તેઓ આ પ્રમાણે સમજપૂર્વક અસહકાર કરશે ત્યારે જ એમનો અસહકાર ટકી શકશે. જો તેઓ એમ માનીને અસહકાર કરશે કે ત્યાંયે એમને નોકરી અપાવનારી કેળવણી મળશે. અને એ રીતે એમને કંઈ નુકસાનમાં નહીં ઊતરવું પડે તો એમનો સંકલ્પ પાકો નહીં નીવડે. આપણી શાળામાં આવીને જ્યારે તેઓ એમ જોશે કે અહીં સરકારી શાળાઓમાં હતી એટલી સગવડ નથી ત્યારે તેઓ હતાશ બનીને પાછા ચાલ્યા જશે. હું ઇચ્છતો હતો કે કેવળ એવા જ લોકો આવે જેઓ એ સમજી લે કે રસ્તો કાંટાળો છે, એમાં આપદાઓ ભરી છે અને એ ઝીલવાને માટે આપણે જઈએ છીએ; સહકાર કરવાવાળાઓને જે સગવડો મળે છે એ સગવડોને માટે નહીં.

આ બધી ચર્ચાઓ ચાલતી હતી અને અમે વિચાર કરતા હતા એટલામાં તો મજરુલ હક સાહેબે એક રાષ્ટ્રીય શાળા ઉઘાડી. લાટ બાબુ (શ્રી રામકિશોરલાલ નન્દકચુલિયાર) એના મુખ્ય અધ્યાપક બન્યા. તેઓ વિલાયતથી એમ. એ. અને બૅરિસ્ટરી પાસ કરીને તાજા જ પાછા ફર્યા હતા. ડિસેમ્બરની શરૂઆતમાં, મૌલાના મહમદઅલી અને મૌલાના

આઝાદની સાથે ગાંધીજી દેશના પ્રવાસે નીકળ્યા. તેઓ બિહારમાં પણ આવ્યા. એમણે કાશી હિંદુ વિશ્વવિદ્યાલય અને અલીગઢ મુસ્લિમ વિશ્વ-વિદ્યાલય ઉપર પણ ચડાઈ કરી હતી. થોડીક સફળતાયે મળી હતી, પણ પૂરી નહીં. એ જ ચડાઈને પરિણામે કાશી-વિદ્યાપીઠ અને જામિયા મિલિયા (દિલ્હી) નો જન્મ થયો. એ લોકોના આવવાથી બિહારમાં ભારે ઉત્સાહ ફેલાયો. બિહારના વિદ્યાર્થીઓ પણ એ પ્રવાહમાં તણાયા.

## ૩૧

## પટના યુનિવર્સિટી સાથે અસહકાર

સરકારી કેળવણીનો અસહકાર કરવો એટલે એની સાથે સંબંધ રાખનાર કોઈ પણ કેળવણી સંસ્થા સાથે વહેવાર ન રાખવો. હું પટના યુનિવર્સિટીના સેનેટ અને સિંડિકેટનો સભ્ય હતો. યુનિવર્સિટીનાં કામોમાં સારી પેઠે રસ પણ લેતો હતો. યુનિવર્સિટીએ એક કમિટી નીમી હતી. એ કમિટીને કલકત્તા યુનિવર્સિટીની સ્થિતિનો વિચાર કરવાને નિમાયેલી સેડલર કમિટીના રિપોર્ટ ઉપર વિચાર કરીને પટના યુનિવર્સિટીમા જરૂરી સુધારા વિષે ભલામણ કરવાનું કામ સોંપવામાં આવ્યુ હતુ. હું પણ એ સમિતિનો એક સભ્ય હતો. મેં એમાં સારી પેઠે મહેનત લીધી હતી. ઓછામાં ઓછું, મેટ્રિક્યુલેશન સુધી માતૃભાષાને જ કેળવણીનુ માધ્યમ સ્વીકારી લે એવો ખાસ પ્રયત્ન હતો. આ વિષે કમિટીમા ખૂબ વાદવિવાદ ચાલ્યો. આ પ્રશ્ન સેનેટની આગળ આવવાનો હતો. સેનેટની બેઠક નવેમ્બરમા થવાની હતી મેં વિચાર્યું કે જો આ ઠરાવને હુ મંજૂર કરાવી શકીશ તો એ પણ રાષ્ટ્રીય કેળવણીનું જ એક કામ થશે. એટલે મેં મારા મન સાથે નક્કી કર્યું કે, જોકે મેં અસહકારી થવાનું ઠરાવ્યું છે તોપણ સેનેટની બેઠક મળતાં સુધી હુ સેનેટ કે સિંડિકેટમાથી નહીં ખસુ હું જાણતો હતો કે સેનેટમાં આની વિરુદ્ધ પ્રાંતના મોટા મોટા લોકો છે. તથા હજુ લગી અંગ્રેજી ભાષા પ્રત્યે લોકોના મનમાં એવો મોહ ભર્યો હતો કે જો નાનપણથી જ અંગ્રેજી નહી ભણવાય તો અંગ્રેજીનું પૂરું જ્ઞાન મળી જ નહીં શકે અને આપણા જુવાનો દુનિયાની હરીફાઈમાં પાછળ રહી જશે એમ તેઓ માનતા. જોકે સેડલર કમિટીએ પણ માતૃભાષા દ્વારા જ શિક્ષણ આપવા ઉપર ભાર મૂક્યો હતો છતાં આપણા દેશના લોકો એના વિરોધી હતા

સેનેટ સમક્ષ ઠરાવને ટેકો આપતાં મેં એક જબરું ભાષણ આપ્યું. એમાં દલીલ ઉપરાંત ભાવનાશીલતાની માત્રા પણ સારી પેઠે હતી. મારી અટકળ પ્રમાણે લોકોની ઉપર એનો પ્રભાવ ખૂબ પડ્યો. અમારા વિરોધીઓમાં, મિસ્ટર સુલતાન અહમદ, મિસ્ટર ખ્વાજા મહમદ નૂર, જસ્ટિસ જ્વાલાપ્રસાદ, પ્રોફેસર યદુનાથ સરકાર વગેરે હતા. કેટલાકે ભાષણો કરીને વિરોધ કર્યો ને કેટલાક ચૂપ રહ્યા; પણ પોતાનો મત વિરોધમાં આપ્યો. અમને ટેકો આપનારાઓમાં બે અંગ્રેજો નીકળ્યા. પ્રોફેસર હમિલ્ટન અને પ્રોફેસર ડ્યુક. એમને મેં કંઈ કહ્યું ન હતું અને કદી એમની સાથે આ બાબતમાં કશો વિચારવિનિમય પણ કર્યો નહોતો. પણ બંનેએ કેવળ કેળવણીની ઉપયોગિતાની દૃષ્ટિએ મારા ઠરાવનું જોરદાર સમર્થન કર્યું. ઠરાવ બહુમતીથી સ્વીકારાયો. સેનેટે ભલામણ કરી કે યુનિવર્સિટીના નિયમોમાં એવો ફેરફાર કરવો જેથી કરીને મૅટ્રિક સુધીની કેળવણી માતૃભાષા દ્વારા આપી શકાય. આ ઠરાવ મંજૂર કરાવ્યાનો મને બહુ આનંદ થયો. પણ સેનેટની બેઠક પૂરી થતાંની સાથે મેં સેનેટ અને સિંડિકેટ બંનેમાંથી રાજીનામું આપી દીધું.

એ વેળા, ગવર્નરની કાઉન્સિલમાં સર હવિલેંડ લિમેજ્યરર એક સભ્ય હતા. તેઓ સેનેટના પણ સભ્ય હતા. મેં સાંભળ્યું કે મારા રાજીનામાથી એમને ખેદ થયો; કારણ કે તેઓ જાણતા હતા કે હું યુનિવર્સિટીમાં સારું કામ કરી રહ્યો હતો. મને યુનિવર્સિટીનો અસહકાર કરતાં કોઈ પણ ઉપાયે અટકાવવાને માટે જ એમની સૂચનાથી ઘણા સરકારી માણસોએ મારા ઠરાવની તરફેણમાં મત આપીને એને પસાર કરાવ્યો હતો. રાજીનામું મોકલ્યા પછી મેં આ વાત જાણી કે હું રાજીનામું પાછું ખેંચી લઉં તે માટે મને દબાણ કરવામાં આવ્યું, પણ મેં એમ ન કર્યું. મેં વિચાર કર્યો કે એક બાજુએ રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર કરવો — સરકારી કેળવણીના દોષ બતાવવા અને વિદ્યાર્થીઓને શાળાઓ ખાલી કરવાને ઉત્તેજન આપવું — અને બીજી બાજુ સરકારી કેળવણીની ઊંચામાં ઊંચી સંસ્થા (યુનિવર્સિટી)ને વળગી રહેવું એ એકબીજા સાથે અસંગત એવી વાત છે. એ સાવ ઊંધે માર્ગે જવા જેવું થાય. એટલે રાજીનામું પાછું ખેંચી લેવાને હું તૈયાર ન થયો.

જો હું યુનિવર્સિટીમાં રહી જાત તો જે ઠરાવને મેં આટલી બધી મહેનત લઈને સેનેટમાં પસાર કરાવ્યો હતો, એનો અમલ કરાવવામાં પણ કદાચ હું સફળ થાત. આજે ચોક્કસપણે કંઈ પણ કહેવું શક્ય નથી; પણ એ દુઃખની વાત છે કે સેનેટના ઠરાવ પછી પણ એ પ્રમાણે

કામ કરવામાં ન આવ્યું. અંગ્રેજીના માધ્યમવાળી કેળવણી આશરે વીસ વરસ સુધી એમની એમ ચાલતી રહી! હમણાં હમણાં મૅટ્રિક સુધીને માટે અંગ્રેજી અને ગણિત સિવાય બીજા વિષયોના શિક્ષણનું તથા પરીક્ષાનું માધ્યમ માતૃભાષા બની છે. આ વીસ વરસમાં દેશની પરિસ્થિતિમાં કેટલો બધો ફરક પડી ગયો છે, તે તો જેણે વીસ વરસ પહેલાં સાર્વજનિક હિતનાં કામોમાં ભાગ લીધો હોય અને આજે પણ લેતો હોય તે જ જાણે. આખરે યુનિવર્સિટી પણ આ આવશ્યક સુધારાને ઝાઝો વખત રોકી ન શકી. વીસ વરસ પછી એણે પણ આ વાત સ્વીકારી લીધી.

## ૩૨

## બિહાર વિદ્યાપીઠ અને સદાકત આશ્રમ

કલકત્તામાં અસહકારનો ઠરાવ પસાર થયો કે તરત મેં મારી કાઉન્સિલની ઉમેદવારી પાછી ખેંચી લીધી. નવેમ્બરમાં ચૂંટણી થવાની હતી, એટલે સૌ પહેલાં આ જ કાર્યક્રમ ઉપર ભાર મૂકવાનું જરૂરી ગણાયું. અમે લોકોએ બિહારમાં ઘણાં ચોપાનિયાં છપાવ્યાં. એમાં ચૂંટણીઓમાં ઊભા રહેનારાને કોઈએ મત ન આપવો એવી અપીલ કરી. કેટલાક જણ ગામેગામ ફરવાનેયે નીકળ્યા. મને યાદ છે કે કારતકી પૂનમના મેળા વખતે હું દરૌલી (સારન જિલ્લામાં) ગયો હતો. ત્યાં સભા થઈ હતી અને મેં ભાષણ કર્યું હતું. કોઈ ઉમેદવાર ઊભો જ ન થાય એવી અમારી ઇચ્છા અને કોશિશ હતી; પણ એમાં અમે ફાવ્યા નહીં. બધી જ જગ્યાએ માટે ઉમેદવાર ઊભા થયા. કેટલાક તો વગર વિરોધે ચૂંટાઈ ગયા; પણ જ્યાં મત આપવાનો પ્રસંગ આવ્યો ત્યાં જનતાએ બહુ ઓછી સંખ્યામાં મત આપ્યા. મારા ખ્યાલ પ્રમાણે બિહારમાં ઘણું કરીને વીસથી પચીસ ટકા કરતાં વધારે મતદારોએ મત આપ્યા ન હતા.

ડિસેમ્બરમાં મહાત્માજી બિહારના પ્રવાસે આવ્યા; ઘણું કરીને તેના થોડા દિવસ અગાઉ જ એક બનાવ બનેલો તેની વાત કરવી જરૂરની છે. ઉપર કહેવામાં આવ્યું છે કે ચંપારણમાં ગળી સંબંધી તપાસ પૂરી થયા બાદ ગાંધીજીએ કેટલીક જગ્યાએએ નિશાળો ઉઘાડી હતી. એ ઉપરાંત એ જાગૃતિનું પરિણામ પ્રાંતની કેટલીયે જગ્યાઓએ કોઈ ને કોઈ રૂપમાં જોવામાં આવ્યું. આ જાગૃતિમાં હોમરૂલની ચળવળે પણ

સારી પેઠે સાથ આપ્યો હતો. એના એક સ્વરૂપ તરીકે ઠેકઠેકાણે કિસાન-સભાઓ સ્થપાઈ, અને એ જમીનદારો સામેની ખેડૂતોની ફરિયાદોને જાહેરમાં આણવા લાગી. ચંપારણમાં પણ એક કિસાનસભા બની. ખેડૂતોને મદદ કરવાની એ પોતાની ફરજ માનતી હતી. બીજી તરફ નવા બંધારણને લીધે એ પણ જણાવા માંડ્યું હતું કે લોકોને કાંઈક અંશે મતાધિકાર મળવાનો છે અને કાઉન્સિલની ચૂંટણીઓમાં ખેડૂતોને ભાગ લેવો પડશે. આને લીધે પણ કિસાનસભાઓને ઉત્તેજન મળ્યું. જમીનદારો પણ કંઈક ગભરાયા. તેઓ વિચારવા લાગ્યા કે આપણે પણ કંઈક એવું સંગઠન કરીએ કે નવા બંધારણવાળી ચૂંટણીઓમાં સફળતાપૂર્વક ભાગ લઈ શકીએ. એમણે નીલવરોની સાથે સલાહ કરી અને નીલવર-જમીનદાર સંસ્થા ઊભી કરી. આથી ખેડૂતો અને ભણેલા વર્ગમાં થોડો ખળભળાટ થયો અને તેઓ ક્રોધે ભરાયા. એ વખતનાં છાપાંઓ જોવાથી જણાશે કે આ સંગઠનની વિરુદ્ધમાં ભણેલા વર્ગે પણ અવાજ ઉઠાવ્યો.

બિહાર પ્રાંતિક રાજકીય પરિષદમાં છડેચોક લડી લેવાની વાત કરવામાં આવી. એ સંસ્થાનો જન્મ મુજફ્ફરપુરમાં થયો હતો. પણ એની શાખાઓ બીજી અનેક જગ્યાએ પણ નીકળવા લાગી. દરભંગાના મહારાજા એના પ્રમુખ હતા.

આ જ દિવસોમાં શ્રી રામરક્ષ બ્રહ્મચારીએ ચંપારણ જિલ્લાના બેતિયા પરગણાના મછરગાવા ગામમાં જઈને કામ શરૂ કર્યું. તેઓ પાકે પાયે ગ્રામસંગઠનનું કામ કરવા ઇચ્છતા હતા. ત્યાંના લોકોએ પણ ઉત્સાહ-પૂર્વક સાથ આપ્યો. ઘણા સ્વયંસેવક કામ કરવાને તૈયાર હતા. ત્યાં તેઓ જે કંઈ કરી રહ્યા હતા એ મારી સલાહ લઈને કરતા હતા. એક વાર હું ત્યાં ગયો ત્યારે ત્યાંનું સંગઠન જોઈને મને બહુ જ આનંદ થયો હતો. અંદર અંદરના ઝઘડાઓ પતાવવા પંચાયતો સ્થાપવી, બાળકોની કેળવણી માટે પાઠશાળાઓ ખોલવી, ગામની સફાઈ કરવી, ખેડૂતોની ફરિયાદ દૂર કરવાનો પ્રયત્ન કરવો — એ જ મુખ્ય કાર્યક્રમ ગણેલો. ત્યાં એક આશ્રમ પણ ઊભો થયો. એનું ખરચ લોકો મુઠિયા (ઘેર ઘેરથી કરેલી એકએક મૂઠી અન્નની ઉઘરાણી) મારફત પૂરું પાડતા હતા. સંગઠનનું કામ સારું ચાલતું હતું. લોકોમાં ઉત્સાહ પણ પુષ્કળ હતો. પોલીસ અને નીલવર ગોરાઓને આવી જાતનું સંગઠન પસંદ નહોતું: ખાસ કરીને પોલીસ વાળાઓને એ પસંદ નહોતું. કારણ કે પછી એમનો સ્વેચ્છાચાર ત્યાં નભ શકે એમ ન હતું. એ જ ઇલાકામાં પોલીસવાળાઓએ એક મોટું પ્રકરણ ઊભું કર્યું.

પોલીસ ફોજદારની પાસે એક માણસે કોઈની વિરુદ્ધ કંઈક ફરિયાદ કરી. જ્યાં ઘટના બની હતી તેની પડખેના જ ગામમાં કોઈક બીજા કેસની તપાસ એ અમલદાર કરી રહ્યા હતા. એમણે પોલીસના સિપાઈઓ અને ગામના થાણદારને મોકલવા માંડ્યા અને કહ્યું કે જેને વિષે ફરિયાદ છે તેને તથા ગામના બીજા કેટલાક જણને પકડી લાવો. એ લોકોએ એવી રીતે જવાની ના પાડી. દબાણ કરવા છતાં પણ એ સિપાઈઓ ગયા નહીં. ફોજદાર સાહેબનો પિત્તો ગયો. વિગતવાર બધી વાતો અહીં આપવી નકામી છે. ટૂંકમાં એટલું કે, ફોજદારે જિલ્લાના મુખ્ય પડાવમાંથી મિલિટરીને બોલાવી. અને કેટલાંયે ગામોને જૂની રીત પ્રમાણે લૂંટાવ્યાં. લોકો પર ભારે સખ્તાઈ કરવામાં આવી. એટલે લગી કે સ્ત્રીઓ પણ બચવા ન પામી. બ્રહ્મચારી રામરક્ષના સાથીદાર શ્રી ધ્વજાપ્રસાદ, શ્રી રામવિનોદસિંહ અને શ્રી મનોરંજનપ્રસાદે ત્યાંની મારફાડની ખબરો છાપાંઓમાં આપી. રામરક્ષને પકડવામાં આવ્યા. બિહાર પ્રાંતિક કૉંગ્રેસ કમિટીએ તપાસને માટે મજરુલ હક સાહેબના પ્રમુખપદે એક કમિટી નીમી. એ કમિટીએ લોકોની ફરિયાદો સાચી હોવાનું જણાવ્યું અને સરકારે કરેલો ઢાંકપિછોડો ખોટો ઠરાવ્યો.

ગાંધીજી બિહાર પહોંચ્યા ત્યારે આ ચળવળ જોરમાં ચાલતી હતી. તેઓ ચંપારણ ગયા ત્યારે બનાવવાળા સ્થળે પણ પહોંચ્યા. એ ગામના લોકોને પણ એઓ મળ્યા. આ પ્રવાસમાં ગાંધીજીએ અહિંસાની એવી વ્યાખ્યા આપી જે હજી સુધી અનેક જગ્યાએ લોકોને સમજાવવી પડે છે. એમણે કહ્યું હતું: "સ્ત્રીઓને તથા ઘરબારને છોડીને ભાગી જવામાં પુરુષોએ મોટી કાયરતા દેખાડી છે. આવે પ્રસંગે સ્ત્રીઓ માટે પોતાના પ્રાણ આપીને પણ એમની રક્ષા કરવાનો પુરુષોનો ધર્મ હતો. પણ જો એમનામાં એવી રીતે હાથ ઉપાડ્યા વિના મરવાની શક્તિ ન હતી તો એમણે જે રીતે થઈ શકે એ રીતે સામનો કરવો જોઈતો હતો. પોતાના ધર્મને વળગી રહીને, હાથ ઉપાડ્યા વિના મરી જવું એ જ સાચી અહિંસા છે; પણ ડરના માર્યા ભાગી છૂટવું એ નરી હિંસા છે. ભાગી જવા કરતાં તો જે, કંઈ હાથમાં આવે તે લઈને ઝૂઝવું એ સારું છે." મેં આ મહાત્માજીના શબ્દોમાં નથી કહ્યું. આ તો માત્ર સાર છે. બ્રહ્મચારી રામરક્ષ અને બીજાઓ ઉપર જે કંઈ કેસો ચાલ્યા તેની સુનાવણી મહિનાઓ સુધી ચાલી. આખરે એ બધા કેસ ખોટા ઠર્યા, ને બધા છૂટી ગયા.

મહાત્માજીની યાત્રાને લીધે ચળવળે ખૂબ જોર પકડ્યું. કાઉન્સિલની ચૂંટણીઓ પૂરી થઈ ગઈ હતી. હવે વધુ જોર નિશાળો ખાલી કરાવવા

ઉપર હતું. અમે રાષ્ટ્રીય મહાવિદ્યાલય (કૉલેજ) ઉઘાડવાનું નક્કી કર્યું. પટના ગયા રોડ ઉપર એક ભાડાના મકાનમાં કૉલેજ ખોલવામાં આવી. હું જે મકાનમાં રહેતો હતો એની પાસે જ આ મકાન હતું. હવે મેં વિચાર્યું કે જ્યારે વકીલાત છોડી દીધી છે ત્યારે મારે માટે ભાડાનું મકાન રાખવું એ નકામું છે. મહિને દોઢસો રૂપિયાનું આ ખરચ બંધ કરી દેવું જોઈએ. એટલે મેં મારુ મકાન છોડ્યું. મહાવિદ્યાલયમાં જ જઈને રહેવા લાગ્યો. કાયદાની ચોપડીઓ મારા મિત્ર શ્રી શંભુશરણ વર્માને ત્યા મૂકી. એ ચોપડીઓ એમની જ પાસે તેઓ જીવ્યા ત્યાં સુધી રહી. એમના અકસ્માત્ મૃત્યુ પછી બીજા મિત્રની પાસે ગઈ અને આજ સુધી એ ત્યાં કામ આપી રહી છે.

પટનાના એંજિનિયરિંગ સ્કૂલના વિદ્યાર્થીઓને ત્યાંના પ્રિન્સિપાલ સાથે કોઈ બાબતમાં મતભેદ પડ્યો. વિદ્યાર્થીઓએ હડતાલ પાડી. બધા ભેગા મળી સરઘસ કાઢીને ફ્રેજર રોડ ઉપર સિકંદર મંજિલમાં જ્યાં એ દિવસોમા શ્રી મજરુલ હક સાહેબ રહેતા હતા ત્યા એમની પાસે ગયા. અને એમને કહ્યું કે, અમે લોકોએ શાળા છોડી દીધી છે, અમને જગ્યા આપો. મજરુલ હક સાહેબ બહુ જ ભાવનાશાળી અને નીડર વ્યક્તિ હતા. તેમની ત્યાગશક્તિ પણ અપૂર્વ હતી. તે વખતે એ મોટા બંગલામાં તેઓ બહુ એશઆરામથી રહેતા હતા. એક બીજો મોટા બંગલો પણ પોતાને માટે તેઓ બંધાવતા હતા. બધું છોડીને એ છોકરાઓને પોતાની સાથે લઈ પટના-દાનાપુર સડક ઉપર આવેલા એક બગીચામાં ગયા. ત્યાં એમના એક ઓળખીતા સદ્‌ગૃહસ્થનું એક નાનકડું મકાન હતું ત્યાં રહેવા લાગ્યા. શિયાળાના દિવસો હતા. સખ્ત ટાઢ પડતી હતી. એ જગ્યા ગંગા કિનારે હોવાને લીધે વધારે ઠંડી હતી. તથા ગીચ બગીચાઓથી ઘેરાયેલી હોઈ ત્યાંની જમીનમાં થોડો ભેજ પણ હતો. તોપણ મજરુલ હક સાહેબ ત્યાં એ જ નાનકડા બંગલામાં થોડા દિવસ રહ્યા. ધીમે ધીમે ત્યાં તાડની સાદડીઓના થોડાંક ઝૂંપડાં પણ તૈયાર થઈ ગયાં. છોકરાઓ પણ બહુ ઉત્સાહી હતા. મુશ્કેલીઓની પરવા કર્યા વિના આનંદપૂર્વક તેઓ એમની સાથે રહેવા લાગ્યા. એ જ જગ્યાનું નામ એમણે સદાકત આશ્રમ રાખ્યુ થોડા દિવસમાં તો જ્યાંથી રાત્રે નવ વાગ્યા પછી કોઈ વટેમાર્ગુએ પસાર થવું જોખમભર્યું ગણાતું હતું એવી એ સૂમસામ જગામાં કલ્લોલ થઈ રહ્યો ત્યાં રેંટિયાનું એક કારખાનું ખોલવામાં આવ્યું. બધા છોકરાઓ રેંટિયા બનાવવા મંડી ગયા. ધીમે ધીમે હક સાહેબે પોતાના પૈસાથી જ મકાન બાંધવાનું શરૂ કરી દીધુ. થોડા બીજા છોકરાઓ પણ એમની સાથે

જઈને રહેવા લાગ્યા. તેઓ પોતે ત્યાં જ રહેતા, છોકરાઓને ભણાવતા અને જે છોકરાઓ ખાતા તે જ જાડા રોટલા પોતે ખાતા. ઘણાખરા છોકરાઓ હિંદુ હતા. કોઈ છોકરો એમ ન માની લે કે તેઓ પોતાના દિલમાં કોઈ પણ જાતનો હિંદુમુસલમાનનો ભેદ સેવે છે એની હક સાહેબ કાળજી રાખતા. એટલે તેઓ બધાઓને એકસમાન રાખતા હતા. છોકરાઓ પણ એમને પિતાની જેમ પૂજ્ય ગણતા હતા અને એમના પર એવો જ વિશ્વાસ રાખતા હતા.

આ સંબંધમાં અહીં એક વાત નોંધવી ઠીક થશે. એ વાતથી એ મહાન વ્યક્તિના સાચા ભાવોનું પારખું મળશે. હક સાહેબની સાથે એક બહુ જ ગરીબ ઘરનો મુસલમાન છોકરો રહેતો હતો. એમણે જોયું કે છોકરો ભણવામાં હોશિયાર છે. મુસલમાન હોવા છતાં એ હિંદી અને સંસ્કૃત ભણ્યો હતો. એનો એમના દિલ ઉપર ભારે પ્રભાવ પડ્યો હતો. એ કૉલેજમાં પહેલા કે બીજા વર્ષમાં ભણતો હતો. નામ હતું મહમદ ખલીલ. હક સાહેબનો એ બહુ માનીતો હતો. અસહકાર શરૂ થતાં એણે પણ કૉલેજ છોડી દીધી અને હક સાહેબની સાથે જ એમનું મકાન છોડીને સદાકત આશ્રમમાં જઈને રહેવા લાગ્યો. એકદોઢ વરસ પછી મેં સાંભળ્યું કે હક સાહેબે એને આશ્રમમાંથી કાઢી મૂક્યો છે. મહમદ ખલીલે પણ આવીને મને કહ્યું કે તેઓ નારાજ થઈ ગયા છે, તમે ભલામણ કરીને એમને શાંત પાડો. હક સાહેબની મારા ઉપર સદાયે મહેરબાની રહેતી હતી. તેઓ મારા પર દિલથી પ્રેમ રાખતા હતા. એટલે મેં એમને મહમદ ખલીલની બાબતમાં કહ્યું. એ વખત સુધીમાં મહમદ ખલીલ આખા બિહારમાં પ્રખ્યાત થઈ ગયા હતા. એમણે અસહકારની શરૂઆતમાં જ એક ભજન બનાવ્યું હતું. એ દિવસોમાં એ બહુ પ્રચલિત બનેલું. ખરેખર એ બહુ સુંદર, હૃદયમાં સોંસરવું ઊતરી જાય એવું અને મર્મસ્પર્શી ગીત હતું. એની ટેક હતી 'ભારત જનની! તેરી જય, તેરી જય હો.' એ દિવસોમાં ભાગ્યે જ કોઈ સભા એવી થતી જેમાં આ ગીત બહુ ઉત્સાહપૂર્વક ગવાતું ન હોય.

મેં હક સાહેબને કહ્યું કે મહમદ ખલીલની જે કંઈ ભૂલ થઈ હોય તે માફ કરો. ત્યારે એમણે બહુ જ દુઃખિત થઈને મને કહ્યું: "હું તમારી વાતને કદી ટાળતો નથી. પણ આ બાબતમાં હું લાચાર છું. ખલીલે કેટલું બધું ખરાબ કામ કર્યું છે તે તમે જાણતા નથી તેથી તમે એની ભલામણ કરો છો. જે વસ્તુને મેં મારા આખા જીવનનો આદર્શ બનાવેલો છે, જેને માટે આજ સુધી જે જે કરવું ઘટે તે બધું જ કરતો આવ્યો

છું અને આજે ફકીર થઈને બેઠો છું તે વસ્તુ પર તેણે પ્રહાર કર્યો છે. મારી આખી જિંદગીમાં મે હિન્દુમુસલમાન એકના માટે કામ કર્યું છે. આજે પણ એ જ કામમાં લાગેલો છું. આશ્રમમાં રહીને એ હિંદુ છોકરાઓની સાથે એવી રીતે વર્ત્યો કે જેથી એ છોકરાઓ જે બધા મારા ઉપર વિશ્વાસ રાખીને પ્રેમવશ મારી પાસે આવીને રહ્યા છે તેઓ હિંદુ-મુસલમાન વચ્ચેનો ભેદભાવ સમજવા માંડે. એણે મારી આખી જિંદગીનું કર્યુંકારવ્યું ધૂળ મેળવવાનો પ્રયત્ન કર્યો છે. એણે છોકરાઓને મુસલમાન બનાવવાની ખટપટ કરી છે. હું સઘળું માફ કરી શકું, પણ વિશ્વાસુ છોકરાઓનો ઇસ્લામને નામે આવી રીતે વિશ્વાસઘાત કરવાનું સહન નહીં કરી શકું. હવે મને ખબર પડી કે હિંદી અને સંસ્કૃત પણ એ ઢોંગ કરવા માટે શીખ્યો છે. એક દહાડો એ હિંદુમુસલમાનો વચ્ચે ઝઘડો પણ કરાવશે. હું એને કોઈ કાળે આશ્રમમા રહેવા દેવાનો નથી."

એ જ મહમદ ખલીલ થોડા દહાડા પછી 'ખલીલદાસ' ને નામે પ્રખ્યાત થયા. એમને વિષે લોકો માને છે કે એમણે કેટલીયે જગ્યાએ હિંદુમુસલમાન કલહ ઊભો કર્યો, એનું ઘણું જ નઠારું પરિણામ ઝઘડા-ટંટા રૂપે જણાયું. એ ઝઘડાઓમાં ઘણુાયે હિંદુ તથા મુસલમાનોએ પોતાના પ્રાણ ખોયા. ઘણાં વરસ પછી જ્યારે મેં એમના સંબંધમા આવી જાતની ફરિયાદો સાંભળી ત્યારે મને હક સાહેબની ભવિષ્યવાણી યાદ આવી. એમના એ ઉદ્‌ગાર — એ મર્મભર્યા શબ્દો — મારા કાનમા એક વાર ફરીથી ગુંજી ઊઠ્યા.

રાષ્ટ્રીય મહાવિદ્યાલય ખૂલ્યું મને એનો આચાર્ય બનાવવામાં આવ્યો. એના અધ્યાપક તરીકે બિહાર નૅશનલ (બી. એન.) કૉલેજ (પટના) ના અંગ્રેજીના પ્રોફેસર બદ્રીનાથ વર્મા, પટના કૉલેજના સંસ્કૃતના પ્રોફેસર શ્રી જગન્નાથપ્રસાદ એમ. એ., કાવ્યતીર્થ, તથા ભાગલપુરની ટી. એન. જ્યુબિલી કૉલેજના ફિલૉસોફીના પ્રોફેસર શ્રી પ્રેમસુંદર બોઝ પોતપોતાની જગ્યાએથી રાજીનામાં આપીને આવી પહોંચ્યા. એ ઉપરાંત શ્રી જગત-નારાયણલાલ, શ્રી રામચરિત્ર સિંહ, શ્રી અબ્દુલ બારી વગેરે પણ આવી પહોંચ્યા. કૉલેજના જે છોકરાઓ ભણવા માગતા હતા એમને અમે ભણાવવા માંડ્યું. શરૂઆતમાં તો સરકારી કૉલેજમાં ચાલતા વિષયો જ ભણાવવાનું રાખ્યું. ચંપારણયાત્રા વખતે એકઠા કરેલા રૂપિયા આમાં વપરાવા લાગ્યા.

બીજી બાજુ યુનિવર્સિટીની પરીક્ષાઓનો સમય પાસે આવતો જતો હતો. કેટલાક ભાઈઓનો, ખાસ કરીને મૌલવી શફી દાઉદીનો આગ્રહ

હતો કે જે છોકરાઓ સરકારી પરીક્ષામાં બેસવા ઇચ્છતા હોય એમની પરીક્ષા પણ આપણે લેવી જોઈએ. એટલે પરીક્ષાઓની ગોઠવણ કરવાનું પણ આવશ્યક થઈ પડયું. મહાત્મા ગાંધીએ પણ બિહારથી જતાં જતાં કહેલું કે બિહારમાંયે વિદ્યાપીઠ હોવી જોઈએ. અમે કહ્યું કે અમારી પાસે રૂપિયા નથી ત્યારે એમણે કહ્યું હતું કે, એની ચિંતા ન કરશો. જો કામ સારું થશે તો રૂપિયાની ખોટ નહીં રહે. નાગપુર કોંગ્રેસ પછી તેઓ ફરી પાછા બિહારના પ્રવાસે આવ્યા ત્યારે ઝરિયામાં પચાસસાઠ હજાર રૂપિયા ભેગા કરીને મને તાર કર્યો કે હું પટના આવું છું. વિદ્યાપીઠના ઉદ્દ્ઘાટનની તૈયારી કરી. જે મકાનમાં અમે મહાવિદ્યાલય ખોલ્યું હતું એ જ મકાનમાં આવીને એમણે વિદ્યાપીઠનું ઉદ્દ્ઘાટન કર્યું. શ્રી મજરુલ હક સાહેબ એના કુલપતિ નિમાયા. અમે લોકોએ રીતસર સેનેટ વગેરે પણ બનાવી, તથા પાઠ્યક્રમ તૈયાર કરવાના કામમાં લાગી ગયા.

આ બધું જોઈને સરકારી કૉલેજમાં ભણનારા છોકરાઓનો પણ ઉત્સાહ ઊભરાયો. એક દિવસ પચાસસાઠ છોકરાઓ, પટના કૉલેજ અને સાયન્સ કૉલેજ છોડીને સરઘસમાં, પટના ગયા રોડ ઉપર અમારા મહાવિદ્યાલયમાં આવી પહોંચ્યા. એમાં પટના યુનિવર્સિટીના સારામાં સારા વિદ્યાર્થીઓ પણ હતા. કેટલાક તો ટકી ગયા, જેઓ આજે આખા પ્રાંતમાં ફેલાયેલા છે અને આજેયે પ્રાંતના અગ્રણીઓમાંના છે. કેટલાક થોડાક દિવસ તો નભાવ્યું પણ જયારે ચળવળ ધીમી પડી ત્યારે ફરી પાછા તેઓ સરકારી કૉલેજોમાં ચાલ્યા ગયા. ત્યાં ઊંચે નંબરે પાસ થઈને તેઓ સરકારી નોકરીઓમાં ચાલ્યા ગયા. આજે તેઓ ઊંચા હોદ્દાઓ પર પહોચીને સરકારી કામ કરી રહ્યા છે. થોડાક તો તરત જ પાછા ચાલ્યા ગયેલા અને પોતાની જૂની ઘરેડમાં પડી ગયેલા.

૯

# ૩૩
# સંપૂર્ણ અસહકાર

અસહકારના મુખ્ય અંગ તરીકે ચાર જાતના બહિષ્કાર કરવાના હતા: ૧. સરકારી ખિતાબો તથા માનચાંદ છોડી દેવાં; ૨. સરકારી કેળવણી સંસ્થાઓ સાથેનો સંબંધ તોડી નાખવો, એટલે કે પોતે એમાં ભણવું નહીં અને પોતાનાં બાળકોને ત્યાં ભણાવવાં નહીં; ૩. કાઉન્સિલોમાં જવું નહીં અને એનો કોઈ જાતનો લાભ ન લેવો; ૪. સરકારી કોરટો સાથે કાંઈ લેવાદેવા ન રાખવી, અર્થાત્ તેમાં કોઈ કેસ દાખલ કરવો નહીં કે એમાં વકીલાત, મુખત્યારનું કામ કે નોકરી કરવી નહીં. અમારામાંનો દરેક જણ આ ચારે બહિષ્કારો — જેમાં જેને લાગતુંવળગતું હોય એમાં — પૂરી રીતે કરશે એવી આશા રાખી હતી. મને તો કોઈ ઇલકાબ કે ઉપાધિ મળેલાં નહીં પણ મારા મોટાભાઈને કોઓપરેટિવ-સોસાયટી સ્થાપવા તથા એમાં રસ લેવા બદલ 'રાયસાહેબ'નો ખિતાબ મળ્યો હતો. મેં એમને ખિતાબ છોડવાનું કદી કહ્યું નહીં પણ એમણે પોતે જ નાગપુર કોંગ્રેસ પછી થોડા દિવસમાં એ પાછો મોકલી આપ્યો. એ પ્રસંગ આમ બનેલો: અસહકારની ચળવળનું જોર વધવા લાગ્યું ત્યારે બિહાર-ઓરિસાની સરકારના મંત્રી મિસ્ટર હેલેટ જેઓ હાલમાં જ યુક્ત પ્રાંતના ગવર્નરપદેથી નિવૃત્ત થયા છે, તેમણે એક પરિપત્ર મોકલેલો. એમાં એમણે જણાવેલું કે મ્યુનિસિપાલિટી અને જિલ્લાબોર્ડ પણ એક રીતે સરકારનાં અંગ છે; એટલે એના સભ્યો અને નોકરિયાતો અસહકારમાં કોઈ જાતનો ભાગ લઈ શકે નહીં. આથી લોકોનો ગુસ્સો વધી ગયો. મારા ભાઈ એ વખતે છપરા મ્યુનિસિપાલિટીના ઉપપ્રમુખ અને ઓનરરી મૅજિસ્ટ્રેટ હતા. એમણે પોતાનો ખિતાબ પાછો મોકલી દીધો. મૅજિસ્ટ્રેટપદેથી પણ રાજીનામું આપી દીધું. અને સાથે સાથે એમણે એમ પણ ચોખ્ખું લખી દીધું કે તેઓ પોતે લોકો દ્વારા ચૂંટાયા છે એટલે ઉપપ્રમુખપદ છોડશે નહીં અને પોતાનું કામ કરતા રહેશે.

મોટાભાઈના દીકરા જનાર્દને મૅટ્રિક પસાર કરીને હિંદુ યુનિવર્સિટીની એંજિનિયરિંગ કૉલેજમાં તાજું જ નામ દાખલ કરાવેલું. મારા બે દીકરાઓમાં મૃત્યુંજય જે કાળા આજારમાંથી બચીને હજુ તાજો જ ઊઠ્યો હતો એ મૅટ્રિકમાં ભણતો હતો; પણ ઉંમર નાની હોવાને લીધે યુનિવર્સિટીના નિયમ

પ્રમાણે એને પરીક્ષામાં બેસતાં અટકાવવામાં આવ્યો હતો. બીજો દીકરો ધનંજય નિશાળના કોઈ નીચલા વર્ગમાં ભણતો હતો. ત્રણે છોકરાઓને સ્કૂલ અને કૉલેજમાંથી ઉઠાડી લેવામાં આવ્યા. ત્રણેમાંથી એક પણ ફરી વાર સરકારી સ્કૂલ કે કૉલેજમાં ગયો નહીં. જનાર્દન કીર્ત્યાનંદ-આયર્ન-સ્ટીલ વર્ક્સના લોખંડના કારખાનામાં કંઈક કામ શીખવા લાગ્યો. ત્યાં દોઢેક વરસ કામ શીખ્યા પછી એ વિલાયત ગયો. પરદેશમાં લોખંડનું કામ શીખવાને માટે એને એક શિષ્યવૃત્તિ મળી હતી. એટલામાંથી જ એ પોતાનું કામ ચલાવતો. મોટાભાઈને ઘેરથી જૂજ જ ખરચ આપવું પડેલું. મૃત્યુંજય બિહાર વિદ્યાપીઠમાં ભણવા લાગ્યો અને ત્યાંનો સ્નાતક બન્યો. છપરામાં જ્યાં સુધી રાષ્ટ્રીય શાળા ચાલી ત્યાં સુધી ધનુ ભણતો રહ્યો. ત્યાર પછી એણે ઘેરે જ જે કંઈ કેળવણી મળી શકી એ લીધી. યુનિવર્સિટી સાથે સંબંધ મેં કેવી રીતે છોડી દીધો હતો તે હું જણાવી ગયો. વકીલાત તો મેં છોડી જ હતી. આવી રીતે ઈશ્વરની દયાથી અમે અમારા કુટુંબ* તરીકે તેમ જ વ્યક્તિગત રીતે અસહકારનો કાર્યક્રમ યથાશક્તિ પૂરો કર્યો.

એ વખત સુધી બિહારમાં કૉંગ્રેસનું સંગઠન નહીં જેવું જ હતું. પ્રાંતિક કૉંગ્રેસ કમિટી હતી. એના મંત્રી, નવાબ સરફરાજ હુસેનખાં હતા. હું પણ એમનો સહાયક હતો. એ જ પ્રમાણે કોઈ કોઈ જિલ્લામાં પણ ક્યાંક જિલ્લા કૉંગ્રેસ કમિટીનો કોઈક મંત્રી હતો. પણ એ દિવસોમાં રીતસર સભ્ય બનવાની રીત ન હતી. જેની ઇચ્છા થાય તે પોતાને સભ્ય માની લેતો. પ્રતિનિધિઓની ચૂંટણી પણ રીતસર નહોતી થતી. જે કોઈ કૉંગ્રેસના અધિવેશનમાં પહોંચી જતા તેઓ પ્રતિનિધિ બની જતા. જિલ્લા કે પ્રાંતના નામધારી મંત્રી એમને પ્રમાણપત્ર આપી દેતા. તેઓ દસ રૂપિયા ફી ભરીને પ્રતિનિધિ બની જતા. એવા જ પ્રતિનિધિઓ કૉંગ્રેસના વાર્ષિક અધિવેશન વખતે મહાસમિતિના સભ્યો ચૂંટી લેતા. એ ચૂંટણીમાં ઝાઝી હરીફાઈ નહોતી થતી. ઘણે ભાગે પ્રાંતના મોટા ગણાતા લોકો જેઓ કૉંગ્રેસમાં રસ લેતાં હોય એમને ચૂંટવામાં આવતા. મહાસમિતિના નિયમ પ્રમાણે બિહાર પ્રાંતને મહાસમિતિને વાર્ષિક પંદરસો રૂપિયા લવાજમ આપવુ પડતું. એક રીતે એ વાત માની લેવામાં આવી હતી કે જે સો આપે એ મહાસમિતિનો સભ્ય ચૂંટાય. એટલા માટે એવા ઘણા માણસો જે આ શરત પૂરી કરી શકે એમ ન હતા તેઓ કદી ઉમેદવારી કરવાની

* મૂળ ગ્રંથમાં લખેલુ છે કે 'અમારા શરીર વડે તેમ જ વ્યક્તિગત રૂપે', પણ એમાં 'શરીર'ની જગ્યાએ 'કુટુંબ' શબ્દ જોઈએ. —અનુવાદ

## ૩૩
## સંપૂર્ણ અસહકાર

અસહકારના મુખ્ય અંગ તરીકે ચાર જાતના બહિષ્કાર કરવાના હતા: ૧. સરકારી ખિતાબો તથા માનચાંદ છોડી દેવાં; ૨. સરકારી કેળવણી સંસ્થાઓ સાથેનો સંબંધ તોડી નાખવો, એટલે કે પોતે એમાં ભણવું નહીં અને પોતાનાં બાળકોને ત્યાં ભણાવવાં નહીં; ૩. કાઉન્સિલોમાં જવું નહીં અને એનો કોઈ જાતનો લાભ ન લેવો; ૪. સરકારી કોરટો સાથે કાંઈ લેવાદેવા ન રાખવી, અર્થાત્ તેમાં કોઈ કેસ દાખલ કરવો નહીં કે એમાં વકીલાત, મુખત્યારનું કામ કે નોકરી કરવી નહીં. અમારામાંનો દરેક જણ આ ચારે બહિષ્કારો — જેમાં જેને લાગતુંવળગતું હોય એમાં — પૂરી રીતે કરશે એવી આશા રાખી હતી. મને તો કોઈ ઇલકાબ કે ઉપાધિ મળેલા નહીં પણ મારા મોટાભાઈને કોઑપરેટિવ-સોસાયટી સ્થાપવા તથા એમાં રસ લેવા બદલ 'રાયસાહેબ'નો ખિતાબ મળ્યો હતો. મેં એમને ખિતાબ છોડવાનું કદી કહ્યું નહીં પણ એમણે પોતે જ નાગપુર કોંગ્રેસ પછી થોડા દિવસમાં એ પાછો મોકલી આપ્યો. એ પ્રસંગ આમ બનેલો: અસહકારની ચળવળનું જોર વધવા લાગ્યું ત્યારે બિહાર-ઓરિસાની સરકારના મંત્રી મિસ્ટર હૅલેટ જેઓ હાલમાં જ યુક્ત પ્રાંતના ગવર્નરપદેથી નિવૃત્ત થયા છે, તેમણે એક પરિપત્ર મોકલેલો. એમાં એમણે જણાવેલું કે મ્યુનિસિપાલિટી અને જિલ્લાબોર્ડ પણ એક રીતે સરકારના અંગ છે; એટલે એના સભ્યો અને નોકરિયાતો અસહકારમાં કોઈ જાતનો ભાગ લઈ શકે નહીં. આથી લોકોનો ગુસ્સો વધી ગયો. મારા ભાઈ એ વખતે છપરા મ્યુનિસિપાલિટીના ઉપપ્રમુખ અને ઑનરરી મૅજિસ્ટ્રેટ હતા. એમણે પોતાનો ખિતાબ પાછો મોકલી દીધો. મૅજિસ્ટ્રેટપદેથી પણ રાજીનામું આપી દીધું. અને સાથે સાથે એમણે એમ પણ ચોખ્ખું લખી દીધું કે તેઓ પોતે લોકો દ્વારા ચૂંટાયા છે એટલે ઉપપ્રમુખપદ છોડશે નહીં અને પોતાનું કામ કરતા રહેશે.

મોટાભાઈના દીકરા જનાર્દને મૅટ્રિક પસાર કરીને હિંદુ યુનિવર્સિટીની ઍન્જિનિયરિંગ કૉલેજમાં તાજું જ નામ દાખલ કરાવેલું. મારા બે દીકરાઓમાં મૃત્યુંજય જે કાલા આઝારમાથી બચીને હજુ તાજો જ ઊઠ્યો હતો એ મૅટ્રિકમાં ભણતો હતો; પણ ઉંમર નાની હોવાને લીધે યુનિવર્સિટીના નિયમ

પ્રમાણે એને પરીક્ષામાં બેસતાં અટકાવવામાં આવ્યો હતો. બીજો દીકરો ધનંજય નિશાળના કોઈ નીચલા વર્ગમાં ભણતો હતો. ત્રણે છોકરાઓને સ્કૂલ અને કૉલેજમાંથી ઉઠાડી લેવામાં આવ્યા. ત્રણેમાંથી એક પણ ફરી વાર સરકારી સ્કૂલ કે કૉલેજમાં ગયો નહીં. જનાર્દન કીર્તાનંદ–આયર્ન–સ્ટીલ વર્કસના લોખંડના કારખાનામાં કંઈક કામ શીખવા લાગ્યો. ત્યાં દોઢેક વરસ કામ શીખ્યા પછી એ વિલાયત ગયો. પરદેશમાં લોખંડનું કામ શીખવાને માટે એને એક શિષ્યવૃત્તિ મળી હતી. એટલામાંથી જ એ પોતાનું કામ ચલાવતો. મોટાભાઈને ઘેરથી જૂજ જ ખરચ આપવું પડેલું. મૃત્યુંજય બિહાર વિદ્યાપીઠમાં ભણવા લાગ્યો અને ત્યાંનો સ્નાતક બન્યો. છપરામાં જ્યાં સુધી રાષ્ટ્રીય શાળા ચાલી ત્યાં સુધી ધનુ ભણતો રહ્યો. ત્યાર પછી એણે ઘેરે જ જે કંઈ કેળવણી મળી શકી એ લીધી. યુનિવર્સિટી સાથે સંબંધ મેં કેવી રીતે છોડી દીધો હતો તે હું જણાવી ગયો. વકીલાત તો મેં છોડી જ હતી. આવી રીતે ઈશ્વરની દયાથી અમે અમારા કુટુંબ* તરીકે તેમ જ વ્યક્તિગત રીતે અસહકારનો કાર્યક્રમ યથાશક્તિ પૂરો કર્યો.

એ વખત સુધી બિહારમાં કૉંગ્રેસનું સંગઠન નહીં જેવું જ હતું. પ્રાંતિક કૉંગ્રેસ કમિટી હતી. એના મંત્રી, નવાબ સરફરાજ હુસેનખાં હતા. હું પણ એમનો સહાયક હતો. એ જ પ્રમાણે કોઈ કોઈ જિલ્લામાં પણ ક્યાંક જિલ્લા કૉંગ્રેસ કમિટીનો કોઈક મંત્રી હતો. પણ એ દિવસોમાં રીતસર સભ્ય બનવાની રીત ન હતી. જેની ઇચ્છા થાય તે પોતાને સભ્ય માની લેતો. પ્રતિનિધિઓની ચૂંટણી પણ રીતસર નહોતી થતી. જે કોઈ કૉંગ્રેસના અધિવેશનમા પહોંચી જતા તેઓ પ્રતિનિધિ બની જતા. જિલ્લા કે પ્રાંતના નામધારી મંત્રી એમને પ્રમાણપત્ર આપી દેતા. તેઓ દસ રૂપિયા ફી ભરીને પ્રતિનિધિ બની જતા. એવા જ પ્રતિનિધિઓ કૉંગ્રેસના વાર્ષિક અધિવેશન વખતે મહાસમિતિના સભ્યો ચૂંટી લેતા. એ ચૂંટણીમાં ઝાઝી હરીફાઈ નહોતી થતી. ઘણે ભાગે પ્રાંતના મોટા ગણાતા લોકો જેઓ કૉંગ્રેસમાં રસ લેતાં હોય એમને ચૂંટવામાં આવતા. મહાસમિતિના નિયમ પ્રમાણે બિહાર પ્રાંતને મહાસમિતિને વાર્ષિક પંદરસો રૂપિયા લવાજમ આપવુ પડતુ. એક રીતે એ વાત માની લેવામા આવી હતી કે જે સો આપે એ મહાસમિતિનો સભ્ય ચૂંટાય. એટલા માટે એવા ઘણા માણસો જે આ શરત પૂરી કરી શકે એમ ન હતા તેઓ કદી ઉમેદવારી કરવાની

* મૂળ ગ્રંથમાં લખેલુ છે કે 'અમારા શરીર વડે તેમ જ વ્યક્તિગત રૂપે', પણ એમાં 'શરીર'ની જગ્યાએ 'કુટુંબ' શબ્દ જોઈએ. —અનુવાદ.

હિંમત કરતા નહોતા. એ ઉપરથી એમ ધારી લેવાની જરૂર નથી કે બધા જ ચૂંટાયેલા સભ્યો સો રૂપિયા જમા આપી જ દેતા હતા. એ દિવસોમાં મહાસમિતિના મંત્રી રાજમહેન્દ્રીના પ્રખ્યાત કૉંગ્રેસ કાર્યકર્તા શ્રી સુબ્બારાવ પાન્તલુ હતા. મને યાદ છે કે તેઓ વારંવાર આવીને પટનામાં આ લવાજમ વસૂલ કરતા. તોપણ વરસોવરસ ભરપાઈ ન થતું. ૧૯૨૦માં બિહારને નામે હજારો રૂપિયા બાકી નીકળતા હતા.

નાગપુર કૉંગ્રેસે કૉંગ્રેસની નિયમાવલી બદલી નાખી. એણે બધી જ જગ્યાએ કૉંગ્રેસના સભ્ય બનાવવાનું ફરજિયાત કર્યું. દરેક પ્રાંતને એની વસ્તી મુજબ એક લાખ માણસ દીઠ એક જ પ્રતિનિધિ ચૂંટવાનો હક આપ્યો. આવી રીતે પ્રતિનિધિઓની સંખ્યા મર્યાદિત બની. એણે એમ પણ ઠરાવ્યું કે પ્રતિનિધિઓની ચૂંટણી કેવળ કૉંગ્રેસના સભ્યો જ કરી શકે. અને તે પણ કોઈ પણ કૉંગ્રેસ સમિતિની રીતસરની બેઠકમાં જ કરવામાં આવે. ચૂંટાયેલા પ્રતિનિધિઓની યાદી અધિવેશનના કેટલાયે દિવસ પહેલાં મહાસમિતિના દફતરમાં પહોંચી જવી જોઈએ. એ યાદીમાં જે નામ અપાયાં હોય એ સિવાય કોઈ ખાસ કારણ વિના બીજો કોઈ પ્રતિનિધિ ન બની શકે. જો ચૂંટાયેલો પ્રતિનિધિ રાજીનામું આપે અને એની ખાલી જગ્યાએ કોઈ નવી ચૂંટણી કરવામાં આવી હોય તો જ યાદીમાં ફેરફાર થઈ શકે. પ્રાંતના મંત્રીએ આ બાબતનું પ્રમાણપત્ર આપવું જોઈએ.

આ નિયમોને લીધે હવે કૉંગ્રેસની ચૂંટણીમાં ઠીક ઠીક કડકાઈ આવી જવાની હતી. હવે જૂની રીત ચાલે એમ ન હતી. એટલે નવેસરથી સંગઠન કરીને રીતસર ચૂંટણીઓ કરી લેવાનું જરૂરી થઈ પડ્યું હતું. કૉંગ્રેસે આને માટે સમય પણ નક્કી કર્યો હતો. પ્રાંતિક સમિતિઓને નવા નિયમો પ્રમાણે પોતાના નિયમો બનાવી લેવાના હક પણ આપવામાં આવ્યા હતા. એટલે એમ વિચારવામાં આવ્યું કે નાનકડી સમિતિ બનાવવી. અને જ્યાં સુધી નવું સંગઠન થઈ જાય ત્યાં સુધી તે સમિતિ બધું કામ સંભાળે. કેટલાયે જૂના કૉંગ્રેસી નેતાઓ હવે કૉંગ્રેસમાંથી છૂટા થયા હતા. કેટલાક તો કૉંગ્રેસના સિદ્ધાંતો બદલાઈ જવાને કારણે અને કેટલાક એવા કે જેઓને સિદ્ધાંત (ક્રીડ) જોકે મંજૂર હતો પણ અસહકારના કાર્યક્રમ સામે એમને વિરોધ હોવાથી. એથી કરીને પુનઃસંગઠન જરૂરનું હતું. એ સમિતિનો મંત્રી મને બનાવવામાં આવ્યો અને મૌલાના મજરુલ હક સાહેબ પ્રમુખ થયા. એને પુનઃસંગઠન સમિતિ (રિઑર્ગેનિઝેશન કમિટી)નું નામ આપવામાં આવ્યું. સમિતિએ પોતાનું

કામ ભારે ઉત્સાહપૂર્વક શરૂ કર્યું. અમે જ્યાં જતા ત્યાં કૉંગ્રેસના સભ્યો બનાવવાની વાતો કરતા અને અસહકારનો પ્રચાર તો કરતા જ.

અનેક વકીલો, મુખત્યારો અને વિદ્યાર્થીઓ, જેમણે પોતપોતાનાં કામ છોડી દીધાં હતાં તેઓ આખા પ્રાંતમાં ફેલાઈ ગયા અને દરેક જગ્યાએ કૉંગ્રેસનો સંદેશો પહોંચાડવા લાગ્યા. લગભગ બધા જિલ્લામાં રાષ્ટ્રીય શાળાઓ ખોલવામાં આવી; કેટલીક મૅટ્રિક સુધીના વર્ગ માટેની અને કેટલીક નીચલા વર્ગો માટેની હતી. એ બધી શાળાઓ બિહાર વિદ્યાપીઠ સાથે જોડાઈ ગઈ. હું ધારું છું કે મૅટ્રિક સુધીની શાળાઓની સંખ્યા પચાસની આસપાસ હતી અને પ્રાથમિક શાળાઓની બસો-અઢીસો જેટલી. બિહાર વિદ્યાપીઠ સાથે જોડાયેલી બધી શાળાઓમાં કુલ વીસથી પચીસ હજાર જેટલા વિદ્યાર્થીઓ કેળવણી લેવા લાગ્યા. જેમણે બીજાં કામો છોડી દીધાં હતાં એવા ઘણા માણસો આ પાઠશાળાઓમાં શિક્ષક તરીકે જોડાયા.

એ દિવસોમાં આખા પ્રાંતમાં અગણિત સભાઓ થઈ હશે. કોઈ પણ જિલ્લાનો એકે ખૂણો ભાગ્યે જ એવો રહ્યો હશે જ્યાં આગળ કાર્યકર્તાઓ પહોંચ્યા નહીં હોય અને જ્યાં સભા કરીને કૉંગ્રેસનો કાર્યક્રમ તથા સંદેશ સંભળાવવામાં આવ્યો નહીં હોય. મને આખા પ્રાંતનો પરિચય પહેલવહેલો ૧૯૨૧માં જ થયો. અસંખ્ય કાર્યકર્તાઓ જોડે ઓળખાણ પણ થઈ.

વકીલાત તો હું કરતો હતો પણ મોટી સભામાં બોલવાની મને એટલી ટેવ ન હતી, જોકે નાનપણથી જ હું સભાઓમાં ભાગ લેતો આવેલો. અસહકારના પ્રચારને અંગે મારે પાર વિનાની સભાઓમાં ભાષણો કરવાં પડ્યાં. એને પરિણામે સભામાં બોલવાનો જે થોડો સંકોચ થયા કરતો એ જતો રહ્યો અને હવે હું છૂટથી ભાષણો ઠોકી શકતો હતો. જે જિલ્લાઓમાં લોકો ભોજપુરી બોલે છે ત્યાં જતો ત્યારે ભોજપુરીમાં જ ભાષણ આપતો, બીજી જગ્યાઓએ શુદ્ધ હિંદીમાં. પુરુલિયામાં મેં એ વર્ષે બંગાળીમાં ભાષણ કરેલું કે નહીં એ મને યાદ નથી પણ એટલું યાદ છે કે મેં પુરુલિયામાં કોઈ વાર બંગાળીમાં ભાષણ કર્યું છે. સભાઓ પણ કંઈ જેવી તેવી નહોતી થતી. પાંચદસ હજાર માણસ ભેગું થઈ જવું એ કંઈ મોટી વાત ન હતી. દસ હજાર માણસોની સભામાં હું સહેલાઈથી મારો અવાજ પહોંચાડી શકતો હતો. એથી વધારે માણસો હોય ત્યારે પરિશ્રમ પડતો. હું ધારું છું કે જ્યારે લોકો શાંત રહેતા ત્યારે પંદર હજાર સુધીની સભામાં હું મારો અવાજ પહોંચાડી શકતો હતો ખરો, પણ બહુ વધારે થાક લાગતો અને પેટમાં દુઃખવા લાગતું. મને યાદ છે કે વીસપચીસ

હજારની સભા આગળ પણ એ વર્ષે મેં ભાષણો આપ્યાં હતાં. એક સભા છપરા જિલ્લામાં હથુઆમાં થઈ હતી. ત્યા કોણ જાણે કેવી રીતે ખબર ફેલાઈ ગયેલી કે સભામાં મહાત્મા ગાંધી આવવાના છે. એટલે ત્યાં આશરે પચાસ હજાર લોકો એકઠા થઈ ગયા. અથાગ મહેનત કરવા છતાં સભા જામી નહીં. મેં મારી બધી શક્તિ ખર્ચીને એક નાનકડું ભાષણ આપ્યું, પણ મને શક છે કે થોડાક જ લોકો એ સાંભળી કે સમજી શક્યા હતા.

ભાષણ કરતી વખતે હુ જોયા કરતો હતો કે સામે બેઠેલા માણસો ઉપર એની કેવી અસર થાય છે. જ્યાં સારી અસર થતી દેખાતી અને લોકો સાંભળવાને ઉત્સુક અને સમજુ જણાતા ત્યાં ભાષણ પણ સારું નીવડતું, એમ હુ પોતે જોઈ શકતો. જ્યાં એવું ન હોય ત્યા ભાષણ પણ માલ વિનાનુ જ થતું. ભાષણોયે કંઈ નાનાં ન થતાં. કોંગ્રેસનો ઇતિહાસ, ખિલાફતની ચળવળ અને પંજાબના જુલમો તથા સ્વરાજની જરૂરિયાત ઉપરાત અસહકારનો કાર્યક્રમ વગેરે હુ ખૂબ વિસ્તારથી બધી સભાઓમાં કહેતો. એમાં આશરે એકથી દોઢ કલાક લાગી જતો. જ્યાં દસ હજાર સુધીનું માણસ ભેગું થયુ હોય ત્યા પૂરેપૂરા વિસ્તારપૂર્વક દોઢ કલાક કે એથીયે વધારે વખત સુધી બોલતો. જ્યાં એનાથી વધારે લોકો ભેગા મળતા ત્યાં થોડુ ક ટૂંકાવવુ પડતુ. વીસ હજાર કરતા વધારેની સભામાં અર્ધો કલાકથી વધુ નહોતો બોલી શકતો. આ પ્રમાણે હુ આખા પ્રાંતમાં ફરતો હતો. બીજા સાથીઓ પણ એ રીતે ફરતા હતા.

# देश અને सर्चलाईटનું પ્રકાશન

અસહકારની ચળવળમાં બધા નેતાઓએ ભાગ ન લીધો. અસહકારમાં ન ભળનારા કૉંગ્રેસના વયોવૃદ્ધ અને જૂના નેતાઓએ 'બિહાર પ્રાંતિક લીગ' નામની એક બીજી સંસ્થા સ્થાપી. દેશનાં નરમ દળનાં છાપાંઓમાં એની ઘણી ચર્ચા ચાલી. પણ એ સંસ્થા કંઈ કરી ન શકી. પાછળથી એને વિષે કંઈ સાંભળવામાં ન આવ્યું. અમારા પ્રાંતમાં એક ખૂબીની વાત એ હતી કે મતભેદ હોવા છતાં અંદર અંદર કંઈ ઘર્ષણ ન થયું. અમારો એકબીજા સાથેનો સંબંધ પણ પહેલાંના જેવો જ ટકી રહ્યો. પણ આટલા બધા લોકો નીકળી જવાથી, ખાસ કરીને નાગપુરમાં કૉંગ્રેસની નિયમાવલી અને એના બંધારણમાં ઘણો ફેરફાર થઈ જવાથી, કૉંગ્રેસ કમિટીઓની પુનર્ઘટના કરવાનું આવશ્યક થઈ ગયું. એ પુનર્ઘટનાનું કામ ઘણે મહિને પૂરું થયું. ઠેઠ જૂનની આખરમાં રીતસર જિલ્લા સમિતિઓ બની શકી અને એ પ્રાંતિક સમિતિની ચૂંટણી કરી શકી. ત્યાર પછી મહાસમિતિના સભ્યોને ચૂંટવામાં આવ્યા.

કૉંગ્રેસની પુનર્ઘટનાની સાથે સાથે બીજાયે કેટલાક સવાલો ઊભા થયા. છાપાંઓ માટે બિહાર સારો પ્રાંત નથી. પહેલાં ઘણી મહેનત અને ત્યાગથી बिहार टाईम्स અને बिहारी કાઢી શકાયાં હતાં, પણ પૈસાની મુશ્કેલીને કારણે બંને બંધ પડી ગયા હતાં. बिहार टाईम्सના જન્મદાતા અને મુખ્ય કાર્યકર્તા સ્વર્ગસ્થ બાબુ મહેશનારાયણ હતા. એમણે એ પોતાના જીવનકાળમાં ચલાવેલું. શ્રી (હવે ડૉક્ટર) સચ્ચિદાનંદ સિંહ પણ છાપાંના કામમાં સારી પેઠે રસ લેતા આવ્યા છે. એમણે પોતાના हिंदुस्तान रिव्यु ઉપરાંત આ છાપાંઓને પણ પૈસાથી અને કલમથી પૂરી મદદ આપી છે. बिहारीને બનૈલી રાજ તરફથી ખૂબ મદદ મળતી હતી એક રીતે એનું બંધ થવાનું કારણ પણ એ જ બન્યું. બીજું છાપું હથુઆના મહારાજા તરફથી ऐक्सप्रेस નામનું નીકળતું હતું. ઘણા વખત સુધી ખોટમાં ચાલ્યા પછી એ પણ બંધ થઈ ગયું. ૧૯૧૮માં પટનાના બધા નેતાઓને, ખાસ કરીને શ્રી સચ્ચિદાનંદ સિંહ તથા શ્રી હસન ઇમામને એક છાપાની બહુ જ જરૂર લાગી, અને તેમણે એક છાપુ કાઢવાનું ઠરાવ્યું. શ્રી સિંહના કહેવા મુજબ એનું નામ सर्चलाईट રાખવામાં આવ્યું. એ

અઠવાડિયામાં બે વાર નીકળતું હતું. એના ડાયરેક્ટરોમાં શ્રી સિંહ, શ્રી હસન ઇમામ વગેરે હતા. નવાઓમાં શ્રી બ્રિજકિશોરપ્રસાદ હતા અને હું હતો. ચળવળ શરૂ થઈ એટલે સર્ચલાઈટ સામે એ સવાલ આવી ઊભો કે એ અસહકારને ટેકો આપે કે નહીં. પૈસા ખર્ચ કરનારાઓમાં મુખ્ય હતા શ્રી હસન ઇમામ અને શ્રી સિંહ. તેઓ અસહકારની તરફેણમાં ન હતા. બીજી બાજુ આખા પ્રાંતમાં અસહકારનું મોજું એટલું જોરમાં હતું કે એની વિરુદ્ધ જવું એટલે સર્ચલાઈટની લોકપ્રિયતા સદાને માટે ખોઈ બેસવી. એ સિવાય ડાયરેક્ટરોમાંના અમે લોકો અસહકારમાં ભાગ લેનારા હતા. એના તંત્રી શ્રી મુરલી મનોહરપ્રસાદ પણ અસહકારના પૂરા સમર્થક હતા. એવી સ્થિતિમાં, એકબીજા વચ્ચેના મતભેદને કારણે ચોક્કસ નીતિ નક્કી કરવાની જરૂર પડી.

૧૯૨૦ની સાલથી, સર્ચલાઈટના છાપખાનામાંથી જ દેશ નામનું એક હિંદી અઠવાડિક નીકળતું હતું. એનો તંત્રી હું લેખાતો હતો. અસહકારે રાજકારણને, થોડાક અંગ્રેજી ભણેલા વકીલ બૅરિસ્ટરો અને મોટા મોટા વેપારીઓનાં અંગ્રેજી ઢબે શણગારાયેલા દીવાનખાનાઓમાંથી બહાર ખેંચી આણીને, ગામડાઓના વડલાઓને છાંયડે તેમ જ ગામ-પાદરનાં ખેતર અને ખળાઓ સુધી પહોંચાડી દીધું હતું. ત્યાં આગળ અંગ્રેજી પોસાય એમ ન હતું. જે કોઈ પ્રજા પાસે પહોંચવા માગતા હતા એમને દેશી ભાષાની મદદ લેવી પડતી હતી. એટલે અમે વિચાર્યું કે સર્ચલાઈટ કરતાં દેશ વધુ ઉપયોગી નીવડશે અમે શ્રી હસન ઇમામ અને શ્રી સિંહની સાથે સર્ચલાઈટની બાબતમાં એમ ઠરાવ્યું કે સર્ચલાઈટ પોતાના અગ્રલેખોમાં તંત્રીસ્થાનેથી અસહકારનો વિરોધ પણ નહીં કરે અને સમર્થન પણ નહીં કરે. પરંતુ લેખકના નામ સાથે તરફેણના કે વિરોધના ગમે તેવા લેખો છાપી શકાશે. દેશ અમારું છાપું બનશે અને હવે પછી એની ખોટ અને નફો અમારો ગણાશે. એની નીતિ અમે અમારી મરજી મુજબ રાખીશું; પણ એ સર્ચલાઈટ છાપખાનામાં છપામણી આપીને છપાશે.

આવી રીતે એક હિંદી અઠવાડિક અમારા હાથમાં આવી ગયું. અંગ્રેજી સર્ચલાઈટ પણ અનુકૂળ ન થયું તોયે વિરોધી તો ન જ બન્યું. અમારી ધારણા એવી હતી કે અમે એમાં લેખો લખતા રહેશું. પણ એ આશા પાર ન પડી; કારણ કે ચળવળનું કામ એટલું બધું વધી ગયું કે લેખ લખવાને વખત જ ન મળ્યો. દેશ અઠવાડિકે પ્રચારના કામમાં બહુ ભારે મદદ કરી. એની ગ્રાહકસંખ્યા ખૂબ વધી ગઈ. જાહેરખબર પણ પુષ્કળ મળવા લાગી. અમે તો ચળવળના કામમાં ગૂંથાયેલા હતા.

એટલે દેશની વ્યવસ્થામાં ધ્યાન આપી શક્યા નહીં. બન્યું એમ કે ગ્રાહકસંખ્યા વધતી ગઈ તેમ તેમ વ્યવસ્થાપકની ભૂલને લીધે ખોટનું પ્રમાણુ વધતું ગયું. થોડા દિવસ પછી જ્યારે અમે હિસાબ તપાસ્યો ત્યારે ખબર પડી કે જાહેરખબરના ભાવ એટલા ઓછા કરી નાખવામાં આવ્યા છે કે એના ખરચ જેટલુંયે વળતર મળતું નથી. એટલે જેમ જેમ વેચાણની નકલો ગણતરીમાં વધે છે તેમ તેમ ખોટ પણ વધતી જાય છે! અમે જોયું કે ઘણા લોકોના માલને પ્રચાર અમે આખા પ્રાંતમાં જોર જોરથી પોતાને ખર્ચે કરી રહ્યા હતા; પણ અમને આ જ્ઞાન ઘણું નુકસાન વેઠ્યા પછી આવ્યું. આવી રીતે દેશની ઉપર જે ભાર પડ્યો એ સદાને માટે એના ગળામાં એક ભારે પથરા જેવો થઈ પડ્યો.

લોકોમાં ચળવળનું જોર કેટલાક વખત પછી ઓસરી ગયું. દેશનું વેચાણ પણ થોડુંક ઘટ્યું. આખરે આર્થિક મુશ્કેલીને લીધે એને બંધ કરી દેવું પડ્યું. ચળવળનું જોર રહ્યું એટલો વખત એ ઘણું કામ આપતું રહ્યું અને બહુ જ લોકપ્રિય નીવડ્યું.

સર્ચલાઈટ અંકાયેલી નીતિ પર ચાલી રહ્યું હતું. થોડા વખત પછી શ્રી હસન ઇમામ અને શ્રી સિંહ એમાંથી છૂટા થયા. એટલે એ છાપું સંપૂર્ણપણે અમારા હાથમાં આવ્યું. અહીં એટલું કહ્યા વિના રહી શકાય એમ નથી કે, શરૂઆતના ગાળામાં એ બંનેએ પૈસા આપીને તથા તેને માટે પરિશ્રમ કરીને એને ઘણી મદદ કરેલી છતાં બહુ જ ઉદારતાપૂર્વક એમણે એ અમારા હાથમાં આવવા દીધું. અમારા હાથમાં આવ્યું ત્યારથી સર્ચલાઈટ પૂરેપૂરું કૅાંગ્રેસી છાપું બની ગયું. એના તંત્રી શ્રી મુરલી મનોહરપ્રસાદને પણ એ જ અનુકૂળ હતું. જ્યારે ૧૯૩૦–૩૪નો સત્યાગ્રહ ચાલ્યો અને કૅાંગ્રેસે જે છાપાં સ્વતંત્રતાપૂર્વક સાચી ખબરો છાપી ન શકે અને પોતાના સ્વતંત્ર વિચારો રજૂ કરી ન શકે તેને સરકારી હુકમ માથે ચડાવવાને બદલે પોતાનું પ્રકાશન જ બંધ કરી દેવાનો આદેશ આપ્યો, ત્યારે જે સાવ ગણ્યાંગાંઠ્યાં છાપાંઓએ કૅાંગ્રેસની આજ્ઞા સંપૂર્ણપણે પાળી એમાંનું એક સર્ચલાઈટ હતું. આટલું બધું છતાં પણ આર્થિક મુશ્કેલીઓમાંથી સર્ચલાઈટ કદી છૂટી ન શક્યું. આખરે અમારે એના હક્કો શ્રી બિરલા બ્રધર્સને એ શરતે આપી દેવા પડ્યા કે એની આર્થિક વ્યવસ્થા તેઓ કરશે; પણ એની તંત્રીપણાની નીતિ પર અમારો હક્ક રહેશે. આ નિર્ણય ૧૯૪૧ની આખરમાં થયો. ત્યાર પછી બિરલા બ્રધર્સ ઘણું ખરચ કરી ચૂક્યા છે. હજુ એ માંડ આર્થિક મુશ્કેલીમાંથી બહાર નીકળી રહ્યું હતું ત્યા ૧૯૪૨ની ચળવળમાં સરકારે એને બંધ કરી દેવાનો હુકમ કાઢ્યો.

તંત્રીને પણ અમારી સાથે નજરકેદ કરી દેવામાં આવ્યા. આજે જ્યાં બેસીને આ લીટીઓ લખી રહ્યો છું ત્યાં તેઓ પણ સાથે જ છે.

## ૩૫

## ચળવળનું જોર અને સરકારી દમન

કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન ૧૯૨૦ના ડિસેમ્બરમાં નાગપુરમાં થયું હતું એ હું આગળ કહી ગયો. હું માંદો હોવાથી એ અધિવેશનમાં પણ ભાગ નહોતો લઈ શક્યો. પણ સાંભળેલું કે એ અધિવેશનમાં પહેલાંના કોઈ પણ અધિવેશનમા નહીં આવ્યા હોય એટલા બધા પ્રતિનિધિ આવ્યા હતા. એનું એક કારણ હતું. કેટલાક લોકોનો એવો ખ્યાલ હતો કે અસહકાર વિષે નાગપુરમાં ફરીથી વિચાર કરવામાં આવશે. એટલે પોતપોતાના પક્ષને મજબૂત કરવાના ઇરાદાથી વધુમાં વધુ સંખ્યામાં લોકો ત્યાં ગયા હતા. પણ બંને પક્ષો વચ્ચે સમધાન થઈ ગયુ. થોડાક ફેરફાર સાથે આખરે અસહકારનો નિશ્ચય કાયમ રહ્યો. આ ઠરાવ મુજબ દેશને ક્રમશઃ અસહકારનો આદેશ આપવામાં આવ્યો. સરકારી ઇલકાબો છોડવા, કાઉન્સિલોમાં ન જવું, કોંગ્રેસના ઠરાવ વિરુદ્ધ જેઓ કાઉન્સિલોમાં ગયા છે એમની પાસેથી કંઈ સેવા ન લેવી, સરકાર સાથે સંકળાયેલાં વિદ્યાલયોમાં ન જવું અને કોરટોનો બહિષ્કાર—પ્રારંભમા આ જ મુખ્ય કાર્યક્રમ હતો. ત્યાર પછી ધીમે ધીમે આદેશ મળે ત્યારે સરકારી નોકરી છોડી દેવાનો અને કર ન આપવાનો પણ નિશ્ચય થયો. સાથે સાથે કેળવણીને માટે બિનસરકારી રાષ્ટ્રીય શાળાઓની સ્થાપના, અંદર અંદરના કજિયા પતાવવા માટે પંચાયતની સ્થાપના, રેંટિયાપ્રચાર અને વિલાયતની કાપડનો બહિષ્કાર, એ બધું જરૂરનું ગણાવવામાં આવ્યું હતું. હિંદુમુસ્લિમ એકતા અને અહિંસા ઉપર પણ ભાર મૂકવામાં આવ્યો હતો.

જે લોકોનાં મન પહેલાં કંઈક ઢચુપચુ હતાં એ બધા લોકો નાગપુર કોંગ્રેસ પછી કમર કસીને અસહકારમાં મંડી પડયા. મહાત્માજીએ એમ પણ કહી દીધું કે કોંગ્રેસના કાર્યક્રમને જો લોકો પાર ઉતારે તો એક વરસની અંદર સ્વરાજ મળી જશે. લોકોએ એક વરસની વાત મનમાં રાખી લીધી. શરતો પૂરી કરવાને સારુ બધા જીવતોડ પ્રયત્ન કરવા લાગી ગયા. ઉપર જે સભાઓની વાત જણાવી એમાં પ્રચારનો આ જ મુખ્ય ઉદ્દેશ હતો.

ઉપર કહી ગયો કે આખા પ્રાંત (બિહાર)માં સેંકડો કાર્યકર્તાઓ કામ કરવા મંડી પડ્યા અને સ્વરાજ્ય તથા અસહકારનો સંદેશો ગામેગામ પહોંચાડવા લાગ્યા. થોડાક જ દિવસમાં અદ્ભુત જાગૃતિ દેખાવા લાગી. બીજી બાજુ સરકાર પણ ચૂપ નહોતી. એ જોઈ રહી હતી કે, આ પ્રચારને પરિણામે લોકો ઉપરથી પોતાનો રુઆબ અને ધાક સમૂળગાં ભૂંસાઈ જવા બેઠાં છે અને લોકો નીડર બનતા જાય છે. અમે પણ કોંગ્રેસ તરફથી એ વાતનો પૂરો ખ્યાલ રાખતા હતા કે ઉત્સાહમાં ને ઉત્સાહમાં લોકો કંઈ વધુપડતું ન કરી બેસે. એટલા માટે નાગપુર પછી પ્રાંતિક સમિતિએ જે આદેશ કાઢ્યો એમાં શાંતિ અને અહિંસા ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો — ચોખ્ખેચોખ્ખી સૂચના આપવામાં આવી કે કોઈના ઉપર કોઈ પણ જાતની જબરદસ્તી ન થવી જોઈએ. અમે સમજતા હતા, અને કાર્યકર્તાઓને પણ એ સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો કે બળ વાપરવામાં આપણે સરકાર આગળ હારી જવાના છીએ; કારણ કે તેની પાસે એને માટે સાધનસામગ્રી છે, આપણી પાસે નથી. એ ઉપરાંત અસહકારની મુખ્ય શરત અહિંસા છે. એ વડે પ્રજાનેયે આપણે આપણી તરફ આકર્ષી શકીએ છીએ. જો આપણી તરફથી બળજબરી વપરાશે તો એનું પરિણામ ઊંધું આવશે, એક દિવસ આપણે પસ્તાવું પડશે. એટલે જ્યાં જ્યાં ભાષણ અપાતાં ત્યાં ત્યાં આ વાત ઉપર ભાર દેવાતો. જે પત્રિકા બહાર પાડવામાં આવતી એમાં પણ આ વાત ઉપર ભાર મૂકવામાં આવતો. ક્યાંયે જરા પણ અશાંતિ થાય તો લોકોને દબાવી દેવાની તક સરકાર શોધતી હતી, પણ એને એવી તક જ મળતી નહોતી!

મુજફ્ફરપુર જિલ્લામાં મોંઘવારીને લીધે કેટલીક જગ્યાએએ બજારોમાં લૂંટ થઈ. દરભંગા અને ચંપારણ જિલ્લામાં પણ એકાદ જગ્યાએ એવું જ બન્યું. સરકાર શોધતી હતી એવું બહાનું એને મળી ગયું. અમે દારૂબંધીનો પ્રચાર પણ કરતા હતા. એની અસર પણ સારી પેઠે થઈ રહી હતી. આબકારીની દુકાનોના ઇજારા માર્ચ મહિનામાં અપાય છે. વેચાણ ઘટતું જતું હતું. સરકારને ડર લાગ્યો કે આવકનું આ એક મોટું સાધન જોખમમાં છે. આ બે બાબતોને લઈને દમન શરૂ થયું. મુજફ્ફરપુર જિલ્લામાં દમનની શરૂઆત થઈ. બીજા જિલ્લાઓમાં પણ જોતજોતામાં એ પ્રસરી ગયું. ચંપારણમાં લૌરિયા-કાંડના વખતથી જ કંઈક ને કંઈક દમન ચાલ્યા કરતું હતું. હવે તેનું જોર વધ્યું. દમનની શરૂઆત તરીકે કાર્યકર્તાઓ ઉપર ફોજદારી કાયદાની ૧૦૭મી કલમ પ્રમાણે મુચરકા ન આપવા માટે કેસો માંડવામાં આવ્યા, અને ફોજદારી કાયદાની ૧૪૪મી કલમ પ્રમાણે

કાર્યકર્તાઓને સભામાં ભાષણ કરવાની અને સરઘસ વગેરેમાં સામેલ થવાની બંધી કરવામાં આવી. આજે આટલા દિવસ પછી, એ કહેવું તો મુશ્કેલ છે કે આવી રીતના કેસો કેટલા માણસો ઉપર ચલાવવામાં આવ્યા હતા; પણ એટલું ચોક્કસ કહી શકું છું કે લોકોએ જામીનગીરી ન આપી. જેના ઉપર. કેસ ચાલતો તે જેલમાં જતા. એટલું ખરું કે ઠેકઠેકાણે લોકોએ કેસ સામે બચાવ રજૂ કર્યો. પરિણામે કોઈ કોઈ જગ્યાએ કશી સાબિતી ન મળવાથી કેસ છેવટે કાઢી નાખવો પડ્યો. વાત એમ હતી કે સભા કરવી અને એમાં અસહકારનો કાર્યક્રમ સમજાવવો એ સિવાય આપણા માણસો બીજું કશું કામ કરતા જ ન હતા. બલકે. બજારો લૂંટવાનો જે પવન ફૂંકાયો હતો એને રોકવામાં આપણા માણસોએ ઘણી જ મદદ કરી હતી. જ્યાં જ્યાંથી ખબર આવતી ત્યાં ત્યાં તેઓ દોડીને પહોંચી જતા અને લોકોને સમજાવીને વીફરતો મામલો સંભાળી લેતા. લૂંટારાઓનો સામનો કરવાને લોકોને તૈયાર પણ કરતા. પણ સરકાર તો ચળવળને અટકાવવા માગતી હતી. એટલે એણે લૂંટારાઓને બદલે કોંગ્રેસના કાર્યકર્તાઓને પકડવાનું વધારે જરૂરનું અને વધારે યોગ્ય ગણ્યું.

થોડા જ દહાડાની અંદર સેંકડો કાર્યકર્તાઓ આવી રીતે કેસના શિકાર થઈ પડ્યાં. પ્રાંતિક 'સરકારના પ્રધાન સેક્રેટરી મિ. રેનીએ એક પરિપત્ર મોકલ્યો. એમાં ચળવળને દબાવી દેવા માટે જિલ્લાના અમલદારોને ઉત્તેજન આપવામાં આવ્યું. સ્થાનિક સ્વરાજ ખાતાના મંત્રી મિસ્ટર હેલેટે બીજો પરિપત્ર કાઢ્યો કે મ્યુનિસિપાલિટી અને જિલ્લા લોકલ બોર્ડ સરકારનાં અંગ છે; એટલે એના સભ્યોએ તથા નોકરોએ અસહકારમાં ભાગ ન લેવો. 'હાં કહેતાં ભીમ ચોગણો ઘાણ વાળે!' જિલ્લાના અમલદારોને તો એટલું જ જોઈતું હતું. એમણે ૧૦૭ અને ૧૪૪ની નોટિસોનો ઘોષ વરસાવ્યો. સેંકડો માણસોને પકડીને જેલ ભેગા કરી દીધા.

હું મજરુલ હક સાહેબ સાથે આરા જવાનો હતો. હક સાહેબ કંઈક કારણસર ત્યાં ન આવી શક્યા. હું એકલો જ ગયો. આરા સ્ટેશને ઊતરતાં જ મને ૧૪૪મી કલમ પ્રમાણેની નોટિસ મળી કે, ૯થી ૫ સુધી તમારે શહેરમાં કોઈ પણ સરઘસમાં કે સભામાં સામેલ ન થવું. મારી સામે એક સંકટ આવી ઊભું. નોટિસ પણ ખરેખરો વિનોદનો નમૂનો હતો. એ દિવસોમાં મૅટ્રિકની પરીક્ષાઓ ચાલતી હતી. આરા પણ એનું એક કેન્દ્ર હતું. નોટિસમાં મનાઈનું કારણ એવું જણાવવામાં આવેલું કે સરઘસ અને સભાને લીધે પરીક્ષાર્થીઓના કામમાં અડચણ પડશે અને તેઓ ગુસ્સે થશે.

નાગપુર કોંગ્રેસે નક્કી કરેલું કે મહાસમિતિ હુકમ ન આપે ત્યાં સુધી કોઈએ સત્યાગ્રહ કરવો નહીં. જ્યારે સરકાર તરફથી આવો વર્તાવ થવા માંડ્યો અથવા એની સંભાવના ઊભી થઈ, ત્યારે અમે પ્રાંતિક સમિતિની તરફથી આદેશ કાઢેલો કે આવી જાતના હુકમોને માની લેવા જોઈએ; કારણ કે કોંગ્રેસે હજુ સત્યાગ્રહનો આદેશ આપ્યો નથી; હા, જો પોતાના સ્વાભિમાનનો સવાલ ઊભો થાય તો વાત જુદી છે.

નોટિસ મળી એટલે મેં ઠરાવ્યું કે આ હુકમ મારે માની લેવો જોઈએ. એટલે સ્ટેશન પરથી શહેરમાં ગયો જ નહીં. હું લગભગ બપોરે પહોંચ્યો હતો. સ્ટેશનેથી મ્યુનિસિપાલિટીની હદ બહારના, એક પાસેના ગામડામાં ચાલ્યો ગયો. બપોરનો વખત ત્યાં રોકાયો. ત્યાં જ એક મોટી સભા મળી. એમાં ગામડાં ઉપરાંત શહેરનાયે ઠીકઠીક માણસો આવી પહોંચ્યા. પછી સાંજે પાંચ વાગી ગયા એટલે શહેરમાં ગયો. ત્યાં પણ એક મોટી સભા થઈ જેમાં મેં મારો કાર્યક્રમ પૂરો કર્યો. આવી રીતે આ નોટિસને પરિણામે એકને બદલે બે સભાઓ થઈ અને લોકોમાં પણ ખૂબ ઉત્સાહ આવ્યો. હું ભભુઆ જવાનો હતો. ત્યાં પણ મારા પહોંચતા પહેલાં જ કંઈક મનાઈની નોટિસ કાઢવામાં આવેલી. હું ત્યાં ગયો તો હતો પણ નોટિસનું શું થયું એ યાદ નથી.

એ વખતે પ્રાંતિક કાઉન્સિલની બેઠક ચાલતી હતી. જે લોકો કાઉન્સિલમાં ગયા હતા તેઓ કોંગ્રેસના આદેશની વિરુદ્ધ થઈને ત્યાં ગયા હતા. છતાં પેલા સરકારી પરિપત્રો અંગે અને મારા પર બજાવાયેલી નોટિસ અંગે એમણે ત્યાં ચર્ચા ઉપાડી. એ સાથે જ સાધારણપણે બધે જ દમન ચાલી રહ્યું હતું, એની કડક ટીકાઓ થઈ. છાપાંઓમાં આ બધી ખબરો છપાતાં પ્રાંતની બહારનાં છાપાંઓએ પણ બિહાર સરકારના વર્તાવની—ખાસ કરીને પેલા પરિપત્રો અને દમનનીતિ બાબતની— સખત ઝાટકણી કાઢી. વાત બહુ વધી ગઈ. મુજફ્ફરપુર જિલ્લાના સીતામઢી પરગણાના સબડિવિઝનલ ઑફિસર મિસ્ટર લી, જેમણે આવો વર્તાવ કરવામાં મોટી નામના મેળવી હતી, તેઓની થોડાક દહાડા પછી ત્યાંથી બદલી થઈ ગઈ. એ વાતની ખબર નથી કે એમની બદલી આ દેશવ્યાપી ચળવળને અંગે થઈ કે બીજા કોઈ કારણે; પણ લોકોએ માન્યું કે ચળવળ જ એમની બદલી માટે કારણભૂત હતી.

દારૂબંધીને લીધે ક્યાંક ક્યાંક સરકારી અમલદારોએ ધાંધલ મચાવ્યું. હજારી બાગ જિલ્લાના ચતરામાં ખેતરોમાં દારૂ વેચાવા લાગ્યો. લોકોમાં દારૂનો પ્રચાર તો ઘણાયે અમલદારો કરતા જ હતા. કોઈ કોઈ ઠેકાણે

દારૂબંધીમાં ભાગ લેવાને કારણે કાર્યકર્તાઓ અને સ્વયંસેવકો ઉપર કેસો પણ કરવામાં આવ્યા.

અમારા કાર્યક્રમમાં પંચાયતો સ્થાપવાનું કામ પણ એક મુખ્ય કામ હતું. અનેક જગાએ પંચાયત સ્થાપવામાં આવી. ઘણાયે કેસોનો ચુકાદો ત્યાં જ અપાવા લાગ્યો. ક્યાંક ક્યાંક લોકોએ પંચાયતનો ચુકાદો મનાવવાને સારુ નાતબહાર મૂકવાની રીતનો આશરો લીધો. અમે પ્રાંતિક સમિતિની તરફથી એવું કરતા અટકાવ્યા, છતાયે ક્યાંક ક્યાંક એવું થોડુંક બન્યું જ. એક-સ્થળે તો પંચાયતની ધાક એટલી બધી જામી ગઈ હતી કે એ સરકારી કોર્ટોની જેમ કામ કરવા લાગી હતી. લોકો કેસ દાખલ કરાવવાને અને ચુકાદો મેળવવાને માટે રીતસર ફી આપવા લાગ્યા હતા. મોટા ભાગના ચુકાદાઓ લોકો સ્વીકારી લેતા હતા; પણ ક્યાક ક્યાંક અડચણ ઊભી થતી હતી. એક મુશ્કેલી એ આવી કે જૂનું જૂના કેસો પણ લોકો પંચાયતમાં લાવવા લાગ્યા. પરિણામે, પંચાયત જો એને જૂના કહીને એ ન સાંભળે તો એવી ફરિયાદ થાય કે એ પણ સરકારી કચેરીની જેમ ઇનસાફ જોતી નથી અને મુદ્દત ગયાની વાત કરે છે. અને જો એ ચુકાદો આપવા તૈયાર થાય તો એ ચુકાદાને મનાવવા માટેનું કશું સાધન એની પાસે ન હતું.

પંચાયતને નિમિત્તે જ ગિરિડીહમાં એક મોટો બનાવ બની ગયો. ત્યાં પંચાયતનો ચુકાદો ન માનવાને કારણે એક માણસનો બહિષ્કાર કરવામાં આવ્યો. એને કૂવેથી પાણી ન ભરવા દીધું અને તેનો ઘડો ફોડી નાખવામાં આવ્યો. પોલીસે ઘડો ફોડી નાખનારાને પકડ્યો. એની સાથે ઘણા માણસો થાણા સુધી પહોંચ્યા. ત્યાં તેમ જ જેલની સામે ધમાલ મચી. પોલીસનું કહેવું હતું કે ઢેફાં ફેંકવામાં આવ્યાં અને પોલીસ ઉપર હુમલો કરવામાં આવ્યો. ફોજદારે પોતાની પિસ્તોલમાંથી ગોળી છોડી. ઘણા ઘાયલ થયા. જેલ અને થાણાને કેટલુંક નુકસાન થયું. કેટલાક ઉપર કેસ કરવામાં આવ્યો. આ ખબર મળતાંની સાથે હું દાક્તર મહમદની સાથે ત્યાં પહોંચ્યો. લોકોને શાંત પાડ્યા. એ કેસમાં શહેરના ઘણાયે ધનવાન લોકોને સંડોવવામાં આવ્યા હતા. કેટલાકે તો માફી માગી લીધી; પણ બીજાઓ ઉપર કેસો ચાલ્યા. આખરે શું થયું એ મને યાદ નથી.

# એક રમૂજી પ્રસંગ

થોડા જ દિવસ પછી, ૧૯૨૧ના માર્ચમાં બેઝવાડામાં અખિલ હિં મહાસભા સમિતિની બેઠક થઈ. ત્યાં નક્કી કરવામાં આવ્યું કે સ્વરાજના કામને માટે લોકમાન્ય તિલક સ્મારક તરીકે એક કરોડ રૂપિયા તિલક સ્વરાજ ફંડને નામે ૩૦મી જૂન સુધીમાં ભેગા કરવા — વીસ લાખ રેંટિયા ચાલુ કરવા અને કોંગ્રેસના એક કરોડ સભ્યો બનાવવા. બેઝવાડા પહોંચ્યા પહેલાં મહાત્માજી પ્રવાસ કરી રહ્યા હતા. હું કલકત્તાથી જ મહાત્માજીની સાથે ઓરિસા ગયો. એ વખતે ત્યાં દુકાળ હતો. મહાત્માજીને એની પહેલેથી જ ખબર હતી. એમણે થોડીક મદદ પણ મોકલાવી હતી. દુકાળિયાઓને મહાત્માજીના આવવાની ખબર મળી હતી. ઘણા માણસો દૂર દૂરથી આવેલા. મહાત્માજીએ એમનાં હાડપિંજરો જોયાં. તેઓને બહુ જ લાગી આવ્યું. એક લેખમાં એમણે ઓરિસાનાં ભૂખ્યાં અને ચીથરેહાલ હાડપિંજરોને વિષે ખૂબ અસરકારક ઉલ્લેખ કર્યો છે. મેં એમને કેટલીય વાર એ ગરીબોને સંભારી સંભારીને નિસાસા નાખતા જોયા છે. એક મોટા મકાનમાં એમને ઉતારો આપવામાં આવ્યો હતો. એક તરફ શ્રી જગન્નાથજીનું વિશાળ મંદિર, પંડાઓ તથા ધનદોલતવાળાઓનું સુખી જીવન, મહાત્માજીના સ્વાગતની ભારે ધામધૂમ, અને બીજી તરફ ભૂખ્યાં-ચીથરેહાલ હાડપિંજરો!

ઓરિસાની જ કોઈક સભામાં મહાત્માજીએ બહુ મહત્ત્વનું ભાષણ આપ્યું હતું. મારા દિલ ઉપર એની છાપ આજ સુધી રહેલી છે. એ સભામાં મહાત્માજીને કોઈએ પ્રશ્ન કરેલો કે તમે અંગ્રેજી કેળવણીની વિરુદ્ધ શા માટે છો? અંગ્રેજી કેળવણીએ જ તો રાજા રામમોહન રાયને, લોકમાન્ય તિલકને અને આપને પેદા કર્યા છે? એના જવાબમાં મહાત્માજીએ કહ્યું: "હું તો કંઈ નથી; પણ લોકમાન્ય તિલક પણ જો એમને અંગ્રેજી દ્વારા કેળવણી લેવાનો ભાર વહેવો પડ્યો ન હોત તો તેઓ આજે છે તેના કરતાં ઘણા વધારે મહાન થયા હોત. રાજા રામમોહન રાય અને લોકમાન્ય તિલક શ્રી શંકરાચાર્ય, ગુરુ નાનક, ગુરુ ગોવિંદસિંહ અને કબીરદાસની સરખામણીમાં ક્યાં ઊભે? આજે તો મુસાફરીનાં અને પ્રચાર કરવાના આટઆટલાં સાધનો પડ્યાં છે. એ લોકોના જમાનામાં તો કશું નહોતું, તોપણ એમણે વિચારની દુનિયામાં કેટલી મહાન ક્રાંતિ કરી હતી?

હતી." અંગ્રેજી રાજ્યના સંબંધમાં પણ એમણે કહ્યું કે, "મોગલ રાજ્યમાં અકબરના સમયમાં રાણા પ્રતાપ અને ઔરંગઝેબના દિવસોમાં શિવાજી જેવા વીરોને માટે જે સરસ તક હતી એ આજે ક્યાં છે?" આમ એક બહુ જ પ્રભાવશાળી વ્યાખ્યાનમાં એમણે દર્શાવી આપ્યું કે અંગ્રેજી કેળવણીને જ દેશોન્નતિનું કારણ ગણવું એ આપણા લોકોનો મોહ છે. હા, અંગ્રેજી શીખવું ખોટું નથી. આપણામાંના ઘણાએ એ શીખવું જોઈશે. આપણે શીખીશું ખરા; પણ આજની પેઠે એ કેળવણીનું માધ્યમ અને સાધન નહીં રહી શકે.

ઓરિસાથી મહાત્માજી સાથે હું બેઝવાડા ગયો. રસ્તાનાં દૃશ્યો અવર્ણનીય હતાં. જેવો ઉત્સાહ મારા પ્રાંતમાં જોયેલો એવો જ ઉત્સાહ આંધ્ર દેશમાં પણ જોવામાં આવ્યો. લોકોની એવી જ ભીડ, દશે દિશાઓને ગજવી મૂકનારા એવા જ જયજયકાર, સ્ટેશને સ્ટેશને એવી જ રીતે ઊભરાતા માણસો, ચાલી જતી રેલગાડીને પાટે પાટે એ જ પ્રમાણે ઊભેલા લોકોનાં ટોળાં, અને એવી જ વિરાટ સભાઓ. મને યાદ છે કે અમે વિજયનગરમાં ગાડીમાંથી રાત્રે ત્રણેક વાગ્યે ઊતર્યા હતા. આખા શહેરમાં લોકોએ રોશની કરી હતી.

બેઝવાડાથી પાછા ફરતાં અમે, બિહારના પ્રતિનિધિઓએ કાર્યક્રમ પાર પાડવા વિષે રેલગાડીમાં એકબીજા સાથે ચર્ચાઓ કરવા માંડી. પટના પહોચતાં સુધીમાં એક રીતે નક્કી કરી લીધું કે કામ કઈ કઈ રીતે ઉકેલવાનું છે. લોકોનું ધ્યાન ખાસ કરીને રૂપિયા ભેગા કરવા તરફ તથા રેંટિયાઓ ચાલુ કરાવવા તરફ વધારે ગયું. હું પણ આખા પ્રાંતમાં રાતદિવસ દોડાદોડ કરીને રૂપિયા ભેગા કરવા લાગ્યો. બધા જિલ્લાઓમાં કાર્યકર્તાઓ ખરા દિલથી આ કામ પાછળ મંડી પડ્યા. જેમ જેમ રૂપિયા આવતા ગયા તેમ તેમ બેંકમાં જમા થતા ગયા. અમે અનેક જાતની પાવતીઓ છપાવી લીધેલી, એટલે દરેક માણસને પાવતી લખી આપવાની જરૂર નહોતી પડતી. નાનામાં નાની પાવતી ચાર ચાર આનાની હતી. મોટી મોટી રકમોની પાવતી લખીને આપી દેવાતી. બિહારમાં આ પહેલાં જાહેર કામને માટે આમજનતા પાસેથી આવી રીતે કદી પૈસા માગવામાં આવ્યા ન હતા. અમે કેટલા ફાવશું એ અમે જાણતા નહોતા, પણ લોકોનો ઉત્સાહ જોઈને આશા વધતી જતી હતી. મોટા મોટા પૈસાદારો પાસેથી અમને કંઈ ઝાઝું ન મળ્યું, પણ દરેક જિલ્લાના મધ્યમ વર્ગના લોકોએ બહુ ઉત્સાહભેર ફાળો આપ્યો. આખરે ૩૦મી જૂન સુધીમાં અમે સાત આઠ લાખ રૂપિયા જમા કરી દીધા. ૩૦મી જૂને તાર કરીને ગાંધીજીને

આ ખબર આપી દીધા. આ કામમાં સૌથી વધારે ઉત્સાહ તિર્હુત વિભાગના લોકોએ બતાવ્યો—જોકે બીજા જિલ્લાઓ પણ બહુ પાછળ નહોતા રહ્યા.

બિહારના કેટલાયે જિલ્લાઓમાં ફરતાં ફરતાં પુષ્કળ અનુભવ મળ્યા. ક્યાંક ક્યાંક રસિક પ્રસંગો બન્યા. વિનોદને સારુ એક પ્રસંગનું વર્ણન આપું છું.

જૂન મહિનાની વાત છે. રાંચી જિલ્લામાં હું તિલક સ્વરાજ ફાળો ઉઘરાવવા ગયો. ત્યાંના કાર્યકર્તાઓએ જિલ્લામાં જુદી જુદી જગ્યાએ જવાને સારુ બે દિવસનો કાર્યક્રમ મારે માટે તૈયાર કર્યો. પહેલે દિવસે રાંચીથી મોટરમાં નીકળી દસ વાગ્યા સુધીમાં ખૂંટુ પહોંચી ત્યાંનું કામ પતાવી દેવાનું હતું. બપોરનું જમવાનું પાછા રાંચી આવીને કરવાનું હતું. સાંજના ખૂંટી જવાનું હતું. રાત સુધીમાં પાછા રાંચી આવવાનું હતું. બીજે દહાડે સવારે લોહરદગા જવાનું હતું. ત્યાંથી બપોર સુધીમાં પાછા આવીને ત્રીજે પહોરે ગાડીમાં પટના જવાને રવાના થવાનું હતું.

અમે રાંચીમાં નાહીધોઈને સવારે તૈયાર થઈ ગયા. ટૅક્સી આવતાં થોડું મોડું થયું. ડ્રાઇવર અને ક્લીનર સાથે અમે સાત જણ એમાં બેસીને ઊપડ્યા. બપોરે રાંચી આવીને જ જમવા ધારેલું એટલે અમે સાથે કંઈ પણ લીધું નહીં. જે પહેરણ પહેર્યાં હતાં અને ચાદરો લીધી હતી એટલો જ સામાન સાથે હતો. ત્યાંના એક નેતા દાક્તર પૂર્ણ મિત્રે પોતાની સાથે એક નાનકડી બૅગ રાખી લીધેલી, જેની અમને એ વખતે ખબર ન હતી. થોડે દૂર ગયા ત્યાં, એક જંગલની વચ્ચે મોટરમાં કંઈક તૂટી ગયું ડ્રાઇવરે એ સમી કરવા માંડી અને કહ્યું કે હમણાં પાંચદસ મિનિટમાં તૈયાર કરી દઈશ, પણ સમી કરવામાં વાર થવા લાગી. અમે જેમ જેમ ગભરાઈએ તેમ તેમ એ અમને દિલાસો આપતો જાય. બે ત્રણ કલાક પછી એણે કહ્યું કે, લુહાર જોઈશે. તપાસ કરતાં એક ગામ મળ્યું, ત્યાં લુહારને ત્યાં જઈને એણે થોડુંક ટિપાવી કરીને સમરાવ્યું. જંગલમાં ખાવાપીવાની કોઈ ચીજ નજરે પડતી ન હતી. આંબલીનાં ઝાડ હતાં. એમાં આમલીના કાતરાના લૂમખેલૂમખા લટકતા હતા. એ તોડી તોડીને અમે દાંત અને જીભ અંબાવતા રહ્યા. બપોર ચડ્યે ખૂબ તરસ લાગી. વળી પાછી ગામડાની તપાસ કરીને બાલદી ને લોટો માગી લાવવો પડ્યો. ઘણે દૂરથી પાણી લાવીને તરસ છિપાવી. સમારકામ કરવાનું કામ ચાલતું હતું ત્યાં, એક બીજી મોટરમાં ચડીને આવતા પોલીસવાળા નજરે પડ્યા. અમને જોઈને એમણે પોતાની ગાડી રોકી.

અમે એમને કહ્યું કે અમારે જલદી ખૂંટુ પહોંચવું છે. તમે ત્યાં કહી દેજો કે મોટર બગડવાને લીધે અમારા પહોંચવામાં થોડું મોડું થશે. એમણે મોટર રોકીને અમારી હાલત જાણવાની શિષ્ટતા બતાવી, પણ આ સંદેશો પહોંચાડવા જેટલી સજ્જનતા ન બતાવી. ત્યાં દૂર દૂરને ગામડેથી પણ જે માણસો આવેલાં એ ત્રણચાર વાગ્યા સુધી અમારી રાહ જોયા પછી વિખેરાઈ ગયાં હતાં.

છેવટે મોટર સમી થઈ. સાંજે પાંચછ વાગ્યે અમે ખૂંટુ પહોંચ્યા. ગામડેથી આવેલા માણસો તો ચાલ્યા ગયેલા પણ ખૂંટુના લોકોમાં અમારા આવવાની વાત તરત જ ફેલાઈ ગઈ. સભા મળી. રીત પ્રમાણે ત્યાંયે ભાષણો થયાં, ફાળો ઉઘરાવ્યો. મારી યાદ મુજબ ત્યાં સાતસોઆઠસો જેટલી રકમ ભેગી થઈ.

કામ પતાવીને અમે તરત નીકળવાને તૈયાર થયા પણ આખો દિવસ આમલીના કાતરા પર જ કાઢેલો એટલે ત્યાંના લોકોએ જમીને જવાને આગ્રહ કર્યો. અમે પણ એ વાત માની લીધી. રસોઈ તૈયાર થતાં નવદસ વાગી ગયા. જમી લીધા પછી વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું. ખૂંટીનો કાર્યક્રમ તો એ દહાડે ચૂકયા જ હતા. બીજે દિવસે લોહરદગાનો કાર્યક્રમ કોઈ રીતે ચૂકવો ન જોઈએ. ત્રીજે પહોરે પટનાની ગાડી પકડવાની પણ ખાસ જરૂર હતી. કેટલાક લોકોનો વિચાર હતો — ખાસ કરીને મોટર-વાળાનો વધારે આગ્રહ હતો કે — રાત્રે નીકળવું ઠીક નથી. રસ્તામાં જંગલ છે, જોખમ છે. મોટર પણ જો અચાનક ખોટકાઈ પડી, તો રાતનો વખત બહુ ભયાનક થઈ પડશે. હું માનતો હતો કે એ બહાનું કાઢે છે. આટલા બધા વખત સુધી મોટર સમારી છે અને બરાબર ચાલીયે ખરી તો હવે શું બગડવાની હતી! ખાસ કરીને બીજા દિવસના કાર્યક્રમની મને બહુ ચિંતા હતી. મેં ભારપૂર્વક કહ્યું કે ચાલવું જ જોઈએ.

આખરે રાત્રે અગિયારબાર વાગ્યે એ જ બગડેલી મોટરમાં અમે સાત જણા રવાના થયા. વચમાં, થોડેક દૂર એક ઘાટ આવેલો છે, ત્યાં થોડું ચઢાણ છે. એ ચઢાણ ચડતાં ચડતાં વળી પાછી મોટર તૂટી ગઈ. જ્યાં મોટર તૂટી ત્યાંથી આશરે બસો અઢીસો વાર ઊંચે હજુ ચડવાનું હતું. ત્યાર પછી ઊતરવાનું હતું. ડ્રાઇવરે કહ્યું કે ઊતરવામાં એંજિન કામ નહીં આપે તોપણ સહેલાઈથી ચાલ્યા જવાશે. અમને પણ એમ જ લાગ્યું. ઘાટ ઊતર્યા પછી તરત જ એક ડાક બંગલો આવતો હતો. અમે વિચાર્યું કે ગમેતેમ કરીને જો ડાક બંગલા સુધી પહોંચી જઈએ તો ત્યાં રાત આરામથી ગાળી શકાશે, અમે સૂઈ શકીશું. અમારી મૂર્ખાઈમાં

અને ઉત્સાહમાં અમે નિર્ણય કર્યો કે જે થોડું ચઢાણ છે તે તો અમે બધા મોટર ધકેલીને પણ ચડી જઈશું, એટલે અમે મોટરને આગળ ધકેલવા લાગ્યા. વીસથી ત્રીસ વાર જેટલે મોટર ધકેલી ગયા. ત્યાં સીધો ઢાળ હતો. મોટરને ઉપર ચડાવવી કઠણ હતી; પણ અમે જોર માર્યું. પરિણામ એ આવ્યું કે થોડેક ઉપર તરફ ધકેલાયા પછી મોટર ઊલટી પાછલી બાજુ વળી ગઈ. અમે અમારી બધી શક્તિ વાપરીને એને અટકાવવા મથ્યા. મહામહેનતે અમે એને એક ખાડામાં ગબડી પડતી બચાવી શક્યા. ત્યાર પછી મોટર ધકેલવાનો પ્રયત્ન કરવાની અમારી ફરી વાર હિંમત ન ચાલી.

રાતના બારએક વાગ્યાનો સમય હશે. જંગલની અધવચ અમે સાત માણસ જેમતેમ મોટરમાં બેસીને આવ્યા હતા. આખા દિવસના થાક પછી રાત્રે સૂવું પણ જરૂરી હતું. એ નિર્જન સ્થાનની બિહામણી વાતો કરી કરીને ડ્રાઇવર અમને બિવરાવતો પણ હતો. એણે કહ્યું કે અહીં હિંસક પશુ અને ચોરલૂંટારા બંનેનો ડર છે. અમે કહ્યું, ચોરલૂટારા અમારી પાસેથી લઈ શું લેશે? અમારી પાસે તો કંઈ નથી. હા, જો જંગલી પશુ આવી લાગે તો એનો ડર ખરો. મેં આટલું કહ્યું તો ખરું પણ મને ખબર નહીં કે બૂટમાં મળેલા રૂપિયા દાક્તરે પોતાની બેગમાં મૂકી રાખ્યા હતા. એ બેગ સાથે જ હતી. મારી વાત સાંભળીને દાક્તર પણ એ વખતે કંઈ ન બોલ્યા. હું પણ બીજા દિવસની સવાર સુધી એ જ ભ્રમમાં હતો કે અમે સાવ ખાલી હાથે છીએ.

અમે આમ વિચાર કરતા હતા એટલામાં જંગલની અંદરથી ઘુરઘુરાટ સંભળાયો. ડ્રાઇવર તો બહુ જ ડરી ગયો. કહેવા લાગ્યો કે આ ભયંકર અવાજ જંગલી પશુનો છે. થોડી વારે એ અવાજ બંધ થઈ ગયો. અમે બધા શાંત થઈને સાંકડેમાંકડે મોટરમાં બેસી ગયા. થોડી વારે જ્યારે મગજ ફરી પાછું શાંત પડ્યું ત્યારે અમે વિચાર્યું કે મોટરને ત્યાં જ પડતી મૂકીને ડાક બંગલા સુધી પગપાળા જઈ ત્યાં સૂઈ જઈએ, સવાર થયે મોટરની કંઈક વ્યવસ્થા કરીશું. પણ ડ્રાઇવરે એ વાત માની નહીં. અમે કહ્યું કે અમે બધા જઈએ છીએ, તું મોટરની સાથે અહીં જ રોકા, ત્યારે એ રડવા ને બરાડા પાડવા માંડ્યો.

આખરે એમ ઠર્યું કે મોટર સાથે ત્રણ જણ રોકાય અને બાકીના ચાર જણ ડાક બંગલે જાય. ચાંદની રાત હતી એટલે જ હિંમત ટકી શકતી હતી. ડાક બંગલે પહોંચતાં પહોંચતાં અમે તરસના માર્યા વ્યાકુળ

થઈ ગયા હતા. ડાક બંગલામાં કોઈ હતું નહીં; બારણાં બંધ હતાં. અમે વિચાર્યું કે ગમે તે રીતે બારણાં ખોલવાં જોઈએ. એમાં અમે ફાવ્યા પણ ખરા. અંદરથી શોધીને એક બાલદી પણ કાઢી. બે ખાટલા અને બે ટેબલ હતાં, એ પણ બહાર કાઢ્યાં. પણ બાલદીથી કંઈ ઓછી જ તરસ છીપવાની હતી? કૂવાની અને દોરીની ઊણપ હતી જ. અમે લોકો ફરી પાછા ડાક બંગલાની આસપાસ ચોકીદારની તપાસમાં નીકળ્યા. થોડેક દૂર એક માણસ એક બચ્ચાને પડખામાં લઈને ગાઢ નિદ્રામાં સૂતેલો નજરે પડ્યો. એ ઘોર જંગલમાં બચ્ચાની સાથે આવી રીતે એને નચિંત સૂતેલો જોઈને અમને અચંબો થયો. ઘણી બૂમો પાડ્યા પછી એ જાગ્યો. ઝોકાં ખાતાં ખાતાં જ એણે કહ્યું કે દોરી તો નથી પણ જંગલમાં થોડુંક જશો એટલે કૂવો મળશે.

તરસના માર્યાં અમે ત્રાસી ઊઠ્યા હતા. એટલે ફરી નીકળ્યા કૂવાની તપાસમાં. છેવટે કૂવો મળ્યો, અમારી ચાદરો બાંધી બાંધીને દોરી બનાવી. એનાથી જ બાલદીમાં પાણી કાઢ્યું. પાણી પીને અમારામાંના કોઈ ખાટલા પર ને કોઈ મેજ ઉપર સૂઈ ગયા. સૂવા માટે થોડોક જ વખત મળ્યો. સવારે ઊઠીને હાથ મોઢું ધોઈને અમે વિચાર્યું કે અહીં તો કોઈ વાહન મળવાનું નથી એટલે પગપાળા જ રાંચી તરફ ચાલો. કોઈક ગામ મળી જશે તો ત્યાં જમવાની પણ કંઈક ગોઠવણ થઈ શકશે.

બધા લોકો ચાલવાને તૈયાર ન હતા. એટલે હું અને બીજો એમ બે જણે ચાલવા માંડ્યું ત્યાંથી ત્રણચાર માઈલ પહોંચ્યા ત્યારે એક ગામ આવ્યું, ત્યાં થોડા ચણા મળ્યા. અમે લગભગ નવ વાગ્યે ચાલવા માંડેલું. ચણા ખાઈને અમે થોડોક થાક ઉતારવા બેઠા તડકો આકરો થઈ ગયો હતો. પવન ઠંડો વાતો હતો. તરત જ ઊંઘ આવી ગઈ. લગભગ દોઢેક કલાક પછી કોઈએ આવીને અમને જગાડ્યા. અમને ખબર મળી કે કાલ બપોર લગી રાંચીના ભાઈઓએ અમારી રાહ જોઈ. જ્યારે અમે ન ગયા ત્યારે બીજી ટૅક્સી કરીને અમારી તપાસમાં કેટલાક માણસોને મોકલ્યા. એ લોકોએ ભૂલ એ કરી કે આ ટૅક્સી ઉપર પણ લગભગ પૂરો ભાર લાદીને ત્રણચાર જણા આવ્યા. મોટરવાળા ઉપરાંત અમે પાંચ જણ એટલે કે એક પૂરી ગાડીનો ભાર તો પહેલેથી જ હતો. અમે કહ્યું કે અમારામાંના જે પાછળ રહી ગયા છે એમને પહેલાં રાંચી પહોંચાડો. પછી ફરી વાર મોટર લાવશો એટલે અમે બે જણ આવીશું. એમને પણ એ વાત ગમી. અમે આશરે દોઢએ કલાક આરામથી સૂતા. જ્યારે ફરી

વાર લગભગ દોઢ વાગ્યે મોટર આવી ત્યારે અમે રાંચી ગયા. ત્યાં થોડુંક જમી સાંજની ગાડીએ સીધા પટના જવાને રવાના થયા.

આટલા રસપ્રદ તો નહીં પણ આવી જાતના પ્રસંગો એ દિવસોની મુસાફરીમાં વારે વારે બનતા.

## ૩૭

## હિંદુમુસ્લિમ ઐક્ય અને ખાદીપ્રચાર

૧૯૨૧ના જુલાઈમાં મુંબઈમાં મહાસમિતિની બેઠક થઈ. બિહારના બીજા ભાઈઓ સાથે હું પણ ત્યાં ગયો. એ બેઠકમાં સારી પેઠે ઉત્સાહ હતો. કારણ કે દેશે એક કરોડ રૂપિયા ભેગા કરવાનો કાર્યક્રમ જલદીથી સફળતાપૂર્વક પૂરો કર્યો હતો. રેંટિયાનો પણ ઠીક ઠીક પ્રચાર થયો હતો. હિંદુમુસ્લિમ સંપ જાણે પૂરેપૂરો સ્થપાઈ ગયો હોય એમ લાગતું હતું. અમારા ખ્યાલમાંયે નહોતું આવી શકતું કે આ સંપ કદીયે તૂટશે. એટલે કેટલાક લોકોએ સત્યાગ્રહ શરૂ કરવાને બહુ દબાણ કર્યું.

પેલી બાજુ સરકાર તરફથી પણ કેટલાંક એવાં પગલાં લેવાયે જતાં હતાં કે ઘણા લોકો અકળાઈ ઊઠ્યા હતા. એ સાચું, કે અમે આખા દેશમાં બહુ ભારે ચળવળ ચલાવી હતી, પણ એ બંધારણ મુજબની હતી. કાયદો નહોતો તોડવામાં આવ્યો — જોકે ભાષણોમાં ઠીક ઠીક છૂટ લેવાઈ હતી. કોંગ્રેસી લોકોની રહેણીકરણી અને રીતભાતમાં દૃઢતા, ઉત્સાહ અને સૌથી વધારે તો નીડરતા જણાઈ આવતાં હતાં. સરકાર બધે ઠેકાણે કાર્યકર્તાઓને પકડી લેતી હતી. આવી રીતે દેશની અંદર સેંકડો માણસો જેલમાં પુરાયેલા હતા. બિહારમાં થયેલી પકડાપકડી અને દમનની વાત ઉપર આવી ગઈ છે. આ બધાં કારણોને લીધે પણ લોકોએ દબાણ કર્યું કે સત્યાગ્રહ શરૂ કરી દેવો જોઈએ.

મહાત્મા ગાંધીએ હજુ ધીરજ રાખવાની સલાહ આપી. રેંટિયાનો પ્રચાર અને એની મારફતે વિલાયતી કાપડનો બહિષ્કાર ૩૦મી સપ્ટેમ્બર સુધીમાં પૂરો કરવાનું ઠરાવવામાં આવ્યું. એમણે કહ્યું કે, કોંગ્રેસે જે કાર્યક્રમ આંકી આપ્યો છે એ પહેલાં પૂરો થવો જોઈએ. ત્યાર પછી જ સત્યાગ્રહમાં સફળ થવાની આશા રાખી શકાય. એટલે હજી તૈયારીઓ પર ભાર મુકાયો અને સત્યાગ્રહનો સંકલ્પ મુલતવી રાખવામાં આવ્યો. પણ એક બીજી વાત એવી આવી પડી કે જેણે સત્યાગ્રહનું બીજ વાવી દીધું.

સરકાર તરફથી જાહેર કરવામાં આવ્યું કે શિયાળામાં પ્રિન્સ ઑફ વેલ્સ (ઇંગ્લંડના યુવરાજ) હિંદનો પ્રવાસ કરશે. એ લોકોએ કદાચ ધાર્યું હશે કે બ્રિટિશ સરકારની સામે લોકોની અંદર જે આટલો બધો પ્રચાર ચાલે છે અને લોકોનો ઉત્સાહ અને જુસ્સો આટલો વધતો જાય છે એને ખાળવામાં આ પ્રવાસ મદદરૂપ નીવડશે. વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડે એક વાર આ હિલચાલની બાબતમાં કહેલું કે આનાથી હું અકળાયો છું ને મૂંઝાયો છું. (पज़ल्ड ऐन्ड परप्लेक्स्ड) હવે લૉર્ડ રીડિંગ અહીં વાઇસરોય બનીને આવ્યા હતા. ઇંગ્લંડના ચતુરમાં ચતુર મુત્સદ્દીઓમાં તેમની ગણના થતી. થોડા જ વખત ઉપર અમેરિકાના એલચી તરીકે તેમણે અમેરિકાને ઇંગ્લંડની બાજુએ લડાઈમાં ખેંચી લાવવાની ચતુરાઈ દાખવી હતી. ત્યાર પછી તેઓ ઇંગ્લંડમા ચીફ જસ્ટિસના પદ પર નિમાયા હતા. આ (યુવરાજનો પ્રવાસ) એમની ચતુરાઈનો નમૂનો હોય એવો સંભવ છે. જેમ બંગભંગ પછી બંગાળમા ઘણો જ અસંતોષ ફેલાયો હતો અને ગમે તેવી દમનનીતિ વાપર્યા છતા પણ એ દબાવી શકાયો નહીં ત્યારે સમ્રાટ પંચમ જ્યૉર્જ પોતાનો અભિષેક કરાવવાને હિંદુસ્તાન આવ્યા અને અહીંની પ્રજાએ તથા બધા જ લોકોએ બહુ ઉમંગભેર એમનું સ્વાગત કર્યું તેમ આ વેળા પણ યુવરાજના આગમનથી હિંદુસ્તાનની પ્રજામાં રાજભક્તિ ઊભરાઈ આવશે અને ચળવળ પોતાની મેળે જ ઠંડી પડી જશે એવી ગણતરી એ મુત્સદ્દીઓએ કરી હોય, એ સંભવિત છે. યુવરાજનું, એ વખતે હિંદુસ્તાનમાં આવવાનું બીજું એકેય કારણ દેખાતું ન હતું.

મહાસમિતિએ એક ઠરાવ પસાર કર્યો, એમાં એવી આગ્રહભરી વિનંતી કરવામાં આવી કે સરકાર યુવરાજને અહીં લાવવાનો નિશ્ચય છોડી દે. એમાં ચોખ્ખેચોખ્ખું કહેવામાં આવ્યુ કે પ્રજામાં પોતાની ઘટતી જતી પ્રતિષ્ઠાને ફરીથી જમાવવા માટે, સમ્રાટના પુત્ર અને ભવિષ્યના સમ્રાટનો આવી રીતે ઉપયોગ કરવો એ યોગ્ય ગણાય નહીં. એમ પણ જણાવવામાં આવ્યુ કે દેશની આ વાત જો સરકાર નહીં માને તો ન છૂટકે અમારે આ પ્રવાસનો બહિષ્કાર કરવો પડશે — જોકે યુવરાજની સાથે અમારો કોઈ પણ જાતનો અંગત ઝઘડો નથી, એટલું જ નહીં, એમને માટે અમારા બધાના મનમાં આદરભાવ જ છે, છતાં એમનો બહિષ્કાર કરવાની અમારી ફરજ થઈ પડશે. આ ઠરાવ દ્વારા સ્પષ્ટ ચેતવણી અપાઈ કે સરકારની આ જાતની ચાલાકીનું ફળ સારું નહીં આવે, અને દેશને સત્યાગ્રહની તૈયારી કરવાની આજ્ઞા આપવામાં આવશે.

બકરી ઈદ પણ નજીક આવી હતી. બિહાર અને સંયુક્ત પ્રાંતમાં એ વખત હમેશાં બહુ કટોકટીનો લેખાય છે; કારણ કે ગાયોની કુરબાનીને અંગે ઠેકઠેકાણે હિંદુમુસલમાનો વચ્ચે લડાઈટંટા થઈ પડે છે. આ વેળા વિચારવામાં આવ્યું કે હિંદુમુસ્લિમ ઐક્યના આ જમાનામાં પણ જો લડાઈટંટા થશે તો એની બહુ માઠી અસર થશે. એટલે એમ નક્કી કર્યું કે આ પ્રસંગનો ઉપયોગ હિંદુમુસ્લિમ ઐક્તા વધારવાના કામમાં કરવો જોઈએ. આ સંબંધે ઘણો પ્રચાર કરવામાં આવ્યો. મહાત્માજીની રીત એ હતી કે આપણે મુસલમાનો સામે લડીને એમની પાસેથી ગાયને બચાવી શકવાના નથી, અને ગોરક્ષાનું સરસ ફળ પણ આપણે એમને મારી નાખીને નથી મેળવી શકવાના. એટલે એ વાત એમના ઉપર જ છોડી દેવી જોઈએ કે તેઓ પોતાના હિંદુ ભાઈઓની લાગણીને ન દૂભવતાં ભાઈ ભાઈ તરીકેનો વહેવાર જાળવીને આપમેળે જ ગોવધ બંધ કરે; હિંદુઓના જોરજુલમને વશ થઈને નહીં, પણ પોતાના પ્રેમભાવ ને ઉદારતાથી.

આને અંગે મહાત્માજીએ અલીભાઈઓની સાથે કેટલીક જગ્યાએ પ્રવાસ પણ કર્યો. આ દરમ્યાન તેઓ બિહારમાં પણ આવ્યા. આ વેળા ગાંધીજી શાહાબાદ, ગયા અને પટના જિલ્લામાં જ ફર્યા. ત્યાં આગળ બકરી ઈદને ટાંકણે તોફાનનો કંઈક ડર હતો. મૌલાના મહમદઅલી અને મૌલાના આઝાદ સોબાની એમની સાથે હતા. મહાત્માજીનો કાર્યક્રમ બહુ જ ભરચક હતો. તેઓ એક દિવસમાં કેટલીયે જગ્યાઓમાં સભાઓ કરતા અને ઘણે દૂર સુધી મોટરમાં મુસાફરી કરતા. મને યાદ છે કે એક દિવસ સાંજે તેઓ ભોજન પણ ન કરી શક્યા, કારણ કે સૂર્યાસ્ત પછી તેઓ ભોજન નથી કરતા અને સૂર્યાસ્ત પહેલાં એમને એટલો વખત નહોતો મળ્યો. મુસાફરીમાં હું સાથે હતો. બધી જગ્યાએ એકબીજા સાથે સંપીને રહેવાની વાત કહેવામાં આવી. સાથે સાથે જ રેંટિયા-ખાદીના પ્રચારની વાતો પણ કહેવાઈ. એ ભારે સંતોષ અને ગૌરવની વાત હતી કે મુસલમાન નેતાઓએ — તેઓ કુરબાની કરવાનો પોતાનો હક છોડવા તૈયાર ન હતા તોપણ — લોકોમાં પ્રચાર કર્યો કે માણસ પોતાના હક્કો સાચવીને પણ એનો અમલ કરવા ન કરવાનો નિર્ણય પોતાની મેળે કરી શકે છે; એટલે મુસલમાનોએ ભાઈચારાનો અને બંધાયેલા સંબંધોનો ખ્યાલ રાખીને, જ્યાં લગી બની શકે ત્યાં લગી હિંદુઓના દિલને કચવાટ થાય એવું કશું ન કરવું જોઈએ.

આ જ ગાળામાં હકીમ અજમલખાન અને બીજા નેતાઓએ પણ ભારે દક્ષતા દેખાડી. પરિણામે એ વરસની બકરી ઈદ સુખશાંતિથી વીતી એટલું જ નહીં, ગાયની કુરબાની પણ પહેલાં કદીયે નહીં થઈ હોય એટલી

ઓછી થઈ. આમાં હિંદુઓ અને મુસલમાન બંનેએ એકબીજાની ભાવનાને માટે આદર દેખાડ્યો બંનેએ એકબીજાના સંબંધો અને ભાઈચારા ઉપર ભરોસો રાખ્યો. આવી રીતનો એમનો ભરોસો નિષ્ફળ ન નીવડ્યો.

બિહારના કેટલાક ભાગોમાં, ખાસ કરીને ઉત્તર બિહારના જિલ્લાઓમાં, કાંતવાનું જોકે ઘણું ઓછું થઈ ગયું હતું છતાં કદી સાવ બંધ પડ્યું નહોતું. આ ચળવળથી એમાં નવો પ્રાણ પુરાયો. રેંટિયાપ્રચારને માટે તિલક સ્વરાજ ફાળામાથી રૂપિયા પણ મળ્યા. અમારા પ્રાંતમાયે કામ શરૂ કરવામાં આવ્યું. કામ તો અમે શરૂ કર્યું પણ શાસ્ત્રીય જ્ઞાન અમને કશું જ ન હતું. ઉત્સાહ હતો પણ વેપારી આવડત ન હતી. એટલે એ વખતે જેટલું કામ થયુ એનું પરિણામ એટલું જ આવ્યું કે ખાદીનો પ્રચાર થયો. પણ પૈસાનીયે સારી પેઠે ખાધ આવી. ગાંધીજીએ ચળવળની શરૂઆતમાં જ કહેલા શબ્દો પર અત્યારે વિચાર કરું છું ત્યારે એમની દીર્ઘદૃષ્ટિ અને કાર્યદક્ષતાનું એક વધુ જ્વલંત ઉદાહરણ મળે છે. એમણે કહેલું કે આપણી રાષ્ટ્રીય શાળા રેંટિયાશાળા બની જવી જોઈએ અને એનું જ્ઞાન મેળવવા તથા વધારવા પાછળ રાષ્ટ્રીય શાળાઓએ લાગી જવું જોઈએ. રેંટિયા મારફતે જ આપણે હજારોની સંખ્યામાં યુવકોને કામ આપી શકીશુ અને લોકોની દોલત વધારવામા સહાયક નીવડશું. એમણે સાબરમતી આશ્રમમાં ઉદ્યોગશાળા ખોલીને રેંટિયા સંબંધી શોધખોળનું કામ શરૂ કરાવી દીધું. પણ રાષ્ટ્રીય કેળવણીના સંચાલકો આના રહસ્યને પૂરેપૂરું સમજી ન શક્યા; એમણે વિદ્યાપીઠો અને એના હાથ નીચેની પાઠશાળાઓને રેંટિયાશાળા બનાવી નહીં, જોકે બધી જગ્યાએ રેંટિયો ચલાવવાનું ફરજિયાત કરવામાં આવ્યું હતું.

રેંટિયા ચાલવા લાગ્યા; પણ શાસ્ત્રનું જ્ઞાન શિક્ષકો પાસે હતું નહીં એટલે વિદ્યાર્થીઓને તેઓ ક્યાંથી આપે! આમ આંધળાને દોરવાનું કામ આંધળાઓ કરવા લાગ્યા! એટલે કેટલાક વખત સુધી રેંટિયો ચાલે ન પડી શક્યો. આ ટૂંકી નજરને સારુ આજે આપણે કોઈનો વાંક કાઢી શકીએ એમ નથી કારણ કે એમ થવું સ્વાભાવિક જ હતું. બધાની નજર ભવિષ્યના સ્વરાજ — જે એક રાજકીય ફેરફાર પૂરતી મર્યાદિત વસ્તુ મનાતી હતી — તરફ વળેલી હતી. કૉંગ્રેસમાં પણ કેટલાક લોકો, ખાસ કરીને મહારાષ્ટ્રીઓ, ખાદી-રેંટિયાનો વિરોધ કરતા જ રહ્યા. પણ આટલી ખામીઓ છતાં ખાદીનો પ્રચાર ખૂબ થયો. હજુ લોકો શુદ્ધ અને અશુદ્ધ ખાદીનો ભેદ એટલો સમજતા ન હતા. હાથસાળ ઉપર વણાયેલું જે કંઈ જાડું કપડું હોય એને જ ખાદી સમજીને ખરીદતા હતા. મહાત્માજીએ કહ્યું હતું કે

સત્યાગ્રહને સારુ ખાદીનો પ્રચાર બહુ જ જરૂરનો છે અને આ પ્રચારનો પુરાવો નજરે ચોખ્ખો દેખાઈ આવવો જોઈએ. એટલે કે જ્યારે ચારેકોર ખાદી જ પહેરેલા લોકો નજરે પડશે ત્યારે આપણે માનીશું કે એનો પ્રચાર થયો છે. માટે ચોપડીઓમાં અને લેખોમાં તથા છાપાંઓમાં છપાયેલા આંકડાઓ ખોળીને કે કોઈને પૂછીને પુરાવો મેળવવા જવાની જરૂર નથી પડવાની.

બિહારના આ પ્રવાસમાં ગાંધીજીએ ખાદી ઉપર ખૂબ ભાર મૂકયો. દરભંગા જિલ્લામાં મધુવની ઇલાકામાં જે કોકટી કાપડ થાય છે એ પૂરતું બારીક, સુંદર અને મુલાયમ થાય છે. એ જોઈને લોકો ચકિત થઈ જતા હતા. હજુ સુધી એનો વેપાર મરી પરવાર્યો ન હતો. એવું ખાસ કારણ એ હતું કે એ કાપડનો, નેપાળના દરબારમાં અને ત્યાંના ખાનદાન લોકોમાં સારો વપરાશ હતો. ત્યાંને માટે જ એ કાપડ, ખાસ કરીને નેપાળની સરહદ ઉપર જ આવેલા એ ઇલાકામાં પુષ્કળ તૈયાર થતું હતું. ત્યાં બનેલાં કેટલાંક ધોતિયાં પણ અમારી આગળ મૂકવામાં આવ્યાં. મને યાદ છે કે એ જોઈને બધા — ખાસ કરીને મૌલાના મહમદઅલી — બહુ જ રાજી થયા હતા. બિહાર-શરીફ જેવા મોમિનોના એક મોટા કેંદ્રમાં ગાંધીજી ગયા અને એ લોકોએ મદદ આપવાનું વચન પણ આપ્યું.

બિહારયાત્રા પૂરી કર્યા પછી ગાંધીજી પોતાના સાથીઓ સાથે પટના આવ્યા. તેઓ સદાકત આશ્રમમાં ઊતર્યા. અખિલ ભારતીય કોંગ્રેસની નવી બનેલી કાર્યવાહક સમિતિની બેઠક ત્યાં જ મળી. મુંબઈની અખિલ ભારત મહાસમિતિમાં કારોબારી સમિતિની ચૂંટણી થઈ હતી. હું પણ એમાં ચૂંટાયેલો એટલે મેં પણ એ બેઠકમાં ભાગ લીધો. આ બેઠકમાં ખાસ કરીને એ વાત પર ભાર મૂકવામાં આવ્યો કે વિલાયતી કાપડબહિષ્કારનો કાર્યક્રમ પૂરો થવો જોઈએ અને એને સારુ રેંટિયાના પ્રચારની જરૂર છે.

ગાંધીજી બિહારથી કલકત્તે થઈ આસામ ચાલ્યા ગયા. હું બિહારમાં ખાદીકાર્યની વ્યવસ્થા અને રેંટિયાના પ્રચારને સારુ ફરવા લાગ્યો. પ્રાંતિક સમિતિએ આ કામને માટે કેટલાક જણની એક સમિતિ બનાવી, તથા બધા જિલ્લાઓમાં એ કામ કરવા માટે કેટલાકને નીમવામાં આવ્યા. જોર જોરથી કામ ચાલવા લાગ્યું. બીજી બાજુ સરકાર પણ શાંત ન રહી. એને ડર લાગ્યો કે વિલાયતી કાપડની દુકાનો ઉપર ચોકી બેસાડવામાં આવશે. કોંગ્રેસે કાપડના વેપારીઓને આગ્રહભરી વિનંતી કરી હતી કે તેઓ વિલાયતી કાપડનો વેપાર છોડી દે, અને જે માલ અત્યારે એમની પાસે હોય તે બહારના દેશોમાં વેચી નાખવાની ગોઠવણ કરે — હિંદુસ્તાનમાં અહીં જ

બનેલું કાપડ વેચે. આ ઠરાવથી ડરી જઈને બિહાર સરકારના પ્રધાનમંત્રી (ચીફ સેક્રેટરી) મિસ્ટર સિફ્ટને એક બીજો પરિપત્ર કાઢ્યો. એમાં જિલ્લાના અમલદારોને વિલાયતી કાપડ માટે પ્રચાર કરવાનું અને વિલાયતી કાપડ વિના લોકોને ઘણી મુસ્કેલીઓ પડશે, કાપડ ઘણું મોઘું થઈ જશે એમ કહેવાનું તથા જ્યાં જ્યાં કોંગ્રેસવાળા દબાણ કરે ત્યાં તેમને પકડવાનું ઉત્તેજન આપવામાં આવ્યુ હતું. ચીફ સેક્રેટરી રેનીએ પણ આવો પરિપત્ર પહેલાં અસહકારની બાબતમાં કાઢયો જ હતો. હવે વિલાયતી કાપડને અંગે વધારે સખત નીતિની જાહેરાત સરકારે કરી. અમને જણાવા લાગ્યું કે વહેલી મોડી સરકાર સાથે અથડામણુ થવાની જ છે. પણ અમે અમારું કામ દ્દઢતાથી, પરંતુ સહિષ્ણુતાથી કરતા રહ્યા. કામ ઝપાટાબંધ આગળ વધતું ગયુ.

ગાંધીજી આસામનો પ્રવાસ કરીને પાછા કલકત્તા આવ્યા. ત્યાં ફરીથી કારોબારી સમિતિની બેઠક થઈ. તેમાં ભાગ લેવા હુ ત્યાં ગયો.

## ૩૮

# મોપલાઓનો બળવો અને હિંદુમુસ્લિમ પ્રશ્ન

ગાંધીજી કલકત્તાથી મદ્રાસ તરફ ગયા. આ જ મુસાફરીમાં એમણે ક્યાંક કચ્છ પહેરવાની જાહેરાત કરી. મૌલાના મહમદઅલી એ મુસાફરીમાં સાથે હતા. એમને વૉલ્ટેયર સ્ટેશને પકડી લેવામાં આવ્યા. એમને બીજા અનેક નેતાઓની સાથે — જેમાં મૌલાના શૌકતઅલી, દાક્તર કિચલુ, મૌલાના હુસેન અહમદ, મૌલાના નિસાર અહમદ, પીર ગુલામ મર્જાદ્દિ અને શ્રી ભારતીકૃષ્ણ તીર્થ શંકરાચાર્ય પણ હતા — કરાંચીમાં, ખિલાફત કૉન્ફરન્સના ભાષણુ માટે તથા એક ફતવાના પ્રચારને માટે અદાલતમાં ખડા કરવામાં આવ્યા. આ કેસથી પણ દેશમાં ભારે ખળભળાટ મચ્યો. મૌલાના મહમદઅલીએ પોતાના બચાવમાં જે નિવેદન કર્યું તેથી, તથા એમાં જેઓ આરોપીઓ હતા એમના વ્યક્તિત્વને લીધે એ એક બહુ મહત્ત્વનો કેસ થઈ પડયો. આખરે શ્રી શંકરાચાર્ય સિવાયના બધાને સજા થઈ.

આ બાબત મુંબઈમાં કારોબારી સમિતિની બેઠક મળી અને એણે આદેશ આપ્યો કે જે ફતવાને સારુ આ નેતાઓને સજા થઈ છે તે ફતવો બની જગ્યાઓએ મોટી મોટી સભામાં ફરીથી વાચવો. મુંબઈમાં એકઠા થયેલા કારોબારી સમિતિના સભ્યોએ તથા બીજા નેતાઓએ પોતાની સહી

સાથે એક નિવેદન બહાર પાડયું, અને એમાં જેને માટે કરાંચીમાં કેસ ચાલ્યો હતો તે જ વાત કહેવામાં આવી. આ નિવેદન ઉપર મેં પણ સહી કરી હતી. આખા દેશમાં અસંખ્ય સભાઓ થઈ. એમાં અસંખ્ય લોકોએ પેલો ફતવો ફરી વાર વાંચ્યો. સરકારે કંઈ જ ન કર્યું, બહાવરી બનીને બેસી રહી. જે ફતવાને કેવળ મુસલમાનો જ જાણતા હતા એ આવી રીતે કોણ જાણે કેટલાયે હિંદુઓએ પણ વારંવાર વાંચ્યો. અને એ બતાવી આપ્યું કે જે કામ થોડાક જણ કરે તો કાયદેસર ગુનો લેખાય છે એ જ કામ જો આખો દેશ સંગઠિત રીતે કરે તો ગુનો નથી ગણાતો. સત્યાગ્રહનો આ એક સુંદર નમૂનો દેશની આગળ રજૂ થયો.

બરાબર આ જ વખતે બિહાર પ્રાંતિક રાજકીય પરિષદની બેઠક આરામાં બહુ ધામધૂમથી થઈ. મૌલવી મહમદ શફી તેના પ્રમુખ હતા. હું એમાં એક જ દિવસ હાજર રહી શક્યો, કારણ મારે કારોબારીમાં ભાગ લેવા મુંબઈ ચાલ્યા જવું પડયું. તોપણ આરામાં ઘણો ઉત્સાહ રહ્યો. સાથે સાથે ત્યાં પ્રાંતિક ખિલાફત કૉન્ફરન્સ પણ થઈ; એમાં ઘણા હિંદુઓએ ખિલાફતફાળામાં અને સ્મર્નાફાળામાં રૂપિયા આપવાનાં વચનો આપ્યાં-અને રૂપિયા આપ્યા પણ ખરા.

મહાત્માજી જ્યારે આ જ પ્રવાસમાં હતા ત્યારે ખબર મળી કે મલબારમાં સરકારની સામે મોપલાઓએ બળવો કર્યો છે. શરૂઆતમાં આ બાજુ ખબરો આવી નહીં પણ ધીમે ધીમે ખબર આવવા લાગી. મૌલાના મહમદઅલીનો ત્યાં જવાનો ઇરાદો હતો પણ એટલામાં તેઓ પકડાઈ ગયા. મહાત્માજી જવો માગતા હતા પણ એમનેયે જવાની રજા મળી નહીં, અને ત્યાં જતાં રોકવામાં આવ્યા. જો એ લોકો ત્યાં જઈ શકત તો આ ચળવળે જે રૂપ લીધું અથવા જેનો આટલો પ્રચાર કરવામાં આવ્યો તેવું રૂપ તે ન લેત. શરૂઆતમાં મોપલાઓએ સરકારી નોકરો અને કચેરીઓ ઉપર જ હુમલો કર્યો; પણ પાછળથી ખબર ફેલાવા લાગી કે એમણે હિંદુઓ ઉપર પણ આક્રમણ કરવા માંડયું છે — એમને મારી નાખવા અને પરાણે મુસલમાન બનાવવા લાગ્યા છે. આ ખબરોથી હિંદુઓમાં સારી પેઠે ઉકળાટ ફેલાયો. અંદર અંદર અણબનાવનાં બીજ પણ રોપાયાં. એક રીતે જે હિંદુમુસ્લિમ ઐક્ય જામી ગયેલું જણાતું તે એ આ એક બનવાથી ડગુમગુ થઈ જતું જણાયું. કંઈક તો હિંદુઓના પ્રચારથી અને વધુ ભાગે સરકારી પ્રચારને લીધે આ રમખાણની માઠી અસર ઊંડે સુધી પહોંચી. છતાં હજુ મામલો એટલો બગડયા ન હતો. જો કેટલાક મહિનાઓ બાદ બીજા બનાવો — જેવો — હિંદુમુસ્લિમ

રમખાણોનું રૂપ લીધું — ન બન્યા હોત તો ૧૯૨૧ના ઐક્યનું દૃશ્ય આપણી સામે આવતું જ રહેત. પણ કંઈક બીજું જ બનવા સર્જાયેલું હતું.

ગાંધીજી માને છે કે એમણે ખિલાફતની બાબતમાં મુસલમાનોને મદદ આપવાનું જે કામ કર્યું એ તદ્દન ઠીક જ કર્યું. આજ લગી એને માટે એમને પસ્તાવો નથી. એમણે જે કંઈ કર્યું અથવા એમની પ્રેરણાથી હિંદુઓએ જે કંઈ કર્યું એ યોગ્ય હતું ને ન્યાય્ય હતું. એક ઘરમાં બે ભાઈઓ રહેતા હોય અને એકની ઉપર જો કંઈ મુશ્કેલી કે સંકટ આવી પડે તો એને મદદ કરવાનો બીજાનો ધર્મ છે. એમાં પછી એ મદદના બદલામાં સંકટમાં પડેલો ભાઈ સારું વર્તન રાખશે કે ઉપકાર વીસરી જશે એનો વિચાર કરવાનો ન હોય. પોતાની ફરજ બજાવવી એટલું જ માણસને સારુ પૂરતું હોવું જોઈએ. એના ફળ કે વળતરની લગીરે આશા રાખવી નિરર્થક છે. એ સિવાય, મારું માનવું છે કે એમણે મુસલમાનોને મદદ કંઈક અંશે દેશ પ્રત્યેની સ્વાર્થબુદ્ધિથી પણ કરેલી, કારણ કે તેઓ માનતા હતા કે દેશની ઉન્નતિ માટે હિંદુમુસ્લિમ ઐક્ય આવશ્યક છે અને આ સેવા દ્વારા હિંદુઓ માટે મુસલમાનો પાસે ગોરક્ષાની પણ તેઓ આશા રાખતા હતા.

બીજી બાજુ કેટલાક લોકોનું માનવું છે કે ખિલાફત આંદોલન જેવાં ધાર્મિક આંદોલનોને આ પ્રમાણે મદદ કરવાથી ધાર્મિક ઝનૂન વધી ગયું. અને પરિણામે કટ્ટરતા એટલી બધી ભયંકર થઈ પડી કે આખા દેશમાં —ચળવળનું જોર ઓસર્યું કે તરત— હિંદુમુસ્લિમ રમખાણો ફાટી નીકળ્યાં. એટલું જ નહીં મુસલમાનોની અંદર એટલી બધી જાગૃતિ આવી કે તેઓ ધાર્મિક બાબતો ઉપરાંત રાજનીતિમાંયે કટ્ટરપણું દેખાડવા લાગ્યા. અને થોડા વખત પછી જ્યારે તુર્ક લોકોએ પોતે ખલીફાને ભગાવી દીધો અને એ રીતે ખિલાફતનું મૂળ જ ઊખડી ગયું ત્યારે એ જાગૃતિ મુસલમાનોને ભારતીય રાજનીતિમાં કટ્ટરપંથી બનાવવાને સમર્થ નીવડી. વાત આટલે જ અટકી હોત તો તો કંઈ વાંધો ન હતો પણ આ કટ્ટરતા ધાર્મિક હોવાથી તેણે મુસલમાનોમાં એમની પોતાની રાજકીય સત્તા સ્થાપવાની ભાવના પેદા કરવા માંડી.

કોઈ પણ કામનો પડઘો ન પડે એવું તો બનતું જ નથી, ક્રિયાની પ્રતિક્રિયા થાય જ છે. હિંદુઓમાં પણ કટ્ટરતા આવવા લાગી. એક તરફથી મુસલમાનોએ ધર્માંતર માટે લોકોમાં પ્રચાર શરૂ કર્યો એટલે બીજી તરફ હિંદુઓએ શુદ્ધિ અને સંગઠનનું રણશિંગું ફૂંક્યું. એ બધાનું પરિણામ

એ આવ્યું કે ધીમે ધીમે કડવાશ વધતી ચાલી. અને આજે બંને વચ્ચે એક એટલી બધી ઊંડી અને પહોળી ખાઈ પેદા થઈ ગઈ છે કે એને પૂરવાનું કે ઓળંગી જવાનું બહુ કપરું થઈ પડયું છે. બ્રિટિશ સરકાર આવી તક શાને જવા દે? પોતાની કૂડી મુત્સદ્દીગીરી વખતોવખત વાપરતાં એ અચકાઈ નહીં. સદાયે એણે એ નાનકડી ચિનગારીને ચતુરાઈથી ફૂંકયે રાખી અને અત્યારે પણ જ્યારે એમાંથી જ્વાળાઓ ભભૂકી રહી છે ત્યારે એમાં ઘી હોમવાનું એ ચૂકતી નથી.

અહીં મેં થોડા શબ્દોમાં લાંબું પુરાણ સંભળાવી દીધું. એમ ન માનશો કે મેં જે લખ્યું એ બધું ૧૯૨૧માં જ થઈ ગયું. એ વખતે કોઈક રીતે જમીન પર બી વેરાયાં, એ વેરાતાં તો કદાચ ઘણાખરાની નજરે પણ ન પડયાં. અને જો પડયાં તો એમણે એને કંઈ ખાસ મહત્ત્વ આપ્યું નહીં, કારણ કે મોપલાઓના બળવા છતાં આખા દેશમાં ઐકય જ નજરે પડતું હતું. એનો સૌથી ઊજળો પુરાવો ફતવાના પુનરાવર્તન માટે થયેલી સભાઓમાં મળ્યો અને એનું સમર્થન યુવરાજ આવ્યા ત્યારે આખા દેશે સર્વવ્યાપી બહિષ્કાર દ્વારા આપ્યું.

અહીં આ બે વિચારસરણીઓ પરત્વે એટલું જ કહેવા માગું છું કે બંને દૃષ્ટિકોણમાં બહુ અંતર છે. મુસલમાનો ગમે તે રીતે હિંદુસ્તાન આવ્યા હોય અને ગમે તે પ્રકારે એમની સંખ્યા વધી હોય, આજે હિંદુઓ જેટલા જ તેઓ પણ હિંદુસ્તાનના વતનીઓ છે. એમને માટે બીજો કોઈ દેશ નથી, ભલેને એમની સહાનુભૂતિ બીજા દેશોના મુસલમાનો જોડે હોય! દલીલ ખાતર એમ માની લઈએ કે જો એમને બેમાંથી એક વાતની પસંદગી કરવાની તક મળે તો આફતને સમયે પોતાના બિનમુસ્લિમ પાડોશીઓને પડતા મૂકીને તેઓ દૂર દૂરના પરદેશી મુસલમાનો પ્રત્યે પોતાની સહાનુભૂતિ રાખશે અને એમને માટે ઘણું ઘણું કરી બતાવશે; તોયે એ વાતની ના નહીં પાડી શકાય કે એમને પણ આ જ દેશમાં જીવવાનું ને મરવાનું, સુખ ને દુઃખ ભોગવવાનું અને જીવનના બધા લહાવા લેવાનું તથા કડવાશઓ ભોગવવાનું છે. મર્યા પછી પણ તેઓ દેશના અમુક ભાગ ઉપર પોતાનો કબજો જાળવી રાખે છે. હિંદુ મરી જાય એટલે એને બાળી મૂકવામાં આવે છે અને પંચમહાભૂતના પૂતળાની કશીયે નિશાની બાકી રહેતી નથી, જે થોડીક રાખ બાકી રહે છે એને પણ પવન ઉડાડી જાય છે અથવા પાણી ખેંચી જાય છે! પણ મુસલમાન ત્રણચાર હાથ જમીન પચાવી પાડીને કાયમનો આ ધરતી ઉપર પડ્યોપાથર્યો રહે છે. આ કબરોને લીધે કેટલાય લડાઈટંટા થયા

કરે છે એ કોણ નથી જાણતું? એટલે આપણે મુસલમાનોને આ દેશમાં પરાયા ગણી શકવાના નથી એ કબૂલ કર્યા વિના ચાલે એમ નથી.

હવે સવાલ એ છે કે મુસલમાનો જો પરાયા નથી તો આ દેશ સાથે એમનો પણ એવો જ સંબંધ છે જેવો બીજાઓનો હોઈ શકે; એટલે એમને પણ અહીંની બધી ચીજોમાં ભાગ મળવો જોઈએ. રાજકીય હકોની વહેંચણીમાં પણ એમનો ભાગ ન્યાયપુરઃસર છે. એનો ઇનકાર કરવાનો એક જ અર્થ છે, અને થઈ શકે કે એમને દબાવીને એમને હકવિહોણા રાખવા.

મુસલમાનો વિષે જે વાતો કહેવાઈ એ જ વાતો બધા મત, ધર્મ અને વિચારવાળાઓને લાગુ પડે છે. જે દેશમાં આટઆટલી જાતિઓ, આટઆટલા ધર્મવાળા, આટઆટલી ભાષાઓ બોલનારા, આટઆટલા મતમતાંતરો માનનારા વસતા હોય, ત્યાં એકબીજા સાથેના ઐક્યમાં જો અડગતા ન હોય તો પરસ્પરના પ્રેમ અને વિશ્વાસના પાયા ઉપર શાંતિ કદી ટકી જ ન શકે. જેને જ્યારે ઇચ્છા થાય ત્યારે બીજાને દબાવી દઈ શકે, ને પોતાની સત્તા જમાવી દે; પણ દબાયેલા લોકો ફરી પાછા ઊભા થવાનો પ્રયત્ન કર્યા જ કરશે — પોતે શાંતિથી રહેશે નહીં અને બીજાઓને રહેવા દેશે નહીં. આજે આપણે જે દશ્ય આખી પૃથ્વીને ઘેરી વળેલા મહાયુદ્ધમાં બાખડતી શક્તિઓ વચ્ચે જોઈ રહ્યા છીએ એ જ દશ્ય થોડા નાના પ્રમાણમાં, હિંદુસ્તાનમાં હમેશ ચાલ્યા કરશે. આને કંઈ બુદ્ધિમત્તા કે દીર્ઘદૃષ્ટિ ન કહેવાય આજના આ ભયંકર સંહારને નજરોનજર જોવા છતાં પણ જો આપણે આ રહસ્ય ન સમજી શકીએ, અને એ મુજબ દેશને આવી ગોઝારી કાપાકાપીમાંથી ઉગારવાના ઉપાય ન શોધીએ તો એ આપણે માટે શરમ, દુઃખ અને હાંસીની વાત થઈ પડશે. ગાંધીજીએ આ જ વિચારપદ્ધતિ અનુસાર પહેલેથી જ અહિંસા પર ભાર મૂક્યો છે, જેની આવશ્યકતા ભારત જેવા દેશને માટે સૌથી વધારે રહેલી છે.

અહિંસાનું તત્ત્વ બહુ જ ગહન છે. એને જીવનમાં ઉતારવું અત્યંત કઠણ છે. એને બરાબર ન સમજવાને લીધે જ લોકો એની શક્તિની અને મર્યાદાની ઠેકડી કરે છે. તેઓ કહે છે કે અહિંસાથી માણસ કાયર થઈ જાય છે. આજ સુધી દુનિયાભરના કોઈ પણ દેશે પોતાના રાષ્ટ્રીય કાર્યક્રમમાં અહિંસાને સ્વીકારી નથી. લોકો કહે છે કે આ અહિંસાની મારફતે દેશના સ્વાતંત્ર્યનું રક્ષણ કરી શકાય એમ નથી. સાવ સાધારણ લોકોની વાત જવા દો, મોટા મોટા સમજુ અને સંયમી પુરુષો પણ ક્રોધને વારી શકતા નથી. ક્રોધ તો હિંસાની જનેતા અથવા એનું બીજું

રૂપ છે. એટલે આ અહિંસાનીતિ કદી ચાલી શકવાની નથી. એ અવહેવારુ છે, વગેરે.

આ વાત ઉપર વિચાર કરતી વખતે, પહેલાં એટલું કબૂલ કરવું જોઈએ કે હિંસામાં કાયરતા છે, અહિંસામાં નથી. જ્યાં કાયરતા હોય ત્યાં અહિંસા ટકી જ ન શકે. આપણે જો આપણા વિરોધીથી ડરતા હોઈએ અને એ ડરના માર્યા એનું નુકસાન કરવા માગતા ન હોઈએ તો એમાં અહિંસા શી થઈ? સામાવાળાને હાનિ ન પહોંચાડવાનું એ વલણ ડરને લઈને છે, નહીં કે નુકસાન કરવું ખરાબ છે એટલા માટે. જે માણસ આવી રીતે ડરનો માર્યો સામાને નુકસાન નથી પહોંચાડતો, એને જો આજે તક મળી જાય, કોઈ રીતે બીજાની શક્તિનો ટેકો પણ મળી જાય તો એ જરાયે અચકાયા વિના વિરોધી ઉપર ઘા કરશે; પોતાથી જેટલો બનશે એટલો એનો કચ્ચરઘાણ વાળશે. આ કોઈ કાળે અહિંસા નથી. અહિંસા તો તે જ પાળી શકે જેને એવી ખાતરી થઈ હોય કે સામાને હાનિ પહોંચાડવી એ જ ખરાબ છે, બીજાને દુઃખ દેવું એ અન્યાય છે અને એ વિશ્વાસને લીધે એ બીજાને સતાવતાં અચકાય છે. એનું આવું વલણ બીજાને નુકસાન પહોંચાડવાની વધારે કે ઓછી તાકાત ઉપર આધાર નથી રાખતું. ભલે એ તાકાતવિહોણો હોય, છતાં જો એ અહિંસાની આવી ભાવનાથી પ્રેરાઈને વિરોધીનેયે હાનિ પહોચાડવાનું મનમા સુધ્ધાં ન આણે તો એની એ પ્રવૃત્તિ પણ અહિંસક જ લેખાય. અને જો એ પુષ્કળ તાકાત ધરાવતો હોય છતાં સામાનું નુકસાન કરવા તૈયાર ન થાય તો તો એના અહિંસક હોવા બાબત કોઈને શંકા સુધ્ધાં ઊભી ન થાય. સાથે સાથે, માણસ જ્યારે આવી રીતની ભાવનાને વશ થઈને બીજાને દુઃખ દેવાની ઇચ્છા ન રાખે ત્યારે સામાવાળા તરફથી થતી આકરી રિબામણી અને એનો સખત જુલમ પણ સહી લેવાની શક્તિ એનામાં હોવી જ જોઈએ. જો કોઈ માણસ એમ વિચારીને અન્યાય સહન કરી લે કે, સહી નહીં લઈએ તો જુલમગાર એથીયે ઘણું વધારે દુઃખ દઈ શકે એમ છે એટલે મન મારીને વેઠી લઈએ એ જ ઠીક છે, તો એ અહિંસક વલણ ન થયુ. એ કાયરતા જ છે. અહિંસક કામ તો એ છે કે જેને આપણે ઉચિત અને ન્યાયસરનું માનતા હોઈએ એ કર્યા કરીએ —નીડર બનીને આપણું કર્તવ્યપાલન કર્યે જઈએ અને જુલમગાર ગમે એટલો કેર વર્તાવે તોપણ આપણે ફરજ ન ચૂકીએ તથા બદલો વાળવાના આવેશમાં આવી જઈ જુલમી ઉપર કોઈ જાતનું પશુબળ ન અજમાવીએ. જ્યાં આવી રીતે આપણે ઠરાવેલા રસ્તા ઉપરથી ન ચળીએ,

આપણા રસ્તા ઉપર કાયમ રહેવાને કારણે જે કંઈ જુલમ વરસાવે તે વેઠી લઈએ અને સાથે સાથે એને દુઃખ ન પહોંચાડીએ તો આપણું આચરણ સાચા અહિંસક માણસ જેવું થયું કહેવાય. આથી સ્પષ્ટ થાય છે કે અહિંસક કામમાં કાયરતા નથી. એમાં દુઃખ વેઠવાનો ડર નથી. એ ત્યારે જ બની શકે જ્યારે આપણો પક્ષ ન્યાયપૂર્ણ હોવાની પૂરેપૂરી ખાતરી આપણને હોય, એ ન્યાયને ટેકો આપવાનો દૃઢ સંકલ્પ આપણે કર્યો હોય અને સામાવાળાને દુઃખ ન દેવાનો આપણે પાકો ઇરાદો રાખ્યો હોય. અંતે તો અહિંસક માણસની જ જીત થાય છે.

જો એમ કહેવામાં આવે કે આવી જાતની સહનશક્તિ—ખાસ કરીને સામાન્ય માણસમાં—પેદા કરવી મુશ્કેલ કામ છે તો એના જવાબમાં એટલું જ કહેવું બસ થશે કે હથિયારો વડે લડાતી લડાઈઓમાં જે લોકો લડે છે એમાં પણ સામાન્ય માણસો જ હોય છે. તેઓ લડાઈના મેદાનમાં જેટલી બહાદુરી બતાવે તેટલી બહાદુરી છૂટા છૂટા હોય ત્યારે નથી બતાવી શકતા. કેવળ અભ્યાસ અને ચિંતનની જરૂર છે. લશ્કરના સિપાઈઓની બહાદુરી પણ અભ્યાસથી કેળવવામા આવે છે. પણ એ બહાદુરી ડર ઉપર અવલંબેલી હોય છે—શત્રુને મારવો જ જોઈએ, નહીં તો એ આપણને મારી નાખશે ! શત્રુને હાથે માર્યા જવાનો ડર જ બહાદુરીનું એક મોટું કારણ હોય છે. અને એ ઉપરાંત બધી વ્યવસ્થિત સેનાઓમાં શિસ્તભંગનો ડર પણ હોય જ છે. જે વાત તુલસીદાસજીએ મારીચને વિષે કહી છે એ અહીં પણ લાગું પડે છે કે—"उभय भाँति देखा निज मरना"!* આવે પ્રસંગે માણસ સ્વાભાવિક રીતે જ બહાદુરી દેખાડવા માંડે છે. આ બહાદુરી ઘણા અભ્યાસ પછી પેદા થાય છે. અહિંસક બહાદુરી પણ આવી જાતનો અભ્યાસ માગે છે.

અહિંસક અભ્યાસની રીત બીજી છે. લશ્કરમાં રોજેરોજની કવાયત, કસરત, ક્રૂરતા ભરેલા શિકાર વગેરે કરાવવામાં આવે છે. અહિંસક અભ્યાસ આથી સાવ જુદો હોય છે. એનું સાધન, જો એક જ શબ્દમાં કહેવું હોય તો, માત્ર સંયમ છે. અહીં સંયમ એના બહોળા અર્થમાં, એ સઘળા નિયમોને માટે વાપર્યો છે, જેની વાત હિંદુઓનાં તથા બીજા ધર્મોનાં ધર્મપુસ્તકોમાં મળે છે. સાધારણ સદાચારના નિયમોને કડકાઈથી પાળીને એ શીખી શકાય છે. આ બધા નિયમોનો ઝોક અહિંસા અને સત્ય તરફ

* બંને રીતે એણે પોતાનું મરણ જ જોયું; જો રાવણનું કહ્યું માનીને એની સાથે ન જાય તો રાવણને હાથે મરણ થાય અને બીજી બાજુ માયાવી મૃગ બનીને પંચવટીમાં જાય તો રામને હાથે મરણ થાય. —અનુવાદક

હોય છે. ગાંધીજીએ વારંવાર લખ્યું છે કે ઈશ્વર ઉપર ભરોસો આમાં બહુ જ મદદરૂપ નીવડે છે. જો આ અહિંસક પ્રવૃત્તિને જગાડવામાં અને એને પોષવા પાછળ વખત આપવામાં આવે, બચપણથી જ એનો અભ્યાસ કરાવવામાં આવે અને એના ઉપર પૂરું ધ્યાન આપવામાં આવે તો નિર્ભયતા વગેરે જે એનાં મુખ્ય બાહ્ય સ્વરૂપો જોવામાં આવે છે એ જરૂર કેળવી શકાય. એ માણસ માટે અશક્ય છે એમ કહેવું એ પાયા વિનાની વાત છે.

એક કાળ એવો હતો જ્યારે બધા દેશોમાં આમજનતામાંથી થોડા જ માણસો લડાઈનો ધંધો કરતા હતા; અથવા એને પોતાનો ધર્મ માનતા હતા અને સામાન્ય પ્રજાજનો લશ્કર અને લડાઈથી દૂર રહેતા હતા. ભારતમાં યુદ્ધને ક્ષત્રિયોનો જ ધર્મ ગણવામાં આવતો હતો.' બ્રિટિશ સરકાર પણ ભારતવર્ષમાં કેટલીક ખાસ જાતોના અથવા ખાસ પ્રદેશોના લોકોને જ લડવૈયા ગણતી હતી અને એમનામાંથી જ લશ્કરને માટે લોકો ભરતી થતા. પણ આજનાં જમાનાના વિધ્વંસકારક યુદ્ધે પુરવાર કરી આપ્યું છે કે યુદ્ધને માટે બધા જ લોકોને તૈયાર કરી શકાય છે. અને જે દેશે આ રહસ્ય જેટલું વહેલું સમજી લીધું અને લોકોને યુદ્ધની તાલીમ આપવાની જેટલી સરસ વ્યવસ્થા કરી એટલો જ જલદી એ વધારે તૈયાર થયો. હિંદુસ્તાનમાં પણ આ મહાયુદ્ધમાં ભરતીનાં પહેલાંનાં બંધનો રહ્યાં હતાં, પણ તે સાથે જે જાતિઓ તથા પ્રદેશો પહેલાં લડાયક ગણાતાં ન હતાં, ત્યાંથી પણ સારી પેઠે ભરતી કરવામાં આવી. એ સ્પષ્ટ છે કે આજની ફોજ જેવી રીતે બધા જ વર્ગો અને બધા જ વિભાગોના લોકોની બનેલી છે અને બહાદુરીથી લડી છે એવી જ રીતે અહિંસક સેના પણ સામાન્ય લોકોમાંથી ઊભી કરી શકાય, એટલું જ નહીં, આ અહિંસક સેનાની ભરતીને સારુ તો એથીયે વધારે વિશાળ ક્ષેત્ર મળી શકે એમ છે. શસ્ત્રોની લડાઈમાં શરીરબળ વિના ચાલે નહીં એટલે બુઢ્ઢા, નાનાં બાળકો અને મોટે ભાગે સ્ત્રીઓ એને માટે લાયક ગણાતાં નથી. અહિંસક સેનામાં બુઢ્ઢા, બચ્ચાં, સ્ત્રીઓ અને આગળ વધીને આંધળાંલૂલાં અને અપંગ પણ ભળી શકે છે; કારણ કે આમાં શરીરબળ એટલું જરૂરનું નથી હોતું — મનની દૃઢતા અને આત્મબળ જ પૂરતાં થઈ પડે છે.

અહિંસક કાર્યનું એક બહુ જ મહત્ત્વનું ફળ એ છે કે એમાં જે સામેલ થાય છે એ પોતા ઉપર જ સંકટ નોતરે છે. બીજાઓ વિરોધીઓ હોય તોપણ એમને માથે સંકટ કે મુશ્કેલી આવતાં નથી; કારણ કે એનો બીજાઓને કષ્ટ આપવાનો ઇરાદો જ હોતો નથી, અને સામાને કષ્ટ આપીને

એ પોતાનું કામ પાર પાડવા માગતો નથી. એનું ધ્યેય તો વિરોધી પક્ષવાળાને પણ પોતાના વશમાં કરી લેવાનું હોય છે, અને તે પણ બળ વાપરીને નહીં પણ પોતાનો પ્રેમ અજમાવીને, તથા તેનામાં પોતાના જેવી જ ભાવનાઓને જાગ્રત કરીને. એટલા માટે અહિંસક કાર્યમાં ઓછામાં ઓછું કષ્ટ પડે છે. જ્યાં પશુબળ વપરાય છે ત્યાં બંને પક્ષોને માથે કષ્ટ આવી પડે છે. જ્યારે આમાં કેવળ એક પક્ષ પોતાની ઉપર કષ્ટ વહોરે છે. આ રીતે કષ્ટનું પ્રમાણ અર્ધું થઈ જાય છે. પણ આ પ્રમાણ અર્ધાથીયે ઓછું હોય છે; કારણ કે જ્યાં વિરોધી પશુબળ દ્વારા કષ્ટ આપતો નથી ત્યાં સામાવાળાના હાથ પણ ઢીલા પડી જાય છે અને એનાં હથિયારો બુઠ્ઠાં થઈ જાય છે. પશુબળ વાપરવાનું બાવડાંનું જોર મનમાં રહેલા ક્રોધથી વધે છે અને એ ક્રોધ પશુબળના પ્રતિકારથી જાગ્રત થાય છે તેટલો અહિંસક પ્રતિકારથી નથી થતો. એટલે જો બંને પક્ષોનાં દુઃખો અને મુસીબતોની ગણતરી કરવામાં આવે તો નિઃશંકપણે કહી શકાય કે અહિંસક ક્રિયામાં કષ્ટનું પ્રમાણ ઘણું જ ઓછું થઈ જાય છે.

અહિંસક ક્રિયામા કંઈ વધારે સાધનસામગ્રીની જરૂર નથી પડતી. આજના યુદ્ધમાં રોજ નવાં નવાં શસ્ત્રાસ્ત્રોની શોધ અને ઉપયોગ ચાલ્યા કરે છે. આજ જેટલું ધન વેડફાય છે એના આંકડા જોઈને બુદ્ધિ બહેર મારી જાય છે. અમેરિકાએ આ લડાઈમાં દરરોજના લગભગ પંચાવન કરોડ રૂપિયા ખર્ચ્યા છે અને ઇંગ્લંડે આશરે પંદરસોળ કરોડ રૂપિયા ખર્ચ્યા છે. ગરીબ હિંદુસ્તાને પણ રોજના એક કરોડ રૂપિયા ખર્ચ્યા છે. બીજા દેશોના આંકડાની ખબર નથી, પણ રશિયા અને ચીનના ખર્ચનું પણ આ આંકડા પરથી અનુમાન કરી શકાય એમ છે. આ રાષ્ટ્રોનાં દુશ્મનરાષ્ટ્રો જર્મની, ઇટાલી અને જાપાન રોજ કેટલું ખર્ચ કરતાં હતાં એનું અનુમાન પણ આપણે કરી શકીએ. આ આંકડાઓ તો થયેલો ખર્ચ બતાવનારા છે. દુશ્મનો તરફથી રોજ રોજ જે નુકસાન પહોંચાડવામાં આવ્યું છે એની ગણતરી આમાં કદાચ કરી નહીં હોય. એ જ રીતે માનવીની કતલ પણ કોઈ સુમાર વિનાની થઈ છે. વળી યુદ્ધમાં સંડોવાયેલા અને અમુક અંશે નહીં સંડોવાયેલા દેશોને પણ જે હાડમારી અને કષ્ટો સહન કરવાં પડ્યાં તેનો હિસાબ તો આંકડામાં આપી શકાય એમ જ નથી. આથી ઊલટું અહિંસક ક્રિયામાં બાહ્ય પદાર્થોની કંઈ ખાસ જરૂર પડતી નથી, તથા સામાન્ય પ્રજાનાં રોજિંદાં જીવન ખોરવાઈ જાય એવું પણ કંઈ બનતું નથી. ટૂંકમા કષ્ટો, પૈસાનો ખરચો, માનવરક્તપાત અને લોકોની મુસ્કેલીઓ—બધું જ અહિંસક ક્રિયામાં સાવ ઓછું, લગભગ નહીં

જેવું જ થઈ જાય છે; જ્યારે પશુબળમાં એ એટલાં અથાગ થાય છે કે એની ગણતરી જ નથી કરી શકાતી. આથી કરીને ગરીબ દેશ પણ અહિંસાનો ઉપયોગ સહેલાઈથી કરી શકે છે અને મોટા મોટા શક્તિશાળી દેશોની સાથે ઝૂઝી શકે છે.

આ તો થયું આંતરરાષ્ટ્રીય કામોમાં અહિંસાનું મહત્ત્વ. જ્યાં એક જ દેશમાં જુદા જુદા ધર્મોના માનનારા, જુદી જુદી ભાષાના બોલનારા અને જાતજાતના વિચાર ધરાવનારા વસે છે ત્યાં જો હિંસાનો આશ્રય લેવામાં આવે તો ત્યાંની પ્રજા એક પણ દિવસ આરામમાં રહી ન શકે. જો ભારતવર્ષના લોકો પરસ્પર ભાઈચારાનો વર્તાવ ન રાખે, એકબીજા સાથે સહિષ્ણુતા ન જાળવે અને પોતાના હકોને જ મુખ્ય ગણીને બીજા પાસે એ કબુલાવવા પાછળ મંડયા રહે, તથા બીજાઓ પ્રત્યેનાં પોતાનાં કર્તવ્યોને ગૌણ સમજીને એ પાળવાના એકધારા પ્રયત્નો ન કરે તો એનું પરિણામ દિવસે દિવસે ખૂનરેજી વધવા સિવાય બીજું કંઈ જ ન આવી શકે. વ્યક્તિના હિંસાત્મક કામનો સંબંધ બીજી એક વ્યક્તિ પૂરતો જ હોય તો તો દેશની મજબૂત રાષ્ટ્રીય સત્તા, પોતાની પોલીસ અને અદાલતો મારફતે એને કાબૂમાં રાખી શકે, પણ જ્યારે એ પ્રવૃત્તિ પ્રજામાં ફેલાઈ જાય અને દેશના જુદા જુદા ભાગો એકબીજા સાથે લડવા માટે ત્યારે પોલીસ અને અદાલતો નકામાં થઈ પડે અને આ કજિયો આંતરવિગ્રહનું રૂપ ધારણ કરે. એમાંથી ઊગરવા માટે, ભારતવર્ષ જેવા દેશને સારુ, અહિંસક ક્રિયા ઉપર ભરોસો રાખવા સિવાય બીજો કોઈ ઉપાય નથી.

આ સંબંધમાં એક વાત યાદ રાખવાની છે. આપણે જ્યારે હિંસા-અહિંસાની ચર્ચા કરીએ છીએ ત્યારે ઝટ લઈને કહી બેસીએ છીએ કે હિંસા તો આપણી નસેનસમાં ભરેલી છે. ઉશ્કેરણી થાય ત્યારે સાધારણ માણસ અને ખાસ કરીને સાધારણ જનસમૂહ અહિંસક રહી શકશે એવી આશા આપણે કેવી રીતે રાખી શકીએ? પણ એમ કહેતી વખતે આપણે ભૂલી જઈએ છીએ કે જો કોઈ પણ વ્યક્તિના કે સમૂહના જીવનનું રોજેરોજનું કામકાજ તપાસવામાં આવે તો આપણને જણાશે કે એ બધામાં ભાગ્યે એક બે કામ એવાં હોય છે જેમાં હિંસાનો ઉપયોગ કરવામાં આવતો હશે બાકી સોમાં લગભગ નવ્વાણુ કામ તો બળજબરી વગરનાં અને હિંસક ક્રિયાથી વેગળાં હોય છે, અને એ એક બે ટકા પરિસ્થિતિને પણ કાબૂમાં આણી સદાયે અહિંસક ક્રિયાનો જ ઉપયોગ કરવો એ જરાયે અસંભવિત ન હોવું જોઈએ. હા, જો પ્રયત્ન જ ન

કરવામાં આવે તો આપણું જીવન જંગલી જાનવરો કરતાંયે નપાવટ બની જાય ખરું.

ચંપારણમાં ગાંધીજીએ કહેલું કે હું નીલવરોનું ભૂરું નથી ઇચ્છતો; પણ સાથે સાથે જ એમને હાથે ખેડૂતો ઉપર જે અત્યાચાર, જોર-જુલમ અને અન્યાય ગુજારવામાં આવે છે એ બંધ કરાવીશ અને બંનેનો મિત્ર બની રહીશ. અને બન્યું પણ લગભગ એમ જ. કારણ બધું કામ પતી ગયા પછી એ જ નીલવરોએ ગાંધીજીને નિશાળો ઉઘાડવામાં તથા ખેડૂતોની ઉન્નતિનાં બીજાં કામોમાં મદદ કરવાનું વચન આપેલું. થોડીક મદદ મળી પણ ખરી. પરંતુ ગાંધીજી દેશના બીજા કામમાં ગૂંચવાઈ ગયા એટલે એ કામ આગળ વધી ન શક્યું. કેટલોક વખત સુધી ત્રણ નિશાળો ચાલી પણ થોડા વખતમાં એ બંધ થઈ ગઈ. એક સિવાયની બીજી બે નિશાળોને નીલવરોનો મીઠો અને રૂડો અનુભવ મળેલો.

જો આપણો દેશ અહિંસાના માર્ગને મક્કમતાથી વળગી રહે તો અંગ્રેજ સલ્તનત સાથે પણ આ જ વસ્તુ મોટા પાયા ઉપર થઈ શકે. પરંતુ આજે દુનિયાના પ્રલયકારી યુદ્ધ પછી પણ — જે યુદ્ધે, પશુબળને પરાકાષ્ઠાએ પહોંચાડયું છે અને પુરવાર કરી આપ્યું છે કે જો માણસ-માત્રે જીવતા રહેવું હોય અને સંસ્કૃતિને ટકાવી રાખવી હોય, તો કોઈ ને કોઈ એવો રસ્તો શોધવો જ જોઈશે, જેથી કરીને દર વીસત્રીસ વરસે રાષ્ટ્રોને પોતાના જુવાનિયાઓને વધેરાવવા ન પડે, માતાઓને કેવળ મરાવી નાખવા માટે જ બાળકોને જન્મ આપવો ન પડે અને ધનના ઢગલા કેવળ અગ્નિ વડે ફૂંકી દેવાને સારુ અથવા સમુદ્રના ઉદરમાં સમાવી દેવાને સારુ ઉપજાવવા ન પડે — હું જોઉં છું કે આપણા દેશના મહાસભાવાદીઓ અને કાર્યકર્તાઓ જેમણે અહિંસાને આધારે જ આજ સુધી કામ કર્યું છે ને રાષ્ટ્રીય કામમાં સફળતા મેળવી છે તેમનો એ અહિંસા ઉપરથી વિશ્વાસ ઘટતો જાય છે.

હિંદુમુસ્લિમ ઐક્યની બાબતમાં પણ ઘણા જણ કહી નાખે છે કે કેવળ બળથી જ ઐક્ય સ્થાપી શકાશે, ભાઈચારાથી નહીં — એટલે કે જોરજુલમ વાપરીને એક પક્ષને દબાવી રાખવાની જરૂર છે. કેટલાક મુસલમાનો વિચારે છે કે આજના કરતાં સંખ્યામાં ઘણા ઓછા હતા ત્યારે પણ આપણે લગભગ આખા હિંદુસ્તાન ઉપર સેંકડો વરસ સુધી રાજ ભોગવ્યું છે એટલે આજે પણ એમ કરી શકીશું એવી જ રીતે એવા કેટલાક હિંદુઓ પણ છે જેઓ એમ કહે છે કે આપણી સંખ્યા

મોટી છે; આપણે વિદ્યામાં, ધનમાં અને બળમાં કોઈ રીતે મુસલમાનોથી ઊતરીએ એમ નથી; બલ્કે એમનાથી ચાંડયાતા છીએ, અને જ્યારે હિંદુઓમાં જાગૃત ન હોવાને કારણે થોડા મુસલમાનોએ રાજ કર્યું હતું એ દિવસો ક્યારના વહી ગયા છે. હવે હિંદુ જાતિ જાગ્રત અને સંગઠિત થતી જાય છે. દેશ હિંદુઓનો હતો, બીજા લોકો તો કેવળ લઘુમતીઓ જ છે, એટલે અહીં હિંદુઓની જ સત્તા હોવી જોઈએ — હા, મુસલમાન અને બીજી બધી લઘુમતીઓને પૂરેપૂરો ન્યાય મળવો જોઈએ.

આ બંને પક્ષો પોતાનાં બળ ઉપર જ આધાર રાખે છે. અહિંસાની વાત, જે આ કઠણુ કોયડાને ઉકેલવાનો એકનો એક ઉપાય છે તેને એઓ સાવ ભૂલી જ જાય છે. આઘાત ઉપર પ્રત્યાઘાત એ કુદરતનો સાધારણુ નિયમ છે. હિંસક આઘાતનો પ્રત્યાઘાત હિંસક થાય છે અને અહિંસક આઘાતનો પડઘો અહિંસક પડે છે. એટલા માટે આ હિંદુમુસ્લિમ કોયડો ઉકેલવા માટે જો આપણે હિંસક ભાવનાથી કામ લેવા માંડીએ અને હિંસા કરવા લાગી જઈએ તો કોયડો ઊકલવાને બદલે વધુ ને વધુ ગૂંચવાતો જ જશે. આથી, આપણું કામ આદ્યંત અહિંસક હોવું જોઈએ. એમાં ન ક્રોધ હોવો જોઈએ, ન બળાત્કાર હોવો જોઈએ; ન ડર હોવો જોઈએ, ન કાયરતા હોવી જોઈએ. હોવાં જોઈએ કેવળ સત્ય ને ન્યાયની ઉપર ભરોસો અને નિષ્ઠા તથા સાચી અહિંસક ક્રિયાનો પ્રયોગ. એવું બને કે આવી જાતની અહિંસક ક્રિયાનું ફળ બધી જગ્યાએ જલદી જોવામાં ન આવે; પણ જો આપણી ક્રિયા આત્મલાઘવ (આપણે નબળા છીએ એવી ભાવના), ડરપોકપણું અને કાયરતા પર અવલંબેલી નહીં પણ આત્મશ્રદ્ધા, સાચ અને બહાદુરી પર અવલંબેલી હશે તો એની જીત ચોક્કસ છે.

હિંદુમુસ્લિમ પ્રશ્ન અંગે હું અહિંસા બાબત ઘણું લખી ગયો. આ વિવેચન ક્યાંક ને ક્યાંક આવવાનું જ હતું. અહીં એ આવી ગયું એ સારું જ થયું.

## ૨૯

# છપરાનું ભયંકર પૂર

એ વરસે છપરા જિલ્લામા આસો મહિને એક દિવસ ખૂબ વરસાદ પડ્યો ચોવીસ કલાકમા લગભગ છત્રીસ ઇંચ વરસાદ થયો. એને પરિણામે આખો જિલ્લો જળબંબોળ થઈ ગયો અને ભયંકર પૂર આવ્યુ મારા મોટાભાઈ લોકસેવાના કામો સદા કરતા રહેતા આ પ્રસગે પણ એમણે લોકોને મદદ કરવા માટે ભારે પરિશ્રમ ઉઠાવ્યો

છપરા શહેરના લોકોને આ પૂરને લીધે ઘણી વિટબણા ભોગવવી પડી પણ એની સાથે સાથે એક બીજી વાત જોવામા આવી એનો અહીં ઉલ્લેખ કરવો અયોગ્ય નહી ગણાય. સ્થાનિક અમલદારોએ લોકોની મુસીબતોને વિષે અતિશય બેપરવાઈ અને ઉદાસીનતા બતાવી, એથી લોકોમા ભારે રોષ ફેલાયો છાપાઓમા ખબર આવી કે જ્યારે પાણી ચડતું જવાથી લોકો ત્રાહિ ત્રાહિ કરી રહ્યા હતા ત્યારે કેટલાક અમલદારો હોડીઓમા બેસી વિહાર કરી રમતા હતા. ગભરાયેલા અને ડૂબતા માણસોને, અરે, સ્ત્રીઓ અને બાળકોને બચાવવામાયે એ અમલદારોમાના ઘણા ખરાએ કશી જ મદદ ન આપી, બલ્કે ત્યાના અગ્રેજ જજ અને બગાળી સમજજે મદદ કરી, પણ કલેક્ટર અને પોલીસોના અમલદારો તથા ડેપ્યુટી મૅજિસ્ટ્રેટ જરા પણ હાલ્યા કે ચાલ્યા નહીં આ માટે છપરામા જાહેરસભા ભરાઈ અને એમા છડેચોક એમને વખોડી કાઢવામા આવ્યા અને મદદ કરનારાઓના, ખાસ કરીને બાબુ મહેન્દ્રપ્રસાદ અને કોગ્રેસી કાર્યકર્તાઓના ખૂબ વખાણ કરવામા આવ્યા તથા એમનો આભાર માનવામા આવ્યો

ગામડાની સ્થિતિ પણ આવી જ હતી એક સ્થળે એક રમૂજની વાત બની છપરા જિલ્લામા મશરકથી જે રેલવે લાઈન આવે છે એ રેલવે લાઈન તોડી નાખવા માટે લોકોએ કલેક્ટરને ઘણુ કહ્યુ પણ એણે એ કાને ન ધરી પાછળથી એ લાઈન તૂટી ગઈ અથવા, મે પાછળથી સાભળ્યુ તે પ્રમાણે કોઈએ એને સહેજ ખોદી નાખેલી એટલે પાણીના જોરથી વધારે ખોદાઈને ત્યા એક ખૂબ લાબી પહોળી ખાઈ બની ગઈ આ જ બાબતમા બીજા બે બનાવો જણાવવા જેવા છે ગીવાનની પશ્ચિમે એક જગ્યાએ પુષ્કળ પાણી ભેગુ થઈ ગયુ હતું ગામલોકો રેલવે લાઈન તોડવા માગતા હતા, પણ ત્યા

હથિયારબંધ પોલીસનો પહેરો હતો. પહેલાં એમની હિંમત ન ચાલી. તેઓએ મુશ્કેલી સહન કરી લીધી, પણ જ્યારે એ અસહ્ય થઈ ગઈ ત્યારે એક ગામના બેચાર માણસ ખભે કોદાળો લઈને પાણીમાં તરતા તરતા. રેલવે લાઈન તરફ ગયા. પોલીસવાળાઓએ એમને જોયા અને ધમકાવ્યા. એમણે જવાબ વાળ્યો: “અમે પાણીમાં ડૂબીને મરી રહ્યા છીએ, અને તમે લોકો લાઈન તોડવા નથી દેતા. અત્યાર સુધી અમે સહ્યું, હવે વધારે સહ્યું જાય એમ નથી બન્ને સ્થિતિમાં મરવાનું તો છે જ, ડૂબીને મરીએ કે ગોળી ખાઈને મરીએ. અમે નક્કી કર્યું છે કે ગોળી ખાઈને મરવું એ સારું છે. એટલે અમે લાઈન તોડીશું. તમે ગોળી મારો.”

એટલું કહીને તેઓ લાઈન તોડવા લાગ્યા. ગોળી ચલાવવાની પોલીસની હિંમત ન ચાલી. લાઈન તૂટી, પાણી વહેવા લાગ્યું અને કેટલાંયે ગામડાં બચી ગયાં. સાંભળ્યું છે કે પોલીસે એવો રિપોર્ટ કર્યો કે લાઈન પાણીથી ધોવાઈ ગઈ છે, કોઈએ તોડી નથી. ત્યાં હવે એક મોટો પુલ બાંધ્યો છે. ત્યારથી હવે પાણીના ભરાવાથી લાઈનની ઉત્તર તરફનાં ગામડાંમાં પૂર આવતું નથી.

બીજો બનાવ દરોલી થાણાના એક ગામડાનો છે. ત્યાં જિલ્લા બોર્ડની સડક ઊંચી હોવાથી રેલની સડકની પેઠે એ પણ પાણીને રોકી રાખતી. ગામલોકોએ થાણામાં જઈ દારોગાને (ફોજદારને) કહ્યું કે સડક તોડાવી નાખો તો ઘણાં ગામડાં બચી જશે. એ વખતે ગામેગામ કોંગ્રેસ કમિટીઓ સ્થપાઈ હતી. આખા થાણાનાં બધા ગામડાંની મળીને એક થાણા કમિટી પણ બની હતી. થાણા કમિટીના મુખ્ય કાર્યકર્તાઓ — પછી તે થાણા કમિટીના પ્રમુખ હોય કે મંત્રી — ‘સ્વરાજ દારોગા’ (સ્વરાજ ફોજદાર) કહેવાતા હતા. કોણ જાણે શાથી, લોકોએ એ નામ પાડેલું; પણ એ ઘણી જગ્યાએ પ્રચલિત થઈ ગયું હતું. સરકારી દારોગાએ વિનોદમાં કહ્યું, ‘મારી પાસે શા માટે આવ્યા છો? સ્વરાજ દારોગા પાસે કેમ નથી જતા?’ છપરામાં પણ કોઈક મોટા અમલદારે એવું જ કહેલું કે, ‘મારી પાસે કેમ આવો છો? ગાંધીની પાસે જાઓ.’ છપરાવાળાઓએ પણ ગાંધી— એટલે, કે મહાસભાવાદીઓની મદદ મેળવી હતી. દરોલીના ગામલોકો પણ થાણા મંત્રીની પાસે પહોંચ્યા, અને દારોગા સાથે થયેલી વાત કહી સંભળાવી. એમણે એમની વાત સાંભળીને જવાબ આપ્યો, ‘સારું ત્યારે, ફોજદારે એમ કહ્યું છે અને મારી પાસે તમને મોકલ્યા છે તો હું કહું છું કે તમને જ્યાં જરૂરનું લાગે ત્યાં સડક તોડી નાખો, જેથી કરીને પાણી વહી જાય; પણ એટલું ધ્યાનમાં રાખજો

કે જરૂર વિના સડક બગાડતા નહીં.' લોકોએ એ પ્રમાણે કર્યું. સડક તોડીને પાણી વહેવરાવી દીધુ.

હું પણ રાહતના કામમાં લાગી ગયો. હું જ્યારે પહોંચ્યો ત્યારે છપરા શહેરમાંથી પાણી ઊતરી ગયું હતું. ફળપીઠમાંની વખારોનું જે અનાજ પાણીમાં પલળી જવાથી સડી ગયું હતું એની દુર્ગંધને લીધે એ મહોલ્લાઓમા થઈને નીકળવું મુશ્કેલ થઈ પડયું હતું. મેં પૈસા ઉઘરાવવામા તથા બીજી જાતની રાહતના કામમાં થોડો ભાગ લીધો. એ કામ શરૂ તો પહેલાંથી થઈ ગયેલું. ૧૯૧૪ના પૂર વખતે હું કલકત્તા હતો ત્યારથી જ મે વ્યવસ્થિત રૂપે આવી રાહત આપવાની શરૂઆત કરેલી. ગાંધીજી સાથેના સંબંધને લીધે આ પ્રવૃત્તિ પહેલાં કરતાં વધારે પાકે પાયે જામી ગઈ હતી. જ્યારે જ્યારે મારા પ્રાંતમાં કોઈ પણ જગ્યાએ પૂર આવ્યુ, ત્યારે ત્યારે કંઈક ને કંઈક મદદના પહોંચાડવા ને રાહતની ગોઠવણ કરવાનો હું પ્રયત્ન કરતો. ૧૯૨૩મા શાહાબાદમા પૂર આવેલું. એ વખતે હું ઝંડા સત્યાગ્રહના કામને અંગે નાગપુર ગયો હતો. ખબર મળ્યા કે તરત હું ત્યાંથી આવતો રહ્યો હતો દરભંગા જિલ્લાના મધુબની સબડિવિઝનમા પણ આવુ ભયકર પૂર આવેલુ ત્યા પણ રાહત માટે મારે જવુ પડેલું. આ બધી જગ્યાઓમા ભારે મુશ્કેલીઓનો સામનો પણ કરવો પડયો હતો. આરામા હું ઘણી જ મુશ્કેલીથી જઈ શકયો હતો, કારણ કે કોઇલવર અને આરા વચ્ચેની રેલવે લાઈન, જે ઘણી જ ઊંચી બાંધવામાં આવેલી છે તે સાવ ધોવાઈ ગઈ હતી એના બધની અંદર ઠેકઠેકાણે દોઢસોથી બસો ફૂટ પહોળી ખાઈઓ પડી ગઈ હતી. બધની નીચેનો રસ્તો તો સાવ ડૂબી ગયેલો હતો. રેલના પાટાની હેઠળનો બંધ ધોવાઈ ગયો હતો પણ ઉપરના લોઢાના પાટા અને જેના ઉપર પાટા જડવામાં આવે છે તે લાકડાના સલેપાટ ક્યાક ક્યાક લટકતા હતા. કેટલીક જગ્યાએ નીચેના પાણીનું વહેણ બહુ તાણવાળું હતુ તો કેટલીક જગાએ કુંડ બની ગયા હતા અને એમાં પાણી ઘણુ જ ઊંડુ હતુ. એ ખાઈઓને ઓળંગવાનો એક જ ઉપાય હતો: ગમે તેમ કરીને એ પાટાઓ ઉપર ચાલીને કે લટકતા લટકતા જઈને. મારી સાથે પ્રોફેસર અબદુલ બારી હતા. અમે બને આ પાટાઓ ઉપર કયાંક લાબા થઈને ચોપગાની જેમ અને કયાક એને હાથથી પકડીને વાંદરાની જેમ લટકતા લટકતા ખાઈઓ ઓળંગીને આગ પહોંચ્યા, અને રાહતકામની વ્યવસ્થા કરી. આવા પ્રસંગોએ રૂપિયાની ખોટ નહોતી રહેતી. અપીલ કરવાથી લોકો પૈસા મોકલી આપતા હતા. ખાસ કરીને ગાંધીજીના સંબંધને લીધે ગુજરાતી ભાઈઓની કૃપા રહેતી હતી. મુંબઈ અને

ગુજરાતથી પૈસા આવી પહોંચતા હતા. શેઠ જમનાલાલજી પણ હમેશાં ખ્યાલ રાખતા હતા. મોટે ભાગે બધી જગ્યાએએ હોડીમાં બેસીને દૂર દૂર સુધી જવું પડતું હતું; કારણ કે બીજું કોઈ જાતનું વાહન ત્યાં પહોંચી શકતું ન હતું. મધુબની ઇલાકામાં એક જગ્યાએ કમલા નદી હોડીમાં બેસીને ઓળંગવી પડેલી. વચ્ચે પાણીની તાણ ખૂબ હતી. માંડમાંડ હોડી સામે પાર પહોંચી શકેલી.

છપરામાં, શાહાબાદમાં કે દરભંગામાં, બધી જગ્યાએ હમેશાં એક જ જાતનું દૃશ્ય જોવા મળતું હતું. ગામડાંનાં ઘર મોટેભાગે માટીનાં જ હોય, તે બેસી ગયેલાં નજરે પડે. ઘરોમાં જે કંઈ અનાજ હોય તે બધું જ સડી રહેલું જણાય. ઢોરઢાંખર તણાઈને મરી ગયેલાં, અને લોકો ભૂખથી તરફડતા દેખાય. ગામનાં કૂતરાં ભૂખની પીડાથી ભસતાં હોય! ઢોર પણ ભૂખ્યાં ને ભૂખ્યાં મૂંગાં ઊભાં હોય! પૂર ઊતરી જાય એટલે રોગચાળો, ખાસ કરીને મલેરિયા ફાટી નીકળે! થોડાક દિવસ પછી રવી (શિયાળુ) પાક વાવવા બિયારાની અછત અને ચોતરફથી એની માગણી! મને યાદ છે કે છપરામાં પૂર આવી ગયા પછી જ્યારે મલેરિયા ફાટી નીકળ્યો ત્યારે અમે છપરાના દાક્તરોને ભેગા કર્યા. બધાએ મળીને એક ઓસડ તૈયાર કર્યું. એમાં મલેરિયા ઉપરાંત પેટ સાફ કરવાની અને સાધારણ ઉધરસની પણ દવા હતી. એ જ દવા અમે ઘણા મોટા જથામાં તૈયાર કરાવી અને શીશીઓમાં ભરીભરીને આખા જિલ્લામાં વહેંચાવી. એનું પરિણામ બહુ સારું આવ્યું. દાક્તર વિના જ અમે અમારા કોંગ્રેસી કાર્યકર્તાઓને હાથે એ દવા વહેંચાવી અને ઘણા રોગીઓને સાજા કર્યા. સરવાળે એ ઓસડ બહુ જ સફળ નીવડયું. ત્યાર પછી જ્યાં જ્યાં મલેરિયા ફેલાતો ત્યાં ત્યાં એ ઓસડ અમે ઘણા વખત સુધી વાપર્યું.

ગંગાના બાહામાં આવેલા શાહાબાદમાં પૂરનો અત્યંત ત્રાસ હતો. ત્યાં એકલો રવી પાક થાય છે. ત્યાં બિયારાની ખૂબ જ જરૂર હતી. મને યાદ છે કે અઠવાડિયાંનાં અઠવાડિયાંઓ લગી હું ગામડાંઓમાં ફર્યો અને બિયારાના રૂપિયા વહેંચ્યા. કાર્યકર્તાઓ જેમને બિયારું જોઈતું હોય તેમના નામની યાદી પહેલેથી બનાવી રાખતા. એક દિવસ અમે બે ત્રણ જણા રૂપિયા લઈને એ ગામમાં જતા. બધા લોકો ત્યાં પહેલેથી જ ભેગા થયા હોય. અમે જાહેરસભામાં આખી યાદીની તપાસ કરીને પછી રૂપિયા વહેંચી આપતા. આરામાં આવેલા પૂરની પણ છપરામાં અસર થઈ હતી. કારણ ગંગામાં પણ પૂર આવેલું હોવાથી સોણનું પાણી ગંગામાં ઠલવાઈ શકે એમ ન હતું. પરિણામે સંગમ પાસે ગાઉના ગાઉ સુધી બંને નદીનું

પાણી એકઠું થઈ ગયું અને ગંગાની પેલી પાર પણ સ્થિતિ ભયંકર થઈ ગઈ. એટલે ત્યાંયે રાહતની વ્યવસ્થા કરવામાં આવી. એકઠા થયેલા રૂપિયામાંનો થોડો ભાગ છપરામાં પણ ખરચાયો. પરંતુ હું આરામાં રોકાયેલો હતો એટલે જાતે ત્યાં જઈને કામ ન કરી શક્યો. ત્યાંના સ્થાનિક લોકોએ જ એ કામ સંભાળી લીધું. એમાં મારા ભાઈ મુખ્ય હતા.

ઉપર કહેવાઈ ગયું કે રેલવે લાઈનોને કારણે પૂરોની ભયાનકતા વધી જાય છે. મારા પ્રાંતમાં છેલ્લાં ત્રીસ વરસની અંદર જેટલાં જેટલાં મોટાં અને ભયાનક પૂર આવ્યાં છે એ બધાંનો મને ઠીક ઠીક અનુભવ છે. મને એ ખાતરી થઈ ગઈ છે કે આ પૂરોનું મુખ્ય કારણ રેલવે લાઈનની, જિલ્લાબોર્ડની અને બીજી ઊંચી સડકો છે. જો આમાં ઠેકઠેકાણે, પૂરતા પ્રમાણમાં અને લાંબા લાંબા પુલો બનાવવામાં આવ્યા હોત તો આવી હાલત ન થાત. લાઈનની એક તરફ સાતઆઠ ફૂટ ઊંચું પાણી હોય અને બીજી તરફ માંડ એક બે ફૂટ જેટલું હોય એવું મેં મારી નજરે જોયું છે. પાણીને જવાની જગા મળે અને એ દૂર સુધી પથરાઈ જાય તો કુદરતી રીતે જ એની ઊંડાઈ ઘટી જાય છે અને તાણ પણ ઓછું થઈ જાય છે. પણ જ્યારે એ જ પાણીને સાંકડી જગામાંથી પસાર થવું પડે છે અને એ પોતાની આડે આવેલા બંધને તોડીને જઈ શકતું નથી ત્યારે કુદરતી રીતે એ ખૂબ ભેળું થઈ જાય છે તથા જ્યાંથી નીકળી શકે ત્યાં એનું જોર ઘણું જ વધી જાય છે. એટલે આ એક બહુ જ મહત્ત્વનો સવાલ હોઈ એના પર સરકારે ધ્યાન આપવું જોઈએ. પણ અહીં તો રેલવે કંપનીઓના નફા ઉપર જ વધારે ધ્યાન આપવામાં આવે છે. તેમને પુલ બનાવવાની ફરજ પાડવામાં નથી આવતી, લાઈન તોડવાની વાત તો બાજુએ રહી કેટલીયે વાર પૂરને લીધે લોકોને બહુ વસમાં સંકટ વેઠવાં પડ્યાં છે. ઈસ્ટ ઈન્ડિયન રેલવેએ તો શાહાબાદના મોટા પૂર પછી કોઈલવર અને આરાની વચ્ચે ઘણા નવા પુલ બંધાવી દીધા અને એ રીતે ત્યાંના લોકોનો ડર મોટેભાગે દૂર થઈ ગયો. સરકાર તરફથી અત્યારે જે સડક તૈયાર થઈ છે તેમાં પણ એવી જ રીતે પાણી વહેવાને માટે ઘણા પુલ અને ગરનાળાં બનાવવામાં આવ્યા છે. પણ બી એન. ડબલ્યુ. રેલવેએ (જે હવે ઓ. ટી. રેલવે કહેવાય છે) આ બાબતમાં ભારે કંજૂસાઈ બતાવી છે. જોકે હવે ત્યાં કેટલીક જગ્યાએ પુલ બન્યા છે પણ હજુ પૂલની જરૂરવાળાં ઘણાં સ્થળ છે. એણે જે પુલ બંધાવ્યા છે તે પ્રજાનું દુઃખ દૂર કરવાના ઉદ્દેશથી નહીં, પણ પોતાનો નફો ખાટવાના ઉદ્દેશથી બંધાવ્યા છે; કારણ કે કેવળ પ્રજાના દુઃખનો સવાલ હતો ત્યાં સુધી એણે જરાયે વાત સાંભળી નહોતી, પણ

જ્યારે કુદરતે મહિનાઓ સુધી ગાડીઓ બંધ પડે એવી રીતે લાઇનને તોડી નાખી ત્યારે લાચાર થઈને એણે પુલ બનાવરાવ્યા. હવે એ લાઇન સરકારની થઈ ગઈ છે, ત્યારે ઉમેદ રાખી શકાય કે કદાચ આ વાત ઉપર વધારે ધ્યાન અપાશે. મેં સાંભળ્યું છે કે સરકારી અમલદારો પણ કહેતા કે આ લાઇનના માલિકો બહુ જબરા છે, એમની વાત જ નથી ગણકારતા. જિલ્લાબોર્ડ અને પી. ડબલ્યુ. ડી.એ પણ આ વાત ઉપર ધ્યાન આપવાની જરૂર છે.

જોકે આ બધા બનાવો અનેક વરસોમાં બન્યા છે છતાં મેં એનું અહીં એક જ સ્થળે વર્ણન કર્યું છે.

## ૪૦

## સત્યાગ્રહની તૈયારી

દેશમાં એક તરફ અસહકારની ચળવળ જોરમાં ચાલી રહી હતી અને બીજી તરફ સરકાર અને એના આશ્રિતો યુવરાજના સ્વાગતની તૈયારીમાં પડ્યા હતા. આ વેળા અથડામણ થયા વિના નહીં રહે એમ લાગતું હતું.

ઓક્ટોબરની શરૂઆતમાં મુંબઈમાં કોંગ્રેસ કારોબારીની બેઠક મળી. એ બેઠકમાં નક્કી કરવામાં આવ્યું કે નવેમ્બરની શરૂઆતમાં મહાસમિતિની બેઠક દિલ્હીમાં ભરવી ખાસ કરીને, સત્યાગ્રહ શરૂ કરવા સંબંધી વિચાર કરવા માટે આ બેઠક મળવાની હતી. કોંગ્રેસના પ્રમુખ શ્રી વિજયરાઘવાચારી અને મંત્રી પંડિત મોતીલાલ નેહરુ વચ્ચે કંઈક મતભેદ પડ્યો. પ્રમુખે જાહેર કર્યું કે દિલ્હીમાં મળનારી બેઠક નહીં મળે. મંત્રીએ જાહેર કર્યું કે કારોબારીના ઠરાવને રદ કરવાનો પ્રમુખને હક નથી; અને વળી, મહત્ત્વપૂર્ણ વિષય ઉપર વિચાર કરવાને માટે બેઠક મળવાની છે એટલે એને મુલતવી રાખી શકાય જ નહીં. મહાત્માજી પણ પંડિતજી સાથે સહમત હતા. છેવટે દિલ્હીમાં બેઠક થઈ. શ્રી વિજયરાઘવાચારી ન આવ્યા. એમની ગેરહાજરીમાં લાલા લાજપતરાયે પ્રમુખસ્થાન લીધું. હું છપરામાં માંદો પડ્યો હતો એટલે એમાં ન જઈ શક્યો.

મુંબઈમાં એકઠા થયેલા લોકોએ એક રીતે, ફતવા સંબંધી ફરમાન કાઢીને વ્યક્તિગત સત્યાગ્રહ તો કરી જ દીધો હતો. ઉપર કહેવાઈ ગયું છે તેમ, ઘણી જગ્યાએ મોટી મોટી સભાઓમાં એ ફતવાનું પુનર્વાચન

થયેલું. કારોબારીએ એ પણ નક્કી કર્યું હતું કે વિલાયતી કાપડના બહિષ્કારમાં અને ખાદીના પ્રચાર કરવામાં જ્યાં જ્યાં સરકારની તરફથી અડચણ ઊભી કરવામાં આવે ત્યાં ત્યાં કૉંગ્રેસી કાર્યકર્તાઓ, — જો તેઓ કાંતતા હોય અને ખાદી પહેરતા હોય તો — પોતાના પ્રાંતની પ્રાંતિક સમિતિની રજા મેળવીને સરકારી હુકમનો ભંગ કરી શકે. દિલ્હીમાં મળેલી મહાસમિતિએ ઠરાવ્યું કે પ્રાંતિક સમિતિઓ પોતપોતાના પ્રાંતમાં જ્યાં અને જેને પરવાનગી આપવાનું તેને ઉચિત જણાય, ત્યાં અને તેને સત્યાગ્રહ — નાકરની લડત સુધ્ધાં — કરવાની પરવાનગી આપી શકે. કોઈ વ્યક્તિએ આ પરવાનગી મેળવવી હોય તો તેને માટેની શરત એ હતી કે તેણે અસહકારમાં આવતી તમામ બાબતો પૂરી કરવી જોઈએ; એટલે કે એણે ખાદી પહેરવી જોઈએ, હિંદુમુસ્લિમ ઐક્યમાં માનવું જોઈએ, આભડછેટ છોડી દેવી જોઈએ, વગેરે. એ જ પ્રમાણે કોઈ પણ ઇલાકાને પરવાનગી મળવા માટેની શરત એ હતી કે — એ ઇલાકામાં ત્યાંના લોકોએ વિલાયતી કાપડનો પૂરો બહિષ્કાર કરવો, સ્વદેશી કપડાં અને ખાદી જ પહેરવા, આભડછેટ કાઢી નાખવી, રાષ્ટ્રીય કેળવણીનો પ્રચાર કરવો, વગેરે. આ શરતોમાંની કોઈ શરતને ઢીલી મૂકવાની સત્તા કારોબારીને આપવામાં આવી. એમ જાહેર કરવામાં આવ્યું કે સત્યાગ્રહીના કુટુંબના ભરણપોષણનો ભાર કૉંગ્રેસની ઉપર રાખવાનો નથી. અને એકેએક જણને માટે અહિંસામાં શ્રદ્ધા હોવી ફરજિયાત છે. તથા સત્યાગ્રહ કરવા જતાં હુલ્લડ કે બળવો નહીં થાય એની પાકી વ્યવસ્થા ન કરી લેવામાં આવે ત્યાં સુધી સત્યાગ્રહ માટે રજા આપવામાં નહીં આવે. આવી રીતે પ્રાંતિક સમિતિઓને સત્યાગ્રહ કરવાનો હક તો મળ્યો; પણ સત્યાગ્રહની શરતો એટલી બધી આકરી હતી કે એ પૂરી કરવાનું કોઈ પણ વ્યક્તિ કે ઇલાકાને માટે ઘણું જ અઘરું હતું. વળી એવી પણ સમજ હતી કે સત્યાગ્રહ શરૂ કરવામાં ઉતાવળ નથી કરવાની, અને જોકે બધા જ પ્રાંતો તૈયારીમાં લાગી જશે તોપણ તેઓ ગુજરાતની રાહ જોશે. ગુજરાતમાં સત્યાગ્રહની ભારે તૈયારીઓ ચાલી રહી હતી. આ મુજબ બિહારમાં પણ તૈયારીઓ ચાલતી હતી. છપરા જિલ્લાના લોકોની ઇચ્છા હતી કે વસન્તપુર થાણાને સત્યાગ્રહ કરવાની રજા મળવી જોઈએ. ખાદીપ્રચાર તથા બીજા ઉપાયો મારફતે લોકોની તૈયારી બતાવવામાં આવતી હતી. પ્રાંતિક કોંગ્રેસ કમિટીએ મૌલવી મહમદ શફી સાહેબની આગેવાની હેઠળ કેટલાક લોકોને ત્યાં તપાસ કરવાને પણ મોકલ્યા. એમણે એ ઇલાકાને તૈયાર જોયો.

આ બધી વાતો ચાલી રહી હતી એટલામાં નવેમ્બર મહિનાની અધવચમાં યુવરાજ મુંબઈ આવી પહોચ્યા. સરકાર તરફથી એમના સ્વાગતની તૈયારી હતી અને પ્રજા તરફથી બહિષ્કારની. હિંદુ અને મુસલમાન એકમત હતા. તેઓ એકઠા થઈને બહિષ્કારના કામમાં પડયા હતા. પણ થોડાક પારસીઓએ સ્વાગત કરવામા ભાગ લીધો. બહિષ્કાર ખૂબ સફળ થયો. પણ જ્યારે કેટલાક પારસીઓ સ્વાગત સમારંભમાંથી પાછા વળ્યા ત્યારે રસ્તામા કોંગ્રેસીઓ સાથે એમને ઝઘડો થયો. કોંગ્રેસીઓમાં મોટો ભાગ મુસલમાનોનો હતો. ભારે હુલ્લડ શરૂ થયુ. શરૂ તો કર્યું હિંદુ મુસલમાનોએ, પણ પાછળથી પારસીઓએ અને ખ્રિસ્તીઓએ એ ચાલુ રાખ્યુ નસીબ જોગે ગાંધીજી એ દિવસોમાં મુંબઈમાં જ હતા. એમણે પહેલાં શ્રીમતી સરોજિની નાયડુ, શેઠ ઉમર સોબાની, શેઠ છોટાણી અને શંકરલાલ બેંકર વગેરેને હુલ્લડ શાંત કરવાને મોકલ્યા. પછી પોતે જ્યાં મારામારી ચાલતી હતી ત્યાં પહોંચી ગયા. થોડા દિવસ પછી માંડમાંડ હુલ્લડ શાંત થયું. એને માટે ગાંધીજીને ઉપવાસ પણ કરવા પડયા હતા. આ રમખાણમાં આશરે પચાસ સાઠ માણસો મરાયા અને ત્રણસોથી વધારે ઘાયલ થયા. મરનારાઓમાં અને ઘાયલ થનારાઓમાં પોણા ભાગથી વધારે કોંગ્રેસી હતા. ગાંધીજીના દિલ ઉપર આ રમખાણની અસર થઈ. મુંબઈમા કારોબારી સમિતિની બેઠક મળી. ત્યાં એમણે એ વાત પર ભાર મૂકયો કે બધી જ જગ્યાઓએ સત્યાગ્રહ કરવો એ જોખમભર્યું થઈ પડશે; કારણ કે હજુ સુધી લોકો અહિંસક લડાઈની રીત અને એની નીતિ પૂરેપૂરી સમજ્યા નથી એટલે કારોબારીએ નક્કી કર્યું અને પ્રાંતિક સમિતિઓને આદેશ આપ્યો કે શાંતિ જાળવવા માટે લોકોનાં ટોળાને સંભાળવા સારુ સંગઠિત સેવકોની જરૂર છે, એટલા માટે બધી સમિતિઓ સ્વયંસેવક દળ ઊભાં કરે. જેઓ મન, વચન અને કર્મથી અહિંસક રહેવાના અને કોંગ્રેસની શિસ્તને માનવાના સોગન લેશે તેઓ જ સ્વયંસેવક થઈ શકશે. એમ ધારેલું કે જો આવાં સંગઠિત સ્વયંસેવક દળો તૈયાર હશે તો મુંબઈ જેવા અકસ્માતો નહીં થાય. ગાંધીજીના મુંબઈના ઉપવાસનું ફળ કેવળ રમખાણ શાંત થવા પૂરતુ જ આવ્યુ એમ નહીં. પણ ત્યાંની બધી જાતિના લોકોએ એકબીજા સાથે સંપ વધારવાની એક રીતે પ્રતિજ્ઞા પણ લીધી. આ રીતે આખા દેશમાં શાંતિના વલણની ભાવના ફેલાઈ.

શ્રીમતી એની બેસંટ શરૂઆતથી જ અસહકારની ચળવળનો બહુ સખત વિરોધ કરતાં હતાં. એમણે એક વાર એટલે લગી લખી નાખ્યુ હતુ કે, ગાંધીજી અંધકારની શક્તિઓના પ્રતિનિધિ છે (રિપ્રિઝન્ટેટિવ્સ ધિ

ફોર્સિસ ઓફ ડાર્કનેસ)! મુંબઈના રમખાણ પછી એમણે બહુ કડક લેખો લખ્યા. એકાદ હુલ્લડને અંગે તો એમણે એટલે સુધી લખી નાખ્યું હતું કે ઈંટપથરાઓનો જવાબ સરકાર ગોળીઓ વડે જ આપી શકે. કારોબારી મળવાની હતી એ વખતે પણ કંઈક એવી જ જાતનો એમનો એક લેખ પ્રસિદ્ધ થયેલો. મને યાદ છે કે દેશબંધુ દાસ છાપાનો એ અંક પોતાની સાથે લેતા આવેલા. મહાત્માજીને એમણે કહ્યું, અમે આશા રાખીએ છીએ કે યંગ ઇન્ડિયાના આવતા અંકમાં આનો સણસણતો જવાબ અમને વાંચવા મળશે. ગાંધીજીએ જવાબ આપ્યો, તમે એવી આશા ન રાખશો. મે જોયું છે કે ગાંધીજી આવી હુસાતુસીમાં ઊતરતા જ નથી. ઘણેભાગે એ આવી જાતના લેખો વાંચતા પણ નથી. એટલે એમના લેખોમાં કડવાશ નથી આવતી. આકરામાં આકરી વાત પણ તેઓ જોરદાર, પણ સંયમભરી વાણીમાં કહી દે છે. એમના સંપર્કની જ એ કૃપા છે કે હું પણ ઝઘડાથી આઘા રહેવાના મારા મૂળ સ્વભાવને વધારે કેળવીને પાકો કરી શક્યો છું — મારા લેખો અને ભાષણોમાં કડવાશ ન આવવા દેવાનો બનતો પ્રયત્ન કરું છું.

## ૪૧

## પકડાપકડી અને સમાધાનીનો પ્રયત્ન

યુવરાજ મુંબઈમાં ઊતર્યા તે વખતના બનાવોને લીધે આખો દેશ ખળભળી ઊઠ્યો. સરકારે પણ દમનનીતિથી કામ લેવાનું નક્કી કર્યું. એટલે હવે ઠેરઠેર પકડાપકડી શરૂ થઈ. થોડા જ દિવસમાં એટલે કે ડિસેમ્બરમાં તો લગભગ બધી જગ્યાએ એક સાથે ઘણા કોંગ્રેસીઓની, ખાસ કરીને મોટા મોટા નેતાઓની ધરપકડ શરૂ થઈ ગઈ. આ પકડાપકડીનું ખાસ કારણ સરકારે સ્વયંસેવક દળોને ગેરકાયદેસર ઠરાવ્યાં એ બન્યું.

૧૯૦૮માં બે કાયદાઓ થયા હતા. એ વખતે ઘણી જગ્યાએ, મોટે ભાગે બંગાળમાં ક્રાન્તિકારી મંડળો કામ કરી રહ્યાં હતાં. એમના વિષે સરકાર કહ્યા કરતી કે તેઓ બોમ્બ બનાવે છે, સરકારી અમલદારોનાં બોમ્બ અને ગોળીથી ખૂન કરે છે, વગેરે. એ લોકોને દબાવી દેવા માટે 'ક્રિમિનલ લૉ એમેંડમેંટ ઍક્ટ' પસાર થયો હતો. બીજો એક કાયદો 'સિડિશ્યસ મીટિંગ્ઝ ઍક્ટ' રાજદ્રોહી સભાઓને અંકુશમાં રાખવા તથા અટકાવવા માટે બન્યો હતો. બંને કાયદાઓ,

સરકારના કહેવા મુજબ, હિંસક મંડળોની પ્રવૃત્તિને કારણે કરવામાં આવ્યા હતા. આ વખતે જોકે કોંગ્રેસ પૂરી રીતે અહિંસાત્મક સંસ્થા હતી અને એનું સેવાદળ પણ એવું જ અહિંસાત્મક દળ હતું છતાં સરકારે એ જૂના કાયદાઓને બધા જ પ્રાંતોમાં, જ્યાં એ પહેલેથી ચાલુ ન હતા ત્યાં પણ ચાલુ કરી દીધા. એક પછી એક, પંજાબ દિલ્હી, બંગાળ, બિહાર, યુક્ત પ્રાંત વગેરે પ્રાંતોની સરકારોએ પ્રાંતપ્રાંતમાં જુદે જુદે નામે સ્થપાઈ રહેલાં સ્વયંસેવક દળોને ગેરકાયદેસર ઠરાવ્યાં. આ પ્રમાણે ખિલાફત સ્વયંસેવક દળ અને કોંગ્રેસ સ્વયંસેવક દળમાં જોડાવું એ જ ગુનો ગણાયો. સભાઓ ભરવાનું પણ મુશ્કેલ થઈ પડ્યું.

કોંગ્રેસ સમિતિઓએ આ જુલમી કાયદાઓ ન માનવાનો નિર્ણય કર્યો. સ્વયંસેવક દળનું સંગઠન કરવાને માટે તે વધારે જોરથી કામ કરવા લાગી. એટલે, જે કોઈ સ્વયંસેવક દળમાં જોડાતો કે એને સંગઠિત કરવાને પ્રયત્ન કરતો એને પકડી લેવામાં આવતો. દેશની સામે સરકારે એક નવો પ્રશ્ન ઊભો કરી દીધો. હવે, આપણી સામે એ વખતે ખિલાફતની, પંજાબની તથા સ્વરાજ મેળવવાની વાત ન રહી. હવે પ્રશ્ન થઈ પડ્યો કે આપણને આપણા દેશમાં સંગઠન કરવાનો, એકબીજા સાથે હળીમળીને કામ કરવાનોયે હક રહેશે કે નહીં? સરકારે આ અધિકાર પણ કાયદાથી છીનવી લીધો. હવે કોંગ્રેસે સૌથી પહેલાં આ હકોને માટે લડવું જરૂરી થઈ પડ્યું. ગાંધીજીએ કહ્યું હતું કે આ લડતમાં અમે જે સત્યાગ્રહ કરવાનો ઇરાદો રાખેલો તે નથી કરી રહ્યા; અત્યારે તો માત્ર વાણીની સ્વતંત્રતા અને સભાસંમેલનની સ્વતંત્રતા માટે જ અમે લડી રહ્યા છીએ. એ સ્વતંત્રતા અમે કેવળ કોંગ્રેસ સમિતિઓ અને ખિલાફત સમિતિઓ માટે જ નથી માગતા, બધી જ સંસ્થાઓ અને વ્યક્તિઓને માટે માગીએ છીએ. એટલે આ લડત બધાને માટેની અને બધાની તરફથી છે. પણ સરકાર ક્યાં સાંભળે એમ હતી! એણે દબાવી દેવાનું નક્કી કરી દીધું હતું.

અલીભાઈઓ વગેરે કરાંચીના કેસ વખતે પકડાયા હતા અને તેમને સજા થઈ ચૂકી હતી. થોડા દિવસમાં જ દેશબંધુ દાસ, પંડિત મોતીલાલ નેહરુ, પંડિત જવાહરલાલ, લાલા લાજપતરાય, મૌલાના આઝાદ, શ્રી રાજગોપાલાચારી વગેરે અખિલ ભારતીય નેતાઓ પકડાઈ ગયા. બીજા કોંગ્રેસી લોકોને પણ હજારોની સંખ્યામાં પકડી લેવામાં આવ્યા. છતાં જ્યાં જ્યાં યુવરાજ ગયા ત્યાં ત્યાં બહિષ્કાર વધારે ને વધારે સંગઠિત થતો ગયો. એમનો કલકત્તા જવાનો દિવસ પાસે આવી રહ્યો હતો. લૉર્ડ રીડિંગ,

ચિંતાતુર તો હતા જ, એમના લોમેબર હતા મર તેજ બહાદુર સપ્રુ કલકત્તામા યુવરાજનુ સ્વાગત રીતસર થઈ શકે એ માટે ગમે તે રીતે સમાધાન થઈ જાય એવા પ્રયત્નો થવા લાગ્યા. આ પ્રયત્નમા પંડિત મદનમોહન માલવીયજીએ મુખ્ય ભાગ લીધો હતો. કલકત્તા જઈને એમણે ત્યાના ગવર્નર લોર્ડ રોનાલ્ડશેની મુલાકાત લીધી, દેશબંધુ દાસને પણ મળ્યા, જેલ બહાર હતા એવા દેશના કેટલાયે કોંગ્રેસી તથા ખિલાફતના આગેવાનો સાથે પણ વાતચીત કરી. વાઇસરૉય લોર્ડ રીડિંગની પાસે એક ડેપ્યુટેશન લઈ જવાની વાત થઈ. દેશબંધુ દાસ કલકત્તાની જેલમા હતા. એમની સાથે વાતો ચાલવા માડી. વાત પતી જશે એમ જણાવા લાગ્યુ.

બિહારમા પણ પકડાપકડી થવા માડી. પ્રાંતિક સમિતિની બેઠક છપરામા મળી. બેઠક વખતે જ ત્યાની સમિતિની ઑફિસની જડતી લેવાઈ. અમે લોકો જ્યારે જાહેરસભામા ભાગ લેતા હતા, તે વેળાની પોલીસોની તૈયારીઓ પરથી અમને ત્યા જ પકડશે એમ લાગતું હતું. પણ એમ ન બન્યુ. એક જણે સભામા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટની તરફ હાથ લબાવી લબાવીને તુલસીદાસજીની એક ચોપાઈ ઊંચે સાદે ફરી ફરીને સભળાવવા માડી, તોપણ પોલીસે કઈ કર્યુ નહી. ચોપાઈ આ હતી

"गाधि सुवन मन चिंता व्यापी
कब मरिहहिं ये निसिचर पापी ।" *

બેઠક અને સભા પૂરી થયે સૌ પોતપોતાને ઠેકાણે પાછા ફર્યા. જિલ્લાઓમા કોંગ્રેસ સમિતિની જપ્તીઓ લેવાવા લાગી. લોકો પકડાવા લાગ્યા. હું પણ પટના આવ્યો. અમે બધા પકડાવાની રાહ જોઈ રહ્યા હતા. બધા જિલ્લાઓમા અનેક મુખ્ય મુખ્ય કોંગ્રેસીઓ પકડાઈ ગયા. પટનામા મૌલવી ખુરશેદ હસનેન, બાબુ જગતનારાયણલાલ અને કૃષ્ણપ્રકાશ સેન સિંહ પકડાઈ ગયા. બીજી જગ્યાઓએથી મૌલવી મહમદ શફી, બાબુ શ્રી કૃષ્ણ સિંહ, બાબુ વિધ્યેશ્વરીપ્રસાદ વર્મા, બાબુ રામનારાયણ સિંહ વગેરે કેટલાયે કોંગ્રેસી લોકોને જેલભેગા કરી દેવામા આવ્યા. મને પકડવામા ન આવ્યો. હક માટે મે બ્રિજકિશોર બાબુએ અને મે કેટલાયે સાથીઓની જોડે એક નિવેદન છપાવ્યુ, અને એ દ્વારા લોકોને સ્વયસેવક દળમા જોડાવા માટે પ્રોત્સાહન આપ્યુ, સરકારી નીતિને વખોડી કાઢી તથા અમે પોતાને સ્વયસેવક દળના સભ્ય જાહેર કર્યા. છતાયે અમને પકડવામા ન આવ્યા. આવી રીતે બધી જગ્યાએ જિલ્લા મૅજિસ્ટ્રેટો તથા,

* ગાધીસુત એટલે વિશ્વામિત્રના મનમા બહુ ચિંતા થઈ કે આ પાપી રાક્ષસો ક્યારે મરશે. — અનુવાદક

બીજા અમલદારોની પાસે લોકો પોતપોતાની સહીઓ કરીને સ્વયંસેવકના નામવાળી લાંબી લાંબી યાદીઓ મોકલવા લાગ્યા. પટનામાં હું આ બાબત રાહ જોઈ રહ્યો હતો ત્યાં ખબર આવી કે સમાધાનની તૈયારી ચાલે છે.

પકડાપકડી બંધ કરવામાં આવી. લોર્ડ સિંહે બિહારના ગવર્નરપદેથી રાજીનામું આપી દીધું જ હતું. એમની જગ્યાએ મિસ્ટર લામેજરર ગવર્નર થયા હતા. બિહાર કાઉન્સિલના મિસ્ટર હસન ઇમામ, રાયબહાદુર દ્વારકાનાથ વગેરે કેટલાક ખાસ માણસો ગવર્નરની પાસે પ્રતિનિધિમંડળ લઈ ગયા હતા અને એમને કહ્યું હતું કે બિહારમાં પૂરેપૂરી શાંતિ છે, અહીં સ્વયંસેવક દળ ગેરકાયદે ઠરાવવાથી ઊહાપોહ વધી જવાનો સંભવ છે, એટલે પકડાપકડી બંધ થવી જોઈએ. ગવર્નરે એમને કંઈક એવી વાતો કરી, જેથી જણાયું કે સરકારનાં બધાં પગલાં ખોટા પાયા ઉપર લેવાયાં છે. અમે એનો વિરોધ છપાવીને બહાર પાડ્યો. પણ એ છપાઈને બહાર પડ્યાં પહેલાં જ પકડાપકડી બંધ કરવાનો હુકમ એમણે આપી દીધો. જોકે સેનાદળની વિરુદ્ધ જાહેર કરેલો હુકમ રદ કરવામાં આવ્યો ન હતો છતાં જિલ્લા મૅજિસ્ટ્રેટો પર ધરપકડો બંધ કરવાનો હુકમ મોકલી દેવામાં આવ્યો.

સર તેજબહાદુર સપ્રુ લૉર્ડ રીડિંગ પાસે વાઈસરૉયની કાઉન્સિલની બેઠક માટે કલકત્તા જતા હતા. તેઓ પટના થઈને પસાર થયા. કેટલાક લોકો સાથે એમની મુલાકાત થઈ, ને એથી હવે સુલેહ થઈ જશે એ વાત બહાર પડી ગઈ. બિહારમાં પકડાપકડી અટકી ગઈ એટલે એ વાતને વધુ ટેકો મળ્યો. બીજી બાજુ સરકારે દેશબંધુ દાસ સાથે જેલમાં જે વાતો કરી તે પરથી જણાયું કે દેશબંધુ દાસ સરકાર તરફથી રજૂ કરાયેલી શરતો માનવાને તૈયાર થયા હતા. મહાત્માજીનો મત પૂછવામાં આવ્યો એટલે એમણે કેટલીક શરતો મૂકી. એ વખતે બધી વાતો જાહેર થઈ ન હતી. માત્ર એટલું જાણી શકાયું હતું કે એ શરતો સ્વીકારી લેવાની દેશબંધુની ભલામણને ગાંધીજીએ કબૂલ રાખી નથી. આ બધું વિગતે જાણવા માટે શ્રી કૃષ્ણદાસનું 'મહાત્મા ગાંધી સાથે સાત માસ' (सेवन मन्थ्स विथ महात्मा गांधी) પુસ્તક જોઈ જવું જોઈએ.

સરકારની શરતો કંઈક આવી હતી: કૉંગ્રેસ યુવરાજનો બહિષ્કાર પાછો ખેંચે. સરકાર બધી વાતો ઉપર વિચાર કરવા માટે એક પરિષદ બોલાવશે. રાજકીય કેદીઓને છોડી મૂકવામાં આવશે. પણ કરાંચીના કેસવાળા કેદીઓને જેમાં અલીભાઈઓ પણ હતા, એમને છોડવામાં નહીં આવે.

ગાંધીજીનું કહેવું એમ હતું કે કૉન્ફરન્સની તારીખ અને કાર્યક્રમ (टर्म्स ऑफ रेफरन्स) નક્કી થઈ જવાં જોઈએ. અને કરાંચીવાળા કેદીઓ પણ છૂટવા જ જોઈએ. સંભવ હતો કે બેત્રણ દિવસનો વખત વધુ મળી જાત તો આ બાબતમાં પણ વધુ વાટાઘાટ વડે કંઈક પતાવટ થઈ શકત. પણ યુવરાજનો કલકત્તા પહોંચવાનો દિવસ આવી લાગ્યો એટલે એ વાતનો નિકાલ થઈ ન શક્યો. સરકારે જોયું કે સ્વાગતની બાબતમાં પોતાને કંઈ સફળતા મળે એમ નથી તો સમાધાનીની વાતો કરવી પણ નકામી છે. એટલે એણે વધારે જોરથી દમનનીતિ ચલાવવાનું નક્કી કર્યું. જે પ્રતિનિધિમંડળ વાઈસરૉય પાસે ગયું એને પણ લૂખો જવાબ આપ્યો. વળી, કેટલીક એવી ગોળ ગોળ વાતો પણ કરી કે એથી કેટલાક જણ ઉપર, ખાસ કરીને પંડિત માલવીયજીની ઉપર એવી છાપ પડી કે, જોકે હજી સુધી કશું વળ્યુ નથી છતાં ગોળમેજી પરિષદ કરવાનો પ્રયત્ન ચાલુ રાખવો સારો છે, અને વાઈસરૉયે જે શરતો રજૂ કરી છે તે પૂરી કરી શકાય એવી છે.

દેશબંધુ દાસને મહાત્માજીના આ નિશ્ચયને લીધે બહુ જ ઉદ્વેગ થયો. એમણે ધારેલું કે એ વખતે બ્રિટિશ સરકાર આટલી નમી એ એક મોટી વાત છે, અને આપણે એની વાત માની લેવી જોઈતી હતી. જો કૉંગ્રેસ એ માની લેત તો કૉંગ્રેસની શક્તિ વધત અને વધારે જોરથી આપણું કામ ચાલત. સરકાર એને દબાવી ન શકત. મહાત્માજીની ધારણા એવી હતી કે, લૉર્ડ રીડિંગની એવી ઇચ્છા છે કે કોઈ પણ રીતે કલકત્તા જેવા શહેરમાં યુવરાજનું સરસ સ્વાગત થઈ જાય તો પછી મુંબઈ વગેરેના બનાવો ખાસ મહત્ત્વના નહીં રહે અને પોતે હિંદુસ્તાનની રાજભક્તિની જાહેરાત કરી શકશે. વળી પરિષદની નીતિ અને તારીખ બંને અચોક્કસ છે અને એ ક્યારે મળશે અને શું ઉકાળશે એ કાંઈ કહી શકાય એમ નથી, એટલે એમણે વિચાર્યું કે એ પર વિશ્વાસ રાખવો નકામો છે. અને આપણે કેવી રીતે છેતરાઈ ગયા તે જ્યારે દેશ જોશે ત્યારે કૉંગ્રેસની તાકાત વધવાને બદલે ઘટશે. અને એ સિવાય પણ અલીભાઈઓને આપણે જેલમાં કેવી રીતે રહેવા દઈ શકીએ? જેમણે બધી વાતે આપણને સાથ આપ્યો છે, લોકોની ઉપર જેમનો આટલો બધો પ્રભાવ છે અને જેઓ આપણા સાથીઓ છે એમને જેલમાં રહેવા દેવા એ એમની પ્રત્યે અન્યાય જ કર્યો કહેવાય. એટલા માટે લૉર્ડ રીડિંગની શરતો આપણને કેવળ દગો દેનારી નીવડશે, એમાંથી કંઈ વળવાનું નથી.

એટલું તો ચોક્કસ, કે દેશબંધુ દાસ બહુ જ ઊકળી ગયા હતા. મુદ્દત પૂરી થતાં જ્યારે તેઓ છૂટયા ત્યારે તેમણે પોતાના એક ભાષણમાં કહેલું કે મહાત્માજીએ બહુ મોટી અને સાવ રેઢિયાળ ભૂલ કરી છે. (*બંગાલ ઍન્ડ પંજાબ*) આ વિષે તો ભવિષ્યનો કોઈ ઇતિહાસકાર જ તટસ્થતાથી વિચાર કરી શકશે. હું એટલું જ કહી શકું છું કે તે દિવસથી આજ સુધી અંગ્રેજ સરકારની સાથે સમાધાનીના જેટલા અનુભવો આપણને થયા છે, એ બહુ કડવા નીકળ્યા છે. શબ્દાડંબરમાં મૂળ મુદ્દો મોટે ભાગે દબાઈ જાય છે. સમાધાનીઓ અંગ્રેજી ભાષામાં જ લખવામાં આવે છે એટલે એના અર્થને અનર્થ કરવાને પુષ્કળ અવકાશ રહે છે. ૧૯૩૧ના માર્ચમાં લૉર્ડ ઇર્વિનની સાથે જે સમાધાની થઈ એની શરતો પૂરી કરાવવા આડે લૉર્ડ વિલિંગ્ડનની સરકારે તથા સિવિલ સર્વિસે જે જે મુશ્કેલીઓ ઊભી કરી હતી તેનો ખ્યાલ જેને એ સંબંધમાં એમની સાથે વાતો કરવાનો કે પત્રવ્યવહાર કરવાનો પ્રસંગ પડ્યા હોય તેને જ આવી શકે. એક પણ શરતને ગોળગોળ રાખવી અને એમાં કોઈ પણ જાતની અચોક્કસાઈ રહેવા દેવી એ અંતે કેટલી ઘાતક થઈ પડે છે એનો ગાંધીજીને જાતઅનુભવ હતો. વળી એમને અંગ્રેજ સરકારની શુભ દાનત વિષે પણ શ્રદ્ધા નહોતી. એટલે એવી શરતોને સ્વીકારવાનું એમને યોગ્ય ન લાગ્યું અને એ અચોક્કસ શરતોને અંગે વારે કૉંગ્રેસની ચોક્કસ થયેલી નીતિ છોડવાનો તથા જેલમાં પડેલા પોતાના સાથીઓને ત્યાં જ સબડવા દેવાનો ઇનકાર કર્યો. કોઈ પણ દેશને સ્વાતંત્ર્ય સસ્તી કિંમતે મળી જાય તો એની ઝાઝી કદર નથી થતી. ખાસ કરીને ભારતવર્ષે તો એને વાજબી કિંમત આપીને જ લેવું જોઈએ; કારણ કે આટલા બધા વખતની ગુલામીને લીધે સ્વાતંત્ર્યની યોગ્ય કિંમત આંકવાનું પણ આપણે લગભગ ભૂલી ગયા છીએ.

# અમદાવાદ કૉંગ્રેસ અને સત્યાગ્રહ

એક બાજુ આ વાતો ચાલતી હતી ત્યાં બીજી બાજુ કૉંગ્રેસના વાર્ષિક અધિવેશનના દિવસો આવી પહોંચ્યા પ્રમુખ તરીકે દેશબંધુ દાસ ચૂંટાયા હતા, પણ તેઓ તો જેલમાં હતા. કૉંગ્રેસનું અધિવેશન અમદાવાદમાં ભરાવાનું હતું. સરદાર વલ્લભભાઈ પટેલ તેના સ્વાગતપ્રમુખ હતા બહુ મોટા પાયા ઉપર બધી તૈયારીઓ કરવામાં આવી હતી. બિહારમાં પકડાપકડી બંધ થઈ ગઈ ત્યારે અમે જે બહાર હતા એ અમદાવાદ જવાને રવાના થયા.

અમદાવાદની કૉંગ્રેસ ઘણી બાબતમાં અપૂર્વ હતી. પહેલવહેલી ત્યાં કૉંગ્રેસમાંથી ખુરશીઓને રજા આપવામાં આવી હતી. પ્રતિનિધિઓને સારુ જમીન ઉપર બેસવાની ગોઠવણ કરવામાં આવી હતી. એટલે એટલી જ જગ્યામાં ઘણા વધીરે પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો સમાઈ શકતા હતા. પ્રતિનિધિઓની ચૂંટણી નાગપુરમાં બદલાયેલા નિયમો અનુસાર પહેલવહેલી આ વખતે જ થઈ હતી. હવે આપણે કહી શકીએ એમ હતા કે કૉંગ્રેસ ચૂંટાયેલા પ્રતિનિધિઓની સભા છે ઘણા ચૂંટાયેલા પ્રતિનિધિઓ જેલમાં હતા; તેના મુખ્ય વરાયેલા પ્રમુખ દેશબંધુ ચિત્તરંજન દાસ હતા. જેમણે આખું વરસ સખત પરિશ્રમ, નિષ્ઠા અને ઉત્સાહથી દેશને જગાડ્યો અને સંગઠિત કર્યો, હતો એવા ઘણા નેતાઓ આ અધિવેશનમાં સરકારી નીતિને કારણે આવી શક્યા નહોતા. જે લોકો આવ્યા હતા એમનામાં અને આખા દેશમાં ઉત્સાહ માતો નહોતો, જાણે બે કાંઠે ભરેલી નદીના કિનારાઓની ઉપરવટ થઈને પાણીનો પ્રવાહ ચોમેર રેલાઈ રહ્યો હોય. આટલી પકડાપકડી છતાં ક્યાંયે નમાલાપણું નડેલું આવ્યું. દમનનીતિએ દબાવી દેવાને બદલે લોકોને વધારે ટટ્ટાર કરવાનું જ કામ કર્યું હતું ગાંધીજી પણ આશા અને ઉત્સાહથી ભરેલા હતા. બધા લોકો સત્યાગ્રહનું સ્વપ્ન જોઈ રહ્યા હતા. લોકોમાં એવી ઉમેદ હતી કે કૉંગ્રેસ સત્યાગ્રહનો આદેશ આપશે અને તેની ગોઠવણ કરશે. કૉંગ્રેસની સાથે એક બહુ જ મહત્ત્વનું પ્રદર્શન પણ ભરાયું હતું, જેમાં નવી જન્મેલી — બદકે પુનર્જન્મ પામેલી — ખાદીને ભારે મહત્ત્વ અપાયુ હતું. પ્રતિનિધિઓના ઉતારાને માટે કૉંગ્રેસના મંડપની પડખે જ ખાદીનગર નામે એક નાનકડું નગર વસી ગયું હતું, અને એમાં સૌને ઉતારવામાં

આવ્યા હતા. આ બધી વાતો કૉંગ્રેસને સારુ નવી હતી. એની પાસે જ એવી રીતે ખિલાફત કૉન્ફરન્સને વાસ્તે મંડપ વગેરે બનાવેલાં હતાં.

કૉંગ્રેસનું અધિવેશન પણ અનેરું હતું. જૂના રિવાજથી સાવ ઊલટું, આ વખતે સ્વાગતપ્રમુખનું ભાષણ બહુ જ ટૂંકું હતું. એમાં દેશની પરિસ્થિતિ કે કાર્યક્રમ ઉપર ચર્ચા કરવામાં નહોતી આવી. કેવળ આવેલા પ્રતિનિધિઓનું સ્વાગત જ કરેલું હતું; અને ગુજરાતમાં થયેલા કામનું નાનકડું વિવરણ આપ્યું હતું. વરાયેલા પ્રમુખ ગેરહાજર હતા એટલે એમની જગ્યાએ હકીમ અજમલખાને પ્રમુખ ચૂંટવામાં આવ્યા. સ્વાગતપ્રમુખ અને પ્રમુખ બંનેનાં ભાષણો રાષ્ટ્રભાષા — હિંદી અથવા ઉર્દૂ — માં થયાં.

સૌથી મહત્ત્વનો પ્રશ્ન સત્યાગ્રહનો હતો. અધિવેશનમાં એક જ ઠરાવ પસાર થયો, જેમાં પરિસ્થિતિનું સિંહાવલોકન કરીને સત્યાગ્રહ કરવાનો નિશ્ચય જાહેર કરવામાં આવ્યો. આ કામને માટે ગાંધીજીને સરમુખત્યાર (ડિક્ટેટર) બનાવવામાં આવ્યા. બીજા નેતાઓની જેમ ગાંધીજીને પણ પકડી લેવામાં આવશે એવી દહેશત હતી. એટલે ઠરાવમાં તેમને પોતાનો એટલા જ અધિકાર ધરાવતો પોતાનો અનુગામી નીમવાની સત્તા આપવામાં આવી હતી. પણ એટલી ચોખવટ કરવામાં આવી કે કૉંગ્રેસનું ધ્યેય બદલવાનો એને અધિકાર નહીં રહે. હા, જો સરકાર સાથે કંઈ સમાધાની થાય તો એની સ્વીકૃતિ કૉંગ્રેસની પાસેથી એને લેવી પડશે. સ્વયંસેવક દળોના સંગઠન ઉપર ભાર દેવામાં આવ્યો, અને જે પ્રતિજ્ઞાપત્ર ઉપર એમને સહી કરવાની હતી એને પહેલાં કરતાં વધારે કડક કરવામાં આવ્યું.

આ અધિવેશનમાં એક ખાસ વાત એ બની કે મૌલાના હજરત મોહાનીએ ઠરાવ મૂક્યો કે કૉંગ્રેસનું ધ્યેય સ્વરાજને બદલે સ્વતંત્રતા (ઇન્ડિપેન્ડન્સ) રાખવામાં આવે. ગાંધીજીએ એનો વિરોધ કર્યો એટલે એ ઠરાવ સ્વીકારાયો નહીં. ત્યાર પછી લગભગ દરેક અધિવેશનમાં એ ઠરાવ આવતો, પણ ગાંધીજીના વિરોધને લીધે નામંજૂર થતો. કેટલાંયે વરસો બાદ ગાંધીજીએ પોતાનો વિરોધ જતો કર્યો એટલે એ પસાર થયો. બીજી વાત એ બની કે પંડિત માલવીયજીનો ગોળમેજી પરિષદ વિષેનો ઠરાવ નામંજૂર કરવામાં આવ્યો.

પંડિતજી કલકત્તાથી સીધા અમદાવાદ આવ્યા હતા. ત્યાં એમનો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો. પણ તેઓ બહુ ભારે આશાવાદી છે. એમણે કૉંગ્રેસને સલાહ આપી, તથા ઠરાવ મૂક્યો કે જો સરકાર ગોળમેજી પરિષદ કરે તો કૉંગ્રેસ એમાં સામેલ થાય. ઉપર કહેવાઈ ગયું છે કે આ

વેળા એવી કોઈ તક હતી જ નહીં. એટલે કોંગ્રેસે એ વાત ન માની. પાછળથી જાણવામાં આવ્યું કે પંડિત મોતીલાલજી પણ કોઈ જાતની સમાધાનીના વિરોધી હતા.

કોંગ્રેસ પૂરી થયા પછી લોકો પોતપોતાની જગ્યાએ રવાના થયા. ત્યાં જ જાણવામાં આવ્યું હતું કે મહાત્મા ગાંધી એક જગ્યાએ સત્યાગ્રહ કરશે, અને એ સ્થળ હશે બારડોલી. બીજાઓને પણ પોતપોતાની જગ્યાએ લોકોમાં પ્રચાર અને સંગઠન કરવાનો, ખાસ તો કોંગ્રેસનો કાર્યક્રમ પૂરો કરવાનો અને ખાસ કરીને સ્વયંસેવક દળનું સંગઠન કરવાનો તનતોડ પરિશ્રમ કરવાનો આદેશ આપવામાં આવ્યો.

પંડિત માલવીયજી અને બીજા કેટલાક નેતાઓએ કોંગ્રેસ અને સરકાર વચ્ચેનો ઝઘડો પતાવવાનો પ્રયત્ન કરે એવી એક પરિષદ બોલાવવાનું નક્કી કર્યું. એમણે અમદાવાદ કોંગ્રેસ પૂરી થતાંની સાથે જ એ વાત જાહેર કરી. ખાસ ખાસ કોંગ્રેસી અને ખિલાફતવાળાઓ સમેત દેશના મુખ્ય મુખ્ય માણસોને મુંબઈ આવવાનું આમંત્રણ આપવામાં આવ્યું. આ સભા જાન્યુઆરીની અધવચમાં મુંબઈમાં મળી. સર શંકરન નાયર એના પ્રમુખ થયા. હું પણ બીજા કોંગ્રેસીઓની જેમ તેમાં ગયો. અમારી તરફથી ગાંધીજી જ બોલનારા હતા. અમે બધાએ ઠરાવ્યું હતું કે બધાની તરફથી જે કંઈ કહેવાનું હશે તે એઓ જ કહેશે. મહાત્માજીએ ચોખ્ખેચોખ્ખું જણાવી દીધું કે અમને કોંગ્રેસીઓને, સરકાર જે ગોળમેજી પરિષદની યોજના કરી રહી છે તેની પાસેથી કશી આશા નથી; છતાં જો એ પરિષદ થશે અને મને એમાં બોલાવવામાં આવશે, તો કશી શરત વિના, કેવળ વ્યક્તિગત રીતે એમાં ભાગ લઈશ. હા, કોંગ્રેસને આમંત્રણ આપવામાં આવે તો, પરિષદનો કાર્યક્રમ અને તારીખ નક્કી કરવામાં આવે તો જ હું તેમાં ભાગ લઈ શકું. તે સાથે જ, સ્વયંસેવકદળોને ગેરકાયદે ઠરાવતું ફરમાન પાછું ખેંચી લેવામાં આવે તથા એનો ભંગ કરવાને કારણે જે લોકોને સજા થઈ છે એમને છોડી મૂકવામાં આવે. ફતવાવાળા કેદીઓને જરૂર છોડવા જોઈએ. કોંગ્રેસની ખિલાફત, પંજાબ અને સ્વરાજવાળી માગણીઓ જાહેર જ છે. એ માગણીઓ ત્યાં આગળ રજૂ કરીને કોંગ્રેસ એને સ્વીકારાવવાનો પ્રયત્ન કરશે. અમારી તરફથી અમે સત્યાગ્રહ બંધ રાખીશું.

પરિષદ ભરનારાઓ તરફથી એક ઠરાવ મૂકવામાં આવ્યો. પરંતુ એ ગાંધીજીને ગળે ન ઊતર્યો. એટલે એના ઉપર વધુ વિચાર કરીને તથા એમાં ફેરફાર કરીને ફરીથી રજૂ કરવા માટે એક ઉપસમિતિ બનાવવામાં આવી.

એ દિવસે જે લોકો હાજર હતા એમનાં ભાષણો થયાં. એક ભાષણની મારા દિલ ઉપર ઘણી છાપ પડેલી. એ ભાષણ સર હોરમસજી વાડિયાનું હતું તેઓ એક મોટા વેપારી અને લિબરલ-પક્ષના વિચારવાળા વયોવૃદ્ધ પારસી સદ્‌ગૃહસ્થ હતા. એમણે સરકારની આખી નીતિને ધરમૂળથી તીખા શબ્દોમાં વખોડી કાઢી. તેઓ એમ તો સત્યાગ્રહની વિરુદ્ધ હતા, છતાંયે એમણે ચોખ્ખેચોખ્ખું જણાવ્યુ કે આ અવદશાની આખી જવાબદારી સરકારને માથે જ છે.

બીજે દહાડે ઉપમાંમતિની બેઠક મળી. એમાં ગાંધીજી હાજર રહ્યા. સર્વાનુમતે એક ઠરાવ તૈયાર થયો. પણ સર શંકરન નાયર બહુ જ ચિડાઈ ગયા. ત્રીજે પહોરે તેઓ પરિષદમાથી ઊઠીને ચાલ્યા ગયા. એમની સાથે બીજું કોઈ ન ગયુ. એટલે પછી પરિષદના પ્રમુખ સર વિશ્વેશ્વરૈયા થયા. એમણે એ ઠરાવને મંજૂર રાખ્યો ગાંધીજીએ પોતાની એની એ જ વાતો વળી પાછી કહી સંભળાવી. એમણે એ પણ જણાવ્યું કે તેઓ કોંગ્રેસની કારોબારી મારફત ૩૧મી જાન્યુઆરી સુધી સત્યાગ્રહ બંધ રખાવવાનો પ્રયત્ન કરશે.

મુંબઈમાં કારોબારીના લગભગ બધા સભ્યો હાજર જ હતા. બેઠકમાં નક્કી થયું કે ૩૧મી જાન્યુઆરી સુધી અને જો ગોળમેજી પરિષદની વાત તથા ઠરાવની બીજી શરતો સરકાર મંજૂર રાખે તો જ્યાં લગી એ વાતનો કંઈ ફેંસલો ન આવી જાય ત્યાં સુધી સામુદાયિક સત્યાગ્રહ બંધ રહેશે અને વ્યક્તિગત સત્યાગ્રહ કેવળ બચાવ પૂરતો જ, જ્યાં અનિવાર્ય થઈ પડશે ત્યાં જ, કરવામાં આવશે; પરંતુ સ્વયંસેવક દળના સંગઠનનુ કામ ચાલુ રહેશે. પરિષદનો એક ઠરાવ પરિષદ કમિટીએ તાર મારફતે વાઈસરાયને મોકલી આપ્યો. એક લાંબા તારથી એ પણ સૂચવવામા આવ્યું કે કલકત્તાના પ્રતિનિધિમંડળના જવાબમાં લોર્ડ રીડિંગે જે શરતો બતાવેલી, એ બધી જ લગભગ મંજૂર રાખવામાં આવી છે. એટલે હવે સરકારે ગોળમેજી પરિષદ કરવાનું સ્વીકારી લેવું જોઈએ. ત્યાંથી નામંજૂરીનો જવાબ આવ્યો. એના ઉપર ફરી પાછી તારથી વાટાઘાટ ચાલતી હતી એટલામાં ૩૧મી જાન્યુઆરીનો દિવસ આવી પહોંચ્યો. હવે કોંગ્રેસને સારુ કોઈ નિશ્ચય ઉપર આવવાનું અનિવાર્ય થઈ પડ્યું.

કોંગ્રેસમાથી પાછા ફર્યા પછી મેં મારા પ્રાંતનો પ્રવાસ શરૂ કર્યો. આ ૩૧મી જાન્યુઆરીની મુદ્દત પૂરી થયા પછી, બારડોલીની એક જાહેર-સભામાં બારડોલીમાં સત્યાગ્રહ શરૂ કરવાનું ઠરાવવામાં આવ્યું. એ સભામાં મહાત્માજી અને હકીમ અજમલખાં પણ હાજર હતા. અને એ વાત જાહેર

પણ કરી દેવામાં આવી. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ અને સરદાર વલ્લભભાઈ હવે ત્યાં જ રહેતા હતા. મહાત્માજી પણ ત્યાં પહોંચી ગયા હતા. ત્યાં જાહેરસભામાં મહાત્માજીએ સત્યાગ્રહનો અર્થ તથા એમાં આવનારાં કષ્ટોની વાત લોકોને સમજાવી. લોકો પાસે સત્યાગ્રહ અને અહિંસાને બરાબર વળગી રહેવાની અને આખા દેશને સારુ સ્વતંત્રતા મેળવવા માટે ફના થઈ જવાની પ્રતિજ્ઞા પણ લેવડાવી. સુરતમાં કારોબારીની બેઠક મળી. એણે ત્યાં સત્યાગ્રહ કરવાની પરવાનગી આપી. એ પછી તરત જ ગાંધીજીએ વાઈસરૉયને કાગળ લખ્યો અને સત્યાગ્રહ કરવાના નિશ્ચયની એમને જાણ કરી તથા સત્યાગ્રહ શરૂ કરવાની તારીખ પણ ચોક્કસ લખી જણાવી.

૪૩

## ચૌરીચૌરા, સત્યાગ્રહમોકૂફી અને ગાંધીજીની ધરપકડ

હું પ્રાંતના પ્રવાસે નીકળ્યો હતો અને મુજફ્ફરપુર જિલ્લાના ગામડાંઓમાં ફરતો ફરતો પુપરી ગામની સભામાં ભાષણ આપતો હતો. ત્યાં મારા હાથમાં તાર આવ્યો કે કારોબારીની બેઠક બારડોલીમાં થવાની છે એટલે મારે ત્યાં તરત પહોંચવું જોઈએ. હું તે જ ઘડીએ ત્યાંથી રવાના થયો અને જે પહેલી ગાડી હાથ આવી એમાં પટના થઈને બારડોલી પહોંચ્યો. આ દરમ્યાન એક બહુ જ દુ:ખદ અને ઘણો મહત્ત્વનો બનાવ બની ગયો. ગોરખપુર જિલ્લાના ચૌરીચૌરા ગામમાં પોલીસ અને લોકોની વચ્ચે અથડામણ થઈ. લોકોએ આવેશમાં આવીને પોલીસથાણાને બાળી મૂક્યું અને પોલીસના કેટલાક માણસોને મારી નાખ્યા.

મહાત્માજીના દિલ ઉપર આની બહુ જ ઊંડી અસર થઈ. એમણે પારખી લીધું કે અહિંસાના તત્ત્વને તથા એના મહત્ત્વને હજુ સુધી દેશ સમજ્યો નથી; એટલે જો સત્યાગ્રહ શરૂ થશે તો આવી જાતના બનાવો ઠેકઠેકાણે બનવા લાગશે; અને એને પરિણામે સરકાર તરફથી દમનનો કોરડો એટલા જોરથી વીંઝાશે કે લોકો એ સહન નહીં કરી શકે. એટલા વાસ્તે, જોકે આપણા તરફથી વાઈસરૉયને સત્યાગ્રહ શરૂ કરી દેવાની સૂચના મોકલાઈ ગઈ છે તોપણ અત્યારે સત્યાગ્રહ કરવાનું માંડી વાળવું જ જોઈએ.

દેશની નાડ પારખીને મહાત્માજી આ નિર્ણય ઉપર આવ્યા હતા અને એ નિર્ણય કરવાને એમણે કારોબારીની બેઠક બોલાવી હતી.

હું જોકે તરત જ ઊપડયો હતો છતાં બારડોલી સ્ટેશને ઊતર્યો ત્યારે એ જ ગાડીમાં પાછા ફરતા પંડિત મદનમોહન માલવીયજી જોડે મારો ભેટો થઈ ગયો. એમણે જણાવ્યું કે કારોબારીનું કામ પતી ગયું છે અને સત્યાગ્રહ મુલતવી રાખવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. આ વાત સાંભળતાની સાથે મારા દિલને પણ સખત આઘાત લાગ્યો. હું ગાંધીજીને ઉતારે પહોંચ્યો. જોતાવેંત જ એમણે મને પૂછયું, નિર્ણય તો તમે સાંભળી લીધો છે ને? મેં હા પાડી. એટલે એમણે પૂછયું કે, આ બાબતમાં તમારો શો મત છે? હું કંઈ જવાબ આપું તે પહેલાં જ તેઓ પામી ગયા કે મારા મનમાં કંઈક શંકા જણાય છે એટલે એમણે એ જ ઘડીએ મને બધી વાત સમજાવી. હું સાંભળતો ગયો પણ કશા નિશ્ચય ઉપર આવું તે પહેલાં જ તેઓ બોલ્યા, મેં જે કંઈ કહ્યું એના ઉપર વિચાર કરી જુઓ.

સાંજ થઈ ગઈ હતી. રાત્રે, મહાત્માજીએ કરેલી વાતોના પ્રકાશમાં મેં બધી વસ્તુઓ ઉપર અને બધાં પાસાંઓ ઉપર વિચાર કર્યો. અને મારો પણ પાકો મત બંધાયો કે આ નિશ્ચય ઠીક જ થયો છે. બીજે દિવસે ગાંધીજીએ ફરી પાછું પૂછયું, કેમ શું વિચાર્યું? મેં જવાબ આપ્યો, બધી વાતો હું સમજી ગયો છું; નિર્ણય બરાબર લેવાયો છે. આ સાંભળીને તેમને કંઈક સંતોષ થયો હોય એમ મને લાગ્યું.

આ નિર્ણય જાહેર થતાંની સાથે આખા દેશમાં અજબ પરિસ્થિતિ ઊભી થઈ. સાધારણ કાર્યકર્તાઓની વાત જવા દઈએ, મોટા મોટા ધુરંધર નેતાઓ એનાથી બહુ જ નારાજ થયા. પંડિત મોતીલાલ નેહરુ, લાલા લાજપતરાય વગેરે, જેઓ બધા જેલમાં હતા તેઓ પણ ખૂબ નારાજ થયા. છાપાંઓએ પણ વિરોધી સૂર કાઢ્યો. હા, હકીમ અજમલખાં અને દાક્તર અનસારી પણ બારડોલીની એ બેઠકમાં પહોંચી શકયા નહોતા. એમણે સત્યાગ્રહ મુલતવી રાખવાની પોતાની સંમતિ ત્યાં મોકલી આપી હતી. લોકોમાં ઘોર નિરાશા જણાવા લાગી. કેમ જાણે કોઈ માણસ દોડતાં દોડતાં ઠોકર ખાઈને પડી ગયો હોય.

બારડોલીમાં જ ગાંધીજીએ પહેલી વાર રચનાત્મક કાર્યક્રમને ચોક્કસ અને પાકું રૂપ આપ્યું. તે આજ લગી કોંગ્રેસનો મુખ્ય કાર્યક્રમ રહ્યો છે. એ ઠરાવ એટલો મહત્ત્વનો છે કે તે અહીં ઉતારવો આવશ્યક છે. એનો અનુવાદ નીચે આપ્યો છે :

> "કેમ કે, ગોરખપુર (ચૌરીચૌરા)નું ભયંકર રમખાણ એ વાતનો ચોખ્ખો પુરાવો છે કે હજી સુધી દેશના લોકો એ વાત પૂરી રીતે સમજ્યા નથી કે 'અહિંસા' સવિનય કાનૂનભંગનો અથવા સિવિલ નાફરમાનીનો

એક અગત્યનો, મુખ્ય અને સક્રિય ભાગ છે; અને સ્વયંસેવકોની ભરતી કરવામાં પૂરી તપાસ કર્યા વિના જ, તથા કોંગ્રેસે આપેલા આદેશ અને સૂચનાઓની વિરુદ્ધ જઈને પણ લોકોને લેવામાં આવ્યા છે, જેથી એ વાત ચોખ્ખી જણાઈ આવે છે કે લોકોમાં સત્યાગ્રહના મૂળ તત્ત્વ વિષે સમજણની ઊણપ છે; અને, આ કાર્યસમિતિના અભિપ્રાય પ્રમાણે રાષ્ટ્રીયતાને પહોંચવામાં મોડું થવાનું એક મોટામાં મોટું કારણ કોંગ્રેસના બંધારણનો અમલ કરવામાં અપૂર્ણતા અને નબળાઈ જ છે; એટલે કોંગ્રેસનું આંતરિક સંગઠન મજબૂત બનાવવાના ખ્યાલથી આ કારોબારી સમિતિ કોંગ્રેસનાં બધાં સંગઠિત અંગોને સલાહ આપે છે કે તેઓ નીચે જણાવેલો કાર્યક્રમ પાર પાડવાના કામમાં લાગી જાય:

૧. કોંગ્રેસના ઓછામાં ઓછા એક કરોડ સભ્યો બનાવવા. અને એ બનાવતી વખતે એ વાતનું ધ્યાન રાખવું કે શાંતિમય (અહિંસા અને સત્ય) અને વાજબી ઉપાયો એ કોંગ્રેસના ધ્યેયનો સાર છે. એટલે, સ્વરાજ્યપ્રાપ્તિને માટે સત્ય અને અહિંસાને અનિવાર્ય ન માનતો હોય, એવા એક પણ માણસની ભરતી ન થવી જોઈએ. આ દૃષ્ટિએ, જેને કોંગ્રેસના સભ્ય થવાને વિનંતી કરવામાં આવે ને દરેક જણને કોંગ્રેસની નીતિ પૂરી રીતે સમજાવવી જોઈએ. સભ્ય બનાવનારા કાર્યકર્તાએ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે વાર્ષિક લવાજમ ન ભરનાર કોઈ કોંગ્રેસનો સાચો સભ્ય ન ગણાય. એટલે કોંગ્રેસના જૂના સભ્યે ફરી પોતાનું નામ નોંધાવી દેવું જોઈએ.

૨. રેંટિયાને લોકપ્રિય બનાવવો અને હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદી તૈયાર કરવાની યોજના કરવી. આ કામની સફળતા માટે બધા કાર્યકર્તાઓએ તથા કોંગ્રેસના હોદ્દેદારોએ ખાદીનો જ પોશાક પહેરવો જોઈએ અને બીજાઓનો ઉત્સાહ વધારવાને માટે તેઓ પણ રેંટિયા ઉપર સૂતર કાંતતાં શીખે એ ઇચ્છનીય છે.

૩. નેશનલ સ્કૂલો એટલે કે રાષ્ટ્રીય શાળાઓ શરૂ કરવી. સરકારી નિશાળો સામે ચોકી ન મૂકવી જોઈએ. રાષ્ટ્રીય શાળાઓની સંખ્યા વધારતા જવાને માટે એ શાળાઓની કેળવણી ચઢિયાતી કરવા ઉપર જ આધાર રાખવો જોઈએ

૪. પછાત અને દલિત જાતિઓની રહેણીકરણી સુધારવાને માટે તેમ જ એમની સામાજિક, માનસિક અને નૈતિક સ્થિતિ ઉન્નત કરવાને માટે એમનું સંગઠન કરવું. એમને સમજાવીને એમના બાળકોને નિશાળે મોકલવાં, અને જે સગવડ બધાને મળે છે તે એમને પણ અપાવવી. જ્યાં જ્યાં અસ્પૃશ્ય જાતિઓ પ્રત્યે લોકો વધારેપડતા સૂગાળવા હોય અને જ્યાં આભડછેટ વિષે બહુ જ કપરો વહેમ ચાલતો હોય ત્યાં આગળ અસ્પૃશ્ય ગણાતા બાળકોને માટે કોંગ્રેસના પૈસામાંથી જુદી શાળાઓ ચાલુ કરવી જોઈએ. તથા, લોકોને સમજાવીને જાહેર કૂવાઓમાંથી અસ્પૃશ્યોને પાણી ભરવા દેવાની સગવડ કરી આપવી જોઈએ.

૫. મદ્યપાનનિષેધને માટે દારૂડિયાઓના લત્તાઓમાં ઘેર ઘેર જઈને એ લોકોને સમજાવવા તથા વીનવવા જોઈએ અને નશાખોરી બંધ કરવાનું કામ સંગઠિત રીતે ચલાવવું જોઈએ. આને માટે ચોકી ન મૂકવી પણ સમજાવટ ને વિનવણીથી કામ લેવું.

૬. અંદર અંદરના કજિયાઓ તથા મુકદમાઓની પતાવટ ઘરમેળે કરવાને માટે શહેરોમાં અને ગામડાંઓમાં પંચાયતો સ્થપાવી જોઈએ. તથા પંચાયતી ચુકાદાઓનો અમલ કરાવવાની શક્તિ પંચાયતોની સચ્ચાઈ અને પ્રમાણિકતા તથા ઇનસાફ અને લોકપ્રિયતા દ્વારા જ પેદા થવી જોઈએ. એમાં કોઈ પણ જાતના જોરજુલમનો આભાસ સુધ્ધાં ન આવવો જોઈએ. એટલે જો કોઈ માણસ પંચાયતનો ચુકાદો ન અનુસરે તો તેને નાતબહાર કરવા જેવું પગલું કદી પણ ન લેવાવું જોઈએ.

૭. દરેક જાતિ અને દરેક વર્ગના લોકોમાં સલાહસંપ વધારવાના તથા એવા સલાહસંપની જરૂરિયાત પ્રત્યે ધ્યાન ખેંચવાના હેતુથી હળવામળવાનું વધારવું એ અસહકારની ચળવળનો એક ખાસ હેતુ છે. એટલે માંદગી, શોક કે સંકટને ટાણે બધાંય માનવીની સેવા કશાયે ભેદભાવ વગર એક જ રીતે અને એકસરખા ઉમળકાથી કરે એવા સામાજિક સેવાવિભાગો કાઢવા. અસહકારીએ પોતાની નીતિને દૃઢતાપૂર્વક વળગી રહીને પણ, માંદગી કે બીજા કોઈ સંકટમાં અંગ્રેજોની કે હિંદુસ્તાનીઓની એટલે કે સૌની, એકસરખી સેવા કરવી એને પોતાના ગૌરવની તથા જીવનના લહાવાની વાત ગણવી જોઈએ.

૮. તિલક સ્વરાજ ફાળો ભેગો કરવાનું કામ ચાલુ રાખવું અને દરેક કોંગ્રેસી પાસે કે કોંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ રાખનારા પાસે તે પોતાની ઈ. સ. ૧૯૨૧ની આવકમાંથી $\frac{૧}{૧૦૦}$ (કુલ આવકનો એક ટકો) તિલક સ્વરાજ ફાળામાં આપે એવી માગણી કરવી. દરેક પ્રાંતિક સમિતિ પોતાની પાસે આવી રીતે જમા થયેલાં નાણાંનો ચોથો ભાગ દર મહિને અખિલ હિંદ મહાસભા સમિતિને મોકલતી રહે.

૯. કારોબારી સમિતિનો આ ઠરાવ જરૂર જણાશે તો અખિલ હિંદ મહાસભા સમિતિની આવતી બેઠકમાં સુધારા માટે રજૂ કરવામાં આવશે.

૧૦. કારોબારી સમિતિના મત મુજબ સરકારી નોકરીઓ છોડીને આવેલા લોકોને ધંધોરોજગાર આપી શકાય એવી ગોઠવણ કરવાની જરૂર જણાય છે. તેને માટે આ સમિતિ મિયાં મહમદ હાજીજાન, મિયાં મહમદ છોટાણી, શેઠ જમનાલાલ બજાજ અને વિ૦ ગ૦ પટેલની નિમણૂક કરે છે. તેઓ મળીને એવી એક યોજના તૈયાર કરે અને એ અખિલ હિંદ મહાસભા સમિતિની આવતી ખાસ બેઠકમાં રજૂ કરે.”

બારડોલીમાં જ મહાસમિતિની બેઠક તરત ભરવાનું નક્કી થયું. એ પ્રમાણે તારીખ ઠરાવીને દિલ્હીમાં બેઠક ભરવાનું જાહેર કરવામાં

આવ્યુ. હુ પણ એ સભામાં હાજર હતો લોકોએ વાત તો માની લીધી પરંતુ ત્યાયે નિરાશા દેખાતી હતી.

દિલ્હીમાં મહાસમિતિની બેઠક પહેલાં કારોબારીની જે બેઠક થઈ તેમા લાલાજી, પંડિત મોતીલાલજી તથા બીજાઓએ રોષપૂર્ણ મત આપ્યો કે, "દેશને માટે આ નિશ્ચય ઘણો જ નુકસાનકારક છે, આનાથી લોકો હતોત્સાહ થઈ જશે એટલુ જ નહીં પણ દેશની આબરૂને પણ ધોકો પહોચશે." ગાધીજી પર જેલમાથી કેટલાક નેતાઓના એ જ મતલબના કાગળો આવ્યા હતા એવુ લાગતુ હતું કે જાણે એ બધા નેતાઓ બહાર હોત તો ગાધીજીને પદચ્યુત કરી નાખત અને સત્યાગ્રહ શરૂ કરી દેત. પણ ગાધીજી તલભાર પણ ચળ્યા નહીં. એમણે ચોખ્ખેચોખ્ખું જણાવ્યુ કે, જે લોકો જેલમા ગોધાયેલા છે એમને પરિસ્થિતિની પૂરી જાણ ન હોઈ શકે, એટલે એમને અભિપ્રાય આપવાનો હક નથી, અને આપે તોયે એ અભિપ્રાયનુ ઝાઝું વજૂદ ન ગણાય. એ કારોબારીમાં મેં જોયુ કે ગાધીજી એક નિશ્ચય કરી લે છે ત્યારે કેટલા અડગ રહી શકે છે અને એ અડગતા ઉગ્રમા ઉગ્ર વિરોધ થવા છતા પણ સાચવી શકે છે!

હકીમ અજમલખાં કોંગ્રેસના પ્રમુખ હતા. મહાસમિતિની બેઠક શરૂ થઈ. ગાધીજીએ બારડોલીમાં થયેલા ઠરાવના સમર્થન તથા એના સ્વીકાર માટે ઠરાવ રજૂ કર્યો. દાક્તર મુંજેએ એના ઉપર સુધારાનો ઠરાવ મૂક્યો કે, અસહકારના કાર્યક્રમની તથા એને અંગે થયેલા દરેક કામની તપાસ કરીને દેશને યોગ્ય સલાહ આપવા એક સમિતિ નીમવી. આ ઠરાવે તથા એના ઉપર કરેલા એમના ભાષણે ગાંધીજીની ઉપર અવિશ્વાસના ઠરાવ (नो कॉन्फिडन्स के सेन्सॉर) નુ રૂપ ધારણ કર્યું. ગરમાગરમ ચર્ચા શરૂ થઈ. એ જ વખતે હકીમ સાહેબની તબિયત અચાનક બગડી. તેમને માટે સભામાં બેસવું અશક્ય થઈ પડયું. એટલે તેમણે પોતાની જગ્યાએ ગાધીજીને નીમ્યા અને દરદ ઓછુ થશે કે તરત જ હુ પાછો હાજર થઈ જઈશ, ત્યા સુધી સભાનુ કામ ગાધીજી ચલાવશે એમ કહીને ચાલ્યા ગયા. જેના ઉપર અવિશ્વાસનો ઠરાવ રજૂ થયો હોય અને એ ઠરાવને વિષે ચર્ચા ચાલતી હોય ત્યારે તેને જ પ્રમુખસ્થાને બેસાડવામા આવે એ અમને બધાને ઠીક ન લાગ્યું. પણ ગાધીજીએ તો નિ સંકોચપણે કામ શરૂ કરી દીધુ. એમના ચહેરા પર સહેજ પણ સંકોચ દેખાયો નહીં. અમે ધાર્યું કે એમની માન્યતા એવી છે કે પ્રમુખનું કામ એટલું જ છે કે તે બધા સભાસદોનો વિશ્વાસપાત્ર બની રહે અને પોતાના કોઈ પણ પગલાની સામાના

મન ઉપર એવી છાપ ન પડવા દે કે તે પોતાના મદદગારોનો પક્ષપાત કરે છે. ગાંધીજીએ ત્યાં અજબ નીતિથી કામ લીધું. કોઈ બોલવા ઊઠતું ત્યારે તેઓ તેને પૂછતા કે, તમે દાક્તર મુંજેના ટેકામાં બોલશો કે વિરોધમાં? જો એ કહે કે વિરોધમાં, તો તેઓ એને કહેતા કે, 'તમે રોકાઈ જાઓ. જો એ ટેકામાં બોલવાનું કહે તો ગાંધીજી તેને કહેતા કે, તમારે જે કહેવું હોય તે કહો. આવી રીતે કેટલાંયે ભાષણો દાક્તર મુંજેના પક્ષમાં થયાં. અને એમણે પોતાના પક્ષમાં એક પણ ભાષણ થવા ન દીધું. અમે કંઈક શંકામાં પડી ગયા. અમને થયું કે આવી રીતે શા સારુ અમને કશું કહેવાની તક આપવામાં નથી આવતી? છેવટે એમણે મત લેવા માટે એ ઠરાવને સભા આગળ મૂક્યો. હાથ ઊંચા થયા ત્યારે જણાયું કે દાક્તર મુંજેની તરફેણમાં જેટલાં ભાષણ થયાં હતાં એટલા જ હાથ તેમને ટેકો આપતા ઊંચા થયા હતા. અવિશ્વાસની દરખાસ્ત બહુ ભારે બહુમતીથી ઊડી ગઈ. બારડોલીનો ઠરાવ નીચે પ્રમાણે રજૂ કરવામાં આવ્યો :

૧. અખિલ હિંદ મહાસભા સમિતિની કારોબારીની આ બેઠક ૧૯૨૨ની ૧૧મી અને ૧૨મી ફેબ્રુઆરીએ બારડોલીમાં મળેલી બેઠકમાં પસાર થયેલા રચનાત્મક કાર્યક્રમના ઠરાવને તેના ઉપર પૂરેપૂરો વિચાર કર્યા પછી મંજૂર રાખે છે અને સાથે સાથે એ પણ ઠરાવે છે કે વ્યક્તિગત સવિનય કાનૂનભંગ ખાસ ખાસ જગ્યાઓમાં, ખાસ ખાસ કાયદાઓ પૂરતો, સ્થાનિક પ્રાંતિક સમિતિની રજા લઈને, કરી શકાશે; પછી ભલે તે રક્ષણને માટે હોય યા આક્રમણ અથવા હુમલાને રૂપે હોય; પણ એટલું ધ્યાનમાં રાખવું કે મહાસમિતિ અથવા એની કાર્યસમિતિએ બતાવેલી સવિનય કાનૂનભંગની શરતોને પૂરેપૂરી રીતે પાર પાડવામાં આવી હોય તો જ એ કરી શકાશે.

૨. ઘણી જગ્યાએથી રિપોર્ટ આવ્યા છે કે દારૂબંધી માટે દુકાનો ઉપર ચોકી કે પિકેટિંગ કરવામાં આવે છે, તેવી રીતે કાપડની દુકાનો ઉપર પણ પિકેટિંગ કરવાની જરૂર છે. એટલે આ અખિલ હિંદ મહાસભા સમિતિ શુદ્ધભાવથી અને બારડોલીના ઠરાવમાં બતાવેલી રીતે તથા શરતે કાપડની દુકાને પણ પિકેટિંગ કરવાની છૂટ આપે છે.

૩. અખિલ હિંદ મહાસભા સમિતિ પોતાનો મત જાહેર કરવા માગે છે કે કારોબારી સમિતિના ઠરાવનો એવો અર્થ નથી કે તે આગળના અસહકાર કે સવિનય કાનૂનભંગવાળા પોતાના કાર્યક્રમને જતો કરે છે. એનો અર્થ કેવળ એટલો જ છે કે બારડોલીના ઠરાવમાં બતાવાયેલા રચનાત્મક કાર્યક્રમમાં પૂરેપૂરું મન દઈને લાગી જવાથી તથા એને સફળ કરવાથી જ સામુદાયિક સવિનય કાનૂનભંગ માટે જરૂરી અને અનુકૂળ વાતાવરણ તૈયાર કરી શકાશે. મહાસમિતિનો એવો મત છે કે જ્યારે રાજ કરનારાઓ અને અમલદારો

પ્રજાએ નક્કી કરેલા વિચારોનો વરોધ કરવા પાછળ જ મંડેલા હોય, એવી પરિસ્થિતિમાં જ લોકોને સવિનય ભંગ કરવાનો પૂરેપૂરો હક છે અથવા કહો કે કર્તવ્ય છે.

નોંધ: વ્યક્તિગત કાનૂનભંગ એને કહેવાય જે એક માણસ અથવા અમુક ઠરાવેલી સંખ્યામાં (મર્યાદિત) લોકોની ટોળી કે સંઘ દ્વારા કાયદાની વિરુદ્ધ અથવા સરકારના હુકમને ન માનીને કરવામાં આવ્યો હોય. એટલે જે મીટિંગ કે સભામાં લોકો ટિકિટ લઈને જ જઈ શકતા હોય, અને કોઈ અનધિકારી પ્રેક્ષક જઈ ન શકતો હોય, અને એવી સભા ભરવાની જો સરકારે મના કરી હોય, તો એ ભરવી એ વ્યક્તિગત કાનૂનભંગ ગણાય. અને જેમાં કશા જ પ્રતિબંધ વિના ગમે તે જણ શામેલ થઈ શકતો હોય એવી આમ-જનતાની સભા હોય અને સરકારી હુકમની વિરુદ્ધ એવી સભા ભરવામાં આવે તો એ સામુદાયિક સવિનય ભંગ (मास सिविल डिसओबिडियन्स) ગણાય. જ્યારે સભા કોઈ કાર્યક્રમ પૂરો કરવા માટે કરવામાં આવી હોય ત્યારે રક્ષણાત્મક સવિનયભંગ કહેવાય. સભા કોઈ કામ કરવાને માટે ન મળી હોય પણ સરકારનો મનાઈહુકમ તોડવાને માટે જ કરવામા આવી હોય અને પકડાપકડી, જેલ અથવા બીજી જાતનું દમન વહોરી લેવા યોજાઈ હોય ત્યારે તે આક્રમણકારી કે હુમલાખોર કાનૂનભંગ કહેવાય

આ સમિતિ બારડોલીના ઠરાવને સ્વીકારી લેવાની સાથે સાથે કેવળ સામુદાયિક સવિનય કાનૂનભંગ સિવાયના અત્યારે અટકી પડેલા બધાયે જરૂરી કાર્યક્રમો પૂરા કરવાની સૂચના આપે છે.

ગાંધીજીએ ઠરાવ મૂકતી વખતે જ એવું ભાષણ કર્યું હતું કે એની અસર લોકો ભૂલી શકયા નહીં. સત્યાગ્રહ મુલતવી રહ્યો.

આ બેઠકની બાબતમાં એ વાત જણાવી દેવી અસ્થાને નહીં ગણાય, જોકે એ નાની છે. દિલ્હીની બેઠકનો દિવસ નક્કી કરતી વખતે પંચાંગ જોવામાં આવ્યું નહોતું. પણ જે દિવસ ઠરાવવામાં આવેલો એ અકસ્માતથી ફાગણ મહિનાની શિવરાત્રીના પર્વનો દહાડો નીકળ્યો. એ દિવસ બદલવાને માટે હિંદુઓ તરફથી તાર ઉપર તાર આવવા લાગ્યા. પણ ગાંધીજીએ એ વાત સ્વીકારી નહીં. મેં એમને કહ્યું કે શિવરાત્રી બહુ મોટું પર્વ ગણાય છે, ઘણા માણસો ઉપવાસ પૂજા આદિ કરે છે; એટલે દિવસ બદલ્યો હોય તો કેમ? એના જવાબમાં તેઓ બોલ્યા, "ઉપવાસને દિવસે બેઠક રાખવામાં કંઈ વાંધો ન હોય; કારણ કે લોકો ઉપવાસ રાખીને પણ સભામાં હાજરી આપી શકે છે, અને એવું કયા શાસ્ત્રમાં લખ્યું છે કે વ્રતને દહાડે કંઈ સારું કામ ન કરવું જોઈએ? આ દેશસેવાનું મહત્ત્વનું કામ છે. જો હિંદુઓ એમાં એવા પવિત્ર દિવસે હોવાની આશા રાખી શકાય એવી ધાર્મિક

મનોવૃત્તિ લઈને આવશે તો એનાથી વધારે ચડિયાતી અને વધારે સારી બીજી કઈ વાત હોઈ શકે?" એમણે તિથિ ન જ બદલી.

એસોસિયેટેડ પ્રેસના સ્થાપકોમાં એક સદ્‌ગૃહસ્થ શ્રી કેશવચંદ્ર રાય (કે. સી. રાય) હતા. કલકત્તામાં હું ભણતો ત્યારથી એમની સાથે મને ઓળખાણ હતી. એ વખતે તેઓ કલકત્તાના ડેલી ન્યૂઝ નામના અંગ્રેજી છાપાના તંત્રીખાતામાં કામ કરતા હતા. એ વેળા તેઓ બહુ જાહેરમાં આવ્યા નહોતા એટલે મારા જેવા એક વિદ્યાર્થીની સાથે પણ એમની સારી ઓળખાણ થઈ ગઈ હતી. એસોસિયેટેડ પ્રેસ સ્થપાયા પછી છાપાંઓની દુનિયામાં તેમનું નામ ઘણું આગળ આવ્યું હતું. ઊંચામાં ઊંચી કોટિના માણસો પાસે પણ તેઓ સહેલાઈથી પહોંચી જઈ શકતા હતા. સરકારી વર્તુળોમાં તો એમની ધાક અને પહોંચ હતાં જ. દિલ્હીમાં એમની સાથે મને ભેટો થયો. બહુ જ પ્રેમથી તેઓએ મને એકાંતમાં લઈ જઈ ને કહ્યું કે, હવે સરકાર તમારી બધાની સાથે કડક હાથે કામ લેવાની છે; એ સમજી ગઈ છે કે તમે લોકો હવે નબળા પડી ગયા છો; તમારા બધામાં અંદર અંદર મતભેદ ઊભો થયો છે; એકમત નથી રહ્યો, એટલે હવે ગાંધીજીને તરતમાં જ પકડી લેવામાં આવશે. એમના કહેવા ઉપરથી મને એમ ન લાગ્યું કે આ વાત એમણે પોતાને મળેલી કોઈ ખબરને આધારે કહી છે. મેં માનેલું કે પરિસ્થિતિ જોઈને એમણે પોતે તારવેલું એ કેવળ અનુમાન જ હતું. ગમે તેમ હોય, દિલ્હીની બેઠક પૂરી થયા પછી અમે હજુ પોતપોતાને સ્થળે પહોંચ્યા જ હતા ત્યાં ખબર આવ્યા કે ગાંધીજીને પકડીને સાબરમતી જેલમાં લઈ જવામાં આવ્યા છે. તરત જ હું સાબરમતી જવા રવાના થયો. જે દિવસે સેશન્સ જજ પાસે એમનો કેસ નીકળવાનો હતો તે દિવસે હું ત્યાં પહોંચી ગયો.

કોરટનાં દૃશ્યને હું કદી ભૂલી શકું એમ નથી. ગાંધીજીની જુબાની તો એક ઐતિહાસિક જુબાની છે જ. જજની રીતભાત પણ એ મહત્ત્વપૂર્ણ અવસરને છાજે એવી જ હતી. ગાંધીજી ઉપર યંગ ઇન્ડિયામાં લખેલા લેખો વિષેનો આરોપ હતો. પોતાની જુબાનીમાં જ ગાંધીજીએ આરોપનો સ્વીકાર કરી લીધો હતો અને એમ પણ કહ્યું હતું કે જો હું છૂટો રહીશ તો આજ સુધી જેમ આગની સાથે ખેલતો આવ્યો છું તેમ ખેલતો રહીશ.' જજને બે રસ્તાઓમાંથી એક સ્વીકાર્યા સિવાય, કોઈ રસ્તો મળે એમ નહોતો. જો તેઓ ગાંધીજીના વિચારોને મળતા થાય તો એમણે રાજીનામું આપી દેવું જોઈએ, અને જો એમની સાથે સહમત ન થાય તો સખતમાં સખત જેટલી સજા કરી શકાય તેટલી સજા એમણે તેમને કરવી

જોઈએ; કારણ કે ગાંધીજીએ જે કંઈ કરેલું એ જાણી જોઈને કરેલું હતું, અને તક મળતાં ફરીથી કરવાના હતા.

જજે આવેશથી ઊભરાતા એક નાનકડા ભાષણમાં કહ્યું કે, આરોપ સ્વીકારી લેવાયો હોવાથી એક રીતે મારું કામ હળવું થઈ ગયું છે, પણ બીજી રીતે જે કામ બાકી રહ્યું છે એ કામ, એટલે કે સજા દેવાનું, બહુ જ કઠણ છે. ગાંધીજીને એમના અનેક દેશવાસીઓ પૂજ્ય ગણે છે. મને પોતાને કોઈ પણ આવા પુરુષનો કેસ જોવાની કે સાંભળવાની તક પહેલાં કદીયે મળી નથી અને કદાચ ભવિષ્યમાંયે મળવાની નથી. જજને તો કેવળ કાયદા પ્રમાણે કામ કરવાનો હક છે. કાયદો કોઈના વ્યક્તિત્વને કારણે બે માણસ વચ્ચે ફરક જોતો નથી. એટલે સજા તો એમણે આપવી જ પડશે. ગાંધીજીનું સ્થાન લોકમાન્ય તિલકના જેવું જ છે. આવી જ પરિસ્થિતિમાં જે સજા એમને મળેલી, એ જ સજા એટલે કે, છ વરસની કેદની સજા, ગાંધીજીને પણ આપવી અયોગ્ય નહીં ગણાય.

જજે પોતાનો આ ચુકાદો સંભળાવી દીધો. પોતાને લોકમાન્ય તિલકની કોટિમાં ગણ્યા તેને માટે ગાંધીજીએ જજને ધન્યવાદ આપ્યો. જજના ગયા પછી અમે બધા, એક પછી એક ગાંધીજીને મળી પ્રણામ કરીને વિદાય થવા લાગ્યા. એ દૃશ્ય અત્યંત કરુણ હતું. હું હૈયાનો પોચો છું. બાળક રડે તે પણ હું સહન કરી શકતો નથી. કરુણ પ્રસંગે હું મારી જાત ઉપરનો કાબૂ ખોઈ બેસું છું. હું ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યો. શ્રી કેલકર પણ ત્યાં હતા. મને રોતો જોઈને એમણે મને બહુ જ દિલાસો આપ્યો અને કહ્યું કે, લોકમાન્યને સજા મળેલી ત્યારે અમારી બધાની હાલત પણ આવી જ થઈ હતી. થોડી વાર પછી હું પણ ટાઢો પડ્યો અને ગાંધીજીની વિદાય લીધી.

એ જ કેસમાં શંકરલાલ બેંકર પણ આરોપી હતા. તેઓ યંગ ઇન્ડિયાના મુદ્રક તથા પ્રકાશક હતા. એમને પણ એક વરસની સજા થઈ. તેમને ગાંધીજીની સાથે જ સજા થઈ અને પોતાની મુદત પૂરી થતાં સુધી તેઓ એમની સાથે રહ્યા એ એમનું સદ્ભાગ્ય હતું.

## રચનાત્મક કાર્ય તથા સવિનયભંગ સમિતિ

મહાત્મા ગાંધીજીએ જેલ જતાં આદેશ આપ્યો હતો કે કોંગ્રેસે રચનાત્મક કામમાં વળગી જવું જોઈએ; એની મારફતે જ દેશ સત્યાગ્રહને માટે તૈયાર થઈ શકશે. આ રચનાત્મક કાર્યક્રમમાં ખાદીપ્રચાર વાટે વિલાયતી કાપડનો બહિષ્કાર, રાષ્ટ્રીય કેળવણી, અસ્પૃશ્યતાનિવારણ, હિંદુ-મુસ્લિમ ઐક્યની સ્થાપના વગેરે મુખ્ય હતાં. સત્યાગ્રહ માટે દેશને તૈયાર ન જોયો તેથી જ તેમણે બારડોલીમાં સત્યાગ્રહ કરવાનું બંધ રાખ્યું હતું. એ ઉપરથી સ્પષ્ટ હતું કે હજુ તેઓ સત્યાગ્રહ કરવાની રજા આપવા ઇચ્છતા નહોતા. એમના જેલમાં ગયા પછી આખા દેશમા એક જાતની કિંકર્તવ્યમૂઢતા આવી ગઈ. ઉત્સાહી અને આવેશમાં આવી ગયેલા લોકો, સત્યાગ્રહ શરૂ કરી દેવા માગતા હતા. કેટલાક લોકો એટલે સુધી કહેવાને પણ તૈયાર થઈ ગયા કે સત્યાગ્રહ અટકાવીને ગાંધીજીએ દેશનું નખોદ વાળી નાખ્યું છે અને હવે આખી ચળવળ મરી ગઈ છે. કેટલાક લોકો એમ વિચારવા લાગ્યા કે જો સત્યાગ્રહ નથી કરવો તો પછી ધારાસભાઓનો બહિષ્કાર કરવો નકામો છે — એ વિષેનો પ્રતિબંધ ઉઠાવી લેવો જોઈએ. કેટલાક લોકો ગાંધીજીએ બનાવેલા રચનાત્મક કાર્યક્રમ ઉપર ભાર મૂકતા હતા અને એને માટે ખૂબ જોરથી કામ કરવાને ઉત્સુક હતા.

ડિસેમ્બર મહિનામાં લૉર્ડ રીડિંગની સાથે સમાધાની ન થવાને લીધે ફૂટનું જે બીજ રોપાયું હતું તેને બારડોલીના નિર્ણય વખતે સારી પેઠે અંકુર ફૂટ્યા હતા અને હવે તે ઝપાટાબંધ ફાલતું ગયું. મોટા મોટા નેતાઓ પણ જેલમાં હતા. બારડોલી અને દિલ્હીના ઠરાવો પહેલાં આપ્યા છે એ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે સામુદાયિક સત્યાગ્રહ તો માંડી જ વાળવામાં આવ્યો હતો. આક્રમણાત્મક વ્યક્તિગત સત્યાગ્રહ પણ બંધ જ હતો; પણ બચાવ પૂરતો સત્યાગ્રહ કરવાની છૂટ હતી.

કેટલાક લોકો, ખાસ કરીને મહારાષ્ટ્રના કેટલાક લોકો, શરૂઆતથી જ અસહકાર અને સત્યાગ્રહના કાર્યક્રમ પ્રત્યે નારાજ હતા. દેશની પરિસ્થિતિના પ્રભાવમાં તણાઈને એ લોકો કોંગ્રેસે પસાર કરેલા ઠરાવ પ્રમાણે કામ તો જરૂર કરતા હતા; પણ એ આખાયે કાર્યક્રમમા એમનું મન કદી

ચોંટયું નહોતું. એટલે જ્યારે જ્યારે એમને તક મળતી ત્યારે ત્યારે તેઓ એના કોઈ ને કોઈ ભાગ સામે પોતાનો વિરોધી સૂર સંભળાવતા. ૧૯૨૧ના જુલાઈમાં ભરાયેલી અખિલ હિંદ મહાસમિતિના મુંબઈ અધિવેશનમાં જ એમણે પોતાનો વાંધો દર્શાવેલો. ફરી વાર એ જ વાત અમદાવાદ કોંગ્રેસમાં પણ એમણે સંભળાવવા માંડી. જ્યારે બારડોલીમાં કારોબારીએ સત્યાગ્રહ મુલતવી રાખવાનો નિશ્ચય કર્યો, ત્યારે વળી એમને વધુ સરસ તક મળી ગઈ. અને દિલ્હીની મહાસમિતિમાં દાક્તર મુંજે એટલા જ માટે, હું આગળ કહી ગયો તે એક ઠરાવ લાવ્યા. તેમની માગણી એવી હતી કે આખાયે કાર્યક્રમની તપાસ કરવા માટે એક સમિતિ નીમવામાં આવે. દિલ્હીમાં તો એ ઠરાવ નામંજૂર થયો. પણ મરાઠી મધ્ય પ્રાંતની કોંગ્રેસ સમિતિમાં દાક્તર મુંજેની ઇચ્છા પાર પડી. ત્યાં એક સમિતિ બની. એણે એક રિપોર્ટ તૈયાર કર્યો, તેમાં આખા કાર્યક્રમને મરડી મચરડીને એક નવો કાર્યક્રમ બનાવવામાં આવ્યો. ત્યાંની પ્રાંતિક સમિતિએ એના પર વિચાર કરવા માટે એને મહાસમિતિની પર મોકલી આપવાનું ઠરાવ્યું. પણ ત્યાંના લોકોને એ રિપોર્ટ વિષે સંતોષ નહોતો. નાગપુરમાં એક મોટી સભા મળી. એમાં પ્રાંતિક કોંગ્રેસ સમિતિ ઉપર અવિશ્વાસ જાહેર કરવામાં આવ્યો. એ સભામાં આઠનવ હજાર માણસ હાજર હતાં. શ્રી જમનાલાલ બજાજ એના પ્રમુખ હતા. દાક્તર મુંજેના વિચારના લોકો પણ ત્યાં હાજર હતા. રિપોર્ટના ટેકામાં જે કંઈ કહી શકાય એમ હતું એ તેઓએ કહ્યું પણ ખરું. પરંતુ સાત કલાક સુધી ચર્ચા ચલાવ્યા બાદ એ સભાએ રિપોર્ટને વખોડી કાઢયો. એની તરફેણમાં જૂજ જ હાથ ઊંચા થયા. બીજા બધાયે હાથ એ રિપોર્ટની વિરોધમાં જ હતા.

એથી ઊલટું, બિહારે બારડોલી અને દિલ્હીના ઠરાવોને વધાવી લીધા. પ્રાંતિક સમિતિએ રચનાત્મક કાર્યક્રમ વિષે એક લાંબો ઠરાવ પસાર કર્યો. જોકે બિહારમાં પણ સરકાર તરફથી દમન ચાલતું હતું છતાં ત્યાં સત્યાગ્રહ બંધ કરી દેવામાં આવ્યો. અને રચનાત્મક કાર્યક્રમ જોરથી ચલાવવા માટે બધી કોંગ્રેસ સમિતિઓને આદેશ આપવામાં આવ્યો. ગુજરાતે પણ એમ જ કર્યું. બિહારમાં એની અસર એ થઈ કે જે લોકો સત્યાગ્રહને કારણે કોંગ્રેસથી છૂટા થઈ ગયા હતા તેઓ રચનાત્મક કામમાં મદદ કરવાને તૈયાર થઈ ગયા. તેઓમાં બાબુ ગણેશદત્ત સિંહ મુખ્ય હતા. એવા લોકોની પટનામાં એક જાહેર સભા થઈ. એમાં બીજા અસહકારીઓની સાથે હું પણ ગયો હતો. ત્યાં એ લોકોએ ઠરાવ્યું કે તેઓ પણ આ વાતમાં પૂરો રસ લેશે અને જેટલી બનશે એટલી મદદ કરશે.

અમે ખાદીનું કામ પૂરા વેગથી ઉપાડયું. તે સાથે રાષ્ટ્રીય કેળવણી વિષે એક પરિષદ બોલાવી. એમાં, રાષ્ટ્રીય કેળવણી સબંધી નિયમો તથા એના અભ્યાસક્રમ વગેરેનો વિચાર કરવામાં આવ્યો. એ વખતે જેટલી પાઠશાળાઓ ચાલતી હતી એની આર્થિક મદદ વગેરેની બાબતમાં પણ વિચાર કરવામાં આવ્યો. અમે બધા જ, આ વિચારોને અમારા મગજમાં લઈને ઠેર ઠેર પ્રવાસ કરવાયે નીકળી પડયા.

સરકારની બેવડી નીતિ ચાલુ રહી. ક્યાંક ક્યાંક પકડાપકડી પણ ચાલતી હતી. બીજી બાજુ જેઓ જેલમાં ગયા હતા એમના કેસોનાં કાગળિયાં સરકારે હાઈકોર્ટના એક જજ વસંતકુમાર મલ્લિક પાસે મોકલી આપ્યાં. એમને કહેવામાં આવ્યું કે તેઓ કાગળિયાં તપાસીને પોતાનો અભિપ્રાય આપે કે જે સજાઓ થઈ છે એ બરાબર અને યોગ્ય છે કે કેમ. એમની ભલામણ ઉપરથી કેટલાક જણને છોડી દેવામાં આવ્યા અને કેટલાકની સજામાં ઘટાડો થયો. પણ મોટા ભાગના લોકો જેમના તેમ જેલમાં પડયા રહ્યા.

શ્રી સચ્ચિદાનંદ સિંહ ૧૯૨૧ની સાલમાં જ, રાય કૃષ્ણસહાય બહાદુરના મરણ પછી બિહારના ગવર્નરની કાઉન્સિલના સભ્ય નિમાયા હતા. જેલખાતું એમના હાથમાં હતું. એમણે રાજકીય કેદીઓ માટે કેટલાક નિયમો બનાવ્યા જેથી જનતાને જરાક સંતોષ થયો. પણ જેલના અધિકારીઓને એ મુદ્દલ ગમ્યું નહીં. થોડા દિવસ પછી એક માણસ (સર હોરમસજી બનાતવાળા), કોઈક બીજા પ્રાંતમાંથી જેલનો ઇન્સ્પેક્ટર જનરલ બનીને આવ્યો. એ બહુ સખતી કરવા લાગ્યો. નવા કાયદાઓ થયેલા હોવા છતાં બિહારની જેલોમાં રાજકીય કેદીઓની ઉપર સારી પેઠે જુલમ ગુજરતો રહ્યો. છાપાંઓમાં એની ચર્ચા એ દિવસોમાં પુષ્કળ આવ્યા કરતી. એ લોકો પાસે ઘંટીએ દળાવવું તથા ઘાણી ખેચાવવી એ તો સાધારણ વાત હતી. જો હુકમ પ્રમાણે કામ પૂરું ન ઊતરતું તો એમને સજાઓ થતી હતી. પગમા બેડી, ડંડાબેડી, ઊભી હાથકડી, તાટકપડા, વગેરે જેલની સખત સજાઓ ઘણાઓને ભોગવવી પડતી હતી. કોઈ કોઈ જગ્યાએ ફટકા પણ મારવામાં આવ્યા હતા. જેલોમાં મુસલમાનોની સંખ્યા ઠીક ઠીક હતી. એટલે એમની સાથે અઝાનની બાબતમાં ઝઘડો ઊભો થયો. અધિકારીઓએ એ બંધ કરવાનો હુકમ આપ્યો. એમણે ન માન્યું એટલા વાસ્તે ઘણાઓને સજા થઈ.

મૌલાના મજરુલ હક સાહેબે ૧૯૨૧ના સપ્ટેમ્બરથી મધર લૅન્ડ નામનું એક અઠવાડિક છાપું શરૂ કર્યું હતુ. એમાં મોટે ભાગે તેઓ પોતે જ

લખના. એ પટનાથી બહાર પડતું. એમાં જેલ સંબંધી એક લેખ છાપવા માટે સર હોરમસજી બનાતવાળાએ એમના ઉપર કેસ માંડ્યો, એમાં એમને પણ સજા થઈ. મારે પણ શ્રી સચ્ચિદાનંદ સિંહના જેલ-અમલ સંબંધી એક આકરી નોંધ લખવી પડી હતી.

મહાત્માજીના જેલ ગયા પછી કારોબારીની બેઠક જુદી જુદી જગ્યાએ થતી રહી. બેઠકોમાં રચનાત્મક કાર્યક્રમ ઉપર ભાર દેવામાં આવતો એક બેઠકમાં ખાદીપ્રચારનું કામ સંગઠિત રૂપે ચલાવવાને માટે એક બોર્ડ બનાવવાનું નક્કી થયું. આ કામને સારુ તિલક સ્વરાજ-ફાળામાથી રૂપિયા આપવાની પણ રજા આપવામાં આવી. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ અખિલ ભારતીય મહાસમિતિના મંત્રી હતા. તેઓ ભાષણો કરીને અને છાપાંઓમાં લેખો લખીને લોકોને તથા કૉંગ્રેસના કાર્યકર્તાઓને કૉંગ્રેસના સભ્યો બનાવવા, તિલક સ્વરાજફાળા માટે પૈસા ઉઘરાવવા, તથા ખાદીપ્રચાર, અસ્પૃશ્યતાનિવારણ અને રાષ્ટ્રીય કેળવણીના કામમાં બને તેટલો પ્રયત્ન કરે તેને માટે પ્રોત્સાહન આપતા રહેતા હતા, છતાં ઉત્સાહ ઓસરતો ગયો. લખનૌમા મહાસમિતિની બેઠક રાખવામાં આવી શ્રી વિઠ્ઠલભાઈ પટેલ એ વખતની પરિસ્થિતિથી બહુ કંટાળી ગયા હતા. હું લખનૌ તો પહોંચ્યો પણ ત્યાં પહોંચીને તાવમાં સપડાયો. એટલે ત્યાંની બેઠકમાં લગભગ પ્રેક્ષકની જેમ જ ભાગ લઈ શક્યો, ચર્ચામાં સારાથી ઝાઝો ભાગ ન લેવાયો. સદ્‌ભાગ્યે પંડિત મોતીલાલ નેહરુ એ જ ટાંકણે છૂટ્યા. બીજે દિવસે તેઓ બેઠકમાં સામેલ થયા. પંડિતજીના આવ્યા પહેલાં જ બેઠકમાં શ્રી વિઠ્ઠલભાઈ પટેલ તથા બીજા કેટલાયે નેતાઓની સૂચનાથી એક સમિતિ નીમવાની વાત થઈ. એ સમિતિને દેશની પરિસ્થિતિનો વિચાર કરીને તથા જરૂર લાગે ત્યાં જઈને તપાસ કરીને દેશ સત્યાગ્રહ માટે તૈયાર છે કે નહીં એ બાબતનો રિપોર્ટ કરવાનું કામ સોંપવામાં આવ્યું. પંડિતજીએ પણ ત્યાં આવ્યા પછી એ વાત મંજૂર રાખી અને એવી એક સમિતિ નીમવા માટે પ્રમુખને આગ્રહ કરવામાં આવ્યો. ગાંધીજી, કોઈ પણ જાતની સમિતિની તપાસ વિના જ દેશની નાડ પારખી લેતા હતા. જ્યારથી તેઓ હિંદુસ્તાનમા પાછા આવ્યા અને જાહેર કામોમાં ખુલ્લી રીતે ભાગ લેવાનું શરૂ કર્યું ત્યારથી એમણે પોતાની એ જ શક્તિથી કામ ચલાવ્યું હતું. એમના જતાંની સાથે જ મહાસમિતિને તપાસ વગેરેમાં ઊતરવાની જરૂર જણાવા લાગી. પણ એનું પરિણામ સારું ન આવ્યું. બ્રિટિશ સરકાર હિંદુસ્તાનમાં કોઈ વાતને ટાળી દેવાં માગતી હોય તો જેમ એક

તપાસ સમિતિ મુકરર કરી દે છે, તેમજ અમે પણ કર્યું! એનાથી એક રીતે સત્યાગ્રહ અટકી જ પડ્યો. રચનાત્મક કામને જે ઉત્તેજન મળવું જોઈતું હતું, અને જે વાત ઉપર ગાંધીજીએ ભાર મૂક્યો હતો, એ વાત પણ એક રીતે ગૌણ થઈ પડી.

આ જ બેઠકમાં એક બીજું કામ પણ કરવામાં આવ્યું, જેનું ફળ કેટલાક દિવસો પછી ઘણું સારું આવ્યું. દેશ આખામાં વધતા જતા ખાદીકામની દેખરેખને માટે કારોબારીએ જે બોર્ડ બનાવ્યું હતું તેને મહાસમિતિએ મંજૂરી આપી. ૧૯૨૧માં જ્યારે સ્વરાજફાળાની રકમ એકઠી થઈ અને ખાદીકામ પર ભાર મુકાયો ત્યારે એ ફંડમાંથી બધા પ્રાંતોને ખાદીપ્રચારને માટે રૂપિયા આપવામાં આવ્યા. કોઈને હજુ ખાદીનું ઝાઝું જ્ઞાન ન હતું અને અનુભવ પણ નહોતો, એટલે રૂપિયાનો ઘણો બગાડ થશે, અને કામ સરખી રીતે આગળ નહીં ધપે એવી ચિંતા થવા લાગી. એટલે બધા પ્રાંતોમાં સંગઠિત રીતે આખા કામ ઉપર દેખરેખ રાખવાની જવાબદારી આ બોર્ડને સોંપવામાં આવી. શેઠ જમનાલાલ બજાજ એના પ્રમુખ નિમાયા. શેઠજીને રચનાત્મક કામ ઉપર ઘણી જ શ્રદ્ધા હતી. એમણે ખાદીપ્રચાર તથા અસ્પૃશ્યતાનિવારણનું કામ ઘણા પરિશ્રમપૂર્વક અને રસપૂર્વક શરૂ કર્યું.

## ૪૫

## બિહારનું કૉંગ્રેસને નિમંત્રણ અને તેની તૈયારી

અમદાવાદ કૉંગ્રેસમાં બિહારના જેટલા પ્રતિનિધિઓ હાજર હતા તે બધાનો મત પડ્યો કે આ વખતે આપણે કૉંગ્રેસનું અધિવેશન બિહારમાં કરવાનું નિમંત્રણ આપીએ. બિહારમાં આ પહેલાં એક જ વાર જ્યારે અંદર અંદરના મતભેદોને લીધે કૉંગ્રેસ ઘણી જ ક્ષીણ થઈ ગઈ હતી અને હાજરી સાવ થોડી રહેતી ત્યારે ૧૯૧૧માં કૉંગ્રેસ ભરાઈ હતી. એ અધિવેશનની વ્યવસ્થા કરનારાઓનો અનુભવ કંઈ સારો ન હતો બલ્કે કડવો જ હતો. એટલે સુધી કે કૉંગ્રેસ વખતે જે ખર્ચ થયું હતું તે ચૂકવવાનુંયે કંઈક બાકી રહી ગયું હતું. સ્વાગતસમિતિના પ્રમુખ મંજરુલ હક, મંત્રી શ્રી સચ્ચિદાનંદ સિંહ તથા બીજા સભ્યોની ઉપર એ લેણા માટે કોરટમાં ફરિયાદ થઈ હતી. પણ હવે, ચંપારણમાં મહાત્માજીના આગમન પછી, અને ખાસ કરીને ૧૯૨૧ના આંદોલનને

લીધે બિહારમાં સારી પેઠે જાગૃતિ આવી હતી.' અમને લાગ્યું કે આ વખતે એવા કડવા અનુભવ નહીં થાય. હિંમત કરીને અમે નિમંત્રણ તો આપી દીધું; પણ બિહારના કયા શહેરમાં અધિવેશન કરવું એ ત્યાં નક્કી ન કરી શક્યા. એ ઠરાવવાનું કામ બિહારની પ્રાંતિક સમિતિની બેઠક ઉપર છોડવામાં આવ્યું. કૉંગ્રેસે પણ અમદાવાદમાં આવતું અધિવેશન કયા પ્રાંતમાં કરવામાં આવશે એ નક્કી ન કર્યું. થોડા દહાડા પછી કારોબારીએ બિહારનું નિમંત્રણ સ્વીકારવાનો નિર્ણય કર્યો.

બિહારમાં પ્રાંતિક સમિતિની બેઠક થયા પહેલાં કેટલીક જગ્યાઓ જઈને હું પોતે જોઈ આવ્યો. પછી સમિતિની બેઠક બોલાવવામાં આવી, ત્યાં નક્કી થયું કે ગયામાં કૉંગ્રેસનું અધિવેશન કરવું. શ્રી કૃષ્ણપ્રકાશ સિંહની સાથે હું એ જિલ્લામાં રૂપિયા ભેગા કરવા માટે ફરવા લાગ્યો. કંઈક સફળતા પણ મળી. આખા જિલ્લામાં જ્યાં પહેલાં કદી પણ હું ગયો નહોતો એવી જગ્યાઓમાં જવાની સારી તક મળી. વરસાદના દિવસોમાં એ જિલ્લામાં ફરવું ઘણું મુશ્કેલ છે. ત્યાંની માટી 'કેવાલ' (ચીકણી ને સખત) છે. જ્યાં પાકી સડક નથી ત્યાં કોઈ પણ જાતનું વાહન જઈ શકે એમ નથી. એટલે ચોમાસું બેસતાં પહેલાં જ જ્યાં કંઈક પણ ઉઘરાવી શકાય એમ હતું તેવી ઘણીખરી જગ્યાઓએ ફરીને મેં ઉઘરાણું કરી લીધું.

૧૯૧૧ની કૉંગ્રેસના સ્વાગતમંત્રી ઉપર પટનામાં થયેલા કેસની વાત મને યાદ હતી. એટલે એમ નક્કી કર્યું કે સ્વાગતાધ્યક્ષ તેમ જ બીજા પદાધિકારીઓની છેવટની ચૂંટણી હાલ તુરત ન કરવી. જ્યારે સ્વાગતસમિતિના સભ્યો સારી સંખ્યામાં બને ત્યારે જ પદાધિકારીઓની ચૂંટણી કરવી ઠીક રહેશે. ત્યાં સુધી કામ ચલાવવાને માટે મને જ કામચલાઉ મંત્રી નીમવામાં આવ્યો. મારી મદદને સારુ થોડાક જણની એક નાનકડી સમિતિ બનાવવામાં આવી. તેમાં અનુગ્રહબાબુ પણ હતા. મેં નક્કી કર્યું અને સમિતિને પણ કહી દીધું કે હું ઉધાર અથવા કરજ લઈને એક પૈસાનુંયે ખરચ કરવાનો નથી, એટલું જ નહીં, પણ કશુંયે કામ, તેને સારુ જોઈતા પૂરતા પૈસા હાથમાં આવ્યા પહેલાં શરૂ કરવાનો નથી. મને પોતાને તેમ જ સમિતિના સભ્યોને આર્થિક જવાબદારીમાંથી ઉગારી લેવાને કેવળ આ એક જ ઉપાય અમારા હાથમાં હતો. બધા જિલ્લાઓને સ્વાગતસમિતિના સભ્યો બનાવવા અને ફાળો ભેગો કરવા કાગળ લખી મોકલાયા. પણ કાર્યકર્તાઓમાં કંઈક શિથિલતા દેખાવા લાગી. ફાળાનું ઉઘરાણું પણ ઓછું આવવા લાગ્યું. અમદાવાદ

પછી કોંગ્રેસનું સ્વરૂપ જ બદલાઈ ગયું હતું. અમારે એક નવા શહેર જેવું શહેર વસાવવાનું હતું, જે ગયા શહેરની બહાર હોય અને જ્યાં લોકોને રહેવા માટે કુટીરો તથા દીવાબત્તી અને પાણીની પૂરી સગવડ મળે. એ ઉપરાંત કોંગ્રેસને માટે મંડપ તૈયાર કરવાનો હતો. જમીન મેળવતાં થોડી મુશ્કેલી પડી. પણ સ્થાનિક લોકોની મહેરબાનીને લીધે ગયા શહેરથી દોઢ બે માઇલ દૂર,' તેતુઈ ગામમાં પાકી સડકની પૂર્વ બાજુએ આંબાના બગીચા અને પશ્ચિમ બાજુએ ખાલી ખેતરો મળી ગયાં. ખાલી ખેતરોમાં મંડપ અને બગીચામાં રહેવાને માટે કુટીરો બનાવવાનું ઠરાવવામાં આવ્યું. થોડે દૂર એક બીજી ફૂલવાડી મળી ગઈ. એમાં નાનકડો બંગલો પણ હતો. ત્યાં જ ખાદીપ્રદર્શન કરવાનું નક્કી થયું. થોડો વખત તો નકશો તૈયાર કરવામાં અને રૂપિયા તથા વાંસ-સ્વળી ભેગાં કરવામાં ગયો. વરસાદમાં કામ ચાલી શકે એમ હતું જ નહીં. એટલે અમે ચોમાસું વીત્યે જ કામ આરંભવાનું ઠરાવ્યું.

ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં અધિવેશન થતું. એટલે ચોમાસું પૂરું થયા પછી આશરે ત્રણ મહિના અમારી પાસે રહેતા હતા. જો રૂપિયા અને સામાન તૈયાર હોય તો આખું કામ પૂરું કરવાનું બહુ મુશ્કેલ ન હતું. પણ દુર્ભાગ્યે હજી પૂરતી રકમ આવી નહોતી. મેં કાગળો લખીને તથા માણસો મોકલીને બધા જિલ્લાઓ પાસે તકાદો કર્યો, પણ પૂરતા રૂપિયા ન મળ્યા. મારી ચિંતા વધવા લાગી. મેં તો નક્કી જ કરેલું કે જ્યાં સુધી કંટ્રાક્ટ માટે પૂરતી રકમ બેંકમાં જમા ન થાય ત્યાં સુધી કોઈની સાથે કશો કંટ્રાક્ટ કરવો નહીં. જેમ જેમ સમય પાસે આવતો ગયો તેમ તેમ ચિંતા વધવા લાગી. વખતને અભાવે કોઈ કંટ્રાક્ટર જોઈતી કુટીરો ને મંડપ તૈયાર કરી આપવાનું માથે ન લઈ શકે એવો વખત પાસે આવતો જતો હતો. કમિટીની બેઠક મળી. બધી વાતો પર વિચાર કરવામાં આવ્યો. હું મારી મૂળ વાતને વળગી રહ્યો કે જ્યાં સુધી કોઈ પણ કામને માટે પૂરતી રકમ બેંકમાં જમા નહીં થાય ત્યાં સુધી હું એક પણ કંટ્રાક્ટ ઉપર મંત્રી તરીકે સહી નહીં જ કરું. બધા જિલ્લાઓના કાર્યકર્તાઓની આળસથી અમે મૂંઝાતા હતા. છેવટે એમ નક્કી થયું કે સમિતિના સભ્યોની વ્યક્તિગત જવાબદારી ઉપર બેંકમાંથી કરજે રૂપિયા લેવા. એ રૂપિયા બેંકમાં જમા કરાવવા અને ત્યાર પછી નગર તૈયાર કરવા વગેરેને માટે કંટ્રાક્ટ આપવો.

આ પ્રમાણે પચાસ હજાર રૂપિયા કરજે લેવાનું નક્કી થયું. કેટલાક માણસોનું કહેવું હતું કે આ વાત છાની રાખવી, કારણ કે આ

વાત બહાર પડે તો પ્રાંતની બદનામી થશે અને સરકારી અમલદારો તથા બીજાઓ એ જોઈને બહુ રાજી થશે. મેં કહ્યું કે પ્રાંતના લોકોની ઉપર મને પૂરો વિશ્વાસ છે. લોકો જ્યારે જાણશે કે કોંગ્રેસને આમંત્રણ આપીને આપણે કેવી કફોડી સ્થિતિમાં આવી પડ્યા છીએ, ત્યારે તેઓ જોઈતા રૂપિયા જરૂર મોકલશે. સાથે સાથે કોંગ્રેસી કાર્યકર્તાઓ પણ પરિસ્થિતિની ગંભીરતા સમજી જશે અને ખરા મનથી રૂપિયા ભેગા કરવા માંડશે.

એ ઠરાવ છાપાંઓમાં આપવામાં આવ્યો. હું રૂપિયા ભેગા કરવા માટે પ્રવાસે નીકળી પડ્યો. છાપાંઓમાં લોકોએ જેવો એ ઠરાવ વાંચ્યો તેવા જ આખા પ્રાંતના કોંગ્રેસી કાર્યકર્તાઓને હૈયે જાણે ઝાળ લાગી ગઈ. બધા જ પોતપોતાની પૂરી શક્તિથી સ્વાગત સમિતિના સભ્યો બનાવવાના તથા રૂપિયા ભેગા કરવાને કામે લાગી ગયા. હું જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં સારી પેઠે રૂપિયા મળવા લાગ્યા. પ્રાંતની બેઆબરૂ થતી હતી તેને માટે સૌને લાગી આવ્યું. લગભગ અઠવાડિયું ફર્યો હોઈશ તેટલામાં કેટલાયે હજાર રૂપિયા લઈને હું પાછો ફર્યો. રૂપિયા મારી પાસે જ હતા. અમે લોકોએ શહેરથી આશરે દોઢ માઈલ છેટે આવેલા પેલા નાનકડા બંગલામાં, જ્યાં ખાદીપ્રદર્શન કરવાનું ઠરાવેલું તેમાં જ અમારો ઉતારો રાખેલો. એટલા બધા રૂપિયા લઈને ત્યાં આગળ જાઉં એ ઠીક નહોતું. ગાડીએથી હું લગભગ સાંજના ચાર વાગ્યે ઊતર્યો હતો. ગયા સ્ટેશન ઉપર મને એક ફોજદાર મળ્યો. તેમણે છાપામાં અમારો ઠરાવ વાંચ્યો હતો. એ એવાં સ્વપ્નાં સેવતો હતો કે કદાચ ગયામાં કોંગ્રેસ થઈ જ નહીં શકે. જેવો હું ટ્રેનમાંથી ઊતર્યો તેવો જ એ મારી પાસે આવ્યો અને પૂછવા લાગ્યો કે, બેંકમાંથી રૂપિયા લીધા? કદાચ એ ધારતો હતો કે આવડી મોટી રકમ વ્યક્તિગત જવાબદારી ઉપર બેંક પણ આપવાની નથી. મેં જવાબ વાળ્યો, ના. ત્યારે એણે પૂછ્યું, તો પછી કોંગ્રેસ કેવી રીતે થવાની? મેં જવાબ આપ્યો કે, અમારે હવે કરજ લેવાની જરૂર જ નથી રહી. એ સાંભળીને એને બહુ જ નવાઈ લાગી. મેં એને એમ પણ કહ્યું કે, હવે કામને માટે જોઈતી રકમ અમારી પાસે આવી ગઈ છે; અને અત્યારે હું પોતે સારી સરખી રકમ ઉઘરાવીને લેતો આવ્યો છું. એને મારી વાત ઉપર વિશ્વાસ ન બેઠો. મને તો, રૂપિયાનો ભાર જલદીથી બેંક ભેળો કરી દેવાની ઉતાવળ હતી. એટલે હું ભાડાનો ટાંગો કરીને સીધો બેંકમાં ગયો. પેલો મારી પાછળ પાછળ સાઇકલ ઉપર આવ્યો. જ્યારે એણે જોયું કે હું ખરેખર એક મોટી રકમ ગણાવીને બેંકમાં જમે કરાવું છું ત્યારે મારી વાત ઉપર એને વિશ્વાસ બેઠો. અને એ, અમારો સાથ છોડીને પોતાને બીજે કામે જતો

રહ્યો. હું જે કંઈ ઉઘરાવીને લાવેલો તે ઉપરાંત બધા જ જિલ્લાઓમાંથી રોજ રોજ રૂપિયા આવવા લાગ્યા. અમારું બધાનું ફરવાનું ચાલુ રહ્યું અને આ તરફ બાંધકામ પણ તડામાર શરૂ થઈ ગયું.

ગરીબ બિહાર, ધનવાન અમદાવાદના ઠાઠમાઠની સરખામણી કે નકલ તો કેટલી કરી શકે? છતાં મારા ધારવા પ્રમાણે અમે પણ સારી સગવડ ઊભી કરી અને ખરચ પણ ગુજરાત કરતા ઘણું ઓછું કર્યું.

પ્રદર્શનમાં ખાદી બનાવવાની બધી ક્રિયાઓ બતાવવાનું અમે ઠરાવ્યું હતું. ખાદીમાં અમે કેવળ કપાસનું કાપડ જ નહીં; પણ રેશમ, ઊન, શણ વગેરે જેમાંથી સૂતર કે દોરી તૈયાર કરીને એની કંઈ ને કંઈ વસ્તુ વણી શકાય છે એવી બધી ચીજોને પ્રદર્શનમાં સામેલ કરી હતી. આમાંની દરેક વસ્તુની, શરૂથી માંડીને તે વાપરવા લાયક બને ત્યાં સુધીની બધી ક્રિયાઓ દેખાડવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. દાખલા તરીકે, કપાસ લઈએ. કપાસના છોડથી લઈને કપાસ પીનવાનું. પીંજવાનું, કાંતવાનું, તાણો પૂરવાનું, પવાયત કરવાનું, વણવાનું, કાપડ ધોવાનું, રંગવા છાપવાનું ઇત્યાદિ, બધું કામ પ્રત્યક્ષ કરી બતાવાતું હતું. એ જ પ્રમાણે ઊન, રેશમ, શણ, વગેરેનું પણ. હજુ ચરખા સંઘની સ્થાપના થઈ નહોતી. એનું કામ ખાદી બોર્ડ કરતું હતું, પણ હજુ એની સ્થાપનાને એક વરસ પણ થયું નહોતું. એટલે ખાદીકાર્યની વ્યવસ્થા અને અનુભવ તથા જ્ઞાન નહીં જેવાં જ હતાં. આ બધી વસ્તુઓને તથા એને માટેના બધા કારીગરોને શોધી લાવવા એ કંઈ સહેલું કામ ન હતું. છતા પણ એ બધી વ્યવસ્થા થઈ. પોતાની ઢબનું એ ખાદીપ્રદર્શન સરસ થયું પ્રેક્ષકોની ટિકિટોમાથી જે પૈસા આવ્યા એ પ્રદર્શનમાં થયેલા ખર્ચને પહોંચી વળવાને માટે પૂરતા થયા.

૪૬

## આસામ અને સંથાલ પરગણામાં દમન

કૉંગ્રેસના વાર્ષિક અધિવેશન અને એના કામકાજ વિષે કંઈ કહું તે પહેલાં ૧૯૨૨ની કૉંગ્રેસ વિષે થોડી વાતો જણાવવી જરૂરની છે.

મહાત્મા ગાંધીની ધરપકડ પછી પણ કોઈ કોઈ પ્રાંતોમાં સરકારના દમનનું જોર ચાલુ જ રહ્યું. મોટા નેતાઓમાં, પંડિત મદનમોહન માલવીયજી અને શ્રી વિઠ્ઠલભાઈ પટેલ સિવાયના બધાયે નેતા ઘણુંખરું જેલમાં હતા. દમનને લીધે લોકો કંઈક ગભરાઈ ગયેલા જણાતા હતા. કૉંગ્રેસને જીવતી રાખવી જરૂરની હતી. જે થોડાક જણ બહાર હતા એમની જવાબદારી ઘણી વધી ગઈ હતી. આસામમા ચાલી રહેલા દમનની ભયાનક ખબરો ઉપરાઉપરી આવતી હોવાથી પંડિત માલવીયજીએ વિચાર્યું કે, ત્યાં ખચીત જવું જોઈએ. હુયે તેમની સાથે ગયો. ત્યાં લગભગ બધા જિલ્લાઓમા, કેવળ શહેરોમાં જ નહીં પણ ઘણાં ગામડાંઓમાં પણ, કૉંગ્રેસ સમિતિઓ સ્થપાઈ હતી. આસામમાં મોટે ભાગે ઘાસનાં જ ઘરો હોય છે. કૉંગ્રેસનાં કાર્યાલય પણ ઘાસનાં જ હતાં. સરકારી નોકરોએ લગભગ બધી જગ્યાઓનાં કૉંગ્રેસનાં કાર્યાલયો બાળી મૂકયાં હતાં. બધા જ સારા સારા કાર્યકર્તાઓ પકડાઈ ગયા હેતા. કૉંગ્રેસના સ્વયંસેવક દળના સભ્યો જ્યાં જ્યાં નજરે પડતા ત્યાં ત્યાં એમને પકડી લેવામાં આવતા.

ત્યાંની સરકારને ગુસ્સે થવાનું એક ખાસ કારણ હતું. આસામમાં અફીણના વેચાણથી સરકારને સારી આવક થતી. ત્યાંના લોકો અફીણ ખાતા હોઈ એમનું શારીરિક અને માનસિક બળ રોજ રોજ હણાતું જતું અને નાની ઉમરમાં જ તેઓ બુઢ્ઢા જેવા દેખાવા લાગતા. હૃદયની તેમ જ મગજની નબળાઈને કારણે તેઓ સાવ નકામા બની જતા. આ વાત જાણીને ગાંધીજીએ ત્યાંના કાર્યકર્તાઓને આદેશ આપેલો કે અફીણબંધીની ચળવળ ચલાવો. એ ચળવળને પરિણામે અફીણનું વેચાણ બહુ જ ઘટી ગયું અને એની સાથે સાથે સરકારી આવક પણ ઘટી ગઈ. એટલા વાસ્તે કૉંગ્રેસને કચડી નાખવાનો સરકારી નોકરોનો પ્રયત્ન હતો. ઉપર કહેવામાં આવ્યું છે તેમ તેઓ કઠોર દમનનીતિ ચલાવતા હતા.

ત્યાં જઈને અમે બધી સ્થિતિ જોઈ અને પ્રાંતનો પ્રવાસ કરવાનું ઠરાવ્યું. મારે સારુ તેમ જ પૂજ્ય માલવીયજીને સારુ આસામ-દર્શનની આ

પહેલી જ તક હતી. ખૂબ જ લીલોછમ અને ફળફૂલથી લચી રહેલો પ્રદેશ, અને એમાં મહાનદ બ્રહ્મપુત્રા અને ડુંગરાઓની રળિયામણી હારો અતિશય ચિત્તાકર્ષક હતી. વિશાળ અને ગીચ વૃક્ષોથી ભરેલાં અને નાની નાની ઝાડીથી ભરચક જંગલો એક બાજુ એ પ્રદેશની શોભા વધારતાં હતાં તો બીજી બાજુએ, મુખ્યત્વે હાથી અને વાઘ જેવાં જંગલી જાનવરોને કારણે તેને ખેતી તથા મુસાફરીને બહુ જોખમભરેલો બનાવી દેતાં હતાં. ત્યાંની હરિયાળી તો ઘણી જ સુંદર છે, પણ ઊભું વરસ બધી જમીન ભીની ને ભીની રહેતી હોવાથી આખા પ્રાંતનો ઘણો મોટો ભાગ મલેરિયાનું ઘર થઈ રહેલો છે.

ગોહત્તીમાં પૂજ્ય માલવીયજીએ ઘણું જ જુસ્સાવાળું અને ઉત્સાહપ્રેરક ભાષણ કર્યું. અફીણબંધીના કામને ચાલુ રાખવા માટે બધા લોકોને તેમણે અપીલ પણ કરી. હું પણ થોડુંક બોલ્યો; પરંતુ જ્યાં પૂજ્ય માલવીયજી સભામાં હાજર હોય ત્યાં બીજો કોઈ શું બોલી શકવાનો હતો? આસામમાં ફરવા માટે અમે જેટલો સમય આપી શકીએ એમ હતું, એટલા વખતમાં અમે બંને જણા સાથે ઝાઝી જગ્યાઓએ પહોંચી શકીએ એમ નહોતા. એટલે અમે બંને બે ભાગમાં વહેંચાઈ ગયા. કેટલાક સ્વયંસેવકો સાથે પૂજ્ય માલવીયજી, જ્યાં રેલ અથવા સ્ટીમર રસ્તે જઈ શકાતું હતું એવાં સ્થળોએ ગયા. બીજાં કેટલાંક સ્થળોએ ગાડામાં બેસીને જવાય એમ હતું ત્યાં કેટલાક સ્વયંસેવકો સાથે મારે જવાનું ઠર્યું. આ નિર્ણય સાવ યોગ્ય અને મને મનગમતો થયો, કારણ કે આવી રીતે હું ગામડાંઓની પરિસ્થિતિ વધુ સારી રીતે જોઈ શકતો હતો. વળી પૂજ્ય માલવીયજી પોતાની વૃદ્ધાવસ્થામાં—એ વખતે તેઓની ઉંમર સાઠની ઉપર હશે—ગાડાની મુસાફરીમાંથી બચી જતા હતા. જ્યાં દમનચક્ર વધારે જોસબંધ ચાલેલું એવાં સ્થળો અમારા પ્રવાસ માટે પસંદ કરવામાં આવ્યાં.

મારે એક વિકટ જગ્યાએ જવાનું હતું અને ત્યાં જવાને માટે થોડે દૂર લગી એક ઘોર જંગલમાં થઈને પસાર થવું પડતું હતું. મને એ જોઈ ને નવાઈ લાગી કે આસામનાં ગામડાંઓમાં બિહારી મજૂરો કામ કરે છે. બિહારનાં બળદગાડાં બાર વહેવાનું કામ કરે છે. ગોહત્તીમાં હું બ્રહ્મપુત્રાએ નાહવા ગયો. સંજોગવશાત્ ત્યાં બે હોડીઓ પડેલી હતી. એના ખલાસીઓને અંદર અંદર વાત કરતાં સાંભળ્યા તો જણાયું કે તેઓ છપરાની બોલી બોલે છે. પૂછતાં ખબર પડી કે તેઓ છપરા જિલ્લાના કોઈક ગામડામાં રહેનારા માંઝી લોકો હતા અને હમેશાં હોડી લાવતા લઈ જતા હતા. સ્ટીમર ઉપર જે કંદોઈ દુકાન કરતો હતો તે પણ છપરાનો જ રહેવાસી હતો.

ગોહત્તીથી અમે પંદરસોળ માઈલ સુધી લારીમાં ગયા. ત્યાંથી લગભગ બીજા વીસ 'માઈલનો ગાડારસ્તો હતો. જંગલમાં થઈને અમારે પસાર થવાનું હતું. એ સ્થળોનાં નામ આજે મને યાદ નથી રહ્યાં. લારીની મુસાફરી તો અમે બપોરે બારેક વાગ્યામાં જ પતાવી લીધી. મેં ધારેલું કે તરતોતરત નીકળીશું તો જંગલનેયે ઘણોખરો રસ્તો રાત પડેલાં વટાવી જઈશું. અમે બે ગાડાં ભાડે કર્યાં, પણ ગાડાંવાળાઓ કંઈક ને કંઈક બહાને વામાંટામાં કરતા રહ્યા અને સાંજના પાંચેક વાગ્યા પહેલાં તો એમણે ગાડાં હાંક્યાં જ નહીં. પૂછપરછ કર્યે જણાયું કે તડકો બહુ જ આકરો ચડતો હોવાને લીધે ગાડાં ઘણુંખરુ રાત્રે જ ચાલે છે. એક ગાડામાં હું અને એક સ્વયંસેવક બેઠા. બીજામાં ત્રણેક બીજા સ્વયંસેવકો બેઠા. અમારી સાથે ખાવાનું કાંઈ હતું નહીં. રાત્રે આઠ વાગ્યે અમે એક વિસામા જેવી જણાતી જગ્યાએ પહોંચ્યા. ત્યાં ઘણાં ગાડાં છૂટ્યાં હતાં. શોધ કરી વળ્યા ત્યારે માંડ થોડાક શેકેલા ચણા જ અમને મળ્યા. ચણા લઈને અમે ગાડાં હાંક્યાં. ચણા ફાકી લીધા પછી હું ગાડામાં ઊંઘી ગયો. થોડા કલાક પછી ભારે શોરબકોર થતાં મારી ઊંઘ ઊડી ગઈ. મેં જોયું કે સ્વયસેવકો ઘાસતેલના બે ખાલી ડબ્બાઓ જોરજોરથી વગાડતા જતા હતા અને ખૂબ જોરજોરથી ગાઈને ધુમરાણ મચાવતા હતા. સાથે સાથે ગાડાંવાળાઓ પણ મોટેથી બૂમબરાડા પાડી પાડીને બળદ હાંકતા હતા. બંને ગાડાંઓમાં ફાનસ સળગાવેલાં હતાં. રસ્તો બહુ જ સાંકડો થઈ ગયો હતો. બન્ને બાજુએ મોટાં મોટાં ઝાડોનું ગાઢ જંગલ આવેલું હતું. આ એક ખીણ હતી. તેની બંને બાજુએ પહાડો હતા. પણ રાતના અંધારામાં ગાડાંમાંથી નજરે પડતા ન હતા — વળતી વખતે મેં એ જોયેલા. તપાસ કરતાં માલૂમ પડ્યું કે એ જગ્યાએ જંગલી જાનવરો, ખાસ કરીને વાઘ, અવારનવાર નીકળી આવતા. એમને નસાડવાને સારુ ગાડાંવાળાઓએ અને સ્વયંસેવકોએ આ બધો શોરબકોર મચાવ્યો હતો. એમણે કહ્યું કે, એ જાનવરો આ ઘોંઘાટની નજીક આવતાં નથી. સડક પર હોય તોયે ખસી જાય છે. પણ કોઈક કોઈક જાનવર તો એટલાં ધીટ હોય છે કે ગાડે જોડેલા બળદનેયે તાણી જાય છે. એવો એક તાજો જ કિસ્સો બની ગયાની મને જાણ થઈ. એ પછી હું ઊંઘી ન શક્યો.

અમે એ ઘોર જંગલ વટાવી ગયા અને જનાવરોનો ભય ઓછો થયો એટલે ધુમરાણ મચાવવાનું કામ અટક્યું. વહેલી પરોઢે અમે અમારે મુકામે પહોંચી ગયા. ત્યાંના લોકો ભયભીત થઈ ગયા હતા. કોંગ્રેસનું માનકડું મકાન બાળી મૂકવામાં આવ્યું હતું. બધા જ કોંગ્રેસી કાર્યકરો પકડાઈ

ગયા હતા. થાણું પાસે જ હતું. લોકો ડરના માર્યા કોંગ્રેસના કામમાંથી ખસી ગયા હતા અમે ત્યાં ગયા એટલે એમનામાં હિંમત આવી. બધા ભેગા થયા. સભા ભરવા બાબત આસપાસનાં ગામડાંઓમાં કહેણ મોકલવામાં આવ્યું. એ દરમિયાન અમે ગામલોકો પાસે ત્યાંના દમનનો હેવાલ સાંભળ્યો. અફીણબંધી બાબતની માહિતી પણ ભેગી કરતા ગયા. બપોર ઢળતાં સુધીમાં લોકો એકઠા થઈ ગયા. બસો ત્રણસો માણસની એક સારીસરખી સભા થઈ. અમે જોયું કે લોકોની હિંમત વધી છે. પછી લોકોએ કોંગ્રેસનું મકાન ફરીથી બાંધી લેવાનું અને અફીણબંધીનું કામ ચાલુ કરવાનું વચન આપ્યું. પોલીસ હાજર હોવા છતાં લોકોએ સભામાં ખુલ્લેખુલ્લો ભાગ લીધો.

ત્રણેક વાગ્યે અમે ત્યાંથી પાછા ફર્યા. અમારે રાત્રે ડબ્બા વગાડવા પડેલા તે વિકટ સ્થાન દિવસને અજવાળે જ વટાવી જવાનો અમારો ઇરાદો હતો. બન્યું પણ એમ જ. ત્યાં પહોંચતાં પહોંચતાં સૂરજ તો આથમી ગયો પણ હજુ અંધારું થયું ન હતું. હું સાથીઓ ભેગો પગપાળો જ જતો હતો. બંને ગાડાં પણ અમારી સાથે સાથે જ ચાલતાં હતાં. એટલામાં પહાડો તરફથી વાઘોની ત્રાડો સંભળાવા લાગી. આ અવાજ બંને તરફથી આવતો હોય તેવું લાગતું હતું. સંભવ છે કે એ અવાજ એક જ બાજુએથી આવતો હોય અને એક જ વાઘનો હોય, પણ એ નિર્જન જંગલ અને પહાડોમાં એનો પડઘો પડવાને લીધે અનેક વાઘોના અવાજ જેવો લાગતો હોય. પણ અવાજ પણ સાવ પાસેથી નહોતો આવતો. કદાચ બે ત્રણ ફર્લાંગ જેટલે દૂરથી આવતો હતો. પ્રાણીસંગ્રહાલય સિવાય બીજે ક્યાંય વાઘોની આવી ત્રાડ મારા સાંભળવામાં આવી નથી.

આખી રાત ગાડામાં મુસાફરી કરીને અમે અજવાળું થયા પહેલાં મોટરલારીની જગ્યાએ પહોંચી ગયા. દસેક વાગ્યે ગોહત્તી આવી પહોંચ્યા. પૂજ્ય માલવીયજીની સાથે બીજાં સ્થળોનો પ્રવાસ પૂરો કરીને અમે પાછા ફર્યા અને લખનૌમાં મળનારી મહાસમિતિની બેઠકમાં સામેલ થયા. એવી ભાંગેલી હાલતમાંયે લોકોને જાગ્રત કરવામાં અને હિંમત આપવામાં માલવીયજી કેટલા બધા સફળ થયા એ મેં જોયું. એમની વાણીમાં બળ તો છે જ; તેમાં વળી ત્યાંની (આસામની) દશા જોઈ વધુ તેજ આવ્યું હતું. આવા કફોડા સમયમાં પણ એમનો આ પ્રવાસ ઘણો સફળ નીવડ્યો.

અમારા પ્રાંતમાં સંથાલ પરગણામાંથી, ખાસ કરીને પાકુરથી દમનની માઠી ખબર આવી. હું ત્યાં પણ ગયો. ત્યાંના લોકો એટલા થરથરી ગયા હતા કે અમને સ્ટેશન પર લેવાયે કોઈ આવ્યું નહીં. અમે આખી રાત

સ્ટેશનના પ્લેટફૉર્મ ઉપર સૂઈ રહ્યા. સવારે ઊઠયા ત્યારે જાણ્યુ કે એક પગરખુ કૂતરુ ખેચી ગયુ છે. હાથ મોઢું પોતાનું ત્યાં જ પતાવીને ગામમા જવાનુ વિચાર્યુ થોડેક દૂર ગયા ત્યાં મારી વકીલાતના સમયના એક ઓળખીતા અસીલ મળ્યા ખબર મળેલા કે હુ સ્ટેશન ઉપર પડયો છું અને કોઈ ભાવ પૂછનારું નથી એ વાત સાંભળીને તેઓ અમને પોતાને ઘેર લઈ જવાને માટે આવતા હતા અમે તેમને ઘેર ગયા. નાહવાધોવાનું પતાવીને અમે જેલ પર ગયા અમે પહોંચ્યા તેના એક બે દિવસ પહેલાં પાચછ કાર્યકર્તાઓને પકડીને ત્યાં પૂરવામાં આવ્યા હતા. અમને લગભગ બાર વાગ્યે એમની મુલાકાત મળી. પગરખાં તો હતાં નહીં. ધોમ ધખતો તડકો હતો. સડકની જાડી મોરમ * ખૂબ જ તપી ગઈ હતી. ત્યાંથી ઉઘાડે પગે પાછા આવતા પગ એટલા દાઝયા કે આખા તળિયામાં ફ્રોલા ઊઠી આવ્યા. જેમતેમ કરતાં ઉતારે પહોંચીને કતાનનાં પગરખાં મ ગાવ્યાં. બપોર પછી એક સડકની બાજુએ સભા થઈ તેમા થોડાક લોકો આવ્યા; પણ તેઓ ભયભીત હતા. છતા અમારા જવાથી લોકોમા કંઈક હિંમત આવી. પકડાયેલા કાર્યકર્તાઓને ઘેર જઈને એમના સગાંવહાલાંઓને અમે દિલાસો આપ્યો.

અમે દુમકા પણ ગયા. ત્યાયે ઉતારો આપનારું કોઈ ન મળ્યુ. અમે એક ધર્મશાળામા જઈને ઊતર્યા. ત્યાં થોડા લોકો આવીને મળ્યા. તેમાં પોલીસનો એક ફોજદાર પણ હતો. તે ભોજપુરી ભાષા બોલતો હતો અને ઘડીએ ઘડીએ મોટેથી 'જય શિવ' અથવા 'બમ બમ' રટયા કરતો હતો. તેણે બહુ વિવેકથી વાતો કરી. તેની સલાહ એટલી જ હતી કે અમારું કામ ત્યા પૂ ર થયુ છે. અમારે હવે ત્યાં વધુ વખત રોકાવાની જરૂર નથી. છેવટે એમણે એમ પણ કહ્યુ કે અમને ત્યાથી ચાલ્યા જવાનો હુકમ છે. અમે હુકમ જોવા માગ્યો પણ તે બતાવી શકયા નહીં. તે હુકમ લેવા ગયા તે ફરી પાછા આવ્યા જ નહીં. અમે તો તેની રાહ જોતા જ બેઠા રહ્યા. મારે કાર્યક્રમ પ્રમાણે ત્યાં વધારે રોકાવાનુ હતું નહીં એટલે રાતની ગાડીએ હું પાછો આવતો રહ્યો.

એ જ (દુમકા) જિલ્લાના એક બીજે સ્થળે પણ કેટલાક આગેવાનો ગયા હતા. ત્યાના એક ગૃહસ્થે એમનું સારું સ્વાગત કર્યુ હતુ તેઓ ઊતર્યા હતા ત્યાં એક જણ એમને પંખો નાખતો હતો લોકોમાં ભય સારી પેઠે હતો પણ એ ભાઈ પોતે નીડર હતા. આગેવાનો ત્યાંથી આવ્યા પછી

* એક જાતના પથ્થરના નાના ટુકડા અથવા મોટી રેતી. એનો રંગ લાલ હોય છે અને એ સડક બાધવામા વપરાય છે.

સાંભળવામાં આવ્યું કે એ ગરીબ બિચારા પંખો કરનારાની જમીનનો ઉચ્છેદ કરી લેવામાં આવ્યો. ત્યાંની જમીન સરકારી ગણાતી હતી. કોઈ પણ ખેડૂતને એની જમીન ઉપરથી કાઢી મૂકે એને ત્યાં ઉચ્છેદ કહેવાય છે. પાછળથી અમે એની જમીન પાછી અપાવવા ઘણી મહેનત કરી; પણ ફાવ્યા નહીં.

સંથાલ પરગણાંઓમાં જે જુલમો થયા હતા એ વિષે મેં એક લાંબો હેવાલ તૈયાર કર્યો. અને એ છાપાંઓમાં અને ખાસ કરીને સર્ચલાઈટમાં છપાયો.

૪૭

## ધારાસભાપ્રવેશ સંબંધી વાદવિવાદ

સત્યાગ્રહ તપાસ સમિતિની વાત હું પહેલાં કહી ગયો છું. એ સમિતિએ એક પ્રશ્નાવલી તૈયાર કરી અને બધી કૉંગ્રેસ સમિતિઓ પાસેથી તેના જવાબ માગ્યા. તે પછી દરેક પ્રાંતમાં જઈને તથા ત્યાંના કાર્યકર્તાઓને મળીને વાતચીત કરી અને જુબાની લેવાનું નક્કી કર્યું. મને આ ઠીક નહોતું લાગતું કારણ કે સરકારી સમિતિઓની આ રીત હોય છે. તે મોટે ભાગે રિપોર્ટ આપવા ઉપરાંત — અને તે પણ ખૂબ જ વખત વિતાડીને — બીજું કશું કરવા માગતી હોતી નથી. સમિતિનું કામ આગળ વધતું ગયું તેમ તેમ સ્પષ્ટ જણાવા લાગ્યું કે સમિતિમાં બે મત છે. એક પક્ષ ગાંધીજીના બતાવ્યા મુજબ રચનાત્મક કામ કરીને દેશને સત્યાગ્રહને માટે તૈયાર કરવા માગતો હતો, અને બીજો પક્ષ સત્યાગ્રહ માટે દેશ તૈયાર નથી એમ જોઈને એવા મત પર આવ્યો હતો કે, ધારાસભાના બહિષ્કારનો જે ઠરાવ ૧૯૨૦ની કલકત્તાની ખાસ બેઠકમાં સ્વીકારાયો હતો તે બદલવો જોઈએ અને ધારાસભામાં જવું જોઈએ. કૉંગ્રેસ કાર્યકર્તાઓ વચ્ચે પણ ઘણો મતભેદ નજરે પડચો, જોકે ગાંધીજીના કાર્યક્રમને વળગી રહેવાના પક્ષમાં વધારે લોકો જણાતા હતા. સમિતિએ બધા પ્રાંતોના ઉત્તરો મેળવ્યા તથા પ્રાંતેપ્રાંતે ફરીને કાર્યકર્તાઓની જુબાનીઓ એકઠી કરી. આ સંબંધમાં સમિતિના સભ્યો પટના પણ આવ્યા. બીજા કૉંગ્રેસવાળાઓ ઉપરાંત મારે પણ તેમાં જુબાની આપવી પડી. હું ગાંધીજીના કાર્યક્રમનો પાકો હિમાયતી હતો. મારી જુબાનીમાં મેં એ કાર્યક્રમનું ભારપૂર્વક સમર્થન કર્યું.

છેવટે સમિતિનો રિપોર્ટ બહાર પડયો ત્યારે જણાયું કે સમિતિના ૭ સભ્યોમાંથી ત્રણ એક પક્ષમાં અને ત્રણ બીજા પક્ષમાં હતા; એટલે ધારાસભામાં જવા બાબત સમિતિ કંઈ પણ ભલામણ ન કરી શકી. માત્ર બધા સભ્યોનો મત દર્શાવીને જ સમિતિએ સંતોષ માન્યો. હેવાલ બહાર પડતાં પહેલાં જ તીવ્ર મતભેદ જણાતો હતો. હેવાલ પ્રગટ થયા પછી તેણે વિશેષ ઉગ્ર સ્વરૂપ લીધું. છાપાંઓ તેમ જ કોંગ્રેસ મંડળોમાં ધારાસભામાં જવું કે ન જવું તે ઉપર વાદવિવાદ થવા લાગ્યા. જે લોકો ધારાસભામાં જવાના પક્ષમાં હતા તે ફેરવાદી (પ્રો–ચેંજર્સ) અને જેઓ મૂળના કાર્યક્રમને વળગી રહેવાના મતના એટલે કે ધારાસભામાં જવાના વિરોધી હતા તેઓ નાફેરવાદી (નો–ચેંજર્સ) કહેવાવા લાગ્યા.

એક પછી એક મોટા નેતાઓ પોતાના કારાવાસની મુદત પૂરી થતાં છૂટવા લાગ્યા. તેમાં દેશબંધુ દાસનો મોભો સૌથી ચડિયાતો હતો. લાલાજીની મુદત લાંબી હતી. એમનો તરતમાં છૂટવાનો સંભવ નહોતો. શરૂઆતમાં પંડિત મોતીલાલજીના વિચારોની બરાબર ખબર નહોતી પડી. તેઓ ગાંધીજીના કાર્યક્રમમાં માનતા હોય એમ લાગતું પણ દેશબંધુ દાસના છૂટયા પછી સ્પષ્ટ થયું કે પંડિતજીનો મત પણ ધારાસભામાં જવાની તરફેણમાં છે. મૂળના કાર્યક્રમને ટેકો આપનારા નેતાઓમાં શ્રી રાજગોપાલાચારી, દાક્તર અનસારી, શ્રી વલ્લભભાઈ પટેલ, શેઠ જમનાલાલ બજાજ વગેરે હતા. દેશબંધુ દાસે સમિતિનો રિપોર્ટ બહાર પડયા પછી પોતાનો ધારાસભામાં જવાનો મત જાહેર કર્યો. તેઓ અમદાવાદ કોંગ્રેસના વરાયેલા પ્રમુખ હતા. તેથી તેઓ છૂટયા એટલે નિયમ મુજબ મહાસમિતિના પ્રમુખ બન્યા. ચૂંટાયા છતાં તેઓ અમદાવાદમાં પ્રમુખસ્થાન લઈ શકયા નહોતા. એટલે દેશે ગયા કોંગ્રેસની બેઠક માટે એમને ફરીથી પ્રમુખ ચૂંટયા.

મહાસમિતિની એક બેઠક કલકત્તામાં મળી. સત્યાગ્રહ સમિતિનો હેવાલ વિચાર કરવાને માટે આ બેઠકમાં રજૂ કરવામાં આવ્યો. ત્રણચાર દિવસ સુધી તેના ઉપર ચર્ચાઓ ચાલી. શ્રી રાજગોપાલાચારીએ અમારી, બધા નાફેરવાદીઓની આગેવાની લીધી. મારે પણ આ ચર્ચામાં ભાગ લેવો પડયો. કંઈક ફેરફાર કરીને અને હેવાલની ધારાસભા સિવાયની બીજી બાબતો પરત્વે, બંને પક્ષો વચ્ચે કંઈક સમજૂતી થઈ જાય તો સારું એવો અમારો પ્રયત્ન હતો. પણ એમ ન બની શકયું. ઘણી ચર્ચાઓ થયા બાદ આ વિષયને ગયા કોંગ્રેસની બેઠક માટે મુલતવી રાખવામાં આવ્યો.

## ૪૮

# ગુરુકા બાગ અને મુલતાન

મને યાદ છે તે પ્રમાણે એ વરસના ઑગસ્ટ–સપ્ટેમ્બરમાં બે બહુ મોટી ઘટનાઓ બની અને તેની અસર આખા દેશના રાજકીય વાતાવરણ પર પડી. પહેલો બનાવ ગુરુકા બાગને લગતો હતો. કેટલાક સમયથી શીખોમાં એમના પોતાના ગુરુદ્વારાઓના સુધારા માટે ચળવળ ચાલતી હતી. તેમના ગુરુદ્વારા ધર્મસ્થળ હોય છે અને એ કોઈ ને કોઈ ધાર્મિક બનાવને સ્થળે સ્થપાયેલા હોય છે. મુખ્ય મુખ્ય ગુરુદ્વારાઓનો સંબંધ ગુરુઓના જીવનમાંની કોઈક ઘટના સાથે સંકળાયેલો હોય છે. શીખોએ પોતાના ધર્મને માટે ઘણાં દુખ સહન કર્યાં છે, અતિશય જુલમ વેઠ્યો છે, તેનો ઇતિહાસ સાક્ષી છે. એટલે ગુરુદ્વારાઓ પ્રત્યે એમને ભારે મમતા અને શ્રદ્ધા હોય છે. આ ગુરુદ્વારાઓ પાસે લોકોએ અર્પણ કરેલી પુષ્કળ મિલકત છે. પંથની સેવાને અર્થે તે બધી મિલકત અર્પણ કરવામાં આવી હતી. ગુરુદ્વારાઓની વ્યવસ્થાને માટે જે સેવકોને નીમવામાં આવેલા તેઓ જ આ મિલકતોના પણ વહીવટ વગેરે કરતા હતા. સાધારણ રીતે બને તેમ ગુરુદ્વારાઓ મહંતોના કબજામાં હતા. ઘણાખરા મહંતો નકામા અને દુરાચારી હતા. એટલે શીખોમાંના અકાલીદળે આગ્રહ કરવા માંડ્યો કે ગુરુદ્વારાઓના સુધારાને અર્થે મહંતોને નિયંત્રણમાં રાખવા જોઈએ.

ધીમે ધીમે આ ચળવળ જોર પકડતી ગઈ. ગુરુદ્વારાઓની વ્યવસ્થા પોતાના હાથમાં લેવાને માટે તેમણે શિરોમણિ ગુરુદ્વારા પ્રબંધક સમિતિની સ્થાપના કરી. કોઈ કોઈ જગ્યાના મહંતોએ શિરોમણિ સમિતિની વાત સ્વીકારી અને પોતાની વ્યવસ્થા તેમને સોંપી દીધી. આ કામ કાયદેસર કરવામાં આવે અને એક કાયદો કરીને ગુરુદ્વારાઓની વ્યવસ્થા કમિટીઓને સોંપવામાં આવે, એ બાબતમાં સરકાર પણ વિચાર કરવા લાગી. પણ હજુ કશો નિર્ણય થયો ન હતો. સરકાર હજી દુવિધામાં હતી. કેટલાક મહંતો અકાલીઓ ઉપર રોષે ભરાઈને તેમના ઉપર જોરજુલમ કરવા લાગ્યા હતા. એક ગુરુદ્વારામાં ત્યાંના મહંતે ઘણા અકાલીઓને અતિ ક્રૂરતાપૂર્વક મરાવી નાખ્યા હતા તથા બાળી મુકાવ્યા હતા. આ બનાવ થોડા વખત પહેલાં નાનકાના સાહેબ ગુરુદ્વારામાં બની ગયો હતો. એથી કરીને અકાલીઓમાં ઘણો ક્ષોભ અને રોષ જાગ્યો હતો. તેમણે ગાંધીજીએ બતાવેલી

અહિંસાની નીતિ અપનાવી. તેમણે અહિંસાત્મક માર્ગે ગુરુદ્વારાઓ કબજે કરવાનો નિશ્ચય કર્યો. આ અહિંસાની નીતિ શીખોને માટે નવી વસ્તુ નહોતી. મુસલમાનોના સમયમા પણ એમણે એ નીતિ ગ્રહણ કરી હતી અને ઘણાં દુઃખ સહન કર્યાં હતાં.

અમૃતસરથી થોડે દૂર 'ગુરુકા બાગ' નામનું એક સ્થાન આવેલું છે. ત્યા એક ગુરુદ્વારા છે. તે કોઈ મહંતના કબજામાં હતું. અકાલીઓએ આ ગુરુદ્વારા પોતાને હસ્તક લેવાનો વિચાર કર્યો. પ્રથમ તો મહંતે એમની વાત માની ને પરસ્પર મળીને એવું નક્કી કરવામા આવ્યું કે ગુરુદ્વારા અકાલીઓ હસ્તક રહે અને મઠ મહંતના કબજામા. ત્યા થોડી જમીન પણ હતી. તેમા બાવળના જંગલ જેવું હતું. થોડા વખત પછી ફરી વાર અંદર અંદર ઝઘડો જાગ્યો. શિરોમણિ કમિટી તરફથી ગુરુદ્વારાનો વહીવટ ચાલતો હતો. ગ્રંથસાહેબની સેવાને માટે સેવકો નીમવામા આવ્યા હતા. ગુરુદ્વારાઓમા અને 'શીખ સંગતો'મા ઘણે ભાગે લંગર–ભંડારો પણ ચાલતો હોય છે. અહીં પણ તેમણે લંગર ખોલ્યું હતું. તેની રસોઈને માટે બાવળના થોડા લાકડા કાપી લાવ્યા. મહંતે એ રોક્યાં. અને પોલીસની મદદ લીધી. સરકાર તરફથી અકાલીઓને ત્યા જવાની મના કરવામાં આવી. અકાલીઓએ સત્યાગ્રહ કરવાનો નિશ્ચય કર્યો. તેઓ એ જંગલમાં લાકડા કાપવા જાય. પોલીસ તેમને રોકે. ન રોકાય એટલે પ્રથમ તો તેમને પકડવામાં આવતા, પણ પાછળથી તો એમને મારીઝૂડીને પાછા કાઢવા માંડ્યા. જે અકાલીઓ ત્યા જતા, તેમને બહુ ભૂંડી રીતે મારવામાં આવતા હતા. પછીથી સરકારે ત્યાં જવાના રસ્તા ઉપર કેટલેક આંતરેથી જ પ્રતિબંધ મૂક્યો અકાલીઓમા ભારે જુસ્સો હતો. તેઓ અમૃતસરના 'અકાલ તખ્ત'માં જઈ ને અહિંસાત્મક રહીને ત્યા જવાના સોગંદ લેતા. રસ્તો ખુલ્લો હતો ત્યા સુધી ગુરુદ્વારામા આવીને ઉતારો નાખતા. ત્યાથી જંગલમા જતા અને ત્યાં એમને માર પડતો. રસ્તો રોકી લેવામા આવ્યો, ત્યાર પછી તો એમના જથાઓને રસ્તે જ અટકાવવામાં આવતા અને એમને મારઝૂડ કરવામા આવતી. એટલો સખત માર પડતો કે તેઓ બેશુદ્ધ થઈ જતા. એવી હાલતમા લોકો એમને ઉઠાવીને, જે ઇસ્પિતાલ ઊભી કરી હતી ત્યા લઈ જતા

આથી આખા દેશમા ઊહાપોહ મચ્યો. દૂર દૂરથી લોકો આ સત્યાગ્રહ જોવાને આવવા લાગ્યા. પંડિત માલવીયજી, હકીમ સાહેબ અને બીજા લોકો પણ ગયા. હું પણ ગયો. અમૃતસરમા કારોબારીની એક બેઠક મળી. ત્યાથી અમે ગુરુકા બાગ જોવા ગયા. અમે જે દૃશ્ય જોયું તે કદી ભૂલી શકાય

તેવું નથી. કેટલાક હૃષ્ટપુષ્ટ શીખ યુવકો જોડેલે હાથે આગળ વધ્યા. પેલી બાજુથી લોખંડ અને પીત્તળની કડીવાળી લાઠીઓવાળા પોલીસો એક અંગ્રેજ અમલદારની સાથે સામે આવ્યા. તેમણે આ લોકોને અટકાવ્યા. શીખો બેસી ગયા. એટલે પછી એમના ઉપર લાઠીઓની ઝડી વરસી. તે ફરીને ઊભા થવા જાય ત્યાં મારીને તેમને પાડી દેવામાં આવતા. આ ક્રમ પેલા બેભાન થઈ જાય ત્યાં સુધી ચાલતો. બેભાન થયા પછી બીજા લોકો એમને ખાટલામાં (એમ્બ્યુલન્સમાં) નાખીને લઈ જતા. કોઈ કોઈ વખતે તેમના વાળ ખેંચીને એમને ઢસડવામાયે આવતા. લોકો આ બધું જોવાને ભેળા થતા, પણ તેમાંથી કોઈ પણ કદી હાથ ઉઠાવતો નહીં. જેને મારવામાં આવતા હતા તે બિચારાઓ પણ કદી હાથ ઉઠાવતા નહીં. અહિંસાત્મક સત્યાગ્રહનો આ એક અત્યંત જ્વલંત દાખલો આખા દેશને જોવા મળ્યો. આખા દેશમાં ઘણી આતુરતાપૂર્વક લોકો ગુરુકા બાગના સમાચાર વાંચવા લાગ્યા. હજારો લોકો કેદ પકડાયા. શિરોમણિ કમિટીના ખાસ ખાસ સભ્યો પણ પકડાયા. વળી ઘણા લોકોને તો અમરથી જ માર પડ્યો. જેઓ અકાલી સત્યાગ્રહમાં દાખલ થતા તેઓમાં ઘણા એવા પણ હતા જેઓ બ્રિટિશ સરકાર તરફથી જર્મનો સામે બહાદુરીથી લડેલા. સરકારનું કહેવું હતું કે કાયદેસર રીતે જે મહંતની જમીન હતી તે આ લોકો કેવી રીતે છીનવી શકે? અને મહંત પોતાનો કબજો કાયમ રાખવાને સરકારની મદદ માગે તો એવી મદદ આપવાની સરકાર ના કેમ પાડી શકે? કાયદાના આ ગૂંચવણમાં ઘણા લોકો જેલમાં ગયા. આ જ કારણે ઘણાય લોકોને સખત માર પડતો હતો. લશ્કરમાં જાતજાતનાં હથિયારો વાપરવાની કળાને જે સ્વરૂપ આપવામાં આવે છે તેવું જ સ્વરૂપ એક પોલીસ સુપરિન્ટેન્ડેન્ટે લાઠી ચલાવવાની કળાને પણ આપ્યું હતું. આને માટે એણે કવાયતના નિયમો પણ બનાવ્યા હતા. કોઈ નાયક કે સરદારના હુકમ પ્રમાણે બધા સિપાઈઓ પીઠ પર કે માથા પર લાઠીઓના ઘા કરતા અથવા તો બન્ને સાથળની વચ્ચે લાઠી મારીને વૃષણ ઉપર ઈજા કરતા, કે પેટમાં ઘોંચતા. આ રીતે અમલદારોના હુકમ પ્રમાણે જ પ્રહાર કરવામાં આવતા. શીખોની હિંમત અને સહનશક્તિ અદ્ભુત હતાં.

અમે ત્યાં ગયા અને સગી આંખે આ હત્યાકાંડ જોયો ત્યારે અમને ખાતરી થઈ ગઈ કે ખરેખર સાચો સત્યાગ્રહ થઈ શકે છે. એને માટે બહાદુરી, હિંમત અને દુઃખ વેઠવાની શક્તિ જોઈએ. એ શક્તિ હૃષ્ટપુષ્ટ જુવાનો પણ હાથ ઉગામ્યા સિવાય દાખવી શકે તો કોઈ પણ સરકાર તેને દબાવી શકે નહીં.

આમાંથી કંઈક રસ્તો કાઢવાનો સરકાર તરફથી પ્રચાર કરવામાં આવ્યો અને એવો એક રસ્તો જડી પણ આવ્યો. સર ગંગારામ, જેઓ એક જાણીતી વ્યક્તિ હતા, તેમણે મહંત પાસેથી જમીનનો વહીવટ લઈને અકાલીઓને સોંપી દીધો સરકારને હવે અકાલીઓને રોકવાની જરૂર ન રહી. થોડા વખત પછી એક કાયદો પણ થયો. ગુરુદ્વારાઓનો વહીવટ હવે તે કાયદા અનુસાર ચાલે છે. પણ આ બધું કંઈ તરત નહોતું થયું, તેમાં વખત લાગ્યો. ઘણાઓને બહુ દુઃખ વેઠવાં પડયાં. સત્યાગ્રહની ઉપયોગિતા અને તેમાં રહેલી શક્યતા પુરવાર થઈ. આનો યશ શીખોને છે. શીખોએ તે શક્યતા પોતાની સત્યનિષ્ઠા અને શક્તિથી બતાવી આપી.

બીજી ઘટના પણ પંજાબમાં જ બની. અમે અમૃતસરથી મુલતાન ગયા. ત્યાં સાવ જુદી જ જાતની ઘટના બની હતી. મુલતાનમાં તાજિયાનું સરઘસ નીકળેલુ. એ સરઘસને કારણે હિંદુમુસ્લિમ વચ્ચે મોટું રમખાણ થયુ હતુ. મુસલમાનોનુ કહેવુ હતું કે હિંદુઓમાંથી કોઈએ તાજિયા ઉપર પથરા ફેંક્યા. હિંદુઓનુ કહેવુ હતું કે એમના તરફથી કશુ જ કરવામાં આવ્યુ ન હતુ. મુસલમાનોએ હિંદુઓને લૂટવાની તૈયારી પહેલેથી જ કરી રાખેલી. તાજિયાનુ તો કેવળ બહાનુ જ હતુ. ગમે તે કારણ હોય, પણ જે તોફાન થયુ તેમા બહુ જ હૃદયવિદારક બનાવો બન્યા. ખબર સાભળીને તે વખતના કોંગ્રેસના પ્રમુખ હકીમ અજમલખાં, પંડિત મદનમોહન માલવીયજી, શેઠ જમનાલાલજી, શ્રીપ્રકાશમ અને હું ત્યાં ગયા. બંને પક્ષો વચ્ચે એટલી ખેંચતાણ હતી કે અમને ક્યાં ઉતારવા એ પણ કંઈ નક્કી ન થઈ શક્યુ એટલે સ્ટેશન ઉપર ઊતરતાં, અમારે ક્યાં ઊતરવું એ પ્રશ્ન ઊભો થયો. અમે બે ભાગમાં વહેંચાઈ ગયા. અમારામાંના કેટલાક મુસલમાનોના મહેમાન બનીને ત્યાંના એક નવાબને ત્યાં ઊતર્યા. બીજા કેટલાક હિંદુઓના મહેમાન થઈને બીજી જગ્યાએ ઊતર્યા. હું હકીમસાહેબની સાથે નવાબને ત્યાં ઊતર્યો.

અમે જઈને તોફાનની જગ્યાઓ જોઈ. કેટલાયે હિંદુઓના ઘર લૂંટવામાં ને બાળવામાં આવ્યાં હતાં. એ ઘરોનો તમામ સામાન લૂંટી લેવામાં કે બાળી મૂકવામાં આવ્યો હતો. કેટલાય માણસો માર્યા ગયા હતા. જે બચ્યા હતા તેમાંથી, ખાસ કરીને સ્ત્રીઓએ એ બનાવનું અતિ કરુણાજનક વર્ણન કર્યું. અમારા હૃદય ઉપર તેની ઘણી અસર થઈ. એક ઠેકાણે મેં જોયુ કે હકીમસાહેબના મન ઉપર ઊંડી અસર થઈ હતી. એક સ્ત્રીએ કહ્યું કે, બધુ લૂટી લીધા ને બાળી મૂકયા પછી બીજું કંઈ ન રહ્યુ એટલે લૂંટારાઓએ એક પાંજરામાં પાળેલો પોપટ હતો એ

પાંજરું આગમા ફેંકી દીધુ. હજી રાખનો ઢગલો જેમનો તેમ જ પડયો હતો તેમાં લોખંડનુ પાંજરું પણ પડેલું હતું. પણ પોપટ બળીને રાખ થઈ ગયો હતો! કેટલાક મંદિરો અને દેવસ્થાનોના પણ એ જ હાલ થયા હતા.

ત્યાંના ડેપ્યુટી કમિશનર મિ. એમર્સનને પણ અમે મળ્યા. પાછળથી ગાંધી-ઈર્વિન સમાધાન સમયે તેઓ હિંદી સરકારના ગૃહમંત્રી હતા. તે પછી તેઓ પંજાબના ગવર્નર બન્યા. અંદર અંદર સલાહસંપ સ્થપાય એવુ એમનું વલણ ન દેખાયુ તેઓ તો કાયદાને આગળ કરીને તોફાનો કરનારાઓને શિક્ષા કરવાની વાતો કર્યા કરતા હતા અમને એટલું જ બસ લાગતું નહોતું; અમે તો ઇચ્છતા હતા કે અંદર અંદર મેળ સ્થાપવાનો પણ પ્રયત્ન કરવામાં આવે ત્યાંના બંને પક્ષોના મુખ્ય મુખ્ય માણસોની એક નાની સભા થઈ. એમની સાથે વાત કર્યા પછી અમે જોયુ કે તેમના મનમાં કડવાશ ઘણી છે. છતા બને પક્ષો હળીમળીને રહેવાને તૈયાર જણાતા હતા. મુસલમાનોને મોટી ફિકર એ હતી કે તેમના જ માણસો પકડાયા હતા અને બીજા હજુ પકડાયે જતા હતા—બધા કેસ તેમના ઉપર જ ચાલશે.અને લૂટ અંગેના નુકસાનનો બદલો પણ તેમને ભરવો પડે એવો સંભવ હતો. પછી એક મોટી સભા થઈ તેમા હકીમસાહેબ અને પંડિત માલવીયજીએ ભાષણ કર્યાં. પરસ્પર મેળ સાધવાને માટે અમે એક બિનસરકારી સમિતિ સ્થાપી અને ત્યાથી પાછા આવ્યા.

ત્યા જે જોયુ તેની મારા ઉપર ઘણી અસર થઈ મે જોયુ કે પંડિત માલવીયજીના મન ઉપર પણ ઘણી અસર થઈ હતી. એમણે ત્યાંના હિંદુઓને કહ્યું કે તમારે પણ સંગઠિત થવુ જોઈએ. તમારે પોતાના જાનમાલ અને આબરૂ ઉપર હાથ નાખનારાઓનો સામનો કરવો જોઈએ. સરકારને પણ તેમણે ભલામણ કરી કે તોફાન કરનારાઓને સજા કરવી જોઈએ.

અમારા ત્યા જવાની એટલી અસર જણાઈ કે તેમની વચ્ચેની કડવાશ અને ખેંચતાણ ઓછી થઈ. અમારે કયા ઊતરવુ એનો નિર્ણય પણ સાથે મળીને તેઓ નહોતા કરી શકતા તેને બદલે હવે તેઓ એક સમિતિમાં સાથે કામ કરવાને તૈયાર થઈ ગયા. બધા સલાહસંપ વધારવાનો પ્રયત્ન કરવા લાગી ગયા. હકીમસાહેબે એક નિવેદન બહાર પાડયું. તેમા એમણે મુસલમાનોએ જે કયુ હતું તેને વખોડી કાઢયું અને હિંદુઓને આશ્વાસન આપ્યુ.

ગયા કોંગ્રેસ પ્રસંગે કેટલાક લોકોને વિચાર થયો કે ત્યાં જેમ ખિલાફત કોન્ફરન્સ મળે તેમ હિંદુ સભા પણ મળવી જોઈએ. વ્યવસ્થા

કરનારાઓએ માલવીયજીને પ્રમુખપદ લેવા આગ્રહ કર્યો. મારા ઉપર પણ ખૂબ દબાણ કરવામાં આવ્યું કે હું આગ્રહ કરું તો પંડિત માલવીયજી પ્રમુખપદ જરૂર સ્વીકારી લેશે. હું સ્વાગત પ્રમુખ બનું એવો પણ મને ખૂબ આગ્રહ કરવામાં આવ્યો. તે વખતે હિંદુ સભાનું અસ્તિત્વ હોય તોયે તેનું મહત્ત્વ આજના જેટલું નહોતું, અને તેની નીતિ પણ કોંગ્રેસ વિરોધી ન હતી. બીજી તરફથી ખિલાફત કોન્ફરન્સ કોંગ્રેસની સાથોસાથ થતી હતી એટલે કોંગ્રેસ સાથે હિંદુ સભાનો કંઈ વિરોધ ન હતો કે વિરોધ પડવાનો કોઈ સંભવ પણ ન હતો. મેં સ્વાગતપ્રમુખ થવાનું સ્વીકાર્યું. પૂ. માલવીયજી પ્રમુખ બન્યા. ગયામાં કોઈ એવું કામકાજ ન થયું કે જેની સામે કોઈને કશો વાંધો હોય. પણ પંડિત માલવીયજીએ પોતાના ભાષણમાં, મુલતાનના બનાવોનું વર્ણન કર્યું અને હિંદુઓને પણ પોતાની આત્મરક્ષા માટે તૈયાર થવાનો તેમણે આદેશ આપ્યો. અહીં એટલું કહેવું જોઈએ કે ત્યાં કંઈ ખાસ વાત ન બની, તોપણ ભવિષ્યમાં હિંદુ મહાસભાના અલગ પડી જવાની સ્થિતિનું બી વવાયું. તેમાં મારો પણ હાથ હતો. પાછળથી જ્યારે હિંદુ સભા અને કોંગ્રેસ વચ્ચેનો મતભેદ સ્પષ્ટ થયો ત્યારે 'તારા કહેવાથી જ મેં પ્રમુખપદ સ્વીકાર્યું હતું અને સભાનો સ્થાયી પાયો નાખ્યો હતો,' એમ માલવીયજીએ મને સંભળાવ્યું પણ ખરું. હું એ વાતની ના ન પાડી શક્યો, અને આજે પણ ના પાડી શકું એમ નથી. મારા સમજવા પ્રમાણે તે વખતે મુસલમાનોને પણ હિંદુ મહાસભાના સંગઠનમાં કંઈ ખોટું હોય એમ લાગ્યું ન હતું, અને લાગ્યું હોય તોયે અમને જણાવ્યું ન હતું.

ઉપર કહી ગયો તેમ મુલતાનના તોફાન પછી હિંદુમુસલમાનો વચ્ચે કડવાશ વધતી ચાલી. ઠેકઠેકાણેથી હિંદુમુસ્લિમ રમખાણની ખબરો આવવા લાગી. કોંગ્રેસી હિંદુમુસલમાનો એ પરિસ્થિતિને કાબૂમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ કોઈ ને કોઈ કારણે તોફાનો થતાં જ ગયાં. આ તોફાનોમાં ઘણુંખરા સ્થળોએ મોટે ભાગે હિંદુઓ જ વધારે માર ખાતા. તેને લીધે જ હિંદુ સંગઠનનો જન્મ થયો. શુદ્ધિનો જન્મ ધાર્મિક પ્રવૃત્તિમાંથી થયો હતો. શુદ્ધિએ જો આગ્રહી સ્વરૂપ ન લીધું હોત તો કદાચ એને વિષે ઝાઝી ચીડ પેદા ન થાત. પણ ૧૯૨૩થી લાગલાગટ ચાર વરસ લગી હિંદુઓમાં શુદ્ધિ ને સંગઠન અને મુસલમાનોમાં તબ્લિગ અને તન્ઝીમની ધમાલ ચાલતી રહી. આખરે તેનું પરિણામ એ આવ્યું કે ધીમે ધીમે ઘણા મુસલમાનો અને ઘણા હિંદુઓ પણ કોંગ્રેસથી છૂટા પડવા માંડ્યા.

# ૪૯

## ગયા કૉંગ્રેસ – ૧

ગયા કૉંગ્રેસનું અધિવેશન થયું તેના થોડા દિવસ પહેલાં સ્વાગત-સમિતિમાં બનેલા એક કિસ્સાની વાત જણાવવા જેવી છે. એક ભાઈએ થોડા મહિના પહેલાં સ્વાગતસમિતિને પાંચ હજાર રૂપિયા આપવાનું વચન આપ્યું હતું. જ્યારે રૂપિયાની જરૂર પડી ત્યારે એમની પાસે રૂપિયાની ઉઘરાણી કરવામાં આવી પણ તેઓ આજ-કાલ આજ-કાલ કરતા રહ્યા. સ્વાગતપ્રમુખની ચૂંટણી માટેનો દિવસ નક્કી થયો ને સભા બોલાવાઈ ત્યારે એમણે એ જ દિવસે સ્વાગતસમિતિના સભ્યો માટેની બસો અરજીઓ પર સહીઓ કરાવીને તેની સાથે અરજી દીઠ પચીસ રૂપિયા લેખે પાંચ હજાર રૂપિયા મોકલી આપ્યા. આ કરામતથી પોતે સ્વાગતપ્રમુખ ચૂંટાઈ જશે એમ તેઓ ધારતા હતા; કારણ કે બીજા કોઈ તરફથી કોઈ ખાસ માણસ ચૂંટાઈ આવે એવો પ્રયત્ન કરવામાં આવ્યો ન હતો. વળી, સ્વાગત સભ્યોની સંખ્યા ઠીક ઠીક મોટી હોવા છતાં, કૉંગ્રેસના થોડાક દિવસ પહેલાં મળેલી એ સ્વાગતસભામાં બધા સભ્યો આવ્યા ન હતા. અમને પેલા ભાઈની વાત બહુ ખટકી. અમે જોયું કે આમાં એક જાતનું કપટ રમાઈ રહ્યું છે અને એ ભાઈ આખા પ્રાંતની આંખમાં ધૂળ નાખીને, આખા પ્રાંતના નેતા તરીકે, આવનારા નેતાઓના સ્વાગતનો જશ ખાટવા માગે છે. એમણે કૉંગ્રેસની કાંઈ કેય મોટી સેવા કરી હોત તો કદાચ અમને આટલો કચવાટ ન થાત. પણ એવી કશી સેવા એમણે કરી ન હતી. એમણે પોતાનું આ કરતૂત બધા લોકોથી સાવ છાનું રાખ્યું હતું એટલે વળી વધારે કચવાટ થયો. અમે બધા ખુલાસા સાથે એમને રૂપિયા પાછા વાળ્યા. રૂપિયાની ખેંચ હતી છતાં અમે નિર્ચાયું કે આવી જાતની ચાલાકીને અટકાવવી જ જોઈએ. સ્વાગતપ્રમુખનું પદ શ્રી બ્રિજકિશોરપ્રસાદને આપવાની સૌની ઇચ્છા હતી. સ્વાગતસમિતિએ સર્વાનુમતે એમને જ સ્વાગતપ્રમુખ ચૂંટયા.

કોંગ્રેસ અધિવેશનના દિવસો સાવ પાસે આવી લાગ્યા પણ હજી પૂરતી કુટીરો તૈયાર નહોતી થઈ, અને મંડપ પણ તૈયાર થયો નહોતો. ગયામાં ટાઢ ઠીક પડે છે. એ વર્ષે કંઈક વધારે ટાઢ હતી. કુટીરો માટે કેટલાક નવા કંટ્રાક્ટરોને ઉમેરવામાં આવ્યા પણ કામ ઊકલતું દેખાયુ નહીં.

એ દિવસોમાં કોંગ્રેસ એક મોટા શમિયાનામાં જ ભરાતી. આજકાલની જેમ ઉઘાડા મેદાનમાં નહોતી થતી. લોકોને બેસવા માટે જમીન ઢોળાવ પડતી કરવામાં આવતી હતી. બીજાં બધાં કામને પહોંચી વળવાની આશા હતી પણ આ ઢોળાવ માટે માટી પૂરવાનુ કામ પૂરું થાય એમ લાગતું નહોતું.

કોંગ્રેસના અધિવેશનની બે દહાડા પહેલાં, રાંચી જિલ્લાના અને તેની આસપાસના ત્રણસોચારસો આદિવાસીઓ પગે ચાલતા ગયા આવી પહોંચ્યા એ લોકો પોતાની સાથે કાવડમાં હાંડલાં ને ઈંધણ પણ લઈ આવ્યા હતા. આશરે દોઢસોબસો માઈલ જેટલે આઘેથી દિવસોના દિવસો લગી તેઓ પગપાળા ગયા સુધી આવેલા. કોંગ્રેસ પ્રત્યે એમની શ્રદ્ધા એટલી ભારે હતી કે કોંગ્રેસને નામે જે કહે તે કરવાને તેઓ તૈયાર રહેતા. કોઈ કોઈ વાર તેઓ અણસમજનાં કામ પણ કરી બેસતા. અસહકારની ચળવળ ખૂબ જોરમાં હતી ત્યારે કોઈએ એમને અહિંસાનો એવો અર્થ બતાવેલો કે બકરીઓને તો કેવળ માંસ માટે જ પાળવામાં આવે છે, એટલે એને પાળવી એ બરાબર નથી. કોણ જાણે કોણે આ પ્રચાર કરેલો, પણ પરિણામ એ આવ્યું કે હજારો બકરીઓને એમણે જંગલોમાં છૂટી મૂકી દીધી. હું એક વાર એ બાજુ પ્રવાસે ગયો હતો ત્યારે મેં એ બકરીઓ જોયેલી પણ ખરી અને ત્યાં જ મને એ વાતની ખબર પડેલી. એ લોકોનું એક જૂથ એવી જ શ્રદ્ધા સાથે ગયા આવ્યું. એમણે સ્વાગતસમિતિ પાસે કેવળ એટલી જ માગણી કરી કે અમને કોઈ બગીચામાં ખાલી જમીન બતાવો; અમે ત્યા રહીશુ અને હાથે રાંધીને ખાઈ લઈશુ એ લોકો કામ કરવામાં પણ ભારે મહેનતુ હતા. કોઈએ એમને જઈને વાત કરી કે કોંગ્રેસના મંડપમાં ઢોળાવ માટે માટી પૂરવાનું કામ ઊકલતું નથી એટલે અમે બધા બહુ ચિંતામાં આવી પડ્યા છીએ એ લોકોએ અમારી પાસે કોદાળી ને ટોપલા માગ્યા. એમને બધી વસ્તુઓ આપવામાં આવી. બસ, એ સૌ કામે લાગી ગયા. રાતદિવસ કામ કરીને બે દહાડામાં એમણે બધું કામ પૂરું કરી આપ્યું. એમનો ઉત્સાહ અને એમની મહેનત જોઈને અમે ચકિત થઈ ગયા. સ્વાગતસમિતિ તરફથી એમાંના દરેકને એક એક ગાંધી ટોપી અને સ્વાગતસભ્યનુ એક ફૂલ આપવામાં આવ્યું. એ ફૂલ ટોપી ઉપર ટાંકી આપવામાં આવ્યું. એથી તેઓ ખુશ ખુશ થઈ ગયા ઘણા વરસો પછી હુ એ ઇલાકામાં પ્રવાસે ગયેલો ત્યારે એમણે બહુ મગરૂરીપૂર્વક ફૂલ ટાંકેલી એ ટોપીઓ મને બતાવી હતી. અને એ રીતે તેઓ ગયા કોંગ્રેસમાં આવ્યા હતા એની યાદ આપી હતી.

અધિવેશનના થોડા દિવસ પહેલાં હું દમના હુમલામાં સપડાયો. મુલતાનની મુસાફરી વખતે મને પહેલી વાર શ્વાસ લેવામાં કંઈક મુશ્કેલી લાગી. એ પહેલાં દર શિયાળે મને ઉધરસ થઈ આવતી પણ શ્વાસની મુશ્કેલી મેં કદી અનુભવી ન હતી. ઉધરસને લીધે હું નાગપુર કોંગ્રેસમાં જઈ નહોતો શક્યો. મુલતાનની મુસાફરીમાં હું હકીમ અજમલખાંની સાથે જ હતો. એમણે તપાસીને કહ્યું કે દમનાં લક્ષણ છે. એમણે મને એક દવા આપી તેનાથી ત્યારે તો સારું થઈ ગયું, પણ ડિસેમ્બર મહિનામાં ટાઢ વધી ત્યારે ગયામાં મને ફરી દમ થઈ આવ્યો પણ ત્યાંના એક હકીમની દવાથી હું તરત સારો થઈ ગયો. જે દિવસે દેશબંધુ દાસ પ્રમુખ તરીકે ગયા આવ્યા અને સરઘસ નીકળ્યું ત્યારે સ્વાગતને માટે હું સ્ટેશને ન જઈ શક્યો, અને સરઘસ પણ જોઈ ન શક્યો. છતાં મારી એવી નબળી તબિયતે વિષયવિચારિણી સમિતિમાં ગયો. વ્યવસ્થાને લગતા કામની થોડીક દેખરેખ પણ કરતો રહ્યો. વ્યવસ્થાનો બધો ભાર મોટે ભાગે શ્રી અનુગ્રહનારાયણસિંહને માથે પડ્યો. રસોડાની જવાબદારી મારા ભાઈએ ઉપાડી અને એ કામ એમણે સરસ રીતે ચલાવ્યું. મંડપ તૈયાર કરવાનું અને શણગારવાનું કામ ગોરખબાબુએ, મથુરાબાબુએ અને મુજફ્ફરપુરના જમીનદાર શ્રી વૈદ્યનાથપ્રસાદસિંહે કર્યું. સ્વયંસેવક દળના વડા શ્રી બદરીનાથ વર્મા થયા. પ્રદર્શનનો ભાર શ્રી બનારસીપ્રસાદ ઝુનઝુનવાળાએ સંભાળ્યો

સ્વાગતસમિતિએ વ્યવસ્થાનું કામ સારું કર્યું. પણ મારું ધારવું છે કે જો વધારે અનુભવ હોત તો જેટલો ખરચ થયો એટલો ન થાત. અધિવેશન ચાલતું હતું ત્યારે અંતે ખોટ રહેશે એવો મને ફાળકો પડ્યો હતો. એટલે બધા વિભાગમાં કરકસર કરવાની હું ખૂબ તાકીદ કરતો રહ્યો. ગયા સ્ટેશનથી સભાસ્થળ ત્રણ માઈલથી કંઈક વધારે છેટું હતું. ત્યાંથી લોકોને લાવવા માટે અમે ઘણી લારીઓ ભાડે કરેલી. અમારો ઇરાદો બધા લોકો પાસેથી ભાડું લેવાનો હતો. એ માટે દરેક લારી ઉપર એક માણસને ટિકિટ સાથે મૂકેલો. પણ એ વ્યવસ્થા જળવાઈ ન શકી. ભાડા પેટે અમે બહુ જૂજ વસૂલ કરી શક્યા છતાં બધી લારીઓનું ભાડું તો અમારે ચૂકવવું જ પડ્યું. આમાં હજારો રૂપિયાનું નુકસાન ગયું. એથી કરીને ખોટ આવવાનો ડર વધ્યો, પણ અંતે હિસાબ કરતાં કંઈક બચત થઈ, ખોટ ન આવી

એ દિવસોમાં કોંગ્રેસ એક મોટા શમિયાનામાં જ ભરાતી. આજકાલની જેમ ઉઘાડા મેદાનમાં નહોતી થતી. લોકોને બેસવા માટે જમીન ઢોળાવ પડતી કરવામાં આવતી હતી. બીજાં બધાં કામને પહોંચી વળવાની આશા હતી પણ આ ઢોળાવ માટે માટી પૂરવાનું કામ પૂરું થાય એમ લાગતું નહોતું.

કોંગ્રેસના અધિવેશનની બે દહાડા પહેલાં, રાંચી જિલ્લાના અને તેની આસપાસના ત્રણસોચારસો આદિવાસીઓ પગે ચાલતા ગયા આવી પહોંચ્યા. એ લોકો પોતાની સાથે કાવડમાં હાંડલાં ને ઈંધણુ પણ લઈ આવ્યા હતા. આશરે દોઢસોબસો માઈલ જેટલે આઘેથી દિવસોના દિવસો લગી તેઓ પગપાળા ગયા સુધી આવેલા. કોંગ્રેસ પ્રત્યે એમની શ્રદ્ધા એટલી ભારે હતી કે કોંગ્રેસને નામે જે કહે તે કરવાને તેઓ તૈયાર રહેતા. કોઈ કોઈ વાર તેઓ અણસમજનાં કામ પણ કરી બેસતા. અસહકારની ચળવળ ખૂબ જોરમાં હતી ત્યારે કોઈએ એમને અહિંસાનો એવો અર્થ બતાવેલો કે બકરીઓને તો કેવળ માંસ માટે જ પાળવામાં આવે છે, એટલે એને પાળવી એ બરાબર નથી. કોણ જાણે કોણે આ પ્રચાર કરેલો, પણ પરિણામ એ આવ્યું કે હજારો બકરીઓને એમણે જંગલોમાં છૂટી મૂકી દીધી. હું એક વાર એ બાજુ પ્રવાસે ગયો હતો ત્યારે મેં એ બકરીઓ જોયેલી પણ ખરી અને ત્યાં જ મને એ વાતની ખબર પડેલી. એ લોકોનું એક જૂથ એવી જ શ્રદ્ધા સાથે ગયા આવ્યુ એમણે સ્વાગતસમિતિ પાસે કેવળ એટલી જ માગણી કરી કે અમ કોઈ બગીચામાં ખાલી જમીન બતાવો; અમે ત્યાં રહીશું અને હાથે રાં ખાઈ લઈશું. એ લોકો કામ કરવામાં પણ ભારે મહેનતુ હતા. ટે એમને જઈને વાત કરી કે કોંગ્રેસના મંડપમાં ઢોળાવ માટે માટી કામ ઊકલતું નથી એટલે અમે બધા બહુ ચિંતામાં આવી પડ્યા છ લોકોએ અમારી પાસે કોદાળી ને ટોપલા માગ્યા. એમને બધી આપવામાં આવી. બસ, એ સૌ કામે લાગી ગયા. રાતદિવસ કા બે દહાડામાં એમણે બધું કામ પૂરું કરી આપ્યું. એમનો ઉત્સા એમની મહેનત જોઈને અમે ચકિત થઈ ગયા. સ્વાગતસમિતિ ત એમાંના દરેકને એક એક ગાંધી ટોપી અને સ્વાગતસભ્યનું એક ફૂલ આપવ આવ્યું. એ ફૂલ ટોપી ઉપર ટાંકી આપવામાં આવ્યું. એથી તેઓ ખુ ખુશ થઈ ગયા. ઘણાં વરસો પછી હું એ ઇલાકામાં પ્રવાસે ગયેલો ત્યારે એમણે બહુ મગરૂરીપૂર્વક, ફૂલ ટાંકેલી એ ટોપીઓ મને બતાવી હતી. અને એ રીતે તેઓ ગયા કોંગ્રેસમાં આવ્યા હતા એની યાદ આપી હતી.

આ નાનકડી વાત આટલા વિસ્તારપૂર્વક અહીં આપી છે કારણ કે એ દિવસોના વાદવિવાદના ઉત્સાહમાં તણાઈને કેટલાક લોકોએ ટીકા કરેલી કે નાફેરવાદીઓએ અન્યાયપૂર્વક ગાંધીજીના નામની ઓથ લઈને પ્રચાર કર્યો અને કૉંગ્રેસમાં મત મેળવ્યા. કેટલાકે તો એટલે સુધી કહી નાખ્યું કે બિહાર ગાંધીભક્ત, અને નાફેરવાદી પ્રાંત હતો એટલે દેશબંધુ દાસ ફેરવાદી હોવાને કારણે તેઓ પ્રમુખ હોવા છતાં એમનો થવો જોઈએ તેવો આદરસત્કાર ન થયો અને એમના સ્વાગતમાં તથા સેવાચાકરીમાં પણ ઊણપ રાખવામાં આવી. આ બધી વાતો મર્મભેદી હતી. સેવા અને આદર માટે અમે અમારાથી બનતું બધું કર્યું હતું. એમના ઉતારાની વ્યવસ્થાનો ભાર, શ્રી દીપનારાયણ સિંહને સોંપવામાં આવ્યો હતો. એમણે અથાક મહેનત અને ઉત્સાહથી કામ કર્યું હતું. એ વાત સાચી છે કે મારી નબળી તબિયતને લઈને હું ઝાઝી દોડાદોડ કરી નહોતો શક્યો, પણ બીજા બધા માણસો રાતદહાડો કામમાં મંડ્યા રહ્યા હતા. પ્રમુખસાહેબની અને એમની મંડળીની ખાતરબરદાસ પૂરેપૂરી રીતે કરવામાં આવી હતી. એમાં કોઈ પણ જાતની કમીના રહેવા પામી નહોતી.

દેશબંધુ દાસનું ભાષણ બહુ મોટું અને અગત્યનું હતું. તેમાં ધારાસભા-પ્રવેશ ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો હતો. વિષયવિચારિણી સમિતિમાં ધારાસભાપ્રવેશ બાબત ચર્ચા કરવાનો ઠરાવ રજૂ કરવામાં આવ્યો. પ્રમુખસાહેબે કહ્યું કે, મેં મારા વિચાર મારા ભાષણમાં જણાવ્યા છે એટલે મારું ભાષણ થઈ ગયા પછી એ વિષય ઉપર વિચાર કરવામાં આવે, જેથી પ્રતિનિધિઓને મારા વિચાર જાણી લેવાની તક મળે; અને પછી તેઓ કારોબારીમાં મત આપે. આમ શરૂઆતમાં પ્રમુખે આ ચર્ચા કરવાની રજા ન આપી. પછી તો કેટલાયે દિવસો સુધી ચર્ચા ચાલ્યા કરી અને બંને પક્ષના લોકોએ એમાં સારી રીતે ભાગ લીધો. સવારે કે રાત્રે, જ્યારે જ્યારે વિષયવિચારિણી સમિતિની બેઠકમાંથી નવરાશ મળતી ત્યારે ત્યારે પ્રતિનિધિઓની જુદી જુદી સભાઓ મળતી અને એમાં લોકો પોતપોતાના વિચારોનું સમર્થન કરતા. ચર્ચા બહુ ગરમાગરમ ચાલતી.

વિષયવિચારિણી સમિતિએ ધારાસભામાં જવાની વાતનો બહુમતીથી અસ્વીકાર કર્યો એટલે એ વાત એક સુધારા તરીકે જ કૉંગ્રેસની ખુલ્લી બેઠકમાં રજૂ થઈ. કૉંગ્રેસમાં પણ એવી રીતે દિવસો સુધી ગરમાગરમ ચર્ચા ચાલી. કૉંગ્રેસ માટે ઠરાવેલા સમય કરતાં બેથી ત્રણ દિવસ વધુ લાગ્યા. મેં પણ ખુલ્લી બેઠકમાં ધારાસભાપ્રવેશનો સખત વિરોધ કર્યો. અમારા નેતા શ્રી રાજગોપાલાચારી હતા. તેઓ પણ એ દિવસોમાં દમથી

# ૫૦

## ગયા કૉંગ્રેસ – ૨

ગયા કૉંગ્રેસ અધિવેશન બહુ મહત્ત્વનું થયું. ધારાસભામાં જવાની ચર્ચા દેશભરમાં પડેલેથી ચાલતી જ હતી. સત્યાગ્રહ સમિતિના હેવાલે ભારે ઊહાપોહ મચાવી મૂક્યો હતો. એના ઉપર વિચાર કરવાનું કોંગ્રસ માટે મુલતવી રાખવામાં આવ્યું હતું. પંડિત મોતીલાલ નેહરુ, હકીમ અજમલખાં અને દેશબંધુ દાસ એ ત્રણ મોટા નેતાઓનો પાકો મત હતો કે સત્યાગ્રહ થઈ શકે એમ નથી, તો ધારાસભાઓમાં જવાની છૂટ મળવી જોઈએ. પણ કોંગ્રેસવાળાનો મોટો ભાગ એવા વિચારનો જણાતો હતો કે ગાંધીજીએ આપેલા કાર્યક્રમમાં ફેરફાર ન થવો જોઈએ. એટલે બન્ને પક્ષના લોકોએ પોતપોતાના વિચારવાળાઓને જ પ્રતિનિધિ તરીકે ચૂંટીને ગયા મોકલવાનો બનતો પ્રયત્ન કરવા માંડ્યો. આ કારણે શ્રી જયકર અને શ્રી નટરાજન જેવા આગેવાનો પણ પોતપોતાના પ્રાંતમાંથી પ્રતિનિધિ તરીકે ન ચૂંટાઈ શક્યા. આવું ચૂંટણીઓમાં ઘણી વાર બને છે. આપણે જાણીએ છીએ કે ઇંગ્લંડમાં શ્રી બાનર્લૉર અનેક વરસો સુધી વડાપ્રધાન રહ્યા, છતાં ચૂંટણીમાં સાધારણ સભ્ય તરીકેયે ચૂંટાયા નહીં. એમના પક્ષે એવી ભારે હાર ખાધી કે તે પોતાના નેતાને કેટલાય વખત સુધી પાર્લમેંટમાં મોકલી ન શક્યો. આપણે ત્યાં આ વસ્તુ હજી નવી હતી. એટલે એવી વ્યક્તિઓને હાર મળવાને કારણે કેટલાક લોકોને દિલમાં કંઈક આઘાત પહોંચ્યો. એવા લોકોમાંનો હું પણ એક હતો.

જોકે શ્રી જયકરનો વિચાર ધારાસભામાં જવાની તરફેણમાં હતો અને મારો વિરુદ્ધમાં હતો, છતાં મને થયું કે વિરોધી વિચારના હોય તોપણ એવા ખાસ માણસ કોંગ્રેસમાં ન આવે એ બરાબર નથી. કોંગ્રેસ ગમે તે નિશ્ચય ઉપર આવે, પણ આવા યોગ્ય માણસનો મત એમને મોઢે જ સાંભળી લેવો એ કોંગ્રેસ માટે યોગ્ય ગણાય. એ વખતના કોંગ્રેસના બંધારણ પ્રમાણે કોઈ પણ માણસ, જો એ કોંગ્રેસનો સભ્ય હોય તો, કોઈ પણ પ્રાંતના કોઈ પણ ક્ષેત્રમાંથી પ્રતિનિધિ ચૂંટાઈ શકે એમ હતું. એટલે મેં પ્રયત્ન કરીને શ્રી જયકર અને શ્રી નટરાજનને બિહારથી પ્રતિનિધિ ચૂંટાવ્યા અને એ વાતની એ બંનેને જાણ કરી. એથી તેઓને બહુ સંતોષ થયો. કોંગ્રેસમાં તેઓ આવ્યા પણ ખરા.

આ નાનકડી વાત આટલા વિસ્તારપૂર્વક અહીં આપી છે કારણ કે એ દિવસોના વાદવિવાદના ઉત્સાહમાં તણાઈને કેટલાક લોકોએ ટીકા કરેલી કે નાફેરવાદીઓએ અન્યાયપૂર્વક ગાંધીજીના નામની ઓથ લઈને પ્રચાર કર્યો અને કૉંગ્રેસમાં મત મેળવ્યા કેટલાકે તો એટલે સુધી કહી નાખ્યું કે બિહાર ગાંધીભક્ત, અને નાફેરવાદી પ્રાંત હતો એટલે દેશબંધુ દાસ ફેરવાદી હોવાને કારણે તેઓ પ્રમુખ હોવા છતાં એમનો થવો જોઈએ તેવો આદરસત્કાર ન થયો અને એમના સ્વાગતમાં તથા સેવાચાકરીમાં પણ ઊણપ રાખવામાં આવી. આ બધી વાતો મર્મભેદી હતી. સેવા અને આદર માટે અમે અમારાથી બનતું બધું કર્યું હતું. એમના ઉતારાની વ્યવસ્થાનો ભાર, શ્રી દીપનારાયણ સિંહને સોંપવામાં આવ્યો હતો. એમણે અથાક મહેનત અને ઉત્સાહથી કામ કર્યું હતું. એ વાત સાચી છે કે મારી નબળી તબિયતને લઈને હું ઝાઝી દોડાદોડ કરી નહોતો શક્યો; પણ બીજા બધા માણસો રાતદહાડો કામમાં મંડ્યા રહ્યા હતા. પ્રમુખસાહેબની અને એમની મંડળીની ખાતરબરદાસ પૂરેપૂરી રીતે કરવામાં આવી હતી. એમાં કોઈ પણ જાતની કમીના રહેવા પામી નહોતી.

દેશબંધુ દાસનું ભાષણ બહુ મોટું અને અગત્યનું હતું. તેમાં ધારાસભા-પ્રવેશ ઉપર ખૂબ ભાર મૂકવામાં આવ્યો હતો. વિષયવિચારિણી સમિતિમાં ધારાસભાપ્રવેશ બાબત ચર્ચા કરવાનો ઠરાવ રજૂ કરવામાં આવ્યો. પ્રમુખસાહેબે કહ્યું કે, મેં મારા વિચાર મારા ભાષણમાં જણાવ્યા છે એટલે મારું ભાષણ થઈ ગયા પછી એ વિષય ઉપર વિચાર કરવામાં આવે, જેથી પ્રતિનિધિઓને મારા વિચાર જાણી લેવાની તક મળે; અને પછી તેઓ કારોબારીમાં મત આપે. આમ શરૂઆતમાં પ્રમુખે આ ચર્ચા કરવાની રજા ન આપી. પછી તો કેટલાયે દિવસો સુધી ચર્ચા ચાલ્યા કરી અને બંને પક્ષના લોકોએ એમાં સારી રીતે ભાગ લીધો. સવારે કે રાત્રે, જ્યારે જ્યારે વિષયવિચારિણી સમિતિની બેઠકમાંથી નવરાશ મળતી ત્યારે ત્યારે પ્રતિનિધિઓની જુદી જુદી સભાઓ મળતી અને એમાં લોકો પોતપોતાના વિચારોનું સમર્થન કરતા. ચર્ચા બહુ ગરમાગરમ ચાલતી.

વિષયવિચારિણી સમિતિએ ધારાસભામાં જવાની વાતનો બહુમતીથી અસ્વીકાર કર્યો એટલે એ વાત એક સુધારા તરીકે જ કૉંગ્રેસની ખુલ્લી બેઠકમાં રજૂ થઈ કૉંગ્રેસમાં પણ એવી રીતે દિવસો સુધી ગરમાગરમ ચર્ચા ચાલી. કૉંગ્રેસ માટે ઠરાવેલા સમય કરતાં બેથી ત્રણ દિવસ વધુ લાગ્યા. મેં પણ ખુલ્લી બેઠકમાં ધારાસભાપ્રવેશનો સખત વિરોધ કર્યો. અમારા નેતા શ્રી રાજગોપાલાચારી હતા. તેઓ પણ એ દિવસોમાં દમથી

પીડાતા હતા; છતાં, વિષયવિચારિણી સમિતિ તેમ જ કૉંગ્રેસમાં એમણે અદ્ભુત પરિશ્રમથી અને ચમત્કારિક રીતે પોતાના પક્ષનું સમર્થન કર્યું. શ્રી શ્રીનિવાસ આયંગરે સમાધાની માટે એક સુધારો મૂક્યો. તે નામંજૂર થયો. છેવટે જ્યારે મૂળ ઠરાવ ઉપર મત લેવાયા ત્યારે બહુ ભારે બહુમતીથી ધારાસભામાં જવાનો ઠરાવ ઊડી ગયો. ઘણે ભાગે ધારાસભામાં જવાની તરફેણમાં એક તૃતીયાંશ અને ન જવાની તરફેણમાં બે તૃતીયાંશ પ્રતિનિધિઓના મત પડ્યા.

સત્યાગ્રહ તપાસ સમિતિએ અથવા ગયાની કૉંગ્રેસે કેવળ એક જ બાબત પર ઠરાવ પસાર કર્યો હતો એમ માનવું ભૂલભરેલું છે. સમિતિના અહેવાલમાં અસહકારના આખા કાર્યક્રમ ઉપર — જેમાં સત્યાગ્રહ અને નાકરની લડતનો પણ સમાવેશ થતો હતો — વિચાર કરવામાં આવ્યો હતો, અને બધા પ્રસ્તુત વિષયો પર તેણે મત આપ્યો હતો. પણ એ વિષયો બાબત એટલો બધો મતભેદ ન હતો એટલે એ દબાઈ ગયા. ગયા કૉંગ્રેસે પણ એ બાબતો વિષે ઠરાવ પસાર કર્યો. સરકારી નિશાળો અને કોર્ટોનો બહિષ્કાર કાયમ રાખ્યો. સ્વદેશીપ્રચાર અને ખાદીપ્રચાર ઉપર ભાર મૂક્યો. એક ઠરાવ એવી મતલબનો પણ રજૂ થયેલો કે બધી જાતના અંગ્રેજી માલનો બહિષ્કાર કરવામાં આવે, અને એ દૃષ્ટિએ બહિષ્કાર કરવાની વસ્તુઓની યાદી તૈયાર કરવા તથા બહિષ્કારનો ઉપાય યોજવા એક સમિતિ પણ બનાવવામાં આવે. આ ઠરાવ વિષયવિચારિણી સમિતિમાં પસાર થઈ ગયો; પણ કૉંગ્રેસે એને બહુમતે નામંજૂર કર્યો; કારણ કે એને અવહેવારુ ગણાવવામાં આવ્યો અને એમ કરતાં હિંસાત્મક વૃત્તિ ઉશ્કેરાવાનો ડર હતો.

બીજો એક બહુ મહત્ત્વનો ઠરાવ એ પસાર થયો કે હવે પછી અંગ્રેજી સરકાર પોતે અથવા હિંદુસ્તાનની ધારાસભાની મંજૂરીથી જે કંઈ કરજ કરશે એનું દેણદાર સ્વતંત્ર ભારત નહીં રહે; કારણ કે બ્રિટિશ સરકાર ફાવે તેમ ખરચો કરીને ભારતને નામે કરજ લે છે, અને ધારાસભા ભારતનું પ્રતિનિધિત્વ ધરાવતી નથી. આ ઠરાવમાં એ તારીખ પહેલાંનાં કરજોને સ્વીકારી લેવામાં આવ્યાં હતાં. આ ઠરાવ અંગે મતભેદ હતો પણ એ બહુમતીથી પસાર થઈ ગયો, જોકે આ વિષય સાવ નવો હતો અને ઠરાવ રજૂ થતાં પહેલાં દેશમાં એ સંબંધે કંઈ ચર્ચાઓ ચાલી ન હતી.

ગયા કૉંગ્રેસે સત્યાગ્રહ તપાસસમિતિના હેવાલ ઉપર એક બીજો ઠરાવ પણ કર્યો કે દરેક વ્યક્તિને પોતાના બચાવને અંગે કાયદાથી મળતા બધા

હકો હોવા જોઈએ. એટલે કે, કાયદા મુજબ જ્યાં લગી હિંસાત્મક બચાવ ઉચિત લેખાય ત્યાં લગી કોંગ્રેસ પણ એને મંજૂર રાખે છે દેશને સત્યાગ્રહને માટે તૈયાર કરવો અને તેને સારુ પચીસ લાખ રૂપિયા અને પચાસ હજાર સ્વયંસેવકો ઊભા કરવા એ મતલબનો એક બીજો ઠરાવ પણ થયો. આમ, ગયા કોંગ્રેસમાં ઘણા ઠરાવો પસાર થયા. મારી જાણ પ્રમાણે કોંગ્રેસનુ આ અધિવેશન લાંબામાં લાંબું હતું, પણ ધારાસભા સંબંધી મતભેદને લીધે બીજી બધી વાતો ગૌણ થઈ ગઈ.

કોંગ્રેસના અધિવેશનની સાથે સાથે ગયામાં ખિલાફત કૉન્ફરન્સ અને જમિયત ઉલ-ઉલેમાનાં અધિવેશનો પણ ભારે ધામધૂમ અને ઉત્સાહથી ભરાયાં. ખિલાફત કમિટીએ કોંગ્રેસસમિતિની સાથે સાથે એક સત્યાગ્રહ તપાસસમિતિ નીમી હતી એણે દેશમાં ફરીને પોતાનો અહેવાલ આપ્યો હતો. ત્યાંયે ખાસ કરીને ધારાસભાની બાબતમાં કોંગ્રેસના જેવો જ મતભેદ હતો. એ બંને સંસ્થાઓએ ધારાસભાનો બહિષ્કાર કાયમ રાખ્યો. પરંતુ ત્યાર સુધીમા ખલીફા અને તુર્ક લોકોની પરિસ્થિતિમા ભારે ફેરફારો થઈ ગયા હતા. તુર્કોએ ગ્રીસને હરાવીને મોટી જીત મેળવી હતી. તેમણે પોતાના સુલતાનને ગાદીએથી ઉઠાડી મૂકવાનુ નક્કી કર્યું હતું. સુલતાન તેમનો ખલીફા પણ હતો. હિંદુસ્તાનના મુસલમાનોમાં આ બાબત ખૂબ ખળભળાટ થયો હતો. પણ મારી સમજ એવી છે કે, એમણે તુર્ક લોકોની આ કામગીરીને ટેકો આપ્યો; કારણ કે બીજાના હાથનુ રમકડું બની દેશને અને ઇસ્લામને નુકસાન પહોંચાડે એવા સુલતાનને ગાદીથી ઉઠાડી મૂક્યો એ એમને મન તદ્દન યોગ્ય હતું. એની જગ્યાએ ઇસ્લામના તીરથો અને પવિત્ર સ્થળોનુ રક્ષણ કરવાની ઇચ્છા અને શક્તિવાળા નવા ખલીફા ચૂંટવામાં આવશે એવી ઉમેદ લોકો રાખતા હતા. તુર્કોએ પોતાની તાકાત બતાવી આપી હતી એટલે નવા ખલીફા પોતાના કર્તવ્યોનું પાલન સારી રીતે કરશે એવી આશા રખાતી હતી. પણ ત્યાર પછી થોડા દિવસે તુર્કોએ પોતાને ત્યાંથી ખલીફાનુ પદ જ કાઢી નાખ્યું અને તુર્ક પ્રજાતંત્રની સ્થાપના કરી. તુર્ક પ્રજાતંત્રમા પ્રમુખ ચૂંટવાનું નક્કી થયુ અને આજે પણ ત્યાં એ પ્રથા છે.

મુસલમાનોની બીજી વાત આરબોની સ્વતંત્રતા અંગેની હતી. આરબો અને તુર્કો બંને ધર્મે મુસલમાન છે, પણ બંને એક જાતિના નથી. તુર્કોએ આરબો ઉપર પોતાનો અમલ જમાવ્યો હતો. તુર્કો પણ મુસલમાનો હતા એટલે બીજા મુસલમાનો એમના સુલતાનને જ ખલીફા માની લેતા હતા. જર્મન લડાઈમા તુર્કસ્તાન જર્મની સાથે મળીને લડાઈમાં ઊતર્યું ત્યારે અંગ્રેજોએ આરબોને તુર્કોની વિરુદ્ધ ઉશ્કેર્યાં અને અરબસ્તાનના

લોકોને તુર્કીના અમલમાંથી મુક્ત કર્યાં પણ તેઓ પૂરેપૂરા સ્વતંત્ર ન બન્યા. મુસલમાનો ઇચ્છતા હતા કે અરબસ્તાન સ્વતંત્ર થઈને રહે પણ ખલીફાની ચૂંટણી બધાના મતથી થાય. એમ ન બની શક્યું. પાછળથી તો તુર્કીએ ખલીફાના પદને જ ઉડાવી દીધું. અરબસ્તાનની દેખરેખ રાખવાનો ભાર (મૅન્ડેટ) ઇંગ્લંડ અને ફ્રાન્સને મળ્યો. આમ, આજ સુધી આરબ લોકો પૂરેપૂરા સ્વતંત્ર થઈ શક્યા નથી, જોકે દેખાવ પૂરતા કેટલાક અધિકારો એમના અમીરના હાથમાં છે.

આ કારણોને લઈને હિંદુસ્તાનમા ખિલાફતની ચળવળ થોડા દિવસમાં શાંત પડી ગઈ. જોકે ખિલાફત કમિટીઓ ઘણા વખત લગી કાયમ રહી, પણ કેવળ નામની ગયામાં અધિવેશન થયુ તે વખતે આ બધા પ્રશ્નો હજુ આટલા સ્પષ્ટ નહોતા થયા, એટલે ત્યા પણ ભારે ઉત્સાહથી ખિલાફત કૉન્ફરન્સ ભરાઈ અને એણે કાંગ્રેસને સાથ આપ્યો. એટલું જ નહીં, એણે કોંગ્રેસ કરતા વધારે જુસ્સો અને હિંમત દાખવ્યા એમ કહીએ તો એ અતિશયોક્તિ નહીં લેખાય. એ જુસ્સાનુ ખાસ કારણ બ્રિટિશ સરકારનું એ વખતનુ તુર્કી પ્રત્યેનુ વલણ અને વર્તન હતુ

## ૫૧

## સ્વરાજપક્ષનો જન્મ

નાફેરવાદી અને ફેરવાદી બને પક્ષો વચ્ચે પહેલેથી જ સારી પેઠે ખેંચાખેંચી થઈ ગઈ હતી. હવે, કૉંગ્રેસનુ અધિવેશન પૂરું થયું કે તરત જ મહાસમિતિના પ્રમુખપદેથી દેશબંધુ દાસે રાજીનામુ આપી દીધું. જે લોકો ધારાસભામાં જવાની તરફેણમાં હતા એમણે ભેગા મળીને સ્વરાજ-પક્ષની સ્થાપના જાહેર કરી. એના મુખ્ય આગેવાનોમાં દેશબંધુ દાસ, પંડિત મોતીલાલ નેહરુ, હકીમસાહેબ, શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, શ્રી કેળકર વગેરે હતા. દેશબંધુ દાસ એ પક્ષના પ્રમુખ અને પંડિત મોતીલાલ નેહરુ મંત્રી બન્યા. નાફેરવાદીઓએ દેશબંધુ દાસને પ્રમુખ તરીકે ચાલુ રહેવા માટે ઘણો આગ્રહ કર્યો પણ એમણે માન્યુ નહીં. એમનું કહેવું એમ હતું કે બહુમતી એમના પોતાના પક્ષમાં નથી એટલે પોતે પ્રમુખ રહી ન શકે. સ્વરાજપક્ષ મારફતે તેઓ કોંગ્રેસની બહુમતીને પોતાની તરફેણમાં લાવવાનો પ્રયત્ન કરશે, એટલે એમનું પ્રમુખ તરીકે રહેવું ઉચિત પણ નહીં ગણાય અને એમના પોતાના કામમાયે અડચણ આવશે.

નવી કારોબારીસમિતિ પણ મોટે ભાગે નાફેરવાદીઓની જ બની. હું સામાન્ય મંત્રી ચૂંટાયો. આ બોજો મારે માટે બહુ વધારેપડતો હતો પણ એ ઉપાડવો જ પડ્યો: કારણ કે અમે બધાએ મળીને પ્રમુખની સલાહ માની ન હતી એટલે પ્રજાતંત્રની પરિપાટી પ્રમાણે એ તંત્ર ચલાવવાનો ભાર સંભાળી લેવાનો અમારો ધર્મ થઈ પડ્યો. એમ છતાં, દેશબંધુ દાસનું રાજીનામું ગયામાં સ્વીકારાયું નહીં. એના ઉપર ફરીથી વિચાર કરવાનો આગ્રહ કરતો એક ઠરાવ ત્યાં પસાર થયો. પણ એમણે ત્યાં જ ચોખ્ખું કહી દીધું કે તેઓ પોતે ફરીથી વિચાર કરવાને તૈયાર નથી.

૧૯૨૩ના નવેમ્બરમાં નવી ધારાસભાઓની ચૂંટણીઓ થવાની હતી. એટલે સ્વરાજપક્ષે ઠરાવ્યું કે નવેમ્બર પહેલાં કોંગ્રેસમાં બહુમતી મેળવી લેવી ને પછી કોંગ્રેસ તરફથી ચૂંટણીઓ લડવાનું રાખવું. અમે નાફેરવાદીઓ એમ માનતા હતા કે કોંગ્રેસે આ વાતનો ઉકેલ કરી દીધો છે અને હવે કેવળ રચનાત્મક કાર્યક્રમ પાછળ જ મંડી પડવું જોઈએ. પણ એવું બને એમ લાગતું નહોતું; કારણ કે ધારાસભામાં જવા અંગેની વાદવિવાદ ચાલ્યા જ કરતો હતો. મહાસમિતિની બેઠક મળી એમાં નક્કી કરવામાં આવ્યું કે રચનાત્મક કાર્યક્રમ ઉપર ભાર મૂકવો કોંગ્રેસના ઠરાવ પ્રમાણે સત્યાગ્રહને માટે પચીસ લાખ રૂપિયા ભેગા કરવા અને પચાસ હજાર સ્વયંસેવકોની ભરતી કરવી, જેથી સત્યાગ્રહનો આરંભ કરી શકાય. પણ આ બધુ શાંતિપૂર્વક થઈ શકે એમ ક્યાં હતું! કોંગ્રેસના અધિવેશન પછી તરત જ કેટલાક મુખ્ય કોંગ્રેસીઓ જેલમાંથી છૂટીને આવ્યા. એમાં મૌલાના અબુલ કલામ આઝાદ પણ હતા. બિહારના નેતાઓમાંથી મૌલવી મહમદ શફી અને બાબુ શ્રી કૃષ્ણસિંહ પણ એ જ વખતે જેલ બહાર આવ્યા. મૌલાના આઝાદ જેલમાંથી નીકળતાંની સાથે બંને પક્ષો વચ્ચે કોઈ પણ રીતે સમાધાન કરાવવાની ચિંતામાં પડ્યા. ગયા કોંગ્રેસ પછી તેઓ કારોબારીના સભ્ય ચૂંટાયા હતા. એમણે કારોબારીની બેઠકમાં સમાધાન કરવાની વાત મૂકી. કારોબારીએ એમની વાતનો સ્વીકાર કર્યો. સ્વરાજપક્ષના બધા નેતાઓ સાથે હજુ એમની પૂરી વાતચીત થઈ નહોતી શકી. છતાં જેટલી માહિતી તેઓ મેળવી શક્યા હતાં તે મુજબ તે પક્ષના લોકોને પણ એ વાત મંજૂર હતી. એટલે ફેબ્રુઆરીના છેલ્લા અઠવાડિયામાં કારોબારી તેમ જ મહાસમિતિની બેઠક અલાહાબાદમાં ભરીને એ વાત પર વિચાર કરવાનું નક્કી થયું. મૌલાના સાહેબ આ સમાધાની પાર ઉતારવાને આતુર હતા, એટલે પોતે તટસ્થભાવે એને સારુ કામ કરી શકે એ માટે તેઓ કારોબારી સમિતિમાથી છૂટા થયા.

ફેબ્રુઆરીની આખરે પ્રયાગમા સભા થઇ. દેશબંધુ દાસે પ્રમુખસ્થાન લીધુ. એ સભામા સમાધાનીનો ઠરાવ મંજૂર થયો. એની શરતો આ હતી :

૧. ધારાસભા સબધી પ્રચાર ૩૦મી એપ્રિલ સુધી બંધ રાખવામા આવે; ૨. બને પક્ષ પોતપોતાના કાર્યક્રમની બીજી બાબતો વિષે જે કામ કરવા ઇચ્છે એ કરે અને એકબીજાના કામમા વિધ્ન ન નાખે, ૩ નાફેરવાદીઓ ગયા કોંગ્રેસના ઠરાવ પ્રમાણે સત્યાગ્રહને સારુ રૂપિયા અને સ્વયસેવક ભેગા કરે, ૪. રચનાત્મક કામ તથા બને પક્ષને માન્ય હોય એવા બીજા કામને સારુ રૂપિયા ભેગા કરવામા અને કાર્યકર્તા ઊભા કરવામા ફેરવાદી નાફેરવાદીઓને સાથ આપે, ૫. ત્રીસમી એપ્રિલ પછી ફરી બને પક્ષને યોગ્ય લાગે તે પ્રમાણે પોતાના કાર્યક્રમ પ્રમાણે કામ કરે

આ ઠરાવ પ્રમાણે મે શ્રી રાજગોપાલાચારીની સાથે જુદા જુદા પ્રાતોમા પ્રવાસ કર્યો એ પહેલા હું મારા પોતાના પ્રાતમા જ ફર્યો હતો. બીજા પ્રાતોનુ મને ઝાઝુ જ્ઞાન ન હતું. આ પ્રવાસમા અનેક સ્થળોએ જવાની અને ત્યાના કાર્યકર્તાઓનો પરિચય કરવાની સુદર તક મને સાપડી રૂપિયા પણ ભેગા કર્યા. રચનાત્મક કાર્યક્રમ ઉપર અમે ખાસ ભાર મૂકતા રાજાજી જ ભાષણ કરતા રાજાજી જેવા ચતુર, પ્રતિભાશાળી અને કુશળ વક્તાઓ બહુ ઓછા હોય છે તેઓ પોતાના ભાષણમા ઘોઘાટ કરતા નથી કે હાથપગ પછાડતા નથી. પોતાની દલીલો ધીમે ધીમે હળવા શબ્દોમા અજબ રીતે શ્રોતાઓની સમક્ષ રજૂ કરીને એમને મુગ્ધ કરી નાખે છે. મે વિચાર્યું કે એમના પછી હુ શુ ભાષણ કરી શકવાનો હતો? મૂગો રહુ એ જ સારુ. મારુ ભાષણ એમના ભાષણની અસરને ઓછી કરી નાખતું હતું. પણ લોકોની ઇચ્છા રહેતી કે હુ પણ કાઈક કહું એમાથી બચવાની એક મજાની યુક્તિ જડી આવી. રાજાજી અંગ્રેજીમા ભાષણ કરતા કારણ કે તેઓ હિદી બોલી શકતા નહોતા. મે એમના ભાષણોનુ ભાષાતર કરવાનુ કામ ઉપાડી લીધુ, એમ ન કરત તો દરેક સભામા ભાષાતર કરનારો શોધવો પડત અને એ પણ બરાબર ભાષાતર કરી શકત કે નહીં તે કોણ જાણે? એમની વિચાર-શૈલીને હુ બરાબર પારખી ગયો હતો એમની બોલવાની ઢબને પણ હું સારી રીતે સમજી ગયો હતો મને થયુ કે એક પંથ ને દો કાજ સરે એમ છે. એટલે કે એમના ભાષણનુ ભાષાતર થાય છે અને હુ બોલવામાથી ઊગરી જાઉં છુ તેઓ એક વાક્ય બોલતા અને હું તેનું ભાષાતર કરતો આ રીતે મારુ કામ સરળ બનતું, અને લોકો બધી વાત સારી પેઠે સમજી લેતા

લગભગ બધી સભાઓમાં જ્યાં હિંદીમાં ભાષાંતરની જરૂર પડી ત્યાં મેં જ ભાષાંતર કર્યું. ભાષાંતરનું કામ કઠણ છે, અને કોઈ વક્તા વેગથી વહેતા પ્રવાહની પેઠે બોલ્યે જતો હોય ત્યારે તેનું તરત જ શીઘ્ર ભાષાંતર કરવાનું કામ તો વળી વધારે કઠણ છે. મેં કલકત્તા હાઈકોર્ટમાં એક ભાષાંતરકાર જોયો હતો. સાક્ષીઓની જુબાની વખતે બૅરિસ્ટરોના પ્રશ્નો અને સાક્ષીઓના જવાબોનું તે એવું આશ્ચર્યકારક ભાષાંતર કરતો કે કેવળ શબ્દો જ નહીં, પ્રશ્નો પૂછવાનો લહેકોયે ભાષાંતરમાં ઉતારતો.

ઘણાં વરસો પછી જ્યારે હું યુરોપ ગયો અને ત્યાં એક યુદ્ધ વિરોધી આંતરરાષ્ટ્રીય પરિષદમાં ભાગ લીધો ત્યારે ત્યાંયે એક અદ્ભુત ભાષાંતરકાર મેં જોયો. એ જર્મન હતો. એની ઉમર ચોવીસપચીસ વરસથી વધારે ન હતી પણ એ અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન અને એસ્પરેન્ટો સરસ જાણતો હતો. કોઈ વક્તા આ ચારમાંની કોઈ ભાષામાં બોલતો ત્યારે એ લઘુલિપિમાં ભાષણ લખી લેતો. ભાષણ પૂરું થતું કે તરત એ ઊભો થતો અને લઘુલિપિમાં લખી લીધેલા ભાષણની નકલ હાથમાં રાખીને બાકીની ત્રણ ભાષાઓમાં ભાષાંતર કરી જતો. એ ભાષાંતરો કેટલાં સારાં થતાં એ તો હું કહી શકું એમ નથી કારણ કે અંગ્રેજી સિવાય બીજી ત્રણ ભાષાઓમાંથી એકે હું જાણતો ન હતો. પણ જેવા શુદ્ધ અંગ્રેજીમાં એ ભાષણ કરતો તે ઉપરથી મેં અટકળ બાંધી કે બીજી ભાષાઓમાં પણ તે શુદ્ધ જ બોલતો હશે. જ્યારે ચારે ભાષામાં એ એકધારું ભાષણ કરી શકતો હતો ત્યારે એનું ભાષાંતર શુદ્ધ નહીં હોય એમ માનવાનું કંઈ કારણ નથી. એની સાથે ઓળખાણ થયા પછી મેં પૂછપરછ કરી ત્યારે જાણ્યું કે એ સંસ્કૃત પણ જાણતો હતો અને એ વખતે કોઈક સંસ્કૃત પુસ્તકનો જર્મન અનુવાદ કરવામાં ગૂંથાયેલો હતો પણ આ ભાષાંતરની વાતમાં હું બહુ આડો ફંટાયો.

અમારી એ મુસાફરીને લીધે લોકોમાં રચનાત્મક કાર્યક્રમ પ્રત્યે કંઈક રુચિ પેદા થઈ, પણ કામ ઝાઝું આગળ વધ્યું નહીં. એ ત્રણ મહિનામાં એનું કંઈ પરિણામ બતાવી શકાય એમ પણ ન હતું. આશરે તેર લાખ રૂપિયા એકઠા થયા, પૂરા પચીસ લાખ ન થયા. સ્વરાજપક્ષને તક મળી ગઈ. એમણે અમને હાર કબૂલવા કહ્યું અને પોતાનો કાર્યક્રમ સ્વીકારાવવાનો પ્રયત્ન પણ કર્યો.

## સ્વરાજપક્ષ સાથે સમાધાનીનો નિષ્ફળ પ્રયત્ન

એક બાજુ અમે અમારા પ્રવાસમાં રોકાયેલા હતા અને બીજી બાજુ હિંદુમુસ્લિમ હુલ્લડો વધ્યે જતા હતા. મુલતાનની વાત પહેલાં આવી ગઈ. હજી સુધી કંઈ ને કંઈક કડવાશ ત્યાં ચાલ્યા કરતી હતી એટલે જેલમાંથી છૂટીને આવ્યા બાદ મૌલાના સાહેબ જે કારોબારીની બેઠકમા હાજર રહ્યા હતા તેમાં જ નક્કી કરવામા આવ્યુ કે પંડિત મોતીલાલજીની સાથે મૌલાના મુલતાન જાય અને ત્યાંના ઝઘડા પતાવવાનો પ્રયત્ન કરે. રમખાણોનો ભોગ થઈ પડેલા લોકોને મદદ કરવાને સારુ કોંગ્રેસ તરફથી દસ હજાર રૂપિયાની રકમ મંજૂર થઈ. પણ હવે હુલ્લડ કેવળ મુલતાન પૂરતું જ નહોતું રહ્યું. અમૃતસરમાં પણ સ્થિતિ બગડી. અમારા પ્રવાસમાં અમે પંજાબમા અનેક સ્થળે ગયા. દેશબંધુ દાસ, પંડિત મોતીલાલ નેહરુ અને હકીમ અજમલખા પણ સતત મહેનત કરતા રહ્યા. એમણે ડાક્તર અનસારી અને બીજાઓ સાથે મળીને હિંદુમુસલમાનો વચ્ચે કંઈ ને કંઈ સમાધાની કરવાનો પ્રયત્ન કર્યો; જેથી કરીને આખા દેશનુ બગડેલુ વાતાવરણ સુધારી શકાય. પણ એમા એમને સફળતા ન મળી. અમારા પંજાબના પ્રવાસ દરમિયાન લાહોરમાં દેશબંધુ દાસ સાથે રાજાજી અને મારી મુલાકાત થઈ. ત્યા દેશબંધુ દાસે અમારી પાસે કાયમી સમાધાની માટે એવી દરખાસ્ત મૂકી કે કોંગ્રેસનુ કામ રાષ્ટ્રીય શિક્ષણ, ખાદીપ્રચાર, ધારાસભા વિભાગ, પરદેશોમા પ્રચાર, મજૂરસંગઠન, અસ્પૃશ્યોદ્ધાર, સત્યાગ્રહ, વગેરે જુદા જુદા અનેક વિભાગોમાં વહેંચી નાખવામા આવે અને દરેક વિભાગ ચલાવવાની જવાબદારી એવા માણસને સોંપવામા આવે જેને તે તે વિષયમા ખાસ રસ હોય, અને એને સારુ પાંચ છ કરોડ રૂપિયાનો ફાળો પણ ઉઘરાવવામાં આવે.'

પંજાબથી અમે પૂના ગયા. ત્યા કારોબારીની બેઠક મળી. એને આ ઠરાવ અનહેવારુ જણાયો અને એ નામંજૂર કર્યો. એ જ વખતે દેશબંધુ દાસ અને બીજાઓ તરફથી તાર મળ્યો કે પંજાબ [illegible] બત વિષે વિચાર કરવાને પ્રયાગમાં કારોબારીની બેઠક તરત જ [illegible] આવે. ૩૦મી એપ્રિલ સુધીનો કાર્યક્રમ, [illegible] કરી નાખ્યો, [illegible] એ કામને અધૂરુ છોડી કારોબારી [illegible] જલદી [illegible] બની શક્યું.

પણ રાજાજીને ત્યાં મોકલવામાં આવ્યા, જેથી જે કંઈ કરવું ઘટે એ તેઓ કરે અને જરૂર જણાય તો કારોબારીની બેઠક પણ કરે.

રાજાજી ત્યાં ગયા. દેશબંધુ દાસ વગેરે સાથે એમને વાતચીત થઈ. પણ ત્યાં વાત પૂરી ન થઈ શકી એટલે કેટલીક વાતચીત દિલ્હીમાં હકીમ અજમલખાંની સાથે થઈ. આ રીતે જેટલી વાત થઈ એની એક નોંધ તૈયાર કરીને રાજાજીએ હકીમસાહેબને આપી, જેથી તેઓ દેશબંધુ દાસ અને પંડિત મોતીલાલજીનો મત મેળવી શકે. એ નોંધની એક નકલ લઈને રાજાજી પોતે કારોબારીના બીજા માણસોને મળવા મુંબઈ ગયા. પણ એ દરખાસ્ત નહોતી પંડિત મોતીલાલજીને મંજૂર કે નહોતી સરદાર વલ્લભભાઈ તથા શેઠ જમનાલાલજીને મંજૂર. પરંતુ એ વિષે કંઈક એવાં નિવેદનો બહાર પડ્યાં અને એવો પ્રચાર ચાલ્યો કે જાણે નાફેરવાદીઓએ જ એનો અસ્વીકાર કર્યો હોય. શ્રીમતી સરોજિની નાયડુ પણ આ જ કારણે નાફેરવાદીઓ ઉપર — જેમાંના તેઓ પોતે પણ એક હતાં — જરા ચિડાયાં. એ વખતનાં છાપાંઓએ પણ કડક નોંધો લખી. પંડિત મોતીલાલજીએ તો સ્વરાજપક્ષ તરફથી પ્રચારકામ પણ શરૂ કરી દીધું. અને મે મહિનાને અંતે મળનારી મહાસમિતિની બેઠકમાં, જ્યાં સમાધાનીની બાબતમાં વિચાર થવાનો હતો ત્યાં પોતે નહીં જાય એમ જાહેર કરી દીધું તથા પોતાના અનુયાયીઓને પણ ત્યાં જવાની મના કરી દીધી.

દેશમાં ચાલતા આ અંદર અંદરના ઝઘડાથી લોકોને ખેદ થતો હતો. કેટલીયે પ્રાંતિક સમિતિઓએ અભિપ્રાય આપ્યો કે કંઈક સમાધાન કરી શકાય તો સારું. નાફેરવાદીઓમાં ડાક્તર અનસારી અને શ્રીમતી નાયડુ સમાધાનીની તરફેણમાં હતાં. પંડિત જવાહરલાલ નેહરુ, જેઓ ગયા કૉંગ્રેસ વખતે જેલમાં હતા પણ હવે છૂટીને આવ્યા હતા. તેઓ સમાધાની ઇચ્છતા હતા. આથી કરીને સમાધાનીની તરફેણમાં એક જાતનું અનુકૂળ વાતાવરણ પેદા થયું. પછી સ્વરાજપક્ષવાળાઓએ મુંબઈમાં મળનારી મહાસમિતિની બેઠકમાં ભાગ લેવાનો પોતાનો ઇરાદો દર્શાવ્યો. અને તેઓ આવ્યા પણ ખરા. એ બેઠક મે મહિનાની આખરે મળી. એમાં કારોબારી તરફથી એવો ઠરાવ મૂકવામાં આવ્યો કે જો કૉંગ્રેસનો નિર્ણય સ્વીકારવાને સ્વરાજવાળાઓ તૈયાર હોય તો કૉંગ્રેસની એક ખાસ બેઠક બોલાવવામાં આવે. દેશબંધુ દાસ પ્રમુખસ્થાને હતા. એમણે કહી દીધું કે ખાસ બેઠકના નિર્ણય પ્રમાણે સ્વરાજપક્ષ વર્તશે જ એવું વચન આપવા પોતે તૈયાર નથી. આથી કારોબારીએ પોતાનો ઠરાવ પાછો ખેંચી લીધો. હાજર રહેલા સભ્યોએ કેટલાયે ઠરાવો મૂક્યા. એક ઠરાવ શ્રી પુરુષોત્તમદાસ ટંડને

મૂક્યો અને પંડિત જવાહરલાલે એને ટેકો આપ્યો એનો સાર એ હતો કે દેશમા એવા લોકો પણ છે જેઓ ઇચ્છે છે કે ધારાસભાની ચૂંટણીઓમા ભાગ લેવો જોઈએ, એટલે અદર અદરનો ઝઘડો દૂર કરવા માટે ગયા કોંગ્રેસના ફરમાન મુજબ ચૂટણીઓની વિરુદ્ધ પ્રચાર કરવાનુ બધ કરવુ કેટલાક લોકોએ વાંધો લીધો કે ગયા કોંગ્રેસના ઠરાવની વિરુદ્ધ હોવાથી આ ઠરાવ નિયમ બહારનો છે. પણ પ્રમુખશ્રી દેશબંધુ દાસે એ ન માન્યુ અને એ ઠરાવને નિયમસરનો ગણ્યો આ ઠરાવ થોડાક વધુમતે પસાર થઈ ગયો એટલે અમે લોકો જે ગયામા કારોબારીસમિતિના સભ્યો ચૂટાયા હતા તેમણે રાજીનામુ આપ્યુ અને પોતપોતાનું સ્થાન ખાલી કર્યું. દેશબંધુ દાસની સલાહ પ્રમાણે નવી કારોબારીસમિતિ ચૂટવામા આવી એમા જેઓ કટ્ટર નાફેરવાદીઓ ન હતા અને કટ્ટર ફેરવાદી પણ ન હતા એવા એટલે કે સમાધાન ઇચ્છનારાઓ હતા. દાક્તર અનસારી એના પ્રમુખ બન્યા અને પંડિત જવાહરલાલ નેહરુ મંત્રી ચૂટાયા

રાજાજી આ ઠરાવથી બહુ અસંતુષ્ટ હતા એમનુ કહેવુ હતું કે આ રીતે કોંગ્રેસ આત્મહત્યા વહોરી લેશે એણે કાં તો ધારાસભામા જવાનુ ચોખ્ખી રીતે અનુમોદન આપવુ જોઈએ ને રીતસર ચૂટણીઓ લડી લેવી જોઈએ અથવા તો ચૂટણીઓનો બહિષ્કાર કરવો જોઈએ ને એ માટે લોકોમા પૂરેપૂરો પ્રચાર કરવો જોઈએ મહાસમિતિ આ બેમાનું એકેય કરતી નથી અને સ્વરાજપક્ષને પ્રચાર કરવાનો હક આપે છે, ચૂટાવાની તક આપે છે, એમના પર કોંગ્રેસનો કશોયે અંકુશ નથી રાખતી, અને બીજી બાજુએ જેઓ ચૂટણીઓની વિરુદ્ધ છે એમના મોઢા પણ સીવી લે છે, તેથી, અને ખાસ કરીને ગયા કોંગ્રેસે ધારાસભાની વિરુદ્ધ પ્રચાર કરવાનો આદેશ આપેલો છે તે જોતા આ ઠરાવ માન્ય થઈ શકે તેમ નથી. ઘણાખરા છાપા ધારાસભાઓની તરફેણમા હતા એમા શક નથી કોંગ્રેસમા પણ ઘણા લોકો ચર્ચાથી કંટાળી ગયા હતા. એટને ઘણાઓને ટંડનજીનો આ ઠરાવ ગમી ગયો. નવી કારોબારીએ જાહેર કર્યું કે જે ઠરાવથી ધારાસભાઓનો બહિષ્કાર કરવામા આવ્યો છે એ ગયા કોંગ્રેસનો ઠરાવ જેમનો તેમ કાયમ રહે છે— આ નવા ઠરાવથી તો માત્ર એના પ્રચારને જ બંધ રાખવામા આવે છે અમે બિહાર પ્રાંતિક સમિતિ તરફથી પણ એ જ જાતનો મત આપ્યો પરંતુ બીજા પ્રાંતોની કેટલીયે સમિતિઓએ એની વિરુદ્ધ ઠરાવ કર્યો એમણે આ ઠરાવને ગયાના નિર્ણયની વિરુદ્ધ ગણીને ન માન્યો

મુબઈની બેઠક પછી દેશમા ફરી પાછી જોર જોરથી એ ચર્ચા ઊપડી આમ જે વિવાદને અટકાવવાને મુબઈનો ઠરાવ કરવામાં આવ્યો

હતો એ વિવાદ એટલી જ ઉગ્રતાપૂર્વક ચાલતો રહ્યો. દેશબંધુ દાસ મુંબઈથી મદ્રાસના પ્રવાસે ગયા. કેટલાયે સ્થળે એમણે અતિશય કડવાં અને ઉશ્કેરણીભર્યાં ભાષણો કર્યાં. એમાંના એક ભાષણમાં એમણે લૉર્ડ રીડિંગ સાથેની સમાધાની વિષે ઇશારો કરતાં કહ્યું કે એ વેળાના સત્યાગ્રહથી સરકાર દબાઈ ગઈ હતી અને એણે નમી જઈને સમાધાની કરવા તૈયારી બતાવી હતી, મારી પાસે શરતો મોકલવામાં આવી હતી, મેં એ મુખ્ય મથકે (હેડક્વાર્ટર્સ) એટલે કે ગાંધીજી પાસે મોકલી આપી હતી; પણ એમણે બધી વાતનો છબરડો વાળ્યો (बंगल्ड ॲन्ड मिसमॅनेज्ड); અને હવે આપણને ફક્ત રેંટિયો ચલાવવાનું કહે છે. આ વાતથી વળી પાછા જૂના કિસ્સાઓ ઊખળ્યા. શ્રીયુત કૃષ્ણદાસે એ વખતે ગાંધીજી, પંડિત માલવીયજી, અને દેશબંધુ દાસે એકબીજાને મોકલેલા તારો બહાર પાડ્યા. પંડિત શ્યામસુંદરદાસ ચક્રવર્તી, પંડિત માલવીયજી અને મૌલાના આઝાદે — જેમણે એ વાટાઘાટમાં ભાગ લીધેલો — એમણે પોતપોતાનાં નિવેદનો છાપાંમાં આપ્યાં.

આખા દેશમાં ફરી કડવાશભર્યો ઉગ્ર વાદવિવાદ શરૂ થઈ ગયો. પરિણામ એ આવ્યું કે કેટલાક લોકોએ કારોબારીસમિતિને વળી પાછી મહાસમિતિની બેઠક બોલાવવાની ફરજ પાડી. જૂનના અંતમાં નાગપુરમાં એક બેઠક ભરાઈ. ત્યાં એમ નક્કી કરવામાં આવ્યું કે કોંગ્રેસનું એક ખાસ અધિવેશન બોલાવવું અને તેમાં ધારાસભાના પ્રશ્નોનો નિવેડો લાવવો. ત્યાં કારોબારીસમિતિ તરફથી એક એવી મતલબનો ઠરાવ મૂકવામાં આવ્યો કે જે સમિતિઓએ મુંબઈની મહાસમિતિના ઠરાવ વિરુદ્ધ અવાજ ઉઠાવ્યો છે અને કોંગ્રેસની શિસ્તનો ભંગ કર્યો છે તેમના ઉપર શિસ્તભંગનાં પગલાં લેવામાં આવે. એવી સમિતિઓમાં સૌથી મોખરે તામિલનાડ સમિતિ આવતી હતી અને આ ઠરાવની નેમ ખાસ કરીને શ્રી રાજગોપાલાચારીની ઉપર હતી. આના ઉપર બહુ ગરમાગરમ ચર્ચા ચાલી. એમ કહેવામાં આવતું હતું કે તેઓ મહાસમિતિના ઠરાવની વિરુદ્ધ વર્ત્યા છે. અમે ખુદ મહાસમિતિના ઠરાવને કોંગ્રેસના નિર્ણય વિરુદ્ધનો માનતા હતા. એટલે અમારું કહેવું હતું કે એમણે (રાજાજીએ) કોંગ્રેસની આજ્ઞાનું પાલન કર્યું છે અને મહાસમિતિ નિરંકુશપણે વર્તી છે. મોડી રાત સુધી ચર્ચા ચાલતી રહી. મારે રાજાજીના બચાવમાં ભાષણ કરવું પડ્યું. હું ૧૯૧૧ની સાલથી હરહમેશ મહાસમિતિનો સભ્ય બનતો આવેલો પણ ભાગ્યે જ કોઈક વખતે હું ત્યાં બોલતો. સત્યાગ્રહસમિતિના હેવાલ ઉપર ચાલેલી ચર્ચા કે ગયા કોંગ્રેસ સિવાય હું પહેલાં કદી કોંગ્રેસ કે મહાસમિતિમાં બોલ્યો હોઉં

એવું મને સાંભરતું નથી. અયામાં મારાં ભાષણો હિંદીમાં જ થયાં હતાં. નાગપુરમાં અંગ્રેજીમાં બોલવું જરૂરનું લાગ્યું; કારણ કે ત્યાં દક્ષિણ ભારત તથા બીજા હિંદી ન બોલનારા પ્રતિનિધિઓને જ સમજાવવાની જરૂર હતી. રાજાજી પોતે બહુ બોલવા માગતા ન હતા. કદાચ પહેલી વાર મેં ત્યાં અંગ્રેજીમાં ભાષણ આપ્યું. લોકો ઉપર મારો પ્રભાવ પડયો. સ્વરાજપક્ષના મોટા હિમાયતી અને રાજાજીના પક્ષના વિરોધી શ્રી સત્યમૂર્તિ મારી પાસે આવ્યા અને મારા ભાષણ માટે મને અભિનંદન આપતાં બોલ્યા કે, તમે અંગ્રેજીમાં આટલું સરસ બોલી શકો છો એ હુ નહોતો જાણતો. પરિણામ એ આવ્યું કે ઠરાવ ઊડી ગયો. એ નિંદાત્મક ઠરાવ ઊડી જવાથી કારોબારી સમિતિએ રાજીનામું આપ્યું. નવી સમિતિ બની. અમે પાછા કારોબારી સમિતિમાં આવ્યા. શ્રી વેંકટપય્યા પ્રમુખ થયા. શ્રી ગોપાલકૃષ્ણૈયા મંત્રી બન્યા. કારોબારીને માથે ખાસ અધિવેશન માટેનું સ્થાન નક્કી કરવાનું કામ પણ નાખવામાં આવ્યું. થોડા દિવસ બાદ અમે એ દિલ્હીમાં ભરવાનું ઠરાવ્યું. મહાસમિતિએ ખાસ અધિવેશન માટે મૌલાના અબુલ કલામ આઝાદને પ્રમુખ ચૂંટયા.

## ૫૩

## નાગપુર ઝંડાસત્યાગ્રહ અને ગાંધી સેવા સંઘનો જન્મ

દિલ્હીની ખાસ કૉંગ્રેસ બાબત કંઈ કહું તે પહેલાં નાગપુરના ઝંડા-સત્યાગ્રહની વાત કરવી જરૂરી છે. ૧૯૨૩ની ૧૩મી એપ્રિલને દિવસે રાષ્ટ્રીય સપ્તાહની ઉજવણી અંગે રાષ્ટ્રધ્વજ સાથે ત્યાં સરઘસ કાઢવામાં આવ્યું. મધ્ય પ્રાંતની સરકારે જબલપુર અને નાગપુરમાં સિવિલ લાઈન્સમાં એ સરઘસને જતું અટકાવ્યું. હુકમ ન માનવાને કારણે પંડિત સુંદરલાલજી વગેરેની જબલપુરમાં ધરપકડ પણ થઈ. આથી લોકો બહુ ગુસ્સે ભરાયા ને સત્યાગ્રહ કરવાનો વિચાર થવા લાગ્યો.

મોટા મોટા બધા નેતાઓ આ સત્યાગ્રહની વિરુદ્ધ હતા એમણે માન્યું કે ધારાસભાના કાર્યક્રમને ઉતારી પાડવા માટે નાફેરવાદીઓની આ બાજી છે. પણ આ બાજુ તો નાગપુરમાં મેની પહેલી તારીખે સત્યાગ્રહ શરૂ થઈ ગયો. શેઠ જમનાલાલજીએ એની દોરવણી કરવા માંડી. સત્યાગ્રહનું સ્વરૂપ એવું બન્યું કે થોડાક સત્યાગ્રહીઓ ધ્વજ લઈને સરઘસ આકારે સિવિલ લાઈન્સ તરફ જવા નીકળતા. એક જગ્યાએ સરકાર તરફથી એમને

અટકાવવામાં આવતા અને ન માને એટલે એમને પકડી લેવામાં આવતા. રોજ આ પ્રમાણે ચાલતું. આ રીતે ઘણા જણ પકડાઈને જેલમાં ગયા. આખા દેશમાં આ સત્યાગ્રહની નામના ફેલાઈ ગઈ. બધે સ્થળેથી સ્વયંસેવકો સત્યાગ્રહ કરવાને નાગપુર જવા લાગ્યા. થોડા દિવસ પછી શેઠ જમનાલાલજીને પકડી લેવામાં આવ્યા. એટલે પછી સરદાર વલ્લભભાઈ નાગપુર ગયા. એમણે આગેવાની લીધી. મેં બિહારમાં સ્વયંસેવકોનું સંગઠન આરંભ્યું અને એમને નાગપુર મોકલવા માંડ્યા. હું પણ એમની સાથે કેટલીયે વાર નાગપુર ગયો. સત્યાગ્રહને લીધે આખા દેશમાં ભારે ખળભળાટ થયો. હવે સરદાર વલ્લભભાઈને પણ પકડવામાં આવશે એમ લાગવા માંડ્યું. આ કારણે મારું પણ ત્યાં જવાનું જરૂરી થઈ પડ્યું.

આમ આખા દેશમાંથી હજારો સત્યાગ્રહીઓ ત્યાં પહોંચ્યા અને પકડાયા. પરિસ્થિતિ ગંભીર બનતી ગઈ. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, જેઓ સ્વરાજપક્ષના હતા તેઓ ત્યાં જઈને સરદાર વલ્લભભાઈને મદદ કરવા લાગ્યા. સરકારે પણ જોયું કે આ સત્યાગ્રહને વધવા દેવો એ ઠીક નથી. એટલે શ્રી વિઠ્ઠલભાઈ સાથે થોડીક વાટાઘાટ થઈ. એક દિવસ સરઘસને ધ્વજ સાથે સિવિલ લાઈન્સમાંથી પસાર થવા દઈને સત્યાગ્રહ બંધ કરવામાં આવ્યો. હું એ વખતે નાગપુરમાં જ હતો. છેલ્લા દિવસનું સરઘસ ખૂબ જ ઠાઠ-માઠથી નીકળ્યું. ઘણા જણ એમાં ધ્વજ લઈને ભળ્યા. શ્રી વિઠ્ઠલભાઈ અને સરદાર સાથે હુંયે હતો. સરઘસ શાંતિપૂર્વક સિવિલ લાઈન્સમાં થઈને નીકળી ગયું. સત્યાગ્રહ બંધ કરવામાં આવ્યો. ત્યાર પછી કેદીઓને પણ છોડી મૂકવામાં આવ્યા. આ સત્યાગ્રહની બીજાં સ્થળોએ પણ સારી અસર પડી.

બિહારમાંથી અનેક સત્યાગ્રહીઓ ગયા હતા. તેમાંના એક હરદેવસિંહનું નાગપુરની જેલમાં મરણ થયું. એ દિવસે હું ત્યાં જ હતો. જેલમાંથી અમને શબ આપી દેવામાં આવ્યું. અમે બધાએ મળીને ત્યાં જ એમને અગ્નિસંસ્કાર કર્યો એમ તો સરદારની સાથે મારે ઓળખાણ હતી જ, પણ નાગપુરમાં એમની સાથે મારો ગાઢ સંબંધ બંધાયો. એ લહાવો મારા જીવનનાં અનેક મીઠાં સ્મરણોમાં કાયમનું સંભારણું બની રહેશે. એમની કાર્યકુશળતા, ગંભીરતા અને નેતૃત્વશક્તિ વિષે મારા મનમાં ત્યાં ભારે આદર પેદા થયો. એમને વિષે શ્રદ્ધા જાગી ને તે દિવસે દિવસે વધતી ગઈ. તે વખતથી મેં એમનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કર્યો. એવો જ પ્રેમ તેઓ હમેશ મારા પ્રત્યે અને બિહાર પ્રત્યે રાખતા આવ્યા છે.

આ જ દિવસોમાં શેઠ જમનાલાલ બજાજનો મત પડ્યો કે જો ફેરવાદી અને નાફેરવાદી વચ્ચે વાદવિવાદ ચાલ્યા જ કરશે તો રચનાત્મક કામમાં શિથિલતા આવી જશે. એટલે જે રચનાત્મક કામ ઉપર જ વધુ ધ્યાન આપે એવી એક સંસ્થા સ્થાપવી જોઈએ અને એમાં ગાંધીજીના સિદ્ધાંતોને માનતા હોય એવા લોકો જ મુખ્યત્વે જોડાય. આ સંસ્થાનું નામ પડ્યું 'ગાંધી સેવા સંઘ'. શ્રી રાજગોપાલાચારી, સરદાર વલ્લભભાઈ પટેલ, શ્રી ગંગાધરરાવ દેશપાંડે, શેઠ જમનાલાલ બજાજ વગેરે એના સંચાલક મંડળના સભ્ય બન્યા. હું પણ એમાં દાખલ થયો. જ્યાં સુધી એ સંસ્થા એ રૂપમાં રહી ત્યાં સુધી હું એનો સભ્ય કાયમ રહ્યો. એ સંસ્થાને રાજકીય ઝઘડાઓથી દૂર રાખવાનો અમે હમેશ પ્રયત્ન રાખ્યો. એમાં અમે સફળ પણ થયા. એના કાર્યકર્તાઓ મોટે ભાગે ખાદીપ્રચાર, હરિજનસેવા વગેરે રચનાત્મક કામમાં લાગી રહેતા. એમ છતાં ગાંધીવાદના વિરોધીઓ એ એક રાજકીય પક્ષ છે એવી ફરિયાદ જ્યારે ને ત્યારે કર્યા કરતા અને સ્વરાજપક્ષ અથવા ફૉર્વર્ડ બ્લૉક સાથે એનું નામ જોડી દેતા.

એટલુ ચોક્કસ કે, ગાધી સેવા સઘે રચનાત્મક કામમાં ખૂબ રસ લીધો. એના જ સભ્યો રચનાત્મક કામને આગળ વધારવાના પ્રયત્નમાં લાગ્યા છે. એની શાખાઓ અનેક પ્રાંતોમા સ્થપાઈ. બિહારમાં પણ થઈ. ત્યાથી કેટલાયે સભ્યોને થોડુ ઘણું ગુજરાન પૂરતું ખર્ચ મળતું રહ્યું. એવા સભ્યોની સંખ્યામા હમેશા વધઘટ થતી રહી અને મોટે ભાગે સભ્યો પણ બદલાતા રહ્યા. પણ અમારે ત્યાં એનું કોઈ એક કેંદ્ર સ્થાપીને કામ કરવામા ન આવ્યુ. કેટલાંક વરસો પછી સારન જિલ્લાના મેરવા ગામમાં આશ્રમ સ્થાપીને એવો કંઈક પ્રયાસ કરવામાં આવ્યો. એ પણ બરાબર ચાલ્યું નહીં. એટલે આ (બિહાર) પ્રાંતમાં એનું કંઈ જોવા લાયક કામ અમે બતાવી શકતા નથી. પણ એના સભ્યોમાંના કેટલાકે રચનાત્મક કામ કર્યું અને કેટલાક રાજકીય ક્ષેત્રમાંથી ખસી ન શકયા.

## દિલ્હીની ખાસ કૉંગ્રેસથી કોકોનાડા કૉંગ્રેસ સુધી

દિલ્હીનુ ખાસ અધિવેશન ભરાયું તેની પહેલા મૌલાના મહમદઅલી જેલમાથી છૂટીને આવ્યા તેઓ ધારાસભાપ્રવેશની વિરુદ્ધ હશે એમ અમે ધારતા હતા રાજાજી આ વાદવિવાદથી એટલા બધા કંટાળી ગયા હતા કે તેઓ દિલ્હીના અધિવેશનમા આવ્યા જ નહીં. અમે મૌલાના મહમદઅલીને અમારા નેતા માની લીધા અને બધી બાબતો એમના પર છોડી. એમણે બને પક્ષો વચ્ચે સમાધાન કરવાનું ઠરાવ્યું. સમાધાનની શરતો એ હતી કે કોંગ્રેસ તરફથી કે કૉંગ્રેસને નામે ચૂંટણીઓ લડવામાં ન આવે, પણ કૉંગ્રેસનો કોઈ માણસ ચૂંટણીમાં ઊભો રહેવા માગતો હોય તો એના ઉપરથી પ્રતિબંધ ઉઠાવી લેવામા આવે. આ રીતે સ્વરાજ્યપક્ષને, પોતાના બળ પર કોંગ્રેસવાળાઓને ઊભા કરીને, ચૂટણી લડવાની સરસ તક મળી ગઈ. ચૂંટણીના ઝઘડામાથી કોંગ્રેસ દૂર રહી.

અમે આ ઝઘડાથી કંટાળ્યા હતા. અમે જોયુ કે એને લીધે રચનાત્મક કામમા વિક્ષેપ થાય છે; કારણ કે ધારાસભામા જવાના મતના કેટલાક લોકો ધારાસભા પક્ષના સમર્થનની સાથે સાથે રચનાત્મક કામનો સીધી કે આડકતરી રીતે ભલે વિરોધ નહોતા કરતા પણ એની અવગણના તો કરતા જ હતા. અમે ઉમેદ રાખેલી કે આ સમાધાની થયા પછી બને પક્ષ પોતપોતાના કામમાં લાગી જશે અને અમે સૌ રચનાત્મક કામને આગળ ધપાવી શકશુ. મૌલાના મહમદઅલીએ આ વાત ઉપર ભાર મૂક્યો. પણ એની સાથે સાથે એમણે બીજી એક વાત પણ કહી, જેનુ રહસ્ય અમને બધાને પાછળથી સમજાયુ. એમણે કહેલું કે સમાધાનીની તરફેણમા એમને 'બેતાર સંદેશ' દ્વારા (વાયરલેસથી) પણ ખબર મળેલી છે, એનો અર્થ અમે એવો કર્યો કે એમને કોઈ ને કોઈ રીતે ગાધીજીના મતની ખબર પડી ગઈ છે અમે જાણતા હતા કે ગાધીજી જેલમાથી કશોયે સદેશો ન મોકલે; કારણ કે તેઓ એને સિદ્ધાતથી જ ખોટી અને ન કરવા જેવી વાત ગણતા હતા. વળી ગયા કૉંગ્રેસના ઝઘડા પછી જેલમાથી છૂટીને આવેલા અને જેલમા ગાધીજીની સાથે જ રહેલા શ્રી શંકરલાલ બૅંકર અમને કહી ચૂક્યા હતા કે ગાધીજીના મતમાં કશોયે ફેર પડ્યો નથી. છતા પણ અમે માની લીધુ કે સભવ છે કે જેલમાથી કોઈ કેદી છૂટી આવ્યો હોય, ત્યાં

વાતચીત કરતાં એણે ગાંધીજીનો મત જાણી લીધો હોય અને મૌલાનાને તેણે વાત કહી હોય. એ અરસામાં સજાઓ પૂરી કરીને કેટલાયે કૉંગ્રેસીઓ છૂટતા રહેતા હતા, એટલે આમ બનવું અસંભવિત નહોતું. પાછળથી અમને ખબર પડી કે ગાંધીજીને મળવાને શ્રી દેવદાસ ગયેલા. દેવદાસને મહાત્માજીએ કહેલું કે મૌલાના મહમદઅલીને જે ઠીક લાગે તે જ કરે; પરંતુ આપણી પ્રત્યે એમનો જે વિશ્વાસ અને પ્રેમ છે એને લીધે તેઓ ખેંચાય નહીં, બલકે જેમાં દેશનું ભલું જુએ તે જ કરે. એ જ વાતને મૌલાનાએ પોતાની ઢબે 'બેતાર સંદેશ'નું નામ દીધું હતું. ઘણાઓ ઉપર આ વાતની ઊંડી અસર પડી હતી. એ પ્રમાણે પ્રભાવમાં આવેલાઓમાં ધારાસભા પ્રવેશનાં વિરોધી ગણાતા હતા એવામાંથી સરદાર વલ્લભભાઈ, શેઠ જમનાલાલ બજાજ, દાક્તર અનસારી અને હું એટલા જણ હતા. બીજો કોઈ ઉપાય ન દેખાયો એટલે અમે સમાધાની કબૂલ કરી લીધી.

હિંદુમુસ્લિમ ઝઘડા વધતા જતા હતા. એટલે એવી દહેશત લાગતી હતી કે સ્વરાજના કામમાં ભારે અડચણ ઊભી થવાની છે. સૌ કોઈ ચિંતાતુર હતું. એટલે દિલ્હીની કૉંગ્રેસે પણ આ બાબત ઉપર બહુ જ વિચાર કર્યો. જ્યાં જ્યા તોફાનો થયેલાં ત્યાં ત્યાંની સ્થિતિની તપાસ કરવા માટે એણે એક સમિતિ નીમી. બીજી એક સમિતિ હિંદુમુસ્લિમ સમાધાની માટેનો મુસદ્દો તૈયાર કરવા સારુ નીમી. એમ પણ ઠરાવવામાં આવ્યું કે કૉંગ્રેસ તરફથી બધા ધર્મોના લોકો જેમાં હોય એવાં રક્ષાદળ બધે સ્થાપવાં. અને બધે સલાહસંપ માટે એવી પંચાયતો બનાવવી કે જે ઝઘડા અટકાવે અને તોફાન ફાટી નીકળે તો એની અસરને જેટલી બની શકે એટલી આગળ વધવા ન દે.

એક બીજા સવાલે પણ આખા દેશમાં મોટો ખળભળાટ મચાવ્યો હતો. એ સવાલ હતો વસાહતોમાં — ખાસ કરીને કેનિયા (પૂર્વ આફ્રિકા) માં હિંદીઓની સ્થિતિનો. હિંદીઓએ જ જઈને એ દેશને વસવા લાયક બનાવ્યો હતો. એમણે જ ત્યાં આગળ વેપારવણજ શરૂ કર્યાં હતાં. ત્યાં રેલવે નાખવામાંયે એમણે જ મહેનત કરેલી. હવે ત્યાંના ગોરા લોકો હિંદુસ્તાની-ઓને સારાં હવાપાણીવાળાં ફળદ્રુપ અને ઊંચાણમાં આવેલાં સારા સ્થળોએ રહેવા દેવા નહોતા માગતા. બ્રિટિશ સરકારે પણ ગોરાઓની વાત માન્ય રાખી હતી. કેનિયાના ગોરાઓ ને દક્ષિણ આફ્રિકાના ગોરાઓનો પણ ટેકો અને મદદ મળેલાં. એ જ પ્રમાણે ફીજીમાં પણ હિંદીઓ ઉપર અનેક જાતના અત્યાચારો થઈ રહ્યા હતા. એટલે કૉંગ્રેસમાં એવી મતલબનો ઠરાવ આવ્યો કે હિંદીઓ પ્રત્યે કરવામાં આવેલા ખરાબ વ્યવહાર ઉપરથી એ હવે સ્પષ્ટ થઈ ગયું છે

કે બ્રિટિશ સામ્રાજ્યમાં હિંદીઓને સારુ સ્થાન નથી, એટલે હવે હિંદીઓએ એ સામ્રાજ્યની બહાર નીકળવાની બાબત ઉપર વિચાર કરવો જોઈએ. વાત સાચી હતી. તે દહાડાથી આજ સુધી બનેલા બનાવોથી એ વાત વધુ ને વધુ સ્પષ્ટ થતી ગઈ છે. પણ એ વખતે કૉંગ્રેસે એ ઠરાવને, ખાસ કરીને મૌલાના મહમદઅલીના આગ્રહને લીધે પાસ ન કર્યો. મને એ ઠરાવ પ્રત્યે સહાનુભૂતિ હતી પણ આપણે જ્યારે નબળા પડયા હતા અને આપણી ચળવળ પણ ઢીલી પડી ગઈ હતી ત્યારે અમને બધાને આવડા મોટા પરિવર્તનને સારુ એ સમય યોગ્ય ન જણાયો ને પછી એક બીજો ઠરાવ, જેમાં સામ્રાજ્યથી છૂટા થવાની વાત ન હતી એ પસાર થયો.

દિલ્હીના અધિવેશન પછી હું ત્યાંથી જ પરબારો લાલા લાજપતરાયને જોવાને સોલન (સીમલા પાસેનું એક પહાડી સ્થળ) ગયો. તેઓ જેલમાંથી માંદા પડીને આવ્યા હતા અને ત્યાં તબિયત સુધારવાને માટે રહ્યા હતા. એમને પણ સમાધાન ગમ્યું, કારણ કે તેઓ પણ સ્વરાજ્યપક્ષના વિચારના હતા. પણ સોલનથી પાછા ફરતાં હું લખનૌ ઊતર્યો. ત્યાં મેડિકલ કૉલેજના પ્રિન્સિપાલ સ્ટ્રેન્સસ (લેફ્ટનન્ટ કર્નલ) જે ફેફસાંના રોગોના તજ્જ્ઞ ગણાતા હતા તેમની પાસે મેં મારી તબિયત તપાસાવી. એમણે પણ મારી બીમારીને દમની જ બીમારી કહી અને એને માટે સ્વામિનનું ઇંજેક્શન લેવાનું કહ્યું. પટના પહોંચીને મેં એમના કહેવા પ્રમાણે એ ઇંજેક્શન લીધું પણ ખરું. પરંતુ કંઈ ખાસ ફાયદો ન થયો.

દિલ્હીના અધિવેશન બાદ સ્વરાજ્યપક્ષે ચૂંટણીમાં ભાગ લીધો. મધ્ય પ્રાંતમાં સ્વરાજ્યપક્ષને ઘણી જગ્યાએ સફળતા મળી. ત્યાંની ધારાસભામાં એમની બહુમતી થઈ. બંગાળમાં ઠીક ઠીક સફળતા મળી પણ બહુમતી ન થઈ શકી. બીજા એકે પ્રાંતમાં સ્વરાજ્યપક્ષને ઝાઝી સફળતા ન મળી. પણ બધે જ સ્થળે થોડાક સારા સારા માણસો ધારાસભામાં પહોંચી શકયા. બિહારમાં પણ સ્વરાજ્યપક્ષ સ્થપાયો. તેના મુખ્ય પક્ષકારોમાં મૌલવી મહમદ શફી, પ્રોફેસર અબ્દુલ બારી, શ્રી કૃષ્ણવલ્લભ સહાય અને બાબુ જલેશ્વરપ્રસાદ હતા. અહીંયાં ચૂંટણીઓમાં અમારામાના કોઈએ ભાગ લીધો ન હતો. પરોક્ષ રીતે પણ અમે મદદ નહોતી કરી. છતાં દસબાર માણસો ચૂંટાઈ ગયા. એમણે ધારાસભામાં સારું કામ કર્યું. પક્ષના નેતા જલેશ્વરબાબુ હતા. યુક્ત પ્રાંતમાં પંડિત ગોવિંદ વલ્લભ પંત પક્ષના નેતા ચૂંટાયા. બંગાળમાં દેશબંધુ દાસ પોતે. બહુમતી હોવાને કારણે મધ્ય પ્રાંતમાં સ્વરાજપક્ષે પ્રધાનમંડળ બનવા ન દીધું. થોડા વખત સુધી એમ ચાલ્યું. પણ પછી કેટલાક ખાસ ખાસ માણસો ફૂટયા. અને પક્ષમાંથી છૂટા થઈ

પ્રધાનમંડળમાં જોડાઈ ગયા. બંગાળમાં દેશબંધુ દાસને બીજા કેટલાક જણ સાથે મળીને ત્યાંના પ્રધાનમંડળને પણ તોડી પાડવામાં સફળતા મળી.

૧૯૨૩નું વરસ આવી રીતે જ પૂરું થવા આવ્યું. ડિસેમ્બરમાં કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન કોકોનાડામાં થયું. બરાબર અધિવેશનને ટાંકણે જ હું માંદો પડ્યો. એટલે હું કોકોનાડા જઈ ન શક્યો. ત્યાં રાષ્ટ્રભાષાપ્રચારને સારુ જે સભા મળવાની હતી એનો પ્રમુખ હું જ ચૂંટાયો હતો. મેં એક લાંબું ભાષણ પણ તૈયાર કર્યું હતું અને એની ચોપડી છપાઈ હતી. હું રવાના થવાને દિવસે માંદો પડી ગયો, એટલે મારું છાપેલું ભાષણ જ ત્યાં જઈ શક્યું. મારી જગ્યાએ શેઠ જમનાલાલ બજાજ ત્યાં પ્રમુખ થયા. મેં સાંભળ્યું કે એમણે મારું ભાષણ વાંચી સંભળાવ્યું હતું.

કોકોનાડા કોંગ્રેસના પ્રમુખ મૌલાના મહમદઅલી થયા. એમનું ત્યાંનું ભાષણ બહુ જ મોટું અને બહુ અગત્યનું છે. હિંદુસ્તાનના રાજકારણમાં મુસલમાનોએ કેટલો ભાગ લીધો અને એમાં એમનું સ્થાન શું છે એ બાબત એમણે ઐતિહાસિક દૃષ્ટિએ વિવેચન કર્યું છે. આગળને સારુ પણ એમણે કેટલીયે એવી વાતો કરી છે કે જેને કદાચ બધા લોકો સ્વીકારતા નથી. પણ એ ગમે તેમ, કોકોનાડાએ દિલ્હીના ખાસ અધિવેશનના ઠરાવને જ બહાલી આપી. સ્વરાજપક્ષને ધારાસભામાં જવાની જે રજા મળી હતી એ મંજૂર રાખવામાં આવી. એ ઉપરાંત કોંગ્રેસે હિંદુમુસ્લિમ સમાધાની માટેના મુસદ્દાને, લોકો તેમ જ એ માટેની સમિતિના વિચારો સહિત, અખિલ હિંદ મહાસભા સમિતિ આગળ રજૂ કરવાનો આદેશ આપ્યો. ખાદીપ્રચારને માટે ખાદીબોર્ડ પણ બનાવવામાં આવ્યું. ઉત્સાહ ખૂબ હતો. લોકોમાં ફરી પાછી જાગૃતિ આવી હોય એમ લાગતું હતું. બરાબર કોંગ્રેસને ટાંકણે જ શ્રી કૃષ્ણપ્રકાશ સેન સિંહનું દુઃખદ અવસાન થયું. અને અમારામાંનો એક નીવડેલો તથા ત્યાગી સેવક ઊપડી ગયો!

૫૫

# હાઈકોર્ટમાં બર્માવાળો કેસ

હું પટનામાં રોકાયેલો હતો. બાબુ હરિજીના કેસની અપીલની સુનાવણી હાઈકોર્ટમાં ૧૯૨૪ની બીજી જાન્યુઆરીથી શરૂ થવાની હતી. મારી તબિયત સારી ન હતી તોયે હું એની તૈયારીઓ પાછળ મંડી પડ્યો હતો, કેમ કે મારે એમાં કામ કરવાનું હતું. જાન્યુઆરીની શરૂઆતથી બે મહિનો ઊતરતાં સુધી એ કેસ ચાલ્યો. મારો ઘણોખરો વખત એમાં જ જતો. અમારે પક્ષે હાઈકોર્ટમાં દલીલ કરનારા શ્રી હસન ઇમામ તથા મિ. માનુક હતા. અને ડુમરાંવના રાજાની તરફેણમાં સર આશુતોષ મુકર્જીએ દલીલ કરી. તેઓ એ જ અરસામાં હાઈકોર્ટ જજના હોદ્દા પરથી પેન્શન ઉપર ઊતર્યા હતા. મારે સખત મહેનત કરવી પડી. સવારમાં નાહીધોઈને સાત વાગ્યામાં સર હસન ઇમામ સાહેબ પાસે પહોંચી જતો; કચેરીએ જવાને સારુ તેઓ ઊઠે નહીં ત્યાં સુધી એમની સાથે કામ કરતો; અને ત્યાર પછી કચેરીમાં આખો દિવસ કામ કરતો. વળી પાછી સાંજ એમની સાથે વીતતી. શનિ, રવિએ ખાસ તથા કેટલીક વાર વચ્ચેને દિવસે પણ એકલો જઈને પુસ્તકાલયમાં કામ કરતો. અદાલતોમાં અપાયેલા ચુકાદાઓનાં અમને કામ લાગે એવાં દૃષ્ટાંતો ખોળી કાઢવાનું કામ મને જ સોંપવામાં આવ્યું હતું. આરામાં પણ મેં એ જ કામ કરેલું અને અહીં પણ એ જ કામ મારે ભાગે આવ્યું. એક વિષય માટે આરામાં કોઈ પણ જાતનું દૃષ્ટાંત મળ્યું ન હતું. એ વિષય ઘણો જ અગત્યનો હતો. વિચાર કરતાં એમ લાગતું હતું કે આવી જાતના કેસો જરૂર થયા હોવા જોઈએ અને અમારી તરફેણનું દૃષ્ટાંત હાથ આવવું જ જોઈએ. પણ આરામાં ચોપડીઓની પટના જેવી સગવડ ન હતી. એટલે ત્યાં એ દૃષ્ટાંત ન મળ્યું. પટનામાં શ્રી હસન ઇમામનું પુસ્તકાલય બહુ સરસ હતું. મેં પેલું દૃષ્ટાંત ખોળવા પાછળ ઘણો વખત ખર્ચ્યો. અંતે સફળ થયો. એક દૃષ્ટાંત મળ્યું એટલે એની પહેલાંનાં અને પછીનાં અનેક દૃષ્ટાંતોના ઉલ્લેખો મળી આવ્યા. મેં જ્યારે શ્રી હસન ઇમામને એ બતાવ્યું ત્યારે તેઓ એટલા બધા રાજી થયા કે મને લઈને તેઓ શ્રી માનુકને ત્યાં પહોંચ્યા અને એમને પણ એ દૃષ્ટાંત બતાવ્યું. બંને જણને પૂરી ખાતરી થઈ ગઈ કે એ બાબતમાં આપણે જરૂર જીતીશું અને તેઓ જીત્યા પણ ખરા.

આ કેસની સુનાવણી દરમ્યાન જ પટનામાં સર આશુતોષનું અકસ્માત્ મરણ થયું. તેઓ પોતાની દલીલ પૂરી કરી ચૂક્યા હતા. જજોને વાસ્તે જ્યારે તેઓ કેટલીક નોંધો તૈયાર કરતા હતા તેવામાં એક જ દિવસની માંદગીમાં અચાનક મરણ પામ્યા. મરણ વખતે હું એમની પાસે જ હતો. પટનામાં મહિનાઓ સુધી રોજ એમની મુલાકાત થતી એયે મારે મન મોટી વાત હતી. કલકત્તામાં તો તેઓ જજ હતા અને હું નવો વકીલ. પટનામાં અમે બંને એક જ કેસનું કામ કરતા હતા — જોકે બંને સામસામી બાજુએ હતા છતાંયે સવારે, બપોરે અને સાંજે કોર્ટ ઊઠયા પછી લગભગ રોજ અમારી વચ્ચે થોડી વાત થતી જ.

એક નાનકડો પ્રસંગ જણાવી દઉં તો ખોટું નહીં ગણાય. શ્રી હસન ઇમામ એમને ગુરુજી કહેતા. જ્યારે શ્રી હસન ઇમામ કલકત્તા હાઈકોર્ટના જજ બન્યા ત્યારે સર આશુતોષ એમના સિનિયર હતા. ઘણે ભાગે ત્યાં જ આ સંબંધ બંધાયો હતો. પોતાની નિમણૂક પછી થોડા જ દિવસ બાદ શ્રી હસન ઇમામ ફોજદારી બેંચ ઉપર બેઠા. ત્યાંના સિનિયર જજ સાથે ઉપરાઉપરી ત્રણ કેસોમાં એમનો જુદો મત પડયો. ત્રણે કેસ સર આશુતોષ પાસે ત્રીજા જજની રૂએ મોકલવામાં આવ્યા અને એ ત્રણેમાં એમણે હસન ઇમામના ચુકાદાને ટેકો આપ્યો. એટલે પછી કલકત્તા હાઈકોર્ટમાં શ્રી હસન ઇમામની ખ્યાતિ બહુ જલદી વધી ગઈ. શ્રી હસન ઇમામે પટનામાં એક દિવસ એમને ચા પીવાને બોલાવ્યા. હાઈકોર્ટમાં જ એમણે સર આશુતોષને પૂછયું: 'ગુરુજી, આપ મારે ત્યાં ચા પીશો?' સર આશુતોષે કહ્યું: 'હું ચુસ્ત સનાતની છું ખરો, અને આજ સુધી મેં ગવર્નમેન્ટ હાઉસમાં કદી ચા લીધી નથી; પણ એનો અર્થ એ નથી કે હસન ઇમામને ઘેર પણ ચા નહીં પીઉં.' ચા પાર્ટીમાં અમને બધાને બોલાવવામાં આવ્યા અને અમે એમાં ભાગ લીધો.

## ૫૬

# બેતિયાનું મીના બજાર

મહાત્મા ગાંધી યરોડા જેલમાં હતા. ત્યાં તેઓ બહુ માંદા પડી ગયા. એપેન્ડિસાઈટિસનો હુમલો થઈ આવ્યો અને એક દહાડો દાક્તરોને થયું કે જો તરતોતરત એની વાઢકાપ કરવામાં નહીં આવે તો એમની જિંદગી બચવાની નથી. આ નિશ્ચય રાતને વખતે થયો. પૂનાની ઇસ્પિતાલમાં એમને લઈ જવામાં આવ્યા. ત્યાંના અંગ્રેજ દાક્તર કર્નલ મૅડોકને એ વાઢકાપ કરવી પડી. મહાત્માજીને પૂછવામાં આવેલું કે તમારા દાક્તર કોણ છે? એમણે મુંબઈના દાક્તર દલાલ અને દાક્તર જીવરાજ મહેતાનાં નામ આપ્યાં. પણ એમને તેડાવી શકાય એટલો વખત ન હતો. ગાંધીજીએ પણ ચોખ્ખેચોખ્ખું જણાવ્યું કે મને પોતાને અંગ્રેજ દાક્તરનો પૂરેપૂરો ભરોસો છે. જે કરવું ઘટે તે તેઓ જરા પણ અચકાયા વિના કરે. શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીને એ વખતે ઇસ્પિતાલમાં તેડાવવામાં આવ્યા હતા. નસ્તર મૂકવાનું કામ હેમખેમ પાર ઊતરી ગયું ત્યાં સુધી તેઓ ત્યાં રોકાયા હતા. મધરાતે નસ્તર મૂકવામાં આવ્યું. અને એમાં એ અંગ્રેજ દાક્તર સારી પેઠે સફળ નીવડ્યા. નસ્તર મૂકતી વખતે જ એક નાનકડો અકસ્માત બની ગયો. બરાબર, જ્યારે દાક્તરની છરી ચાલતી હતી ત્યારે જ એકાએક વીજળીની બત્તીઓ બંધ પડી ગઈ. એટલું સારું થયું કે એ તરત જ પાછી ચાલુ થઈ એટલે નસ્તરના કામમાં કંઈ ખાસ વાંધો ન આવ્યો.

હું એ દિવસોમાં હાઈકોર્ટમાં બમીવાળા કેસનું કામ કરી રહ્યો હતો. છાપાંઓમાં માંદગીની તથા નસ્તર મુકાયાની વાત છપાઈ. એ વાંચીને દેશમાં બધે ચિંતા છવાઈ ગઈ. મેં ત્રણચાર દિવસની રજા લીધી. સીધો પૂના ગયો. મહાત્માજી હજી ઇસ્પિતાલમાં જ હતા, અને બહુ નબળા હતા. ત્યાં પહોંચીને મેં એમનાં એવી જ હાલતમાં દર્શન કર્યાં. ખબરઅંતર જાણી કરીને હું પાછો પટના આવતો રહ્યો. એ વખતે એટલી ખબર પડી ગઈ હતી કે હવે જિંદગીના જોખમમાંથી તેઓ ઊગરી ગયા છે; પણ નબળાઈ એટલી વધી હતી કે થોડા દિવસ પૂરો આરામ લેવાની એમને જરૂર હતી. હું પટના પહોંચ્યો તે સાથે જ ખબર મળ્યા કે સરકારે મહાત્માજીને છોડી દીધા છે. એ ખબર આવ્યા એટલે પટનામાં એક સભા ભરાઈ. તેમાં મેં પણ ભાષણ કર્યું. પૂનાની ઇસ્પિતાલમાં ગાંધીજી સાથે મારે જે વાતો થયેલી એ બધી મેં એ સભામાં કહી સંભળાવી.

એનો સાર એ હતો કે મહાત્માજી માંદગીને કારણે છૂટે એ એમને ગમતું ન હતું. એ તો દેશને માટે પણ શરમની વાત ગણાય કે આપણે પોતાને બળે એમને છોડાવી ન શકીએ અને સરકાર દયા ખાઈ ને એમને છોડે. છૂટ્યા પછીના પોતાના નિવેદનમાં ગાંધીજીએ એ મતલબનું કહેલું પણ ખરું.

થોડાક દહાડા ઇસ્પિતાલમાં રહ્યા પછી, જ્યારે કંઈક ઠીક થયું ત્યારે ગાંધીજી બહાર આવ્યા. વધુ આરામ મેળવવા માટે તેઓ દરિયાકિનારે મુંબઈ પાસે આવેલા જુહુમાં થોડા દિવસ રહે એમ ઠર્યું. એ નિર્ણય મુજબ તેઓ ત્યાં જઈને થોડા દિવસ રહ્યા.

એ જ અરસામાં બેતિયા (ચંપારણ)માં એક પ્રકરણ બન્યું એની વાત અહીં કરવી જરૂરી લાગે છે. ઘણા દિવસોથી બેતિયાનું રાજ 'કોર્ટ ઑફ વૉર્ડ' (મેનેજમેંટ)ના કબજામાં છે. એ દિવસોમાં એના મેનેજર મિસ્ટર રુથરફોર્ડ હતા. પહેલાં તેઓ નીલવર હતા. એ વેળા સરકારી નીતિ મોટે ભાગે એવી હતી કે જ્યાં જ્યા કોરટને હસ્તક જમીનદારી આવી જતી અને મેનેજરની જરૂર પડતી ત્યા ત્યા નીલવરને જ નીમવામાં આવતા. આ નીતિ પ્રમાણે વરસ પહેલાં મિસ્ટર રુથરફોર્ડની નિમણૂક કરવામાં આવેલી. એમના પહેલાં એ રાજને માટે જે મેનેજરો નિમાયેલા તે પણ નીલવરોમાંના હતા. ૧૯૨૨મા બેતિયાની મ્યુનિસિપાલિટીના સભ્યોની ચૂંટણી થઈ. એમાં કેટલાક કોંગ્રેસીઓ પણ ચૂંટાયા. પ્રમુખ તથા ઉપપ્રમુખની જગ્યા માટે ઉમેદવાર ઊભા થયા, એમાં પ્રમુખની જગ્યા માટે રુથરફોર્ડ પોતે ઊભા થયા. એમની સાથે ઉપપ્રમુખની જગ્યા માટે ત્યાંના સબરજિસ્ટ્રારને ઊભા કરવામાં આવ્યા. કોંગ્રેસ તરફથી શ્રી વિપિન-વિહારી વર્મા અને પંડિત પ્રજાપતિ મિશ્ર ઊભા થયા. રાજને માટે, ખાસ કરીને મિસ્ટર રુથરફોર્ડ માટે, કોઈ એમની સામે ઊભું થાય એ જ બહુ ખરાબ વાત હતી. એમને હરાવીને કોંગ્રેસના પ્રમુખ અને ઉપપ્રમુખ ચૂંટાય એ તો અસહ્ય જ હતું. ફરી પાછી ૧૯૨૪માં નવી ચૂંટણી થઈ. એ વખતે કોંગ્રેસી સભ્યોની બહુમતી થઈ. એટલે રાજ તરફથી પ્રમુખની જગ્યા માટે કોઈને ઊભા કરવામાં ન આવ્યા. એના એ જ શ્રી વિપિનવિહારી વર્મા અને પંડિત પ્રજાપતિ મિશ્ર ચૂંટાયા. જોકે રાજના ઉમેદવારો ઊભા નહોતા થયા છતાં રાજના લોકો મિસ્ટર રુથરફોર્ડની હારને ભૂલ્યા ન હતા. વારે વારે એવી અફવા ચાલતી હતી કે રાજ તરફથી કંઈક ને કંઈક પરચો બતાવવામાં આવશે.

મહાત્માજીની માંદગીને લીધે આખા દેશમાં ખળભળાટ મચ્યો હતો. મૌલાના મહમદઅલીએ કોંગ્રેસના પ્રમુખ તરીકે આદેશ આપ્યો કે ઠેર ઠેર

સભાઓ ભરીને મહાત્માજીની તબિયત સુધારવા માટે ઈશ્વરની પ્રાર્થના કરવી. બેતિયામાં પણ સભા ભરાવાની હતી. ત્યાં રાજ તરફથી એક મીના બજાર વસાવવામાં આવ્યું છે. તે બજારમાં શહેરના વેપારીઓ પોતપોતાની દુકાનો ભાડે રાખે છે. તે દિવસે પંડિત પ્રજાપતિ મિશ્ર અને એક બીજા કોંગ્રેસી બાબુ જયનારાયણ એ બજારવાળાઓને પ્રાર્થનાસભામાં આવવાનું કહેવાને ગયા. રાજના એક નોકરે બાબુ જયનારાયણને બે તમાચા મારીને બંને જણને બજારની બહાર કાઢ્યા. દુકાનદારોમાં ભારે ઉશ્કેરણી ફેલાઈ ગઈ. જો મિશ્રજી લોકોને વારત નહીં તો એ ઝઘડો વધી પડત. ત્યાર પછી સભા ભરાઈ અને એમાં બજારના લોકો મોટી સંખ્યામાં આવ્યા. એટલું જ નહીં, દુકાનદારોએ નક્કી કર્યું કે તેઓ મીના બજારમાંથી પોતાની દુકાનો કાઢી નાખશે અને મ્યુનિસિપાલિટી પાસેથી જમીન માગીને બીજે ક્યાંક દુકાનો માંડશે. બીજા દિવસથી બજાર ખાલી થવા લાગ્યું. ત્યાંથી થોડે દૂર દુકાનોની હાર લાગી ગઈ. બેચાર દિવસમાં જ એક નવું બજાર ઊભું થઈ ગયું. મીના બજાર લગભગ ખાલી થઈ ગયું. એટલે વળી રાજને વધારે આઘાત લાગ્યો. અને કોંગ્રેસવાળાઓને માર પડવાનો છે એવી વાત ઊડી. પણ એવી ખબરોની કોંગ્રેસવાળાઓએ કશી પરવા ન કરી.

એક દિવસ સાંજે પંડિત પ્રજાપતિ મિશ્ર ટમટમમાં ક્યાંક જતા હતા. કોઈએ એમના માથા ઉપર જોરથી ડાંગ મારી. તેઓ લગભગ બેભાન થઈ ગયા. પેલો માણસ મૅનેજરની કોઠી ભણી ભાગી ગયો. સાંભળવામાં આવ્યું કે રાજના નોકરિયાતો એને લઈને મૅજિસ્ટ્રેટ પાસે પણ ગયા અને થોડાંક કાગળિયાં કરીને એને ત્યાંથી ખેસવી દીધો. આને લીધે આખા શહેરના લોકો ક્રોધે ભરાયા. મારી પાસે તાર આવ્યો. હું તરત ત્યાં ગયો ને બધી વાતની માહિતી મેળવી. આ બનાવ પહેલાં મીના બજારમાં કેટલીક મોટી મોટી દુકાનો રહી ગઈ હતી. હવે એ દુકાનદારો પણ નીકળી આવ્યા, અને એક મજાનું નવું બજાર જામી ગયું. મ્યુનિસિપાલિટીની આવક વધવાની તો આશા બંધાઈ પણ રાજને વરસે દહાડે પચાસ હજારનો ભાડો પડવાની દહેશત ઊભી થઈ. પંડિત પ્રજાપતિ મિશ્રે બહુ જ હિંમત અને શાંતિ રાખી. ખાટલામાં પડ્યે પડ્યે એમણે લોકોને શાંત રહેવાનો સંદેશો મોકલ્યો તથા હુમલો કરનારાની ઉપર કામ ન ચલાવવાનું ઠરાવ્યું. આ બધું રાજના મોટા અમલદારોની દોરવણી મુજબ જ કરવામાં આવ્યું છે એવી ખબર પડી ગઈ. કોંગ્રેસ પ્રત્યે લોકોની શ્રદ્ધાનું એથી પારખું મળ્યું. જે નાનામોટા દુકાનદારોના મીના બજારનાં

પાકાં મકાનોમાં દુકાનો હતી તેઓ સૌ ખુલ્લા મેદાનમા કે ગૂણિયાની બનેલી છાપરી હેઠળ પોતપોતાની દુકાનો ઉપાડી લાવ્યા. આ નવા બજારમાં માટીના વાસણોની દુકાનથી માંડીને સોનારૂપાની ચીજોની દુકાનો પણ એવી જ રીતે ત્યાં આગળ આવી ગયેલી. સૌને એ વાતની બીક હતી કે ક્યાંક આવી જાતના બજારમાં ચોરી કે લૂંટફાટ ન થઈ બેસે. પોલીસની મદદની આશા હતી જ નહીં. એટલે બજારના રક્ષણને માટે શહેરમાં એક સ્વયંસેવકદળ ઊભું થયું. રાતદહાડો એ ચોકી કરવા લાગ્યું. લોકોમાં ભારે ઉત્સાહ હતો. આ ઝઘડો બહુ દિવસ લંબાયો. ઘણા દહાડા પછી મીનાબજારની દુકાનો ખૂલી, પણ નવું બજારેય કાયમ રહ્યું.

આ અકસ્માતના સમાચાર મળતા હું બેતિયા ગયેલો ત્યાંથી તપાસ કરીને પાછા ફર્યા પછી મે છાપામા એક નિવેદન પ્રગટ કરેલું. એમા બધી વાતો ફોડ પાડીને આપેલી. કેટલાક દિવસ પછી બેતિયામા બિહાર પ્રાંતિક સમિતિની બેઠક મળી. પ્રાંતિક સમિતિના પ્રમુખ મૌલાના મજરુલ હક સાહેબ તથા બીજા નેતાઓ પણ ત્યા પધારેલા ત્યા એમ નક્કી થયુ કે જો બેતિયાની દશા સુધરશે નહી ને અફવા ચાલે છે તે પ્રમાણે જો વિપિનબાબુ તથા કોંગ્રેસીઓને માથે પણ ડાઘો વીઝાશે તો લાચાર થઈને બેતિયાની રૈયતને મહેસૂલ ભરવાનુ બંધ કરવાનું કહેવું પડશે, અને એને માટે જે ભોગ આપવો પડશે તેને માટે જનતાએ તૈયાર થવું જોઈશે. એક જાહેર સભા કરીને આ નિર્ણય જાહેર કરવામાં આવ્યો. બિહારની ધારાસભામાં પણ આ પ્રશ્ન ચર્ચાયો. એ વખતે સ્વરાજપક્ષવાળાઓએ ઘણી સારી દલીલો કરી. જલેશ્વરબાબુ એમના નેતા હતા. એમણે આ મામલાની જાતે તપાસ કરી. હુમલો કરનારે પોતે જ એમને બધી સાચી બીના જણાવી દીધી. એને જ આધારે એમણે ધારાસભામાં બધી વાત કહી સંભળાવી.

## ૫૭

# જુહુની વાતો અને તે પછી

મહાત્માજી આરામ તો લેતા હતા પણ સાથે સાથે કામ પણ કરતા હતા. તેમની તબિયત જરા વાતચીત કરી શકે એવી થઈ કે તરત લોકો ત્યાં એમને મળવા જવા લાગ્યા એમની ગેરહાજરીમા જે કંઈ બનેલું અને ખાસ કરીને ધારાસભામા જવા માટે જે ચળવળ ચાલેની તે સબંધી બધી વાતો લોકોએ એમને કહી દેશબંધુ દાસ અને પંડિત મોતીલાલ નેહરુ પણ ત્યા જઈને થોડાક દિવસ રહ્યા. ત્યા એ બાબતની વાતચીત ચાલી. બન્ને વચ્ચે સમાધાનીનો કોઈક રસ્તો જડી આવે એવો પ્રયત્ન કરવામા આવ્યો સ્વરાજપક્ષ તરફથી થોડાક કોંગ્રેસવાળાઓ ધારાસભાઓમા પહોચી ગયા હતા એટલે એ પ્રશ્નનુ મહત્ત્વ ગયા અને દિલ્હી કોંગ્રેસ વખતે હતું તેટલું ત્યારે રહ્યુ ન હતુ. છતા મારા જેવાઓને એટલુ જાણીને સંતોષ થયો કે, ધારાસભાના બહિષ્કાર સબધી અમે જે કંઈ કર્યું હતું એ ગાધીજીને પસદ પડયુ હતુ. અને એ સંતોષનુ કારણ એ હતુ કે ઉપરાઉપરી અમને એમ જ કહેવામા આવેલુ કે જો ગાધીજી પોતે બહાર હોત તો એ બાબતમા આટલી બધી હઠ ન કરત, કંઈક ને કંઈક સમાધાન કરી જ લેત. પણ ગાધીજી એ વાતના ત્યારે પણ એટલા જ આકરા વિરોધી હતા જેટલા આકરા વિરોધી તેઓ લોકોની પાસે એ કાર્યક્રમ દૃઢતાથી રજૂ કરતી વખતે હતા

જુહુની વાતચીતો પછી ગાધીજીએ એક નિવેદન બહાર પાડયુ. અને એમા સ્પષ્ટ કહ્યુ કે હું પોતે હજીયે પચવિધ બહિષ્કારની તરફેણમાં છુ અને મારા મત પ્રમાણે ધારાસભામા જવુ એ અસહકારની નીતિની વિરુદ્ધ છે, પણ દેશબંધુ દાસ, પંડિત મોતીલાલ નેહરુ તથા સ્વરાજપક્ષના બીજા લોકોને મારા મતના કરી શક્યો નથી. તેઓ ધારાસભામા ચાલ્યા પણ ગયા છે, એટલે હવે આ બાબત વાદવિવાદ કરવામા કંઈ લાભ નથી. માટે નાફેરવાદીઓ આ ચર્ચા પડતી મૂકીને રચનાત્મક કામમાં વળગી જાય. એમણે એમ પણ કહ્યુ કે, કોંગ્રેસના બંધારણ સંબંધી મારા વિચારો બહુ કડક છે, પણ એ વિષે હું પાછળથી લખીશ એ વખતે દેશમા હિંદુમુસ્લિમ ઝઘડા બહુ થતા હતા અને એકબીજા પ્રત્યે ઘણું ઝેર વધતુ જતું હતું. આ બાબતનું પણ બહુ સ્પષ્ટ પૃથક્કરણ એમણે એક

લામા લેખમા કર્યું. આ જ લેખમા તેમણે આર્યસમાજની ટીકા કરી હતી ને તેથી ઘણા લોકો ખળભળી ઊઠચા હતા. એમા જ એમણે એમ પણ કહેલુ કે મુસલમાનો કજિયાખોર (બૂલી) હોય છે અને હિંદુઓ ડરપોક (કાવર્ડ) હોય છે. કાગ્રેસના બધારણ વિષે એમણે એવો મત દર્શાવ્યો કે કાગ્રેસની બધી જ ચૂટણીઓની જગાએ એવા લોકો ચૂટાવા જોઈએ જેઓ સિદ્ધાતપૂર્વક પચવિધ બહિષ્કારમા માનતા હોય અને તેનો ખુદ પોતાના જીવનમા અમલ કરતા હોય—એટલે કે એમણે કોર્ટોનો બહિષ્કાર કરીને ન તો કેસો લડવા જોઈએ કે ન વકીલાત કરવી જોઈએ, પોતાના સગીર બાળકોને સરકાર સાથે જોડાયેલી નિશાળોમા ન મોકલવા જોઈએ, સરકારી માનચાદ ન રાખવા જોઈએ, ધારાસભામા ન જવુ જોઈએ અને પરદેશી કપડાના બહિષ્કારને સારુ ખાદી જ પહેરવી જોઈએ અને રેંટિયો ચલાવવો જોઈએ

એ જ દિવસોમા કલકત્તામા ડે નામના એક અગ્રેજને શ્રી ગોપીનાથ સાહા નામના એક યુવકે જાહેર રસ્તા ઉપર ધોળે દિવસે પિસ્તોલથી મારી નાખેલો તેઓ પકડાયા હતા અને એમને ફાસીની સજા થયેલી બગાળ પ્રાતિક રાજકીય પરિષદ, જે એ વખતે સિરાજગજમા ભરાયેલી તેમા આ સબધી એક ઠરાવ પસાર થયેલો હતો તેમા એમની દેશભક્તિના વખાણ કરવામા આવ્યા હતા; જોકે એમના આ કામને વખોડી કાઢવામા આવેલું મહાત્માજીને એ ઠરાવ ગમ્યો ન હતો, કારણ કે તેઓનું એવુ માનવુ હતુ કે આવુ ખૂન કોગ્રેસના સિદ્ધાતથી તદ્દન વિરુદ્ધ છે, એથી દેશને ભારે નુકસાન પહોચે છે અને સ્વરાજના માર્ગમા મુશ્કેલીઓ ઊભી થાય છે એમણે આ ઠરાવ ઉપર આકરી ટીકા કરી. કોગ્રેસનું બધારણ સુધારવા માટે એમણે કેટલાક ઠરાવો અખિલ ભારત કોગ્રેસ કમિટીની પાસે મૂકવાની ઇચ્છા જાહેર કરી અને ડેના ખૂન વિષે પણ એક ઠરાવ લાવવાની વાત લખી આ ઠરાવોના ખરડા પણ એમણે છાપી દીધા એનો સાર એ હતો કે કોગ્રેસના ચૂટાયેલા સભ્યોએ બધી જાતના બહિષ્કારોને માનવા જોઈએ અને એવા જ લોકોએ હોદ્દા પર આવવુ જોઈએ આનુ પરિણામ એ આવે કે જેઓ ધારાસભામા ગયા હોય એમને ચૂટવા ન જોઈએ, અથવા જેઓ ચૂટાઈ ગયા હોય એમણે ખસી જવુ જોઈએ વળી, આવી રીતે ચૂટાયેલા બધા લોકોને માટે ઓછામા ઓછુ રોજ અર્ધો કલાક કાતવાનુ અને દર મહિને ખાદી બોર્ડને બે હજાર વાર સૂતર આપવાનું ફરજિયાત કરવુ જોઈએ જે સૂતર ન આપે એની જગ્યા ખાલી થયેલી ગણાવી જોઈએ અને એ ખાલી પડેલી જગાએ બીજાઓને ચૂટવા જોઈએ

આનું પરિણામ એ આવ્યું કે પહેલા નિવેદનથી અંદર અંદરના કજિયા મટી જવાની જે આશા ઊપજી હતી એ સાવ ઊડી ગઈ. આખા દેશમાં આ ઠરાવો અને વિચારો સંબંધી બહુ જોરથી વાદવિવાદ ચાલવા લાગ્યો. વર્તમાનપત્રોએ આ ઠરાવોની તરફેણમાં ને વિરોધમાં લેખો લખવા શરૂ કર્યા. ગાંધીજીએ જેમાં આર્યસમાજની ટીકા કરેલી તે લેખનો આર્યસમાજની શાખાઓ તરફથી વિરોધ થવા લાગ્યો. ગાંધીજીએ પોતાની હમેશની રીત મુજબ પોતાના વિચારો બહુ જ સંયમભરી ભાષામાં, પણ દૃઢતાપૂર્વક દેશની આગળ મૂક્યા.

જૂનના છેલ્લા અઠવાડિયામાં અમદાવાદમાં અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠક મળી. જેમાં બહિષ્કારો ન કરનારા તથા ન કાંતનારા લોકોને હોદ્દા પર આવતા અટકાવવાની વાત હતી તે ઠરાવોનો ત્યાં વિરોધ થવા લાગ્યો. એ વિરોધ એવા પાયા પર થયો કે એ ઠરાવો કોંગ્રેસના બંધારણ વિરુદ્ધ છે; કારણ કે કોંગ્રેસનું બંધારણ કોંગ્રેસ દ્વારા બનાવાયેલું છે અને એમાં ફેરફાર કરવાનો અધિકાર કેવળ કોંગ્રેસને જ છે, મહાસમિતિને એ અધિકાર નથી અને આ ઠરાવોને પરિણામે એમાં ફેરફાર થવાનો જ. મહાત્માજીનું કહેવું હતું કે બંધારણનો એક નિયમ એવો છે કે જ્યારે કોંગ્રેસનું અધિવેશન ચાલતું ન હોય ત્યારે એના બધા અધિકારો અખિલ હિંદ મહાસભા સમિતિને પ્રાપ્ત થાય છે, અને જો આ ઠરાવો મારફતે બંધારણમાં સુધારો થતો હોય તોપણ બંધારણ વિરુદ્ધ નહીં થાય. ખાસ કરીને એટલા માટે કે આ ઠરાવોને પરિણામે કોંગ્રેસના બહિષ્કાર વિષેના ઠરાવોનો અમલ જ થાય છે. મૌલાના મહમદઅલી પ્રમુખપદે હતા. એમને જ્યારે પૂછવામાં આવ્યું કે, આ ઠરાવો બંધારણ વિરુદ્ધ છે કે નહીં, ત્યારે પોતાનો મત ન આપતાં તેમણે સભ્યોનો મત લીધો. એટલે જણાયું કે બહુમતી આ ઠરાવોને બંધારણ વિરુદ્ધ નહોતી માનતી. જોકે બહુમતી અને લઘુમતી વચ્ચે બહુ થોડા મતોનો ફરક હતો. એટલે પછી દેશબંધુ દાસ, પંડિત મોતીલાલ નેહરુ વગેરે પોતાનો વિરોધ બતાવવાને સભા છોડીને ચાલ્યા ગયા. એમના ચાલ્યા જવા છતાં મહાત્માજીએ એક ઠરાવ મૂક્યો, જે બહુ થોડી બહુમતીથી પસાર થયો. એટલે મહાત્માજીએ તરત જ બીજો એવો ઠરાવ મૂક્યો કે આ પસાર થયેલા ઠરાવમાંના જે ભાગમાં એમ કહેવામાં આવ્યું હતું કે બહિષ્કારમાં ન માનનારને સજા તરીકે હોદ્દા પર ન રાખવા એ ભાગ કાઢી નાખવો. એમણે કહ્યું કે અહીં હાજર રહેલા લોકોની બહુમતી જોકે એ ઠરાવની તરફેણમાં હતી પણ ખરું જોતાં એ બહુમતી ખરેખર બહુમતી નહોતી. કારણ કે સભા છોડીને જનારા લોકોએ મત આપ્યો

હોત તો એમની બહુમતી થાત. વળી, ઠરાવની તરફેણમાં બહુમતી થાત તોયે નહીં જેવી જ થાત. આમ પસાર થયેલો ઠરાવ બદલી નાખવામાં આવ્યો અને સ્વરાજપક્ષના લોકોને પાછા આવી જવાની ફરીથી તક મળી.

એ જ રાત્રે મહાત્માજી અને એ લોકો વચ્ચે ફરીથી વાતચીત થઈ જેને પરિણામે કોંગ્રેસના બંધારણ વિષેના ઠરાવોને બંને પક્ષોને માન્ય થાય એવું સ્વરૂપ અપાયું. બીજે દિવસે તે બધા ઠરાવો એ જ સમાધાનના સ્વરૂપમા પસાર થયા. ડેના ખૂન વિષેનો ઠરાવ મહાત્માજીએ મૂક્યો. દેશબંધુ દાસે સિરાજગંજવાળો જ ઠરાવ સુધારા તરીકે મૂક્યો. આખરે મહાત્માજીનો ઠરાવ પસાર થયો; પણ આમાયે બહુમતી બહુ જ ઓછી હતી. આનું એક કારણ એ હતું કે સિરાજગંજવાળા ઠરાવ ઉપર અંગ્રેજો તથા અંગ્રેજી છાપાઓએ ભારે ધાંધલ મચાવી હતી અને એ ઠરાવને અંગે દેશબંધુ દાસ તથા બીજા લોકોને પકડવામા આવશે એમ પણ છડેચોક સંભળાતું હતું. દેશબંધુએ એ સુધારો લાવવાનું એક કારણ એ પણ જણાવેલું કે જો તેઓ એમ ન કરે તો લોકો એમ માનશે કે પકડાઈ જવાના ડરને લીધે એમણે સિરાજગંજનો ઠરાવ જતો કર્યો છે. ત્યાર પછી, કોંગ્રેસના બંધારણ વિષેના ઠરાવોનું પરિણામ એ આવ્યું કે એક બાજુ બહિષ્કારો કંઈક આકરા બન્યા અને બીજી બાજુએ ધારાસભાબહિષ્કારને વધારે ઢીલો કરવામા આવ્યો.

કેટલાક લોકોએ મહાત્માજીને કહેલું કે કોર્ટોના બહિષ્કારનો લાભ લઈને કેટલાક અપ્રામાણિક માણસોએ મહાસભાવાદીઓ ઉપર ભારે જુલમ ગુજાર્યો છે; કારણ કે મહાસભાવાદીઓ નહોતા કોર્ટમા કેસ કરી શકતા કે નહોતા એમના ઉપર મુકાયેલા આરોપનો, પોતાનું નિવેદન રજૂ કરવા ઉપરાંત કશો જવાબ આપી શકતા. એટલે એ લોકો એમ માનતા હતા કે એવા મહાસભાવાદીઓના કેસોની બાબતમાં કોઈક રસ્તો કાઢવો જ જોઈએ. એવા લોકોને કોર્ટમા પોતાનો બચાવ કરવાની છૂટ આપવી જોઈએ એ બાબતમા મહાત્માજી સંમત થયા હતા. ખાસ કરીને ગંગાધરરાવ દેશપાંડે વિષે આ ચર્ચા-ઊપડેલી. તેઓ કારોબારી સમિતિના સભ્ય હતા. મહાત્માજીએ એવા લોકોને છૂટ આપવા વિષે એક ઠરાવ આણ્યો. દાક્તર ચોઈથરામ ગિડવાનીએ પ્રશ્ન પૂછ્યો કે, 'શું આ ઠરાવ નિયમ વિરુદ્ધ નથી?' મૌલાના મહમદઅલીએ મહાત્માજીનો જ અભિપ્રાય માગ્યો. મહાત્માજીએ કહ્યું કે આ ઠરાવ બહિષ્કાર વિષેના ઠરાવ વિરુદ્ધ તો છે જ. એટલે મૌલાનાએ એ ઠરાવ કાનૂન બહાર ઠરાવ્યો. સભાનું કામકાજ પૂરું થયું પણ એ સભામા જે કંઈ બન્યું હતું એથી મહાત્માજીના હૃદયને ઊંડો

આઘાત લાગ્યો હતો. એમણે એક હૃદયભેદક ભાષણ કર્યું. બોલતાં બોલતાં તેઓ એકાએક અટકી ગયા. સભામાં બધે સ્તબ્ધતા છવાઈ ગઈ. ગાંધીજીની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. થોડી વારે તેમણે પોતા ઉપર કાબૂ મેળવ્યો અને પોતાનું કહેવાનું પૂરું કર્યું. આખું વાતાવરણ બહુ જ ગમગીન અને નિરાશાભર્યું થઈ ગયું. હાજર સભ્યોએ મહાત્માજીને સાંત્વન આપતાં ભાષણો કર્યાં. તેઓએ એમને ખાતરી પણ આપી કે અમે સૌ આપની પાછળ ચાલવા તૈયાર છીએ. ઘણા તો મહાત્માજી રોતા હતા ત્યારે અને પાછળથી પણ ખુલ્લંખુલ્લા રડતા જ રહ્યા. આવી ગમગીન પરિસ્થિતિમાં સભા પૂરી થઈ.

એ બેઠકના સંબંધમાં ગાંધીજીએ બહુ જ મર્મભેદી લેખો લખ્યા. બહુમતી મળ્યા છતાં મહાત્માજીએ પોતાનો ઠરાવ બદલાવી દીવો હતો. એની દેશનાં છાપાંઓએ મુક્તકંઠે પ્રશંસા કરી. આ બધુ હોવા છતાં કોંગ્રેસમાં વધુ સ્થાયી અને તીવ્ર મતભેદ ઊભા થશે એમ લાગતું હતુ. આ કંઈ નવી વાત ન હતી; કેમ કે ચૌરીચૌરા પ્રકરણ પછી તરત જ જ્યારે જેલમાંથી લગભગ બધા નેતાઓએ ગાંધીજીએ સત્યાગ્રહ મુલતવી રાખ્યો તેનો સખત વિરોધ કર્યો હતો ત્યારે જ એની કંઈક ખબર પડી ગઈ હતી. ડૅના ખૂન વિષેના ઠરાવમાં પણ એ જ વાત જણાઈ આવી. સરકાર તો હમેશાં આવી ચીજો શોધતી જ ફરતી હોય છે. તેણે અંદર અંદરની આ ફૂટનો લાભ લેવાનો વિચાર કર્યો. થોડાક દિવસ પછી એણે બંગાળના કેટલાયે ભાઈઓને પકડીને નજરકેદ કર્યા જેમાં શ્રી સુભાષચંદ્ર બોઝ પણ આવી ગયા. પોતા તરફથી ગાંધીજી ઝઘડો પતાવવાનો સતત પ્રયત્ન કરી રહ્યા હતા. આ બનાવ બન્યા પછી એમણે નક્કી કરી લીધુ કે હવે કોઈ ને કોઈ રીતે એ પતાવવો જ જોઈએ. એમણે અમદાવાદમાં જ કહેલું કે, જોકે મને બહુમતી મળી છે તોપણ હુ એને મારી હાર લેખુ છું; બને પક્ષના મત વચ્ચે આટલા નાના અંતરનો કોઈ અર્થ નથી; અને હુ કબૂલ કરુ છુ કે હુ હારી ગયો છું. એ જ વખતથી તેઓ સમાધાનનો રસ્તો ખોળવા મંડી ગયા. તેઓ કેવળ સ્વરાજપક્ષની સાથે જ સમાધાન કરવા નહોતા ઇચ્છતા. એમની ઇચ્છા હતી કે, અસહકારની ચળવળને લીધે બીજા વિચારનાયે જે લોકો કોંગ્રેસમાંથી ખસી ગયા હતા તેઓ, પણ પાછા કોંગ્રેસમાં આવી જાય.

ડૉક્ટર એની બેસંટ એ વખતે સ્વરાજનો ખરડો તૈયાર કરીને બ્રિટિશ પાર્લમેંટની પાસે રજૂ કરવાની ચિંતામાં હતાં. એ જ વખતે ઇંગ્લંડની પાર્લમેંટમાં બહુમતી મેળવીને મજૂર પક્ષ પોતાનું પ્રધાનમંડળ રચી શક્યો

હતો. શ્રી રામસે મેકડોનલ્ડ વડાપ્રધાન બન્યા હતા. કર્નલ વેજવૂડ જેઓ હિંદુસ્તાનના તરફદાર લેખાતા હતા તેઓ હિંદીવજીર બનશે એવી આશા રાખવામાં આવતી હતી. પણ હિંદુસ્તાનના અંગ્રેજો, ખાસ કરીને સિવિલ સર્વિસવાળાઓના વિરોધને લીધે એમને હિંદીવજીર બનાવવામાં ન આવ્યા. લૉર્ડ ઓલીવિયર હિંદીવજીર બન્યા તેમ છતાં કેટલાક લોકો મજૂર પક્ષના પ્રધાનમંડળ પાસે આશા રાખતા હતા કે તે હિંદુસ્તાનને કંઈક રાજકીય હકો આપી શકશે. દેશની પરિસ્થિતિ જોઈને, ખાસ કરીને હિંદુમુસ્લિમ કજિયાને ધ્યાનમાં રાખીને. અને કૉંગ્રેસના તેમ જ દેશમાં અંદર અંદરના મતભેદોને લઈને વધતું જતું વૈમનસ્ય દૂર કરવાની અત્યંત આવશ્યકતા જોઈને, ગાંધીજીએ પોતાનો અભિપ્રાય પ્રગટ કર્યો કે કૉંગ્રેસે અસહકાર મુલતવી રાખવો જોઈએ, જેથી કરીને સૌને કૉંગ્રેસમાં આવવાની તક મળે.

ગાંધીજીના ઠરાવો નીચે પ્રમાણે હતા :

૧. પરદેશી કાપડના બહિષ્કાર સિવાયના બીજા બધા બહિષ્કારોને કૉંગ્રેસ મુલતવી રાખે; ૨. કાપડ સિવાયના બીજા બ્રિટિશ માલનો બહિષ્કાર કૉંગ્રેસ છોડી દે; ૩. કૉંગ્રેસ કેવળ ખાદી અને રેંટિયાનો પ્રચાર, હિંદુમુસ્લિમ ઐક્ય તથા હિંદુઓમાં અસ્પૃશ્યતાનિવારણનું જ કામ કરે; ૪. કૉંગ્રેસ, અત્યારે ચાલતાં રાષ્ટ્રીય વિદ્યાલયો ચાલુ રાખે અને જરૂર પ્રમાણે નવાં પણ ખોલે; ૫ કૉંગ્રેસના સભ્યના લવાજમ તરીકે ચાર આના લેવાનું છોડી દઈ તેને બદલે એવો નિયમ કરે કે જે ઓછામાં ઓછો અર્ધો કલાક રોજ રેંટિયો ચલાવે અને પોતાના હાથનું કાંતેલું બે હજાર વાર સૂતર દર મહિને કૉંગ્રેસને આપે તે જ કૉંગ્રેસનો સભ્ય બની શકે. અને એટલું કાંતવા માટે જે ગરીબીને કારણે રૂ ખરીદી શકે એમ ન હોય તેને કૉંગ્રેસ તરફથી રૂ આપવામાં આવે.

આનું પરિણામ એ આવતું હતું કે: ૧ કૉંગ્રેસ અથવા નાફેરવાદીઓ તરફથી સ્વરાજપક્ષવાળાઓનો વિરોધ કરવામાં ન આવે અને એમને પોતાનું સંગઠન કરવાની પૂરેપૂરી તક આપવામાં આવે; ૨. બીજા પક્ષોના લોકોને કૉંગ્રેસમાં જોડાવાનું આમંત્રણ આપવામાં આવે; ૩. નાફેરવાદીઓ ધારાસભાપ્રવેશની વિરુદ્ધ સીધી કે આડકતરી રીતે હિલચાલ કરવી બંધ કરે; ૪. જે લોકોને બહિષ્કારમાં શ્રદ્ધા નથી એમને બહિષ્કાર છોડી દેવાની છૂટ આપવામાં આવે, એટલે કે વકીલ ઇચ્છે તો વકીલાત કરે અને બહિષ્કારમાં ન માનનારાઓ પણ કૉંગ્રેસમાં દાખલ થઈ શકે અને હોદ્દો પણ લઈ શકે.

ગાંધીજીના આ ઠરાવો પર બધા લોકો વિચાર કરવા લાગ્યા. શ્રીમતી એની બેસન્ટે તો એક રીતે એ સ્વીકારી લીધા. એમને કોંગ્રેસમાં દાખલ થવાનો રસ્તો ઉઘડતો જણાયો.

## ૫૮

## ગાંધીજીના ઉપવાસ અને એકતા સંમેલન

એક બાજુ આ ચર્ચા ચાલી રહી હતી અને બીજી બાજુ આખા દેશમાં ઠેર ઠેર હિંદુમુસ્લિમ રમખાણ ચાલતાં હતાં. બિહારમાયે ભાગલપુરમાં હુલ્લડ થયું. મારે બીજા ભાઈઓ સાથે ત્યાં જવું પડ્યું, તથા કેટલાક દહાડા સુધી ત્યાં રોકાઈને એકબીજા સાથે સુલેહસંપ કરાવવાના પ્રયત્નમાં લાગી રહેવું પડ્યું. બીજે પણ કેટલેય સ્થળે હુલ્લડો થયાં. એની ગાંધીજીના દિલ પર ઘણી અસર થઈ. દિલ્હીમાં ભારે હુલ્લડ થયું. ત્યાં ગાંધીજી પોતે ગયા. કેટલાક દિવસ સુધી ત્યાં રોકાયા પછી કોઈક કામને અંગે તેઓ પાછા મુંબઈ તરફ ગયા. નિઝામના રાજ્યમાં આવેલા ગુલબર્ગામાં પણ ભારે રમખાણ થયું. ગાંધીજી વળી પાછા દિલ્હી ગયા. બરાબર એ જ વખતે સરહદ પ્રાંતમા કોહાટ શહેરમાં બહુ ભારે હુલ્લડ ફાટી નીકળ્યું. ત્યાં ઘણા લોકો મરાયા, ઘણો માલ લૂંટાયો, ઘણાં મકાનો પણ બાળી નાખવામાં આવ્યાં. આ બનાવોથી ગાંધીજી બહુ ચિંતામાં અને મૂંઝવણમાં પડી ગયા. અને આ બધાથી અત્યંત કંટાળીને તેમણે હિંદુમુસ્લિમ ઐક્ય માટે એકવીસ દિવસના ઉપવાસ કરવાનું નક્કી કર્યું. આ નિશ્ચય તેમણે દિલ્હીમાં કર્યો. તે વખતે તેઓ મૌલાના મહમદઅલીને ઘેર ઊતર્યા હતા. ત્યાં એમણે ઉપવાસ શરૂ કરી દીધા.

મહાત્માજીના ઉપવાસની ખબર છાપાંમાં આવતાં જ આખા દેશમાં ભારે ચિંતા ફેલાઈ ગઈ. હજુ હમણાં જ તેઓ ભારે જોખમકારક માંદગીમાંથી ઊઠ્યા હતા. બધા લોકોને, અને ખાસ કરીને એમની તબિયતના સારી પેઠે જાણકાર એવા દાક્તર અનસારીને ભારે ફિકર થઈ પડી. તેમણે ગાંધીજીને આ નિશ્ચયમાંથી ડગાવવાનો સારી પેઠે પ્રયત્ન કર્યો, ગાંધીજી પ્રત્યેનો પોતાનો પ્રેમ તથા પોતાની દાક્તરી કળા બંનેનો તેમણે ઉપયોગ કર્યો, પણ ગાંધીજી પોતાના નિશ્ચયમાથી ડગ્યા નહીં. આખરે તેઓ ગાંધીજી પાસેથી એવું વચન મેળવવામાં સફળ થયા કે આ ઉપવાસને પરિણામે જો મૃત્યુ જ નીપજવાનું હોય તો એ સ્થિતિમાં તેઓ ઉપવાસ છોડી

દેશે. ઉપવાસ શરૂ થયાના ખબર મળતાં જ હું દિલ્હી પહોંચ્યો. થોડા દિવસ પછી ગાંધીજીને મૌલાના મહમદઅલીને ત્યાંથી ખસેડીને શહેરની બહાર રાયબહાદુર સુલતાન સિંહના એક બંગલામાં રાખવામાં આવ્યા. શ્રી એન્ડ્રૂઝ એમની સેવા કરવાને આવી પહોંચ્યા. દાક્તર અનસારી રાતદિવસ એમની દેખરેખ રાખતા હતા.

આ બાજુ લોકો ઉપર એની અસર થયા વિના રહી નહી. મૌલાના મહમદઅલીની પ્રેરણાથી દિલ્હીમા એક સર્વ જાતિ સંમેલન ભરવામાં આવ્યું. એમાં હિંદુ, મુસલમાન અને શીખ નેતાઓ ઉપરાત ખ્રિસ્તી નેતાઓએ પણ ભાગ લીધો. કલકત્તાના લૉર્ડ બિશપ દાક્તર ફોસ વેસ્ટકોટ પણ આવ્યા. ઘણા દિવસ સુધી લાગલાગટ ચર્ચાઓ ચાલતી રહી. જે જે મુદ્દા ઉપર ઝઘડા પેદા થતા હતા તે તે વિષે ઠરાવો કરવામાં આવ્યા. મુખ્ય ઠરાવો આ પ્રમાણે હતા:

૧. જાનમાલને પારાવાર નુકસાન પહોંચાડનાર અને જેને પરિણામે અનેક ધર્મસ્થાનકો ભ્રષ્ટ થયા છે એવા જે ઝઘડા દેશમા હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ચાલી રહ્યા છે તેને માટે આ સભા દુઃખ જાહેર કરે છે અને એને જંગલીપણાની નિશાની તથા ધર્મવિરોધી માને છે. આ સભાનો મત છે કે કોઈએ પણ બદલો લેવાનો કે સજા કરવાનો અધિકાર પોતાના હાથમા લેવો એ કેવળ ગેરકાયદે જ નથી, અધાર્મિક પણ છે. બધી જાતના કજિયાનો નિવેડો પંચ મારફતે જ થવો જોઈએ. જ્યા એમ કરવુ અસંભવિત હોય ત્યા અદાલતો મારફતે એની પતાવટ કરાવી લેવી જોઈએ.

૨. ઉપલા ઠરાવનો અમલ કરવા તથા પરસ્પરનો સંબંધ ટકાવી રાખવાને માટે, આ સભાના અભિપ્રાય મુજબ એ આવશ્યક છે કે દરેક માણસને પોતે ઇચ્છે તે પ્રમાણે શ્રદ્ધા રાખવાનો તથા જાહેર કરવાનો હક હોવો જોઈએ તથા બીજાની ભાવનાનો ખ્યાલ રાખીને તથા તેના હક પર તરાપ ન મારતા પોતાની ધાર્મિક ક્રિયાઓ અદા કરવાનો અધિકાર હોવો જોઈએ. કોઈ વ્યક્તિ કે સમૂહ કોઈ બીજા ધર્મના મૂળ અને પૂજ્ય પુરુષોને ગાળો ન દે, ને એના સિદ્ધાતોની નિંદા ન કરે. બધા જ ધર્મોના પૂજાસ્થળ પવિત્ર અને અખંડિત મનાવા જોઈએ. ગમે એવી પરિસ્થિતિમા પણ, ગમે તેટલી ઉશ્કેરણી ફેલાવાઈ હોય છતા, તથા વેર વાળવા માટે, એ સ્થળો પર કદાપિ હુમલો કરવામા ન આવે અને એને અપવિત્ર કરવામા ન આવે. જો ક્યારેય આવું કામ થાય તો તેને વખોડી કાઢવુ જોઈએ. અને બધા લોકોની એ ફરજ ગણાય કે બની શકે ત્યા સુધી તેઓ એવુ કંઈ પણ કામ ન થવા દે.

૩ હિંદુઓએ એવી આશા ન રાખવી જોઈએ કે, ગોવધ કરવાનો હક મુસલમાનો પાસેથી બળાત્કારે, કે કોઈ બોર્ડના ઠરાવથી કે ધારાસભા મારફતે કાનૂન કરાવીને કે કોર્ટના હુકમથી, છીનવી શકાશે. પરંતુ પોતાની

ખુશીથી મુસલમાનો એ હક જતો કરી શકે છે. એટલે એ વાતને એમની સદ્બુદ્ધિ પર છોડી દઈને અંદર અંદરનો હેળમેળ વધારવો જોઈએ, જેથી એકબીજા પ્રત્યેનો સદ્ભાવ વધે. પણ એનો અર્થ એ નથી કે કોઈ સ્થાનિક રિવાજ અથવા બંને કોમ વચ્ચે પરસ્પર થયેલું સમાધાન બદલી નાખવામા આવે; અને એનો એ અર્થ પણ નથી કે જ્યાં ગોવધ નથી થતો ત્યાં ગોવધ થઈ શકે. જ્યાં વસ્તુસ્થિતિ બાબત મતભેદ ઊભો થાય ત્યાં એની તપાસ રાષ્ટ્રીય પંચાયત કરશે. હિંદુઓને આઘાત ન પહોંચે એવી રીતે જ વધ કરવામાં આવે.

૪. આ સંમેલનના મુસલમાન સભ્યો પોતાના સહધર્મીઓને આગ્રહભરી વિનંતી કરે છે કે તેઓ બને ત્યાં સુધી ગોવધ ઓછા કરે. મુસલમાનોએ એવી આશા ન રાખવી જોઈએ કે તેઓ મસ્જિદની પાસે હિંદુઓનાં વાજાંને જોરજુલમથી કે બોર્ડના ઠરાવથી કે ધારાસભામાં કાયદો કરાવીને કે કોર્ટનો હુકમ મેળવીને અટકાવી શકશે. હિંદુઓની મરજીથી જ વાજાં અટકી શકે. મુસલમાનોની ભાવનાનો આદર કરવાનું હિંદુઓની સદ્બુદ્ધિ ઉપર જ છોડી દેવું જોઈએ. આનો અર્થ એવો નથી સમજવાનો કે જ્યાં જ્યાં રિવાજ હોય, કે પરસ્પર થયેલું સમાધાન હોય એ આ ઠરાવને લીધે રદ થઈ જાય છે, અને એનો અર્થ એ નથી કે જ્યાં કોઈ મસ્જિદની સામે વાજાં ન વાગતાં હોય ત્યાં એ વાગવાં શરૂ થાય. વસ્તુસ્થિતિ બાબતના મતભેદની તપાસ રાષ્ટ્રીય પંચાયત કરશે. આ સમેલનના હિંદુ સભ્યો હિંદુઓને આગ્રહભરી વિનંતી કરે છે કે તેઓ મસ્જિદો સામે એવી રીતે વાજાં વગાડે કે ત્યાંની સામુદાયિક નિમાજમાં ખલેલ ન પડે.

૫. આ જ જાતના ઠરાવો આરતી અને અઝાનના સંબંધમાં પણ પસાર થયા.

૬. જ્યાં માંસ વેચવાની અને જાનવરોનો વધ કરવાની છૂટ છે ત્યાં એ વધ કરવાની રીત — ઝટકા કે ઝબે — નો વિરોધ કરવામાં નહીં આવે.

૭. દરેક માણસને પોતે ઇચ્છે તે ધર્મ પાળવાનો અને જ્યારે ઇચ્છે ત્યારે બદલવાનો અધિકાર છે. ધર્મ બદલવાને કારણે કોઈને સજાપાત્ર ગણવામાં નહીં આવે કે એને કોઈ રીતે હેરાન કરવામાં નહીં આવે.

૮. દરેક વ્યક્તિ અથવા સમૂહનો, ચર્ચા શાસ્ત્રાર્થ કરીને અને સમજાવી કારવીને, બીજાઓનો ધર્મપલટો કરાવવાનો અથવા એના ધર્મમાંથી બીજા ધર્મમાં જતો રહ્યો હોય એને પાછા આણી લાવવાનો હક છે. પણ જોરજુલમથી કે છેતરપિંડી કરીને અથવા બીજી કોઈ ખોટી રીતે, જેમ કે કોઈ ચીજની લાલચ આપીને, કોઈ કોઈનો ધર્મ બદલાવે નહીં.

૯. ધર્મપરિવર્તનની બાબતમાં કશુંયે છાનુંછપનું કામ ન થવું જોઈએ. કોઈ પણ ધર્મના માણસને એની પોતાની જગ્યામાં પૂજાનું સ્થળ બનાવતાં

અટકાવવાનો કે તેમાં અડચણ ઊભી કરવાનો કોઈને અધિકાર નથી. નવું પૂજસ્થાન બીજા ધર્મના પૂજસ્થાનથી જરા દૂર બનાવવામાં આવે.

૧૦. પંદર જણાની એક મધ્યસ્થ રાષ્ટ્રીય પંચાયત બનાવવામાં આવે અને તેને જુદા જુદા ધર્મોના સ્થાનિક પ્રતિનિધિઓની સલાહ લઈને ત્યાંને માટે એક સ્થાનિક પંચાયત સ્થાપવાની સત્તા આપવામાં આવે. એ પંચાયતો આ જાતના બધા કજિયાઓની પતાવટ કરે. પંચાયતને પોતાના નિયમો બનાવવાનો હક રહેશે. આ પંચાયતના પ્રમુખ મહાત્મા ગાંધી, અને સભ્યો, હકીમ અજમલખાં, શ્રી સી. કે. નરીમાન (પારસી), દાક્તર એસ. કે. દત્ત (ખ્રિસ્તી), તથા માસ્તર સુંદરસિંહ લાયલપુરી (શીખ) હશે અને બાકીના સભ્યો એ લોકો ચૂંટી લેશે.

આ પ્રયત્નથી દેશનું વાતાવરણ સુધરતું જણાયું. બધા ધર્મના માણસો એકબીજા સાથે સદ્‌વ્યવહાર અને ભાઈચારો રાખવાનો નિશ્ચય કરતા જણાયા. એકતા સંમેલનની અસર પણ બહુ સારી થઈ. એ અસર સ્થાયી થઈ હોત તો એ એક મહાન વસ્તુ બનત. પણ એ સ્થાયી ન બની શકી. એ વખતે બંધાયેલી આશાઓ આગળ જતાં ફળી નહીં!

મેં પણ એ સંમેલનમાં નિયમિત હાજરી આપી, દરેક રીતે હું એની સફળતા ઇચ્છતો હતો. પણ સરસ વાતાવરણ અને શુભેચ્છાઓ છતાં મારા મનમાં હમેશાં શંકા કાયમ રહી; કારણ કે આ બધી વાતોની પાછળ, આ શુભ પ્રયાસના ફળને ટકાવી રાખવા માટે જરૂરી હતી એટલી પ્રબળ એકતાની ભાવના નહોતી. જુદા જુદા મતવાળાઓ પોતાના હકો અને અધિકારો ઉપર જેટલો ભાર મૂકતા તેટલો પોતાનાં કર્તવ્યો ઉપર નહોતા મૂકતા. હું માનું છું કે આવા ઝઘડા પોતપોતાના હકો અને અધિકારો પર નહીં પણ પોતાની ફરજ ઉપર ભાર મૂકવાથી જ મટે. પણ એ વખતે જે કંઈ બન્યું, એ જોવામાં તો સારું જ લાગ્યું; એટલે મનની વાત મનમાં જ રહી.

બીજી બાજુ ગાંધીજીના ઉપવાસના દિવસો વીતયે જતા હતા. દિવસમાં બે વાર દાક્તર અનસારી એમનો પેશાબ તપાસતા. એક દહાડો એક અદ્‌ભુત બનાવ બન્યો. દાક્તર અનસારી પાસેથી જ મેં એ સાંભળ્યું. એક દિવસ પેશાબ તપાસતાં તેમાં ઍસિટોનની માત્રા વધારે જણાઈ. આ લક્ષણ સારું ન ગણાય. જો એનું પ્રમાણ વધી જાય તો માણસ બેભાન થઈ જાય છે. પછી એ માણસને બચાવવો મુશ્કેલ થઈ પડે છે. એટલે તેઓ ચિંતામાં પડ્યા. એમણે મહાત્માજીને કહ્યું કે હવે તમારી જિંદગી જોખમમાં મુકાતી જાય છે અને એવું બનવાનો સંભવ છે કે એકવીસ

દિવસ પૂરા થયા પહેલાં જ તમારે તમારા વચન મુજબ ઉપવાસ તોડવા પડે.

એસિટોનની માત્રા વધતી ગઈ. દાક્તર અનસારી એ નિશ્ચય ઉપર આવ્યા કે હવે વધારે રોકાવું બહુ જોખમકારક નીવડશે. એમણે મુહાત્માજીને એ વાત કરી. ઉપવાસ તોડવાનો પણ તેમણે આગ્રહ કર્યો. એમને ડર હતો કે થોડા જ કલાકમાં મૂર્છા આવી જવાનો સંભવ છે. એમણે આ બધું કહીને ખાવાનો આગ્રહ કર્યો. મહાત્માજીએ કહ્યું કે તમે તમારી દાક્તરી વિદ્યાથી બધું જોઈ લીધું છે અને બધી ગણતરી કરી લીધી છે; પણ આજની રાત મને છૂટ આપો. દાક્તરસાહેબ માનતા નહોતા. ત્યારે ગાંધીજીએ કહ્યું કે તમે બધી ગણતરી કરી પણ પ્રાર્થનાની અસરની ગણતરી તો કરી જ નહીં. આજે મને છોડો. દાક્તરસાહેબ માની ગયા. બીજે દિવસે પેશાબ તપાસીને એમણે કહ્યું કે એસિટોનનું જોખમ હવે નથી રહ્યું. પછી તેમણે ખાવાનો આગ્રહ કરવાનું છોડી દીધું. આ પછી ઉપવાસ પૂરો થતાં સુધી કદીયે એસિટોનનો ઉપદ્રવ ન થયો. દાક્તર અનસારીની ચિંતા દૂર થઈ. એમણે અમને કહ્યું કે આ ચમત્કારનું કોઈ કારણ અમારી ચિકિત્સા પારખી શકે એમ નથી. અમને સમજાતું જ નથી કે આ કેમ બન્યું!

મહાત્માજીએ ઉપવાસની મુદત પૂરી થતાં સુધી દરરોજ પોતાના નિયમ પ્રમાણે કાતવાનું ચાલુ રાખ્યું. જેમતેમ કરીને ચારે તરફ તકિયાઓ ગોઠવીને એમને બેસાડવામા આવતા. એવી રીતે બેઠા બેઠા તેઓ કાંતતા. છેવટે જ્યારે ઉપવાસ છોડવાનો વખત આવ્યો ત્યારે પ્રાર્થના કરીને, રેંટિયો ચલાવીને અને ભજન ગાઈને એમણે નારંગીનો રસ લઈને ઉપવાસ છોડ્યો. મૌલાના મહમદઅલીએ એ અવસર પર કસાઈખાનેથી એક ગાય ખરીદીને મહાત્માજીને ભેટ આપી. આમાં કેટલો પ્રેમ અને સદ્ભાવ ભરેલો હતો!

## ૫૯

## પટના મ્યુનિસિપાલિટીમાં

પટનામાં હું ગાણુ હરિજીના કેસનું કામ કરતો હતો તે જ અરસામાં પટના મ્યુનિસિપાલિટીના સભ્યોની ચૂટણી થઈ. કોંગ્રેસે જોકે ધારાસભામાં જવાનો નિષેધ કર્યો હતો છતા મ્યુનિસિપાલિટી અને જિલ્લાબોર્ડમાં જવાની મનાઈ નહોતી. આ નીતિ પ્રમાણે સરદાર વલ્લભભાઈ પટેલ અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં ચૂંટાયા અને ત્યાના પ્રમુખ બન્યા. પંડિત જવાહરલાલ નેહરુ અલ્લાહાબાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ બન્યા. પટનામાં પણ, મ્યુનિસિપાલિટીની ચૂટણીઓમાં કોંગ્રેસ તરફથી ભાગ લેવાનો મત બંધાયો. અને મૌલવી ખુરશેદ હસનેન, શ્રી અનુગ્રહનારાયણસિંહ, શ્રી જગતનારાયણલાલ, શ્રી બદરીનાથ વર્મા, શ્રી અબ્દુલ બારી અને હુ વગેરે પટનાના મુખ્ય મુખ્ય માણસો ઊભા થયા. અમે મૌલવી ખુરશેદ હસનેનને પ્રમુખ અને અનુગ્રહબાબુને ઉપપ્રમુખ બનાવવાનુ ધારેલું. ચૂટણીમાં ઘણી મુશ્કેલી હતી કારણ કે પટનામા કેટલાક લોકો બહુ દહાડાથી લાગલાગટ મ્યુનિસિપલ કમિશનર બનતા આવેલા, એમને ખસેડવા એ કઠણ હતુ. તોયે કોંગ્રેસના ઘણા સભ્યો ચૂટાયા, પણ તેમની બહુમતી ન થઈ. આમ છતાં, કેવળ કોંગ્રેસવાળાઓ જ સંગઠિત હતા અને એમની પાસે જ નિશ્ચિત કાર્યક્રમ હતો. બીજા માણસો વ્યક્તિગત રીતે ચૂંટાયેલા હતા. મૌલવી ખુરશેદ હસનેનને ચૂટાવામા સારી પેઠે મુશ્કેલી પડી, કારણ કે એમની સામે એક હિંદુ ઊભા થયેલા — એમણે હિંદુમુસ્લિમ પ્રશ્ન ઊભો કર્યો; પોતાની મતપેટી પર ગાય ચીતરી. એટલે સુધી સાભળવામા આવ્યુ કે તેઓ એક વાછડી લઈને બારણે બારણે ફર્યાં અને વાછડી માટે મત માગ્યા! અમે બધા ચિંતામાં હતા કે મૌલવી ખુરશેદ હસનેન જેવા પાકા કોંગ્રેસી જો ન ચૂંટાય તો અમારે માટે એ બહુ શરમની વાત ગણાશે. એટલે અમે પણ ખૂબ મહેનત કરી અને તેઓ ઘણા વધુમતે ચૂંટાયા.

આ બધો ઝઘડો જોઈને મૌલવી ખુરશેદ હસનેને નિશ્ચય કર્યો કે પોતે પ્રમુખસ્થાન માટે ઉમેદવારી નહીં કરે; મારે જ પ્રમુખ થવુ જોઈએ. મારી બિલકુલ ઇચ્છા ન હતી. મારી પાસે વખત પણ ન હતો; કારણ કે ત્યારે હું એક મોટા કેસમા રોકાયેલો હતો. પણ તેઓ કેમે કરી માન્યા

નહીં', એટલે મારે પ્રમુખ થવાની હા પાડવી પડી. અનુગ્રહબાબુ પણ એ જ મોટા કેસમાં સામા પક્ષ તરફથી રોકાયેલા હતા. તેઓ ઉપપ્રમુખ બન્યા. આ ચૂંટણીનું પરિણામ એ આવ્યું કે કૉંગ્રેસના હિમાયતી ગણાતા અને જેમની મદદની અમે આશા રાખતા હતા એવા, કેટલાક ભાઈઓ અમારા કટ્ટર વિરોધી થઈ પડ્યા. મ્યુનિસિપાલિટીમાં એમણે અમારી વિરુદ્ધ પક્ષ ઊભો કર્યો. કંઈ પણ વાત રજૂ થાય કે એનો વિરોધ કરવો એ તેમનો, ખાસ કરીને બે ત્રણ ભાઈઓનો ધંધો જ થઈ પડ્યો. આથી કરીને મ્યુનિસિપાલિટીની સભાઓમાં બહુ વખત જતો અને કામ આગળ ચાલતું નહોતું. એટલે સુધી કે કેટલીક વાર તો પાછલી બેઠકના કામનો અહેવાલ મંજૂર કરાવવામાં જ ત્રણચાર કલાક વીતી જતા.

વારુ, અમે કામ શરૂ કર્યું. કેસનું કામ પૂરું થયું ત્યાર પછી અમે બનેએ આખો વખત એમાં આપવા માંડ્યો. મ્યુનિસિપલ કામથી અમે બંને જણા સાવ અજાણ હતા. આવું કામ કરવાની બંનેને સારુ આ પહેલી જ તક હતી. પણ અમે ઝપાટાબંધ બધું જાણી લેવાનો પ્રયત્ન કર્યો, અને કામ ચાલવા લાગ્યું. એ જ વખતે ગયાના જિલ્લાબોર્ડની પણ ચૂંટણી થઈ. ત્યાના લોકોએ અનુગ્રહબાબુને ત્યાંના સભ્ય જ નહીં પ્રમુખ પણ ચૂંટ્યા. બંને જગ્યાનું કામ સંભાળવું કઠણ હતું. એટલે થોડા દિવસ પછી અનુગ્રહબાબુએ પટનાની ઉપપ્રમુખની જગ્યાએથી રાજીનામું આપ્યું. અને પછી તેઓ ગયાનું કામ સભાળવા લાગ્યા. પટનામાં મારી સાથે શ્રી સૈયદ મહમદ ઉપપ્રમુખ બન્યા. તેઓ કૉંગ્રેસની ટિકિટ ઉપર ચૂંટાયા ન હતા પણ અમને તેઓ ઘણા જ દક્ષ અને ભલા સદ્‌ગૃહસ્થ જણાયા. એમણે મ્યુનિસિપાલિટીમાં સુંદર કામ કર્યું.

મ્યુનિસિપાલિટીને અનેક મુશ્કેલીઓ હતી. આવક ઓછી ને ખરચ વધારે હતું. કશુંયે કામ ખરચ વિના નહોતું થતું નવા કર નાખ્યા વિના આવક વધી શકે એમ નહોતું. એ વખતે સર ગણેશદત્ત સિંહ બિહાર સરકારના મંત્રી હતા. એમણે પણ અમને ત્યાની વ્યવસ્થા સુધારવાનું ઉત્તેજન આપ્યું. રાંચી જઈને મેં એમની પાસે મ્યુનિસિપાલિટી બાબત સલાહ લીધી. હું રાંચીમાં એમને ત્યાં હતો ત્યારે મને તાર મળ્યો કે બાબુ હરિજી હાઈકોર્ટની અપીલના કેસમાં જીત્યા છે એ જાણીને મને બહુ આનંદ થયો. અને પછી તો મ્યુનિસિપાલિટીનું કામ હું ખૂબ જ જીવ પરોવીને કરવા લાગ્યો. લગભગ રોજ ત્રણચાર કલાક ઑફિસનું કામ કરતો અને બેત્રણ કલાક શહેરમાં ચક્કર લગાવીને જુદા જુદા લત્તાઓનો પરિચય મેળવતો અને કામની દેખરેખ પણ રાખતો.

મ્યુનિસિપાલિટીની મુશ્કેલીઓ જાતજાતની હતી. શહેર લંબાઈમાં આશરે દશ માઈલ હતું અને પહોળાઈમાં સરેરાશ ફક્ત એક જ માઈલ હતું. એટલે બહુ લાંબી સડકની જરૂર હતી. મારા જેવા માણસ જે શહેરના પશ્ચિમ ભાગમાં રહેતા હતા અને જેને એક્કા[1] સિવાય બીજું વાહન પોસાય એમ ન હતું, તેને સારુ પૂર્વના ભાગની તપાસ કરવા જવું એ કલાકોના કલાકનું કામ થઈ પડતું. એ જ હાલ મ્યુનિસિપાલિટીના પગારદાર નોકરોના હતા. હેલ્થ ઑફિસર અને એંજિનિયરને ઘોડાગાડીનું ભથ્થું મળતું હતું. પણ ઘોડાગાડીમાં જવામાં એક્કાની સરખામણીમાં કંઈક પ્રતિષ્ઠા વધારે મળતી હતી એટલું જ, ઝપાટાબંધ પહોંચવામાં એથી કંઈ ખાસ મદદ નહોતી મળતી, ઊલટું ઝડપી એક્કો ઘોડાગાડી કરતાં વધારે વહેલો પહોંચી શકતો હતો. એ જ વિચારે તથા ખરચ બચાવવાના[2] હેતુથી પણ મેં એક્કામાં જ જવાઆવવાનું પસંદ કર્યું. પ્રમુખને સવારી માટે કે બીજા કોઈ ખરચ માટે ભથ્થું નહોતું મળતું. એક્કાનું ભાડું પણ પોતાના ખિસ્સામાંથી આપવું પડતું હતું ઘોડાગાડીનું ભાડુ ઓછામાં ઓછું એક્કા કરતાં બમણુંતમણું પડતું. મારા પહેલાં ત્યાંના પ્રમુખો મોટે ભાગે નવાબ ખાનદાનના લોકો થતા. એમને વાહનની મુશ્કેલી ન હતી કારણ તેઓ પોતાને ખરચે સારામાં સારું વાહન પોતાને ત્યાં રાખતા. હું એમ નહોતો કરી શકતો કારણ મારી પાસે પૈસા ન હતા. જ્યારે મેં એક્કામાં બેસીને મારે ત્યાંથી એટલે કે ખાદીભંડારથી ચારેક માઈલ દૂર આવેલી મ્યુનિસિપલ ઑફિસમાં જવા માંડ્યું ત્યારે પટનાના ઊંચવર્ણના લોકો વચ્ચે જ્યાં ત્યાં મારી ટીકા થવા લાગી. એમાં કેટલાક જૂના વિચારના પુરાણા મ્યુનિસિપલ કમિશનરો પણ ભળ્યા હતા. પણ મેં એની પરવા ન કરી. આમાં મને એક અંગ્રેજ સિવિલિયન તરફથી ઉત્તેજન પણ મળ્યું. મિસ્ટર જોન્સ્ટન પટનાના વધારાના મૅજિસ્ટ્રેટ હતા. તેઓ શહેરના પૂર્વના ભાગમાં રહેતા હતા. ત્યાંથી પટનાની કચેરીઓમાં — જે લગભગ પશ્ચિમ છેડે આવેલી છે ત્યાં સુધી — તેઓ ભાડૂતી એક્કામાં જ આવતા. એટલું જ નહીં,

૧. બિહાર અને પૂર્વ સુક્ત પ્રાંતમાં ટટ્ટુથી ચાલતો નાનકડા બાજોઠ જેવો ચોમેરથી ઉઘાડો ટાંગો. એમાં બેત્રણ ઉતારુ એકબીજાની તરફ પીઠ કરીને તથા પગ પૈડા પાસે લટકાવીને બેસે. માથે વાસની ખપાટો પર હળવું કપડું નાખી છાયો કરેલો હોય છે. દોડાવવામાં એ બહુ હળવો હોય છે.

૨. ઘોડાગાડીવાળો જ્યારે ઉતારુ દીઠ માઈલે ત્રણથી ચાર આનાં ભાડું લે ત્યારે એક્કાવાળો બેથી ત્રણ પૈસે માઈલ દરેક ઉતારુને લઈ જાય, ઈ. સ. ૧૯૪૦ સુધી આ તરફ આ જ દરો ચાલતા. — અનુવાદક

કેટલીક વાર એવું પણ જોવામાં આવેલું કે તેઓ આખો એક્કો ન લેતાં બીજાઓની સાથે ભાગમાં એક્કો ભાડે કરતા. એટલે પછી જ્યાં સુધી બીજો મુસાફર ન મળતો ત્યાં સુધી એક્કાવાળો પેડાવ આગળ એક્કો ફેરવ્યા કરતો અને બીજા ઉતારુને સારુ બૂમ પાડ્યા કરતો. હું એટલી હદે ન જઈ શક્યો; કારણ કે મારે એક જ જગ્યાએ જવાનું નહોતું. હું ઘેરથી નીકળતો ત્યારે લત્તાઓની તપાસનું કામ કરતો કરતો ઑફિસે પહોંચતો અને ઑફિસેથી પાછા ઘેર આવતાં પણ એ જ કામ કરતો કરતો આવતો. આવી શરતે કોઈ સાથી મુસાફર મળી શકે એમ ન હતું. એટલે મારે પોતાને સારુ અલગ એક્કો કરવો પડતો. હા, જ્યાં સુધી અનુગ્રહબાબુ ઉપપ્રમુખ રહ્યા ત્યાં સુધી અમે બંને જણ સાથે સાથે આવતા જતા.

શહેરની લંબાઈને લીધે શહેરની તપાસ સિવાયનાં બીજાં કામોમાં પણ સારી પેઠે અડચણ આવતી એ સહેજે સમજી શકાય એમ છે. પટના કોઈ નવું વસતું શહેર નથી. ત્યાંનો વેપાર મોટે ભાગે સ્થાનિક જરૂરિયાત પૂરતો જ છે. પહેલાં જ્યારે નદીઓ મારફતે માલની આવજા થતી ત્યારે પટના મહત્ત્વનું સ્થાન હતું; કારણ કે અહીં ગંગાજી વહે છે. અહીં ગંગા-ગંડક સંગમ છે અને શોણ તથા સરયુનો સંગમ પણ અહીંથી વીસપચીસ માઈલની અંદર જ છે. પણ રેલવે થતાં હવે એ વહેવાર બંધ થઈ ગયો છે, એટલે હવે એ વેપારી મથક રહ્યું નથી, નવાં કારખાનાં વગેરે પણ ઓછાં છે. હજુ સુધી એમાં કંઈ ખાસ વધારો નથી થયો. ૧૯૨૪માં તો એ આજના કરતાંયે ઘણા ઓછાં હતાં. અહીં પ્રાંતનું રાજદ્વારી કેંદ્ર હોવાને કારણે થોડા લોકો સરકારી ઑફિસોમાં અને હાઈ કોર્ટ સાથે સંબંધ રાખનારા થોડા વકીલ બૅરિસ્ટરો રહે છે. એટલે એ લોકો રહે છે એ પશ્ચિમ ભાગમાં કાંઈક દબદબો છે. પૂર્વનો ભાગ જૂનો લત્તો છે જે હવે મોટે ભાગે પોતાનો દબદબો ખોઈ બેઠો છે. એટલે શહેરની મ્યુનિસિપાલિટીની આવક કંઈ ઝાઝી નથી.

આધુનિક જમાનાનાં સાધનોનો પણ અહીં લગભગ અભાવ જ હતો. ખુલ્લી મોરીઓ હોવાને કારણે મચ્છરો પાર વગરનાં છે. ગટર અને નીકો પણ સાફ રાખી શકાતાં નથી; કારણ કે પાણી જવાને માટે પૂરતો ઢાળ નથી. પહેલાં અહીં ઘેરઘેર ડટણ જાજરૂ હતાં. તે કદી સાફ કરવામાં આવતા નહોતા. ઘણા વખત પછી જ્યારે એ પુરાઈ જતાં હશે ત્યારે એની પાસે જ નવાં ખોદી લેવામા આવતાં હશે. આને લીધે શહેરની તંદુરસ્તી બહુ ખરાબ રહેતી હતી અમે મ્યુનિસિપાલિટીમાં ગયા તે

પહેલાં મ્યુનિસિપાલિટીએ આવાં ઘણું જાજરૂ બંધ કરાવી દીધાં હતાં. છતાં કેટલીયે જગ્યાએ એ રહી ગયાં હતાં." અમે એ બંધ કરાવ્યાં. એવાં જાજરૂની લગોલગ જ ઘણુંખરું દરેક ઘરમાં પાણીના કૂવા કરવામા આવતા. મોટે ભાગે બધે ખારુ પાણી નીકળતું. ક્યાંક ક્યાંક મીઠું પાણી મળી આવતું, પણ મોટે ભાગે લોકો પીવા માટે ગંગાજળનો જ ઉપયોગ કરતા. વરસાદમાં ગંગાજળ ડહોળું થઈ જતું એટલે લોકોની મુશ્કેલી વધી જતી. એટલે અહીં લોકોને પાણીના નળની ઘણી જરૂર જણાતી હતી. અમે મ્યુનિસિપાલિટીમાં આવ્યા તે પહેલાં જ પાણીના નળ અને બંધ ગટરોની વાતો ચાલતી હતી. ખર્ચ માટે અંદાજપત્ર પણ તૈયાર થયુ હતું, પરંતુ પૈસાને અભાવે એ જેમનું તેમ પડી રહ્યુ હતું.

અમે આ બધી વસ્તુઓ તરફ ધ્યાન આપ્યું અને ખરચનો અંદાજ કાઢવા માડયો. આ બધાં કામો માટે પ્રાંતિક સરકાર પાસેથી એકસામટી મદદ માગી શકાય એમ હતું. કદાચ મળી જાત. પણ એ કામ ચલાવવા તથા ટકાવી રાખવાને માટે તો મ્યુનિસિપાલિટીએ જ ખરચ કરવુ પડત. અને નવો કર નાખ્યા વિના મ્યુનિસિપાલિટીથી એ ખર્ચ થઈ શકે એમ ન હતું. લોકોને ચોખ્ખું અને સારુ દૂધ મળવાનુ મુશ્કેલ હતું. અમે મ્યુનિસિપાલિટીની તરફથી વાજબી કિંમતે લોકોને દૂધ પૂરું પાડી શકે એવી ગોશાળા સ્થાપવાનો વિચાર કર્યો, પણ આ બધાનો આધાર પૈસા ઉપર હતો. એટલે અમે આવક વધારવાનો ઉપાય ખોળવા માડયો. સંયુક્ત પ્રાંતની મ્યુનિસિપાલિટીઓને શહેરમાં આવનારા માલ ઉપર જકાત નાખવાથી ઘણી આવક થાય છે. એ પ્રમાણે અમે પટના શહેરમાં પણ જકાત નાખવાનો વિચાર કર્યો. અને એ જકાતથી આવક કેટલી વધશે તેનો અંદાજ કાઢયો. આવા ઠરાવ પહેલા મ્યુનિસિપાલિટીમાં અને ત્યાર પછી પ્રાંતિક સરકારમાં મંજૂર કરાવવા પડત. એટલે કે મ્યુનિસિપાલિટી ઠરાવ પાસ કરે ત્યાર પછી જ એ વાત આગળ વધી શકે.

મ્યુનિસિપાલિટીમાં ખૂબ લાંચરુશવત ચાલતી હતી. જે ખરચ થતો હતો એનો પૂરો લાભ પ્રજાને મળતો ન હતો. એ અટકાવવાનો અમે પ્રયત્ન કર્યો. પરિણામે મ્યુનિસિપલ નોકર વર્ગ અમારા પર મનમાં ને મનમા ગુસ્સે થયો. જોકે જાહેર રીતે તેઓ કશુ કરી શકે એમ ન હતા. કેટલાક મ્યુનિસિપલ કમિશનરો પણ આ મામલામા નોકરોને સાથ આપતા હતા અને એમના પ્રત્યે સહાનુભૂતિ રાખતા હતા! અમારા પ્રયત્નો એમને પણ ગમતા ન હતા! અમારો વિરોધ કરવા ઊભા થયેલા પક્ષમાં તેઓ ઘણા ઉત્સાહપૂર્વક દાખલ થઈ ગયા દરેક પ્રસંગે તેઓ વિરોધ જ કર્યો

કરતા. છતાં બધી બાબતોનો વિચાર કરીને અમે જકાતનો મુદ્દો હાથ ધર્યો અને એ રજૂ કર્યો. મ્યુનિસિપાલિટીના મોટા ભાગના સભ્યોએ એનો વિરોધ કર્યો. ઠરાવ નામંજૂર થયો.' એ લોકોનું કહેવું એમ હતું કે તેઓ, જેની વાત ઉપર આવી ગઈ છે એ બધી અમે આપવા ધારેલી સગવડો વિના ચલાવી લેવા તૈયાર હતા, પણ કોઈ પણ જાતનો નવો કર મંજૂર કરવા તૈયાર ન હતા. અમે જોયું કે શહેરની સફાઈ, સડકોનો સુધારો અને કેળવણીની બાબતમાં કશી પ્રગતિ, કશુંયે અમારે કર્યે થઈ શકવાનું નથી. ઘણો વખત આપીને તથા ઘણી મહેનત કરીને અમે કોઈ પણ વાત રજૂ કરતા, એટલે વિરોધી પક્ષ એનો વિરોધ કરતો. એ રીતે કોઈ પણ સારું કામ કરવાનું મુશ્કેલ થઈ પડતું. એટલે બારચાદ મહિના ત્યાં રહ્યા પછી અમે રાજીનામું આપી દીધું. રાજીનામુ આપ્યા સિવાય બીજો કોઈ ઉપાય જ ન હતો; કારણ કે અમારે હાથ કેવળ સમયનો બગાડો જ રહેતો. અમારી મારફતે લોકોને કશો લાભ મળતો ન હતો.

અમારા વખતમાં એક વસ્તુ થઈ—વીજળીની બત્તી. એમાં મ્યુનિસિપાલિટીને ઝાઝું કશું કરવાનું ન હતું. કેવળ રસ્તા પરના જૂના દીવાઓની જગ્યાએ વીજળીની બત્તીઓ લગાવવાની વાત હતી. જેમતેમ કરી લોકોએ એટલી વાત સ્વીકારી લીધી. અમારા વખતમાં વીજળી કંપની જોડે બધી વાટાઘાટ થઈ. અમારા નીકળી ગયા પછી થોડા દિવસમાં વીજળીની બત્તીઓ સળગવા લાગી. બીજી વસ્તુ એ થઈ કે અમે મ્યુનિસિપાલિટીના મહેતરોની હાલત સુધારવાનો થોડોક પ્રયત્ન કર્યો. એક જણ એમના લત્તામાં જઈને એમને મળતો. એમનાં ઘરો તથા બાળકોને સાફ રાખવાની વાતો એમની સાથે કરતો. અઠવાડિયે એક વાર કીર્તન અથવા કથાની ગોઠવણ પણ કરતો અને તે પ્રસંગે પ્રસાદ તરીકે કંઈક મીઠાઈ વહેંચાતી. શરૂઆતમાં એ લાલચે એ લોકો અને ખાસ કરીને બાળકો, કથાકીર્તનમાં આવતા. એમાં જે ખરચ થતું એની ગોઠવણ બહારથી કરવામાં આવતી. તેઓ દારૂ પીવાનું છોડે એ માટે ખાસ પ્રયત્ન કરવામાં આવતો. કંઈક સફળતા મળતી જણાઈ. પણ અમે ત્યાં વધારે વખત રહી ન શક્યા. અમારા નીકળી ગયા પછી ઘણું કરીને એ કામ બંધ થઈ ગયું.

એક ત્રીજું કામ પણ અમે કર્યું. અમે જોયું કે એ લોકો પાસે પૈસા તો આવે છે પણ એનો દુરુપયોગ થાય છે. તેથી કરીને એમની હાલત બહુ ખરાબ હતી. મહેતરોનો પગાર દર મહિને દસથી બાર રૂપિયા હતો. સ્ત્રીઓને પુરુષો કરતાં બે રૂપિયા ઓછો પગાર મળતો હતો. નાના છોકરાઓને મહિને પાંચ રૂપિયા મળતા. આ રીતે એક ઘરમાં જો પુરુષ,

સ્ત્રી અને દસબાર વરસનાં બે બાળકો હોય તો એમને માસિક ત્રીસ રૂપિયાની આવક થતી. એ આવક કોઈ પણ સરકારી, કચેરીના કારકુનના પગાર જેટલી થઈ. પણ કારકુનને ચોખ્ખાં કપડાં અને જોડા પહેરીને કચેરીએ જવું પડે છે, એના ઘરનાં સ્ત્રીબાળકો જાતે કશું કમાઈ નથી શકતાં, કારકુનની આવક ઉપર જ તેમનો આધાર હોય છે, એ બધું જોતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે મહેતરનું કુટુંબ પગારને દિવસે વધારે કમાય છે. એ ઉપરાંત મહેતરોને, જ્યાં એ કામ કરતા હોય છે ત્યાંનાં ઘરોમાંથી, મ્યુનિસિપાલિટીના પગાર ઉપરાંત, કંઈક ને કંઈક મળે છે; વારપરબને દિવસે પણ એને કંઈક આવક થાય છે, છતાં એની હાલત આટલી બધી ખરાબ કેમ રહે છે? અમે એનાં બે કારણો જોયાં. એક તો દારૂનું વ્યસન અને બીજું દેવાનું વ્યાજ. જે દહાડે પગાર વહેંચાતો તે દિવસે શાહુકાર ત્યાં હાજર રહેતો! જે પગાર મળતો એ શાહુકાર જ લઈ લેતો! પોતાની મૂડી અને તેના વ્યાજમાં જ એ આખો પગાર પચાવી પાડતો. તે જ દિવસે ફરી કરજ લઈને મહેતર પોતાનું ગાડું ગબડાવી શકતો. કરજનું વ્યાજ પણ બહુ ભારે આપવું પડતું. એને પરિણામે તે કદાપિ કરજમાંથી ઊંચો આવી ન શકતો. દર મહિને સારીસરખી રકમ વ્યાજમાં ચાલી જતી.

આ નાણાંભીડમાંથી એમને ઉગારવાનો અમે વિચાર કર્યો. તપાસ કરતાં જણાયું કે પગાર મહિનામાં એક વાર મળે છે. એ લોકો મહિનામાં અનેક વાર કટકે કટકે કરજ લે છે અને મહિનાની આખરે એ વ્યાજ સાથે ચૂકવવું પડે છે. અમારી ઇચ્છા એવી હતી કે તેઓ કરજ લેવાનું બંધ કરે પણ તેઓ એ માનવા તૈયાર નહોતા. પગાર વહેંચવાની જગ્યાએ અમે પૈસા ધીરનારાઓને આવતા રોકવાનું કર્યું તો મહેતરો વીફર્યા અને હડતાલ પાડવા તૈયાર થયા! એમનું કહેવું હતું કે એ શાહુકારો મારફત અમારું કામ બહુ સરળતાથી ચાલે છે, એટલે અમે એમને છોડી શકીએ એમ નથી. વળી જ્યાં લગી અમારું કરજ ચૂકવાઈ ન જાય ત્યાં સુધી શાહુકારો અમને છોડશે નહીં. અમે બધું કરજ ચૂકવી આપવા કહ્યું અને સમજાવ્યું કે શાહુકાર પાસેથી રૂપિયા ન લેવામાં એમને ઘણી બચત થાય એમ છે. આટલું પણ એમને ગળે સહેલાઈથી ઊતરે એમ ન હતું. અમે મહિનાની આખરને બદલે પંદરમે દિવસે પગાર ચૂકવી દેવાની ગોઠવણ કરી આપી. અને એમ પણ કહ્યું કે જરૂર પડ્યે, એમને પગારને દિવસે કાપી લેવાની શરતે અમુક રકમ અગાઉથી પણ આપવામાં આવશે. ઘણી માથાફોડ પછી તેઓને ગળે આ વાત ઊતરી અને તેઓ કબૂલ થયા. પરિણામે થોડા જ દિવસ બાદ, જ્યારે એમને આ વ્યવસ્થાનો લાભ

સમજાયો ત્યારે તેઓ ખૂબ રાજી થયા. મ્યુનિસિપાલિટીમાંથી અમારા નીકળી ગયા પછી આ પ્રથા ચાલુ રહી કે નહીં એ હું જાણતો નથી. મ્યુનિસિપાલિટી છોડતાં આ એક વાતનો ખેદ મનમાં રહી ગયો કે હરિજનોની જે થોડીઘણી સેવા કદાચ કરી શકાત એ ન કરી શકાઈ.

અમે લોકો પટના મ્યુનિસિપાલિટીમાં કામ કરી રહ્યા હતા તે અરસામાં બીજા જિલ્લાઓનાં જિલ્લા બોર્ડો તથા મ્યુનિસિપાલિટીઓમાં પણ કૉંગ્રેસી લોકો ચૂંટાયા હતા. ગયાના જિલ્લા બોર્ડમાં અનુગ્રહબાબુ પ્રમુખ થયા હતા એ પહેલાં કહી ગયો. મુંગેર જિલ્લા બોર્ડના પ્રમુખ શાહ મહમદ જુબેર અને ઉપપ્રમુખ શ્રી શ્રીકૃષ્ણસિંહ, છપરા જિલ્લા બોર્ડના પ્રમુખ મજરુલ હક સાહેબ, ચંપારણમાં પહેલાં બેતિયા મ્યુનિસિપાલિટીના અને પછી ચંપારણ જિલ્લા બોર્ડના પ્રમુખ શ્રી વિપિનવિહારી વર્મા, મુજફ્ફરપુર મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી વિંધ્યેશ્વરીપ્રસાદ વર્મા અને ત્યાંના જિલ્લા બોર્ડના પ્રમુખ શ્રી રામદયાલુસિંહ થયા. ભાગલપુર જિલ્લા બોર્ડના પ્રમુખ શ્રી કૈલાસવિહારીલાલ બન્યા. દરભંગામાં પ્રમુખ બાબુ હરિનંદનદાસ અને ઉપપ્રમુખ મિસ્ટર મહમદ શફી (બૅરિસ્ટર) થયા. છોટાનાગપુરના જિલ્લા બોર્ડમાં પ્રમુખ ત્યાંના ડેપ્યુટી કમિશનર જ થઈ શકતા અને ઉપપ્રમુખ બિનસરકારી માણસ થઈ શકતા. એટલે ત્યાં માનભૂમમાં શ્રી જીમૂતવાહન સેન અને હજારીબાગમાં શ્રી રામનારાયણસિંહ ઉપપ્રમુખ થયા. એ રીતે અમારા પ્રાંતનાં અનેક સ્થળોએ આ સ્થાનિક સંસ્થાઓમાં કૉંગ્રેસી લોકોના હાથમાં સત્તા આવી અને તેઓ કામ કરવા લાગ્યા. પટના જેવી મુશ્કેલી બીજે ન હતી. કેવળ છોટાનાગપુરમાં, ઘણી વાર પ્રમુખ અને ઉપપ્રમુખ વચ્ચે ખેંચાખેંચી ચાલ્યા કરતી હતી. આપણા માણસોએ લગભગ બધી જગ્યાએ સારું કામ કર્યું. લોકો ઉપર સારી અસર પડી. પણ મને એ કામથી સંતોષ ન હતો.

ચૂંટણી થયા પહેલાં કૉંગ્રેસીઓ વચ્ચે ઉમેદવારીને માટે અંદર અંદર અદેખાઈ થવા લાગી. પોતાને ઉમેદવાર બનાવવામાં ન આવ્યા એ કારણે કેટલાક જણને માઠું લાગ્યું. કેટલાકે એમ માન્યું કે આપણે સેવા કરી છે અને આ બોર્ડોમાં જગ્યા મેળવવી એ એક રીતે એ સેવાનું ઇનામ છે! એટલે પોતાનો દાવો રજૂ કરતી વખતે તેઓ પોતાની સેવાઓ ગણાવતા! મારા મન ઉપર એની સારી અસર ન થઈ. મેં વિચાર્યું કે હજી તો એક સાવ નાની વાત આપણી પાસે આવી છે એટલામાં તો લોકો પોતાને ઉમેદવાર બનાવે તેને માટે પોતપોતાની સેવાઓની યાદીઓ તૈયાર કરાવી રહ્યા છે તો પછી આગળ જતાં શું થશે! થોડા દહાડાના અનુભવ પછી

મેં કલકત્તાના મોડર્ન રિવ્યુમાં એક લેખ લખ્યો હતો. એમાં મારું નામ નહોતું આપ્યું. પણ એ વખતના મારા વિચારો જાહેર કર્યા હતા. ઘણી જગ્યાઓએ સારું કામ થયા છતાં, અંદર અંદર મન થોડાં ઊંચાં થયાં હતાં. આ બાબતમાં મુંગેરનું જિલ્લા બોર્ડ સાવ ચોખ્ખું રહ્યું. ત્યાં બીજી જગ્યાઓના જેવો અંટસ કદી જોવામાં ન આવ્યો એનો જશ ત્યાંના નેતાઓ અને કાર્યકર્તાઓને છે. જોકે મારો વિચાર આ બોર્ડોની અંદર દાખલ થવાની વિરુદ્ધનો થઈ ગયો, પણ મારા સાથીઓના વિચારો જુદા હતા. એટલે મેં મારા વિચારોને દાબી રાખ્યા. મેં હમેશાં કોંગ્રેસીઓને ચૂંટણીઓમાં ભાગ લેવા દીધો અને તેમને બની શકી એટલી મદદ પણ કરી.

અમે જિલ્લા બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓમાં કામ કરતા હતા તે વખતે બિહારની સરકારે એક બિલ રજૂ કર્યું. એનો સાર એ હતો કે આ બોર્ડોના હિસાબ તપાસનાર સરકારી અન્વેષકો (ઑડિટરો)ને બોર્ડ અથવા બોર્ડના કોઈ અમલદારે જે ખર્ચ કર્યો હોય તે ગેરકાયદે ઠરાવવાનો હક રહેશે. અને જો એને યોગ્ય લાગે તો એવા ગેરકાયદેસરના ખર્ચની રકમને મંજૂરી આપનાર એ અમલદાર અથવા બોર્ડના સભ્યો પાસેથી વસૂલ કરવાનું નક્કી કરી શકશે. ૧૯૨૨માં મ્યુનિસિપાલિટી અને જિલ્લા બોર્ડના કાયદામાં સુધારાવધારા કરવામાં આવ્યા હતા. આ બોર્ડોને પોતાના પ્રમુખ ચૂંટવાનો હક મળ્યો હતો. અને બીજી રીતે પણ લોકોના પ્રતિનિધિઓને થોડા નવા હકો મળ્યા હતા. આ નવા બિલનો હેતુ નવા આપવામાં આવેલા હકો બીજી રીતે ઘટાડી નાખવાનો હતો. સૌથી મોટો વાંધાપડતો મુદ્દો એ હતો કે અન્વેષકને કાયદાની બાબતોમાં ચુકાદો આપવાની સત્તા આપવામાં આવી હતી. એટલે અમારા પ્રાંતના નવા ચૂંટાયેલા સભ્યોને એ વાતો બહુ ખૂંચી. બીજા લોકોને પણ એ ગમી નહીં. બોર્ડો તથા લોકો તરફથી બિલનો સખત વિરોધ થવા લાગ્યો. તથા બોર્ડો સબંધની બીજી બાબતોને વિષે વિચાર કરવા માટે બોર્ડોના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવવાનું ઠર્યું. એ પરિષદ પટનામાં ભરવામાં આવી. સારન જિલ્લા બોર્ડના પ્રમુખ મજરુલ હક સાહેબ એના પ્રમુખ થવાના હતા. મુંગેર જિલ્લા બોર્ડના પ્રમુખ શાહ મહમદ જુબેરે એનું ઉદ્‌ઘાટન કર્યું. મજરુલ હક સાહેબ એકાએક માંદા પડી ગયા એટલે મારે એના પ્રમુખ થવું પડ્યું. આખા પ્રાંતના લગભગ બધા મુખ્ય મુખ્ય જિલ્લા બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓના પ્રતિનિધિઓએ એમાં ભાગ લીધો. આમ, અન્વેષકને સત્તા આપતા બિલને સર્વાનુમતે વખોડી કાઢવામાં આવ્યું. બોર્ડો સંબંધી બીજી કેટલીક બાબતો વિષે પણ વિચાર કરવામાં આવ્યો. એક

બાબત જે એ દિવસોમાં બહુ મહત્ત્વની થઈ પડી હતી તે એ કે જિલ્લા બોર્ડોના એન્જિનિયરો બોર્ડના નહીં પણ પ્રાંતિક સરકારના નોકરો હોય. એનો પણ વિરોધ કરવામાં આવ્યો. કેળવણીના પ્રશ્ન વિષે પણ વિચાર થયો. એમાં એમ કહેવામાં આવ્યું કે પાઠ્યપુસ્તકો નક્કી કરવા માટે જે સમિતિ છે એનું રીતસર સંગઠન થવું જોઈએ અને એમાં બોર્ડના પ્રતિનિધિઓને સ્થાન મળવું જોઈએ. પરિષદે એક નાનકડી સ્થાયી સમિતિ બનાવી. અને આવી જાતના સંમેલનની ઉપયોગિતા અને આવશ્યકતાની ખાતરી થવાથી ફરી પાછા અમુક વખતે ભેળા થવાનું નક્કી કર્યું. મારો ખ્યાલ એવો છે કે અમે બોર્ડમાંથી છૂટા થયા ત્યાર પછી પણ આ પરિષદ વખતોવખત થતી રહી અને બોર્ડ સંબંધી વિષયો ઉપર વિચાર-વિનિમય કરતી રહી.

આ બોર્ડોની ચૂંટણીઓને અંગે એક દુર્ઘટના બની. તેની અસર બહુ ખરાબ થઈ. ૧૯૨૨ની સાલથી જ ઠેકઠેકાણે હિંદુમુસ્લિમ ઝઘડા શરૂ થઈ ગયા હતા. કોઈ ને કોઈ જગ્યાએથી તોફાનના સમાચાર લગભગ રોજ આવતા રહેતા હતા. અમે બહુ મૂંઝાયા કરતા. અમારા પ્રાંતમાં હુલ્લડ ન થવા દેવાનો અમારો સતત પ્રયત્ન રહેતો. છતાં અહીં પણ ઘણી જગાએ હુલ્લડ થયાં. આજે મને એ બધી જગ્યાઓના નામ યાદ નથી અને ક્રમવાર તારીખો પણ આપી શકું એમ નથી એ માટે એ દિવસોનાં છાપાંઓની ફાઈલો ઉથલાવવી જોઈએ. પણ આ હુલ્લડો એટલાં બધાં વધી પડ્યાં હતાં અને એટલી બધી જગાએ ચાલતાં હતાં કે એનો ચેપ ફેલાયા વિના રહે એમ ન હતું. શુદ્ધિ અને તબલીઘ તથા સંગઠન અને તઝીમના પ્રચારે હિંદુમુસ્લિમોના અણબનાવને વધારી મૂક્યો. એમનો એકબીજા વચ્ચેનો મનનો મેલ વધ્યે જ જતો હતો જ્યાં હુલ્લડ થયાં નહોતાં ત્યાંયે કમનસીબે એકબીજા પ્રત્યેનો ભરોસો ચાલ્યો ગયો હતો બીજી બાજુએ તુર્કીએ પોતાને ત્યાંથી ખલીફાને દૂર કર્યો ત્યારે ખિલાફતના મામલામાં સ્વાભાવિક રીતે જ ભોળાશ આવી ગઈ. જેઓ ખિલાફતને અંગે જ કોંગ્રેસમાં દાખલ થયા હતા એવા મુસલમાનો ધીરે ધીરે નીકળી જવા લાગ્યા. ૧૯૨૧-૨૨ની જેમ તેઓ બધી બાબતમાં એકમત રહી શકે એમ નથી એટલું ચોખ્ખું જણાવા લાગ્યું. લોકો ઉપર હુલ્લડોની ખરાબ અસર પડતી હતી. બિહાર જેવા હિંદુઓની બહુમતીવાળા પ્રાંતમાં મુસલમાનોને ચૂંટાવામાં મુશ્કેલી આવવા લાગી.

પટના મ્યુનિસિપાલિટીમાં મોલવી ખુરશેદ હસનેનની ચૂંટણીમાં આવેલી મુશ્કેલીની વાત હું આગળ કહી ગયો છું અહીં અમે ખૂબ મહેનત

કરી. મોલવી સાહેબને કશું કરવા ન દીધું. તેઓ ભારે બહુમતીથી ચૂંટાયા. એવી જ રીતે છપરામાં મજરુલ હક સાહેબની સેવા અને ત્યાગ તથા વ્યક્તિત્વનો ઘણો જ સારો પ્રભાવ હતો. એમ છતાં કેટલાક લોકોએ અડચણો ઊભી કરવાનો પ્રયત્ન કર્યો. પણ ત્યાં મારા મોટાભાઈની ભારે ધાક હતી. ઊભી થયેલી અડચણોને એમણે તરત દબાવી દીધી. હક સાહેબ સહેલાઈથી ચૂંટાઈ ગયા. મુંગેરમાં જુબેર સાહેબની બહુ પ્રતિષ્ઠા હતી. ત્યાં કશી અડચણ ન આવી. મુજફ્ફરપુરમાં મોલવી મહમદ શફીની સેવા અને ત્યાગ કોઈથી ઊતરે એમ ન હતાં, પણ કોંગ્રેસીઓમાં જોઈએ તો સંપ ન હતો અથવા લોકો ઉપર તેઓ બહુ સારી અસર ન પાડી શક્યા. પરિણામે ત્યાં મોલવી શફી હારી ગયા. અમને બધાને બહુ દુઃખ થયું. પણ અમે લાચાર હતા. મોલવી શફી સાહેબના દિલ ઉપર આની અસર થઈ. એ વખતે તો એમણે એ વાત મનમાં દબાવી રાખી, ને કામ કરતા રહ્યા. પણ એનું માઠું પરિણામ પાછળથી, જ્યારે એમણે કોંગ્રેસ તજીને મુસલમાનોની સંસ્થા સ્થાપવામાં પોતાનો વખત આપવા માંડ્યો ત્યારે જણાઈ આવ્યું. એ થોડા દિવસ પછી બન્યુ; પણ એનું મૂળ તો જિલ્લા બોર્ડની ચૂંટણીમાં એમને મળેલી હારમાં નંખાઈ ચૂક્યું હતું. જોકે આ ચૂંટણીઓમાં બની શકે એટલા મુસલમાનોને ચૂંટાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, અને તેઓ સારી સંખ્યામાં ચૂંટાયા પણ ખરા, તોપણ બિહારના મુસલમાનોને લાગ્યુ કે તેઓ પૂરતા પ્રમાણમાં ન ચૂંટાયા. આવી બાબતમાં ભરોસો એ મોટી વસ્તુ હોય છે. અને તે વગર કારણે પણ ઓછો થઈ જાય એમ બને. આ વાત લખતી વખતે મારી પાસે એ ચૂંટણીઓના પરિણામના આંકડાઓ નથી; પણ હું માનું છું કે મુસલમાનો પ્રત્યે કશો અન્યાય થયો ન હતો. હા, ક્યાંક ક્યાંક તેઓ વત્તાઓછા ચૂંટાયા હોય અથવા ખાસ ખાસ માણસો ન ચૂંટાયા હોય એવું બન્યું હશે, પણ આખા પ્રાંતમાં નજર કરતાં જણાશે કે તેઓ ચૂંટાય તેને માટે કોંગ્રેસવાળાઓએ જેટલી થઈ શકે એટલી સખત મહેનત કરી હતી અને તેઓ સફળ પણ નીવડ્યા હતા. છતાં ઘણા મુસલમાનોનો વિશ્વાસ ડગી ગયો, અને એનું ખરું પરિણામ પાછળથી થોડા વખત પછી જણાયું.

# બંગાળમાં દમન, સ્વરાજપક્ષ સાથે સમાધાન અને બેલગામ કૉંગ્રેસ

ઉપવાસ પૂરા થયા પછી ગાંધીજીનો થોડોક વખત તબિયત સુધારવામાં ગયો. તેઓ કોહાટ જવાને સારુ અધીરા થઈ રહ્યા હતા. પણ સરકારે એમને ત્યાં જવાની રજા ન આપી. એ જ અરસામાં સરકારે એક નવું ચક્ર ગતિમાન કર્યું. બંગાળના ક્રાંતિકારી લોકો ફરી પાછા કાવતરાં કરવા લાગ્યા છે અને જ્યાં ત્યાં એમની મારફતે ખૂનો કરવામાં આવે છે એમ કહીને તેણે એક નવો ઑર્ડિનન્સ કાઢ્યો. ઉેનું ખૂન તથા કેટલાક બીજા બનાવોના દાખલા ટાંકીને એ ઓર્ડિનન્સની જરૂર બતાવવામાં આવી. અને તેની સાથે સાથે એક દિવસ બંગાળમાં શ્રી સુભાષચંદ્ર બોઝ તથા બીજા અનેક કાર્યકર્તાઓને પકડી લેવામાં આવ્યા. દેશબંધુ દાસને પણ પકડવામાં આવશે એવી અફવા થોડા દિવસ આગળથી સંભળાતી હતી, પણ તેમને પકડ્યા નહીં. એ ઑર્ડિનન્સ અને પકડાપકડીને લીધે આખા દેશમાં હોહા મચી. બધા લોકો ખળભળી ઊઠ્યા, લિબરલો પણ એથી બહુ ગુસ્સે થયા. સ્વરાજ પક્ષવાળાઓના ધારવા મુજબ તો એ ઑર્ડિનન્સ ખાસ કરીને એમના ઉપર લાગુ કરવાને બનાવવામાં આવ્યો હતો; કારણ કે એમણે બંગાળમાં ને મધ્ય પ્રાંતમાં પ્રધાનમંડળને તોડી પાડ્યું હતું તથા એક રીતે તો ત્યાં નવી યોજનાનો અમલ થઈ શકતો નહોતો. મહાત્માજીને પણ એ ઑર્ડિનન્સને લીધે ઘણો રોષ ચડ્યો. એમણે દેશબંધુ દાસ અને પંડિત મોતીલાલજી સાથે તરત સમાધાન કરી દીધું. આખા દેશમાં સભાઓ ભરાઈ. બધા મોટામોટા નેતાઓએ છાપામાં પોતપોતાનાં નિવેદનો આપ્યાં અને એમાં સરકારના કામની સખત ટીકા કરવામાં આવી. પટનામાં પણ એક મોટી સભા થઇ. એમાં બધા વિચારના અને બધા પક્ષના લોકોએ ભાગ લીધો. તેમાં બંગાળમાં ચાલતી દમનનીતિ વિષે કડક ટીકાઓ થઈ. મેં એ સભામાં જુસ્સાદાર ભાષણ આપ્યું.

ગાંધીજીના સમાધાનનો આશય એ હતો કે કૉંગ્રેસ વિદેશી કાપડના બહિષ્કાર સિવાયના બીજા અસહકાર બંધ રાખે અને જુદી જુદી સંસ્થાઓ કૉંગ્રેસની અંદર રહીને જુદી જુદી જાતનાં કામ કરે; પણ રેંટિયા અને

ખાદીનો પ્રચાર કરવો, પરસ્પરનો, ખાસ કરીને હિંદુમુસલમાન વચ્ચેનો, હેળમેળ અને સંપ વધારવો, તથા હિંદુઓ વચ્ચેની આભડછેટ દૂર કરવાનું કામ કરવું એ સૌની ફરજ ગણાય. પ્રાંતિક તથા કેંદ્રીય ધારાસભાઓમાં સ્વરાજ પક્ષ કોંગ્રેસના અંગરૂપ બનીને કોંગ્રેસ તરફથી કામ કરે અને માટે તે પોતાના નિયમો બનાવી લે, તથા પોતાને માટે પૈસા ઉઘરાવે અને ખર્ચ પણ કરે. વળી, એમ જોવામાં આવ્યું છે કે જ્યાં લગી સૂતર કાંતવાનું કામ ઘેરેઘેર થાય નહીં ત્યાં સુધી કાપડની બાબતમાં હિંદુસ્તાન પગભર થઈ શકવાનું નથી તેથી, તથા રેંટિયો કાંતવો એ ભારતની પ્રજા તથા કોંગ્રેસી લોકો વચ્ચે સંબંધ જોડનારો એક જીવતોજાગતો અને ચોખ્ખો દેખાઈ આવે એવો ઉપાય છે એ કારણે, રેંટિયા તથા ખાદીના પ્રચારને માટે કોંગ્રેસની નિયમાવલીમાં એવો સુધારો કરવામાં આવે કે અઢાર વરસથી નીચેની ઉંમરનો, રાજદ્વારી પ્રસંગોએ અને કોંગ્રેસના અધિવેશનને સમયે તથા કોંગ્રસનું કામ કરતી વખતે હાથે કાંતેલી અને હાથે વણેલી ખાદી ન પહેરનાર, ને દર મહિને પોતાના હાથના કાંતેલા સૂતરનું બે હજાર વાર સારું સૂતર, અને માંદગી, લાચારી અથવા એવી જાતના બીજા કોઈ કારણને લઈને બીજા કોઈના હાથે કાતેલું એટલું જ સૂતર કોંગ્રેસ કમિટીને ન આપનાર કોંગ્રેસનો સભ્ય થઈ શકે નહીં. આનું પરિણામ એ આવતું હતું કે સ્વરાજ-પક્ષને કોંગ્રેસને નામે ધારાસભાનું કામ કરવાનો હક મળી જતો હતો. પણ કોંગ્રેસના સભ્ય બનવાને માટે હવે ચાર આનાના પૈસાને બદલે બે હજાર વાર પોતાના હાથનું કાંતેલું સૂતર, માંદગી તથા લાચાર સ્થિતિમાં બીજા પાસેથી ખરીદીને આપવું પડતું હતું. આ સમાધાન અખિલ હિંદ મહાસભા સમિતિ તથા બેલગામ કોંગ્રસની મંજૂરીને માટે રજૂ થવાનું હતું.

બંગાળના દમન વિષે તથા આ સમાધાન ઉપર વિચાર કરવાને સારુ મૌલાના મહમદઅલીએ મુંબઈમાં મહાસમિતિની બેઠક બોલાવી અને એ સાથે એમણે દેશના બીજા પક્ષોના લોકોને પણ બંગાળની સ્થિતિ વિષે બધા મળીને વિચાર કરવા આમંત્રણ આપ્યાં ગાંધીજી પહેલેથી બધા પક્ષોને ફરી પાછા કોંગ્રેસમાં આવવાને પ્રોત્સાહન તથા આમંત્રણ આપવામાં આવે એવો પ્રયત્ન કરી રહ્યા હતા. સરકારનું પગલું એ પ્રયત્નમાં ભારે મદદરૂપ નીવડયું. મુંબઈમાં એક મોટું સંમેલન ભરાયું, તેમાં બધા પક્ષના લોકોએ ભાગ લીધો. મુંબઈના સર દિનશા પિટીટ એના પ્રમુખ થયા. એના પહેલા ઠરાવમાં સરકારની દમનનીતિની ઝાટકણી કાઢવા સાથે સ્વરાજની માગણી કરવામાં આવી. બીજા ઠરાવ દ્વારા એક સમિતિ નીમવામાં આવી અને તેને આદેશ અર્પાયો કે તે બધા રાજકીય પક્ષોને કોંગ્રેસમાં કઈ રીતે દાખલ કરી શકાય

એમ છે એનો વિચાર કરે, અને સ્વરાજનો એક ખરડો તૈયાર કરે. એમાં હિંદુમુસ્લિમ અને એવા બીજા પ્રશ્નોનો પણ રાજકીય દૃષ્ટિએ ઉકેલ હોય તથા માર્ચની ૩૧મી સુધીમાં સમિતિ પોતાનો રિપોર્ટ તૈયાર કરે અને એપ્રિલ મહિને ફરી વાર પરિષદની બેઠક બોલાવવામાં આવે. આ સર્વપક્ષી પરિષદની વિશેષતા એ હતી કે એમાં કોંગ્રેસ — જેમાં સ્વરાજપક્ષ સામેલ હતો તે — ઉપરાંત બીજા લગભગ બધા રાજકીય પક્ષ અને મુસ્લિમ-લીગવાળાઓએ – સૌએ ભાગ લીધો હતો. આ પરિષદની કામગીરીથી આખા દેશમાં નવો ઉત્સાહ આવ્યો. હવે બધા લોકો ફરી પાછા એકસાથે મળીને નહીં તોયે, એક ધ્યેય — સ્વરાજ્યની પ્રાપ્તિ — માટે પોતપોતાના વિચાર પ્રમાણે પ્રયત્ન કરવા માંડશે એવી આશા બંધાવા લાગી

એ જ વખતે મહાસમિતિની બેઠક મળી. એમાં ગાંધીજી અને સ્વરાજ પક્ષ વચ્ચે થયેલું સમાધાન મંજૂર કરવામાં આવ્યું. નાફેરવાદીઓમાં ઘણા એવા હતા જેઓને એ સમાધાન ગમતું ન હતું. ખાસ કરીને, સ્વરાજપક્ષને ધારાસભાઓમા કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે બોલવાનો અધિકાર આપવામાં આવ્યો હતો, એ બાબતમાં એમનો વિરોધ હતો. લોકોની ઇચ્છા હતી કે જો એમને એ અધિકાર આપવામાં આવે તો એના ઉપર કોંગ્રેસનો અંકુશ રહે. ગાંધીજી એ અંકુશનો ભાર વહોરવા માગતા ન હતા. ઘણી ચર્ચા પછી એ સમાધાન મંજૂર થયું.

આ બંને સંમેલનોએ ગાંધીજીને માટે રસ્તો સાફ કર્યો. તેઓ અંદર અંદરની ફાટફૂટને લીધે દુઃખી હતા તે મોટે ભાગે દૂર થઈ. જે કંઈ વિરોધ બાકી રહ્યો હતો તે પણ દૂર કરવાનો રસ્તો ખૂલ્યો. બેલગામ કોંગ્રેસના અધિવેશન માટે તેઓ પ્રમુખ ચૂંટાયા હતા, પણ એમણે હજુ એ મંજૂર રાખ્યું ન હતું. આ સંમેલનો પછી એમણે એ મંજૂર રાખ્યું. એવી આશા સેવાતી હતી કે કોંગ્રેસ વખતે બીજા પક્ષોવાળાઓ પણ પોતાના વાર્ષિક અધિવેશનો બેલગામમાં ભરશે જેથી ફરી એક વાર બધા લોકોને ભેગા મળીને વાતચીત કરવાની તક મળે. પણ એવું બન્યું નહીં. કેવળ શ્રીમતી એની બેસંટે કોંગ્રેસમાં દાખલ થઈ જવાનું નક્કી કર્યું ને પોતાના અનુયાયીઓ સાથે તેઓ બેલગામ આવ્યાં.

ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં નિયમ પ્રમાણે બેલગામમાં અધિવેશન ભરાયું. કોંગ્રેસને લીધે ત્યાંના લોકોમા ભારે ઉત્સાહ હતો. શ્રી ગંગાધરરાવ દેશપાંડે વૃદ્ધ હોવા છતાં જુવાનની પેઠે ઘોડા પર સવાર થઈને ચોમેર આંટાફેરા કરતા તથા બધી ગોઠવણ ને કામકાજની જાતે દેખરેખ રાખતા નજરે પડતા હતા. અધિવેશનની સાથે હમેશાં પ્રદર્શન હોય છે. બેલગામમાં

સંગીતસંમેલન પણ ભરાયું. તેમાં કર્ણાટકના મુખ્ય મુખ્ય કલાકારો આવેલા. મૈસૂરના દરબાર પાસેથી એને સારી પેઠે મદદ મળી હતી. મૈસૂરના કલાકુશળ વિદ્વાનોને દરબાર તરફથી મોકલવામાં આવ્યા હતા. તેઓમાં સૌથી પ્રખ્યાત શ્રી શેષન્નાજી હતા. તેઓ વીણાના આચાર્ય લેખાતા હતા. જ્યારે હાજર રહેલા કોંગ્રેસ પ્રતિનિધિઓને વખત મળ્યો ત્યારે એમણે બહુ જ સરસ દક્ષિણી — ખાસ કરીને કર્ણાટકી — સંગીત સંભળાવ્યું. એક દિવસ ગાંધીજીની ઝૂંપડીમાં એમણે પોતાની વીણાનો ચમત્કાર બતાવ્યો.

## ૬૧

## બોધિગયાનું મંદિર

ત્યાં એક વિશેષ બનાવ એ બન્યો કે કોંગ્રેસની પાસે સિલોનથી દાક્તર હેસિયસ પરેરાની આગેવાની નીચે બૌદ્ધો તરફથી એક મંડળ આવ્યું. એણે એવી માગણી કરી કે બોધિગયાનું બુદ્ધમંદિર બૌદ્ધોના તાબામાં સોંપી દેવાનું જોઈએ. ગયા કોંગ્રેસ વખતે પણ બ્રહ્મદેશથી ભિક્ષુ ઉત્તમાની આગેવાનીમાં લગભગ એક સો ભિક્ષુઓનો એક મોટો સંઘ આવેલો. બ્રહ્મદેશ હિંદુસ્તાન સાથે જ હતો. ત્યાં પણ કોંગ્રેસ સમિતિ હતી. એ લોકો એના પ્રતિનિધિ બનીને આવેલા. એમને માટે એ 'એક પંથ ને દો કાજ' જેવું હતું — કોંગ્રેસ જોવી અને બોધિગયામાં બુદ્ધ ભગવાનના દર્શન કરવા. કોંગ્રેસનું સ્થળ પણ બોધિગયાના રસ્તા ઉપર હતું. એ વખતે, અને કોકાનાડા કોંગ્રેસ પછી પણ, કંઈક એ જાતની ચર્ચાઓ થયેલી અને મને આ બોધિગયા સંબંધી માગણી બાબત તપાસ કરવાનો આદેશ મળેલો. પણ હું એ કામ કરી શક્યો ન હતો. બેલગામમાં પ્રતિનિધિમંડળે એ સવાલ કોંગ્રેસ આગળ મૂકવાનો ઇરાદો રાખેલો. એમની સાથે વાતચીત કરી ગાંધીજીએ આ બાબતમાં તપાસ કરીને રિપોર્ટ કરવા માટે હું ઇચ્છું તેને મારી સાથે લેવાના અધિકાર સાથે એ કામ મને ફરીથી સોંપ્યું. આથી એ લોકોને સંતોષ થયો. લાલા લાજપતરાયને બહુ ડર હતો કે પરદેશી બૌદ્ધોને એ મંદિરનો કબજો આપવામાં આવે તો સંભવ છે કે એ જગ્યા પરદેશી કારસ્થાનોનું કેંદ્ર બની જાય અને આંતરરાષ્ટ્રીય ગૂંચવણો ઊભી થાય.

મેં કોંગ્રેસમાંથી પાછા ફર્યા પછી તપાસનું કામ શરૂ કર્યું. એક નાનકડી સમિતિ રચાઈ. એમાં શ્રી વ્રજકિશોરપ્રસાદ, દાક્તર કાશીપ્રસાદ

જાયસવાલ અને શ્રી રામોદારદાસ (જેઓ પાછળથી રાહુલ સાંકૃત્યાયન બન્યા) સભ્ય હતા. તપાસ શરૂ થઈ ત્યારે સિલોનથી શ્રી ગુણસિંહ આવ્યા. થોડાક દહાડા બિહારમાં રહીને એમણે સમિતિના કામમાં બૌદ્ધો તરફથી મદદ કરી. મેં સૌ પહેલાં હિંદુઓનો વિચાર જાણવાનો પ્રયત્ન કર્યો. એ માટે પટનામાં બે સભાઓ બોલાવવામાં આવી, પણ એમાં સંતોષકારક હાજરી ન હતી, એટલે એ સભાના ઠરાવનું કંઈ વિશેષ મહત્ત્વ નહોતું. નસીબ જોગે એ વખતે મુજફ્ફરપુરમાં હિંદુ-મહાસભાનું અધિવેશન થવાનું હતું. એના પ્રમુખ લાલા લાજપતરાય હતા. હું ત્યાં ગયો. બોધિગયાના મહંત તરફથી પણ કેટલાક જણ એ સભામાં આવેલા. સભાએ એક ઠરાવ કર્યો. તેમાં હિંદુઓ અને બૌદ્ધોની સંયુક્ત સમિતિના હાથમાં મંદિરના કારભારનો બોજો સોંપવાની સલાહ આપવામાં આવી. પણ એની સાથે એમ પણ નક્કી કરવામાં આવ્યું કે આ વાતનો પૂરેપૂરો વિચાર કરવાને, અને બની શકે તો મહંતને મનાવી લેવાને વાસ્તે એક સમિતિ બનાવવામાં આવે. એના સભ્યો પણ મજકૂર ચાર સદ્‌ગૃહસ્થો બન્યા. એ ઉપરાંત એક બીજા સદ્‌ગૃહસ્થ તથા બોધિગયાના મહંતને પણ સભ્ય બનાવવામાં આવ્યા. પણ જ્યારે સમિતિનું કામ શરૂ થયું ત્યારે એ બંને સદ્‌ગૃહસ્થો એમાં આવ્યા નહીં. આમ હિંદુમહાસભા અને કૉંગ્રેસ તરફથી અમે ચાર જણાઓએ રિપોર્ટ તૈયાર કર્યો. તે સાથે અમે એવી ભલામણ કરી કે બોધિગયાના મંદિરની વ્યવસ્થાનું કામ હિંદુઓ અને બૌદ્ધોની સંયુક્ત સમિતિ હસ્તક સોંપવામાં આવે — ત્યાંની પૂજા-અર્ચાની ગોઠવણ બૌદ્ધવિધિ મુજબ કરવામાં આવે અને સાથે સાથે હિંદુઓનો પણ દર્શન અને પૂજા કરવાનો હક કાયમ રહે.

જોકે એ બૌદ્ધોનું મુખ્ય તીર્થસ્થાન છે, છતાં એ મંદિરનો આખો કારભાર ગયાના શૈવ મહંતના હાથમાં છે. હિંદુઓ પણ બુદ્ધદેવને પોતાના મુખ્ય દશ અવતારોમાંના એક માને છે. છતાં હિંદુઓમાં એમની પૂજા પ્રચલિત નથી. કેટલીક જગ્યાએ તો એમની નિંદા પણ કરવામાં આવી છે. એટલે ત્યાં પૂજાની જે થોડીઘણી વ્યવસ્થા હતી એ એવા મહત્ત્વના જાત્રાધામને છાજે એવી ન હતી. પૂજાનો યોગ્ય પ્રબંધ બૌદ્ધો જ કરી શકે એ બૌદ્ધોની ફરિયાદ અમને સાચી લાગી. એટલે સમિતિએ પોતાની તરફથી એ જાતની ભલામણ કરી. અમે મહંતને પણ મળ્યા અને મંદિરનો બંદોબસ્ત સમિતિને હસ્તક સોંપવાની તેમની સંમતિ મેળવવાની કોશિશ કરી. અમે એ સમિતિમાં એમને પણ એક સભ્ય તરીકે લેવા વિચાર્યું. મંદિરમાં આવતા ચડાવામાંથી જે કંઈ આવક

થતી હોય એટલું વળતર આપવાની વાત પણ અમે એમને કરી. પરંતુ તેઓ કોઈ રીતે સંમત ન થયા. એમનું કહેવું એમ હતુ કે તેઓ કંઈ લાભ મેળવવાની લાલચને લીધે મંદિર ઉપર પોતાનો હક રાખવા નથી માગતા; કારણ કે મંદિરમાં જેટલું ખરચ થાય છે તેટલું પણ હમેશાં ચડાવા તરીકે આવતુ નથી, અને જે કંઈ આવે છે એ એટલું થોડું આવે છે કે પોતાની મોટી જમીનદારીની સરખામણીમા એનો કંઈ હિસાબ નથી. અને એ વાત સાચી છે. એ મઠની આવક લાખોની છે, ત્યારે મંદિરમાથી વરસ આખામા માડ હજાર બે હજાર મળતા હશે પણ તેઓ એમ માનતા હતા કે મંદિર ઉપર એમનો હક હોવાથી એમની બહુ ભારે પ્રતિષ્ઠા છે, જે દૂરના દેશો સુધી પહોચેલી છે. તેઓ એ છોડવા ઇચ્છતા ન હતા અમે એમને ઘણું સમજાવ્યુ કે તેઓ અમારી વાત માનશે તો એમની પ્રતિષ્ઠા ઘટવાને બદલે ઘણી વધી જશે, પણ એમને ગળે એ વાત ન ઊતરી. અમારો પ્રયત્ન નિષ્ફળ નીવડયો અમે માત્ર ભલામણ કરીને એ આખો સવાલ એનો યોગ્ય સમય પાકે ત્યા સુધીને માટે એમનો એમ રહેવા દીધો.

એ રિપોર્ટ અખિલ હિંદ મહાસભાસમિતિ આગળ રજૂ કરવામા આવ્યો ને તે મંજૂર પણ થયો પરંતુ આજ સુધી એ કામ પાર ઉતારી શકાયુ નથી. હમણા ઘણા વરસો બાદ જ્યારે કૉંગ્રેસનુ પ્રધાનમંડળ થયું ત્યારે સિલોનથી વળી એક પ્રતિનિધિમંડળ આવ્યુ. એણે એ જ માગણી રજૂ કરી હું એ દિવસોમાં માદો હોઈ મારે ગામ જીરાદેઈમાં જઈને રહ્યો હતો. એટલે એ લોકો જીરાદેઈ આવ્યા. વડાપ્રધાનને પણ મળ્યા. મહંત કોઈ રીતે માનતા જ નહોતા. એટલે કાયદાથી જ કંઈક કરી શકાય એમ હતું. આ સબધી કાયદો કરાવવાની ગોઠવણ કરવા મેં વડાપ્રધાનને લખ્યુ. તેઓ આ સબધમાં વિચાર અને વાટાઘાટ પણ કરવા લાગ્યા. પણ જાતજાતની જંજાળોમા ફસાયેલા રહેવાને લીધે આ વાતને તેઓ આગળ ધપાવી ન શકયા. અને પ્રધાનમડળે રાજીનામાં આપ્યાં ત્યારે પણ આ બાબત જ્યાંની ત્યા લટકતી રહી. આજે પણ હુ માનું છું કે એ મંદિરના કારભારની જવાબદારી અને તેના અધિકાર બૌદ્ધોને સોપી દેવા જોઈએ એ જ ન્યાય્ય છે. તથા હિંદુઓ પણ બુદ્ધદેવને અવતાર માને છે તેથી વ્યવસ્થાપક સમિતિમાં હિંદુઓ પણ હોવા જોઈએ. આ સબધમા એક બીજી વાત પણ જણાવવા જેવી છે. સિલોનમાં એક પ્રખ્યાત મંદિર છે. એનું નામ કતરગામા છે. ત્યાંના હિંદુઓ કહે છે કે એ હિંદુઓનુ મંદિર છે અને બૌદ્ધોએ એના ઉપર કબજો કરી લીધો છે. જ્યારે

આ વાત ચાલી રહી હતી ત્યારે સિલોનના હિંદુઓ તરફથી મારી પાસે કાગળો ને તારો આવ્યા કરતા હતા કે જ્યાં સુધી એ લોકો કતરગામા મંદિર ઉપર હિંદુઓનો હક સ્વીકારે નહીં ત્યાં સુધી બોધિગયાના મંદિર ઉપર આપણે પણ બૌદ્ધોનો હક સ્વીકારવો નહીં. જો વાત આગળ વધી હોત તો કદાચ આ સંબંધમાં પણ કંઈક થઈ શકત. પણ એ વખત જ ન આવ્યો. એ વાત અધ્ધર જ રહી.

અહીં ૧૯૨૫ની વાત લખતાં લખતાં આ વિષયની ચર્ચાને અંગે હું ૧૯૩૯ સુધી ચાલ્યો આવ્યો; કારણ કે આ વાત એક જગ્યાએ સામટી આપી દેવી એ જ ઠીક હતું.

## ૬૨

## બેલગામ પછીના કેટલાક બનાવો

બેલગામ કૉંગ્રેસમાં સ્વરાજપક્ષ સાથે થયેલું સમાધાન મંજૂર રાખવામાં આવ્યું. ગાંધીજી એ વાતે કબૂલ થતા જણાયા કે જેટલે અંશે રાજનૈતિક બાબતો સાથે લેવાદેવા છે તેટલે અંશે એમાં સ્વરાજપક્ષ જ કર્તાહર્તા રહે અને એ ઇચ્છે તો પોતાને મન ફાવતી કાર્યવાહકસમિતિ પણ બનાવી લે; પણ ખાદીપ્રચાર અને રચનાત્મક કામમાં તેઓ પૂરી મદદ આપે અને એ કામનું સુકાન અમારા — ગાંધીજીના — હાથમાં રહેવા દે. આ જ નીતિ મુજબ કૉંગ્રેસના બંધારણમાં સુધારો કરવામાં આવ્યો. કૉંગ્રેસના સભ્ય થવા માટે ચાર આનાનું લવાજમ આપવાને બદલે પોતાના હાથનું કાંતેલું સૂતર આપવાનું મંજૂર કરવામાં આવ્યું.

ગાંધીજી જેલમાંથી છૂટ્યા ત્યારથી એમણે ખાદીપ્રચાર ઉપર ખૂબ જ ભાર મૂક્યો હતો. હું પણ મારા પ્રાંતમાં રચનાત્મક કામમાં, ખાસ કરીને રાષ્ટ્રીય કેળવણી અને ખાદીપ્રચારમાં લાગી ગયો હતો. ૧૯૨૪ના ડિસેમ્બરમાં પટનામાં એક પ્રદર્શન ભરવામાં આવ્યું. એમાં રેંટિયાના અને રેંટિયા પર કાંતીને તૈયાર કરવામાં આવેલી દરેક જાતની ખાદીના નમૂના બતાવવામાં આવ્યા. એ પ્રદર્શનને મેં રાજકારણથી અલગ રાખ્યું. સૂતર કેવી રીતે અને કેવું તૈયાર થઈ શકે છે અને ખાદીપ્રચારથી ગરીબોને કેટલો લાભ થાય છે, એ બધું પ્રદર્શનમાં આવીને જોવા સૌને આમંત્રણ આપ્યું. અનેક મોટા મોટા સરકારી અમલદારો પણ આવ્યા. એમણે

ખાદીની પ્રગતિ જોઈ. એવા આવનારાઓમાં પટના હાઈ કોર્ટના ચીફ જસ્ટિસ સર ડાસન મિલર મુખ્ય હતા. એ ઉપરાંત હિંદુસ્તાની અને અંગ્રેજી જજો, બિહારના ગવર્નરની કાઉન્સિલના સભ્ય સર હ્યુ મેકફરસન તથા બીજા કેટલાયે ઊંચા હોદ્દા ધરાવતા અમલદારો આવ્યા. કાંતણની હરીફાઈ થઈ એમાં મલખાચક-ગાંધી-કુટીર (સારન)ના બે છોકરાઓને પહેલું ઇનામ મળ્યું. તેઓ શ્રી રામવિનોદસિંહના નાના ભાઈઓ હતા. એમની કાંતવાની ગતિ દર કલાકે આશરે છસો વાર જેટલી હતી. આ બે યુવકોમાંના એક તે દાક્તર સત્યનારાયણસિંહ, જેમણે પાછળથી યુરોપમાં જઈને અભ્યાસ કર્યો અને ત્યાંથી દાક્તરની ડિગ્રી લઈ આવ્યા તથા હિંદીમાં અનેક ગ્રંથોના લેખક થયા. બારીક સૂતર કાંતનારાઓએ ત્રણસો આંક સુધીનું સૂતર કાંતી બતાવ્યું. એ વખત સુધીમા જેટલી પ્રગતિ થઈ હતી તેનો હેવાલ મેં મારા ભાષણમાં લોકો સમક્ષ રજૂ કર્યો. મારું ધારવું છે કે એથી તેમને બહુ સંતોષ થયો. ઇનામ આપવાનું કામ ચીફ જસ્ટિસનાં પત્ની લેડી મિલરે કર્યું.

બેલગામમાં જે પ્રદર્શન ભરાયું તે ખુલ્લું મૂકવાનું માન મને મળ્યું. એનું કારણ કદાચ એ હશે કે અમારા પ્રાંતમાં ખાદીનું કામ સારું ચાલી રહ્યું હતુ. પ્રદર્શનમા બીજી કળાઓના નમૂનાઓ પણ બતાવવામાં આવ્યા હતા પણ મેં મારા ભાષણમાં મોટે ભાગે ખાદી વિષે જ કહ્યું. જો પ્રચારકોનો અને પૈસાનો તોટો ન હોય તથા લોકો ખાદી ખરીદે, તો આખા દેશને માટે થોડા જ વખતમાં ઠીક ઠીક ખાદી તૈયાર કરી શકાય એમ છે, એ વાત ઉપર મેં ભાર મૂક્યો.

એ જ વર્ષે એક નાનકડો બનાવ બન્યો. મારે સારુ એ એક પુણ્યસ્મરણ છે. પટના યુનિવર્સિટીના પદવીદાન સમારંભ વખતે સર જગદીશચંદ્ર બોઝ દીક્ષાંત ભાષણ કરવા આવેલા. મેં એમને બિહાર વિદ્યાપીઠમાં આવવાનું નિમંત્રણ આપ્યુ. જ્યારે હુ કલકત્તામાં પ્રેસિડેન્સી કૉલેજમાં ભણતો હતો ત્યારે દાક્તર બોઝે મને ભણાવ્યો હતો. પણ એ તો બહુ પહેલાંની વાત હતી; અને બી. એસસી. કે એમ એ. જેવા ઊંચા વર્ગોમાં નહીં પણ કૉલેજના પહેલા વર્ષમાં મને એમની પાસે ભણવાનું સદ્ભાગ્ય મળેલું એટલે મારે વિષે એમને કંઈ યાદ હશે અથવા તેઓ મને વિશેષે ઓળખતા હશે એમ હું નહોતો ધારતો. પણ જ્યારે મેં જાણ્યું કે હું તેમને બરાબર યાદ હતો એટલું જ નહીં પણ એમનુ મારા ઉપર વહાલ પણ હતું ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. તેઓ ખુશીથી વિદ્યાપીઠમાં આવ્યા. ત્યાં પ્રોત્સાહન આપનારું એક સુંદર ને તેજસ્વી ભાષણ આપ્યુ. મેં ધન્યતા

અનુભવી. એ જ પ્રેમ અને વિશ્વાસનો પરિચય એમણે પોતાના મરણના થોડા વખત અગાઉ મને આપ્યો. બિહારમાં દારૂનિષેધ માટે એમણે એક મોટી રકમ આપી અને એના વ્યાજની આવક ખરચવાની જવાબદારી મને સોંપી. તેઓ જેમ વિજ્ઞાનના પંડિતોમાં શિરોમણિ હતા તેમ સાચા દેશભક્ત અને ત્યાગી પણ હતા. દારૂનિષેધનું કામ મારી દેખરેખ નીચે ઝરિયામાં ૧૯૪૨માં હું જેલમાં આવ્યો ત્યાં સુધી ચાલતું રહ્યું.' લેડી અબલા બોઝ મને પૈસા મોકલ્યા કરતાં હતાં. જ્યારે હું જેલમાં આવ્યો અને કામ કરવાવાળાઓને પણ દમનમાં પકડી લેવામાં આવ્યા ત્યારે મારી પાસે જે પૈસા બચ્યા હતા, એ મેં લેડી બોઝ તથા ટ્રસ્ટીઓને પાછા મોકલી આપ્યા. આમ કરવાની જરૂર એટલા માટે પડી કે બેંકમાં મારા નામનાં જેટલાં ખાતાં હતાં એમાંથી પૈસા ઉપાડવાની સરકારે બંધી કરી દીધી હતી. એટલે પછી પૈસા વગર અને ખાસ કરીને મારી ગેરહાજરીમાં કામ અટકી પડવાનું હતું. મેં વિચાર્યું કે મારી જવાબદારી ઉપર પૈસા રહેવા દેવા એ ઠીક નથી, ખાસ એટલા માટે કે અમે ક્યાં લગી જેલમાં રહેશું એનું કંઈ ઠેકાણુ ન હતું. મેં લખાણુ કર્યું એટલે સરકારે એ ખાતામાંની રકમ એમને મોકલી આપવાની રજા આપી. હવે આશરે સોળ મહિના સુધી જેલમાં રહ્યા પછી જ્યારે આ વાત લખી રહ્યો છું ત્યારે વિચારતાં મને લાગે છે કે મેં એ પૈસા પાછા વાળવાનો નિર્ણય કર્યો એ ઠીક જ કર્યું. ખેદ કેવળ એ વાતનો રહ્યો કે આચાર્ય બોઝ મહાશયની ઇચ્છા હું પૂરી કરી ન શક્યો; પણ એમાં મારો કંઈ વાંક નથી. હિંદુસ્તાનમાં રાજકારણ એવી વસ્તુ છે કે એમાં પડેલા માણસને બીજાં અનેક જરૂરી અને મહત્ત્વનાં કામ જતાં કરવાં પડે છે. જોકે સરકારે આજ કોંગ્રેસ પ્રધાનમંડળની દારૂનિષેધની નીતિને ઊંધી વાળી દીધી છે અને ઝરિયામાં, જ્યાં આ પૈસાથી કામ ચાલી રહ્યું હતું, ત્યાં ફરી પાછું દારૂનું વેચાણ થવા લાગ્યું છે, તોપણ મને ખાતરી છે કે અમને જ્યારે ફરી પાછી તક મળશે ત્યારે, એમની (આચાર્ય બોઝની) ઇચ્છા પૂરી કરવામાં આવશે.

અહીં એક બીજો બનાવ પણ જણાવી દેવો અયોગ્ય નહીં ગણાય. ખાદીનું કામ કરનારાઓમાં શ્રી બ્રહ્મનસિંહ કરીને એક યુવક હતા. સારન જિલ્લાના ગોપાલગંજ પરગણાના કેથવલિયા ગામના તેઓ રહીશ હતા. તે બહુ ભાવનાશાળી હતા. તેઓ મુખત્યાર કામની પરીક્ષા માટે તૈયારી કરી રહ્યા હતા. પણ દેશનું આહ્વાન સાંભળીને પરીક્ષાનો વિચાર જતો કરી તેઓ ખાદીના કામમાં લાગી ગયા હતા. ઘરના તવંગર ન હતા. તેમની આવક ઘણી ઓછી હતી. પોતાને ખરચે એમણે ખાદી અને રેંટિયાનો

પ્રચાર આરંભ્યો. પોતાની જમીન તથા પત્નીનાં ઘરેણાં પણ એમણે વેચી નાખ્યાં. એટલું કર્યા પછી એમણે ખાદી બોર્ડને પોતાની સ્થિતિ જણાવી. એ બોર્ડ તરફથી એમને મદદ આપવાનું નક્કી થયું. એટલામાં તેઓ માંદા પડ્યા. એમનામાં ચિત્તભ્રમનાં ચિહ્‌ન દેખાવા લાગ્યાં. તેઓ વારંવાર કહેતા કે મને સાપ કરડવાનો છે. આખો વખત રેંટિયાનાં અને ખાદીનાં ગીત ગાયા કરતા. કેટલીક વાર ગુસ્સે પણ ભરાતા. એટલે લોકોએ એમને એક ઘરમાં પૂરી રાખ્યા હતા. એક દિવસ રાત્રે તેઓ બૂમાબૂમ કરીને કહેવા લાગ્યા કે, સર્પ આવી પહોંચ્યો છે અને હું એની સાથે લડી રહ્યો છું. શરૂઆતમાં લોકોએ એને ગાંડપણનો બકવાદ માન્યો. પણ જ્યારે લોકોએ જઈને જોયું તો ખરેખર એક ઘઉંવર્ણો ઝેરી સાપને એમના હાથમાં ઝાલી રાખેલો દીઠો. એ સાપ એમને ઘણી જગ્યાએ કરડ્યો હતો. એમણે સાપને મારી નાખ્યો, પણ તેઓ પોતે એના ઝેરને લીધે થોડી વાર પછી મરી ગયા.

શ્રી બબ્બનસિંહની સ્ત્રીએ એમની માંદગીના પડેલા દિવસથી અન્ન લેવાનુ છોડી દીધુ હતું. જ્યારે ચોવીસમે દિવસે તેઓ ગુજરી ગયા ત્યારે તેણે નાહીધોઈને સતી થવાની ઇચ્છા જાહેર કરી. લોકોએ તેને સતી ન થવા દીધી. બબ્બનસિંહના શબને અગ્નિસંસ્કાર કરવા લઈ ગયા. તેમની પત્નીએ પાછળ જવા બહુ પ્રયત્ન કર્યો પણ લોકોએ તેને જબરજસ્તીથી ઘરમાં પૂરી દીધી. એ વખતે એ શાંત થઈ ગઈ. ત્યારથી એ ચૂપ થઈને પોતાના ઘરના એક ખૂબ અંધારા ખૂણામાં રહેવા લાગી. એ ખૂણામાં થોડુંક રૂ અને ખાદી રાખેલાં હતાં. ત્રણચાર દિવસ પછી એક રાત્રે તે પોતાના ઓરડામાં સૂવા ગઈ. બબ્બનસિંહના બે ભાઈઓ બહારના ઓરડામાં સૂતા હતા. કોઈને કશો વહેમ પડ્યો ન હતો. સવારે એ ન ઊઠી ત્યારે લોકોને વહેમ ગયો. લોકોએ ઓરડીમાં જઈને જોયુ તો જણાયું કે રામસૂરત (એ બાઈનું નામ) એક હાથમાં ગીતા લઈને તથા બીજા હાથનો ટેકો દઈને બેઠી છે. હાથ અડાડીને શરીર તપાસતાં જણાયુ કે પગના અંગૂઠાથી માંડીને છાતી સુધીનું શરીર બળીને ભસ્મ થઈ ગયેલું અને બાકીનો ભાગ જેમનો તેમ છે. વાંસા ઉપર લટકતા લાંબા વાળ થોડા બળી ગયા હતા, પણ આંખોની પાંપણ ઉપર બળ્યાનું કશુ નિશાન ન હતું. એના શરીર પાસે બંને બાજુએ ત્રણચાર ફૂટના જ અંતરે ખાદી અને રૂ જેમનાં તેમ પડ્યાં હતાં! ઘરમાં બાળવાનાં થોડાંક લાકડાં પડ્યાં હતાં તે અદૃશ્ય થયાં હતાં; પણ તે એના શરીરને બાળીને રાખ કરી શકવાને પૂરતાં નહોતાં. એ રીતે એ દેવીએ પોતાના સતીત્વનો પરચો આપીને પોતાનો દેહ છોડ્યો. આ

બનાવની ખબર મળતાં હું ત્યાં ગયો. ત્યાંના લોકોએ જે કંઈ વાતો જણાવી તે મેં છાપાંમાં આપી. બનાવ વિચિત્ર હતો. એમાં કાંઈક ચમત્કાર પણ જરૂર હતો. ઘણા માણસો એ સ્થાનનાં દર્શન કરવા આવ્યા હતા. મેં પોતે પણ એના ઘરવાળાઓને આશ્વાસન આપ્યું અને એ સાધ્વીનું સ્થાનક જોઈને ધન્ય થયો.

## ૬૩

# દેશબંધુ દાસનો સ્વર્ગવાસ

દેશબંધુ દાસની તબિયત બેલગામ કૉંગ્રેસ વખતથી જ બગડવા માંડેલી. તેઓ થોડો વખત પટનામાં પોતાના ભાઈ શ્રી પ્રફુલ્લરંજન (પી. આર.) દાસની સાથે આવીને રહ્યા હતા. એ વખતે ઘણી વાર મેં એમને મળવા જવાનું રાખેલું. એમણે રેંટિયો ચલાવવાનું શીખવા માંડેલું. મને કહ્યું કે તમે પોતે શીખવો અથવા શીખવવા માટે કોઈ માણસને નક્કી કરી આપો. આ સંબંધે વાત કરતાં એમણે જણાવ્યું કે આવી જાતના કામમાં અમારો હાથેય નથી ચાલતો અને બુદ્ધિ પણ બરાબર કામ આપતી નથી. જો મારે માથે આવી પડે તો કદાચ હું મારી પોતાની પેટીનું તાળું પણ સરખી રીતે ઉઘાડી ન શકું. મેં ઘણા દિવસ સુધી એમને કાંતતાં શીખવ્યું. પછી જ્યારે મારે ક્યાંક બહાર જવું પડ્યું ત્યારે એ કામ માટે એક બીજા મિત્રે એમની પાસે જવાનું રાખેલું. પટનામાં એમની સાથે રાજકારણની વાતો પણ થયા કરતી. એ દિવસોમાં લૉર્ડ બર્કનહેડ હિંદીવજીર નિમાયા હતા. એમ તો એ કટ્ટર કૉન્ઝરવેટિવ (રૂઢિચુસ્તપક્ષના) અને પાકા સામ્રાજ્યવાદી હતા; પણ દેશબંધુ દાસનું માનવું હતું કે તેઓ પ્રતિભાશાળી અને એકલચરા સ્વભાવના પણ છે, એટલે સંભવ ખરો કે હિંદુસ્તાનના સંબંધમાં તેઓ કંઈક કરી જવા ઇચ્છતા હોય. એ અંગે અંદરઅંદર કદાચ કંઈક વાટાઘાટો પણ ચાલી. એમને ભારે આશા હતી કે એ વખતે જરૂર હિંદ અને ઇંગ્લંડ વચ્ચે શાંતિ સ્થપાય એવું કંઈક બનશે. તેઓ એટલે સુધી કહેતા કે જો મારી આશા બર્કનહેડ પાસે પૂરી નહીં થાય તો પછી આપણી પાસે દેશને ઊંચે આણવા માટે ગાંધીજીના રેંટિયા સિવાય બીજું કશું રહેતું નથી.

પહેલાં કહેવાઈ ગયું તેમ ૧૯૨૩ની ચૂંટણીઓમાં સ્વરાજપક્ષે ભાગ લીધો હતો. દિલ્હીની કૉંગ્રેસની ખાસ બેઠકે એને માટે છૂટ આપી હતી;

પણ એણે ધારાસભાના કાર્યક્રમને પોતાના હાથમાં લીધો નહોતો. એટલે સ્વરાજપક્ષની એ ચૂંટણીઓમાં કૉંગ્રેસની મદદ વડે મળી શકત એટલી સફળતા નહોતી મળી. એમ છતાં બંગાળ અને મધ્ય પ્રાંતમાં એમની સારી જેવી સંખ્યા ધારાસભામાં પહોંચી ગઈ હતી. એ જ પ્રમાણે, મધ્યસ્થ ધારાસભામાં, દિલ્હીમાયે એક ખાસી સંખ્યામાં સ્વરાજપક્ષના લોકો ચૂંટાયા. જોકે મનધારી સફળતા ન મળી તોપણ કાઉન્સિલોમાં કેટલાક સારા સારા માણસો પહોંચી ગયા. એમણે ત્યાંના કામકાજમાં એક નવી પદ્ધતિ અને નવી દૃષ્ટિ દાખલ કરી. મધ્ય પ્રાંતમાં તો સ્વરાજપક્ષવાળાઓની બહુમતી હતી. ત્યા એમણે બજેટ તથા મંત્રીઓના પગારને નામંજૂર કરી દીધાં. ગવર્નરને લાચાર થઈને પ્રધાનોને કાઢવા પડ્યા અને સર્વ સત્તા પોતાના હાથમાં લેવી પડી. એ જ રીતે જોકે બંગાળમાં એમની બહુમતી ન હતી તોપણ દેશબંધુ દાસના વ્યક્તિત્વ અને પ્રયત્નને લીધે ત્યાંનું પ્રધાનમંડળ પણ તૂટી પડ્યું. બંગાળના ગવર્નરને પણ સર્વ સત્તા પોતાના હાથમા લેવી પડી. મધ્યસ્થ ધારાસભામાં પંડિત મોતીલાલજી સ્વરાજપક્ષના નેતા હતા. બીજા પક્ષો અને બીજા વિચારવાળાઓ સાથે મળીને ત્યા પણ બજેટ નામંજૂર કરવામા આવ્યુ. વાઈસરૉયને પોતાની ખાસ સત્તા વાપરીને એ મંજૂર કરવું પડ્યું. આ પરિપાટી બે વરસ લગી ચાલતી રહી. બંગાળમાં દેશબંધુએ દમન સંબંધી આવેલા ખરડાને પણ નામંજૂર કરાવી દીધો. દેશના લોકો ઉપર આ બધી વાતની અસર સારી પડી. પરંતુ સરકારી અમલદારવર્ગ એટલો જ ખીજે ભરાયો હતો. મહાત્માજીએ જે સમાધાન કર્યું તેનાં કારણોમાનું સ્વરાજપક્ષની આ સફળતા પણ એક મુખ્ય કારણ હતુ પણ ઝાઝા દહાડા લગી આવી ઢબનું કામકાજ ટકી નહીં શકે એમ સ્પષ્ટ જણાતુ હતું. મધ્યસ્થ ધારાસભામાં બીજા પક્ષો સાથે મળીને જે એક પક્ષ બનાવવામાં આવ્યો હતો તે ધીમે ધીમે નબળો પડીને તૂટી ગયો. સ્વરાજપક્ષ બીજા પક્ષોથી છૂટો પડી ગયો. મધ્ય પ્રાંતમાં પણ અંદર ને અંદર સ્વરાજપક્ષવાળાઓ વચ્ચે જ પ્રધાનમંડળ બનાવવાની ઘુસપુસ ચાલવા લાગી, જેમાં વરાડ પ્રાંતના કેટલાક સભ્યો એ વાતને ખાસ ટેકો આપનારા હતા. આ બધું જોઈને દેશબંધુ દાસ, જેઓ અનુભવી તેમ જ દીર્ઘદર્શી પણ હતા, વિચારી રહ્યા હતા કે આ વખતે જો ઇંગ્લંડ સાથે આબરૂભેર કંઈક સમાધાન થઈ જાય તો બહુ સારું.

સરકારે નવા ઑર્ડિનન્સો અને ૧૮૧૮ના રેગ્યુલેશન પ્રમાણે પકડાપકડી કરીને દેખાડી આપ્યુ હતું કે કોઈ પણ જાતના ક્રાંતિકારીઓને તે જામવા દેવા નથી માગતી. આ નવા ઑર્ડિનન્સો અને એ પકડાપકડીઓ

જેના વડા પ્રધાન રામસે મેકડોનલ્ડ હતા એ મજૂરપક્ષની મંજૂરીથી જ થયેલાં. ચૂંટણીઓમાં મજૂરપક્ષના હારી જવાથી રૂઢચુસ્તપક્ષનું પ્રધાનમંડળ બન્યું હતું લૉર્ડ બર્કનહેડ એમાં હિંદીવજીર બન્યા હતા. દેશબંધુ દાસ એમની પાસેથી જ આશા રાખતા હતા. એટલા માટે દેશબંધુએ પોતાની જાણ પ્રમાણે રસ્તો પણ ચોખ્ખો કરી આપ્યો. દેશબંધુ જાણતા હતા કે અંગ્રેજોને વહેમ છે કે બંગાળનો સ્વરાજપક્ષ અને દેશબંધુ અંદરખાને ક્રાંતિકારીઓને મદદ કરે છે. ગોપીનાથ સાહા વિષેના એમના સિરાજગંજવાળા ઠરાવને લીધે અંગ્રેજોના દિલનો એ વહેમ વધારે પાકો થયો હતો. દેશબંધુએ વિચાર્યું કે જ્યાં લગી અંગ્રેજોના દિલમાં એ વહેમ કાયમ રહેશે ત્યાં સુધી તેઓ કોઈ પણ જાતનું સમાધાન કરવાના નથી. અંગ્રેજો સાથે વાતચીત કરતાં એ વાત એમના જાણવામાં આવી હતી. એટલે એમના મનમાંથી એ વહેમ દૂર કરવો જરૂરનો જણાયો. એક નિવેદન બહાર પાડીને એમણે ચોખ્ખેચોખ્ખું જણાવ્યું કે જેમાં ખૂનો કરવાનું ઉચિત ગણાય એ નીતિને, કોંગ્રેસે કે સ્વરાજપક્ષે કદી ટેકો આપ્યો નથી અને સ્વરાજપક્ષના અભિપ્રાય પ્રમાણે એવાં ખૂન સ્વરાજપ્રાપ્તિના માર્ગમાં વિઘ્નરૂપ થઈ પડે છે. એટલે પહેલાં પણ કોંગ્રેસ અને સ્વરાજપક્ષે એ નીતિને કદી ટેકો આપ્યો નથી ને હવે પણ કોઈ રીતે આપી શકે એમ નથી. તેની સાથે સાથે જ એમણે સ્વરાજપક્ષની વિઘ્ન નાખવાની નીતિનું સમર્થન કર્યું અને સમાધાન દ્વારા કંઈક નિર્ણય કરીને સત્તા સોંપવામાં ન આવે ત્યાં લગી એ નીતિ ચાલુ રાખવાનું પણ જણાવી દીધું. એ નિવેદનના પહેલા ભાગથી અંગ્રેજોને સંતોષ થયો; તે એટલે સુધી કે લૉર્ડ બર્કનહેડે પણ એ વિષે પોતાનો સંતોષ જાહેર કર્યો; પણ સાથે સાથે જ એમણે એમ પણ કહ્યું કે બંધારણોના અમલમાં હિંદીઓએ સહકાર આપવો જોઈએ. જ્યારે તેઓ એમ કરશે ત્યારે જ રાજકીય પ્રગતિ થઈ શકવાની છે. એમ છતાં દેશબંધુ દાસ મુદ્દલ નિરાશ ન થયા. એ દિવસોમાં ફરીદપુરમાં બંગાળ રાજકીય પરિષદ ભરાવાની હતી. એના પ્રમુખ દેશબંધુ ચૂંટાયા હતા.

એ અરસામાં ગાંધીજીએ બંગાળનો પ્રવાસ કર્યો. પ્રાંતિક પરિષદમાં (ફરીદપુર) તેઓ પણ ગયા. દેશબંધુ દાસે પોતાના ભાષણમાં એ વિચારો અને એ આશા પ્રગટ કર્યાં. પણ એમની આશા પાર ન પડી! એમની તબિયત દિવસે દિવસે બગડતી જ ગઈ. તેઓ દાર્જીલિંગ ગયા. મહાત્માજી પણ ત્યાં ગયા. તેઓ બંને દાર્જીલિંગમાં હતા ત્યારે હું જલપાઈગુરી સુધી ગયો હતો. મારો ઉદ્દેશ ગાંધીજીને બંગાળથી બિહાર લાવવાનો હતો.

એટલે હું ત્યાં સુધી ગયો પણ મારી તબિયતને કારણે હું પહાડ ઉપર ન ગયો. મથુરાપ્રસાદજીને ગાંધીજી પાસે મોકલ્યા. મહાત્માજી તૈયાર થયા, પણ એ દરમ્યાન દેશબંધુ દાસનું અચાનક અવસાન થયું. એમના અકાળ અવસાનથી આખા દેશમાં ગમગીની ફેલાઈ ગઈ. એમનું શબ કલકત્તા લાવવામાં આવ્યું. ત્યાં અપૂર્વ દૃશ્ય જોવામાં આવ્યું. એમની સ્મશાનયાત્રામાં અસંખ્ય લોકો જોડાયા બીજી કોઈ સ્મશાનયાત્રામાં ભાગ્યે જ કદી આટલા બધા લોકો જોડાયા હશે. મહાત્માજી પણ કલકત્તે પહોંચી ગયા. તેઓ દેશબંધુસ્મારકને માટે ફાળો એકઠો કરવાના તથા બંગાળના રાજદ્વારી નેતાઓની સાથે મળીને ત્યાંની પરિસ્થિતિની ગૂંચવણો ઉકેલવાના કામમાં પરોવાઈ ગયા. એટલે કેટલાક દિવસ સુધી તેઓ બિહાર ન આવી શક્યા.

## ૬૪

## સમાજસુધારો

એ જ અરસામાં મારા ઘરમાં બે લગ્ન હતાં. એક મારી નાની ભત્રીજી રમાનું લખનૌના શ્રી વિદ્યાદત્તરામની સાથે, અને બીજું મારા મોટા દીકરા મૃત્યુંજયનું શ્રી બ્રિજકિશોરપ્રસાદજીની નાની દીકરી વિદ્યાવતી સાથે. લખનૌની જાન બારે ભપકાથી આવેલી માણસો કંઈ ઝાઝા ન હતા, પણ બહુ આબરૂદાર કુટુંબના હોવાને કારણે એ લોકોનો ઠાઠ બહુ હતો. બધી સગવડ અમારે કરવી પડેલી. મોટાભાઈએ ઘણો બંદોબસ્ત કર્યો હતો બાબુ હરિજીએ આ લગ્ન નક્કી કરવામા ઘણી મદદ કરેલી એ લોકો એમના નજીકના સગા હતા કોઈને કશી ફરિયાદ રહી જાય એવું અમે નહોતા થવા દેવા માગતા, એટલે ઉતારા માટે તંબૂઓની અને ખાવાપીવાની ઉત્તમ વ્યવસ્થા કરી હતી. એથી સાવ ઊલટું મૃત્યુંજયનું લગ્ન અત્યંત સાદાઈથી કરવામાં આવ્યું. અમે તો અમારા ઘરના ત્રણ દીકરાઓમાના કોઈના લગ્નમાં કશો ચાલ્લો કે કરિયાવર લીધેલા નહી; પણ ત્રણે દીકરીઓનાં લગ્નમા અમારે સારી પેઠે કરિયાવર આપવા પડેલા. એક જગ્યાએ તો અમારે પરાણે અમારી મરજી ઉપરાંત વધારે આપવુ પડેલું. આ બાબતમાં અમને હમેશા કડવા અનુભવો થયા છે. અમારા સમાજમાં ઘણા કુરિવાજો છે. જ્યાં સુધી એ મટે નહીં ત્યાં સુધી દીકરીનો જન્મ અને એને પરણાવવાની ખટપટ બંને અમારે સારુ ત્રાસદાયક જ નીવડવાના છે.

કાયસ્થોમાં, ખાસ કરીને શ્રીવાસ્તવો અને અમ્બષ્ઠોમાં ઘણા સુધારાની જરૂર રહેલી છે.

કાયસ્થ પરિષદ (અખિલ ભારતીય)નો જન્મ લગભગ કોંગ્રેસની સાથે જ થયેલો છે. મારો ખ્યાલ છે કે ઘણુ કરીને એની પહેલી બેઠકમાં દીકરીના બાપ પાસેથી જાતજાતના અનેક નામે ચાંલ્લા ને કરિયાવર (પહેરામણી) લેવાની પ્રથા ઘણી જ ખરાબ છે, અને તે અટકાવવી જોઈએ એ વાત ઉપર ભાર મુકાયેલો. મોટે ભાગે દરેક બેઠકમા એ આશયના ઠરાવો પસાર કરવામાં આવ્યા છે. પણ પરિષદના જે કર્તાહર્તા હોય છે એમાંના ઘણા પોતે જ એ ઠરાવની અવગણના કરતા. ઘણા તો એવા નીકળ્યા છે કે જેમણે પરિષદ દ્વારા મેળવેલી પ્રતિષ્ઠાનો ઉપયોગ વધારે ચાંલ્લો અને વધારે કરિયાવર પડાવવામા કર્યો છે. પરિષદના પ્રમુખ બન્યા કે એના ઊચા હોદ્દેદાર થયા એટલે કાયસ્થોમાં એમની ઇજ્જત ઘણી વધી ગઈ, અને તેથી તેમણે વધારે પૈસા ઉઘરાવ્યા! એટલે કાયસ્થ પરિષદ, બીજી બધી જ્ઞાતિપરિષદોમાં જૂનામાં જૂની હોવા છતાં પોતાના ધ્યેયને પહોંચવામાં ઝાઝી સફળ નથી થઈ

૧૯૨૬માં હુ કલકત્તાથી પટનામાં વકીલાત કરવા માટે આવ્યો તેના થોડા દિવસ પછી કેટલાક કાયસ્થ મિત્રોએ મારી પાસે એક પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરાવી. એનો આશય એવો હતો કે દીકરાના લગ્નમા સીધી કે આડકતરી રીતે કોઈ પણ નામે દીકરીના પિતા કે બીજા સગાઓ પાસેથી એકાવન રૂપિયાથી વધારે અમે નહીં લઈએ. મારો વિચાર પહેલેથી જ એ મતનો હતો. એટલે મે તો રાજી થઈને એ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરી આપી. મોટાભાઈ પણ આ બાબતમાં બહુ આકરા મતના હતા. તેઓ તો એમ પણ માનતા હતા કે જે જે માણસ ચાંલ્લો કે કરિયાવર વધારે લે અથવા લગ્નપ્રસંગે નાચતમાસામાં પૈસા ઉડાવે એની જાનમાં જવું જ ન જોઈએ. એટલે અમારે એ શરતો કબૂલ રાખવામાં કંઈ મુશ્કેલી ન હતી. ત્રણમાની મારી બે ભત્રીજીઓનું લગ્ન એ પહેલાં જ થઈ ચૂક્યું હતુ. એમાં અમારે ચાંલ્લો-કરિયાવર આપવા પડેલા. હવે કેવળ એક જ દીકરીને પરણાવવાની હતી. પણ દીકરા ત્રણ હતા, જેમાંના કોઈનાં લગ્ન થયાં ન હતાં. એટલે જ્યા આપવાનો સવાલ હતો ત્યાં અમને નુકસાન ગયુ અને જ્યાં લેવાની આશા રાખી શકાય એમ હતું ત્યાં પણ અમે પ્રતિજ્ઞા લઈને એ રસ્તો બંધ કરી દીધો! પણ એ અમે જોઈ વિચારીને કર્યું. એ પ્રતિજ્ઞાને લઈને ત્રણ દીકરાઓના લગ્ન નવી રીતે, ચાંલ્લા-કરિયાવર તેમ જ નાચતમાસા વિના થયાં, પણ અમારે ત્રણે દીકરીઓનાં લગ્ન

કન્યાપક્ષના હોવાને કારણે ચાંલ્લો-કરિયાવર આપવા પડ્યા. અમારા સમાજમાં દીકરીના પિતા અને વાલીઓને જે ત્રાસ વેઠવો પડે છે એ બધો ત્રાસ અમારે પણ વેઠવો પડ્યો.

ત્યાર પછી, એ વરસની આખરે (૧૯૨૫ના ડિસેમ્બરમાં) કાયસ્થ પરિષદની જૌનપુરની બેઠક માટે હું પ્રમુખ ચૂંટાયો ત્યારે મેં એ પદ એટલા માટે સ્વીકાર્યું કે કદાચ ત્યાં જઈને કંઈ નહીં તો આ કુપ્રથાને અટકાવવામાં તો કંઈક સફળ થઈ શકું. એ પરિષદમાં બે ઠરાવો—જૂના હોવા છતાં—મહત્ત્વના થયા. એક ચાંલ્લો અને કરિયાવર સંબંધે હતો જેમાં અમે પ્રતિજ્ઞાને વધારે સખત બનાવી દીધી હતી એ જ ઠરાવમાં, એક બીજી પ્રતિજ્ઞા પણ ઉમેરવામાં આવી કે જ્યાં ઉપલા ઠરાવનું ઉલ્લંઘન થતું હોય એવા લગ્નમાં ન જવું. બીજામાં કાયસ્થોના જુદા જુદા વર્ગો અને શાખાઓ વચ્ચે રોટીબેટીવ્યવહાર શરૂ કરવાની વાત ઉપર ભાર મુકાયો. હું જાણું છું ત્યાં સુધી ચાલ્લો અને પહેરામણીની પ્રથા તો એ પછી પણ ચાલુ રહી. કદાચ એ ચાલુ રહેશે પણ ખરી; કારણ કે આજના યુવકો તો પરણવાની શરતોમાં ક્યાંક ક્યાંક પોતાના ભણતર સારુ અને ખાસ કરીને પરદેશના ભણતર સારુ ખરચો માગે છે અથવા બીજી કંઈ માગણીઓ પોતે જ રજૂ કરે છે. એટલે જૂના વિચારનાં ડોસાંડગરાં મરી પરવારશે ત્યારે આ સુધારાનો રસ્તો મોકળો થશે, એવી આશા પણ રાખી શકાય એમ નથી. કારણ કે ભવિષ્યની આશા જેમના ઉપર રાખી શકાય એમાંના ઘણા તો જૂના લોકો કરતાયે વધારે વેપારી વૃત્તિ સેવતા સિદ્ધ થતા જાય છે. પણ કાયસ્થોમાં પેટાજાતિઓ વચ્ચે લગ્ન થવા લાગ્યાં છે એ સંતોષની વાત છે. હવે દીકરા કે દીકરીનું લગ્ન બીજી કોઈ શાખાના વંશમાં કરવું એ યોગ્ય અને ગ્રાહ્ય છે એ વાત સ્વીકારતાં કોઈને સંકોચ નથી થતો. હવે તો નાની ઉંમરની વિધવાઓનાં લગ્ન પણ થાય છે. એ વેળા લગી આ સંબંધમાં મારા વિચારો સ્પષ્ટ થયા નહોતા, પણ ત્યાર પછી મેં પણ માની લીધું કે વિધવાવિવાહ ખાસ કરીને, નાની ઉંમરની વિધવાઓના, કર્યા વિના ચાલે એમ નથી જ. એવાં કેટલાંક લગ્નોમાં મેં સંમતિ અને પ્રોત્સાહન આપ્યું છે.

# બિહારમાં ગાંધીજીનો પ્રવાસ અને ધારાસભાની ચૂંટણીઓ

બેલગામ કૉંગ્રેસે, કૉંગ્રેસના બંધારણમાં ફેરફાર કરીને કૉંગ્રેસના સભ્ય બનવા માટે પૈસાના બદલામાં બે હજાર વાર સૂતર આપવાનું અને કૉંગ્રેસના પ્રસંગોએ ખાદી પહેરવાનુ ફરજિયાત કરવાનું સમાધાન સ્વીકાર્યું હતુ. કેટલાક લોકો એની સખત વિરુદ્ધ હતા. કૉંગ્રેસ બહારના માણસો જેઓ કૉંગ્રેસમાં દાખલ થશે એવી આશા રાખવામા આવતી હતી તેઓ તો એની વિરુદ્ધ હતા જ. કૉંગ્રેસની અંદર પણ એવી એક ટોળી હતી જે એનો ચોખ્ખો વિરોધ કરી રહી હતી. સ્વરાજપક્ષે એ સમાધાન સ્વીકાર્યું હતુ ખરું; પરંતુ એના કેટલાક મુખ્ય સભ્યો એવા હતા જેમણે સાચી દાનતથી એનો કદી સ્વીકાર કર્યો ન હતો. બેલગામ પછી પણ એવી ચર્ચા ચાલતી રહી કે સૂતર અને ખાદીની શરત કરીને કૉંગ્રેસે પોતાનું ક્ષેત્ર ઘણુ વધારે સાંકડું કરી નાખ્યુ છે એટલે હવે એના સભ્યોની સંખ્યા સાવ ઘટી જવાની છે. ગાંધીજીને ઉમેદ હતી કે બધા એકઠા મળીને જો પ્રયત્ન કરશે તો ઘણા રેંટિયા ચાલુ થઈ જવાના છે, અને જો કૉંગ્રેસના સભ્યોની સંખ્યા ઘટી જશે તોપણ જે બાકી રહેશે એ પાકા અને કામ કરનારા હશે, તથા એમના ઉપર પૂરો ભરોસો મૂકી શકાશે. પણ ગાંધીજીની એ આશા ફળી નહીં. ઘણી મહેનત કર્યા છતા કૉંગ્રેસના સભ્યોની સંખ્યા ખૂબ ઘટી ગઈ. એ જોઈને ગાધીજી વિચારમા પડી ગયા, ને પછી એમણે એવો વિચાર રજૂ કર્યો કે જો સ્વરાજપક્ષવાળાઓ ઇચ્છશે તો તેઓ એમને સમાધાનીની સૂતરની શરતમાંથી મુક્ત કરશે અને કૉંગ્રેસની સભાસદ–ફી તરીકે સૂતરને બદલે સૂતર અથવા ચાર આના મંજૂર રાખશે. ગાધીજી એટલી હદ સુધી જવાને તૈયાર ન હતા કે સૂતરની વાતો સાવ જ ઉડાડી મૂકવામાં આવે તથા જે કેટલાક ઇચ્છતા હતા તેમ ખાદીની શરત પણ પડતી મૂકવામાં આવે. એમણે પંડિત મોતીલાલજી સાથે વાતો કરી. એમ નક્કી થયુ કે બંધારણમાં ફરી પાછો સુધારો કરવો અને તે સાથે એમ પણ ઠરાવવુ કે ખાદીના કામમાં જે રૂપિયા રોકાયેલા છે એ એ જ કામમાં રહેવા દેવા તથા ખાદીપ્રચારને માટે એક જુદી સંસ્થા સ્થાપવી, જે કૉંગ્રેસનું અંગ રહેવા છતાં પણ સ્વતંત્ર રહે. અને સ્વરાજપક્ષને કૉંગ્રેસનો રાજકીય કાર્યક્રમ ચલાવવાનો પૂરેપૂરો અધિકાર આપવો.

થોડા દિવસ પછી મહાત્મા ગાંધી બંગાળનું કામ પતાવીને બિહારને પ્રવાસે આવ્યા બિહારના પ્રવાસનો આરંભ છોટાનાગપુરથી કરવામાં આવ્યો. એનું ખાસ કારણ એ હતું કે બિહાર પ્રાંતિક રાજકીય પરિષદની વાર્ષિક બેઠક એ વર્ષે પુરુલિયામા શાહ મહમદ જુબેરના પ્રમુખપદે થનારી હતી. ત્યાના લોકોએ ભારે ઉત્સાહપૂર્વક બધી તૈયારીઓ કરી હતી. છોટાનાગપુરમા પ્રાંતિક પરિષદની એ પહેલી જ બેઠક થવાની હતી. મહાત્માજી પણ ત્યા પધારે એવી એ લોકોની ઇચ્છા હતી ગાંધીજીએ એનો સ્વીકાર કર્યો એટલે એક રીતે એમની યાત્રા ત્યાથી શરૂ થઈ. પણ તે અગાઉ મહાત્માજી એક વાર જમશેદપુર આવી ગયા હતા ત્યાના મજૂરસંગઠનમાં દેશબંધુ દાસ રસ લેતા હતા ત્યા યુનિયન (સંઘ) પણ સ્થપાયુ હતું, પણ હજુ લગી તાતા કંપનીએ એ યુનિયનને સ્વીકાર્યું ન હતું આ વખતે દેશબંધુ દાસ પછી, શ્રી દીનબંધુ ઍન્ડ્રૂઝ એ યુનિયનના પ્રમુખ ચૂટાયા હતા. એમના આગ્રહને વશ થઈને મહાત્માજીએ ત્યા જવાનું કબૂલ્યુ હતુ. કંપનીના મૅનેજિંગ ડાયરેક્ટર શ્રી ડી. ડી તાતા પણ ત્યા પહોચ્યા. કંપની તરફથી મહાત્માજીનુ ત્યા ખૂબ સ્વાગત થયુ હુ પણ ગાધીજીની સાથે હતો એ દિવસ લગી ત્યા રોકાઈને એમણે કારખાનું પણ ઝીણવટથી જોયુ. ડાયરેક્ટરો સાથે પણ વાતો કરી. એને પરિણામે તાતા કંપનીએ યુનિયનને માન્ય રાખ્યુ અને મજૂરસભ્યોના પગારમાથી કાપીને યુનિયન માટેનુ લવાજમ ભેગું કરી આપવાનું પણ વચન આપ્યુ, તથા બીજી જે ફરિયાદો હતી એ દૂર કરવામા આવી. બધી રીતે એ પ્રવાસ બહુ સફળ નીવડ્યો.

પુરુલિયાની પરિષદ બહુ ધામધૂમથી થઈ. મહાત્માજી મુબઈ તરફથી આવ્યા. અમે એમને રીનીમા મેલ ટ્રેનમાથી ઉતાર્યા. વખત બચાવવાને સારુ ત્યાથી એમને પુરુલિયા સુધી એક સ્પેશ્યલ ટ્રેનમા લઈ આવ્યા. પરિષદની વિશેષતા એ હતી કે સાથે એક મઝાનું પ્રદર્શન ભરવામાં આવ્યુ હતું અને ગાધીજીએ એ ખુલ્લું મૂક્યું હતું. પરિષદનું કામ પતાવીને ગાધીજીએ છોટાનાગપુરની યાત્રાનો આરંભ કર્યો તેઓ આખા પ્રાંતની મુસાફરી કરી શકશે એવી આશા હતી મેં જોયુ છે કે ગાધીજી જ્યારે મુસાફરી કરવા નીકળે છે ત્યારે લોકોની પ્રબળ ઇચ્છા રહે છે કે, વધારેમા વધારે જગ્યાએએ એમને લઈ જવામા આવે, જેથી ત્યાની જનતા એમના દર્શનનો લાભ લઈ શકે. એક રીતે એ સ્વાભાવિક પણ છે; ક્યાક ક્યાક તો એનો કોઈ હિસાબ જ રહેતો નથી. મારે કબૂલ કરવુ જોઈએ કે—ભલેને પોતાની ઇચ્છાથી કે મિત્રોના દબાણથી—હું પણ એ વૃત્તિનો શિકાર બનેલો છુ અમારે ત્યા જે કાર્યક્રમ ઘડવામાં આવ્યો એ અતિશય ભરચક

બની ગયો હતો. મહાત્માજીની તબિયત અનેક મહિનાઓના પ્રવાસને લીધે પહેલેથી જ નબળી પડી ગઈ હતી; તે એ ભાર સહન કરી શકી નહીં. અમે પ્રવાસને બે ભાગમાં વહેંચી નાખ્યો હતો. પહેલામાં છોટાનાગપુર અને બીજામાં બિહારના બીજા જિલ્લાઓ રાખેલા. છોટાનાગપુરની યાત્રા પૂરી કરીને પટનામાં મહાસમિતિની બેઠક માટે થોડુંક રોકાઈને પછી બીજા જિલ્લાઓમાં જવાનું હતું. છોટાનાગપુરની યાત્રામાં જ મહાત્માજી બહુ થાકી ગયા. છેલ્લે દિવસે, હજારીબાગ જિલ્લાનું કામ પતાવીને કોડરમા સ્ટેશને ગાડીમાં ચડતાં ચડતાં તેઓ લગભગ બેભાન થઈ ગયા. હું સાથે હતો. લોકોનાં ટોળાંને કોઈ પણ રીતે રોકી શકાતાં નહોતાં. એમની તબિયત કેટલી બધી બગડી ગઈ છે, એનું અમને પૂરું ભાન ન હતું. પણ હવે ખરી સ્થિતિની ખબર પડી. અમે બિહારના બાકીના કાર્યક્રમને થોડા વખત સારુ મુલતવી રાખ્યો. અને મહાત્માજીને થોડા દિવસ આરામ લેવા પટનામાં, ગંગાજીને કિનારે એક બંગલામાં રાખવાનું નક્કી કર્યું. ત્યાં રહેવાથી એમને ઘણો ફાયદો થયો. એ દરમિયાન બિહારના લોકોએ ઠેકઠેકાણેથી આવીને એમનાં દર્શન પણ કર્યાં.

મહાસમિતિની બેઠક પટનામાં થઈ. એમાં નક્કી થયું કે કોંગ્રેસના બંધારણમાં સુધારો અને ઉપર બતાવેલો ફેરફાર કરવામાં આવે. વળી ત્ય સ્વરાજપક્ષને ધારાસભાની ચૂંટણીઓ સમેત કોંગ્રેસનો આખો રાજકીય કાર્યક્રમ પાર પાડવાની પરવાનગી આપવામાં આવી; તથા એમ ઠરાવવામાં આવ્યું કે કોંગ્રેસ તરફથી ઉમેદવારો ઊભા કરવામાં આવે, અને એની વ્યવસ્થાનો ભાર સ્વરાજપક્ષના નેતા પંડિત મોતિલાલ નેહરુને સોંપવામાં આવે. ત્યાં એ પણ નક્કી થયું કે કોંગ્રેસની જે રકમ ખાદીપ્રચારના કામમાં રોકાયેલી છે એ કોંગ્રેસ સાથે જોડાયેલી, છતાં પોતાના કામમાં સ્વતંત્ર એવી એક નવી સંસ્થાને સોંપવામા આવે. આ રીતે અખિલ ભારત ચરખા સંઘનો જન્મ થયો. એનું બંધારણ ગાંધીજીએ ઘડ્યું. કેટલાક તેના આજીવન ટ્રસ્ટી ને વ્યવસ્થાપક સમિતિના સભ્ય બન્યા એમાં હું પણ હતો અને આજ સુધી છું. મહાત્માજી પ્રમુખ બન્યા. એ ઉપરાંત દરેક પ્રાંતના કામની દેખરેખ રાખવા માટે એક એક એજન્ટ નીમવામાં આવ્યા. એજન્ટોની મદદને માટે એક એક પ્રાંતિક મંત્રીની પણ નિમણૂક થઈ. બિહારને સારુ હું એજન્ટ નિમાયો, યુક્ત પ્રાંતને માટે પંડિત જવાહરલાલ નેહરુ, બંગાલના શ્રી સતીશચંદ્ર દાસ ગુપ્ત, તામિલનાડના શ્રી રાજગોપાલાચારી વગેરે. આ મુજબ આ સંઘ એક રીતે સ્વતંત્ર બનીને ખાદીપ્રચારનું કામ કરવા લાગ્યો. એણે છેલ્લાં સત્તરઅઢાર વરસમાં ખાદીપ્રચારમાં અને

ખાદીકળાની ઉન્નતિમાં બહુ ભારે કામ કર્યું છે. હું આ લખી રહ્યો છું, ત્યારે જો સરકારે એની વ્યવસ્થા ઠેકઠેકાણે તોડીફોડી ન નાખી હોત તો આજે કાપડની મોંઘવારીના દિવસોમાં એની ઉપયોગિતા વળી વિશેષ દેખાઈ આવત. આટલા દિવસોમાં એણે કરોડો રૂપિયા ગરીબોને, ખાસ કરીને જે બીજું કંઈ કામ નથી કરી શકતી એવી ગરીબ સ્ત્રીઓને મજૂરી પેટે વહેંચ્યા છે.

કોંગ્રેસ તરફથી ચૂંટણીઓ લડવાનું ઠર્યું, એટલે પંડિતજીએ મને કહ્યું કે બિહારનો ભાર તમારે સંભાળવો પડશે. જોકે એ બાબતમાં હું મારા પહેલાંના જ વિચારો ઉપર કાયમ હતો તોપણ મેં વિચાર્યું કે કોંગ્રેસે જ્યારે ચૂંટણીઓ લડવાનું નક્કી જ કર્યું છે ત્યારે તેમાં એની જીત થાય તે માટે બનતો પ્રયત્ન કરી છૂટવાનો આપણો ધર્મ છે. મેં પંડિતજીને વચન આપ્યું એટલે તેઓ નિશ્ચિંત થયા.

એ પછી થોડા જ દિવસમાં સૌ પહેલાં કાઉન્સિલ ઑફ સ્ટેટ્સની ચૂંટણી થઈ. એમાં બિહારના એક મુસ્લિમ અને ત્રણ બિનમુસ્લિમ સભ્ય ચૂંટાવાના હતા. મુસ્લિમ જગ્યા માટે શાહ મહમદ જુબેર અને બિનમુસ્લિમ જગ્યાઓ માટે શ્રી શ્રીકૃષ્ણસિંહ, શ્રી અનુગ્રહનારાયણસિંહ અને મારા ભાઈ બાબુ મહેન્દ્રપ્રસાદને ઊભા કરવામાં આવ્યા. વિરોધીઓમાં દરભંગાના મહારાજાધિરાજ અને ડુમરાવના મહારાજા બહાદુર વગેરે હતા. ચૂંટણીઓમાં અમને ખૂબ મહેનત પડી; કારણ કે મત આપનારાઓ મોટે ભાગે જમીનદાર, શાહુકાર અને વેપારીઓ જેવા ધનિક વર્ગના હતા. એ લોકોની સંખ્યા બહુ ન હતી પણ એ લોકોને કોઈ એક સ્થળે આવીને પોતાનો મત આપવાનો ન હતો. તેઓ પોતાની મેળે પણ કોઈ પણ ઊંચા દરજ્જાના સરકારી અમલદારની રૂબરૂમાં કાગળ ઉપર સહી કરીને પોતાનુ મતપત્ર મોકલી શકે એમ હતુ. એટલે એક રીતે કાગળ ભેગા કરી લેવાની જાણે હરીફાઈ જામી. મતદાતાઓ પાસે મતપત્ર પહોંચી ગયા પછી પોતાના પક્ષમાં સહી કરાવીને જેટલાં જલદી રવાના કરાવી શકાય તેટલી સફળતાની વધારે આશા બંધાય. એ ઉપરાંત ઓરિસા પણ બિહારની સાથે હતું; ત્યાંના મત પણ ભેગા કરવાના હતા. અમારા પ્રયત્નથી શાહ જુબેર સાહેબ, બાબુ અનુગ્રહનારાયણસિંહ અને બાબુ મહેન્દ્રપ્રસાદ ચૂંટાઈ ગયા. ચોથી જગ્યાએ દરભંગાના મહારાજાધિરાજ ચૂંટાયા. શ્રીબાબુ હાર્યા એથી અમને બધાને બહુ અફસોસ થયો; પણ અમે લાચાર હતા. આ બધું ૧૯૨૫ની આખર પહેલાં બની ગયું હતું.

# સ્વરાજપક્ષમાં મતભેદ અને કાનપુર કૉંગ્રેસ

બધા પક્ષોને કૉંગ્રેસમાં લાવવા માટે જે પ્રયત્ન કરવામાં આવ્યો હતો તેની વાત ઉપર આવી ગઈ. બેલગામ કૉંગ્રેસની પહેલાં અખિલ હિંદ મહાસભા સમિતિએ માત્ર વિદેશી કાપડના બહિષ્કારને ચાલુ રાખીને અસહકાર મુલતવી રાખ્યો હતો અને તેની સાથે જ એણે રચનાત્મક કાર્યક્રમ ઉપર પણ ભાર મૂકચો હતો એ પણ કહેવાઈ ગયું. કૉંગ્રેસ તરફથી ધારાસભામાં રાજકીય કામ કરવાનો અધિકાર સ્વરાજપક્ષને આપવામાં આવ્યો હતો. એ ઉપરથી આશા રાખવામાં આવતી હતી કે બીજા બધા પક્ષના લોકો કૉંગ્રેસમાં દાખલ થઈ જશે. મુંબઈમાં જે સર્વપક્ષી સંમેલન થયું હતુ તેથી કરીને એ આશામાં વધારો થયો હતો. પણ દુઃખની વાત છે કે એ આશા પૂરી ન થઈ. સર્વપક્ષી સંમેલને જે ઉપસમિતિ નીમી હતી તે કશા નિર્ણય પર ન આવી શકી. પોતાની નિષ્ફળતા જાહેર કરીને એ ચૂપચાપ બેસી રહી! પણ ત્યાર પછી પણ કોઈ ને કોઈ રૂપે મેળાપની ચર્ચા ચાલુ જ રહી. મવાળપક્ષવાળાઓની તથા શ્રી ઝીણા જેવા લોકોની બેત્રણ બાબતની ફરિયાદ હતી. એક વાત તો એ હતી કે કૉંગ્રેસે જોકે એ વખતે અસહકાર મુલતવી રાખ્યો હતો પણ તેણે એ સદાને માટે છોડી દીધો ન હતો. કૉંગ્રેસ અસહકાર અને સત્યાગ્રહને હમેશને માટે છોડી દે એ વાત તો બાજુએ રહી, એ તો દેશને એને સારુ તૈયાર કરવા ઇચ્છતી હતી, અને એ બાબતમાં નાફેરવાદીઓ તેમ જ સ્વરાજવાદીઓ બંને એકમત હતા. એ વિષે એમની વચ્ચે મતભેદ ન હતો. મતભેદ હતો તે એ કે ધારાસભા મારફતે દેશને તૈયાર કરવામાં મદદ મળશે કે વિઘ્ન આવશે. નાફેરવાદીઓ ધારાસભાના કામને સત્યાગ્રહના રસ્તામાં વિઘ્નરૂપ માનતા હતા. સ્વરાજપક્ષના લોકો દેશને તૈયાર કરવામાં ધારાસભાનો પણ ઉપયોગ કરવા માગતા હતા. બીજી વાત એ હતી કે ખાદી અને રેંટિયાના પ્રચાર ઉપર કૉંગ્રેસ બહુ ભાર મૂકતી હતી. એટલું જ નહીં પણ ઓછામાં ઓછું કૉંગ્રેસના કામમાં સભ્યો રોકાયા હોય તેટલો વખત ખાદી પહેરવાનું તથા સભ્ય બનવા માટે સૂતર કાંતવાનું ફરજિયાત કરી દીધુ હતું. કૉંગ્રેસની બહારના લોકોને એક તો રેંટિયામાં વિશ્વાસ ન હતો અને ખાદી પહેરવાની

પણ એમને જરૂર જણાતી ન હતી કૉંગ્રેસમાં પણ કેટલાક એવા વિચારના હતા; તેઓમાં ખાસ કરીને મહારાષ્ટ્રના કેટલાક ભાઈઓ હતા; પણ એમની સંખ્યા ઓછી હતી ત્રીજી વસ્તુ, જેને લીધે બહારના લોકો ગભરાતા હતા તે એ હતી કે કૉંગ્રેસે ધારાસભાના કામનો ભાર અને અધિકાર સ્વરાજવાદીઓને સોંપી દીધો હતો. બહારના લોકોમાં ઘણા એવા હતા જેઓ ધારાસભાને બહુ મહત્ત્વની ગણતા હતા. તેમને એમ લાગવા માંડયું હતુ કે કૉંગ્રેસની અંદર જઈને પણ આપણને ધારાસભામાં જગ્યા મળવાનું નિશ્ચિત નથી. અને ત્યાં આપણી નીતિ પણ કોઈ રીતે ચલાવી શકવાના નથી; કારણ કે ત્યાં તો સ્વરાજવાદીઓની જ નીતિ ચાલવાની છે. રાજવહીવટમાં બાધા નાખનારી નીતિને તેઓ પસંદ કરતા ન હતા. તેઓ એમ માનતા હતા કે પ્રધાનમંડળમા સૌએ ભાગ લઈને બંધારણનો અમલ કરવો જોઈએ. એટલે જે કંઈ થોડીઘણી આશા ક્યારેક ક્યારેક જન્મી, તે આ મૂળ સિદ્ધાંતના મતભેદોને કારણે તરત જ મરી ગઈ. પટનામા અખિલ હિંદ મહાસભાસમિતિએ ૧૯૨૫ના સપ્ટેમ્બરમાં કૉંગ્રેસના સંગઠનનું કામ એક રીતે સ્વરાજપક્ષને હવાલે કરી દીધુ. એટલે પછી બહારના લોકોને માટે કૉંગ્રેસમા સામેલ થવાનું વધારે મુશ્કેલ થઈ પડયું.

ઉપર એ કહેવાઈ ગયુ છે કે સ્વરાજપક્ષમાં, ખાસ કરીને મધ્ય પ્રાંતમાં જ્યાં ધારાસભામાં એમની બહુમતી હતી ત્યાં, દેશબંધુ દાસના છેવટના દિવસોમાં જ પ્રધાનમંડળના સંબંધમા કંઈક ઘુસપુસની શરૂઆત થઈ હતી. એમના મરણ પછી થોડા જ દિવસમાં એ વાત છતી થઈ ગઈ કે ત્યાના કેટલાક જણ પ્રધાનપદાં લેવાની તરફેણમાં હતા હજુ ત્યાં પ્રધાનમંડળ તો ન બની શકયું પણ સ્વરાજપક્ષના એક આગેવાન શ્રી તાંબેએ ત્યાંના ગવર્નરની કારોબારી કાઉન્સિલના સભ્ય થવાનુ સ્વીકાર્યું. તેઓ સ્વરાજપક્ષ તરફથી ધારાસભાના સભ્ય તથા એ જ પક્ષ તરફથી ઊભા થઈને ધારાસભાના પ્રમુખ ચૂંટાયા હતા. એમ કરતાં પહેલાં તેમણે ન તો પોતાના સાથીઓની સલાહ પૂછી, ન પોતાના પક્ષને પૂછ્યું કે ન એમાંથી રાજીનામુ આપ્યુ. એથી કરીને પક્ષમાં ખૂબ જ ખળભળાટ મચ્યો પંડિત મોતીલાલ નેહરુએ બહુ સખત વલણ અખત્યાર કર્યું. બીજી બાજુ મહારાષ્ટ્રના શ્રી નરસિંહ ચિંતામણિ કેળકરે શ્રી તાંબેને ટેકો આપ્યો. શ્રી જયકરે પણ એમને નહીં પણ પ્રધાનપદાં લેવાની બાબતને એક રીતે ટેકો આપ્યો. મધ્ય પ્રાંતમા શ્રી અભ્યંકરે તેનો સખત વિરોધ કર્યો. દાક્તર મુંજે અને શ્રી અભ્યંકર વચ્ચે ભારે મતભેદ ઊભો થયો. આ બધા સ્વરાજવાદીઓમાં આગેવાન ગણાતા લોકોમાંના હતા; એટલે આ ઘરકંકાસ

બહુ વધતો ગયો. મહારાષ્ટ્રમાં શ્રી કેળકરે અને શ્રી જયકરે પ્રતિયોગી સહકારનો પ્રચાર શરૂ કર્યો. પંડિત મોતીલાલજી બાધા નાખનારી નીતિને વળગી રહ્યા અને એનો પ્રચાર કરવા લાગ્યા.

આવા મતભેદને વખતે કાનપુરમાં કોંગ્રેસનું અધિવેશન ભરાયું. શ્રીમતી સરોજિની નાયડુ એનાં પ્રમુખ ચૂંટાયાં. એક વરસ પહેલાં તેઓ દક્ષિણ આફ્રિકાથી પાછાં આવ્યાં હતાં. ત્યાં એમણે ઘણું કામ કરીને મોટી નામના મેળવી હતી. જો ગાંધીજીનું ચાલત તો તેઓ કદાચ એમને બેલગામ કોંગ્રેસનાં જ પ્રમુખ બનાવત; પણ લોકોના આગ્રહને વશ થઈ એમણે તે વખતે પ્રમુખપદ સ્વીકાર્યું હતું. એક રીતે બેલગામ કોંગ્રેસ પહેલાંથી જ બધા લોકોના દિલમાં કાનપુર કોંગ્રેસના ઉચ્ચ પદને સારુ સરોજિની દેવી ચૂંટાઈ ચૂક્યાં હતાં.

કાનપુર કોંગ્રેસની વિશેષતા એ હતી કે સ્વરાજ્યપક્ષને જ આખો કાર્યક્રમ દોરી આપવાનો હતો. એટલે કારોબારી સમિતિએ પંડિત મોતીલાલજીની સલાહ પ્રમાણે જ કોંગ્રેસની વિષયવિચારિણી સમિતિને સારુ ઠરાવ ઘડી કાઢ્યો. દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ વિરુદ્ધ જે નવો કાયદો ઘડાઈ રહ્યો હતો એનો વિરોધ કરવામાં આવ્યો. એક બીજા ઠરાવમાં બ્રહ્મદેશમાં પણ હિંદીઓ વિરુદ્ધ જે પગલાં લેવાઈ રહ્યાં હતાં એનો વિરોધ કરવામા આવ્યો. પણ સૌથી મહત્ત્વનો ઠરાવ ધારાસભાઓ વિષે હતો. એમાં એમ કહેવામાં આવ્યું હતું કે ધારાસભામાં ઠરાવ પસાર કરીને દેશ તરફથી સ્વરાજ્યની જે માગણી રજૂ કરવામાં આવી છે એ સ્વીકારીને બ્રિટિશ સરકારે તે મુજબ બંધારણ ઘડવું જોઈએ. જો તે એવું કરવાની પોતાની મરજી જાહેર ન કરે, અથવા ફેબ્રુઆરીની આખર સુધી એ બાબતમાં કશું કહે નહીં, અથવા જે કહે કે કરે એ સંતોષકારક ન હોય તો ધારાસભાના સ્વરાજવાદી સભ્યો પોતાનાં નિવેદનો કરીને ત્યાંથી ચાલ્યા આવે અને ફરી આજ્ઞા આપવામાં ન આવે ત્યા સુધી પાછા ન જાય ને રચનાત્મક કામમાં લાગી જાય. વિરોધીઓનું કહેવુ હતું કે ૧૯૨૬ના જાન્યુઆરીથી માર્ચ સુધી પ્રાંતિક અને મધ્યસ્થ ધારાસભાની જે બેઠક થવાની હતી, તે ૧૯૨૬માં નવી ચૂંટણી થાય તે પહેલાં સ્વરાજવાદીઓ ભાગ લઈ શકે એવી ઘણું કરીને છેલ્લી બેઠક હતી. તેઓ ધારાસભાઓમાંથી નીકળી જાય તો છેલ્લી થોડા દહાડાની બેઠકોમાં તેઓ ભાગ ન લઈ શકે. એ કંઈ બહુ ભારે મહત્ત્વનું પગલું ન ગણાય. હા, જો નીકળી જવું હોય તો કાયમ માટે નીકળી જાય; તો કંઈક કર્યું લેખાય.

ગમે તેમ, કૉંગ્રેસે એ જ નિર્ણય કર્યો. પ્રતિસહકારવાદીઓએ એનો અર્થ એ કર્યો કે એક રીતે ફરી પાછો અસહકાર ધીમે ધીમે કૉંગ્રેસના કાર્યક્રમમા દાખલ થવા માડ્યો છે અને એ સ્થિતિમા આપણો કાર્યક્રમ ચાલી શકવાનો નથી. એટલે શ્રી જયકર, શ્રી કેળકર અને દાક્તર મુંજે વગેરે ધારાસભામાંથી રાજીનામુ આપીને નીકળી ગયા. એમણે પ્રતિસહકારવાદીઓનો એક નવો પક્ષ સ્થાપ્યો. મારો અંગત વિચાર હમેશા એ રહ્યો છે કે જો આપણે ધારાસભામા જવુ જ હોય તો ત્યા જઈને બધારણ મુજબ આપણે જે કઈ કરી શકતા હોઈએ એ કરવુ જોઈએ. હુ પોતે વહીવટમાં બાધા નાખનારી નીતિ કદી સમજી શકયો નથી. એ વખતે પણ મારો વિચાર એવો હતો કે સ્વરાજવાદી લોકો ત્યા ગયા છે તો તેમણે ત્યા કામ કરવુ જોઈએ, કેવળ બાધા ન નાખવી જોઈએ પણ તેની સાથે હું એમ પણ માનતો હતો કે ત્યા જવુ નકામુ છે, કારણ કે ૧૯૨૦ના બધારણ મુજબ જે હકો મળ્યા હતા એ મુદ્દન મતોષકારક ન હતા. ત્યા જવાથી દેશમા બુદ્ધિભેદ ફેલાવા સિવાય બીજુ કંઈ પરિણામ આવે એમ ન હતું. અસહકારનો હેતુ લોકોની વિચારધારાને અગ્રેજી સરકાર અને એની સસ્થાઓ તરફથી વાળી લઈને લોકોએ પોતે સ્થાપેલી સસ્થાઓ તરફ આકર્ષવાનો હતો અને એ રીતે લોકોની અંદર રચનાત્મક શક્તિ જાગ્રત કરવાની એની નેમ હતી ધારાસભાપ્રવેશ આ પ્રવાહને ફરી પાછો સરકારી સસ્થાઓ તરફ વાળવા માગતો હતો એટલે મારા ધ્યાન પ્રમાણે ત્યા જવુ શ્રેયસ્કર ન હતું. પણ જો કોઈ જવાનુ જ પસદ કરે તો એણે ત્યાથી દેશને માટે જે કંઈ થોડોઘણો લાભ મેળવી શકાય તે મેળવવો જોઈએ. સ્વરાજવાદી લોકો માનતા હતા કે ધારાસભામા જનાર બીજું કોઈ ન નીકળે તો જ ધારાસભાઓની બહાર રહીને અસહકાર કરી શકાય. પણ એમ બની શકે તેમ ન હતું. બીજી રીતનો અસહકાર અદર રહીને કરી શકાય અને એનુ સ્વરૂપ એ હોઈ શકે કે વિઘ્નો નાખી નાખીને બધારણનું ગાડુ ચાલવા ન દેવુ એમણે કર્યું પણ એમ જ. બંગાળ અને મધ્ય પ્રાતમા પ્રધાનમંડળ ચાલી ન શક્યું. ગવર્નરને પ્રધાનોના અધિકારો પોતાના હાથમા લેવા પડ્યા હતા. મધ્યસ્થ ધારાસભામા બહુમત ન હતો તેમ છતા બીજા પક્ષોને સાથે લઈને એમણે બજેટને ઉડાડી મૂક્યું અને વાઈસરૉયને પોતાની ખાસ સત્તા વાપરીને તે મંજૂર કરવુ પડ્યું. આ રીતે બાધા નાખવાની નીતિ મુજબ જે કઈ થઈ શકે એમ હતુ એ એમણે કરી બતાવ્યુ. અને, એની છાપ દેશ પર સારી પડી.

એ ગમે તેમ હોય, હું તો ધારાસભાપ્રવેશનો વિરોધી હતો. એટલે ત્યાં કઈ નીતિ ચલાવવી એનો નિર્ણય હું ન આપી શકું. મેં વિચારી લીધું કે જે લોકો ત્યાં ગયા છે તેઓ જ એ વાતનો નિર્ણય કરે. આ સંબંધમાં એમની સલાહ પ્રમાણે કોંગ્રેસ જે નીતિ અપનાવે એને મારે સ્વીકારી લેવી જોઈએ; તથા એ નીતિનો અમલ કરવામાં જે કંઈ મદદ કરી શકું એ કરવી જોઈએ. મહાત્માજી પોતે એટલી હદ સુધી જવાને કદાચ તૈયાર ન હતા, કેમ કે એમણે કહેલું કે જોકે સ્વરાજ્યવાદીઓના મત પ્રમાણે કોંગ્રેસે ધારાસભાનો અમહકાર પડતો મૂક્યો હતો તોપણ કોંગ્રેસ ધારાસભાને સારુ મત આપવાને અથવા તેમાં બીજી રીતે મદદ કરવાને સારુ કોઈને ફરજ નથી પાડી શકતી. હું એથી કંઈક આગળ જતો હતો, અને વિચારતો હતો કે જ્યારે કોંગ્રેસે ધારાસભાપ્રવેશનો કાર્યક્રમ એક વાર પોતાના હાથમાં લીધો છે તો પછી 'મારા અંગત વિચારો ગમે તેવા હોય, એ કાર્યક્રમ (એટલે કે ચૂંટણીઓ) સફળ કરવામાં મારે જેટલી બની શકે એટલી મદદ આપવી જ જોઈએ.' એ નીતિ મુજબ મેં કામ પણ કર્યું. ને ચૂટણીમાં પૂરી શક્તિ ખરચીને ખૂબ દોડદોડ પણ કરી.

કાનપુરમાં સ્વદેશી પ્રદર્શન થયું હતું. ત્યાં હિંદુસ્તાની સેવાદળનું સારું સંગઠન હતું. એક દિવસ એવી ખબર ફેલાઈ કે કોંગ્રેસના પડાવમા કોઈક લોકો આગ લગાડવાના છે. સેવાદળવાળાઓએ ડોકટર હાર્ડીકરની સરદારી હેઠળ પહેરો ગોઠવ્યો. અધિવેશન કશાયે ઉપદ્રવ વિના સફળતાપૂર્વક પૂરું થયું. ત્યાં એક બીજો બનાવ પણ બન્યો હતો. અજમેર કોંગ્રેસનો એક પ્રાંત ગણાતો હતો. બંધારણમાં એને પણ બીજા પ્રાંતોની પેઠે પ્રતિનિધિ ચૂંટવાનો હક હતો. ત્યાની ચૂટણીને અંગે કેટલીક ફરિયાદ આવેલી. એ ચૂટણીઓને કાર્યસમિતિએ રદ કરી હતી તેથી કેટલાક લોકો રોષે ભરાઈને શ્રી અર્જુનલાલ શેઠીની આગેવાની હેઠળ કાં તો પરાણે કોંગ્રેસમાં ઘૂસી જવા માગતા હતા. અથવા બીજાઓને અંદર જતા અટકાવવા માગતા હતા. આ નાજુક પરિસ્થિતિમા પણ સેનાદળને કામ કરવુ પડ્યું હતું.

ભલે આ બંને સજ્જનોની ભાવનામાં ફેર ન પડ્યો હોય પણ દેશ ઉપર એની છાપ સારી ન પડી. એ કોયડો વધારે જટિલ બનતો ગયો. રાજકીય મતભેદો તો હતા જ. એક રીતે મહાત્માજી સઘળી રાજકીય પ્રવૃત્તિથી અલગ થઈ ગયા. એમની તબિયત પણ બહુ ખરાબ થઈ ગઈ હતી. જેમતેમ કરીને એમણે કાનપુર કોંગ્રેસ થતાં સુધી કામ ખેંચ્યે રાખ્યું. ત્યાર પછી દાક્તરોની સલાહ મુજબ એમણે એક વરસ સુધી સાબરમતીમાં રહેવાનું ઠરાવ્યું. તથા ત્યાં રહીને તેઓ આશ્રમ અને ખાદીના કામને વ્યવસ્થિત કરવામાં ગૂંથાઈ ગયા. મહાત્માજી દુઃખી થઈને અલગ થઈ ગયા છે એમ માનનારા કેટલાક લોકો ગાંધીજીએ ફરી પાછું નેતૃત્વ પોતાના હાથમાં લેવું જોઈએ એવો આગ્રહ કરવા લાગ્યા. પણ ખરું જોતાં એમ નહોતું. સાબરમતીમાં રહીને કામ કરવું એ એમણે પોતાની તબિયત તથા દેશ બંનેને માટે શ્રેયસ્કર માન્યું હતું. એટલે તેઓ પોતાના નિશ્ચયમાં અડગ રહ્યા.

આ બાજુ હિંદુમુસ્લિમ કજિયા ઘણા જ વધી પડ્યા. કલકત્તામાં બહુ મોટું તોફાન ફાટી નીકળ્યું અને એમાં ઘણા હિંદુમુસ્લિમ માર્યા ગયા. અઠવાડિયાંઓ સુધી રમખાણો ચાલતાં રહ્યાં. બકરી ઈદને વખતે કેટલીયે જગ્યાએ તોફાનો થયાં. એનું પરિણામ એ આવ્યું કે ખિલાફત સમિતિના અગ્રણીઓ ઉપર પણ એની અસર થઈ. એની એક ખાસ બેઠકમાં કડવાં ભાષણો થયાં. એમાં ઠરાવ થયો કે હવેથી ખિલાફત સમિતિ મુસલમાનો સાથે સંબંધ ધરાવતા દરેક પ્રશ્નમાં રસ લેશે અને મુસલમાનોના હકોનું રક્ષણ કરવાની ગોઠવણ કરશે. બીજી બાજુ હિંદુઓમાં પણ ઘણાં કડવાં ભાષણો થવા લાગ્યાં અને લેખો લખાવા માંડ્યા. અમારા પ્રાંતની બાબતમાં એમ બન્યું કે પંડિત-મોતીલાલજી અને મૌલવી મહમદ શફી વચ્ચે મતભેદ ઊભો થયો. મૌલવી મહમદ શફીએ ધારાસભામાંથી રાજીનામું આપ્યું અને સ્વતંત્ર રીતે ફરી ઉમેદવારી કરીને ચૂંટાયા. એમણે સ્વતંત્રપણે કંઈક પ્રચાર કરવાનું શરૂ કર્યું. અમારા પ્રાંતનું વાતાવરણ બગડવા માંડ્યું હતું. એથી કરીને મૌલાના મજરુલ હક સાહેબ બહુ દુઃખી થતા હતા. એમણે બિહારના મુખ્ય મુખ્ય કોંગ્રેસવાળાઓ અને ખિલાફત સમિતિના લોકોને તથા કેટલાક સ્વતંત્ર લોકોને પણ આમંત્રણ આપીને છપરામાં એક નાનકડી પરિષદ કરી. કેટલાયે દહાડા સુધી ત્યાં બહુ જ, ખુલ્લા દિલથી ને સ્પષ્ટતાથી વાતચીત ચાલી. અમે બધાને લાગ્યું કે આ મામલો એવો છે કે હવે એને પડતો મૂકવો એ ઠીક નથી અને અમારાથી બની શકે ત્યાં લગી વાતાવરણને વધુ બગડતું અટકાવવું જોઈએ.

# ૬૭

# કૉંગ્રેસમાં એક સ્વતંત્ર પક્ષ

કૉંગ્રેસના નિર્ણય પ્રમાણે, માર્ચ મહિનામાં જ્યારે કંઈ સંતોષકારક જવાબ ન મળ્યો ત્યારે અખિલ હિંદ મહાસભાસમિતિએ નક્કી કર્યું કે સ્વરાજવાદીઓ મધ્યસ્થ ધારાસભા તેમ જ પ્રાંતિક ધારાસભાઓમાંથી નીકળી જાય. તેમણે એક ચોક્કસ તારીખે એ પ્રમાણે કર્યું યે ખરું. સ્વરાજપક્ષના નેતા પંડિત મોતીલાલજીએ ધારાસભામાં એક નિવેદન કર્યું. તેમાં એમણે એ નિર્ણયનાં કારણો દર્શાવીને એનું સમર્થન કર્યું. બીજા પ્રાંતના લોકોએ પણ એ પ્રમાણે કર્યું. આમ બધી ધારાસભાઓ સ્વરાજ પક્ષે ખાલી કરી. ધારાસભા છોડીને આવનારા પોતાનો વખત રચનાત્મક કાર્યક્રમમાં અને કૉંગ્રેસના સિદ્ધાંતો તથા કાર્યક્રમનો પ્રચાર કરવામાં આપશે એમ ઠર્યું હતું. કેટલાકોએ એમ કર્યું, પણ ઘણાખરા લોકો પોતાનાં અંગત કામોમાં જેમ ફાવ્યું તેમ ગૂંથાઈ રહ્યા. એ વરસની આખરે ફરી પાછી નવી ચૂંટણીઓ થવાની હતી. એ દરમ્યાન કેટલાક માઠા બનાવો બની ગયા એની વાત જણાવવી જરૂરની છે.

હિંદુમુસ્લિમ કજિયા કેટલાયે વરસોથી ચાલી રહ્યા હતા. હિંદુ સભા તરફથી, ખાસ કરીને આર્યસમાજ તરફથી, શુદ્ધિ અને સંગઠન ઉપર ભાર દેવાઈ રહ્યો હતો. બીજી બાજુ મુસલમાનોએ પણ તબલીઘ અને તંઝીમની હિલચાલ શરૂ કરી દીધી હતી. એટલે કડવાશ વધ્યે જ જતી હતી. કોહાટના હુલ્લડની વાત આ પહેલાં આવી ગઈ છે અને એ પણ કહેવામાં આવ્યું છે કે મહાત્મા ગાંધીને સરકારે ત્યાં જતા અટકાવ્યા હતા. ત્યાર પછી મહાત્માજી અને મૌલાના શૌકતઅલી એ બાબતની તપાસ કરવા માટે રાવલપિંડી ગયા. ત્યાંથી આગળ જવાની છૂટ ન હતી એટલે તેમણે લોકોને ત્યાં બોલાવીને જેટલી બની શકી એટલી તપાસ કરી. કેટલાક મુદ્દાઓ વિષે બંને જણ એકમત થઈ ન શક્યા. જ્યારે બે જણના અહેવાલો જુદા જુદા છપાયા ત્યારે જણાયું કે જે બે માણસો વર્ષો થયાં એકમત હતા તેઓ પણ આ બાબતમાં એકમત ન થઈ શક્યા. મહાત્માજીએ પોતાની રીતે લખ્યું કે આ ઉપરથી લોકોએ એમ ન માનવું જોઈએ કે અમારા બંને વચ્ચેના સંબંધ અને એકબીજા સાથેના વહેવારમાં કશો તફાવત પડ્યો છે, પણ લોકોએ એમ સમજવું જોઈએ કે આ લોકો સદાયે હામાં હા નથી મેળવતા. ક્યાંક ક્યાંક મતભેદ પણ રાખી શકે છે.

ભલે આ બંને સજ્જનોની ભાવનામાં ફેર ન પડચો હોય પણ દેશ ઉપર એની છાપ સારી ન પડી. એ કોયડો વધારે જટિલ બનતો ગયો. રાજકીય મતભેદો તો હતા જ. એક રીતે મહાત્માજી સઘળી રાજકીય પ્રવૃત્તિથી અલગ થઈ ગયા. એમની તબિયત પણ બહુ ખરાબ થઈ ગઈ હતી. જેમતેમ કરીને એમણે કાનપુર કોંગ્રેસ થતાં સુધી કામ ખેંચ્યે રાખ્યું. ત્યાર પછી દાક્તરોની સલાહ મુજબ એમણે એક વરસ સુધી સાબરમતીમાં રહેવાનું ઠરાવ્યું. તથા ત્યાં રહીને તેઓ આશ્રમ અને ખાદીના કામને વ્યવસ્થિત કરવામાં ગૂંથાઈ ગયા. મહાત્માજી દુઃખી થઈને અલગ થઈ ગયા છે એમ માનનારા કેટલાક લોકો ગાંધીજીએ ફરી પાછું નેતૃત્વ પોતાના હાથમાં લેવું જોઈએ એવો આગ્રહ કરવા લાગ્યા. પણ ખરું જોતાં એમ નહોતું. સાબરમતીમાં રહીને કામ કરવું એ એમણે પોતાની તબિયત તથા દેશ બંનેને માટે શ્રેયસ્કર માન્યું હતું. એટલે તેઓ પોતાના નિશ્ચયમાં અડગ રહ્યા.

આ બાજુ હિંદુમુસ્લિમ કજિયા ઘણા જ વધી પડચા. કલકત્તામાં બહુ મોટું તોફાન ફાટી નીકળ્યું અને એમાં ઘણા હિંદુમુસ્લિમ માર્યા ગયા. અઠવાડિયાંઓ સુધી રમખાણો ચાલતાં રહ્યાં. બકરી ઈદને વખતે કેટલીયે જગ્યાએ તોફાનો થયાં. એનું પરિણામ એ આવ્યું કે ખિલાફત સમિતિના અગ્રણીઓ ઉપર પણ એની અસર થઈ. એની એક ખાસ બેઠકમાં કડવાં ભાષણો થયાં. એમાં ઠરાવ થયો કે હવેથી ખિલાફત સમિતિ મુસલમાનો સાથે સંબંધ ધરાવતા દરેક પ્રશ્નમાં રસ લેશે અને મુસલમાનોના હકોનું રક્ષણ કરવાની ગોઠવણ કરશે. બીજી બાજુ હિંદુઓમાં પણ ઘણાં કડવાં ભાષણો થવા લાગ્યા અને લેખો લખાવા માંડચા. અમારા પ્રાંતની બાબતમાં એમ બન્યું કે પંડિત-મોતીલાલજી અને મોલવી મહમદ શફી વચ્ચે મતભેદ ઊભો થયો. મોલવી મહમદ શફીએ ધારાસભામાંથી રાજીનામું આપ્યું અને સ્વતંત્ર રીતે ફરી ઉમેદવારી કરીને ચૂંટાયા. એમણે સ્વતંત્રપણે કંઈક પ્રચાર કરવાનું શરૂ કર્યું. અમારા પ્રાંતનું વાતાવરણ બગડવા માંડયું હતું. એથી કરીને મૌલાના મજરુલ હક સાહેબ બહુ દુઃખી થતા હતા. એમણે બિહારના મુખ્ય મુખ્ય કોંગ્રેસવાળાઓ અને ખિલાફત સમિતિના લોકોને તથા કેટલાક સ્વતંત્ર લોકોને પણ આમંત્રણ આપીને છપરામાં એક નાનકડી પરિષદ કરી. કેટલાયે દહાડા સુધી ત્યાં બહુ જ ખુલ્લા દિલથી ને સ્પષ્ટતાથી વાતચીત ચાલી. અમે બધાને લાગ્યું કે આ મામલો એવો છે કે હવે એને પડતો મૂકવો એ ઠીક નથી અને અમારાથી બની શકે ત્યાં લગી વાતાવરણને વધુ બગડતું અટકાવવું જોઈએ.

અમે બધાએ એકઠા મળીને એને માટે પ્રયત્ન કરવાનું નક્કી કર્યું. એ સભામાં અમને ફરી એક વાર હક સાહેબનાં દેશપ્રેમ અને સાચી રાષ્ટ્રીયતાનો પરચો મળ્યો. અમે સમજી ગયા કે અમને એક એવા નેતા મળ્યા છે કે જેઓ હિંદુમુસ્લિમ એકતાને સારુ બધી જાતનો ત્યાગ કરવાને તત્પર છે. પોતાના જીવનનો ઘણો સમય એમણે આ પાછળ ખર્ચ્યો હતો, ને જીવ્યા ત્યા સુધી તેઓ એ પ્રયત્નમાં મંડ્યા રહ્યા. એ પરિષદના નિર્ણય મુજબ, હક સાહેબ, મૌલવી મહમદ શફી, બાબુ જગતનારાયણલાલ, હું તથા બીજા કેટલાક ભાઈઓ પ્રાંતના પ્રવાસે નીકળ્યા. પ્રાંતમાં આની બહુ સારી અસર થઈ.

બિહારમા હિંદુમુસ્લિમના અઘરા કોયડાને ઉકેલવાનો મૌલાના હક સાહેબની દોરવણી હેઠળ બહુ સરસ પ્રયત્ન ચાલી રહ્યા છે એ વાતની દેશમાં ખૂબ ચર્ચા થવા લાગી. બિહારનુ વાતાવરણ ઘણે દરજ્જે શાંત રહ્યુ. એક અસર એ પણ જોવામા આવી કે જ્યારે થોડા દિવસ બાદ વળી પાછી ધારાસભાની ચૂંટણીઓ થઈ ત્યારે કોંગ્રેસ તરફથી મુસલમાનો પણ ઊભા થયા ને ચૂટાયા. મૌલવી મહમદ શફી સાહેબ અને પંડિત મોતીલાલજીના મતભેદને લઈને જે અણબનાવ થયો હતો એ પણ સુધરી ગયો.

નવેમ્બર મહિનામાં ચૂંટણીઓ આવી. આ તરફ બિહારમાં મૌલવી શફી સાહેબ અમારા લોકોની સાથે મળીને કામ કરવા લાગ્યા એ સારું થયુ પણ પેલી બાજુ લાલા લાજપતરાય અને પંડિત મોતીલાલજી વચ્ચે મતભેદ ઊભો થયો! પરિણામ એ આવ્યુ કે પંડિત મદનમોહન માલવીયજી તથા લાલા લાજપતરાયે એક નવો પક્ષ ઊભો કર્યો. એ પક્ષ તરફથી જે ઉમેદવારો ઊભા કરવામાં આવ્યા તેમણે કોંગ્રેસના ઉમેદવારોનો વિરોધ કર્યો. બિહારમાં બાબુ જગતનારાયણલાલ કોંગ્રેસના મુખ્ય કાર્યકર્તાઓમાંના એક હતા. એમના વિચારો હિંદુ સંગઠનની તરફેણમાં હતા. તેઓ હિંદુ સભામાં આગળપડતો ભાગ લેવ માંડ્યા. એ વખતે કોંગ્રેસ કોઈને હિંદુ સભાના સભ્ય બનવા રોકતી ન હતી. અમારામાંના ઘણા જણ એના સભ્ય હતા. ઉપર કહેવાઈ ગયુ છે કે મુજફ્ફરપુરના વાર્ષિક અધિવેશન(હિંદુ સભાના)માં બોધિગયા સંબધી ઠરાવ પાસ કરાવવામાં અમે પણ અમારુ પૂરે બળ વાપર્યું હતું. એટલે, જગતબાબુ એક તરફ કોંગ્રેસ સાથે આટલો ગાઢ સંબંધ રાખે અને બીજી બાજુ હિંદુ સભા માટે એટલો વખત આપે એ જોકે કેટલાકને ગમતું ન હતું, પણ એમના એમ કરવા આડે કોઈ બંધારણીય વાંધો ન હતો. પણ જ્યારે પંડિત માલવીયજી અને લાલાજીએ

સ્વતંત્ર કોંગ્રેસપક્ષ ઊભો કર્યો અને કોંગ્રેસના નિર્ણયની વિરુદ્ધ કોંગ્રેસના ઉમેદવારોનો વિરોધ કરવા લાગ્યા ત્યારે સ્થિતિ સાવ બદલાઈ ગઈ. જગતબાબુને કોંગ્રેસ તરફથી ઉમેદવાર બનાવવામાં આવ્યા હતા, પણ એમણે એ છોડીને આ નરમપક્ષ તરફથી ઊભા રહેવાનું પસંદ કર્યું! લાચાર થઈને અમારે એમનો વિરોધ કરવો પડ્યો. જેઓ કોંગ્રેસથી નારાજ થયેલા અને કોંગ્રેસના વિરોધી હતા અથવા જેમને કોંગ્રેસે પોતાના ઉમેદવારો તરીકે ઊભા કરવાને બદલે બીજાને કર્યા હતા તેઓ પણ એ પક્ષમાં જઈને ભળ્યા. એવા લોકોમાં સારન જિલ્લાના બાબુ શ્રી નંદન-પ્રસાદનારાયણસિંહ શર્મા પણ હતા પરિણામ એ આવ્યું કે બિહારમાં પણ આ ચૂંટણીઓમાં ખૂબ ગરમી આવી. માલવીયજી અને લાલાજી પોતાના ઉમેદવારોના ટેકામાં બિહારમાં પ્રવાસ કરવા લાગ્યા. પંડિત મોતીલાલજી તથા બીજા સ્વરાજવાદી નેતાઓ કોંગ્રેસી ઉમેદવારોની મદદ માટે આવી પહોંચ્યા. મારાથી જે કંઈ થઈ શકતું હતું એ હું પણ કરતો જ હતો.

એ પ્રવાસમાં હું છોટાનાગપુર ગયો. પુરુલિયાથી મોટરમાં રાંચી જતો હતો. મોટર પૂરઝડપે દોડતી હતી; કારણ કે એ જ દિવસે રાંચીમાં ઉમેદવારીની દરખાસ્તોની તપાસ થવાની હતી. બરાબર વખતસર પહોંચવાનું જરૂરી હતું. રસ્તે પાડા જોડેલું ગાડું જતું હતું એને બચાવી લેવા માટે મોટરને વાળવી પડી. એ કાબૂમાં ન રહી અને એક ઝાડ સાથે અથડાઈ પડી. મને માથામાં તથા નાક ઉપર વાગ્યું. બીજાઓને પણ જરાતરા વાગ્યું. ગાડાનો થોડોક ભાગ તૂટી ગયો. પણ અમે થોડા વખત પછી જેમતેમ કરીને રાંચી પહોંચી ગયા, કારણ કે આ અકસ્માત રાંચી નજીક પહોંચ્યા પછી થયો હતો. ત્યાં તો કંઈ ખબર ન પડી કે મને ઝાઝી ઈજા થઈ છે. દાક્તરે પાટો બાંધી આપ્યો. મારો પ્રવાસ ચાલુ રહ્યો છોટાનાગપુરનું કામ પતાવીને હું ઉત્તર બિહાર ગયો. બેગુસરાય, સમસ્તીપુર, વગેરે સ્થળોએ થતો મુજફ્ફરપુર જિલ્લામાં ગયો. સીતામઢી પહોંચ્યો ત્યારે એટલે કે અકસ્માત નડ્યા પછી લગભગ એક અઠવાડિયે મને માથામાં દુખાવો જણાયો. મેં માન્યું કે એ થાકને લીધે કે શરદી લાગી જવાને લીધે હશે. જરાક દવા લઈ લીધી અને આગળ ઊપડ્યો. સદ્‌ભાગ્યે એ જ દિવસે પાછા પટના પહોંચવાનો કાર્યક્રમ હતો. ત્યાં પહોંચતાં પહોંચતાં દુખાવો વધી ગયો. કેટલાયે દહાડા સુધી મારે ઘણી પીડા ભોગવવી પડી. દાક્તરો પણ નિર્ણય નહોતા કરી શકતા કે દુખાવો શાને લીધે છે. પણ બે ત્રણ દિવસ પછી આખું મોઢું સૂજી ગયું ત્યારે જણાયું કે મોટરના

અકસ્માતમાં મને વાગેલું એને પરિણામે આ દુખાવો ઊપડ્યો હતો. માંદગીને કારણે મારે બીજી ઘણી જગ્યાએ જવું હતું ત્યાં હું ન જઈ શક્યો. ચૂંટણીઓમાં બહુ અણઘટતો પ્રચાર કરવામાં આવ્યો હતો. પંડિત મોતીલાલજી ઉપર છડેચોક વ્યક્તિગત આક્ષેપો કરવામાં આવ્યા હતા. કયાંક કયાંક ભારે હાસ્યચિત્રો (કાર્ટૂન) પણ દેખાડવામાં આવ્યાં હતાં. અમે એનો બહુ સખત વિરોધ કર્યો. પરિણામે જે જગ્યાઓને માટે સભ્યો ચૂંટાવાના હતા એમાંના મોટા ભાગની જગ્યાઓ પર કોંગ્રેસના ઉમેદવારો જ ચૂંટાયા. સ્વતંત્ર કોંગ્રેસપક્ષના બહુ ઓછા લોકો ચૂંટાયા. એવા ચૂંટાયેલાઓમાં બાબુ જગતનારાયણલાલ અને બાબુ શ્રી નંદનપ્રસાદનારાયણ-સિંહ શર્મા હતા. એ લોકો બિહાર ધારાસભાના પહેલી વારના, સ્વરાજપક્ષના નેતા શ્રી જલેશ્વરપ્રસાદ, જેમને કોંગ્રેસ તરફથી ઊભા કરવામાં આવ્યા હતા એમને હરાવીને ચૂંટાયા હતા. લોકોના ઘણા આગ્રહથી મૌલાના મજરુલ હક સાહેબ ઊભા થયેલા. એમની સામે સામા પક્ષના ઉમેદવાર હતા. એ બંને ઉમેદવારના પક્ષમાં સરખેસરખા મત આવ્યા. ચિઠ્ઠી નાખવામાં આવી તો હક સાહેબના હરીફની તરફેણમાં ચિઠ્ઠી નીકળી! આ પ્રમાણે જોકે પ્રાંતિક ધારાસભાની ચૂંટણીમા કોંગ્રેસી લોકો વધુ સંખ્યામાં ચૂંટાયા પણ હક સાહેબ જેવા માણસ ચૂંટાઈ ન શક્યા તથા જેઓએ બહુ યોગ્યતાથી સ્વરાજપક્ષને દોરવણી આપી હતી એવા કોંગ્રેસના ઉમેદવાર પણ ચૂંટાઈ ન શક્યા. વળી એ પણ સ્પષ્ટ હતું કે ચૂંટાયેલા લોકોમાં કોંગ્રેસની બહુમતી હોવા છતાયે કોંગ્રેસના વિરોધમાં પ્રધાનમંડળ રચી શકાશે, કારણ કે ત્યાં બંધારણ મુજબ સરકાર દ્વારા નિમાયેલા સભ્યોની એક ખાસી સંખ્યા થઈ જતી હતી. કોંગ્રેસવિરોધી લોકો અને આવી રીતે નિમાયેલા સભ્યો મળીને કોંગ્રેસપક્ષ કરતાં સંખ્યામાં વધી જતા હતા. મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીમાં પણ અમને સારી સફળતા મળી. ત્યાં જે એક બે જગ્યા અમારે હાથ ન આવી તેમાં પણ કોંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ રાખવાવાળા જ ચૂંટાયા. બિહારની ધારાસભામાં સ્વતંત્રપણે ચૂંટાયેલા કેટલાયે સભ્ય કોંગ્રેસને સાથ આપતા હતા. સ્વતંત્ર કોંગ્રેસપક્ષના લોકોમાં થોડા કોંગ્રેસની સાથે અને થોડા પ્રધાનમંડળની સાથે થઈ ગયા હતા. એવી રીતે એ ચૂંટણીથી કોઈ વાત સ્પષ્ટ ન થઈ. પ્રધાન-મંડળ પ્રત્યે કોંગ્રેસનો પહેલાં જે સદ્ભાવ હતો એ હવે ન રહ્યો, કારણ કે ચૂંટણીઓ દરમ્યાન અમારે પ્રધાનો અને એમની મારફતે જેમને ટેકો મળ્યો હતો એવા ઉમેદવારોનો વિરોધ કરવો પડયો હતો. જ્યારે એ લોકો ફરી વાર પ્રધાન બન્યા અને એમનો વિરોધ કરવો કોંગ્રેસનું કામ મુખ્ય થઈ

પડયું ત્યારે આ અણબનાવ વધતો ગયો. પ્રધાન સર ગણેશદત્તસિંહ, કોંગ્રેસી ઉમેદવારના ડરના માર્યા અનેક જગ્યાએથી ઊભા થયા હતા. પણ ક્યાંયે પોતાની જગ્યા સુરક્ષિત ન દેખાવાથી તેમણે એક ઉમેદવાર સાથે મેળ સાધીને તેને બેસાડી દીધો અને પોતે તેની જગ્યાએ ઉમેદવારી કરી. આ જગ્યા માટે કોંગ્રેસે કોઈ ઉમેદવારને ઊભો નહોતો કર્યો, એટલે સાથી પોતે વગર વિરોધે ચૂંટાઈ ગયા. એ ચૂંટણીમાં ધર્મવાર અને નાતવાર ભેદભાવોનો પ્રચાર કરીને તેનો કેટલાક લાભ લીધો. બધા કોંગ્રેસવાળા પણ કદાચ પોતાની જાતને એમાંથી બચાવી ન શકયા.

હિંદુ અને મુસલમાનો વચ્ચે જે ભેદભાવ ફેલાઈ રહ્યો હતો તે આટલેથી જ અટકવાનો નથી એવી મારી માન્યતા હવે વધુ પાકી બની છે હિંદુઓમા જે અનેક ન્યાતજાત છે તે પણ હિંદુમુસલમાનો પેઠે એકબીજી સાથે અંદર અંદર લડવા લાગશે. મુસલમાનોમા પણ જુદા જુદા પક્ષો ઊભા થશે ભણેલા વર્ગની લડાઈ સરકારી નોકરીઓ અને સરકાર સાથે સંબંધ ધરાવતી સંસ્થાઓના સભ્ય વગેરે થવા માટે થાય છે. કોઈ ને કોઈ વખતે હિંદુ સમાજની જુદી જુદી જાતો વચ્ચે આ જાતની હરીફાઈ વધી જશે અને તે એકબીજા સાથે લડવા લાગશે. આ ચૂંટણીમા એ વાત થોડી થોડી નજરે પડી. આ મતલબનો એક લેખ મેં દેશમાં લખ્યો હતો. કેટલાક લોકોને તે ગમ્યો ન હતો. ત્યારેથી આજ સુધીના અનુભવોએ મારા એ વિચારો વધારે દૃઢ કર્યાં છે કે જ્યારે દેશને સ્થાને આપણે કોઈ ખાસ જાતિને અથવા ખાસ ધર્મને અથવા ખાસ પક્ષને બેસાડવા માંગીએ છીએ ત્યારે આવી જાતની લડાઈ પેદા થયા વિના રહેતી નથી. દેશસેવકોને માટે એક જ રસ્તો છે કે ઓછામાં ઓછું જ્યાં લગી દેશ પૂરેપૂરો સ્વતંત્ર ન બને ત્યાં લગી કોઈ પણ પદ કે પ્રતિષ્ઠાની લાલચ ન કરવી અને કેવળ સેવાને જ ધ્યેય બનાવીને કામ કર્યે જવુ જ્યારે કોઈ એમ વિચારે છે ને કહે છે કે સેવા કરવાને માટે એને કોઈક ખાસ પદની જરૂર છે અને એ પદ મળ્યા વિના એ પોતે સેવા કરી શકે એમ નથી, ત્યારે હુ એ વાતને કેવળ એક છેતરપિંડી જ માનું છુ સેવકને માટે સદાયે જગ્યા ખાલી જ હોય છે. ઉમેદવારોની ભીડ સેવાને અર્થે નથી થતી હોતી પડાપડી તો સેવાના ફળની વહેંચણીને અંગે થતી હોય છે જેનું ધ્યેય કેવળ સેવાનુ ફળ નહીં, સેવા છે, તેને આ ધક્કાધક્કીમાં ઘૂસવાની અને એ હરીફાઈમાં પડવાની કશી જરૂર નથી.

વરસની આખરે, ડિસેમ્બરમાં ગૌહત્તીમાં કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન થવાનું હતું. પ્રમુખપદને માટે ઘણે સ્થળેથી મૌલાના મજરુલ હકનું નામ

આવ્યું હતું. બિહારના લોકોની, તેઓ પ્રમુખ ચૂંટાય એવી ઘણી ઇચ્છા હતી. ત્યાથી કેવળ એમનું જ નામ મોકલવામાં આવ્યું હતું. પરંતુ એમણે આખરની ચૂંટણી થાય તે પહેલાં જ જાહેર કરી દીધું કે, હું પોતે એ પ્રતિષ્ઠાને માટે ઉમેદવાર નથી, લોકોએ કોઈ બીજી યોગ્ય વ્યક્તિને ચૂંટી લેવી જોઈએ. એમના જેવા ઊંચા વ્યક્તિત્વવાળા અને ધ્યેયવાળા મહાપુરુષને છાજે એવું જ એ ઇનકારનું કારણ હતું. એમણે લખેલું કે, હું અત્યારે મારા પ્રાંતમાં હિંદુમુસ્લિમનો કોયડો ઉકેલવાના કામમાં રોકાયેલો છું અને કોંગ્રેસનો પ્રમુખ બની બેસું તો એટલો વખત મારા પ્રાંતના એ કામને સારુ ન આપી શકું. અમારામાંના ઘણાઓએ એમ માન્યું કે એમની એ દલીલ બરાબર નથી; પણ એમાં બીજા કોઈની વાત ચાલી શકે એમ ક્યાં હતું? તેમના ખસી ગયા બાદ શ્રી શ્રીનિવાસ આયંગર સર્વાનુમતે વગર વિરોધે પ્રમુખ ચૂંટાયા; કારણ કે દાક્તર અનસારીના નામની દરખાસ્ત થયેલી પણ તેમણે પોતાનું નામ ખેંચી લીધું હતું.

મોટાભાઈ અને હું બંને સહકુટુંબ કાનપુર કોંગ્રેસમાં ગયા હતા. ત્યાં મીરાબહેન સાથે પહેલી વાર મારી મુલાકાત થઈ. થોડા દિવસ પહેલાં તેઓ હિંદુસ્તાન આવી પહોંચ્યાં હતા, પણ અમે મળી શક્યાં નહોતાં. એ વખતથી એમની ભક્તિ અને વિશ્વાસ તથા શ્રદ્ધાની છાપ મારા દિલ ઉપર પડેલી છે. તેઓ એક અંગ્રેજ ઍડમિરલ (નૌકાસેનાપતિ)નાં દીકરી છે. એમના પિતા હિંદુસ્તાનમાં ઍડમિરલ તરીકે રહ્યા હતા. એ વખતે તેઓ પણ પોતાના પિતાની સાથે મુંબઈમાં હતાં. એવાં મહિલાનું મહાત્માજીના આશ્રમમાં આવવું અને ત્યાંના લોકોની જોડે હળીમળી જવું અંગ્રેજોને કેવી રીતે ગમે ભલા! કેટલાંક અંગ્રેજી છાપાંઓએ એ ખબર છાપતાં લખ્યું કે ગાંધીજીએ એમને એક રીતે ફોસલાવીને રાખી લીધાં છે. વાત એમ ન હતી. મીરાબહેને એનું ખંડન કર્યું. વાત એમ હતી કે જર્મન લડાઈ વખતે તેઓ લડાઈની કાપાકાપીથી કંટાળી ગયાં હતાં. આવા ભયાનક જીવનમાંથી ઊગરવાનો કોઈ માર્ગ રોમે રોલાં બતાવશે એમ માનીને તેઓ ઘર છોડીને રોમે રોલાં પાસે ગયાં. રોમે રોલાંએ એમને ગાંધીજીનાં પુસ્તકો વાંચવાની સલાહ આપી અને કહ્યું કે એમની તરસ ત્યાં આગળ જ છીપી શકશે. ગાંધીજીનાં લખેલાં જે પુસ્તકો મળી શક્યાં એ મીરાબહેને વાંચ્યાં. જેમ જેમ એ વાંચતાં ગયાં તેમ તેમ એમનો વિશ્વાસ બેસતો ગયો અને દૃઢ થતો ગયો. છેવટે એ ગાંધીજી પાસે આવવા તૈયાર થયાં, પણ ગાંધીજીએ એમને વાર્યાં. આથી વિલાયતમાં જ તેઓ બને તેટલું આશ્રમજીવન ગાળવા લાગ્યાં. આખરે જ્યારે એમણે બહુ જ હઠ પકડી ત્યારે

ગાંધીજીએ એમને આવવાની રજા આપી ત્યારથી તેઓ સતત એમની સાથે જ રહ્યાં છે. એમની પાસે એમનું પોતાનું જે કંઈ હતું એ બધું એમણે ગાંધીજીને અર્પણ કરી દીધું છે.

ત્યાંથી હું જોનપુર કાયસ્થ પરિષદમાં પ્રમુખ તરીકે ગયો, એ વાત હું ઉપર કરી ગયો છું. કેટલાક ભાઈઓને મારું ત્યાં જવું ગમ્યું નહીં. એમનું કહેવું એમ હતું કે કૉંગ્રેસીઓએ કોઈ ખાસ જ્ઞાતિસંસ્થા જોડે સંબંધ ન રાખવો જોઈએ; કારણ કે એમ કરવાથી એમની રાષ્ટ્રીયતાને આઘાત પહોંચે છે અને લોકોમાં બુદ્ધિભેદ પેદા થવાનો સંભવ રહે છે. મેં કોઈ ખાસ જ્ઞાતિની રાજકીય ઉન્નતિ અથવા એના હકોના રક્ષણના ખ્યાલથી પ્રમુખપદ સ્વીકાર્યું ન હતું. મેં વિચાર્યું હતું કે અમારા સમાજમાં ઘણા કુરિવાજો ચાલે છે; તે નીકળવામાં અમારા સમાજની કોઈ ખાસ સંસ્થામાં જોડાવાથી કંઈ કે મદદ થઈ શકાશે તો એ સારું જ થશે. ત્યાં મેં જે ભાષણ કર્યું એ પણ એવી જ જાતનું હતું. એમાં રાષ્ટ્રીયતાને વિરોધી એક પણ વાત ન હતી, તેમ જ નાતજાત વચ્ચેના ભેદ વધારનારીયે કોઈ વાત ન હતી; બલ્કે, મેં તો એ મંચ ઉપરથી રાષ્ટ્રીયતાનું જ સમર્થન કર્યું હતું. પરિષદમાં બીજી નાતના સ્થાનિક લોકોને પણ આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. એવા જે લોકો ત્યાં હાજર હતા એમણે મને મારા ભાષણ ઉપર વધામણી આપતાં કહ્યું કે નાતની પરિષદના મંચ ઉપરથી આવી જાતનાં ભાષણો થતાં રહે તો અંદર અંદર ઝઘડાઓ પેદા ન થાય.

કાયસ્થની પરિષદ જૂની સંસ્થા છે. એમાં અનેક વૃદ્ધ અને કાર્યકુશળ સેવકો છે. હું એમની વચ્ચે એક નવી વિચિત્ર વ્યક્તિ હતો; કારણ કે તે પહેલાં હું કદી પણ કાયસ્થ પરિષદમાં ગયો ન હતો. જૂના વિચારવાળા લોકોમાંના કેટલાકને મારું ભાષણ પણ કદાચ પસંદ નહીં પડ્યું હોય. એટલે હું સમજી શકતો હતો કે ત્યાંનું કામકાજ કેટલાકને ગમ્યું નથી; પણ અધિવેશન સફળતાપૂર્વક પૂરું થયું. મને ખેદ એટલો જ છે કે જે આશા અને અભિલાષા સાથે હું ત્યાં ગયો હતો એ મોટે ભાગે પાર પડી નહીં. એનો વાંક બીજા કોઈ ઉપર ઢોળવાને બદલે મારે મારા પર જ નાખવો જોઈએ; કારણ કે બીજાં કામોમાં પડેલો હોવાથી હું મારી પૂરેપૂરી શક્તિ ખર્ચીને એને સારુ પ્રયત્ન સુધ્ધાં કરી ન શક્યો.

# બિહાર વિદ્યાપીઠ અને ખાદીપ્રચારનુ કામ

એ દિવસોમા મારો ઘણો સમય ખાદીકાર્યની દેખરેખ રાખવામા તથા બિહાર વિદ્યાપીઠના ખરચને માટે નાણા ઉઘરાવવામા જતો હતો. અમે શરૂઆતથી જ જોઈ લીધુ કે વિદ્યાપીઠ પ્રત્યે ઘણા ભાઈઓ એક રીતે ઉદાસીન છે, કેટલાક તો એને તિરસ્કારની નજરે જોતા હતા. ૧૯૨૧મા એ મનોવૃત્તિ થોડી થોડી નજરે પડવા માડી હતી સૌથી વધારે આશ્ચર્યની અને દુ ખની વાત એ હતી કે જે લોકોએ ઘણો આગ્રહ કરીને એની સ્થાપના કરાવી હતી એ લોકો જ એના પ્રત્યે ઉદાસીન થઈ ગયા હતા અથવા એના વિરોધી બની ગયા હતા શરૂઆતમા એક ભાડાના મકાનમા એનો આરંભ કરવામા આવ્યો હતો. મહિનેદહાડે આશરે બસો રૂપિયા ભાડા પેટે આપવા પડતા હતા. અમે જેમ બને તેમ ખરચ ઓછુ કરવાનો વિચાર કર્યો અને એમ નક્કી કર્યું કે વિદ્યાપીઠ સદાકત આશ્રમમા લઈ જવી. એ આશ્રમ મઝરુલ હક સાહેબે સ્થાપ્યો હતો, અને એમણે થોડા મકાનો પણ બનાવ્યા હતા હક સાહેબને એ વાત ખૂબ ગમી ગઈ અમે વિદ્યાપીઠને ત્યા લઈ ગયા. કેટલાક નવા મકાનો પણ બધાવી લીધા એમા લગભગ બધા વિદ્યાર્થીઓ તેમ જ મોટા ભાગના શિક્ષકો રહેવા લાગ્યા વિદ્યાર્થીઓની સખ્યા ઘટવા માડી હતી જુદા જુદા જિલ્લાઓમા કાઢવામા આવેલી અનેક નિશાળો ઠેકઠેકાણે બધ પડવા લાગી હતી લોકોનો ઉત્સાહ ઓસરતો જતો હતો ઘણી નિશાળો પૈસાના ને વિદ્યાર્થીઓના અભાવે બધ થઈ ગઈ હતી તેમ છતા ૧૯૨૬ની સાલના માર્ચમા નવ હાઈસ્કૂલો, સોળ મિડલસ્કૂલો ને ત્રીસ પ્રાથમિક શાળાઓ ચાલતી હતી જેમા વિદ્યાર્થીઓની સંખ્યા અનુક્રમે ૭૯૭, ૧૨૮૫ ને ૧૦૧૯ અને શિક્ષકોની સખ્યા ૭૯, ૭૦ અને ૩૪ તથા માસિક ખર્ચ ૧૯૫૦, ૧૨૬૦ અને ૪૨૬ રૂપિયાનું હતું એટલે કે બધી મળીને ૫૫ નિશાળો હતી અને એમા ૧૮૩ શિક્ષકો કામ કરી રહ્યા હતા તથા મહિને ૩૬૩૬ રૂપિયાનુ ખર્ચ આવતુ હતુ પણ કેટલીક નિશાળો બધી મુશ્કેલીઓનો સામનો કરીને ટકી રહી અને આજ લગી ચાલુ રહી છે આમ, અમને વિદ્યાપીઠને ચાલુ રાખવી એ જરૂરનું જણાયુ એટલે અમે જરૂર પડ્યે વખતોવખત એને માટે ઉઘરાણુ કરી લાવવાનું રાખ્યુ.

મહારાષ્ટ્રમાં અમે જોયું હતું કે ત્યાંના લોકો કેટલીયે સંસ્થાઓ વરસો-વરસ ઉઘરાણું કરીને ચલાવે છે. એ ઉઘરાણું ભરનારાઓમાં કોઈ એક જણે આપેલી રકમનો આંકડો બહુ મોટો નથી હોતો; પણ ઘણા જણ પાંચદસ રૂપિયા કે એથી પણ ઓછી રકમ દર વરસે આપવાનું વચન આપે છે, અને એ બધા સભ્યોને સંસ્થાનો વાષિક અહેવાલ વી. પી.થી દર વરસે મોકલી આપવામાં આવે છે, અને થોડા દિવસમાં વી પી.ના જવાબમાં ફાળાના બધા રૂપિયા આવી જાય છે. અમે પણ કંઈક એવું કરવાનું વિચાર્યું કેટલીયે જગ્યાએ ફરી ફરીને અમે વરસે પાંચ પાચ રૂપિયા આપનારા સભ્યો બનાવ્યા. જે લોકો એકસામટી મોટી રકમ આપતા એમને અમે આજીવન સભ્ય કે ટ્રસ્ટી બનાવતા. પણ અમારા પ્રાંતમા લોકોને આવી રીતે દર વરસે નિયમસર ફાળો ભરવાની ટેવ નથી પડી. જેમણે વચનો આપ્યાં હતાં અને સભ્યનું ફૉર્મ ભરી આપ્યું હતું એમણે પણ વરસની આખરે ઘણી માથાકૂટ પછી રૂપિયા ભર્યા અને એક બે વરસ પછી એ આપવાનું સાવ બંધ કર્યું. સભ્યોએ આપવા કહેલી રકમ આગેવાનો દર વરસે ઉઘરાવવા જાય એ શક્ય ન હતું ટૂંકમાં, એ રીત સફળ ન થઈ. એટલે ફરતાં ફરતાં જ્યાં ગયા ત્યાંથી હમેશાં કંઈક ને કંઈક અમારે વિદ્યાપીઠને માટે લાવવું પડતું. એટલું ખરું કે પટનામાં કેટલાક સદ્‌ગૃહસ્થોએ મહિને મહિને લવાજમ આપવાનું માથે લીધું હતું ને એમાંના ઘણાખરા નિયમસર આપતા આવ્યા છે. શરૂઆતમાં એક સદ્‌ગૃહસ્થ (શ્રી ભગવાનદાસે) થોડીક જમીન દાનમાં આપેલી, એમાંથી દર વરસે થોડીક આવક મળી રહેતી. કેટલાક દિવસ પછી મુજફ્ફરપુરના શ્રી ગજાધરપ્રસાદ સાહુએ પોતાના ટ્રસ્ટમાંથી થોડુંક વિદ્યાપીઠને પણ આપ્યુ, ને એ રકમ નિયમપૂર્વક મળ્યા કરતી હતી. પણ એકંદરે વિદ્યાપીઠને હમેશ પૈસાની તંગીમાં રહેવું પડ્યું.

સાધારણ લોકોને એની ઉપયોગિતા વિષે અને ત્યાં મળતી કેળવણી-ને વિષે વિશ્વાસ બેસે એ હેતુથી અમે સારા સારા વિદ્વાનોને ત્યાં બોલાવવાના પ્રયત્નો કર્યા. કાશીથી પ્રખ્યાત વિદ્વાન શ્રી રામદાસ ગૌડજી આવ્યા. એ જ પ્રમાણે બંગાળથી યુનિવર્સિટી- ઓની પરીક્ષા પસાર કરવામાં નામના મેળવેલા કેટલાક વિદ્વાન શિક્ષકોને લાવ્યા. થોડાક વખત પછી પ્રાચીન ભારતીય ઇતિહાસના પ્રખ્યાત તજ્જ્ઞ શ્રી જયચંદ્ર વિદ્યાલંકાર પણ વિદ્યાપીઠમાં ઇતિહાસના શિક્ષક બનીને આવેલા મને એમની સાથે ત્યારે ઓળખાણ થયેલી; આગળ જતાં એ વધારે ગાઢ બની, અને ભારતી ઇતિહાસ પરિષદના જન્મનાં કારણોમાંનું એક મુખ્ય કારણ બની. પણ આટલું છતાંયે વિદ્યાર્થીઓની સંખ્યા ઘટતી જ ગઈ. અમે ત્યાંના અભ્યાસ-

ક્રમમાં પણ વખતોવખત ફેરફારો કર્યા. અને વિદ્યાર્થીઓ કેવળ પુસ્તકિયા વિદ્યા ન મેળવતાં વધારે કાર્યકુશળ દેશસેવકો બને તેને માટે પણ પ્રયત્ન કર્યો. પણ એ બધુયે કરવા છતાં રાષ્ટ્રીય કેળવણી બહુ મર્યાદિત ક્ષેત્રમાં જ રહી. પણ રહી તેટલા પ્રમાણમાં અમારા વિદ્યાર્થીઓ અને શિક્ષકો સારા સેવકો નીવડ્યા છે. સત્યાગ્રહના વખતમાં તેમણે હમેશાં ખૂબ કામ કર્યું છે.

૧૯૨૬ના માર્ચમાં પદવીદાન સમારંભ વખતે દીક્ષાંત ભાષણ આપવાને સારુ શ્રી રાજગોપાલાચારીને બોલાવવામાં આવ્યા હતા. એમણે કહેલું કે આ વિદ્યાલયોએ આપણા ઉત્સાહની જ્યોત પ્રજ્વલિત રાખી છે એ વાત અક્ષરશઃ સાચી છે. એ પદવીદાન સમારંભ બહુ ઉત્સાહપૂર્વક કરવામાં આવ્યો હતો એમનું ભાષણ પણ બહુ સુંદર અને જુસ્સાદાર હતું. જે લોકો એ ઉત્સવમાં આવેલા એ બધાએ એ ભાષણનાં ભારોભાર વખાણ કર્યાં વિદ્યાપીઠ અને વિદ્યાપીઠના વિદ્યાર્થીઓની સરળતાની સાથે સરકારી યુનિવર્સિટીના પદવીદાન સમારંભોના ઠઠારાની સરખામણી કરીને અમારી નાનકડી સંસ્થાની ઉપયોગિતા લોકો કબૂલવા લાગ્યા હતા.

વિદ્યાપીઠને અપાતા સમય ઉપરાંતનો મારો મોટા ભાગનો વખત ખાદીના કામમાં જતો હતો, એ હુ પહેલા કહી ગયો. ખાદીના કામની શરૂઆતથી જ મને એમા રસ હતો; પણ એ દિવસોમાં હુ એને જેટલો વખત આપી શક્યો એટલો પહેલાં કદી આપી શક્યો ન હતો, ને ત્યાર પછીયે આપી શક્યો નથી. બિહારમાં ખાદીનું કામ ૧૯૨૧માં, જ્યારે બિહાર પ્રાંતિક સમિતિને સ્વરાજફાળામાંથી સારીસરખી રકમ એ કામને સારુ મળી ત્યારે, શરૂ થયું. શરૂઆતમાં એ કામ ચલાવવાનો ભાર પ્રાંતિક સમિતિએ પોતાને માથે લીધો. કેટલાયે જણને એ કામ ચલાવવા સારુ જુદા જુદા જિલ્લાઓમાં નીમવામાં આવ્યા. પણ પ્રાંતિક સમિતિમાંનાં કોઈને કે આ નીમેલા લોકોને કાંઈ અનુભવ ન હતો, એટલે પરિણામ કંઈ સારું ન આવ્યુ.

કૉગ્રેસ કાર્યકર્તા શ્રી રામવિનોદસિંહે સ્વતંત્ર રીતે આ કામ શરૂ કર્યું. એમને આચાર્ય કૃપાલાનીની મદદ મળી. મધુવનીમાં એક ઉત્પત્તિ-કેન્દ્ર ખોલીને તેઓ સારી ખાદી તૈયાર કરવા લાગ્યા. બીજા પ્રાંતોમાં પણ એ ખાદી જવા લાગી. ખાદી સંબંધી કામમાં એમણે બિહારનું નામ ઉન્નત કર્યું. આચાર્ય કૃપાલાનીની ભલામણ અને મારી સંમતિથી કામ વધારવા માટે એમને ખાદીબોર્ડ તરફથી એક મોટી રકમ કરજે આપવામાં આવી. પ્રાંતિક સમિતિનું કામ બહુ સફળ ન થયુ; કારણ કે એ કામનો ફેલાવો તો ઘણો થયો પણ તેમાં શાસ્ત્રીય જ્ઞાન તથા વેપારી બુદ્ધિ

વાપરવામાં ન આવી. એટલે એમાં નુકસાન પણ સારી પેઠે આવ્યું. જ્યારે અખિલ ભારત ચરખા સંઘની સ્થાપના થઈ અને હું એજન્ટ નિમાયો તથા શ્રી લક્ષ્મીનારાયણ મંત્રી બન્યા ત્યારે આખું કામ નવેસરથી વ્યવસ્થિત કરવામાં આવ્યું. ઘણા ભંડારો બંધ કરી નાખવામાં આવ્યા. જ્યાં ખોટ ખાધા વગર કામ ચાલી શકે એમ હતું ત્યાં ચાલુ રાખવામાં આવ્યું. એથી કેટલાક કૉંગ્રેસી કાર્યકર્તાઓને માઠું લાગ્યું. જે લોકો ખાદીકામ કરવા આવ્યા એમના ઉપર અંકુશ પણ વધારે મુકાવા માંડ્યો. એકાગ્રતાથી આ કામમાં ગૂંથાઈ જવાને માટે એમના ઉપર દબાણ કરવામાં આવ્યું. એથી એ ફાયદો થયો કે કામની વ્યવસ્થા ખૂબ સુધરી ગઈ ને ખાદીની ઉત્પત્તિ તથા વેચાણ વધવા લાગ્યાં.

હું એ દિવસોમાં વરસમાં એક વાર લગભગ બધાં ઉત્પત્તિકેંદ્રોમાં જઈ આવતો અને ત્યાં એક એક બે દિવસ રોકાઈને કામ જોતો. ભંડારમાં નવા સૂતરની ખરીદી અને રૂનું વેચાણ ચાલતું ત્યારે હું જાતે બેસતો, પોતાને હાથે ક સૂતર તોળતો, ખરીદવેચાણનું કામ પણ કરતો, તથા કપડાનું વણાટકામ પણ જઈને જોતો અને તૈયાર કપડાની કિંમત કાઢવામાં બને એટલો ભાગ લેતો. આથી કરીને મારું પોતાનું જ્ઞાન વધતું ગયું તથા એ વિષયમાં આપણે કેટલું ઓછું જાણીએ છીએ તથા આપણી જાણકારીનો અભાવ એ જ નુકસાનનું મુખ્ય કારણ છે, એ વાતનો અનુભવ થયો. અમે ખર્ચને માટે જે અંદાજપત્રો બનાવતા એ ચરખા સંઘના મંત્રી શ્રી શંકરલાલ બૅંકર અને એમના કાર્યાલયના માણસો બરાબર જોઈ વિચારીને પછી જ મંજૂર કરતા. છતાં ઘણી વાર ખોટ આવતી.

એ વખતે ખાદીનો બહોળો ફેલાવો કરવાની અમારી સૌની ઇચ્છા રહેતી હતી. અખિલ ભારત ચરખા સંઘની નીતિ પણ ખાદીને જેટલી સસ્તી બનાવી શકાય એટલી સસ્તી બનાવવાની અને સસ્તી વેચવાની હતી. એટલે એ નીતિને અનુસરીને સસ્તામાં સસ્તે દરે સૂતર ખરીદવાનો, ઓછામાં ઓછું વણામણ આપીને એ વણાવવાનો અને દુકાનોમાં ઓછામાં ઓછું ખરચ કરીને એ વેચવાનો પ્રયત્ન ચાલતો. એનું પરિણામ એ આવતું કે કાર્યકર્તાઓની ખેંચ અને એમની અયોગ્યતાને લઈને દુકાનોમાં ખાદીનું વેચાણ બરાબર થતું નહીં, માલનો ચોક્કસ હિસાબ ન રહેતો અને જોકે ઉત્પત્તિકેંદ્રોની સ્થિતિ કંઈક સારી હતી તોપણ એ પૂરેપૂરી સંતોષકારક નહોતી. એટલે પછી એના પર દેખરેખ રાખવાની બહુ જરૂર રહેતી હતી. એટલું જરૂર કહી શકાય કે એ દિવસોમાં ચરખા સંઘની જેટલી શાખાઓ હતી એમાં બિહારની ખાદી મોટે ભાગે સસ્તી

અને સારી પણ થતી હતી. ઝીણી ખાદી માટે આમ્ર પ્રખ્યાત હતું. બિહારની કોકડી બધા પ્રાંતમા જતી હતી, અને એને લીધે બિહારની ખૂબ ખ્યાતિ થઈ હતી. રંગવાછાપવાનું કામ પણ શરૂ કરી દેવામા આવ્યુ હતુ. એટલે હવે રંગબેરંગી ખાદી મળી શકતી હતી, પણ મને સંતોષ થાય એટલી પાકી વ્યવસ્થા થઈ શકી નહોતી

કામ શરૂ કરવામા આવ્યુ ત્યારે ખાદી વિભાગનુ કાર્યાલય અને મુખ્ય ભંડાર પટનામા હતા મોટા ભાગની ખાદી દરભંગા જિલ્લામા તૈયાર થતી, પણ કેંદ્રીય ભંડાર પટનામા હતો. એમા ઘણી અગવડ હતી, પણ અમે બધા પટનામા રહેતા હતા એટલે કેંદ્રીય ભંડાર તથા કાર્યાલયને ત્યાથી ખસેડવાનુ મન થતુ ન હતુ. જ્યારે લક્ષ્મીબાબુ મંત્રી બન્યા અને કામકાજ વધારવાનો વિચાર થયો ત્યારે નક્કી કરવામા આવ્યુ કે કામકાજ મુજફ્ફરપુર લઈ જવુ પટનાના મિત્રોએ એમ કરવા સામે સખત વાંધો લીધો પણ મને એમા ફાયદો જણાયો, એટલે મે એમ કરવાની સંમતિ આપી મુજફ્ફરપુરમા ગંડકી નદીને કિનારે અખાડાઘાટ ઉપર થોડા ઝૂંપડા ઊભા થયા એમા કાર્યકર્તાઓ રહેવા લાગ્યા અને ત્યા રંગવા વગેરેનુ કામ ચાલવા લાગ્યુ સ્થાન બહુ સરસ હતુ હુ ત્યા જઈને કેટલીક વાર રહેતો માલ રાખવાની ગોદામ અને મુખ્ય ભંડાર શહેરમા મરૈગંજમા ભાડાના મકાનમા રાખવામા આવ્યા હતા અહી કામ પહેલા કરતા ઘણું આગળ વધ્યુ થોડા વખત પછી અમને લાગ્યુ કે આ વ્યવસ્થા બરાબર નથી, કારણ કે મોટા ભાગના ઉત્પત્તિકેંદ્રો દરભંગા જિલ્લામા હતા ત્યા ખાદી તૈયાર કરાવીને એ મુજફ્ફરપુર લાવવામા આવતી મુજફ્ફરપુરમા ધોવા, રંગવા અને છાપવા વગેરેનુ કામ થતું પછી એ ખાદી વેચાણ માટે ખાદી ભંડારોમા મોકલવામા આવતી એમા ખરચ ઘણુ આવતુ, એટલે પછી મુખ્ય ભંડાર મધુબની (દરભંગા)મા લઈ જવાનું ઠરાવ્યુ એ પહેલા ત્યા રામવિનોદબાબુનો ભંડાર હતો, એટલે ચરખા સંઘનુ કામ ત્યા મધુબનીમા ન વધારતા મંડપમા કરવામા આવતુ હતુ જેથી બંને સંસ્થાઓ વચ્ચે ચડસાચડસી ઊભી ન થાય અને બંને છૂટથી પોતપોતાની રીતે કામ આગળ વધારી શકે પણ થોડા દિવસોમા જ, રામવિનોદબાબુ અને એમના સાથીઓ ની — જેમા મુખ્યત્વે શ્રી ધ્વજાપ્રસાદ અને રામદેવ ઠાકુર હતા — વચ્ચે મતભેદ પડ્યો ચરખા સંઘની સરખામણીમા રામવિનોદબાબુનુ કામ પણ ઓછુ થઈ ગયુ એટલે પછી મધુબની જવામા જ સગવડ જણાઈ એક તો એ કેંદ્ર ઘણુ મોટુ બની શકે એમ હતુ અને બીજા અનેક ઉત્પત્તિકેંદ્રોને સારુ એ એક એવી જગા હતી જ્યાથી કાર્યકર્તાઓને આવવાજવામા

સારી સગવડ હતી. ત્રીજું ત્યાં રેલ, તાર, ટપાલ, બેંક વગેરેની પણ સગવડ હતી; એટલે કાર્યાલય મુજફ્ફરપુરથી મધુવની લઈ જવામાં આવ્યું. ધીમે ધીમે ત્યાં ચરખા સંઘનું પોતાનું મકાન ઊભું થયું. આજે તો એ એક જોવા જેવું સ્થળ બની ગયું છે. આ બધું બનતાં કોણ જાણે કેટલાંયે વરસ વીત્યાં, પણ એ બધી વાત એક જ જગ્યાએ આપી દેવાનું ઠીક લાગ્યું.

૧૯૨૬માં ખાદી અંગે મારું મુખ્ય કામ ઠેકઠેકાણે ખાદીપ્રદર્શનો કરાવવાનું હતું. ખાદીમાં બધા લોકો રસ લેતા થાય એવો મારો પ્રયત્ન રહેતો. એ હેતુથી પટનામાં સફળતાપૂર્વક પ્રદર્શન કરવામાં આવ્યું હતું. એની વાત ઉપર આવી ગઈ છે. ૧૯૨૬નાં પ્રદર્શનોમાં પણ એ દિશામાં વધારે પ્રયત્નો કરવામાં આવ્યાં. અનેક સ્થળોએ અંગ્રેજો તથા બીજા પરદેશીઓએ પણ એમાં રસ લીધો. બેતિયા (ચંપારણ)નું પ્રદર્શન એ વખતના બેતિયા રાજના મૅનેજર મિસ્ટર એચ. સી. પ્રાયર, આઈ. સી. એસે. ખુલ્લું મૂક્યું. મિસ્ટર રુથરફોર્ડ પછી તેઓ ત્યાંના મૅનેજર બન્યા હતા. મોતીહારીનું પ્રદર્શન રેવરંડ જે. ઝેડ. હોજે ખુલ્લું મૂક્યું હતું તેઓ એક પ્રતિષ્ઠિત પાદરી હતા. એમની સાથે મને તથા ગાંધીજીને પહેલેથી ઓળખાણ હતી. જમશેદપુરમાં પણ એક સરસ પ્રદર્શન ભરાયું. રાતદહાડો ચીમનીમાંથી ધુમાડો ઓકતાં, લોઢાના રસની નદીઓ વહેવડાવતાં, લોખંડની જબરદસ્ત શિલાઓને લોટની રોટલી જેટલી સહેલાઈથી વણી નાખતા અને પતરાં તથા રેલગાડીના લાંબા લાંબા પાટા તૈયાર કરતાં કારખાનાઓથી ખીચોખીચ ભરેલા એ શહેરમાં તકલી અને રેંટિયાનું પ્રદર્શન એક અજબ જેવી વસ્તુ હતી. ત્યાં એ ગોઠવવું એ જ એક ભારે સાહસ હતું. અને કારખાનાંઓના અમલદારોને આ નાનકડા સંચાની કરામત બતાવવા બેસવું એ તો વળી એથીયે ભારે સાહસ હતું. છતાં અમે એ સાહસ ખેડ્યું. તાતા કંપનીના એક એન્જિનિયર અને જમશેદપુરના ટાઉન ઍડમિનિસ્ટ્રેટરને પ્રદર્શન ખુલ્લું મૂકવાની વિનંતી કરવામાં આવી. એમણે એ સ્વીકારી અને ખાદીની ઉપયોગિતા બાબત એક સરસ ભાષણ પણ આપ્યું. કંપનીના જનરલ મૅનેજર મિસ્ટર કીનન. અને એમનાં પત્ની પણ પ્રદર્શનમાં આવ્યાં ને બંનેએ થોડીક ખાદી ખરીદી તેઓ બંને અમેરિકાના રહેવાસી હતાં. કંપનીના બીજા લગભગ બધા મોટા મોટા અમલદારો પ્રદર્શનમાં આવ્યા. ખાદીનું વેચાણ પણ સારું થયું. લોકોના આગ્રહથી શહેરના બીજા મહોલ્લામાં એક બીજું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું. એ વરસે પ્રાંતનાં લગભગ બધા મોટાં મોટાં શહેરોમાં પ્રદર્શનો કરવામાં આવ્યાં. અને તેમનું ઉદ્દ્ઘાટન મોટે ભાગે તે તે જગ્યાના પ્રતિષ્ઠિત માણસો પાસે કરાવ્યું. કેટલીક

જગાએ મે' ઉદ્ઘાટન કર્યું. આ પ્રદર્શનોથી ખાદીનો ખૂબ પ્રચાર થયો એટલું જ નહીં, પણ એનું વેચાણ પણ સારી પેઠે થયુ જે નવો માલ તૈયાર થયો હતો તેનો નિકાલ કરવામાં ઘણી મદદ મળી. ૧૯૨૫મા ગાંધીજીએ બિહારના કેટલાક જિલ્લાઓમા જે પ્રવાસ કર્યો હતો તેમા ખાદી અને દેશબંધુ દાસ સ્મારક ફાળા માટે રૂપિયા ભેગા કર્યા હતા. બિહારમા લગભગ પચાસ હજાર રૂપિયા ભેગા કરવામાં આવ્યા હતા. એ રકમ મૂળ મૂડીમા ભેળવી દેવામા આવેલી. એથી કામ ખૂબ આગળ વધવા માંડયું હતુ.

પણ મહાત્માજીની તબિયત મોટે ભાગે સારી રહેતી નહોતી. લોહીનું દબાણ વધી જતું હતુ. તેઓ ગરમીની મોસમમા મૈસૂર રાજ્યના નંદી પહાડ પર આરામ લેવાને ગયા. હુ પણ ત્યા ગયો ઘણા દિવસ સુધી એમની સાથે રહ્યો. જગ્યા અતિ રળિયામણી હતી. પહાડ ઉપર ચડવાનુ થોડુંક અઘરુ હતું. પણ તે વખત સુધીમા મારો દમનો રોગ એટલો બધો વધી ગયો નહોતો ઉનાળામા તો હુ ઘણે ભાગે સાજો જ રહુ છુ એટલે હુ મારી જાતે જ પહાડ ઉપર ચડયો અને પાછો નીચે પણ ઊતર્યો એ પ્રદેશની મારી એ પહેલી મુસાફરી હતી ત્યાથી મહાત્માજીની સાથે બેંગલોર આવ્યો અને ત્યા રોકાયો ત્યા ખાદીનુ એક મોટું પ્રદર્શન થયુ એમા તામિલનાડ અને આંધ્રની શાખાઓએ ખાસ ભાગ લીધો પોતાની ઢબનું એ પ્રદર્શન ઘણુ જ સરસ થયુ હતું. મૈસૂર રાજ્યમા ખાદી પ્રચારની વ્યવસ્થિત રૂપે શરૂઆત એમાથી જ થઈ તે પ્રસંગે ખાદી બનાવવાની જુદી જુદી ક્રિયાઓના પ્રદર્શનની સાથે સાથે ખાદી વિશે ભાષણો પણ થયા

દક્ષિણમા હિંદીપ્રચારનું કામ પણ ચાલતુ હતુ. ત્યાં એક ખાસ સંમેલન કરીને કેટલાક પરીક્ષામા પસાર થયેલા વિદ્યાર્થીઓને પ્રમાણપત્ર આપવામા આવ્યા મે પહેલી વાર હિંદી માટેનો ઉત્સાહ જોયો એક જ સાથે હિંદી શીખનારા પતિપત્ની, માબેટી, સાસુવહુ અને બાપદીકરો ત્યા જોવા મળ્યા તેઓ પરીક્ષામાં સાથે બેસતા મારે સારુ આ બધો નવો અનુભવ હતો એ યાત્રાને હુ મારે માટે ઘણી જ બોધપ્રદ માનું છુ

બેંગલોરનુ પ્રદર્શન પૂરુ થયા પછી હુ દક્ષિણના અનેક સ્થળોએ ફર્યો તામિલનાડનો મુખ્ય ભંડાર જોયો. એ તિરુપુરમા હતો બીજા પણ કેટલાયે ભંડારો મે જોયા રાજાજીએ પોતાનો આશ્રમ સેલમ જિલ્લામા રાખ્યો હતો. ત્યા તેઓ ધમધોકાર ખાદીનુ કામ ચલાવતા હતા ત્યા પણ હું ગયો આ બધી જગ્યાએ ત્યાના કામની પદ્ધતિ અને વ્યવસ્થાનું પૂરેપૂરુ અધ્યયન કર્યું. જે કંઈ નવુ જાણવા જેવુ ત્યા મળ્યુ એ અમારા પ્રાંતમા

દાખલ કરવાનો પ્રયત્ન પણ કર્યો. ત્યાંની વ્યવસ્થા અને હિસાબ રાખવાની રીત મને બહુ પસંદ પડી. મેં એ બધું બરાબર સમજી લીધું. એ દિવસોમાં ખાદીનું સૌથી વધારે ઉત્પાદન તામિલનાડમાં થતું હતું. સૌથી ઝીણી ખાદી (કોકટી સિવાયની) આંધ્ર દેશમાં થતી હતી. એટલે મેં વિચાર્યું કે તામિલનાડનું સંગઠન જોયા પછી આંધ્રમાં પણ જવું જોઈએ. હું ત્યાં જાઉં અને ખાદી વિષે ભાષણ આપું એવો ત્યાંના ચરખા સંઘના મંત્રી શ્રી સીતારામ શાસ્ત્રીનો આગ્રહ હતો.

પાછા વળતી વખતે હું આંધ્રમાં થઈને આવ્યો. આંધ્રના કેટલાયે જિલ્લાઓમાં હું ગયો. બધે સ્થળે મેં ખાદી વિષે ભાષણો કર્યાં. ત્યાં મારાં ભાષણો અંગ્રેજીમાં જ થયાં. મેં જોયું કે હું જે શાસ્ત્રીય ઢબે લોકોને ખાદીને વિષે સમજાવતો હતો એની સારી અસર પડતી હતી — ખાસ કરીને ભણેલા વર્ગ ઉપર, જે ઘણુંખરું ખાદીની ઉપયોગિતા અને તેની સફળતાની બાબતમાં ઘણી જ શંકા-કુશંકામાં અટવાયા કરતો હતો. ત્યાંના લોકોએ મને કહ્યું કે તમારા પ્રવાસથી ખાદીપ્રચારમાં અમને સારી મદદ મળી. જ્યારે હું પટના પાછો આવ્યો ત્યારે કેટલાક ભાઈઓને લાગ્યું કે મારાં ભાષણોમાં મેં જે કંઈ કહ્યું છે એ બધું લખી કાઢું તો સારું. એટલે મેં મારાં ભાષણોનો સાર લખી નાખ્યો. ઇકોનોમિક્સ ઑફ ખાદી (ખાદીનું અર્થશાસ્ત્ર)ને નામે એ નાનકડી ચોપડી પ્રસિદ્ધ થઈ. खादीका अर्थशास्त्र એ નામે એનું હિંદીમાં રૂપાંતર પણ છપાયું. આ રીતે એ વરસનો ઘણો વખત ખાદીના કામમાં વીત્યો.

૬૯

## આસામનો પ્રવાસ

કાનપુર કોંગ્રેસ વખતે આસામના કેટલાક ભાઈઓ આવેલા તેમાં શ્રી નવીનચંદ્ર બારડોલાઈ મુખ્ય હતા. તેઓ મારા એક જૂના ઓળખીતા મિત્ર હતા. જ્યારે અમે બંને કલકત્તા હાઈકોર્ટમાં વકીલાત કરતા હતા ત્યારથી જ એમની સાથે મારો ગાઢ સંબંધ બંધાયો હતો. અસહકારની ચળવળમાં તેઓ શરૂઆતથી જ દાખલ થયા હતા, અને એમના પોતાના પ્રાંતના મુખ્ય માણસોમાંના એક હતા. એ લોકોની ઇચ્છા કોંગ્રેસને આસામમાં નોતરવાની હતી. એ બાબતમાં એમણે મારી સલાહ માગી. મેં એમને વાર્યા; કારણ કે ગયા કોંગ્રેસના અનુભવે મને બતાવી આપેલું કે

કોંગ્રેસની તૈયારીનું કામ બહુ જ વિસ્તૃત થઈ પડ્યું છે અને આસામ નાનકડો પ્રાંત છે. પહેલાં તો પૂરતા પૈસા એકઠા કરવામાં જ મુશ્કેલી આવવાનો સંભવ છે; કારણ કે આસામ પ્રાંત નાનો છે એટલું જ નહીં, ગરીબ પણ છે. બીજું, કોંગ્રેસવાળાઓ સરકારી પ્રાંતના માત્ર જે ભાગમાં આસામી ભાષા બોલાય છે તેટલા જ ભાગને આસામ કહે છે, એટલે કે કેવળ બ્રહ્મપુત્રાની ખીણને. જે બંગાળી બોલનારાઓનો ભાગ છે અને જે સુરમાની ખીણ કહેવાય છે એ તો બંગાળની સાથે છે. આમ એ પ્રાંત સાવ નાનકડો થઈ ગયો છે. કાર્યકર્તાઓની સંખ્યા પણ ત્યાં પૂરતી નથી. તેમ છતાં એ લોકોને બહુ ઉત્સાહ હતો. એમણે મારી વાત માની નહીં ને કોંગ્રેસને આમંત્રણ આપ્યું જ.

એ લોકોની ઇચ્છા કોંગ્રેસના અધિવેશન પહેલાં ત્યાંના ખાદીકામની પુનર્વ્યવસ્થા કરી લેવાની હતી. પહેલાં ત્યાં કંઈક કામ થયેલું પણ સારા કાર્યકર્તાઓને અભાવે એ કામ બરાબર ચાલ્યું નહીં ને એ બંધ કરી દેવું પડ્યું. એમણે એની પુનર્વ્યવસ્થામાં મારી મદદ માગી. હું ના ન પાડી શક્યો. ત્યાં જવાનું વચન આપ્યું, ને થોડા દિવસ પછી ત્યાં પહોંચ્યો. ત્યાં જઈને જ્યાં ખાદીનું કામ સારું ચાલી શકે એમ હતું એવા આસામના કેટલાયે જિલ્લાઓમાં ફર્યો. આ પ્રવાસનો બહુ સરસ અનુભવ થયો. ખાદીને માટે આસામ એક અત્યંત અનુકૂળ પ્રાંત છે; કારણ કે એને માટે ત્યાં જેટલી સગવડો છે એટલી ભાગ્યે જ બીજા કોઈ પ્રાંતમાં હશે. રેશમના કીડા પાળવાની, એમાંથી સૂતર કાઢવાની અને એ વણી લેવાની પ્રથા આજ સુધી આસામમાં ચાલે છે. જેવી રીતે આપણા પ્રાંતની સ્ત્રીઓ સીવણગૂંથણનું કામ જાણે છે એવી રીતે ત્યાંની સ્ત્રીઓ કપડાં વણવાનું કામ જાણે છે. ખાનદાન ઘરની દીકરીઓ તો વણવાનું કામ સારી રીતે ન જાણતી હોય, તો પરણી જ ન શકે. અને એ વણાટ પણ સાધારણ વણાટ નહીં, તેઓ પોતાની સાળ ઉપર રંગબેરંગી ફૂલની ભાત પણ પાડી શકે છે ને અત્યંત સુંદર ફૂલોવાળી કિનારીની સાડીઓ પણ વણી શકે છે. લગભગ બધાં ઘરોમાં સાળો ચાલે છે. એ સાળો પણ સાવ સાદા વાંસની બનેલી હોય છે. વણાટ ઉપરાંત ત્યાંની સ્ત્રીઓ કાંતવાનું પણ જાણે છે. ત્યાં એ જોઈને મને બહુ જ નવાઈ લાગી અને આનંદ થયો કે ત્યાંના ખાદીભંડારમાં સ્ત્રીઓ તૈયાર કાપડ લઈને આવતી અને તેના બદલામાં રૂ લઈ જતી અથવા એમ કહીએ કે દરભંગા જિલ્લાના ભંડારોમાં આપણે જેમ રૂ આપીને સૂતર બદલામાં લઈએ છીએ તેમ જ ત્યાંના ભંડારોમાં રૂ આપીને કપડાં લેવામાં આવતાં હતાં. એનું કારણ એ હતું કે ત્યાં

ઘેરઘેર રેંટિયા અને સાળનો પ્રચાર છે. આપણે તો થોડીક સ્ત્રીઓની પાસે સૂતર કંતાવીએ છીએ. વળી એ સૂતરને વણવા માટે વણકરોને આપીએ છીએ ત્યારે એ વણે છે. ત્યાં આસામમાં આ વચલું પગલું જરૂરી રહ્યું નથી. એ પ્રાંતના થોડાક ભાગમાં કપાસનો પાક પણ થાય છે, જોકે એ બહુ સારો તો ન કહેવાય. છતાંયે કામ પૂરતો ઠીક ગણાય. આમ એ પ્રાંતમા ખાદીપ્રચારને માટે બહુ સારી અનુકૂળતા મેં જોઈ. ત્યાંથી મેં આવીને ચરખા સંઘને ખૂબ જ આગ્રહ કર્યો કે આ કામને માટે આસામને થોડા પૈસા આપો. મંત્રીજી પૈસા આપવા માગતા નહોતા; કારણ કે એમનો પહેલાંનો અનુભવ સારો ન હતો. આખરે એમણે તથા સંઘની કાર્યવાહક સમિતિએ મારી વાત માની. થોડા રૂપિયા આપવામાં આવ્યા. ત્યાંનું કામ ફરી પાછું વ્યવસ્થિત રીતે ચાલવા લાગ્યુ.

આ મુસાફરીમાં મેં એક વસ્તુ જોઈ. નવગાંવ જિલ્લામાં ફરતાં ફરતાં મેં જોયું કે ત્યાં ઘણી જમીન પડતર પડી છે અને તેમાં હજી સુધી ખેડાણ કરવામાં આવ્યું નહોતું. જમીનમાં બહુ સારી જાતનું લીલું લીલું ઘાસ ઊગેલું હતું; કારણ કે ત્યાંની જમીનમા આમ પણ સારી પેઠે ભેજ રહે છે આવા મોટાં મોટાં પડતરોની વચ્ચે ક્યાંક ક્યાંક થોડાં ઝૂંપડા નજરે પડતાં હતાં. એમાં થોડાક જ માણસો દેખાયા. હજુ લગી જમીન ઉપર કંઈ પાક નહોતો, અને એમાં ખેડાણ કે વાવેતરના કશા ચિહ્ન જણાતાં ન હતાં. તપાસ કરતાં ખબર પડી કે આવી જાતની કેટલીક પડતર જમીનો આસામમાં છે. ત્યાંનો કાયદો એવો હતો કે જે માણસ એવી પડતર જમીનમાં આવીને વસે અને તેને ખેડવાનુ શરૂ કરે તો થોડા વખતની અંદર એનો એના ઉપર હક થઈ જાય છે. એ જગ્યાની નજીકમા જ બંગાળનો મૈમનસિંગ જિલ્લો આવેલો છે. એ જિલ્લાની વસ્તી ઘણી છે અને ત્યાં જમીનની કંઈક તાણ પડવા માંડી છે./ એટલે ત્યાંથી કેટલાક લોકો આવીને આ પડતર ટુકડાઓમાં ઝૂંપડાં બાંધીને રહેવા માંડે છે ને ધીમે ધીમે તેઓ એ જમીનને ખેડીને તેમાં વાવેતર કરવા લાગે છે, અને એ પ્રમાણે થોડા દિવસમાં એ જમીન ઉપર પોતાનો હક સ્થાપી દે છે. એ લોકો મોટે ભાગે મુસલમાનો હોય છે. એમને હાથે ત્યાની પડતર જમીન ઉપજાઉ થવા માડી છે. વળી એ સાથે જ ત્યાં, નવા આવેલા મુસલમાનોની સંખ્યા પ્રાંતના કુલ મુસલમાનોની સંખ્યામાં વધારો કરતી જાય છે. મેં તપાસ કરી તો જણાયુ કે એવી રીતે જઈને કોઈ પણ માણસ ત્યાં જમીન લઈ શકે છે; પછી ભલે તે ગમે તે પ્રાંતનો હોય. મે વિચાર્યું કે બિહારમાં, ખાસ કરીને છપરા જિલ્લામાં એટલી બધી વસ્તી વધી

ગઈ છે કે જમીનની અછતને લીધે લાખો માણસોને દર વરસે પ્રાંતની બહાર મજૂરી કરવાને જવું પડે છે. એમાંના હજારો તો આસામમાં જ આવે છે. અહીં થોડા મહિના સુધી રહીને તેઓ મજૂરી કરીને થોડુંઘણું કમાઈ લે છે. પછી પાછા થોડા મહિનાં સારુ પોતાને ઘેર જાય છે. આસામની મારી મુસાફરીમાં મને મારા જિલ્લાના માણસોને લગભગ બધી જગ્યાએ ભેટો થઈ જતો હતો. એમની બોલી અને હાલચાલ ઉપરથી તેઓ સહજે ઓળખાઈ આવતા હતા. મેં વિચાર્યું કે આ લોકો આવી રીતે અહીં આવીને થોડાક મહિનામાં જ પાછા ઘેરે ચાલ્યા જાય છે. તેઓ જો અહીં સ્થાયી રહીને જમીન મેળવી લે તો એક પંથ ને દો કાજ થઈ શકે એમ છે. એટલે કે એક તો છપરાની વસતીમાં ઘટાડો થઈ શકે અને બીજું, એ લોકો દર ચોથે પાંચમે મહિને રેલભાડામાં જે નાણાં ખરચી નાખે છે એ બચી જાય, તથા એમને જમીન પણ મળી જાય

આ બાબતમાં ત્યાંના લોકો સાથે મારે વાતચીત થઈ. એમને મારી વાત પસંદ પડી; કારણ કે બિહારના મજૂરોને તેઓ ઓળખતા હતા અને એ મજૂરો એમને ગમતા હતા. મૈમનસિંગના માણસો એમને કામ લાગતા ન હતા, અને એ લોકોનો વહેવાર ત્યાંના સ્થાનિક લોકો જોડે સારો રહેતો ન હતો, એટલે ત્યાના લોકોને એમના પ્રત્યે અણગમો હતો. કેટલાક જણ તો મૈમનસિંગના મુસલમાનોના કરતાં બિહારના હિંદુઓ પોતાને ત્યાં વસે એ પોતાને માટે વધારે અનુકૂળ ગણતા હતા; કારણ કે એ દિવસોમાં અવારનવાર હિંદુમુસ્લિમ ઝઘડા થયા કરતા હતા. એમને એમ લાગતું હતું કે બહારથી આવનારા મુસલમાનોની સંખ્યા પોતાને ત્યાં આવી રીતે વધી ન જાય એ હિંદુઓને પક્ષે લાભકારક રહેશે. અને હતું પણ એમ જ કે મુસલમાનોની સંખ્યા બંગાળી આસામમાં વધારે હતી અને આ પડતર જમીનો શુદ્ધ આસામી બોલવાવાળા ભાગમાં જ્યાં મુસલમાનોની સંખ્યા ઓછી હતી તેવા ભાગમા આવેલી હતી. ત્યાંના હિંદુઓને ડર હતો કે જો મૈમનસિંગના મુસલમાનો આમ ને આમ આવીને વસતા જશે તો એક દહાડો એ ભાગમાં પણ મુસલમાનોની સંખ્યા વધી જશે. તેઓ પોતે એ બધી જમીનને ખેડી શકે એમ ન હતા. કાયદા પ્રમાણે કોઈ પણ માણસ બહારથી આવીને એ જમીનો ખેડી શકે એમ હતું. આવી સ્થિતિમાં બિહારના હિંદુઓ ત્યા આવીને વસે એ એમને માટે વધારે સારું હતું. હું બિહાર પાછો ફર્યો ત્યારે મેં એ જમીનની અને એ મળવાના નિયમોની વાત કેટલાક ભાઈઓને કરી, પણ ત્યાં કોઈ ગયું

નહીં. મારી જાણ પ્રમાણે ભાગે બે ચાર બિહારીઓએ ત્યાં જઈને જમીન લીધી હશે.

મેં આ વાત મારા મોટાભાઈને પણ કરી. કેટલાંયે વરસ પછી એમણે ત્યાં જઈને જમીન જોઈ. પડતર જમીન ઉપરાંત એમણે ખેડાણ જમીન લેવાનો પણ વિચાર કર્યો. સ્વર્ગસ્થ બાબુ શંભુશરણ અને બાબુ અનુગ્રહનારાયણસિંહની સાથે મળીને એક બંગાળી ગૃહસ્થે પણ આશરે એક હજાર એકર જમીન થોડા હજાર રૂપિયામાં વેચાતી લીધી. જમીન સારી હતી એમ સાંભળેલું. ત્યાં નારંગીનો બગીચો હતો. ખેડ કરવા માટે મોટર ટ્રૅક્ટર હતું અને એક બંગલો પણ હતો. જમીન જંગલની વચ્ચોવચ હતી. ત્યાં જંગલી જાનવરો, ખાસ કરીને સિંહ અને જંગલી હાથી આવી જતાં. એમ છતાં એ જમીન વસાવવાની ગોઠવણ કરવામાં આવી. બળદ વગેરે રાખવામાં આવ્યાં. પણ ત્યાંના હવાપાણી એટલાં બધાં ખરાબ હતાં કે જે કોઈ ત્યાં જતું તે મલેરિયામાં પટકાઈ પડતું. જૂના ધણીએ એ જમીન વેચી નાખી એનું કારણ પણ કદાચ એ જ હતું. મોટાભાઈ કેટલીયે વાર ત્યાં ગયા હતા. અનુગ્રહબાબુ અને શંભુબાબુ પણ ગયા. હું કદી નહોતો ગયો પણ એ બધાના જવા છતાંયે ત્યાંના વસવાટની ઘરેડ બરાબર બેસતી ન હતી. કેટલાંયે વરસ આમ ચાલ્યા બાદ મોટાભાઈ ત્યાં ગયા અને ત્યાંથી તાવ લઈને પાછા આવ્યા. એ માંદગીએ એમને સાવ લાચાર બનાવી દીધા. અને એને જ કારણે એમનું અવસાન થયું. શંભુબાબુ તે પહેલાં મૃત્યુ પામ્યા હતા. એટલે હવે કોઈના મનમાં કશો ઉત્સાહ રહ્યો નહીં. આથી અમે એ જમીન એમ ને એમ પડતી મૂકી. મહેસૂલ ચડી જવાને કારણે કદાચ એ હરાજ થઈ ગઈ હશે. આમ કરવાથી અમને હજારો રૂપિયાનું નુકસાન થયું ફક્ત બાબુ મહેંદ્રસિંહ અને શ્રી રામરક્ષ બ્રહ્મચારી ત્યાં આગળ થોડીક જમીન લઈને વસ્યા. આજે પણ એમના ભાઈ કે બીજા સાથી ત્યાં રહીને ખેતી કરાવે છે અને તેમાંથી તેમને કંઈક મળતર થાય છે. આ બધી વાતો એક વરસની અંદરની નથી; આશરે સાતઆઠ વરસના બનાવોનું આ ટૂંકું વિવરણ છે. પણ અહીં એક જ સ્થળે એ આપી દેવાનું યોગ્ય લાગ્યું. હવે સાંભળ્યું છે કે ત્યાંના પેલા કાયદામાં કંઈક ફેરફાર થયો છે. હવે બહારના લોકોને એટલી સહેલાઈથી એ જમીન નથી મળતી એનો મોટો ભાગ ઘણું કરીને સ્થાનિક લોકોને માટે સુરક્ષિત રાખવાની ગોઠવણ કરવામાં આવી છે.

७०

# ગૌહત્તી કૉંગ્રેસ

ગૌહત્તીના કોંગ્રેસ અધિવેશન માટે ત્યાંના લોકોએ ભારે ઉત્સાહપૂર્વક બ્રહ્મપુત્રાને કાંઠે કૉંગ્રેસ નગર બનાવ્યું હતું. એ સ્થળ તથા છાવણીનું દૃશ્ય ખૂબ સુંદર હતું. ખાદીનું કામ સારી પેઠે આગળ વધ્યું. ત્યાંનું પ્રદર્શન પણ બહુ સારું થયું. પ્રદર્શનને સફળ બનાવવામાં હમેશા ચરખા સંઘનો પ્રયત્ન મુખ્ય રહેતો. મને યાદ છે તે પ્રમાણે એ પ્રદર્શનમાં ચરખા સંઘની બિહાર શાખાના કાર્યકર્તાઓએ ખૂબ કામ કર્યું હતું. આ વખતે કૉંગ્રેસના પ્રમુખ મદ્રાસના શ્રી શ્રીનિવાસ આયંગર હતા, સ્વાગતપ્રમુખ શ્રી તરુણરામ ફૂકન હતા અને મંત્રી શ્રી નવીનચંદ્ર બારડોલાઈ હતા. એ લોકોએ સરસ પ્રબંધ કરવા માટે તનતોડ મહેનત કરી હતી. બરાબર કૉંગ્રેસની બેઠકના થોડા દહાડા પહેલાં એક આતતાયી મુસલમાને દિલ્હીમાં સ્વામી શ્રદ્ધાનંદજીનું એમના ઘરમાં પેસી જઈને ખૂન કર્યું હતું એને લીધે આખા દેશના હિંદુઓમાં ભારે ખળભળાટ મચ્યો અને એની અસર ગૌહત્તીમાં ભેગા મળેલા લોકો ઉપર પણ થયા વિના ન રહી. હિંદુઓનાં દિલને દુભાવનારી સૌથી મોટી વાત એ બની કે એ ખૂનીના કેસની સુનાવણીમાં મૌલાના મહમદઅલી જેવા નેતા પણ ગયા. એથી કરીને હિંદુઓના દિલ ઉપર એવી છાપ પડી કે મૌલાના સાહેબ પણ એના પ્રત્યે દિલસોજી ધરાવે છે; અને કદાચ તેઓ આ ખૂન પસંદ પણ કરતા હશે. કેટલાયે વરસોથી સ્વામીજી શુદ્ધિ અને સંગઠનના કામમાં ખૂબ રસ લેતા હતા. એથી કટ્ટર મુસલમાનો એમના ઉપર ક્રોધે ભરાયા હતા. એમના ખૂનનું પણ એ જ કારણ હતું. એ દિવસોમાં કંઈ ને કંઈ ધાર્મિક કારણને લઈને હિંદુઓનાં આવાં કેટલાંય ખૂન થયાં હતાં. હુલ્લડો અને કજિયા તો ચાલતા જ હતા. એટલે આખા દેશનું વાતાવરણ બહુ જ બગડી ગયું હતું. જે સુંદર દૃશ્ય ૧૯૨૧ની સાલમાં જોવામાં આવ્યું હતું એ બિલકુલ અલોપ થઈ ગયું હતું.

અધિવેશનમાં ખાસ મહત્ત્વનું કશું કામ થયું ન હતું. એ દિવસોમાં ગાંધીજી કૉંગ્રેસમાં જતા ખરા, પણ એક રીતે લગભગ તટસ્થ રહેતા; કારણ કે એમણે આ કામ સ્વરાજપક્ષના હાથમાં સોંપી દીધું હતું. ગૌહત્તીમાં એક બનાવ બનેલો તે અહીં નોંધું તો ખોટું નહીં. નાભા (પંજાબ)ના મહારાજાને ગાદીએથી ઉઠાવી મૂકવામાં આવ્યા હતા, એથી

એમના કેટલાક અનુયાયીઓ બહુ ચિડાયા હતા. તેઓની માગણી હતી કે કૉંગ્રેસ આ સંબંધમાં સરકારનો વિરોધ કરે ને તે બાબત ઠરાવ પસાર કરે અને બીજી રીતે પણ પદભ્રષ્ટ થયેલા મહારાજાને મદદ કરે. મહાત્માજીની ગેરહાજરીમાં વિષયવિચારિણી સમિતિમાં એ વિષે એક ઠરાવ થઈ ગયો. પણ મહાત્માજીને આ વાત પસંદ ન હતી; કારણ કે દેશી રાજ્યોના ઝઘડામાં કૉંગ્રેસ ઊતરે, તેને તેઓ કૉંગ્રેસ તેમ જ રજવાડાં બંનેને માટે નુકસાનકારક માનતા હતા. એટલે એમણે વિષયવિચારિણી સમિતિને આ બાબત ઉપર ફરીથી વિચાર કરવાનો આગ્રહ કર્યો. એમણે આ બાબત ઉપર કોઈ જાતનો ઠરાવ થવા ન દીધો, એટલે મુંબઈ તરફથી પ્રતિનિધિ બનીને આવેલા શ્રી હૉર્નિમૅન બહુ નારાજ થયા હતા. એમણે એ ફેર-વિચારણાનો સખત વિરોધ કર્યો હતો. એ વખતે દેશી રાજ્યો વિષે મને કશી માહિતી ન હતી, એટલે આ નીતિને હું બરાબર સમજી શક્યો ન હતો. ત્યાર પછી કેટલાંક વરસો બાદ કૉંગ્રેસની નીતિને વિષે કૉંગ્રેસી લોકો વચ્ચે મોટો મતભેદ પડ્યો હતો; એ એક ખાસ વાદવિવાદનો વિષય રહ્યા કર્યો. એની વધુ ચર્ચા આગળ ઉપર આવશે.

ગૌહત્તી કૉંગ્રેસ વખતે ખૂબ વરસાદ પડ્યો, એટલે ત્યાંના વ્યવસ્થા કરનારાઓને અને મહેમાનોને મુશ્કેલી વેઠવી પડી. પણ એ વિઘ્ન આવવા છતાંયે ત્યાંની બેઠક સફળતાપૂર્વક થઈ. બધાં કામ ઠરાવ્યા પ્રમાણે રીતસર પાર પડ્યાં. રામગઢ કૉંગ્રેસની પેઠે આખી વ્યવસ્થા ભાંગી નહોતી પડી, પણ એને લીધે ખરચ વધ્યું, અને આવક જે મોટે ભાગે પ્રેક્ષકોની ટિકિટો-માંથી થાય છે એ ઘટી ગઈ. સ્વાગત સમિતિને માથે ભારે નુકસાન આવી પડ્યું. એમને અખિલ હિંદ મહાસભાસમિતિ પાસે મદદ માગવી પડી. મદદ આપવામાં આવી, પણ એ પૂરતી ન હતી. શ્રી ફૂકન અને શ્રી બાર્ડોલાઈને અંગત રીતે એ ખોટ પોતાને માથે લેવી પડી. ઘણા વખત લગી એ કજિયો ચાલ્યા કર્યો. છેક હમણાં કાર્યવાહક સમિતિએ એનો બાકીનો હિસાબ ચૂકવી આપીને એ મામલાનો તોડ આણ્યો છે. જે વાતના ડરને લીધે મેં મારા મિત્ર બાર્ડોલાઈને કૉંગ્રેસને આમંત્રણ આપતાં વાર્યા હતા એ જ ડર આગળ આવ્યો. કુદરતના કોપને લીધે આવક ઘટી જતાં આર્થિક સ્થિતિ વધારે ગૂંચવણભરી બની ગઈ.

હું પહેલાં કહી ગયો છું કે અમદાવાદની બેઠકના વખતથી ધ્યેય ફક્ત સ્વરાજ્યનું ન રાખતાં પૂર્ણસ્વાતંત્ર્યનું બનાવવું જોઈએ એવો લગભગ દર-વરસે કોઈ ને કોઈ ઠરાવ લાવતું, અને દર વરસે એ ઠરાવ ઊડી જતો. ગૌહત્તી કૉંગ્રેસના પ્રમુખ શ્રી આયંગર એ ઠરાવને ટેકો આપનારા નીકળ્યા.

એ ઠરાવનું જોર પણ હવે વધતું ચાલ્યું. પણ ગૌહત્તીની કૉંગ્રેસ સુધી એ પસાર થઈ શક્યો ન હતો.

કૉંગ્રેસના માણસો ધારાસભામાં ગયા ત્યારથી એમાંના કેટલાક એ જ કામની પાછળ મંડી પડ્યા. કેટલાક ખાદીપ્રચારના કામમાં લાગી રહ્યા અને કેટલાક કૉંગ્રેસના સંગઠનનું કામ કરતા રહ્યા. જે કામ ધારાસભાઓમાં થતું હતું એની જાહેરાત છાપાંઓમાં ખૂબ થતી. લોકોએ ત્યાં કામ પણ સારું કરેલું. મધ્યસ્થ ધારાસભામાં પંડિત મોતીલાલજી પોતે નેતા બન્યા. બીજા પક્ષોની સાથે મળીને એમણે કેટલીયે વાર સરકારી બજેટને ઉડાવી મૂક્યું. બીજી બાબતોમા પણ એમણે સરકારની વિરુદ્ધમાં અનેક ઠરાવો પસાર કરાવ્યા શ્રી શ્રીનિવાસ આયંગર પણ ત્યાંના સભ્ય હતા. કેટલીયે વાતોમાં એમને પંડિતજીની સાથે મતભેદ થતો, પણ હજુ એ હદ બહાર ગયો ન હતો. ત્યાં ધારાસભામાં સૌથી મહત્ત્વની વાત એ બની કે શ્રી વિઠ્ઠલભાઈ પટેલ પ્રમુખ (સ્પીકર) ચૂંટાયા. એમણે પોતાની વિદ્વત્તા અને પ્રતિભાનો બહુ સરસ પરચો આપ્યો. બધી રીતે તટસ્થ રહેવા છતાયે એમણે સરકારને અનેક વાર મુશ્કેલીમા મૂકી.

## ૭૧

## હિંદુમુસ્લિમ સમસ્યાઓ

ગૌહત્તી કૉંગ્રેસ પછી શ્રી શ્રીનિવાસ આયંગરે બે વાત ઉપર ખાસ ભાર મૂક્યો. અને એ બાબતમાં એમણે કામ પણ કર્યું. ઉપર કહ્યું તેમ હિંદુમુસ્લિમ પ્રશ્ન ખૂબ ગૂંચાતો જતો હતો. હુલ્લડો અને ઝઘડાઓ તો ચાલતા જ હતાં. અને કૉંગ્રેસી લોકોમાયે અંદર અંદર અવિશ્વાસનુ પ્રમાણ વધતું જતું હતું. એટલે શ્રી આયંગરે ગમેતેમ કરીને આ મામલાનો ઉકેલ આણવાનો પ્રયત્ન કર્યો. આ ઝઘડાના બે પાસાં છે: એક ધાર્મિક અને બીજું, રાજકીય. સાધારણ પ્રજા હિંદુ હોય કે મુસલમાન, એને ધાર્મિક બાજુમાં વધારે રસ હોય છે. ભણેલા વર્ગના તથા પૈસાદાર વર્ગના માણસો, જેઓ થોડીઘણી અંદરની ને બહારની વાતો જાણતા હોય છે તેઓ રાજકીય બાજુમા વધારે રસ લેતા હોય છે. બંનેની એકબીજા ઉપર અસર પડતી રહે છે. ભણેલો વર્ગ, જેને રાજકીય પક્ષ પણ કહી શકાય એ લોકો આમજનતાના આ ધાર્મિક રસનો પણ ઉપયોગ કરી લે છે. બંનેના પ્રશ્નો બે જાતના હોય છે અને એના ઉકેલ પણ બે જાતના હોય છે.

હિંદુઓ ગાય પ્રત્યે પૂજ્યભાવ અને શ્રદ્ધા રાખે છે. ગોવધનું નામ પડતાં તેઓ બહુ ઉશ્કેરાઈ જાય છે. ખાસ કરીને બિહાર અને યુક્ત પ્રાંતમાં આવું છે. કોણ જાણે કેટલાયે રમખાણો આ ગોવધને કારણે થયાં હશે. આ કંઈ નવી વાત નથી. મુસલમાન બાદશાહ પણ સમજતા હતા કે ગોવધથી હિંદુઓનાં હૈયાં કેટલાં બધાં દુભાય છે. એમનામાંના ઉદાર બાદશાહોએ હિંદુઓને આ મર્માઘાતમાંથી બચાવવાને માટે ગોવધનો નિષેધ પણ કરેલો હતો. હજી પણ હિંદુઓમાં એ ભાવના ભરેલી છે. કેળવાયેલા હિંદુઓ પણ એ ભાવનાથી સાવ મુક્ત નથી. તેઓ પણ ગોવધથી ઉશ્કેરાઈ જાય છે. બીજી બાજુ મુસલમાનો બકરી ઈદને દિવસે કુરબાની કરવી, એ પોતાની ફરજ માને છે. ગરીબ લોકો એ ફરજ ગાયની કુરબાની કરીને જ અદા કરી શકે છે; કારણ કે એમાં ખરચ ઓછું આવે છે. એટલે એ દહાડે ઠેકઠેકાણે ગાયની કુરબાનીને લઈને ઝઘડા થાય છે. જ્યાં મુસલમાનોની વસ્તી વધારે હોય ત્યાં તો કુરબાની થાય છે, પણ જ્યાં એમની વસ્તી ઓછી હોય છે ત્યાં ઘણે ભાગે એ કદી થતી નથી. જ્યાં પહેલાં કુરબાની ન થતી હોય ત્યાં મુસલમાનો નવેસરથી કુરબાની કરવા માગતા હોય એવે ઠેકાણે જ મોટે ભાગે ઝઘડા ઊભા થાય છે. એમ બને છે કે પહેલાં ગામમાં ગાયની કે બીજા કશાની કુરબાની કદી કરી શકે એવો મુસલમાન ન હોય, પણ પાછળથી એમાંનો એકાદ જણ થોડા પૈસા કમાઈને કંઈક સમૃદ્ધિવાળો બન્યો હોય. પછી એને પોતાના ધર્મ પ્રમાણે કુરબાની કરવાની ઇચ્છા થાય. આવે પ્રસંગે ત્યાંના હિંદુઓ એ વાત સહન ન કરી શકે, એટલે પછી ઝઘડો થાય.

બિહારની સરકારે આ ઝઘડો પતાવવાને માટે કયા કયા ગામમાં પહેલેથી કુરબાની થતી આવી છે, એની એક યાદી બનાવી રાખી છે. જો એવા કોઈ ગામમાં હિંદુઓ કુરબાનીની આડે આવે તો એમને દબાવીને સરકાર કુરબાની કરાવી આપે છે. જ્યાં મુસલમાનો નવેસરથી કુરબાની કરવા માગતા હોય છે ત્યાં એમને પણ રોકે છે. બિહાર સરકાર ઘણા વખતથી આ જ નીતિનો અમલ કરતી આવી છે. મુસલમાનોને આથી સંતોષ નથી થતો. તેઓ કહે છે કે એક તો આ યાદી બરાબર નથી; કારણ કે કુરબાની તો હમેશાં છાની રીતે જ કરવામાં આવે છે. છડે ચોક [illegible] કરવામાં નથી આવતી, એટલે મુસલમાનોની જુબાની સિવાય એની [illegible] કશી સાક્ષી હોઈ જ ન શકે, અને હિંદુ તેમ જ સરકારી અમલદારો [illegible] એમની આ જુબાનીને સાચી ગણતા નથી. બીજું એ કે [illegible] પોતાના ધર્મનું પાલન કરવાનો હક છે, એટલે રિવાજની [illegible]

સાવ નકામી છે. જ્યાં રિવાજ ન હોય ત્યાં પણ તેઓ જ્યારે ઇચ્છે ત્યારે કુરબાની કરી શકે અને તેનો એમને હક હોવો જોઈએ. આ વાત ઝઘડાનું મૂળ થઈ પડે છે. બકરી ઈદને પ્રસંગે હમેશ ઝઘડો ઊભો થવાનું જોખમ રહ્યા કરે છે. સરકાર પણ બહુ સાવધાન રહે છે.

મસ્જિદ આગળથી હિંદુઓ વાજાં વગાડતાં વગાડતાં સરઘસ કાઢે એનો મુસલમાનો તરફથી વિરોધ કરવામાં આવે છે. એમ કહેવાય છે કે વાજાં વગાડવાને લીધે મસ્જિદમાં નમાજ પઢનારા મુસલમાનોના ધ્યાનમાં ભંગ પડે છે, એટલે તેઓ વાજાં વગાડવા દેવા માગતા નથી. આ કારણે પણ ઘણી વાર હિંદુઓના તહેવારને દિવસે ઝઘડા ઊભા થાય છે. બિહારમાં આ વાતે બીજા પ્રાંતો જેવું સ્વરૂપ પકડ્યુ નહોતું. જ્યારે એકબીજા પ્રત્યે ઝેર ફેલાયું ત્યારે મુસલમાનો તરફથી આ વાત ઉપર પણ ઠેકઠેકાણે ભાર દેવાવા લાગ્યો. આ બાબતમાં બિહારના હિંદુઓનું કહેવું છે કે ગાયની કુરબાનીના પ્રશ્નની સામે મૂકવા માટે મુસલમાનોએ મસ્જિદ આગળ વાજાં ન વગાડવાની વાત જાણી જોઈને નવેસરથી ઊભી કરેલી છે અને એ નરી બાધા નાખવાની જ વાત છે. ગમે તેમ હોય, પણ બિહારમાંયે ક્યાંક ક્યાંક આ ઝઘડા થવા માડ્યા છતાં કેટલીક જગ્યાએ તો આજ લગી આ ઝઘડો ઊભો થવા પામ્યો નથી — જેમ કે પટના શહેરમાં. કારણ કે ત્યાંના કેટલાક મોભાદાર મુસલમાનોએ પોતાને બળે એ રોક્યો છે અને વાજાં વગાડવાનો વિરોધ થવા નથી દીધો.

સાચી વાત તો એ છે કે કોણ જાણે કેટલીયે ગાયોની કસાઈખાનાંમાં રોજ કતલ થતી હશે. અને એ કાં તો માંસ માટે અથવા એનાં ચામડાં વગેરે વેચીને પૈસા કમાવા માટે થાય છે. ખાસ કરીને ગોરા લશ્કરની છાવણીઓ હોય ત્યાં અથવા તો કલકત્તા જેવાં ગોરાઓની મોટી વસ્તી-વાળાં શહેરોમાં તો સારી સારી ગાયો પણ કતલ કરવામાં આવે છે. પરંતુ હિંદુઓ એ વાત પર ઝાઝું ધ્યાન આપતા નથી. એ રોજેરોજના ગોવધને તેઓ સહન કરી લે છે, પણ બકરી ઈદને દિવસે ધાર્મિક વૃત્તિથી કરવામાં આવતી ગાયની કુરબાની તેઓ સહન કરી શકતા નથી. એ જ પ્રમાણે મોટાં શહેરોમાં મોટી મોટી મસ્જિદોની ચારે બાજુએ ટ્રામ, મોટર, ગાડી, ખટારા અને બીજી અનેક જાતના અવાજો કરનારી ચીજોનો ઘોંઘાટ રાતદિવસ ચાલ્યા કરે છે. મોહરમના દિવસોમાં ખુદ મુસલમાનોના સરઘસમાં ગજબનો ઘોંઘાટ થાય છે ને વાજાં વાગે છે. આ બધાથી મુસલમાનોને અકળામણ નથી થતી પણ તેઓ હિંદુઓના ધાર્મિક અથવા સામાજિક સરઘસનાં વાજાં

સહન કરી શકતા નથી. ગમે તેમ, પણ આ મામલો બહુ જ વિકટ છે અને આમજનતાને એની સાથે જ વધારે લેવાદેવા હોય છે.

ભણેલા અને રાજદ્વારી વર્ગના લોકો સરકારી નોકરીઓની બાબતમાં તથા જિલ્લા બોર્ડ અને મ્યુનિસિપાલિટી તેમ જ ધારાસભાના સભ્ય બનવા કરવાની વાતમાં ખૂબ રસ લેતા હોય છે. જો એમાં મુસલમાનોની સંખ્યા પોતાની મરજી મુજબ ન હોય તો મુસલમાનો ગુસ્સે થાય છે અને જો હિંદુઓના અભિપ્રાય પ્રમાણે એમાં યોગ્ય પ્રમાણ કરતાં મુસલમાનોની સંખ્યા વધી જાય તો હિંદુઓ ચિડાઈ જાય છે. ખરું જોતાં આ બાબતમાં હિંદીઓને જે હકો મળેલા છે અથવા મળી શકે એમ છે એની વહેંચણીનો સવાલ છે. જે લોકો હકો ભોગવવા માગતા હોય છે તેઓ તેમાં કંઈક મુસ્કેલી ઊભી થતાં ઉશ્કેરાઈ જાય છે.

આ બાબતમાં હિંદુમુસલમાન વચ્ચે કંઈક સમાધાન થઈ જાય એવી શ્રી આયંગરને ઘણી ઇચ્છા હતી. પરંતુ હિંદુમુસલમાનનો આ પ્રશ્ન ઉત્તર હિંદુસ્તાનમાં જેટલો જટિલ છે એટલો દક્ષિણ હિંદુસ્તાનમા નથી. ત્યા એના કરતાં વધારે ઝઘડો બ્રાહ્મણ-અબ્રાહ્મણ અને સ્પૃશ્ય અસ્પૃશ્ય હિંદુઓ વચ્ચે છે. ત્યાં મુસલમાનોની સંખ્યા ઓછી છે. ગોવધને કારણે ઉત્તર હિંદમાં આટલાં બધાં રમખાણો થયા કરે છે પણ એ કારણે દક્ષિણમાં એટલાં રમખાણ નથી થતાં. એટલું ખરું કે ત્યાં વાજાંને કારણે કંઈક ઝઘડાઓ થાય છે અને તે ખ્રિસ્તીઓ સાથે પણ થાય છે. એટલે આ પ્રશ્નની જટિલતા અને હિંદુઓની ભાવનાનો અંદાજ દક્ષિણના લોકોને બરાબર આવતો નથી. શ્રી શ્રીનિવાસ આયંગર જરાક ઉતાવળિયા પણ હતા. જેટલું ઉતાવળું ઉતાવળું બોલતા હતા એટલી ઉતાવળથી પોતાનો અભિપ્રાય બાંધી લેતા હતા. પણ એક વાર અભિપ્રાય બાંધી લીધા પછી એમાથી ઉતાવળે પાછા હટવા નહોતા ઇચ્છતા. એમની બુદ્ધિ બહુ તીક્ષ્ણ હતી પણ વહેવારુ નહોતી. એટલે કાયદાકાનૂનના પુસ્તકિયા જ્ઞાનની બાબતમાં તો તેઓ ઘણાઓને માત કરી શકતા, પણ જ્યાં કાર્યકુશળતાની વાત આવતી ત્યાં એમની બુદ્ધિ એટલી સફળ નીવડતી નહોતી. એમણે પોતાના પ્રમુખપદના ગાળામાં હિંદુમુસ્લિમ પ્રશ્નનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો. પણ જેને તેઓ સમાધાન ગણતા હતા તે હિંદુ જનતા તો કદાપિ સ્વીકારત નહીં અને કદાચ કૉંગ્રેસી હિંદુઓ પણ ન સ્વીકારત. એટલે એમનો પ્રયત્ન સફળ થઈ શક્યો નહીં.

# સાઇમન કમિશન અને મદ્રાસ કૉંગ્રેસ

૧૯૨૦માં નવું બંધારણ થયું હતું. એમાં એક નિયમ એવો હતો કે દસ વરસ પછી એ બંધારણનો અમલ કેવી રીતે થઈ રહ્યો છે એના ઉપર તથા રાજકીય પરિસ્થિતિ ઉપર પાર્લમેંટ ફરી વિચાર કરશે અને જરૂર પ્રમાણે એની તપાસ માટે કોઈની નિમણૂક કરશે. એ બંધારણ બન્યું ત્યારથી જ કૉંગ્રેસે એનો વિરોધ કર્યો હતો. ૧૯૨૦ની ચૂંટણીઓમાં કૉંગ્રેસીઓએ ભાગ લીધો નહોતો. કૉંગ્રેસે અને કૉંગ્રેસ તથા ખિલાફત કમિટીના કહેવાથી લગભગ બધા પ્રાણવાન હિંદુઓ તેમ જ મુસલમાનોએ એનો બહિષ્કાર કર્યો હતો. એમ તો કોઈ ને કોઈ ચૂંટાઈ જઈને એ જગ્યાઓ ભરી દેતા; પણ આખી દુનિયા જાણતી હતી અને સરકાર પણ અંદરખાનેથી સમજતી હતી કે એ ધારાસભાઓમાં લોકોના સાચા પ્રતિનિધિઓ આવતા ન હતા; કારણ કે કૉંગ્રેસવાળાઓ અને ખિલાફતવાળાઓ ફક્ત ઉમેદવારીથી જ અલગ નહોતા રહ્યા પણ તેમણે મતદારોને પણ મન આપીને ચૂટણીઓમાં ભાગ લેવાની મના કરી હતી. એવું પરિણામ એ આવ્યું હતું કે બહુ થોડા મતદારોએ મત આપ્યા હતા. ૧૯૨૩ની ચૂંટણીઓમાં જે કૉંગ્રેસીઓની ધારાસભાઓમાં જવાની ઇચ્છા હતી તેમને જવા દીધા હતા, પણ તેણે પોતે ચૂંટણીઓમાં ભાગ લીધો નહોતો. એટલે જોકે તે વખતે કૉંગ્રેસીઓ ચૂંટાયા અને થોડા વધારે પ્રમાણમાં મતદારોએ ચૂંટણીમાં ભાગ લીધો, પણ એ ચૂંટણી પણ આખી પ્રજાના પ્રતિનિધિઓને ચૂંટાવવામાં સફળ નીવડેલી એમ કહી શકાય એમ ન હતું. ૧૯૨૬ની ચૂંટણીમાં કૉંગ્રેસે ભાગ લીધો અને લોકોએ પુષ્કળ મત આપ્યા. એને પરિણામે બન્યું એમ કે કૉંગ્રેસને જેટલી સફળતા મળી શકે એમ હતી તેટલી મળી, પણ બંધારણ એવી જાતનું ઘડાયું હતું કે લોકપ્રતિનિધિઓની કે કૉંગ્રેસની ધારાસભામાં બહુમતી થઈ જ ન શકે. એટલે કૉંગ્રેસવાળા વધારે સંખ્યામાં ચૂંટાયેલા હોવા છતાં, બીજા જે થોડાક લોકો ચૂંટાઈ શકતા હતા તેઓ, સરકારી તથા સરકાર મારફતે નિમાયેલા સભ્યોને પોતાની સાથે ભેળવીને કૉંગ્રેસની વિરુદ્ધ બહુમતી કરી શકયા; જોકે એવું બધે થયું નહીં. ચૂંટાયેલા લોકો, ખાસ કરીને મધ્યસ્થ ધારાસભામાં પંડિત મોતીલાલ નેહરુની આગેવાની હેઠળ સરકારી પક્ષને હમેશાં

હાર આપતા રહ્યા. આ બધુ જોઈને કદાચ સરકાર પણ એ વિચારમાં પડી કે આ અસંતોષ દૂર કરવો જોઈએ, એટલે દસ વરસ પૂરાં થવાની રાહ ન જોતાં એણે ૧૯૨૭માં જ એક કમિશન નીમ્યું અને જાહેર કર્યું કે એ, કમિશન ૧૯૨૮ની શરૂઆતમાં હિંદ પહોચીને તપાસનું કામ શરૂ કરશે. એ કમિશનના પ્રમુખ સર જૉન સાઇમન હતા બીજા બધા સભ્યો અંગ્રેજ હતા. એક પણ હિંદી એમા ન હતો આ જાહેરાત બહાર પડતાંની સાથે આખા દેશમા ખૂબ અસતોષ જોવામા આવ્યો. કૉંગ્રેસી લોકોની તો વાત જ શી? પણ, નરમ દળવાળા લોકોયે ઘણા જ અસતુષ્ટ હતા. આ બાબતમાં લગભગ બધા હિંદુ મુસલમાન એકમત થઈ ગયા હતા અને ફરી એક વાર બધા ભેગા મળીને એનો વિરોધ કરશે એમ લાગવા માડ્યુ.

આ બાબત માટે પટનામાં એક પરિષદ ભરાઈ. સર અલી ઇમામ પ્રમુખ થયા. બધા પક્ષના લોકોએ તેમા ભાગ લીધો. બધાએ મળીને આ કમિશનનો બહિષ્કાર કરવો એમ ઠર્યું. સર અલી ઇમામે આગેવાની લીધી. મને સાભરે છે કે આ બાબતમા એમની સાથે મારે વાતો થઈ હતી. મેં એમને કહેલું કે તમારા જેવા સરકાર તરફથી પ્રતિષ્ઠા પામેલા અને નરમ વિચારના લોકો પણ આ કમિશનનો વિરોધ કરવા તૈયાર થયા છે એ જોઈને અમને બહુ આનંદ થયો છે. લોકો તો આ કામમાં સાથ આપશે જ, એટલે જો કૉંગ્રેસ અને બીજા લોકો સાથે મળીને કામ કરશે તો પૂરેપૂરો બહિષ્કાર થઈ શકશે, એમાં શક નથી. પણ એ લોકોના વિચાર મુજબ બહિષ્કારનો અર્થ એટલો જ હતો કે કમિશનની રૂબરૂમાં જઈને કોઈએ પોતાનો મત આપવો નહીં અને બીજી કોઈ રીતે એમના કામમાં મદદ કરવી નહીં. પણ અમે બહિષ્કારનો અર્થ એથી વધારે કરતા હતા અને આમજનતાને પણ એ બહિષ્કારમા સામેલ કરવા માગતા હતા. એ તો, બહિષ્કારનું સ્વરૂપ વિરોધી દેખાવોવાળું હોય તો જ બની શકે. અમે એમને કહ્યું કે તમે કમિશનની પાસે જશો નહીં અને બીજી કોઈ રીતે એને મદદ ન કરશો; અમે વિરોધી દેખાવો મારફતે લોકોનો અસતોષ બતાવી આપીશુ. સર અલી ઇમામ જનતાના રોષથી અને દેખાવોથી બહુ ગભરાતા હતા, એટલે એમને આ વાત ઝાઝી પસંદ તો ન પડી પણ કમિશનથી તેઓ એટલા બધા નારાજ હતા કે એમણે અમારી એ વાત સ્વીકારી લીધી.

બિહાર જેવી જ સ્થિતિ આખા દેશમા હતી. બધા જ પક્ષના લોકો કમિશનના સબંધમા એમ કહેવા લાગ્યા કે એમા એક પણ હિંદીને

સ્થાન ન આપીને બ્રિટિશ સરકારે હિંદીઓનું સખત અપમાન કર્યું છે; એટલે તેઓ એ કમિશનની સાથે કોઈ પણ જાતનો સહકાર કરવાના નથી. જોકે બ્રિટિશ સરકારે કમિશનમાં એક પણ હિંદીને સ્થાન ન આપ્યું, પણ એટલું કહ્યું કે કમિશનના સલાહકાર તરીકે થોડા લોકો એની સાથે રહેશે અને દરેક પ્રાંતમાં એવા સલાહકારો નીમવામાં આવશે. બ્રિટિશ સરકારને સાથ આપવા સદાયે એકપગે તૈયાર રહેનારા લોકોની હિંદુસ્તાનમાં ખોટ નથી, પછી ભલેને સરકાર ગમે તેમ કરે! આ વખતે પણ એને એવા લોકો મળી ગયા! પણ કોઈ પણ રાજકીય પક્ષ તરફથી એમાં કોઈએ ભાગ ન લીધો એ સંતોષની વાત હતી.

કમિશન ૧૯૨૮માં આવનારું હતું. એની આગળ રજૂ કરવા માટેની સામગ્રી સરકારે તૈયાર કરવા માંડી; બીજા લોકો એના બહિષ્કારની વાત કરવા લાગ્યા. દરમ્યાન મદ્રાસમાં ભરાનારા કૉંગ્રેસ અધિવેશનનો સમય આવ્યો. દાક્તર અનસારી પ્રમુખ ચૂંટાયા. મહાત્માજી કોંગ્રેસમાં ગયા. કોંગ્રેસની આ બેઠક એક રીતે મહત્ત્વની હતી. સાઇમન કમિશનની દેશની સામે વાત તો હતી જ. કૉંગ્રેસને લાગ્યું કે એકલો વિરોધ કરવો એ પૂરતું નથી, એટલે એણે બીજા બધા પક્ષના લોકો સાથે, મળીને ભારતને માટે એક બંધારણ કરવા માટે એક સમિતિ નીમવાનો નિશ્ચય કર્યો. એ બંધારણ સાઇમન કમિશનની આગળ રજૂ કરવા માટે ન હતું. પણ એમ વિચારવામાં આવ્યું કે એ રીતે આપણે આપણા વિચારો તથા આપણી માગણીઓ દેશ આગળ મૂકી શકીશું અને બધા પક્ષો ભેગા થઈને એ કબૂલ કરવાની બ્રિટિશ સરકારને ફરજ પાડી શકીશું.

મદ્રાસ કોંગ્રેસમાં પણ પૂર્ણસ્વાતંત્ર્ય સંબંધી એક ઠરાવ આવ્યો. પંડિત જવાહરલાલ નેહરુ થોડા દહાડા યુરોપમાં ગાળીને ત્યારે તાજા જ પાછા ફર્યા હતા. તેઓ એ ઠરાવના ભારે સમર્થક હતા. એમણે જ ભાર દઈને વિષયવિચારિણી સમિતિમાં આ ઠરાવ પસાર કરાવ્યો. મેં એનો વિરોધ કર્યો. હું એમ માનતો હતો કે જેનો અમલ કરવાને સારુ આપણે તૈયાર ન હોઈએ એવો કોઈ ઠરાવ આપણે પસાર ન કરવો જોઈએ. એ વખતે એ ધ્યેયને પહોંચી શકવા જેટલી દેશમાં તૈયારી છે એમ મને લાગતું નહોતું. પણ એ ઠરાવ બહુમતે પસાર થઈ ગયો. છતાં હજુ એ એક ઠરાવરૂપે જ હતો. બે વરસ પછી લાહોર કોંગ્રેસમાં એ કૉંગ્રેસના બંધારણમાં એક ધ્યેય તરીકે દાખલ થયો. વિષયવિચારિણી સમિતિએ કૉંગ્રેસની પાસે મૂકવાને સારુ હિંદુમુસ્લિમ ઐક્ય વિષે પણ એક ઠરાવ પાસ કર્યો. એમાં બીજી અનેક વાતો સાથે ગોવધના સબંધમાં એમ કહેવામાં આવ્યું

હતું કે મુસલમાનોને એ કરવાનો પૂરો હક છે અને તેઓ જ્યાં ઇચ્છે ત્યાં કોઈની આંખે ન ચડે એમ કરી શકે છે. એ જ વાત શ્રી આયંગર, પહેલાં પણ કહ્યા કરતા હતા. હવે એ વાત કોંગ્રેસના ઠરાવ તરીકે આવી. મને લાગ્યું કે એમાં ભલે ગમે એટલું ઔચિત્ય હોય પણ હિંદુ જનતા કદી એ વાત સ્વીકારવાની નથી. જો મુસલમાનો એ હક વાપરવા માંડશે તો બહુ મોટા પાયા ઉપર રમખાણો ફાટી નીકળવા સિવાય એનું બીજું કશું પરિણામ આવવાનું નથી. કોઈ પણ રીતે એ વાત દેશને લાભદાયક નીવડવાની નથી. ગાંધીજી વિષયવિચારિણી સમિતિમાં આવ્યા નહોતા. શ્રી આયંગરે કોંગ્રેસની પહેલાં આ વાત ઉપાડેલી ત્યારે મેં ગાંધીજીને આ મતલબનો કાગળ લખી મોકલ્યો હતો, એટલે મહાત્માજી પહેલેથી એ સવાલની બંને બાજુ જાણતા હતા. જ્યારે વિષયવિચારિણી સમિતિએ એ વાતને ઠરાવ તરીકે સ્વીકારી ત્યારે મેં જઈને એમને બધી વાત કરી. તેઓ પોતે વિષયવિચારિણી સમિતિની ત્યાર પછીની બેઠકમાં આવ્યા. એમના કહેવાથી એ ઠરાવ ઉપર ફરી વાર વિચાર કરવામાં આવ્યો. ઠરાવનું સ્વરૂપ થોડું બદલીને બધા સ્વીકારી શકે એવી જાતનું કરવામા આવ્યું. પણ હું જાણું છું કે કેટલાક મુસલમાન ભાઈઓને એથી બહુ માઠું લાગ્યુ. અરસપરસના મતભેદની ખાઈ વધારે પહોળી થઈ.

## ૭૩

## લંકાની યાત્રા

મદ્રાસથી રામેશ્વર નજીક હોવાથી મારા ઘરની સ્ત્રીઓને મદ્રાસ કોંગ્રેસ પછી ત્યાંથી જાત્રાએ જઈ આવવાનું મન થયું. મારી સાથે મારાં મોટાં ભાભી, મારી પત્ની, અને બીજા કેટલાક મિત્રોનાં ઘરની સ્ત્રીઓ મદ્રાસ આવી હતી. જતી વખતે અમે ગોદાવરીસ્નાન માટે રાજમહેંદ્રી રોકાયા હતા. કોંગ્રેસનું અધિવેશન પૂરું થયા પછી અમે બધાં સાથે મદુરા, રામેશ્વર વગેરે તીર્થોમાં ગયાં. રામેશ્વરજીનાં દર્શન કર્યા પછી અમે લંકા ગયાં. ઘરનાં માણસોને મદ્રાસમાં જ રહેવા દીધાં. તે વખતે શ્રી રામોદારદાસજી લંકામાં લાનિયાના એક મહાવિદ્યાલયમાં બૌદ્ધ ગ્રંથોનું અધ્યયન કરતા હતા. એ એક સગવડ હતી. કેટલાંયે વરસો સુધી છપરામાં કોંગ્રેસનું કામ કર્યા પછી તથા અનેક વાર જેલયાત્રા કરી આવ્યા પછી એમણે બૌદ્ધ ગ્રંથોનું અધ્યયન કરવા માટે ત્યાં જવાનું નક્કી કરેલું. એમને ત્યાં

સંસ્કૃત શીખવવાની તથા પાલિમાં ત્રિપિટકાદિ ગ્રંથોનું અધ્યયન કરવાની સારી તક મળી. થોડા દિવસ પછી, બૌદ્ધ ધર્મની દીક્ષા ગ્રહણ કરીને તેઓ રાહુલ સાંકૃત્યાયનને નામે પ્રસિદ્ધ થયા અને ભિક્ષુ બન્યા. અમે ગયાં એ વખતે તો તેઓ કેવળ અધ્યયન કરતા હતા; વિધિપૂર્વક ભિક્ષુ બન્યા ન હતા.

અમે ત્યાં પહોંચ્યા, એટલે એમણે લંકાનાં ખાસ ખાસ સ્થળોએ અમને લઈ જવાની વ્યવસ્થા કરી. અમે એક મોટરલારી ભાડે કરી અને થોડા દિવસ ત્યાં ફર્યા. એ રળિયામણા ટાપુમાં ફરવા નીકળવાનો અમારે બધાને માટે એ પહેલો જ અવસર હતો. ટાપુના સૌન્દર્ય અને હરિયાળી જોઈને અમે સૌ મુગ્ધ બન્યા. કંડીના સુંદર મંદિરમાં જઈને અમે દર્શન કર્યાં. ત્યાંથી અમે નૂરએલિયાના પહાડ પર જઈને એક રાત ગાળી. ત્યાંથી સીતાએલિયા ગયા. કહેવાય છે કે અહીં રાવણે જાનકીને કેદ કરી અશોકવાટિકામાં રાખ્યા હતા. ત્યાં જતાં અમે એક વિચિત્ર વસ્તુ જોઈ. સીતાએલિયા નૂરએલિયાથી થોડે દૂર આવેલું છે. નૂરએલિયા પહાડનું શિખર છે અને સીતાએલિયા પહાડની તળેટીમા છે એની ચારે તરફ પહાડો આવેલા છે. કુદરતે પહાડોનો જાણે એક વાટકો બનાવ્યો હતો. અને તેમાં એક નાનકડું ઝરણું હતું ત્યા એક નાનકડા મંદિર જેવું છે. તેમાં જાનકીને કેદ કરવામા આવેલા. પહાડ પરથી નીચે ઊતરતાં મોટરને ઘણા ચકરાવા લેવા પડે છે. ઊતરતી વખતે અમે થોડે દૂર સુધી ચારે બાજુ રાતા અશોકનું જંગલ જામેલું જોયું. પહાડ ખોદીને જે સડકો બનાવેલી હતી એની બંને બાજુએ દીવાલની જેમ પહાડ ઊભેલો હતો. એ ભીંતમાં જાતજાતની માટી ને પથરાઓ જોવામાં આવતા હતા. એમાં એક બેત્રણ ફૂટ જાડો થર બરાબર રાખ જેવી માટીનો હતો. અમે એ માટીને ખોદી જોઈ. જાણે ઉપરનીચે કાંકરાળી માટીના થર વચ્ચે આ એક રાખનો થર આવી ગયો હોય એમ લાગતું હતું. અશોકના ઝાડનાં પાંદડાં અને રાખ પણ અમે અમારી સાથે લાવ્યા હતા. એ થર જોઈને અમને રામાયણમાં આવતા અશોકવન અને હનમાનજીએ લંકા બાળવાની વાતનું સ્મરણ થયું.

અમે એક સુંદર ગુફા પણ જોઈ. તેમાં બહુ પ્રાચીન કાળનાં, છતાં સુંદર ચિત્રો આલેખેલાં હતાં. આવાં આવાં સ્થળો જોતાં અમે અનુરાધાપુર પહોંચ્યા. ત્યાં એક બહુ મોટો સ્તૂપ છે. અશોકના પુત્ર મહેંદ્રે ગયાથી પોતાની સાથે આણેલી મહાબોધિવૃક્ષની એક શાખા આ જગ્યાએ રોપી હતી એમ કહેવાય છે. અમે ત્યાં રાત્રે નવેક વાગ્યે પહોંચ્યા હતા. એ વખતે પીપળના એક ઝાડ પાસે બૌદ્ધોની ધાર્મિક સભા ચાલતી હતી. એક ભિક્ષુ કંઈક ઉપદેશ આપી રહ્યા હતા. અતિ સુંદર દૃશ્ય હતું. હૃદય ઉપર એની

બહુ સારી અસર થઈ. એ ઉપદેશ તો અમે ન સમજી શક્યા, પણ ત્યાં બેઠેલું શ્રોતામંડળ વચ્ચે વચ્ચે 'સાધુ' 'સાધુ'ના ઉદ્ગારો કાઢી રહ્યું હતું એટલું અમે સમજી શક્યા. લોકોએ કહ્યું કે મહેંદ્રે લાવીને જે પીપળનું વૃક્ષ રોપ્યું હતું તે જ આ એમ તો બોધિગયામાં પણ જે મહાબોધિ-વૃક્ષ છે તે એ અસલ નથી, પણ એ જગ્યાએ ઊગેલા મૂળ વૃક્ષનું વંશજ છે. એ રીતે અનુરાધાપુરનું મહાબોધિવૃક્ષ પણ મહેંદ્રનું રોપેલું નથી, પણ એનું એક વંશજ છે. અને તે એ જગ્યાએ કોઈ ને કોઈ રીતે આજ લગી કાયમ છે. પણ એના કરતાં પણ વધારે ચમત્કારિક અને આશ્ચર્યકારક વાત અમારા સાંભળવામાં એ આવી કે ત્યાં જે દીવો બળતો હતો એ પણ મહેંદ્રે પોતે પ્રગટાવેલો હતો! ત્યારથી આજ લગી એ દીવો કદી ઓલવાયો નથી. બાવીસસો ત્રેવીસસો વરસથી બૌદ્ધોએ એ સતત બળતો રાખ્યો છે! એ વાત સાચી હોય તો બે હજાર વરસ કરતાંયે વધારે વખતથી સતત બળતી રહી હોય એવી બીજી અગ્નિશિખા કદાચ આખી દુનિયામા નહીં મળે.

સિલોનની જાત્રા પૂરી કરીને અમે સૌ રામેશ્વર પાછા ફર્યાં. ત્યાંથી કુટુંબનાં માણસોને સાથે લઈને જે તીર્થસ્થાનોમાં અમે પહેલી વાર નહોતા જઈ શક્યાં તે તે સ્થળોએ જઈને છપરા પાછાં આવ્યા. છપરામાં આવીને અમે સાંભળ્યું કે અમારી ગેરહાજરીમાં જ મોટાભાઈએ અંડ-કોશમાં નસ્તર મુકાવ્યું હતું. એમને પેશાબમા થોડી સાકર આવતી હતી, એટલે એમનો ઘા રુઝાવામાં થોડીક મુશ્કેલી આવવા લાગી. વચ્ચે એક વખત તો એવોયે આવી ગયેલો જ્યારે સૌ ભારે ચિંતામાં પડી ગયા હતા. અમે મુસાફરીમાં હતા એટલે અમને તારથી પણ ખબર આપી શકાય એમ ન હતુ. પણ ઈશ્વરકૃપાએ અમે પાછા ફરીએ તે પહેલાં તેઓ ચિંતાજનક સ્થિતિ વટાવી ચૂક્યા હતા. હવે તેઓ સારા થવા માંડ્યા હતા અને થોડા દિવસ પછી તેઓ સાવ સાજા થઈ ગયા.

## ૭૪

# મારી યુરોપની મુસાફરી

બાબુ હરિજીના કેસમાં ડુમરાંવના મહારાજાએ પ્રિવી કાઉન્સિલમાં અપીલ કરી હતી. હવે એ અપીલની સુનાવણીનો વખત પાસે આવી લાગ્યો હતો. બાબુ હરિજીની એવી ઇચ્છા હતી કે હું પણ ત્યાંના બૅરિસ્ટરોને મદદ કરવા માટે વિલાયત જાઉં. હું અગાઉ કહી ગયો છું કે અસહકારની શરૂઆતથી જ એમણે મારી પાસેથી વચન લીધું હતું કે હું એમના કેસમાં હમેશાં કામ કરી આપતો રહીશ. એ વચન પૂરું કરવા ખાતર હાઈકોર્ટમાં કેસ ચાલ્યો તે વખતે પણ મેં એ કામ કર્યું હતું. હવે વિલાયત જવાનો વારો આવ્યો ત્યારે હું એની ના પાડી શકું એમ નહોતું. અને થોડી લાલચ પણ થઈ કે એ બહાને પરદેશની મુસાફરી પણ થશે. એટલે પછી હું ત્યાં જવાની તૈયારીમાં પડ્યો

મારો ભત્રીજો જનાર્દન લોખંડનું કામ શીખવા ઈંગ્લંડ ગયો હતો તે તાજો જ ત્યાંથી પાછો ફર્યો હતો. તાતા કંપની (જમશેદપુર)માં એને નોકરી પણ મળી ગઈ હતી. ત્યાંની રહેણીકરણી બાબત એની તથા બીજા મિત્રોની સલાહ લઈને મેં શિયાળા માટેનાં ગરમ કપડાં કરાવ્યાં. હું હંમેશાં ખાદી જ પહેરતો હતો. ત્યાં જઈને પણ એ નિયમ તોડવાનું મને ઠીક ન લાગ્યું. એટલે ખાદીભંડાર મારફતે કાશ્મીરનું ગરમ કાપડ મંગાવીને મેં કપડાં કરાવ્યાં. કપડાંના કાપ બધી રીતે દેશી ઢબના જ કરાવ્યા ને અંગ્રેજી પોશાક ન જ પહેરવાનું નક્કી કરી નાખ્યું. એથી બે વાતે લાભ થયો. બહુ થોડા ખરચમાં, કામ આપે એવાં, પૂરતાં કપડાં તૈયાર થઈ ગયાં. પોશાક હિંદુસ્તાની હતો એટલે એમાં ક્યાંયે ભૂલ કે બેઢંગાપણું હોય તોયે કોઈ પરદેશી એ પારખી શકે એમ ન હતું. અંગ્રેજી પોશાક અને રહેણીકરણી અપનાવવા જતાં હરફર, પોશાક પહેરવો, ખાનપાન વગેરે બધું એ લોકોની ફૅશન તથા રીતભાત પ્રમાણે જ કરવું પડે છે. આપણી પોતાની રહેણીકરણીને વળગી રહેવાથી એ બધી લપ ટળી જાય છે. ખાસ કરીને મારા જેવા માણસને સારુ એ લપ નાનીસૂની નથી; કારણ કે મેં મારા આખા જનમારામાં કપડાં કે ફૅશન તરફ કદી ખાસ ધ્યાન આપ્યું નથી. મેં તો કપડાંને કેવળ શરીરને ઢંકાયેલું રાખવાનું અને શરમ ઢાંકવાનું સાધનમાત્ર લેખ્યું છે. હમેશાં એ જ નીતિ પ્રમાણે હું વર્તતો

આવ્યો છું. પિસ્તાળીસ પચાસ વરસની ઉંમરે હું નવેસરથી વિદેશી ફેશન અપનાવવા બેસું, એની આંટીઘૂંટીઓ સમજી કરીને એ કપડાં પહેરું તથા વખતોવખત એ બદલાવ્યા કરું એ બધું મારે સારુ ઓછું કઠણ કામ ન થઈ પડત. અને, એમ કરવામાં ખરચ પણ પુષ્કળ થઈ જાત. એટલે મેં ત્યાં પોતાની જ ઢબે ચાલવામાં ડહાપણ માન્યું અને એવી ગોઠવણ કરી.

ઈંગ્લંડમાં પણ મને દરેક રીતનો આરામ મળે અને કામ કરતાં કરતાં હું આરામપૂર્વક રહું, એવી બાપુ હરિજીની ઇચ્છા હતી. એટલે એમણે મને મારા નોકરને પણ સાથે લઈ જવાનો અને હમેશ પહેલા વર્ગમાં જ મુસાફરી કરવાનો આગ્રહ કર્યો. જેમને ઈંગ્લંડનો સહેજ પણ અનુભવ હતો એવા મારા બધા મિત્રો એ નકામું ગણતા હતા; પણ બાપુજી માન્યા નહીં. એટલે મેં ગોવર્ધનને મારી સાથે લીધો. માર્ચ મહિનાની શરૂઆતમાં, એમના જોષીએ નક્કી કરી આપેલા એક શુભ દિવસે હું ઘેરથી રવાના થઈને મુંબઈ પહોંચ્યો. ત્યાં ખાદીભંડારમાં થોડાંક વધારે કપડાં તૈયાર કરવાનું કહ્યું અને ત્યાંથી મહાત્મા ગાંધીજી પાસે વિદાય લેવા સારુ સાબરમતી ગયો. ઊપડવાને દિવસે મોટાભાઈ પણ મુંબઈ આવી પહોંચ્યા. કૈસરે હિંદ નામની આગબોટમાં હું મુંબઈથી ઊપડ્યો.

પરદેશની મારી આ પહેલી જ મુસાફરી હતી. સ્ટીમર પર પણ હું વિલાયતી ઢબે રહેનારા અને વિનાયતી ખાનપાન કરનારા લોકોની ઝાઝી સોબતમાં પડ્યો નહોતો. જતાં પહેલાં શ્રી (હવે દાક્તર) સચ્ચિદાનંદ સિંહે એક દિવસ અંગ્રેજી રીત પ્રમાણે મને ટેબલ ઉપર જમાડ્યો હતો. કાંટા-ચમચા વાપરવાનું મેં જોઈ લીધું હતું. સંજોગવશાત્ આગબોટમાં મારી ઓરડીમાં એક પારસી સદ્‌ગૃહસ્થ હતા. તેઓ સહેલ કરવા પરદેશ જતા હતા. એમની સાથે મારી ઓળખાણ થઈ; પણ એ આગબોટમાં બીજા કોઈ ભાઈ કે બહેન સાથે મારે હળવામળવાપણું ન હતું. મારી ટેવ પણ કંઈક એવી છે કે હું મારી મેળે કોઈની સાથે મુલાકાત કે ઓળખાણ કરવા જતાં બહુ જ સંકોચાઉં છું. એટલે આગબોટમાં દેશી કે પરદેશી કોઈ ઉતારુ સાથે મારે એકબે દિવસ સુધી કશી વાતચીત થઈ નહીં. પણ મારા હિંદુસ્તાની પોશાક તરફ ઘણાની નજર ખેંચાતી હતી એટલું હું જોતો હતો. હું ડેક ઉપર મારી ખુરશી નાખીને કંઈ પુસ્તક વાંચતો, અથવા આંટા માર્યા કરતો. સમુદ્ર બહુ શાંત હતો, એટલે કોઈ જાતના ફેર કે ચક્કર વગેરે મને આવ્યાં નહીં.

બે દિવસ પછી એક અંગ્રેજ સદ્‌ગૃહસ્થ મારી પાસે આવ્યા. તેઓ આઈ. એમ. એસ. (ઇંડિયન મેડિકલ સર્વિસ)ના પેન્શન પર ઊતરેલા

એક અમલદાર હતા. મારી સાથે તેઓ વાતે વળગ્યા. મારાં ખાદીનાં કપડાં અને એકાંતમાં છાના બેસી રહેવાની મારી રીતથી એમનું તથા એમનાં પત્નીનું ધ્યાન મારા તરફ ખેંચાયું હતું. પેન્શન મળ્યા પછી તેઓ કોઈ કમિશનના સભ્ય બનીને ફરી હિંદુસ્તાન આવ્યાં હતા અને પોતાનું કામ પૂરું કરીને પાછા જતા હતા. બંને ખૂબ ખુશમિજાજી જીવડા હતા. તેઓ ગાંધીજી વિષે થોડું જાણતા હતા. ખાદી વિષે પણ એમણે છાપાંમાં વાંચ્યું હતું. એમને હિંદુસ્તાનમાં ગાંધીજીને જોવાનું મન હતું પણ એવી તક એમને મળી નહોતી. વાતચીતમાં એમને ગાંધીજી સાથે મારો કેવો સંબંધ છે એની ખબર પડી ત્યારે એમનો રસ ખૂબ વધી ગયો. પછી તેઓ રોજ મારી સાથે વાતો કર્યા કરતા. હું માંસાહારી નથી એ જાણીને એમને નવાઈ લાગી. તેઓ પોતે પણ માંસાહારી ન હતા. હિંદુસ્તાનમાં શાકાહારી થઈને રહેવું એ બહુ આકરું છે એમ કહીને તેમણે મને આશ્ચર્યમાં નાખી દીધો. મને તેમણે કહ્યું કે અહીં શાકાહારીને લાયક ખોરાકની ચીજો બહુ ઓછી મળે છે. ઇંગ્લંડમા અને આખા યુરોપમાં એવા ઘણાયે ઉપાહારગૃહ છે જેમાં શાકાહારી ખાણું મળી શકે છે. ત્યાં શાકભાજી બહુ છૂટથી મળે છે અને દૂધ તથા દૂધમાંથી બનેલી અનેક વાનીઓ મળી શકે છે. પણ ત્યાંના લોકો ઈંડાંનો પણ શાકાહારમાં સમાવેશ કરે છે ત્યાંના શાકાહારીઓ ઈંડાં બહુ ખાય છે. જે લોકા ચુસ્ત શાકાહારી હોય છે તેઓ દૂધ કે દૂધની બનેલી ચીજ પણ નથી ખાતા; કારણ કે તેઓ દૂધને પણ પ્રાણીના લોહીનું રૂપાંતર ગણે છે. એટલે એમણે મને ચેતવ્યો કે ઇંગ્લંડમાં મારે કોઈ પણ ઉપાહારગૃહમાં ખાવું પડે તો મારે પહેલેથી ખાસ કહી દેવું જોઈશે કે હું ઈંડાં પણ નથી ખાતો અને તો જ તેઓ ઈંડાં વિનાનું ખાણું આપશે, નહીંતર લગભગ બધી ચીજોમાં કોઈ ને કોઈ રૂપે ઈંડાંનું મિશ્રણ હોવાનું જ. એ સાથે એમણે એમ પણ કહ્યું કે ઈંડાં વિનાના બિસ્કિટ વગેરે પણ બધી જગ્યાએ મળતાં નથી; પણ જો કોઈ દુકાનદાર કહે કે અમુક બિસ્કિટ કે ખાવાની ચીજ ઈંડાં વિનાની બનેલી છે તો મારે એની વાત માની લેવી જોઈએ; કારણ કે એનો સ્વાર્થ સાચું બોલવામાં જ હોય છે. ઈંડાં મોંઘાં પડે છે. મારે સારુ આ બધી વાતો નવી હતી. પણ એ દંપતીની મુલાકાતથી મને આવી આવી અનેક જાણવા જેવી વાતોની માહિતી મળી ગઈ. રોજ રોજ ઉપયોગી થઈ પડે એવી બાબતો મણે એમને બતાવી. હું ત્યા પણ મારા નિયમ પ્રમાણે રહી શક્યો.

રસ્તામાં મને ખબર પડી કે આગબોટને સુએઝની નહેર વટાવતાં જે વખત જાય છે, એમાં મુસાફર ઇચ્છે તો તે મોટરરસ્તે કેરો નગર

અને તેથી થોડે આગળ વધીને સ્ફિંક્સ જોઈ આવી શકે તેવી સંગવડ ટૉમસ કૂક કંપની તરફથી મળે છે. એ જોવાનું મને ઠીક લાગ્યું. મારા જેવા બીજા પણ થોડાક ઉતારુઓ હતા, એમણે પણ ટૉમસ કૂકની સાથે ત્યાં જવાની વ્યવસ્થા કરી. અમે લોકો વહેલી સવારમાં આશરે પાંચ વાગ્યે આગબોટમાંથી ઊતરીને મોટરમાં કેરો ગયા. કેરો પહોંચ્યા એટલે હાથમોં ધોઈને થોડા નાસ્તા માટે અમને એક હોટલમાં લઈ જવામાં આવ્યા. ત્યાર પછી અમે કેરોનું અજાયબઘર જોવા ગયા. ત્યાં પિરામિડોના ખોદાણમાંથી નીકળેલી વસ્તુઓ સાચવી રાખવામાં આવી છે. એ બહુ સુંદર સંગ્રહ છે. મિસરના પ્રાચીનકાળના કેટલાયે પ્રખ્યાત અને પ્રતાપી બાદશાહોનાં પિરામિડોમાંથી નીકળેલાં શબ (મમી) ત્યાં સાચવી રાખ્યાં છે. હવે દેખાવે એ કાળાં પડી ગયાં છે પણ માણસોના ચહેરા તથા હાથપગ તો જેમના તેમ છે. એને જે ઝીણાં કપડાંમાં વીંટીને દાટવામાં આવ્યાં હતાં એ કપડું પણ હજી સુધી એવી ને એવી જ રીતે વીંટાળેલું છે. એ કપડું બહુ જ બારીક હોય છે. સાંભળ્યું છે કે હિંદુસ્તાનથી જ કાપડ ત્યાં જતું હતું. એ કાળમાં ત્યાંના લોકોની એવી માન્યતા હતી કે જો મડદાંની સાથે બધી જાતની આરામદાયક ચીજો દાટી દીધી હોય તો પરલોકમાં પણ દેને ટેથી આરામ મળે. માન્યતા પ્રમાણે શબની સાથે પહેરવાનાં કપડાં, ઘરેણાં, બેસવા માટે બાજઠ, ખાવા માટે અન્ન, શણગારની સામગ્રી, સવારી કરવા સારુ રથ અને હોડી એમ બધી જરૂરી વસ્તુ પિરામિડમાં દાટવામાં આવતી! એ બધી ચીજો એક એકથી ચડિયાતી બનેલી છે. એ ઉપરથી જણાય છે કે એ વખતના લોકો સોનાનો ઉપયોગ જાણતા હતા.

સાંભળ્યું છે કે આવી જ જાતના ખોદાણમાંથી, મોહન-જો-દડો (સિંધ)માં જે ઘણું નીકળ્યા હતા એ વાતવાથી ગ્રેગે. અજાયબઘરનો સંગ્રહ અને ખાસ કરીને પ્રતાપી રાજાઓનાં શબ જોઈને મનુષ્યજીવનની અનિત્યતા સ્પષ્ટ દેખાવા લાગી. એવાં દૃશ્ય જોઈને એવું ભાન થાય છે કે આપણે આપણી મોટાઈના મદમાં જે કંઈ કરીએ છીએ એ કેટલું બધું તુચ્છ અને કેટલું ક્ષણજીવી હોય છે! જે બાદશાહોને માટે એમ કહેવાય છે કે એમણે પોતાના જમાનામાં ખૂબ જુલમ ગુજાર્યો એનાં શબ આજે પણ એવી જ રીતે પડેલાં છે. જેઓ ચીતરાથી તૂટેલો ઇતિહાસ વાંચતા નથી તેઓને એ લોકોના નામોની સુધ્ધાં હવે ખબર નથી. મેં થોડાં ચિત્રો ખરીદ્યાં. જોકે અજાયબઘરનો આરો બહુ સારો નીવડ્યો પણ મન પર ક્ષણભંગુર જીવનની નિઃસારતાની ઊંડી છાપ પડી. ઉદાસ મને ત્યાંથી બહાર નીકળ્યો.

એ અજાયબઘર જોયા પછી અમને બધાને શહેરની કેટલીક જૂની ઇમારતો અને બીજી પ્રખ્યાત જગાઓ બતાવવામાં આવી. તેમાં એક બહુ સુંદર મસ્જિદ પણ હતી. મિસરમાં મુસનમાનો પૂર્વ તરફ મોઢું કરીને નમાજ પઢે છે, કારણ કે ત્યાંથી કાબા પૂર્વમા છે. હિંદુસ્તાનીને આ કંઈક વિચિત્ર લાગે છે. ત્યાની મસ્જિદો પણ એ કારણે હિંદુસ્તાનની મસ્જિદોની જેમ પૂર્વ બાજુની ન હોઈ પશ્ચિમ બાજુની હોય છે. આ મોટી મસ્જિદ પણ એવી જ હતી. ત્યાની ભાષા અરબી છે, પણ યુરોપની ભાષાઓમાથી ફ્રેંચ ભાષાનો ત્યાં વધુ પ્રચાર છે. લોકો સ્વચ્છ દેખાય છે પોલીસવાળાઓએ તુર્કી ફેજ પહેરી હતી. કેરો જૂનું શહેર છે, પણ જે ભાગ અમે જોયો એ આધુનિક શહેરો જેવો હતો.

બપોરનું ભોજન કરીને અમે થોડે દૂર મોટરમા પિરામિડ જોવા ગયા. એક સ્થળે પહોચીને અમારે મોટર છોડી દેવી પડી. ત્યાથી ઊંટો ઉપર સવારી કરીને પિરામિડ સુધી અમારે જવુ પડ્યુ. મારે સારુ ઊંટની સવારી સાવ નવી હતી. હું હિંદુસ્તાનમા કદી ઊંટ ઉપર બેઠો ન હતો, પણ એક વાર ઊંટ પર ચડ્યા પછી કંઈ ખાસ જણાયુ નહીં પાસે જઈને અમે પિરામિડો જોયા. એ બહુ જ ઊંચી ચોરસ ઇમારતો છે. આપણા દેશમા ઈંટોના નીભાડા બને છે એવી જ રીતે આ પથરાઓના બહુ મોટા મોટા ચોરસ ટુકડાઓથી બનેલા છે. નીંભાડાની પેઠે જ તળિયા આગળની પહોળાઈ વધારે છે અને ઉપર જતા એ ઘટતી ગઈ છે. ઈંટોના નીભાડા નાના હોય છે ત્યારે આ બહુ મોટા અને બહુ ઊંચા છે. એમની ઊંચાઈ અને પહોળાઈના પ્રમાણમાં એમા વપરાયેલી પથ્થરની ઈંટો પણ નીંભાડાની ઈંટો કરતા લબાઈ, પહોળાઈ અને જાડાઈમા વધારે મોટી છે. મારા ધારવા પ્રમાણે એ દરેક ઈંટ કદાચ ચારથી પાંચ હાથ જેટલી લાંબી હશે. એ જ પ્રમાણમા એની પહોળાઈ અને જાડાઈ પણ હોવી જોઈએ કોણ જાણે કેટલા દિવસોમા એ દરેક ઈંટ કાપી કરીને આવડી મોટી ઇમારત તૈયાર થઈ હશે! એમા કેટલા ગરીબોએ પોતાની જિંદગીનો કેટલો ભાગ આપ્યો હશે! આ બધુ ફક્ત એકાદ રાજાનું નામ એના મરી ગયા પછી કાયમ રાખવાને માટે કરવામા આવ્યુ હતું. નામ તો હવે કેવળ પુસ્તકોમા રહ્યુ છે! અને આ ઇમારતો — જેનો માણસ કશોયે લાભ લઈ શકે એમ નથી — એ પોતાની જગ્યાએ આજે પણ જેમની તેમ હજારો વરસથી ઊભી છે. એમાના અનેકની અંદર ખોદાણ થયુ છે. એમાથી જ નીકળેલા સામાનનો સગ્રહ કેરોના અજાયબઘરમા છે. મને યાદ છે કે અમે તાજેતરમા જ છાપામાં વાંચેલું કે એ કબરો ખોદનારનુ મરણ

નીપજ્યુ હતું. જેણે જેણે એ પ્રયત્ન કર્યો તે મરી ગયા. ખોદનાર તો મરી ગયો, પણ ત્યાંના ખોદકામમાંથી સામાન ઘણો નીકળ્યો.

સ્ફિંક્સ એક અજબ વસ્તુ છે. તેનું મોં માણસનું અને શરીર જાનવરનું છે. આવા સ્વરૂપવાળી એક બહુ વિશાળ મૂર્તિ એ રણમાં પડેલી છે. સાંભળ્યુ છે કે, જૂના જમાનામાં એને પ્રશ્નો પૂછવામાં આવતા અને એ ભવિષ્યમાં બનનારી વાત કહેતી. પણ એ જે કંઈ કહેતી તે સમજવું બહુ અઘરું હતુ. હવે તો એવુ રહ્યુ નથી, પણ એ મૂર્તિ એમ ને એમ પ્રાચીન કાળનું સ્મરણ કરાવતી હજી ઊભી છે

આ બધું જોઈને અમે સાંજ સુધીમા પાછા આવી રેલગાડીમાં બેઠા. રાત્રે લગભગ અગિયાર વાગ્યાને સુમારે પોર્ટસૈયદ પહોંચ્યા. આગબોટ ત્યાં આવી પહોંચી હતી. અમે સૌ પોતપોતાની ઓરડીમાં જઈને સૂઈ રહ્યા. ખાવાપીવાનુ રસ્તે આગગાડીમાં જ પતી ગયું હતું.

ભૂમધ્યસાગરમા પહોચતાં થોડીક ઠંડી લાગવા માંડી. રાતો સમુદ્ર તો બહુ ગરમ હતો—અરબી સમુદ્ર કરતાં પણ વધારે. ભૂમધ્યસાગરમા પવન જોરથી વાતો હતો, એટલે આગબોટ થોડીક ડોલતી હતી. મને એક દિવસ સહેજ ફેર ચડવા જેવુ થયુ પણ વધારે નહીં. રસ્તામાં જે કંઈ જોવાનું મળ્યુ એ બધું હું જોતો ગયો. ઇટાલી પાસે સિસિલી ટાપુની પડખે થઈને જ અમારી આગબોટ પસાર થઈ. થોડેક આઘે ત્યાંનું શહેર દેખાયુ. પહાડ તો સ્પષ્ટ નજરે પડતો હતો. કેટલાયે દિવસો પછી અમે લોકો માર્સેલ્સ (ફ્રાન્સ) પહોંચ્યા. રસ્તામાં કંઈ ખાસ બન્યું ન હતું. ક્યારેક ક્યારેક કોઈ ટાપુ દેખાવા લાગતો ત્યારે અમે સૌ એ જોવા માંડતા. દરિયાની મુસાફરીમાં ચારે બાજુએ પાણી જ પાણી દેખાય છે, એટલે રાતદિવસ પાણી જોતાં જોતાં એક બે દિવસમાં જ મન કંટાળી જાય છે. જો ક્યાંક બીજી કોઈ પસાર થતી આગબોટ નજરે પડે અથવા જમીન દેખાવા લાગે તો બહુ આનંદ આવે છે. બધાયે મુસાફરો, જાણે એમણે કદી જમીન જોઈ જ ન હોય એવી રીતે જોયા કરે છે!

અમે માર્સેલ્સ સવારમા ઊતર્યાં. ત્યાં એક હોટલમાં ઉતારો કર્યો. ત્યાં પણ કૂક કંપનીની મહેરબાનીથી બધાયે જોવા જેવાં સ્થળો જોઈ લીધાં ટૉમસ કૂકની વ્યવસ્થા બહુ સારી હોય છે. એમનો દુભાષિયો મુસાફરોને મુખ્ય મુખ્ય સ્થળો બતાવે છે. એમની પોતાની મોટરગાડી હોય છે. વ્યવસ્થા એવી સારી રાખે છે કે ઠરાવેલા વખતમાં માણસ બધું જોઈ લે છે સવારે આગબોટમાંથી ઊતરતાવેંત મેં રાત્રે જનારી ગાડીમાં મારે માટે જગા નિશ્ચિત કરાવી લીધી હતી આખો દહાડો ફરી કરીને રાતની

ગાડીમાં હું પૅરિસ જવાને રવાના થયો. પૅરિસમાં ગાડી બદલીને કેલે પહોંચ્યો. ત્યાંથી ફરી આગબોટમા બેસીને સાંજ પડતામા ડોવર ઊતરી ગયો. ડોવરથી રેલમા લગભગ રાતે નવ વાગ્યે લંડન પહોંચ્યો. ત્યાં હું માર્ચના ત્રીજા અઠવાડિયામાં પહોંચ્યો હતો, તેમ છતાં ત્યાં હજુ ઠીક ઠીક ઠંડી હતી. પહેલેથી જ ત્યાં પહોંચેલા મિત્રો મને સ્ટેશને મળી ગયા. ત્યાંથી હું સીધો અગાઉથી ભાડે લઈ રાખેલા મકાને ગયો. એ ગોલ્ડર્સ ગ્રીનમા હતું. અમે થોડા દિવસ ત્યાં ઉતારો રાખ્યો.

ત્યા બધી વ્યવસ્થા પહેલેથી હતી. શ્રી મહાવીરપ્રસાદ બૅરિસ્ટર અને શ્રી કુંવરબહાદુર પહેલેથી ત્યાં ઊતર્યા હતા. એટલે ત્યા ઘર જેવું જ લાગ્યુ. વળી મારી સાથે ગોવર્ધન આવેલો એટલે ખાવાનું પણ હિંદી જ મળવા લાગ્યુ. અહીંની જેમ અમે ત્યા પણ દાળભાત, રોટલી શાક જમવા લાગ્યા. હું તો મુકદ્દમાના કામે આવ્યો હતો. રાત્રે ત્યા પહોંચ્યા પછી એ લોકોની સાથે વાતચીત કરીને હું સૂઈ ગયો. મને પહોંચતાં જ ખબર પડી ગયેલી કે સવારે ઊઠીને મારે બૅરિસ્ટર પાસે જવાનું હતું; કેમ કે એમણે પરસ્પર વાત કરવા માટે વખત આપેલો હતો. એટલે લંડન પહોંચીને બાર કલાકમા જ હું કામમા ગૂંથાઈ ગયો અને કેસ પૂરો થયો ત્યા સુધી રાતદિવસ એ જ કામમા પરોવાયેલો રહ્યો.

## ૭૫

## લંડનનો કાર્યક્રમ અને મુકદ્દમાની તૈયારી

લંડનમા મારો કાર્યક્રમ આ પ્રમાણે હતો: મારી ટેવ પ્રમાણે હું સવારે બહુ વહેલો ઊઠી જતો. ત્યાં લોકો સવારના બહુ મોડે સુધી સૂઈ રહે છે અને રાતે મોડે સુધી જાગીને કામ કરે છે હું એમ કદી નથી કરતો ત્યા પણ હું એમ ન કરી શકચો. જ્યારે બધા લોકો હજુ સૂતા હોય ત્યા હું દાતણપાણી કરીને અને નાહીને કપડાં પહેરીને ઓરડામા બેસી જતો અને મુકદ્દમાના કાગળો વાંચવા મંડી જતો.

બધા લોકો સવારે આશરે નવ સાડાનવ વાગ્યે તૈયાર થાય ત્યા સુધીમા મે લગભગ બે કલાક કામ પતાવ્યુ હોય. ત્યાર પછી નાસ્તો કરીને લગભગ દસ વાગ્યે લાઇબ્રેરીમાં જતો. ત્યા કાયદાનાં પુસ્તકો વાંચવા બેસતો. અમારા ત્યાંના એટર્નીએ અમારે માટે લાઇબ્રેરીમાં સારી સગવડ કરાવી આપેલી આથી અંગ્રેજી કાયદાનાં દરેક જાતનાં પુસ્તકો જોવા મળતાં. બપોરના બારએક વાગ્યા સુધી લાઇબ્રેરીમાં અધ્યયન કર્યા પછી હું નજીકમાં જ

શાકાહારીઓના એક રેસ્ટોરાંમાં જતો. ત્યાં થોડાંક ફળ, રોટી, દૂધ વગેરે ખાઈ લેતો. મારી માગણી પ્રમાણે તેઓ બધું જ ઈંડાં વિનાનું બનાવી આપતા. એક બે દિવસમાં તો એ રેસ્ટોરાંવાળાઓ મને ઓળખી ગયા, એટલે પછી ત્યાં જઈને કંઈ કહેવાનીયે જરૂર નહોતી પડતી. પછી સાંજ સુધી કોર્ટમાં કામ કરીને સાંજે આશરે ૭ વાગ્યે હું પાછો ફરતો. આવવા જવાનું ભૂગર્ભ રેલવે મારફતે થતું. ઘેરે વાળુ કર્યા પછી સાંજે થોડો વખત ફરવા જતો અને ફરી આવીને થોડું કામ કરી સૂઈ જતો. કોઈ કોઈ દિવસ બેરિસ્ટરોની સાથે સલાહમસલત કરવાની રહેતી. એ મુજબ એ દિનચર્યામાં ફેરફાર કરવો પડતો. આ રીતે લગભગ બે મહિના વીત્યા. એટલામાં બાપુ હરિજી પણ ત્યાં આવી પહોંચ્યા. વચ્ચે થોડા દિવસ મારે હાઈથમાં જઈને રહેવું પડ્યું હતું.

અમે રોકેલા સીનિયર બેરિસ્ટરોમાં એક શ્રી લક્સમૂર કરીને હતા, જેઓ પાછળથી થોડા જ દિવસમાં હાઈકોર્ટના જજ થયા. એમનું ઘર હાઈથની પાસેના એક ગામમાં હતું. ઈસ્ટરની રજાઓમાં તેઓ પોતાને ઘેર ગયા. અમારી તરફથી એમને કહેવામાં આવ્યું કે, "આ મુકદ્દમો બહુ ગૂંચવણિયો છે, એટલે જો આપ કહો તો એને અંગેના કાગળો વાંચવામાં આપને મદદ કરવા સારુ અમારામાંનું કોઈક આપની સાથે ત્યાં આવે." પહેલાં તો તેઓએ માન્યુ નહીં. અમે આગ્રહ કર્યો એટલે તેઓ કબૂલ થયા. હું હાઈથમાં રહ્યો. એમનું ઘર સાતઆઠ માઈલ જેટલે દૂર હતું. સવારે નવ વાગ્યે એમની મોટર આવીને મને લઈ જતી. અમે સાડાનવ વાગ્યાથી કામ કરવા બેસી જતા. વચ્ચે બપોરે ભોજન માટે એક કલાક અને ચા માટેનો અર્ધો કલાક બાદ કરતાં લગભગ સાડા છ કે સાત વાગ્યા સુધી અમે કામ કરતા રહેતા. પછી પાછી તેમની મોટર મને હાઈથ મૂકી જતી. બપોરનું જમવાનું એમને ત્યાં જ રાખતો. મારા શાકાહારી હોવાની વાત એમનાં પત્ની જાણી ગયાં હતાં. એમણે એ માટેની વ્યવસ્થા કરી લીધી હતી. લગભગ પંદર દિવસ સુધી હું ત્યાં રહ્યો. આ કામને અંગે એમની સાથે મારે બહુ ગાઢ સંબંધ બંધાયો.

અમારા સૌથી સીનિયર બેરિસ્ટર શ્રી અપજ્હોન હતા. એમની અવસ્થા એ વખતે પંચોતેર વરસથી વધારે થઈ ગઈ હતી. હજુ પણ તેઓ મારી પેઠે મહેનત કરતા હતા. એમની તબિયત બહુ જ સારી હતી. અમારા મુકદ્દમાના કાગળનાં આશરે પંદર હજાર છાપેલાં પૃષ્ઠ હતાં. એમાંના મુદ્દા પણ ઘણા જ આંટીઘૂંટીવાળા હતા. ક્યાંક ક્યાંક એક જ કાગળ પચીસ ત્રીસ પૃષ્ઠનો હોય, પણ એમાં અમારા કામની ફક્ત ત્રણચાર લીટી જ

મળતી. અમારી પાસે પટનાથી જ તૈયાર કરેલી સંપૂર્ણ નોંધો હતી અમે માનતા હતા કે જો આ બૅરિસ્ટરોની સાથે બેસીએ અને દસ્તાવેજના જરૂરી ભાગો તરફ એમનું ધ્યાન ખેંચીએ તો એમનો વખત બચી જાય તેથી તેઓ અમને સાથે રાખીને કાગળો વાંચે એમ અમે ઇચ્છતા હતા પહેલા કોઈ એ બાબત સંમત નહોતા થતા પણ મિસ્ટર હસનઈમામ સંમત થયા. મિસ્ટર અપજૉનને ના પાડી અમે એમને એ કામને માટે જુદી ફી આપવાની વાત કરી. અહીં હિંદુસ્તાનમાં એમ જ બનેલું કાગળો વાંચવાને જ્યારે અમારામાંના કોઈની સાથે સીનિયર લોકો બેસતા ત્યારે એને માટે તેઓ દર કલાકે પચાશી રૂપિયા જુદી ફી લેતા આની રીતે આશરે પંદર હજાર પાના કલાકે પચાશી રૂપિયાને હિસાબે વંચાવવામાં આવ્યા હતા બાબુ હરિજી ઇચ્છતા હતા કે ગમે એટલો ખરચ થાય તોયે ત્યાં પણ એ જ રીતે એ વાંચવામાં આવે. પણ મિસ્ટર અપજૉન, જેમને અમારી તરફથી મોટી પહેલા દલીલ કરવાની હતી તેઓએ કેમે કરી એ વાત માની નહીં તેમનું કહેવું એમ હતું કે જે ફી અમને મળે છે એ ફક્ત કચેરીમાં બેસવાને કે ત્યાં ઊભા રહેવાને માટે જ નથી હોતી, એ અંગેના કાગળો વાંચી જવાનીયે અમારી ફરજ છે, કેમ કે એ વિના અમારું ત્યાં જવું નકામું નીવડે. એટલે કાગળો વાંચવાને સારુ હું જુદી ફી નહીં લઉં અને મારું કામ હું પોતે જ કરી લઈશ — હા, જો ક્યાંયે કોઈ બાબતની મને જરૂર પડશે તો એ હું માગી લઈશ, તમારે જો કોઈ નોંધો આપવી હોય તો મને આપી દેજો, હું એ જોઈ જઈશ, અહીંનો રિવાજ કાગળો વાંચવા માટે કોઈ બીજાની સાથે બેસવાનો નથી જ્યારે જ્યારે બીજા લોકોની જોડે સલાહ મસલત કરવાની હશે ત્યારે ત્યારે હું એમને બોલાવી લઈશ, એની યોગ્ય ફી — જે કન્સલ્ટેશનની હોય છે એ — લઈ લઈશ

બાબુ હરિજી કંઈક ગભરાટમાં પડ્યા, કારણ કે એમને થયું કે આટલા બધા વયોવૃદ્ધ માણસ આટલા કાગળો પોતે પૂરેપૂરા કદાચ વાંચી નહીં શકે અને વાંચતા કંટાળી જશે, વળી ઉપર કહ્યું છે તેમ કોઈ કોઈ બહુ લાંબા કાગળોમાં પચીસત્રીસ પાના વાંચી ગયા પછી બેચાર લીટી જ કામની મળે એમ હોવાથી એવો સંભવ રહે કે એ લીટીઓ તેઓ છોડીને આગળ નીકળી જાય અને એ કાગળ કેસમાં શા માટે મૂકવામાં આવ્યો છે એ ન સમજી શકે જ્યારે એમને કહેવામાં આવ્યું કે તમારો વખત બહુ નકામી નકામી વસ્તુઓ વાંચવામાં વેડફાઈ જશે ત્યારે એમણે જવાબ આપ્યો કે, હું એક પણ લીટી વાંચ્યા વિના જવા નહીં દઉં તમે ધારો છો કે તમે લોકો જે બતાવશો એ જ બેચાર લીટીઓ કામની છે,

પણ દલીલ મારે કરવાની છે. એવું બને કે હું મારી બુદ્ધિ અને અનુભવને આધારે બેચાર બીજીયે એવી લીટીઓ શોધી કાઢું જે આપણને કામ આવે. એવી હોય અને તમે એને નકામી ગણી જતી કરી હોય. એટલે હુ એકલો જ એ બધું વાંચીશ અને પછી જરૂર જણાયે પૂછવું હશે તે પૂછીશ.

અમારી પાસે આનો કશો જવાબ ન હતો. બાબુ હરિજીને હવે ચૂપ રહેવું પડ્યું. પણ તેમને શંકા તો રહી જ.

પ્રિવી કાઉન્સિલનો એવો કાયદો છે કે બંને પક્ષવાળા પોતાની દલીલોનો સારાંશ લખીને પહેલા દાખલ કરે છે. એને, કેસ રજૂ કરવો કહેવાય છે. ઘણી જ સાવધાનીપૂર્વક કેસ તૈયાર કરવામાં આવે છે; કારણ કે એ ઉપરાંતની બહારની વાતો ઉપર દલીલ કરી શકાતી નથી. એક પક્ષને બીજા પક્ષનો કેસ, પોતાનો કેસ રજૂ કર્યા પહેલા જોવાને મળતો નથી. એટલે બંને પક્ષોને સામા પક્ષના કેસનો જવાબ પણ તે કેસમા શું હશે તેની અટકળ કરીને પોતાના કેસમા પહેલેથી જ આપી દેવો પડે છે. મિસ્ટર અપજોને અમારો કેસ તૈયાર કર્યો. તે અમે જોયો ત્યારે અમને બધાને, ખાસ કરીને બાબુ હરિજીને પૂરેપૂરો વિશ્વાસ બેઠો કે તેઓ બધી આંટીઘૂંટીઓ સારી પેઠે સમજ્યા છે અને બધા કાગળો પૂરેપૂરા વાચી ગયા છે. એટલે અમને પૂરો સંતોષ થયો. કાયદાશાસ્ત્રીઓના વર્તનનો આ એક ઘણો જ ઊંચો આદર્શ મારા જોવામા આવ્યો. હુ તો એ જોઈને મુગ્ધ થઈ ગયો. મારે ખેદની સાથે કહેવું પડે છે કે આપણા દેશમાં આટલો ઊંચો આદર્શ મેં જોયો નહોતો.

મિસ્ટર અપજોન સાથે મારી ઓળખાણ વિચિત્ર રીતે વધી ગઈ. મારો હિંદુસ્તાની પહેરવેશ જોઈને તેઓ ધારતા હતા કે હું કાં તો બાબુ હરિજી છુ અથવા મુકદ્દમો લડવા સારુ આવેલો એમનો કોઈ સગો છું! તેઓ મને વકીલ નહોતા માનતા. એક દિવસ અમારા કેસ વિષે વકીલો સાથે ચર્ચા કરતાં એમણે કેટલાક સવાલો પૂછ્યા. હુ પાછળ બેઠો હતો. મેં જવાબ આપ્યા. એમણે મારી સામે જોયુ પણ કંઈ બોલ્યા નહીં. પાછળથી અમારામાંના એક વકીલ જે એમને ત્યા આવજા કરતા, તેમને એમણે કહ્યુ કે આપણો અસીલ તો ભારે હોશિયાર માણસ દેખાય છે. એણે મારા સવાલનો સરસ જવાબ આપ્યા હતા. એ ઉપરથી અમારા સાથીએ મારી બાબતમાં એમને જણાવ્યું કે હુ અસીલ નહીં પણ વકીલ છુ અને મેં વકીલાત છોડી દીધેલી છે. આથી એમની જિજ્ઞાસા થોડી વધી અને ત્યાર પછી એમણે મારી પાસે ઘણુ કામ લીધુ. જાતજાતની નોંધો તૈયાર કરવાની આજ્ઞા આપી. હુ તે હમેશાં તૈયાર કરી આપતો

હતો. જ્યારે મુકદ્દમો ચાલવાનો વખત આવ્યો ત્યારે એમણે મને પૂછ્યું કે તમે કચેરીની બેઠકમાં હાજર રહેવા ઇચ્છો છો? મેં હા પાડી. એટલે કહ્યું કે, એ કંઈ જરૂરનું નથી, તમારો વખત બીજી રીતે વધારે સારા ઉપયોગમાં આવશે. મારે ઘણા વિષયો ઉપર નોંધો જોઈએ છે. તમે ઘેર રહીને એ તૈયાર કરી આપો. મેં કહ્યું, જો હું નોંધો તૈયાર કરીને આપતો જાઉં અને ઘેર રહેવાની જરૂર ન હોય તો? એમણે ના પાડી, અને કહ્યું કે નોંધો તૈયાર કરવામાં વખત ચાલ્યો જશે. તમે ત્યાં હાજરી નહીં આપી શકો. પણ જો તમે નોંધો તૈયાર કરવામાં મોડું ન કરો અને કચેરીમાં પણ હાજર રહી શકો તો મને કંઈ વાંધો નથી; પણ નોંધોમાં મોડું થશે એ હું સહન નહીં કરી શકું. સૌ જાણતા હતા કે તેઓ બહુ આકરા મિજાજના હતા. પોતાના પ્રતિપક્ષી અને સાથી બેરિસ્ટરો તથા જજ લોકો સાથે પણ તેઓ બાખડી પડતા હતા. એટલે હું એમનાથી બહુ ડરતો હતો. પણ મેં જોઈ લીધું કે મારી નોંધોથી એમને સંતોષ થતો હતો. કચેરી બેસતાં પહેલાં પાંચદસ મિનિટ અગાઉ કચેરીએ આવીને મળવાનું તેઓ મને ટેલિફોન ઉપર કહેતા. જે મુદ્દા ઉપર તેઓ મારી પાસે નોંધો લખાવવા માગતા હોય એ મુદ્દા જાતે નોંધી લાવતા અને ત્યાં મને લખાવી દેતા. હું ત્યાં જતી વખતે એ પહેલાંની નોંધો જોઈને જતો અને જે પૂછવું હોય તે પૂછી લેતો. હું જો પહેલેથી જ કાગળપેન્સિલ લઈને હાજર ન રહેતો તો તેઓ ગુસ્સે થતા. વખતનો તેઓ એટલો બધો સદુપયોગ કરતા કે એક મિનિટ પણ એળે જવા ન દેતા.

મેં એક બીજી વસ્તુ જોઈ. એ, આપણા દેશના, ખાસ કરીને પટના અને કલકત્તાના વકીલ-બૅરિસ્ટરોએ અનુસરવા જેવી છે. હું વકીલાત કરતો હતો ત્યારે મેં જોયેલું કે આપણે બધા કોર્ટમાં ગયા પછી પાછા ઘેર આવીએ ત્યાં સુધીનો આપણો મોટા ભાગનો વખત — જે મુકદ્દમાની સુનાવણીમાં વપરાતો નથી હોતો એ — ઘણું કરીને નકામો વેડફાઈ જાય છે. વકીલમંડળ અથવા પુસ્તકાલયમાં બેસીને આપણે બધા કાગળો કે પુસ્તકો બહુ ઓછાં વાંચીએ છીએ. આપણે આપણા મુકદ્દમાની દલીલ માટેની તૈયારી ઘેર જ કરતા હોઈએ છીએ. કોર્ટમાં કેસ નીકળે છે અને ચાલુ રહે ત્યાં સુધી જેનો મુકદ્દમો હોય એનો વખત તો કામમાં પણ જાય છે. જેમનો કેસ નીકળ્યો નથી તેમનો બધો વખત કેવળ ગપાટા મારવામાં જ જાય છે. ક્યાંક ક્યાંક તો શેતરંજની બાજી પણ મંડાય છે. મારો પોતાનો અનુભવ પણ એવો છે કે ત્યાં બેસીને કાગળ કે ચોપડી વાંચવાં બહુ મુશ્કેલ હોય છે; કેમ કે એને માટે ત્યાંનું વાતાવરણ અનુકૂળ

નથી હોતું. જ્યાં બધા ગપ્પાં મારતા હોય અને ઠઠ્ઠામશ્કરી કરતા હોય ત્યાં બેસીને, કોઈ કેવી રીતે વાંચી શકે! એટલે પછી મુકદ્દમાના કાગળો વાંચવા માટેનો બધો વખત આપણને ઘેરે જ કાઢવો પડે છે. મારી પાસે ઠીકઠીક મુકદ્દમાઓ રહેતા હતા, એટલે મારે રોજ પરોઢિયે ત્રણચાર વાગ્યામાં ઊઠીને તૈયારી કરવી પડતી. ત્યાં લંડનમાં મેં જોયુ કે બેરિસ્ટરો પોતાનું બધું કામ કાં તો લાઇબ્રેરીમાં કે પોતાના ચેમ્બરમાં જ પૂરું કરી લે છે. કચેરીની બેઠકમાં જજો આવે તે પહેલાં થોડી વારે જ તેઓ ત્યાં જાય છે. અને વળી પાછા કચેરીના ઊઠી ગયા પછીયે કલાક બે કલાક તેઓ કામ પર બેસી જાય છે. વચ્ચે જ્યારે મુકદ્દમાની સુનાવણી બંધ રહે છે ત્યારે પણ તેઓ કામ કરે છે. કોઈ કોઈ તો પોતાને ઘેર મુકદ્દમાના કાગળો લઈ પણ નથી જતા. એટલે લગી કે તેઓ ઘરમાં કાયદાના પુસ્તકો પણ રાખતા નથી. એમને મતે તો ઘર એટલે ઘર, ત્યાં બાળબચ્ચાંઓને મળવું, વાતચીત કરવી, ખાવુંપીવું, વિનોદ કરવો અને ઇચ્છા થાય તો મનગમતાં બીજાં પુસ્તકો વાંચવાં જોઈએ. ધંધાનું કામ તો આખા દહાડામાં ચેમ્બરમાં કે ચાલતી કચેરીએ જ પતાવવું જોઈએ. આની રીતે દિવસનો બધોયે વખત બરાબર ઉપયોગમાં આવે છે અને રાતનો તેમ જ સવારના વખતનો આપણે ઇચ્છીએ તેવો ઉપયોગ કરી શકીએ છીએ.

ત્યાંના ઘણાખરા વકીલ-બેરિસ્ટરો શનિવારે અને રવિવારે લંડનની બહાર જતા રહે છે. મિસ્ટર અપજોન વગર ચૂકયે દર શુક્રવારે સાંજે કચેરીમાંથી નીકળીને પરબારા સ્ટેશને ચાલ્યા જતા. ત્યાંથી રેલ રસ્તે લંડનથી આશરે સિત્તેર માઈલ જેટલે દૂર ગામડામાં પોતાને ઘેર જઈને રહેતા. અને ફરી પાછા રવિવારે સાંજે લંડન આવી પહોંચતા. અઠવાડિયાના છેલ્લા બે દિવસો તેઓ હમેશા ગામડાની ખુલ્લી હવામાં જ ગાળતા. અમારા બધાની ઇચ્છા એવી હતી કે જ્યાં સુધી અમારા મુકદ્દમાની સુનાવણી ચાલ્યા કરે ત્યાં સુધી તેઓ લંડનમાં જ રહે. અમે ધારતા હતા કે શનિ-રવિવારને દિવસે જ સામા પક્ષની દલીલોને લગતી તથા અમારી સંબંધી વાત એમને કહેવાની અમને તક મળી શકશે; કારણ કે બીજા દિવસોમાં તો આખોયે વખત કચેરીની બેઠકમાં જ જવાનો. અમારા તરફથી એમને કહેવામાં આવ્યું કે, 'આપ શનિ-રવિવારે લંડનમાં જ રોકાઓ અને એ બંને દિવસને સારુ પણ સુનાવણીના દિવસોની પેઠે, ફી લેવાનું રાખો. એમણે એ વાત સ્વીકારી નહીં. ફીની લાલચ પણ એમને એ નિયમમાંથી ચળાવી શકી નહીં. આખરે, જ્યારે અમે બહુ જ આગ્રહ કર્યો ત્યારે એમણે કહ્યું કે, અઠવાડિયાના આ બે દહાડા જો હું

ગામડાની ખુલ્લી હવામાં નહીં ગાળું તો બાકીના પાંચ દિવસનું કામ કરવા લાયક નહીં રહું. શું તમે એમ માનો છો કે, હું આ નિયમ ન સાચવતો હોત તો આજે આ ઉંમરે આટલું કામ કરી શકત? અસીનને સમજાવી દો કે અહીં રોકાવાથી હું એમના કામને જેટલું નુકસાન પહોંચાડીશ, ફાયદો નથી કરવાનો, એટલે એ આગ્રહ છોડી દે. અમે પણ એમની વાત સમજી ગયા. જો આપણા દેશના લોકો પણ આવી રીતે વખતનો ઉપયોગ કરતા હોત અને તબિયત પણ સાચવતા હોત તો આપણી જિંદગી કંઈક લાંબી થાત અને આપણે કામ પણ કંઈક વધારે કરી શકત.

અમારો બધાનો ખાસ કરીને અમારા મોટા મોટા બૅરિસ્ટરોનો એવો ખ્યાલ હતો કે અમારો કેસ ખૂબ મજબૂત છે, ને અમે જરૂર જીતી જઈશું. મિસ્ટર અપજૉનનું કહેવું હતું કે આપણને કદાચ બહુ જવાબો આપવાનીયે જરૂર પડવાની નથી. સામા પક્ષ તરફથી વીસબાવીસ દિવસ સુધી દલીલ ચાલી અને હજુ કદાચ મહિનો દોઢ મહિનો ચાલત એ દરમ્યાન અધવચથી જ આવતે ત્રણ મહિના લગી કચેરી બંધ થવાની હતી. એનું પરિણામ એ આવત કે કેસ ફરી વાર ઑક્ટોબરમાં નીકળત અને કદાચ ડિસેમ્બર સુધી એ ચાલ્યા કરત. એ દિવસોમાં ખૂબ જ ટાઢ પડત અને અમારામાંના ઘણા એ સહન ન કરી શકત; ખાસ કરીને હું તો એ ઠંડીને બરદાસ્ત કરી શકું એમ હતું જ નહીં. એથી કરીને બાબુ હરિજી ચિંતામાં પડ્યા એટલામાં એક તક હાથ આવી એટલે એમણે બીજા કોઈનેયે પૂછ્યાગાછ્યા વિના સમાધાન કરવાનું નક્કી કરી દીધું તેઓ જાણતા હતા કે વકીલ બૅરિસ્ટરોને સુલેહ કરવાની વાત ગમવાની નથી; કારણ કે તેઓને તો કેસ જીતવાની પાકી ખાતરી હતી એમ છતાંયે ખરચ બચાવવાને તથા શિયાળાની કઠિનતામાંથી ઊગરવાને માટે, ઘણું નુકસાન વેઠીનેયે એમણે સમાધાન કરી દીધું. બધું નક્કી થયા પછી, લેખિત રજૂ કરવા વખતે એમણે અમને સૌને એ વાત કહી બીજાઓને હવે કશું કહેવાપણું હતું જ નહીં. સુલેહનામું દાખલ થઈ ગયું. મુકદ્દમો અચાનક એક દહાડે, જુલાઈના છેલ્લા અઠવાડિયામાં પૂરો થઈ ગયો અમને બધાને છુટ્ટી મળી ગઈ.

મિસ્ટર અપજૉન મુકદ્દમાની વાતો સિવાય કદી બીજી વાતો કરતા નહોતા. એમની પાસે મારે એટલું કામ કરવાનું આવેલું કે એમણે મારા સંબંધમાં કંઈક જાણવાની ઇચ્છાથી શ્રી કુંવરબહાદુરને પૂછ્યું. એટલે એમને ખબર પડી કે હવે હું વકીલાત છોડીને ગાંધીજીની સાથે કામ

કરું છું. આથી એમને નવાઈ લાગી. એમણે એક દિવસ મનેયે પૂછ્યું. એમ પણ કહ્યું કે, 'ગાંધીજી એક વાર મારા અસીલ બન્યા છે. જલિયાંવાલા બાગના હત્યાકાંડ માટે જનરલ ડાયર પર કેસ ચલાવવા બાબત મારી સલાહ લેવામાં આવેલી. મે સલાહ આપી પણ હતી.' મેં એમને કહ્યું કે ગાંધીજી ડાયર ઉપર કેસ ચલાવવાની વિરુદ્ધ હતા; સંભવ છે કે પંડિત મોતીલાલજીએ અને દેશબંધુ દાસે આપની સલાહ મંગાવી હોય. તેમણે કહ્યું કે, 'હું સમજેલો કે કોંગ્રેસ તરફથી ગાંધીજીએ મારી સલાહ મંગાવી છે.' આ વાત થઈ ત્યાર સુધી હું પણ એ જાણતો ન હતો કે હત્યાકાંડનો મામલો આટલી હદ સુધી પહોંચી ગયો હતો, અને વિલાયતના બૅરિસ્ટરની પણ સલાહ લેવામાં આવી હતી. મારી બાબતમાં એમણે એટલું જ કહ્યું કે, 'તમારે વકીલાત ન છોડવી જોઈએ; આને વિષે કેસ પૂરો થયા પછી આપણે એક દિવસ વાતો કરીશું.' પણ મુકદ્દમો તો અચાનક પૂરો થઈ ગયો અને મારે બહુ જ ઉતાવળે લંડન છોડવું પડ્યું, એટલે એમની સાથે ફરીથી વાતો ન થઈ.

૭૬

## યુદ્ધવિરોધી સંમેલનમાં

લંડન છોડવાનું એક વિશેષ કારણ બન્યું. મુકદ્દમો પૂરો થયા પછી બે દિવસ બાદ ઑસ્ટ્રિયામાં વિયેનાથી થોડેક દૂર આવેલા સન્તાસબર્ગ નામના નાનકડા ગામડામાં એક આંતરરાષ્ટ્રીય યુદ્ધવિરોધી સંમેલન થવાનું હતું. એ બાબતમાં મને પણ કંઈક રસ હતો. મિસ્ટર ફેનર બ્રોકવે પ્રમુખ થવાના હતા. વર્ષોથી ઇંગ્લાંડમાં રહેતા બિહારના શ્રી તારિણીપ્રસાદસિંહ એ સંમેલનમાં જવાના હતા. એમણે મને કહ્યું કે તમે પણ આવો તો સારું. આવા સંમેલનની વાત મેં પહેલાં પણ સાંભળેલી ને એમાં જવાનો ઇરાદો રાખ્યો હતો. કેસ પૂરો થઈ જવાથી મને બહુ સારી તક મળી ગઈ. એટલે હું ત્યાં જવાને તરત જ તૈયાર થઈ ગયો. અમે એક પંજાબી મિત્રની સાથે ઊપડ્યા અને બીજે દિવસે ત્યાં પહોચ્યા ગયા. રસ્તામાં કંઈ ખાસ જાણવા જેવું નહોતું બન્યું. યુરોપના નાના નાના દેશોનો થોડો ખ્યાલ આવ્યો એટલું જ. ગાડી ચાર કે પાંચ કલાક ચાલીને અટકી જતી ત્યારે ખબર પડતી કે હવે આપણે બીજા દેશની હદ ઉપર આવી પહોચ્યા છીએ. ત્યાં એ દેશના અમલદારો જકાતને સારુ અમારો સામાન જોવા આવતા. અમારો પાસપોર્ટ પણ તેઓ તપાસતા. આમ કરતાં આશરે

ચોવીસ કલાકમાં અમે ઑસ્ટ્રિયા પહોંચ્યા. રસ્તામાં ત્રણચાર વાર અમારે સામાન બતાવવો પડ્યો.

યુદ્ધવિરોધી સંમેલન એક ગામડામાં ભરાયું હતું. તેમાં એક નાનકડી ટેકરી ઉપર જૂનું દેવળ હતું એ સંમેલનમાં જર્મની, ઑસ્ટ્રિયા, ફ્રાન્સ, ઇંગ્લંડ, પૅલેસ્ટાઈન, ચેકોસ્લોવાકિયા હૉલેંડ વગેરે અનેક દેશોના પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. પ્રતિનિધિઓની સંખ્યા બહુ મોટી નહોતી; પરંતુ તેઓ બધા પોતપોતાને સ્થળે ભારે લગનીથી યુદ્ધવિરોધી પ્રચારના કામમાં પડ્યા હતા. એમાંના ઘણાખરાએ તેને માટે સજાઓ વેઠી હતી, જેલ જઈ આવ્યા હતા. એ લોકોને જ્યારે ખબર પડી કે હું ગાંધીજી સાથે કામ કરું છું ત્યારે એમનું ધ્યાન સ્વાભાવિક રીતે મારી તરફ આકર્ષાયું. એ લોકો મને ગાંધીજીના કામ તથા એમની કાર્યપદ્ધતિ વિષે ખૂબ જ પૂછપરછ કરવા લાગ્યા. સંમેલનની સભામાં પણ હું કંઈક કહું એવો મને આગ્રહ કરવામાં આવ્યો. મેં મહાત્માજીના કામ સંબંધમાં થોડી વાત કરી. ભારતમાં એ વખતે બારડોલીનો સત્યાગ્રહ ચાલતો હતો. તેના કેટલાક સમાચાર અમને ત્યાં મળ્યા હતા. મેં ખાસ કરીને ચંપારણ તથા બારડોલીના સત્યાગ્રહ વિષે જ ભાષણ કર્યું. ગાંધીજીની અહિંસાની નીતિ સાર્વજનિક પ્રશ્નોના ઉકેલમાં કેવી રીતે વાપરવામાં આવે છે અને એ કેટલે દરજ્જે સફળ થઈ છે એ મેં બતાવ્યું. અમે ત્યાં બે ત્રણ દિવસ રહ્યા એ દિવસો બહુ આનંદમાં વીત્યા.

પરિષદનું કામકાજ — જર્મન, ફ્રેંચ, અંગ્રેજી અને ઍસ્પેરેંટો — એ ચાર ભાષાઓમાં ચાલતું હતું. એક જર્મન યુવક એ ચારે ભાષાનો એવો સારો પંડિત હતો કે ગમે તે ભાષામાં ભાષણ થાય તે લઘુલિપિમાં (શૉર્ટહૅંડમાં) આખું ઉતારી લેતો અને પછી પોતાની નોંધ નજર સામે રાખીને એ આખાયે ભાષણનો તરજુમો બાકીની ત્રણે ભાષામાં કરીને બોલી જતો. એ વાત હું પહેલાં કહી ગયો છું.

સમેલનમાં યુદ્ધવિરોધી ઠરાવો પસાર કરવામાં આવ્યા. સંમેલન પૂરું થયા પછી સંમેલનના પ્રતિનિધિઓ કેટલાંક ખાસ ખાસ સ્થળોએ જઈને યુદ્ધવિરોધી ભાષણો દ્વારા પ્રચાર કરે એમ ઠર્યું. ત્યાંથી થોડે દૂર ગ્રાટ્ઝ નામનું એક શહેર છે. ત્યાં ડાક્તર સ્ટાડિનાથ પોતાની પત્ની સાથે રહેતા હતા. તેઓ ત્યાંની મેડિકલ કૉલેજમાં શિક્ષક હતા. આ દંપતીનો મહાત્માજી સાથે પત્રવ્યવહાર ચાલ્યા કરતો હતો, જોકે ત્યાર પહેલાં એ લોકો કદી હિંદુસ્તાન આવ્યા નહોતાં. હું યુરોપ જવા નીકળ્યો ત્યારે મહાત્માજીએ મને એમને નામે એક કાગળ આપેલો અને કહેલું કે જો બને તો એમને

મળીજો. જ્યારે આર્હુઝ જવાનું નક્કી થયું ત્યારે મેં એમને ખબર આપ્યા અને ગાંધીજીનો કાગળ પણ મોકલી આપ્યો. સંમેલનના મંત્રી, ઇંગ્લંડના શ્રી રનહેમ બ્રાઉન હતા. એમની સાથે બીજા ઘણા પ્રતિનિધિઓને વિયેના અને આર્હુઝ જવાને માટે નીમવામાં આવ્યા. વિયેનામાં એક સભા ભરાઈ. શ્રી ઉદા કરીને એક પ્રસિદ્ધ પાદરી એના પ્રમુખ હતા. ત્યાંની સભામાં કેટલાક જણ વચ્ચે વચ્ચે ખૂબ ઘુમરાણ મચાવ્યા કરતા હતા. હું એમની વાત સમજી શકતો ન હતો, એટલે તેઓ શું બોલતા હતા કે શું ઇચ્છતા હતા એ કહી નથી શકતો, પણ એટલું જણાયું કે તેઓ વિરોધી વિચારના હતા. એ સભામાં એથી વિશેષ કંઈ બન્યું નહીં.

બીજે દિવસે અમે આર્હુઝ ગયા. ત્યાં અમે સાંજે પાંચ વાગ્યે પહોંચ્યા. સાત વાગ્યે સભા શરૂ થવાની હતી. સ્ટેશન ઉપર દાક્તર સ્ટાંડિનાથ પોતાનાં પત્ની સાથે આવ્યા હતા. એમણે મને પોતાને ત્યાં રહેવાને સારુ નોતર્યો અને હું એમની સાથે ગયો. બીજા સાથીઓ બીજી જગ્યાએ ઊતર્યા, પણ ક્યાં ઊતર્યા એની મને ખબર નહોતી. અમે એમ માનેલું કે બે કલાક પછી ફરી મળવાના છીએ. સભાસ્થળ દાક્તર સ્ટાંડિનાથના ઘરથી થોડેક જ દૂર હતું. એમને ઘેર હાથમોં ધોઈને તથા થોડુંક ખાઈને એ બંને જણ સાથે હું કંઈક વહેલો નીકળ્યો. ત્યાં પહોંચીને જે મોટા ખંડમાં સભા થવાની હતી તેમાં હું દાખલ થયો. આવી જાતની સભા મેં કદી જોઈ નહોતી. એક વિશાળ હૉલ હતો જેમાં આશરે ચારસોપાંચસો માણસો બેસી શકે એમ હતું. આખા ઓરડામાં નાનાં નાનાં મેજ ગોઠવેલાં હતાં. દરેક મેજની ચારે બાજુએ પાંચ છ માણસો બેઠા હતા. દરેક માણસની સામે દારૂનો પ્યાલો મૂકેલો હતો. લગભગ દરેક જણ સિગાર કે સિગારેટ પીતો હતો. આખો ઓરડો ધુમાડાથી ભરાઈ ગયો હતો. ઓરડાની અંદર જવાને સારુ એક દરવાજો હતો. ઓરડાને સામે છેડે, ભીંતની પાસે લાકડાનું એક નાનું પ્લૅટફૉર્મ બનાવેલું હતું અને તેની ઉપર પાંચસાત ખુરશીઓ મૂકેલી હતી. એક લાંબું ટેબલ પણ મૂક્યું હતું. એ પ્લૅટફૉર્મના એક ખૂણામાં એક નાનકડો દરવાજો પણ હતો. તેનું બારણું બંધ હતું. અમે લોકો ઓરડામાં દાખલ થયા. મારા પોશાક ઉપરથી જ કદાચ કેટલાક સમજી ગયા કે હું પણ ભાષણ કરનારાઓમાંનો છું. ઓરડામાં દાખલ થતાં જ એક માણસે મને પૂછ્યું કે હું જર્મન ભાષામાં બોલીશ કે કોઈ બીજી ભાષામાં? મેં કહી દીધું કે હું અંગ્રેજી જાણું છું અને જે કંઈ કહેવું હશે એ અંગ્રેજીમાં કહીશ — જો ભાષાંતર કરવાની કંઈ વ્યવસ્થા કરવામાં આવી હશે તો કોઈક ભાષાંતર કરશે.

જેવા અમે ઓરડા વચ્ચે પહોચ્યા તેવુ જ એક તરફથી હુમરાણ શરૂ થયુ. હુ કઈ સમજી ન શક્યો, પણ પેલા દપતીએ મને કહ્યુ કે વિરોધી લોકો એ હુમરાણ મચાવી રહ્યા છે અમે ત્રણે સીધા પેલા મચની તરફ ચાલ્યા ગયા પ્રોફેસર સ્ટાડિનાથ એ પ્લેટફોર્મના ખૂણા પરના પેલા દરવાજા પાસે ગયા અને એમણે એ ઉઘાડવા માડ્યો પણ એ બધ હતો એટલી વારમા આશરે દસબાર જણા કૂદકા મારીને મચ ઉપર આવી પહોચ્યા તેઓ મને મુક્કા મારવા માડ્યા પેલા દપતીએ વચ્ચે પડીને પોતાની ઉપર થોડાક પ્રહારો ઝીની લીધા એટલી વારમા આક્રમણ કરનારાઓએ ખુરશીઓ પછાડી પછાડીને ભાગી નાખી અને એના તૂટેલા કકડાઓ લઈને અમારી ઉપર ઘા કરવાનુ ચાલુ રાખ્યુ બિચારા દપતી ઘાયલ થઈ ગયા. એમના માથામાથી પણ લોહી વહેવા લાગ્યુ હુ પણ ઘાયલ થઈ ગયો મારા માથામાથી પણ લોહી ટપકવા માડ્યુ અમે સમજી જ ન શક્યા કે આ શુ થયુ અને શા સારુ અમારી ઉપર હુમલો કરવામા આવ્યો એ વખતે અચાનક મારા ધ્યાનમા આવ્યુ કે હવે અહીંથી નીચે ઊતરી જવુ જોઈએ અમે કૂદકો મારીને પ્લેટફાર્મની નીચે ઊતરી ગયા નીચે બેઠેલા માણસોનુ વલણ કેવુ છે તેની અમને ખબર નહોતી જ્યા સુધી અમારી ઉપર હુમલો ચાલ્યો ત્યા સુધી એમાનુ કોઈ ન ઊઠ્યુ કે ન કઈ બોલ્યુ જ્યારે અમે નીચે ઊતરી આવ્યા ત્યારે પણ કોઈ કશુ બોલ્યુ નહી એમની વચ્ચે થઈને અમે દરવાજા તરફ ચાલ્યા ગયા ફક્ત એક સ્ત્રી અમારી સાથે બહાર આવી અને પ્રોફેસર સ્ટાડિનાથ સાથે કઈક વાતો કરવા લાગી. અમે લોહીનીતરતી હાલતમા જ ઘેર પહોચ્યા ત્યા પ્રોફેસરે પહેલા મારો ઘા ધોઈને પાટો બાધ્યો પછી પોતાની સ્ત્રીના અને પોતાના ઘા ધોયા તેઓ અગ્રેજી ઓછુ જાણતા હતા એટલે બહુ મુશ્કેલીથી પોતાના વિચારો વ્યક્ત કરી શકતા હતા

• મે માન્યુ કે અમારા પર હુમલો કરનારા યુદ્ધની તરફેણ કરનારા પક્ષના હતા અને યુદ્ધવિરોધી પ્રચારને રોકવા માગતા હતા મારા સાથીઓના મને કશા સામાચાર ન મળ્યા પાછળથી સાભળ્યુ કે એ લોકો પ્લેટફોર્મ પાસેના નાનકડા દરવાજા પાસે અમારી વાટ જોતા બહાર ઊભા હતા એમને પાછળથી ખબર પડી કે અદર આ બનાવ બની ગયો સભા તો થઈ જ ન શકી, એ લોકો પણ ચાલ્યા ગયા હુ બીજે જ દિવસે સવારે ત્યાથી વિયેના જવાને રવાના થઈ ગયો સ્ટાડિનાથ પોતાના પત્ની જોડે થોડે દૂર સુધી મને મૂકવા આવ્યા હતા અમને ત્રણેયને પાટા બાધેલા હતા, એટલે રેલના ઉતારુઓએ અમારા ખબર પૂછ્યા જ્યારે દાક્તર

સ્ટાંડિનાથે બધી વાત કહી ત્યારે એક સ્ત્રીએ પોતાની પોટલી છોડીને થોડીક ખાવાની ચીજો મને આપી. પણ એ માંસની બનેલી હતી એટલે હુ ન લઈ શકયો. દાક્તરે તેનો આભાર માન્યો ને ચીજો ન લેવાનું કારણ સમજાવ્યું. મેં જોયુ કે દૂર દૂરના પરદેશમાંયે સાધારણ લોકો કોઈ પણ પરદેશી પ્રત્યે જેવો હિંદુસ્તાનમા જોવામાં આવે છે તેવો જ ભાવ રાખે છે.

આ બનાવની ખબર છાપાંઓમાં છપાઈ. ત્યાંનાં છાપાંઓએ એના ઉપર ટીકા પણ કરી. અહીં હિંદુસ્તાન સુધી એ ખબર પહોચી ગઈ. મહાત્માજીએ પણ કયાંકથી એ વાત સાંભળી. મેં તો એ વખતે કોઈને ન લખ્યું. પણ દાક્તર સ્ટાંડિનાથે મહાત્માજીને લખ્યુ. એમણે યંગ ઇંડિયામાં સૌથી પહેલાં એ આખો અહેવાલ છાપી દીધો.

## ૭૭

## રોમે રોલાં સાથે મુલાકાત અને યુવકસંમેલન

હુ ત્યાંથી સીધો સ્વિટ્ઝરલૅંડ ગયો. મને શ્રી રોમે રોલાંને મળવાની ઘણી ઇચ્છા હતી એટલે હું તેમને હમેશને ઠેકાણે ગયો. પણ ત્યાં એમની બહેન મળ્યાં ત્યારે જાણ્યું કે ઉનાળાને લીધે તેઓ કાર્ટરીગી પહાડ ઉપર ગયા છે. હુ ત્યાં પહોંચ્યો. રસ્તો બહુ સુંદર હતો. ઊંચા પર્વત ઉપર રેલ ધીમે ધીમે ચડતી હતી. બરફથી છવાયેલા પહાડ ત્યાંથી થોડે દૂર દેખાતા હતા. હુ એક હોટલમાં ઊતર્યો. શ્રી રોમે રોલાંએ જ બધી વ્યવસ્થા કરી આપી હતી. બે દિવસ લગી હું ત્યાં રહ્યો. એમની સાથે મુલાકાત થઈ. વાતો પણ થઈ. પરંતુ મુશ્કેલી એ હતી કે તેઓ અંગ્રેજી બોલી શકતા નહોતા અને હુ ફ્રેંચ સમજી શકતો નહોતો હોટેલમાં એક અંગ્રેજી જાણનારને એમણે શોધી કાઢયો હતો પણ એનું જ્ઞાન પણ કંઈક અટકળિયું જ હતુ. એમને મળીને મને જેટલો લાભ મળવો જોઈતો હતો એટલો ન મળી શકયો. એમણે આટ્રૂની ઘટનાના ખબર છાપામાં વાંચ્યા હતા. મારા માથા પર ને હાથ પર બાંધેલા પાટા એમણે જોયા. ત્યાથી નીકળીને સ્વિટ્ઝરલૅંડનાં થોડાંક શહેરો જોતો જોતો હું લંડન તરફ ઊપડયો. મેં બન વેલ, ન્યૂટોટલ, લોસાન, અને જીનિવા શહેર જોયાં. ન્યૂટૉટલમા એક નાનકડો પણ આશ્ચર્યકારક બનાવ બન્યો. હુ બજારમાં ફરતો હતો ત્યાં એક દુકાનમાં હાથવણાટનું કાપડ વેચાતું હતું. હું ત્યાં ગયો. એક છોકરી એ વેચતી હતી. એ અંગ્રેજી જાણતી હતી. મેં હાથવણાટના કાપડ વિષે વાત

કરી એ પરથી તથા મારો પોશાક જોઈને તે સમજી ગઈ કે હું હિંદુસ્તાનનો રહેવાસી છુ. મને એ જાણીને બહુ નવાઈ લાગી કે તે કેવળ ગાંધીજીનું નામ જ નહોતી જાણતી પણ એમને વિષે જેટલાં પુસ્તકો એને મળ્યા હતાં તે બધાં વાંચી ગઈ હતી. તેણે મને મ્યુનિચની એક દુકાનનું સરનામુ આપ્યુ જેમાં હાથવણાટનાં કપડાં મળી શકતાં હતાં. પોતાની દુકાનમાં રાખેલા રિવસ રેંટિયાનો નમૂનો પણ એણે મને, બતાવ્યો. તે આપણા દેશના પાંખડીવાળા રેંટિયાના જેવો જ હતો. પણ એ ઊંચી ખુરશી કે મેજ ઉપર બેસીને ચલાવી શકાતો હતો શ્રી રોમે રોલાંના પુસ્તકોએ ગાંધીજી વિષે ત્યા કેટલો બધો પ્રચાર કરેલો છે, તે મને પહેલવહેલુ ત્યાં સમજાયું.

સ્વિટ્ઝરલૅન્ડનાં શહેરો જોતા જોતા હુ પૅરિસ ગયો. ત્યાં એક બે દહાડા રોકાઈ શહેર જોઈને લંડન ગયો લંડનમાં અમારા મકાન ઉપર હું સાંજે છ સાત વાગ્યે પહોંચ્યો. ઘરમા જઈને જોયુ તો સાવ સુનકાર હતું, ત્યાં કોઈ નહોતું. તપાસ કરતાં ખબર પડી કે અમારી ગેરહાજરીમાં ત્યા એક ભયાનક અકસ્માત બની ગયો હતો. અમારા એક સાથી શ્રી સત્યરંજનપ્રસાદસિંહ એક દિવસ કયાંક જઈને બસમાં પાછા આવ્યા. બરાબર અમારા ઘરની સામે જ બસમાથી ઊતરીને સડક ઓળંગવા જતા, મોટરનો ધક્કો વાગવાથી બેભાન થઈને પડી ગયા. એમની હાલત બહુ ખરાબ હતી. બધા લોકો એમની પાસે નર્સિંગ હોમ (શુશ્રૂષાગૃહ)મા ગયા હતા. ત્યા એમની સારવાર ચાલતી હતી. હાથમોં ધોઈને હુ તરત જ ત્યા ગયો. વાગ્યા પછી એમને ભાન આવ્યુ નહોતુ. હુ પહોંચ્યો ત્યારે પણ તેઓ બેભાન હતા. તેમની હાલત ચિંતાજનક હતી. એ જ રાત્રે તેઓ ગુજરી ગયા.

મારો વિચાર કેસ પૂરો થયા પછી લંડન જોવાનો અને બીજા સ્થળોએ પણ ફરીને પછી હિંદુસ્તાન પાછા ફરવાનો હતો. પણ આ અકસ્માતને લીધે અમારા બધાના મન અત્યંત ઉદાસ થઈ ગયાં. અમને બધાને થયુ કે હવે તો વહેલામા વહેલા હિંદુસ્તાન પાછા વળીએ. કારણ કે હવે ત્યા રોકાઈને કોઈ ચીજ જોવાની જરાયે ઇચ્છા નહોતી થતી. એમના મરણ પછી બે ત્રણ દિવસ લગી ત્યાં મરણ સંબંધી કોરોનરની તપાસ માટે રોકાવું પડ્યું. એણે ચુકાદો આપ્યો કે મૃત્યુ અકસ્માતને લીધે થયુ છે ને એમા કોઈનો કશો વાંક નથી, અને શબને પાછુ આપ્યુ અમે એને ત્યાંના ક્રિમેટોરિયમમા અગ્નિસંસ્કાર કર્યો. હું એ જ રાત્રે એડિનબરો ગયો. ત્યાથી પાછો આવ્યો એટલે અમે બધા અહીં આવવા માટે

રવાના થયા. આમ લંડનમાં હું કંઈ જોઈ ન શકયો. એટલે લગી કે બ્રિટિશ મ્યુઝિયમનાં પણ દર્શન જ કર્યાં. અંદર જઈને કશું જોઈ ન શકયો.

અમે લંડનથી આવી એવો વિચાર કરીને નીકળ્યા કે આપણે માર્સેલ્સથી 'મુલતાન' આગબોટમાં બેસીશું. એ ઑગસ્ટના છેલ્લા અઠવાડિયામાં ત્યાંથી રવાના થવાની હતી. એટલે અમને વચ્ચે દસબાર દિવસ મળી જતા હતા. મેં એ દસબાર દિવસો યુરોપના દેશો જોવામાં ગાળવાનો વિચાર કર્યો. એ દિવસોમાં હૉલેંડમાં એક આંતરરાષ્ટ્રીય યુવક સંમેલન થવાનું હતું. હું ત્યાં પણ ગયો. એ સંમેલનમાં બંગાળના દાક્તર સંન્યાલ સાથે મુલાકાત થઈ. એ પણ કંઈક અંશે યુદ્ધવિરોધી સંમેલન જ હતું. એમાંયે અનેક દેશોના યુવકો આવેલા. એની એક વિશેષતા એ હતી કે એમાં અમેરિકાના ઘણા પ્રતિનિધિઓ હતા. પહેલાં જેની વાત હું કરી ગયો એ સંતાગ્સબર્ગના યુદ્ધવિરોધી સંમેલન કરતાં અહીં પ્રતિનિધિઓની સંખ્યા ઘણી વધારે હતી; પણ જેટલી ગંભીરતા અને જેટલો અંતરનો ઉમંગ ત્યાં હતો એટલો અહીં મેં ન જોયો. આ સંમેલન પણ કોઈ શહેરમાં ન થતાં એક ગામડામાં જ થયું હતું. અમે બધા કોઈ મકાનમાં ઊતરવાને બદલે તંબૂઓમાં ઊતર્યા હતા. વ્યવસ્થા બહુ જ સાદી હતી. વખત થયે સાઇરન વાગતું હતું. અને બધા પોતપોતાના પ્યાલા અને રકાબીઓ લઈને એક મોટા તંબૂમાં પહોંચી જતા. ત્યાં લાકડાનાં પાટિયાં ગોઠવીને કામચલાઉ ટેબલ અને બાંકડા બનાવેલાં હતાં. એના ઉપર અમને ભોજન કે નાસ્તો અપાતો હતો. ફરી વાર સાઇરન વાગતાં બધા સંમેલનમાં પહોંચી જતા હતા. પછી ત્યાં ભાષણો થતાં. મેં જોયું કે દેશદેશાંતરના એ યુવકોને બધા જ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય વિષયોમાં પૂરેપૂરો રસ હતો. ત્યાં ભારે ઉત્સાહપૂર્વક રાષ્ટ્રસંઘ (લીગ ઑફ નેશન્સ) જેવી સંસ્થાઓ અને એના કામકાજ તથા એની ઉપયોગિતા વિષે ખૂબ ચર્ચા ચાલતી હતી. થોડાક જર્મન પણ એમાં સામેલ હતા. મેં અનુમાન કર્યું કે એ દેશમાં અંદરઅંદર મતભેદ છે — બીજા દેશોના પ્રતિનિધિઓમાં પણ તે તે દેશના પ્રશ્નોની બાબતમાં વિચાર શૈલીનો ફરક છે. એ સમેલનમાં પણ મેં ભાષણ આપ્યું.

## ૭૮

# જર્મની અને ઇટાલી થઈને પાછો સ્વદેશ

ત્યાંથી હું બર્લિન ગયો. ત્યાંના મારા ઉતારાનું અને કાર્યક્રમનું થોડુંક વર્ણન અહીં આપી દેવું ઠીક પડશે. મેં એક પ્રવાસક્રમ દોર્યો હતો અને એમાં જર્મનીનાં ત્રણ શહેરોમાં જવાનું રાખ્યું હતું; બર્લિન, લીપઝિગ અને મ્યુનિચ. ઇટાલીમાં વેનિસ અને રોમ તથા ફ્રાન્સની દક્ષિણે નીસ થઈને માર્સેલ્સ પહોંચવાનો ઇરાદો હતો. વખત એટલો બધો ઓછો હતો કે એથી વધારે ક્યાંય જઈ શકાય એમ નહોતું અને આ શહેરોમાં પણ પૂરતો વખત આપી શકું એમ નહોતું. મોટે ભાગે હું રાતની જ ગાડીમાં નીકળવાનું રાખતો. ત્યાંની ગાડીઓમાં વધારે ભાડું આપવાથી સૂવાની જગ્યા મળી રહે છે. એટલે હુ એવી ગાડી પસંદ કરતો કે જે રાત્રે દસ-અગિયાર વાગ્યે ઊપડીને મારે જવાના સ્થળે સવારે પહોચી જતી સૂવાની ટિકિટ લઈને રાત્રે નિરાંતે ગાડીમાં સૂઈ જતો. અને સવારે ગાડીમાં જ હાથમોં ધોઈને ઊતરતો. સ્ટેશન ઉપર જ્યાં થોડું ભાડું લઈને મુસાફરોનો સામાન સાચવવાની વ્યવસ્થા હોય છે તે જગ્યા શોધી કાઢતો. લગભગ બધે જ સ્ટેશને ટોમસ કૂકનો :પ્રતિનિધિ મળી જતો; કેવળ લીપઝિગમાં એ નહોતો મળ્યો.

બર્લિન સ્ટેશને ઊતર્યો ત્યારે પહેલાં તો કોઈ પરિચિત ન મળ્યો. પણ હુ ટેકસીવાળા પાસે જઈને ઇશારાથી અંગ્રેજી હોટેલની તપાસ કરવાનો પ્રયત્ન કરતો હતો તેટલામાં ટોમસ કૂકનો માણસ નજરે પડ્યો. એ મને એક હોટેલમાં લઈ ગયો. અકસ્માત્ બાબુ હરિજી પણ એ જ હોટેલમાં આવી પહોંચ્યા. એમને મળ્યો. બે ત્રણ દિવસ સુધી હું ત્યાં રોકાયો. ખૂબ ફરીફરીને બર્લિન જોયું. ત્યાં શ્રી બી. ચટ્ટોપાધ્યાયની સાથે મુલાકાત થઈ. એમનો રશિયા સાથે કંઈક સંબંધ હતો એમણે મને કહેલું કે જો હુ ત્યાં જવા ઇચ્છું તો તેઓ પાસપોર્ટનો બંદોબસ્ત કરી આપી શકે એમ છે. પણ વખતની તાણને લઈને હુ એ લાભ ન લઈ શક્યો. બર્લિનમાં, જ્યાં શાકાહાર મળી શકતો હતો એવા એક ઉપાહારગૃહમાં જઈને હું ખાતો. એ લોકોએ મને આખા યુરોપનાં મોટાં મોટાં શહેરોનાં શાકાહારવાળાં બધાં ઉપાહારગૃહોનાં નામ અને સરનામાંની છાપેલી એક યાદી આપી. હું જ્યારે નવે સ્ટેશને ઊતરતો ત્યારે એ યાદી બતાવીને હું

એવા ઉપાહારગૃહમાં જઈ પહોંચતો અને ત્યાં જમી લેતો. ઈંડાંને લીધે થોડીક મુશ્કેલી ઊભી થતી પણ મેં એક બે શબ્દ શીખી લીધા હતા (જે હવે તો ભૂલી ગયો છું) તે વડે હું એ લોકોને સમજાવી દેતો કે હું ઈંડાં પણ નથી લેતો.

લીપઝિગમાં સવારથી સાંજ સુધી જ હું રહ્યો. ત્યાં ટોમસ કૂકનો પ્રતિનિધિ ન મળ્યો. એટલે ત્યાં મારે મારી બુદ્ધિથી ગાડું ચલાવવું પડ્યું. ઇંગ્લંડ જતાં પહેલાં કેટલાક મહિના સુધી મેં લૂઈ કૂનીના પાણીના ઉપચારની પદ્ધતિ અનુસાર કટિસ્નાન કર્યું હતું અને મને એથી થોડોક ફાયદો પણ થયો હતો. મેં અંગ્રેજીમાં એમનું પુસ્તક પણ વાંચ્યું હતું. એટલે મને હોંશ થઈ કે હું જાતે જઈને એમને મળું. મારા પ્રવાસક્રમમાં મેં લીપઝિગને એટલા માટે જ રાખ્યું હતું. સ્ટેશને ઊતરીને હું સીધો એમના દવાખાનામાં ગયો. ત્યાં સાંભળ્યું કે એ તો મરણ પામ્યા છે અને તે પણ વિચિત્ર રીતે. તેઓ ફળાહારના મોટા હિમાયતી હતા. અન્યથા ઠીકઠીક થઈ ગયેલી છતાંયે એક ઝાડ ઉપર ફળ તોડવા ચડ્યા ને પડી ગયા. પછાડ સખત લાગી, ને ગુજરી ગયા. એમના દીકરા હતા પણ એ અંગ્રેજી નામનું જ જાણતા હતા. જેમતેમ કરી એમની સાથે થોડીક વાતો કરી. એમણે મારે માટે સ્નાનવિધિ તથા ભોજન સંબંધી નુસખો લખી આપ્યો. ત્યાં એક વાર સ્નાન કરાવીને બતાવ્યું પણ ખરું. એ નુસખો જર્મન ભાષામાં હતો. હું એનો લાભ ન લઈ શક્યો અને ત્યાં જ એ ખોવાઈ ગયો!

જમવા ટાણે હું ત્યાંના એક ભોજનગૃહમાં ગયો. ત્યાં તો એકે માણસ અંગ્રેજી જાણનાર નહોતો! હું બહુ મુશ્કેલીથી એક નોકરને કંઈક કહેવાનો પ્રયત્ન કરતો હતો. મારાથી થોડે દૂર એક ટેબલ ઉપર એક બાઈ જમવા બેઠી હતી. એણે મારી મુશ્કેલી જોઈ, મારી પાસે આવી પહોંચી. બહુ સારું અંગ્રેજી જાણતી હતી. એમ તો એ જર્મન હતી પણ એનો પતિ અમેરિકન હતો અને એ વખતે એ અમેરિકા ગયો હતો. એણે મને પૂરી મદદ કરી. એ દિવસે ટોમસ કૂકના પ્રતિનિધિનું કામ એણે જ કર્યું. સાથે ફરીને આખું શહેર પણ બતાવ્યું ને સાંજે ગાડીએ બેસાડી દીધો. આવી જાતનું માયાળુપણું સામાન્ય રીતે જોવામાં નથી આવતું.

મારા પ્રવાસક્રમ પ્રમાણે હું મ્યુનિચ ગયો. ત્યા પેલું પ્રખ્યાત સેલર હાઉસ પણ જોયું, જેમાં હિટલરનાં ભાષણો થતાં હતાં. ત્યાંનું વિજ્ઞાનની વસ્તુઓના સંગ્રહનું પ્રખ્યાત મ્યૂઝિયમ પણ જોયું. ન્યૂરૅાટલમાં મને હાથવણાટના કાપડની જે દુકાન વિષે વાત કરવામાં આવેલી એ દુકાને તપાસ કરતો કરતો પહોંચી ગયો, પણ એવું કોઈ કપડું મળ્યું નહીં.

મ્યુનિચથી હું વેનિસ ગયો. એ અજબ શહેર છે. ઘેરઘેર સમુદ્ર છે. ઘરમાંથી નીકળીને હોડીમા જ બહાર જઈ શકાય છે. હોડી સિવાય ત્યા બીજુ કંઈ વાહન જ નથી હોતું. પાણીની વચ્ચે ખડકો છે, એના ઉપર જ મકાનો બન્યા છે. ત્યાં જે વિખ્યાત દેવળ છે ત્યાં થોડીક ખાલી જગ્યા છે. સાંજને વખતે મેં ત્યાં આંટા માર્યા. રાત્રે દસ અગિયાર વાગ્યે મેં હોટેલમાં જઈને રહેવાનો વિચાર કર્યો પણ ત્યા એટલાં બધા મચ્છર હતાં કે મચ્છરદાની બાંધીને પણ ત્યાં રહેવુ મુશ્કેલ થઈ પડ્યું. એટલે ગાડીના વખત પહેલાં જ સ્ટેશને ચાલ્યો આવ્યો.

રોમમા બે દિવસ રોકાયો. ટૉમસ કૂકની વ્યવસ્થા અનુસાર નવી અને જૂની અનેક વસ્તુઓ જોઈ. ઇટાલીના બંને શહેરોમાં લશ્કરના ઘણા માણસોને આમતેમ આવતા જતા જોયા. ત્યાં લશ્કરનુ જોર ઘણું છે એમ મને જણાયું. મારી મુસાફરી કંઈક એવી રીતની થઈ કે મુસાફરોને જોવાના સ્થળો સિવાય હું બીજુ કંઈ જોઈ ન શક્યો અને કોઈને મળી પણ ન શક્યો. એને માટે વખત પણ ન હતો અને એવી ગોઠવણ પણ ન હતી. પહેલેથી જો ગોઠવણ કરી હોત તો કેટલાક લોકોને મળી શકત વખત હોત તો ત્યાની પરિસ્થિતિ જાણવાનોયે પ્રયત્ન કરત. પણ એમ ન બની શક્યુ. મનમા એ વાતનો ખેદ રહી ગયો પણ હું લાચાર હતો.

અંતે માર્સેલ્સ જવાને ઊપડ્યો. રસ્તે નીસમાં ઊતર્યો. ત્યા ભાગલપુરના રહેવાસી શ્રી દીપનારાયણ સિંહની સાથે ભેટો થઈ ગયો. થોડાક કલાક એમનો સાથ રહ્યો. ત્યાં પાસે જ આવેલુ જૂગટું રમવા માટેનું પ્રખ્યાત કૅસિનોને પણ જઈને જોયું. આ બધુ જોવામાં મારું મન ખૂચ્યું નહી. હું તરત માર્સેલ્સ જતો રહ્યો. બીજે જ દહાડે આગબોટ પર પહોચી જવાનુ હતુ. બાબુ હરિજી સાથે ભેટો થઈ ગયો. અમે આખી રાત એક હોટેલમા રહ્યા. બીજે દિવસે 'મુલતાન' આગબોટમા બેઠા અને તે હિંદુસ્તાન તરફ રવાના થઈ. આ વખતે અમે બધા મળીને આઠદસ જણા સાથે હતા, એટલે આગબોટમા કોઈ જાતની મુશ્કેલી ન આવી. મારી તબિયત થોડીક બગડી. એક બે દિવસ સમુદ્રની હવા લાગતા ફરી પાછો દમ ઊપડ્યો પણ જલદીથી મટી ગયો. અમે સપ્ટેમ્બરને બીજે અઠવાડિયે મુંબઈ ઊતર્યા. આગબોટ ઉપર કંઈ ખાસ બનાવ બન્યો નહોતો. ઢાકા યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર સર ફિલિપ હાર્ટોગ એ જ આગબોટમાં પાછા ફરતા હતા. એમની સાથે ઓળખાણ થઈ. જહાજ પર એમની સાથે ઘણી વાર વાતો ચાલતી.

૭૯

## સાઇમન કમિશનનું પુનરાગમન

મુંબઈમાં આગબોટ પરથી ઊતરીને હું સીધો અમદાવાદ ગયો. ત્યાં એક બે દિવસ રોકાઈને પટના પહોંચ્યો. મારી ગેરહાજરીમાં દેશમાં બે અત્યંત મહત્ત્વના બનાવો બની ગયા હતા. એક બારડોલીમાં જમીનમહેસૂલમાં વધારો થતાં સત્યાગ્રહ કરવામાં આવેલો તે અને બીજો દેશને માટે સઘળા પક્ષના લોકોની સાથે મળીને બંધારણ બનાવવા માટે નિમાયેલી નેહરુ કમિટી. બારડોલીનો સત્યાગ્રહ બહુ જ સફળ થયો. સરકારે પોતા તરફથી એને કચડી નાખવાનો પ્રયત્ન પૂરેપૂરી રીતે કર્યો. લોકોએ પણ એ દમન ઉત્સાહપૂર્વક વેઠયું; દમન સહન કરવામા જનતાને પૂરી સફળતા મળી. ગાંધીજીના આશીર્વાદ અને મદદ તો હતાં જ, પણ વસ્તુતાએ એ લડતના સંચાલનનો બધો ભાર સરદાર વલ્લભભાઈ પટેલ પર જ હતો. એમણે બહુ જ ચતુરાઈ, ધીરજ, નીડરતા અને પરિશ્રમપૂર્વક એ ચલાવી. બધા પક્ષના લોકોએ એને અત્યંત મહત્ત્વની લડત માની હતી. બધાએ મદદ પણ આપેલી. સરદારે ગુજરાત બહારના લોકોને આવવાની મના કરી હતી એટલે બીજા પ્રાંતના કાર્યકર્તાઓ બહાર બેઠે જેટલી મદદ થઈ શકતી હતી એટલી કરતા હતા; ત્યાં કોઈ ગયું નહોતું. આખા દેશની આગે એક આદર્શ સત્યાગ્રહનો નમૂનો રજૂ થયો. લોકોને ખાતરી થઈ કે સંગઠન અને ત્યાગ પૂરતા પ્રમાણમાં હોય તો જબરદસ્ત સરકારને પણ અહિંસાત્મક સત્યાગ્રહથી દબાવી શકાય છે. લોકો જેની રાહ ૧૯૨૧ની સાલથી જોઈ રહ્યા હતા એ ચીજને સરદારે એક તાલુકામાં પ્રત્યક્ષ કરી દેખાડી. હવે લોકો આખા દેશને બારડોલી જેવો કેવી રીતે બનાવી શકાય એનો જ વિચાર કરવા લાગ્યા. એ સત્યાગ્રહે દેશમાં નવજીવન રેડ્યુ અને આગળ જતાં ૧૯૩૦માં જે સત્યાગ્રહ થયો એને સારુ ભૂમિકા તૈયાર કરી આપી.

મદ્રાસ કૉંગ્રેસમાં એક કમિટી નીમવામાં આવી હતી. એને બધા પક્ષના નેતાઓ સાથે મળીને એક યોજના તૈયાર કરવાનું કામ સોંપવામાં આવેલું. સાઇમન કમિશનનો સૌએ બહિષ્કાર કર્યો હતો, છતાં એ પોતાનું કામ કર્યે જતું હતું. એટલે એવો વિચાર કરવામાં આવ્યો કે આપણે આપણા તરફથી કોઈ યોજના તૈયાર કરીને દુનિયા આગળ નહીં

મૂકીએ ત્યાં સુધી સૌ એમ જ માનવાના કે આપણે કેવળ ટીકાઓ જ કરી શકીએ છીએ, કંઈ પણ રચનાત્મક કામ નથી કરી શકતા. એટલે એ કમિટીને બધા પક્ષો તરફથી મદદ મળી. પંડિત મોતીલાલ નેહરુ એના સંયોજક હતા, એટલે એનું નામ નેહરુ કમિટી પડ્યું. એ કમિટીએ યોજના તૈયાર કરી દીધી હતી. બધા પક્ષના પ્રતિનિધિઓએ થોડીક બાબતો સિવાયની ઘણીખરી બાબતો સ્વીકારી પણ લીધી હતી. હવે એ યોજના કોંગ્રેસના વાર્ષિક અધિવેશન વખતે એક સર્વપક્ષી સંમેલનમાં નિયમસર મંજૂર કરાવવાની હતી. કોંગ્રેસમાં પણ એ સ્વીકારાવવાનું બાકી હતું. ડિસેમ્બર માસમાં કોંગ્રેસનું અધિવેશન કલકત્તામાં મળવાનું હતું. પંડિત મોતીલાલ નેહરુ પ્રમુખ ચૂંટાયા. નેહરુ કમિટીના રિપોર્ટ બાબત આખા દેશમાં ચર્ચા ચાલતી હતી. સૌ વિચારવાન લોકો એને વિષે પોતપોતાના વિચારો જાહેર કરતા જતા હતા. સાંસ્થાનિક સ્વરાજ્યને હિંદુસ્તાનનું ધ્યેય માનીને એ યોજના તૈયાર કરવામાં આવી હતી. તેથી જે કોંગ્રેસીઓ પૂર્ણસ્વરાજની તરફેણમાં હતા તેઓ એ યોજનાથી સંતુષ્ટ નહોતા. તેઓમા શ્રી જવાહરલાલ નેહરુ, શ્રી સુભાષચંદ્ર બોઝ અને શ્રી શ્રીનિવાસ આયગર મુખ્ય હતા.

હું દેશમાં પાછો ફર્યો ત્યાર પછી થોડા દિવસમાં શિયાળાની શરૂઆતમાં સાઇમન કમિશન વળી પાછું હિંદુસ્તાનમાં આવી પહોંચ્યું. અને જે પ્રાંતોમાં એ અત્યાર સુધી જઈ નહોતું શક્યું ત્યાં ફરવા લાગ્યું. પંજાબમાં એના બહિષ્કારમાં અને વિરોધી દેખાવોમાં, લાલા લાજપતરાયએ ભાગ લીધો હતો. પોલીસે દેખાવો કરનારાઓ ઉપર લાઠીઓ વરસાવી હતી. પૂજ્ય લાલાજીને પોલીસની લાઠીના સખત પ્રહાર થયા હતા. તેઓ માંદા પડી ગયા અને ફરી પાછા પથારીમાંથી ઊઠ્યા જ નહીં. એવું અનુમાન છે કે લાઠીઓના એ કારમા ફટકાને પરિણામે થોડા દિવસોમાં એમનું મરણ નીપજ્યું હતું. કમિશન યુક્ત પ્રાંતમાં પહોંચ્યું ત્યારે ત્યાં પણ દેખાવ કરનારાઓ ઉપર પોલીસે લાઠી ચલાવી. પંડિત જવાહરલાલ નેહરુને પણ એનો ફટકો પડ્યો હતો. આ રીતે કમિશન પોલીસની લાઠીઓ સાથે દેશમાં ભ્રમણ કરી રહ્યું હતું. હવે એના પટનામાં આવવાના દિવસો પણ નક્કી થઈ ગયા.

મારી ગેરહાજરીમાં પટનામાં પણ બે મહત્ત્વની બીના બની ગયેલી. સર્ચલાઈટ છાપા ઉપર હાઈકોર્ટના ચીફ જસ્ટિસ સર કૂર્ટને ટિરલે કોર્ટના માનભંગનો કેસ ચલાવ્યો હતો. પટના હાઈકોર્ટના ચીફ જસ્ટિસ સર ડાસન મિલર એ જ વર્ષે પેન્શન લઈને ચાલ્યા ગયા હતા. તેઓ બહુ શાંત

સ્વભાવના છતાં સ્વતંત્ર વિચારવાળા જજ હતા. જોકે કેસ સમજવામાં તેઓ વખત લેતા પણ ચુકાદા બહુ સરસ આપતા. એમને વિષે સૌને સંતોષ હતો. એમના ગયા પછી ઇંગ્લંડથી એક નવા જજ આવ્યા. તે લોકો જોડે હળવામળવામાં બહુ સારા હતા પણ સ્વભાવે એકલમતિયા હતા અને ઘણી વાર ચુકાદાઓ આપવામાં ભરમાઈ જતા. એમના એક ચુકાદા ઉપર સર્ચલાઇટે આકરી ટીકા કરેલી. એ કારણે એ છાપા ઉપર કેસ ચાલેલો. એ કેસનું મહત્ત્વ એટલું બધું વધી ગયું હતું કે પ્રયાગથી શ્રી, મોતીલાલ નેહરુ અને સર તેજબહાદુર સપ્રુ તથા કલકત્તાથી શ્રી શરદચંદ્ર બોઝ દલીલો કરવા આવ્યા હતા. પટનામાં થોડા દિવસ ભારે ધમાલ રહેલી. મેં સાંભળ્યું કે એમાં ઘણી સરસ અને જુસ્સાદાર દલીલો કરવામાં આવી હતી. છેવટે સર્ચલાઇટને થોડી સજા થઈ હતી. એથી કેળવાયેલા વર્ગમાં, ખાસ કરીને વકીલોમાં સારી પેઠે ખળભળાટ મચેલો.

બીજો બનાવ ગયાના જિલ્લા બોર્ડ સંબંધી હતો. ત્યાં શ્રી અનુગ્રહ-નારાયણસિંહ પ્રમુખ હતા. ઉપર કહેવાઈ ગયું છે કે પ્રાંતિક ધારાસભાની ચૂંટણીઓમાં કોંગ્રેસે સર ગણેશદત્તસિંહનો વિરોધ કર્યો હતો. તેઓ ૧૯૨૧ની સાલથી મંત્રી થતા આવ્યા હતા અને બધી મ્યુનિસિપાલિટીઓ તથા ડિસ્ટ્રિક્ટ બોર્ડોની મંત્રી તરીકે દેખરેખ રાખતા હતા. સખત વિરોધ જોઈને તેમણે ચાર જગ્યાએથી ઉમેદવારી કરેલી. કોંગ્રેસના ઉમેદવારો બધી જગ્યાએ એમનો વિરોધ કરી રહ્યા હતા. કેવળ એક સ્થળે, ગયામાં એક ગૃહસ્થ પોતાને કોંગ્રેસ તરફ દિલસોજી ધરાવનારા કહેવડાવતા હતા તેમને કારણે કોંગ્રેસે પોતાનો ઉમેદવાર ઊભો કર્યો નહોતો. આખરે ત્યાંથી પેલા ગૃહસ્થની ઉમેદવારી ખેંચાવી લઈને સર ગણેશદત્ત ચૂંટાયા હતા.

એ ચૂંટણીઓનો એક બીજો પ્રસંગ અહીં નોંધું છું. બેગુસરાય ઇલાકામાં પણ સર ગણેશદત્ત ઊભા થયા હતા. ત્યાં સર ગણેશદત્તની જ નાતના ભૂમિહાર બ્રાહ્મણોની ઘણી વસ્તી છે. તેઓ એમની આશા પર ત્યાંથી ઊભા થયા હતા. કોંગ્રેસના ઉમેદવાર પણ ભૂમિહાર બ્રાહ્મણ હતા. એમ છતાં, સર ગણેશદત્તની ખ્યાતિ અનેક કારણોને લઈને એમની પોતાની નાતમાં ઘણી હતી. એ ચૂંટણીને અંગે હું ત્યાં ગયો હતો. એ વખતે ત્યાં એક મોટી સભા ભરાઈ. એમાં સર ગણેશદત્તના મદદનીશો પણ આવ્યા. એમણે મને સવાલ કર્યો કે, સર ગણેશદત્ત સામે કોંગ્રેસ પોતાના ઉમેદવારો શા સારુ ઊભા કરે છે? એમણે

સર ગણેશદત્તની બધી વાતો કહી. તેમાં ખાસ વાત એ હતી કે જ્યારથી તેઓ મંત્રી બન્યા છે ત્યારથી એમણે પોતાના પગારનો બહુ થોડો ભાગ પોતાના અંગત ખર્ચમાં વાપર્યો છે. મોટા ભાગના પૈસા એમણે પરોપકાર માટે દાનમાં આપી દીધા છે. વાત સાચી હતી. એમણે લાખો રૂપિયાનું ટ્રસ્ટ કરીને એક બહુ સરસ દાખલો બેસાડ્યો હતો અને એ કારણે અમે બધા તેમના પર ભાવ રાખતા ને તેમની પ્રશંસા કરતા. પણ એ બધું હોવા છતાં તેઓ કૉંગ્રેસના કાર્યક્રમ સાથે સહમત નહોતા એ કારણે અમારે એમનો વિરોધ કરવો પડ્યો હતો. મેં સભામાં એ વાત જણાવીને કહ્યું કે કૉંગ્રેસ આખા દેશની સંસ્થા છે. જો સર ગણેશદત્ત કૉંગ્રેસના હાથ નીચે કામ કરવાનું સ્વીકારે તો કૉંગ્રેસ પોતાના ઉમેદવારોને ખેંચી લેશે. પણ આવડી મોટી સંસ્થા કોઈ એક વ્યક્તિને પોતાનું મનધાર્યું કરવા દેવા માટે છૂટદોર રહેવા દેવા માગતી નથી. મેં એમના મદદનીશોને પણ કહ્યું કે હું ત્યાં એક દિવસ વધુ રોકાઈશ એ દરમ્યાન એ લોકો સર ગણેશદત્તને તેડી લાવે અથવા એમનો પત્ર કે તાર મગાવી લે, અને તેમાં મારી શરત કબૂલ કરાવી લે, તો હું કૉંગ્રેસી ઉમેદવારને ખેંચી લઈશ. સભામાં મોટા ભાગના માણસો એમની નાતના હતા; અને એમના પર સર ગણેશદત્તને પૂરો ભરોસો હતો. મારી વાત એ બધા લોકોને બહુ ગમી. હું ત્યાં રોકાઈ ગયો; પણ એમના માણસો પાછા આવ્યા નહીં. મેં જોયું કે ત્યાંની જનતા પૂરેપૂરી કૉંગ્રેસના પક્ષની થઈ ગઈ. પછી સર ગણેશદત્તે ગયામાં પેલા ભાઈની ઉમેદવારી પાછી ખેંચાવી ને જેમતેમ કરીને તેઓ વગર વિરોધે ચૂંટાયા.

એ વાત તો પતી. પણ એમના મનમાં કૉંગ્રેસ પ્રત્યે ભારે રંજ હતો અને તેઓ જાહેર કામમાં રહ્યા ત્યાં સુધી તેઓ એ ભૂલ્યા નહીં. ગયા ડિસ્ટ્રિક્ટ બોર્ડમાં તેઓ જેમણે પોતાની ઉમેદવારી ખેંચી લઈને એમને મંત્રી બનવાની તક આપી હતી તે મિત્રને પ્રમુખ બનાવવા માગતા હતા. એટલે એમણે અનેક યુક્તિઓ કરીને ત્યાંના પ્રમુખ શ્રી અનુગ્રહનારાયણસિંહને તેમના પદ પરથી ખસેડ્યા, એટલું જ નહીં એમને સભાસદ તરીકેના હકથી પણ વંચિત કર્યા. હું ઇંગ્લંડથી પાછો ફર્યો ત્યારે આ કારસ્તાન જોઈને મને બહુ ખેદ થયો. મારા બધા કૉંગ્રેસી મિત્રો બહુ ઊકળી ઊઠ્યા હતા. અમારા મનમાં શક હતો કે એ વખતે સાઇમન કમિશન દેશમાં ફરતું હતું. તેની સમક્ષ હિંદુસ્તાનીઓને જે થોડાઘણા હકો આપવામાં આવેલા તેનો તેમણે કેટલી પ્રમાણિકતાથી અને સફળતાથી ઉપયોગ કર્યો છે એ

વાત પણ મુકાવાની હતી. બિહારના સૌથી મોટી આવકવાળા જિલ્લા બોર્ડને આવી રીતે નાલાયક સિદ્ધ કરવાનો પ્રયત્ન અમારી ધારણા પ્રમાણે ખાસ કરીને એટલા માટે જ કરવામાં આવ્યો હતો કે અમારી નાલાયકીના નમૂના તરીકે સરકાર એ સાઇમન કમિશન આગળ રજૂ કરી શકે. એટલે આખા પ્રાંતમાં એ વિષે સારી પેઠે ચળવળ ચાલી. ગયામાં સભા મળી. હું ત્યાં ગયો ને એક સખત ભાષણ કર્યું; એ પહેલાં ભાગ્યે જ હું કદી એટલું સખત બોલ્યો હોઈશ. જિલ્લા બોર્ડ પર જે જે આક્ષેપો મૂકવામાં આવ્યા હતા તે બધાની અમે કોંગ્રેસ તરફથી તપાસ કરાવી. તપાસમાં જણાયું કે બધા આરોપો પાયા વગરના હતા એટલે પછી પ્રાંતિક પરિષદ ભરવાનો વિચાર કર્યો. પટનામાં પરિષદ ભરાઈ. એના પ્રમુખ અનુગ્રહબાબુને બનાવવામાં આવ્યા. શ્રી સચ્ચિદાનંદ સિંહ સ્વાગતપ્રમુખ થયા. એ પરિષદની તારીખો સાઇમન કમિશનના પટના આવવાના એક બે દિવસ અગાઉની ઠરાવવામાં આવી. અમારી ધારણા હતી કે જે લોકો પરિષદમાં આવશે તેઓ કમિશન સામેના વિરોધી દેખાવોમાં પણ ભાગ લઈ શકશે. પરિષદ સફળતાપૂર્વક પૂરી થઈ. બીજે દિવસે સવારે સાઇમન કમિશન સ્પેશ્યલ ટ્રેનથી આવવાનું હતું.

અમે સાંભળ્યું કે પ્રિન્સ ઑફ વેલ્સને ઉતારવામાં આવ્યા હતા તે પટના જંકશનના એક ખાસ પ્લૅટફૉર્મ ઉપર સ્પેશ્યલ ટ્રેનને લાવવામાં આવશે. એ બરાબર હાર્ડિંગ પાર્કની સામે આવેલું છે. હાર્ડિંગ પાર્કની સામે લોકોની ભીડને આગળ વધતી ખાળવાને સારુ લાકડાના થાંભલા ખોડીને અંતરાય ઊભો કરવાનું કામ ચાલી રહ્યું હતું. પંજાબ અને યુક્ત પ્રાંતોમાં લાલા લાજપતરાય તથા પંડિત જવાહરલાલ નેહરુ જેવા નેતાઓને માથે લાઠીઓ વરસેલી તેની ખબર અમને મળી હતી. અમને એ જાણીને કંઈ નવાઈ નહોતી લાગી. અમે ધારતા જ હતા કે વિરોધી દેખાવો કરવામાં થોડું લોહી વહેશે જ. પણ લોકોમાં ઉત્સાહ ખૂબ હતો. એનો કંઈક નમૂનો અમે પ્રાંતિક પરિષદમાં જોયો હતો.

તે દિવસે સાંજે શ્રી સચ્ચિદાનંદ સિંહે મને પોતાને ત્યાં બોલાવ્યો. મેં ત્યાં જઈને જોયું તો પોલીસના ઇન્સ્પેક્ટર જનરલ મિસ્ટર સ્વેન ત્યાં હતા. એમણે મને કહ્યું કે, મારા કહેવાથી જ શ્રી સિંહે તમને બોલાવ્યા છે અને હું તમારી સાથે સાઇમન કમિશન સંબંધમાં વાત કરવા ઇચ્છું છું. એમણે કહ્યું કે પંજાબ તથા યુક્ત પ્રાંત જેવા બનાવો બિહારમાં બને એ હું ઇચ્છતો નથી કારણ કે એમાં આપણી બંનેની નામોશી છે. એમણે એમ પણ કહ્યું કે જો પોલીસ અને દેખાવ કરનારાઓ

વચ્ચે અથડામણ ન થાય તો સારું. મેં કહ્યું કે લોકો તો નિઃશસ્ત્ર જ અને તે તદ્દન અહિંસક રહેશે; જે કંઈ થશે તે તમારા તરફથી જ થશે. એમણે ખાતરી આપી કે, એ પોતે એવું કંઈ નહીં થવા દે પણ ડર એ છે કે ઘણાં મોટાં ટોળાં ભેગાં થઈ જાય ને ક્યાંક કોઈ કોઈક પક્ષને કંઈ અજુગતું બોલી બેસે કે કંઈક અટકચાળું કરી બેસે તો એની અસર આખા ટોળા પર થતી રોકી શકાતી નથી; એટલે લોકો ભેગા થાય એમાં જોખમ રહેલું છે. મેં ચોખ્ખેચોખ્ખું કહી દીધું કે એ તો નહીં રોકી શકાય. એમણે પૂછ્યું એટલે મેં કહી દીધું કે કદાચ દસ હજાર માણસો ભેગા થશે. એ સંખ્યા મેં ડરતાં ડરતાં ઘટાડીને કહી હતી. કારણ કે ડિસેમ્બરની ટાઢમાં સવારે ૭ વાગ્યે ત્યાં ગાડી પહોંચતી હતી, એટલે મને ડર હતો કે શહેરના માણસો એ વખતે મોટી સંખ્યામાં ભેગા નહીં થઈ શકે. આખરે એમણે કહ્યું કે જો લોકો આવવાના જ હોય તો શું કોઈ એવો ઉપાય ન થઈ શકે જેથી બંને પક્ષના લોકો ભેગા ન થાય ને અલગ અલગ રહે? મેં એ વાત ખુશીથી સ્વીકારી લીધી અને કહ્યું કે સડકની એક બાજુ સ્વાગત કરનારા રહે અને બીજી બાજુએ વિરોધ કરનારા રહે. એ વાત એમને બહુ ગમી અને મને પણ ગમી, ખાસ કરીને એટલા માટે કે એ રીતે ચોખ્ખું જણાઈ આવશે કે સ્વાગત કરનારા કેટલા ઓછા અને વિરોધ કરનારા કેટલા વધારે છે. આ પ્રમાણે નક્કી થયું. મેં એમને ખાતરી આપી કે અમારો કોઈ માણસ લાકડાના થાંભલાની જે વાડ બનાવી છે તેથી આગળ નહીં જાય. અમારા લોકો બહારની તરફ સડકની ઉત્તરે અને સામા પક્ષના લોકો સડકની દક્ષિણે રેલવેલાઈન પાસે રહેશે.

બીજે દિવસે આશરે મળસકે ત્રણ વાગ્યે અમે બધા ઊઠ્યા. આખા શહેરમાં પ્રભાત ફેરીઓ નીકળવા માંડી. લોકો સ્ટેશન તરફ ઊલટ્યા. છ વાગતા સુધીમાં તો લગભગ પચીસથી ત્રીસ હજાર માણસની મેદની અમારી તરફ આવી પહોંચી. પેલી બાજુ તો ગણ્યાગાંઠ્યા લોકો મોટરે ચડીને આવ્યા. થોડીક લોરીઓ શહેરમાંથી લોકોને ભેગા કરી લાવવા સારુ આંટા મારતી રહી, છતાં ભાગ્યે જ દોઢસોબસો માણસ પેલી બાજુ આવ્યું હશે. તેમાંના મોટા ભાગના લોકો તો સરકારી નોકરો અને એમના પટાવાળાઓ વગેરે હતા! કેટલાક તો એમની લોરીમાં બેસીને આવ્યા અને પેદી તરફ ગયા, પણ જ્યારે એમને ખબર પડી કે એ તો સ્વાગત કરનારી ટોળી છે અને વિરોધ કરનારાઓ તો સડકની પેલી ગમ છે ત્યારે તેઓ ત્યાંથી નીકળીને સીધા આ બાજુ ચાલ્યા આવ્યા! હું ત્યાં

આપણા માણસોની સામે આંટા મારતો હતો, એમને પેલી વાડથી બે હાથ દૂર રાખ્યા હતા. ત્યાં મિસ્ટર રવેન મળ્યા. એમણે આ વ્યવસ્થા પ્રત્યે સંતોષ બતાવ્યો અને ધન્યવાદ આપ્યા. મેં એમને પૂછ્યું કે, મારા કહેવા પ્રમાણે દસ હજાર માણસો આવ્યા કે નહીં? એમણે કહ્યું કે એના કરતાં ઘણા વધારે માણસો આવ્યા છે! બંને પક્ષના લોકોને જુદી જુદી બાજુએ રાખવાની એમની વાત મેં શા માટે સ્વીકારી લીધી હતી એ મેં એમને જણાવ્યું ત્યારે તેઓ ખૂબ હસ્યા. આ રીતે અમે બહુ સરસ રીતે અને શાંતિથી વિરોધ દર્શાવ્યો. કાળા વાવટા દેખાડવા તથા 'સાઇમન ગો બૅક'ના પોકારો પાડવા ઉપરાંત બીજું કશું ન થયું.

એ વિરોધી દેખાવોમાં આખા પ્રાંતના લોકોએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. તેઓ પોતપોતાને ત્યાં ગયા ત્યારે આ ઉત્સાહભર્યા દેખાવની વાત પોતાની સાથે લેતા ગયા. એથી આખો પ્રાંત ઉત્સાહથી ઊભરાવા લાગ્યો. થોડા દિવસ સુધી તો જ્યાં જુઓ ત્યાં, સડકો ઉપર નાનાં નાનાં બચ્ચાંઓ પણ વગર સમજ્યે 'સાઇમન ગો બૅક'ના પોકારો પાડયા કરતાં હતાં. આ અને આવાં બીજાં કારણોને લઈ ને દેશમાં નવી જાગૃતિનાં ચિહ્નો નજરે પડવા લાગ્યાં. ૧૯૨૧ના દિવસો ફરી પાછા આવશે એમ જણાવા લાગ્યું. એ અરસામાં કલકત્તામાં કૉંગ્રેસનું અધિવેશન તથા સર્વપક્ષી પરિષદ સંમેલન ભરાવાના દિવસો આવી લાગ્યા. સર્વપક્ષી પરિષદના પ્રમુખ દાક્તર અનસારી હતા અને કૉંગ્રેસના પંડિત મોતીલાલ નેહરુ.

## ૮૦

## કલકત્તા કૉંગ્રેસ અને સર્વપક્ષી પરિષદ

હું સર્વપક્ષી પરિષદમાં ગયો પણ પહેલેથી બધી વાત જાણતો નહોતો એટલે ત્યાં કંઇ ખાસ કરતો નહોતો. મને યાદ છે કે એક રાત્રે હિંદુમુસ્લિમ સમસ્યાની બાબતમાં કેટલાક પ્રશ્નો પર વાતો થવા લાગી. એ આખી પરિષદ નહોતી, કેટલાક ખાસ ખાસ લોકો એમાં હતા. ત્યાં મારી યાદ મુજબ શ્રી ઝીણાએ બે વાત ઉપર ખૂબ ભાર મૂકયો. એમની માગણી હતી કે મુસલમાનો માટે મધ્યસ્થ ધારાસભામાં ત્રીજા ભાગની બેઠકો અનામત રહેવી જોઈએ અને મધ્યસ્થ સરકારને બંધારણમાં સ્પષ્ટ રીતે આપવામાં આવ્યા હોય તે બધા વિષયો પર પ્રાંતોને અધિકાર મળવો જોઈએ. મને યાદ છે કે આ વાત ઉપર રાતના બહુ મોડે સુધી ચર્ચા ચાલી હતી. પણ લોકોએ એ વાત સ્વીકારી નહીં. વિરોધીઓમાં

સૌથી ઉગ્ર શ્રી જયકર દેખાતા હતા. એમની સાથે હિંદુ સભાવાળા લોકો હતા, પણ તેઓ એકલા જ બોલતા હતા. છેવટે એ વાતનો નિર્ણય ન આવી શક્યો. પરિષદે એવી નીતિ રાખી હતી કે જે બાબત વિષે બધા એકમત ન થઈ શકે તેને વિષે નોંધ લખી લેવામાં આવે કે એને વિષે કોનો શો મત છે. ખુલ્લા અધિવેશનમાં મૌલાના મહમદઅલીએ કેટલાક સુધારા રજૂ કર્યા, પણ લોકોએ બહુમતીથી એ ઉડાવી દીધા. આ રીતે પરિષદે પોતાનું કામ પૂરું કર્યું. પણ મુસલમાનોની જોડે પતાવટ થઈ શકી નથી એ વાત જાહેર થઈ ગઈ. એનું પરિણામ એ આવ્યુ કે આ પરિષદ પૂરી થતાં મુસલમાનોની પણ એક સર્વપક્ષી પરિષદ મળી અને કેટલાયે કૉંગ્રેસી મુસલમાનો એમાં જઈને ભળ્યા. તેમાં અલીભાઈઓ અને મૌલવી મહમદ શફી વગેરે મુખ્ય હતા. અહીંથી ચોખ્ખી રીતે મુસલમાનોનું એક પ્રભાવશાળી મંડળ કૉંગ્રેસથી અલગ પડી ગયુ. આમ જે કોયડાના ઉકેલને માટે આ પરિષદ મળી હતી તે વધારે ગૂંચવણભર્યો બની ગયો અને આગળ જતાં એનુ માઠું પરિણામ વધારે જણાયુ. શ્રી ઝીણાએ તે પછી મુસલમાનો તરફથી પોતાની ચૌદ માગણીઓ મૂકી, અને જણાવ્યું કે કોઈ પણ સમાધાનને માટે એ ચૌદ મુદ્દાનો સ્વીકાર અનિવાર્ય છે.

બીજી બાજુ કૉંગ્રેસમાં નેહરુ રિપોર્ટને અંગે સ્વરાજ્યની વ્યાખ્યાના સંબંધમાં ભારે મતભેદ હતો. પહેલાં કહ્યું તેમ પંડિત જવાહરલાલ, સુભાષબાબુ, શ્રી આયંગર વગેરે પૂર્ણસ્વરાજને કૉંગ્રેસનું ધ્યેય બનાવવા માગતા હતા. બીજા લોકો સ્વરાજ શબ્દથી જ સંતુષ્ટ હતા અને માનતા હતા કે આપણે સાંસ્થાનિક સ્વરાજથી સંતોષ માનીશું કે પૂર્ણ સ્વતંત્રતા લઈશું એનો નિર્ણય વખત આવ્યે કરવાની આ શબ્દથી આપણને તક મળે છે. નેહરુ રિપોર્ટ સાંસ્થાનિક સ્વરાજને ધ્યેય ગણીને તૈયાર કરવામાં આવેલો. બીજું કંઈ થઈ શકે એમ હતું પણ નહીં, કારણ કે એ તૈયાર કરવામાં મધ્યમમાર્ગીઓનો, ખાસ કરીને તેજબહાદુર સપ્રુ વગેરેનો પૂરેપૂરો હાથ હતો. જો સાંસ્થાનિક સ્વરાજ્યની વાત સ્વીકારવામાં ન આવી હોત તો કદાચ એ યોજના તૈયાર થઈને સર્વપક્ષી પરિષદ સુધી પહોંચત નહીં. એટલે જો કૉંગ્રેસ એ મૂળ આધારને પોતાના ઠરાવથી બદલી નાખત તો નેહરુ રિપોર્ટને સર્વપક્ષી પરિષદે જેટલે અંશે સ્વીકાર્યો એટલે અંશે તે સર્વમાન્ય ન થઈ શકત. કૉંગ્રેસની વિષયવિચારિણી સમિતિમાં આ બાબત ઉપર ખૂબ ચર્ચા થઈ. મહાત્માજીનો વિચાર એવો હતો કે નેહરુ રિપોર્ટ સ્વીકારી લેવો જોઈએ. પણ ગાંધીજી હમેશાં પોતાનાથી વિરુદ્ધ

વિચાર ધરાવનારાઓ સાથે સમાધાન કરવાને તૈયાર રહે છે. આખરે એમણે પૂર્ણસ્વરાજના હિમાતીઓની — જેમના આગેવાનોનું નામ હું ઉપર આપી ગયો છું — સાથે સમાધાન કર્યું કે એક વરસ સુધી કૉંગ્રેસનું ધ્યેય જેવું છે તેવું કાયમ રહે, અને જો અંગ્રેજ સરકાર આ વરસની અંદર નેહરુ રિપોર્ટને માન્ય રાખે અને હિંદુસ્તાનને સાંસ્થાનિક સ્વરાજ્ય આપે તો તો ઠીક, નહીંતર એક વરસ પછી કૉંગ્રેસ પોતાના ધ્યેય તરીકે પૂર્ણ સ્વરાજ રાખશે અને એને માટે કામ કરશે. એટલે કે એક વરસમાં મળી જાય તો સાંસ્થાનિક સ્વરાજથી જ એ સંતોષ માનશે અને એમ નહીં બને તો પછી સાંસ્થાનિક સ્વરાજની વાત નહીં રહે અને કૉંગ્રેસ પૂર્ણ સ્વતંત્રતાની વાતને વળગી રહેશે. એ નક્કી થયા પછી અમે બધાએ માન્યું કે હવે મામલો પતી જશે. પણ બીજે દિવસે સવારે સુભાષબાબુ તરફથી જણાવવામાં આવ્યું કે તેમને આ સમાધાન સ્વીકાર્ય નથી. આથી મહાત્માજીને બહુ દુઃખ થયું; કારણ કે આગલી રાત્રે સુભાષબાબુએ એ સમાધાન સ્વીકાર્યું હતું. એમના સાથીઓને અને અનુયાયીઓને એ ગમ્યુ નહીં હોય એટલે તેમણે ફેરવી તોળ્યું એમ લાગે છે. પંડિત જવાહરલાલ અને શ્રી શ્રીનિવાસ આયંગરને એ સમાધાન ન ગમ્યું હોય તોયે તેઓ સમાધાનને વળગી રહ્યા. મહાત્માજીએ આ વિષે સખત ટીકા પણ કરી હતી. આખરે મહાત્માજીએ એ સમાધાનનો ઠરાવ રજૂ કર્યો અને એ મંજૂર થયો.

આ કૉંગ્રેસની વિષયવિચારિણી સમિતિમાં બીજી બાબતોમાં પણ મતભેદ રહ્યો. કેટલાક લોકો ગાંધીજીની નીતિથી સંતુષ્ટ નથી એવું લાગતું હતું. જેમ કે કેટલાક કોમ્યુનિસ્ટ લોકો, જેમાં શ્રી નિંબકર અને શ્રી જોગલેકર મુખ્ય હતા; તેઓ મહાસમિતિમાં બહુ બોલ્યા કરતા હતા. આ કૉંગ્રેસમાં એક ખાસ પ્રસંગ એ બન્યો કે કલકત્તાના મજૂરોનું એક બહુ મોટું ટોળું દેખાવો કરવા માટે સરઘસરૂપે કૉંગ્રેસ નગરમાં આવ્યું. એ કૉંગ્રેસના મંડપમાં જવા માગતું હતું. કેટલાક લોકો માનતા હતા કે એમનો ઇરાદો આગળથી મંડપમાં જઈને બેસી જવાનો હતો, જેથી અધિવેશન વખતે ત્યાંથી ખસે નહીં અને એ રીતે અવ્યવસ્થા કરી શકે. પણ કદાચ એમનો ઇરાદો એવો નહીં હોય; કારણ કે મહાત્માજીએ આવીને એમને બે શબ્દો કહ્યા એટલે તેઓ પાછા ચાલ્યા ગયા. એ કૉંગ્રેસની સ્વાગતસમિતિ સાથે બિહારના લોકોને ત્યાંની વ્યવસ્થાના સંબંધમાં કંઈક મતભેદ પડ્યો. બિહારના બધા પ્રતિનિધિઓએ કૉંગ્રેસમાં જવાનો ઇન્કાર કર્યો. સુભાષબાબુને એની ખબર પડી એટલે તેઓ જાતે આવ્યા અને

એમણે ફરિયાદ દૂર કરવાનું વચન આપ્યું એટલે એ લોકો કોંગ્રેસની બેઠકમાં ગયા.

કલકત્તા કોંગ્રેસનું અધિવેશન એક રીતે ઘણું મહત્ત્વનું થયું. પૂર્ણ સ્વતંત્રતાનું ધ્યેય એક રીતે ત્યાં જ સ્વીકારવામાં આવ્યું. કારણ કે ત્યાં જ નક્કી થયું કે એક વરસ પછી સાંસ્થાનિક સ્વરાજથી કોંગ્રેસને કદી સંતોષ નહીં થાય. કોંગ્રેસમાં ઘણા એવા લોકો પણ હોવાનો સંભવ છે જેમણે માન્યું હશે કે આ ઠરાવ મંજૂર તો થયો પણ એક વરસ પછી પાછો ફરીથી એ વિષે વિચાર કરવામાં આવશે. પરંતુ ગાંધીજી કોંગ્રેસના ઠરાવોને ઘણું જ મહત્ત્વ આપે છે, ખાસ કરીને જે ઠરાવમાં કંઈ મુદ્દત આપવામાં આવી અથવા પ્રતિજ્ઞા કરવામાં આવી હોય એવા ઠરાવોને. એટલે એમણે તો માની લીધું કે બ્રિટિશ સરકારે ૧૯૨૯ના ડિસેમ્બરની ૩૧મી પહેલાં કાંઈક કરીને ફેંસલો કરવો જોઈએ, નહીં તો પછી આવતા અધિવેશનમાં કોંગ્રેસે પોતાનું ધ્યેય બદલીને પૂર્ણસ્વરાજ રાખવું જોઈશે. આ બાબતમાં હું દુવિધામાં હતો. હું બ્રિટિશ બંધારણનો પક્ષપાતી હતો. હુ માનતો હતો કે સંસ્થાનોને પોતાનો કારભાર ચલાવવાની પૂરેપૂરી સ્વતંત્રતા હોય છે. એટલે જો આપણને પણ એટલી સ્વતંત્રતા મળી જાય તો આપણે એ પૂરતી માનવી જોઈએ. પૂર્ણ સ્વતંત્રતા ગૌરવની વાત જરૂર છે; પણ છેવટે દુનિયાની જાતિઓ અને દેશો વચ્ચે કોઈ ને કોઈ જાતની એવી સમાધાની કરવી પડવાની કે તેઓ એકબીજા જોડે સંકળાયેલા રહે. એમ નહીં થાય તો લડાઈઓ ચાલ્યા કરવાની. બ્રિટિશ સામ્રાજ્ય દુનિયાના અનેક દેશોનું એવું એક સંગઠન છે અને તે સંગઠનમાં રહેવામાં આપણને કશું નુકસાન નથી, બલ્કે એથી આપણને કેટલીક વાતની સગવડ છે. એ ઉપરાંત હજી આપણે એટલા સંગઠિત પણ નથી કે આપણે બ્રિટિશ સરકાર પાસેથી પરાણે પૂર્ણ સ્વતંત્રતા લઈ શકીએ. આ બધાં કારણોથી મેં મદ્રાસની કોંગ્રેસમાં પૂર્ણસ્વરાજના ઠરાવનો વિરોધ કર્યો હતો. મને ક્યારેક ક્યારેક આઘાત પણ થતો હતો, અને એથી કંટાળીને હું પૂર્ણસ્વરાજની વાત પણ કરતો. એ આઘાત બ્રિટિશ સામ્રાજ્યનાં સંસ્થાનોમાં હિંદીઓ પ્રત્યે જે વર્તણૂક રાખવામાં આવતી તે કારણે લાગતો હતો. ખાસ કરીને દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ પ્રત્યેનો વ્યવહાર ચાલતો જોઈને મને એટલી બધી અકળામણ થતી કે ક્યારેક ક્યારેક તો મારા મનમાં એમ પણ થતું કે જો સામ્રાજ્યના કોઈ પણ ભાગમાં આપણા દેશભાઈઓ જોડે આટલો ખરાબ વ્યવહાર ચાલી શકતો હોય તે સામ્રાજ્ય સાથે સંબંધ રાખવામાં શો ફાયદો? વળી હું વિચારતો કે જ્યાં લગી આપણને સંસ્થાનોના જેવું સ્થાન અને તેમના

જેટલા અધિકારો મળ્યા નથી ત્યાં લગી જ આ બધુ ચાલે છે; આપણને એવા હકો મળશે ત્યારે એવું નહીં બને. આમ હું મારા મનમાં સંતોષ માનતો હતો.

આવી ભાંજગડ મારા અંતરમાં ચાલ્યા કરતી. આથી હું ખાસ કરીને સંસ્થાનોના વસાહતોના બધારણ અને અધિકારો સંબંધી માહિતી મેળવવાને સારુ પ્રોફેસર કીથનાં પુસ્તકો વાંચ્યા કરતો: ૧૯૨૬ની સાલમાં સામ્રાજ્ય પરિષદમાં જે ઠરાવો થયેલા એ પણ હું જોઈ ગયો હતો. બની વાતનો વિચાર કર્યો પછી, પેલા આઘાતો લાગવા છતાં હું એ વખત સુધી સાંસ્થાનિક સ્વરાજથી જ સંતુષ્ટ હતો અને પૂર્ણ સ્વરાજને કોંગ્રેસનું ધ્યેય ઠરાવવા જતાં આપણે આપણા માર્ગની મુશ્કેલીઓ વધારી બેસીશું એમ માનતો હતો. એ વખતે પંડિત જવાહરલાલ નેહરુ કહેતા કે આપણી વાત વિદેશી લોકો સમજી શકવાના નથી; કારણ કે અંગ્રેજોએ વસાહતી સ્વરાજ તો કેવળ પોતાની જાતના અને પોતાના દેશના લોકોને, જેમની સાથે એમને સેંકડો જાતના સાંસ્કૃતિક, સામાજિક અને ધાર્મિક સંબંધો હતા તેમને જ આપ્યુ; પરંતુ આપણી સાથે એવો કોઈ સંબંધ નથી, એટલે તેઓ આપણને એ આપી શકવાના નથી અને એ આપે તોપણ એ લઈને આપણને સંતોષ થવાનો નથી. પણ તેમની આ વાત મને ઉચિત લાગતી નહોતી. ઈ. સ. ૧૯૧૯માં ગોખલેજીએ મને જે વાત કરેલી તે એ વખતે મારા મનમાં એવી ઊતરી ગયેલી કે તે મનમાંથી કેમેય ખસતી નહોતી. ૧૯૧૦માં એમણે મને સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટીમાં દાખલ થવાને કહ્યું હતું ત્યારે એમણે કહેલું કે અમે અમારા મનમાં બ્રિટિશ સામ્રાજ્યનું જે ચિત્ર દોરીએ છીએ તે એવું છે કે એની અંદર જેટલા દેશો છે એ બધાને સરખો દરજ્જો મળશે અને બધા ભેગા મળીને એનો કારભાર ચલાવશે એટલે જ્યારે એ વખત આવશે ત્યારે સામ્રાજ્ય રહેશે જ નહીં, અને રહેશે તોપણ પોતાની બહુમતીને કારણે હિંદીઓ એને પોતાનુ સામ્રાજ્ય બનાવી દેશે. હું ધારતો હતો કે જો ઇંગ્લંડ અને તેના સંસ્થાનોને જે અધિકારો અને જે દરજ્જો છે તે જ અધિકારો અને તે જ દરજ્જો આપણને મળી જશે તો વસ્તુતાએ આપણને એથી વધારેની જરૂરિયાત રહેવાની નથી. ગમે તેમ, કલકત્તામાં કોંગ્રેસે ઠરાવ કર્યો કે ૧૯૨૯ની સાલમાં જ સાંસ્થાનિક સ્વરાજ મળવું જોઈએ.

## ૮૧

# એક દુઃખદ બનાવ

ઉપર હું જણાવી ગયો કે દેશમાં નવી જાગૃતિનાં ચિહ્નો દેખાવા માંડ્યાં હતાં. કલકત્તાથી પાછા ફરીને ગાંધીજીએ પણ કૉંગ્રેસના કામમાં વધારે ધ્યાન આપવા માંડ્યું. ૧૯૨૯માં બીજા પણ એવા બનાવો બન્યા જેને પરિણામે જાગૃતિ ઘણી વધી. ગાંધીજી તો હમેશાં માનતા આવ્યા છે કે આપણા દેશની ગરીબીનાં કારણોમાંનું એક મુખ્ય આ દેશમાંથી કાપડના ઉદ્યોગને અંગ્રેજોએ ઉખેડી નાખ્યો છે એ છે. એનું પરિણામ એ આવ્યું છે કે રેંટિયાસાળ બંધ થઈ ગયાં છે અને કરોડો ગરીબ માણસોના હાથમાંથી એમના ગુજરાનનું સાધન ઝૂંટવાઈ ગયું છે. આથી કરીને તેઓ રેંટિયાને ફરી પાછો સજીવન કરવા માગતા હતા. ખાદીની આખી પ્રવૃત્તિ આ જ કારણથી ચલાવવામાં આવતી હતી. તેઓ ઇચ્છતા હતા કે ભારતમાં એક તાતણોયે પરદેશથી ન આવે. તેઓ આ કાપડ-ઉદ્યોગને ઊભો કરવા માગતા હતા કે જેથી ગરીબોને રોટલો મળતો થાય. એને માટે તેઓ બધી જાતના વિદેશી કાપડને હિંદમાં આવતું અટકાવવા માગતા હતા, કેવળ ઇંગ્લંડના જ કાપડને નહીં. બીજા લોકો વિદેશી કાપડના બહિષ્કારનો અર્થ ઘણી વાર કેવળ અંગ્રેજી કાપડનો બહિષ્કાર એટલો જ સમજતા હતા. એ લોકોને હિંદમાં આ વેપાર વળી પાછો ગામેગામ ચાલુ થઈ જાય તેમાં ઝાઝો રસ નહોતો. કેવળ અંગ્રેજી કાપડ અહીં ન આવે એટલાથી જ તેમને સંતોષ હતો. તેઓ માનતા હતા કે આપણો ઝઘડો અંગ્રેજો સાથે છે, એટલે આપણે એમના માલનો બહિષ્કાર કરીએ અને એ રીતે એમના ઉપર દબાણ લાવીને આપણી માગણી મંજૂર કરવાની ફરજ પાડીએ. આવી જાતના બહિષ્કારને ગાંધીજી હિંસક માનતા હતા અને હમેશાં એમાંથી વારતા હતા. કલકત્તા કૉંગ્રેસ પછી ફરી પાછું સ્વદેશીનું મોજું આવ્યું. ગાંધીજીએ એને કેવળ બ્રિટિશ માલના બહિષ્કારનું રૂપ ન આપતાં વિદેશી વસ્ત્રના બહિષ્કારનું સ્વરૂપ આપ્યું. એમને કેવળ બહિષ્કારથી જ સંતોષ નહોતો. એની સાથે સાથે તેઓ રેંટિયાના પ્રચારને પણ એટલો જ આવશ્યક માનતા હતા. રેંટિયાપ્રચારનું કામ તો ચરખા સંઘ કરતો હતો.

વિદેશી વસ્ત્રના બહિષ્કારને માટે એક સમિતિ બનાવવામાં આવી, ને એને માટે એ ખૂબ જોરથી પ્રચાર કરવા લાગી. ૧૯૨૯નું વરસ આ કામમાં

ગયું. જે જાગૃતિ આવી હતી તેનાથી આ પ્રવૃત્તિને ફાયદો થયો અને એ પ્રવૃત્તિની અસર જાગૃતિ ઉપર પડી.

ગાંધીજીએ કેટલીયે જગ્યાએ વિદેશી વસ્ત્રોની હોળી કરાવી. એથી લોકોનો ઉત્સાહ વધવા લાગ્યો. તેઓ એક દિવસ માટે કલકત્તા આવ્યા. બર્માં જતાં એક દહાડો રસ્તે રોકાયા. ત્યાં લોકોએ એક જાહેર સભા કરી. એમાં વિલાયતી કપડાં બાળવાની પણ ગોઠવણ કરી. વિલાયતી કપડાં બાળવામાં આવ્યાં. પણ પોલીસે એ પહેલાં કોઈ પણ જાહેર સ્થળે એવી પ્રવૃત્તિ કરવાની મનાઈ કરી હતી. સભા થઈ. કપડાં બાળી મૂક્યાં. અમે બધા ત્યાંથી ચાલ્યા આવ્યા. ત્યાર પછી પોલીસે આવીને એ આગ ઠારી નાખી અને ત્યાં જે લોકો રહ્યા હતા એમને વિખેરી નાખ્યા. બીજે દિવસે મહાત્માજી ઉપર કેસ ચાલ્યો. એની સુનાવણી પ્રેસિડેન્સી મૅજિસ્ટ્રેટ સમક્ષ થઈ. ગાંધીજી તો કંઈ બોલવા ઇચ્છતા ન હતા પણ વકીલોએ ઘણી દલીલ કરી કે આ કામકાજ સાવ ગેરકાયદે છે અને જે કાયદાને આધારે આ મુકદ્દમો મંડાયો છે એ આમાં લાગુ પડતો નથી. પણ મિસ્ટર રૉક્સ બરા, જેઓ હાલ કલકત્તા હાઈકોર્ટના જજ છે તેમણે એની સામે ચુકાદો આપ્યો. ગાંધીજીને હુકમનો ભંગ કરવાના ગુનાસર એક રૂપિયો દંડ કરવામાં આવ્યો. ગાંધીજી રંગૂન ચાલ્યા ગયા હતા. ત્યાંથી તેઓ પાછા ફર્યા ત્યાર પછી આ બાબતનો નિવેડો આવ્યો.

આ વખતે ગાંધીજી કલકત્તામાં હતા ત્યારે એક બનાવ બન્યો જેની સાથે મારો અંગત સંબંધ હતો. કિસ્સો દુઃખદ છે પણ ટૂંકમાં આપી દેવો આવશ્યક લાગે છે. ખાદીપ્રચારનું કામ ૧૯૨૧માં શરૂ કરવામાં આવેલું. આપણા પ્રાંતમાં શ્રી રામવિનોદસિંહે આ કામ ઘણા ઉત્સાહથી કુશળતાપૂર્વક શરૂ કરેલું. પહેલાં હું કહી ચૂક્યો છું કે એમની સફળતા તથા કાર્યકુશળતાની સારી છાપ પડી હતી ને તેથી એમને તિલકસ્વરાજ ફાળામાથી પચીસ હજાર રૂપિયાનું કરજ આપવામા આવ્યું હતું. એ વડે એમણે ખાદીનું કામ ખૂબ આગળ ધપાવ્યું હતું. હું એમ પણ કહી ગયો છું કે એમના સાથીઓને એમની જોડે મતભેદ પડ્યો હતો; કારણ કે એમના સાથીઓના ધારવા પ્રમાણે રામવિનોદબાબુએ એ સંસ્થાને હવે પોતાની ખાનગી મિલકત બનાવી લીધી હતી. કરજને માટે ભલામણ કરનાર આચાર્ય કૃપાલાની પણ એ જ નિર્ણય પર આવ્યા હતા અને તેમનો પણ આગ્રહ હતો કે રામવિનોદસિંહ પાસેથી ચરખા સંઘે રૂપિયા પાછા લઈ લેવા જોઈએ. હું બિહારશાખાનો એજન્ટ હતો એટલે એ

આખો ભાર મારે સાથે આવી પડતો હતો. ચરખા સંઘના પ્રાંતીય મંત્રી શ્રી લક્ષ્મીનારાયણે ચરખા સંઘના નિર્ણય પ્રમાણે પૈસાનો હિસાબ માગ્યો. અને એ હિસાબને અંગે એમની તથા રામવિનોદબાબુની વચ્ચે મતભેદ પડ્યો. વાત ગાંધીજી પાસે પહોંચી. એમણે આજ્ઞા કરી કે શ્રી સતીશચંદ્ર દાસગુપ્ત એ બાબતની તપાસ કરીને રિપોર્ટ આપે.

સતીશબાબુએ કલકત્તામાં તપાસ કરી. લક્ષ્મીબાબુ વગેરે બધા કાગળપત્ર વગેરે લઈને ત્યાં આવ્યા હતા. હું ત્યાં હતો પણ તપાસમાં મેં ભાગ નહોતો લીધો. પરંતુ મેં એમનો અહેવાલ વાંચ્યો ત્યારે મને બહુ દુઃખ થયું. રૂપિયાની બાબતમાં તો ચરખા સંઘે રામવિનોદસિંહ પાસેથી જ લેવાના નીકળતા હતા પણ એ ઉપરાંત એમણે બિહારશાખાની નાલાયકીની ફરિયાદ કરી હતી. હિસાબ પણ એમણે રામવિનોદબાબુના કહેવા પ્રમાણે મંજૂર રાખ્યો હતો. આવું બધું જોઈ એ મને બહુ માઠું લાગ્યું. બિહાર-શાખા વિરુદ્ધ ચુકાદો હતો એટલા માટે નહીં, તેઓએ પોતાના અધિકારની મર્યાદા વટાવીને બિહારશાખાને અકુશળ અને અવહેવારુ ઠરાવી હતી એટલા માટે. મે મહાત્માજીને કહ્યું કે આ ચુકાદાથી મને ખૂબ અસંતોષ થયો છે. આપે જાતે એ હિસાબ તપાસવો જોઈએ; કારણ કે એક તરફ સાર્વજનિક સંસ્થા છે, જેનું સંચાલન અનેક ત્યાગી અને સાચા સેવકો ખૂબ જ ઉત્સાહ અને શ્રમપૂર્વક કરી રહ્યા છે તથા બીજી બાજુ એક કાર્યકર્તા છે જે વ્યવહારકુશળ છે અને જેમણે ખાદીપ્રચારનું કામ પણ ઘણું કર્યું છે, પણ જેમની સામે ફરિયાદ છે કે તેઓ સાર્વ-જનિક સંસ્થાના પૈસાથી ઊભી કરવામાં આવેલી સંસ્થાને પોતાની ખાનગી મિલકત માની બેઠા છે; એમાયે કંઈ વાંધો ન લઈએ, કારણ કે એમણે મહેનત કરી છે અને વખત પણ આપ્યો છે. પરંતુ ચરખા સંઘના રૂપિયા તો રીતસર પાછા મળી જવા જોઈએ.

ગાંધીજી બ્રહ્મદેશથી પાછા ફર્યા ત્યારે કલકત્તામાં બધી વાત એમની પાસે મૂકવામાં આવી. એમણે બધું જાતે તપાસવાનું વચન આપ્યું ઘણા દિવસ સુધી આ કિસ્સો ચાલ્યો. હિસાબ તપાસી જવા માટે મહાત્માજીએ શ્રી નારાયણદાસ ગાંધીને નીમ્યા. છેવટે, ચરખા સંઘ તરફથી રજૂ કરવામાં આવેલો હિસાબ શ્રી નારાયણદાસ ગાંધીએ સાચો ગણ્યો. ગાંધીજીએ રામવિનોદ બાબુને કહ્યું કે જો એમાં ભૂલ હોય તો અમને સમજાવો. એ સમજાવવા માટે એક દિવસ ઠરાવવામાં આવ્યો. પણ એ વાત આગળ ન ચાલી ને ત્યાં જ અટકી ગઈ. અને ગાંધીજીએ માની લીધું કે અમારા તરફથી જે કહેવામાં આવ્યું હતું તે બરાબર હતું.

આ બનાવને હું દુઃખદ એટલા માટે માનું છું કે એ વાત નીકળતાં મારે રામવિનોદબાબુ તથા શ્રી સતીશચંદ્ર દાસગુપ્તના સંબંધમાં અહીં થોડું લખવું પડયું. એથીયે વધારે દુઃખ મને એ બાબતની બધી વાતોથી થયું હતું. જાહેર જીવનમાં આપણે એવા ઘણાં કામ કરવાં પડે છે જે વ્યક્તિગત રીતે કરવાનું આપણને ગમે નહીં. પણ કર્તવ્યવશાત્ એ કડવું લાગતું હોવા છતાં કરવું પડે છે. શ્રી રામવિનોદસિંહ ભાગલપુર કૉલેજમાં ભણતા હતા અને પહેલી વારની જર્મન લડાઈ વખતે એમને નજરકેદ કરવામાં આવેલા તે વખતથી હું તેમને ઓળખું છું. ગાંધીજી ચંપારણ આવ્યા ત્યારે એ ઓળખાણ વધારે પાકી થઈ. અસહકારની ચળવળમાં, ખાસ કરીને ખાદીને અંગે એમની સાથે મારો સંબંધ વધ્યો એટલું જ નહીં, એમની કાર્યદક્ષતા વિષેનો મારો વિશ્વાસ પણ વધ્યો. એવી વ્યક્તિની બાબતમાં કંઈ પણ કહેવું પડે એ દુઃખદ તો ખરું જ. સતીશબાબુ પ્રત્યે મારા હૃદયમાં જે શ્રદ્ધા અને જે પ્રેમ છે એનો ઉલ્લેખ હું કરવા નથી માગતો. એમની કાર્યકુશળતા અને એમનો ત્યાગ અજોડ છે. એમની મારા ઉપર કૃપા રહે છે એટલે એ માઠો બનાવ મારે સારુ સ્વાભાવિક રીતે જ બહુ દુઃખદ થઈ પડયો.

## ૮૨

## રાજકીય કેદીઓનું વર્ગીકરણ

૧૯૨૯ની સાલમાં લાહોરમાં લાહોર કાવતરા કેસ નામનો એક પ્રખ્યાત કેસ ચાલેલો. એમાં તહોમતદાર સરદાર ભગતસિંહ હતા ઘણા વખત સુધી એ કેસ ચાલ્યા કર્યો. આરોપીઓએ જેલમાં ભોગવવી પડતી અગવડોના વિરોધમાં ઉપવાસ આદર્યા. ઉપવાસ ઘણા દિવસ ચાલ્યા. ઉપવાસ કરનારાઓમાંના એક નવયુવક શ્રી યતીન્દ્રનાથ દાસ સાઠ દિવસના ઉપવાસ પછી શહીદ થયા. એ મુકદ્દમાના સમાચારો છાપાંમાં આવતા. ઉપવાસના ખબરો પણ લોકો વાંચતા. આખા દેશમાં સારી પેઠે ઉકળાટ હતો. શ્રી યતીન્દ્રનાથનું મૃત્યુ થતાં એ ઉકળાટ અત્યંત વધી ગયો. સરકારે એમનું શબ એમના મિત્રોને સોંપી દીધું. એને બહુ સન્માન-પૂર્વક લાહોરથી રેલ દ્વારા કલકત્તા લાવવામાં આવ્યું. જે શહેરોમાં થઈને ગાડી પસાર થઈ ત્યાં સ્ટેશનો પર ઘણા લોકો એકઠા થયા. લોકોએ શબ ઉપર ફૂલોના હાર ચડાવ્યા તથા બીજી રીતે પણ તેનું સન્માન કર્યું. પહેલેથી જે જાગૃતિ આવવા માંડી હતી એ હવે વધી ગઈ.

આખા દેશમાં ખૂબ ઉત્સાહ ઊભરાયો. શ્રી યતીંદ્રનાથના મરણનું એક પરિણામ એ આવ્યું કે સરકારે કેદીઓનું ત્રણ ભાગમાં દરેકની રહેણીકરણી તથા કેળવણીને આધારે વર્ગીકરણ કરી નાખ્યું. તુરતોતુરત તો એ ન થયું, પણ જ્યારે ૧૯૩૦માં સત્યાગ્રહ શરૂ થયો ત્યારે સત્યાગ્રહી કેદીઓને ત્રણ વર્ગોમાં વહેંચી નાખવામાં આવ્યા. થોડાને અ વર્ગ મળ્યો, તેમના કરતાં થોડા વધુને બ વર્ગ મળ્યો અને ઘણી જ મોટી સંખ્યાના લોકોને ક વર્ગમાં મૂકવામાં આવ્યા. રાજકીય કેદીઓને સારુ એક જુદો વર્ગ હોવો જોઈએ એ વસ્તુ સરકારે ન સ્વીકારી. આ સવાલ હજુ લગી જેમનો તેમ અણઉકલ્યો રહ્યો છે.

જે જાતનું વર્ગીકરણ સરકારે કર્યું છે એ આપણે માટે નુકસાનકારક છે. એ વાત સાચી છે કે જે માણસ પોતાના ઘરમાં ખૂબ આરામપૂર્વક રહેતો આવ્યો હોય, એને પણ જેલમાં જો મજૂરી કરનાર ગરીબ કેદીની જેમ જ રાખવામાં આવે, તેના જેવાં જ કપડાં ને ખોરાક આપવામાં આવે તો તેની સજા તેને માટે વધારે કષ્ટકારક થઈ પડે છે. અને કાયદાનો આશય સરખા ગુનાને માટે સૌને સરખી સજા કરવાનો હોય તો આમ એની સજા વધી જાય છે. આવી દલીલ કરીને કેદીઓને ત્રણ વર્ગમા વહેંચણી કરવામાં આવેલી. પરંતુ જે માણસો ભેગા મળીને કામ કરતા હોય અને એક જ કામમાં જોડાયેલા હોય તેઓને જેલની અંદર જતાંની સાથે જો એકબીજાથી છૂટા પાડી દેવામાં આવે — આ બાજુ થોડાકને સૂવા માટે ખાટલા મળે, ખાવામાં જરાક દૂધઘી પણ આવે, કાગળ લખવાની ને મુલાકાતની સગવડો વધારે હોય અને પેલી બાજુ મોટા ભાગના લોકોને લોઢાના તાંસળાંમાં જાડા ચોખાનો ભાત, લોઢાના વાસણમાં રંધાવાને કારણે કાળી પડી ગયેલી અને વધારે પાણીવાળી દાળ, નામનું શાક, પહેરવાને માટે નાનકડી ચડ્ડી, અને અરધી બાંયનું પહેરણ મળે; તથા એમની પ્રત્યે જેલના અધિકારીઓનું વર્તન પણ ચોરી વગેરેના ગુના કરીને જેલમાં પુરાયેલા કેદીઓ પ્રત્યે રખાતું હોય તેવું હોય — તો મોટા ભાગના લોકોના મનમાં અસંતોષ પેદા થાય એ સ્વાભાવિક છે. સરકારે કેવી દાનતથી આ વર્ગીકરણ કર્યું છે એ કહેવું મુશ્કેલ છે.

રાજકીય કેદીઓનો એક વર્ગ હોય અને અ કે બ વર્ગના કરતાં ભલે એમને ઓછી સગવડ મળે પણ બધા સાથે એક જ જાતનું વર્તન રાખવામાં આવે એ માટે કરવામાં આવેલા આજ લગીના બધા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા છે. સરકાર પોતાની સગવડને ખાતર રાજકીય કેદીઓને

એક રીતે જુદા તો પાડે જ છે; પણ જ્યારે એમને એ લોકોને જુદા માનવાનું અને એમની સાથે જુદી જાતનો વ્યવહાર રાખવાનું કહીએ છીએ ત્યારે હમેશાં કહેવામાં આવે છે કે સરકાર રાજકીય કેદીઓ અને બીજા કેદીઓ વચ્ચે કોઈ જાતનો ભેદ માનતી નથી ૧૯૩૦ની ચળવળમાં બિહાર પ્રાંતના સત્યાગ્રહી કેદીઓની સંખ્યા બારથી ચૌદ હજાર જેટલી થયેલી. પણ એમાં વીસ જણથી વધારેને અ વર્ગ નહોતો મળ્યો. બ વર્ગવાળાઓની સંખ્યા ત્રણસોથી ચારસોથી વધારે નહીં હોય બાકીના બધાને ક વર્ગમાં મૂકવામાં આવ્યા. વર્ગીકરણ જિલ્લા મૅજિસ્ટ્રેટ કે બીજા કોઈ અમલદારની મરજી પ્રમાણે કરવામાં આવતું હતું. શેઠ જમનાલાલ બજાજના દીકરાને ક વર્ગમાં મૂકવામાં આવેલો. એક જ ઘરના એક ભાઈને અ કે બ વર્ગમાં રાખવામાં આવેલો અને બીજા ભાઈને ક વર્ગમાં મૂકવામાં આવેલો. આવી અંધાધૂંધી ચાલેલી. એ ઉપરાંત બિહારમાં ક વર્ગવાળાઓની એક મોટી સંખ્યાને એટલે કે ચાર પાંચ હજાર જણને પટનાની કૅમ્પ જેલમાં રાખવામાં આવ્યા હતા. એ કેદખાનું એક ઉઘાડા મેદાનમાં હતું. ત્યાં એક પણ ઝાડ નહોતું અને પતરાંનાં છાપરાં અને પતરાંની ભીંતોનું જ બનાવેલું હતું. જમીન નીચાણવાળી હોવાને લીધે ચોમાસામાં ત્યાં ભોંયતળિયામાં ભેજ લાગતો હતો. ઉનાળામાં પતરાંની દીવાલો તથા છાપરાં તપી જતાં હતાં. ગરમીના માર્યા લોકો હેરાન હેરાન થઈ જતા હતા અને તરફડિયાં મારતા હતા. શિયાળામાં બહારની ટાઢને પતરાં અટકાવી શકતાં નહોતાં. ક્યારેક ક્યારેક તો હવામાંના ભેજથી પતરાં પર પાણીનાં ટીપાં જામતાં અને વગર વરસાદે વરસાદ પડવા માંડતો. કેદીઓની મુશ્કેલીઓનો પાર ન હતો. આ બધાનું પરિણામ એ આવ્યું કે ક વર્ગના લોકોમાં ભારે અસંતોષ પેદા થયો. જેમને અ કે બ વર્ગ મળ્યો હતો તેમની પ્રત્યે પણ થોડો અસંતોષ હતો. સામાન્ય રીતે માણસમાં અદેખાઈનું કંઈક પ્રમાણ હોય જ છે. કેટલાક એ વૃત્તિના ભોગ થઈ પડ્યા, જોકે એ વર્ગીકરણમાં અ કે બ વર્ગવાળાઓનો કશો જ દોષ ન હતો.

હા, ક્યાંક ક્યાંક લોકોએ સામટા [illegible] અ કે બ વર્ગ [illegible] હોય એમ પણ બન્યું હશે, જોકે એવા લોકોની સંખ્યા બહુ થોડી [illegible] કોઈએ પોતાનો અ અથવા બ વર્ગ [illegible] ક વર્ગમાં [illegible] કરી હોય એવું પણ ન બન્યું. કોઈ કોઈ વખતે અ કે બ વર્ગ[illegible] પોતાનો ખોરાક છોડીને થોડા દિવસ ક વર્ગનો ખોરાક લીધો [illegible] ઝાઝા દહાડા ન ચાલ્યું. આવી જાતના વર્ગીકરણને કારણે કે[illegible]

કર્તાઓના મન એકબીજા પ્રત્યે ઊચા થયા એમા શકા નથી છતા એ અણુમનાવ બહુ મોટા પાયા ઉપર થયો એમ માની લેવુ બરાબર નથી. ક વગવાળાઓમા મોટા મનવાળા લોકોની સખ્યા વધુમા વધુ રહેતી હતી. તેઓ જાતે સમજુ હતા તથા બીજાઓને પણ સમજાવતા હતા કે આ વર્ગીકરણ કરવામા આપણામાના કોઈનો જરા પણ હાથ નથી જેલમા મોકલનારાઓ જેને જ્યા ને જે વર્ગમા રાખવા માગે તેને ત્યા ને તે વર્ગમા રહેવુ પડે છે એક જ જાતના ગુનાને સારુ એક માણસને ત્રણ મહિનાની અને બીજાને ત્રણ વરસની કેદ મળે છે તો તેમા જેમ ત્રણ માસવાળા સામે કશી ફરિયાદ ન હોઈ શકે તેમ અ બ વર્ગવાળા સામે કશી ફરિયાદ ન હોવી જોઈએ. આમ છતા, કેટલાક લોકોના મનમા,વર્ગીકરણને કારણે બીજાઓ પ્રત્યે અશ્રદ્ધા આવી ગઈ

ગાધીજીનો અભિપ્રાય એવો છે કે આપણે કેદી કેદીની વચ્ચે કોઈ જાતનો ભેદ ન પાડવો જોઈએ, જો રાજકીય કેદીઓ પોતાનો જુદો વગ બનાવે તો જેલમા આવનારા બીજા ગરીબ માણસો, ભલે પછી તેઓ ગમે તે ગુનાસર આવ્યા હોય, જે અવદશામા છે તેમા જ પડયા રહેશે એટલે જો કઈ લડત કરવી જ હોય તો એ બધા કેદીઓની દશા સુધારવા માટે કરવી જોઈએ એ જ નીતિને અનુસરીને ગાધીજી આગગાડીના ત્રીજા વગમા મુસાફરી કરે છે, અને ઇચ્છે છે કે બીજા મોટા માણસો પણ એમ જ કરે, જેથી ત્રીજા વર્ગની દશા સુધરે. પણ કોંગ્રેસમા બધા માણસો એ મતના નથી એટલે હજુ લગી એવુ કઈ બની શકયુ નથી હુ પહેલી વાર જેલમા ગયો ત્યારે મને લાગતું હતું કે આ સામવાનો નિવેડો બહારથી વધારે સહેલાઈથી કરી શકાશે. કેદીઓ મારફતે ચળવળ કરાવવાનું મને ગમતુ નહોતુ. પણ હવે મારી ખાતરી થઈ છે કે આ બાબતમા જે કઈ કરવુ હોય તે કેદીઓ જ કરી શકે એમ છે. બહારના લોકો ખાસ કઈ કરી શકે એમ નથી હા, જો સમજુ લોકોના હાથમા કારભાર આવે તો તેઓ કદાચ કંઈક કરી શકે ખરા આજ સુધીનો અનુભવ પણ એવો જ છે કે કેદીઓની હાલતમા જે થોડોઘણો સુધારો થયો છે તે કેદીઓએ કરેલી ચળવળને લીધે થયો છે કેદીઓને જે થોડીઘણી સગવડો મળી છે એ શ્રી યતીન્દ્રનાથના પ્રાણત્યાગને પરિણામે જ મળી છે.

## ૮૩

# જમશેદપુરના મજૂરોની હડતાળ

બિહારમાં જમશેદપુર બહુ મહત્ત્વની જગ્યા છે. ત્યાં હિંદુસ્તાનનું જ નહીં, આખા એશિયાનું સૌથી મોટું લોઢાનું કારખાનું છે. તે આખી દુનિયાનાં મોટામાં મોટાં કારખાનાંમાં કદાચ બીજે કે ત્રીજે નંબરે આવે છે. એ ઉપરાંત બીજાં પણ ઘણાં કારખાનાં ત્યાં છે. તે બધાં આ લોઢાના કારખાનાની સરખામણીમાં નાનાં છે. પણ જો આ મોટું કારખાનું ન હોત તો કદાચ તે મોટાં જ ગણાત. આવા શહેરમાં મજૂરોનો સવાલ ઘણો જ અગત્યનો હોય એ ઉઘાડું છે. આ પ્રાંતમાં મજૂરોના સંગઠનનું વિશેષ મહત્ત્વ છે કેમ કે અહીં કોલસાની ખાણો પણ બીજા પ્રાંતો કરતાં વધારે છે યુક્ત પ્રાંતને બાદ કરતાં શેરડીનાં કારખાનાં પણ આ પ્રાંતમાં સૌથી વધારે છે. બીજા પ્રાંતો કરતાં અહીંયાં ખાંડ વધારે થાય છે.

હું મજૂરોના સવાલમાં કદી રસ નહોતો લેતો. હું એનું મહત્ત્વ નહોતો સમજતો એમ નહીં પણ મારા હાથમાં બીજાં એટલાં બધાં કામ હતાં કે એ કામમાં હાથ નાખવાની મારી હિંમત નહોતી ચાલતી. કોઈ બીજું પણ આ કામને હાથમાં લેવા ઇચ્છતું નહોતું. એનું પરિણામ એ આવ્યું કે અમે આ બાબતમાં બહુ પાછળ રહી ગયા. જમશેદપુર, ઝરિયા વગેરે સ્થળોએ સ્થાનિક અથવા બહારના લોકોએ આવીને થોડું કામ કર્યું. પણ અમને એ સંતોષકારક નહોતું લાગતું. હું ૧૯૨૧ની સાલથી જ જમશેદપુર જતો આવતો. ત્યાં કોંગ્રેસના પ્રચારનું કામ કરીને પાછો ચાલ્યો આવતો. ઝરિયાની સાથે પણ મારો એવો જ સંબંધ હતો. મેં ક્યારેયે મજૂરોના સંગઠનનું કાર્ય હાથ ધર્યું નહોતું. જમશેદપુરમાં એક મજૂર સંઘ બન્યો હતો. એના પ્રમુખ દીનબંધુ ઍન્ડ્રૂઝ થયા હતા. ગાંધીજી ત્યાં ગયા હતા. તાતા કંપનીના ડાયરેક્ટર સ્વર્ગસ્થ આર. જી. તાતા પણ ત્યાં આવ્યા હતા. હુંયે ગાંધીજી સાથે હતો. શ્રી તાતાએ મજૂરસંઘને મંજૂર રાખ્યો. એ સંઘે થોડુંઘણું કામ ચલાવ્યે રાખ્યું. શ્રી ઍન્ડ્રૂઝ ત્યાં રહેતા નહોતા. ક્યારેક ક્યારેક આવી જતા હતા. એટલે જોકે એમની સહાનુભૂતિનો લાભ મળતો હતો પણ સંગઠન થવું જોઈએ એટલું પાકું થયું નહોતું.

મજૂરોની ફરિયાદોને લીધે ૧૯૨૮માં ત્યાં હડતાળ પડી. થોડાક દહાડા લગી એ હડતાળ ચાલી. કલકત્તાથી શ્રી સુભાષચંદ્ર બોઝ આવ્યા.

તેઓ મજૂરસંઘના પ્રમુખ થયા. છેવટે એમણે તાતા કંપની સાથે સમાધાન કર્યું. પણ એ વખતે ત્યાં આગળ મજૂરસંગઠનમાં એક બીજા ભાઈએ રસ લેવા માંડ્યો હત મણે એ સમાધાનને સ્વીકાર્યું નહીં. થોડાક મજૂરોને લઈને એમણે એક જુદો સંઘ સ્થાપ્યો. એમના તરફથી શ્રી સુભાષચંદ્રની વિરુદ્ધ બહુ ખરાબ પ્રચાર થવા લાગ્યો. પણ સમાધાનની વાત પાકી થઈ ગયેલી અને બધા મજૂરો એકમતના ન હતા એટલે કંપનીને કંઈ પગલાં ન લેવાં પડ્યાં. આ બધું મારી ગેરહાજરીમાં બન્યું. ત્યાંના મજૂરોમાં બે ભાગલા પડી ગયા હતા. એમની સંસ્થાઓ પણ બે હતી. એ બંને વચ્ચે એકબીજા પ્રત્યે અણબનાવ પણ સારી પેઠે હતો.

'એ અરસામાં ત્યાં ટિન-પ્લેટ કંપની નામની એક કંપનીના કારખાનામાં હડતાળ પડી. ત્યાંના લોકોએ પણ શ્રી સુભાષચંદ્ર બોઝની મદદ માગી. તેઓ આવ્યા. હડતાળ ચાલી. પણ કંપનીના માલિકોએ બહુ આકરાં પગલાં લેવા માંડ્યાં. તેઓ કોઈ વાતે મજૂરોનું કહેવું સાંભળવાને તૈયાર થતા નહોતા. સુભાષબાબુએ મને સંદેશો મોકલીને મને તેડાવ્યો અને એ હડતાળમાં રસ લેવા કહ્યું. પ્રોફેસર અબ્દુલ બારી સુભાષબાબુને મદદ કરી રહ્યા હતા. મેં પણ મારા પ્રાંતનો મામલો હોવાને કારણે તથા મજૂરોની માગણીને ન્યાયી સમજીને એ હડતાળને ટેકો આપ્યો. એ પછી એને ટકાવી રાખવાનો બધો ભાર પ્રો. અબ્દુલ બારી તથા મારા ઉપર આવી પડ્યો. હું કેટલીયે વાર ત્યાં ગયો. લગભગ આઠદસ મહિનાં સુધી હડતાળ ચાલુ રહી. મેં સરકારને ભલામણ કરી કે તે 'ટ્રેડ્સ ડિસ્પ્યૂટ ઍક્ટ' મુજબ આ મામલો પંચાયતને સોંપી દે. પણ સરકાર એમાં સંમત ન થઈ. એટલે હું ચીફ સેક્રેટરી તથા ગવર્નમેંટના સભ્યને મળ્યો. એમને મેં પણ કહ્યું કે સરકાર આ હડતાળને ખોટી અને વગર કારણની માને છે; કારણ કે જમશેદપુરના મજૂરોના નેતા શ્રી હોમી પણ આ હડતાળની વિરુદ્ધ છે. આ શ્રી હોમી જેમણે તાતા કંપનીમાં સુભાષબાબુનો વિરોધ કરીને બીજી સંસ્થા સ્થાપી હતી તે. આ વખતે સરકાર કંઈ કરવા માગતી નહોતી અને કંપનીને મદદ કરવા માગતી હતી એટલે એમનો મત તેને ફાવતો આવ્યો. ગમે તેમ હજાર પ્રયત્ન કર્યે પણ કંપનીએ માન્યું નહીં. આઠદસ મહિના સુધી ચાલ્યા પછી એ હડતાળ પૂરી થઈ ગઈ. પણ કામ છોડીને ચાલ્યા ગયેલા ઘણા મજૂરો પાછા કામે ચડ્યા નહીં. અથવા જેઓ કામે ચડવા ઇચ્છતા હતા એમને કંપનીએ એમની જગ્યાએ પાછા રાખ્યા નહીં.

## ૮૪
# સરકારી જાહેરાતનો અર્થ

૧૯૨૯ની સાલમાં મારો ઘણોખરો વખત પરદેશી કાપડના બહિષ્કારમાં વીત્યો. તેનું રચનાત્મક સ્વરૂપ ખાદીઉત્પત્તિ છે. એ ઉપરાંત જમશેદપુરના મામલાએ પણ મારો થોડો વખત લીધો. ખાદીનું કામ જોવાને માટે હું મધુબની ગયો. ત્યાં હવે ચરખા સંઘનું મુખ્ય કેન્દ્ર અને પ્રાંતિક કાર્યાલય થયું હતું. ત્યાં હું થોડા દિવસ રોકાયો. ખાદીકામ આગળ વધારવા સંબંધી મેં કાર્યકર્તાઓ જોડે ચર્ચા ચલાવી. ત્યાં મને તાર મળ્યો કે મારા ભત્રીજા જનાર્દનને ત્યાં દીકરો આવ્યો છે. સ્વાભાવિક રીતે જ મોટાભાઈને એ જાણીને આનંદ થયો અને અમે બધા ખુશ થયા. મિત્રોના આગ્રહવશ મોટાભાઈએ જૂના રિવાજ પ્રમાણે આ ખુશાલીમાં થોડો ખરચ પણ કર્યો. એ દિવસો નાચગાનના તો નહોતા અને વિવાહલગ્ન વગેરેમાં નાચ નહીં કરાવવાનું એમણે વ્રત લીધું હતું. એટલે આ પ્રસંગે એમણે નાચ વગેરે તો ન કરાવ્યાં પરંતુ પૂજાપાઠ કરાવ્યાં તથા પોતાના નોકરો અને સંબંધીઓને એમણે સારી પેઠે કપડાં વગેરેની લહાણી કરી. એ ઉત્સવ પ્રસંગે હું પણ છપરા ગયો હતો. બધા ત્યાં બહુ આનંદ માણી રહ્યા હતા. આ બધું અહીં લખવાનું કારણ એ કે એનું છેવટ બહુ દુઃખદ આવેલું.

એ છોકરો બહુ સુંદર અને નીવડે એવો નીકળ્યો. અમે બને ભાઈ એના ઉપર બહુ હેત રાખતા હતા; કારણ કે તે દિવસોમાં એ જ દીકરો હતો. માંદા પડી જવાને લીધે ૧૯૨૯ના ડિસેમ્બર અને જાન્યુઆરીમાં હું મારે ગામ જીરાદેઈમાં કેટલાક દિવસ રહેલો. એ છોકરો ત્યાં હતો. એને રમાડવાની અને એની સાથે રમવાની મને સારી તક મળી.

કલકત્તાવાળા શ્રી મુકરજી પણ ત્યાં મારી સાથે લગભગ એક મહિના જેટલું રહેલા. રોજેરોજ લાડ લડાવતાં લડાવતાં એ બાળક ઉપર ખૂબ જ સ્નેહ બંધાયો. જેમ જેમ એ મોટો થતો ગયો તેમ તેમ એ હેત પણ વધતું થતું ગયું. પણ પાંચ વરસથી કંઈક મોટો થઈને મોટાભાઈના અવસાન પછી બે મહિને, એ પણ પટનામાં ટાઇફોઈડથી રિબાઈને ચાલ્યો. હું પટનામાં જ હતો. દાક્તરોએ એને બચાવવા માટે જેટલી મહેનત થઈ એટલી કરી. પણ એ બધી નકામી ગઈ. હજુયે જ્યારે એ યાદ આવી

જાય છે ત્યારે મન વ્યાકુળ બની જાય છે ને હું બહુ મુશ્કેલીથી સ્વસ્થ થઈ શકું છું. એટલે જ્યારે ૧૯૪૧માં મારા મોટા દીકરા મૃત્યુંજયને ત્યાં પુત્ર-જન્મ થયો ત્યારે એના જન્મનિમિત્તે કોઈ પણ જાતનો ઉત્સવ કરવાનું મેં કઠોરતાપૂર્વક બંધ રખાવ્યું. મારા દિલમાં રહેલું આ કારણ મેં આજ લગી કદી કોઈને જણાવ્યું નથી. આજે પહેલી વાર એ અહીં લખી રહ્યો છું.

વારુ. એ દિવસોમાં હિંદુસ્તાનના વાઈસરૉય લૉર્ડ ઇર્વિન હતા. તેઓ થોડા દિવસની રજા લઈને ઇંગ્લંડ ગયા. ત્યાં એમણે હિંદુસ્તાનની પરિસ્થિતિ બાબત ચર્ચા કરી. એ વખતે ત્યાં મજૂરપક્ષનું પ્રધાનમંડળ હતું. શ્રી રામસે મૅકડોનલ્ડ વડાપ્રધાન અને શ્રી વેજવૂડ બેન હિંદીવજીર હતા. ત્યાંથી પાછા ફરીને લૉર્ડ ઇર્વિને બ્રિટિશ સરકાર તરફથી એક જાહેરનામું બહાર પાડ્યું. એમાં એમણે જણાવ્યું કે, બ્રિટિશ સરકાર તરફથી જે જાહેરનામાં બહાર પડયાં છે એમાં હિંદને માટે સાંસ્થાનિક સ્વરાજ સમાયેલું છે. એમણે કદાચ એમ પણ કહ્યું કે આ બાબતનો વિચાર કરવા માટે લંડનમાં એક ગોળમેજી પરિષદ ભરવામાં આવશે. આ જાહેરાત અહીંની પરિસ્થિતિ જોઈને જ કરવામાં આવી હતી. સાઇમન કમિશનનો હિંદના બધા પક્ષોએ બહિષ્કાર કર્યો હતો. એની સામે થયેલા વિરોધી દેખાવોમાં લોકો ઉપર લાઠીઓ વરસાવવામાં આવી હતી. દેશના અનેક પ્રતિષ્ઠિત લોકોને માર પડ્યો હતો.. આખા દેશમાં ખળભળાટ મચી ગયો હતો. એમાં લાહોર કાવતરાકેસના આરોપીઓએ કરેલા ઉપવાસથી વળી વધારે વેગ મળ્યો. વિદેશી વસ્ત્ર-બહિષ્કારનો પ્રચાર વધતો જતો હતો. કલકત્તા કૉંગ્રેસે ઠરાવ પસાર કર્યો હતો કે, ૧૯૨૯ની અંદર જો સાંસ્થાનિક સ્વરાજ નહીં મળે તો કૉંગ્રેસ પોતાનું ધ્યેય બદલીને પૂર્ણસ્વાતંત્ર્ય રાખશે.

સરકારે કદાચ ધાર્યું હશે કે આ બધી અશાંતિ ટાઢી પાડવામાં આ જાહેરનામું સફળ નીવડશે. છાપાંઓમાં એ જાહેરનામાના અર્થ બાબત થોડી ચર્ચા થવા લાગી. મધ્યમમાર્ગીઓ કંઈક સંતુષ્ટ જણાવા લાગ્યા. પણ જો એની સારી પેઠે છણાવટ કરવામાં આવી હોત તો જણાત કે સરકારનાં બીજાં બધાં જાહેરનામાંઓની જેમ એના પણ કેટલાયે અર્થ નીકળી શકતા હતા અને સરકાર પોતાની સગવડે જ્યારે જેવો ઇચ્છે તેવો એનો અર્થ કાઢી શકે એમ હતું. કૉંગ્રેસવાળાઓએ એ જાહેરાતને કલકત્તા કૉંગ્રેસની માગણી પૂરી પાડનારી ન ગણી. પાછળથી ખુલાસો થયો ત્યારે જણાઈ આવ્યું કે કૉંગ્રેસે કરેલી શંકા સાવ વાજબી હતી.

અને બીજાઓએ પોતાને મનધાર્યો અર્થ બેસાડ્યો હતો જે એના શબ્દોમાંથી નીકળી શકતો નહોતો.

બરાબર લાહોર કૉંગ્રેસના પહેલાં ગાંધીજી તથા પંડિત મોતીલાલ નેહરુ લૉર્ડ ઇર્વિનને મળ્યા. એમણે વાઈસરૉયને એ જાહેરનામાનો અર્થ પૂછ્યો તો ખબર પડી કે તેમણે જે અર્થ કર્યો હતો તે જ બરાબર હતો અને બીજાઓએ પોતાને મનફાવતો અર્થ કાઢ્યો હતો! સાંસ્થાનિક વસાહતી સ્વરાજ હતું! સાંસ્થાનિક સ્વરાજ હજી દૂર હતું! જાહેરનામામાં સ્વરાજ સમાયેલું છે એમ માનનારાઓએ વેજવૂડ બેનના એ બાબતના ભાષણમાં વાપરેલા શબ્દો — વસ્તુતાએ સાંસ્થાનિક સ્વરાજ તો અમલમાં છે (ડૉમિનિયન સ્ટેટસ ઇન ઍક્શન) — નું વાણીચાતુર્ય સમજ્યા વિના કેવળ શબ્દાર્થ કરીને થાપ ખાધી હતી. આપણે સારુ એ વાત એક ચેતવણીરૂપ થઈ પડી કે બ્રિટિશ સરકારની જાહેરાતોને ખૂબ જ ઝીણવટથી તપાસવી જોઈએ, ને એમાંથી પોતાનો મનધાર્યો અર્થ ન કાઢવો જોઈએ. આ ચેતવણીને માટે આપણે એમનો આભાર માનવો જોઈએ.

## ૮૫

## બ્રહ્મદેશનો પ્રવાસ

બાબુ હરિજીનો કેસ પૂરો થયા પછી અમે વિલાયતથી પાછા વળ્યા ત્યારે બાબુ હરિજીએ મને એક વાર બ્રહ્મદેશ જઈને એમણે ત્યાં જીયાવાડીમાં કરેલું કામ જોવાનો આગ્રહ કરેલો. મને પણ તેમનું એ યશસ્વી કાર્ય જોવાની તથા બ્રહ્મદેશનો પ્રવાસ કરવાની ઇચ્છા હતી. ઈ. સ. ૧૯૨૮માં મારી એ ઇચ્છા પાર ન પડી શકી. ૧૯૨૯માં બાબુ હરિજી પોતે બ્રહ્મદેશ જવા તૈયાર થયા. મેં પણ વિચાર કર્યો કે ત્યાં જવાની આ સરસ તક છે. એટલામાં મારી સામે એક બીજી બાબત પણ આવી પડી. દીવાન જયપ્રકાશલાલ — બાબુ હરિજીના સ્વ. પિતા — એ જેમ બ્રિટિશ સરકારના ઉત્તેજનથી બ્રહ્મદેશમાં જમીન લીધી હતી તેમ અંગ્રેજ નીલવર મિસ્ટર મિલને પણ બ્રહ્મદેશમાં ઘણી જમીન લીધી હતી. તેઓ શહાબાદ જિલ્લામાં ગળીની ખેતી કરતા. એમણે પણ બિહારમાંથી, ખાસ કરીને શહાબાદમાંથી ખેડૂતોને લઈ જઈને બાબુ હરિજીની પેઠે પોતાની જમીનમાં વસાવ્યા હતા. કેટલાક બીજા લોકોએ પણ ત્યાં જમીન લીધી પણ તેઓ એનો બરાબર બંદોબસ્ત ન કરી શક્યા ને આખરે એમને એ

જમીન છોડી દેવી પડી અથવા તો એ ખાલસા થઈ ગઈ. પણ આ બે જમીનદારોએ ત્યાં બહુ વિશાળ જમીનદારી હાથ કરી હતી. અત્યંત મહેનત અને ખંતથી તથા નાણાં ખર્ચીને, આ બંને જણે વાઘ અને હાથીઓના રહેઠાણવાળાં જંગલો કાપીને જમીન ચોખ્ખી કરી હતી અને ત્યાં બિહારીઓને વસાવ્યા હતા. ત્યાં ચોખા, શેરડી અને બીજો પાક પણ થતો હતો. મિસ્ટર મિલનના ખેડૂતોમાં થોડો અસંતોષ ફેલાવા માંડ્યો હતો. એ ખેડૂતોએ ત્યાંથી મને કાગળ લખ્યો હતો ને મારી મદદની માગણી કરી હતી. કદાચ એમણે સાંભળ્યું હશે કે મે ચંપારણમાં ગાંધીજી સાથે કામ કર્યું હતું, એટલે એમને વિશ્વાસ બેઠો હતો કે હું તેમની કંઈક સેવા કરી શકીશ. બસ, આ બીજી તક મળતાં મેં ત્યાં જવાનું નક્કી કર્યું. શ્રી મથુરાપ્રસાદજી સાથે નવેમ્બર માસમાં હું ત્યાં ગયો. મિસ્ટર મિલનની જમીનદારીનું નામ ચૌતગા અને બાબુ હરિજીની જમીનદારીનું નામ જીયાવાડી હતું. હું બંને જગ્યાએ ગયો. રંગૂનમાં પણ થોડા દિવસ રોકાયો. બધું થઈને ઘણે ભાગે પંદર દિવસ ત્યાં રહ્યો. બીજે ક્યાંય જઈ શક્યો નહીં એટલે માંડલે વગેરે કંઈ જોવાયું નહીં.

આગબોટની મુસાફરી સાધારણ હતી. દરિયો શાંત હતો. આગબોટમાં આરામ હતો. અમે લોકો મજા કરતા પહોંચી ગયા. હજુ રંગૂન થોડું દૂર હતું ત્યારથી ત્યાંના બૌદ્ધ મંદિરોના સોનેરી કાંગરા અને ઘુમ્મટો નજરે પડ્યા. નજીક પહોંચતાં પહોંચતાંમાં એનો ઘણો ભાગ દેખાવા લાગ્યો. રંગૂનના લોકોએ સારું સ્વાગત કર્યું. એક જાહેર સભામાં મને માનપત્ર આપવામાં આવ્યું. એના જવાબમાં મે કહ્યું કે હિંદુસ્તાન અને બ્રહ્મદેશનો જૂનો સંબંધ આજના કરતાં જુદી જાતનો હતો. હિંદુસ્તાને પણ પોતાનું સામ્રાજ્ય બીજા દેશોમાં સ્થાપ્યું હતું. પણ આજકાલના સામ્રાજ્યની જેમ એ હિંસા, શસ્ત્રાસ્ત્ર અને લશ્કરી બળના પાયા ઉપર સ્થપાયેલું નહોતું. એ ધાર્મિક સામ્રાજ્ય હતું. બીજા દેશોની સાથેનો ભારતનો સંબંધ એક હીરની દોરીમાં પરોવેલા મણિઓના જેવો હતો; તે બધા એકબીજાની સાથે રહે છે, પણ એકબીજા ઉપર સત્તા ચલાવતા નથી. આજે પણ જ્યારે દુનિયામાં ચાલી રહેલી ખુનામરકી જોઉં છું ત્યારે મને લાગે છે કે બળજબરીના બળથી નહીં પણ કેવળ ધર્મ અને ચારિત્રને બળે સ્થાપવામાં આવેલી ભારતવર્ષની ધાર્મિક એકસૂત્રતા આજકાલનાં સામ્રાજ્યો કરતાં કેટલીયે વધારે સ્થાયી અને જીવમાત્રને માટે કેટલીયે વધારે ફાયદાકારક નીવડી છે. ભારતવર્ષમાંથી અને ખાસ કરીને મારા જન્મસ્થાન બિહારમાંથી બૌદ્ધ ધર્મ સદંતર નાબૂદ થયો છે તોપણ આજે એને દુનિયાના વધારેમાં વધારે માણસો

માને છે. એ લોકો આજે પણ બૌદ્ધ ધર્મના સંસ્થાપકની સાથે સંબંધ ધરાવનાં સ્થાનોને તીર્થસ્થાન માને છે. બુદ્ધદેવે જ્યાં જન્મ લીધો, જ્યાં એમને સિદ્ધિ મળી જ્યાં એમણે પોતાનું ધર્મચક્ર પ્રવર્તાવ્યું, એ બધાં ભારતનાં સ્થાનો આજે આખી દુનિયાના બૌદ્ધોને સારુ પુણ્યધામો બનેલાં છે. એ તીર્થસ્થાનોને કારણે આખી દુનિયાના બૌદ્ધો આજની અમારી આ પતિત દશામાં પણ અમારા પ્રત્યે આદરની દૃષ્ટિ રાખે છે. કોઈ રાજકીય સામ્રાજ્યને આવું સૌભાગ્ય મળ્યું નથી અને મળશે પણ નહીં. બ્રહ્મદેશમાં જઈને આ બધા ભાવો આપમેળે મારા મનમાં જાગ્યા.'

હું ચૌતગાના ખેડૂતોને મળ્યો. માલિક તો ત્યાં હતા નહીં. તેઓ વિલાયત હતા; પણ એમના કારભારી અને એમના દીકરા ત્યાં હતા. ખેડૂતોની ફરિયાદોના સંબંધમાં એમની સાથે વાતો થઈ. બધી વાતનો નિવેડો આવી જશે એવાં ચિહ્નો દેખાવા લાગ્યાં. પણ છેવટની ઘડીએ વિલાયતથી કંઈક તાર આવ્યો અને હાથ આવેલી સફળતા ચાલી ગઈ. છતાં મને ખાતરી છે કે ત્યાંના લોકોની સ્થિતિ મારી પેઠે સુધરી છે, જોકે અમારી રૂબરૂમાં બધી વાતો નક્કી થઈ શકી નહોતી.

જ્યાવાડીમાં પણ ખેડૂતોની કેટલીક ફરિયાદો હતી. પણ બાબુ હરિજીની દક્ષતા અને એમના વ્યવહારુપણાને લીધે ત્યાર સુધીમાં એ ફરિયાદો ગંભીર સ્વરૂપ પકડી શકી નહોતી. એ બાબતમા અમારે કંઈ કરવું ન પડ્યું. કેટલાક દિવસ રોકાઈને ત્યાંની પરિસ્થિતિ જોઈ. ત્યાંનાં ગામડાંમાં જતાં એવું નહોતું લાગતુ કે આપણે બિહારની બહાર નીકળ્યા છીએ. એ જ ભોજપુરી બોલી, એ જ કપડા, એ જ રહેણીકરણી, એવાં જ મકાન અને એવી જ ખેતીવાડી. કેસ ચાલતો હતો તે વખતે મેં બધા કાગળપત્રો વાંચ્યા હતા. ને તે પરથી બાબુ હરિજીમાં કેટલી કાર્યદક્ષતા અને વ્યવસ્થાશક્તિ છે તે હુ સમજ્યો હતો. હવે એક વખતના એટલે કે ત્રીસ વરસ પહેલાંના એ જંગલને ભર્યાંભાદર્યાં ગામડાંના રૂપમાં ફેરવાયેલું જોઈને મારી તેમને વિષેની શ્રદ્ધા વધારે દૃઢ થઈ. આજે એમાં હજારો બિહારીઓ વસે છે અને ખેતી કરીને સુખી જીવન ગાળે છે અને બાબુ હરિજીને પણ દરવરસે લાખો રૂપિયાની આવક રળી આપે છે. અમારી હાજરીમાં એમણે ખેડૂતોની એક સભા બોલાવી અને એમાં નિમકહલાલ માણસોને પાઘડી બંધાવી અને બીજી રીતે પણ એમને માન આપ્યુ. બિહાર વિદ્યાપીઠ માટે પણ ત્યાંથી થોડા રૂપિયા મળ્યા. રંગૂનના વેપારીઓએ પણ આપ્યા. તે લઈ હું પાછો આવ્યો

રંગૂનમાં પણ બિહારીઓની સારી વસ્તી હતી. જીરાદેઈના રહેવાસી મારો એક જૂનો નોકર રંગૂનમાં મને મળ્યો. તેને જોઈને મને નવાઈ લાગી. તે ત્યાં ક્યાંક નોકરી કરતો હતો. મારા આવવાની વાત સાંભળીને એ મને મળવા આવ્યો હતો. ત્યાં ગુજરાતી ને મારવાડી વેપારીઓ ઘણા છે. પણ ગામડાંમાં મોટે ભાગે મદ્રાસના ચેટ્ટી લોકો છે. તેઓ ધીરધારનું કામ કરે છે. આંધ્રના પણ ઘણા લોકો છે. પણ તેઓ બિહારીઓની જેમ નોકરીનું કે વૈતરાનું કામ કરે છે. એ જ અરસામાં આંધ્રના શ્રી નાગેશ્વરરાવ પંતલુ પણ ત્યા આવ્યા હતા. રંગૂનમાં અમારા માનમાં ભોજનસમારંભ રાખવામાં આવ્યો. એમાં પ્રખ્યાત બ્રાહ્મીઓ અને હિંદીઓ આવ્યા હતા. ત્યાંના મેયર એક મુસલમાન ગૃહસ્થ હતા. શ્રી અબ્બાસ તૈયબજીના સુપુત્ર તૈયબજી ખેડૂતોના કામમાં ખૂબ રસ લેતા હતા. એ બધા એ સમારંભમાં આવ્યા હતા. ને પાછળથી ત્યાની કાઉન્સિલના સ્પીકર બનેલા એક અંગ્રેજ ગૃહસ્થ પણ આવ્યા હતા.

બધા લોકો જમીન પર બેસીને જમ્યા એ જોઈને મને નવાઈ લાગી. પેલા અંગ્રેજ ગૃહસ્થ પણ અમારી સાથે જમીન પર બેઠા. બિહારમાં મેં કદી ગાંધીજીના આશ્રમ સિવાય બીજે ક્યાંયે આવો સમારંભ જોયો નહોતો. એ વખત સુધી મે આવી રીતે બધા લોકોને હિંદી ઢબે જમીન પર બેસીને જમતા જોયા નહોતા. આપણે કોઈ પરદેશીને જમાડીએ છીએ અથવા બીજી રીતે તેનો સત્કાર કરીએ છીએ ત્યારે એ જે રીતે ખાતો-પીતો હોય છે તેની આપણે નકલ કરીએ છીએ. એ આપણી નબળાઈ છે. એ પોતે પોતાના ઘરમાં એમ જ રહેતો જમતો હોય છે. ત્યારે એ રીતે એને જમાડીને આપણે આપણી કઈ વિશેષતા બતાવી! પરદેશીઓમાં જે લોકો સહૃદય હશે અને આ દેશની બાબતમાં કંઈક જાણવા ઇચ્છતા હશે, તેઓ તો હિંદીઓના ઘરમાં પોતાના ઘરની નકલ જોવાને બદલે કંઈક હિંદુસ્તાનનું પણ જોવા ઇચ્છતા હશે. પણ કોણ જાણે કેમ આપણને કઢંગી નકલ જ ગમે છે, ને આપણી પોતાની રીતભાતને આપણે છુપાવવાની વસ્તુ માનીએ છીએ. ઠીક, મને રંગૂનમાં આ જોઈને બહુ આનંદ થયો. રંગૂનથી હુ આગબોટમાં કલકત્તા આવવા ઊપડ્યો.

# લાહોર કૉંગ્રેસ અને મૌ. મજરુલ હકનું અવસાન

આગબોટમાં મારા દમે ભારે ઊથલો માર્યો. મારી હાલત એટલી કથળી ગઈ કે આગબોટના દાક્તરે મને ઇંજેક્શન આપ્યું. કલકત્તા ઊતરીને હું મારા મિત્ર શ્રી યોગેન્દ્રનારાયણ મજૂમદાર બૅરિસ્ટરને ઘેર જઈને રહ્યો. ત્રણચાર દિવસ પછી મુંગેરમાં બિહાર પ્રાંતિક રાજકીય પરિષદ ભરાવાની હતી. હું એનો પ્રમુખ ચૂંટાયો હતો. મેં વિચાર્યું કે કલકત્તામાં બેચાર દિવસ આરામ લઈશ અને સાજો થઈને મુંગેર જઈશ. એ વખત સુધીમાં મેં હકીમ અને વૈદ્યોની દવા ઉપરાંત ઍલોપથિક ઉપચારો પણ કરાવ્યા હતા. મારા મિત્રને એક વાર હોમિયોપથિક ઇલાજ અજમાવી જોવાનો વિચાર થયો અને મને પણ એ ઠીક લાગ્યું. તેમને ઘણો જ ભરોસો હતો એવા એક બુઢ્ઢા દાક્તરને બોલાવ્યો. દાક્તરે મને તપાસીને તથા બધી વાત સાંભળીને કહ્યું કે, હું એક શરતે ઇલાજ કરવા તૈયાર છું: થોડા દિવસ લગી સતત મારો ઉપચાર ચાલુ રાખવો અને જ્યાં સુધી મારો ઉપચાર ચાલતો હોય ત્યાં સુધી બીજો ઉપચાર ન કરાવવો. શરૂઆતમાં મારા ઉપચારથી માંદગી વધી જાય એમ બને, પણ જો એમ થાય તોયે તમારે ડરવું ન જોઈએ, એ સારું લક્ષણ જ ગણાશે. મેં એમની એ બધી વાત માની. એમણે મને એક માત્રા આપી અને કહ્યું કે, હવે બે મહિના લગી બીજી દવા લેવાની નથી. મેં એ માત્રા ત્યાં જ ખાઈ લીધી અને બે મહિના સુધી દવા લેવામાંથી છુટ્ટી મળી ગઈ!

હું ત્યાં જ બેસીને પ્રાંતિક પરિષદ માટે ભાષણ લખતો હતો. ત્રીજે કે ચોથે દિવસે રાતની ગાડીમાં મુંગેર જવા નીકળ્યો. ગાડીમાં સખત ગરદી હતી. મારે આખી રાત બેસી રહેવું પડ્યું. કદાચ પવન પણ લાગ્યો હશે. પરિણામે મુંગેર પહોંચતાં પહોંચતાં મારી તબિયત બહુ લથડી ગઈ. હું પરિષદમાં ભાગ ન લઈ શકયો. કોઈએ મારું ભાષણ વાંચી સંભળાવ્યું. ડિસેમ્બરની શરૂઆત હતી. થોડાક જ દિવસ પછી લાહોરમાં કૉંગ્રેસ ભરાવાની હતી. પંડિત જવાહરલાલ નેહરુ પ્રમુખ ચૂંટાયા હતા. દેશમાં સાંસ્થાનિક અને પૂર્ણસ્વરાજની ચર્ચા ચાલી રહી હતી. મેં મુંગેરના મારા ભાષણમાં સાંસ્થાનિક સ્વરાજનું સમર્થન કર્યું હતું. હું ત્યાં એટલો સખત માંદો પડી

ગયો કે એ પરિષદમાં શા ઠરાવો થયા તે પણ જાણી ન શક્યો. પણ પાછળથી મને ખબર મળ્યા કે હું પ્રાંતિક સમિતિનો પ્રમુખ ચૂંટાયો હતો.

હોમિયોપથિક દાક્તર સાથે થયેલી શરત મુજબ મેં કશી દવા લીધી નહીં. મેં માન્યું કે માંદગીનો આ હુમલો દાક્તરના કહ્યા પ્રમાણે જ છે, એમની દવાની કેવળ પ્રતિક્રિયા જ છે, અને હું તરત જ પાછો સાજો થઈ જઈશ. પણ એમ બન્યું નહીં. જેમતેમ કરીને મોટાભાઈ મને મુંગેરથી પટના લઈ આવ્યા. અહીં પણ ઉધરસ અને તાવનો પ્રકોપ ચાલુ રહ્યો. અહીંના દાક્તર બેનરજી મને નિયમિત તપાસતા હતા. દાક્તર ફણિ મુકરજીએ એક્સ-રે વડે ફેફસાં તપાસ્યાં. એ તપાસને પરિણામે તેઓ તેમ જ દાક્તર બેનરજી કંઈક ચિંતામાં પડ્યા. એ મને તપાસતા પણ હું કોઈની દવા લેતો જ ન હતો. કલકત્તાના હોમિયોપથિક દાક્તરને રોજ ટેલિફોનથી ખબર આપતા. જવાબ મળતો કે કંઈ જ ગભરાવા જેવું નથી અને દવાનીયે કશી જરૂર નથી. એક દહાડો પટનાના દાક્તરોને વધારે ચિંતા થઈ. એમણે ચોખ્ખું જણાવ્યું કે, જો આવતી કાલ લગીમાં હાલત નહીં સુધરે તો હાલત ચિંતાજનક થઈ જશે અને અમે તમને દૂર પડેલા દાક્તરના આશીર્વાદને ભરોસે ઇલાજ કર્યા વિના છોડવાના નથી.

કલકત્તા ખબર આપવામાં આવી. દાક્તરને પટના બોલાવવામાં આવ્યા. એમણે એક દવા આપવાનું કહ્યું. પાછળથી જણાયું કે એ કેવળ પાણી જ હતું! એમના આવી જવાથી અહીંના દાક્તરોએ પોતાને જવાબદારીમાંથી મુક્ત થયેલા માન્યા. એલા દાક્તર અહીં બે દિવસ રોકાયા; પણ એમણે મને દવા ન આપી. એ દિવસોમાં માંદગી આપમેળે ઓછી થવા લાગી. ચારપાંચ દિવસમાં તાવની સાથે સાથે ઉધરસ પણ જતી રહી. એક્સ-રે વડે ફરી ફેફસાં તપાસ્યાં તો પૂરેપૂરાં સ્વચ્છ જણાયાં.

હું જીરાદેઈ ચાલ્યો ગયો. લાહોરની કૉંગ્રેસમાં જે મિત્રો જવાના હતા તેઓ રવાના થઈ ગયા. હું ન જઈ શક્યો. હું આગળ જણાવી ગયો છું કે શ્રી સતીશચંદ્ર મુકરજીની સાથે લગભગ એક મહિનો હું ઘેરે રહ્યો હતો. એમની જોડે મારી વાતો ચાલતી, છાપાંઓમાં આવતા કૉંગ્રેસના સમાચાર વાંચતો. મેં એક નાની પુસ્તિકા લખવા માંડી હતી. તેનો વિષય અહિંસા (નૉન્‌વાયોલન્સ) હતો. સતીશબાબુને મેં એ બતાવી. એમણે ખૂબ વખાણી અને કહ્યું કે, હું બનારસ પાછા ગયા પછી એક વાર એ ધ્યાનપૂર્વક વાંચી જઈશ અને જરૂરી સુધારાયે સૂચવીશ, તે પછી એ છાપવા લાયક થશે. એ પછી તરત ૧૯૩૦નો સત્યાગ્રહ શરૂ થયો. હું એમાં

એટલો બધો ગૂંથાઈ ગયો કે ફરી પાછું એ ચોપડી તરફ મારું ધ્યાન ન ગયું. કોણ જાણે એ લખાણનું શું થયું!

લાહોર કૉંગ્રેસ ભારે ધામધૂમથી પૂરી થઈ. ત્યાં જતાં પહેલાં જ ગાંધીજી અને પંડિત મોતીલાલ નેહરુએ દિલ્હીમાં વાઈસરોયની મુલાકાત લીધી હતી. ત્યાં એટલું સ્પષ્ટ જણાઈ આવ્યું હતું કે એમની જાહેરાત કૉંગ્રેસની માગણીને સંતોષતી નથી. એટલે ત્યાં કૉંગ્રેસનું ધ્યેય બદલવામાં આવશે એ એક રીતે નક્કી જ થઈ ગયું. એ બદલાયું પણ ખરું. હવે પૂર્ણસ્વાતંત્ર્ય ધ્યેય બન્યું. આજ લગી આપણે એ મેળવી શક્યા નથી. એને માટે હજુ ઘણો પ્રયત્ન અને ઘણો ત્યાગ કરવાની જરૂર છે.

એક બાજુ લાહોરમાં કૉંગ્રેસ ચાલતી હતી અને બીજી બાજુ મજરુલ હક સાહેબ તેમના ગામમાં અવસાન પામ્યા. હક સાહેબ પટનાથી છપરા જિલ્લામાં જઈને ઓદરની પાસે ફરીદપુરમાં રહેતા હતા. ત્યાં એમની થોડીક જમીનદારી હતી. એમણે આંબાની એક બહુ મોટી વાડી બનાવી હતી. એ વાડીમાં એક નાનકડો બંગલો હતો તેમાં તેઓ રહેતા હતા. નજીકમાં જ વહેતી દાહા નદીના પૂરમાં એમનો મોટો દીકરો અકસ્માત્ ડૂબીને મરણ પામ્યો. ત્યાર બાદ તેઓ ખૂબ ઉદાસ બની ગયા હતા. તેઓ આધ્યાત્મિક વિષય પરનાં પુસ્તકો વાંચ્યા કરતા. એ વિષયનાં પુસ્તકોનું એમની પાસે એક ખાસું પુસ્તકાલય બની ગયું હતું. કોઈ કોઈ વાર હું ત્યાં જઈ પહોંચતો. તેઓ મને એ વિષયનું અધ્યયન કરવાનું કહ્યા કરતા. મેં કેટલાંક પુસ્તકો વાંચ્યાં પણ ખરાં. પણ ઘણી દોડાદોડ રહેતી હોવાથી મને એ વાંચવાનો વખત મળતો નહોતો. ત્યાં થોડીક માંદગી ભોગવીને તેઓ ગુજરી ગયા. એમનું એ ગામ મારા ગામથી આશરે પાંચ માઈલ જેટલું દૂર આવેલું છે. ખબર મળતાંવેંત હું ત્યાં ગયો અને એમની બેગમસાહેબાને મળીને દિલસોજી દર્શાવી.

એમના મરણથી અમને બધાને બહુ દુઃખ થયુ. અમારામાના કેટલાકનો વિચાર હતો કે તેઓ કૉંગ્રેસના પ્રમુખ બને અને કેટલાક પ્રાંતોએ પણ એવી ઇચ્છા જાહેર કરી હતી. પણ એમણે પોતે એ વિચારને ટેકો ન આપ્યો. ઊલટું એમણે લોકોને એ ચર્ચા ચલાવવાની મનાઈ કરી. એક રીતે એમને દુનિયાનો વૈરાગ્ય આવી ગયો હતો, અને એક ફકીર જેવું જીવન ગુજારી રહ્યા હતા. એમના ચાલ્યા જવાથી હિંદુમુસ્લિમ ઐક્ય અને સમાધાનનો એક બહુ મોટો સ્તંભ ભાગી પડયો. એ બાબતમાં આપણે નિરાધાર થઈ ગયા. ત્યારે મેં સાંભળ્યું હતું કે પટનામાં એક જાહેરસભા મળી હતી અને એમાં એમને નામે કંઈક સ્મારક ઊભું કરવાનું ઠરાવવામાં આવ્યું

હતું. પરંતુ આજે પંદર વરસ વીતી જવા છતાંયે, એ માત્ર ઠરાવના રૂપમાં જ રહેલ છે. હજુ લગી એ સ્મારક બન્યું નથી. એમના સ્મારક તરીકે એક રાષ્ટ્રીય ભવન (નૅશનલ હૉલ) બને એવી મારી ઇચ્છા છે. આ વાત હજુ લગી વિચારની ભૂમિકાથી ભાગ્યે જ આગળ વધી શકી છે. થોડી જમીન લેવાઈ છે, બાજુનાં બે નાનાં મકાનો પણ ઊભાં થઈ ગયાં છે. મોટા હૉલનો નકશો પણ તૈયાર થઈ ગયો છે. પણ હજી હૉલનો પાયો પણ નખાયો નથી. જોઈએ, ઈશ્વર ક્યારે એ કામ પૂરું કરાવે છે!

## ૮૭

## સ્વાતંત્ર્યદિન અને નિમકસત્યાગ્રહ

લાહોર અધિવેશને કૉંગ્રેસનું ધ્યેય પૂર્ણસ્વરાજ ઠરાવ્યું હતું અને સાથે સાથે એને સારુ સત્યાગ્રહ કરવાનો આદેશ પણ આપી દીધો હતો. લગભગ છેલ્લાં બે વરસથી જે નવી જાગૃતિ જણાતી હતી તેનું જ આ પરિણામ હતું. કૉંગ્રેસના એ અધિવેશન પછી થોડા જ દિવસમાં કાર્યવાહક સમિતિએ આખા દેશને ૨૬મી જાન્યુઆરીનો દિવસ સ્વાતંત્ર્યદિન તરીકે પાળવાનો આદેશ આપ્યો. એ વરસે એ દિવસે રવિવાર હતો. એક સરસ, અસરકારક નિવેદન બહાર પાડવામાં આવ્યું. એમાં દેશની હાલત અને સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા હતી. કાર્યવાહક સમિતિનો આદેશ એવો હતો કે બધે સ્થળે વિરાટ સભાઓ ભરીને હાજર રહેલા લોકો પાસે એ નિવેદન વાંચીને પ્રતિજ્ઞા લેવડાવવી. પ્રાંતેપ્રાંતના લોકો પોતપોતાની પ્રાંતિક ભાષામાં એનું ભાષાંતર કરાવીને એવી ગોઠવણ કરે કે લોકો સમજપૂર્વક પ્રતિજ્ઞા લે અને એ વખતે બીજું કશુંયે ભાષણ ન કરવું, ફક્ત પ્રતિજ્ઞા જ લેવડાવવી. એ સભાઓ ત્રીજે પહોરે ભરવી; જ્યાં બની શકે ત્યાં સવારે ધ્વજવંદન કરવું, આટલો જ કાર્યક્રમ આખા દેશમાં રાખવો.

તે દિવસ સુધી હું ઘરમાં આરામ લઈ રહ્યો હતો. પહેલી વાર એ જ દિવસે મેં ઘરની બહાર નીકળવાનું નક્કી કર્યું. આસપાસની કેટલીયે જગ્યાઓએથી લોકોએ મને પોતાને ત્યાં સભામાં આવવાનો આગ્રહ કર્યો. જો સભાઓ એક જ વખતે કરવાની ન હોત તો હું આખા દિવસમાં ઘણી સભાઓમાં હાજરી આપી શકત; પણ એમ કરવાનું નહોતું. એટલે હું મોટરમાં નીકળ્યો. અર્ધા અર્ધા કલાકના અંતરે થનારી બે જગ્યાની સભાઓમાં જવાનું નક્કી કર્યું — એક સભા તો ગામમાં જ થવાની હતી અને બીજી

સીવાન શહેરમાં. ગામની સભા પતાવીને હું સીવાન જતો હતો ત્યાં રસ્તામાં મોટર બગડી ગઈ! હું સીવાન નહીં પહોંચી શકું એમ લાગ્યું. પણ પોલીસવાળાઓએ મહેરબાની કરીને પોતાની ગાડીમાં મને બેસાડ્યો. બરાબર વખતસર હું સીવાન પહોંચી ગયો. અને ત્યાં મોટી સંખ્યામાં ભેગા મળેલા ને એકધ્યાન લોકો પાસે એ પ્રતિજ્ઞા લેવડાવી શક્યો.

આ વખતે દેશમાં ભારે જાગૃતિ જોવામાં આવી. લગભગ બધાં શહેરોમાં અને ઘણાં ગામડાંઓમાં સ્વાતંત્ર્યદિનનો કાર્યક્રમ પાર પાડવામાં આવ્યો. એ શુભ ચિહ્નો ઉપરથી એવું લાગતું હતું કે દેશ જાણે કોઈક મોટું પગલું લેવાની તૈયારીમાં છે. બધે જ સત્યાગ્રહની ચર્ચા ચાલતી હતી. તાજેતરમાં જ બારડોલીમાં સત્યાગ્રહનો વિજય થયો હતો. એને લીધે લોકોમાં ખૂબ ઉત્સાહ આવ્યો હતો. સત્યાગ્રહ ક્યાં, ક્યારે અને કેવી રીતે શરૂ થાય છે તેની લોકો ઉત્સુકતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા. ગાંધીજીનાં લખાણો લોકોમાં નવું ચેતન રેડી રહ્યાં હતાં.

મહાત્મા ગાંધી એ દિવસોમાં સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં રહેતા હતા. ત્યાં કારોબારી સમિતિની બેઠક થઈ. એમાં એમણે સત્યાગ્રહ શરૂ કરવાની વાત કરી. સત્યાગ્રહ માટે દેશ તૈયાર છે કે નહીં એ વિષે ઘણી ચર્ચા થઈ. ઘણાખરા લોકો માનતા હતા કે હજી થોડી વધારે તૈયારી કરવી જોઈએ. પણ મહાત્માજી અને જવાહરલાલજી બહુ જ આતુર હતા. કયો કાયદો તોડવો, તે વિષે પણ ઘણી ચર્ચા થઈ. મીઠાના કાયદાથી જ શરૂઆત કરવામાં આવે એવો દૃઢ અભિપ્રાય ગાંધીજીનો હતો. એમનું કહેવું હતું કે એ કાયદાને લીધે મીઠા ઉપર કર નંખાય છે, ગરીબોને જે મીઠું મફત મળી શકે એમ છે, અથવા ઘણી જ ઓછી કિંમતે મળી શકે એમ છે, એ મોંઘું મળે છે ને તેથી ઘણા ગરીબો પોતાનું આરોગ્ય સાચવવા માટે જરૂરી હોય તેટલા પ્રમાણમાં મીઠું ખાઈ નથી શકતા. મીઠું આપણા ખોરાકમાં બહુ જ જરૂરની વસ્તુ છે, દરિયાકાંઠે ભેગું કરી લેવાથી એ વગર પૈસે મળે છે. બીજાં સ્થળોએ પણ એ માટીમાંથી બનાવી શકાય છે, જ્યાં મીઠાના પહાડો છે ત્યાંયે એ ખોદી કાઢીને વિનામૂલ્યે મેળવી શકાય છે. પણ સરકાર ફક્ત કર લેવાને ખાતર એ ભેગું કરવાની મનાઈ કરે છે. ઈશ્વરે પાણી અને હવાની પેઠે મીઠું મફત મળે એવી ગોઠવણ કરી છે પણ સરકાર એ લેવા નથી દેતી. એટલે ગાંધીજીનું માનવું એવું હતું કે એથી ભૂંડો બીજો કોઈ કર ન હોઈ શકે. એની સામે સત્યાગ્રહ કરવાની વાત ગરીબો સહેલાઈથી સમજી લેશે, દુનિયાના લોકો પણ એ ન્યાયની વાત છે એમ સ્વીકારશે.

મહાત્માજીની કામ કરવાની રીત એવી છે કે તેઓ કોઈક નાનકડી વસ્તુ હાથ ધરીને તેમાથી મોટું પરિણામ લાવવા ઇચ્છે છે. એમનો ખ્યાલ એવો હતો કે જો એક અન્યાયી' કરનો વિરોધ આપણે આવી રીતે કરી શકીશુ તો બીજા બધા કરોને આપણે આપણા અંકુશમાં આણી શકીશુ એ રીતે જ્યારે એમણે પંજાબના હત્યાકાંડ અને ખિલાફત માટે ન્યાય મેળવવા ઉપર ભાર મૂક્યો હતો ત્યારે પણ તેઓ એમ જ માનતા હતા કે આપણામાં જો એ બંને વસ્તુ માટે ન્યાય મેળવવાની શક્તિ આવી જશે તો એ શક્તિ આપણને બીજા અનેક જાતના અન્યાયો ટાળવાનુ બળ આપશે એ જ પ્રમાણે તેઓ માનતા હતા કે આપણે મીઠાનો કાયદો તોડીને આપણી મરજી પ્રમાણે સરકારની પાસે કામ કરાવી શકવાની શક્તિ મેળવી લઈશુ.

આ બધી વાત અમારે બધાને ગળે બરાબર ઊતરતી નહોતી. અમારી સામે અનેક મુશ્કેલીઓ હતી. અમારામાના ઘણાને એ સમજાતુ નહોતું કે સરકાર ઉપર દબાણ લાવ્યા વિના આપણે એને કેવી રીતે નમાવી શકીશુ. વળી, એથીયે મોટી મુશ્કેલી એ લાગતી હતી કે મીઠાનો કાયદો આપણે તોડીશુ શી રીતે? દરિયાકાઠે રહેનારા તો દરિયાકાઠે જઈને સરકારી હુકમ વિરુદ્ધ મીઠું મેળું કરીને કે દરિયાનુ પાણી ઉકાળીને કાયદો તોડી શકે; પણ હિંદુસ્તાનની મોટા ભાગની વસ્તી, જે દરિયાકાંઠે રહેતી નથી એ કઈ રીતે કાયદો તોડશે? એટલું ખરુ કે ઘણી જગ્યાએ, ખાસ કરીને બિહારમા અને યુક્ત પ્રાંતમાં માટીમાંથી મીઠું બનાવવામા આવતું હતું નોનિયા નામની એક જાતિના લોક તો એ જ ધંધો કરતા હતા. પણ જ્યારથી દેશી કે વિલાયતી મીઠું દરિયાકિનારેથી કે ખાણમાંથી બધી જગ્યાએ પહોંચવા લાગ્યુ ત્યારથી એમનો ધંધો પડી ભાગ્યો છે. ત્યાં જો સરકારી હુકમ વિરુદ્ધ મીઠું બનાવવામાં આવે તો કાયદાભંગ થઈ શકે, પણ એવી રીતે મીઠું બનાવવામા સાધારણ માણસોને કશો ઉત્સાહ આવશે ખરો? ભણેલા ગણેલાઓ આ વાતમાં રસ લેશે ખરા? આ કામ તો ફક્ત નોનિયા લોકો જ સફળતાપૂર્વક કરી શકે. પણ તેઓ ગરીબ અને અભણ છે. એમની પાસે આવી આશા રાખવી ઠીક નથી લાગતી. એમને ઉશ્કેરીને એમની પાસે કાયદો તોડાવવો એ પણ કંઈ ન્યાયની વાત નથી લાગતી. ગાંધીજીને આ બધી વાત કહેવામાં આવી, પણ એમનો નિશ્ચય અડગ હતો. તેમણે કહ્યું કે, મીઠાનો કાયદો જ તોડવો જોઈએ, એમાં લોકો ઉત્સાહથી ભાગ લેશે અને એ જ વસ્તુ આખા દેશમા ચાલી શકશે.

મને પણ આ કાર્યક્રમની સફળતા વિષે સારી પેઠે શંકા હતી. મેં એમને જણાવ્યું કે બિહારમાં બધા લોકોને ચોકીદારી કર આપવો પડે છે. ગરીબ લોકોને એના પ્રત્યે ઘણો અસંતોષ છે. એ વસૂલ કરવામાં ગરીબ લોકો ઉપર સારી પેઠે સખ્તાઈ કરવામાં આવે છે. એ કરની બાકી રહેલી રકમને માટે એમનાં વાસણકૂસણ પણ જપ્ત કરીને હરાજ કરવામાં આવે છે. મેં કહ્યું કે બિહારમાં એ કર બંધ કરવાનું સહેલું પડશે. લોકો બહુ જલદી અને ખુશીથી એ કર આપવાનું બંધ કરી દેશે. એટલે બિહારને સારુ ચોકીદારી કર બંધ કરવાની રજા મળવી જોઈએ. મહાત્માજીએ કહ્યું કે જો તમે એ કરથી આરંભ કરશો તો થોડા જ વખતમાં હારી જશો; પહેલાં મીઠાનો કાયદો તોડીને જ કાર્યનો આરંભ કરો, ત્યાર પછી લોકોમાં પૂરતો ઉત્સાહ આવી જાય તો કરબંધીનો વિચાર કરજો. મેં એ વાત સાંભળી તો ખરી પણ મારા મનમાં એ વસી નહીં. મને થતું હતું કે આ સીધો રસ્તો છોડીને મીઠાના કાયદાના ચકરાવામાં પડવાની શી જરૂર? પણ આવી બાબતોમાં ગાંધીજીના અનુભવ પર મને શ્રદ્ધા હતી. મને વિશ્વાસ બેસી ગયો હતો કે આપણા કરતાં ભાવિમાં તેમની દૃષ્ટિ વધારે પહોંચે છે, એટલે થોડા વખતથી મેં એવી રીત અખત્યાર કરી હતી કે મારા પોતાના વિચાર એમની આગળ મૂકી દેવા અને જો તેઓ એ મંજૂર રાખે તો ઠીક નહીં તો પછી એમની સલાહ પ્રમાણે ચાલવું. છેવટે મને અનુભવ થતો કે એમનો અભિપ્રાય જ સાચો હતો. આ વખતે પણ મેં નક્કી કરી લીધું કે બિહારમાં પણ મીઠાનો કાયદો જ તોડવો, જોકે હજી સુધી હું એ વસ્તુ પૂરેપૂરી સમજી શક્યો નહોતો.

# દાંડીકૂચ અને બિહારમાં જવાહરલાલનો પ્રવાસ

કારોબારી સમિતિની બેઠક પછી ગાધીજીએ આશ્રમમાથી સત્યાગ્રહ કરવા નીકળવાની તારીખ નક્કી કરી, ને એક માસ સુધી પગપાળા પ્રવાસ કરીને સુરત જિલ્લાના દાડી ગામે દરિયાકિનારે પહોચીને ત્યા મીઠાનો કાયદો તોડવાનો નિર્ણય કર્યો. એ નિર્ણયની મજૂરી માટે મહાસમિતિની બેઠક સાબરમતીમા બોલાવવામા આવી. એ બેઠક ભરાઈ, પણ તે પહેલા જ મહાત્માજી દાડીયાત્રાને સારુ નીકળી પડ્યા હતા એટલે મહાસમિતિએ કારોબારી સમિતિનો ઠરાવ મજૂર રાખ્યો

દાડીયાત્રા, જે એક રીતે સત્યાગ્રહની શરૂઆત હતી, એ શરૂ કરતા પહેલા ગાધીજીએ પોતાના નિયમ પ્રમાણે વાઈસરૉયને એક કાગળ લખી મોકલ્યો તેમા એમણે બધી વાત જણાવી, સત્યાગ્રહના આરભની વાત પણ અદર લખી. એ કાગળ એમણે તે વખતે સાબરમતી આશ્રમમા રહેતા મિ રૅનોલ્ડ્ઝ નામના એક અગ્રેજ સજ્જન મારફતે હાથોહાથ મોકલ્યો. પણ પહેલેથી જ ધારેલુ તેમ કશો સતોષકારક જવાબ આવ્યો નહીં કૂચ શરૂ કરતી વખતે મહાત્માજીએ બધી મહાસભા સમિતિઓને તથા મહાસભાવાદીઓને જણાવી દીધુ કે હુ આદેશ ન આપુ ત્યા સુધી કોઈએ સત્યાગ્રહ કરવો નહીં, અને સરકારી હુકમો કડવા લાગે તોપણ એ હુકમો માનવા જોઈએ

ગાધીજીનો ઇરાદો છઠ્ઠી એપ્રિલે દાડી પહોચી જઈને તે જ દિવસે સૌ પહેલા સત્યાગ્રહ કરવાનો હતો. સત્યાગ્રહ આશ્રમના એશી એકયાશી માણસોને એમણે એ કૂચમા પોતાની જોડે લીધા હતા. કાર્યક્રમ એવો રાખ્યો હતો કે રોજ સવારે કેટલાક માઈલ ચાલીને બપોરે નક્કી કરેલી જગ્યાએ પહોચી જવુ, ત્યા નહાવુ, જમવુ અને આરામ લેવો વળી નમતે પહોરે નીકળીને સાજ પડ્યે આગળને મુકામે પહોચી જવુ ને રાત્રે ત્યા રહેવુ ફરી પાછા બીજે દિવસે સવારે એનો એ જ ક્રમ શરૂ થતો. એ પ્રવાસ આશરે એક મહિનો ચાલ્યો વચ્ચે અનેક ગામડા અને શહેરો આવ્યા લગભગ દોઢસો માઈલની એ કૂચ હતી રોજ લગભગ બારથી તેર માઈલ ચાલવુ પડતું હતું જે દિવસે ગાધીજી સાબરમતીથી નીકળ્યા તે દિવસે આશ્રમમા આખી રાત બહુ જ ભીડ જામેલી રહી સવારે હજારો

માણસોના જયજયકાર વચ્ચે ગાંધીજી અને એમના સાથીઓ નીકળ્યા. એ બધાની પાસે થેલીઓમાં પોતાનો જરૂરી સામાન હતો. ઘણો જ ઉત્સાહ હતો. જાણે આખું અમદાવાદ અને આજુબાજુના ઇલાકાના લોક ત્યાં ઊભરાઈ રહ્યા હોય એમ જણાતું હતું.

ગાંધીજીએ એ પણ જાહેર કરી દીધું હતું કે સ્વરાજ્ય મળ્યા વિના હું હવે ફરીને સાબરમતી આશ્રમમાં પાછો આવવાનો નથી. કૂચનો પૂરેપૂરો હેવાલ છાપાંઓમાં છપાતો હતો. આખા દેશ પર એની જાદૂઈ અસર થતી ગઈ. બધી જગ્યાએ લોકો બહુ જ આતુરતાપૂર્વક છઠ્ઠી એપ્રિલની રાહ જોઈ રહ્યા હતા; પોતાને પણ સત્યાગ્રહ કરવાની રૂડી તક મળે એવી તેમને હોંશ હતી. કૉંગ્રેસવાળાઓ હાથ જોડીને બેઠા નહોતા. તેઓ પણ ઘણા ઉત્સાહથી ચારે તરફ પ્રચાર કરવા લાગી ગયા હતા. ગાંધીજી આગળ વધતા ગયા તેમતેમ દેશનો ઉત્સાહ પણ વધતો ગયો. સરદાર વલ્લભભાઈ પટેલ કૂચ શરૂ થતાં પહેલાં જ પકડાઈ ગયા હતા. એટલે તેઓ કૂચમાં કે એ પછી શરૂ થયેલા સત્યાગ્રહમાં ભાગ ન લઈ શક્યા.

એ દરમિયાન અમદાવાદમાં અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠક થઈ. ત્યાંથી પંડિત મોતીલાલ નેહરુ અને પંડિત જવાહરલાલ વગેરેની સાથે અમે કેટલાક જંબુસર સુધી ગયા. ત્યાં ગાંધીજી સાથે અમારી મુલાકાત થઈ. અમે બધા પણ એમની સાથે સાથે કેટલેક લગી ચાલ્યા. પછી અમે સૌ પોતપોતાને સ્થળે પાછા આવ્યા. મેં બિહારમાં આવીને બધી જગ્યાના લોકોને ખબર આપી દીધો કે ગાંધીજીનો હુકમ ન આવે ત્યાં સુધી કોઈ સત્યાગ્રહ ન કરે. પંડિત જવાહરલાલજીને બિહારમાં ચારપાંચ દિવસની મુસાફરી કરવાનો મેં આગ્રહ કર્યો. તેઓએ ખુશીથી એ સ્વીકાર્યો. અમે ઇચ્છતા હતા કે, જે થોડોક સમય હાથમાં છે એટલામાં વધુમાં વધુ સ્થળોએ સભાઓ ભરાય અને વધારેમાં વધારે માણસોને એમનાં તેજસ્વી ભાષણો સાંભળવાની તક મળે. એટલે પહેલેથી જ કાર્યક્રમ ઘડી કાઢવામાં આવ્યો. જ્યાં જ્યાં સભા થવાની હતી ત્યાં ત્યાં બરાબર વખતસર ભેગા મળવાનું ને રાહ જોવાનું લોકોને કહેવામાં આવ્યું. મને યાદ નથી રહ્યું કે તેઓ કઈ કઈ જગ્યાએ અને કયા કયા જિલ્લામાં ગયેલા, પણ મેં કાર્યક્રમ એવો ગોઠવ્યો હતો કે સભાઓમાં એમનો ઓછામાં ઓછો વખત જાય. અમારી સાથે ત્રણ મોટરો હતી. પહેલી મોટરમાં કેટલાક એવા ભાઈઓ હતા જેઓ આગળ જઈને સભામાં રાષ્ટ્રીય ગીતો ગાઈને સભામાં શાંતિ સ્થાપતા. જેવા સૌ પોતપોતાની જગ્યાએ બેસી જતા તેવો જ હું બીજી મોટરમાં ત્યાં પહોંચી જતો. ત્રીજી મોટરમાં જવાહરલાલજી

આવી પહોંચે ત્યાં લગીમાં મારે જે કહેવાનું હોય એ હું કહી દેતો. હું પહોંચતો કે પહેલી મોટર આગળ ચાલતી થતી. પંડિતજી આવી પહોંચે એટલે હું બીજી મોટરમાં આગળની સભાને સારુ રવાના થઈ જતો. આ મુજબ કોઈનેયે બીજા કોઈના ભાષણને માટે રાહ જોવી પડતી નહોતી. સભામાં ગયા પછી લોકોને શાંત કરવામાં અને એમના ઉત્સાહને કાબૂમાં આણવામાં જે વખત જાય છે એ પણ ત્યાં બગડતો નહોતો; કારણ કે એ કામ તો પહેલેથી જ થઈ જતું. પંડિતજીનો એ પ્રવાસ ઘણો જ સફળ નીવડ્યો. એથી આખા પ્રાંતમાં જ્યાં પંડિતજી પહોંચી ન શક્યા ત્યાંયે ખૂબ ઉત્સાહ આવી ગયો.

## ૮૯

## બિહારમાં નિમકસત્યાગ્રહ

જવાહરલાલજીની યાત્રાનો છેલ્લો દિવસ હતો. તેઓ પ્રયાગ ચાલ્યા જવાના હતા. મને યાદ છે તે મુજબ એ છેલ્લી સભા છપરા જિલ્લાના મહારાજગંજ કસબામાં સાંજે થઈ હતી. ત્યાં તારથી કે છાપાં મારફતે ખબર મળી કે છઠ્ઠી એપ્રિલથી સૌ પોતપોતાની જગ્યાએ સત્યાગ્રહની શરૂઆત કરી શકે છે, ગાંધીજીનો એ જ આદેશ છે. એ સમાચારે અમારા કાર્યક્રમને એક રીતે ગરબડમાં નાખ્યો. અમે હજુ નક્કી નહોતું કર્યું કે કોણ ક્યાં આગળથી સત્યાગ્રહની શરૂઆત કરશે. બધી જગ્યાએ રાતોરાત ખબર આપી દેવામાં આવ્યા. ચંપારણના લોકોએ વિચારી રાખ્યું હતું કે વિપિનબાબુ મોતીહારીથી પગે ચાલીને સાતઆઠ દિવસની કૂચ પછી બેગાપટ્ટી પાસે પહોંચીને ત્યાં સત્યાગ્રહની શરૂઆત કરશે. એમણે છઠ્ઠી એપ્રિલે કૂચ શરૂ કરી દીધી. મુજફ્ફરપુર જિલ્લામાં પણ એમ જ બન્યું. બેચાર દિવસ જતાં તો બધે મીઠાનો કાયદો તૂટવા લાગ્યો. વિપિનબાબુએ મીઠું બનાવ્યું તે દહાડે હું ત્યાં જઈ પહોંચ્યો. પણ હું ત્યાં પહોંચું તે પહેલાં તેઓ પકડાઈ ગયા હતા. મૅજિસ્ટ્રેટે ત્યાં એક બગીચામાં પોતાની કચેરી ઊભી કરી દીધી અને ઝપાટાબંધ કેસ જોઈ જઈને એમને સજા કરી દીધી. મોટરમાં જતી વખતે રસ્તામાં જ્યાં જ્યાં સત્યાગ્રહી કૂચના જાત્રાળુઓએ પડાવ નાખેલા એ બધાં સ્થળો હું જોતો ગયો. મારી એ મુસાફરીમાં લંબાઈને હિસાબે લગભગ અર્ધો જિલ્લા જેટલો ભાગ આવી ગયો હતો.

આખે રસ્તે શરૂથી છેવટ સુધી લોકોએ અભિષેકના કમાનો અને તોરણો તથા ધજાઓ વગેરે સજાવ્યાં હતાં. લોકોમાં અપૂર્વ ઉત્સાહ ઊભરાતો હતો. અને જ્યાં કાયદો તોડવામાં આવ્યો હતો ત્યાં આગળ તો ઉત્સાહને સીમા જ નહોતી.

આ મૅજિસ્ટ્રેટ ૧૯૨૧ની સાલમાં પટનાની કૉલેજમાંથી અસહકાર કરીને અમારા રાષ્ટ્રીય મહાવિદ્યાલયમાં કેટલોક વખત રહેલા. પાછળથી એમના કુટુંબના દબાણને લઈને તેઓ પાછા ચાલ્યા ગયા હતા. ભણવામાં તેઓ હોશિયાર હતા. ફરી પાછી કૉલેજની પરીક્ષાઓ પસાર કરીને તેઓ તરત જ ડેપ્યુટી મૅજિસ્ટ્રેટ બની ગયા હતા. આઠદસ વરસ નોકરી કર્યાં બાદ તેઓ આ હોદ્દે પહોંચ્યા હતા. મેં જોયું કે કેસ ચાલ્યો ત્યાં સુધી એમણે એકે વાર માથું ઊંચકીને સામું જોયું નહીં. નીચું માથું રાખીને જે કંઈ લખવાનું હતું એ લખ્યું અને તે જ રીતે ચુકાદો આપ્યો. ત્યાંથી વિપિનબાબુને મોતીહારીની જેલમાં લઈ આવ્યા.

હું પણ મારી ગાડીમાં મોતીહારી સુધી આવીને પટના કે બીજી કોઈ જગ્યાએ જવાને રવાના થયો. પેલી બાજુ ગાંધીજીએ મીઠું ભેગું કર્યું પણ સરકારે એમને પકડ્યા નહીં. આખા દેશમાં અસંખ્ય જગ્યાએ લોકો મીઠું બનાવવા લાગ્યા. પકડાપકડી, થવા માંડી. મારે સારુ મેં બધા જિલ્લાઓમાં ફરીને લોકોને ઉત્તેજન આપવાનો કાર્યક્રમ દોર્યો હતો. એક કે બે દિવસમાં આખા જિલ્લામાં ફરી વળતો હતો. જ્યાં જ્યાં મીઠું બન્યું હોય કે બનાવવાની તૈયારી હોય ત્યાં જઈને સત્યાગ્રહીઓને મળી લેતો. બની શકે ત્યાં જાહેર સભાઓ પણ ભરતો હતો.

બેચાર દિવસ બાદ હું સ્ટીમરમાં મધરાતે પટના પહોંચ્યો. ત્યાં ગંગાઘાટ ઉપર લોકોએ મને વાત કરી કે પટનામાં આજે જ સત્યાગ્રહ શરૂ કરી દેવામાં આવ્યો છે. એનું સ્વરૂપ એ હતું કે કેટલાક સત્યાગ્રહીઓ બાકરગંજ મહોલ્લેથી નીકળી ઝંડા સાથે શહેરમાં જઈ રહ્યા હતા અને ત્યાં તેઓ મીઠું બનાવવાના હતા. તેઓ સુલતાનગંજ થાણાની સામે પહોંચ્યા ત્યારે પોલીસે તેમને અટકાવ્યા. હજુ લગી એમનો ગુનો એટલો જ હતો કે તે પાંચસાત જણા હાથમાં ધ્વજ લઈને સરઘસના રૂપમાં સડક ઉપરથી પસાર થતા હતા. પોલીસે એમને પકડ્યા નહીં પણ આગળ જતા રોક્યા. તેઓ આખો દિવસ ત્યાં જ ઊભા રહ્યા, રાત્રે પણ તેઓ ત્યાં સડક ઉપર જ સૂઈ ગયા.

હું પરબારો એ જગ્યાએ ગયો. મેં જોયું કે સિપાઈઓ રસ્તો રોકીને ઊભા છે અને સત્યાગ્રહીઓ સડકની અધવચ આનંદથી સૂઈ રહ્યા છે.

એમને સુવા માટે મહોલ્લાના માણસોએ પથારીઓ પણ આપી હતી. વખતસર એમને જમાડયાયે હતા. હું ગયો એટલે તેઓ ઊઠયા. બહુ જ પ્રેમપૂર્વક તેઓ મને મળ્યા. રાત્રે તો કંઈ થવાનું નહોતું એટલે હું સદાકત આશ્રમ ચાલ્યો ગયો. બીજે દિવસે વહેલી પરોઢે હું વળી પાછો એ સ્થળે પહોંચ્યો. હું તો આખા પ્રાંતમાં ફરતો હતો અને આશ્રમમાં બેઠાં બેઠાં શ્રી બ્રિજકિશોરબાબુ જરૂર પ્રમાણે બધી જગ્યાએ સૂચનાઓ તથા મદદ પહોંચાડતા હતા. આ વખતે હજુ લગી કોંગ્રેસ સમિતિને ગેરકાયદેસર જાહેર કરવામાં આવી નહોતી અને સદાકત આશ્રમ પણ જપ્ત કરવામાં આવ્યો નહોતો; એટલે ત્યા બેઉ કામ ચાલવાં કર્યું. પકડાપકડી પણ માત્ર જે મીઠું બનાવતા તેમની જ થતી.

બીજે દિવસે સવારે ત્યાં ઘણી પોલીસ હતી. ઘોડેસવાર પણ હતા. ત્યાં પહોંચીને મેં સાંભળ્યું કે થાણાની અંદર ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ અને પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ પણ હાજર છે. આ બાજુ લોકો પણ ટોળે વળતા ગયા. મે માન્યું કે કાં તો સત્યાગ્રહીઓને પકડી લેવામાં આવશે કાં મારીકૂટીને એમને છોડી મૂકવામાં આવશે. એક માણસે આવીને મને કહ્યું કે ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ મને થાણામાં બોલાવે છે. હું ત્યાં ગયો. એમણે મને કહ્યુ કે સત્યાગ્રહીઓને ત્યાથી ખસેડી લો નહીં તો મારે પગલાં લેવાં પડશે. મેં એમને જણાવ્યું કે સ્વયંસેવકોને તમે પકડી શકો છો. એમણે કહ્યું કે અમે લોકોના ટોળાને પણ વિખેરી નાખીશું અને એમ કરવા જતાં સખત પગલાં લેવાની જરૂર પણ પડે. મેં સ્વયંસેવકોને ખસેડી લેવાની ચોખ્ખી ના પાડી. એટલે એમણે મને કહ્યું કે, એની જવાબદારી તમારી ગણાશે, અને અમે ઘટતાં પગલાં લઈશું. મે માન્યું કે સંભવ છે કે તેઓ લાઠી કે ગોળી પણ ચલાવે. એટલે મને બીજા સાથીઓની સલાહ લેવાની જરૂર જણાઈ. મેં એમને એ વાત કરી, એટલે એમણે મને એને વાસ્તે અર્ધો કલાકનો વખત આપવા કહ્યુ. મેં ચાલવા માંડ્યું, ત્યારે એમણે પોતાની ઘડિયાળ કાઢી અને મને મારી ઘડિયાળ એમની ઘડિયાળ સાથે મેળવી લેવા કહ્યુ. મને એ ખરાબ લાગ્યું. મેં એમને કહી દીધું કે મને એની કશી જરૂર નથી દેખાતી, તમે તમારી ઘડિયાળમાં જોતા રહો. મેં એમ પણ કહી દીધુ કે અર્ધો કલાકની અંદર જો તમને સંતોષ આપે એવો જવાબ હુ ન આપુ તો તમને જેમ ઠીક લાગે તેમ કરજો. હુ સીધો મોટરમાં સદાકત આશ્રમ ગયો. બધાનો મત પડયો કે આપણે કશું કરી શકીએ તેમ નથી, મૅજિસ્ટ્રેટ મરજીમાં આવે તેમ કરે. તરત જ ટેલિફોનથી મેં સુલતાનગંજ થાણામાં એ પ્રમાણે જવાબ આપી દીધો. હવે

ત્યાં કંઈક ને કંઈક બનશે એમ માનીને જલદીથી મોટરમાં હું ત્યાં જવાને રવાના થઈ ગયો.

રસ્તામાં બાકરગંજમાં મેં મેજિસ્ટ્રેટને સુલતાનગંજ થાણેથી પાછા વળતા જોયા. એમણેયે મને જોયો. મલકાતા મલકાતા એ આગળ ચાલ્યા ગયા. મેં માન્યું કે ત્યાં કંઈક પગલું લઈને એ પાછા વળી રહ્યા છે. ત્યાં પહોંચ્યો ત્યારે ખબર પડી કે એમણે પહેલાં સત્યાગ્રહીઓને પાછા ચાલ્યા જવાનો હુકમ આપ્યો. તેઓ ખસ્યા નહીં એટલે એમણે થોડેક છેટે ઊભેલા ઘોડેસવારોને ઘોડા દોડાવી મૂકવાનો હુકમ આપી દીધો. જ્યારે ઘોડા ચાલ્યા ત્યારે છોકરાઓ સડક ઉપર લાંબા થઈને સૂઈ ગયા. અને એ રીતે એમણે રસ્તો રોકી લીધો. ઘોડાઓ ત્યાં સુધી દોડતા આવ્યા પણ ત્યાં એમની પાસે આવીને અટકી ગયા. એટલે પછી એ છોકરાઓને ઊંચકી ઊંચકીને મોટરખટારામાં ખડકવામાં આવ્યા. આમ તેમની ધરપકડ કરીને તેમને ત્યાંથી ખસેડ્યા.

હવે અમે નક્કી કર્યું કે પાંચ પાંચ સત્યાગ્રહીઓ સરઘસના રૂપમાં ત્યાં જાય. એક ટુકડી પકડાઈ જાય એટલે બીજી ઊપડે. રાતદિવસ એ જ પ્રમાણે ચાલતું રહે. એપ્રિલ મહિનો અર્ધો ઉપરાંત વીતી ગયો હતો. ગરમી સારી પેઠે પડતી હતી અમારા સત્યાગ્રહીઓને પણ તડકો લાગતો હતો અને પોલીસવાળા તો રાતદહાડો ઊભા રહેતા હતા. એક બે દિવસ સુધી આ પ્રમાણે ચાલ્યુ. ત્યાર પછી મેં એ પદ્ધતિમાં થોડો ફેરફાર કર્યો. રાતદહાડો પકડાવાની રાહ જોતા રહેવાને બદલે ' વખત નક્કી કરી આપ્યો. રાતદિવસ મળીને ચાર કે પાંચ જથાઓ ઠરાવેલે વખતે જતા. શરૂઆતમાં તો તેઓને પકડી લેવામાં આવતા, પણ પાછળથી જ્યારે પ્રેક્ષકોની ભીડ વધવા લાગી ત્યારે ઘોડેસવારો ઘોડા દોડાવતા અને લોકોને ડંડા મારતા. આ ધક્કાધક્કીમાં સત્યાગ્રહીઓ તો ક્યારેક પકડાતા અને ક્યારેક નયે પકડાતા, પણ લોકો ઉપર ખૂબ ડંડા પડતા. વિશેષે કરીને સવારે કે નમતે પહોરે જ્યારે ટુકડી પહોંચતી ત્યારે એ પ્રમાણે બનતું હતું. પોલીસવાળા મને કદાચ ઓળખતા હતા એટલે મને કદી માર પડ્યો નહીં. પણ પ્રોફેસર અબ્દુલ બારીને બહુ જ માર પડ્યો હતો

ઘણા દિવસ સુધી આવું ચાલ્યુ. રોજેરોજ ભીડ વધતી ગઈ મોરચાનું સ્થળ સુલતાનગંજ થાણેથી પશ્ચિમ તરફ ખસતા ખસતા પટના કૉલેજની સામે આવી ગયુ. આપણા માણસો અને આમજનતા પણ પૂરેપૂરી શાંતિ સાચવી રાખતા. જે કંઈ મારપીટ થતી એ પોલીસો તરફથી જ થતી. એક દિવસ એવુ બન્યુ કે સૈયદ હસન ઇમામનાં પત્ની

ક્યાંકથી આવતાં હતાં. તેમણે પોલીસને મારપીટ કરતા જોયા. કેટલાયે માણસોનાં માથાં ફૂટયાં હતાં. એમના દિલ ઉપર એની ભારે અસર થઈ. એમણે જઈને હસન ઇમામને કહ્યું કે બહુ જ ખુનામરકી થવાની સંભાવના છે. એ વખત સુધી હું નહોતો જાણતો કે હસન ઇમામ સાહેબ આ વાતમાં કશો રસ લે છે. આ બાબતમાં હું એમને મળ્યો ન હતો અને એમની જોડે કંઈ વાત કરવાની તક પણ મને મળી નહોતી. પોતાનાં પત્નીની વાત સાંભળીને એમણે તરત મને ટેલિફોન કરીને બોલાવ્યો. મેં બધી વાત વિગતવાર કહી સંભળાવી. તેઓ બહુ જ ભાવિક ગૃહસ્થ હતા. બધી વાત સાંભળીને એમને પણ ક્રોધ ચડી આવ્યો. તેઓ આવેશમાં આવી ગયા. એમણે કહ્યું કે હું પૂરી મદદ કરીશ. એમનો એ ઉત્સાહ વધતો ગયો. એ બાબત હું આગળ ઉપર જણાવીશ.

આ દરમ્યાન ઈસ્ટરની રજાઓ આવી. હું આ સત્યાગ્રહને ધર્મયુદ્ધ માનતો હતો. મેં વિચાર્યું કે જો આ ધાર્મિક બાબત હોય તો આને લીધે કોઈને પોતાનો ધર્મ પાળવામાં અડચણ ન પડવી જોઈએ. મેં ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટને એક કાગળ લખ્યો કે પોલીસ અમલદારોમાં કેટલાક ખ્રિસ્તીઓ પણ છે. તેઓ ઈસ્ટર વખતે કેટલીક ધાર્મિક વિધિ કરતા હશે, એટલે સોમવારે સત્યાગ્રહીઓની ટુકડી નહીં મોકલવામાં આવે અને મંગળવારથી ફરી પાછી નિયમસર ટુકડીઓ જવા માંડશે. શુક્રવારે બપોરે પણ જે ટુકડી જવાને સારુ નક્કી થયેલી તેને મોકલવાનું બંધ રાખ્યું; કારણ કે ઘોડેસવારોમાં મોટા ભાગના મુસલમાનો હતા. મેં આ કાગળ સાચા અંતરથી લખ્યો હતો. કાગળ વાંચીને ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટે મને ટેલિફોનથી પૂછ્યુ કે શું તમે લખ્યું છે એ ખરેખર ધાર્મિક ભાવનાથી જ લખ્યું છે? મેં કહી દીધું કે ખરેખર સાચા દિલથી જ લખ્યું છે. એ ઉપરથી એમણે કહ્યું કે તમે મને મળો, હું આ ઝઘડો કેમ પતાવી શકાય એ બાબત વિચાર કરવા માગું છું.

બીજે જ દિવસે સોમવારે હું એમને મળ્યો. લાંબા વખત સુધી વાતો ચાલી. મેં કહ્યું કે આ ઝઘડો સાવ નજીવો છે. પાંચ માણસનું સરઘસ સડક ઉપર થઈને જવા માગે છે. એમાં કાયદા વિરુદ્ધની કંઈ પણ વાત નથી. સરઘસને પસાર થઈ જવા દો. એને અટકાવો નહીં એટલે આખો ઝઘડો પતી જશે. એ ટુકડી મીઠું બનાવીને કાયદો તોડે ત્યારે એને પકડવામાં આવે, અને જે કાયદેસરની સજા હોય એ આપવામાં આવે. એમણે બીજી સડક ઉપરથી સરઘસ લઈ જવાની વાત કરી. હું એ માટે તૈયાર ન થયો. આટલે સુધી વાત આવીને અટકી ગઈ. બીજે દિવસે

સવારે જે ટુકડી ગઈ એને પકડી લેવામાં આવી. પકડાઈ ગયા પછી ટોળે વળેલા લોકો આપમેળે ચાલ્યા ગયા. મારપીટ સુધી વાત આવી જ નહીં. વળી પોલીસોની સંખ્યા પણ બહુ જ ઓછી જણાઈ. અને ઘોડેસવારો તો હતા જ નહીં. પોલીસના એસિસ્ટંટ સુપિરન્ટેન્ડેન્ટે પકડવાનું કામ કર્યું. સત્યાગ્રહીઓને તરત જ કચેરીમાં રજૂ કરવામાં આવ્યા. એમનો કેસ ચાલતો હતો એટલામાં જ બીજી ટુકડીને આવવાનો વખત થઈ ગયો. એ ટુકડી રસ્તેથી સીધી પસાર થઈ ગઈ. એને કોઈએ રોકી નહીં. અમે બધા કચેરીમાં હતા ત્યાં જ આ ખબર મળ્યા. પેલા સત્યાગ્રહીઓને પણ કોરટ ઊઠતાં સુધીની કેદની સજા થઈ. ચુકાદો આપીને અમલદારો ચાલતા થયા. અમારી અને સૌ સત્યાગ્રહીઓની સાથે તેઓ પણ ત્યાંથી બહાર નીકળ્યા. હવે એટલું સ્પષ્ટ થઈ ગયું કે પોલીસ સત્યાગ્રહી ટુકડીને નહીં અટકાવે. સાંજે પણ ટુકડી ગઈ પણ કશી અટકાયત ન થઈ. એ પછી ટુકડી મોકલવાનું બંધ કરવામાં આવ્યું. પણ મીઠું બનાવવાનું કામ ચાલુ રહ્યું એટલે લોકો પકડાતા રહ્યા. પટના શહેરમાં પણ પકડાપકડી ચાલતી રહી.

## ૯૦

## નિમકસત્યાગ્રહ પછી

બીજી બાજુ, થોડા દહાડા પછી ગાંધીજી પકડાઈ ગયા. ધારાસણામાં જ્યાં મીઠાના સરકારી અગર છે ત્યાં સત્યાગ્રહીઓ ધાડ લઈ જવા લાગ્યા. ત્યાં મેદાનમાં ઢગલાબંધ મીઠું પડ્યું રહે છે. સ્વયંસેવકો તે મીઠું લૂંટવા નહોતા જતા પણ સરકારી હુકમનો ભંગ કરીને એ સ્થળે પહોંચવા માગતા હતા એટલે ત્યાં તેમને લાઠીમારથી ખૂબ જ ઝૂડવામાં આવતા. પહેલાં ગાંધીજી, ત્યાર પછી શ્રી અબ્બાસ તૈયબજી અને શ્રીમતી સરોજિની નાયડુએ સ્વયંસેવકોની દોરવણી કરી. તેઓ એક પછી એક પકડાતાં ગયાં. ત્યાં સ્વયંસેવકોને નિર્દયતાથી માર પડતો, લાઠીઓના મારથી તેઓ બેભાન બનતા, બેભાન અવસ્થામાં એમને જમીન ઉપર ઘસડતા લઈ જઈ ઝાંખરાંની અંદર નાખી દેતા, અને ત્યાંથી કોંગ્રેસનાં સ્વયંસેવકો તેમને ખાટલાઓમાં ઉપાડી કોંગ્રેસની ઇસ્પિતાલોમાં પહોંચાડતા. આ રોમાંચક ખબરો છાપામાં આવતી. એથી કરીને લોકોનો ઉત્સાહ વધતો જતો, ઘટતો નહોતો. ત્યાં જઈને ખૂબ માર ખાવાનો છે એવું જાણતા છતાં રોજેરોજ ત્યાં સેંકડો માણસો જતા હતા. ચોમાસું બેઠું અને ત્યાં આવવું જવું અશક્ય થઈ પડ્યું ત્યાં લગી આ બધું સતત ચાલતું રહ્યું.

બિહાર પ્રાંતમાં દરિયાકિનારો તો નહોતો પણ બધી જગ્યાએ થોડીઘણી ખારી માટી મળી આવતી હતી. એવી માટી ભેગી કરી તેને પલાળીને પાણી નિતારી લેવામાં આવતું. પછી તે પાણી વાસણમાં ઉકાળીને બાળી મૂકવાથી નીચે મીઠા જેવી વસ્તુ રહેતી. મેં પોતે ક્યાંયે મીઠું બનાવ્યું નહોતું. પણ જ્યાં જતો ત્યાં હું એ રીતે બનાવેલું મીઠું સભાઓમાં વેચતો કે એની હરાજી કરતો. એથી ખરચ સારુ થોડા પૈસા પણ મળી જતા અને જાહેરમાં કાયદાભંગ પણ થતો; કારણ કે કર આપ્યા વિના મીઠું વેચવું એ મીઠું બનાવવા જેટલો જ ગુનો છે. છતાં હું ઘણા દહાડા લગી પકડાયો નહીં.

પંડિત જવાહરલાલ શરૂઆતમાં જ પકડાઈ ગયા હતા. એમની જગ્યાએ પંડિત મોતીલાલજીએ કામ કરવા માંડ્યું. તેઓને પણ જૂનની આખર સુધી પકડવામાં ન આવ્યા. મને પણ કારોબારી સમિતિનો સભ્ય બનાવવામાં આવ્યો હતો. એ અરસામાં વખતોવખત પ્રયાગમાં કારોબારી સમિતિની બેઠક પણ થતી. ને ત્યાંથી જરૂર પ્રમાણે હુકમો બહાર પડતા. લોકો જે જાતની માગતા એ જાતની મદદ આપવામાં આવતી. આખા દેશમાં સરકારના દમનનો કોરડો પૂરજોશમાં વીંઝાતો હતો. સરકાર બહુ લોકોને પકડતી નહોતી. એણે એવી નીતિ અખત્યાર કરી હતી કે થોડા કાયદા તોડનારાઓને જ પકડવા અને મોટા ભાગનાઓને ઝૂડવા. એટલે જ્યાં જ્યાં લોકો ભેગા મળીને મીઠું બનાવતા ત્યાં ત્યાં પોલીસ પહોંચી જતી — વાસણ અને ચૂલાનો ભાંગીને ભૂકો કરી નાખતી, ત્યાં ભેગા થયેલા લોકોમાંથી એક બે જણને પકડી લેતી અને બીજા પર લાઠીથી મારઝૂડ કરીને પાછી ફરતી. આમ કરવાથી મીઠું બનતું અટકતું નહીં; ફરી પાછાં નવાં હાલ્લાં આવતાં, નવા ચૂલા તૈયાર થતા, અને મીઠું બનાવનારાઓની સંખ્યા એટલી ને એટલી કાયમ રહેતી. ગામડાંવાળાઓ આ કામ ચોરીછૂપીથી કરતા નહોતા, કારણ કે ઉઘાડે છોગે એ કરવાની આજ્ઞા હતી. હું રાતદિવસ સતત ફર્યા કરતો હતો. બધે હું જોતો કે લોકો ગામના કોઈક મુખ્ય સ્થળે કેળના થાંભલા રોપીને, ધજા અને તોરણ બાંધીને મંડપ જેવું બનાવતા. પછી ત્યાં જ ચૂલો તેમ જ માટીમાંથી પાણી નિતારવાને કોઠી બનાવી લેતા. મીઠું કઈ જગ્યાએ બને છે તે ગામમાં સૌ જાણતા હોય. કોઈ પણ નવા આવનારને કે પોલીસને મીઠું બનાવવાના સ્થળની જાણ સહેજે થઈ જતી.

હું ઉપર કહી ગયો કે સરકારે મને થોડા દિવસ સુધી પકડ્યો નહીં. સત્યાગ્રહ શરૂ થયો તે પહેલાં મને નિમકસત્યાગ્રહની સફળતા વિષે શંકા

હતી. તે પણ હું આગળ કહી ગયો. છતાં પણ મેં એને માટે પૂરો પ્રયત્ન કર્યો. જેમ જેમ ગાંધીજી પોતાની દાંડીકૂચમાં આગળ વધતા જતા હતા તેમ તેમ દેશમાં ઉત્સાહ ઊભરાતો જતો હતો. એ બધું જોઈને મારો વિશ્વાસ પણ દૃઢ થવા લાગ્યો કે આમાં પૂરેપૂરી સફળતા મળવાની છે. એટલે વળી હું હજી વધારે જોરથી કામ કરવા લાગ્યો. પંડિત મોતીલાલજીની સ્થિતિ પણ કંઈક મારા જેવી જ હતી. એમણે પણ પ્રયાગના પોતાના આનંદભવનમાં જ જાણે પ્રયોગશાળામાં કોઈ પ્રયોગ ચાલતો હોય તેમ શાહીચૂસ (ફિલ્ટરપેપર)ની મદદથી માટીમાંથી મીઠું કાઢ્યું. એમણે ઘણા જ ગર્વપૂર્વક અમને બધાને એ બતાવ્યું. અમને બધાને પણ એનો ગર્વ થયો. એમની આજ્ઞા તથા સંમતિ લઈને તથા બિહારની પરિસ્થિતિ ધ્યાનમાં રાખીને મેં એવો કાર્યક્રમ ઘડ્યો કે બિહારમાં જૂન મહિના સુધી મીઠું બનાવવામાં આવે, એટલે કે એના ઉપર જ વધુ ભાર મુકાય; ત્યાર પછી પરદેશી કાપડના બહિષ્કાર ઉપર જ ભાર મૂકવામાં આવે, અને તેની સાથે દારૂબંધીનું કામ પણ ચાલે. તેને માટે પિકેટિંગ પણ શરૂ કરવામાં આવે; તથા ચોમાસું પૂરું થયે ચોકીદારી કર બંધ કરવાનો કાર્યક્રમ ઉપાડવામાં આવે.

આ કાર્યક્રમનો અર્થ એવો નહોતો કે જ્યારે મીઠું બનતું હોય ત્યારે વિલાયતી કાપડના બહિષ્કારનું કામ કરાય જ નહીં. એનો અર્થ એટલો જ હતો કે એકી વખતે એક જ વાત ઉપર ભાર મૂકીને લોકોનું ધ્યાન એના તરફ કેન્દ્રિત કરવું અને એમાં પૂરેપૂરી સફળતા મેળવવી. આવી રીતે એક જ કામ ઉપર ભાર મૂકવાથી એ વધારે વેગથી ચાલતું.

મને ખબર મળી હતી કે શરૂઆતમાં સરકારનો વિચાર મને પકડવાનો નહોતો. હું તો સરકારના વિચારની પરવા કર્યા વિના કામ કર્યે જતો હતો. થોડા દહાડા પછી ખબર પડી કે હવે જિલ્લા મૅજિસ્ટ્રેટોને તેઓ ઇચ્છે તો મને પકડવાની પ્રાંતિક સરકાર તરફથી રજા મળી ગઈ છે. મારો કાર્યક્રમ એવો હતો કે હું કોઈ પણ જિલ્લામાં જઈ પહોંચતો, કોઈની મોટર માગી લેતો કે ભાડાની લઈ લેતો અને સવારે પાંચ છ વાગ્યે નાહીધોઈ એક દિશાએ નીકળી પડતો; દિવસ આખામાં બારપંદર જગ્યાએ નાની-મોટી સભાઓ કરતો, રસ્તામાં જ્યાં જ્યાં મીઠું બનતું હોય ત્યાં તે જોવા જતો અને રાત્રે દસબાર વાગ્યે પાછો ફરતો. આ રીતે દરેક જિલ્લાના ઠીક ઠીક મોટા ભાગમાં ફરી વળતો. બે કે ત્રણ દિવસમાં એક જિલ્લાની મુસાફરી પતાવીને બીજા જિલ્લા તરફ નીકળી પડતો. મેં જોયું કે ગામડામાં, પોતાના ગામમાંથી વધારે માણસો પકડાય તેને માટે સ્પર્ધા થતી જ્યાં મીઠું ન બન્યું હોય ત્યાંના લોકો જ્યાં લગી પોતાનાં ગામોમાં મીઠું ન બને ત્યાં લગી

શરમાતા. હું લોકોને વિલાયતી કાપડનો બહિષ્કાર, દારૂનિષેધ અને મીઠું બનાવવાની વાત સમજાવતો. ઘણુંખરું લોકો ચોકીદારી કર અને મહેસૂલ બંધ કરવા બાબત પ્રશ્નો કરતા. હું એમને કહી દેતો કે આ ચાલુ કાર્યક્રમ પૂરો થયા પછી એ સંબંધી આજ્ઞા આપવામાં આવશે. ત્યાં સુધી લોકો એને માટે તૈયારી કરે. લોકો એ વાત સમજી જતા.

## ૯૧

## વિદેશી કાપડનો બહિષ્કાર અને દારૂબંધી

શહેરોનો કાર્યક્રમ, મીઠા ઉપરાંત, મોટે ભાગે વિદેશી કાપડના બહિષ્કારનો અને દારૂબંધીનો રહેતો. પ્રયાગમાં કારોબારી સમિતિની બેઠક વખતે ખબર પડી કે દેશમા ઘણી જગ્યાએ વિદેશી કાપડના બહિષ્કારનું કામ પણ વેગથી ચાલી રહ્યું છે. એ કામ બિહારમાં પણ શરૂ થઈ ગયું. વેપારીઓ અને જનતા બન્નેમા ભારે ઉત્સાહ હતો. એટલે બહુ સહેલાઈથી એ બહિષ્કાર આગળ વધતો ગયો. ગામડાંમાં જેમ મીઠું બનાવવાની હરીફાઈ ચાલી તેમ મોટાં મોટાં શહેરોમાં, દુકાનોમાં પડેલું તથા આડતનુ જેટલું વિદેશી કાપડ હોય તેનું વેચાણ બંધ કરી દેવાની હરીફાઈ ચાલી. મહાત્માજીએ લખ્યું હતું કે વિદેશી કાપડની દુકાનો તથા દારૂનાં પીઠાં પર ચોકી કરવાનું કામ મોટે ભાગે સ્ત્રીઓના હાથમાં જ રહેવું જોઈએ, અને સ્ત્રીઓએ એ કામ પાર ઉતારવાનો ભાર પોતાની ઉપર લઈલેવા જોઈએ. એ ઉપરથી ક્યાંક ક્યાંક દુકાનો પર સ્ત્રીઓ ચોકી કરવા લાગી. કોઈક જગ્યાએ એવી રીત શરૂ થઈ કે કાપડના બધા દુકાનદારો વિદેશી કાપડને બાંધીને એના ઉપર કૉંગ્રેસનું સીલ મરાવતા અને લેખિત વચન આપતા કે જ્યાં લગી કૉંગ્રેસનો હુકમ નહીં મળે ત્યાં લગી એ ગાંસડી તેઓ ફરીથી છોડશે નહીં. આ રીત બીજી જગ્યાઓએ પણ ચાલુ થઈ ગઈ. ઘણુ કરીને વેપારીઓ પોતાનામાંથી જ સમિતિ બનાવી લેતા અને એના પર કૉંગ્રેસની દેખરેખ રહેતી અથવા એમાં કૉંગ્રેસના પ્રતિનિધિઓ રહેતા. તેઓ આ સમિતિની ઉપર બધું વિદેશી કાપડ ઉપર જણાવ્યા મુજબ બંધાવી દેવાનો અને એનુ વેચાણ ન થવા દેવાનો ભાર નાખી દેતા. જો કોઈ વેપારી વચનભંગ કરતો તો એ સમિતિ એનો દંડ પણ કરતી. એ રીતે વેપારીઓ પર પૂરેપૂરું નિયંત્રણ રહેતુ. જો કોઈ વેપારી ન માનતો તો

તેની દુકાન ઉપર ચોકી બેસાડવામાં આવતી, એટલે એનું વેચાણ અટકી જતું.

આજે પણ એ વાત યાદ આવતાં બહુ સંતોષ થાય છે કે બિહારનાં લગભગ બધાં શહેરોના અને ઘણાંયે ગામડાંઓના નાના વેપારીઓ સુધ્ધાંએ પોતાના બધા વિદેશી કાપડની ગાંસડીઓ બાંધીને તથા કૉંગ્રેસની સીલ લગાવીને જુદું મૂકી દીધું હતું. આખા પ્રાંતમાં ચૉકીનું કામ બહુ ઓછું કરવું પડ્યું અને જે કરવું પડ્યું એ બહુ સફળતાપૂર્વક થયું. ચોકી શરૂ થતાંની સાથે ગાંસડીઓ બંધાવી શરૂ થઈ જતી, અને બે ચાર દિવસમાં જ એ કામ પતી જતું. મેં લગભગ બધી જગ્યાએ એ દૃશ્ય જોયું. અમારો ઇરાદો તો એવો હતો કે જૂન અર્ધો વીત્યા બાદ એ કાર્યક્રમ ઉપર ભાર મૂકવો પણ મને એવો ખ્યાલ છે કે જૂન મહિનો ઊતરતામાં તો એ કામ પણ આખા પ્રાંતમાં *પૂરું થઈ ગયુ હતું. જે કામ થતું હતું એમાં એકબીજાની દેખાદેખીની ભારે અસર થતી હતી. જો એક શહેરમાં ખબર આવતી કે અમુક શહેરના વેપારીઓએ ગાંસડીઓ બાંધવા માંડી છે તો એ શહેરના વેપારીઓ એ બાબતનો વિચાર કરવા મંડી જતા, ત્યાંના કૉંગ્રેસવાળાઓ પણ એના ઉપર દબાણ કરવા માંડતા અને પછી તો ત્યાંયે કામ શરૂ થઈ જતું, તથા ચપોચપ એ પૂરું પણ થઈ જતું. પંડિત મોતીલાલજીને કાનપુર, દિલ્હી, પંજાબ, વગેરેના મોટા મોટા વેપારીઓ મળતા અને એમની સાથે વાતો કરીને એ કેંદ્રોમાં કેવી રીતે એ કામ પાર ઉતારવામાં આવે, તથા એમાં હિંદુસ્તાનના મિલવાળાઓની મદદ કઈ રીતે લેવાય, એનો વિચાર કરતા. પ્રતિજ્ઞાપત્રનો ખરડો તૈયાર કરીને બધે મોકલી દેવામાં આવ્યો હતો. લોકો અને વેપારીઓ પોતપોતાનાં પ્રતિજ્ઞાપત્રો પર સહી કરી આપતા.

કોઈ કોઈ પ્રાંતમાં દારૂબંધી ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો અને ત્યાં એ કારણે સરકારી દમન ચાલ્યું, લોકો જેલ અને ગોળીબારના ભોગ બન્યા. એવો રોમાંચકારી બનાવ સરહદ પ્રાંતમાં બન્યો. ઘણા પઠાણો ગોળીના ભોગ બન્યા. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, જેઓ ધારાસભાના ચૂંટાયેલા પહેલા પ્રમુખ હતા, એમણે પોતાના હોદ્દાનું રાજીનામું આપી દીધું તેઓ સરહદ પ્રાંતના ગોળીબાર પ્રકરણની તપાસ કરવા પહોંચી ગયા. સરકારે એમના રિપોર્ટને જપ્ત કર્યો. એનો વધારે પ્રચાર થઈ ન શક્યો. પણ જે કંઈ ખબરો છપાતા હતા એની અસર વીજળી વેગે આખા દેશમાં ફેલાઈ જતી. જ્યારે બધી જગ્યાઓએ એક એકથી ચડિયાતી અને ઉત્સાહપ્રેરક પ્રવૃત્તિઓ ચાલતી હોય ત્યારે કઈ કઈ પ્રવૃત્તિનો ઉલ્લેખ કરવો એ વીણી

કાઢવાનું કર્તવ્ય ઊભું થાય છે. મને એ વાતનો ખેદ છે કે હજુ સુધી દેશવ્યાપી સત્યાગ્રહનો વિગતવાર ઇતિહાસ લખવામાં આવ્યો નથી. પણ કેટલીક વાતો એવી છે કે જેનો ઉલ્લેખ કરી દેવો એ સારું છે.

બિહારમાં મોટે ભાગે પડદાનો રિવાજ છે. હું ઇંગ્લંડમાં હતો ત્યારે અહીં પડદો કાઢી નાખવાનો એક ખાસ પ્રયત્ન આરંભાયો હતો. દરભંગા જિલ્લાના યુવક શ્રી રામનંદન મિશ્રે પોતાના ઘરવાળાઓની મરજી વિરુદ્ધ પોતાની પત્નીને પડદામાંથી બહાર કાઢી. તેઓ એને થોડા દિવસ સાબરમતી આશ્રમમાં પણ લઈ ગયા. મહાત્માજીએ શ્રી મગનલાલ ગાંધીની દીકરી શ્રી રાધાને એની કેળવણી તથા પડદાની પ્રથા બંધ કરાવવાના કામને માટે બિહાર મોકલી. મગનલાલભાઈ અહીંનું કામ જોવા અને પોતાની દીકરીને મળવા આવ્યા. તેઓ અચાનક માંદા પડી ગયા અને પટનામાં ગુજરી ગયા. એની વિચિત્ર અસર થઈ. પડદો દૂર કરવાનું કામ બેગભેર ઊપડયું. એને સારુ એક પ્રાંતિક સંમેલન મળ્યું. એમાં શ્રી બ્રિજકિશોરપ્રસાદે પણ આગેવાની લીધી. પછી એ કામ ચાલુ રહ્યું. ગયા કૉંગ્રેસ વખતે જે કામ નાના પાયા પર શરૂ થયું હતું તે વધતું જ ગયું.

૧૯૩૦માં સત્યાગ્રહ શરૂ થયો અને ગાંધીજીએ દારૂબંધી તથા વિલાયતી કાપડના બહિષ્કારના કામને ખાસ કરીને સ્ત્રીઓનું કામ ગણાવ્યું ત્યારે સ્ત્રીઓમાં ઉત્સાહનું મોજું ફરી વળ્યું. શહેરોમાં જ્યાં જ્યાં દુકાનો ઉપર ચોકી કરવામાં આવતી ત્યાં ત્યાં સ્ત્રીઓ જ એ કામ કરતી. એ દુકાનો પર આવીને ઊભી રહે એટલે કોઈ પણ ગ્રાહક એ તરફ નજર નાખવાની હિંમત ન કરતો. દુકાનદારો પણ ગભરાતા અને એમની સાથે શિષ્ટતાથી વર્તતા. પટનામાં કેટલીક દુકાનો પર બે ચાર દહાડા માટે ચોકી કરવી પડેલી. એમાં મુખ્ય કામ કરવાવાળાં શ્રીમતી વિંધ્યવાસિની દેવી હતાં. આ ચોકીના કામમાં કદી ઘરની બહાર નીકળી નહીં હોય એવી સ્ત્રીઓએ પણ ભાગ લીધો. સવારમાં જ આઠનવ વાગ્યા સુધીમાં કૉંગ્રેસી કાર્યકર્તાઓ એ બધી બહેનોને તેમને ઘેરથી લઈ આવતા અને નક્કી કરેલી દુકાનો ઉપર ગોઠવી દેતા. અને વખત થયે એમને પોતપોતાને ઘેર પાછી પહોંચાડી દેતા. એક દિવસ એવું બન્યું કે કોઈ એક ઘરની નવવધૂ ચોકી કરવા આવી. એને પાછી ઘેરે પહોંચાડવાનું સ્વયંસેવકો ભૂલી ગયા. રાત પડી ગઈ. કોઈ એને લેવા ન આવ્યું. એક બીજી કાર્યકર્તા બહેનના પતિ પોતાની પત્નીને ઘેર લઈ જવા આવ્યા ત્યારે એમણે એ છોકરીને એક દુકાન ઉપર ઊભેલી જોઈ. એને તપાસ કરતાં ખબર પડી કે એ બહેનને લેવા કોઈ આવ્યું નથી એટલે તે હજી સુધી ત્યાં ઊભેલી છે. એમણે એને

ઘેર પહોંચાડવા માટે પોતાની મોટરમાં બેસાડી લીધી પણ એ પોતાનું ઘર પણ ઓળખી શકતી નહોતી, કારણ કે ઘરની બહાર એ કદી નીકળી નહોતી. શહેરનાં બધાં ઘરોને લગભગ એકસરખાં જોઈને દરેક ઘરને એ પોતાનું જ કહેતી હતી. આપણે ત્યાં એવો રિવાજ છે કે સ્ત્રીઓ પોતાના પતિનું નામ નથી લેતી. એટલે એ પોતાના પતિનું નામ પણ જણાવી શકતી નહોતી, જેથી એના ઘરનો પત્તો લાગી શકે. એ માંડ માંડ કૈથી લિપિમા પોતાનું નામ લખીવાંચી શકતી હશે, એથી વધુ કદાચ એ ભણેલી નહોતી. મોટરવાળા ભાઈ કૈથી જાણુના ન હતા કે એના પતિનું નામ એની પાસે લખાવીને એના ઘરનું ઠેકાણુ જાણી શકે. થોડી વાર સુધી તેઓ અહીંથી ત્યાં મોટર દોડાવતા રહ્યા. પછી જ્યારે એના પતિનું નામ એની પાસે લખાવીને કોઈકની પાસે વંચાવ્યું ત્યારે એના ઘરનો પત્તો મળ્યો અને એને ઘેરે પહોંચાડવામા આવી. આ પ્રસંગ મેં એટલા માટે આપ્યો છે કે વાચક જોઈ શકે કે સ્ત્રીઓમાં કેટલો ઉત્સાહ હતો અને કેવી કેવી અભણ સ્ત્રીઓ પણ એ કામમાં આવી જોડાઈ ગઈ હતી.

## ૯૨

## બીહપુરનો સત્યાગ્રહ

એક વાર હું પ્રયાગ ગયો હતો. ત્યાં કારોમારી સમિતિની બેઠક હતી. ત્યાંથી પટના પાછો આવ્યો તો સાંભળ્યું કે ભાગલપુર જિલ્લાના બીહપુર ગામમાં એક નવી જાતનો સત્યાગ્રહ શરૂ થયો છે. એની કંઈક ખબર તો મને પ્રયાગમાં મળી હતી, પટનામાં થોડી વધારે માહિતી મળી. એટલે મેં તરત ત્યાં જવાનું ઠરાવ્યુ. બીહપુર ગગાની ઉત્તરે ભાગલપુરથી થોડે છેટે આવેલું છે. બી. એન. ડબલ્યુ (હવે ઓ. ટી) રેલવેનું એ નાનું જંક્શન છે ત્યાંથી ભાગલપુર ઘાટની ગાડી જાય છે. ત્યાંનો આખો પ્રદેશ દર ચોમાસે જળબંબાકાર થઈ જાય છે. આવા પ્રદેશમા સામાન્ય રીતે જોવામાં આવે છે તેમ અહીના લોકો બહાદુર અને લાઠીબાજ હોય છે. કોંગ્રેસ વિષે તેઓમાં ખૂબ ઉત્સાહ હતો.

૧૯૨૯મા એક વાર મને ત્યા ઘણા આગ્રહપૂર્વક બોલાવવામાં આવ્યો હતો. લોકો મને આસપાસનાં ગામડાઓમાં લઈ ગયા હતા. બહુ ઉત્સાહ અને પ્રેમપૂર્વક ત્યાના લોકોએ મારું સ્વાગત કર્યું હતુ. ત્યાંથી થોડે દૂર ગૌરીપુર કરીને ગામ છે ત્યા હું ગયો હતો. પાછા ફરતી વખતે

ધોધમાર વરસાદ પડવા લાગ્યો. રસ્તે એક નદી ઓળંગવી પડતી હતી. અમે હાથી પર બેઠા હતા. નદી ઓળંગતાં અમે બધા હાથી ઉપર બહુ જ પલળી ગયા. બીહપુરમાં સભા સ્થળે પહોંચ્યા ત્યારે જોયું કે ખૂબ લોકો ભેગા થયા હતા અને ધોધમાર પાણી પડતું રહ્યું હતું, છતાં એક પણ માણસ ત્યાંથી ખસતો ન હતો. મારે પણ વરસતા વરસાદમાં ઊભા રહીને ભાષણ કરવું પડ્યું. આમ ત્યાંના ઉત્સાહનો નમૂનો મેં એ પહેલાં પણ જોયો હતો, ત્યાંનો કેટલોક ઇતિહાસ પણ સાંભળ્યો હતો. એમાંની એક વાત અહીં આપું છું. ત્યાં એક અંગ્રેજની જમીનદારી હતી. કોઈક જમીનની બાબત તેને ખેડૂતો સાથે ઘણા દિવસોથી ઝઘડો ચાલ્યા કરતો હતો. કોર્ટોમાં કેટલાયે કેસ ચાલ્યા હતા. ગોરાસાહેબે જમીનની રખેવાળી કરવા કેટલાક ગુરખાઓને રાખ્યા હતા. કહેવાય છે કે ચોમાસાના દિવસોમાં એક રાત્રે ત્યાંના લોકોએ એ બધા વીસપચીસ ગુરખાઓને મારી નાખીને ગંગાના પૂરમાં ફેંકી દીધા. એમને કોણે માર્યા અને એમના શબનું શું થયું, તેનો કાંઈ પત્તો ન લાગ્યો.

એવી જગ્યાના લોકોમાં સત્યાગ્રહ માટે ઉત્સાહ હોય એ કાંઈ નવાઈની વાત ન ગણાય; પણ તેઓ અહિંસક રહી શકશે કે કેમ એ વિષે શંકા હતી અને તેઓ અહિંસક રહે તો એ આશ્ચર્યની વાત હતી. ત્યાં ગાંજાની એક દુકાન અંગે એક નવી જાતનો સત્યાગ્રહ શરૂ થયો. રેલવે પ્લૅટફૉર્મની પડખે પશ્ચિમ તરફ થોડીક જમીનમાં કૉંગ્રેસનો આશ્રમ હતો એમાં એક નાનકડી ઓરડી હતી. તેમાં ખાદીભંડાર હતો. સૂતર ખરીદીને ત્યાં રાખવામાં આવતું હતું તથા રૂ અને કાપડ પણ વેચવાને માટે રાખવામાં આવતું હતું. બીજી ઓરડીમાં કૉંગ્રેસ કાર્યકર્તાઓ અને સ્વયંસેવકો રહેતા હતા. એ દિવસોમાં એ મકાનો ઝૂંપડીઓ જેવાં હતાં. અત્યારે તો ત્યાં આશ્રમનું સરસ પાકું મકાન બની ગયું છે રેલવેના મુસાફરોને તે ગાડીમાંથી દેખાય છે.

સ્ટેશનની દક્ષિણે પાંચસાત દુકાનોનું એક બજાર આવેલું છે. એમાંની એક દુકાનમાં ગાંજો વેચાતો હતો. કૉંગ્રેસી સ્વયંસેવકોએ એ દુકાન ઉપર પહેરો ગોઠવ્યો. પોલીસે એક દહાડો કૉંગ્રેસના કાર્યકર્તાઓને મારીપીટીને આશ્રમમાંથી કાઢી મૂક્યા; આશ્રમનો પણ કબજો લીધો; રૂ, સૂતર, ખાદી વગેરે જ્યાંત્યાં ફેંકી દીધું આસપાસના લોકોએ જ્યારે જાણ્યું કે પોલીસે આશ્રમનો આવી રીતે કબજો લીધો છે ત્યારે એમણે આશ્રમનો કબજો પાછો લેવાનો વિચાર કર્યો. એને માટે ચારપાંચ માણસોની એક ટુકડી હાથમાં ઝંડો લઈને ત્યાં ગઈ. જ્યાં પોલીસની ટુકડી હથિયાર લઈને બેઠી હોય

ત્યાં હથિયાર વિનાના ખાલી હાથે ગયેલા ચારપાંચ માણસો બળથી કબજો લઈ શકે એમ નહોતું એ તો સ્પષ્ટ હતું. એ કેવળ સત્યાગ્રહની એક રીત હતી. પોલીસ પણ એમ માનતી હતી. તે ટુકડીને એ પકડી લેતી હતી. આ કામ રોજ એક વાર સાંજે ચાર કે પાંચ વાગ્યાને શુમારે થતું હતું.

આ વાત બધે ફેલાઈ ગઈ. પટનામાં જેમ તમાસા જોવા માટે લોકો ભેગા થઈ જતા તેમ અહીં પણ ટુકડી આવતી તે વખતે લોકો ભેગા થઈ જતા. પોલીસ કેટલીક વાર ટુકડીને પકડવાને બદલે મારીને છોડી દેતી. દિવસે દિવસે ત્યાં પ્રેક્ષકોની ભીડ વધતી ચાલી. પટનામાં મને આ બધા સમાચાર વિગતવાર મળ્યા ત્યારે હું કેટલાક મિત્રો સાથે ભાગલપુર ગયો. ત્યાંથી બીજે દિવસે બપોરે બીહપુર પહોંચ્યો. અમારા પહોંચ્યાની ખબર એ દિવસે બધે ફેલાઈ ગઈ, એટલે ઘણા લોકો ભેગા થઈ ગયા. બપોરે ત્રણેક વાગ્યે એક બગીચામાં સૌ ભેગા થયા. મેં એમને સમજાવ્યું કે ગમે તે થાય તોપણ આપણા તરફથી આપણે શાંતિ રાખવી જોઈએ. આપણામાંથી કોઈ કશું હિંસાત્મક કામ ન કરે. ટુકડી આવવાનો વખત થયો એટલે બધા લોકો સડક ઉપર તેમ જ આજુબાજુ ઊભા થઈ ગયા. કેટલાક લોકો પેલા બજારમાં પણ એકઠા થઈ ગયા. અમે બધા પણ જુદી જુદી જગ્યાએ ઊભા હતા. હું મારી નજર પોલીસના માણસો જે સ્થળે ઊભા હતા અને ટુકડી જ્યાં લગી જઈ શકે એમ હતું ત્યાં સુધી પહોંચે એવી બજારની સામેની એક જગ્યાએ ઊભો હતો. ત્યાં ટુકડી પહોંચે પછી કાં તો એને માર પડતો અથવા એને પકડી લેવામાં આવતી. લગભગ પંદરવીસ હજાર આદમી ભેગા થયા હતા.

સત્યાગ્રહીઓની ટુકડી નીકળી અને સડક ઉપર થઈને જ્યાં પોલીસ ઊભી હતી એ સ્થળે પહોંચી. ટુકડીને પોલીસે ગિરફતાર કરી, મારપીટ ન થઈ. અમે માન્યું કે આજનું કામ પૂરું થયું અને હવે લોકો ચાલ્યા જશે. પરંતુ લોકો વિખેરાવાની તૈયારીમાં હતા એ જ ક્ષણે આશ્રમમાંથી પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ થોડાક લાઠીધારી પોલીસોને સાથે લઈને નીકળ્યા. એમણે સડક ઉપર ઊભેલી જનતા પર લાઠી વરસાવવાનો હુકમ આપ્યો. એ સ્થળે સડક ઊંચાણમાં આવેલી છે. આશ્રમ અને બજાર બંને નીચાણવાળી જમીન ઉપર છે. પોલીસવાળાઓ પૂરજોશથી લાઠીઓ વીંઝતા વીંઝતા અને ભીડને ચીરતા ચીરતા સ્ટેશન સુધી જઈ પહોંચ્યા. કોણ જાણે કેટલાય જણને લાઠીના ફટકા પડયા; પણ કોઈ કશું બોલ્યા નહીં. ત્યાંથી એ સુપરિન્ટેન્ડેન્ટ સાથે પોલીસો બજારમાં હું ઊભો હતો ત્યાં આવી પહોંચ્યા. એક દુકાનની ઓસરી ઉપરથી સુપરિન્ટેન્ડેન્ટે ચારે ગમ

પોતાની નજર દોડાવી અને ત્યાં ઊભા ઊભા એમણે બરાડા પાડીને કહ્યું કે, મારો, સાળાઓને! પહેલાંની જેમ જ 'છૂટે દોર લાઠીઓ વરસાવતી પોલીસ આગળ વધી. મારા ઉપર ચારપાચ લાઠીઓ પડી. એક જુવાન સ્વયંસેવકે વચ્ચે પડીને કેટલાક ફટકા પોતાની પર ઝીલી લીધા. એટલે મને માર તો પડ્યો, પણ ઓછો. મારા કરતાં થોડે દૂર શ્રી બલદેવ સહાય અને શ્રી મુરલીમનોહરપ્રસાદ હતા. એમને પણ થોડુંક વાગ્યુ. એથી થોડે છેટે પ્રોફેસર અબ્દુલ બારી સાહેબ પણ હતા. એમને તો બેહદ માર પડ્યો. તેઓ ભોંય ઉપર ઢળી પડ્યા અને એમનું આખું શરીર લોહીલોહાણ થઈ ગયુ

આવી રીતે મારઝૂડ કરતી કરતી પોલીસની ટુકડી સુપરિન્ટેન્ડેન્ટની પાછળ પાછળ ફરીથી પાછી આશ્રમમાં ચાલી ગઈ. લોકો લાઠી ચાલી તે પહેલા જ વેરાવા માંડ્યા હતા. હવે બધા ચાલ્યા ગયા. અમે જે જે ભાગલપુરથી આવ્યા હતા તે બધા ત્યાં જ રોકાઈ રહ્યા; કારણ કે અમારી ગાડી રાત્રે સાતઆઠ વાગ્યે ઊપડતી હતી. ભીડ વિખેરાઈ ગઈ અને પોલીસો ચાલ્યા ગયા, એટલે એ બજારમાં રહેનારા એક દાક્તર આવ્યા. તેઓ અમારા બધાના ઘા ધોઈને પાટા બાંધવા માંડ્યા. અમે સૌ ત્યાં બજાર સામેના ઉઘાડા મેદાનમાં ઘાસ ઉપર પડ્યા હતા. એવામાં સિપાઈઓ અને પોલીસ ઇન્સ્પેક્ટરની સાથે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ ફરીથી અમારી તરફ આવતો દેખાયો. અમને લાગ્યું કે કદાચ વળી પાછી અમારી ઉપર લાઠીઓ પડશે; પણ એમ ન બન્યું. એ લોકો થોડે છેટે જ અટકી ગયા. અને ઇન્સ્પેક્ટરે અમારી સાથે આવેલા ભાગલપુરના પ્રખ્યાત વકીલ અને કોંગ્રેસ કાર્યકર્તા શ્રી પટલબાબુની ધરપકડ કરી. એમને પોતાની સાથે લઈને એ લોકો પાછા વળ્યા અમે બધા રાતની ગાડીમાં ભાગલપુર પહોંચ્યા ત્યાં ભારે ઉશ્કેરાટ ફેલાઈ ગયો. હુ પણ એક બે દિવસ ત્યાં રોકાઈ ગયો.

'ભાગલપુર, આખા બિહારમાં વિદેશી કાપડની આડતનુ મોટામાં મોટું કેંદ્ર છે. મોટે ભાગે બીજાં બધાં સ્થળોના વેપારીઓએ વિદેશી કાપડની ગાંસડીઓ બંધાવીને સીલ કરાવી મૂકી રાખી હતી. પણ હજુ લગી ભાગલપુરમા એવું થયું નહોતું. ઉપલો બનાવ બન્યા પછી ત્યાં પણ સ્ત્રીઓએ દુકાનો પર પિકેટિંગ કરવા માંડ્યું. દુકાનદારો મારી પાસે આવીને કહેવા લાગ્યા કે તેઓ ગાંસડીઓ બધાવીને સીલ કરાવવા તૈયાર છે. અંદર અંદર મળીને એમણે પોતાની એક સમિતિ બનાવી લીધી. બે ચાર દિવસમાં તો ત્યાંનું બધુ વિદેશી કાપડ ગાંસડીઓ બાધી સીલ કરીને મૂકી દેવામાં આવ્યુ. વગર મહેનતે આ કામ ઊકલી ગયુ. એ બીહપુરવાળા બનાવનું તાત્કાલિક ફળ હતું.

અમારી સૌની સાથે ધારાસભાનાં બે સભ્યો શ્રી અનંતપ્રસાદ અને શ્રી કમલેશ્વરી સહાય પણ બીહપુર આવ્યા હતા. ભીડાભીડમાં તેઓ પણ ધક્કામુક્કીમાં સપડાયા હતા, પણ પોલીસની સાવ સામે તેઓ આવેલા નહીં એટલે લાઠીઓની ઝપટમાંથી બચી ગયા હતા. છતાં એ આખો તમાસો એમણે નજરે જોયો હતો. તેઓ ત્યાંથી ઘણા ઉશ્કેરાઈને પાછા ફર્યા હતા. એ લોકોનો પણ એવો મત હતો કે લાઠી મુદ્દલ કારણ વિના ચલાવવામાં આવી હતી; કારણ કે લાઠી ચાલ્યા પહેલાં જ લોકોએ વીખરાવા માંડ્યું હતું. લોકો બે ચાર મિનિટમાં પોતપોતાની જગ્યાએ ચાલ્યા ગયા હોત અને અમારા પર કરવામાં આવેલા પ્રહાર તો એથીયે વધારે અકારણ હતા. એટલે એમણે પોતાનાં રાજીનામાં મોકલી આપ્યાં. આજે મને બધું યાદ નથી પણ ઘણેભાગે બીજા કેટલાક પણ આ બનાવની વાત સાંભળીને રાજીનામાં આપેલાં.

સૌથી વિચિત્ર બીજી એક વાત બની. પોલીસવાળાઓના બે પક્ષ પડી ગયા. કેટલાક સુપરિન્ટેન્ડેન્ટનો હુકમ પૂરેપૂરો માનતા હતા અને ખૂબ લાઠીઓ વીંઝતા હતા. પણ બીજા કેટલાક લાઠી ચલાવવી એ ગેરવાજબી છે એમ માનતા હતા અને ચતુરાઈથી પોતાના હાથ વાળી લેતા હતા. અમારી ઉપર જે લાઠીઓ પડી એ પહેલા પક્ષની હતી, બીજાની નહોતી. સુપરિન્ટેન્ડેન્ટ આગળ આગળ ચાલતો હતો અને એની પાછળ પાછળ આ લોકો લાઠીઓ વીંઝતા જતા હતા. જ્યારે લાઠીઓના પ્રહારથી અબદુલ બારી લગભગ બેભાન બનીને ત્યાં ઢળી પડ્યા ત્યારે પણ એક સિપાઈએ એમના ઉપર ફરીથી લાઠી ઉગામી. અચેત જેવા પડેલા બારી સાહેબને એ લાઠી મારવા જતો હતો તેવા જ એક બીજા સિપાઈએ પોતાની લાઠી પર એ ઝીલી લીધી. એક ત્રીજા સિપાઈએ તો બારી સાહેબને મારનારા એ સિપાઈને જ લાઠી ફટકારી દીધી. બંને પક્ષો આવી રીતે એકબીજા જોડે લડતાવઢતા આગળ પસાર થઈ ગયા અને અબદુલ બારી સખત મારમાથી ઊગરી ગયા. આ વાત અબદુલ બારીએ પોતે જ અમને કહી હતી.

અમે સૌ ભાગલપુરમાં રોકાયા ત્યા સુધી ઘણે ભાગે રોજ ગંગાજીએ નાહવા જતા. ઉપલા બનાવને બીજે દિવસે ત્યાં કેટલાક માણસોની સાથે ઘાટ ઉપર મુલાકાત થઈ ગઈ. તેઓ પણ નાહવાને આવ્યા હતા. એમણે પેલો આખો બનાવ કહી સંભળાવ્યો અને ત્યાર પછીનો કિસ્સો પણ કહી સંભળાવ્યો. તેઓ, જેમણે અબદુલ બારીને બીજી વાર પડતા મારથી બચાવ્યા હતા તે, બીજા પક્ષના માણસો હતા. એમણે કહ્યું, "અમે જોયું કે જેને અમે લાઠી મારતાં અટકાવ્યો હતો અને જેને અમે લાઠી

ફટકારી હતી તે અમારો સાથી સુપરિન્ટેન્ડેન્ટ પાસે જઈને રાવ ખાશે એટલે અમે જ ઝટ દોડીને એનાથી પહેલાં પહોંચી ગયા અને જઈને એની પહેલાં ફરિયાદ કરી કે એ બીજા પક્ષના સિપાઈઓને લાઠી ચલાવતાં આવડતું નથી, લોકો ઉપર લાઠી ચલાવવાને બદલે તેઓ પોતાના જ માણસોને લાઠી મારી બેસે છે, એને લીધે કેટલાક પોલીસના માણસો પણ લાઠીનો ભોગ બન્યા છે. અમે આમ કહેતા હતા ત્યાં પેલા બીજા પક્ષવાળા પણ આવી પહોંચ્યા; અને એમણે સુપરિન્ટેન્ડેન્ટ પાસે રાવ ખાધી કે આ લોકોએ અમને લાઠીઓ મારી છે." પોલીસ સુપરિન્ટેન્ડેન્ટે બંને પક્ષવાળાઓની જુબાની સાભળી લઈને ત્યાં કશું ન કર્યું; એમને સીધા ભાગલપુરની પોલીસ લાઈનમાં મોકલી દીધા.

એક બીજો વિચિત્ર બનાવ બન્યો. પોલીસ ઇન્સ્પેક્ટર છપરા જિલ્લાના રહેવાસી હતા. એ મારા નિશાળના જોડીદાર હતા. અમે બંને ચાર વરસ સુધી ભેગા ભણ્યા હતા. એક સાથે જ અમે મૅટ્રિક પણ પાસ કરી હતી. એ પછી હુ કલકત્તા ભણવા ગયો અને તેઓ પોલીસની નોકરીમાં જોડાયા ત્યાર પછી અમારે મળવાનું થયુ નહોતું. પણ તેઓ પોલીસમાં છે એટલું હું જાણતો હતો. હવે તેઓ કંઈક ઘરડા પણ થયા હતા. એમના વાળ લગભગ બધા ધોળા થઈ ગયા હતા. એ દિવસે જ્યારે અમે ઘાસ ઉપર પડયા હતા ત્યારે તેઓ પટેલમાણુને પકડવાને માટે બીજી વાર સુપરિન્ટેન્ડેન્ટની સાથે આવેલા. એમણે ધીમે રહીને મને પ્રણામ કર્યા. મેં એમને ઓળખ્યા નહીં, પણ એમણે મને ઓળખી કાઢચો હતો. પાછળથી તપાસ કરતાં મને એમના નામની ખબર પડી. મેં ખાદીભંડારના એક કાર્યકર્તા રામવિલાસ શર્માને બીહપુર મોકલ્યા. એમને મેં કહ્યુ કે ત્યાના પોલીસ ઑફિસરને કહીને રેંટિયા, સૂતર, ખાદી વગેરે જે કંઈ આમતેમ ફેંકી દીધેલું ત્યાં પડયું છે એ બધુ ભેગું કરીને લઈ આવો ને ભાગલપુરના ભંડારમાં એ જમા કરાવી દો. રામવિલાસ બહુ જ બોલકણા અને નટખટ સ્વભાવના છે. એમણે સાંભળ્યુ હતુ કે ઇન્સ્પેક્ટર મારા એક વખતના સાથી છે. બીહપુર પહોંચીને એમણે જોયુ કે એ સાહેબ જ ત્યાંના ચાર્જમા છે. તેઓ જઈને એમને મળ્યા. થોડીક વાતચીત ઉપરથી જણાઈ આવ્યુ કે તે દિવસના બનાવને લીધે એ ઇન્સ્પેક્ટર કંઈક શરમાતા હતા. એટલે પછી શર્માએ મારું નામ લઈને એમને કહ્યુ કે, હુ તેમનો સાથી છું. તે દિવસે તમે તેમને પ્રણામ કર્યાં છતાં તેઓ તમને ઓળખી ન શકયા એને માટે તેમને બહુ દુ:ખ થયુંછે. જેમ જેમ શર્મા આ બધી વાત કહેતા જતા હતા તેમ તેમ એમના ચહેરાનો રંગ બદલાતો જતો હતો. શર્માને કહ્યુ કે એ બધી

૧૯૩૨માં જ્યારે ફરી વાર સત્યાગ્રહ શરૂ થયો ત્યારે સરકારે બીહપુરનો આશ્રમ જપ્ત ન કર્યો, જોકે સમાધાનીના દિવસોમાં ઘણા ઘણા પ્રયત્નો કરવા છતાં એ આશ્રમનો કબજો છોડવા સરકાર તૈયાર નહોતી. જમીનના માલિકે એ આશ્રમની જમીન કોંગ્રેસને લખી આપી હતી. અમારો એના પર કાયદેસર સંપૂર્ણ હક હતો. પણ સરકારી નોકરોએ કોઈક બીજા માણસને ઊભો કરીને એ જમીન લખાવી લેવાનો પ્રયાસ કર્યો હતો. અમે જ્યારે ફરિયાદ માંડવાની ધમકી આપી ત્યારે અમને એ આશ્રમ પાછો મળ્યો. પોલીસે આશ્રમનો કબજો લીધો ત્યારે જપ્તીનો કશો હુકમ નીકળ્યો નહોતો. ત્યાર બાદ પણ કદી કાયદા પ્રમાણે જપ્તી થઈ નહોતી. છતાં એ લોકો એ છોડવા નહોતા માગતા. કોઈની પાસે લખાવીને એ જમીન ઉપર ખોટો દાવો કરતા હતા ત્યાં અમને સ્પષ્ટ જણાયું કે સરકારી નોકરો પોતાના પક્ષના ટેકામાં ગમે તેવું સાચુંખોટું કરી શકે છે! એને માટે મારે તે વખતના ચીફ સેક્રેટરી મિ. હેલેટ (હવે યુક્ત પ્રાંતના લૉર્ડ સર હેલેટ)ને તથા બિહારના ગવર્નરને પણ, સમાધાનીના ગાળામાં, મળવું પડયું હતું.

## ૯૩

# મારી ધરપકડ અને છપરા જેલમાં

પટના પહોંચતાં જ મને ખબર મળ્યા કે હવે સરકારે મને પકડવાનો હુકમ આપ્યો છે. પહેલાંની જેમ જ મેં ફરવાનું ચાલુ રાખ્યું, કેટલાયે જિલ્લાઓમાં હું ફરી આવ્યો પણ ક્યાંયે મને પકડવામાં ન આવ્યો. પાછળથી મેં જાણ્યું કે હું બહુ ઝપાટાબંધ ફરીને એક જિલ્લામાંથી બીજા જિલ્લામાં ચાલ્યો જતો હતો, એટલે જિલ્લા મૅજિસ્ટ્રેટ મને પકડીને એક બલા વહોરવા માગતા ન હતા. આથી હું બચી જતો હતો. એ અરસામાં જ એક દિવસ શ્રી વિઠ્ઠલભાઈ પટેલ પટના આવ્યા. તેમણે મધ્યસ્થ ધારાસભાનું પ્રમુખપદ તાજું જ છોડ્યું હતું, એટલે એમના પ્રત્યે લોકોની શ્રદ્ધા ઘણી વધી ગઈ હતી. પટનામાં એક જાહેર સભા ભરવામાં આવી. મિ. હસન ઇમામ એમા ખાનો જાંઘિયો અને અર્ધી બાંયનું બાંડિયું પહેરીને આવ્યા. એ સભામાં ખબર મળી કે એ દિવસે સવારે પંડિત મોતીલાલ નેહરુને પકડી લેવામાં આવ્યા છે. હું સમજી ગયો કે હવે મારી ધરપકડને પણ વાર નથી. ત્યાંથી નીકળતી વખતે હું

મિ. હસન ઇમામ સાહેબને મળ્યો. એમણે મને બહુ જ ઉત્સાહપૂર્વક આશ્વાસન આપીને કહ્યું, બચ્ચા, તમારા પકડાવાથી કામ અટકશે નહીં. એ સભા પછી, શ્રી વિઠ્ઠલભાઈ પટેલને બિહારમાંથી વિદાય આપીને હુ છપરા જિલ્લાના પ્રવાસે ઊપડ્યો

ત્યાં ત્રણ દિવસનો કાર્યક્રમ હતો. જિલ્લાની પશ્ચિમના ભાગમાંથી શરૂ કરી ત્રીજે દિવસે પૂર્વનો ભાગ પતાવી દઈ મારે પટના પહોચી જવાનું હતું. પહેલી રાત જીરાદેઈમાં ને બીજી રાત છપરામાં ગાળવાની હતી. ત્રીજી રાત્રે પટના પહોંચવાનું હતું. બે દિવસો પૂરા થવા આવ્યા હતા. બીજા દિવસની સાંજનો કાર્યક્રમ પૂરો કરતા કરતાં મને અધરાત થઈ ગઈ. સાંજને બદલે રાત્રે બાર વાગ્યે હું છપરા પહોચ્યો. બિહાર બેંકમાં પહોંચતાં મને ખબર મળ્યા કે મોટાભાઈ ક્યાંક બહાર ગયા છે, તેઓ છપરામાં નથી ને પોલીસવાળાઓ મારી રાહ જોતા દસઅગિયાર વાગ્યા સુધી બેંકમાં બેસી રહ્યા હતા. હુ સમજી ગયો કે તેઓ પકડવાને સારુ મને શોધતા હશે. જમીને હુ સૂઈ ગયો. સવારે ઊઠીને અને નાહવાધોવાનું પતાવીને લગભગ સાડાઆઠ વાગ્યે ગડખા જવા માટે હુ મોટરમાં રવાના થયો. પહેલી સભા ત્યાં થવાની હતી. પોલીસવાળાઓને એની ખબર હતી, એટલે એ લોકો ગડખા જઈને મારી રાહ જોવા લાગ્યા. એક ટુકડી જે રસ્તે થઈને હુ ગડખા જવાનો હતો એ રસ્તા પર હાજર હતી. હજુ હુ છપરા શહેરની બહારેય નહોતો નીકળ્યો ત્યા ગડખા તરફથી એક મોટરમાં આવતા પોલીસવાળાઓ મૌના મહોલ્લામા જ સામા મળ્યા. એમણે ઇશારો કરીને મારી ગાડીને રોકી. મને કહ્યુ કે, અમે ગઈ કાલના તમારી શોધમાં છીએ. હુ એમની સાથે એમની ગાડીમાં બેસી ગયો. એમણે કહ્યું કે, બેંકમા તમારે કોઈને મળી લેવુ હોય અથવા કંઈ લેવું કરવું હોય તો એ રસ્તે થઈને જઈ શકાશે. હું બેંકમાં ગયો ત્યા ઘરનાં માણસોને મેં મળી લીધુ. થોડુંક ખાઈ પણ લીધું. અર્ધોએક કલાકમા જ તૈયાર થઈને એમની ગાડીમા બેસી ગયો. હજુ આ વાતના સમાચાર શહેરમા પહોચ્યાયે ન હતા ત્યાં તો મને સીધો જેલમાં લઈ જવામા આવ્યો.

જેલનો આ મારો પહેલો અનુભવ હતો. એક વાર છપરાની જેલમાં કેટલાક મિત્રોને મળવા હુ ગયો હતો, પણ એથી વધુ એ જેલની કે બીજી કોઈ પણ જેલની બાબતમાં હુ કશુ જાણતો નહોતો. એ વખતે લગભગ ત્રણસોથી ચારસો કેદીઓ જેલમા હતા. એમને ખબર પડી ગઈ કે હું દરવાજાની અંદર આવી ગયો છુ. તેઓ જયજયકાર કરતા દરવાજા પાસે આવી પહોંચ્યા. જેલર કંઈક ગભરાયા. એમણે અંદરનો બીજો દરવાજો

ખોલ્યો નહીં. એટલે લોકો વધારે શોર મચાવવા માંડ્યા. મેં જેલરને કહ્યું કે, મને અંદર લઈ ચાલો, બધા શાંત થઈ જશે. એમણે કહ્યું કે જ્યાં સુધી આ લોકો દરવાજા પાસે હોય ત્યાં સુધી દરવાજો ઉઘાડવાનો નિયમ નથી, એટલે આ લોકો ચાલ્યા જશે ત્યારે જ તમને અંદર લઈ જઈશ. હું સત્યાગ્રહીઓને કશું કહી શકું એમ પણ નહોતું; કારણ કે નાનકડા બાકામાંથી તે કેટલીક વાતચીત થઈ શકે! હું જાણતો હતો કે આ ઉત્સાહ કેવળ સ્વાગત માટે છે, મારા અંદર જતાંની સાથે તથા એમને મળતાંની સાથે એ સૌ શાંત થઈ જશે. પણ જેલરને એ વાત ગળે ઊતરતી નહોતી. થોડી વાર પછી તેઓ દરવાજો ખોલીને મને અંદર લઈ ગયા. બધાને એટલું જ જોઈતું હતું. બધા મારી સાથે ચાલવા માડ્યા અને મારે જ્યાં રહેવાનું હતું ત્યાં લગી મને પહોચાડીને સૌ પોતપોતાની જગ્યાએ ચાલ્યા ગયા એટલામાં બહારથી જયજયકારના પોકારો સંભળાવા લાગ્યા. ત્યાંની જેલમાં બે માળનું એક મકાન છે. કેટલાક જણ ત્યાંયે રહેતા હતા. એમણે જોયુ કે એક બહુ મોટુ ટોળું જયજયકાર કરતું જેલ તરફ ચાલ્યું આવે છે. ટોળું બહારની સડક ઉપર હતું જેલર વળી વધારે ગભરાયો. એણે જેલના વૉર્ડરોને દરવાજા ઉપરથી બંદૂક છોડવાનો હુકમ આપ્યો. બંદૂકનો અવાજ સાંભળીને અમને થયું કે ક્યાંક ગોળી તો નહીં ચાલી હોય? પણ એમ નહોતું. જેલ એક રીતે શહેરની વચ્ચોવચ આવેલી છે. એની ચોતરફ સડક છે લોકોએ કેવળ જેલની આસપાસ સરઘસ ફેરવીને અને પોકારો કરીને કામ પૂરું કર્યું. પણ જેલરે પોતાના ગભરાટમાં નકામી બંદૂકો છોડાવવા માંડી. એટલું સારુ હતું કે ખાલી બાર જ કરવામાં આવ્યા હતા. અમારા સાંભળવામાં આવ્યુ કે, પાછળથી જિલ્લા મૅજિસ્ટ્રેટને એ વાતની ખબર પડી ત્યારે એમણે જેલરને ઠપકો આપીને કહ્યું કે એ ગંભીર ભૂલ હતી. લોકો જો બંદૂકોના બાર સાંભળીને વીફર્યા હોત તો એ ખાલી બાર એમને કઈ રીતે રોકી શકત—ખાસ કરીને જ્યારે એમણે પોલીસને કે મૅજિસ્ટ્રેટને પણ ખબર નહોતી આપી એ પરિસ્થિતિમાં?

મારો પહેલો અનુભવ વિચિત્ર હતો; કારણ કે પાછળથી જ્યારે બીજાઓના અનુભવ સાથે મેં મારા અનુભવની સરખામણી કરી ત્યારે જાણ્યું કે બીજાઓને એવો અનુભવ નહોતો થયો. છપરામાં એ વખત સુધી કેદીઓના વર્ગીકરણ માટેનો કશો બંદોબસ્ત થયેલો નહોતો. મારે વિષે કંઈ ખાસ હુકમ પણ આવેલો નહોતો. એટલે હું એક લોઢાના તાંસળામાં ત્યાં જે કંઈ મળતું હતું તે ખાતો હતો. મારે ઘેરથી ખાવાનું આવ્યું પણ મેં ના પાડી દીધી ને એ ન ખાધું. જેલરનું કહેવું હતું કે

તમને સજા નથી થઈ ત્યાં સુધી તમે ઘરનો ખોરાક લઈ શકો છો, પણ તે તમારે દરવાજે બેસીને ખાવો પડશે. હું તો આમેયે ના પાડવાનો હતો, પણ આ શરતે તો મને એમ કરવાની વધારે ફરજ પાડી. મોટાભાઈ બીજે દહાડે છપરા આવી પહોંચ્યા. કેસની સુનાવણી વખતે, તેઓ આવીને મને મળ્યા. સુનાવણી જેલમાં જ ચાલી હતી. કાયદા પાળવામાં જેલર એટલા કડક હતા કે મારે ઘેરથી થોડી કેરીઓ આવેલી તે પણ એમણે દરવાજે આવીને ખાઈ જવા કહેવડાવ્યું. મેં ના પાડી ને કેરીઓ પાછી મોકલવાનું કહી દીધું. પણ ત્યાર પહેલાં કેરી લાવનારો માણસ પાછો ચાલ્યો ગયો હતો. પછી એમણે પોતે આવીને કહ્યું ત્યારે મેં એમને એનું કારણ પૂછ્યું. એમણે જણાવ્યું કે, જેલમાં એક કેદી બીજા કેદીને પોતાનું ખાવાનું આપી શકે નહીં, તેથી અમે એને બહારની કોઈ પણ ચીજ અંદર ખાવાને આપતા નથી. પાછળથી મેં જાણ્યું કે એમનો એ નિયમ એમણે પોતાના ખીસામાંથી કાઢેલો હતો. બીજી કોઈ જેલમાં એવું નથી.

જે મૅજિસ્ટ્રેટ પાસે મારો કેસ ચાલ્યો, એમની સાથે મારે પહેલેથી પરિચય હતો. મારી વકીલાતના દિવસોમાં તેઓ એક વાર મારા અસીલ હતા અને એમના કેસમાં મેં કામ કર્યું હતું. સંજોગવશાત્ જ્યારે હું ૧૯૩૩ની સાલમાં પટનામાં પકડાયો ત્યારે તેઓ પટનાના સબડિવિઝનલ ઑફિસર હતા. એ વખતે પણ એમને મને સજા કરવી પડી હતી. કેસમાં કંઈ કહેવા કરવાનું તો હતું નહીં. કોઈક કલમ લાગુ પાડીને એમણે મને છ મહિનાની કેદની સજા કરી.

મને ત્યાં રાખવામાં આવશે કે બીજે લઈ જવામાં આવશે એ વિષે હું કશું જ જાણતો નહોતો. પણ મને એટલી ખબર હતી કે પ્રાંતના મુખ્ય મુખ્ય માણસોને હજારીબાગની જેલમાં રાખવામાં આવ્યા છે. જેલરે પણ કશું જણાવ્યું નહીં કે મારે ત્યાં જ રહેવાનું છે કે મને હજારીબાગ મોકલી દેવામાં આવશે. આ પ્રમાણે પાંચ છ દિવસો વીત્યા. એક દિવસ સાંજને વખતે ભોજન કરી હું મારા વૉર્ડના નાનકડા આંગણામાં, એક પહેરણ પહેરીને તથા હાથમાં એક ટુવાલ લઈને આંટા મારતો હતો, ત્યારે જેલરે આવીને મને કહ્યું કે દરવાજા ઉપર ડેપ્યુટી સાહેબ આવ્યા છે, ને તમને મળવા માગે છે. એ દિવસોમાં ત્યાંના પોલીસ-સુપરિન્ટેન્ડેન્ટ રજા પર ગયા હતા. એમની જગ્યાએ એક ડેપ્યુટી મૅજિસ્ટ્રેટ કામ કરતા હતા. મેં ધાર્યું કે એ જ આવ્યા હશે. હું ગયો. દરવાજો ખૂલ્યો. જેવો હું અંદર પેઠો તેવા જ ડેપ્યુટી સાહેબ મોઢું ફેરવીને બહારના દરવાજા તરફ ચાલતા થયા! મને કંઈક નવાઈ લાગી. મને દાખલ કરીને વૉર્ડરે અંદરનો દરવાજો

બંધ કર્યો અને દોડીને બહારનો દરવાજો ખોલ્યો. એ ખૂલતાંની સાથે એક બીજા સદ્‌ગૃહસ્થ અંદર આવી પહોંચ્યા. તેઓ મિસ્ટર ખાં—ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ હતા. એમણે મને કહ્યું કે તમારે તરત જ ચાલવાનું છે. મેં પૂછ્યું કે મારો સામાન અંદર છે, જઈને લઈ આવું? તેઓએ કહ્યું કે, તેની ચિંતા ન કરશો, એ બધું આવી જશે. જેલનો એક એવો પણ નિયમ હતો કે પહેરેલાં કપડાં અને બિસ્તરા સિવાય બીજું કશુંયે અંદર લઈ જવા દેવામાં નહોતું આવતું. એટલે મારાં થોડાંક કપડાં દરવાજા પર જ પડયાં હતાં. મેં એમાંથી ટોપી કાઢી લીધી અને એ પહેરીને ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટની મોટરમાં બેસી ગયો. એની ચોતરફ પડદા લગાવી દીધેલા હતા.

મૅજિસ્ટ્રેટે ડ્રાઇવરને પશ્ચિમ દિશામાં ચાલવા કહ્યું. મેં પૂછ્યું કે ક્યાં જવાનું છે? ત્યારે એમણે કહ્યું કે પછી કહીશ. છપરા જંક્શન જેલની પશ્ચિમે આવેલું છે. પણ જ્યારે મોટર સ્ટેશનની સામે પહોંચી ત્યારે ત્યાં વળવાને બદલે એમણે સીધા પશ્ચિમે જવાનું કહ્યું. થોડી વારે અમે શહેરની સાવ બહાર પહોંચી ગયા ત્યારે એમણે પડદા પાડી દીધા. અને મારી માફી માગતા કહેવા લાગ્યા કે, દિલગીર છું કે મારે આવા ધંધા કરવા પડે છે, તમારે હજારીબાગ જવાનું છે; પણ સામાન્ય રીતે જે રસ્તે ત્યાં જવાય છે તે રસ્તે તમારે જવાનું નથી. છપરા બનારસ લાઈનમાં સરયુ કિનારે આવેલા માંઝી નામના એક નાનકડા સ્ટેશને તમને બનારસ જતી ગાડીમાં બેસાડીશું, ત્યાંથી તમને બનારસ રસ્તે મોગલ-સરાઈ લઈ જવામાં આવશે, ત્યાંથી ગ્રેન્ડ-કોર્ડ લાઈન મારફતે સોનઈસ્ટ બૅંક સ્ટેશન સુધી લઈ જઈને તમને ઉતારી લેવામાં આવશે. પછી ત્યાંથી મોટર રસ્તે તમને હજારીબાગ પહોંચાડવામાં આવશે. તમારે માટે પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ પોતાનું સલૂન લઈને આવવાના છે, એટલે તમને કોઈ જાતની તકલીફ નહીં પડે.

વારુ, અમે લોકો તરત માંઝી સ્ટેશને પહોંચી ગયા. થોડી વારમાં ડેપ્યુટી સાહેબ પણ મારા સામાન સાથે આવી પહોંચ્યા. ગાડી આવી, હું સલૂનમાં ચઢી ગયો. પોલીસ સુપરિન્ટેન્ડેન્ટે મને એટલું જ કહ્યું કે, લોકોને તમારી ઓળખાણ ન આપશો. મેં કહ્યું કે, હું પોતે કંઈ થોડો જ કોઈને મારી ઓળખાણ આપતો ફરીશ? પણ જો કોઈ મને ઓળખી લેશે તો હું શું કરી શકવાનો હતો? એ સાંભળી તેઓ હસ્યા, અને આનંદથી અમે બંને સાથે ચાલ્યા. રાતનો વખત હતો. અમારો ડબ્બો ગાડીના છેલ્લા ડબ્બાની પાછળ જોડવામાં આવ્યો, એટલે કોઈ મુસાફર ત્યાં લગી આવતો નહોતો. થોડી રાત બાકી હતી ત્યારે અમે બનારસ પહોંચ્યા. ત્યાંથી

મોટરમાં મોગલસરાઈ પહોંચ્યાં. તેઓ મને કંઈક નાસ્તો કરાવવાને માટે રિફ્રેશમેંટ રૂમમાં લઈ ગયાં, પણ હું હજુ તૈયાર નહોતો થયો. થોડી વાર ત્યાં બેઠો. એટલી વારમાં ગાડી આવી ગઈ. એ દરમિયાન કદાચ બે ચાર જણે મને ઓળખી લીધો હશે. સુપરિન્ટેન્ડેન્ટે મારા નાસ્તા માટે કેરીઓ ખરીદી લીધી. ગાડી ચાલી એટલે મેં હાથમોં ધોઈ, સ્નાન વગેરેમાંથી પરવારીને નાસ્તો કરી લીધો. સોનઈસ્ટ બૅંક સ્ટેશને ગયા. જિલ્લાના પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ મળ્યા. એમણે મને મોટરમાં બેસાડીને એક ઇન્સ્પેક્ટર સાથે હજારીબાગ રવાના કર્યો. ત્યાં હું બપોરે એક વાગ્યાથી કંઈક વહેલો પહોંચી ગયો. ત્યાં મને મિત્રોની સાથે રાખવામાં આવ્યો. આટલી બધી લાંબીલચક મુસાફરીની વાત જ્યારે મિત્રોએ સાંભળી ત્યારે તેઓ હેરત પામ્યા. મેં પૂછેલું ત્યારે છપરામાં મિ. ખાંએ મને આવી રીતે લઈ જવાનું કારણ જણાવ્યું હતું. છપરા, સોનપુર, પટના અને ગયાનાં સ્ટેશનો ઉપર લોકોની ભીડ જામે અને દેખાવો થાય એ સરકાર નહોતી ઇચ્છતી, એટલે વિચારપૂર્વક આ રસ્તો નક્કી કરવામાં આવ્યો છે. મારી જોડેના ઇન્સ્પેક્ટરે પણ કહેલું કે રસ્તામાં ક્યાંયે મોટરને ન રોકવાનો હુકમ છે અને ઔરંગાબાદ (ગયા)માં જ્યાં કસબાની અંદર થઈને સડક નીકળે છે ત્યાં મોટરને ઉતાવળે હાંકવાનો હુકમ છે. એમણે એ પ્રમાણે કર્યું પણ ખરું.

છપરા જેલમાંથી હું નીકળી આવ્યો ત્યાર પછી જ્યારે, જેલર મારો સામાન લેવા અંદર ગયા ત્યારે બધાને જાણ થઈ કે ત્યાંથી મારી બદલી કરવામાં આવી છે. ત્યાંના લોકોમાં ભારે ઉશ્કેરાટ ફેલાયો. કેટલાક જણે બુરજ ઉપર ચડીને પોકારો કરવા માંડયા કે મને ક્યાંક અજ્ઞાત સ્થળે લઈ જવામાં આવેલ છે. શહેરના કોઈ માણસે દોડી જઈ બિહાર બૅંકમાં પહોંચીને મોટાભાઈને એ ખબર આપી. તેઓ તરત જ મોટરમાં છપરાના સ્ટેશને પહોંચ્યા. ત્યાં એમને ખબર પડી કે મને ત્યાંથી કોઈ ગાડીમાં બેસાડવામાં નથી આવ્યો. એમણે ધાર્યું કે કોઈક આગળને સ્ટેશને મને બેસાડવામાં આવશે. પણ એમને શી ખબર કે મને સોનપુર તરફ ન લઈ જતાં બનારસ તરફ લઈ જવામાં આવ્યો છે! તેઓ મોટરમાં સોનપુર સુધી પહોંચ્યા. હું ત્યાં પણ ન મળ્યો ત્યારે નિરાશ થઈને તેઓ પાછા છપરા આવ્યા. પછી જ્યારે એમને ખબર પડી કે મને હજારીબાગ લઈ જવામાં આવ્યો છે ત્યારે ત્યાં આવીને તેઓ મને મળ્યા.

## ૯૪

# હજારીબાગની જેલમાં

હજારીબાગ જેલના જેલર બાબુ નારાયણપ્રસાદ મારા ઓળખીતા હતા. એમના એક મોટાભાઈ મારા નિશાળના જોડિયા હતા. એમની સાથે મારે દોસ્તી હતી. કોઈ કોઈ વાર હું એમને ઘેર જતો આવતો. તેઓ ભારે કાર્યકુશળ અને વિચારશીલ જેલર હતા. એમણે મને જ્યાં રામદયાલબાબુ, શ્રીબાબુ, વિપિનબાબુ વગેરે રહેતા હતા ત્યાં રાખ્યો. જેલમાં મારો વખત થોડુંક વાંચવામાં અને કાંતવામાં પસાર થતો હતો. પાછળથી સુપરિન્ટેન્ડેન્ટ મેજર આયંગરને કહીને કપડાં અને પાટી વણવાના કારખાનામાં હું વણાટનું કામ કરવા લાગ્યો. પાંચ છ મહિનામાં મેં આશરે બસો વાર પાટી અને ચૌદપંદર વાર કોપડ વણ્યું. પણ એ કાપડ રેંટિયાના સૂતરનું નહોતું; જેલનું જ હતું, એટલે એ ત્યાં રહેવા દીધું. પણ નીકળતી વખતે પૈસા આપીને મેં પાટી ખરીદી લીધી. હું જુલાઈના પહેલા અઠવાડિયામાં પકડાયો હતો અને ડિસેમ્બરના અંત સુધી ત્યાં રહીને છૂટ્યો. વખત વીતતાં વાર ન લાગી.

એ અરસામાં શ્રી દીપનારાયણ સિંહ પણ ત્યાં આવી પહોંચ્યા. તેઓ પણ અમારા ઓરડામાં રહ્યા. દક્ષિણ આફ્રિકાવાળા સ્વામી ભવાનીદયાળ પણ એ જ વૉર્ડમાં રહેતા હતા. બીજા વૉર્ડમાં જે મિત્રો રહેતા હતા તેઓ પણ જેલરને કહીને વખતોવખત અમને સૌને મળતા રહેતા હતા અથવા એવી જ રીતે અમે એમના વૉર્ડમાં જઈને એમને મળી આવતા હતા. કોઈ વાતની તકલીફ નહોતી. પુસ્તકો મળવા બાબતમાં થોડીક અડચણ હતી. પોલીસ અથવા મૅજિસ્ટ્રેટ પાસ ન કરે ત્યાં સુધી અમને એક પણ ચોપડી મળતી ન હતી. પાસ કરનારા ગૃહસ્થ કંઈ બહુ ભણેલા-ગણેલા નહોતા જણાતા. જે ચોપડીના નામમાં જરાક પણ પૉલિટિક્સ કે પૉલિટિકલ શબ્દ ભળ્યો હોય એ ચોપડી તેઓ કદી પણ પાસ કરતા નહોતા. જેમાં એ શબ્દ ન વપરાયો હોય એ પુસ્તક તેઓ, એમની દૃષ્ટિએ ગમે એટલું ખરાબ હોય તોપણ, પાસ કરી દેતા. નમૂના તરીકે ત્યાંનો એક રમૂજી કિસ્સો જણાવું.

કૉલેજોમાં ચાલતું અર્થશાસ્ત્રનું એક પાઠ્યપુસ્તક કોઈકે મંગાવ્યું. એનું નામ હતું टेक्स्ट बुक ऑफ पोलिटिकल ईकानोमी; એ ચોપડી એમણે

નામંજૂર કરી; કારણ કે એના નામમાં પોલિટિકલ શબ્દ હતો. પણ એ. બી. સી. ઑફ કૉમ્યુનિઝમ અને થીયરી ઑફ લીઝર ક્લાસને પસાર કરતાં એ જરાયે અચકાયા નહીં! એ બેમાંની પહેલી ચોપડી એમણે કોણ જાણે શું જોઈને મંજૂર કરી, પણ બીજી ચોપડીની બાબતમાં અમે અટકળ કરી કે એમણે એમ માન્યું હશે કે એ ચોપડીમાં જે લોકોને નવરાશનો પુષ્કળ વખત હોય તેમના મનને વિનોદ આપનારી વાતો હશે.

જેલમાં મને થયું, કે ગાંધીજીના લેખો મોટે ભાગે એમનાં સાપ્તાહિકોની ફાઈલોમાં જ પડેલા છે. મદ્રાસવાળા પ્રકાશક શ્રી ગણેશને એ લેખો ભેગા કરીને એક પુસ્તકાકારે બહાર પાડ્યા છે ખરા. અને મેં એની લાંબી પ્રસ્તાવનો પણ લખી છે, છતાં મેં વિચાર કર્યો કે જો દરેક વિષય પરના બધા લેખો જુદા જુદા ભાગમાં છપાવ્યા હોય તથા એ ઉપરની નાનકડી પ્રસ્તાવનામાં એ લેખોનું હાર્દ ટૂંકાણમાં સમજાવી દીધું હોય, અને એને આધારે તે તે વિષય ઉપરના ગાંધીજીના વિચારો સમજી લઈને, પછી વાચકો એક જ સ્થળે ગાંધીજીના પોતાના જ શબ્દોમાં એ વિષયનું ઝીણવટથી વિગતવાર અધ્યયન કરે તો સારું. એટલે મેં એ લેખોને અનેક વિભાગોમાં વહેંચી નાખ્યા. જેમ કે અહિંસા, સ્વરાજ્ય, સત્યાગ્રહ, કેળવણી, ખાદી વગેરે. પછી દરેક વિષય ઉપર નાના નાના લેખ લખ્યા અને એમાં એમના વિચારોનો સારાંશ આપ્યો. લેખોની પસંદગી પણ કરી નાખી. કેટલાક મિત્રોએ એની નકલ પણ કટકે કટકે તૈયાર કરી આપી. મારી પ્રસ્તાવના પણ પૂરી થઈ ગઈ. એટલામાં હું છૂટી ગયો.

બહાર આવ્યા પછી એ બધું ફરી એક વાર જોઈ જઈને છપાવી નાખવાનો વખત ન મળ્યો. ગાંધીજીને મળવાનું થયું ત્યારે મેં એમને પૂછ્યું કે, આવો સંગ્રહ છપાવવો તમને ગમશે કે કેમ? એમણે એ વાતને ટેકો આપ્યો. એમ પણ જણાવ્યું કે થોડા દિવસ પહેલાં કોઈ કે ગુજરાતીમાં એવી જ જાતનો સંગ્રહ છાપ્યો પણ છે. બીજા કેટલાક મિત્રોને પણ એ સંગ્રહ ગમ્યો. ખાસ કરીને પુરુલિયાના શ્રી નિવારણચંદ્ર દાસગુપ્તને તો એ ખૂબ જ ગમી ગયો. એમણે પ્રસ્તાવનામાં કેટલાક સુધારા સૂચવ્યા હતા અને તે મેં માન્ય રાખ્યા હતા. ૧૯૩૧માં એ વસ્તુ પ્રેસમાં જઈ ન શકી. જ્યારે ૧૯૩૨માં અમે બધા ફરી વાર પકડાયા ત્યારે સદાકત આશ્રમ પણ જપ્ત થઈ ગયો. ત્યાર પછી એ લખાણ મને મળ્યું જ નહીં. કોણ જાણે એ ક્યાં મુકાયુ અને કેવી રીતે અલોપ થઈ ગયું!

જેલમાં રેંટિયો ચલાવવા અને બીજા ઉદ્યોગો કરવા ઉપરાંત ધાર્મિક પુસ્તકોનું અધ્યયન પણ ચાલતું હતું. છપરાના પંડિત- ભરતમિશ્રજી પણ

અમારી સાથે હતા. એમની પાસે શ્રી વાલ્મીકિ રામાયણની કથા અને પંડિત વિષ્ણુદત્ત શુક્લની પાસે દુર્ગા સપ્તશતીની કથા અમે સાંભળી. અને હું પોતે પહેલી વાર મુખ્ય મુખ્ય ઉપનિષદો પહેલેથી છેલ્લે સુધી વાંચી ગયો.

આગળ કહી ગયો તે મુજબ પ્રાંતભરના લગભગ મુખ્ય મુખ્ય કૉંગ્રેસવાળાઓને હજારીબાગની જેલમાં મોકલવામાં આવ્યા હતા. આખા પ્રાંતમાં હું સતત ફર્યા જ કરતો, એટલે ઘણાખરા કાર્યકર્તાઓને હું ઓળખતો હતો. પણ જેલમાં જેટલા દિવસ તેમની સાથે રહેવાની તક મળી તેવી બહાર કદી મળી નહોતી. ત્યાં સ્વામી ભવાનીદયાળની જોડે ઘણા દિવસ સુધી સાથે રહેવાનો અને પરસ્પર પરિચયનો અવસર મળ્યો. એ સ્મરણ એક મીઠા સ્મરણ તરીકે હમેશાં કાયમ રહેશે. મુજફ્ફરપુર જિલ્લાના ઠાકુર નવાબસિંહ એક જૂના વિચારવાળા વયોવૃદ્ધ ગૃહસ્થ હતા. અથવા એમ કહીએ તો વધુ ઠીક કે તેઓ અંગ્રેજી કેળવણીથી અજાણ હતા. ગાંધીજીની અસહકારની ચળવળે ગામડાંમાં ઘણા લોકોને આકર્ષ્યા હતા. બિહારમાં, ખાસ કરીને ગામડાંના લોકો ઉપર એની વધારે અસર થઈ હતી. એથી ઊલટું તેની જોડેના આવેલા યુક્ત પ્રાંતમાં શહેરો ઉપર એ ચળવળની વધારે અસર પડી હતી. ચંપારણમાંના ગાંધીજીના કામથી ગામડાના લોકો વાકેફ થઈ ગયા હતા અને ખેડૂતો મોટે ભાગે ગામડાંમાં વસનારા હોઈ, એમના ઉપર ગાંધીજીનો બહુ ભારે પ્રભાવ પડ્યો હતો. એ પ્રભાવને લીધે જ ઠાકુર નવાબસિંહ આ ચળવળમાં શરૂથી જ દાખલ થયા હતા. અને તે પણ પોતે એકલા જ નહોતા આવ્યા. એમના દીકરા, ભત્રીજા, પૌત્ર, એ સૌની સાથે આવ્યા હતા. સીતામઢી પરગણા—સબડિવિઝન—માં જે કંઈ કરવા કરાવવાનું હોય એનો ભાર ઠાકુર નવાબસિંહને માથે પડતો, અને એમાં તેઓ મોખરે રહેતા. આધુનિક ઢબે ભણેલા ન હોવા છતાં તેઓ એટલા ચતુર હતા કે બધી વાતો તરત સમજી લેતા. કૉંગ્રેસની આજ્ઞાઓનું પાલન કરવા તથા કરાવવા માટે તેઓ બનતો બધો પ્રયાસ કરતા. તેઓ પણ પોતાના દીકરા સાથે હજારીબાગની જેલમાં આવ્યા હતા. મને ત્યાં એમને વધારે ઓળખવાની તક મળી. પોતાના જીવનની અંત ઘડી સુધી એમણે પોતાનો વિચાર દૃઢ રાખ્યો હતો. ૧૯૪૨ના ઑગસ્ટમાં ગાંધીજી તથા બીજાઓના પકડાયા બાદ જે ચળવળ ઊપડી એમાં પણ તેઓ એ જ ઉમંગ, નીડરતા અને દૃઢ વિશ્વાસપૂર્વક જોડાયા જે ઉમંગ, નીડરતા અને દૃઢ વિશ્વાસથી તેઓ આરંભથી અસહકારની ચળવળમાં જોડાયા હતા. સીતામઢી નેપાળની પાસે આવેલું છે. પોલીસની ધમાચકડીમાંથી વેગળા રહીને કામ કરવા માટે તેઓ નેપાળની તળેટીમાં

ચાલ્યા ગયા. ત્યાં રહીને તેઓ કોંગ્રેસનું કામ કરતા રહ્યા. છેવટે ત્યાં માંદા પડ્યા. અને અમે જેલમાં ખબર સાંભળી કે ત્યાં નેપાળની તળેટીમાં એમનું મૃત્યુ થયું.

સ્વામી સહજાનંદ પણ અમારી સાથે હતા. એમની પાસે ઘણા ગીતા શીખતા હતા. મનેયે એ શીખવાની ઇચ્છા હતી, પણ વખતની તાણને લઈને હું એ ઇચ્છા પાર ન પાડી શક્યો. પરંતુ મારે સૌથી વધારે ગાઢ સંબંધ શ્રી નિવારણચંદ્ર દાસગુપ્તની સાથે બંધાયો. તેઓ એક સાધુવૃત્તિવાળા પુરુષ હતા. ગાંધીજીની અસહકારની ચળવળને એમણે કેવળ રાજદ્વારી આંદોલન જ નહોતું ગણ્યું પણ ધાર્મિક ઉન્નતિનું એક સાધન પણ લેખ્યું હતું. એમની સાથે અમે પતંજલિના યોગસૂત્રનું અધ્યયન કર્યું. એમની વિદ્વત્તા અને ઊંડી સંશોધનશક્તિની અમને ત્યાં આગળ જ ખબર પડી. એ શાસ્ત્રીય નિયમો પ્રમાણે પોતાના જીવનને ઘડવાનો એમણે કેટલો પ્રયત્ન કર્યો છે એ પણ જાણ્યું. થોડા દિવસ પછી ક્ષયરોગથી પીડાઈને તેઓ એક એવુ સ્થાન ખાલી મૂકતા ગયા કે જે હજી સુધી ખાલી જ છે.

કેટલીક બાબતમાં જેલની અંદર એકબીજા સાથે મીઠી હરીફાઈઓ પણ ચાલી. કેટલાકે બંદી અથવા કેદી નામનું એક હસ્તલિખિત માસિક કાઢ્યું. બીજાઓએ કારાગાર નામનું એક બીજું માસિક કાઢ્યું. એમાં લખ્યું કે કેદી અથવા બંદી તો આવે છે ને જાય છે, બદલાતા રહે છે પણ કારાગાર તો સ્થાયીપણે ચાલ્યા જ કરે છે. આ માસિકોમાં રાષ્ટ્રીય હિલચાલ સંબંધી લેખો લખવામાં આવતા. એક વિશેષાંકમાં બધા જિલ્લાના મુખ્ય કાર્યકર્તાઓ પાસે પોતપોતાના જિલ્લાના આંદોલનની પ્રગતિ ઉપર લેખ લખાવવામાં આવ્યા. મારો ખ્યાલ છે કે એ લેખોમાંથી આખી ચળવળનો ઇતિહાસ લખી શકાય એવી ઘણી સામગ્રી મળી શકે એમ હતું. એ વિશેષાંક અત્યારે ક્યાં છે એ યાદ નથી. આ સામયિકોના મુખ્ય વ્યવસ્થાપક અને લેખકોમાં શ્રી સ્વામી ભવાનીદયાળ, ગંગયાના બાબુ મથુરાપ્રસાદ સિંહ, શ્રી રામવૃક્ષ બેનીપુરી અને ઉત્સાહી યુવક શ્રી મહામાયાપ્રસાદ હતા. એકેક અંકોમાં થોડાક ચિત્રો પણ દોરવામાં આવેલાં. એ દોરવા દોરાવવાનો જશ ગિદ્ધૌરના કુમાર કાલિકાપ્રસાદ સિંહને ફાળે જાય છે.

આ જેલયાત્રામાં અમને જેલ બાબત ઝાઝી માહિતી કે અનુભવ ન મળ્યાં; કારણ કે એક તો આપણા લોકો એટલા બધા હતા કે

બીજાઓ તરફ વધુ ધ્યાન ખેંચાતું જ નહીં; અને બીજું, સાધારણ કેદીઓને મળવાની તક પણ ઝાઝી ન મળી. અમારું કામ કરવા માટે જે કેદીઓ આવતા તે તથા હું કારખાનામાં કાપડ કે પાટી વણવાને જતો હતો ત્યારે જે કેદીઓ ત્યાં આવતા એટલા સાથે જ મળવાનું બનતું. પરંતુ જેટલા મળ્યા તેમાં ઘણા સારા પણ જોવામાં આવ્યા. કોઈક ને કોઈક કારણે તેઓ જેલમાં આવી ગયા હતા, પણ સામાન્ય રીતે તેઓમાં એવી કોઈ વાત દેખાતી નહોતી જેને લઈને એમને લાંબી સજા આપવી ઉચિત ગણાય. આ બાબતમાં પાછળથી જે અનુભવો મળ્યા એનો ઉલ્લેખ બીજે પ્રસંગે આવશે.

શરૂઆતમાં અમને એકે છાપું મળતું નહોતું. એની જરૂર અમને સૌને બહુ જણાતી હતી. પણ જેલ એવું સ્થળ છે જ્યાં બંદોબસ્ત કર્યે દરેક વસ્તુ મળી શકે છે! આ વિશેષ પ્રકારની ગોઠવણને માટે લોકોએ ખાસ શબ્દ ખોળી કાઢ્યો છે. એને 'તિકડમ' કહેવામા આવે છે. કેટલાક જણ તિકડમથી ક્યારેક ક્યારેક એકાદું છાપું મગાવી લેતા હતા અને એ વાચીને તેમાં છપાયેલા સમાચારો બીજાઓને આપતા. થોડાક દિવસ બાદ એક ગૃહસ્થ બધાની સંમતિપૂર્વક ક્યાંકથી છાપું મેળવીને વાચી લેતા અને સૌને એ ખબરો કહી સંભળાવતા. એમની યાદશક્તિ અને કહેવાની ઢબ પણ એવી સારી હતી કે સૌ ખુશ ખુશ થઈ જતા. જ્યારે ખબરો સાંભળવાનો વખત થતો ત્યારે બધા આતુરતાથી એમની વાટ જોતા. કેટલાક દિવસ પછી સરકારે છાપું આપવાનું સ્વીકાર્યું. પણ જેમ સરકારનાં બીજાં બધાં કામમાં બને છે તેમ દેખાવ પૂરતું તો કહેવામાં આવ્યું કે છાપાં આપવામાં આવે છે; પણ અમને આખા અઠવાડિયામાં એક વાર એક છાપું મળતું હતું, અને તેયે સ્ટેટ્સમૅનની સાપ્તાહિક આવૃત્તિ! એ પરદેશ માટે છપાતી હતી. એમાં મોટે ભાગે એવા વિચારો આવતા કે એ જાણવાની ઉત્કંઠા આપણામાંથી ભાગ્યે જ કોઈને હોય. ખબરો પણ એમાં એવી રહેતી કે પરદેશના વાચકોને જ એમાં વધુ રસ પડે. વળી એ એક અઠવાડિયા જેટલી વાસી પણ હોય. હિંદુસ્તાનમાં રહેનારાઓને અને ખાસ કરીને સત્યાગ્રહીઓને હિસાબે એ ખબરો કશાયે લાભની નહોતી. જોઈએ તો બંધારણરૂપે હોય કે પછી બીજા કોઈ સુધારારૂપે હોય, અંગ્રેજ સરકાર જે સગવડો આપવાની જાહેરાત કરે છે એ બધી આખરે આવી જ નીવડે છે. નામ પાડવા પૂરતી એક વસ્તુ આપવામાં આવે છે, પણ એમાં કશોય સાર કે અસલી તત્ત્વ હોતું નથી આવી બધી વસ્તુઓથી જેલનો વખત વીતતો હતો.

## ૯૫. ગોળમેજી અને પંડિત મોતીલાલનું અવસાન

એ અરસામાં, એટલે કે હું હજારીબાગ પહોંચ્યો તે પછી થોડા જ દિવસમાં ગોળમેજી પરિષદ વિષે વાત શરૂ થઈ. સૌ પહેલાં મિ. સ્લોકમ્બે પંડિત મોતીલાલજી સાથે થયેલી મુલાકાતની વાત બહાર પાડી. ત્યાર પછી સર તેજબહાદુર સપ્રુ અને શ્રી જયકર સમાધાન કરાવવાં વચ્ચે પડ્યા. તેમની મધ્યસ્થીથી નૈની જેલમાંથી પંડિત મોતીલાલ, પંડિત જવાહરલાલ અને દાક્તર મહમદને મહાત્મા ગાંધી તથા કારોબારી સમિતિના બીજા સભ્યો પાસે પૂના લઈ જવામાં આવ્યા; ત્યાં વાતો થઈ. પણ કંઈ મેળ બેઠો નહીં અને વાટાઘાટ પડી ભાંગી. હજારીબાગ જેલમાં આપણા લોકોની એક વાત ઉપર મારું ધ્યાન ગયું. છાપાંમાં સમાધાનીની કંઈક વાત આવતી ત્યારે તેઓ બહુ આતુરતાથી એ વાંચતા અને દરેક વાત ઉપર ખૂબ ચર્ચાઓ ચલાવતા. એમનામાંના ઘણાએ સમાધાની માટે અધીરા થઈ ગયા હોય એમ લાગતું. એટલું ખરું કે કેટલાક જણ એવા જરૂર હતા, જેઓ સ્વરાજ સંબંધી સંતોષકારક મુદ્દા નક્કી ન થાય ત્યાં સુધી સમાધાન થવું ન જોઈએ એ વિષે મક્કમ હતા. પણ બીજા એવા લોકોયે હતા જેઓ માનતા હતા કે ગોળમેજી પરિષદમાં કંઈક ને કંઈક સમાધાનકારક નિવેડો આવી જશે, એટલે અત્યારે આપણે અહીં ઝઘડો લંબાવ્યા વિના ત્યાં જવાનું સ્વીકારી લેવું જોઈએ. એવા લોકોને સમાધાન ન થયું એ ન ગમ્યું.

ડિસેમ્બરમાં જેલમાંથી છૂટીને હું સીધો મુંબઈ ગયો; કારણ કે એ વખતે એક રીતે મુંબઈ ચળવળનું કેંદ્ર હતું. ત્યાં આઝાદ મેદાનમાં સભાઓ ભરાતી, લાઠીમારથી એ વિખેરી નાખવામાં આવતી ને ઘણાં જણ ઘાયલ થતાં. બધાં ઘાયલોની સેવાશુશ્રૂષાની ગોઠવણ કોંગ્રેસની ઇસ્પિતાલમાં હતી. ત્યાંનું રૂ બજાર ઘણા દિવસો લગી બંધ રહેલું. બીજી રીતે પણ ત્યાંના લોકો ચળવળમાં ભાગ લેતા હતા. ત્યાં જઈને હું સૌને મળ્યો. સરદાર વલ્લભભાઈ સાથે પણ મુલાકાત થઈ.

બિહારમાં ચોકીદારી કર ન ભરવાનો કાર્યક્રમ ચાલી રહ્યો હતો. સરકાર સખ્તીથી એ હિલચાલને કચરી રહી હતી. જેની પાસે બેચાર આના પણ કર પેટે બાકી રહેતા એનો ઘણો માલ બરબાદ કરવામાં આવતો. જ્યાં કોઈ આખું ગામ કર આપવાનું બંધ કરી દેતું ત્યાં આખું ગામ લૂંટી

લેવામાં આવતું. અમારી જમીનદારીમાં આવેલા એક ગામડા સંબંધી બધી માહિતી મેં એકઠી કરી. પોલીસે ત્યાં જઈને એક માણસને ગોળીથી ઠાર કર્યો હતો, અને બીજાઓને ખૂબ ઠોકયા હતા. બીજા એક ગામડામાં મેં જાતે જઈને જોયુ હતું; ત્યાં ઘરોમા પેસી જઈને અનાજ ભરવાની કોઠીઓ ભાંગી નાખવામાં આવી હતી, સઘળાં વાસણકૂસણનો ભુક્કો કરી નાખવામાં આવ્યો હતો. ભરેલા ખાટલાઓનાં વાણ-પાટી સુધ્ધાં કાપી નાખવામાં આવ્યાં હતાં, અને મકાનોના લાકડાંના થાભલાઓ કાપી નાખવામાં આવ્યા હતાં. એક ગામડાની દશા એવી કરી મૂકી હતી કે પોલીસ ત્યાંથી પાછી ફરી ત્યારે લોકોની તરસ છિપાવવા માટે તેમાં નહોતો એકે ઘડો બાકી રહ્યો કે નહોતું એકે દોરડું બચ્યુ! બીજાં અનેક ગામડાંમાં આવા કિસ્સા બન્યા હતા અમારી ગેરહાજરીમાં અનેક ઠેકાણે ગોળી પણ ચાલી હતી. ટૂંકમાં, બહુ જ આકરુ દમન ચાલી રહ્યુ હતું. આમળ ચાલતાં જ્યારે સરકારે જોયું કે લોકો કેવળ જેલ જવાથી ડરતા નથી ત્યારે એણે દંડ કરવાનું શરૂ કર્યું દંડની ભારે ભારે રકમો વસૂલ કરવા માટે ઘરના માણસો ઉપર જુલમ કરવામાં આવતો, અને એકને બદલે દસનો માલ વેચી નાખવામાં આવતો. કોઈ કે આને અંગે હાઈકોર્ટમાં એક વાર અપીલ કરી. તેમાં એવો ચુકાદો આવ્યો કે હિંદુઓના સંયુક્ત કુટુંબમાં એક માણસને વાકે એના આખા કુટુંબની સંપત્તિને હરાજ ન કરી શકાય. કે, એ જપ્ત પણ ન કરી શકાય. એ ચુકાદાને લીધે સરકારનો હાથ કંઈક અટક્યો ખરો પણ દંડ અને ચોકીદારી કર ન આપવાને કારણે જે લૂંટફાટ ચાલતી એને લઈને લોકોમાં કંઈક ડર ફેલાતો નજરે પડયો. પણ તેમ છતાં ચળવળ તો ચાલુ જ હતી, ક્યાયે બંધ નહોતી પડી.

લગભગ એ જ અરસામાં પંડિત મોતીલાલજી છૂટયા. એમની તબિયત બહુ જ કથળી ગઈ હતી. પ્રયાગ જઈને હું એમને મળ્યો. ઉપચાર કરાવવા તેઓ કલકત્તા ગયા. થોડા દિવસ ત્યાં રોકાઈને તેઓ પાછા પ્રયાગ આવ્યા. પોતે માંદા હોવા છતાં એમણે ચળવળ ચલાવવાનો ભાર પોતાની ઉપર લીધો હતો. હુ એમની આજ્ઞા મુજબ કામ કરતો હતો. સરકારે એ વખતે કોંગ્રેસની કારોબારી સમિતિને ગેરકાયદેસર ઠરાવી હતી. એ જ પ્રમાણે પ્રાંતિક સમિતિ તેમ જ બીજી પણ ઘણીખરી સમિતિઓ ગેરકાયદે બની હતી. એટલે કારોબારી સમિતિની વિધિપૂર્વક બેઠક ભરવી ગેરકાયદે હતું, પણ અમે લોકો અવિધિસર બેઠક ભરી શકીએ એમ હતા. પેલી બાજુ વિલાયતમાં ગોળમેજી પરિષદનું કામ પૂરું થવા આવ્યુ હતું. એમાં કંઈ કામ આગળ વધ્યું નહોતું. વડાપ્રધાન મેકડોનલ્ડે એક ભાષણ આપીને એ પરિષદ મુલતવી

રાખી. એ ભાષણમાં ગોળગોળ વાતો હતી. ગોળમેજી પરિષદમાં કૉંગ્રેસ ભાગ લે તે માટે એક વધુ પ્રયત્ન કરવાનો તેમનો ઇરાદો જણાયો. મૅકડોનલ્ડના એ ભાષણની કંઈક પહેલાં પંડિતજીની સલાહથી કારોબારી સમિતિના જે સભ્યો બહાર હતા એમને પ્રયાગ બોલાવવામાં આવ્યા. સૌને કાગળો મોકલી દીધા. છાપાંઓમાં એ ખબર આપી શકાય એમ નહોતું ને આપી પણ નહોતી. લાહોરમાં પોલીસે એક સભ્યની જડતી લીધી, તેમાં એ કાગળ મળી આવ્યો. છાપાંઓમાં એ સમાચાર પ્રગટ થયા. અમે એ જોયું ત્યાર સુધીમાં મૅકડોનલ્ડનું ભાષણ છાપાંઓમાં આવી ગયું. અમે માનતા હતા કે જો બેઠક ભરાશે તો પહેલાં એક વાર બન્યું હતું તેમ બધાને એકસામટા પકડી લેવામાં આવશે. પંડિતજીએ આજ્ઞા કરી કે છાપાંઓમાં ખબર આપો કે મૅકડોનલ્ડના ભાષણ ઉપર વિચાર કરવાને કારોબારી સમિતિની બેઠક અમુક તારીખે પ્રયાગમાં મળશે. પેલી બાજુ માલવીયજી એ જ અરસામાં બીમાર હાલતમાં છૂટયા. એમને પણ આમંત્રણ મોકલવામાં આવ્યું.

સભાનો દિવસ આવ્યો. કારોબારીના જે સભ્યો આવી શકે એમ હતા, તેઓ પ્રયાગમાં આવી પહોંચ્યા અમે બધા એમ માનતા હતા કે આ ગેરકાયદે બેઠકમાં અમે બધા પકડાઈ જઈશું, પણ પંડિતજી કહેતા હતા કે આપણે મિ. મૅકડોનલ્ડના ભાષણ ઉપર વિચાર કરવાની જાહેરાત કરી છે એટલે તેઓ આપણને પકડવાના નથી, અને એમની વાત ખરી પડી. એ દિવસે નમતા પહોરથી માંડીને રાતના મોડે સુધી ચર્ચાઓ ચાલી. અમે એક નિર્ણય ઉપર આવ્યા. મિ. મૅકડોનલ્ડના ભાષણને અમે ખામીવાળું ગણ્યું અને એનો અસ્વીકાર કર્યો. પોતાની નબળી તબિયતમાયે પંડિતજી કામ કરતા રહ્યા. અમે એમને ઘણા વાર્યા પણ એમણે માન્યું નહીં. ઠરાવ તૈયાર થયો. પંડિતજીનું કહેવું હતું કે એ ઠરાવને છાપાંઓમાં તરત જ આપી દેવો જોઈએ, નહીં તો કંઈક સમાધાન થવાનું છે એમ માનીને લોકો ઢીલા પડી જશે. મેં કહ્યું કે, એ ઠરાવને ફરી એક વાર જોઈ જઈને પછી સવારે છાપાંમાં આપીએ તો ઠીક. પંડિતજીએ એ વાત માન્ય રાખી. કારોબારી સમિતિના ખબર ઇંગ્લંડ પહોંચી ગયા હતા. ત્યાંથી એ જ રાત્રે અમારા સૂઈ ગયા બાદ પંડિતજીને શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી, સર તેજબહાદુર સપ્રુ અને શ્રી જયકરનો તાર મળ્યો. તેમાં લખ્યું હતું કે, 'અમે હિંદુસ્તાન પાછા ફરીએ છીએ અને અમે કારોબારી સમિતિને મળી ન લઈએ ત્યાં સુધી છેવટનો કોઈ પણ નિર્ણય કરશો નહીં.' બીજે દિવસે સવારે હું પંડિતજીને મળ્યો, ત્યારે એમણે મને એ

તાર બતાવ્યો અને કહ્યું કે હવે એ ઠરાવ છાપાંમાં ન આપો, માત્ર એટલું જ આપો કે કારોબારી સમિતિ આ તાર મળે તે પહેલાં નિર્ણય ઉપર આવી ગઈ હતી, પણ તાર મળતાં એ ઠરાવને બહાર પાડવાનું મુલતવી રાખવામાં આવ્યું છે. હું એ દિવસોમાં ઘણે ભાગે સ્વરાજભવનમાં જ રહેતો હતો.

આ બધી વાતનું પરિણામ એ આવ્યું કે સરકારે કારોબારી સમિતિના બધા ચાલુ તેમ જ અગાઉના સભ્યોને છોડી મૂક્યા. સત્યાગ્રહનો આરંભ થયો હતો ત્યારથી કારોબારી સમિતિનો કોઈ સભ્ય પકડાતો તો તેની જગ્યાએ બીજા કામચલાઉ સભ્ય બનાવી લેવામાં આવતા હતા. આવી રીતે મૂળ સભ્યો તથા કામચલાઉ સભ્યો મળીને ઠીક ઠીક સંખ્યા થઈ ગઈ હતી. એ બધાને છોડી મૂકવામાં આવ્યા. છૂટ્યા કે તરત ગાંધીજી સીધા પ્રયાગ આવી પહોંચ્યા. બધા લોકોને બોલાવવામાં આવ્યા. ત્યાં ચર્ચાઓ શરૂ થઈ. પંડિતજીની તબિયત દિવસે દિવસે બગડતી જ ગઈ. એ કારણે પંડિત જવાહરલાલને એમની સજાની મુદત પૂરી થયા પહેલાં છોડવામાં આવ્યા હતા. પંડિતજીએ એમની માંદગીમાં પણ સતત કામ કર્યાં કર્યું, અને વારંવાર વારવા છતાં ગણકાર્યું જ નહીં. ખાસ કરીને જે રાત્રે કારોબારી સમિતિની બેઠક મોડા સુધી ચાલી ત્યારે ઠરાવ ઘડવા ને સુધારવામાં તેમણે અતિશય શ્રમ લીધો. તેમની માંદગી જોકે સાધારણ માંદગી નહોતી અને એમની અવસ્થા પણ થઈ હતી છતાં મને લાગે છે કે તેમને આટલો બધો પરિશ્રમ ન કરવો પડ્યો હોત તો તેમની બીમારી વધી ન જાત અને દેશને તેમની બુદ્ધિમત્તા અને દૃઢતાનો લાભ હજી ઘણા વખત સુધી મળ્યા કરત. એમના એ છેવટના દિવસોમાં એમની પાસે રહેવાનું સદ્ભાગ્ય મને મળ્યું, એ હું મારે માટે બહુ મહત્ત્વની વાત માનું છું. એમની ધીરજ, એમનું ઊંડાણ, એમની મેધાશક્તિ, અને એમના દેશપ્રેમનો પૂરો પરિચય મને ત્યારે જ થયો. દેશમાં ચાલી રહેલી ચળવળ, એનો વિકાસ તથા દેશના ભવિષ્યની વાત છોડીને એક ક્ષણ પણ તેઓ બીજો કશો વિચાર નહોતા કરતા. પોતાની તબિયતની સહેજ પણ પરવા કર્યા વિના કેવળ દેશોદ્ધારનું જ ચિંતન તેઓ કર્યા કરતા.

કલકત્તાવાળા કવિરાજ શ્રી શ્યામદાસ વાચસ્પતિ એમને માટે પ્રયાગ આવેલા. એમણે પંડિતજીને શ્રમ લેવાની વારંવાર મના કરી, પણ પંડિતજી માને એમ ક્યાં હતા? આખરે પંડિતજીની હાલત સાવ લથડી ગઈ. ઉપચાર કરાવવા એમને લખનૌ લઈ જવાનું નક્કી થયું. પંડિત જવાહરલાલ આવી ગયા હતા. તેઓ એમને લખનૌ લઈ ગયા. પંડિતજી એટલા બધા

વિનોદી હતા કે એ વખતે પણ એમનો વિનોદ ઓસર્યો નહીં. એમના ચહેરા ઉપર થોડોક સોજો આવી ગયો હતો. તેઓ જ્યારે લખનૌ જવા નીકળ્યા અને હું એમને પ્રણામ કરવા ગયો ત્યારે તેઓએ હસતા હસતા પોતાની આસપાસ ઊભેલા લોકોને કહ્યું, જુઓ મારો ચહેરો, હું બ્યૂટી કૉમ્પિટિશન (સૌંદર્યની હરીફાઈ)મા કૉમ્પિટ (હરીફાઈ) કરવાને જાઉં છું બધા પરાણે આછું હસ્યા; પણ સૌના મનમા ફાળ હતો કે કદાચ હવે ફરી પાછાં એમનાં દર્શન નહી થાય! અને એમ જ બન્યુ. લખનૌ પહોંચતાંની સાથે એમનો દેહ છૂટચો એમને લખનૌ તરફ વિદાય કર્યાં પછી હું હજુ પટના પહોચ્યું ત્યા તો એ દુખદાયી સમાચાર આવ્યા. વળતે પગલે જ હું પાછો પ્રયાગ ઊપડ્યો; પણ હું પહોચ્યું તે પહેલા એમના શબનો અગ્નિસંસ્કાર થઈ ગયો હતો.

પંડિતજીના મરણથી આખા દેશમા હાહાકાર થઈ ગયો દેશમા ચોમેર કોણ જાણે કેટલીય શોકસભાઓ ભરાઈ. પ્રયાગની જાહેર શોકસભામાં મેં પણ બે શબ્દો કહ્યા હતા. પણ દેશને જે ખોટ પડી હતી તે શબ્દો વડે વ્યક્ત કરી શકાય એમ નહોતી. જે સમયે કારોબારી સમિતિના સભ્યો દેશની પરિસ્થિતિ ઉપર વિચાર કરી રહ્યા હતા, અને સરકારની સાથે કંઈક વાટાઘાટ ચાલી રહી હતી કે ચાલવાની હતી, એવે અણીને પ્રસંગે પંડિતજીની દીર્ઘદૃષ્ટિ અને કાર્યકુશળતાથી દેશ વંચિત થઈ ગયો તેથી તેમની ખોટ અમને વળી વધારે સાલતી હતી.

૯૬

# ગાંધી-ઇર્વિન કરાર

ગોળમેજીના સભ્યો વિલાયતથી પાછા આવી પહોંચ્યા એટલે કારોબારી સમિતિ સાથે એમની મુલાકાત થઈ. એમણે ત્યાંની બધી વિગત જણાવી. મહાત્માજી બીજી બધી વસ્તુઓ ઉપરાંત એ વાત ઉપર બહુ ભાર મૂકતા હતા કે, આપણી ચળવળને કચરી નાખવાને સરકારી અમલદારોએ જે અત્યાચારો ગુજાર્યા છે તેની એક તટસ્થ અદાલત મારફતે તપાસ કરાવવાનું સરકારે કબૂલ કરવું જોઈએ પણ લૉર્ડ ઇર્વિન એ વાત સાંભળવાયે માગતા નહોતા. પ્રયાગમા એવુ જણાયુ કે વાતચીત આગળ ચાલવાની નથી અને મામલો એટલે જ અટકી જશે. મહાત્માજી પણ પોતાની વાત ઉપર મક્કમ રહ્યા વાઈસરૉય સાથે એમની મુલાકાત થવા બાબત ચર્ચા ચાલી; પણ જ્યા સુધી ગાંધીજી એમની પોતાની વાતને આગ્રહપૂર્વક વળગી રહે ત્યા સુધી મુલાકાત થાય એ બની શકે એમ નહોતું. છેવટે એક દિવસે મહાત્માજીએ પોતાની તરફથી વાઈસરૉયને એક કાગળ લખ્યો અને એમા એમને મળવાની પોતાની ઇચ્છા જણાવી તથા એમની પાસે વખત માગ્યો. એ રીતે મુલાકાતનો રસ્તો મોકળો થયો. દિલ્હીમા મુલાકાત થઈ. અમને, કારોબારી સમિતિના બધા સભ્યોને પણ ત્યાં બોલાવવામાં આવ્યા. લગભગ વીસેક દિવસ વાઈસરૉય સાથે મહાત્માજીની મુલાકાતો ચાલી. કોઈ કોઈ વાર તો આખો દિવસ મહાત્માજી વાઈસરૉયને ત્યાં રોકાઈ રહેતા, અને કોઈ વાર મોડી રાતે પાછા ફરતા. જે દહાડે મહાત્માજી ત્યા રોકાઈ જતા તે દહાડે મીરાબહેન એમનું ભોજન લઈ જતાં. ત્યાથી પાછા ફર્યા બાદ મહાત્માજી અમને બધાને ભેગા કરીને ત્યાં થયેલી વાતચીતનો સાર સંભળાવતા અને અમારો મત જાણી લેતા. જ્યારે તેઓ રાત્રે બહુ મોડા આવે ત્યારે અમે સૂઈ ગયા હોઈએ તોપણ પાછા ઊઠીને એમની પાસેથી બધુ સાંભળી લેતા.

ગુજરાતમા ચળવળ દરમ્યાન ખેડૂતોની પુષ્કળ જમીનો જપ્ત કરવામાં આવી હતી સરદાર વલ્લભભાઈ પટેલનો આગ્રહ હતો કે એ બધી જમીનો પાછી મળવી જોઈએ, પણ બીજી બાજુ મુંબઈ સરકાર એ વાત માનતી નહોતી. છેવટે, એમ નક્કી થયું કે જમીનોની બાબતમાં તપાસ કરવામાં આવશે. સત્યાગ્રહ મીઠા અંગે જ આરંભવામા આવ્યો હતો

એટલે મહાત્માજીનો આગ્રહ હતો કે એ બાબતમાં ગરીબોને પૂરતી સગવડ મળવી જોઈએ. પંડિત જવાહરલાલજી આ બધી વાતથી અસંતુષ્ટ હતા. એમને ડર હતો કે આવી જાતની સમાધાનીને લીધે દેશ પાછો હઠી જશે. બીજાઓની માન્યતા એવી હતી કે જો સંતોષકારક સમાધાની થઈ જાય તો સારું થશે; એથી કંઈ બગડવાનું નથી. રોજ સવારે મહાત્માજી ફરવા જતા, હું પણ એમની સાથે જતો. એક દિવસ મેં એમને કહ્યું કે સમાધાન થઈ જાય, પણ એ સમાધાનમાં આપણી હાર નહીં પણ જીત દેખાય એવો કોઈક ઉપાય આપ કરો. મહાત્માજી હસ્યા અને બોલ્યા કે, સમાધાની વડે હારજીત થોડી જ પરખાવાની છે? જો આપણી જીત થઈ હશે તો સમાધાન ગમે એવું હોય, તોયે એ જીત છે, ને લોકો એ જીત અનુભવ્યા વિના નહીં રહે; અને જો આપણી હાર થઈ હશે તો, ઉપર ઉપરથી આપણે ગમે તેવી વાતો કરીએ, છતાં આપણે હાર્યા જ દીસે અને લોકો પણ એને હાર જ ગણશે. આખરે સમાધાનીની જે શરતો નક્કી કરવામાં આવી એની ઉપર કેટલાયે દહાડા સુધી ખૂબ ઝીણવટપૂર્વક વિચાર ચાલ્યો. મહાત્માજીને એક બાજુ લૉર્ડ ઇર્વિન સાથે એના દરેક શબ્દ વિષે ચર્ચા કરવી પડતી અને બીજી બાજુ અમારી બધાની સાથે એમને દરેક શબ્દ વિચારવો પડતો.

હતો. પંડિત જવાહરલાલને બાદ કરતાં લગભગ બીજા બધાયે સભ્યો રાજી હતા. પંડિતજી બહુ દુ:ખી હતા. મહાત્માજીએ એમને ઘણું સમજાવ્યા પણુ એમને સંતોષ ન થયો.

હજી સત્યાગ્રહને મુલતવી રાખવામાં નહોતો આવ્યો. સમાધાનની વાટાઘાટો ચાલતી હતી અને સત્યાગ્રહ પણુ જારી હતો. વાટાઘાટોને લીધે સત્યાગ્રહની પ્રગતિ સ્વાભાવિક રીતે જ ધીમી પડી ગઈ હતી; પણુ એ ગાળામાયે કેટલીક જગ્યાએ બહુ ગંભીર બનાવો બની ગયા. ગાધીજીએ એ બનાવોની વાઈસરૉયને ખબર કરી. વાઈસરૉયે એ સંબંધી તપાસ કરવાનું વચન પણુ આપ્યુ. સમાધાની ઉપર સહીઓ થતાંની સાથે કારોબારી સમિતિએ બધા પ્રાંતોને સત્યાગ્રહ મુલતવી રાખવાનો આદેશ આપી દીધો. સરકારે પણુ કૉંગ્રેસ સમિતિઓ ઉપરનો પ્રતિબંધ ઉઠાવી લીધો.

એ અરસામાં મારા નાના દીકરા ધનુના લગ્નની વાત ચાલતી હતી. લગ્નનો દિવસ પણુ નક્કી થઈ ગયો હતો. મોટાભાઈએ એ દિવસ એવું ધારીને ઠરાવેલો કે લૉર્ડ ઇર્વિન સાથે ચાલી રહેલી વાતચીત એ દિવસ પહેલાં પતી જશે અને હું વિવાહમાં પહોચી શકીશ. પણુ ઇર્વિન સાહેબ સાથેની વાતો લંબાતી ચાલી. એવુ જણાવા લાગ્યુ કે લગ્નના દિવસ સુધીમાં કશો નિર્ણય થઈ શકશે નહીં. એટલે મોટાભાઈને મેં ખબર આપી દીધા કે જો વાતો પૂરી થઈ જશે તો હું આવી પહોચીશ પણુ જો એ પૂરી નહીં થાય તો મારી રાહ જોયા વિના નક્કી થયેલે દિવસે જ વિવાહ કરી દેવા પરંતુ બરાબર લગ્નના એ દિવસ અગાઉ સમાધાની ઉપર સહીઓ થઈ ગઈ. એ જ દહાડે હુ જીરાદેઈ જવાને રવાના થયો અને, જાન ઊપડવાના લગભગ પંદર કલાક પહેલા હુ ત્યાં પહોચી ગયો. સમાધાનીની શરતોમાં સત્યાગ્રહીઓના છૂટવાની શરત પણુ હતી. એટલે મેં, હજારીબાગ જેલમા જે મિત્રો હતા એમને નોતર્યા હતા; પણુ ત્યાંથી કોઈ આવી ન શક્યા. હુ માંડ માડ જાન ભેગો જઈ શક્યો.

હુ માનું છુ કે લૉર્ડ ઇર્વિને ખાસ અંતઃકરણથી સમાધાની કરી હતી. જે કરવાનું નક્કી થયુ છે એનો બરાબર અમલ કરવાની ઇચ્છા હતી પણુ સિવિલ સર્વિસવાળાઓને સમાધાન ગમતું નહોતું. એમના તરફથી વિઘ્નો નખાવાને લીધે સમાધાન કરવામાં આટલો વિલબ થયો હતો. લૉર્ડ ઇર્વિને હિંદુસ્તાનમાં તથા મજૂર સરકારે ઇંગ્લંડથી સમાધાન કરવાનો આગ્રહ રાખીને સમાધાન કરાવ્યુ હતું. અમને ઉમેદ હતી કે એક વાર નિર્ણય આવી જશે એટલે પછી બધું કામ સરળતાથી ચાલશે, અને અમે બધા નિરાતે રચનાત્મક કામ કરી શકશું. પણુ કમભાગ્યે

લૉર્ડ ઇર્વિનની મુદત પૂરી થઈ ગઈ હતી. તેઓ દોઢેક મહિનાની અંદર જ ચાલ્યા જવાના હતા. એમની જગ્યાએ લૉર્ડ વિલિંગ્ડન વાઇસરૉય બનીને આવ્યા. તેઓ પહેલાં મુંબઈ અને મદ્રાસના ગવર્નર તરીકે આવી ગયા હતા એટલે તેઓ પહેલેથી હિંદુસ્તાનને ઓળખતા હતા. સિવિલ સર્વિસની રીતભાતનાયે તેઓ પાકા ભોમિયા હતા. એમણે આવીને સિવિલ સર્વિસને જ ટેકો આપ્યો! હિંદુસ્તાનમાં એમનો પગ પડતાંની સાથે પવનની દિશા બદલાઈ ગઈ. સમાધાની તો થઈ ચૂકી હતી એટલે ઉઘાડે છોગે તેઓ એને તોડવા નહોતા માગતા; પણ એમાંની શરતોનો અમલ કરવામાં જાત જાતની આનાકાની થવા લાગી.

અમારે મન એ સમાધાની બહુ મહત્ત્વની હતી. પહેલી વાત તો એ હતી કે બ્રિટિશ સરકાર ભારતની પ્રજાના પ્રતિનિધિત્વવાળી એક સંસ્થાની સાથે વાટાઘાટ કરવાને તથા એની સાથે સમાધાન ઉપર આવવાને તૈયાર થઈ હોય એવો આ પહેલો જ પ્રસંગ હતો. બીજી વાત એ હતી કે મીઠાની બાબતમાં ગરીબોને સારી પેઠે રાહત મળી હતી. ત્રીજી વાત એ હતી કે ગોળમેજી પરિષદમાં જઈને બંધારણ ઘડવામાં કૉંગ્રેસે ભાગ લેવાનો હતો ને બંધારણમાં અંગ્રેજોના સંરક્ષણ તથા બચાવને માટે જે શરતો રખાવાની હતી: એ હવે હિંદુસ્તાનને સારુ લાભદાયી છે કે કેમ એ દૃષ્ટિએ પણ તોળાવાની હતી. અને એ પ્રજાને માટે લાભદાયી હોય તો જ સ્વીકારાવાની હતી. ચોથી વાત એ હતી કે આખા હિંદુસ્તાનને માટે કૉંગ્રેસે એક મધ્યસ્થ સરકાર સ્વીકારી લીધી હતી; પણ પ્રાંતોને પોતપોતાનો બંદોબસ્ત પોતાની મેળે કરવાની છૂટ મળવાની હતી અને એ જાતના કેંદ્રીકરણમાં દેશી રજવાડાંઓ પણ સામેલ થવાનાં હતાં. આ પ્રમાણે કેટલીયે બાબતોનું. ભલેને ઝાંખું સરખુયે એક ચિત્ર નજરની સામે આવી ગયું હતું. એટલે, હું તો એ સમાધાનના પક્ષનો હતો અને એથી સંતુષ્ટ હતો. ખેદની વાત એટલી જ હતી કે બ્રિટિશ સરકારના પહેલાંના અનેક ઢંઢેરાઓ તથા પ્રતિજ્ઞાઓની જેમ, આ સમાધાની પણ પાળવામાં ન આવી!

૯૭

# કરાંચી કૉંગ્રેસ

દિલ્હીમાં સમાધાની થઈ ગયા બાદ કૉંગ્રેસનું અધિવેશન ભરવાનું નક્કી થયું. માર્ચ મહિનામાં કરાંચીમાં અધિવેશન ભરવાનું નક્કી થયું. વખત બહુ ઓછો હતો, પણ કરાંચીના કાર્યકર્તાઓએ બધી વ્યવસ્થા કરી લેવાનું માથે લીધું. લાહોરમાં બહુ સખત ઠંડી પડેલી તેથી હવે પછીનાં અધિવેશન ડિસેમ્બરને બદલે ફેબ્રુઆરી કે માર્ચ મહિનામાં કરવાનું નક્કી થયું હતું. એટલે જે અધિવેશન લાહોર કૉંગ્રેસ લગી સાધારણ રીતે ડિસેમ્બરમાં ભરાતું એ આ વર્ષે માર્ચમાં ભરાય એ નિયમસર જ હતું. અધિવેશનની આડે અડચણ નડે એમ હતી એ પણ સંજોગવશાત્ સમાધાન થઈ જવાથી દૂર થઈ ગઈ. સરદાર વલ્લભભાઈ પ્રમુખ ચૂંટાયા.

લાહોર કાવતરા કેસની વાત ઉપર આવી ગઈ છે. એની સુનાવણી બહુ દહાડા લગી ચાલી. એનો છેવટનો ચુકાદો હવે આવ્યો. સરદાર ભગતસિંહને તથા એમના કેટલાક સાથીઓને ફાંસીની સજા થઈ. બીજાઓને લાંબી લાંબી કેદની કે કાળાપાણીની સજા અપાઈ. ઉપવાસોને લઈને શ્રી યતીન્દ્રનાથ દાસનું મૃત્યુ થતાં દેશમાં ઊહાપોહ થયો જ હતો, તેમાં વળી આ સજાઓના બનાવને લીધે ઘણો ખળભળાટ મચ્યો. એ કેસમાં મુખ્યત્વે જુવાનિયાઓ જ અપરાધી તરીકે હતા. કેસ લાંબા વખત સુધી ચાલેલો અને તેના સમાચારો છાપાંઓમાં છપાતા રહેલા, એથી કરીને ઘણા લોકો એમાં રસ લેતા થઈ ગયા હતા. સરદાર ભગતસિંહે બહુ બહાદુરીપૂર્વક એ કેસમાં ભાગ લીધો હતો એની પણ લોકો પર ઊંડી અસર થઈ હતી. એટલે, ફાંસીની સજા મળતાં આખા દેશમાં ભારે રોષ ફેલાઈ ગયો. મહાત્માજીએ લૉર્ડ ઇર્વિનને કહ્યું કે ફાંસીની સજા બદલીને કેદની કે કાળાપાણીની સજા આપો. લૉર્ડ ઇર્વિનના જવાનો વખત બહુ પાસે આવી લાગ્યો હતો; તેઓ મહાત્માજીની વાત કબૂલી ન શક્યા; એમણે પોતાની નજીકના અમલદારોની મરજી વિરુદ્ધ સમાધાની કરી હતી, એટલે હવે આ એક વધુ કામ એમના મનની ઉપરવટ થઈને તેઓ ન કરી શક્યા. કેટલાયે દિવસો સુધી એ મામલો અધ્ધર લટકતો રહ્યો. લોકોને આશા ઊપજવા માંડી હતી કે કદાચ ભગતસિંહ વગેરે ફાંસીમાંથી ઊગરી જશે.

પણ છેવટે લોર્ડ ઇર્વિને ગાંધીજીને એ બાબતમાં પોતાની અશક્તિ જણાવી દીધી; છતાં એમણે એટલું કહ્યું કે જો તમે ઇચ્છતા હો તો કોંગ્રેસ થઈ જાય ત્યાં સુધી ફાંસી દેવાનું મુલતવી રાખીશું. કદાચ એમને એમ લાગ્યું હશે કે ફાંસીની સજાથી ઉશ્કેરાઈ જઈને ક્યાંક કોંગ્રેસ સમાધાનીનો અસ્વીકાર કરી બેસશે. અથવા કોંગ્રેસમાં જનારાઓ કોંગ્રેસ વખતે ગાંધીજી ઉપર ગુસ્સે થઈ જશે. એ સ્થિતિને તેઓ ટાળવા માગતા હતા. પણ ગાંધીજીએ એ વાત સ્વીકારી નહીં. એમણે ચોખ્ખું જણાવી દીધું કે જો એ લોકોને ફાંસીની સજામાંથી મુક્ત કરી શકાય એમ નથી તો પછી જે કંઈ કરવું હોય એ કોંગ્રેસ થયા પહેલા જ કરી નાખવામા આવે તે સારું, કેમ કે એમ ન કરતા, પાછળથી કંઈ કરવું એ દેશ તથા કોંગ્રેસ પ્રત્યે ભારે દગારૂપ ગણાશે. એટલે પછી થવાનું હતું તે થઈ ગયું. કોંગ્રસની પહેલાં જ ફાંસી દેવાઈ ગઈ. છાપામાં એ ખબર આવ્યા. એની સાથે સાથે એ ખબર પણ છપાયા કે એ શબ સાથે પણ અઘટિત વર્તન કરવામાં આવ્યું છે. આથી કરીને લોકોમાં ખૂબ જ ઉકળાટ જાગ્યો. જુવાનિયાઓ ગાંધીજી ઉપર પણ ચિડાયા. એ લોકો એટલું નહોતા સમજી શકતા કે ગાંધીજીએ પોતાથી બનતું બધુ કર્યું હતું, છતા તેઓ સરદાર ભગતસિંહને બચાવી ન શકયા તો એમાં એમનો વાંક નહોતો. કરાચીને રસ્તે ગાંધીજી સામે વિરોધી દેખાવો કરવામાં આવ્યા. કેટલીક જગ્યાએ તો લોકો પોતાનો શોક અને ગુસ્સો બતાવવાને સારુ કપડાના બનાવેલાં કાળાં ફૂલ ગાંધીજીને આપવા માટે લઈ આવ્યા. એમણે એ ફૂલોનો સ્વીકાર કર્યો, અને પોતાના તરફથી લેશમાત્ર પણ ગુસ્સાનું કે ગભરાટનું લક્ષણ એમણે ન દર્શાવ્યું.

કરાચી કોંગ્રેસમાંયે સતત આવી જાતની ઉત્તેજના રહી. એનો અર્થ એ નથી કે ગાંધીજી પ્રત્યે લોકો આદર નહોતા રાખતા. જ્યારે તેઓ ખુલ્લા મેદાનમા સવારસાંજ પ્રાર્થના કરતા, ત્યારે ત્યાં બહુ મોટી સંખ્યામા લોકો ભેગા થતા. એમના દર્શનને માટે પણ રોજના જેવી જ ભીડ જામતી. પરંતુ લોકોના હૈયાને જે આઘાત પહોંચ્યો હતો, એ પ્રગટ કરવાનો એ એક માર્ગ મળી આવ્યો હતો. પોતાના મનની વેદના એ વાટે લોકો જાહેર કરી શકયા વળી એ મનોવ્યથાનું એક ખાસ કારણ હતું. સરદાર ભગતસિંહ અને એમના સાથીઓની બહાદુરી જોતાં, લોકોના મનમાં સહાનુભૂતિ હતી; એ ઉપરાત એમના ઉપરનો આરોપ પણ લોકોની એમના પ્રત્યેની સહાનુભૂતિનું કારણ બન્યો હતો. એ આરોપ એવો હતો કે, સાઇમન કમિશનની વિરુદ્ધ દેખાવો કરવામાં આવેલા ત્યારે જે અંગ્રેજ

અમલદારને વિષે એમ મનાતું હતું કે એણે લાલા લાજપતરાય ઉપર લાઠીઓ ચલાવેલી, જેથી કરીને લાલાજીનું મૃત્યુ નીપજેલું, એ અમલદારને એ લોકોએ માર્યો હતો. અસ્તુ. એ ગમે તેમ હો, કરાંચીનું અધિવેશન બહુ મહત્ત્વનું નીવડ્યું.

લાહોરમાં નક્કી થયું હતું કે જ્યારે કૉંગ્રેસ ફેબ્રુઆરી-માર્ચમાં થશે ત્યારે સાંજને વખતે થઈ શકશે અને મંડપમાં માથા ઉપર છાંવડો કરવાની જરૂર નહીં પડે. આમ ઉઘાડા મેદાનમાં આકાશ નીચે કૉંગ્રેસની એ પહેલી બેઠક હતી. સાંજથી માંડીને મધરાત સુધી એ બેઠક ચાલતી, અને વિષયવિચારિણી સમિતિની બેઠક દિવસે છાયાંવાળા મંડપમાં થતી. આવી રીતે મંડપ બનાવવાનું ખરચ બચી ગયું, પણ તેને બદલે દીવાબત્તીનો બંદોબસ્ત મોટા પાયા ઉપર કરવો પડ્યો. દેખાવ બહુ સુંદર હતો. એ વેળા એ સાવ નવો દેખાવ હતો, એટલે એ ખૂબ જ મનોહર લાગતો હતો. ઉત્સાહનો તો કંઈ પાર ન હતો. સત્યાગ્રહ પછીનું એ પહેલું અધિવેશન હતું. સત્યાગ્રહને પરિણામે બ્રિટિશ સરકારે કૉંગ્રેસની સાથે વિષ્ટિ ચલાવીને સમાધાન કર્યું હતું. એ વાત લોકો ભૂલી શકે એમ નહોતા. એવાયે ઘણા હતા જેઓ, સત્યાગ્રહને અંગે જેલમાં ગયેલા અને આ સમાધાનને કારણે સજાની મુદત પૂરી થયા પહેલાં જ છૂટીને આવ્યા હતા. જોકે હજુ લગી ઘણા જણને છોડવામાં નહોતા આવ્યા, અને એમના સંબંધમાં પત્રવહેવાર ચાલતો હતો અથવા કોઈક કારણસર સરકાર એમને સુલેહની શરતો અનુસાર છોડવા યોગ્ય ગણતી નહોતી. એમ છતાં સમાધાનીને અંગે છૂટેલા સત્યાગ્રહીઓની સારી એવી સંખ્યા કરાંચીમાં આવી પહોંચી હતી. લાહોર કાવતરા કેસના અપરાધીઓને થયેલી ફાંસી અને એમને મળેલી સજાની પણ અસર થયેલી હતી. આ બધી વાતનું પરિણામ ત્યાંની ચર્ચાઓમાં અને વાતોચીતોમાં નજરે પડતું હતું.

કરાંચીમાં બે મુખ્ય ઠરાવો થયા. એક ઠરાવ તો સમાધાની બાબતનો હતો. એમાં સમાધાની મંજૂર રાખવામાં આવી હતી. એ ઠરાવ પર બહુ વાદવિવાદ ચાલ્યો ને એમાં વખત પણ ઘણો ગયો. બીજો ઠરાવ ભારે મહત્ત્વનો હતો. એમાં સ્વરાજ્ય મેળવ્યા પછી ભારતવર્ષને માટે કાર્યક્રમની રૂપરેખા આપવામાં આવી હતી. એ ઠરાવથી કૉંગ્રેસના મંચ-પરથી પહેલી વાર એક રીતે જેમાં આર્થિક સ્વતંત્રતાની પણ કેટલીક બાબતો આવી જાય છે એવા લોકોના મૂળભૂત અધિકારોની ઘોષણા કરવામાં આવી. નેહરુ રિપોર્ટમાં આવી કેટલીક બાબતો હતી, પણ તે ખાસ કરીને આર્થિક બાબતોને લગતી, એટલી સ્પષ્ટ અને વિસ્તૃત નહોતી. એ ઠરાવના મંગળાચરણનો જશ પંડિત

જવાહરલાલ નેહરુને જ છે. મહાત્માજી તથા સરદાર વલ્લભભાઈએ એમનો જ મત માનીને એ ઠરાવ સ્વીકારી લીધો. એ સાવ નવો વિષય હતો. એના ઉપર ઝાઝી ચર્ચાવિચારણા નહોતી થઈ. વિષયવિચારિણી સમિતિમાં પણ ઉતાવળે ઉતાવળે અને અધિવેશન પૂરું થવા આવ્યું ત્યારે એ ઠરાવ રજૂ કરવામાં આવ્યો. ત્યાં લોકોએ ફરિયાદ કરી કે આટલા ભારે નિર્ણય ઉપર આવતાં પહેલાં એ વિષયને વિચારવા-તપાસવા માટે પ્રાંતનિધિઓને પૂરતો વખત આપવામાં આવ્યો નથી. એટલે કોંગ્રેસે ઠરાવ સ્વીકારી તો લીધો પણ એમાં એક વાતનો ઉમેરો કર્યો. તે વાત એ હતી કે એ ઠરાવ ઉપર બધી પ્રાંતિક સમિતિઓ પોતાનો વિચાર જણાવે અને એક ઉપસમિતિ એના ઉપર વિચાર કરીને, અખિલ હિંદ મહાસભા સમિતિમાં ઘટતા સુધારા રજૂ કરે તથા મહાસમિતિ યોગ્ય સુધારાઓ સાથે એ ઠરાવને છેવટની મંજૂરી આપે.

કરાંચી કોંગ્રેસમાં એ પણ નક્કી થયું કે જો સરકાર બોલાવે તો ગોળમેજી પરિષદમાં કોંગ્રેસના પ્રતિનિધિએ ભાગ લેવો. એ વખતે આપણા કેટલા પ્રતિનિધિઓ રહેશે અને એ અંગે સરકાર પાસે આપણા તરફથી શી માગણી કરવામાં આવશે એ નક્કી નહોતું થયું. કોંગ્રેસનો પૂર્ણસ્વતંત્રતા સંબંધનો ઠરાવ પસાર થઈ ગયો હતો, અને ભવિષ્યને માટે બંધારણ કેવું હોય, એનોયે થોડોક ખુલાસો સમાધાનીમા તથા કરાંચીના ઠરાવ મારફતે થઈ ગયો હતો. એમ ધાર્યું હતું કે બાકી જે કંઈ રહી જતું હશે એને વિષે કારોબારી સમિતિ તથા મહાસમિતિ આદેશ આપી દેશે. કારોબારી સમિતિમાં વાતચીત ચાલી ત્યારે મહાત્માજીનો એવો મત પડ્યો કે જો જવું જ પડે તો કોંગ્રેસ પોતાના પ્રતિનિધિ તરીકે કેવળ એમને જ મોકલે. કારણ ત્યાં હાથની ગણતરી વડે કશું થવાનું નહોતું. જો એ લોકો આપણી વાત માનવાના હશે તો ત્યાં એક જણ પૂરતો થઈ પડશે અને જો તેઓ માનવાના જ નહીં હોય તો મોટું ટોળું યે એમને નમાવી શકવાનું નથી.

## ૯૮

# ત્રિરંગાનું રાષ્ટ્રીય સ્વરૂપ

કરાંચીથી પાછા ફર્યા પછી મારો ઘણો વખત જે સત્યાગ્રહીઓ હજી જેલમાં હતા તેમને છોડાવવા માટે પત્રવ્યવહાર કરવામાં ગયો. સૌને પોતપોતાના પ્રાંતમાં એવી જ રીતે ખૂબ પત્રવ્યવહાર કરવો પડ્યો. સમાધાનીની શરતોને અંગે આપણે તો કેવળ સત્યાગ્રહ બંધ કરી દેવાનો હતો. એક જાહેરાત બહાર પાડીને તથા હાથ તળેની બધી સમિતિઓને આદેશ મોકલીને એ શરત આપણે પૂરી કરી દીધી. પણ સરકારને તો ઘણું કરવાનું હતું. લૉર્ડ ઇર્વિનના ગયા પછી એ બાબતમાં બહુ આનાકાનીઓ થવા માંડી. મહાત્માજી તથા કૉંગ્રેસના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલ અખિલ ભારતીય મામલાઓ વિષે હિંદ સરકાર જોડે પત્રવ્યવહાર કરતા રહ્યા. અને સ્થાનિક સવાલો ઉપર પ્રાંતિક સમિતિ-વાળાઓ પ્રાંતિક સરકારો જોડે પત્રવ્યવહાર અને ચર્ચા કરતા રહ્યા. મહાત્માજીને એને અંગે સરકારી અમલદારોની મુલાકાત પણ લેવી પડી. મારેયે અમારા પ્રાંતમાં ચીફ સેક્રેટરી મિ. હૅલેટ અને પ્રાંતના ગવર્નર સર સ્ટિફન્સનને મળવા જવું પડ્યું. ઘણી વાતોમાં સફળતા મળી પણ ખરી. પણ એટલો વખત લાગ્યો અને એટલી જંજાળમાં ઊતરવું પડ્યું કે મન કંટાળી ગયું. ત્યાં અમને સમજાયું કે જે બાબતોને અમે તદ્દન સ્પષ્ટ તેમ જ ચોક્કસ માની હતી એ કેવી રીતે અસ્પષ્ટ અને અચોક્કસ બનાવી દેવામાં આવતી હતી. આજે એનાં ઉદાહરણ યાદ નથી આવતાં; પણ એ દિવસોનાં છાપાં જોતાં એ વાત દીવા જેવી સ્પષ્ટ થઈ જાય એમ છે. ઉત્સાહની વાત કેવળ એક જ હતી; તે એ કે પટનાની કૅમ્પ જેલમાંથી તથા બીજી જેલોમાંથી છૂટીને સંખ્યાબંધ સત્યાગ્રહીઓ સદાકત આશ્રમમાં આવતા હતા અને એક રાત કે થોડો વખત ત્યાં રોકાઈને તથા ભોજન વગેરે કરીને નેતાઓનો જયજયકાર કરતા પોતપોતાને ઘેર ચાલ્યા જતા હતા. ઘેર જવાનું રેલભાડું વગેરે તો એમને સરકાર પાસેથી મળી જતું હતું, પણ પ્રાંતિક કોષમાંથીયે મારે એમને થોડીક મદદ આપવી પડતી હતી. સ્વરાજના દેશભક્ત સૈનિકોના આ હિલોળાઓ ચિત્તના ઉદ્વેગને કંઈક શાતા આપતા રહેતા હતા.

થોડા દિવસ પછી મુંબઈમાં કારોબારી સમિતિની બેઠક મળી. એ વખતે હિંદુમુસલમાન પ્રશ્ન ઉપર કૉંગ્રેસનું વલણ કઈ જાતનું રહેવું જોઈએ એ પણ એક મહત્ત્વનો પ્રશ્ન હતો. કલકત્તા કૉંગ્રેસ પછીથી ઘણા મુસલમાનો કૉંગ્રેસમાંથી ખસી ગયા હતા અને તેઓ મુસલમાનોની એક, અલાયદી સંસ્થા સ્થાપીને પોતાની માગણીઓ રજૂ કરી રહ્યા હતા. મિ. ઝીણાની ચૌદ માગણીઓ પ્રખ્યાત થઈ ચૂકી હતી. સરકાર જે ગોળમેજી પરિષદ ભરવાની હતી તેમાં ભાગ લેતા પહેલાં આપણે આપણા વિચાર સ્પષ્ટ કરી લેવા એ જરૂરનું હતું. એટલે એ બેઠકમાં એ પ્રશ્ન ઉપર વિચાર કરવામાં આવ્યો. હું ત્યાં પહોંચીને માંદો પડચો. એટલે, જોકે હું જે ઓરડામાં બેઠક ચાલી રહી હતી એની બાજુના જ ઓરડામાં હતો તોયે એમાં ભાગ ન લઈ શક્યો. ત્યાં એવું નક્કી કરવામાં આવ્યું કે મુસલમાનો તેમ જ બીજી લઘુમતી કોમોની રાષ્ટ્રીય ભાવનાને વિરોધી ન હોય એવું જ સમાધાન કૉંગ્રેસ કરી શકે. એમ છતાં, જો બીજી બધી જાતિઓ મળીને કોઈ સમાધાન સ્વીકારી લે તો કૉંગ્રેસ પણ એ મંજૂર રાખશે. સમાધાનીના મુખ્ય સિદ્ધાન્તો પણ ટૂંકામાં એ ઠરાવમાં જણાવી દેવામાં આવ્યા હતા. કારોબારી સમિતિના મુસલમાન સભ્યોએ એ ઠરાવનો સ્વીકાર કર્યો હતો એટલું જ નહીં, પણ એમના જ આગ્રહને વશ થઈને કારોબારી સમિતિએ એ ઠરાવ ઘડચો હતો અને સ્વીકાર્યો હતો. તેઓ ઇચ્છતા હતા કે જ્યારે બીજા લોકોએ જાતજાતની વાતો ઉપાડી છે ત્યારે કૉંગ્રેસે પણ પોતાના વિચારોની ચોખવટ કરી દેવી જોઈએ, જેથી કરીને દેશના લોકો એ જાણે અને જરૂર પડચે કૉંગ્રેસના પ્રતિનિધિઓ અધિકારપૂર્વક કહી શકે ને રજૂ કરી શકે.

મહાસમિતિની એક મહત્ત્વની બેઠક પણ મળી. એમાં કરાંચીના મૂળભૂત અધિકારોવાળા ઠરાવ ઉપર વિચાર કરવામાં આવ્યો. એને માટે નિમાયેલી ઉપસમિતિએ પોતાનું કામ પતાવી દીધું હતું. બધી પ્રાંતિક સમિતિઓના અભિપ્રાયો મંગાવીને પછી એ સમિતિએ પોતાનો રિપોર્ટ તૈયાર કર્યો હતો. એમાં કોઈ ખાસ મહત્ત્વનો સુધારો નહોતો થયો. કેટલાક સામાન્ય સુધારાવધારા કરીને મૂળભૂત અધિકારોનો સ્વીકાર કરવામાં આવ્યો.

એ વેળા એક બીજો ઝઘડો પણ ચાલતો હતો. રાષ્ટ્રીય ત્રિરંગી ઝંડો કદી રીતસર સ્વીકારાયો નહોતો; પણ છેક ૧૯૨૧ની સાલથી એ પ્રચલિત થઈ ગયો હતો. એમાં ત્રણ રંગના પટા હતા. સૌથી નીચે રાતો, એની ઉપર લીલો અને સૌથી ઉપર ધોળો; વચ્ચે રેંટિયાનું ચિત્ર. ગાંધીજીએ તથા બીજા લોકોએ ત્રણે રંગનો અર્થ જણાવી દીધો હતો અને સૌએ

એ માની લીધો હતો. એમાં રાતો રંગ હિંદુઓની નિશાનીરૂપ હતો. અને હિંદુઓની સંખ્યા સૌના કરતાં વધારે હોવાને કારણે બધાના આધાર તરીકે એ સૌની નીચે હતો. હિંદુઓ પછી સંખ્યામાં મુસલમાનો બીજા છે, એટલે રાતા રંગની ઉપર મુસલમાનોનો લીલો રંગ હતો. ધોળા રંગમાં બીજા બધાઓનો સમાવેશ થતો હતો. લઘુમતીઓની કુલ સંખ્યા હિંદુઓ અને મુસલમાનો કરતાં ઓછી હોવાને કારણે એ સૌની ઉપર મુકાતો હતો. આપણે અહિંસાત્મક ઉપાયો વડે જ સ્વરાજ લેવાનું નિર્ધાર્યું હતું એટલે અહિંસાના ચિહ્‌ન તરીકે વચમાં રેંટિયો મૂકવામાં આવ્યો હતો. શીખોને એ ધ્વજ પ્રત્યે અસંતોષ હતો. તેઓ કહેતા હતા કે અમારે સારુ એક જુદો રંગ હોવો જોઈએ તથા ઝંડામાં તેને પણ સ્થાન મળવું જોઈએ. શીખ લોકોએ પણ રાષ્ટ્રીય ચળવળમાં સારી પેઠે ભાગ લીધો હતો. એમની કોમ એ એક જીવંત લઘુમતી કોમ છે. જોકે, હિંદુ મહાસભા એમને હિંદુ જ ગણે છે અને ઐતિહાસિક દૃષ્ટિએ પણ તેઓ હિંદુ જાતિની એક પેટાજાતિ છે, છતાં તેઓ પોતાને અલગ કરવા માગતા હતા. આ પ્રશ્ન ઉપર વિચાર કરવાને એક ઉપસમિતિ બનાવવામાં આવી. એણે પોતાનો રિપોર્ટ રજૂ કર્યો અને ધ્વજના સ્વરૂપમાં જ ફેરફાર કરી નાખ્યો. એ રિપોર્ટને અખિલ હિંદ મહાસભા સમિતિએ મંજૂર કરી દીધો. ધ્વજનું નવું સ્વરૂપ પણ ત્રિરંગી જ હતું, પરંતુ એના રંગોમાં અને એની ગોઠવણમાં ફેરફાર થયો. લાલ રંગને ઉડાડી મૂકવામાં આવ્યો, અને એની જગ્યાએ સોનેરી કેસરિયો રંગ રાખવામાં આવ્યો. સૌથી નીચે લીલો રંગ, તે પછી ધોળો રંગ અને સૌથી ઉપર કેસરિયો રંગ ગોઠવાયો. ધોળા પટા ઉપર રેંટિયાનું ચિત્ર મુકાયું. સૌથી મહત્ત્વની વાત એ થઈ કે રંગોનો જે જાતિ વાર અર્થ કરવામાં આવતો હતો, એ કરવાનું બંધ કરવામાં આવ્યું. હવે કોઈ રંગ કોઈ ખાસ જાતિનો સૂચક ન રહ્યો. આથી શીખો પણ રાજી થયા. એમનો રંગ કેસરિયો છે. જોકે એ રંગ ઝંડાની સુંદરતા માટે લેવામાં આવ્યો હતો છતાં એમને એથી સંતોષ થયો. નવો ધ્વજ દેખાવમાંયે વધારે સુંદર હતો. આમ આ ઠરાવથી દેશને વધારે સુંદર રાષ્ટ્રધ્વજ સાંપડયો એટલું જ નહીં, પણ જુદા જુદા રંગો જુદી જુદી ખાસ જાતિઓના સૂચક હોવાને કારણે જે એક કજિયો ઊભો થયો હતો એ પતી ગયો અને કોંગ્રેસે રીતસર ઠરાવ કરીને દેશ આગળ ધ્વજ રજૂ કર્યો.

હું એ વરસે બિહારમાં અનેક જિલ્લાઓની મુસાફરીએ ગયો. લોકોને રચનાત્મક કામમાં વળગાડવાની દૃષ્ટિએ મેં એ પ્રવાસ કર્યો, અને

એમાં કંઈક સફળતા પણ મળી. એ પ્રવાસનો એક અનુભવ અહીં આપી દઉં એ સારું છે. ૧૯૨૧ની સાલમાં હું સંથાલ પરગણામાં ગયો હતો ત્યારે ત્યાં એટલું બધું દમન કરવામાં આવ્યું હતું કે મને ક્યાંયે ઊતરવાની જગ્યા મળવી મુશ્કેલ થઈ પડતી હતી. ત્યાંના પાકુર કસબાના બનાવની વાત હું પહેલાં જણાવી ગયો છું. આ વેળા હું જિલ્લાની અંદરનાં સારી પેઠે દૂર દૂરનાં ગામડાં સુધી પહોંચ્યો. બધી જગ્યાએ મારો ખૂબ સત્કાર થયો. પાકુરમાં રાત્રે નવ વાગ્યે હું ગાડીમાંથી ઊતર્યો. ત્યાં સ્ટેશન ઉપર લોકોએ રોશની કરેલી હતી. ચારે કોર દીવાઓ ઝગમગી રહ્યા હતા. ભારે ધામધૂમથી શહેર સુધી સરઘસ લઈ જવામાં આવ્યું. ત્યાંના મોટા જમીનદારોને ત્યાં મને ઉતારો આપવામાં આવ્યો. મેં એમની જ મોટરમાં આખા જિલ્લાની મુસાફરી કરી. એમણે કહ્યુંયે ખરું કે આથી ૧૯૨૧નું કલંક કેટલેક દરજ્જે ધોવાશે.

## ૯૯

# ગોળમેજીમાં ગાંધીજી

ગોળમેજીના દિવસો પાસે આવ્યા. પણ હજુ લગી સમાધાનીની બધી વાતો પૂરી કરવામાં આવી નહોતી. ખાસ કરીને એક બાબતમાં સરદાર પટેલનો બહુ જ આગ્રહ હતો. ગુજરાતનાં ગામડાંઓમાં જે જમીનો જપ્ત કે હરાજ થઈ ગઈ હતી એ બાબતમાં તપાસનું કામ હજી આરંભાયું નહોતું. એ શરૂ કરવામાં સરકાર તરફથી ભારે મુશ્કેલીઓ બતાવવામાં આવતી હતી. મહાત્માજી પત્રવ્યવહાર કરતાં કરતાં કંટાળી ગયા હતા. ઈંગ્લંડથી આગ્રહ થતો હતો કે મહાત્માજીએ ગમે તે રીતે ત્યાં પહોંચવું જ જોઈએ. મહાત્માજીને સમાધાનીની બાબતમાં સિમલે પણ જવું પડ્યું. એવું લાગતું હતું કે આ વખતે પણ ગોળમેજી પરિષદમાં કૉંગ્રેસ ભાગ લઈ શકવાની નથી. પણ અંતે સરકારે બધી બાબતો માન્ય રાખી હવે એટલું મોડું થઈ ગયું હતું કે જો એ જ અઠવાડિયે ઊપડનારી આગબોટમાં મહાત્માજી રવાના ન થઈ ગયા હોત તો ત્યાં પહોંચવામાં તેઓ ખૂબ જ મોડા પડત. આગબોટને પણ એમને વાસ્તે થોડી વાર રોકાઈ રહેવું પડ્યું હતું. ખાસ ગોઠવણો કરીને માંડ માંડ એમને સિમલેથી મુંબઈ ભેગા કરવામાં આવ્યા હતા.

ગુજરાતમાં તપાસ શરૂ થઈ. સરદારે મને ત્યાં તેડાવ્યો. હું ગયો. બારડોલીમાં તપાસ ચાલી રહી હતી. લોકો તરફથી શ્રી ભૂલાભાઈ દેસાઈ

વકીલાત કરી રહ્યા હતા, અને સરકાર તરફથી એ જિલ્લાના સરકારી વકીલ હતા. હું પણ તપાસની કચેરીએ કયારેક કયારેક જતો હતો. કેટલાયે અઠવાડિયાંઓ લગી તપાસ ચાલતી રહી. આખરે થોડાંક સરકારી કાગળિયાં રજૂ કરવાનો મુદ્દો ઊભો થયો, પણ એ રજૂ કરવામાં ન આવ્યાં; અને તપાસ અમલદારે પણ એ બાબતમાં નમતું આપ્યું. એટલે શ્રી ભૂલાભાઈએ એને ન્યાયનું ખૂન ગણ્યું અને એમણે એ તપાસમા ભાગ લેવાની ના પાડી દીધી. એ પછી સરકાર તરફથી એકપક્ષી રિપોર્ટ થયો. હું ત્યાં સરદારના કામમાં થોડીઘણી મદદ આપવાના ખ્યાલથી ગયેલો, પણ એમને મારી મદદની જરૂર ન પડી. ત્યાંના જ કાર્યકર્તાઓ ઘણા હતા. હા, કૉંગ્રેસના પ્રમુખ તરીકે એમની પાસે જે કાગળો આવતા તથા એમને જે પ્રશ્નો પુછાતા એને વિષે મારી સાથે વાતચીત ચાલ્યા કરતી. ત્યાં રહ્યે રહ્યે મેં બિહારનાં છાપાંઓમાં કેટલાક લેખો લખ્યા હતા. એમાં ગાંધીજીની ચંપારણ યાત્રા બાબત કેટલીક વાતો આપી હતી.

મહાત્માજી ઇંગ્લંડ પહોંચ્યા. પણ એટલામાં તો ત્યાંનું પ્રધાનમંડળ બદલાઈ ગયુ. હવે વેજવૂડ બેનની જગ્યાએ સર સેમ્યુઅલ હોર ભારતમંત્રી બન્યા. પણ મિ. મેકડોનલ્ડ પોતાના પક્ષ—મજૂરપક્ષ—ના મોટા ભાગના લોકોથી જુદા પડીને વડાપ્રધાન તરીકે કાયમ રહ્યા. જોકે કહેવા પૂરતુ એ મિશ્રપ્રધાનમંડળ હતું પણ ખરી રીતે એ રૂઢિચુસ્ત પક્ષનું જ મંડળ હતું. એટલે ત્યાંથી જે કંઈ થોડીઘણી ઉદારતાની આશા રાખી શકાય એમ હતું, તેનો રસ્તો પણ બંધ થયો. ગાંધીજીએ કૉંગ્રેસની માગણી રજૂ કરી. એમની ભારે આગતાસ્વાગતા અને સરભરા કરવામાં આવી. પણ હિંદુસ્તાનને સારુ મુદ્દલ સંતોષકારક બંધારણ બની શકયું નહીં. પંડિત માલવીયજી અને શ્રીમતી સરોજિની નાયડુ પણ આમંત્રણ મળવાથી ત્યાં ગયાં હતાં. કૉંગ્રેસ તરફથી એકલા મહાત્માજી જ હતા અને એની તરફથી હંમેશની જેમ તેઓ જ બોલતા હતા. બીજા બધા સરકારના નીમેલા હતા. એમાં વીણી વીણીને એવો સંઘ ભેળો કરવામાં આવ્યો હતો જે કોઈ કાળે એકમત થઈ શકે એમ હતું જ નહીં. વધારે નહીં તો એક કૉંગ્રેસી મુસલમાનને તો જરૂર બોલાવવામાં આવે તે માટે મહાત્માજીએ ખૂબ પ્રયત્ન કર્યો, પણ સરકારે માન્યુ નહીં. કદાચ બીજા મુસલમાન સભ્યોએ એ વાતનો વિરોધ કર્યો હતો. ત્યાં અંદર અંદરના કજિયા પતાવવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો, પણ એ ન બની શકયું; ત્યાં કદાચ એ બની શકે એમ પણ નહોતું. અંદર અંદર તો એકતા ન થઈ પણ ઊલટું અંગ્રેજો, મુસલમાનો અને હરિજનો વચ્ચે એક

પ્રકારની સમજૂતી થઈ. આપણા લોકો અંદર અંદર કોઈ વાતનો નિવેડો આણી ન શક્યા એટલે મિ. મેકડોનલ્ડે કોમી પ્રશ્ન વિષે પોતાનો ચુકાદો આપ્યો. તેમાં મુસલમાનોની લગભગ બધી માગણીઓ મંજૂર રાખવામાં આવી હતી. આથી હિંદુઓ તથા શીખોમાં ભારે કચવાટ થયો. મેકડોનલ્ડના એ ચુકાદામાં હરિજનોને માટે પણ અલાયદી ચૂંટણીઓની ગોઠવણ હતી. મહાત્માજીએ એનો સખત વિરોધ કર્યો હતો એમણે પોતાના એક ભાષણમાં એટલે સુધી કહી દીધું હતું કે જો હરિજનોને સારુ ચૂંટણીઓ માટે અલગ મતદાર મંડળો ઊભા કરવામાં આવશે અને સવર્ણ હિંદુઓને ચૂંટવામાં હરિજનોને અથવા હરિજનોને ચૂંટવામાં સવર્ણ હિંદુઓને ભાગ લેવાનો હક નહીં મળે, તો એવી જાતની જુદી જુદી ચૂંટણીઓની રીતનો હું પોતે સખત વિરોધ કરીશ અને એમાં મારા પ્રાણ અર્પતાં પણ અચકાઈશ નહીં. બ્રિટિશ સરકારને કશું કરવું તો હતું જ નહીં એટલે એણે આપણી અંદર અંદરની ફૂટનું બહાનું કાઢ્યું. અહીંથી ગયેલા લોકો એ વાત સમજી ગયા. તેમણે આપસમાં સલાહ કરી અને આગાખાનને પોતાના નેતા બનાવીને એક સંયુક્ત બંધારણ ઘડીને રજૂ કર્યું. પણ એમની વાતનેયે કાને ધરવામાં ન આવી. એટલે પછી બ્રિટિશ સરકાર જેવું ઇચ્છતી હતી એવી જ જાતનું બંધારણ ઘડવાની યોજના બનાવવાનું એમણે એકબીજા સાથે મળીને નક્કી કર્યું.

અહીં હિંદુસ્તાનમાં પણ દિવસે દિવસે સ્થિતિ બદલાતી — બગડતી જતી હતી. અમે સમજી ગયા હતા કે સરકાર કંઈક ને કંઈક બહાનું ખોળી રહી છે; અને સમાધાનીનો અંત આણીને એ કૉંગ્રેસ ઉપર પોતાની દાઝ ઉતારવા માગે છે. સિવિલ સર્વિસવાળાઓનો મત તો સદાયે એવો હતો જ. અને લૉર્ડ વિલિંગ્ડનનો પણ એ જ મત થયો. એટલે હવે કોઈક ફાવતો લાગ આવે તેની રાહ જોવાવા લાગી. એ સમયે લગભગ છેલ્લાં બે વરસથી બજારમાંની બધી ચીજોના ભાવ ઘટતા ગયા હતા — ખાસ કરીને અનાજના. એટલે ખેડૂતોના હાથમાં પૈસા આવવા બહુ મુશ્કેલ થઈ પડ્યા હતા. તેઓ ગણોત ભરી શકે એમ ન હતા, કેમ કે અનાજ વેચીને તેઓ ગણોત ભરી શકે તેમ જ પોતાનું બીજું જરૂરી કામ કરી શકે એટલી ઊપજ જ થતી ન હતી. તેમાંયે ખાસ કરીને યુક્ત પ્રાંતની હાલત બહુ કફોડી થતી જતી હતી. ત્યાં ૧૯૩૦ના સત્યાગ્રહના વખતથી ખેડૂતોની સ્થિતિ બગડવા માંડી હતી, અને ત્યાંના ઘણા ખેડૂતોને આશા હતી કે કૉંગ્રેસ એમને રાહત અપાવવા શક્તિમાન થશે. કોઈ કોઈ જગ્યાએ, અને ખાસ રીતે અલ્લાહાબાદ જિલ્લામાં ગણોતબંધીની ચળવળ પણ ચાલી હતી. સંધિ થઈ ગયા બાદ, આપણે

હવે ગણોતબંધીની ચળવળ અટકાવવાની હતી; કારણ કે આપણે દરેક જાતનો સત્યાગ્રહ બંધ કરી દેવાનો હતો. પરંતુ ત્યાંની પરિસ્થિતિ કેવળ રાજકીય ન હતી, બલ્કે ખેડૂતોની આર્થિક હાલત એટલી બધી બગડેલી હતી કે તેઓ ગણોત ભરવા માગે તોયે એ ભરી શકે એમ ન હતા. કૉંગ્રેસ સત્યાગ્રહ તો બંધ કરાવી દેત, પણ ખેડૂતોની એવી આર્થિક અવદશામાં એમની પાસેથી ગણોત ભરાવવું એ કૉંગ્રેસના કે બીજા કોઈના ગજાની વાત ન હતી. જો ખેડૂતોને ગણોત આપી દેવાનું કોંગ્રેસ ન કહે તો એ સમાધાનીનો અમલ નથી કરતી એમ ગણાય. એટલે એ જરૂરનું થઈ પડયું કે ત્યાં આગળ રાજકીય પ્રવૃત્તિને આર્થિક પરિસ્થિતિથી જુદી પાડીને તથા સત્યાગ્રહના અંગ તરીકેની ગણોતબંધીની ચળવળ ચલાવ્યા વગર ખેડૂતોની આર્થિક હાલત મુજબ એમને રાહત આપવાનો પ્રયાસ કરવામાં આવે. એ રીતનો પ્રયાસ કરવામાં આવ્યોયે ખરો, પણ સરકાર એ વાતને દાદ આપે એમ ક્યાં હતી!

બીજી બાજુ જમીનદારો પણ પોતાની રકમ વસૂલ કર્યા વિના સંતોષાય એમ ન હતા. સરકારે ગણોતમા થોડીક છૂટ મૂકી, પણ એ એટલી જૂજ હતી કે એથી ઝાઝી રાહત ન મળી. એ ઉપરાંત એમ બન્યું કે, ખેડુતોએ થોડીઘણી રકમ ચૂકવવાનો પ્રયત્ન કર્યો, ને થોડુંક ચૂકવી આપ્યું; એનું પરિણામ એમને માટે સા  આવ્યું; કારણ કે જેટલું લેણું બાકી રહી ગયું એને સારુ પણ એમનાં ખેતરો જપ્ત થયાં અને તેઓને એમની પોતાની જમીનથી વંચિત કરેવામાં આવ્યા. તથા પહેલાનું ઉઘરાણું એમને માથે જેમનું તેમ લટકતું રહ્યું. થોડી વધારે છૂટ અપાવીને તથા ગણોત ઘટાડીને એમને મદદ કરવાનો ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો, પણ મૂળે તો સરકાર કશું કરવાને તૈયાર થતી નહોતી અને જો થતી હતી તો એ એટલી ઓછી છૂટ આપતી હતી કે એથી ખેડૂતોને રાહત નહોતી મળતી. પંડિત જવાહરલાલ, શ્રી પુરુષોત્તમદાસ ટંડન અને એ વખતના પ્રાંતિક સમિતિના અગ્રણી સ્વ. શ્રી તસદ્દુક અહમદ શેરવાનીએ કંઈક રાહતને માટે ખૂબ પ્રયત્ન કર્યો પણ તેમાં તેઓ સફળ ન થયા. અને શી રીતે થાય? સરકાર તો કંઈક જુદા જ ઘાટ ઘડી રહી હતી. તેને કંઈક કરવું હતું તો તે પણ કૉંગ્રેસના આગ્રહને વશ થઈને નહોતું કરવું, કેમ કે એમ બને તો ખેડૂતોની ઉપર કૉંગ્રેસનો પ્રભાવ વધી જાય. એટલે બધી રીતે થાક્યા પછી ત્યાંની પ્રાંતિક સમિતિએ ખેડૂતોને પોતાની અશક્તિને કારણે ગણોત ન ભરવાની સલાહ આપવાનું નક્કી કર્યું. આને એક રીતે ગણોતબંધીની ચળવળ ગણવામાં આવી. પ્રાંતિક સમિતિથી કારોબારી સમિતિની રજા

વિના એ ચળવળ ચલાવી ન શકાય. એટલે એની પાસે રજા માગવામાં આવી.

પેલી બાજુ બંગાળમાં પણ પરિસ્થિતિ વિકટ થઈ. ત્યાંની પ્રાંતિક સરકાર હમેશ ક્રાંતિકારીઓથી ભયભીત રહ્યા કરતી હતી, અને સેંકડો જુવાનોને અમસ્તા જેલમાં પૂરી રાખતી હતી. ગાંધી ઇર્વિન સમાધાનીમાં સત્યાગ્રહી કેદીઓને જ છોડી મુકવાની વાત થયેલી, ને એમના છૂટવા આડે ઘણી મુશ્કેલીઓ આવી રહી હતી. સરકાર તરફથી જાત જાતનાં બહાનાં કાઢવામાં આવતાં હતાં. એટલે પછી ક્રાંતિકારી લોકોના છૂટવાની તો વાત જ શી કરવી? બંગાળના લોકો, એથી કરીને બહુ ઊકળી રહ્યા હતા. એ જ અરસામાં, હિજલી કૅમ્પ જેલમાં,' જ્યાં ક્રાંતિકારી — સજા પામેલા અને અટકાયતી — કેદીઓ હતા ત્યાં, વળી એક એવો બનાવ બની ગયો, જેમાં ગોળી ચાલી અને કેટલાક કેદીઓ ઘાયલ થયા તથા એકાદ માર્યોયે ગયો. એટલે પછી ત્યાં વગી વધારે ખળભળાટ મચ્યો. ચટગાંવમાં કોઈક પોલીસ અમલદારને એક ક્રાંતિકારીએ મારી નાખ્યો. એમાં કંઈ હિંદુ-મુસલમાનનો પ્રશ્ન ન હતો; કેમ કે ક્રાંતિકારીઓએ કેટલાયે હિંદુ પોલીસ અમલદારોને પણ મારી નાખેલા છે. તેઓ કોઈ પણ સરકારી અમલદારને એની જાત કે ધર્મને કારણે નહોતા મારતા પણ જેને તેઓ દેશદ્રોહી ગણે છે એને જ મારતા, પછી ભલે તે ગમે તે જાતિનો કે ધર્મનો હોય. પણ ચટગાંવમાં એને હિંદુમુસલમાનના કજિયાનું સ્વરૂપ આપવામાં આવ્યું, અને ત્યાંના હિંદુઓ ઉપર અનેક અત્યાચારો ગુજારવામાં આવ્યા, અને તેમાં અંગ્રેજો તેમ જ ઍંગ્લોઇંડિયનોનો પણ પૂરો હાથ હતો.

આ બધી બાબતોને લીધે બંગાળમાં ખૂબ જ ખળભળાટ મચ્યો હતો. સરકાર પણ નવા ઑર્ડિનન્સો બહાર પાડતાં અચકાતી હતી. બંગાળ પ્રાંતિક રાજકીય પરિષદ વયોવૃદ્ધ અને પ્રખ્યાત કૉંગ્રેસી નેતા શ્રી હરદયાળ નાગના પ્રમુખપદે બ્રહ્મપુર (મુર્શિદાબાદ)માં થઈ. તેમાં કૉંગ્રેસ તરફથી સરદાર પટેલને, શ્રી અણેને તથા મને મોકલવામાં આવ્યા. અમે પરિષદમાં ભાગ લીધો અને મેં બંગાળીમાં ભાષણ પણ આપ્યું. એ જ રીતે સરહદ પ્રાંતની હાલત પણ કંઈ સારી નહોતી, ત્યાંયે દમન ચાલી રહ્યું હતું. આ પ્રમાણે જેમ જેમ ગોળમેજી પરિષદનું કામ પૂરું થતું જતું હતું તેમ તેમ અહીંની પરિસ્થિતિ વધારે ને વધારે વિષમ બનતી જતી હતી. અમે ધારતા હતા કે હવે મામલો પાકો કથળવાનો છે, અને ફરીથી ઝઘડો ચવાનો છે.

જ્યારે કારોબારી સમક્ષ યુક્ત પ્રાંતની દરખાસ્ત ઉપર વિચાર થવા માંડ્યો ત્યારે અમને બધાને અમારી બહુ ભારે જવાબદારી જણાઈ ગાંધીજી હજી પાછા ફર્યા ન હતા એમની ગેરહાજરીમા ગણોતબંધીની શરૂઆત કરી દેવી એ અમારે સારુ કેટલુ ઉચિત છે અને ઉચિત હોય તોપણ અમે કેટલે લગી એ નભાવી શકીશુ વગેરે બાબતો પર અમે બધાએ દિવસો સુધી વિચાર કર્યો ગણોતબંધીને કારણે જે દમન થશે તે ત્યાના લોકો સહન કરી શકશે કે કેમ એ વિષે મારા મનમા શક હતો. બિહારમા ચોકીદારી કર એક નજીવો કર છે એ કોઈ ઉપર વરસે દહાડે બાર રૂપિયાથી વધારે નથી આવતો અને સાધારણ રીતે ગરીબો ઉપર આખા વરસનો છથી બાર આના જેટલો હોય છે, તથા સામાન્ય ખેડૂતો પર એમની સ્થિતિ પ્રમાણે એકથી દોઢ રૂપિયો, કે કંઈક વધારે નાખવામા આવે છે એટલે નાનો કર બધ કરવાને લીધે જે ભારે જુલમો ગુજારવામા આવ્યા હતા, એ મે ગામડાઓમા જઈને મારી નજરે જોયા હતા અને એ બધુ જોયાને હજુ એક વરસ પણ નહોતુ વીત્યુ, એટલે હુ બહુ ડરતો હતો કે ગણોત ન આપવુ એ બહુ જ વસમી વસ્તુ છે. ખેડૂતો જમીનદારનુ ગણોત આપવાનુ બધ કરે તો જમીનદારો સરકારી મહેસૂલ ન ભરી શકે, અને એથી સરકારની આવકનો એક બહુ મોટો ભાગ અટકી પડે તથા સરકારનેયે પોતાનું કામ ચલાવવામા અડચણ પડે, એટલે ગણોતબંધી કરવાથી સરકાર તરફથી પણ ઘણી જ સખ્તી થવાની આ બધા કારણોને લઈને મે વારવાર પૂછ્યુ કે લોકો કેટલે લગી દમન વેઠી લેવાને તૈયાર છે? એનો કોઈ ચોક્કસ જવાબ તો આપી શકાય એમ ન હતો, પણ યુક્ત પ્રાતના ભાઈઓએ આશ્વાસન આપ્યુ કે લોકો મોટે ભાગે ખુસીખતો સહન કરવા તૈયાર છે

સરદાર વલ્લભભાઈ પટેલનું માનવુ હતું કે જ્યારે ત્યાની પ્રાતિક સમિતિ અને બીજા આગેવાનો ત્યાની પરિસ્થિતિ એવી માને છે કે ગણોતબંધી સિવાય બીજો કશો ઉપાય જ નથી તથા લોકો પણ ખુસીખતો સહન કરવા તૈયાર છે ત્યારે આપણે અખિલ હિંદ કારોબારી સમિતિના સભ્યો પ્રાતિક સમિતિને ગણોતબંધીની રજા આપવામા આનાકાની કયે આધારે કરી શકીએ? આખરે ખૂબ જ જોઈ વિચારીને તથા અનેક જાતની મર્યાદાઓ સાથે ગણોતબંધી માટે રજા આપવામાં આવી, અને તેયે તરતોતરત ગણોતબંધી શરૂ કરી દેવાની નહી પણ એને માટે તૈયારીઓ કરવાની સરકાર તો આને માટે ટાપીને જ બેઠી હતી એણે તરત જ પગલા લેવા માડ્યા મૂળ વાત તો એ હતી કે અનાજના ભાવો એટલા ગગડી ગયા હતા

કે ગણોત ચૂકવવું અશક્ય હતું. અને એ વાતનો ત્યાંના ગવર્નર હેલી સાહેબે કેટલાક દિવસ બાદ જાહેર રીતે સ્વીકાર પણ કર્યો હતો. એમણે એટલે સુધી કહી દીધું કે જ્યાં સુધી ગણોતના આ કઢંગા કાયદાનો સમૂળો સુધાર નહીં થાય ત્યાં સુધી સમાજનું આખું સંગઠન જ ડામાડોળ થયા કરવાનું છે. પણ એ વખતે તો સરકાર કોંગ્રેસને દબાવી દેવા માગતી હતી. એટલે તેને માટે પગલાં લેવાનું શરૂ કરી દીધું.

## ૧૦૦

## સરકારનું ભયંકર દમનચક્ર

ગોળમેજી પરિષદનું કામ પત્યું કે તરત ગાંધીજી નિરાશ થઈને ત્યાંથી હિંદુસ્તાન આવવા ઊપડ્યા. એમના હિંદુસ્તાન પહોંચવાને દિવસે મુંબઈમાં કારોબારીસમિતિની બેઠક રાખવામાં આવી હતી. બધા સભ્યો પોતપોતાના પ્રાંતથી મુંબઈ જવા ઊપડ્યા. બંગાળમાં દમનચક્ર ચાલતું જ હતું. એટલામાં વળી સરહદ પ્રાંતમાંયે ખાન અબદુલ ગફ્ફારખાન, દાક્તર ખાનસાહેબ અને બીજા નેતાઓને ઓચિંતા પકડી લેવામાં આવ્યા, તથા એમને નજરકેદ કરીને એમના પ્રાંતની બહાર ક્યાંક મોકલી દેવામાં આવ્યા. યુક્ત પ્રાંતમાં શ્રી પુરુષોત્તમદાસ ટંડન અને શેરવાનીસાહેબ પણ પકડાઈ ગયા. અમે જે ગાડીમાં હતા એ જ ગાડીમાં પંડિત જવાહરલાલજી પણ મુંબઈ આવતા હતા. અમે પ્રયાગથી થોડેક જ આગળ ગયા ત્યાં મેલગાડી એક નાનકડા સ્ટેશને ઊભી રહી. પોલીસવાળાઓ મોટર લઈને પહેલેથી ત્યાં હાજર રહ્યા હતા. પંડિતજીને ત્યાં પકડી લેવામાં આવ્યા. અને અમે બધા સીધા મુંબઈ ગયા.

મુંબઈમાં મહાત્માજીના સ્વાગતની ભારે તૈયારી કરવામાં આવી હતી જે રસ્તે થઈને એમને જવાનું હતું એ રસ્તા પરનાં બધાં મકાનો માણસોની ભીડથી ખીચોખીચ ભર્યાં હતાં. સડકો પણ માણસોથી ઊભરાતી હતી. કોઈના દર્શન માટે પહેલાં આવી ભીડ ભાગ્યે જ થઈ હશે. ગાંધીજી ઠરાવેલે મુકામે પહોંચ્યા કે તરત જ એમને બધી વાત કહી સંભળાવવામાં આવી. તેઓ પણ સમજી ગયા કે સરકાર હવે છડેચોક દમન કરવા માગે છે. કારોબારીસમિતિની રીતસર બેઠક થઈ. એ સમયની તાત્કાલિક પરિસ્થિતિ

બાબતમાં એક લાંબો ઠરાવ કરવામાં આવ્યો. ગાંધીજીએ વાઇસરૉયને તાર કર્યો; તેમાં એમણે એ ઠરાવનો સાર આપ્યો તથા એમને મળવાની રજા માગી. આ બધું પતી ગયા પછી અમે સૌ પોતપોતાને ઠેકાણે જવાને રવાના થઈ ગયા.

મુબઈથી નીકળતી વખતે હું મહાત્માજી પાસે છેવટની વિદાય લેવા ગયો ત્યારે મેં જોયું કે મિ. બેન્થલ એમની જોડે વાતો કરી રહ્યા છે. તેઓ પણ ગોળમેજી પરિષદમાં હિંદુસ્તાનના અંગ્રેજોના પ્રતિનિધિ તરીકે ગયા હતા. ત્યાં મુસલમાનો ને અંગ્રેજોના છેડા ગાંઠવા બાબતમાં એમણે પુષ્કળ ધાલમેલ કરી હતી. અમે બધા તો સમજી ગયા હતા કે હવે કશું વળવાનું નથી, પૂરઝડપે દમન ચાલશે અને કૉંગ્રેસને ફરીથી સત્યાગ્રહ કરવાની ફરજ પડશે. અમારામાંના કોઈની ઇચ્છા સત્યાગ્રહ શરૂ કરવાની ન હતી; અથવા એને માટે અમારા મનની તત્પરતાયે ન હતી. એટલું ખરું કે અમારા માનીતા સાથીઓને સરકારે વગર વાંકે પકડી લીધા હતા એટલે એમના સંબંધમાં પહેલાં વાઇસરૉયની સાથે વાતચીત કરવાની જરૂર હતી અને પછી કંઈક કરવાની ફરજ માથે પડે તો કંઈક કરવું યોગ્ય હતું. પણ અહીંની સરકારે તો ગાંધીજી હિંદુસ્તાન પાછા આવી પહોંચે એ પહેલાં જ પૂરેપૂરી તૈયારીઓ કરી લીધી હતી એટલું જ નહીં, એની તરફથી ઘા પણ કરી દેવામાં આવ્યો હતો. સરકારની તૈયારીઓની કંઈક ખબર અમને પહેલેથી જ આમતેમથી મળી ગઈ હતી એટલે સુધી કે કેવી કેવી જાતના ઑર્ડિનન્સો ચાલુ થવાના છે તેની ડાક્તર અનસારીને ખબર પડી ગઈ હતી. એમણે એ બધી વાત પોતાના સાથીઓને જણાવી હતી. હવે તો એ વાત વધારે સ્પષ્ટ થઈ ગઈ હતી.

મુંબઈથી નીકળ્યા પછી મેં વિચાર કર્યો કે હવે બિહારમાં પણ દમન ચાલશે જ, એટલે આપણા માણસોને એક વાર મળી લેવું સારું. ઇટારસી જંક્શનેથી મેં કેટલાક તાર કર્યા. એમાં બિહાર પ્રાંતિક કારોબારી-સમિતિની બેઠક પટનામાં કરવાની વાત ઉપરાંત એના સભ્યોને આમંત્રણ પણ હતાં. બીજે દિવસે સવારે હું પટના પહોંચ્યો. ત્યારે મને ખબર પડી કે ત્યાં તાર પહોંચ્યા જ નથી. સરકારે એ અટકાવ્યા હતા! છતાં, કેટલાક જણ પટના આવી પહોંચ્યા હતા. અમે કારોબારીસમિતિની બેઠક પણ ત્યાં કરી. એ જ રાત્રે મહાત્માજીને પકડી લેવામાં આવ્યા. એમની સાથે સરદાર વલ્લભભાઈ તથા બીજા કેટલાયે મુખ્ય મુખ્ય કૉંગ્રેસી નેતાઓને પકડી લીધા. એ બધું અમે છાપાંઓમાં વાંચ્યું હતું અને અમે સમજી ગયા હતા કે હવે અમને બધાનેયે તરત જ પકડવામાં આવશે. એટલે પટના પહોંચ-

તાંની સાથે જ અમે કારોબારીસમિતિની સભા કરી લીધી. બધા લોકો માટે સૂચનાઓ તૈયાર કરીને એ છપાવવાની ગોઠવણ પણ કરી દીધી. આ બધું કામ કરીને અમે તૈયાર થયા એટલી વારમાં પોલીસ આવવાના સમાચાર મળ્યા. એ હજુ સદાકત આશ્રમમાં પહોંચી ન હતી પણ એ તરફ આવતી હતી. અમે પણ પકડાવાની રાહ જોવા લાગ્યા. શ્રી રામદયાલ બાબુ, પ્રોફેસર અબ્દુલ બારી તથા બીજા એકબે સભ્યો કામ પતાવીને ચાલ્યા ગયા હતા. તિર્હુતના થોડાક સભ્યો બપોરની સ્ટીમરમાં દીઘાઘાટ લગી આવ્યા હતા પણ જેલની બહાર રહીને કોંગ્રેસનું કામ કરતા રહેવાના હેતુથી તેઓ ત્યાં જ રોકાઈ ગયા હતા.

પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ કેટલાક હથિયારબંધ સિપાઈઓ સાથે આવી પહોંચ્યા. એમણે આશ્રમને ઘેરી લીધો, અને અમે જે બેચાર જણ ત્યાં બેઠા હતા એમને પૂછ્યું કે, કારોબારીસમિતિની બેઠક ચાલુ છે કે શું? અમે ચોખ્ખું જણાવી દીધું કે એ કામ પતી ગયું છે, અને ઘણાખરા સભ્યો વિખેરાઈને ચાલ્યા ગયા છે. સુપરિન્ટેન્ડેન્ટે સરકારી જાહેરનામું અમને બતાવ્યું, જે વડે કાંગ્રેસસમિતિ અને તેની સઘળી શાખાઓને ગેરકાયદે ઠરાવવામાં આવી હતી. સૌ પહેલાં પોલીસે ટેલિફોનને પોતાના કબજામાં લીધો. પછી રાષ્ટ્રધ્વજની જગ્યાએ પોતાનો બ્રિટિશ સરકારનો ધ્વજ ચડાવ્યો. ત્યાર પછી એમણે જડતી લેવા માંડી. જડતીમાં એમને કોઈ ખાસ ચીજ હાથ ન આવી, પણ એમાં એમણે કલાકોના કલાકો કાઢ્યા. અમને બધાને પકડવામાં આવ્યા; પણ ત્યાં જ રહેવા દીધા. આશરે બપોરે એક-બે વાગ્યાથી માંડીને રાતના આઠ વાગ્યા સુધી અમે બધા ત્યાં રહ્યા. આશ્રમ અને વિદ્યાપીઠનાં બધાં મકાનો જપ્ત કરી લેવામાં આવ્યાં. વિદ્યા-પીઠના જેટલા વિદ્યાર્થીઓ અને શિક્ષકો ત્યાં હતા, એમને ત્યાંથી નીકળી જવાનો હુકમ આપવામાં આવ્યો. શ્રી બ્રિજકિશોરપ્રસાદ, શ્રી મથુરાપ્રસાદ, શ્રી કૃષ્ણવલ્લભ સહાય, શ્રી જગતનારાયણ બી. એસસી., હું તથા પ્રજાપતિ મિશ્ર એટલા જણને પકડી લેવામાં આવ્યા. નવ વાગ્યે અમને બધાને બાંકીપુરની જેલમાં પહોંચાડવામાં આવ્યા. અમારો સામાન લઈને અમે બધા પોલીસની લારીમાં બેઠા. પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ પણ અમારી સાથે જેલમાં આવ્યા. પોતપોતાના બિસ્તરા, પેટી વગેરે બધો સામાન અમારે જાતે જ ઉતારવો અને ઊંચકવો પડ્યો. સુપરિન્ટેન્ડેન્ટનો એવો હુકમ હતો.

રાત્રે અમને ખાલી રાખેલા એક ગંદા વૉર્ડમાં પૂરી દેવામાં આવ્યા. પાથરવાને થોડા કામળા મળ્યા. ખાવાને માટે બજારમાંથી પૂરીઓ મંગાવી

આપવામાં આવી. ત્યાં પેશાબની એટલી બધી દુર્ગંધ હતી કે અમે આખી રાત નિરાંતે સૂઈ ન શક્યા. બજારની પૂરીઓ પણ એવી હતી કે રુચિપૂર્વક ખાઈ ન શકાઈ. બીજે દિવસે સવારે, જેલના સુપરિન્ટેન્ડેન્ટ, અંગ્રેજ સિવિલ સરજન આવ્યા. એમણે કહ્યું કે, તમે ઇચ્છો તો તમારું ખાવાનું બહારથી મંગાવી શકો છો. અમે બધાએ જણાવી દીધું કે, જે કંઈ જેલમાંથી મળશે એ જ અમે ખાવાના છીએ. એ જ લોઢાનું તાંસળું ને એ જ બધા કેદીઓને મળે છે તે ખોરાક અમને મળ્યો: અમે સૌએ એ ખોરાક લીધો. બે દહાડા પછી સરકારી હુકમ આવ્યો કે અમને બધાને 'અપર ડિવિઝન' (ઉપલા દરજ્જા)ના કેદીઓ ગણવા. ત્યારથી કંઈક જુદું ખાવાનું મળવા માંડ્યું. બીજે દિવસથી અમને એક જુદા વૉર્ડમાં લઈ જઈને રાખવામાં આવ્યા. અમારી ઉપર જેલની અંદર જ કેસ ચલાવવામાં આવ્યો. બ્રિજકિશોરબાબુને પાંચ મહિનાની અને બીજા બધાને છ છ મહિનાની સજા મળી. થોડા દિવસ પછી અમને હજારીબાગની જેલમાં મોકલી દેવામાં આવ્યા. ત્યાં અમે અમારી મુદત પૂરી કરી.

અમે તો પકડાઈ ગયા એટલે બહારની ચળવળમાં કંઈ ભાગ લઈ ન શક્યા; પણ બહારના માણસોએ ઘણું કામ કર્યું. લૉર્ડ વિલિંગ્ડને બે અઠવાડિયાંમાં બધું પતાવી દેવાની ડંફાશ મારી, પણ આ ચળવળ લગભગ બે વરસ લગી ચાલુ રહી. એ વખતે તો લોકોમાં ઘણો ઉત્સાહ હતો. કોણ જાણે ક્યાંથી નવા નેતાઓ નીકળી આવ્યા! તેમણે પોતપોતાની ઢબનો નવો કાર્યક્રમ પણ ઘડી કાઢ્યો અને કાનૂનભંગનું કામ વેગબેર ચાલવા માંડ્યું. કાયદો તોડવામાં કંઈ ખાસ મુશ્કેલી પણ ન હતી. સરકાર તરફથી બધે સ્થળે સભા, સરઘસ વગેરેની બંધી હતી. એ હુકમનો ભંગ થવા લાગ્યો, સભાઓ થવા માંડી ને સરઘસો નીકળવા લાગ્યાં. સભાઓ અને સરઘસો ઉપર લાઠીઓ ચાલતી — કોઈ કોઈ જગ્યાએ ગોળીઓ પણ છૂટતી; છતાં એ બધું ચાલતું જ રહ્યું. બધી જ કૉંગ્રેસ સમિતિઓ તથા આશ્રમોનાં મકાનો સરકારે જપ્ત કર્યાં હતાં. લોકો એ મકાનો ઉપર હલ્લો કરતા. ગાઈ લડતમાં જેમ બીહપુર (ભાગલપુર)ના આશ્રમ ઉપર સતત હલ્લા કરવામાં આવતા તેમ અનેક આશ્રમો ઉપર હલ્લા થવા લાગ્યા. સદાકત આશ્રમ પર પણ રોજ રોજ હલ્લા થતા રહ્યા અને લોકો પકડાતા રહ્યા. ત્યાં ખાસ કરીને ધ્વજ ઉપર હુમલો કરવામાં આવતો. અને લોકોએ આખરે યુનિયન જૅકના થાંભલાને નમાવ્યો ત્યારે જ રહ્યા.

સરકારે આ આક્રમણ ચોથી જાન્યુઆરીએ શરૂ કરેલું. થોડા દિવસ પછી ૨૬મી જાન્યુઆરીનો સ્વાતંત્ર્યદિન ઊજવવાનું લોકોએ ઠરાવ્યું. એ દિવસે કેટલીયે જગ્યાએ ગોળીબાર થયા. મોતીહારીમાં ત્યાંની જિલ્લા-સમિતિના મકાનની સામેના મેદાનમાં એક વિરાટ સભા થઈ. એમાં ગામડે ગામડેથી ખૂબ જ લોકો આવેલા. ત્યાં ગોળીબાર થયો અને ઘણા માણસો માર્યા ગયા. એમ છતાં લોકો ત્યાંથી હટ્યા નહીં. આજે એ સ્થળે શહીદોને નામે ચણેલી ખાંભી ઊભી છે. અને જ્યારે ગોળીઓ ચલાવવાનું બંધ કરીને પોલીસ ચાલી ગઈ ત્યાર પછી પણ લોકો ત્યાંથી ખસ્યા નહીં. રાત્રે પણ એમણે ત્યાં ધામો નાખ્યો ને એ જગ્યાએ બાટી શેકીને ખાધી. બીજે દિવસે તેઓ ત્યાંથી વિખેરાયા. મુંગેર જિલ્લાના તારાપુર અને બેગુસરાય ગામમાં પણ ઘણા લોકો ગોળીનો ભોગ બન્યા. એક વિદ્યાર્થીએ ગોળીએ વીંધાઈને મરતી વખતે છેલ્લો શ્વાસ લેતાં લેતાં કહ્યું, "હું સ્વરાજ્યને સારુ મરું છું, અને લોકમાન્ય તિલકની પાસે જઈને સંદેશો કહીશ." આમ આવી બહાદુરી બિહારના લોકોએ ઠેકઠેકાણે બતાવી. ફરીથી ૧૯૩૦ની સાલની પેઠે આખાયે પ્રાંતનાં બધાં કેદખાનાંઓ ભરચક થઈ ગયાં તથા પટના કૅમ્પ જેલ પણ ભરાઈ ગઈ. ૧૯૩૦ના કરતાં આ વખતે ફેર એટલો જ હતો કે જેલોમાં કડકાઈ વધારે કરવામાં આવી. 'અપર ડિવિઝન'માં બહુ થોડા લોકોને મૂકવામાં આવ્યા. આમેય બિહારમાં પહેલાં પણ એવા લોકો ઓછા જ રહેતા; પણ આ વખતે એમની સંખ્યા વધારે ઓછી થઈ ગઈ. સરકાર જેટલી ઝડપથી આ ચળવળને બંધ પાડી દેવા માગતી હતી એટલી ઝડપથી ન પાડી શકી. એ લંબાતી જ ગઈ. અમે સૌ હજારીબાગમાં પહેલાંની જેમ જ દિવસો વિતાડવા માંડ્યા. આ વખતે નવી વાત એટલી હતી કે અમને કારખાનામાં જવાની છૂટ ન મળી, કારણ કે એમ માનવામાં આવતું હતું કે ત્યાં અમારે સામાન્ય કેદીઓ સાથે હળવામળવાનું થશે અને અમે એમને બગાડી મૂકીશું અથવા ઉશ્કેરી મૂકીશું. આ કારણે અમે આ વેળા પહેલી વારના જેવું કશું કામ કરી ન શક્યા; પણ સૂતર વધારે કંતાયું. ધાર્મિક પુસ્તકોનો સ્વાધ્યાય પણ સારી પેઠે થયો. કુરાને શરીફ, બૌદ્ધ ધર્મના ગ્રંથો, બાઇબલ વગેરે વંચાયાં.

આ વખતની જેલયાત્રામાં એક આશ્ચર્યકારક બનાવ બન્યો. શ્રી મહામાયાપ્રસાદ ઘણા તંદુરસ્ત જુવાન હતા. તેઓ ઘણી કસરતો વગેરે કરતા રહેતા. અમારા બધાના ભોજનની દેખરેખ રાખવાનું કામ એમને માથે હતું. એપ્રિલ મહિનામાં જ્યારે ગરમી ખૂબ પડતી હતી ત્યારે એક દિવસ, બપોરને વખતે તેઓ રસોડામાંથી આવ્યા. એમની તબિયત કંઈક

નરમ થઈ હતી. સૌએ માન્યું કે સામાન્ય બીમારી હશે. પણુ બીજા દિવસથી એમની વાચા ધીમે ધીમે બંધ પડવા લાગી અને એક બે દિવસમાં બિલકુલ બંધ થઈ ગઈ. પછી તો તેઓ હુંકારો સરખો પણુ કરી શકતા ન હતા! જે કંઈ કહેવા કારવવાનું હોય એ તેઓ લખીને જણાવતા હતા. તેઓ વાતો સાંભળતા અને સમજતા હતા પણુ બોલી નહોતા શકતા. જેલના દાક્તરોએ તથા સિવિલ સરજને એમની માવજત કરી પણ કંઈ વળ્યું નહીં. એમની મુદત પૂરી થવા આવી હતી એટલે એમને છોડી મૂકવામાં આવ્યા ઉપચાર કરાવવાને તેઓ કલકત્તા ગયા. ત્યાંના દાક્તરો અને વૈદ્યોએ અનેક ઉપચાર કર્યો પણુ એમનો સાદ ઊઘડ્યો નહીં. સૌ એમ કહેતા હતા કે એમના અવાજની નળીમાં કશી ખામી નથી છતાં પણુ એમનો અવાજ નીકળતો નથી આમ ને આમ આશરે બે વરસ સુધી ચાલ્યું. ૧૯૩૪ની સાલમાં દાક્તર અનસારી યુરોપ ગયા ત્યારે એ ભાઈ પણુ એમની સાથે ગયા ત્યાં વિયેના (ઑસ્ટ્રિયા)માં એક તજ્જ્ઞની પાસે ઇલાજ કરાવવાથી એક બે અઠવાડિયાંમાં એમનો સાદ થોડો થોડો નીકળવા માંડ્યો. થોડા દહાડા પછી એ પૂરેપૂરા સાજા થઈને દેશમાં પાછા આવ્યા. હવે એમનો સાદ પહેલાના જેવો ઊઘડી ગયો છે. મોટી મોટી સભાઓમાં પણુ તેઓ ભાષણો આપે છે અને સૌને એમનો અવાજ પહોંચે છે.

આમ બધે કાયદો તોડવાનું ચાલતું હતું એવામાં એક વિચિત્ર કિસ્સો કૉંગ્રેસના અધિવેશનની બાબતમાં બન્યો. હુ ઉપર જણાવી ચૂક્યો છુ તેમ આ વખતે સરકારે ચોથી જાન્યુઆરીથી જ પકડાપકડી કરવા માંડેલી. કૉંગ્રેસની વાર્ષિક બેઠક માર્ચ મહિને થવાની હતી. ઉત્કલ (ઓરિસા)ના લોકોએ કૉંગ્રેસને આમંત્રણ ,આપ્યુ હતું. તેઓ તૈયારી પણુ કરતા હતા જ્યારે સરકારનું અચાનક આક્રમણુ શરૂ થઈ ગયુ ત્યારે ઓરિસાવાળાઓ પણુ પકડાઈ ગયા. બિહાર અને ઓરિસા બંને ત્યારે એક જ (જોડાયેલા) પ્રાંત હતા. એટલે ત્યાંના પણુ મુખ્ય કૉંગ્રેસીઓ, જે 'અપર ડિવિઝન'માં હતા તે બધા હજારીબાગ જેલમાં જ આવેલા અને અમે બધા સાથે જ હતા. હવે ઓરિસા અધિવેશન થવાપણું તો નહોતું રહ્યું પણ જે લોકો જેલની બહાર હતા એમણે વિચાર્યું કે માર્ચ મહિનામાં ક્યાંક ને ક્યાંક અધિવેશન જરૂર ભરાવુ જોઈએ. સરકારે એ અધિવેશન ન ભરવા દેવાનો નિશ્ચય કર્યો હતો, લોકોએ દિલ્હીમાં અધિવેશન ભરવાનુ ઠરાવ્યુ. એને માટે દિવસ પણ નક્કી કરીને જાહેર કરી દેવામાં આવ્યો પ્રમુખ તરીકે પંડિત મદનમોહન માલવીયજીનું નામ પણ જાહેર કરી દેવાયુ ઘણા

લોકો જુદા જુદા પ્રાંતોમાંથી, કોઈ ને કોઈ પ્રકારે ઠરાવેલા દિવસ પહેલાં દિલ્હી પહોંચી ગયા અને છૂટક છૂટક જ્યાં જોગવાઈ થઈ, ત્યાં એમણે ઉતારો કર્યો. લોકોએ એ વાતની પણ જાહેરાત કરી દીધી કે ઠરાવેલી તારીખે સવારના દસ વાગ્યે ચાંદની ચોકમાં ટાવર સામે અધિવેશન ભરવામાં આવશે. માલવીયજી દિલ્હી જવા નીકળ્યા. તેઓ પરભારા રેલગાડીમાં ન જતાં રસ્તામાં અધવચથી જ મોટરમાં ગયા. ગાજિયાબાદ અને દિલ્હી વચ્ચે તેઓને પકડી લેવામાં આવ્યા એ વાતની જાણ લોકોને થઈ. બરાબર અધિવેશનને દિવસે જ અંદરખાને એવી ખબર ઉડાડવામાં આવી કે અધિવેશન ચાંદની ચોકમાં ન થતાં નવી દિલ્હીમાં ક્યાંક થવાનું છે. આ સમાચાર એવી રીતે ફેલાયા કે પોલીસને પણ એ વાત ઉપર વિશ્વાસ બેઠો. એટલે એ દિવસે પોલીસની તૈયારી ચાંદની ચોકમાં થવાને બદલે પેલે બીજે સ્થળે થઈ. બરાબર વખત થયો એટલે બહારથી આવેલા પ્રતિનિધિઓ, જે ટાવરની આસપાસની શેરીઓમાં હતા તેઓ ચારે બાજુથી નીકળી આવ્યા અને ટાવર સામે જ સડકની વચ્ચોવચ ભેગા થઈ ગયા. કૉંગ્રેસના નિયમ મુજબ ચૂંટાયેલા પ્રમુખની ગેરહાજરીમાં અમદાવાદના એક મિલમાલિક શેઠ રણછોડદાસ-પ્રમુખ ચૂંટાયા એમણે નાનું સરખું ભાષણ કર્યું. વખતને અનુસાર ઘડેલો એક ઠરાવ રીતસર રજૂ થયો અને સૌએ એ મંજૂર કર્યો. આ બધું ચાલતું હતું એટલામાં જ પોલીસને એ વાતની ખબર મળી. એટલે ઘોડેસવારો તથા બીજી ટુકડીઓ મોટર લારીમાં આવી પહોંચી અને ત્યાં ઊભેલા લોકોને લાઠી ચલાવીને વિખેરી નાખ્યા. પણ એ પહેલાં બધું કામકાજ પૂરું થઈ ગયું હતું. એ ખબર છાપાંમાં છપાયા. લોકોના મનને એથી ભારે વિનોદ મળ્યો. સંજોગવશ શેઠ રણછોડદાસ પકડાયા પણ નહીં એ નામના કોઈ શેઠ ખરેખર પ્રમુખ બન્યા હતા કે એમ ને એમ જ એમનું નામ જાહેર કરી દેવામાં આવેલું તેનીય ખબર નથી. પણ એટલું સાચું છે કે એ બેઠકની ગણતરી કૉંગ્રેસની રીતસરની બેઠકોમાં નથી થઈ. બીજાં અધિવેશનોના પ્રમુખોની પેઠે એ બેઠકના પ્રમુખને અખિલ હિંદ મહાસભા સમિતિનું આજીવન સભ્યપદ મળ્યું નથી.

આ લડતમાં દેશે કૉંગ્રેસને પૂરેપૂરો સાથ આપ્યો. સરકારે પાછલા સત્યાગ્રહમાં જ જોઈ લીધેલું કે પૈસાનો ફટકો બહુ જ સચોટ હોય છે. એટલે આ વખતે બહુ મોટી મોટી રકમોનો દંડ કરવામાં આવ્યો. કૉંગ્રેસની બધી સંપત્તિ જપ્ત કરી લેવામાં આવી કૉંગ્રેસનું મકાન તો ક્યાંય હતું નહીં પણ બેંકોમાં કૉંગ્રેસને ખાતે જે કંઈ જમા રકમો મળી એ જપ્ત

કરી લેવાઈ. સરકારને કૉંગ્રેસ પાસેથી કંઈ બહુ હાથ ન આવ્યું. સરકારને તથા બીજાઓને એવો એક મોટો ભ્રમ છે કે કૉંગ્રેસની પાસે ઘણા પૈસા છે, અને એ પૈસાના જોરે કામ કઢાવી લે છે. ૧૯૨૧માં એક વાર કૉંગ્રેસે મોટી રકમ એકઠી કરેલી. એ રાષ્ટ્રીય કેળવણી તથા ખાદીના કામમાં ઘણી-ખરી વપરાઈ ગઈ. એ ઉપરાંત કૉંગ્રેસનું સંગઠન કરવામાં પણ ખરચ થયું. ત્યાર પછી બધા પ્રાંતોની પ્રાંતિક સમિતિઓ પોતાની જરૂરિયાત મુજબ રકમ એકઠી કરી લે છે. એ બહુ મોટી રકમ નથી હોતી. કૉંગ્રેસને કંઈ કામ આવી પડે છે ત્યારે એને માટે એ તે વખતે પૈસા ભેગા કરી લે છે. પણ કૉંગ્રેસની કોઈ સમિતિ પાસે ઝાઝા રૂપિયા જમા પડેલા હોતા નથી. એટલું ખરું કે કોઈ કોઈ જગ્યાએ કૉંગ્રેસનાં નાનાં નાનાં મકાનો થયાં છે. એ પણ તે તે સ્થળના લોકો પાસેથી તાત્કાલિક ઉઘરાવેલા પૈસામાંથી બનાવેલાં છે. છતાં એટલું કહી શકાય કે, જ્યારે જેવી જરૂર પડે છે ત્યારે લોકો પાસેથી કૉંગ્રેસને પૈસા મળી રહે છે. જ્યાં કૉંગ્રેસનું સંગઠન સારું હોય છે, એટલે કે લોકોમાં કાર્યકર્તાઓ પ્રત્યે શ્રદ્ધા અને વિશ્વાસ હોય છે, અને લોકો પાસે પૈસા હોય છે, ત્યાં વધારે પૈસા મળે છે; પણ જ્યાં એ બાબતોની કંઈ ખામી હોય છે ત્યાં પૈસાયે ઓછા મળે છે.

ગાંધીજીનું માનવું છે, તથા તેઓ સદાયે એ નીતિ પ્રમાણે ચાલે છે કે જાહેર સંસ્થાએ પોતાના ખર્ચને માટે કદી ધન ભેગું કરી રાખવું ન જોઈએ; પરંતુ જરૂરિયાત મુજબ પૈસા ઉઘરાવીને કામ ચલાવવું જોઈએ, જેથી, સંસ્થા નિરંકુશ ન બની જાય. કારણ કે જો એ બરાબર કામ ન કરે તો એ પોતાની લોકપ્રિયતા ખોઈ બેસવાની ને એને પૈસા મળતા અટકી જવાના. આમ એ સંસ્થાને જીવન ટકાવી રાખવા સારુ લોકો પર આધાર રાખવો પડે અને એ પોતાનું કર્તવ્ય સારી રીતે પાળે તો જ જીવતી રહી શકે. મારા અનુભવે આ વાત અક્ષરશઃ સાચી સાબિત થઈ છે.. અમારો પ્રાંત ગરીબ છે. ત્યાંના મોટા મોટા જમીનદારો સાથે કૉંગ્રેસનો સંબંધ નહીં જેવો જ છે. પણ જ્યારે જ્યારે જરૂર પડી છે ત્યારે ત્યારે મધ્યમ વર્ગના લોકોએ જરૂરિયાત જેટલું ધન અમને આપ્યું છે. એટલું હું કબૂલું છું કે ધન એકઠું કરવામાં આપણી શક્તિ અને આપણો વખત ઘણો ખરચાય છે અને જો આપણે એ ચિંતામાંથી બચી શકત તો કદાચ વધારે કામ કરી શકત. બીજું, સારી પેઠે હોશિયાર અને કૉંગ્રેસના સાચા અનુયાયી કામ કરનારાઓ ઘણા પડ્યા છે. પણ અમે પૈસાની તાણને કારણે એમને આશ્રમોમાં રહેવા પૂરતી ખર્ચી સુધ્ધાં આપી શકતા નથી. તો પછી એમનાં બાળબચ્ચાં અને ઘરવાળાંઓને પોષવાની વાત તો રહી જ ક્યાં! ઘણાયે

જણ તો એ લાચારીથી પોતાના ગુજરાનની ચિંતામાં કોંગ્રેસનું કામ દિલગીરીપૂર્વક છોડી ગયા છે. પણ આ બધું છતાં, હુ માનું છું કે પૈસાની તંગીને લઈને અમારું કામ કદી અટક્યું નથી. એક રીતે જોતાં અમારી ગરીબી અમને મદદરૂપ જ નીવડી છે. ગરીબ પ્રાંતની પ્રાંતિક સમિતિ ત્યાંની આમ પ્રજાનું પ્રતિનિધિત્વ ગરીબ રહીને જ કરી શકે છે. એટલે હું એમ માનુ છું કે અમે અમારા પ્રાંતના યોગ્ય પ્રતિનિધિ રહ્યા છીએ.

અહીં હુ એક જરૂરી, પણ અપ્રસ્તુત વિષયના વિવેચનમાં તણાઈ ગયો. વારુ, અમારા પ્રાંતમાં સરકારને કોંગ્રેસને ખાતે ધન ન મળ્યું પણ અમારાં બધાં મકાનો જપ્તીમાં રહ્યાં હતાં, જ્યારે એ બધાં પાછાં મળ્યાં ત્યારે ઘણાંખરાં મકાનોની દશા બહુ ખરાબ થઈ ગઈ હતી.

આ વખતે સરકારે કોંગ્રેસને કે એના કોઈ કાર્યકર્તાને આર્થિક અથવા બીજી કશી મદદ કરવી, એને ગુનો ગણ્યો હતો સાધારણ રીતે બીજા દેશોમાં લડાઈના દિવસોમાં જ નીકળે છે એવા કેટલાયે ઑર્ડિનન્સો બહાર પડ્યા હતા. એટલે આપણા જે કાર્યકર્તાઓ બહાર રહી ગયા હતા એમને ભાડું આપતાં છતાયે મકાન મળતાં ન હતાં. વાહન પણ સહેલાઈથી નહોતાં મળતાં. ચોમેર અત્યંત ત્રાસ ફેલાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. પણ કામ અટક્યું નહીં કારણ કે લોકો હમેશ મદદ આપતા રહ્યા. અને કેટલાક જણ એવા હતા જેઓ અખિલ હિંદ મહાસભા સમિતિનું દફ્તર પોતાના હાથમા રાખીને વખતોવખત બધે સૂચનાઓ પહોંચાડતા રહ્યા તથા બધી જગ્યાઓના કામકાજ પર ધ્યાન રાખતા રહ્યા.

આ પ્રમાણે જોકે, કોંગ્રેસ ગેરકાયદે સંસ્થા થઈ ગઈ હતી, અને તેની પાસે ન હતાં ઘર, ન હતાં કાર્યાલય, ન હતા પૈસા, ન હતા મદ્યો કે ન હતા હોદ્દેદારો, છતાં જેમ કોઈ રેતાળ જમીનમાં છાના ઝરામાંથી પાણીનું ઝરણ ફૂટેચે જ જાય છે તેમ કોંગ્રેસનો કાર્યક્રમ પણ કોઈ છાને સ્થળેથી નીકળતો હતો અને એને પાર પાડનારાઓ પણ વખતસર જ્યાં જોઈએ ત્યાં મળી આવતા હતા કોંગ્રેસને બે અઠવાડિયાંની અંદર ખલાસ કરી દેવાની લૉર્ડ વિલિંગ્ડને આપેલી મદભરેલી ધમકી પાર પડી નહીં. હજારીબાગ જેલમાં એટલી બધી સખ્તી હતી કે, ખાન અબદુલ ગફ્ફાર ખાન, તથા દાક્તર ખાનસાહેબ, એ જ જેલમાં હોવા છતાં એક વાર પણ એમની સાથે અમારી મુલાકાત ન થઈ શકી.

## ૧૦૧

## હરિજનો માટે ગાંધીજીના ઉપવાસ

૭ મહિનાની સજા પૂરી કરીને હુ હજારીબાગ જેલમાંથી છૂટયો. મારે હજારીબાગ શહેરમાં થોડા કલાક રોકાવું હતું. પણ મને સખત ટાઢિયો તાવ ચડ્યો એટલે મારે ત્યાં વધારે રોકાઈ જવું પડયું. કંઈક ઠીક થતા હુ પટના આવ્યો, ત્યારેયે માદો હતો, અને ખૂબ અશક્તિ હતી. જરા સાજો થયો એટલે મે બહારની પરિસ્થિતિ વિષે માહિતી મેળવી. અખિલ હિંદ મહાસભા સમિતિના કાર્યકર્તાઓ સાથે મારી મુનાકાત થઈ. પ્રાંતમા જેઓ બહાર હતા એમને હુ મળ્યો. મારાથી બની તે મદદ મે કરી; પણ કામ ચલાવવાનો ભાર મે માથે ન લીધો. જેઓ કામ ચલાવતા એમના પર જ બોજ રહેવા દીધો. અખિલ હિંદ મહાસભા સમિતિના કામમા મેં વધારે રસ લઈને એમાં જ વખત આપ્યો હુ કાશી જઈને પંડિત માલવીયજીને મળ્યો અને ત્યા થોડા દિવસ રોકાયો. ત્યાર પછી મુંબઈ પણ ગયો અને કલકત્તે ગયો. બધે સ્થળે કાર્યકર્તાઓને મળ્યો અને બને એટલા રૂપિયા ઉઘરાવવામાં એમને મદદ કરી. હજુ લગી હુ પૂરો સાજો નહોતો થયો, પણ કામ અટકી પડે એવી માંદગી ન હતી.

હું માનતો હતો કે મારે બહાર ન રહેવું જોઈએ, અને સારી તક મળે તો ફરીથી જેલમાં જવાનો પણ વિચાર કરતો હતો એવામા એક દિવસ છાપાઓમાં મહાત્માજીના ઉપવાસની વાત વાચી અમે મુંબઈમાં ગાંધીજીને મળીને છૂટા પડયા ત્યાંર પછી અમને એમના કશા સમાચાર મળ્યા ન હતા. પણ સરકારની સાથે કેટલાક દિવસથી એમનો પત્રવ્યવહાર ચાલી રહ્યો હતો. હુ પહેલા જણાવી ગયો છુ કે ગોળમેજી પરિષદમાં એમણે અસ્પૃશ્યવર્ગને માટે અલગ મતદારમડળોનો સખત રીતે, પ્રાણપણે વિરોધ કર્યો હતો. મિસ્ટર મૅકડોનલ્ડે પોતાના ચુકાદામાં અલગ મતદારમડળોની વાત કહેલી હતી. મહાત્માજીએ પોતાના એ ભાષણની યાદ આપીને જણાવેલું કે જો સરકાર પોતાનો એ ચુકાદો ફેરવશે નહીં તો તેઓ પોતે આમરણાત ઉપવાસ કરશે. એટલે જ્યારે સરકારે ન માન્યુ ત્યારે મહાત્માજીએ ઉપવાસ શરૂ કરી દીધા સરકારે આખો પત્રવ્યવહાર બહાર પાડયો. એ બહાર પડતાંની સાથે આખા દેશમાં ભારે સનસનાટી ફેલાઈ.

માજી યરોડા જેલમાં હતા. ત્યાં જ ઉપવાસ શરૂ થયા. એ તાંવેંત હું મુંબઈ પહોંચી ગયો. પૂજ્ય માલવીયજી પણ આવી દૂભાગ્યે શ્રી રાજગોપાલાચારી બહાર હતા; તેઓ પણ આવ્યા. જે લોકો બહાર હતા તે મુંબઈ આવી પહોંચ્યા. મહાત્માજીના છોડાવવાના પ્રયત્નો થવા લાગ્યા પણ મહાત્માજી પોતાની ી ચળે એમ કયાં હતા? મિસ્ટર મેકડોનલ્ડના ચુકાદામાં એક પણ હતી કે, લાગતીવળગતી કોમોના લોકો એકબીજા નાન પર આવીને કોઈ બીજો નિર્ણય ન કરે ત્યાં સુધી જ આ મ રહેશે. લોકોનું ધ્યાન સહેજે એ મુદ્દા ઉપર ગયું, અને હજી સ્યવર્ગના લોકોને મનાવી લઈને એમની પાસે અલગ ાનો આગ્રહ પડતો મુકાવવાના પ્રયાસો શરૂ થયા. મુંબઈમાં મેડકર રહેતા હતા. સરકારે એમને અસ્પૃશ્યોના નેતા બનાવીને રિષદમાં મોકલ્યા હતા. એમની સાથે વાટાઘાટ શરૂ થઈ. બે વીતી ગયા પણ જ્યાં લગી ગાંધીજીનો મત મેળવી ન શકાય શું જ નક્કી થઈ શકે એમ ન હતું. એ દરમ્યાન અસ્પૃશ્ય-ામાં પણ ખળભળાટ થયો; કારણ કે અસ્પૃશ્યતાનિવારણ માટે ણું કામ કર્યું હતું. એ વર્ગના લોકોને થયું કે જો, આ જ જીનું મૃત્યુ થશે તો આપણને કદી ન ધોવાય એવું કલંક લાગશે.

જીએ જે કારણે અલગ મતદારમંડળોનો વિરોધ કર્યો હતો એ ; કેટલાક જણ સમજતા હતા. ગાંધીજીનું કહેવું હતું કે ર્ગના લોકો હિંદુ છે; પણ કોઈ કારણે સમાજમાં એવી રૂઢિ કે કે હિંદુ જાતિના બીજા વર્ગો એમને આજે અસ્પૃશ્ય માનવા ગાંધીજી પોતે આ અસ્પૃશ્યતાને હિંદુ ધર્મ અને હિંદુ સમાજનું છે અને તેને દૂર કરવા માગે છે. એમ તો જે અસ્પૃશ્ય, મુસલમાન થઈ જાય છે અને એ રીતે હિંદુ ધર્મ અને જથી અળગો થઈ જાય છે તેનો પોતાના લોકોની સાથેનો ાવ કપાઈ જાય છે. ખ્રિસ્તી કે મુસલમાન બન્યા પછી પણ ો અસ્પૃશ્યતા ટકી રહે છે છતાં હિંદુઓને હિસાબે એ અસ્પૃશ્ય ા. એટલે આ સવાલ કેવળ જે અસ્પૃશ્યો હિંદુ રહે છે તેમના ઉપસ્થિત થાય છે. ગાંધીજી માનતા હતા કે રાજકીય ચૂંટણીઓને અલગ મતદારમંડળો બનશે તો એ એક જાતની નવી આભડછેટ અને જ્યાં આભડછેટ મટાડવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે, અને બીજાં સ્વરૂપો ભૂંસાઈ રહ્યાં છે ત્યાં આ ચૂંટણીઓ એનું એક

તે નવું રૂપ બનશે. અસ્પૃશ્યોના ભણેલા નેતાઓ એમ માનતા બધા અધિકારો ચૂંટણી પર અવલંબિત હોય તો એમને એમના જાતભાઈઓની સંખ્યાને હિસાબે લાભ મળવો તે અલગ મતદારમંડળો બને તો જ તેમને પૂરેપૂરો લાભ ગોળમેજી પરિષદમાં ડૉક્ટર આંબેડકરે એટલા સારુ એ મુદ્દા મૂક્યો હતો.

જણુ મુંબઈ અને પૂના વચ્ચે દોડાદોડ કરવા લાગ્યા. પણ ાવડભર્યું હતું. એટલે જેઓને આ બાબતમાં કંઈક કરવાનું પૂના ગયા. ડૉક્ટર આંબેડકર અને એમના કેટલાક સાથીઓ યા. ત્યાં બે ત્રણ દહાડા સુધી વાતો ચાલી. જેલમાં મહાત્માજી ત કરવાનીયે રજા મળી ગઈ હતી. જેલના દરવાજા પાસેના ા વૉર્ડમાં, ગાંધીજી સાથે મુલાકાતો થતી; ત્યાં એક આંબાની ધીજીનો ખાટલો રહેતો. ત્યાં શ્રી રાજગોપાલાચારી, પંડિત શ્રી ઠક્કરબાપા, શેઠ ઘનસ્યામદાસ બિરલા, સર પુરુષોત્તમદાસ વગેરે લોકોએ ઘણું કામ કર્યું. ડૉક્ટર આંબેડકર, ડૉક્ટર રે પણ પોતાની તરફથી લાગલાગટ વાતોમાં ભાગ લેવા લાગ્યા. દિવસો પસાર થવા લાગ્યા તેમ તેમ હું ગભરાવા લાગ્યો; કારણ તેમા ગાંધીજીને અત્યંત શ્રમ લેવો પડતો હતો. મને ડર માટલો બધો પરિશ્રમ લેવા સાથે તેઓ ઝાઝો વખત ઉપવાસ શકે. જ્યારે જ્યારે વાતો ચાલતી ત્યારે એમાં હું પણ . પણ મારી ટેવ પ્રમાણે બહુ જ થોડું બોલતો. ગાંધીજીએ એક ે ડૉક્ટર આંબેડકર સાથે ઘણી વાતો કરી અને ખૂબ જ ભાર વ્યા. આખરે વાતનો નિકાલ આવ્યો. મુખ્ય શરતો એ હતી મતદારમંડળો નહીં રહે; એને બદલે અસ્પૃશ્યવર્ગને સારુ સંખ્યામાં બેઠકો અનામત રાખવામાં આવશે. ચૂંટણીની રહેશે કે અસ્પૃશ્ય મતદારોને, દરેક બેઠક દીઠ ચાર ઉમેદવારો હક રહેશે. જો ચારથી વધારે ઉમેદવારો ઊભા થશે તો પોતે ચારને ચૂંટી કાઢશે અને એ ચાર જણની જ ઉમેદવારી કાયમ ી એ ચારે નામ ઉપર મત લેવામાં આવશે અને એમાં સવર્ણ પૃશ્ય ભેગા મળીને મત આપશે; એ રીતે જેને સૌથી વધારે મત ચૂંટાયેલો ગણાશે. આ મુજબ દસ વરસ સુધી ચાલશે અને એના ઉપર ફરી વિચાર કરવામાં આવશે. એ ઉપરાંત, મિસ્ટર વાળા ચુકાદામાં અસ્પૃશ્યોને જેટલી જગ્યાઓ અપાઈ હતી એના

કરતાં ઘણી વધારે આપવામાં આવી, અને તે એમની વસ્તીના પ્રમાણમાં વધારવામાં આવી આ નિર્ણય થયા પછી પ્રધાનમંત્રી મિસ્ટર મેકડોનલ્ડને તારથી તેની ખબર આપવામાં આવી. એમણે એ સ્વીકારી લઈને પોતાના ચુકાદામાં એ મુજબનો ફેરફાર કરી દીધો.

આટલું થઈ ગયા બાદ ગાંધીજીના ઉપવાસનું કંઈ કારણ રહ્યું નહીં એટલે એમણે ઉપવાસ છોડ્યા. આ સમાધાનીથી અમે બધા બહુ રાજી થયા. રાજાજી અને ડૉક્ટર આંબેડકરે પોતપોતાની કલમોની એકબીજા સાથે અદલાબદલી કરી. રાજાજીની ઇચ્છાથી એ આપલે થઈ, કેમ કે રાજાજી બહુ જ ખુશ થયા હતા. વિલાયતથી જવાબ આવતાં ઝાઝી વાર ન થઈ. લગભગ ચોવીસ કલાકમાં જ સ્વીકૃતિ આવી ગઈ. પણ એ ચોવીસ કલાક પણ અમારે સારુ બહુ ભારે થઈ પડ્યા હતા. એ દહાડે સવારથી અમે સૌ ઊંચાનીચા થઈ રહ્યા હતા. રાહ જોતાં જોતાં છેક બપોર થઈ ગયા ત્યારે ખબર મળ્યા કે વિલાયતથી જવાબ આવી ગયો છે અને જેલમાં અમલડી આવી પહોંચશે. એ દહાડે વિશ્વકવિ રવીન્દ્રનાથ પૂના આવી પહોંચ્યા. તેઓ ગાંધીજીને મળવા માટે ઘેરથી નીકળ્યા હતા. નીકળતી વખતે એમને સમાધાનીની ખબર મળી ન હતી. પૂના પહોંચ્યા ત્યારે એમને એ વાતની ખબર પડી. જ્યારે સમાધાનીની સ્વીકૃતિના ખબર જેલમાં પહોંચ્યા અને ગાંધીજીને પારણું કરવાનો વખત થયો, બરાબર એ જ વખતે તેઓ જેલમાં આવી પહોંચ્યા. એ બહુ શુભ મુહૂર્ત હતું. પ્રાર્થના કરવામાં આવી. ગુરુદેવે એક સુંદર ગીત ગાયું અને આશીર્વાદ આપ્યા. એ પછી ગાંધીજીએ નારંગીનો રસ લઈને પારણું કર્યું. આખા દેશમાં આનંદોત્સવ થયો, અને અસ્પૃશ્યતાનિવારણનું જબરજસ્ત મોજું ફરી વળ્યું.

## ૧૦૨

## અંત્યજોદ્ધારનો પ્રયાસ

થોડા રાજકીય મુદ્દાઓ બાબત સમાધાની થઈ જાય તેથી ગાંધીજીને સંતોષ વળે એમ ન હતો. એમના હૈયામાં તો આભડછેટને બાળીને રાખ કરી દેવાની જ્વાળા ભભૂકી રહી હતી. એ જ્વાળા કેવળ ચૂંટણીઓને માટે સંયુક્ત મતદારમંડળ બનવાથી કે અસ્પૃશ્યોને સારુ થોડીક અનામત બેઠકો મળી જવાથી શી રીતે શાંત પડે? જ્યાં લગી એ લોકો પ્રત્યે અસ્પૃશ્યતાનું વર્તન ચાલ્યા કરવાનું અને જ્યાં લગી હિંદુ જાતિ એમને એક રીતે માણસ કરતાં જુદી જ જાતના માનતી રહેવાની ત્યાં સુધી આવા કાયદાઓ ઊભા થતા જ રહેવાના. એટલે ગાધીજી એમ પણ ઇચ્છતા હતા કે અસ્પૃશ્યતા જડમૂળથી નાબૂદ કરવાનો પ્રયત્ન પણ કરવો જોઈએ. પૂનાથી અમે પાછા ફર્યા ત્યારે મુબઈમાં એક સરસ સભા થઈ, જેમાં હિંદુઓ તરફથી પ્રતિજ્ઞા લેવામાં આવી કે તેઓ અસ્પૃશ્યતા દૂર કરવાનો પૂરો પ્રયત્ન કરશે. એ કામ ચલાવવા તથા બીજી રીતે અસ્પૃશ્યોની સેવા કરવાને એક સંસ્થા સ્થાપવામાં આવી. ત્યાં સુધીમાં ગાંધીજીએ 'અસ્પૃશ્ય' શબ્દને બદલે 'હરિજન' શબ્દ વાપરવાનું શરૂ કરી દીધું હતું. એટલે એ સંસ્થાનું નામ 'હરિજન સેવક સંઘ' રાખવામાં આવ્યું. એના પ્રમુખ શેઠ ઘનશ્યામદાસ બિરલા અને મંત્રી શ્રી અમૃતલાલ ઠક્કર જેમને લોકો હેતથી ઠક્કરબાપા કહે છે તેઓ બન્યા. એ સંસ્થા હજી સારી રીતે કામ કરી રહેલ છે. આખા દેશમાં એની શાખાઓ સ્થપાઈ છે. ઠક્કરબાપાના પગમાં તો જાણે પૈડાં છે! તેઓ પોતાની વૃદ્ધાવસ્થામાં પણ આખા દેશમાં પ્રવાસ કરીને તથા બધી જગ્યાએ હરિજનોની સુખસગવડોનો તથા કેળવણીનો બંદોબસ્ત કરીને, દરેક રીતે એમની સેવા કરે છે.

એ વખતે એક એ વિચાર પણ કરવામાં આવ્યો કે આભડછેટ દૂર કરવાની, સૌ સમજી શકે અને જોઈ શકે એવી રીત એ છે કે જ્યાં જ્યાં હરિજનોને મંદિરોમાં જવાની બંધી છે ત્યાં ત્યાં એમનો પ્રવેશ કરાવવામાં આવે; એટલે કે જેમ બીજા હિંદુઓને સારુ મંદિરો ખુલ્લાં હોય છે એવી જ રીતે એમને માટે પણ ખોલવામાં આવે. એ જ રીતે જાહેર કૂવાઓમાંથી એમને પાણી ભરવાનો પણ હક હોવો જોઈએ તથા જ્યાં જ્યાં બીજા હિંદુઓ જઈ શકે છે ને બેસી શકે છે ત્યાં ત્યાં જવાની ને બેસવાની છૂટ પણ

એમને મળતી જોઈએ. ગાંધીજીના ઉપવાસ દરમ્યાન જ કેટલીયે જગ્યાના હિંદુઓએ હરિજનોને સારુ મંદિરો ખોલવાનું શરૂ કર્યું, અને એમના બીજા અધિકારો પણ અનેક સ્થળોએ સ્વીકારવામાં આવ્યા. પણ આટલા વિશાળ દેશના પ્રમાણમાં એવાં સ્થળો સંખ્યામાં હજુ બહુ થોડાં હતાં. આ ઉત્સાહનું પરિણામ એ આવ્યું કે મુંબઈની સભા પછી ઠેકઠેકાણે એ બાબતમાં સંમેલનો થવા માંડયાં. એમાં અસ્પૃશ્યતાનિવારણના ઠરાવો કરવામાં આવતા, મંદિરો ખુલ્લાં મુકાતાં અને એવું બીજુંયે કામ થતું. એ જાતનું એક સંમેલન છપરા — બિહારમાં થોડા દિવસ પછી થયું એના પ્રમુખપદે કાશીના પ્રસિદ્ધ વિદ્વાન દાક્તર ભગવાનદાસ બિરાજ્યા. ત્યાં ઘણો ઉત્સાહ જોવામાં આવ્યો. અને લોકોની તરફથી હરિજનો પ્રત્યે ઘણો પ્રેમ અને સક્રિય સહાનુભૂતિ બતાવવામાં આવ્યાં.

મુંબઈમાં રાજાજીએ મને એમની સાથે મદ્રાસ જવા આગ્રહ કર્યો. અસ્પૃશ્યતાનું કદરમાં કદર અને ભયાનક સ્વરૂપ મદ્રાસ તરફ જોવામાં આવે છે. મલબારમાં તો અસ્પૃશ્યતા એટલે લગી છે કે જે સડકો પર સવર્ણ હિંદુઓ ચાલે છે તે સડક પરથી અમુક જાતિના અસ્પૃશ્યો પસાર પણ નથી થઈ શકતા. અને જ્યાં થઈને જવાની એમને છૂટ હોય છે ત્યાં થઈને જતી વખતે પણ એમને સાદ પાડીને જવું પડે છે, જેથી દૂરથી પણ બીજું કોઈ એમની નજીક ન જઈ ચડે! આ હાલતમાં, તેઓ કૂવા ને તળાવોમાંથી પાણી લેવાનું તો નામ જ ક્યાંથી લઈ શકે! એ ઉપરાંત દક્ષિણમાં બહુ મોટાં મોટાં મંદિરો આવેલાં છે. એમાંનાં કેટલાંક તો એવાં છે, જ્યાં હિંદુસ્તાનને ખૂણે ખૂણેથી જાત્રાળુઓ આવે છે. એ મંદિરોનો વહીવટ પંચાયતોને હસ્તક રહે છે. કેટલેક સ્થળે પંચો લોકો ચૂંટે છે અને કેટલેક સ્થળે સરકાર નીમે છે. એ લોકોની વચ્ચે પૂરતો પ્રચાર કરવામાં આવે ને તેઓ મંદિરો ખોલે તો ભારે કામ થાય. હું રાજાજીની સાથે ત્યાં ગયો. ત્યાં મદુરાનું તથા શ્રીરંગમનું મંદિર બે ખોલાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. ત્યાંના પૂજારીઓ અને સંચાલકો સાથે ખૂબ વાતો થઈ. તેઓ કંઈક સહાનુભૂતિ પણ દર્શાવતા હતા. અમે ઘણાં શહેરો ઘૂમ્યા એ બધે તીર્થસ્થળોએ મંદિર ઉઘડાવવાના પ્રયત્નની તરફેણ મોટી મોટી સભાઓ કરી પંડિતોની સાથે પણ ઘણી વાટાઘાટ ચલાવી. પણ આ વેળાએ મોટા મંદિરો ખોલાવવામાં અમે ફાવ્યા નહીં. કેટલાંક બીજાં મંદિરો એવાં અખિલ ભારતીય મહત્ત્વ ન હતું એ ખૂલ્યાં. એ ઉપરથી એટલું કહી આવ્યું કે, એ કામ કઠણ તો છે, પરંતુ અશક્ય નથી. એઓ અંત્યત કદર માનતા હતા તેઓ પણ આવી વાત સાંભળતા ના

કરવા તૈયાર હતા. ત્યાંથી નિરાશ થઈને નહીં પણ ઘણી આશા લઈને અમે પાછા ઉત્તર ભણી આવ્યા.

અમારા પ્રયત્નોનું ફળ તરતોતરત તો ન આવ્યું; પણ કેટલાંક વરસ પછી મલબારમાં જ્યાં સૌથી વધારે કટ્ટરપણું હતું ત્યાં, ત્રાવણકોરના મહારાજાએ શ્રી પદ્મનાભજીનું સૌથી પ્રખ્યાત મંદિર ખુલ્લું મૂકયું તથા આખા રાજ્યમાં આવેલાં, રાજ્યનાં સઘળાં મંદિરો ખુલ્લાં મૂકયાં. મદ્રાસમાં પણ રાજાજી વડાપ્રધાન બન્યા ત્યારે એમણે મદુરાનું મંદિર ઉઘડાવી દીધું. ત્યારથી એ વાત પણ ચાલી કે કાયદાઓ કરી મંદિરો ઉઘડાવવાં જોઈએ. વિદ્વાનો એકઠા થઈને વિચાર કરવા લાગ્યા કે કાયદાનું સ્વરૂપ કેવું હોવું જોઈએ અને એમા શી શી શરતો રખાવી જોઈએ. એ પ્રયાસનું ફળ પાછળથી નજરે પડયું. દક્ષિણમાં સૌથી વિચિત્ર વાત એ જોવામાં આવી કે ત્યાંના સવર્ણ હિંદુઓમાં અબ્રાહ્મણો કરતાં બ્રાહ્મણો જ મંદિર ઉઘડાવવાના સુધારાને માટે વધારે તૈયાર જણાયા. મદ્રાસથી પાછા ફરતી વખતે હું આંધ્રપ્રદેશમાં પણ કેટલીક જગ્યાએ રોકાતો રોકાતો આવ્યો ત્યાં પણ લોકોમા એવું જ સુધારાનું મોજું નજરે પડયું. ત્યાં પણ મેં મંદિર ઉઘડાવવાના પ્રયત્નમા સાથ આપ્યો.

ઉત્તર હિંદમા પણ એવું જ મોજું ફરી વળ્યુ ઠેકઠેકાણે સભાઓ ભરાવા લાગી. મંદિરો ઊઘડવા માંડયાં અને બીજી રીતે પણ અસ્પૃશ્યતાની નાબૂદીના પુરાવાઓ અમલીરૂપે મળવા લાગ્યા. જેલમાં બેઠે બેઠે જ ગાંધીજી આ બાબતનાં નિવેદનો આપતા હતા. સરકારે એમને એટલી રજા આપી હતી કે તેઓ ઇચ્છે તો અંત્યજોદ્ધારની બાબતનાં પોતાનાં નિવેદનો છાપાંઓમાં આપી શકે. એ છૂટનો ગાંધીજીએ ઘણી તત્પરતાથી ઉપયોગ કર્યો. એમના ઘણા લેખો છપાવા માંડયા. કેટલાક દિવસ પછી એમને લાગ્યું કે આવી રીતે કેવળ છાપાંઓમાં નિવેદનો આપતા રહેવાથી જ કામ નહીં સરે. એને માટે પોતાનું જ એક છાપું ચલાવવું જોઈએ. એમનું *યંગ ઇન્ડિયા* તો બંધ પડી ચૂકયુ હતું. એટલે હરિજનોની સેવાને માટે અંગ્રેજીમાં *હરિજન* અને ભારતીય ભાષાઓમાં *હરિજનબંધુ* અને *હરિજનસેવક* નામનાં સાપ્તાહિકોનો જન્મ થયો. અનેક વરસો લગી એ ચાલતાં રહ્યાં. પણ એ દરમ્યાન બીજી પણ ઘણી વાતો બની ગઈ. એનો ઉલ્લેખ પહેલાં આવવો જોઈએ.

આમ, એક તરફ હરિજનસેવા અને અસ્પૃશ્યતાનિવારણ માટે અપૂર્વ ઉત્સાહ પ્રગટયો હતો ત્યારે બીજી તરફ અણધારી દિશાઓમાંથી વિરોધનાં ચિહ્નો પણ જોવામાં આવ્યાં. એક સૌથી નવાઈની વાત તો એ હતી

કે આ આખા પ્રયાસને કેટલાક હરિજનો પસંદ નહોતા કરતા. એમનું કહેવું એમ હતું કે આ બધો નર્યો ઢોંગ છે, અને એ એમના પોતાના જાતભાઈઓની જાગૃતિમાં બાધારૂપ નીવડશે. અસ્પૃશ્યોને રાજકીય તેમ જ આર્થિક સ્વતંત્રતા મળશે, તો આપોઆપ અસ્પૃશ્યતા પણ ટળી જશે. જ્યાં લગી તેઓ એ બંને સ્વતંત્રતા વિનાના રહેશે ત્યાં લગી સવર્ણોને હાથે થનારા બીજા બધા પ્રયત્નો એમને ફરી પાછા ગાફેલ બનાવી મૂકશે કે દુનિયાંની હરીફાઈઓમાં તેઓ બીજાઓના કરતાં પાછળ રહી જશે. આથી, તેઓ ઇચ્છતા હતા કે, તેમનો જે અસંતોષ છે, તે હજુ પણ વધવો જોઈએ, અને એમાંથી જ તેમનામાં જાગૃતિ પેદા થશે. વળી એ લોકો તરફથી 'હરિજન' નામનો પણ વિરોધ કરવામાં આવ્યો. તેઓને હિસાબે આ સવાલ ધાર્મિક કે સામાજિક હતો જ નહીં; કેવળ રાજકીય અને આર્થિક દૃષ્ટિએ જ તેઓ એનો વિચાર કરતા હતા. ગાંધીજીના પ્રયત્નોનો ઉદ્દેશ એમની રાજકીય અને આર્થિક ઉન્નતિમાં ખલેલ નાખવાનો તો હતો જ નહીં. બલ્કે, ખરી વાત તો એ હતી કે, પૂનાના સમાધાનથી એ લોકોને પ્રાંતિક ધારાસભાઓમાં તેમ જ મધ્યસ્થ ધારાસભામાં જેટલી બેઠકો મળી હતી એટલી તો મિસ્ટર મેકડોનલ્ડે પણ એમને આપી ન હતી. અને વસ્તુતાએ એમની સામે કશોયે વિરોધ હતો જ નહીં. પણ એમના હૈયામાં શંકાએ ઘર ઘાલ્યું હતું; અને એનો કંઈ ઇલાજ ન હતો. જ્યારે અસ્પૃશ્યતાનિવારણના કામનો જુવાળ ખૂબ ચડ્યો ત્યારે ઘણા હરિજનોના મનનીયે શંકા અમુક અંશે દૂર થઈ; છતાં એ શંકાનાં મૂળ એટલાં ઊંડાં ગયાં હતાં કે પાછળથી વળી પાછી એણે દેખા દીધી. એમનામાંના જેઓ ભણેલાગણેલા હતા અને દેશપરદેશની વાતો ઝીલી લઈ શકે એમ હતા, તેઓના ધ્યાનમાં એમ પણ હતું કે જે રાજ્યબંધારણ બનવાનું છે એમાં મતદારોને અધિકાર મળવાનો છે. એટલે તેઓ પોતાની સંખ્યા જોતાં જેટલો લઈ શકાય એટલો લાભ લઈ લેવા માગતા હતા. એની સામે કોઈ કશી ફરિયાદ પણ કરી શકે નહીં, પરંતુ એટલા જ કારણે અસ્પૃશ્યતાનિવારણના આખા પ્રયાસને ઢોંગ માની બેસવો એ તદ્દન ખોટું હતું. બીજી બાજુ સવર્ણ હિંદુઓમાં પણ કેટલાક એવા હતા કે જેઓ અસ્પૃશ્યોના આવા વલણથી નારાજ થયા અને માનવા લાગ્યા કે આ વિરોધ થોડાક ભણેલાગણેલાઓએ જ રાજકીય હકોને અંગેના પોતાના અંગત સ્વાર્થને સારુ ઊભો કરેલો છે. એ જે હોય તે ખરું, પણ એ વિરોધે કંઈ અમલી રૂપ ન લીધું, ફક્ત માન્યતાઓ અને નિવેદનો વાટે જ એ છૂટક છૂટક નજરે પડતો રહ્યો.

બીજું વિઘ્ન કૉંગ્રેસીઓમાંના કેટલાક તરફથી આવવા લાગ્યું. જ્યારે ગાંધીજીએ ઉપવાસ આરંભ્યા ત્યારે સત્યાગ્રહ ચાલતો હતો અને સરકાર ખૂબ દમન ચલાવતી હતી એ સૌ જાણે છે. પેલા કૉંગ્રેસીઓની ફરિયાદ એ હતી કે આવે કટોકટીને વખતે મહાત્માજીએ આ હરિજનોના બાબતનો બખેડો ઊભો કરીને લોકોનું ધ્યાન સત્યાગ્રહમાંથી વાળીને એક સામાજિક બાબતમાં એકાગ્ર કર્યું એ ઠીક નથી થયુ. કેમ કે, આ સમય દેશને સારુ બ્રિટિશ સરકાર સાથે લડવાનો હતો, હિંદુ સમાજનું હજારો વરસ જૂનું દૂષણ દૂર કરવાનો નહોતો. એ લોકો માનતા હતા કે આ રીતે તો આ સત્યાગ્રહને નબળો પાડી દેવામાં આવ્યો. કૉંગ્રેસના કેટલાક કાર્યકર્તાઓ અસ્પૃશ્યતાનિવારણના કામમાં ચાલ્યા ગયા; અને થોડા તો રીતસર હરિજન સેવક સંઘના હોદ્દેદારો બનીને એ જ કામમાં પોતાનો આખો વખત આપવા લાગ્યા. એ વખતે લોકોનું ધ્યાન અસ્પૃશ્યતાનિવારણ તરફ ખેંચાઈ ગયુ અને કેટલાક કાર્યકર્તાઓ પણ હરિજન સેવક સંઘમાં જોડાયા એ વાત સાચી હતી, છતાં એટલું વિચારવા જેવુ છે કે જે લોકો સત્યાગ્રહનુ કામ છોડીને હરિજનકાર્યમા આવ્યા હતા, તેમાંના સત્યાગ્રહનું કામ કરવા તૈયાર હોય એવા થોડા જ હતા. કોઈ ને કોઈ કારણે તેમાના ઘણાખરા સત્યાગ્રહના કામમાંથી ત્યારે છૂટા થવા માગતા હતા; અને તેઓ આ હરિજનકાર્યમાં પડ્યા એટલા માટે એમણે સત્યાગ્રહ સંબંધી કામ છોડી દીધું એમ નહોતું; જો એમને ભાગે એ કામ ન આવ્યું હોત તોપણ તેઓ સત્યાગ્રહ છોડવાના જ હતા! બીજી એક વાત એ પણ છે કે હરિજન સેવક સંઘનું કામ કરનારાઓમાં કૉંગ્રેસમાં કે સત્યાગ્રહમાં કામ ન કરનારા લોકોની સંખ્યા બહુ મોટી હતી. એનો સૌથી સરસ અને મોટામાં મોટો દાખલો સંઘના પ્રમુખ શેઠ ઘનશ્યામદાસ બિરલાનો અને મંત્રી શ્રી ઠક્કરબાપાનો છે.

એ બધું છતાં, કૉંગ્રેસી મંડળોમાં આવો અસંતોષ જન્મ્યો. જે લોકો એ વિચારતા હતા તેઓ એટલું નહોતા જોઈ શકતા કે આપણા દેશમાં પરદેશી રાજ્ય હોવાનું મોટામાં મોટું અને મૂળ કારણ તો આપણી પોતાની નબળાઈઓ જ છે અને તે આપણા સમાજમાં અથવા કે વ્યક્તિગત રીતે આપણા હાડમાં ઘર કરી ગઈ છે. ગાંધીજીએ શરૂઆતથી જ આ નબળાઈઓને કાઢી નાખવા માટે રચનાત્મક કામ ઉપર આટલો બધો ભાર મૂક્યો છે. આપણે જેમ જેમ આગળ વધતા જઈએ છીએ, તેમ તેમ એ નબળાઈઓનો કડવો અનુભવ આપણને થાય છે, અને જોઈએ છીએ કે એને કારણે આપણું ગાડું ડગલે ને પગલે અટકે છે. જો આ નબળાઈઓને

આપણે દૂર કરી શકીએ, કરોડો ભાઈબહેનોને એના ભોગ થઈ પડતાં ઉગારી શકીએ, તો એ બહુ ભારે સેવા ગણાશે. એમ કરવાથી સ્વરાજ પણ — જો એ સાચું સ્વરાજ મળવાનું હોય અને સૌને માટે એકસરખું રહેવાનું હોય તો — નજીક આવશે. હું તો હમેશ રચનાત્મક કાર્યક્રમ ઉપર શ્રદ્ધા રાખતો આવ્યો છું, અને એને માટે મારા પોતા તરફથી બનતો પ્રયત્ન કરતો રહ્યો છું; પણ બધા કૉંગ્રેસીઓની બાબતમાં એવું નથી. એટલે કે, આમાં બે વિચારધારાઓ વચ્ચે અથડામણ છે. કયો વિચાર સાચો છે એ કોણ કહી શકે? આપણે એટલું જ કહી શકીએ કે આપણે આપણા વિચારને દૃઢતાપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક સાચો માનીએ છીએ. હું માનું છું કે એટલી શ્રદ્ધા અને દૃઢતાના અભાવને કારણે જ આપણી સામેનાં એ વિઘ્નો ટાળવાને સારુ થવો જોઈએ એટલો પ્રયત્ન કરવામાં નથી આવતો, અને એટલે જ આપણી એ નબળાઈઓ નીકળતી નથી.

આવા અણધાર્યા વિરોધો ઉપરાંત કટ્ટર સનાતની લોકોનો વિરોધ તો હતો જ. એ વિરોધના દેખાવો થોડા દિવસ બાદ જ્યારે ગાંધીજી હરિજન-યાત્રાએ નીકળ્યા ત્યારે નજરે પડચા. કેટલીયે જગ્યાએ એમની ઉપર હુમલા કરવામાં આવ્યા. પૂનામાં જ, એટલે કે જે સ્થળે આ આખા આંદોલનનો જન્મ થયો હતો ત્યાં જાહેરસભામાં જતી વખતે ગાંધીજી ઉપર બૉમ્બ ફેંકાયો. બિહાર જેવા ગાંધીભક્ત અને શ્રદ્ધાળુ પ્રાંતમાં પણ ગાંધીજીની મોટર ઉપર લાઠીઓના પ્રહારો થયા. આ બનાવ દેવઘર-વૈદ્યનાથ-ધામમાં બનેલો. ત્યાં મોટરના હૂડ (છત્ર)ને લીધે બાપુ પ્રહારથી બચી ગયા ને મોટરના હૂડનો તો લાઠીઓથી ભુક્કો થઈ ગયો. આજ, આટલા દહાડા પછી, જ્યારે હું એ બધી બાબતોનો વિચાર કરું છું ત્યારે મને થાય છે કે જે કંઈ બન્યું અને જે કરવામાં આવ્યું એ ઠીક જ થયું. આ કુરિવાજ દૂર કરવામાં સફળતા પણ ઠીક ઠીક મળી છે. જોકે, હજી એમાં આપણે પૂરા સફળ થયા છીએ એમ ન કહી શકીએ. ખરું જોતાં હજુ આપણે ઘણી મજલ કાપવી બાકી રહેલી છે. પણ જ્યારે આપણે આપણી નસે-નસમાં વ્યાપી ગયેલી અને આપણા ધર્મના એક અવિભાજ્ય અંગ જેવી બની રહેલી એ હજારો વરસોની રૂઢિ કેટલી બધી જબરજસ્ત છે એનો ખ્યાલ કરીએ છીએ ત્યારે એ વિષયમાં આજ સુધી જે પ્રગતિ થઈ છે તે ઓછી છે, એમ નથી લાગતું. થોડાક વધુ આંચકા લાગતાંવેંત આ જૂનીખખ ભીંતો જમીનદોસ્ત થઈ જશે. માત્ર કાર્યકર્તાઓએ વિશ્વાસ તથા દૃઢતાપૂર્વક કામ કરતા રહેવાની જરૂર છે.

## ૧૦૩

# પ્રયાગનું ઐક્ય સંમેલન

તાજા જ સ્થપાયેલા હરિજન સેવક સંઘની બેઠક દિલ્હીમાં મળી. હું એની કાર્યવાહક સમિતિનો સભ્ય ન હતો છતાં મને એમાં બોલાવવામાં આવ્યો. હું દિલ્હી ગયો. કમનસીબે મને ત્યાં તાવ આવ્યો. દમનો હુમલો પણ શરૂ થયો ને મારે ત્યાં ઘણા દિવસ રોકાવું પડ્યું. એ દિવસોમાં શ્રી ઠક્કરબાપા સબ્જીમંડીમાંના બિરલા મિલ્સમાં પોતાનો ઉતારો રાખતા. હું પણ ત્યાં જ ઊતર્યો હતો. પણ જ્યારે મારી તબિયત કંઈક વધારે બગડેલી જણાઈ ત્યારે શ્રી ઘનસ્યામદાસ બિરલાએ મને નવી દિલ્હીમાં, જ્યાં પોતે રહેતા હતા ત્યાં તેડાવી લીધો. કલકત્તામાં મેં જે હોમિયોપથિક ઉપચાર શરૂ કરેલો એને બનતાં સુધી હું વળગી રહ્યો હતો. એટલે ત્યાં પણ મેં હોમિયોપથિક ઉપચાર કરાવ્યો. ડાક્તર યુદ્ધવીરસિંહ સારા હોમિયોપથિક ડાક્તર છે, અને કૉંગ્રેસી પણ છે. એમની દવા મેં લીધી મને એથી ફાયદો થયો. હજુ જરાક સાજો થયો હતો ત્યાં અલ્લાહાબાદમાં 'યુનિટી કૉન્ફરન્સ' (ઐક્ય સંમેલન) ભરાય છે એવા સમાચાર મળ્યા મને પણ એમાં ભાગ લેવાને બોલાવવામાં આવ્યો. એટલે હું દિલ્હીથી સીધો પ્રયાગ પહોંચ્યો.

એ સંમેલનમાં મુખ્ય મુખ્ય હિંદુ, મુસલમાન, શીખ અને ખ્રિસ્તી નેતાઓ આવ્યા હતા. કૉંગ્રેસવાળાઓ તો મોટે ભાગે જેલમાં જ હતા. પણ જેઓ બહાર હતા એમને બધાને બોલાવવામાં આવેલા. મૌલાના શૌકતઅલી અને મૌલાના જફરઅલી પણ શરૂઆતમાં જ આવી ગયા. થોડાક દિવસ રોકાઈને પછી મૌલાના શૌકતઅલી કંઈક કામને અંગે ચાલ્યા ગયા. પણ બીજા બધાઓએ સંમેલનમાં ભાગ લેવાનું એકસરખું ચાલુ રાખ્યું. મિસ્ટર મૅકડોનલ્ડનો ચુકાદો તો બહાર પડી ચૂક્યો હતો. એમાં, મુસલમાનો તરફથી રજૂ કરવામાં આવેલી લગભગ બધી માગણીઓને સ્વીકારી લેવામાં આવી હતી. એમની એક માગણી એ બાકી રહી ગઈ હતી કે મધ્યસ્થ ધારાસભામાં એમની સંખ્યા ત્રીજા ભાગની હોવી જોઈએ અને સિંધને જુદો પ્રાંત બનાવવો જોઈએ. આ બે બાબતોનો હજુ નિકાલ નહોતો થયો. પરિષદનું કામ બહુ લાંબું ચાલ્યું. આશરે ત્રણ અઠવાડિયાં સુધી અમે બધા રોજ સવારથી બપોર સુધી બેસતા અને

ફરી નમતા પહોરથી રાતના લગભગ આઠનવ વાગ્યા સુધી બેસતા. બેઠકો દાક્તર કૈલાસનાથ કાત્જૂને ત્યાં એમના મકાનના મોટા હોલમાં થતી. દરેક વાત ઉપર અંદર અંદર ખૂબ જ વાદવિવાદ ચાલતો. જે કંઈ વાત મુસલમાનોની તરફથી કહેવામાં આવતી અથવા એમને જેટલું જેટલું મેકડોનલ્ડના ફેસલાથી મળ્યુ હતું એ બધી વાતની માગણી શીખો તરફથી કરવામાં આવતી! મુસલમાનોને વાઇસરોયની કાઉન્સિલમાં બેઠક મળવી જોઈએ તો શીખોને પણ એ મળવી જ જોઈએ! મુસલમાનોને માટે અલગ મતદારમંડળો છે તો શીખોને માટે પણ હોવાં જ જોઈએ! એ જ પ્રમાણે દરેક મુદ્દા ઉપર બહુ ગરમાગરમ વિવાદ ચાલતો. શીખો અને મુસલમાનો વચ્ચે બારીકીઓ શોધી કાઢવાની અને ગૂચવણ ઊભી કરવાની જાણે હરીફાઈ જ ચાલી હતી. એમ છતાં લોકોના મગજમાં ગરમી કે કડવાશ આવતાં ન હતાં. આટલા બધા દિવસોની ગરમાગરમ ચર્ચાઓ વચ્ચે ફક્ત બેત્રણ જ એવા પ્રસંગ બન્યો, જ્યારે કોઈએ આવેશમાં આવી જઈને બેચાર આકરાં વેણ સંભળાવ્યાં હોય, અથવા ઊઠીને જતા રહેવાની તૈયારી બતાવી હોય. માલવીયજીની ધીરજને પાર ન હતો. બીજા બધા તો ચર્ચા કરતા કરતાં થાકી જતા અને ઇચ્છતા હતા કે આમ કે તેમ, કંઈક ને કંઈક નિર્ણય કરી લેવામાં આવે, અથવા જે મુદ્દા ઉપર સૌ એકમત નથી થઈ શકતા એ મુદ્દો પડતો મૂકી બીજો મુદ્દો હાથ ધરવામાં આવે; પણ માલવીયજી છોડતા નહોતા. આખરે ઘણી વાતોની બાબતમાં એકમત થયોયે ખરો. પરંતુ મધ્યસ્થ ધારાસભામાં મુસલમાનોને માટે ત્રીજા ભાગની બેઠકો અનામત રહેવી જ જોઈએ એ મુદ્દા ઉપર બધા એકમત ન થઈ શક્યા. એ અંગે હિંદુઓ તરફથી ત્રીસ ટકા બેઠકો આપવાનું કહેવામાં આવ્યુ. ઘણા દિવસ સુધી વાતો ચાલ્યા પછી એકત્રીસ કે બત્રીસ ટકા બેઠકો આપવાની તૈયારી બતાવવામાં આવી. હજી ૩૩⅓ ટકા સુધી વાત પહોંચી ન હતી. એ જ પ્રમાણે સિંધનો જુદો પ્રાંત બનાવવાની બાબતમાં પણ બધા એકમત થઈ શક્યા ન હતા. પણ એવું લાગતું હતુ કે એ વાત ઘણે ભાગે કરીને સ્વીકારાઈ જશે

છેવટે સૌનો મત એમ પડ્યો કે આવી જાતની જે બેત્રણ વાતો અધૂરી રહી ગઈ છે એને સારુ એક અઠવાડિયા પછી આપણે બધાએ ફરી વાર કલકત્તામાં ભેગા થવુ અને ત્યા છેવટનો નિર્ણય કરવો. મૅકડોનલ્ડના ચુકાદામાં એક વાત એ હતી કે, જો હિંદુમુસલમાન અને બીજા બધા ભેગા મળીને કોઈ જુદી જાતનું સમાધાન કરી લેશે તો પછી મૅકડોનલ્ડનો ચુકાદો રદ કરવામાં આવશે. એ જ શરતને આધારે મિસ્ટર મૅકડોનાલ્ડે,

પૂનાવાળું સમાધાન થઈ ગયા પછી અસ્પૃશ્યોનાં અલગ મતદારમંડળો રદ કર્યાં. પ્રયાગનું આ સંમેલન પણ એ આશાએ કરવામાં આવ્યું હતું કે આપણે એકબીજા સાથે હળીમળીને સમાધાન ઉપર આવી જઈશું તો પછી મૅકડોનલ્ડના ચુકાદાને લીધે જે કડવાશ ઊભી થઈ છે તે મટી જશે. પણ અમે હજુ સુધી અંગ્રેજોની ચાલાકીઓ સમજી શક્યા નહોતા. જ્યારે ઘણી વાતોમાં આપણો એકમત થઈ ગયો અને એમ લાગવા માંડ્યું કે મધ્યસ્થ ધારાસભામાંની બેઠકોવાળી વાત જે બાકી રહી ગઈ છે એ પણ કદાચ કલકત્તામાં પતી જશે, ત્યારે બરાબર એ જ ટાંકણે બ્રિટિશ સરકારે ઇંગ્લંડમાંથી એક જાહેરનામું બહાર પાડ્યું. અમે કલકત્તે જતા હતા, ત્યાં ગાડીમાં જ અમને એ જાહેરનામું વાંચવા મળ્યું. એમાં મધ્યસ્થ ધારાસભામાં ત્રીજા ભાગની બેઠકોવાળી માગણી સ્વીકારી લેવામાં આવી હતી. જે બાબત ઉપર અમે આટઆટલી ચર્ચાઓ કરી હતી અને જેના ઉપર ફરીથી એક વાર વિચાર કરવાને સારુ અમે કલકત્તે જતા હતા એ વાત બરાબર એ જ વખતે સરકારે આપી દીધી! અમે સમજી ગયા કે હવે આ સંમેલનનું કામ પૂરું થઈ ચૂક્યું છે. બ્રિટિશ સરકાર કોઈ પણ રીતે મૅકડોનલ્ડ ચુકાદાને બદલવા માગતી નથી; કારણ કે એ ટકી રહે તો જ એકબીજા વચ્ચેના ઝઘડા ચાલુ રહી શકે છે. મૅકડોનલ્ડ ચુકાદો જો આપણા સમાધાનને કારણે રદ થાય, અને એને બદલે આપણે એકબીજા સાથે મળીને કરેલું સમાધાન સ્વીકારાય તો એ પ્રમાણે અમલ કરવાને સારુ નૈતિક દૃષ્ટિએ સૌ બંધાઈ જાય, અને તો પછી અંગ્રેજી રાજ્યને કૂકડાઓ જેવી મારામારી કરાવવાની અને જોવાની તક મળે નહીં, તથા એને બે બિલાડીઓની લડાઈમાં વાંદરાની પેઠે બંનેનો ભાગ ખાતા જવાનો લાગ મળે નહીં. એટલા માટે, મૅકડોનલ્ડ ચુકાદાની એક ખામી પૂરી કરવા સારુ અંગ્રેજ સરકારે આ યોગ્ય તક જોઈ અને તરત એની જાહેરાત કરી દીધી. સંમેલન પૂરું થઈ ગયું! અમે કલકત્તામાં ફરી મળ્યા પણ એ મળવામાં કંઈ સાર ન હતો.

સંમેલનની છાપ લોકોની ઉપર એટલી સારી પડી હતી કે હવે સમાધાન થઈ જ જશે એવી સૌને આશા હતી. આ સમાચાર સાંભળીને અલવરના મહારાજા પ્રયાગ આવ્યા હતા. તેઓ છેલ્લા અધિવેશનમાં— જે ખુલ્લી સભા રૂપે થવાનું હતું તેમાં—બોલે એવી તેમની તથા પંડિત માલવીયજીની ઇચ્છા હતી. એ સભા ભરાઈ પણ ખરી, અને એમાં જણાવવામાં આવ્યું કે બધી વાત નક્કી થઈ ગઈ છે અને જે એકબે બાબત બાકી છે એ પણ નક્કી થઈ જવાની છે. મહારાજાનું પણ સરસ

ભાષણ થયું. પાછળથી એમની સાથે જે વર્તન ચલાવવામાં આવ્યું એ પરથી ખબર પડી કે તેઓ બ્રિટિશ સરકાર ઉપર જેટલા નારાજ હતા એ કરતાં વધારે બ્રિટિશ સરકાર એમના ઉપર નારાજ હતી. એ પછી થોડા દિવસમા એમને ગાદીએથી ઉઠાડી મૂકવામાં આવ્યા. થોડા દિવસ પછી તેમણે ઇંગ્લંડમાં આપઘાત કર્યો.

એ સભા થઈ તે ઘડી સુધી અમે સૌ માની બેઠા હતા કે એ સંમેલન મારફતે અમે ઐક્ય સ્થાપી લઈશું. મને જે કારણે એ સંમેલન વિષે આશા બંધાઈ હતી તે અનેક મુદ્દાઓમાં એકમત થઈ ગયો હતો. પરંતુ જોકે હું એમાં બહુ જ ઓછો ભાગ લેવા છતાં, વાદવિવાદોથી ક્યારેક કંટાળી જતો હતો. કેટલીક વાર તો મને એટલે સુધી લાગતું કે નાની નાની બાબતોને કારણે આપણે જલદીથી એકમત નથી થઈ શકતા. બત્રીસ ટકા અને ૩૩૩ ટકા વચ્ચે બહુ થોડો ફરક છે, પણ એટલી વાતનોયે તોડ આપણે આણી ન શક્યા, અને એટલા માટે સંમેલનને મુલતવી રાખવું પડ્યું. એનું પરિણામ એ આવ્યું કે બ્રિટિશ સરકારે વખત જોઈને ઘા કર્યો અને એ ગાંઠ ઉકેલવાનું લગભગ અશક્ય થઈ પડ્યું.

## ૧૦૪

## ફરી ધરપકડ અને બિહાર યુનાઈટેડ પાર્ટી

હું ઐક્ય સંમેલનના કામે કલકત્તા ગયેલો, પણ ત્યાં મારે થોડું વધારે રોકાવું પડ્યું. ચળવળ અંગેનું પણ કેટલુંક કામ મેં ત્યાં કરી લીધું. એ દિવસોમાં પૈસાની જરૂર રહેતી. એ જરૂરિયાતને પહોંચી વળવામાં મેં થોડી મદદ કરી. લોકોમાં ચળવળ પ્રત્યે શ્રદ્ધા અને ઉત્સાહ હતાં પણ તેઓ બહુ ડરી ગયા હતા. એટલે કોઈ પૈસાદાર માણસ ખુલ્લી રીતે મદદ આપવાને તૈયાર ન હતો, પણ ગુપ્ત રીતે પૈસા આપનારાઓ ઘણા હતા. એનું એક ઉત્તમ ઉદાહરણ અહીં આપી દેવું ઠીક લાગે છે. જ્યારે હું બનારસમાં રોકાયેલો ત્યારે એક દિવસ બજાર જતી વખતે રસ્તામાં એક જૂના ઓળખીતા મિત્ર સાથે ભેટો થયો. એમને જોઈને મને જરા નવાઈ લાગી. હું બાબુ શિવપ્રસાદ ગુપ્તને ત્યાં ઊતર્યો છું એટલી જ વાત એમણે એ વખતે મારી પાસેથી જાણી લીધી. પછી ત્યાં આવીને તેઓ મને મળ્યા. એમણે મને કહ્યું, સાંભળ્યું છે કે ચળવળને માટે પૈસાની ખેંચ છે અને

એ ખાસ કરીને બિહાર તથા મદ્રાસમા પધારે જ ગાય છે. મે કહ્યુ, પૈસાની જરૂર તો છે જ તેઓ પોતાની માથે રૂપિયા લઈ આવ્યા હતા આજે મને ચોક્કસ યાદ નથી, પણ એટલો ખ્યાલ છે કે એમણે અખિલ ભારતીય કાર્ય માટે આશરે દસ હજાર રૂપિયાની નોટો મારા હાથમા મૂકી મે એમનો ઘણો આભાર માન્યો અને એમની ઇચ્છા મુજબ જ્યા જ્યા એ રૂપિયા મોકલવાના હતા ત્યા ત્યા મોકલી આપ્યા એ જ પ્રમાણે કલકત્તામા યે લોકોની પાસેથી મદદ મળી કલકત્તાથી હુ પાછો પટના આવ્યો

મને જેલમાથી નીકળ્યે લગભગ છ મહિના થઈ ગયા હતા દિવસો વીતતા વાર નથી લાગતી આટલા ગાળામા હુ બે વાર માદો પડી ગયો ને ગાધીજીના ઉપવાસ અને પૂનાની સમાધાની વખતે ત્યા હાજર રહ્યો પછી, હરિજન સેવક-સઘને અગે ફર્યો તથા સભાઓ ભરી, અને પછી મારે પ્રયાગના ઐક્ય સમેલનના લાબા અધિવેશનમા કામ કરવુ પડ્યુ અને ત્યાથી એ કામ અગે ફરી કલકત્તા જવુ પડ્યુ આ બધુ કરતા રહેતા છતા મને સદાયે મનમા સાલ્યા કરતું હતુ કે મારે બહાર ન રહેવુ જોઈએ કોગ્રેસનો પ્રમુખ અથવા ડિક્ટેટર હુ જ ગણાતો હતો અને એ વખતે ચાલતા રિવાજ મુજબ મારે પોતાની જગ્યાએ બીજા કોઈકની નિમણૂક કરવાની હતી પ્રયાગમા જ્યારે ઐક્ય સમેલન પૂરુ થયુ ત્યારે મે વિચાર કર્યો હતો કે કલકત્તાથી પાછો ફર્યા પછી જેલમા ચાલ્યો જઈશ ત્યા રાજાજી અને શ્રી અણે પણ હતા. એમની સલાહ મે લીધી અને રાજાજીને ડિક્ટેટર નીમવા ધાર્યું પણ એમણે હજુ થોડો વખત હરિજનસેવાનુ કામ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી અમે મારેમાડે સલાહમસલત કરી અને પછી મે શ્રી અણેને મારા પકડાયા પછી મારી જગ્યાએ નીમ્યા તેઓ ડિક્ટેટર થયા

કલકત્તાથી આવીને હું યોગ્ય દિવસની રાહ જોઈ રહ્યો હતો નાતાલની રજાઓ શરૂ થઈ ગઈ હતી ચોથી જાન્યુઆરી (૧૯૩૩)ને રોજ હું કોઈ પણ રીતે પકડાઈ જઈશ એમ મે માન્યુ હતું ૧૯૩૨મા ચોથી જાન્યુઆરીને દિવસે ગાધીજીને પકડી લઈને સરકારે દમન શરૂ કરેલુ એની યાદગીરીને માટે આ વર્ષે બધી જગાએ કોગ્રેસ તરફથી એક નિવેદન વચાવાનું હતું એ દરમ્યાન શ્રી કૃપાલાની બહાર હતા, એટલે એક દિવસ મને મળવા આવ્યા તેઓ થોડા પૈસાની ગોઠવણ માટે આવેલા કલકત્તામા જે કઈ થયુ હતુ એ બધુ મે એમને જણાવ્યુ એક મિત્ર જેમનુ નામ મને યાદ નથી, એમને નામે એક કાગળ લખીને પણ મે કૃપાલાનીજીને આપ્યો તેઓ એ કાગળ લઈને જતા હતા ત્યા પટના સ્ટેશને એમને પકડવામા

આવ્યા. પકડાતાંવેંત જ એમણે એ કાગળ ફાડીને ફેંકી દીધો. પણ પોલીસે એ બધા કટકા ભેગા કરીને એ આખો કાગળ ફરી પાછો ગોઠવી લીધો. કૃપાલાનીજી ઉપર કેસ ચાલ્યો. એની સુનાવણી બાંકીપુરની જેલમાં થઈ. હું પણ કેસ સાંભળવા ગયો. કેસ પૂરો થયે હું બહાર આવ્યો અને મારા વાહનમાં પગ મૂકવા જતો હતો ત્યાં પોલીસ ઓફિસરે આવીને મને કહ્યું કે તમારે પણ અહીં રોકાઈ જવું જોઈએ. હું તરત જ પાછો દરવાજામાં દાખલ થઈ ગયો. કૃપાલાની અને બાબુ મથુરાપ્રસાદ અગાઉથી જ ત્યાં આવી ગયા હતા. મથુરાબાબુ ચોથી જાન્યુઆરીનું નિવેદન વાંચવાના ગુના માટે આવેલા! હુંયે એમનો સાથી બન્યો. એક બે દિવસ પછી મારી ઉપર પણ કેસ ચાલ્યો. મથુરાબાબુને દોઢ વરસની, કૃપાલાનીજીને છ મહિનાની અને મને સવા વરસની સજા થઈ. મથુરાબાબુને દોઢ વરસની સજા થઈ એથી મને નવાઈ લાગી. ત્યારે મને સવા વરસ જ કેમ? મેં વિનોદમાં મૅજિસ્ટ્રેટને પૂછ્યુંયે ખરું. એ પેલા જૂના ઓળખીતા મૅજિસ્ટ્રેટ જ હતા, જેમણે મને છપરામાં સજા આપેલી અને જેઓ મારી વકીલાતના દિવસોમાં મારા એક વારના અસીલ પણ હતા. વારુ, થોડા દિવસ પછી અમને હજારીબાગ જેલમાં મોકલી દેવામાં આવ્યા.

હજારીબાગમાં ફરી એ જ રીતે વાંચવા તથા રેંટિયે કાંતવામાં વખત પસાર થવા લાગ્યો. બને ખાનભાઈઓ હજુ લગી ત્યાં જ હતા. કેટલાક દિવસ પછી છાપાં મારફતે જાણ થઈ કે ગાંધીજીને હરિજનોની બાબતમાં લખવાની જે સગવડ અપાઈ હતી એ પાછી ખેંચી લેવામાં આવી એટલે એમણે ઉપવાસ શરૂ કરી દીધા, ને આખરે સરકારને એ સગવડો ફરીથી આપવી પડી તથા ગાંધીજીને છોડી મૂકવા પડ્યા.* બહાર આવીને એમણે દેશની પરિસ્થિતિ જોઈ. એમણે હરિજનો પ્રત્યે સવર્ણ હિંદુઓ અને સવર્ણોને હરિજનો પ્રત્યેના કર્તવ્યનું ભાન કરાવવા સારુ તથા તેમના તરફથી પ્રાયશ્ચિત્તરૂપે એકવીસ દિવસના ઉપવાસ શરૂ કર્યા. આથી અમે સૌ બહુ ચિંતામાં પડી ગયા. જેલમાં અમે રોજ પ્રાર્થના કરતા. એમ તો સાંજને વખતે બરાબર ઓરડી બંધ થાય એ પહેલાં અમે બધા સામૂહિક પ્રાર્થના

* આ સમયક્રમ આપવામાં લેખકની કંઈ સરતચૂક થઈ હોય એમ લાગે છે. દક્ષિણ હિંદના મામલા નિમિત્તે એકવીસ દિવસના ઉપવાસ કરવાનું ગાંધીજીએ જેલમાં શરૂ કરેલું. એ ઉપવાસની અધવચમાં કે લગભગ આખરે સરકારે એમને છોડી મૂકેલા. સરકારની સામેના ઉપવાસને અંગે તેઓ વ્યક્તિગત સત્યાગ્રહ કરીને જેલ ગયા ત્યારે છૂટેલા. —અનુવાદક

કરતા જ હતા; પણ આ ઉપવાસના દિવસોમાં એ ઉપરાંત વધારાની પ્રાર્થના ચાલતી. કોઈ ગીતાપાઠ કરે, કોઈ રામાયણનું પારાયણ કરે અને કોઈ કેવળ ફળાહાર ઉપર રહે. પોતપોતાની રુચિ અને શક્તિ પ્રમાણે પોતાની આત્મશુદ્ધિને સારુ ઘણાખરા લોકોએ ત્યાં કંઈક ને કંઈક કર્યું. જે દિવસે આ એકવીસ દિવસનું વ્રત નિર્વિઘ્ને પૂરું થયું તે દિવસે અમે સૌએ ભેગા મળીને વિશેષ પ્રાર્થના કરી અને ઈશ્વરનો પાડ માન્યો.

એ ઉપવાસથી આવેલી કમજોરી મટ્યા પછી ગાંધીજીએ જેલની બહાર હતા એ બધા કોંગ્રેસીઓની એક સભા બોલાવી. એમાં દેશની પરિસ્થિતિ ઉપર ખૂબ ચર્ચાઓ થઈ. એ વખતે પંડિત જવાહરલાલજી પણ બહાર આવી ગયા હતા. અમને હજારીબાગમાં બધી માહિતી તો ન મળી; કેમ કે એ દિવસોમાં અમને છાપાંઓ મળતાં ન હતાં; માત્ર સ્ટેટ્સમૅનની પરદેશ માટે છપાતી અઠવાડિક આવૃત્તિ મળતી હતી. પણ કોઈ ને કોઈ બહારથી નવું પકડાઈને આવી જતું હતું એટલે એની પાસેથી બહારની થોડીઘણી માહિતી મળી જતી હતી. અમે કાં તો સ્ટેટ્સમૅનમાં વાંચ્યું અથવા બહારથી નવા આવેલા કોઈ માણસે કહ્યું કે સત્યાગ્રહનું સ્વરૂપ વ્યક્તિગત કરી દેવામાં આવ્યું છે. બધા પ્રાંતોમાં ફરીથી કંઈક જાગૃતિ આવી. કેટલાક ભાઈઓ વળી પાછા વ્યક્તિગત રીતે જેલમાં ગયા. બિહારે એમાં સારો ઉત્સાહ બતાવ્યો હતો. અમારે ત્યાં આશરે છસો સાતસોથી વધુ માણસ પકડાયા. છતાં અમને લોકોને એમ લાગવા માંડ્યું કે લોકો કંઈક થાક્યા છે. એકંદરે આ સત્યાગ્રહમાંયે લોકોએ સારો ઉત્સાહ બતાવ્યો હતો, અને આ શિથિલતા પણ લગભગ અઢાર મહિનાની ઝુંબેશ બાદ જણાવા લાગી હતી. મારી પોતાની માન્યતા કંઈક એવી છે કે એ શિથિલતા આવવાના બીજા કારણો ભેગું એક કારણ એ હતું કે કામ કરનારાઓ કંઈક છુપાઈને કામ કરતા મંડ્યા હતા. જ્યાં સુધી કાર્યકર્તાઓ, ખાસ કરીને મુખ્ય કાર્યકર્તાઓ સરકારના ઘા હિંમતપૂર્વક પોતાની ઉપર ઝીલે છે અથવા ઝીલવા માટે તૈયાર રહે છે ત્યાં સુધી જ લોકોની સત્યાગ્રહમાં શ્રદ્ધા ટકે છે. જ્યારે મુખ્ય કાર્યકર્તાઓ લડત ચાલુ રાખવા માટે પોતાની હાજરી જરૂરની માનીને, નહીં કે દમનમાંથી ઊગરી જવાને કે એમાંથી છટકી જવાને, બહાર રહી જાય છે ત્યારે પણ લોકોના મનમાં કંઈક એવો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી કે એ કાર્યકર્તાઓ દમનમાંથી પોતાની જાતને બચાવી રહ્યા છે. એટલે પછી લોકોનો ત્યાગનો ઉત્સાહ ઓસરવા માંડે છે.

સરકારે જ્યારે અત્યંત આકરું દમન ચલાવીને કોંગ્રેસને માટે ન મકાન રહેવા દીધાં, ન પૈસા રહેવા દીધા અને ન ઉઘાડે છોગે કામ કરનારાઓ રહેવા દીધા ત્યારે થોડાક જણે કોંગ્રેસનું સંગઠન કાયમ રાખવા માટે સંતાઈછુપાઈને કામ કરવા માંડ્યું. એમણે કામ પણ કર્યું અને કોંગ્રેસના સંગઠનને તૂટવાયે ન દીધું. લગભગ દરેક પ્રાંતની પ્રાંતિક સમિતિએ કામ ચાલુ રાખ્યું અને એ જ પ્રમાણે જિલ્લાઓમાં પણ સમિતિઓના પ્રતિનિધિઓ કામ કરતા રહ્યા. આ સાંકળ તૂટી ન શકી. અખિલ હિંદ મહાસભાસમિતિના આદેશો અને મંતવ્યો બધા પ્રાંતોમાં પહોંચી જતાં અને એ મુજબ કેટલુંક કામ થતું પણ ખરું. પરંતુ નવા કાર્યકર્તાઓ અને સત્યાગ્રહીઓ તો આમપ્રજામાંથી જ મળતા હતા અને આમપ્રજાનો ઉત્સાહ મોળો પડવા માંડ્યો. એટલે સરવાળે, સંતાઈને કામ કરવાની અસર સારી ન થઈ. આ બાબતમાં સત્યાગ્રહની લડત બીજી બધી લડતો કરતાં જુદી પડે છે. આમાં નેતાઓને જ પહેલાં રણમાં કૂદવું પડે છે, ભભૂકતી જ્વાળાઓ વચ્ચે એમને પોતાને જ સૌ પહેલાં ઝંપલાવવું પડે છે. આજની સશસ્ત્ર લડાઈમાં સેનાપતિ આગળ થતો નથી, ઘણે ભાગે તો એ લડાઈના મેદાનમાંયે જતો નથી. એ પાછળ રહીને જ સેનાને દોરતો રહે છે. સેના પણ એવી આશા રાખે છે કે સેનાપતિ પાછળ બેઠો બેઠો, પોતાની જાતને સુરક્ષિત રાખીને, સેનાનું સંચાલન કરતો રહેશે. એટલે એ પાછળ રહે તો પણ સેના ઉપર એની માઠી અસર નથી થતી. પણ સત્યાગ્રહમાં સેના પણ એવી આશા રાખે છે કે સરદાર સૌની મોખરે ઝૂઝશે. એટલે આપણી લડાઈમાં જ્યારે સરદાર પાછળ પડે છે ત્યારે કુદરતી રીતે જ અસંતોષ અને શિથિલતા આવી જાય છે. ૧૯૩૩માં એમ જ બન્યું.

૧૯૩૨માં હું જેલ બહાર હતો ત્યારે, અમારા પ્રાંતમાં એક બનાવ બન્યો. ગોળમેજી પરિષદ વગેરેના કામકાજ ઉપરથી એટલું ચોક્કસ જણાતું હતું કે રાજ્યબંધારણમાં કંઈ ને કંઈ સુધારો થવાનો છે. અને એ સુધારો કોંગ્રેસને સંતોષ આપે કે ન આપે, પણ નવી ચૂંટણીઓ તો થશે જ અને એમાં લોકોને પણ ભાગ લેવો પડશે. બિહારમાં જ નહીં, આખાયે દેશમાં ખેડૂતોની સંખ્યા મોટી છે એટલે એમના હાથમાં ઘણા મત રહેવાના. અને ખેડૂતો ઉપર કોંગ્રેસનો પ્રભાવ પૂરેપૂરો હતો એ વાત ૧૯૨૩ની ને ૧૯૨૬ની ચૂંટણીઓમાં જણાઈ ગઈ હતી. વળી ૧૯૩૦ તેમ જ ૧૯૩૨-૩૩ના સત્યાગ્રહ પછી એ પ્રભાવ વધ્યો હતો, ઘટ્યો ન હતો. આ બધું વિચારીને બિહારના ગવર્નરે ખેડૂતોનું સંગઠન ઊભું કરવા માંડ્યું.

દારોને ઉત્તેજન આપ્યું હતું. ખેડૂતોને જમીનદારો સાથે ઝઘડા ચાલ્યા કરતા હતા એ તો જાહેર હતું. એટલે એમણે એક નવો પક્ષ ઊભો કર્યો અને એમાં ખેડૂતોને પણ ભેળવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. એ પક્ષનું નામ 'યુનાઈટેડ પાર્ટી' (સંયુક્ત પક્ષ) પડ્યું. એ લોકો ધારતા હતા કે કૉંગ્રેસવાળાઓ લડત ચલાવે છે ત્યાં સુધીમાં આપણે ખેડૂતોને થોડીક રાહત મળે એવા કેટલાક ફેરફારો ગણોતના કાયદામાં કરી નાખીશું અને એ રીતે એમને આપણામાં એવા ભેળવી લઈશું કે નવી ચૂંટણીઓ આવશે અને કૉંગ્રેસ એમાં ભાગ લેશે ત્યારે આપણી આ 'યુનાઈટેડ પાર્ટી' એટલી મજબૂત થઈ ગયેલી હશે અને ખેડૂત એને એટલો બધો સાથ આપતા થઈ જશે કે કૉંગ્રેસ એનો મુકાબલો નહીં કરી શકે.

આ પાર્ટીના નિયમો કંઈ ખરાબ ન હતા, જોકે કૉંગ્રેસની દૃષ્ટિએ એ પૂરતા ન હતા. એણે પણ પોતાના ધ્યેય તરીકે સાંસ્થાનિક સ્વરાજ્ય રાખ્યું હતું. અને ઉદારમતવાદી પરિષદમાં થયા કરે છે એ જાતના કેટલાક ઠરાવો પણ એણે કર્યા હતા. બિહારમાં કૉંગ્રેસ સિવાય બીજો એકેય પક્ષ નહોતો. એક તરફ હતો સરકાર અથવા એને મદદ કરનારાઓનો પક્ષ અને બીજી તરફ હતો કૉંગ્રેસ અથવા સરકાર જોડે લડત લેનારો પક્ષ; ઉદારમતવાદી જેવો મધ્યમ વિચારવાળો કોઈ પક્ષ ન હતો. આ યુનાઈટેડ પાર્ટીના લોકોની સાથે મારે વાતચીત પણ થયેલી. એ પરથી હું પામી ગયો હતો કે કૉંગ્રેસનો એક હરીફ પક્ષ ઊભો કરવાને માટે એ પ્રયાસ ચાલી રહ્યો છે અને એમાં ગવર્નરનો પણ હોંસચાર છે. એમ છતાંયે મારા મનમાં એક ક્ષણભરને માટેયે એવી શંકા ન આવી કે એ પક્ષ કૉંગ્રેસનો મુકાબલો કરી શકશે. કૉંગ્રેસનો પ્રભાવ એની સેવા અને ત્યાગને લઈને છે. અને આ પક્ષમાં એવું કંઈ હોઈ ન શકે. હું એમ પણ માનતો હતો કે ચૂંટણીઓમાં બેઠકો મેળવવાનો જ મુખ્ય ઉદ્દેશ રાખીને જે પાર્ટી બનાવાઈ રહી છે એમાં અંદર અંદર કજિયા થયા વિના રહેવાના નથી. કારણ કે એ પાર્ટીમાંના ઉમેદવારોની સંખ્યા બેઠકોના કરતાં અનેક ગણી વધી જવાની છે. એ ઉપરાંત તેઓમાં અંદર અંદર ચડસાચડસી પણ ચાલતી રહેવાની; એટલે એ પાર્ટી કૉંગ્રેસનો મુકાબલો કરી શકશે એવો કશો ડર નહોતો. મને એમ પણ લાગ્યું કે જો આવી એક મધ્યમ પાર્ટી બને તો કંઈ ખોટું નથી; કારણ કે કૉંગ્રેસ જ્યારે સરકાર સાથે લડવામાં ગૂંથઈ જાય છે ત્યારે રચનાત્મક કામ કરનારું કોઈ રહેતું નથી. એટલે કદાચ વખત આવ્યે આ પાર્ટીને હાથે દેશની કંઈક સેવા થઈ શકશે. સાથે સાથે મેં એમ પણ વિચાર્યું કે

જો એ પક્ષ પોતાની તરફથી ખેડૂતોને જરાતરા રાહત આપશે તો એથી ખેડૂતોને તો લાભ જ થવાનો છે 'ને વળી, કોંગ્રસની વિરુદ્ધ એ પક્ષ જ્યારે મેદાનમાં ઊતરશે ત્યારે ખેડૂતો સ્વરાજની વાતને વીસરશે નહીં ને કોંગ્રેસને જ સાથ આપશે. એટલે આ પક્ષના સંગઠન બાબત હુ સાવ નચિંત હતો. એના મુખ્ય કાર્યકર્તાઓ સાથે મારે વાતો થઈ ત્યારે મેં એમને મારા વિચારો જણાવી દીધા. એમણે એવી ઇચ્છા દર્શાવી કે હું એ સબંધી એક નિવેદન બહાર પાડું, તો સારું. હું એમ કરવા કબૂલ થયો. છાપાઓમાં મે એક નાનકડું નિવેદન આપ્યું. એમાં એટલું જ લખ્યું હતુ કે આ પાર્ટી જો પોતે જાહેર કરેલા ધ્યેય મુજબ કામ કરતી રહેશે તો હું આશા રાખું છું કે એથી દેશનું ભલું જ થશે, બૂરું નહીં થાય.

મારા એ નિવેદનની ખબર હજારીબાગમાં મિત્રોને મળી હતી. કેટલાક એથી નારાજ થયા હું ત્યા પહોચ્યો ત્યારે એ બાબતમા વાતો થઈ. મેં મારા વિચારો મિત્રોને જણાવ્યા. પણ તેઓને એથી કદાચ સતોષ ન થયો. એ પાર્ટી તરફથી ગણોતધારામાં કેટલાક સુધારા કરવાની વાત શરૂ થઈ ત્યારે અમે સૌ હજારીબાગમા હતા. હુ તો એ બધુ પહેલેથી જાણતો હતો અને એ જાણવા છતાં નચિંત હતો. પરતુ કેટલાક મિત્રો એ જોઈને વધારે ગભરાયા. એમને થયું કે આવી રીતે તો એ પાર્ટી ખેડૂતો ઉપર પોતાનો પ્રભાવ જમાવી દેશે. એટલે એમણે વિચાર્યું કે એ સુધારાઓનો વિરોધ કરવો જ જોઈએ. કોંગ્રેસ તો જેલમા હતી અને એને ગેરકાયદેસર સંસ્થા ઠરાવવામા આવી હતી; એ સ્થિતિમા કિસાન-સભા જ એ સુધારાઓનો વિરોધ કરી શકે એમ હતું. ઘણુ કરીને એ સભા પહેલેથી ચાલતી હતી પણ કોંગ્રેસના જોરને લઈને એ કંઈ ખાસ કામ નહોતી કરી શકતી. કેટલાક એનામાં ફરીથી પ્રાણ પૂરવાનો પ્રયાસ કરી રહ્યા હતા. એ લોકોને હજારીબાગની જેલમાંથી પ્રોત્સાહનના મદેશાઓ મોકલવામાં આવ્યા. સ્વામી સહજાનંદને ખાસ આગ્રહ કરવામાં આવ્યો કે તેઓ કિસાનસભાનું સંગઠન કરીને, ગણોતધારામાં સુધારો કરવાનો જે ઠરાવ આવેલ છે, એનો વિરોધ કરાવે. હું એ બધુ બિનજરૂરી માનતો હતો. એનુ કારણ હું ઉપર જણાવી ગયો છુ. એમ છતાં, હું એનો વિરોધ નહોતો કરી શકતો. હું મૂગો રહ્યો. બ્રિજકિશોરબાબુ પણ કિસાનસભા જેવી એક બીજી સસ્થાની જરૂર નહોતા જોતા. પણ એમણે બહાર રહીને પણ એનો વિરોધ ન કર્યો અને મે અંદર રહ્યે રહ્યે એની સામે વાંધો ન લીધો આ પ્રમાણે અમારી ગેરહાજરીમાં કિસાનસભાનું

એક જબરદસ્ત સંગઠન જામવા લાગ્યું. ગણોતધારાના સુધારાઓનો આકરો વિરોધ થવા માંડયો. કિસાનસભાના પહેલાંના કેટલાક મુખ્ય કાર્યકર્તાઓ આ નવી કિસાનસભાનો વિરોધ કરવા લાગ્યા તથા ગણોતધારામાં સુધારા કરવાની વાતને ટેકો આપવા લાગ્યા. આ પ્રમાણે એક દોઢ વરસ સુધી ચાલ્યું. અમે બધા જેલમાંથી છૂટીને આવ્યા ત્યાં સુધી એનો નિવેડો નહોતો આવ્યો.

## ૧૦૫

## મારી ગંભીર માંદગી

ઈ. સ. ૧૯૪૩ના જુલાઈના પહેલા અઠવાડિયામાં હું માંદો પડયો. થોડી ઉધરસ શરૂ થઈ. ઘણું કરીને ઓચિંતી ઠંડી લાગવાથી એમ બન્યું હશે. શરૂઆતમાં તો અમે માન્યું કે સાધારણ ઉધરસ છે ને તરત મટી જશે, પણ એ ઓછી થવાને બદલે દિવસે દિવસે વધતી ગઈ. દમનું જોર પણ વધ્યું. એક વાર તો એટલો સખત દમ ચડયો કે લગભગ બે દહાડા લગી હું ખૂબ હેરાન થયો. ત્યાર પછી મને ઈંજેકશન આપવામાં આવ્યું. દમ જરાક હળવો પડયો એટલે હું થોડુંક ખાવા માટે બેઠો. દૂધ અને રોટીનો ટુકડો ચમચામાં લઈને મેં જેવો મોંમાં મૂકયો તેવો જ મને ફરી પાછો જોરથી દમ ઊપડી આવ્યો, અને એવી રીતે શ્વાસ ઘૂંટાવા લાગ્યો કે જાણે હમણાં જીવ નીકળી જશે. હું લગભગ બેભાન થઈ ગયો. જેલના દાક્તરે આવીને કંઈક સૂંઘાડયું ત્યારે મને ભાન આવ્યું. ત્યાર પછી સખત મરડો થઈ ગયો. આખા દિવસમાં ચોવીસપચીસ ઝાડા થવા લાગ્યા. ખૂબ નબળાઈ આવી ગઈ. શરીર સાવ લેવાઈ ગયું. મને દવા કરાવવાને પટનાની ઇસ્પિતાલમાં મોકલવો જોઈએ, એમ જેલના સુપરિન્ટેન્ડેન્ટે સરકારને લખ્યું. પહેલાં તો એ વાત ઉપર કંઈ ધ્યાન ન અપાયું. મોટાભાઈને ખબર પડી. તેઓ ગભરાઈને ત્યાં આવ્યા. મારી દશા જોઈને તેઓ બહુ ચિંતામાં પડી ગયા ત્યાથી તેઓ રાંચી ગયા. ત્યાં કેટલાક મિત્રોને મળ્યા. આખરે મને પટના મોકલવાનો સરકારનો હુકમ આવ્યો. એ હુકમ સપ્ટેમ્બરના પહેલા અઠવાડિયામાં એટલે કે માંદગી શરૂ થયે બે મહિના વીત્યા બાદ આવ્યો. એમા એમ ફરમાવેલુ કે મને પટનાની જેલમાં મોકલવામાં આવે તથા પટનાની ઇસ્પિતાલમ મારા રોગની તપાસ કરવામાં

આવે. મને જ્યારે એ હુકમ બતાવવામાં આવ્યો ત્યારે મેં કહ્યું કે જો મારે પટનાની હૉસ્પિતાલમાં જવાનું નથી અને પટનાની જેલમાં જ જવાનું છે તો પછી હું અહીં રહું એ જ વધારે સારું છે. પણ મને જણાવવામાં આવ્યું કે એ રીતે જ લખવાનો ધારો છે. એનો અર્થ એ છે કે મને હૉસ્પિતાલમાં મોકલવામાં આવે છે.

બીજે દિવસે સવારે માંડમાંડ મને પટના લઈ આવ્યા. મોટાભાઈ પણ મારી સાથે આવ્યા. અહીં મને પહેલાં જેલમાં લઈ આવ્યા અને ત્યાંથી તરત હૉસ્પિતાલમાં લઈ ગયા. હૉસ્પિતાલમાં જ્યાં ભાડું ભરીને દરદીઓ રહે છે અને ઘરનાં બાળબચ્ચાંઓને પણ રહેવાની સગવડ હોય છે એ વિભાગના ઓરડામાં મને મૂકવામાં આવ્યો. મારાં ભાભી, પત્ની અને નોકર પણ મારી સાથે રહેવા લાગ્યાં. હું પહોંચ્યો તેવો જ ડૉ. બૅનરજીએ મને તપાસ્યો. મારી સ્થિતિ ખરાબ જોઈ એટલે તરત એમણે ઉપચાર શરૂ કર્યો. દાક્તર રઘુનાથશરણ અને બીજા જે દાક્તરો મને પહેલેથી ઓળખતા હતા, તેઓ પણ આવજા કરતા. પોલીસનો પહેરો રહેતો હતો, પણ કોઈને આવવા જવાની બંધી ન હતી. મારી હાલત થોડા દિવસ સુધી ખરાબ રહી; પણ પછી ધીમે ધીમે સુધરવા લાગી. ઝાડો અને તાવ કંઈક કાબૂમાં આવ્યા. ઉધરસ પણ જરા ઓછી થઈ. હજુ માંદગી ગઈ નહોતી, એનું ઉગ્ર સ્વરૂપ કંઈક મોળું પડ્યું હતું એટલું જ. માંદગીને હઠાવવા માટે હજુ દવાની શરૂઆત થતી હતી ત્યાં એક દિવસ અચાનક નમતે પહોરે ત્રણ ચાર વાગ્યે ખબર મળ્યા કે મને તરત જ બાંકીપુરની જેલમાં મોકલી દેવાનો સરકારી હુકમ આવ્યો છે. કદાચ કોઈકે સરકારને એવા ખબર આપ્યા હતા અથવા એની પાસે રાવ ખાધી હતી કે મને મળવાને ઘણા લોકો આવે છે અને હું ત્યાં ખાટલે પડ્યો પડ્યો ચળવળ ચલાવું છું. એ તદ્દન ખોટી વાત હતી. મને મળવાને લોકો જરૂર આવતા હતા, અને મારી માંદગીને અંગે એમનું મળવા આવવું સ્વાભાવિક હતું; પણ મેં ચળવળ વિષે કોઈને કશું કહ્યું ન હતું.

એ બધું ગમે તે હો, મને તરત જ હૉસ્પિતાલમાંથી બાંકીપુર જેલમાં ખસેડવામાં આવ્યો. આ સમાચાર મળતાંની સાથે દાક્તર બૅનરજી સાહેબ આવી લાગ્યા. એમને બહુ અફસોસ થયો; કેમ કે એમણે માંદગીનો ઇલાજ હવે શરૂ કરવા માંડ્યો હતો. અત્યાર સુધી તો તેઓ કેવળ ઉગ્ર લક્ષણો માત્ર હળવાં કરી શક્યા હતા. ત્યાં જે દવા વગેરે તેઓ આપતા હતા એની યાદી કરીને સાથે એક રિપોર્ટ પણ કર્યો. જેલના સુપરિન્ટેન્ડેન્ટ મેજર

સ્ટ્રિકલેન્ડ, જેઓ જિલ્લાના સિવિલ સર્જન પણ હતા એમની સાથે એમણે વાતો પણ કરી. સુપરિન્ટેન્ડેન્ટે એમના ઉપચાર ચાલુ રાખવાનો ઇરાદો જાહેર કર્યો જેનમા એ દવા ચાલી હુ કઈક ઠીક થઈ ગયો હતો અને જેનમા પણ સુધારો ચાલુ રહ્યો. હવે શિયાળો માથે આવી રહ્યો હતો મારી તબિયત સાધારણ રીતે શિયાળામા જ લથડે છે એક દહાડો વળી પાછો મને અચાનક દમ ચડ્યો એ દહાડામા હાલત બહુ બગડી ગઈ સિવિલ સર્જને ઘણો પ્રયત્ન કર્યો પણ તેઓ કઈ ફાવ્યા નહી મારી સ્થિતિ જોઈને તેઓ પણ થોડા ગભરાયા એમણે વળી પાછુ સરકારને લખ્યુ અથવા ટેલિફોન કર્યો દાક્તર બેનરજી પણ તેઓ મને જોવા સાથે લઈ આવ્યા દાક્તર બેનરજીએ કઈક દવા આપી એ રાતે હુ જરાક ઊંઘી શક્યો, પણ ઝાઝો ફાયદો ન થયો આખરે સિવિલ સર્જને ફરી સરકાર સાથે વાતચીત કરીને મને જેલમાથી ઇસ્પિતાલમા મોકલવાનો બદોબસ્ત કર્યો જ્યારે એમણે મને કહ્યુ કે મને ઇસ્પિતાલમા મોકલવાનો સરકારનો હુકમ આવી ગયો છે ત્યારે મે એમને કહ્યુ કે આવી રીતે જેલમાથી ઇસ્પિતાલમા અને ઇસ્પિતાલમાથી જેલમા આવજા થયાં કરવાનુ હુ સહન કરી શકતો નથી જે થવાનુ હશે એ અહી જ થશે એટલે સિવિલ સર્જને મને આશ્વાસન આપ્યુ કે આ વખતે જ્યા સુધી દાક્તરો મને સાજો કરીને પાછો નહી મોકલે ત્યા સુધી મને ઇસ્પિતાલમા જ રાખવામા આવશે

વાત એમ હતી કે પહેલી વારના સરકારી હુકમમા મને માત્ર તપાસ કરવા ઇસ્પિતાલમા લઈ જવાની વાત હતી પણ ત્યા દાક્તરોએ મારી દવા કરવાનુ શરૂ કરી દીધેલુ એટલે સરકારે એમની પાસેથી ખુલાસો માગ્યો હતો[1] પરતુ જેલના ઇન્સ્પેક્ટર જનરલ સિવિલ સર્જન અને ઇસ્પિતાલના દાક્તર, એ બધાએ એવો જવાબ આપ્યો હતો કે ઉપચારથી અલગ એવી તપાસનો કઈ અર્થ નથી અને હાલત એટલી નાજુક હતી કે દવા આપવી આવશ્યક હતી આ વાતનો રિપોર્ટ સરકારની પાસે દાક્તરી ભાષામા મોકલ્યો પણ હતો એટલે સ ... બધ થયુ,
પણ મને તરત જેલ ... ની દેવાનો હુ ... આવ્યો
જ્યારે જેલમા કરી ... સહુ વધી ગઈ ... થઈને
ચોખ્ખો હુકમ કઢાવ્યે ... થાઉં ત્યા સુ ... ઇસ્પિતાલમા
રાખવામા આવશે સિ ... રે મને ક ... થતા સુધી
મારે ઇસ્પિતાલમા જ ... આ વા ...
... નાજુક ... મા ... આ
... પણ ... હુકમ ... સા

મારા ઘરની બે સ્ત્રીઓ અને કામ કરવાને એક કે બે નોકર રહી શકે; એ સિવાય કોઈ મળવા નહીં આવી શકે. અઠવાડિયામાં એક વાર ઘરનાં માણસો સાથે પોલીસ અને જેલના અમલદારોની હાજરીમાં મુલાકાત લઈ શકાય. આમાં મને ખાસ કંઈ મુશ્કેલી ન હતી, કારણ કે હું પહેલી વાર પણ કોઈની સાથે ચળવળ અંગે તો વાતો કરતો જ નહોતો. અને આ વખતે તો એટલો બધો માંદો હતો કે ખાટલેથી ઊઠીને ખુરશી ઉપર પણ બેસી નહોતો શકતો. આ વખતની માંદગી પહેલાં કરતાં ઘણી સખત હતી. અનેક પ્રયત્ન કરવા છતાં કશી અસર થતી નહોતી. કેટલીક વાર તો એવા પ્રસંગો આવ્યા કે ઇન્જેક્શન પર ઇન્જેક્શન આપવાં પડ્યાં. ઇન્જેક્શન આપે એટલે દમ માંડ ચારપાંચ કલાક કંઈક ઓછો થાય ને પછી વળી પાછો ચઢે. એટલે ફરી પાછું ઇન્જેક્શન આપે. નવેમ્બર અને ડિસેમ્બર બહુ ખરાબ ગયા. જોકે હું ઘણો માંદો પડ્યા કરું છું પણ આટલી સખત માંદગી મને કદી આવી નથી. ડિસેમ્બરમાં ઇસ્પિતાલના દાક્તરોએ સરકારને લખ્યું કે હાલત બહુ ખરાબ છે, માંદગી અંકુશમાં આવતી નથી, અને રાત્રે એટલી બધી હેરાનગતિ થાય છે કે મેડિકલ કૉલેજના બે વિદ્યાર્થીઓ વારાફરતી જાગતા રહીને સારવાર કરે છે. પણ સરકારનું કામ ક્યારે તરત થાય છે? છેવટે મેડિકલ બોર્ડ પાસે મારી તપાસ કરાવવાનો હુકમ આવ્યો. એ બોર્ડમાં દાક્તર બેનરજી તથા સિવિલ સર્જન હતા અને ત્રીજા હતા મેડિકલ કૉલેજના પ્રિન્સિપાલ. મારો અનુભવ હતો કે ડિસેમ્બરની આખરથી દર વરસે માંદગીનું જોર કંઈક મોળું પડે છે. આ વરસે પણ એમ જ બન્યું. જ્યારે ૧૯૩૪ના જાન્યુઆરીના પહેલા અઠવાડિયામાં મેડિકલ બોર્ડ તપાસ માટે આવ્યું ત્યારે મારી બીમારી ઓછી થઈ હતી. મારી હાલત અને રોજરોજનો રિપોર્ટ જોઈને બોર્ડે મને છોડી મૂકવાની ભલામણ કરી, પણ મને એ વાત જણાવવામાં ન આવી. જેલમાં મને એક વરસથી વધારે થઈ ગયું હતું. પંદર મહિનાની સજા હતી. કંઈ દોઢ બે મહિના બાકી રહ્યા હશે. બોર્ડના રિપોર્ટ ઉપર સરકારે ૧૯૩૪ની ૧૫મી જાન્યુઆરીએ વિચાર કર્યો અને મને છોડી દેવાનું નક્કી કર્યું. એ દિવસે હું જમીને ખાટલામાં આડો થયો હતો ત્યાં એક માણસે આવીને નોકરને કહ્યું કે સર મહેબૂબસિંહે સંદેશો મોકલ્યો છે કે સરકારે મને છોડી દેવાનું આજે નક્કી કર્યું છે અને હવે એકાદ દિવસમાં એ હુકમ જેલની મારફતે આવી પહોંચશે. નોકરે મારાં ભાભી તથા મારાં પત્નીને એ વાત કરી અને એમણે મને એ ખબર આપ્યા.

લાગી. એક વાર બધી ભેગી મળીને અમે સૌ ઊભા હતા એ તરફ એવી રીતે દોડી આવી કે જાણે અમારા પર હુમલો કરતી ના હોય! પણ હુમલોબુમલો કશું ન કરતાં દોડી આવીને એ અમારી પાસે ઊભી રહી, જાણે એમણે એ જગ્યાને નિર્વિઘ્ન માની હતી અથવા અમને લોકોને પોતાના હિતેષી ગણીને અમારી પાસે રહેવાનું યોગ્ય માન્યું હતુ! એટલી, વારમાં થોડેક દૂર આવેલું નર્સોને રહેવાનું એક મોટું બે માળનું મકાન કડાકા સાથે પડી ગયું. પણ ગડગડાટ એટલો હતો કે મકાન પડવાનો અવાજ થોડો જ સંભળાયો. ફક્ત ધૂળ ઊડતી જોઈને અમે માન્યું કે એ મકાન પડી ગયું છે. ઇસ્પિતાલના કેટલાક ભાગો ક્યાંક ક્યાંક પડી ગયા પણ સદ્‌ભાગ્યે કોઈ મર્યું નહોતું કે કોઈને વાગ્યું નહોતું. થોડી વારે શાંતિ થઈ.

મારા અંદાજે ધરતીકંપ આશરે સાડાચાર મિનિટ લગી ચાલ્યો હતો. પાછળથી જ્યારે પ્રાંતના જુદા જુદા ભાગમાંથી સમાચારો આવ્યા ત્યારે ખબર પડી કે સાડાચાર મિનિટથી સાત મિનિટ સુધી એ ધરતીકંપ ચાલુ રહેલો જણાયો હતો. બધા માણસો ઠેકઠેકાણેથી બીવેલા ને ગભરાયેલા નીકળવા લાગ્યા. હવે ઘરની અંદર પગ મૂકવાની કોઈની હિંમત ચાલતી ન હતી. ઇસ્પિતાલ આવ્યા પછી ઓરડાની બહાર નીકળ્યો હોઉં અને બીજા સાથે વાત થઈ હોય એવો આ પહેલો જ પ્રસંગ હતો. બીજી વાતો તો શી હોય, કેવળ ધરતીકંપ વિષે જ હતી. મિત્રો શહેરમાંથી દોડ્યા દોડ્યા મારી ખબર કાઢવા આવ્યા. ધીમે ધીમે ખબર આવવા લાગ્યા કે શહેરમાં ઘણાં મકાનો બેસી ગયાં છે. કેટલાક ઘાયલોને ઇસ્પિતાલમાં આણવામાં આવ્યા. અમારા બધાના ખાટલાઓ બહાર મેદાનમાં કાઢવામાં આવ્યા હતા. સાંજ પડતાં લગી અમે ત્યાં પડી રહ્યા. જાન્યુઆરીનો શિયાળો હતો, પવન જોરથી ફૂંકાતો હતો, ટાઢ સખત હતી, મારે શું કરવું એ સવાલ હતો. મકાનની અંદર જઈને લોકોએ જોયુ તો અનેક જગ્યાએ ભીંતોમાં ચીરા પડ્યા હતા, પણ કોઈ ભાગ પડી નહોતો ગયો. મેં વિચાર્યું કે રાત્રે બહાર રહેવાથી તો ટાઢને લીધે મારી માંદગી વધ્યા વિના નહીં જ રહે અને હું બચવા નહીં પામું. એટલે પાછો રાત્રે ધરતીકંપ થશે તો ફરી બહાર નીકળી આવીશ એમ સાહસ કરીને હું મકાનની અંદર જતો રહ્યો. મારું જોઈને કેટલાક બીજા દરદીઓ પણ અંદર ગયા; પણ બધા ન ગયા. બાજુમાં બાળકોનો વૉર્ડ હતો, એનો એક ભાગ પડી ગયો હતો. ને એની ભીંતો કંઈક દોદળી પડી ગઈ હતી. એટલે ઇસ્પિતાલવાળાઓએ એ બધાના ખાટલાઓ બહાર મેદાનમાં ઢળાવી દીધા અને એ બધા ટાઢમાં

રાત વિતાવવા લાગ્યા. રાત્રે એક વાગ્યે ધરતીકંપનો એક બીજો આંચકો આવ્યો. એ પણ બહુ જબરો હતો કારણ કે મારો ખાટલો એટલો બધો હાલ્યો કે હું જાગી ઊઠ્યો. વળી પાછાં બધાં બહાર નીકળી આવ્યાં. પણ આ આંચકો દિવસના જેટલો લાંબો ન ચાલ્યો. જેમ તેમ રાત પૂરી થઈ. અમને એ દિવસે બહારના કશા ખબર ન મળ્યા. શહેરના જે થોડાક ખબરો મળ્યા તે પરથી જણાયું કે શહેરમાં સારી પેઠે ખુવારી થઈ છે.

બીજે દિવસે સવારે દસ વાગ્યે દાક્તર બૅનરજી મને જોવા આવ્યા. હું એમની સાથે વાત કરતો કરતો હજી વરંડાની નીચે ઊતરતો રહ્યો હતો ત્યાં તો એક વધુ આંચકો આવ્યો અમે બંને બહાર નીકળી ગયા. દાક્તરસાહેબ પાસેથી મેં પહેલવહેલું જાણ્યું કે મુંગેરની સ્થિતિ ખરાબ છે, જોકે કશી જ સ્પષ્ટ ખબર મળી ન હતી. તેઓ મુંગેરના રહેવાસી હતા એટલે ઘણા ચિંતાતુર હતા. એમણે એમ પણ કહ્યું કે સરકારે જેટલા મળે એટલા દાક્તરોને તૈયાર રાખવાનો હુકમ કર્યો છે, જેથી જ્યાં જ્યાં હુકમ મળે ત્યાં તેઓ તરત ચાલ્યા જઈ શકે; એ ઉપરાંત ઇસ્પિતાલોમાં પણ ઘાયલો માટે જગ્યાઓ તથા બીજો બધો બંદોબસ્ત રીતસર કરી રાખવાનુ ફરમાન થયુ હવે કંઈક કલ્પના આવી કે આ ધરતીકંપે ઠીક દૂર સુધી ચમત્કાર બતાવ્યો છે. એમ પણ સાંભળવામાં આવ્યું કે સરકારી સેક્રેટરિયેટનો એક ભાગ પડી ગયો છે અને બધું કામ વેરવિખેર પડ્યું છે. એ ધાંધલને લઈને મારા છૂટવાનો હુકમ ન આવી શક્યો. બે દિવસ પછી મને છોડવામાં આવ્યો. તે દિવસે નમતે પહોરે ચાર વાગ્યે સિવિલ સર્જન આવીને મને કહ્યું કે તમને છોડી દેવામાં આવેલ છે અને તમે ઇચ્છો તે કરી શકો છો. પોલીસપહેરો ઉઠાવી લેવામાં આવ્યો. કેટલાક લોકો ધારે છે કે ધરતીકંપને લીધે સરકારે મને છોડી દીધો હતો. પરંતુ હું ઉપર જણાવી ગયો છું તે પ્રમાણે મને મારી માંદગીને કારણે છોડી મૂકવાનો નિશ્ચય ધરતીકંપ થયો તેના કેટલાક કલાક પહેલાં થઈ ગયો હતો અને મને એની જાણ પણ થઈ ગઈ હતી. ઊલટું, ધરતીકંપ થવાથી મને છૂટવામાં બે દિવસનું મોડું થઈ ગયું; કારણ કે આખો મામલો ચકરાવે ચડી ગયો હતો. બે દિવસ પછી ઉત્તર બિહારની ગંભીર સ્થિતિની કંઈક ખબર પડવા લાગી ત્યારે સરકારે એ તરફ રહેનારા કેટલાક સત્યાગ્રહીઓને છોડી મૂક્યા. એ સત્યાગ્રહીઓને ખબર પડી કે હું છૂટ્યો છું હું વિચાર કરતો હતો કે ધરતીકંપથી તારાજ થયેલા લોકોની મદદ માટે કંઈક ને કંઈક કરવું જોઈશે, એટલામાં લોકો મારી પાસે આવી પહોંચ્યા. એમને મેં તિરહુતના જિલ્લાઓમાં મોકલ્યાં. એમની પાસે કશું

ઓઢવાનું ન હતું કારણ કે એ બધા ઉનાળામા પકડાયા હતા, તેથી જેલ બહાર નીકળતી વખતે એમણે ઉનાળાના ધોતિયું અને પહેરણ પહેરેના હતા એટલે મે થોડા રૂપિયા ઉછીના લઈને એમને કામળા મગાવી આપ્યા. એ ઉપરાત ખર્ચ માટે પણ થોડુ આપીને મે એ લોકોને જેમ તેમ કરી ચપારણ, મુજફ્ફરપુર, દરભગા અને સારન જિલ્લાની ખબર મેળવવા રવાના કર્યા રેલવે, તાર, બધુ બધ હતુ આ ભાઈઓ કઈ રીતે જઈ શકશે તેનીયે ખબર નહોતી પણ એમણે સાહસ ખેડીને હોડીમા અને પગરસ્તે જઈ તપાસ કરવાનું કામ શરૂ કર્યું.

એમને મદદ પહોચાડવા માટે હુ પૈસાની ફિકરમા પડચો અને એક અપીલ બહાર પાડવાનો વિચાર કર્યો કેટલાયે દિવસ વીતી જવા છતા હજુ બરાબર સમાચારો નહોતા મળ્યા, પણ જે કઈ આવ્યા હતા એ ઘણા ભયકર હતા દાક્તરોએ મને ઇસ્પિતાલમા જ રોકી રાખ્યો હતો હુ બહુ નબળો હતો, પણ કોણ જાણે કયાથી આ વખતે મારામા ઉત્સાહ અને શક્તિ આવી ગયા મે હઠ કરીને કામ શરૂ કરી દીધુ, પણ ઇસ્પિતાલમા રહીને જ હજારીબાગમાથી છૂટીને મથુરાબાબુ અને સત્યનારાયણ બાબુ મારી પાસે આવી પહોચ્યા કેટલાક મિત્રો ઇસ્પિતાલમા જ મળ્યા સૌનો અભિપ્રાય એવો થયો કે એક અપીલ બહાર પાડવી તથા રાહત સમિતિ નામે એક સમિતિ બનાવવી એ સમિતિ કેવળ કોગ્રેસીઓની ન કરતા બધાયે પક્ષોના માણસોની બનાવવાનું અમે નક્કી કર્યું જ્યારે આવુ કઈ સકટ આવતું ત્યારે અમે હમેશા એ જ રીતે કામ કરતા આવ્યા હતા, એટલે આ વખતે પણ અમારે એ પ્રમાણે જ કરવુ હતું પણ એ કામ કેટલુ મોટુ હશે એનો હજુ લગી પૂરો અદાજ નહોતો આવ્યો કેમ કે ત્યાર સુધી નુકસાનની અમને પૂરી માહિતી મળી નહોતી ગવર્નરે પણ એક જાહેરસભા કરવાનુ વિચાર્યું મિસ્ટર સૈયદ અબ્દુલ અઝીઝ, જેઓ એ દિવસોમા એક પ્રધાન હતા તેઓ ઇસ્પિતાલમા આવીને મને મળ્યા એમણે કહ્યુ કે જુદી અપીલ કરવા કરતા સરકાર સાથે મળીને કામ કરવુ સારુ છે શફી દાઉદી સાહેબ પણ મળ્યા અને એમણે પણ એ જ મત દર્શાવ્યો એમણે કહ્યું કે અપીલથી જે પૈસા મળશે તે ઉપરાત સરકાર પણ રૂપિયા ખરચશે અને અમે રાહતસમિતિવાળા જે અપીલ કરશુ એમા બહુ મળવાની ઉમેદ રાખી શકાય એમ નથી, કેમ કે સત્યાગ્રહને કારણે કોગ્રેસનું સગઠન છિન્નભિન્ન થઈ ગયુ છે અને ઘણાખરા કાર્યકર્તાઓ પણ જેલમા છે મે એ બને સદ્‌ગૃહસ્થોને કહી દીધુ કે આ બાબતમા સરકાર જે કઈ કરશે એની સામે અમે કોઈ

વિરોધ તો કરશું જ નહીં; છતાં કેટલાક એવાયે લોકો હશે, જે સરકારને પૈસા ન આપતાં કોઈ ગેરસરકારી સંસ્થા પણ આ કામ કરે એમ ઇચ્છતા હશે. વળી બધા સંકટ વેળાએ આવી રીતે કામ કરતા આવ્યા છીએ, એટલે લોકો પણ અમારી પાસે આશા રાખશે; સરકાર સાથે અમે હરીફાઈમાં ઊતરવાના નથી; લોકો અમને જે કંઈ આપશે એનો સારામાં સારી રીતે ઉપયોગ કરીને અમે સંતોષ માનીશું અને જો સરકાર અમારી પાસેથી કંઈ કામ લેવા માગશે તો એ કરવામાંયે અમે અચકાઈશું નહીં. પછી મેં કેટલાક મિત્રોને એ વાત જણાવી ત્યારે એમને મારો મત પસંદ પડચ.

એક દિવસે એક નાનકડી સભા મળી અને એમાં બિહાર સેંટ્રલ રિલીફ કમિટી નામની એક સંસ્થા સ્થાપવામાં આવી. મને એનો પ્રમુખ નીમવામાં આવ્યો. મેં એ કમિટીને નામે એક અપીલ બહાર પાડી. ત્યાર પછી સરકાર તરફથી એક જાહેરસભા થઈ. એમાં પણ હું ગયો. એમણે પણ અપીલ બહાર પાડી. મેં જે અપીલ કરેલી એના જવાબમાં ચોતરફથી પૈસા અને સામાન આવવા લાગ્યાં. છાપાંઓમાં હવે હોનારતનાં વર્ણનો પણ આવવા લાગ્યાં. એ વાંચીને આખા દેશમાં તથા પરદેશોમાયે લોકોને બિહાર પ્રત્યે ઘણી સહાનુભૂતિ પેદા થઈ. પંડિત જવાહરલાલ પટના આવ્યા. તેમણે તિર્હુતમા અને મુંગેરમાં, એટલે કે જ્યાં સૌથી વધુ ખુવારી થઈ હતી ત્યાં જઈને બધી સ્થિતિ નજરે જોઈ. મુંગેરમાં તો એમણે પડેલાં મકાનોનો કાટમાળ ખોદીને મડદાં કાઢવામાયે મદદ કરી અને એક રીતે સૌની આગળ દાખલો બેસાડચો. બંગાળમાથી સંકટત્રાણ સમિતિ તરફથી શ્રી સતીશચંદ્ર ગુપ્ત સરસામાન અને રૂપિયા લઈને આવ્યા. મેં ગાંધીજીને પણ તાર કરીને બધા ખબર આપ્યા. તેઓ ત્યારે હરિજનપ્રવાસ અંગે મદ્રાસ પ્રાંતમાં ક્યાંક દૂર દૂર ફરી રહ્યા હતા. મારો તાર મળતાંની સાથે એમણે પણ અપીલ બહાર પાડી અને પૈસા ભેગા કરવા માંડ્યા. સમિતિ તરફથી દરેક જિલ્લામાં મુખ્ય કાર્યકર્તા નીમવામાં આવ્યા અને એમના હાથ નીચે અનેક કાર્યકરો કામે વળગ્યા. હિંદુસ્તાનના બધા પ્રાંતોમાંથી પૈસા આવવા માંડ્યા તથા કપડાં, ચોખા, બીજું અનાજ, વાસણો, કામળાઓ અને દવા ઇત્યાદિ આવવા માંડ્યાં. અમારે એ બધી ચીજોની જરૂર હતી. પટનાથી અમે એ સઘળી વસ્તુઓ જરૂરિયાત પ્રમાણે સંકટગ્રસ્ત જિલ્લાઓમાં મોકલવા લાગ્યા. એ ચાર દિવસમાં જ કામ બેહદ વધી પડ્યું. અમારા ઘણાખરા સાથીઓ જેલોમાં હતા. જેઓ તિર્હુત, ભાગલપુર, અને પટના કમિશનરીઓના

રહેવાસી હતા એમાંના લગભગ બધાને સરકારે ધીરે ધીરે છોડી દીધા. એ લોકો પણ આવીને કામે વળગી ગયા.

પંડિત જવાહરલાલજીએ એક દહાડો પટનામાં રોકાઈને મધ્યસ્થ કાર્યાલયની વ્યવસ્થા ગોઠવવાની બાબતમાં તથા બીજી બાબતોમાં સલાહ આપીને મદદ કરી. તેઓ આ પ્રાંતમાં બે ચાર વાર આવ્યા, અને આ કામ કરવામાં તેમણે પોતાનું ધ્યાન પરોવવા માંડ્યું; પણ ખેદની વાત છે કે ત્યાર પછી તરત જ એમને પકડી લઈને ફરી પાછા જેલમાં પૂરી દેવામાં આવ્યા, એટલે એમની દોરવણીનો ઝાઝો લાભ અમને મળી ન શક્યો. સરદાર* વલ્લભભાઈ પટેલ પણ જેલમાં હતા. ગુજરાતમાં જ્યારે પ્રલયનાં પૂર સમી રેલ આવેલી ત્યારે એમણે લોકોને રાહત પહોંચાડવાની જે ગોઠવણ કરી હતી એ અનુભવનો લાભ પણ અમને મળ્યો નહીં. પરંતુ મહાત્માજી, શેઠ જમનાલાલ બજાજ અને સરદારના સાથી કાર્યકર્તા શ્રી લક્ષ્મીદાસ પુરુષોત્તમ વગેરે આવી પહોંચ્યા. યુક્ત પ્રાંતમાંથી આચાર્ય નરેન્દ્ર દેવ અને શ્રી શ્રીપ્રકાશજી આવી પહોંચ્યા. બહારથી આવેલાં બધાં ભાઈબહેનોનાં નામ આપવાં કઠણ છે, કેમ કે જો કોઈનું નામ રહી જાય તો એ અમારે સારુ શરમની વાત ગણાય. છતાં કેટલાંક નામ એવાં છે કે જેનો ઉલ્લેખ ન કરવો એ ભારે કૃતઘ્નતા કહેવાય. એ નામોમાં શ્રી જે. સી. કુમારપ્પા છે. તેઓ હિસાબ તપાસવાનું કામ કરી આપતા હતા. એમણે વિલાયતમાં એ વિષયની કેળવણી લીધેલી અને મુંબઈની મોટી મોટી કંપનીઓના હિસાબ તપાસવાનું કામ કરેલું. ગાંધીજી સાથે જોડાયા પછી, મુંબઈનું એ કામ છોડીને તેઓ ગુજરાત વિદ્યાપીઠમાં કામ કરતા હતા. જ્યારે કોંગ્રેસે એક સમિતિ નીમીને તેને હિંદુસ્તાનને માથે લાદવામાં આવેલા કરજની તપાસ કરવાની જવાબદારી સોંપી ત્યારે શ્રી કુમારપ્પાને પણ એ સમિતિના સભ્ય નીમવામાં આવ્યા હતા. મહાત્માજીએ એમને અહીં હિસાબની દેખરેખ રાખવાને મોકલેલા. તેઓ ન આવી પહોંચ્યા હોત અને આખાયે હિસાબની સુંદર ગોઠવણી ન કરી આપી હોત તો અમે મુશ્કેલીમાં આવી પડત એમ કહીએ તો તેમાં કશી અતિશયોક્તિ નથી. અમારા કાર્યકર્તાઓની સંખ્યા બે હજાર કરતાંયે વધારે હશે. તેઓ જુદા જુદા બાર જિલ્લાઓમાં વહેંચાયેલા હતા. એમાં કંઈ કેટલા હિસાબ જાણતા હોય એવા બહુ થોડા હતા. કામ પણ અનેક જાતનાં હતાં, અને દરેક કામનો હિસાબ જુદો જુદો રાખવો પડતો હતો. એ બધું કામ એટલું બધું પથરાઈ ગયું

* અહીં મૂળમાં સરતચૂકથી સરદારને બદલે શેઠ લખાયું છે. —અનુવાદક

હતું કે એ સંભાળવું બહુ જ મુશ્કેલ હતું. પણ શ્રી કુમારપ્પાએ બતાવેલી ઢબે હિસાબ રાખવાથી બધું કામ બરાબર થયું.

શરૂઆતથી જ બિહાર બૅંકને મેં કમિટીના ખજાનચી તરીકે નીમી દીધેલી હતી. બધા પૈસા કમિટી પાસે તથા પરબારા બૅંકની પાસે આવતા. એક એક દિવસમાં બસોત્રણસો મનીઑર્ડરો મળતા. રોજેરોજ જાતજાતની ચીજોનાં પાર્સલો આવતાં. બધાનો હિસાબ જુદો જુદો રહેતો. જ્યારે એ પૈસા ને વસ્તુઓ નાનાં નાનાં કેંદ્રોમાં પહોંચતી અને ત્યાં ખરચાતી ત્યારે એનોયે હિસાબ મધ્યસ્થ કાર્યાલયની દેખરેખ નીચે જ રાખવામાં આવતો. થોડાક દિવસ પછી અમે પહેલો અહેવાલ બહાર પાડયો અને એની સાથે પૈસા અને સામાન આપનારાઓનાં નામોની યાદી છાપી. એ આશરે ચારસો પાનાંની ચોપડી થઈ. લોકોને અમે વિનંતી કરી કે જો કોઈ દાતાનું નામ એમાં ન છપાયું હોય તો એ મને ખબર આપે. એ ખુશી થવા જેવી વાત છે કે, જોકે હજારો દાતાઓએ સીધા અમને અથવા બૅંકને પૈસા અને સામાન મોકલ્યા હતાં તોપણ પોતાનું નામ ન છપાયાની ફરિયાદના મને ગણ્યાગાંઠ્યા, કદાચ દસબાર જ કાગળો મળ્યા. તપાસ કરતાં જણાયું કે નામો પણ છપાયેલાં હતાં; ભૂલ ફક્ત એટલી જ હતી કે સરતચૂકથી એ નામ કોઈ બીજા પ્રાંત કે શહેરની યાદીમાં છપાઈ ગયાં હતાં. આટલાથી સૌને સંતોષ થયો. હિસાબનું કામ બહુ ચોક્કસ હતું. અહીં આ વાત ઉપર એટલા માટે ભાર મૂક્યો કે જાહેર કામમાં નાણાંની બાબતમાં ચોખ્ખાઈ રાખવી અત્યંત અગત્યની વસ્તુ છે. લોકોએ આપેલા પૈસાનો ઉપયોગ કાર્યકર્તાઓ બરાબર ને યોગ્ય રીતે કરે છતાં બરાબર હિસાબ ન રાખે તો બદનામી થાય છે. આવી ઘણીખરી બદનામી માટે કશો આધાર હોતો નથી; કારણ કે ખરચ તો યોગ્ય રીતે થયું હોય છે પણ હિસાબ ન આવડવાને લીધે અથવા કાર્યકર્તાઓની સુસ્તી કે આળસને કારણે હિસાબ બરાબર ન રહેવાથી બદનામી થાય છે. જ્યારે લોકોમાં અમે આશા રાખેલી તે કરતાંય વધારે ઉત્સાહ જણાવા લાગ્યો અને રૂપિયા વરસવા માંડયા ત્યારે મને ચિંતા થઈ કે અમારા ઉપરનો લોકોનો ભરોસો ક્યાંક ઓછો ન જાય. પણ ઈશ્વરની કૃપાથી અને ખાસ કરીને કુમારપ્પાજી અને એમના હાથ નીચે કામ કરનારા સેંકડો કાર્યકર્તાઓની દક્ષતા અને ચોકસાઈને લીધે બધું કામ સારી રીતે પાર પડ્યું. અમે કહી શકીએ છીએ કે લોકોએ આપેલા રૂપિયા અને સામાનનો સારામાં સારો ઉપયોગ થયો. સાચે જ, એનો જે રીતે સદ્વ્યય થવો જોઈતો હતો એવી જ રીતે થયો.

# બિહાર સેંટ્રલ રિલીફ કમિટીની સેવાઓ

કેદમાંથી છૂટયા પછી પણ હું દસ દિવસ સુધી ઇસ્પિતાલમાં રહ્યો. પરંતુ હવે બહાર પણ આવજા કરતો હતો. દાક્તર બૅનરજીનો મને ડર લાગતો હતો કે તેઓ મને કયાંક કામ કરતો અટકાવી ન દે. પણ દિવસે દિવસે મને શક્તિ આવતી ગઈ. કામનું દબાણ એટલું બધું હતું કે હું સવારે ચાર વાગ્યામાં ઊઠી જતો અને ખાટલામાં બેઠો બેઠો લખવાનું કામ શરૂ કરી દેતો. ઢગલાબંધ કાગળો આવતા. એ બધાના જવાબો આપવા, એમાં આવેલા ખબરોનો સાર તારવી લઈ ફરી પાછી નવી અપીલ તરીકે લોકોને અહીંની દુર્દશાના સમાચાર પહોંચાડવા, તથા અમારાં કેંદ્રોમાંથી આવેલા કાગળોના જવાબો આપવા, એ બધુ કંઈ નાનુંસૂનું કામ ન હતું. મિ. અજીજે પોતાનું એક નાનકડું મકાન અમારા કાર્યાલયને માટે આપ્યું, પણ કામ એટલું બધું વધી પડયું કે થોડા જ વખતમાં તેમાં સંકડાશ પડવા માંડી, એટલે પછી અમે એક બીજું મોટું મકાન ભાડે લીધું. કાર્યાલયના કેટલાયે વિભાગો પાડી નાખવામાં આવ્યા. દરેક વિભાગ એક એક મુખ્ય કાર્યકર્તાને સોંપવામાં આવ્યો. શરૂઆતમાં આખા કાર્યાલયની વ્યવસ્થા શ્રી જયપ્રકાશજીના હાથમાં રહી. પછી અનુગ્રહબાબુ છૂટીને આવ્યા અને કામ ઘણું વધી ગયુ ત્યારે એમણે એ કામ સંભાળ્યું. અમે જે કમિટી બનાવી એમાં અમને મદદ આપનારા બધા પક્ષના તથા બધા પ્રાંતોના લોકોને સભ્ય બનાવ્યા.

થોડા દિવસમાં ગાંધીજી આવ્યા. એમના આવ્યા પહેલાં મેં વિચાર્યું કે જ્યાં જ્યાં વધારેમાં વધારે નુકસાન થયું છે ત્યાં ત્યાં હું પોતે જઈને એક વાર જોઈ આવું. ધરતીકંપ થવા બાદ આશરે એક મહિના પછીની આ વાત છે. ત્યાર લગી હું કાર્યાલયમાં બેઠોબેઠો કામ કરતો હતો, કંઈક તો નબળાઈને કારણે અને કંઈક કામના દબાણને લઈને. હવે મદદ કરનારા આવી ગયા હતા, કામની વહેંચણી થઈ ગઈ હતી, અને સૌએ પોતપોતાનું કામ ઉપાડી લીધું હતું, એટલે હું બહાર નીકળ્યો. જ્યાં જ્યાં હું ગયો ત્યાં ત્યાંની સ્થિતિ જોઈને મેં રિપોર્ટો મોકલવા માંડયા. એની એક નાની મરખી ચોપડી પણ છપાઈ. અમારા કાર્યકર્તાઓ, દાતાઓ અને સહાનુભૂતિ દર્શાવનારાઓને બધી વાતથી વાકેફ રાખવા માટે અમે એક

ચોપાનિયું કાઢવાનું શરૂ કર્યું; થોડા દહાડા સુધી એ નિયમિત નીકળ્યું, પાછળથી એની જરૂર ન જણાઈ એટલે એ બંધ કરવામાં આવ્યું.

કમિટીને જેમણે પૈસા અને સામાન મોકલ્યા, અથવા જાતે આવીને કમિટીના કામમાં ભાગ લીધો એમના ઉપરાંત બીજી ઘણી સંસ્થાઓ પોતા તરફથી કામ કરવાને આવી હતી. એ બધી સંસ્થાઓએ અમારી કમિટી સાથે સહકાર જાળવ્યો. અમે એવી કાળજી રાખતા હતા કે અમારા બધાના કામમાં ક્યાંયે વિરોધ ઊભો ન થાય અને એકનું એક કામ બે સંસ્થાઓની મારફતે બેવડાઈ ન જાય. આથી કરીને લાભ એ થયો કે જાહેર પૈસાનો, પછી તે કમિટી પાસેના હોય કે બીજી કોઈ સંસ્થા પાસેના હોય, સદુપયોગ જ થયો. એવી સંસ્થાઓ તો ઘણી હતી, અને છાપેલા રિપોર્ટમાં એની પૂરી યાદી મળશે, પણ એ બધાનો આભાર માનીને અહીં હું એમાંની મુખ્ય મુખ્ય સંસ્થાઓનાં જ નામ આપી શકું. એક તો મારવાડી રિલીફ સોસાયટી, બીજી મેમણ રિલીફ સોસાયટી અને ત્રીજું શ્રીરામકૃષ્ણ મિશન. બાબા ગુરુદત્તસિંહજીના મંડળોએ પણ સારું કામ કર્યું હતું, તથા રેડ ક્રોસવાળાઓએ અને ઇન્ડિયન મેડિકલ ઍસોસિયેશને પણ સારી પેઠે મદદ આપી હતી. શ્રી સતીશચંદ્ર દાસગુપ્તની મારફતે બંગાળની સંકટત્રાણ સમિતિએ પણ દવા, વાહન વગેરેની સરસ મદદ કરી.

એક બાજુ સરકારની અપીલ હતી અને બીજી બાજુ બિહાર સેંટ્રલ રિલીફ કમિટીની. કેટલાક દહાડા સુધી તો લોકોનો અને દાન આપવાવાળાઓનો એટલો ઉત્સાહ રહ્યો કે બંને ફાળા લગભગ સરખેસરખા ચાલતા રહ્યા. અમે પણ રોજેરોજની અમારી આવકનો આંકડો જાહેર કરતા હતા અને સરકાર પણ કરતી હતી. જ્યારે મહાત્માજી આવી પહોંચ્યા અને શેઠ જમનાલાલ બજાજ પોતાના સાથીઓ જોડે બિહારમાં આવીને બેસી ગયા ત્યારે મારા માથા ઉપરનો ભાર કંઈક હળવો થઈ ગયો. લોકોને રાહત પહોંચાડવામાં મુશ્કેલીઓ ઘણી હતી. પહેલાં તો રેલના પાટાઓ ઊખડી ગયા હતા, સામાન રેલગાડીમાં જઈ શકે એમ ન હતું, રસ્તાઓમાંના પુલો તૂટી ગયા હતા, એટલે ગાડાંમાં કે મોટરલારીઓમાં પણ સામાન લઈ જવો સહેલો ન હતો. ઘણી જગ્યાએ મકાન નહોતાં મળતાં તથા પાણીનું દુઃખ ઘણીયે જગ્યાઓએ હતું. રિલીફ કમિટી તરફથી અમારે જથાબંધ મોટરલારીઓ ખરીદવી પડી. ધીમે ધીમે સડકો કંઈક સુધરી. પુલો તો તૈયાર ન થયા પણ જ્યાં કોઈ બહુ મોટી નદી નહોતી ત્યાં પુલની પાસે બીજો રસ્તો બનાવી લેવામાં આવ્યો. બધી જગ્યાઓએ રિલીફ કમિટીનાં ઝૂંપડાં ઊભાં થઈ ગયાં. કાર્યકર્તાઓના

સંગઠનને અંગે શ્રી કૃપાલાની, શ્રી હાર્ડીકર અને શ્રીમતી સોફિયા સોમજીએ બહુ સરસ કામ કર્યું. કામ કરનારાઓ ઉપર દેખરેખ રાખવી એ પણ સહેલી વાત ન હતી. કાર્યકર્તાઓને અમારે સેંકડો સાઇકલો આપવી પડી, એમને રહેવાને માટે ઝૂંપડાં બાંધવાં પડ્યાં અને એમનાં ખોરાકપાણીનો બંદોબસ્ત કરવો પડ્યો. પણ એ જાણીને સૌને નવાઈ લાગશે કે અમારા કાર્યકર્તાઓને અમે ખોરાકીખર્ચ પેટે રોજના બે આનાથી વધારે આપતા ન હતા. એટલામાં જે કંઈ બની શકે તે ખાઈને તેઓ કામ કરતા. એમને સારુ એટલું જ પૂરતું હતું. મહાત્માજી પણ જે જિલ્લાઓમાં બહુ ભારે ખુવારી થયેલી તે જિલ્લાઓમાં ગયા. એમનું ત્યાં જવું બે દૃષ્ટિએ જરૂરનું હતું. એક તો જે નુકસાન થયું છે એ તેઓ જાતે જુએ અને જ્યાં અનેક જાતનું નુકસાન થયું છે ત્યાં કયા નુકસાનને પહોંચી વળવાને અમે પ્રયત્ન કરીએ એ નક્કી કરવામાં તેઓ અમને મદદ કરે. બીજી વાત એ પણ હતી કે એમના જવાથી લોકોમાં હિંમત અને ધીરજ આવે. એટલે બધી જગ્યાએથી એમને પોતાને ત્યાં લાવવાનો આગ્રહ થયો પણ એ બને એમ ન હતું. છતાં ઘણી જગ્યાએ તેઓ ગયા અને ધરતીકંપે ઊભાં કરેલાં કદી ન જોયાં હોય એવાં હૃદયવિદારક દૃશ્યો એમણે જોયાં.

અમારી આગળ બે જાતના પ્રશ્નો હતા. એક એ કે ધરતીકંપથી લોકોનાં ઘર પડી ગયાં હતાં અને ઘરમાં જે કંઈ હતું તે નાશ પામ્યું હતું. ખાવા ધાન નહોતું રહ્યું અને પહેરવા કપડાં નહોતાં રહ્યાં; અનાજ મળે તો એ રાંધવાને સારુ એમની પાસે વાસણ ન હતાં; રહેવાને ઘર ન હતાં; કૂવા બેસી ગયા હતા; તળાવોમાં રેતી ભરાઈ ગઈ હતી, એટલે કે પીવાને પાણી સુધ્ધાં ન હતું. આ બધી માગણીઓ તરત પૂરી કરવાની જરૂર હતી. એટલે મહાત્માજીના આવ્યા પહેલાં ખોરાક, કપડાં અને વાસણ વગેરે જેટલું બન્યું એટલું અમે પૂરું પાડ્યું. એની પહેલાં મકાનોનો કાટમાળ ખસેડવાનો અમે બન્યો તેટલો પ્રયાસ કર્યો, જેથી એની નીચે દબાઈ ગયેલાં માણસોને કાઢી શકાય. એ કામમાં રિલીફ કમિટી ઝાઝું ન કરી શકી. એ કામ બન્યું એટલું તે તે જગ્યાના સ્થાનિક લોકોએ જ કર્યું. કારણ કે રિલીફ કમિટીનું સંગઠન ઊભું થયું અને કાર્યકર્તાઓ આવ્યા ત્યાં સુધીમાં જેઓ કાટમાળ નીચે દબાઈ ગયા હતા એમને કાં તો કાઢવામાં આવ્યા હતા અથવા તેઓ મરી ગયા હતા; પણ જેઓ બચી ગયા હતા એમને તરત રાહત પહોંચાડવાના કામમાં રિલીફ કમિટીએ પૂરી મદદ કરી. મહાત્માજી આવ્યા ત્યાં સુધીમાં એ કામ પણ ઘણુંખરું થઈ ગયું હતું, જોકે હજી સાવ પત્યું ન હતું. એ ઉપરાંત જે કામ કરવાનું બાકી

રહેલું એ વધારે સ્થાયી કામ હતું. એમાં બે ત્રણ પ્રકારનાં ખાસ ખાસ કામો હતાં અને કયું કામ પહેલાં ઉપાડવું એ અમારે નક્કી કરવાનું હતું.

ઉપર કહેવાઈ ગયું કે લાખોના હિસાબે મકાનો પડી ગયાં હતાં. મકાન બાંધવાના કામમાં લોકોને મદદ આપવી એ બહુ મોટું કામ હતું. એ જ રીતે લાખો કૂવા રેતીથી ભરાઈ ગયા હતા. ઘણુંયે ગામ એવાં હતાં જ્યાં કૂવામાં પાણી જ નહોતું રહ્યું. એટલે સુધી કે, કેટલીક જગ્યાએ કૂવાના ઊંડા ખાડાઓ એવી રીતે પુરાઈ ગયા હતા કે ત્યાં કદી ખાડો હતો એ વાતનું એંધાણુ સરખુ નહોતું રહ્યુ. ક્યાંક ક્યાંક નાની નદીઓનાં પાત્ર રેતીથી તદ્દન ભરાઈ ગયાં હતાં. આમ, પાણીનું દુઃખ બહુ જ ભારે હતું. અને એ કંઈ એકાદ ગામ કે નાનકડા વિસ્તારની જ વાત ન હતી. ગંગાજીની ઉત્તરે લગભગ બધા જિલ્લાઓમાં સેંકડો માઈલ લાંબા અને આશરે ચાળીસ પચાસ માઈલ પહોળા વિસ્તારમાં ઓછીવત્તી એ જ દશા હતી. ત્યાં કઈ રીતે પાણી પહોંચાડવું એ બહુ વિકટ પ્રશ્ન હતો. ત્રીજો અમને બહુ જ અકળાવી મૂકનારો સવાલ ખેતરોમાં પથરાઈ ગયેલી રેતીનો હતો. ખેતરોમાં પાણીના ફૂવાઓ ફૂટી નીકળેલા અને પાણી સાથે રેતી પણ નીકળેલી. એ એટલા મોટા પ્રમાણમાં નીકળી હતી કે આખાં ને આખાં ખેતરો રેતીથી છવાઈ ગયાં હતાં. જ્યારે પાણી સુકાયાં ત્યારે જણાયું કે એ આખો ઇલાકો રેતીનું સાક્ષાત્ રણ બની ગયેલ છે! જો એ બધી રેતીને એમ ને એમ પડી રહેવા દેવામાં આવે તો ત્યાં ફરી કદી કંઈ અનાજ નહીં પાકે એવો ડર ઊભો થયો. એટલે ગમે તેમ કરીને એ રેતી ખસેડી શકાય એમ છે કે નહીં એ જોવાનું હતું. મેં પોતે જોયેલું કે ક્યાંક ક્યાંક તો રેતીનો પાંચથી છ ફૂટ જેટલો થર જામી ગયો હતો. એક જગ્યાએ થોડીક જમીનમાંથી રેતી ખસેડવાનો અખતરો કરી જોયો તો તેમાં એટલો બધો ખરચ આવ્યો કે એ કરવું અશક્ય જણાવા લાગ્યું.

એક બીજો તાત્કાલિક પ્રશ્ન શેરડી અંગે ઊભો થયો હતો. ઉત્તર બિહારમાં ખાંડનાં ઘણાં કારખાનાં આવેલાં છે. લોકો શેરડીની ખેતી કરે છે અને આસપાસનાં કારખાનાઓને શેરડી વેચી દે છે. એ રીતે એમના હાથમાં પૈસો આવે છે. ધરતીકંપે લગભગ બધાં કારખાનાં નકામાં કરી મૂક્યાં હતાં ને એ બધાં બંધ પડ્યાં હતાં. બીજી બાજુ, ખેતરોમાં કરોડો રૂપિયાનો શેરડીનો માલ ઊભો હતો. એના ઉકેલ તરીકે અમે જૂની ઢબનાં કોલુ ચાલુ કરવાનું વિચાર્યું, જેથી થોડીઘણી શેરડીનો પણ ગોળ બને અને ખેડૂતોને કંઈક મળી રહે સરકારને પણ એ વિચાર

ગમ્યો. એટલે બને સંસ્થાઓ તરફથી કોલુ વહેંચવામાં આવ્યાં. પણ પૂરતાં કોલુ મળવાં મુશ્કેલ થઈ પડયાં, કેમ કે એટલી મોટી સંખ્યામાં એ તૈયાર ન હતાં. બજારમાં એને માટે માગ નહોતી તેથી એ બનાવવાનું એક રીતે બંધ થયું હતું. એમ છતાં અમે તેમ જ સરકારે મળીને હજારો કોલુ વહેંચ્યાં અને એ રીતે થોડીક શેરડી બચાવી લીધી પરંતુ સદ્ભાગ્યે થોડા દિવસમાં ઘણાંખરાં કારખાનાનું સમારકામ થઈ શક્યું અને તે ચાલુ થઈ ગયાં. એટલે પછી શેરડીનો જેટલો બગાડ થવાનો સંભવ હતો એટલો ન થયો.

એ ઉપરાંત નાના નાના બીજા ઘણા સવાલો હતા. એ બધી બાબતનો વિચાર કરીને તથા તરતોતરત જે મદદ આપવાની હતી એ આપવાનું કામ પતાવી આગળને માટે શું કરવું એ નક્કી કરવાનું હતું. એને સારુ પટનામાં કમિટીની એક બેઠક ભરવામાં આવી. એમાં બધા પ્રાંતના મુખ્ય મુખ્ય માણસો, જે એ કમિટીના સભ્યો હતા તે આવ્યા. એ કમિટીએ ઠરાવ કર્યો કે આપણે સરકારના કામમાં દરેક રીતે સહકાર આપવાને તૈયાર છીએ. પોતાના કામને માટે કમિટીએ એક કારોબારી સમિતિ બનાવી; સાધારણ નિયમો પણ ઘડી આપ્યા. આટલી મોટી કમિટીનું વારે વારે ભેગા થવું મુશ્કેલ હતું, એટલે બધો ભાર કારોબારી ઉપર આવી પડ્યો. એ નિયમસર મળતી અને બધી બાબતનો નિર્ણય કરતી. મહાત્માજીનો મત એવો થયો, અને અમે બધા એ મતને મળતા થયા, કે રેતી ખસેડવાનું કામ આપણે સારુ અશક્ય છે એટલે એ કામને આપણે અડવું નહીં; ઘર બાંધવાના કામમાં આપણે મદદ આપી શકીએ છીએ, પણ એના કરતાંયે વધારે જરૂરી તથા વધારે ઉપયોગી કામ સૌને પાણી પૂરું પાડવાનું છે; એમાં વ્યક્તિગત મદદ આપવાનો પ્રસંગ નહીં આવે. એટલે કોઈ ખાસ માણસ તરફ પક્ષપાત કરવાનો પ્રસંગ ઓછો આવશે અને આપણું કામ વધારે ચોખ્ખુ રહેશે. એટલે આપણે પહેલાં કૂવા અને તળાવો બનાવવાં જેથી કરીને માણસ અને ઢોરને પાણીની સગવડ થાય.

પણ એ કામ પણ એટલું બધું વિશાળ હતું કે અમારા બધા પૈસા ખરચાઈ જાય તોયે એનો નાનો ભાગ પણ પૂરો ન થાય; એમ છતા પહેલા એ કામ પાછળ પડવાનુ નક્કી થયુ. એમાં પણ એ સવાલ આવ્યો કે આપણે બોરિંગવાળા કૂવાઓ બનાવવા કે પાકા કૂવાઓ બનાવવા? બોરિંગવાળા કૂવાઓ ઝપાટાબંધ તૈયાર થઈ શકે એમ હતું અને એ કંટ્રાકટરો મારફતે સહેલાઈથી બનાવરાવી શકાતા હતા. થોડાક

એવા કૂવા અમે કરાવ્યા પરંતુ અમે જોયું કે એથી કામ સરે એમ નથી. એક તો એ કે બોરિંગવાળા એક કૂવામાંથી જેટલી વારમાં એક માણસ એક ઘડો પાણી કાઢી શકે તેટલી વારમાં એક-પાકા કૂવામાંથી એક સાથે ચારપાંચ માણસ ચારપાંચ ઘડા પાણી ખેંચી શકે. બીજું બોરિંગવાળા કૂવાઓના સમારકામનોયે પ્રશ્ન બહુ અટપટો હતો. એ બગડી જાય ત્યારે ગામડાના લોકો એને કઈ રીતે સુધરાવી શકે? વળી એ કૂવાઓ ચાલુ રાખવાને અમારે પંપ વગેરેનો મોટો જથો રાખવો પડે અને તે છતાં થોડા દિવસ પછી એ નકામા થઈ જાય. વળી એમ પણ જોવામાં આવ્યું કે ક્યાંક ક્યાંક બોરિંગવાળા કૂવામાં અને પાકા કૂવામાં ખરચ એકસરખું જ આવતું હતું. એટલે પછી અમે પાકા કૂવા બનાવરાવવાનું જ નક્કી કર્યું. ચોતરફ કાર્યકર્તાઓએ ગામડાવાળાઓની મદદ મેળવીને કૂવા કરાવવાનું શરૂ કરી દીધું. અમે ચોમાસા પહેલાં વધારેમાં વધારે કૂવા કરાવી લેવા માગતા હતા. એ ઉપરાંત જૂના કૂવાઓ સુધરાવી આપવાની પણ જરૂર હતી. ઘણી જગ્યાએ તો એમાંથી રેતી કાઢીને સાફ કરી દેવાથી કામ પતે એમ હતું. આ બધા કામમાં ગામડાવાળાઓ જાતે મજૂરી કરીને મદદ આપી શકતા હતા. એ રીતે જૂનાં તળાવોને સાફ કરાવી દેવાથી ઢોરોને સારુ પાણીની સગવડ થઈ જતી હતી. અમે હજારો નવા કૂવા બંધાવ્યા અને અનેક જૂના કૂવાઓને સુધરાવી આપ્યા. અનેક તળાવો ખોદાવ્યાં અને બગડેલાં તળાવોને સુધરાવી દીધાં. એપ્રિલથી જુલાઈના અંત પહેલાં એ પૂરું થયું; કારણ કે ત્યાર પછી બીજો પ્રશ્ન અમારી સામે આવી ઊભો અને અમે સૌ એમાં પરોવાઈ ગયા.

લોકોને પાણી પહોંચાડવાનો આ નિર્ણય બહુ ઉચિત નીવડ્યો, કારણ કે એ રીતે અમે એક જાથૂકનું કામ કરી શક્યા. એક કૂવા કે તળાવથી અમે ઘણા લોકોને ફાયદો પહોંચાડી શક્યા. આટલું સ્થાયી કામ થયું એ બધું ગાંધીજીની દીર્ઘદૃષ્ટિનું જ પરિણામ હતું. નહીં તો, બધા રૂપિયા મકાનો સુધરાવવામાં અને રેતી ખસેડાવવામાં ખર્ચાઈ જાત અને છતાં આટલું વ્યાપક પરિણામ આવ્યું તે ન આવત અને પક્ષપાત કર્યાના — ભલેને ખોટા — આરોપમાંથી પણ અમારી સંસ્થા બચી ન શકત.

## ૧૦૮

# ધરતીકંપ પછી રેલ

હજુ અમે એ કામમાંથી ઊંચા આવ્યા ન હતા ત્યાં વળી એક નવો કોયડો અમારી સામે ઊભો થયો. ધરતીકંપને લઈને બધાં નદી-નાળા રેતીથી પુરાઈ ગયાં હતાં, એટલે અમને ડર હતો કે ગંગા, સરયૂ, ગંડક વગેરે મોટી મોટી નદીઓનાં પાત્રો પણ રેતીથી કંઈક ભરાઈ ગયાં હશે. વળી જમીનની સપાટી પણ ઊંચીનીચી થઈ ગઈ હતી. એ બધું જોતાં અમને ડર હતો કે ચોમાસાનાં પૂરને કારણે કદાચ નવું સંકટ માથે આવશે. એને માટે અમારે અગાઉથી તૈયારીઓ કરવી પડી. સરકારે પણ પોતાની તૈયારીઓ કરી. જ્યાં જ્યાં પૂર આવવાની દહેશત હતી ત્યાં ત્યાં અમારે સારી સંખ્યામાં હોડીઓ બનાવરાવીને તથા ખરીદીને રાખવી પડી.

ધરતીકંપ પછી મજૂરી કરનારા ગરીબ વર્ગને કામની ખેંચ નડેતી રહી. રોજ એમને કંઈ ને કંઈ કામ મળી રહેતું હતું, પણ ચોમાસામાં એમને કદાચ કામ નહીં મળે એવો અમને ડર હતો. ગરીબોને માથે જ્યારે એકાએક સંકટ તૂટી પડે ત્યારે એમને બેપાંચ દહાડા લગી ખોરાકી આપવી એ સારી વાત છે, પણ મુદ્દલ કામ લીધા વિના એમને બેઠે બેઠે અન્ન આપ્યે રાખવું એ તો લોકોને સાવ આળસુ અને નમાલા બનાવી મૂકનારું નીવડે છે. એટલા માટે અમે મૂળથી જ એવી નીતિ રાખી હતી કે બનતા સુધી કોઈને કામ લીધા વિના મફતનું ખાવાનું ન આપવું. લોકોને મજૂરોની જરૂર હતી જ. જેમની પાસે સગવડ હતી તેઓ પોતાનાં ભાંગ્યાંતૂટ્યાં ઘરોની સફાઈ અને એનું સમારકામ કરાવતા હતા. રિલીફ કમિટીએ જે હજારો કૂવાઓ બનાવરાવ્યા ને સુધરાવ્યા તથા હજારો તળાવ તળાવડીઓ ખોદાવરાવ્યાં અને સાફ કરાવ્યાં એમાં ઘણા લોકો કામ કરતા હતા. ઘણી જગ્યાએ નવી સડકો તૈયાર કરાવી તથા બગડી ગયેલી સડકોને સુધરાવી. આમ આખા પ્રાંતમાં અમે હજારો માઈલની નવી સડકો બનાવી અથવા જૂની સડકો સુધરાવી. પાણીનાં નાળાં પુરાઈ ગયાં હતાં. ચોમાસું આવતાં પહેલાં તે સાફ ન થાત તો પાણીનો નિકાલ ન થાત, અને વરસાદમાં ગામડાંની દશા દયાજનક થઈ જાત. એટલે એવાં નાળાં પણ અમે ઘણી જગ્યાએ સાફ કરાવ્યાં.

મુજફ્ફરપુર જિલ્લામાં સીતામઢીને રસ્તે ભરથુઆ આગળ એક પ્રખ્યાત બાઢું આવેલું છે. ધરતીકંપ પહેલાંયે ત્યાંની સ્થિતિ એટલી વણસી ગઈ હતી કે બારે માસ ત્યાં બાગમતી નદીનું પાણી ભરાઈ રહેતું હતું અને જે જમીન પહેલાં લીલી કુંજ હતી અને જ્યાં ઢગલેઢગલા અનાજ પાકતું હતું ત્યાંની બધી જમીન પાણીમાં એવી ગરક થયેલી રહેતી કે કશું જ પાકતું ન હતું. વળી પાણી પણ એટલું ખરાબ હતું કે એની આસપાસ આવેલાં મોટાં મોટાં વૃક્ષો સુકાઈ ગયાં હતાં અને મોટા મોટા બગીચાઓ એવા ઉજ્જડ થઈ ગયા હતા કે એ જોઈને નવાઈ લાગતી હતી. એવી જ જાતનું દૃશ્ય મે કોસી નદીને કાંઠે આવેલાં કેટલાંક ગામડાંમાં જોયુ છે. ત્યાંયે પાંદડાં ખરી જવાથી મોટાં મોટાં ઝાડો એવી જ રીતે ઠૂંઠાં થઈ ગયાં હતાં. પોતાની મુસાફરી દરમ્યાન ગાંધીજી ત્યાં ગયેલા ત્યારે એ જોઈ એમને દુઃખ થયું હતું. સીતામઢીના કાર્યકર્તાઓએ એ જમીન સુધારવા માટે જે કંઈ થઈ શકે તે કરવાની ઘણી માથાફોડ કરી. તપાસ કરતાં જણાયુ કે પહેલાં ત્યાં એક નાળું અથવા નહેર હતી જે વાટે ત્યાંનું પાણી વહી જતું હતું. બાગમતી નદીએ પોતાનો જૂનો પટ છોડી દીધો એટલે એ નાળું પુરાઈ ગયું. પરિણામે ત્યા પાણી ભરાઈ રહ્યું. જો કોઈ પણ રીતે એ નાળું ફરી વાર ચાલુ કરવામાં આવે તો ત્યાં સેંકડો ચોરસ માઈલ જમીન વળી પાછી લીલી વાડી બની જાય એમ હતું.

અમે નક્કી કર્યું કે જો સરકાર એ કામ ઉપાડવાને તૈયાર ન થાય તો રિલીફ કમિટી મારફતે એ કામ કરાવવામાં આવશે. અમારા અંદાજ મુજબ એમાં આશરે પચાસ હજારનું ખરચ થાય એમ હતું. અમે સરકારને એ બાબત લખાણ કર્યું અને એ નહેર ખોદાવવાનું કમિટીએ માથે લીધું. એ જ પ્રમાણે બીજાં અનેક સ્થળોએ કેટલીયે નાનીમોટી નહેરો ખોદાવરાવી આપીને અમે બરબાદ થઈ રહેલી પુષ્કળ જમીન લીલી હરિયાળી બનાવી દીધી. જ્યાં ગરીબ સ્ત્રીઓ બીજું કશું કામ કરી શકે એમ ન હતું ત્યાં રેંટિયા મારફતે એમને રોજી પહોંચાડવામાં આવી. અને એ રીતે રિલીફ કમિટીએ સૂતર અને ખાદીનું કામ પણ અનેક સ્થળે ચાલુ કર્યું. પાછળથી જ્યારે કમિટીનું કામ સમેટી લેવાયું ત્યારે ખાદીનું એ બધું કામ બિહાર ચરખા સંઘને સોંપી દેવામાં આવ્યું. મકાનો પણ એટલાં બનાવવાનાં હતાં કે લોકોને ઇમારતી સરસામાનની ઘણી જરૂર હતી. ઈંટો, નળિયાં, દોરડાં, વાંસ, લાકડું, લોઢાની ચીજો વગેરે સામાનની ભારે માગણી હતી. અમે કમિટી તરફથી અનેક સ્થળે દુકાનો ઉઘાડી અને એમાં પડતર ભાવે એ બધી વસ્તુઓ આપવાનું રાખ્યું. પણ એથીયે મોટું

કામ અમે એ કર્યું કે ઈંટ, લાકડાં, સિમેંટ વગેરેના વેપારીઓ સાથે મસલત કરીને પડતર ભાવે કે જૂજબાજ નફો લઈને સામાન વેચવાની ગોઠવણ કરાવી. જે અમારી પાસેથી ચિઠ્ઠી લઈ જતા એમને એ સામાન ઠરાવેલે ભાવે અપાતો. કમિટી તરફથી એમને થોડુંક કમિશન મળતું. કેટલીક જગ્યાએ કમિશન આપ્યા વિનાયે કામ ચાલતું. આવી રીતે કમિટી તરફથી સીધી રીતે અમે જે મદદ આપી એ ઉપરાંત સઘળા ઇમારતી સામાનની કિંમત ઉપર અંકુશ રાખવામા પણ અમે ખૂબ જ ભાગ ભજવ્યો અને લોકોને વાજબી કિંમતે સામાન મેળવી આપ્યો.

ચોમાસાના દિવસોમાં પ્રાંતના ઘણા ભાગોમાં ચોખાની તાણ રહેશે એવો પણ ડર હતો. ચોખાની કિંમતમાં સહેજ ઉછાળો આવતો દેખાયો. એટલે અમે બ્રહ્મદેશથી જથાબંધ ચોખા ખરીદ્યા અને જ્યાં જ્યા ચોખાની અછત થવાનો ડર હતો ત્યાં ત્યાં ચોખાની દુકાનો ખોલી દીધી. એને પરિણામે ચોખાના ભાવ વધ્યા નહીં અને લોકોને વાજબી ભાવે ચોખા મળતા રહ્યા. વળી ચોખા વેચાઈ ગયે રિલીફ કમિટીની મૂડી પણ પાછી મળી ગઈ. મલેરિયા અને કૉલેરા ફેલાવાનો પણ ડર હતો. કેટલીક જગ્યાએ એણે દેખા દેવાયે માંડેલી. એને સારુ કમિટીના દાક્તરી વિભાગે ઘણી જગ્યાએ પોતાની શાખાઓ ખોલી દીધી. લોકોને એથી ઘણો લાભ થયો. જ્યારે ચોતરફ પૂર ફરી વળ્યાં હતા ત્યારે લોકોને બહુ મુશ્કેલીથી મદદ પહોંચાડી શકયા. જ્યાં જ્યાં રેલ આવવાનો ભય હતો ત્યાં કમિટી તથા સરકારની સલાહ મુજબ પહેલેથી જ હોડીઓ તૈયાર રાખવામા આવી હતી. રેલસંકટમાં સપડાયેલાઓને એ હોડીઓ વાટે મદદ પહોંચાડવામાં ઘણી સગવડ મળી.

એ ઉપરાંત અમે ઘણા લોકોને મકાનોનું સમારકામ કરાવવા માટે અથવા મકાન બનાવવા માટે રોકડા નાણાં પણ આપ્યાં. કમિટીએ ઠરાવેલું કે ધરતીકંપ થયો તે પહેલાં જે લોકો તાલેવંત હતા અથવા જેમને મોટાં મકાનો હતાં અથવા જેઓ મોટાં મકાનો બંધાવવા માગતા હતા એમને મદદ કરવા કમિટી શક્તિમાન નહોતી; કારણ કે એની પાસે એટલો પૈસો નહોતો. એ ગરીબ અને મધ્યમ વર્ગના લોકોને જ મદદ આપી શકે એટલા માટે કમિટી તરફથી કોઈને અઢીસો રૂપિયાથી વધુ મદદ ન આપવી એમ નક્કી કરવામાં આવેલું. એ ઉપરાત રિલીફ કમિટીના ભાવે ઈંટ, વાંસ, લાકડાં, સિમેંટ વગેરે વસ્તુઓ આપવાની સગવડ રાખેલી ખરી. સરકાર વધારે મોટી રકમની મદદ આપતી. અમે ઉપલા વર્ગના લોકોને મદદ આપવાનું સરકાર પર છોડયું. આ બધી વાત ઉપરથી વાચક સહેજે

અટકળ કરી શકશે કે અમારે શી શી મદદ આપવી પડી અને કમિટીને કેટકેટલી જાતનાં કામ કરવાં પડયાં. અવારનવાર એ બધાં કામનો અહેવાલ વખતોવખત છપાતો ગયો અને તે લોકોમાં, ખાસ કરીને ફાળો આપનારાઓમાં વહેંચવામાં આવ્યો.

એક બહુ જ મહત્ત્વની વાતનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. સંકટ-ગ્રસ્ત વિસ્તારોમાં જ્યારે મહાત્મા ગાંધી ફરતા હતા ત્યારે એમની સાથે ઘણી જગ્યાએ ઈંગ્લંડની બે બહેનો પણ ફરી હતી. એમાંનાં એક બહેન હતાં કુમારી મ્યુરિયલ લેસ્ટર, જેમને ત્યાં ગોળમેજી પરિષદ વખતે મહાત્મા ગાંધી મહેમાન તરીકે રહ્યા હતા. બીજાં પણ ઈંગ્લંડનાં જ, હિંદુસ્તાન પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારાં અને જાહેર-કામ કરવાવાળાં કુમારી ઍગથા હૅરિસન હતાં. એમ તો બીજા પણ ઘણા પરદેશીઓએ ધરતીકંપથી થયેલી પાયમાલી નિહાળી હતી અને એ સૌએ પોતપોતાના મિત્રોને એ બધુ લખી જણાવ્યુ હતું. દીનબંધુ ઍન્ડ્રૂઝ તો જ્યા જ્યાં સંકટ આવી પડે ત્યાં ત્યા પહોંચે જ. બિહારમાયે તેઓ આવેલા. એમણે એક ચોપડી લખીને ઈંગ્લંડમા તથા અમેરિકામા બહાર પાડી હતી. એ બધા પ્રયાસોને પરિણામે એ બંને દેશના લોકોમાયે બિહાર પ્રત્યે દિલસોજી ઊપજી હતી. વળી સરકારે કરેલી અપીલ પણ ત્યા પહોંચી હતી. એટલે એ લોકોએ પૈસાની મદદ પણ મોકલાવી હતી.

યુરોપમા એક સંસ્થા છે, જેના સભ્યો યુદ્ધના વિરોધી છે. પણ તે માને છે કે લશ્કરમાં જે શિસ્ત હોય છે; અને લોકોને એમાં પોતાનુ સર્વસ્વ — પ્રાણ સુધ્ધા — હોમી દેવાની જે તક મળે છે, એ કારણે ઘણાયે નવજુવાનો એ દિશામાં આકર્ષાય છે; પણ જો એ ઉત્સાહ અને ત્યાગશક્તિનો ઉપયોગ મનુષ્યોનો સંહાર કરવામાં વાપરવાને બદલે લોકોની સેવાના કામમાં કરવામા આવે તો ભારે કામ થાય. એટલા માટે એ સંસ્થાના સભ્યો, એક સિપાઈની જેમ શિસ્તમાં રહીને, જ્યા જ્યા કંઈ સંકટ આવી પડે ત્યા ત્યા પહોંચી જઈ લોકોની સેવા કરે છે. એમ કરવામાં તેઓ જાતિ કે દેશનો ભેદ નથી રાખતા. યુરોપના ગયા મહાયુદ્ધ પછી, એ લોકોએ જ્યાં બધુ ખેદાનમેદાન થઈ ગયેલું એવી કેટલીયે જગ્યાઓએ પહોંચી જઈને સેવા કરેલી. એ ઉપરાંત બીજી પણ ઘણી જગ્યાઓએ પીડિતોની સેવા કરવાનો એમને અનુભવ હતો. સ્વિટ્ઝરલૅંડવાળા પિયર સેરેસોલ એમના આગેવાન હતા. તેઓ એંજિનિયર હતા. બહુ ઉચ્ચ કુટુંબના હતા. એમના કુટુંબના માણસોએ એમના દેશના રાજવહીવટમાં — ખાસ કરીને લશ્કરમાં — ઊંચા હોદ્દા શોભાવ્યા હતા. એમના પિતા ઘણું કરીને ત્યાંના પ્રજાતંત્રના પ્રધાન

રહેલા. એમણે પોતે સઘળું પોતાના યુદ્ધવિરોધી સિદ્ધાંતોને ખાતર છોડી દીધું હતું અને લશ્કરી તાલીમ લેવાની ના પાડવાને કારણે સજા પણ ભોગવી હતી. એ ભાઈ, પોતાના થોડાક સાથીઓની જોડે સેવા કરવા સારુ બિહાર આવ્યા.

અમે જોયું કે કેટલીક જગ્યાએ એટલી ખુવારી થઈ ગઈ હતી કે ત્યાંના રહેવાસીઓને ત્યાંથી ખસેડવા એ જ હિતકર હતું. એ લોકો પોતાનું મૂળ સ્થાન છોડીને બીજે ક્યાંક વસવાનું પસંદ કરે એવો ઘણો પ્રયત્ન અમે કર્યો. એને સારુ, બીજી જગ્યાઓના જમીનદારો સાથે વાતચીત કરીને જમીનનો બંદોબસ્ત કરવાનો પ્રયત્ન પણ અમે કરી રહ્યા હતા; પણ ક્યાંયેથી પોતાનું ઘર છોડીને દૂર જવાવાળું કોઈ નીકળ્યું જ નહીં. એટલે પછી મોટા પ્રમાણમાં સ્થળાંતર કરાવવાનો કાર્યક્રમ અશક્ય સમજીને પડતો મૂક્યો. પણ મુજફ્ફરપુર જિલ્લાનાં કેટલાંક ગામડાંમાં લોકો રેલથી એટલા હેરાન થયા હતા કે તેઓ ગામ છોડીને થોડેક દૂર વસવા માટે તૈયાર થયા: એ અંગે એમને મકાન બનાવવા કરવામાં મદદ આપવાનો અમે વિચાર કર્યો. સરકારે પણ એટલું મંજૂર રાખ્યું કે એ કામમાં રિલીફ કમિટી અને સરકાર બંને મળીને ખરચ કરે. એક સ્થાનિક સમિતિને એ કામ સોંપવામાં આવ્યું. દાક્તર સેરેસોલે એ કામનો બોજો પોતાને માથે લીધો. અમે રિલીફ કમિટી તરફથી એમને જ એ સમિતિના સભ્ય નીમ્યા અને અમારા કાર્યકર્તા શ્રી ફણીન્દ્રમોહન દત્ત એમની મદદમાં આવ્યા.

ત્યાં આગળ ઘણાં નવાં ગામડાં વસાવવામાં આવ્યાં. એ બધુ કરવામાં એક વરસથી વધુ વખત લાગ્યો. એ બધો સમય દાક્તર સેરેસોલ ત્યાં બરાબર રહ્યા વચ્ચે એક વાર તેઓ યુરોપ ગયેલા પણ, થોડાક જ દિવસમાં ફરી પાછા આવીને કામે વળગી ગયા. એમની જોડે યુરોપના જુદા જુદા દેશોના ચારપાંચ સાથીઓ હતા. એ સૌએ શારીરિક શ્રમ પણ ઘણો કર્યો. દાક્તર સેરેસોલની અવસ્થા સાઠ વરસથી વધુ હતી. બહુ ઊંચા અને હૃષ્ટપુષ્ટ હતા. અહીંની ગરમીને લીધે તેઓ અકળાઈ જતા હતા, છતાં તેઓ એ જ ગામડામાં રહેતા હતા. જમવા કરવાનીયે ત્યા મુશ્કેલી હતી અને જે સગવડોથી તેઓ ટેવાયેલા હતા એવી કશી સગવડો ત્યાં ન હતી. એમ છતાં રાતદહાડો તેઓ દોડધામ કર્યા કરતા. એમને મહેનત કરતા જોઈને બીજાઓને પણ ઉત્સાહ આવતો હતો. જે ગામડાંઓ વસાવવામાં આવ્યા તેમાંના મુખ્ય ગામનું નામ શાંતિપુર રાખવામાં આવ્યુ. આજે પણ એ સુંદર અને સમૃદ્ધ ગામડું ત્યાં હયાત છે અને એક નમૂનેદાર ગામ છે.

ધરતીકંપ તથા પૂરને લઈને ઘણી જગ્યાઓએ ભારે મલેરિયા ફાટી નીકળ્યો. એટલે લોકોને મલેરિયામાંથી ઉગારવાને માટે રિલીફ કમિટી તરફથી ઠેકઠેકાણે ખાસ ગોઠવણ કરવી પડી. એમાંના મુખ્ય મુખ્ય ભાગો, મુજફ્ફરપુર જિલ્લામાં, રામપુરહરિ અને મનુસમારા ઇલાકો, તથા દરભંગા જિલ્લામા પંડોલ અને મધુવનીનો ઇલાકો, તથા ભાગલપુર જિલ્લામાં સુપોલ ઇલાકો હતા. આવડું મોટું આ કામ પાર ઊતર્યું એ કાર્યકર્તાઓના ઉત્સાહ અને ત્યાગને લઈને જ. એમનાં જેટલાં વખાણ કરીએ એટલાં થોડાં છે. જો બધા જ કાર્યકર્તાઓને પગાર આપીને રાખવા પડત તો રિલીફ કમિટીના ઘણા પૈસા કેવળ કામ કરનારાઓ પાછળ જ ખર્ચાઈ જાત નિરાધાર બનેલાઓને મદદ આપવામાં જ વધુમાં વધુ રકમ ખરચાય અને મદદ આપવાની વ્યવસ્થાના કામમાં ઓછામા ઓછી ખરચાય એની અમે પહેલેથી જ કાળજી રાખેલી. ઉપર કહેવાઈ ગયુ છે કે સ્વયંસેવકોને અમે સાદામા સાદો ખોરાક આપતા. તેનું ખરચ પડતર કિંમતે ગણતાં રોજનું માણસ દીઠ લગભગ બે આના આવતું. આ કામ લગભગ દોઢ વરસ સુધી ચાલ્યુ હતું. એટલે કાર્યાલયમાં એવા કેટલાક કાર્યકર્તાઓ રાખવા પડેલા જેમને અમારે નિર્વાહખર્ચ આપવો પડતો; પરંતુ એયે અમે ઓછામાં ઓછો આપેલો. એ ઉપરાંત કાર્યાલયને માટે મકાન, સામાન વગેરેનો ખરચ પણ કરવો પડતો હતો. સામાનની હેરફેર કરવાને તથા કાર્યકર્તાઓ અને નિરીક્ષકોને ઓછામાં ઓછા વખતમાં નિશ્ચિત મુકામે પહોંચાડવા માટે અમારે લારીઓ અને બીજાં વાહનો પણ ખરીદવાં પડેલાં. એ બધો ખરચ સંસ્થાને ખાતે નોંધાતો હતો. સંસ્થાખર્ચ અને સહાયતા ખર્ચનું પ્રમાણ બને એટલું ઓછું આવે, એની અમે ખાસ ચીવટ રાખી હતી. અમારા અહેવાલોમાં અમે અચૂકપણે એનો ઉલ્લેખ કરતા. શરૂઆતમાં જ્યારે લોકોને અન્નવસ્ત્ર વગેરે પહોંચાડવાનાં હતા ત્યારે કેંદ્રમાથી જ્યાં મદદ આપવાની હોય ત્યાં સામાન પહોંચતો કરવામાં અને એની વહેંચણી કરવામા ખરચ વધારે કરવો પડતો; એમ થવુ સ્વાભાવિક જ હતું. જ્યારે કૂવા, તળાવડીઓ, તળાવો, સડકો, પુલો, નહેરો વગેરે કામો હાથમાં લેવાયાં ત્યારે સંસ્થાખર્ચ ઓછો થઈ ગયો. જ્યારે મકાનો માટે પૈસા આપવાનો વખત આવ્યો ત્યારે એ ખર્ચ વળી વધુ ઓછો થયો

આ બાબતમાં એક નાનકડો કિસ્સો નોંધવો જરૂરી લાગે છે. સરકારે પોતાના એક બાહોશ અમલદાર મિ. બ્રેટને રિલીફ કમિશનર નીમ્યા હતા. રાહતકાર્યનો આખો ભાર એમના ઉપર જ હતો. એમણે રાહતકાર્ય

વિષે એક અહેવાલ લખ્યો, જેમાં બિહાર સેંટ્રલ રિલીફ કમિટીનો ઉલ્લેખ પણ કર્યો તથા એના ખરચનો સાર પણ પોતાના અહેવાલમાં આપ્યો. એમાં એમણે લખ્યું કે રિલીફ કમિટીનો સંસ્થાખર્ચ વધારેપડતો થયો છે. તેઓ અહેવાલ લખીને તથા પોતાનું કામ પૂરું કરીને રજા ઉપર ઊતર્યા ને વિલાયત ચાલ્યા ગયા. એમના ચાલ્યા ગયા બાદ પેલો અહેવાલ છપાયો. અમે જોયું કે એમાં સંસ્થાખર્ચનો હિસાબ સાવ જ ખોટો હતો. અમે સરકારને લખ્યું કે અમારા તપાસાવેલા અને છપાવેલા હિસાબમાં સંસ્થાખર્ચ તો એટલો નથી, સરકારે આપેલા આંકડા ખોટા છે. સાથે સાથે અમે એ પણ પૂછ્યું કે એ આંકડા ક્યાંથી અને કેવી રીતે કાઢવામાં આવ્યા છે? મિ. બ્રેટની ગેરહાજરીમાં જવાબ આવ્યો કે એ આંકડા મિ. બ્રેટે તૈયાર કરેલા છે અને તેઓ એ આંકડાઓ ઉપર શી રીતે આવ્યા એની સરકારને ખબર નથી. ખરું જોતાં એ સ્થિતિમાં સરકારે પોતાની ભૂલ કબૂલ કરી હોત તો યોગ્ય થાત; પણ એમ કરવામાં ન આવ્યું. અને આજ લગી સરકારી અહેવાલમાં એ ખોટા આંકડા એમના એમ પડ્યા છે.

રાહતનું કામ પૂરું થયું એટલે બાકી રહેલા પૈસા એક ટ્રસ્ટને સોંપવામા આવ્યા. જ્યારે ફરી બિહારને માથે એવી જાતનું સંકટ આવી લાગશે ત્યારે એ રકમ ખરચવામા આવશે. સદ્‌ભાગ્યે ત્યાર પછી કોઈ મોટું સંકટ આવ્યું નથી. છૂટાંછવાયાં થોડાં નાનાંમોટાં પૂર આવ્યાં તે વખતે થોડીઘણી મદદની જરૂર પડી, અને એ મદદ એમાંથી જ અપાઈ છે. ટ્રસ્ટીઓએ એ રૂપિયા નકામા પડ્યા રહેવા ન દેતાં મહાત્માજીની સલાહ લઈને મોટા ભાગની રકમ ચરખા સંઘને કરજે આપી છે. ચરખા સંઘ થોડુંક વ્યાજ આપે છે અને ચરખા સંઘ મારફતે એ પૈસા ગરીબોની સેવામાં રોકાયેલા છે. એ રીતે 'એક પંથ દો કાજ' થઈ રહેલ છે. ટ્રસ્ટીઓમાં સરદાર વલ્લભભાઈ પટેલ, શેઠ જમનાલાલ બજાજ અને હું હતા. શેઠજીના સ્વર્ગવાસ પછી હવે અમે બે જ ટ્રસ્ટી રહ્યા છીએ.

## ૧૦૯

# સત્યાગ્રહ મુલતવી રહ્યો

રિલીફ કમિટીના કામ અંગે મહાત્માજી સંકટગ્રસ્ત સ્થળોમાં ફરતા હતા ત્યારે જે એક બનાવ બન્યો તેની અસર અહીંના રાજકારણ ઉપર ઘણી થઈ. હું જણાવી ચૂકયો છું કે ઈ. સ. ૧૯૩૩ની અધવચમાં સત્યાગ્રહની ચળવળ નરમ પડી ગઈ હતી. વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થતાં એમાં કંઈક તેજી જણાવા લાગી, પણ એયે ધીમે ધીમે ચાલી ગઈ. ધરતીકંપ વખતે ગાંધીજી દક્ષિણ ભારતમાં હરિજનયાત્રામાં હતા. ત્યાંથી તેઓ સીધા બિહાર આવેલા. ઇંગ્લંડમાં નવા સુધારાઓને અંગે ચાલતી વાતોમાં ત્યાર સુધીમાં કંઈક પ્રગતિ થઈ હતી. બીજી ગોળમેજી પરિષદ પત્યા પછી કેટલુંક કામ આગળ ચાલેલું અને એક શ્વેતપત્ર બહાર પડેલો. તેમાં જે બંધારણ ઘડવાનું હતું તેના સિદ્ધાંતો નક્કી કરેલા હતા. લોકો માનતા હતા કે શ્વેતપત્ર પ્રમાણે તરત જ કાયદો બની જશે અને નવું બંધારણ ચાલુ થઈ જશે. કેટલાક માનતા હતા કે નવું બંધારણ ભલે ગમે એટલું ખરાબ હોય અને એ મુજબ કામ કરવાનું આપણે કબૂલ કરીએ કે ન કરીએ તોપણ કૉંગ્રેસે ચૂંટણીઓમ પડવું જોઈએ. આ વાતની ચર્ચા ચોતરફ ચાલવા લાગી અને કૉંગ્રેસીઓમાં પણ ચાલી. દાક્તર અનસારી, દાક્તર બિધનચંદ્ર રૉય અને શ્રી ભૂલાભાઈ દેસાઈએ કૉંગ્રેસીઓમાં આ વાત શરૂ કરી. હું તો રિલીફ કમિટીના કામમાં ખૂચેલો હતો, એટલે મને એ તરફ ધ્યાન આપવાની ફુરસદ જ ન હતી. મહાત્માજી કદાચ એ બાબતમાં કંઈક વિચાર કરતા હશે.

અમે બધા એક દિવસ ઉત્તર બિહારની મુસાફરીમાં ભાગલપુર જિલ્લાના સહરસા નામના ગામમાં રોકાયા હતા. વળતે દિવસે સોમવાર એટલે કે મહાત્માજીનો મૌનવાર હતો. મૌન વખતે મહાત્માજી કંઈક લખ્યા કરે છે. હું આમેય કદી પણ એમનો બિનજરૂરી વખત લેતો નથી. વળી એ દિવસે તો તેઓ લખવામાં ગૂંથાયા હતા, એટલે આખા દિવસમાં હું એમની જોડે કંઈ વાત ન કરી શકયો. સાંજે આશરે ચારપાંચ વાગ્યે એમણે મારા હાથમાં એક કાગળ આપ્યો અને લખીને મને જણાવ્યું કે આ કાગળ વાંચીને એ વિષે તમારો અભિપ્રાય આપો. હું એ વાંચી ગયો. એમાં સત્યાગ્રહ બંધ કરવાની વાત હતી અને ચૂંટણીઓ વિષે પણ ઇશારો હતો. એમણે એમાં જણાવેલું

કે જેલમાંથી બહાર આવેલા મારા કેટલાક વિશ્વાસપાત્ર મિત્રોએ એવી વાતો કરી છે કે જેને લીધે મારે આ નિર્ણય ઉપર આવવું પડ્યું છે. દેશમાં વ્યાપેલી મંદી ઉપરાંત મારા પ્રાંતમાં ધરતીકંપ પછી વાતાવરણ જ બદલાઈ ગયું હતું. અમારે ત્યાં સત્યાગ્રહ તો ચાલતો જ ન હતો, એટલું જ નહીં પણ લગભગ બધા સાથીઓને જેલમાંથી છોડી મૂકવામાં આવ્યા હતા. તેમની બધાની રાહતના કામમાં જો પૂરી મદદ ન હતી તો એમનો વિરોધ ય ન હતો. પૂરેપૂરા સહકારમાં જો કંઈ ખામી હતી તો એ અમારે વાંકે ન હતી, કેમ કે સરકાર જ અમારો સહકાર ઇચ્છતી ન હતી. એ અમારાં બધાં કામોને શંકાની નજરે જોતી હતી, એટલે લડત જે આપમેળે જ મોટે ભાગે બંધ થઈ હતી એને રીતસર બંધ કરી દેવાની વાત મને ખૂંચી નહીં. એમાંની બીજી વાતો પણ આઘાત લાગે એવી ન હતી. એટલે એ ધ્યાનપૂર્વક વાચીને મેં સંમતિ આપી. તરત જ એની નકલો કરવામાં આવી અને છાપાંઓમાં એ મોકલી આપવાનો મહાત્માજીએ વિચાર કર્યો. એ સ્થળેથી તાર પણ મોકલી શકાય એમ ન હતું. એટલે હું એ નિવેદન સાથે કોઈકને પટના રવાના કરવાની તજવીજમાં હતો. એટલામા જ એક માણસ પટનાથી અમારી પાસે આવી પહોચ્યો. ’

પટનામાં દાક્તર અનસારીનો તાર આવેલો અને પટનાના ભાઈઓએ એ માણસને એ તાર લઈને અમારી પાસે મોકલેલો, કેમ કે પટનામાં લોકોએ ધારેલું કે સહરસામાં તાર પહોંચી નહીં શકે એ તારમાં દાક્તર અનસારીની પટના આવવાની વાત હતી. તેઓ આ જ બાબત વિષે મહાત્માજી જોડે ચર્ચા કરવાને આવી રહ્યા હતા. એમની સાથે દાક્તર બિધનચંદ્ર રોય અને શ્રી ભુલાભાઈ દેસાઈ પણ આવવાના હતા આ તાર મળતાં મહાત્માજીએ પોતાનું નિવેદન છાપાંમા મોકલવાનુ માંડી વાળ્યું; અને પટના જવાનું નક્કી કર્યું. દાક્તર અનસારી આવતાં સુધીમાં અમે બધા પટના પહોંચી ગયા. દાક્તર અનસારી વગેરે સાથે મહાત્માજીને વાતો થઈ અને ત્યાર પછી પેલું નિવેદન છાપામાં મોકલી દેવામાં આવ્યું. ઘણાખરા કોંગ્રેસીઓને એ નિવેદનમાં આપેલા નિર્ણયને વિષે તો સંતોષ થયો હતો, પરંતુ એ નિર્ણય ઉપર આવવાનું જે કારણ બતાવવામાં આવ્યું હતું તે એમને ગમતું નહોતું. એટલે પછી મુખ્ય કોંગ્રેસીઓને ભેગા કરી એ બાબતમાં વિચાર કરવામાં આવે એ જરૂરનું થઈ પડ્યું. મહાત્માજીની બિહારની મુસાફરી હજી પૂરી નહોતી થઈ. છોટાનાગપુર જવાનું બાકી હતું. ત્યાં ધરતીકંપને લીધે નુકસાન નહોતું થયુ, પણ હરિજન સંબંધી કામને અંગે ત્યાંની મુસાફરી કરવાનું ગાંધીજી ઇચ્છતા હતા.’ તેઓ એ તરફ રવાના થયા અને મુખ્ય કોંગ્

# ૧૦૯

## સત્યાગ્રહ મુલતવી રહ્યો

રિલીફ કમિટીના કામ અંગે મહાત્માજી સંકટગ્રસ્ત સ્થળોમાં ફરતા હતા ત્યારે જે એક બનાવ બન્યો તેની અસર અહીંના રાજકારણ ઉપર ઘણી થઈ. હું જણાવી ચૂકયો છું કે ઈ. સ. ૧૯૩૩ની અધવચમાં સત્યાગ્રહની ચળવળ નરમ પડી ગઈ હતી. વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ થતાં એમાં કંઈક તેજી જણાવા લાગી, પણ એયે ધીમે ધીમે ચાલી ગઈ. ધરતીકંપ વખતે ગાંધીજી દક્ષિણ ભારતમાં હરિજનયાત્રામાં હતા. ત્યાંથી તેઓ સીધા બિહાર આવેલા. ઇંગ્લંડમાં નવા સુધારાઓને અંગે ચાલતી વાતોમાં ત્યાર સુધીમાં કંઈક પ્રગતિ થઈ હતી. બીજી ગોળમેજી પરિષદ પત્યા પછી કેટલુંક કામ આગળ ચાલેલું અને એક શ્વેતપત્ર બહાર પડેલો. તેમાં જે બંધારણ ઘડવાનું હતું તેના સિદ્ધાંતો નક્કી કરેલા હતા. લોકો માનતા હતા કે શ્વેતપત્ર પ્રમાણે તરત જ કાયદો બની જશે અને નવું બંધારણ ચાલુ થઈ જશે. કેટલાક માનતા હતા કે નવું બંધારણ ભલે ગમે એટલું ખરાબ હોય અને એ મુજબ કામ કરવાનું આપણે કબૂલ કરીએ કે ન કરીએ તોપણ કોંગ્રેસે ચૂંટણીઓમાં પડવું જોઈએ. આ વાતની ચર્ચા ચોતરફ ચાલવા લાગી અને કોંગ્રેસીઓમાં પણ ચાલી. દાક્તર અનસારી, દાક્તર બિધનચંદ્ર રૉય અને શ્રી ભૂલાભાઈ દેસાઈએ કોંગ્રેસીઓમાં આ વાત શરૂ કરી. હું તો રિલીફ કમિટીના કામમાં ખૂંચેલો હતો, એટલે મને એ તરફ ધ્યાન આપવાની ફુરસદ જ ન હતી. મહાત્માજી કદાચ એ બાબતમાં કંઈક વિચાર કરતા હશે.

અમે બધા એક દિવસ ઉત્તર બિહારની મુસાફરીમાં ભાગલપુર જિલ્લાના સહરસા નામના ગામમાં રોકાયા હતા. વળતે દિવસે સોમવાર એટલે કે મહાત્માજીનો મૌનવાર હતો. મૌન વખતે મહાત્માજી કંઈક લખ્યા કરે છે. હું આમેય કદી પણ એમનો બિનજરૂરી વખત લેતો નથી. વળી એ દિવસે તો તેઓ લખવામાં ગૂંથાયા હતા, એટલે આખા દિવસમાં હું એમની જોડે કંઈ વાત ન કરી શકયો. સાંજે આશરે ચારપાંચ વાગ્યે એમણે મારા હાથમાં એક કાગળ આપ્યો અને લખીને મને જણાવ્યું કે આ કાગળ વાંચીને એ વિષે તમારો અભિપ્રાય આપો. હું એ વાંચી ગયો. એમાં સત્યાગ્રહ બંધ કરવાની વાત હતી અને ચૂંટણીઓ વિષે પણ ઇશારો હતો. એમણે એમાં જણાવે

આવ્યો. થોડા દિવસ પછી કાર્યવાહક સમિતિની બેઠક થઈ. એણે કોંગ્રેસનું સંગઠન જલદીથી ફરી પાછું ઊભું કરી દેવાનો અને બધી સમિતિઓને 'રીતસર કામ કરતી થઈ જવાનો આદેશ આપ્યો.' આ વખતે બન્ને પક્ષોએ પોતપોતાનાં મંતવ્યો એકબીજાથી સ્વતંત્ર રીતે જાહેર કરી દીધાં હતાં, એટલે એકબીજા પર કશો અધિકાર કે બંધન નહોતું. ગાંધી-ઇર્વિન સમાધાની પછી એની શરતો પૂરી કરવામાં ઘણી મુશ્કેલીઓ નડેલી. આ વખતે એવી ગૂંચવણ ન હતી. થોડા દિવસ પછી સરકારે બધા આશ્રમો અને કોંગ્રેસભવનોને એકેએક પાછાં સોંપી દીધાં. જે સ્થિતિમાં હતાં એ જ સ્થિતિમાં અમારે લઈ લેવાનાં હતાં અને પછી અમારે જ સુધરાવી લેવાનાં હતાં. એટલે કે આ વખતે અમારે લખાણો કરવામાં વખત બગાડવો ન પડ્યો કે માથાફોડ કરવી ન પડી. વર્ધામાં કાર્યવાહક સમિતિની બેઠક થઈ. હું એમાં એક કૌટુંબિક મુસીબતને કારણે ન જઈ શક્યો. એ વખત શેઠ જમનાલાલ બજાજને કામચલાઉ પ્રમુખ બનાવવામાં આવ્યા અને તેઓ કોંગ્રેસનું સંચાલન કરવા લાગ્યા. કોંગ્રેસની એક ખાસ બેઠક બોલાવવાનું ત્યાં નક્કી થયું અને ઑક્ટોબરમાં મુંબઈમાં એ અધિવેશન ભરાયું. એ બેઠક ભરાતાં સુધી હજી બધા સત્યાગ્રહીઓ છૂટયા નહોતા. સરદાર વલ્લભભાઈ, પંડિત જવાહરલાલ વગેરે હજુ જેલમાં જ હતા. સરદાર તો મુંબઈની કોંગ્રેસ પહેલાં જ છૂટી ગયા પણ પંડિત જવાહરલાલ મુંબઈ કોંગ્રેસ પછીયે ઘણા દિવસ લગી જેલમાં જ રહ્યા.

કોંગ્રેસીઓને ચર્ચા તથા સલાહ સારુ રાંચી તેડાવવામાં આવ્યા. એ કંઈ રીતસરની બેઠક નહોતી. લોકોનો અભિપ્રાય જાણવા માટે જ બોલાવવામાં આવ્યા હતા. હું પણ ત્યાં ગયો. બધા પ્રાંતોમાંથી ઘણાખરા લોકો આવ્યા. બે ત્રણ દિવસ સુધી ચર્ચાઓ ચાલી અને એમ ઠર્યું કે અખિલ હિંદ મહાસભા સમિતિની રીતસરની બેઠક પટનામાં ભરવી. એ દરમિયાન મહાત્માજી બીજી જગ્યાઓની મુસાફરી પતાવી લેશે. ૧૯૩૪ના મે મહિનામાં પટનામાં એ બેઠક થઈ.

એ બેઠકની વિશેષતા એ હતી કે હજી બધી જ કોંગ્રેસ કમિટીઓ ગેરકાયદેસર હતી. કોઈ પણ સમિતિની બેઠક ગેરકાયદેસર ગણાત, પરંતુ સરકારે પણ બધા રંગઢંગ પારખી લીધા હતા એટલે એના તરફથી કશીયે અડચણ નાખવામાં ન આવી. શ્રીમતી રાધિકાસિંહ હોલમાં પહેલાં ચર્ચાઓ થઈ અને સાંજે એ જ હોલના ચોગાનમા બેઠક થઈ. બે જાતના માણસો ત્યાં આવેલા. કાર્યવાહક સમિતિ તરફથી રજૂ કરવામાં આવેલા ઠરાવની અંદર સત્યાગ્રહ મુલતવી રાખવાનો આદેશ હતો, અને કેવળ ગાંધીજીને સત્યાગ્રહ કરવાનો હક આપવામા આવ્યો હતો. એમા ધારાસભાની ચૂંટણીઓમા ભાગ લેવાની વાત પણ હતી, અને એની સાથે જ મહાત્માજીના નિવેદનને ટેકો આપવામાં આવ્યો હતો. કેટલાક પ્રસ્તાવની તરફેણમાં હતા, અને બીજા કેટલાકે એનો સખ્ત વિરોધ કર્યો હતો. એ વિરોધ મૂળ નિશ્ચય સામે તો હતો જ એ ઉપરાંત, મહાત્માજીના નિવેદનમાં જે કારણ આપવામાં આવેલું એની સામે પણ હતો.

કેટલાક સત્યાગ્રહ બંધ કરવાના વિરોધી ન હતા, પણ ધારાસભાની ચૂંટણીઓમાં ભાગ લેવાની વિરુદ્ધ હતા. બહુ જ ગરમાગરમ ચર્ચાને અંતે એ ઠરાવ પસાર કરવામાં આવ્યો. એનો વિરોધ કરનારાઓમાં કોંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટી સ્થાપનારા લોકોએ વધારે ભાગ લીધો હતો. સોશ્યાલિસ્ટ લોકોએ એ જ વખતે પટનામાં પોતાની એક જુદી પરિષદ ભરી હતી. એમણે કોંગ્રેસની અંદર રહીને જ પોતાની પાર્ટીનું સંગઠન કર્યું. એના મુખ્ય કાર્યકર્તા અને આગેવાન આચાર્ય શ્રી નરેન્દ્ર દેવ અને શ્રી જયપ્રકાશ નારાયણ હતા. અખિલ ભારત મહાસમિતિમાં ઉપરના ઠરાવનો વિરોધ કરનારાઓમાં મુખ્ય આચાર્ય નરેન્દ્ર દેવ જ હતા.

એ ગમે તેમ હો, અખિલ ભારત મહાસમિતિએ સત્યાગ્રહ મુલતવી રાખ્યો. એટલે પછી સરકારને માટે પણ રસ્તો ખુલ્લો થયો. થોડા દિવસ પછી મહાસભા સમિતિને ગેરકાયદે જાહેર કરતો હુકમ પાછો ખેંચી લેવામાં

આવ્યો. થોડા દિવસ પછી કાર્યવાહક સમિતિની બેઠક થઈ. એણે કોંગ્રેસનું સંગઠન જલદીથી ફરી પાછું ઊભું કરી દેવાનો અને બધી સમિતિઓને રીતસર કામ કરતી થઈ જવાનો આદેશ આપ્યો. આ વખતે બન્ને પક્ષોએ પોતપોતાનાં મંતવ્યો એકબીજાથી સ્વતંત્ર રીતે જાહેર કરી દીધાં હતાં, એટલે એકબીજા પર કશો અધિકાર કે બંધન નહોતું. ગાંધી-ઇર્વિન સમાધાની પછી એની શરતો પૂરી કરવામાં ઘણી મુશ્કેલીઓ નડેલી. આ વખતે એવી ગૂંચવણ ન હતી. થોડા દિવસ પછી સરકારે બધા આશ્રમો અને કોંગ્રેસભવનોને એકેએક પાછાં સોંપી દીધાં. જે સ્થિતિમાં હતાં એ જ સ્થિતિમાં અમારે લઈ લેવાનાં હતાં અને પછી અમારે જ સુધરાવી લેવાનાં હતાં એટલે કે આ વખતે અમારે લખાણો કરવામાં વખત બગાડવો ન પડ્યો કે માથાફોડ કરવી ન પડી. વર્ધામાં કાર્યવાહક સમિતિની બેઠક થઈ. હું એમાં એક કૌટુંબિક મુસીબતને કારણે ન જઈ શક્યો. એ વખત શેઠ જમનાલાલ બજાજને કામચલાઉ પ્રમુખ બનાવવામાં આવ્યા અને તેઓ કોંગ્રેસનું સંચાલન કરવા લાગ્યા. કોંગ્રેસની એક ખાસ બેઠક બોલાવવાનું ત્યાં નક્કી થયું અને ઑક્ટોબરમાં મુંબઈમાં એ અધિવેશન ભરાયું. એ બેઠક ભરાતાં સુધી હજી બધા સત્યાગ્રહીઓ છૂટ્યા નહોતા. સરદાર વલ્લભભાઈ, પંડિત જવાહરલાલ વગેરે હજુ જેલમાં જ હતા. સરદાર તો મુંબઈની કોંગ્રેસ પહેલાં જ છૂટી ગયા પણ પંડિત જવાહરલાલ મુંબઈ કોંગ્રેસ પછીયે ઘણા દિવસ લગી જેલમાં જ રહ્યા.

## ૧૧૦

# મોટાભાઈનું મૃત્યુ અને કરજની મુશ્કેલી

આ બાજુ મારા ઘરમાં ભારે મુસીબત આવી પડી. એને લઈને જ હું પટનાની અખિલ ભારત મહાસમિતિની બેઠક પછી વર્ધામાં મળેલી કાર્યવાહક સમિતિમાં ભાગ ન લઈ શક્યો. અખિલ ભારત મહાસમિતિની બેઠક પૂરી થયા પછી તરત જ એ સંકટ આવેલું.

રાહતના કામને અંગે મોટાભાઈએ પણ બહુ શ્રમ લીધો હતો. એમને છપરામાં જ ઘણું કામ કરવું પડ્યું હતું. પ્રાંતના કામમાં પણ એમણે સારી પેઠે ભાગ લીધો હતો. આગળ ઉપર એક સ્થળે હું જણાવી ગયો છું કે એમણે આસામમાં કેટલીક જમીન લીધી હતી. કોઈ કોઈ વાર તેઓ ત્યાં જતા. હજુ લગી ત્યાંની યોગ્ય વ્યવસ્થા થઈ શકી નહોતી. મે મહિનામાં એક વાર તેઓ ત્યાં ગયા. ત્યાંથી પાછા ફર્યા પછી એમને તાવ આવવા લાગ્યો. એ જગ્યા બહુ જ મલેરિયાવાળી હતી. મલેરિયા એમને ત્યાં જ વળગેલો; એની અસર ઘેર પાછા આવ્યા પછી જણાઈ. પરંતુ એમાંથી તેઓ સાજા થઈ ગયા. એક દિવસ હું છપરા ગયો ત્યારે એમને સાજાસારા જોયા, પણ મેં જોયું કે તેઓ બેંકનું કામ કરવા મંડ્યા હતા. એ વખતે તેઓને બહુ જ નબળાઈ હતી. મેં એમને કામ કરવાની ના પાડી અને કહ્યું કે હજુ થોડો વધારે આરામ લો, શક્તિ આવ્યા પછી જ કામ કરો. આ બધું કહીને હું પટના ચાલ્યો આવ્યો. મારા પટના આવ્યા પછી બે ચાર દિવસની અંદર જ એક બપોરના છપરાથી તાર આવ્યો કે મોટાભાઈની તબિયત ખરાબ છે; દાક્તર રઘુનાથશરણને મોકલો અથવા એમને સાથે લઈને આવો. તાર વાંચીને મારી ચિંતા વધી ગઈ. એ તાર છપરાના સિવિલ સર્જન દાક્તર રાજેશ્વરપ્રસાદની સલાહથી કરવામાં આવ્યો હતો.

દાક્તર શરણને મળીને છપરા જવાનું ગોઠવતો હતો એટલામાં ગંગાની સામે પાર જનારી બપોરની સ્ટીમર ઊપડી ગઈ. અમને રાત સુધી રોકાવાનું યોગ્ય ન લાગ્યું. હું દાક્તર શરણની સાથે મોટરમાં રવાના થઈ ગયો. હોડીમાં મોટરને ગંગાની સામે પાર લઈ જઈને અમે આગળ ચાલ્યા. ધરતીકંપને લીધે આમે સડકો બગડી ગયેલી હતી તેમાં વળી આગગાડી બંધ પડી જવાને કારણે બળદગાડાં અને મોટરલારીઓ ચાલવા માંડી હતી. એટલે સડકોની સ્થિતિ બહુ જ ખરાબ થઈ ગઈ

હતી. અમે રાતના આશરે દશ વાગ્યે છપરા પહોંચ્યા. ત્યાંના બધા દાક્તરો ઘણા જ પ્રેમથી અને ભાવથી ઉપચાર કરી રહ્યા હતા. દાક્તર રાજેશ્વરપ્રસાદ તો રાતદિવસ ત્યાં જ રહેતા હતા. જ્યારે એમને સ્થિતિ કાબૂ બહાર લાગી ત્યારે જ એમણે તાર કર્યો હતો. આ વખતે તાવ ઉપરાંત ગુરદાની હાલત પણ બગડી ગઈ હતી, એટલે પેશાબ અને લોહીની પરીક્ષા કરવાની ખાસ જરૂર હતી. એ પહેલાં પણ એમને સાકર જવાનો થોડો રોગ થયો હતો અને ઉપચાર કરવાથી એ અટકી ગયો હતો. પણ નબળાઈ વધતાં ફરી પાછો કદાચ એ રોગે પણ ઊથલો ખાધો હતો.

એક માણસને પેશાબ વગેરે લઈને રાત્રે જ પટના મોકલવામા આવ્યો. દાક્તરોએ ઘણી મહેનત કરી પણ દિવસે દિવસે માંદગી વધતી ગઈ. પટનાથી વૈદ્યરાજ પંડિત વ્રજવિહારી ચોબેજીને પણ બોલાવવામાં આવ્યા. એમણે પણ થોડો ઉપચાર કર્યો પરંતુ કશી અસર થઈ નહીં. છેવટે દાક્તરોનો અભિપ્રાય પડ્યો કે જો એક ગુરદાને કાઢી નાખવામાં આવે તો કદાચ ફાયદો થાય. દાક્તર રાજેશ્વરપ્રસાદ સારા સર્જન છે, પણ તેઓ એકલા એ જવાબદારી લેવા નહોતા ઇચ્છતા. અમે દાક્તર બૅનરજીને બોલાવવાનો પ્રયત્ન કર્યો, પણ મેડિકલ કૉલેજ બંધ હોવાને લીધે તેઓ પટનામાં નહોતા. મોંઘીરમાં દાક્તર બટુકદેવપ્રસાદ વર્મા સિવિલ સર્જન હતા. તેઓ પણ સારા સર્જન છે. એમને બોલાવવામાં આવ્યા પણ એમના હાથમાં કોઈ બીજો દરદી હતો; તેને તુરતોતુરત છોડીને તેઓ ક્યાંય બહાર જઈ શકે તેમ નહોતું. લખનૌવાળા પ્રખ્યાત સર્જન દાક્તર ભાટિયાને બોલાવવાનો તાર કરવામાં આવ્યો, પણ તેયે ન આવી શક્યા. કલકત્તા તાર કર્યો ત્યારે ત્યાંના મિત્રોએ નામાંકિત સર્જન દાક્તર પંચાનંદ ચેટરજીને મોકલ્યા પટનાના કર્નલ ઍલેક્ઝાંડરને બોલાવવામાં આવ્યા. બધાએ જોઈને એમ જ કહ્યું કે આટલી બધી નબળાઈમા નસ્તર મૂકવુ બરાબર નથી, એટલે નિરાશ થઈને નસ્તર મૂકવાની વાત જતી કરવી પડી. એ પછી બે દિવસમાં જ એમનો સ્વર્ગવાસ થયો.

અમે તાર કરીને જમશેદપુરથી જનાર્દન, તેની પત્ની તથા બાળકોને બોલાવી લીધાં હતાં. લખનૌથી જમાઈ દીકરી પણ આવી ગયાં. શિકારપુરની બબુની એમના ગુજરી ગયા પછી આવી શકી., ભાઈ મથુરાપ્રસાદજી પટનાથી મારી સાથે જ આવેલા હતા. પૂ. બ્રિજકિશોરબાબુ પણ આવી પહોંચ્યા હતા. આ પ્રમાણે બધા ઇષ્ટમિત્રોની વચ્ચે તથા બાળગોપાળથી વીંટાઈને એમણે દેહ છોડ્યો. અમે બધા રામનામ લઈ રહ્યા હતા અને

ગીતાપાઠ કરી રહ્યા હતા. અમો બધાની ઉપર મુસીબતનો પહાડ તૂટી પડ્યો. મે કદી ઘર સાથે સંબધ રાખ્યો નહોતો; બધુ કામ તેઓ જ કરતા હતા. હુ વકીલાત કરતો હતો અને પૈસા કમાતો હતો ત્યારે પણુ તેઓ મારી સંભાળ રાખતા હતા અને હુ અસહકાર કરીને ફક્કડ બન્યો ત્યારે પણુ તેઓ જ મારી સંભાળ રાખતા હતા. મારી સ્ત્રી અને બાળકો પણુ હમેશા એમની સાથે જ રહેતા હતા હું જ્યારે જતો ત્યારે એમને મળી આવતો એમણે ઘરની સ્ત્રીઓને કદી પણુ એકમીજીથી અળગી થવા દીધી નહોતી બાળકો વચ્ચે પણુ કોઈ જાતનુ અતર પડવા દીધુ નહોતુ છોકરાઓ પણુ એમને પિતા તરીકે જ ઓળખતા હતા અને એ રીતે જ વર્તતા હતા આ મુસીબત અચાનક મારે માથે આવી પડી, અને એ પણુ એવે વખતે આવી કે જ્યારે હુ બીજા કામમા ઘેરાયેલો હતો

અમે તરત જ અગ્નિસંસ્કાર કરવાને સરયૂકિનારે ગયા એ વખતે એ છપરા શહેરથી કૈંક થોડે દૂર હતી અગ્નિસંસ્કાર કરવામા મોડુ થઈ ગયુ બીજે દિવસે સવારે ઘરના બધા માણુસો સાથે અમે મોટરમા જીરાદેઈ ગયા. શ્રાદ્ધ વગેરે ક્રિયા ત્યા ઘેરે જ કરવામા આવી. આખા પ્રાતમા મોટાભાઈની નામના હતી તેઓ જાહેર સેવામા ઘણો વખત આપતા હતા. એ ઉપરાત છપરાના અને બીજી જગાના લોકોને પણુ મદદ કરતા હતા કોઈને ઘેર યજ્ઞ થવાનો હોય તો તેઓ વ્યવસ્થામા મદદ આપતા ક્યાય કોઈ જાતની સભા કે પરિષદ હોય તો તેઓ ગોઠવણુ કરવા લાગી જતા લોકોની જોડે વ્યક્તિગત વ્યવહાર એટલો સારો રાખતા હતા કે કોઈને કશી જરૂર પડે તો એ પૂરી કરવામા સકોચાતા નહોતા એટલે જ્યારે એમના મરણુના સમાચાર છાપામા આવ્યા ત્યારે આખા પ્રાતમાથી દિલસોજીભર્યા તારો અને કાગળો આવવા લાગ્યા એ બધાથી મને ખૂબ ધીરજ મળી. મહાત્માજીના સાત્વના આપનારા શબ્દોની અસર તો થયા વિના રહે એમ હતું જ નહીં

આ બધુ છતા મારે સારુ આ બહુ જ આકરો અને દુ ખનો સમય થઈ પડ્યો. હું કહી ગયો છુ કે ઘરની વ્યવસ્થા સાથે મારે કશીય લેવાદેવા રહેતી નહોતી, બધી દેખરેખ મોટાભાઈ જ રાખતા હતા એટલે લગી કે જ્યારે હુ કમાતો હતો ત્યારે પણુ મારા અગત આરામની અને જરૂરિયાતની ચીજોનું ધ્યાન તેઓ જ રાખતા હતા જ્યારે તેઓ પટના આવતા ત્યારે નોકરને પૂછતા કે મારા કપડા તો બરાબર છે ને? મારા ધોતિયા સારા છે કે જરી ગયા છે? મારી પાસે કેટલા પહેરણુ છે? હુ નાસ્તામા શુ લઉ છુ? વગેરે અને જરૂરિયાત મુજબ એ નોકરને કે મારા ક્લાર્ક મૌલવી શરાફત

હુસેન જેને અમે મુનશીજી કહેતા એમને સૂચનાઓ આપી જતા. હું પણ મારા ખર્ચમાંથી જે કંઈ બચતું એ એમને હવાલે કરી દેતો. અમારી થોડીક જમીનજાગીર હતી એમાંથી મહિને દહાડે ચારસોપાંચસો રૂપિયાની બચત થતી હતી. પિતાજી જમીનજાગીરના કામથી અલગ રહેતા હતા એટલે કેટલીક અવ્યવસ્થા થઈ ગઈ હતી. એથી કરીને આવક હોવા છતાં કયારેક મુશ્કેલી આવી પડતી હતી. હુ પહેલાં જ જણાવી ગયો છું કે જ્યારે મોટાભાઈ પ્રયાગમાં બી. એ. ભણતા હતા ત્યારે પરીક્ષા વખતે એમણે યુનિવર્સિટીની ફી માટે જે રૂપિયા મંગાવેલા એ કોઈ મોટી રકમ નહોતી, છતાં વ્યવસ્થાનો આખો ભાર દીવાન પર હતો અને દીવાન વેળાસર એ ન આપી શકયા એટલે પિતાજીને કરજ કાઢીને રૂપિયા મોકલવા પડેલા. આ તો એક સાધારણ દાખલો ગણાય. રૂપિયાની મુશ્કેલી સદાય રહ્યા કરતી.

બૅંકની છપરાની શાખાના મૅનેજર હતા પણ એમને એટલો પગાર નહોતો મળતો કે ત્યાંનું ખર્ચ કાઢતાં તેઓ કંઈ બચાવી શકે. હું કમાતો હતો ખરો પણ ખરચ પણ સારી પેઠે કરતો હતો. એટલે એ કરજ ચૂકવી ન શકાયું. એક બીજી દીકરીનું લગ્ન આવ્યું. એમાંયે ખરચ થયું. કાકી મરી ગયાં, એમના શ્રાદ્ધમાં ખરચ થયું. પણ એ બધાથી કરજ વધ્યું નહીં, ઊલટો આવકમાં જ થોડો વધારો થયો, કારણ કે કાકીને વરસે બારસો રૂપિયાની આવક જાત્રા સારુ અપાઈ હતી; એ બચવા લાગી. તેમ છતાં કોઈ પણ રીતે ભાર હળવો થયો નહીં. પણ બધાં બહુ આરામપૂર્વક રહેતાં હતાં. બહારનો ઠાઠમાઠ બહુ સારો હતો. નામ અને કીર્તિ ઠીક ફેલાયાં. હતાં મોટાભાઈ ઘણા જ ઉદાર હતા. છૂટથી ખરચ કરતા હતા. કોઈ જાતના વ્યસનમાં કે શોખમાં નહીં પણ બીજા અનેક જાતના ખરચ હતા. એટલે સરસ વ્યવસ્થા હોવા છતાં જૂનું કરજ ચૂકવી ન શકાયું. તેમણે આશા રાખી હતી કે હું એટલા પૈસા કમાઈશ કે સહેજે કરજ ચૂકવાઈ જશે. જ્યારે મેં વકીલાત છોડવાનું નક્કી કર્યું ત્યારે એમની આશાઓ ઉપર પાણી ફરી વળ્યું. છતાં તેમણે મને એક શબ્દ પણ કહ્યો નહીં.

એમને ખબર હતી કે જાહેર સેવા પ્રત્યે મારી રુચિ એમના પ્રોત્સાહનથી જ થઈ હતી. જેટલી બની એટલી એમણે હમેશાં મને મદદ જ કરી. કદી પણ પોતાનો અસંતોષ ન જણાવ્યો. આવી જાતના કામમાંથી વારવાનો વિચાર સરખો પણ પોતાના મનમાં તેઓ નહોતા આવવા દેતા. એટલે પોતાની સઘળી દુન્યવી આશાઓ ઉપર પાણી ફરતું જોઈને પણ તેઓ પ્રસન્ન રહ્યા અને સદાયે મને પ્રસન્ન રાખવાનો પ્રયાસ કરતા રહ્યા. એમણે વિચાર્યું કે બૅંકની નોકરી કરવાથી વધારે આવક થવાની નથી. જો તેઓ ઇચ્છત તો મોટા પગારની નોકરી એમને મળી શકત. કારણ કે કડક મૅનેજર હોવાની એમની ઠીકઠીક ખ્યાતિ હતી; પણ જે બૅંકને સ્થાપવામાં એમણે મદદ કરેલી એ બૅંકને એ કોઈ રીતે છોડવા નહોતા માગતા. વળી એમાં સગવડ પણ હતી. ત્યાં તેઓ નોકરની પેઠે નહીં પણ માલિકની પેઠે કામ કરતા હતા. એટલી મહેનત બીજી કોઈ બૅંકનો નોકર (મૅનેજર) ભાગ્યે જ કરતો હશે. એ સાથે તેઓ ઘણુંખરું દર રવિવારે જીરાદેઈ જતા અને ઘરનું કામકાજ જોઈ આવતા. જાહેર કામોમાં પણ તેઓ પુષ્કળ વખત આપતા. બૅંકના અમલદારો તરફથી એ બાબતમાં એમની સામે કદી વાંધો લેવામાં નહોતો આવતો. એટલા સારુ જ એમણે બૅંકમાંથી છૂટા થવાનું અનુચિત માન્યું; અને બીજી કોઈ રીતે આવક વધારવાનું વિચાર્યું. એટલે એમણે ચોખાની એક મિલ ખોલી.

હું તો કૉંગ્રેસના કાર્યમાં ગૂંથાયો હતો. મિલનું કામ ખૂબ આગળ વધી ગયા પછી મને એ વાતની ખબર પણ થઈ. મોટાભાઈના હાથમાં બૅંકનું કામ, કો-ઑપરેટિવ સોસાયટીનું કામ અને બીજાં એટલાં બધાં જુદાં જુદાં કામો હતાં કે તેઓ મિલના કામમાં જાતે દેખરેખમાં વખત ન આપી શક્યા. એમણે બીજાઓ ઉપર ભરોસો રાખ્યો. બીજા લોકો અનુભવને વાંકે, આળસને લીધે કે બીજા કોઈ કારણે સારી વ્યવસ્થા ન કરી શક્યા. મિલમાં પૈસાની તંગી પડવા માંડી. ડાંગરની મોસમ પસાર થયે જતી હતી. જો એ વખતે ડાંગર ખરીદી ન લેવાય તો ફાયદો ન થાય. છતાં આશા રાખવામાં આવતી હતી કે જો કોઈની પાસેથી રૂપિયા લઈને આ કામમાં રોકવામાં આવે તો મોસમ ઊતર્યા પછી ચોખા વેચાયે એ રૂપિયા પાછા મળી રહે અને શાહુકારને ચૂકવી દેવાય. બજારની રૂખ એવી જણાતી હતી કે મૂડીનું વ્યાજ આપ્યા પછી પણ સારો ફાયદો રહેશે. એમણે એ વાત માની લીધી અને મને શેઠ જમનાલાલજી પાસેથી એક મોસમ પૂરતા થોડા રૂપિયા લાવી આપવાનું કહ્યું. શેઠજીએ હા પાડી. રૂપિયા આવી ગયા. મિલ ધમધોકાર ચાલવા માંડી. ચોખા તૈયાર થયા પહેલાં જ વેચાઈ જતા. ગ્રાહકોની ભીડ જામેલી રહેતી. બધાને લાગતું હતું કે પુષ્કળ નફો થશે. મિલના સંચાલક ગૃહસ્થે કિંમત કાઢવામાં જ ભૂલ કરી હતી. પડતર ભાવ કરતાંયે ઓછે દરે ચોખા વેચાઈ રહ્યા હતા. એ સ્થિતિમાં ખરીદનારાઓ તૂટી પડે એ કંઈ નવાઈની વાત નહોતી. જેટલા વધારે ચોખા તૈયાર થતા અને વેચાતા એટલી જ ઘટની રકમ વધતી જતી. શેઠજીના રૂપિયા આવવાને કારણે હુંયે એમાં થોડો રસ લેવા લાગ્યો. એક દહાડો હું મિલમાં ગયો, ત્યાં બેસીને હિસાબ તપાસ્યો, તો જણાયું કે પડતર ભાવ કરતાંયે ઓછે ભાવે ચોખા વેચાય છે. મૅનેજરે મારી વાત માની નહીં, આખરે મોટાભાઈને પણ વખત આપવો પડ્યો. એમણે પણ હિસાબ ગણી જોયો અને જોયું કે ઘણું નુકસાન થઈ ચૂક્યું છે. પરિણામ એ આવ્યું કે શેઠજીના રૂપિયા વખતસર પાછા ન આપી શકાયા. ધીમે ધીમે થોડાઘણા ચૂકવાયા પણ ઘણા બાકી રહ્યા.

જ્યારે આ સ્થિતિની ખબર પડી ત્યારે અમે બન્ને ખૂબ ઉદાસ થયા; પણ કંઈ કરી શકીએ એમ નહોતું. તકાદો ચાલતો રહ્યો, પરંતુ રૂપિયા ભરી ન શકાયા. શેઠજીના એક મારવાડી મિત્ર શ્રી બૈજનાથ કેડિયા બિહારમાં કોઈક જગાએ જમીન લઈને ખેતી કરવા ઇચ્છતા હતા. એક વાર શેઠજી અને કેડિયાજી બન્ને જીરાદેઈ આવ્યા. મારી જમીનદારીમાં સિત્તેર એંશી વીઘાં જમીન અંગત ખેડાણની છે. એમાં ડાંગર, ઘઉં, શેરડી વગેરે બધી જાતનો પાક

થાય છે. મારા મકાનથી લગભગ એક માઈલની અંદર જ એ જમીન છે. શેઠજીનું તથા બીજું કરજ મળીને અમારા ઉપર સાઠથી પાંસઠ હજાર રૂપિયા થતા હતા. એ જમીન અને મકાન અમે તેમને વેચી દઈએ તો તેઓ અમારું બધું કરજ ચૂકવી આપવા તૈયાર થયા. અમારું એ મકાન પાકું અને ભભકાબંધ છે. એ બંધાવેલું તો અમારા દાદાના વખતમાં, પણ મોટાભાઈએ કેટલાય હજાર ખર્ચીને એમાં સુધારાવધારો કર્યો હતો અને એના થોડા ભાગમાં બે માળ કરાવ્યા હતા. જો મકાન અને ઝીરાતની જમીન એ વખતે અમે વેચી નાખત અને એ રીતે કરજમાંથી છૂટી જાત તો દરેક રીતે સારું હતું. એ પછી પણ ઓછામાં ઓછી પાંચસો રૂપિયા માસિક આવકની જમીનદારી અમારી પાસે અકબંધ બાકી રહેત. એટલું ખરું કે બીજે કયાંક ઘર બનાવવું પડત પણ એ વખતે મોટે ભાગે ઘરના લોકો છપરામાં રહેતા હતા. અમારી પોતાની જમીનદારીમાં નાનકડું ઘર બનાવરાવી લેવું મુશ્કેલ ન હતું. મને શેઠજીની સલાહ ગમી ગઈ, અને મેં ભારપૂર્વક કહ્યું કે કરજ ચૂકવવા માટે આથી સારો બીજો કોઈ ઉપાય અત્યારે નથી; એટલે આ નિર્ણય કરી નાખવો જોઈએ.

શેઠિયાઓ સાથે વાતચીત થઈ. તેઓ તો રાજી હતા જ. શેઠ જમનાલાલ બજાજે પણ એ બોજો ઉતારી નાખવાને ઘણા આગ્રહપૂર્વક કહ્યું; અને સમજાવ્યું કે એમ નહીં કરીએ તો આગળ ઉપર એ ગળે ટૂંપો થઈ પડશે. મોટાભાઈને બાપદાદાના બનાવેલા અને અમારા બધાના જન્મસ્થાન એવા એ જૂના મકાનને વેચી નાખતાં બહુ જ સંકોચ થયો; પણ લાચારીથી કંઈક તૈયાર થયા. પછી ઘરની સ્ત્રીઓ, બાબુ મથુરાપ્રસાદ વગેરે મિત્રોની સલાહથી પ્રેરાઈને એ મકાન અને ખેતર વેચવાને તૈયાર ન થયા. એ મામલો એટલેથી જ અટક્યો. બાપદાદાનું મકાન અને ગણોતનું ખેતર તો ન વેચાયું પણ થોડાક જ દિવસમાં બીજા શાહુકારોનો એટલો તકાદો થયો કે જમીનદારીનો ઘણો ભાગ વેચવો પડ્યો.

ચોખાની મિલની ખોટમાં દબાયા તો હતા જ તેથી એમણે કંઈક બીજો વેપાર કરવાનું વિચાર્યું. છપરામાં વીજળીનું કારખાનું ખોલવાની ગોઠવણ કરી. ૧૯૩૦માં જ્યારે હું જેલમાં હતો ત્યારે એ વાત નક્કી થઈ. અમારી પાસે રૂપિયા તો હતા જ નહીં, એટલે છપરા ઇલેક્ટ્રિક સપ્લાય કંપની સ્થાપવામાં આવી. સરકારે મોટાભાઈને જ લાઇસન્સ આપ્યું, કંપનીને ન આપ્યું. એટલે વીજળીનું કારખાનું એમણે જ ઊભું કર્યું. એ રૂપિયા કરજના હતા. કંપનીએ થોડાક બેંક પાસેથી લઈને એમને આપ્યા. થોડાક શેર વેચીને અને થોડાક અંગત જવાબદારી ઉપર કરજ કાઢીને

એમણે રૂપિયાનું રોકાણ કર્યું. પહેલાંનું અને નવું કરજ મળીને બહુ દેવું થઈ ગયું. પોતાના મૃત્યુ પહેલાં જ એક બે વર્ષ એમણે આશરે બાવીસસો રૂપિયાની વાર્ષિક આવકની જમીનદારી વેચી નાખવી પડી, એમ છતાં હજી બધું કરજ ચૂકવાયું નહોતું. શેઠ જમનાલાલજીના રૂપિયા બાકી રહી ગયા હતા. બીજા પણ કેટલાયે રૂપિયા આપવા બાકી હતા. મને શેઠજી સિવાયના બીજા કરજની ખબર નહોતી. જ્યારે જમીનદારી વેચાઈ હતી ત્યારે મેં માની લીધેલું કે હવે બોજો હળવો થયો હશે; પણ એમ બને એમ ક્યાં હતું? કેટલુંક તો ખર્ચને કારણે અને કેટલુંક આવી જાતના વેપારને કારણે કરજ વધતું જ ગયું. ક્યારેક ક્યારેક તેઓ કહેતા કે વીજળીના શૅર વેચાઈ જાય અને એમાં રોકાયેલી મૂડી છૂટી થાય તો બોજો હળવો થાય એમ છે, પણ એયે એમણે આશાવાદી હોવાથી જ કહ્યું હતું. થોડાક શૅરો વેચવાની મહેનત કરવામાં આવી, પણ વીજળીના કારખાના ઉપર કંપનીના હકો જ નહોતા એટલે શૅરો વેચવામાં મુશ્કેલી આવી. આ પ્રમાણે માથા ઉપરના કરજનો ભારે બોજો વધતો જ ગયો. વ્યાજ પણ વધતું ગયું અને એ ચૂકવવાની કશી સામગ્રી નજરે પડતી નહોતી. છોકરાઓમાં મારો ભત્રીજો ઈંગ્લંડથી લોઢું બનાવવાનું કામ શીખીને આવ્યો હતો અને એને તાતા કંપનીમાં જગા મળી ગઈ હતી. ત્યાં એને આશરે ત્રણસોથી સાડાત્રણસો મળતાં પણ ત્યાંનો ખરચ તથા કુટુંબીઓ ત્યાં જઈને રહે તેનો ખરચ એટલો બધો હતો કે તે ઝાઝું બચાવી શકતો ન હતો. મોટાભાઈ જેવી રીતે મારી પાસે કશું જ માગતા નહોતા અને મને આર્થિક ચિંતામાં નાખતા નહોતા એવી જ રીતે એની પાસે પણ કશું માગતા કે એને કશું કહેતા નહોતા. મોટાભાઈ ગુજરી ગયા પછી અમને ખબર પડી કે અમે કેટલા બધા ઊંડા પાણીમાં ઊતરી ગયા છીએ. લોકોનો એમના ઉપર એટલો બધો ભરોસો હતો કે કશું લખ્યા કર્યા વિના લોકોએ તેમને હજારો રૂપિયા ધીર્યા હતા. જો તેઓ જીવ્યા હોત તો કોણ જાણે બીજા કેટલાય હજાર લોકોએ એમને ધીર્યા હોત.

એમના ગુજરી ગયા પછી જ્યારે એ બધું જોવાનો મારે પ્રસંગ આવ્યો ત્યારે પહેલાં તો કોને કેટલા દેવાના છે અને કોની પાસેથી કેટલા લેવાના છે એની જ મને ખબર ન પડી. હું છપરા રોકાઈ ગયો. એમના એક ભરોસાપાત્ર બૅંકના નોકર હતા. તેઓ એમની અંગત લેવડદેવડની પણ પૂરેપૂરી જાણ રાખતા હતા. એમણે મને થોડુંક જણાવ્યું અને પછી શાહુકાર લોકો પણ એકેએક મારી પાસે આવીને કહેવા લાગ્યા. જ્યારે મને કેટલું દેવું છે એની પૂરેપૂરી જાણ થઈ ત્યારે હું બહુ મૂંઝાઈ ગયો,

કારણ કે બધુ વેચી નાખવા છતા બધાનું કરજ ચૂકવી આપવુ મુશ્કેલ હતું જો જમીનની સારી કિમત ઊપજે તો કદાચ બધુ અદા કરી શકાય એમ હતું ખરુ, પણ હવે જમીનની સારી કિમત કોણ આપવાનું હતું અને તેયે ઉતાવળે વેચવી હોય ત્યારે' માથે કરજનો આવડો ભાર રાખવો એ મારે માટે અસહ્ય હતું હું ઇચ્છતો હતો કે લેણદારો કોઈ રીતે બધી જમીનદારી લઈ લે અને અમને છૂટા કરવાની મહેરબાની કરે, પણ બધા શાહુકારો જમીનદારી લેવા નહોતા ઇચ્છતા મે બધાને કહ્યુ કે હું કઈક ને કઈક ગોઠવણ કરીને એક વરસની અદર રૂપિયા ચૂકવી દેવાનો પ્રયત્ન કરીશ અને જે જમીનદારી લેવા ઇચ્છે એમને તો તરત લખાણ કરી આપવાને તૈયાર છુ લોકોને મોટાભાઈ ઉપર એવો ભરોસો ને પ્રેમ હતા તથા મારા ઉપર પણ એટલો વિશ્વાસ હતો કે બધાએ જરાયે અચકાયા વિના મારી વાત માન્ય રાખી મારો વિચાર હતો કે હવે બધુ કામકાજ છોડીને હુ જમીનદારી વેચવાના કામમા મડી જાઉ અને એ બોજો ઉતારીને જ જાહેર કામમા પાછો આવુ

## ૧૧૧

## કરજમાંથી છુટકારો અને મુંબઈ કોંગ્રેસ

એટલામા મુબઈમા ભરાનારી કોંગ્રેસનો વખત પાસે આવ્યો અને પ્રમુખ તરીકે મારુ નામ આવ્યુ કરાચી કોંગ્રેસ પછી ઓરિસામા થનારી કોંગ્રેસના પ્રમુખપદ માટે પણ મારુ નામ આવ્યુ હતુ અને એક રીતે હુ ચૂટાઈ પણ ગયો હતો પરતુ સત્યાગ્રહ શરૂ થઈ જવાને લીધે એ કોંગ્રેસ થઈ જ નહીં હવે જ્યારે રીતસરની કોંગ્રેસ થવાની હતી ત્યારે સ્વાભાવિક રીતે જ લોકોને હુ પ્રમુખ થાઉ એ ઠીક લાગ્યુ એ ઉપરાત ધરતીકપ સ કટ નિવારણના કામને લીધે પણ આખા દેશમા મારા પ્રત્યે ઘણો પ્રેમ અને વિશ્વાસ વધી ગયા હતા ગાધીજી પણ હુ પ્રમુખ થાઉ એમ ઇચ્છતા હતા

મોટાભાઈના મૃત્યુના આઘાતથી હું ઘવાયેલો તો હતો જ, તેમા વળી કરજના ભારની જાણ થતા હું વધારે ઢીલો થઈ ગયો હતો એવી સ્થિતિમા કોંગ્રેસના પ્રમુખપદનો ભાર ઉપાડવાનુ મને અનુચિત અને અશક્ય લાગ્યુ મહાત્માજી તરફથી શ્રી મહાદેવ દેસાઈએ મને લખ્યુ કે ધરતીકપ અગેના કામથી સતોષ પામીને દેશ મારા પ્રત્યે વિશ્વાસ અને શ્રદ્ધા બતાવવા ઇચ્છે છે, મારે એ ભાર ઉપાડવો એ ઉચિત જ છે કરજની

બાબતમાં શેઠ જમનાલાલજીની સાથે કેટલીક વાત થઈ છે, તેઓ જોશે. કદાચ ત્યાં એમ માનવામાં આવેલું કે એમનું જ કરજ મારા ઉપર વધારે છે એટલે કોઈક ઉપાય શોધીને તેઓ કંઈક વ્યવસ્થા કરશે. શેઠજી એક વાર મારે ઘેર કુટુંબીઓને મળવા માટે જીરાદેઈ આવ્યા. ઘરનાં માણસો સાથે પણ એમને ઘણો પ્રેમ થઈ ગયો હતો. મારાં ભાભી, મારી પત્ની અને બે પુત્રવધૂઓ ઘણા દિવસો સુધી સાબરમતી આશ્રમમાં રહ્યાં હતાં. ત્યાં એમની જોડે ઓળખાણ થઈ ગઈ હતી, એટલે મોટાભાઈના ગુજરી ગયા પછી ખરખરો કરવાને તેઓ આવ્યા હતા. ઘરની બધી સ્થિતિ અને કરજની બધી વાત એમણે સાંભળી હતી. એમનું ધારવું હતું કે બધી જમીનદારી જો સારી કિંમતે વેચાઈ જાય તો બધું કરજ ચૂકવી શકાય; પણ જમીનદારીની લાલચ સમૂળગી છોડી દેવી પડે. હું એમ કરવા રાજી હતો જ; એટલે મહાત્માજીએ એમનો હવાલો આપીને અને કરજની ચિંતા એમના ઉપર મૂકી દઈને કોંગ્રેસનો ભાર ઉપાડવાનું કહ્યું. આ બાજુ શાહુકારોએ પણ મને એક વરસની મુદ્દત આપી જ હતી, એટલે મેં પ્રમુખપદનો ભારે બોજો સ્વીકાર્યો. શાહુકારો જોડે હિસાબ કરીને કુલ કેટલું દેવું છે એ જાણવા અને શાહુકારોમાંથી કેટલા જમીનદારી લેવાને તૈયાર છે એ જાણી લેવા શેઠજીએ પોતાના મુનીમને મોકલ્યો.

પણ મારી વિટંબણાનો હજી આરો આવ્યો ન હતો. મારા ભત્રીજા જનાર્દનનો એક બાળક હતો. એ છ વરસનો હતો. પહેલાં હું જણાવી ગયો છું એ મુજબ ઘરમાં બધા એના ઉપર બહુ હેત રાખતાં હતાં. મને પણ એના ઉપર ઘણું જ વહાલ હતું. એને તાવ આવી ગયો. કદી કદી એને માથામાં દુખાવો થઈ આવતો હતો. મોટાભાઈ ગુજરી ગયા ત્યારે એ પોતાની મા સાથે જમશેદપુરથી આવ્યો હતો. એનો ઉપચાર કરવા માટે હું એને પટના લઈ આવ્યો. અહીં એને ટાઇફોઈડ થઈ ગયો. અઠ્ઠાવીસ દિવસ માંદો રહીને એ ચાલતો થયો. એનો અમને સખત આઘાત લાગ્યો. મોટાભાઈ પણ ગુજરી ગયા હતા અને હવે આ નીવડે એવો બાળક પણ ચાલ્યો ગયો. આ બધાં કારણે હું બહુ દુઃખી થઈ ગયો હતો, પણ મેં કોંગ્રેસનું પ્રમુખપદ સ્વીકારી લીધું હતું એ એક રીતે સારું જ થયું. એમાં મન ખૂંચી ગયું. અને હવે ઘરની ચિંતા કરવાનો વખત જ ન રહ્યો. કોંગ્રેસના પ્રમુખપદની વાત કરવા પહેલાં ઘરની વાત પૂરી કરી દઉં એ બરાબર છે. જોકે આ પ્રકરણ પ્રમુખપદ પછી પણ કેટલાક દિવસ સુધી ચાલતું રહેલું.

કરજનો આખો હિસાબ તપાસાઈ ગયો અને શેઠજીને એનો રિપોર્ટ આપવામાં આવ્યો. એટલે પછી જે શાહુકારો તૈયાર થયા એમને જમીનદારી

વેચી દેવામાં આવી. એક જણ સિવાય લગભગ બધા શાહુકારો બહુ સારી રીતે વર્ત્યા. એક ગૃહસ્થે બહુ કસીને વ્યાજ લીધું. દેવું ચૂકતે કરતી વખતે બધા શાહુકારો કંઈક છૂટછાટ મૂકે છે, પણ એ ભાઈએ એક પૈસાનીયે છૂટ ન મૂકી. બીજા બધાઓએ મોટાભાઈના ગુજરી ગયા પછી હિસાબ ચૂકવ્યો તે દિવસ સુધીનું એટલે કે સાતઆઠ મહિનાનું વ્યાજ ન લીધું. કેટલાકોએ એના કરતાંયે થોડી વધારે છૂટ મૂકી. જમીનદારી વગેરેનો મોટો ભાગ વેચી નાખવા છતાં જે થોડક શાહુકારો જમીનદારી લેવા નહોતા ઇચ્છતા એનું અને શેઠજીનું લેણું બાકી રહી ગયું. બાકી રહેલી બધી જમીનદારી શેઠજીને ગીરે લખી આપી. અને એમણે બીજા શાહુકારોને રોકડા રૂપિયા ચૂકવી આપ્યા. શેઠજી એ વખતે પોતાની પાસેથી બધા રૂપિયા આપી શકે એમ નહોતા, એટલે એમણે થોડા પૈસા શેઠ ઘનશ્યામદાસ બિરલા પાસેથી અપાવ્યા અને થોડાક એમણે પોતે આપ્યા. આવી રીતે આખું કરજ ચૂકવાઈ ગયુ, પણ અમારી જમીનદારીમાંથી જરા પણ જમીન બચી નહીં. શેઠજીને બિહારમા જમીન તો લેવી નહોતી પણ એ વખતે એમણે એવા ઇરાદાથી જમીન લખાવી દીધેલી કે ધીમે ધીમે એ જમીન વેચીને લેણું ચૂકવી દેવાશે. ઘનશ્યામદાસજીનો પણ એ જ વિચાર હતો. આ પ્રમાણે હુ કરજના બોજામાંથી છૂટચો.

"તોયે, જમીનદારી વેચીને બંને શેઠના પૈસા ચૂકવવાના હતા અને ન ચૂકવાય ત્યાં સુધીનું વ્યાજ આપવાનું હતું. હવે અમે ઘરખર્ચ માટે જમીનદારીની આવકમાંથી એક પાઈ પણ લઈ શકીએ એમ નહોતા. ઝીરાતની જમીન પણ ગીરે મુકાઈ ગઈ હતી. છતાં એ બધી જમીન અમારે ખેડવાની હતી અને પેલા લોકોને વર્ષે દહાડે વ્યાજ ચૂકવવા રહેવાનું હતું. જમીનદારીનું ગણોત ઉઘરાવવાનો ઇજારો એમણે મારા નાના દીકરા ધનુનો નામે લખી આપ્યો હતો. જોકે આ મુજબ શેઠજી જ કાયદેસર ગીરે રાખનાર હતા તોયે જમીનદારી અને ઝીરાત અમારા જ કબજામાં રહી. એમને તો ફક્ત વરસે દહાડે વ્યાજ જ મળવાનું હતું અને બને એટલું મુદ્દલ પણ ચૂકવતા જવાનું હતું. છોકરાઓ થોડુંઘણું કમાઈ રહ્યા હતા એટલે ખોરાકી ખર્ચ માટે જમીનદારી ઉપર આધાર રાખવાની જરૂર નહોતી. બાકી રહેલી જમીનદારી વેચી નાખવાનો પણ મેં પ્રયત્ન કર્યો, પરંતુ એની કિંમત ઘટતી જ જતી હતી. કૉંગ્રેસ પ્રધાનમંડળ આવ્યું ત્યારે એણે ગણોત ઓછું કર્યું, એટલે અમારી આવક પણ ઘટી ગઈ. હવે જમીનદારીની એ કિંમત કે એ પ્રતિષ્ઠા રહી નહીં, એટલે હજી એ જમીનદારી વેચાઈ નથી. પણ હું કેવળ એના વેચાણને જ ભરોસે

બેસી નહોતો રહ્યો. મારા વકીલાતના જમાનામાં મેં ચંપારણમાં કેટલીક જમીન લીધી હતી. એની નજીકમાં જ ખાંડનું કારખાનું થવાને લીધે શેરડીના પાકમાંથી થોડા પૈસા મળવા માંડ્યા હતા. જીરાદેઈ પાસેની ઝીરાતની જમીનમાંથી પણ શેરડીના પૈસા આવવા માંડેલા. થોડુંક જનાર્દનની કમાણી-માથી, થોડુંક ધન્નુના શેરડીના ધજારાની બચતમાંથી, થોડુંક ઘરના જૂના કીમતી શાલદુશાલા વગેરે વેચીને અમે વ્યાજ અને મુદ્દલ ચૂકવવાનું શરૂ કરી દીધું. એટલે કે જે કંઈ મળતું અને જે કંઈ બચતું એ બધું જ એ હિસાબમાં આપી-દેવાતું. એ રીતે અત્યાર સુધીમાં એ કરજની ઠીક ઠીક રકમ ચૂકવાઈ ગઈ છે, છતાં હજી થોડી રકમ બાકી છે. વ્યાજ નિયમિત ચૂકવાતું રહ્યું છે. હવે મને આશા છે કે થોડા દિવસમાં મુદ્દલ પણ જમીન દારી વેચ્યા વગર જ ચૂકવાઈ જશે મારા ઉપર જ્યારે કરજનો આટલો બધો ભાર મેં જોયો તે સમય મારે માટે અંધકારમય હતો. શેઠ જમનાલાલજીની ચતુરાઈ અને ઉદારતાએ મને ઉગાર્યો અને ઘનશ્યામદાસની મદદ લઈને એમણે મારા માથા ઉપરનો બોજો હળવો કર્યો. જમીન તો ન બચી પણ આબરૂ બચી ગઈ, સાખ બચી ગઈ, બધા શાહુકારોનો અમારા ઉપર જે વિશ્વાસ હતો એ પણ જળવાઈ રહ્યો અને એની સાથે સાથે દેશના મહત્ત્વના કામનો બોજો ઉપાડવાની શક્તિ પણ સચવાઈ રહી.

મોટાભાઈ જતાં એમનું સ્થાન શેઠ જમનાલાલજીએ લીધું હું પહેલાંની જેમ અલ્લડ જ રહ્યો. શેઠજી પ્રત્યે શબ્દો વડે હું કૃતજ્ઞતા દર્શાવી શકું એમ નથી. સાથે સાથે હું મારા ભત્રીજા જનાર્દનને તેમ જ મારા બન્ને દીકરા મૃત્યુંજય અને ધનંજયને પણ હૃદયના આશીર્વાદ આપું છું કે કરજની વિપત્તિના એ કઠણ કાળમાંયે એમણે ધીરજ ખોઈ નહીં. એમણે પ્રસન્નતાથી રમતવાતમાં ઘરનું સઘળું આપી દીધું. એક રીતે આ બધો ભાર ઉપાડવો અને એ કરજ ચૂકવવા માટેના દસ્તાવેજ ઉપર સહી કરવી એ જ એમનું પહેલું સાહસ હતું. એમણે કદી પણ ફરિયાદ નથી કરી કે મોઢું નથી ચઢાવ્યું. હવે તેઓ પોતાનું કમાય છે અને ખાય છે. હજુયે તેઓ જે થોડોક બોજો રહી ગયો છે એ ચૂકવી દેવાની ફિકરમાં છે. આટલી હિંમત અને ધીરજને માટે તેઓ મુબારકબાદીને પાત્ર છે. ઈશ્વર એમનું કલ્યાણ કરશે. વળી પાછા સારા દિવસો આવતા દેખાય છે.

મુંબઈ કોંગ્રેસના દિવસો પાસે આવી લાગ્યા. ૧૯૩૧ના માર્ચ પછી કોંગ્રેસનું આ કાયદેસર અધિવેશન થવાનું હતું. એ દરમિયાન બીજી વારનો

સત્યાગ્રહ થઈ ચૂક્યા હતા બ્રિટિશ સરકારે સુધારાઓ વિશેની પોતાની નીતિ શ્વેતપત્ર તરીકે જાહેર કરી દીધી હતી તે અનુસાર જ વિલાયતમા નવું બધારણુ ઘડાઈ રહ્યું હતુ હવે કોગ્રેસ ગેરકાયદેસર સસ્થા ન હતી નના બધારણુની બાબતમા કોગ્રેસને પોતાનો મત આપવાનો હતો એની સાથે સાથે ૧૯૩૪ના નવેમ્બર મહિનામા જ, એટલે કે કોગ્રેસના અધિવેશન પછી થોડાક જ અઠવાડિયામા મધ્યસ્થ ધારાસભાના સભ્યોની ચૂટણી થવાની હતી તે બાબતમા પણુ કોગ્રેસને છેવટનો ચુકાદો આપવાનો હતો ભવિષ્યના બધારણુ માટેનું ધોરણુ પણુ એને નક્કી કરવાનું હતુ એટલે એ અધિવેશનનું મહત્ત્વ સારી પેઠે હતુ. રિવાજ પ્રમાણે મે મારુ ભાષણુ લખ્યુ, પણુ હજી એ પૂરું નહોતુ થયુ મે ધારેલુ કે થોડાક વહેલો હું વર્ધા ચાલ્યો જઈશ અને ત્યા એકાતમા બેસીને એ પૂરું કરી લઈશ ત્યા ગાધીજીની સાથે પણુ વાતો કરી લેવાની તક મળશે જેટલુ ભાષણુ મે લખ્યુ હતુ એમા સૂચવાયેલા બધારણુની ઘણી ટીકા હતી મે ડાક્તર સચ્ચિદાનદ સિહને એ દેખાડ્યુ અને પૂછ્યુ કે સરતચૂકથી કે અજાણુમા મે ક્યાય કંઈ ભૂલ તો નથી કરીને ? એમણે એ તપાસ્યુ અને મને ખાતરી આપી કે મે કરેલી ટીકા બરાબર છે અને એમા ક્યાય ભૂલ નથી હું પટનાથી જમશેદપુર ગયો. ત્યાથી વર્ધા જવાનું હતુ પણુ ત્યા મને તાવ અને દમનો હુમલો થઈ આવ્યો એટલે ત્યા રોકાઈ જવુ પડ્યુ. સાજો થયા પછી વર્ધા ગયો ત્યાના મજાના હવાપાણીમા હું તરત સારો થઈ ગયો ભાષણુ પણુ ત્યા પૂરુ કરી શક્યો.

## ૧૧૨
# મુંબઈમાં કૉંગ્રેસની તૈયારી અને કાર્ય

કૉંગ્રેસની બેઠકની તૈયારીઓ માટે મુબઈના લોકોને બહુ ઓછો વખત મળ્યો હતો છતાંય એમણે વિશાળ પાયા ઉપર બહુ સારી વ્યવસ્થા કરી હતી. જેવી રીતે રિલીફ કમિટી માટે પૈસા ભેગા કરવામાં લોકોને ઉત્સાહ આવ્યો હતો એવી જ રીતે આ બેઠકની તૈયારી માટે પણ લોકોમાં ખૂબ ઉત્સાહ આવ્યો હતો. લોકોને એમ હતું કે કૉંગ્રેસ મરી નથી ગઈ એમ આપણે બતાવી દેવું જોઈએ. એમણે એક કૉંગ્રેસનગર વસાવ્યુ હતું. ત્યાં જ દરિયાકાંઠે ખુલ્લા મેદાનમાં આકાશ નીચે અધિવેશનને સારુ આશરે એક લાખ માણસો સમાઈ શકે તેવો વિશાળ મંડપ બનાવ્યો હતો. ખાદી-પ્રદર્શન માટે પણ એટલી વિસ્તૃત અને સુંદર ગોઠવણ કરી હતી. સભાપતિના સ્વાગતને સારુ ખાસ પ્રબંધ હતો મને નાગપુર મેલમાંથી કલ્યાણના સ્ટેશને ઉતારવામાં આવ્યો. ત્યાં હાથમોં ધોઈ, નાસ્તોપાણી કરી હું તૈયાર થઈ ગયો. કલ્યાણમાં જ અનેક સંસ્થાઓ તરફથી મને માનપત્ર આપવામાં આવ્યું. ત્યાંથી હુ ઘરના માણસો તથા મિત્રો સાથે સ્પેશ્યલ ટ્રેનમાં ગયો. શ્રી દીપનારાયણસિંહ કલ્યાણ સ્ટેશને ઊતરી ગયા અને મારી સાથે થયા. બહુ લાંબા સમયથી તેઓ મારા ઉપર કૃપાદૃષ્ટિ રાખતા આવેલા. મને પ્રમુખ થયેલો જોઈ એમનો આનંદ ઊભરાઈ જતો હતો, એટલે તેઓ ખાસ ત્યાં ઊતરીને મારી સાથે થઈ ગયા હતા.

બહુ ધામધૂમથી હુ મુબઈ પહોંચ્યો. જ્યા જ્યા ગાડી રોકાઈ ત્યાં ત્યાં સ્વાગત કરનારાઓની ભીડ હતી. ફૂલના હારોથી ડબો ભરચક થઈ ગયો. લોકોએ તરેહતરેહની ચીજો ભેટ આપી. મુબઈ સ્ટેશને એટલી બધી ભીડ હતી કે મને ઉતારીને વાહન સુધી લઈ જવાનું મુશ્કેલ હતું. ચાર ઘોડાની ગાડીમાં બેસાડીને મારું સરઘસ કાઢવાની ગોઠવણ કરી હતી મારામાં કમજોરી હતી, પણ લોકોની ઇચ્છા તથા સ્વાગત સમિતિના નિર્ણય અને ગોઠવણ વિરુદ્ધ કશુંય કરવુ અશક્ય હતું. એટલે શ્રીમતી સરોજિની નાયડુ, શ્રી નરીમાન તથા મારી પત્ની સાથે હુ ગાડીમા બેસીને સરઘસમાં નીકળ્યો. એ દિવસ સુધી ઘણા લોકોને એ ખબર નહોતી કે મારે સ્ત્રી છે, કારણ કે મારી સાથે એ કદી સભા વગેરેમાં આવતી નહોતી. એ દિવસે

પણ જો શ્રીમતી નાયડુ એને સાથે ન લેત તો તે કદાચ બીજાઓની સાથે સીધો ઉતારે ચાલી જાત.

સરઘસ બહુ લાંબું હતું. શહેરની તૈયારીઓ અનેરી હતી. લોકોની ભીડ પણ એવી જ હતી. બધા દુકાનો શણગારેલી હતી. સ્થળે સ્થળે લોકોએ સુંદર કમાનો બનાવી હતી. બજારમાં જ્યાં જે વસ્તુની પ્રધાનતા હતી ત્યાં સજાવટમાં ને કમાનોમાં એ વસ્તુની પ્રધાનતા તરી આવતી હતી. રૂ બજારની કમાનો રૂની ગાંસડીઓ વડે બનેલી હતી. મેં સાંભળ્યું કે એ બહુ વિશાળ કમાનમાં લાખ રૂપિયાથીયે વધારે કિંમતની ગાંસડીઓનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આખે રસ્તે અસંખ્ય જગ્યાએ લોકોએ ફૂલ, હાર, આરતી વગેરેથી સ્વાગત કર્યું. કેટલીયે વસ્તુઓ ભેટ આપી, એ બધી વસ્તુથી આખી ગાડી ભરાઈ ગઈ હતી. લોકોનું કહેવું હતું કે એ પહેલાં મુંબઈમાં કદી પણ કોઈનું આવું સરઘસ કે સ્વાગત થયું ન હતું. ૧૯૧૮માં જ્યારે હસન ઇમામ સાહેબ ખાસ કૉંગ્રેસના પ્રમુખ તરીકે આવેલા ત્યારે એમનું બહુ સ્વાગત થયું હતું, પણ આ વેળાની તૈયારી એના કરતાં ઘણી વધારે હતી; કારણ કે ૧૯૧૮ની સરખામણીમાં લોકોમાં વધારે જાગૃતિ આવી હતી. લગભગ ત્રણ કલાકથીયે વધારે વખત એ સરઘસ ચાલ્યું. છેવટે કૉંગ્રેસભવન આગળ થઈને કૉંગ્રેસનગરમાંના મારે ઉતારે મને પહોંચાડવામાં આવ્યો. હું બહુ જ થાકી ગયો હતો પણ માંદો ન પડ્યો.

બીજા દિવસથી અખિલ ભારત મહાસમિતિની અને વિષયવિચારિણી સમિતિની બેઠક થવાની હતી. મહાત્માજી તથા બીજા નેતાઓ પણ આવી પહોંચ્યા. વિષયવિચારિણી સમિતિની બેઠકમાં બહુ ગરમાગરમ ચર્ચા ચાલી. અનેક વસ્તુઓ એવી બની હતી કે એવી ચર્ચા થાય એ સ્વાભાવિક હતું. કૉંગ્રેસ અધિવેશનથી થોડા વખત પહેલાં ગાંધીજીએ એક નિવેદન બહાર પાડ્યું હતું. એમાં એમણે એમ કહેલું કે તેઓ પોતે કૉંગ્રેસમાંથી નીકળી જશે અને એની જે કંઈ સેવા કે મદદ થઈ શકશે તે તેઓ બહાર રહીને જ કરશે. એ સાથે એમણે એ પણ કહેલું કે કૉંગ્રેસના બંધારણમાં ફેરફાર કરવો જરૂરનો છે; જેથી એ વધારે ચુસ્ત અને જનતાનું પ્રતિનિધિત્વ ધરાવનારી સંસ્થા બને. મહાત્માજીના આ વિચારથી દેશમાં એક જાતનો ખળભળાટ થયો હતો. જોકે મહાત્માજીએ પૂરેપૂરું આશ્વાસન આપ્યું હતું કે તેઓ બહાર રહીને પણ કૉંગ્રેસને પૂરી મદદ કરી શકશે અને એમના એમ ખસી જવાને લીધે કૉંગ્રેસમાં નબળાઈ ન આવતાં એની શક્તિ વધશે. પણ લોકોને તે આશ્વાસનથી સંતોષ થતો ન હતો. મેં મારા

આપણમાં મહાત્માજીના આ નિર્ણયને ટેકો આપ્યો હતો, પણ મહાસમિતિના સભ્યો આથી બહુ નારાજ હતા.

હું માનતો હતો કે આ નિર્ણય કોંગ્રેસને નબળી બનાવવાને સારુ કે એને ટીકાપાત્ર કરવાને સારુ કરવામા આવ્યો નથી. આપણે જ્યારે જોઈશે ત્યારે એમની સલાહસૂચના મેળવી શકશું, અને મહત્ત્વની બધી બાબતોમાં એમની પાસેથી આપણને માર્ગદર્શન મળ્યા કરશે. પણ તેઓના ખસી જવાથી એક વાત જરૂર થવાની ખરી, કે બાકીના આગેવાનોને જોઈ વિચારીને પોતાની ઉપર સઘળા નિર્ણયોની જવાબદારી લેવી પડશે. બન્યું છે એવું કે જ્યારથી કોંગ્રેસની અંદર ગાંધીજીએ પ્રવેશ કર્યો છે ત્યારથી એમના વ્યક્તિત્વ આગળ બીજાઓ કંઈક ઝાંખા પડી જાય છે. એ લોકો કંઈ સાધારણ કોટિના નથી. આપણા નેતાઓમાં સારી પેઠે યોગ્યતા, દૂરંદેશી અને ત્યાગ છે. બધા સવાલો વિષે તેઓ દરેક બાજુએથી વિચાર કરી શકે છે. દેશની ભલાઈને માટે તેઓ ઉચિત નિર્ણય ઉપર આવી શકે છે, પણ આપણામાંના કેટલાક ગાંધીજીની દોરવણી ઉપર એટલો બધો વિશ્વાસ રાખે છે કે તેઓ જે કંઈ કરે છે એ જ આપણે માની લઈએ છીએ. આપણને આપણી બુદ્ધિ અને વિચારશક્તિ વાપરવાની જરૂર જણાતી નથી. એમ છતાં હું માનું છું કે ગાંધીજીની દોરવણીમાં કોંગ્રેસે જે નિર્ણયો બાંધ્યા છે એ વગર વિચાર્યે નથી કર્યા. મહાત્માજીનો એવો ખ્યાલ હતો કે તેઓ છૂટા થઈને વિચારવાકરવાનો બોજો સૌની ઉપર નાખશે. અને જે કંઈ થાય છે તે એમના કહેવાથી થાય છે, એમ જણાય છે એ માન્યતા દૂર થશે.

આ બધી બાબતોમાં સંમત થઈને મેં એમના નિર્ણયને ટેકો આપ્યો હતો પણ બીજા લોકો આ વસ્તુનો એ દૃષ્ટિએ વિચાર કરતા નહોતા. કેટલાકના મનમાં તો એવો ગભરાટ હતો કે મહાત્માજીના નીકળી જવાનો અર્થ એ છે કે તેઓ કોંગ્રેસમાથી સાવ નીકળી જશે અને હવે એમની સલાહસૂચના પણ નહીં મળે. કેટલાક એમ માનતા હતા કે એમના ખસી જવાથી કોંગ્રેસ ઉપર લોકોનો આજના જેટલો ભરોસો નહીં રહે અને એ નબળી પડશે. બીજા કેટલાકનું કદાચ એમ માનવું હતું કે કોંગ્રેસની અંદર જુદાજુદા વિચારના લોકોના આવી જવાને લીધે ચિડાઈને ગાંધીજી ખસી રહ્યા છે. એમને કોઈ પણ ઉપાયે રાખવા જ જોઈએ. આ કારણોને લીધે વિષયવિચારિણી સમિતિમાં આ વિષે ખૂબ જ ચર્ચા થઈ. ત્યાં આગળ ગાંધીજીને આગ્રહભરી વિનંતી કરવામા આવી કે તેઓ પોતાનો વિચાર બદલે અને આજ સુધી દોરવણી આપતા આવ્યા છે તેમ આપતા રહે.

પણ જો શ્રીમતી નાયડુ એને સાથે ન લેત તો તે કદાચ બીજાઓની સાથે સીધો ઉતારે ચાલી જાત.

સરઘસ બહુ લાંબું હતું. શહેરની તૈયારીઓ અનેરી હતી. લોકોની ભીડ પણ એવી જ હતી. બધા દુકાનો શણગારેલી હતી. સ્થળે સ્થળે લોકોએ સુંદર કમાનો બનાવી હતી. બજારમાં જ્યાં જે વસ્તુની પ્રધાનતા હતી ત્યાં સજાવટમાં ને કમાનોમાં એ વસ્તુની પ્રધાનતા તરી આવતી હતી. રૂ બજારની કમાનો રૂની ગાંસડીઓ વડે બનેલી હતી. મેં સાંભળ્યું કે એ બહુ વિશાળ કમાનમાં લાખ રૂપિયાથીયે વધારે કિંમતની ગાંસડીઓનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આખે રસ્તે અસંખ્ય જગ્યાએ લોકોએ ફૂલ, હાર, આરતી વગેરેથી સ્વાગત કર્યું. કેટલીયે વસ્તુઓ ભેટ આપી એ બધી વસ્તુથી આખી ગાડી ભરાઈ ગઈ હતી. લોકોનું કહેવું હતું કે પહેલાં મુંબઈમાં કદી પણ કોઈનું આવું સરઘસ કે સ્વાગત થયું ન હ ૧૯૧૮માં જ્યારે હસન ઇમામ સાહેબ ખાસ કોંગ્રેસના પ્રમુખ તરીકે આ ત્યારે એમનું બહુ સ્વાગત થયું હતું, પણ આ વેળાની તૈયારી એના ઘણી વધારે હતી; કારણ કે ૧૯૧૮ની સરખામણીમાં લોકોમાં જાગૃતિ આવી હતી. લગભગ ત્રણ કલાકથીયે વધારે વખત એ ચાલ્યું. છેવટે કોંગ્રેસભવન આગળ થઈને કોંગ્રેસનગરમાંના મારે મને પહોંચાડવામાં આવ્યો. હું બહુ જ થાકી ગયો હતો પણ ન પડ્યો.

બીજા દિવસથી અખિલ ભારત મહાસમિતિની અને વિષયવિ સમિતિની બેઠક થવાની હતી. મહાત્માજી તથા બીજા નેતાઓ પહોંચ્યા. વિષયવિચારણી સમિતિની બેઠકમાં બહુ ગરમાગર ચાલી અનેક વસ્તુઓ એવી બની હતી કે એવી ચર્ચા થાય એ હતું. કોંગ્રેસ અધિવેશનથી થોડા વખત પહેલાં ગાંધીજીએ એ બહાર પાડયું હતું. એમાં એમણે એમ કહેલું કે તેઓ પોતે કોંગ્રેસમાં જશે અને એની જે કંઈ સેવા કે મદદ થઈ શકશે તે તેઓ બહ જ કરશે. એ સાથે એમણે એ પણ કહેલું કે કોંગ્રેસના બંધારણ કરવો જરૂરનો છે; જેથી એ વધારે ચુસ્ત અને જનતાનું પ્રતિ ધરાવનારી સંસ્થા બને. મહાત્માજીના આ વિચારથી દેશમાં એક ખળભળાટ થયો હતો. જોકે મહાત્માજીએ પૂરેપૂરું આશ્વાસન આ કે તેઓ બહાર રહીને પણ કોંગ્રેસને પૂરી મદદ કરી શકશે અને એમ ખસી જવાને લીધે કોંગ્રેસમાં નબળાઈ ન આવતાં એની વધશે. પણ લોકોને તે આશ્વાસનથી સંતોષ થતો ન હતો. મેં

ખાસ કરીને એક ભાગનો અસ્વીકાર કરીએ છીએ. વળી બંધારણનો આ હરિજનવાળો ભાગ જ બદલવાનો અધિકાર આપણા હાથમાં હતો. બીજો કોઈ ભાગ બદલવાનો અધિકાર આપણને બંધારણમાં મળ્યો નહોતો. આ બધા વિચારોથી પ્રેરાઈને કાર્યવાહક સમિતિએ પોતાનો નિર્ણય જાહેર કર્યો. એનો સાર એ હતો કે સમિતિ આખાયે વિધાનનો અસ્વીકાર કરે છે અને એની સાથે સાથે હરિજનવાળો ભાગ પણ ઊડી જાય છે, તથા જોકે એ રાષ્ટ્રિયતાની દૃષ્ટિએ એને ઘાતક સમજે છે તોપણ ઉપર જણાવેલાં કારણોને લીધે એ એનો સ્વીકાર પણ કરતી નથી અને એનો વિરોધ પણ કરતી નથી. આ બાબતમાં પંડિત મદનમોહન માલવીયજી અને શ્રી અણેની સાથે ઘણી વાત થઈ પણ ન તેઓ ગાંધીજીને સમજાવી શક્યા કે ન ગાંધીજી એમને સમજાવી શક્યા. કોંગ્રેસની વિષયવિચારિણી સમિતિમાં આના ઉપર સારી પેઠે ચર્ચા થઈ પણ એ સ્પષ્ટ હતું કે કોંગ્રેસ કાર્યવાહક સમિતિના મતને મળતી થાય છે. કેટલાયે દિવસની ગરમાગરમ ચર્ચાઓ પછી ઠરાવો તૈયાર થયા અને કોંગ્રેસની ખુલ્લી બેઠકનો સમય આવી પહોંચ્યો.

હું નબળો તો ઘણો પડી ગયો હતો પણ કોણ જાણે ક્યાંથી એ વખતે શક્તિ આવી ગઈ અને બધું કામ રીતસર પાર પાડી શક્યો. સમાજવાદી પક્ષવાળા સંગઠિત રૂપે ચર્ચામાં ભાગ લઈ રહ્યા હતા. એઓમાં સારા વિદ્વાનો અને વક્તાઓ હતા. બધી વાતમાં તેઓ પોતાનો સ્વતંત્ર વિચાર રાખતા હતા. વારે વારે મારી આગળ નિયમનો સવાલ આવતો હતો. હું કદીયે કોઈ પણ ધારાસભા કે રાજસભાનો મેમ્બર ન હતો. આવી બાબતોમાં કોંગ્રેસની નિયમાવલીમાં નિયમો આપેલા નથી. ત્યાં જ્યારે જ્યારે આવા સવાલો ઊભા થાય છે ત્યારે અંગ્રેજી પાર્લમેન્ટ તથા સભાસોસાયટીઓના નિયમ મુજબ એનો નિર્ણય કરવામાં આવે છે. અહીંની ધારાસભા અને રાજસભાના નિયમો પણ એને જ આધારે બનેલા છે. દેશની સભાસમિતિઓના નિયમોનો આધાર પણ એ જ છે. મને એ નિયમો વિષે કંઈ ખાસ માહિતી નહોતી. આ પ્રસંગે ઘણા પ્રશ્નો ઉઠાવવામાં આવ્યા, અને તેનો ચુકાદો મારે તાત્કાલિક આપવો પડ્યો. મેં મારી બુદ્ધિ પ્રમાણે જે મને ઉચિત લાગ્યું તેમ નિર્ણય આપ્યા. પાછળથી જ્યારે મેં જાણ્યું કે મારા નિર્ણય નિયમ અનુસાર હતા ત્યારે મને સંતોષ થયો.

કોંગ્રેસના અધિવેશનમાં મેં મારું આખું ભાષણ વાંચ્યું નહીં. ગાંધીજીની સલાહ પ્રમાણે મેં નક્કી કર્યું હતું કે ચોક્કસ સમયની અંદર બેઠક પૂરી કરી દેવી જોઈએ. જે રીતના વાદગ્રસ્ત પ્રશ્નો આવવાના હતા એ જોતાં

પણ તેઓ પોતાના નિર્ણયમાં મક્કમ રહ્યા. તેઓએ એ વસ્તુ પર ભાર મૂક્યા કર્યો કે એમના ખસી જવાથી કૉંગ્રેસને' કશું નુકસાન થવાનું નથી. સાથે સાથે જ્યારે જ્યારે પોતાની સલાહ માગવામાં આવશે ત્યારે આપવાની ખાતરી આપતા હતા, અને કૉંગ્રેસના બંધારણમા સુધારો કરવાની વાત પણ કરતા જતા હતા. છેવટે જ્યારે એ સ્પષ્ટ થઈ ગયું કે તેઓ પોતાના નિશ્ચય માથી કોઈ રીતે ચળે એમ નથી ત્યારે બીજી ચર્ચાઓ ચાલવા લાગી.

બંધારણ વિષેના સુધારામા પણ ઘણી ચર્ચાઓ થઈ એક ઉપસમિતિ નિમાઈ, અને એણે સુધારાનો ખરડો તૈયાર કર્યો. એમાં ગાંધીજીનો તથા નવી બનેલી સમાજવાદી પાર્ટીનો વધારે હાથ હતો બીજો એક ચર્ચાસ્પદ પ્રશ્ન હિંદના સૂચવાયેલા બંધારણ સંબંધનો હતો. આગળ આવી ગયું કે ગોળમેજી પરિષદ વખતે ઇંગ્લંડના વડાપ્રધાન મૅકડૉનલ્ડે એક કોમી ચુકાદો આપ્યો હતો અને એના એક ભાગની વિરુદ્ધ ગાંધીજીને ઉપવાસ કરવા પડ્યા હતા, તથા હરિજનો સાથે પૂનામાં સમાધાની કરીને એમાં ફેરફાર કરાવવામાં આવ્યો હતો. એ નિર્ણયમાં બીજી પણ એવી બાબતો હતી જે રાષ્ટ્રીય ભાવનાવાળો કોઈ પણ માણસ સ્વીકારી શકે એમ નહોતું. પરંતુ એમાં એક શરત મૂકવામાં આવી હતી કે એ બાબતમાં જેને લાગતુંવળગતું હોય અથવા જેમના હક ઉપર એની અસર થતી હોય એ બધા લોકો અંદર અંદર મળીને જો સમાધાન કરી લે અને એ સમાધાન દ્વારા એ ચુકાદો બદલવા માગે તો બદલી શકાશે. એ શરત પ્રમાણે જ જે ભાગ સાથે હરિજનોનો સંબંધ હતો એ ભાગ સમાધાન કરીને બદલાવવામાં આવ્યો હતો. કૉંગ્રેસની કાર્યવાહક સમિતીએ એ નિર્ણયને અન્યાયી ગણવા છતાં ઠરાવ કર્યો હતો કે કૉંગ્રેસ નથી એનો સ્વીકાર કરતી કે નથી વિરોધ કરતી.

કાર્યવાહક સમિતિના એ ઠરાવનો અર્થ એ નહોતો કે તે એ ચુકાદાને ટેકો આપે છે અથવા એને ન્યાયી માને છે. કાર્યવાહક સમિતિએ એ સખત શબ્દોમાં વખોડી કાઢ્યો હતો એટલે કોઈ પણ એમ કહી શકે એમ નહોતું કે એ એને કોઈ પણ પ્રકારનો ટેકો આપે છે. પણ એ એનો વિરોધ કરવા નહોતી માગતી કારણ કે એમ કરવાનો અર્થ બીજાઓની સાથે ઉઘાડે છોગે કજિયો કરવા બેસવાનો હતો; અને એવો વિરોધ જરૂરનો નહોતો. કાર્યવાહક સમિતિએ તો એ આખા બંધારણનો જ અસ્વીકાર કર્યો હતો, એટલે બંધારણના એ ભાગનો પણ આખા ભાગની સાથે અસ્વીકાર થઈ ગયો હતો. એનો અલગ અસ્વીકાર કરવાનો અર્થ એમ પણ થાય કે આપણે પરોક્ષ રીતે બાકીના બધા ભાગોને સ્વીકારી લઈએ છીએ. એટલે જ

ખાસ કરીને એક ભાગનો અસ્વીકાર કરીએ છીએ. વળી બંધારણનો આ હરિજનવાળો ભાગ જ બદલવાનો અધિકાર આપણા હાથમાં હતો. બીજો કોઈ ભાગ બદલવાનો અધિકાર આપણને બંધારણમાં મળ્યો નહોતો. આ બધા વિચારોથી પ્રેરાઈને કાર્યવાહક સમિતિએ પોતાનો નિર્ણય જાહેર કર્યો. એનો સાર એ હતો કે સમિતિ આખાયે વિધાનનો અસ્વીકાર કરે છે અને એની સાથે સાથે હરિજનવાળો ભાગ પણ ઊડી જાય છે, તથા જોકે એ રાષ્ટ્રિયતાની દૃષ્ટિએ એને ઘાતક સમજે છે તોપણ ઉપર જણાવેલાં કારણોને લીધે એ એનો સ્વીકાર પણ કરતી નથી અને એનો વિરોધ પણ કરતી નથી. આ બાબતમાં પંડિત મદનમોહન માલવીયજી અને શ્રી અણેની સાથે ઘણી વાત થઈ પણ ન તેઓ ગાંધીજીને સમજાવી શક્યા કે ન ગાંધીજી એમને સમજાવી શક્યા. કોંગ્રેસની વિષયવિચારિણી સમિતિમાં આના ઉપર સારી પેઠે ચર્ચા થઈ પણ એ સ્પષ્ટ હતું કે કોંગ્રેસ કાર્યવાહક સમિતિના મતને મળતી થાય છે. કેટલાયે દિવસની ગરમાગરમ ચર્ચાઓ પછી ઠરાવો તૈયાર થયા અને કોંગ્રેસની ખુલ્લી બેઠકનો સમય આવી પહોંચ્યો.

હું નબળો તો ઘણો પડી ગયો હતો પણ કોણ જાણે ક્યાંથી એ વખતે શક્તિ આવી ગઈ અને બધું કામ રીતસર પાર પાડી શક્યો. સમાજવાદી પક્ષવાળા સંગઠિત રૂપે ચર્ચામાં ભાગ લઈ રહ્યા હતા. એઓમાં સારા વિદ્વાનો અને વક્તાઓ હતા. બધી વાતમા તેઓ પોતાનો સ્વતંત્ર વિચાર રાખતા હતા. વારે વારે મારી આગળ નિયમનો સવાલ આવતો હતો. હું કદીયે કોઈ પણ ધારાસભા કે રાજસભાનો મેમ્બર ન હતો. આવી બાબતોમાં કોંગ્રેસની નિયમાવલીમાં નિયમો આપેલા નથી. ત્યાં જ્યારે જ્યારે આવા સવાલો ઊભા થાય છે ત્યારે અંગ્રેજી પાર્લમેન્ટ તથા સભાસોસાયટીઓના નિયમ મુજબ એનો નિર્ણય કરવામાં આવે છે. અહીંની ધારાસભા અને રાજસભાના નિયમો પણ એને જ આધારે બનેલા છે. દેશની સભાસમિતિઓના નિયમોનો આધાર પણ એ જ છે. મને એ નિયમો વિષે કંઈ ખાસ માહિતી નહોતી. આ પ્રસંગે ઘણા પ્રશ્નો ઉઠાવવામાં આવ્યા, અને તેનો ચુકાદો મારે તાત્કાલિક આપવો પડ્યો. મેં મારી બુદ્ધિ પ્રમાણે જે મને ઉચિત લાગ્યું તેમ નિર્ણય આપ્યા. પાછળથી જ્યારે મેં જાણ્યુ કે મારા નિર્ણય નિયમ અનુસાર હતા ત્યારે મને સંતોષ થયો.

કોંગ્રેસના અધિવેશનમાં મેં મારું આખું ભાષણ વાંચ્યું નહીં. ગાંધીજીની સલાહ પ્રમાણે મેં નક્કી કર્યું હતું કે ચોક્કસ સમયની અંદર બેઠક પૂરી કરી દેવી જોઈએ. જે રીતના વાદગ્રસ્ત પ્રશ્નો આવવાના હતા એ જોતાં

એ સ્પષ્ટ હતું કે તે વખતે સમય ન બચાવ્યો હોત તો ધાર્યા પ્રમાણે કામ પૂરું થાય એમ ન હતું. મને એ વાતનો અનુભવ પણ હતો કે પ્રમુખનું છાપેલું ભાષણ બેઠકમાં વંચાય એ લોકોને બહુ ગમતું નથી. તેઓ ધ્યાનપૂર્વક એ સાંભળતા પણ નથી; કારણ કે છાપેલી નકલ એમની પાસે હોય છે એટલે પોતાની સગવડે તેઓ એ વાંચી લે છે. ગાંધીજીએ બેલગામની કૉંગ્રેસમા પોતાનુ ભાષણ અધિવેશન થયા પહેલાં જ વહેંચી દીધું હતું અને કહી રાખ્યુ હતુ કે પ્રતિનિધિઓ એ વાંચીને અધિવેશનમાં આવે. એ વિચારો મુજબ મેં પણ ભાષણ વાચવામાં કૉંગ્રેસનો વખત લીધો નહી. થોડાક ભાગો વાચી સંભળાવ્યા અને પછી મુખ્ય ઠરાવ ઉપર ચર્ચા શરૂ થઈ. એ ઠરાવ હિંદી બંધારણ સંબંધી હતો. અને કાર્યવાહક સમિતિએ એ વિષે કરેલા ઠરાવને અનુમોદન હતું. પંડિત માલવીયજીએ એમા સુધારો કરવાનો ઠરાવ રજૂ કર્યો અને બહુ જોશીલું ભાષણ આપ્યુ બીજે દિવસે એની ઉપર બહુ જુસ્સાભરી ચર્ચા ચાલી.

આખરે જ્યારે એના ઉપર મત લેવાનો વખત આવ્યો ત્યારે વળી પાછા માલવીયજી એ વષે થોડુંક બોલવા માગતા હતા. નિયમ પ્રમાણે કશુ કહેવાનો એમને હક નહોતો, પણ એમણે બોલવાની ઇચ્છા જણાવી એટલે મારે માટે એક ભારે કોયડો ઊભો થયો. જો એમના વ્યક્તિત્વને લીધે હુ નિયમનો ભંગ કરું તો પછી બીજાઓને માટે પણ મારે એમ જ કરવું પડે. મેં નક્કી કર્યું કે હુ એમને બોલવાની રજા નહીં આપુ. બહુ જ નમ્રતાપૂર્વક નિયમનો હવાલો આપીને મેં એમને મારી લાચારી જણાવી દીધી. એમને જે કંઈ કહેવાનુ હતું એનો સાર હુ જાતે કૉંગ્રેસને કહી સંભળાવીશ એવું વચન પણ મેં આપ્યુ. પછી બધી વાત મેં કૉંગ્રેસને કહી ત્યાં આગળ કૉંગ્રેસ મંડપમાં બહુ જોરદાર ધ્વનિવર્ધક યંત્રો ગોઠવેલાં હતાં. પોતાની ઝૂંપડીમાં બેઠા બેઠા ગાંધીજી અહીં જે ચાલતું હતું તે સાભળી રહ્યા હતા. એમણે આ વાત પણ સાભળી. બીજે દિવસે હસતાં હસતાં એમણે મને કહ્યું કે તમે માલવીયજીને બોલતાં અટકાવ્યા! મને એ વાતનો ખેદ હતો કે એવી પૂજનીય વ્યક્તિનું કહેવુ હુ સ્વીકારી ન શક્યો. પણ ત્યાં આગળ હું રાજેન્દ્ર ન હતો, કૉંગ્રેસના પ્રમુખ તરીકે બેઠો હતો અને એ બેની વચ્ચે બહુ મોટું અંતર હતું. મત લેવાતા કાર્યવાહક સમિતિની તરફેણમા ઘણી મોટી બહુમતી આવી, પણ વિરોધીઓમાના કેટલાક જણે માઝા મૂકી દીધી. બે ચાર માણસોએ પગરખાં દેખાડ્યાં. ત્યાના ઝળકતા પ્રકાશમા હું એ ચોખ્ખી રીતે જોઈ શક્યો.

કૉંગ્રેસના બીજા ઠરાવો ઉપર ઝાઝી ચર્ચા ન થઈ. કૉંગ્રેસની નિયમાવલીવાળો ઠરાવ તો એક રીતે બધાની સંમતિથી વગર ચર્ચાએ પસાર થઈ ગયો હતો; કારણ કે એના ઉપર પહેલાં ઘણી ચર્ચા થઈ ગઈ હતી. એ ઠરાવ બહુ મહત્ત્વનો હતો. ત્યાર સુધી કૉંગ્રેસના પ્રતિનિધિઓની સંખ્યા તે તે પ્રદેશની વસતીના પ્રમાણમાં રહેતી હતી. એનું પરિણામ એ આવતું હતું કે કોઈ ભાગમાં કૉંગ્રેસનું કામ ચાલતું હોય કે ન ચાલતું હોય, ત્યાં કૉંગ્રેસ સમિતિઓ કામ કરતી હોય કે ન કરતી હોય છતાં ત્યાંની વસ્તીને હિસાબે પ્રતિનિધિઓની અને અખિલ ભારત મહાસમિતિમાં સભ્યોની સંખ્યા વધારે રહેતી હતી. બીજા પ્રાંત વધારે કામ કરીને પણ પોતાની નિશ્ચિત સંખ્યા કરતાં વધારે સભ્યો મોકલી શકતા નહોતા. મુંબઈના બંધારણમાં પ્રતિનિધિઓની સંખ્યા કૉંગ્રેસના સભ્યોના પ્રમાણમાં રાખવામાં આવી. એવો નિયમ થયો કે દરેક પ્રતિનિધિ દીઠ ઓછામાં ઓછા અમુક સભ્યો હોવા જ જોઈએ. જ્યાં એટલા સભ્યો હોય ત્યાં પ્રતિનિધિ ચૂંટવાનો હક ન રહે. મુંબઈમાં પાંચસો સભ્યો દીઠ એક પ્રતિનિધિ ચૂંટવાનો હક આપવામાં આવ્યો. પાછળથી એ સંખ્યામાં ફેરફાર કરવામાં આવ્યો છે. એ સાથે એવો પણ ખ્યાલ હતો કે બધા પ્રાંતોના પ્રતિનિધિઓની સંખ્યા ત્યાંની વસતીના પ્રમાણમાં પણ રહે. એટલે એવું બન્યું કે વસતી મુજબ આખા પ્રાંતમાં જેટલા પ્રતિનિધિઓ બની શકતા હોય એથી પાંચસો ગણા મૂળ સભ્યો ન બને તો પ્રાંતના પ્રતિનિધિઓની સંખ્યા ઓછી થઈ જાય. જો દરેક પ્રતિનિધિ દીઠ પાંચસોથી વધુ સભ્યો થઈ જાય તો દરેક ચૂંટણી માટે પાંચસોથી વધારે સભ્યોનું એક એક ચૂંટણીક્ષેત્ર નક્કી કરવામાં આવે. આ રીતે સભ્યો બનાવવા ઉપર ભાર મૂકવામાં આવ્યો અને સાથે સાથે વસ્તીનું પણ ધ્યાન રાખવામાં આવ્યું.

બીજો મહત્ત્વનો સવાલ લઘુમતી પક્ષને પ્રતિનિધિત્વ કેમ આપવું એ વિષેનો હતો. જો સીધી રીતે મત લેવાય તો એમનો એક પણ માણસ ચૂંટાય એમ ન હતું. પણ જો એમના મતવાળા પ્રાંતો ભેગા કરવામાં આવે તો એમના થોડા માણસો આવી જાય. સમાજવાદીઓની સંખ્યા ઓછી હતી એટલે એમણે પરિવર્તનીય મત દ્વારા સપ્રમાણ પ્રતિનિધિત્વ (प्रपोर्शनल रिप्रिझन्टेशन बाय सिंगल ट्रान्स्फरेबल वोट) ઉપર ભાર મૂકયો. કૉંગ્રેસના પ્રતિનિધિઓ માટે એ બની શકે એમ હતું જ નહીં. પણ મહાસમિતિના સભ્યોની ચૂંટણી માટે એ બંધારણ મંજૂર કરવામાં આવ્યું. બંધારણમાં જે ફેરફારો કરવામાં આવ્યા એનો અમલ થયો ત્યારે એમાં ઘણી ત્રુટીઓ જણાઈ આવી. ત્યાર પછી અનેક વાર એમાં

ફેરફાર કરવા પડ્યા, પણ હજી લગી એ નિયમોનો મૂળ આધાર જેમ ને તેમ રહેલો છે. સપ્રમાણ પ્રતિનિધિત્વ માટે ઘણો મતભેદ ચાલ્યો આવે છે ખરો, પણ હવે ઘણા લોકો એમ કબૂલ કરતા થયા છે કે બહુ જ નાનકડી સંખ્યાના હાથમાં ચૂંટણીઓનો હક રહે એનું બહુ બૂરું પરિણામ પણ આવે છે. કોંગ્રેસના નિયમ પ્રમાણે આઠ પ્રતિનિધિઓના મતથી મહાસમિતિમાં એક સભ્ય થઈ શકે છે એટલે કે જો આઠ માણસ ભેગા થાય તો એક માણસને ચૂંટી શકે. ચૂંટણીઓમાં એવું જાણમાં આવ્યું છે કે કોઈ માણસ ચૂંટાવા જ માગતો હોય તો એને આઠ માણસો ભેગા કરવા એ મુશ્કેલ વાત નથી. અને જે માણસ પોતે ચૂંટાવામાં રસ ન લેતો હોય અથવા એની ચૂંટણીમાં એના મિત્રો રસ ન લેતા હોય તો એ ગમે એટલો સારો કાર્યકર્તા હોય તોપણ ચૂંટાતો નથી. આને લીધે નાના નાના પક્ષો વધી જાય છે. સારા સારા લોકો ચૂંટાતા નથી અને પક્ષબંધી કરનારા ચૂંટાઈ જાય છે. એટલે હવે આટલા દિવસોના અનુભવ પછી ઘણા લોકો સમજી ગયા છે કે એ રીત આપણા કામની નથી; પણ હજી એ નિયમમાં છે. ત્યાં મુંબઈના અધિવેશન વખતે એમ મનાતું હતું કે આ રીતનો વિરોધ કરવાનો એક જ અર્થ હોઈ શકે કે સમાજવાદીઓને અખિલ ભારત મહાસમિતિમા ઘૂસતા અટકાવવાની દાનત છે. એ ગમે તેમ હોય ત્યાં તો એ ઠરાવ મંજૂર થઈ ગયો.

કોંગ્રેસનું અધિવેશન ઠરાવેલે વખતે ત્રીજે દિવસે રાત્રે બાર વાગ્યાને સુમારે પૂરું થયું. મેં કામ પતાવ્યું. લોકો ઉત્સાહપૂર્વક પોતપોતાને સ્થળે ગયા. જતાંની સાથે જ ધારાસભાના સભ્યોની ચૂંટણી લડવાની હતી. કોંગ્રેસના ઉત્સાહ ઉપરથી ત્યાં જ સ્પષ્ટ જણાતું હતું કે એ ચૂંટણીઓમાં કોંગ્રેસની જીત થવાની છે.

કોંગ્રેસનું કામ પૂરું કરીને હું મારે ઉતારે ગયો અને રાતના બે વાગ્યાથી દમ શરૂ થયો. બીજે દિવસે કંઈ બીજું ખાસ કામ નહોતું. કાર્યવાહક સમિતિ નીમવાની હતી. એ બોજો મારા ઉપર જ હતો. મેં કેટલાંક નામ ત્યાં જ નક્કી કર્યાં, અને બાકીનાં પાછળથી કર્યાં. નામો છાપાંમાં આપી દેવામાં આવ્યાં. સૌથી મહત્ત્વનો પ્રશ્ન મંત્રી ચૂંટવાનો હતો. હું એવા માણસને નીમવા માગતો હતો કે જે પોતાનો આખો સમય એ જ કામમાં આપી શકે અને જેનો મત દરેક બાબતમાં મારા વિચારને મળતો હોય. ઘણો વિચાર કર્યા પછી મેં આચાર્ય કૃપાલાનીને મંત્રી નીમ્યા.

બંગાળમાંથી હું એક જણને કાર્યવાહક સમિતિમાં લેવા ઇચ્છતો હતો, પણ કંઈક એવો સંજોગ બન્યો કે હું કોઈને લઈ ન શક્યો, એથી ત્યાંના

મિત્રો મારા ઉપર બહુ ગુસ્સે થયા. મારે ઘણી ગાળો ખાવી પડી. બંગાળની સાથે મારે જૂનો પરિચય અને ગાઢો સંબંધ હતો. બંગાળનું મહત્ત્વ હું સારી રીતે સમજું છું. બંગાળમાં મારે કેટલાયે નિકટના મિત્રો છે પણ કંઈક એવો સંજોગ બન્યો કે કોઈને લેવાનું બની શક્યું નહીં. મને એનો ઘણો અફસોસ રહ્યો છે. ત્યાં બે પક્ષો હતા અને કોઈ એકને કાર્યવાહક સમિતિમાં લેવો એ બીજાને દુશ્મન બનાવવા જેવું હતું. બે જણને માટે જગ્યા નહોતી. જો હોત તોયે ત્યાંનો કજિયો કાર્યવાહક સમિતિમાં આવી જવાનો ડર હતો. એટલે મારે માથે બદનામી વહોરીને પણ મેં કાર્યવાહક સમિતિને એ ઝઘડામાંથી બચાવી લીધી.

મેં મુંબઈમાં જ વિચારી લીધું હતું કે ગાંધીજીના કહેવા પ્રમાણે આપણે એમને કૉંગ્રેસના રોજેરોજના કામમાંથી છૂટા કર્યા છે અને કેવળ મહત્ત્વના પ્રશ્નો વિષે જ એમની સલાહ લેવાની છે એટલે હું એમને વધારે તકલીફ નહીં આપું અને દરેક કાર્યવાહક સમિતિમાં કે મહાસમિતિમાં આવવાની તકલીફ પણ એમને નહીં આપું, ને મહત્ત્વની બાબતોમાં હું એમને મળીને વાત કરી લઈશ. મારા પ્રમુખપદ દરમિયાન મેં એ જ નીતિ પ્રમાણે કામ ચલાવ્યું. ગાંધીજીને સમિતિઓમાં આવવાનું કષ્ટ ન આપ્યું. હું વારંવાર વર્ધા આવતો જતો અને એમની સલાહ લેતો.

## ૧૧૩

## મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીની ધમાલ

મુંબઈથી હું પટના આવ્યો. કૉંગ્રેસને પહેલું કામ મધ્યસ્થ ધારાસભા માટે પોતાના ઉમેદવારો ઊભા કરવાનું અને એમને સફળ કરવાનું હતું. સરકાર માનતી હતી કે ૧૯૩૦-૩૪ના સત્યાગ્રહમાં કૉંગ્રેસને એણે એટલી કચડી નાખી છે કે એ ફરી ઊભી થઈ શકે એમ નથી. લૉર્ડ વિલિંગ્ડને ૧૯૩૨ની શરૂઆતમાં ગોળમેજી પરિષદમાંથી પાછા આવ્યા પછી ગાંધીજીને તથા કાર્યવાહક સમિતિને સત્યાગ્રહ કરવાની ફરજ પાડી ત્યારે કહેલું કે બે ચાર અઠવાડિયાંમાં જ ચળવળને દબાવી દેવામાં આવશે. એમણે એમ કરવાનો પૂરેપૂરો પ્રયત્ન પણ કર્યો. પરંતુ બે ચાર અઠવાડિયાંને બદલે બે વર્ષ સુધી ચળવળ ચાલતી રહી અને શરૂઆતમાં તો એ બહુ વેગભેર ચાલેલી. એમ છતાં કૉંગ્રેસની લોકપ્રિયતાનું પૂરું પારખું મળે એવી તક હજી આવી ન હતી. ધરતીકંપ વખતની મદદથી અને મુંબઈની બેઠક ઉપરથી કંઈક

ખબર પડી હતી, પણ બધાને અને ખાસ કરીને સરકારી માણસોને વિશ્વાસ નહોતો કે કૉંગ્રેસ આખા દેશમાં લોકપ્રિય સંસ્થા છે. કૉંગ્રેસ લોકોનું પ્રતિનિધિત્વ કેટલી હદ સુધી ધરાવે છે એ વાતની આ વેળાની ચૂંટણીમાં એક રીતે કસોટી થવાની હતી. એ જ કારણે અમે પણ આ ચૂંટણીઓને ઘણું મહત્ત્વ આપતા હતા.

મદ્રાસ પ્રાંતમાં ૧૯૨૦ની સાલથી જ જસ્ટિસપાર્ટીનું મંત્રીમંડળ કામ કરતું હતું. એણે પોતાની શક્તિ વધારવામાં અને સારી રીતે સંગઠિત થવામાં કાંઈ બાકી નહોતું રાખ્યું. એમાં યોગ્ય માણસોની પણ ખોટ નહોતી. એ પક્ષમાં બ્રાહ્મણ સિવાયના લગભગ બધી જાતના માણસો દાખલ થતા હતા. એટલે એ બ્રાહ્મણેતર આમજનતા તરફથી બોલતી હતી એમાં કશો શક નહોતો. એણે એક રીતે બ્રાહ્મણ અબ્રાહ્મણનો એટલો બધો કજિયો ઊભો કરી દીધો હતો અને લોકોમાં એ વાતનો એટલો બધો પ્રચાર કર્યો હતો કે ત્યાં આગળ કૉંગ્રેસનો અર્થ જ બ્રાહ્મણ માનવામાં આવે છે એમ લાગતું હતું. એટલે એ પાર્ટી કૉંગ્રેસને જ પોતાની ભારેમાં ભારે વિરોધી સંસ્થા માનતી હતી. સરકારનોયે એની ઉપર પૂરો ભરોસો હતો; કારણ કે ત્યાંનો જમીનદાર વર્ગ, બીજો પૈસાદાર વર્ગ અને આમજનતામાંની બહુમતીનો ઘણો મોટો ભાગ એ જ જાતિઓનો હતો જે બ્રાહ્મણેતર હોઈ એ પાર્ટીમાં જોડાયેલો ગણાતો હતો.

ચૂંટણીઓ તો આખા હિંદુસ્તાનમાં થવાની હતી. ચૂંટણીઓને સારુ બધા પ્રાંતોમાં એક જ દિવસ રાખવામાં નહોતો આવ્યો. એમ ધારવામાં આવેલું કે એક સ્થળની ચૂંટણીની અસર બીજે સ્થળે પડવાની. જુદા જુદા જિલ્લાઓમાં થનારી ચૂંટણીઓ વચ્ચે એટલું અંતર રહે કે એક સ્થળના પરિણામની અસર જણાયા પછી જ બીજી જગાએ ચૂંટણી કરવામાં આવે એ શક્ય નહોતું. પણ આખા દેશને માટે બની શકે એમ હતું; એ રીતની વ્યવસ્થા સરકારી અમલદારોએ કરી પણ ખરી. મદ્રાસ ઉપર એમનો સૌથી વધારે ભરોસો હતો, એટલે એમણે સૌ પહેલાં મદ્રાસ પ્રાંતની જ ચૂંટણીઓ રાખી અને એ પછી જ બીજા પ્રાંતોની રાખી. ચૂંટણીઓમાં બધી જગાઓએ કૉંગ્રેસે પોતાના ઉમેદવારો ઊભા કર્યા અને બધે જ તેમની સામે પણ લોકો ઊભા થયા. એ એવા જ લોકો હતા જેમને સરકારની સાથે ફાવતું આવતું હતું અથવા જે કોઈ ખાસ પક્ષ તરફથી ઊભા થયા હતા. પરંતુ જસ્ટિસપાર્ટી સિવાય બીજી કોઈ એવી જબરી સંસ્થા નહોતી જેણે પોતા તરફથી કૉંગ્રેસ સામે ઉમેદવારો ઊભા કર્યા હોય.

હું તો મુંબઈથી માંદો જ પાછો ફરેલો અને રિવાજ પ્રમાણે ડિસેમ્બર

સુધી માંદો જ રહ્યો. એ દરમિયાન બધી ચૂંટણીઓ થઈ ગઈ. હું એમાં કંઈ ખાસ ભાગ લઈ ન શક્યો, પણ બીજાઓએ, ખાસ કરીને સરદાર વલ્લભભાઈ પટેલે ઘણી જ લમણાઝીક અને મહેનત કરી. તેઓ બિહારમાં પણ આવ્યા. બીજા પ્રાંતોમાં પણ ફર્યા. હું બિહારમાં જ બે ચાર જગ્યાએ જઈ શક્યો; વધારે કશું ન કરી શક્યો. ચૂંટણીનું પરિણામ મદ્રાસમાં સૌ પહેલું જણાવા લાગ્યું; કારણ કે ત્યાં જ સૌ પહેલાં ચૂંટણી થયેલી. એ પરિણામ સરકારી મંડળોમાં ખૂબ જ આશ્ચર્ય ઉપજાવનારું હતું. ત્યાં બધા કોંગ્રેસીઓ જ ચૂંટાયા હતા એટલું જ નહીં, તેઓ ઘણી મોટી બહુમતીથી ચૂંટાયા હતા. જે જગ્યાઓ વિષે જસ્ટિસપાર્ટીવાળાઓને કશીય શંકા નહોતી તથા અમને પણ જે જગ્યાઓ જીતવી કઠણ લાગતી હતી ત્યાંયે કોંગ્રેસની ભારે જીત થઈ. દાખલા તરીકે બે જગ્યાઓ એવી મનાતી હતી. એક જગ્યા એ હતી જ્યાંથી શ્રી સત્યમૂર્તિ ચૂંટાયા. એમના હરીફ તરીકે ઘણા જ યોગ્ય અને જસ્ટિસપાર્ટીના પ્રખ્યાત આગેવાન સર રામસ્વામી મુદલિયાર હતા, અને બીજી જગ્યા ત્યાંના વેપારીઓના પ્રતિનિધિની હતી. એ જગ્યાએ કોંગ્રેસની વિરોધમાં શ્રી (સર) ષણ્મુખમ્ ચેટ્ટી ઊભા થયા હતા, અને કોંગ્રેસ તરફથી શ્રી વ્યંકટાચલમ્ ચેટ્ટી, હતા. શ્રી ષણ્મુખમ્ ચેટ્ટી પહેલાં પંડિત મોતીલાલજીની સાથે કોંગ્રેસની તરફ ચૂંટાઈને મધ્યસ્થ ધારાસભાના સભ્ય થયેલા હતા અને એમની યોગ્યતા વિષે કોંગ્રેસવાળાઓનોયે સારો અભિપ્રાય હતો. તેમણે કામ પણ સારું કર્યું હતું. પણ સત્યાગ્રહ વખતે તેઓ કોંગ્રેસમાંથી છૂટા થયા હતા, અને હવે આ ચૂંટણીમાં તેઓ કોંગ્રેસ સામે ઊભા રહ્યા હતા. મદ્રાસ પ્રાંતમાં ચેટ્ટી લોકો મોટા ભાગે વેપારનું કામ કરનારા હોય છે. એ પોતે અબજોપતિ પણ હતા. જસ્ટિસપાર્ટીએ એમને પોતાના પક્ષના ઉમેદવાર તરીકે ઊભા કર્યા હતા, એટલે પછી શું જોઈએ? સફળતાનાં બધાં કારણો તેમની તરફેણમાં હતાં વળી એમ પણ મનાતું કે લોર્ડ વિલિંગ્ડન પણ એમનો ઘણો આદર કરતા હતા. એમ છતાંયે એમણે બહુ સખત હાર ખાધી.

મદ્રાસમાં પરિણામો — ખાસ કરીને કોંગ્રેસની તરફેણમાં આવેલા આંકડાઓ — છાપાંઓમાં પ્રગટ થવા લાગ્યાં તેમ તેમ દેશમાં ઉત્સાહ વધતો ગયો. બધાયે પ્રાંતોમાં કોંગ્રેસની બહુ ભારે જીત થઈ. બિહારમાં પણ એમ જ બન્યુ. અહીં આગળ એક ખાસ વાત એ બની કે એક બહુ મોટા શેઠ રામકૃષ્ણ દાલમિયા જોડે મુકાબલો થયો. કોંગ્રેસ પ્રત્યે એ સહાનુભૂતિ રાખતા હતા. અવારનવાર પૈસાની મદદ પણ તેઓ આપ્યા કરતા હતા. આ ચૂંટણીમાં ઊભા રહેવાનો એમણે નિશ્ચય કર્યો. પાછળથી

એમણે મને કૉંગ્રેસના ઉમેદવાર શ્રી અનુગ્રહનારાયણ સિંહને ખસેડી લેવાનું કહ્યું. એ બને તેમ ન હતું; કારણ કે જેટલી બની શકે એટલી જગ્યાએ કૉંગ્રેસના ઉમેદવારોને ઊભા કરવાની કૉંગ્રેસની નીતિ હતી. શ્રી દાલમિયા કૉંગ્રેસના અનુશાસનની અંદર આવવા ઇચ્છતા નહોતા છતાં એમની સાથે અમારો બધાનો વ્યક્તિગત સદ્‌ભાવ ટકી રહ્યો. એમણે લખલૂટ ખર્ચ કર્યું, પણ સખત હાર ખાધી.

એક બાજુએ આવી સરસ સફળતા મળી અને બધા લોકોને ઘણો આનંદ થયો; અને બીજી બાજુ, એક ઘણો દુઃખદાયક બનાવ બન્યો. પહેલાં કહેવાઈ ગયું છે કે કૉંગ્રેસવાળાઓ વચ્ચે મુંબઈ કૉંગ્રેસની પહેલાંથી જ બ્રિટિશ પ્રધાનમંત્રી મૅકડોનલ્ડે આપેલા કોમી ચુકાદાના કારણે મતભેદ થઈ ગયો હતો. અને મુંબઈ કૉંગ્રેસમાં પંડિત માલવીયજીએ કૉંગ્રેસના નવા બંધારણની બાબતમાં મત દર્શાવનારા કૉંગ્રેસના ઠરાવનો વિરોધ કર્યો હતો તથા એમનો સુધારેલો ઠરાવ ઘણી મોટી બહુમતીથી ઉડાવી દેવામાં આવ્યો હતો. એ વિચારના લોકોએ પોતાની તરફથી ઉમેદવારો ઊભા કર્યા. બિહારમાં શ્રી જગતનારાયણલાલ ઊભા થયા. બંગાળમાં પણ લગભગ બધી જગાએ ઉમેદવારો ઊભા કરવામાં આવેલા. બીજા પ્રાંતોમાં પણ કેટલાક લોકો ઊભા થયેલા. તે લોકો બીજી બધી રીતે તો કૉંગ્રેસ સાથે સહમત હતા પણ કેવળ આ કોમી નિર્ણયની બાબતમાં જ કૉંગ્રેસથી જુદો વિચાર ધરાવનારા હતા. કૉંગ્રેસે શ્રી અણે સામે કોઈ ઉમેદવાર ઊભો ન કર્યો, અને એ વગર વિરોધે ચૂંટાઈ ગયા. પણ બીજી જગાઓએ બન્ને પ્રકારના કૉંગ્રેસીઓ વચ્ચે રસાકસી થઈ પડી. બિહારમાં તો કૉંગ્રેસની બધે જીત થઈ, પણ બંગાળમાં લગભગ બધી જ જગાએ કૉંગ્રેસને હાર ખાવી પડી, અને એ લોકોની જીત થઈ. એનું કારણ એ હતું કે મૅકડોનલ્ડના નિર્ણય મુજબ બંગાળના સવર્ણ હિંદુઓને સૌથી વધારે નુકસાન પહોંચ્યું હતું. ત્યાં આગળ મુસલમાનોનું પ્રમાણ ૫૫–૫૬ ટકા અને હિંદુઓનું પ્રમાણ લગભગ ૪૪ ટકાનું છે. લઘુમતી હોવાને કારણે ત્યાં આગળ હિંદુઓને થોડી અનુકૂળતા અપાવી જોઈતી હતી, પરંતુ એ નિર્ણય પ્રમાણે યુરોપિયનોને ૧૦ ટકા બેઠકો મળી ગઈ, અને બાકીના ૯૦ ટકામાં ૫૧ ટકા મુસલમાનો અને ૩૯ ટકા હિંદુઓને આપવામાં આવી. એટલે કે પોતાની સંખ્યાના પ્રમાણ કરતાંય એમને ધારાસભાઓમાં ઓછી બેઠકો મળી. એ પછી જ્યારે મહાત્માજીના ઉપવાસ થયા ત્યારે પૂનામાં અસ્પૃશ્યોની સાથે જે સમાધાની થઈ તેમાં હરિજનોને સારુ અનામત જગાઓ પણ ઘણી વધારવામાં આવી, જે હિંદુઓની જગ્યામાંથી જ મળી શકે એમ હતી.

એટલે ત્યાંના સવર્ણ હિંદુઓમાં ઘણો જ અસંતોષ હતો. તેઓની માગણી હતી કે એ નિર્ણયનો ખૂબ સખત વિરોધ થવો જોઈએ. તે માગણીમાં કૉંગ્રેસી અને બિનકૉંગ્રેસી બધાયે હિંદુઓ સામેલ હતા, એટલે ત્યાંની ચૂંટણીઓમાં કૉંગ્રેસની હાર થઈ અને આ નવા પક્ષની જીત થઈ, જેમાં એવા કૉંગ્રેસીઓ ચૂંટાયા જે બીજી બાબતોમાં કૉંગ્રેસને જ સાથ આપવાવાળા હતા. નવેમ્બર આખર સુધીમાં આખા દેશમાં ચૂંટણીઓ થઈ ગઈ અને કૉંગ્રેસની બહુ ભારે જીત થઈ. કૉંગ્રેસે હવે પોતાની નીતિ પણ નક્કી કરી લીધી હતી. મધ્યસ્થ ધારાસભામાં એ પ્રમાણે જ કામ ચાલવાનું હતું.

## ૧૧૪

## શ્રી ઝીણા સાથે વાટાઘાટ અને દેશમાં પ્રવાસ

ચૂંટણીઓમાં કૉંગ્રેસની જોકે જીત થઈ હતી અને બીજી રીતે પણ જણાતું હતું કે કૉંગ્રેસ જીવતી છે છતાં પણ તેનું સંગઠન મજબૂત બનાવવાનું આવશ્યક લાગતું હતું; કારણ કે છેલ્લાં ચાર વર્ષની લડત દરમિયાન જ્યારે કૉંગ્રેસ કમિટીઓને ગેરકાયદેસર સંસ્થા ઠરાવવામાં આવી હતી ત્યારે કૉંગ્રેસનું સંગઠન છિન્નભિન્ન થઈ ગયું હતું. એને એક વાર ફરીથી સારી પેઠે સંગઠિત કરવું જરૂરનું હતું. તેથી એક વાર બધી જગાઓનો પ્રવાસ કરવાનું આવશ્યક લાગ્યું. હું પ્રમુખ તરીકે પ્રવાસ કરું એવી પ્રાંતિક સમિતિઓ તરફથી માગણી પણ થઈ. શિયાળામાં તો મારાથી મુસાફરી થઈ શકે એમ હતું જ નહીં. પણ મેં વિચાર્યું કે ટાઢ ઓછી થતાંની સાથે જ હું રીતસર ક્રમ પ્રમાણે પ્રવાસ શરૂ કરીશ; અને એ દરમિયાન તબિયતનો ખ્યાલ રાખીને બની શકશે તો આમતેમ જઈ આવીશ.

દિલ્હીમાં ધારાસભાનું કામ જાન્યુઆરીમાં શરૂ થવાનું હતું. ત્યાં જ કાર્યવાહક સમિતિની બેઠક રાખવામાં આવી. સંજોગવશાત્ મહાત્માજી પણ ત્યાં આવી પહોંચ્યા હતા. કૉંગ્રેસના પ્રમુખનો પ્રવાસ ત્યાંથી જ શરૂ થાય એવી ત્યાંના લોકોની ઇચ્છા પણ હતી. એટલે જ્યારે હું ત્યાં પહોંચ્યો ત્યારે ત્યાંના લોકોએ બહુ શાનદાર સ્વાગત કર્યું. સ્વાગતનો એક ખાસો નમૂનો મુંબઈએ રજૂ કર્યો હતો. દિલ્હીમાં પણ એવું જ સ્વાગત બહુ મોટું સરઘસ કાઢીને કરવામાં આવ્યું. શહેરના લોકોએ ઘણો ઉત્સાહ

દર્શાવ્યો. હું હજી નબળો જ હતો એટલે સ્વાગતની ભીડ સહન કરવી એ કંઈ સહેલું ન હતું. પણ જેમતેમ કરી મેં નભાવી લીધું.

સરઘસ પછી થોડી જ વારમાં હું મહાત્માજીને મળ્યો. એમને બધી વાતની ખબર મળી ચૂકી હતી. એમણે એક ધ્યાન ખેંચે એવી વાત કહી, જેનો ઉલ્લેખ કદાચ આગળ ઉપર સ્વતંત્રરૂપે હું કરી ગયો છું. એમણે કહ્યું કે આપણે લાચારીથી સત્યાગ્રહ માંડી વાળવો પડ્યો હતો; કારણ કે લોકોને એમાં ઉત્સાહ રહ્યો નહોતો, અને તેઓ કંઈક દબાઈ ગયા હતા, પણ કૉંગ્રેસ પ્રત્યે એમનો પ્રેમ-ઘટ્યો ન હતો. તેઓ અવસર મળે તો એ પ્રેમ બતાવવા ઇચ્છતા હતા. તેથી આવા સ્વાગતમાં આટલો બધો—મુંબઈમાં જોયો અને દિલ્હીમા જુઓ છો એટલો—ઉત્સાહ જણાય છે. જ્યા જશો ત્યા લોકો એવુ જ સ્વાગત કરવાના છે

આવી જાતની ભીડ અને ઝિંદાબાદથી હુ બહુ ગભરાઉં છું, ખાસ કરીને સ્વાગત અને સરઘસોથી તો બહુ જ ડરું છું. પણ મેં એ બધુ પ્રમુખના હોદ્દાને ખાતર વેઠી લેવાનું રાખ્યું. બધા પ્રાંતોનો પ્રવાસ કરવાનો મારો વિચાર મહાત્માજીને ગમ્યો. કૉંગ્રેસનું સંગઠન કરવા માટે મને એ જરૂરનું લાગ્યુ. મે જોયું કે ૧૯૩૨-૩૩ની સાલમાં જ્યારે અનેક સ્થળે કૉંગ્રેસી કાર્યકર્તાઓને લોકો પોતાને ત્યાં ઉતારતાં અચકાતા હતા ત્યારે ૧૯૩૫માં કૉંગ્રેસના પ્રમુખનું આટલી ધામધૂમથી સ્વાગત કરવા તૈયાર હતા આ પ્રવાસને અંગે બધે સ્થળેથી મારી જોડે પત્રવ્યવહાર ચાલવા લાગ્યો; તારીખો નક્કી થવા લાગી. આ પ્રવાસ શરૂ કરતા પહેલાં મેં અંગત કામને માટે શ્રી ચક્રધરશરણને મારી સાથે રાખી લીધા. તેઓ મુજફ્ફરપુર જિલ્લાના બેલસંડ થાણામાં આવેલા પરતાપુર ગામના રહીશ છે. ૧૯૨૦ની સાલથી જ તેઓ કૉંગ્રેસનું કામ કરતા આવ્યા છે. ધરતીકંપ વખતે એમણે મુજફ્ફરપુર જિલ્લામાં સરસ કામ કરેલું. રાહતના કામમાં પણ એમણે બહુ પ્રામાણિકતાપૂર્વક અને ઉત્સાહપૂર્વક કામ કર્યું હતું.

પણ આ પ્રવાસ શરૂ કરતા પહેલાં એક બીજા સવાલનો નિવેડો લાવવો આવશ્યક હતો. શ્રી મૅકડોનલ્ડે કોમી ચુકાદો આપીને મુસલમાનોને ખુશ કરી દીધા હતા. પણ એનાથી હિંદુઓ બહુ અકળાયા હતા. બધા સમજુ માણસો માનતા હતા કે કંઈક સમાધાન થઈ જાય તો બહુ સારું થાય દાક્તર અનસારી એને માટે બહુ ઇન્તેજાર હતા. એમણે શ્રી ઝીણા સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. દિલ્હીમાં કાર્યવાહક સમિતિ આગળ એમણે એ વાત મૂકી. કાર્યવાહક સમિતિએ કહ્યું કે જો કોઈ રસ્તો મળી શકે એમ હોય તો જરૂર એ ખોળી કાઢવો જોઈએ. એ દરમિયાન શ્રી ઝીણા

પણ દિલ્હી આવી પહોંચ્યા. એક દિવસ દાક્તર અનસારીને ઘેર કાર્યવાહક સમિતિના મેમ્બરો સાથે એમની મુલાકાત થઈ, અને થોડીક વાતચીત પણ થઈ. પણ એ વાતચીત એવી નહોતી કે આટલા લોકો એમની સાથે સારી રીતે કરી શકે અને એટલો જલદી નિવેડો આવી શકે. છેવટે શ્રી ઝીણાનો મત પડ્યો કે તેઓ અને કોંગ્રેસના પ્રમુખ મળીને જ વાત કરે. અને જો કોઈ રસ્તો નીકળી આવે તો પોતપોતાની સંસ્થા પાસે એનો સ્વીકાર કરાવી લે. પહેલે દિવસે દાક્તર અનસારીને ઘેર જે વાતો જે રીતે થઈ તે વાતો અને તે રીત ઉપરથી મને કંઈ ઝાઝી આશા જણાઈ નહીં; તોપણ એ વસ્તુ એવી હતી કે એમાં પોતાની તરફથી કશી પણ કચાશ રાખવી પોસાય એમ ન હતું. એટલે હુ એમાં પૂરા દિલથી પરોવાઈ ગયો. હુ આવી રીતનું કામ કરવાને માટે કેટલો લાયક છું એ વિષે મને શંકા હતી. પણ દાક્તર અનસારી અને સરદાર વલ્લભભાઈ પટેલની મને પૂરેપૂરી મદદ હતી. મહાત્માજીના આશીર્વાદ પણ હતા એટલે મને લાગતું હતું કે હુ કંઈ ભૂલ નહીં કરી બેસુ. વાતચીત બહુ લાંબી ચાલી. કેટલાય અઠવાડિયાં સુધી મારે દિલ્હીમાં રોકાઈ જવું પડ્યું. શ્રી ઝીણાએ અને મે ખુલાસાથી અને ચોખવટથી વાતો કરી. મારી સમજ પ્રમાણે, અમારો એકબીજા પ્રત્યેનો ભાવ પણ સારો રહ્યો. વાતચીત પછી રોજ જે વાતો થયેલી હોય એનો ખુલાસો હુ એ જ દિવસે લખી કાઢતો. એ વખતે લખેલી નોંધો આજેયે ક્યાંક મળી આવશે. મંત્રી શ્રી કૃપાલાની પણ લગભગ બધો વખત દિલ્હીમાં જ હતા. એમને તથા દાક્તર અનસારીને હુ બધી વાત જણાવતો રહેતો હતો. શ્રીમતી સરોજિની નાયડુ પણ ઘણુંખરુ દિલ્હીમાં જ હતાં. એમને પણ બધી માહિતી મળતી હતી. મહાત્માજી તથા સરદારને પણ હુ કાગળો મારફત બધી વાતોથી વાકેફ રાખતો હતો. અહીં એ બધુ વિસ્તારથી આપવુ બિનજરૂરી છે.

છેવટે વાત મૂકેલવી પડી. સમાધાન ન થઈ શક્યું. મને એ વાતનો બહુ ખેદ થયો કારણ કે મારું માનવુ હતું કે જે શરતો મુજબ અમે સમાધાન કરવા માગતા હતા અને જેને માટે શ્રી ઝીણાને અમે મનાવી લીધા હતા એ શરતો દેશને સારુ લાભદાયક નીવડે એમ હતી. એના કરતાયે વધારે અફસોસ એટલા માટે થયો કે સમાધાન ન થઈ શકવાનું જે કારણ હતું એ કશાય ખાસ મહત્ત્વ વિનાનુ હતું. એ કારણ ન સ્વીકારવું અથવા એની સામે હઠ કરવી એ બંનેમા મારા ખ્યાલ પ્રમાણે કંઈ સાર ન હતો.

વાતચીત શરૂ કર્યાં પહેલાં જ મે એ ચોખવટ કરી દીધી હતી કે હું કેવળ કૉંગ્રેસ તરફથી જ વાત ચલાવી રહ્યો છુ બીજા કોઈ પણ દળની વતી વાત કરવાનો મને હક નથી, અને હું બીજા કોઈની જવાબદારી પણ લઈ શકતો નથી. હા, આપણે જે કંઈ નક્કી કરશુ એ કૉંગ્રેસ પાસે સ્વીકારાવી લઈશુ અને એ જ મુજબ શ્રી ઝીણાની પાસે પણ અમે આશા રાખીશુ કે તેઓ પણ મુસ્લિમ લીગ પાસે એ સમાધાન સ્વીકરાવશે. એમણે એ કબૂલ પણ કર્યું હતું તેઓએ જોયુ હતું કે તાજેતરમા અમે કૉંગ્રેસમા કોમી ચુકાદા વિશે અમારુ વલણ નિરાળું જ રાખ્યુ હતું, અને એને સારુ અમારે પડિત માલવીયજી જેવા માનનીય અને ધુરધર નેતાનોયે વિરોધ કરવો પડ્યો હતો એમણે એ પણ જોયુ હતું કે અમે એક પ્રાત સિવાયના બીજા બધા પ્રાતમા ચૂટણીઓ પણ જીત્યા હતા એટલે તેઓ એ સમાધાન કરવા તૈયાર થયા હતા. મે એ પણ ચોખ્ખુ કહી દીધુ હતુ કે જો તમે મુસલમાનો માટે અલગ મતદારમડળો કાયમ રાખવાની વાતને વળગી રહેશો તો વાતચીતને કશો અવકાશ રહેવાનો નથી કારણ કે અમે અલગ ચૂટણીઓને રાષ્ટ્રીયતાની દૃષ્ટિએ એટલી બધી ઘાતક ગણીએ છીએ કે જો એ કાયમ રહે તો કોઈ પણ જાતની સમાધાનીથી કશુ વળશે નહીં એટલે અલગ મતદારમડળો જતા કરવાને તૈયાર થાઓ એ જ પાયા ઉપર વાત શરૂ થશે આ બાબતમા એમની તરફથી એ સવાલ આ યો કે એ વસ્તુ મુસલમાનોને મળી ચૂકી છે અને કેટલોક વખત થયા તેઓ એનો ઉપયોગ કરી રહ્યા છે એટલે એના બદલામા જ્યા સુધી એમને કશુ ચોક્કસપણે ન મળે ત્યા સુધી એમને મનાવવા શકય નથી

કોમી ચુકાદાથી એમને જેટલી બેઠકો મળી હતી એટલી અનામત બેઠકો એમને મળે એ મે સ્વીકાર્યું અમે બ‍ંનેએ આ બેય વસ્તુ માની લઈને આગળની વાત ચલાવી એમની તરફથી એવી માગણી કરવામા આવી કે મતદારમડળોમા જ્યા મુસલમાન મતદારોની સખ્યા એમની વસ્તીના પ્રમાણમા ઓછી હોય ત્યા મતાધિકાર માટે જરૂરી લાયકાત ઓછી કરીને પણ મુસલમાન મતદારોની સખ્યા એમની વસ્તીના પ્રમાણસર કરી દેવામા આવે એમણે કહેલુ કે મુસલમાનો ગરીબ છે અને ઘણી જગ્યાએ એમનામા કેળવણી પણ ઓછી છે એટલે જ્યા કર આપવો એ જ મતાધિકારની લાયકાત રહેવાની હોય ત્યા ઘણા મુસલમાનો ચળાઈ જશે અને એમની વસ્તીના પ્રમાણમા એમના મતદારોની સખ્યા ઘણી ઘટી જશે, એટલે આ થવુ જરૂરનું છે પજાબ સબધી જેટલા આકડાઓ મળી શકયા એનો મે ઝીણવટથી અભ્યાસ કર્યો મે જોયુ કે

અનેક જગ્યાએ વસ્તીના પ્રમાણમાં મતદારોનું પ્રમાણ કંઈક ઓછું હતું પણ એમાં બહુ ઝાઝો ફરક ન હતો. ભાગ્યે જ બે ટકાનો કે એથીયે ઓછો ફરક હતો. જ્યારે હિંદુ અને મુસલમાન બંનેનું સંયુક્ત મતદારમંડળ થવાનું હતું ત્યારે મતદારોમાં પોતાની સંખ્યા વસ્તી પ્રમાણે કરી દેવાની મુસલમાનોની માગણી મને ન્યાયી જણાઈ અને મેં એ સ્વીકારી. ખાસ કરીને જ્યારે કોંગ્રેસે પુખ્તવયનો મતાધિકાર દાખલ કરવાનું ઠરાવ્યું હતું ત્યારે એ માગણી સ્વીકારી લેવામાં મને કંઈ વાંધો જણાયો નહીં. પણ જ્યારે મેં શીખો અને હિંદુઓ સાથે વાત કરી ત્યારે શીખોએ એનો બહુ સખત વિરોધ કર્યો. પંજાબના હિંદુઓની સાથે વાતો કરતાં એમનામાંના કેટલાક મુખ્ય માણસોએ એ વાત સ્વીકારી લીધી. પણ બંગાળના હિંદુઓ કોઈ પણ રીતે એ વાત સ્વીકારવાને તૈયાર ન થયા. જે લોકો બંગાળમાંથી મધ્યસ્થ ધારાસભામાં ચૂંટાઈને ગયા હતા તેમની સાથે મારે પહેલાં વાત થઈ. બધુ સાંભળી વિચારીને એમણે એ સમાધાન પસંદ કર્યું પણ તેઓ બંગાળના બીજા લોકોની સંમતિ લેવી આવશ્યક માનતા હતા.

જ્યારે પંડિત માલવીયજીની સાથે વાત થઈ ત્યારે એમણે શીખો અને બંગાળના હિંદુઓનો ઉલ્લેખ કરીને કહ્યું કે જ્યાં લગી એ લોકો સ્વીકારે નહીં ત્યાં સુધી હુ પોતે કશુ કરી શકું એમ નથી. મેં બંગાળના આંકડા બહુ શોધ્યા; પણ કોઈ પણ સરકારી રિપોર્ટ કે પુસ્તકમાંથી મને ત્યાંની કોઈ બાબતની વસ્તુસ્થિતિની કશી ખબર ન પડી. એટલે જે રીતે પંજાબના હિંદુઓની પાસે આંકડા મૂકીને હું ચર્ચા કરી શક્યો એ રીતે બંગાળના હિંદુઓની સામે ન કરી શક્યો. પછી મેં શ્રી ઝીણા સાથે પણ ચર્ચા કરી કે તેઓ આ વાતની હઠ પડતી મૂકે; કારણ કે એમાં કંઈ સાર નથી. જ્યાં મુસલમાનોની બહુ ભારે બહુમતી છે ત્યાં એક બે ટકાના અંતરથી ચૂંટણીઓનાં પરિણામો ઉપર કંઈ ઝાઝી અસર થવાની નથી કે બહુ ફરક પડવાનો નથી. પણ તેઓ એ વાત માનતા ન હતા. કોંગ્રેસ તરફથી હું એમની વાત સ્વીકારી લેવાને તૈયાર હતો, પણ એમણે એ વાતનો આગ્રહ રાખ્યો કે પંડિત માલવીયજીનો પણ ટેકો મળવો જરૂરનો છે; કારણ કે જો સમાધાની થયા પછીયે પંડિત માલવીયજીની દોરવણી તળે કોમી ચુકાદા વિરુદ્ધ ચળવળ ચાલ્યા કરે તો એ સમાધાનીથી મુસલમાનોને કશો લાભ નહીં થાય.

એ જ અરસામાં દિલ્હીમાં કોમી ચુકાદાના વિરોધમાં એક સંમેલન ભરાયું, એમાં બંગાળના થોડા લોકો આવ્યા. એમણે કોમી ચુકાદાનો પૂરો વિરોધ કર્યો. હું કોઈ રીતે પંડિત માલવીયજીને મનાવી ન શક્યો. આખરે

એમણે આગ્રહ કર્યો કે મુસલમાનોને જેટલી બેઠકો મળી છે, ખાસ કરીને બંગાળમાં અને કેંદ્રમાં, એ પણ ઘટાડવી જોઈએ અને જ્યાં સુધી એ ઘટાડાય નહીં ત્યાં સુધી તેઓ એ સમાધાન સ્વીકારી શકે એમ નથી. બીજી બાજુ શ્રી ઝીણા પણ એ વાત પકડી બેઠા કે જ્યાં સુધી પંડિત માલવીયજીની સહી ન મળે ત્યાં સુધી તેઓ સમાધાન સ્વીકારવાના નથી. પોતા તરફથી તેઓ જણાવતા હતા કે મુસલમાન નેતાઓની સ્વીકૃતિ તેઓ મેળવી આપશે. આ રીતે જોકે મેં કોંગ્રેસ તરફથી વાતચીત શરૂ કરી હતી અને કોંગ્રેસ તથા મુસ્લિમ લીગના પ્રમુખ વચ્ચે જ એ વાત ચાલી હતી છતાં આખરે એટલા ખાતર તૂટી પડી કે શ્રી ઝીણા ફક્ત કોંગ્રેસની સાથે જ સમાધાની કરવાને તૈયાર ન થયા અને હિંદુ-સભાની સ્વકૃતિ પણ તેઓ જરૂરી ગણવા લાગ્યા.

આજે તો સ્થિતિ સાવ બદલાઈ ગઈ છે. હવે તેમની માગણી એ છે કે કોંગ્રેસ મુસ્લિમ લીગને મુસલમાનોનું પ્રતિનિધિત્વ ધરાવનારી એકમાત્ર સસ્થા તરીકે સ્વીકારે અને કોંગ્રેસ પોતે હિંદુઓની તરફથી સમાધાન કરવાને તૈયાર થાય! કોંગ્રેસ એ જમાનામાંયે કેવળ હિંદુઓની સસ્થા નહોતી અને આજે પણ નથી. તે સદાયે રાષ્ટ્રીય સંસ્થા રહેલી છે અને એમાં બધી કોમ અને બધા ધર્મોને સ્થાન છે અને રહેવાનું છે. એ જ પ્રમાણે એની નીતિ પણ રાષ્ટ્રીય છે અને રહેવાની છે. એ દિવસે સમાધાન ન થયુ. એ દુ ખની વાત છે; કારણ કે તે પછી પરિસ્થિતિ લાગલાગટ બગડતી જ ગઈ છે અને આજે તો આખું વાતાવરણ વિષમય થઈ ગયું છે.

આ વાતચીતો ચાલી ત્યા સુધી હું દિલ્હીમાં જ રહ્યો. વચ્ચે વચ્ચે એક બે દિવસ માટે ક્યાંક ક્યાંક જઈ આવતો હતો. એ દરમિયાન જ હુ અલ્લાહાબાદ અને આગ્રા જઈ આવ્યો. માર્ચ મહિનાથી મે વ્યવસ્થિત પ્રવાસ કરવાનું ઠરાવ્યુ. સૌ પહેલાં મેં પંજાબમાં જવાનું નક્કી કર્યું. માર્ચમાં ત્યાં ગયો. પહેલવહેલાં મને જાલંધરમા ઉતારવામાં આવ્યો. ત્યાંથી થોડે દૂર આદમપુરમાં ખાદીનું મુખ્ય કેંદ્ર આવેલું છે. ત્યાં જઈને મેં ત્યાનું કામ જોયું. જાલધરથી લાહોર ગયો. ત્યાંથી બીજી જગાએ જવાનો કાર્યક્રમ બનાવેલો હતો. લાહોરમાં હું આગગાડીમાંથી ઊતર્યો એટલે રિવાજ પ્રમાણે મોટું સરઘસ કાઢવામાં આવ્યુ. સરઘસ થોડે દૂર ગયું ત્યા બહુ જોરથી વરસાદ પડવા માંડયો. હું સાવ પલળી ગયો પણ સરઘસ પૂરું કર્યાં પછી જ મને છૂટી મળી. સરઘસ પૂરું થતા રાત થઈ ગઈ હતી. મને લોકસેવક સમિતિ (सर्वेन्ट्स ऑफ पीपल्स सोसायटी)ના

લાજપતરાય ભવનમાં જમવા લઈ ગયા. જમીને રાતવાસો કરવા દાક્તર સત્યપાલને ત્યાં ગયો. વરસાદથી પલળી જવું અને ત્યાર પછી રાતની ઠંડી મારાથી વેઠી શકાઈ નહીં. બીજે દિવસે સવારે જ દમ અને ઉધરસ શરૂ થઈ ગયાં. મેં આશા રાખી કે મારી તબિયતને ફાવે એવી મોસમ આવી ગઈ છે એટલે આ ગરબડ એક બે દિવસમાં ઠીક થઈ જશે, પણ એમ ન બન્યું ને હું માંદો પડી ગયો. પરિણામે મારે આખો કાર્યક્રમ બદલી નાખવો પડ્યો. કેટલાયે દિવસ સુધી મારે લાહોરમાં રોકાઈ રહેવું પડ્યું. ઘણા દિવસો લગી રોજ થોડોઘણો વરસાદ થયા કરતો હતો. પંજાબમાં ફરવા માટે મેં જેટલો વખત કાઢ્યો હતો તે બધો હું સાજો થયો ત્યાં પૂરો થયો. પંજાબની મુસાફરી માંડી વાળીને હું પરબારો બિહાર પાછો આવી ગયો.

પંજાબ જેવા પ્રાંતમાં કૉંગ્રેસીઓની અંદર પરસ્પર બહુ મતભેદ છે એ ખેદની વાત છે. એ વખતે પણ એનું જોર હતું. મારે અમુક અંશે એના ભોગ બનવું પડ્યું હતું. એ વાત રમૂજભરી છે એટલે અહીં આપવી ખોટી નહીં ગણાય. એમાં કોઈને દોષ દેવાનો આશય નથી. વાચકોના મનોરંજન માટે, અને અંદર અંદરના મતભેદને લીધે બહારથી આવનારા મહેમાનોને કોઈ કોઈ વાર કેટલી અગવડ થાય છે એ જણાવવા માટે આ લખી રહ્યો છું.

અમારે જાલંધર ઊતરવાનું પહેલેથી જ નક્કી હતું. અમારી ગાડી સવારે ત્રણ ચાર વાગ્યાના શુમારે પહોંચતી હતી. જાલંધરમાં બે સ્ટેશન આવેલાં છે, એક શહેરનું અને બીજું છાવણીનું. કયે સ્ટેશને ઊતરવાનું છે એ હું જાણતો ન હતો. પણ મેં માનેલું કે જ્યાં ઊતરવાનું હશે ત્યાં કોઈક આવશે અને ઉતારશે. એટલે એ વિષે હું નિશ્ચિંત હતો. પહેલું સ્ટેશન આવ્યું ત્યાં કેટલાક લોકો આવ્યા તેમણે મને ઊતરવાનું કહ્યું. મારી સાથે કૃપાલાનીજી પણ હતા. અમે ત્યાં ઊતરી ગયા. પેલા લોકો અમને સ્ટેશનના મુસાફરખાનામાં લઈ ગયા અને ત્યાં હાથ-મોઢું ધોઈને અમને તૈયાર થવા કહ્યું અમે ધાર્યું કે સવારે તેઓ અમને ત્યાંથી લઈ જશે. પણ અમે જેમને ત્યાં ઊતરવા માગતા હતા અને જેમને અમે તાર કર્યો હતો એ ગૃહસ્થ (રાયજાદા હંસરાજ) સ્ટેશન પર આવ્યા નહોતા. એથી અમને આશ્ચર્ય થયું. અમે વિચાર્યું કે સવારે તેઓ આવશે અને અમને તેડી જશે. અમે હજુ હાથ મોઢું ધોતા હતા એવામાં મોટરમાં રાયજાદા સાહેબ આવી પહોંચ્યા. એમની પાસેથી જાણ્યું કે તેઓ બીજે સ્ટેશને અમારી રાહ જોઈ રહ્યા હતા અને અમે ગયા નહીં એટલે તેઓ અમારી તપાસમાં

આવ્યા હતા. જે લોકોએ અમને ઉતાર્યા હતા એ બીજા પક્ષવાળા હતા અને તેઓ અમને રાયજાદા સાહેબને ત્યાં ઊતરવા દેવા નહોતા માગતા. એમણે બીજી જગાએ અમારા ઉતારાનો પ્રબંધ કર્યો હતો. બન્ને વચ્ચે અંદર અંદર કંઈક વાતો થઈ. અમે મહેમાનો સંકડામણમાં હતા. છેવટે એમ નક્કી થયું કે અમે બપોરે રાયજાદા સાહેબને ત્યાં જમીએ અને સવારે જેમને ત્યાં અમને ઉતારવાનું બીજા પક્ષવાળાઓએ ઠરાવ્યું હતું તેમને ત્યાં નાસ્તો કરીએ. હું રાયજાદા સાહેબને પહેલેથી સારી રીતે ઓળખતો હતો એટલે મેં એમને તાર કર્યો હતો. પણ ત્યાંના લોકોની આ દશા જોઈને તેમણે જે વ્યવસ્થા કરી એ સ્વીકારી લેવી પડી. અમે રાયજાદા સાહેબને ત્યાં ગયા. હાથ મોં ધોઈને નાસ્તો કરવાને બીજી જગાએ ગયા. ત્યાંથી આદમપુર ગયા. પાછા આવીને રાયજાદા સાહેબને ત્યાં જમીને રેલગાડીમાં લાહોર જવા ઊપડ્યા.

પણ અમારી મુશ્કેલી એટલેથી જ ન અટકી. લાહોરમાં ક્યાં ઊતરવું એ કોયડાનો હજી નિવેડો આવ્યો નહોતો. એક માણસ રેલમાં દાક્તર સત્યપાલની પત્નીનો કાગળ લઈને આવ્યો અને અમને મળ્યો. એ વખતે દાક્તર સાહેબ જેલમાં હતા. તેઓ પ્રાંતિક સમિતિના પ્રમુખ હતા. જો તેઓ બહાર હોત તો બધી ગોઠવણ તેઓ જ કરત. એમની ગેરહાજરીમાં બીજાઓએ ગોઠવણ માથે લીધી હતી. મને ખબર મળ્યા કે લોકસેવક સમિતિના સભ્યો, જેમાંના કેટલાયે ઓળખીતા મિત્રો હતા એમણે અમને સભાભવનમાં ઉતારવાની સગવડ કરી છે. શ્રીમતી સત્યપાલે લખ્યું કે મારા પતિ જેલમાં છે એટલે હું આશા રાખું છું કે કાંઈ નહીં તો એ કારણે પણ તમે મારે ત્યાં ઊતરવાનું ઠરાવશો. હું વળી પાછો મુશ્કેલીમાં આવી પડ્યો. બન્ને પક્ષના લોકો વચ્ચે ગાડીમાં બોલાચાલી થવા લાગી. પોતાના આકરા સ્વભાવ પ્રમાણે કૃપાલાનીજી બહુ ચિડાયા. એમણે બન્નેને ધમકાવ્યા કે તમે લોકો અંદર અંદર કશું નક્કી નથી કરી લેતા અને મહેમાનોને મુશ્કેલીમાં મૂકો છો. વળી મને કહેવામાં આવ્યું કે એ દિવસે સાંજે લોકસેવક સમિતિએ શહેરના અનેક મોભાદાર માણસોને જમવા બોલાવ્યા છે અને હું ત્યાં નહીં જાઉં તો એમનું અપમાન થશે. છેવટે એમ ઠર્યું કે સાંજનું ભોજન લાજપતરાય ભવનમાં થાય, પણ હું દાક્તર સત્યપાલને ઘેરે જ ઊતરું. સરઘસમાં હું પકડાઈ ગયો એનું કારણ પણ કંઈક એવું જ હતું. વ્યવસ્થા કરનારાઓએ કયે રસ્તે સરઘસ લઈ જવું એ ઠરાવી રાખ્યું હતું. એટલે થોડાક રસ્તાઓ જતા કરીને તેઓ સરઘસને ટૂંકાવી ન શક્યા.

હું દાક્તર સાહેબને ઘેર ઊતર્યો. કમનસીબે માંદો પડ્યો. હવે કોઈ દાક્તર કે વૈદની જરૂર પડી. એમાં પણ મતભેદ હતો. પહેલા જે દાક્તર આવ્યા એમને વિષે બીજા પક્ષવાળાઓને સંતોષ ન હતો. તેઓ પોતાના દાક્તરને બોલાવવા માગતા હતા. છેવટે એલોપથિક દાક્તરને છોડીને હોમિયોપથિક દાક્તરને બોલાવવાની વાત આવી. કંઈક સાજો થયો એટલે હું બિહાર પાછો આવતો રહ્યો.

એપ્રિલથી જે પ્રવાસનો કાર્યક્રમ ઘડ્યો હતો તે લગભગ જૂનની આખર સુધી બરાબર પાર પાડ્યો. એપ્રિલમાં જબલપુરમાં અખિલ ભારત મહાસભા સમિતિની એક બેઠક ભરવામાં આવી. એ બેઠકને સારુ કોઈ ખાસ કાર્યક્રમ કે અગત્યનો પ્રશ્ન ન હતો. પણ મેં વિચાર્યું કે વરસમાં બે ત્રણ વાર તો મહાસમિતિએ મળવું જ જોઈએ જેથી કરીને કોંગ્રેસ અંગેના સવાલો ઉપર સભ્યોને વિચાર કરવાની તક મળે. ઘણા વખતથી મધ્ય પ્રદેશમાં મહાસમિતિની કોઈ બેઠક થઈ નહોતી. એટલે મેં ત્યાંના લોકોની માગણી મુજબ જબલપુરમાં બેઠક બોલાવી. એ સફળતાપૂર્વક પૂરી થઈ. ત્યાંથી હું પ્રવાસે નીકળ્યો. વરાડ પ્રાંતથી એનો આરંભ થયો. ત્યાં રાજકીય પરિષદ હતી અને એના પ્રમુખ પંડિત ગોવિંદ વલ્લભ પંત હતા. પરિષદ પૂરી થયા પછી હું વરાડ પ્રાંતના બધા જિલ્લાઓમાં ફર્યો.

જ્યાં જતો ત્યાં સ્વાગત થતું, સરઘસ નીકળતું અને સભાઓ થતી. લોકોમાં પુષ્કળ ઉત્સાહ દેખાતો હતો. મારા પોતાના પ્રાંતની બહાર આવી જાતની મુસાફરીનો મારો એ પહેલો અનુભવ હતો. એ અનુભવ સારો અને સુખદ હતો; કારણ કે એમાં જુદા જુદા પ્રાંતો જોવા ઉપરાંત કોંગ્રેસના સંગઠનને મજબૂત બનાવવાની થોડીક તક મળતી હતી અને લોકો સાથેનો સંપર્ક વધતો હતો.

વરાડનો પ્રવાસ પૂરો કરીને હું પરબારો કર્ણાટક ચાલ્યો ગયો. ત્યાંના બધા જિલ્લાઓમાં મેં પ્રવાસ કર્યો, ત્યાંથી આખા મહારાષ્ટ્રમાં ફર્યો હું સવારે વહેલો ઊઠીને નાહીધોઈ લગભગ સાત વાગ્યે મોટરમાં નીકળી પડતો. ઠેરઠેર સભાઓ કરીને બપોરે બાર વાગ્યે કાંઈક એવી જગાએ પહોંચી જતો જ્યાં જમવા કરવાની સગવડ રખાયેલી હોય. જમી તથા આરામ કરી લગભગ બે વાગ્યે ઊપડતો અને રાતના આઠ નવ વાગ્યા સુધી સભાઓ કરતો. રાત્રે ઉતારે પહોંચી જતો. રેલમાં ઓછું ફરતો. મોટે ભાગે મોટરમાં જ આખો પ્રવાસ પૂરો થયો. વરાડ, કર્ણાટક અને મહારાષ્ટ્રના પ્રવાસમાં જ અર્ધો એપ્રિલ, આખો મે તથા લગભગ આખો જૂન પસાર થઈ ગયો. એ દરમિયાન એક વાર જૂન

મહિનાની શરૂઆતમાં કેવળ બે ત્રણ દવસ પૂરતો હું મોટાભાઈના વાર્ષિક શ્રાદ્ધને માટે મારે ઘેર ગયો હતો.

બધે જ મોટા મોટાં સરઘસો અને મોટી મોટી સભા થઈ. નાના નાના કસબાઓ અને ગામડાંઓમાં પણ જવાની અને લોકોને મળવાની મને તક મળી. કર્ણાટકના જંગલો અને પહાડો વટાવતો દરિયા કિનારે થઈને મૈસૂર સુધી પહોચ્યો. ત્યાંથી પણ ફરતી વખતે સોલાપુર, સતારા, પૂના, બેલગામ, માલવણ, રત્નાગીરી, નાસિક, અહમદનગર વગેરે શહેરોમા જવાની પણ તક મળી. સુંદરમા સુંદર પ્રદેશો અને દશ્યો જોવા મળ્યા. પહાડોની કુદરતી છટા, જંગલોના સુંદર રળિયામણાં દશ્યો, દક્ષિણ ભારતની લીલોતરી અને સમુદ્રનું અફાટ જળ, એ બધાનું દર્શન થયુ. મોટરમા જવાથી એ દશ્યો જોવાની વધુ સગવડ મળી. લોકોના જાતજાતના પહેરવેશો જોયા અને ભાતભાતની બોલીઓ સાભળી. પણ એ બધાની અંદર રહેલી હિંદુસ્તાનની એકતા તરી આવતી હતી. એ ક્યાયે છૂપી રહી શકતી નહોતી એક બાજુએ સતારા અને સોલાપુરનો ધૂમ તડકો મળ્યો, તો બીજી તરફ મૈસૂર અને કુર્ગના જંગલોની શરીરને સુખ આપનારી શીતળ હવા મળી. મરકરામાં ઊંચા પહાડની સપાટી ઉપર સભાને માટે એક બહુ રળિયામણુ સ્થળ છે. ત્યા હજારો ફૂટની ઊંચાઈએ એક બાજુએ સભા થતી હતી અને બીજી બાજુએ હજારો ફૂટ નીચે નજર પહોચે ત્યા લગી લીલું લીલુ જંગલ જ જંગલ નજરે પડતું હતું. જમીન ક્યાક ઊચી ને ક્યાક નીચી હતી. પણ હરિયાળી તો સર્વત્ર નજરે પડતી હતી. ત્યાંના લોકોનો પોશાક પણ એમની નિરાળી ઢબનો હતો. સ્ત્રીઓ માથા ઉપર એક વેણી બાંધે છે. પુરુષો અંગરખું પહેરે છે અને કમરે એક જાતની કટાર કે તલવાર બાંધે છે. જંગલો બહુ ગીચ છે, તેમા હાથી થાય છે એમ સાંભળ્યુ અને વાઘ વગેરે તો હોય જ છે.

મહારાષ્ટ્રના પ્રવાસમાં બનેલા એક બનાવની વાત જણાવવા જેવી છે. મેં જોયુ કે ત્યાના લોકોને ફૂલોનો અત્યંત શોખ છે. સ્વાગતને સારુ તેઓ ફૂલની માળાઓ ઘણી લાવતા. ત્યાંનો એ રિવાજ છે કે જ્યારે કોઈ પ્રતિષ્ઠિત મહેમાન આવે ત્યારે એમના સ્વાગતમા ઘણી સસ્થાઓ ભાગ લે છે. અને દરેક તરફથી જુદા જુદા હાર આપવામાં આવે છે. એ પ્રમાણે દરેક સભામા મને પુષ્કળ હાર આપવામા આવતા. ફૂલના હાર કંઈ ટકવાના તો હોય નહીં. દિવસ આથમે ત્યાં તો એ કરમાઈ જતા અને ફેંકી દેવા પડતા. રસ્તામા ગાડીમાં એનો બોજો વધી જતો. જ્યા ગામમાથી હાર ન મળે ત્યાં લોકો દૂર દૂરથી પારસલથી હારો

મંગાવે. એમાં પૈસા પણ ઘણા ખરચાય અને એનો કંઈ ઉપયોગ પણ નહીં. એટલે મેં એક અપીલ બહાર પાડી કે જો લોકો સ્વાગત કરવા ને માન આપવા માગતા હોય તો તેઓ ફૂલના હાર આપવાને બદલે હાથના કાંતેલા સૂતરના હાર મને આપે તો સારું. શ્રી શંકરરાવ દેવને મારી આ વાત ગમી ગઈ. એમણે પણ એ વાત પર ભાર મૂકયો. પરિણામે મહારાષ્ટ્રમાં તેમ જ બીજા પ્રાંતોમાં જ્યાં જ્યાં હુ ગયો ત્યાં મને સૂતરના હાર આપવામાં આવ્યા. હું સૂતરની માળાઓ ભેગી કરીને સાથે લઈ આવ્યો. જ્યારે એ વણાવ્યું ત્યારે એટલું કપડું તૈયાર થયું કે મિત્રોને એમાંનું કેટલુંક વહેંચી આપ્યા પછી પણ મારે કેટલાંય વર્ષ સુધી ખાદી ખરીદવાની જરૂર ન પડી.

મહારાષ્ટ્રની સમિતિએ હું જ્યાં જાઉં ત્યા થોડા પૈસા પણ લોકો મને ભેટ આપે એવું ઠરાવ્યું હતું. આ ભેટ આપવાની શરૂઆત એ જ પ્રાંતમાં કરવામાં આવી. નાની નાની સભાઓમાં પહેલેથી જ લોકો થોડુંઘણું એકઠું કરી લેતા અને થેલી આપતા. નાનાં નાનાં ગામડાંઓમાં પણ એવી જાતની ભેટ મળતી. ક્યાંક ક્યાંક રસ્તે ગાડી રોકીને પણ ભેટ આપવામાં આવતી. આ રીતે લગભગ વીસથી બાવીસ હજાર રૂપિયા જમા થઈ ગયા. એનો અમુક ભાગ અખિલ ભારત મહાસમિતિને સારુ કૃપાલાનીજીએ લીધો અને આશરે પોણાથીયે વધુ ભાગ પ્રાંતિક સમિતિને સારુ ત્યાંના કામને માટે આપવામાં આવ્યો. એ આખી મુસાફરી દરમિયાન મહારાષ્ટ્રના કાર્યકર્તાઓની કામ કરવાની પદ્ધતિ અને એમની કાર્યકુશળતા જોઈને હું બહુ ખુશી થયો. પ્રવાસનો કાર્યક્રમ એવો બનાવેલો હતો કે બધી જગાએ વખતસર પહોંચવાની મને તક મળી. શ્રી શંકરરાવ દેવ મને પહેલેથી જ જણાવી દેતા કે કયી જગાએ કેટલું રોકાવાનું છે અને હું એ પ્રમાણે મારા ભાષણમાં વખત લેતો. જો જરા પણ મોડું થવા લાગતું તો તેઓ સોટી બતાવતા. સવારે રવાના થવામાં, બપોરે આરામ લીધા પછી નીકળવામા કે કોઈ જગાએ સભા પૂરી કરવામાં, બધે જ તેઓ પૂરેપૂરી કડકાઈથી વખતસર કામ કરતા અને કરાવતા. આથી જરાયે મુસ્કેલી વિના આખા દિવસનો કાર્યક્રમ પૂરો થઈ જતો અને જમવા કરવાને તથા આરામને સારુ જોઈતો વખત મળી રહેતો.

બધા પ્રાંતમાં એમ ન બન્યું. ક્યાંક ક્યાંક તો રાત્રે એક કે બે વાગ્યે પહોંચીને પણ સભા કરવી પડી. અમારા પોતાના પ્રાંતમાં ૧૯૩૭માં જ્યારે પંડિત જવાહરલાલજી આવ્યા ત્યારે બાંકીપુરમાં રાત્રે બાર વાગ્યે અને પટના શહેરમાં રાત્રે બે વાગ્યે — જાન્યુઆરી મહિનામાં — સભા

થયેલી. એ કડકડતી ઠંડીમાં લોકો ઉઘાડા 'મેદાનમાં સાંજના ૭થી રાતના બે વાગ્યા સુધી બેસી રહેતા. એટલે જ્યારે હું મહારાષ્ટ્રની એ વ્યવસ્થા સંભારું છું ત્યારે એમની કાર્યકુશળતાનાં વખાણ કર્યા વિના રહી શકતો નથી. પણ અમારા પ્રાંતની અવ્યવસ્થાને સારુ શું કહું' એટલે મોડે સુધી રાહ જોતા બેસી રહેવું એ આપણી જનતાના ઉત્સાહની અને ધીરજની નિશાની હતી, ત્યારે મહેમાનોનું એટલું બધું મોડું પહોંચવું એ આપણા અવ્યવહારુપણાની નિશાની હતી. પણ મેં જોયું છે કે આમ મોડું થવાનાં કારણોમાં લોકોનો પણ પૂરો હિસ્સો હોય છે. લોકો બહુ મોટી સંખ્યામાં ભેગા થાય છે. એ બધા જો પહેલેથી જ પોતાની જગાએ શિસ્તપૂર્વક બેસી રહે તો મહેમાનને મંચ સુધી પહોંચનાં મુશ્કેલી ન આવે. અને ત્યાં પહોચીને એ પોતાનું કામ પણ ઝપાટાબંધ પતાવી શકે. પણ એમ બનતું નથી. લોકોની મેદની અતિથિને ઘેરી વળે છે. એને આગળ ડગલું ભરવું અઘરું થઈ પડે છે. એ પછી મંચ સુધી પહોંચવામા ઘણો વખત નીકળી જાય છે. ત્યાર પછી પણ લોકોને બેસાડવામાં ને શાંત કરવામા વખત જાય છે. કાર્યક્રમ ઘડતી વખતે આપણે આ બધી બાબતની ગણતરી રાખતા નથી. જ્યાં સભા થવાની હોય ત્યાંને સારુ જોઈતી ગણત્રી રાખવામા આવે તો વળી લોકો રસ્તામાં જ ગાડીને રોકી પાડે છે, અને કાર્યક્રમ પ્રમાણે જ્યાં સભા રાખવાની ન હોય ત્યા પણ મહેમાનને થોડુંક બોલવાની ફરજ પાડે છે. આ કંઈ આપણે પહેલેથી જાણતા નથી અને કાર્યક્રમમાં તેને સારુ વખત પણ રાખેલો હોતો નથી, એટલે પછી ક્યાયે વખતસર પહોંચવું મુશ્કેલ થઈ પડે છે.

મહારાષ્ટ્રના લોકોમાં મેં સંયમ પણ જોયો. કાર્યક્રમ વિરુદ્ધ એમણે મને ક્યાંય રોક્યો નહીં, તેમ જ નકામો સમય બગાડવો પડે એવી ભીડ પણ ન કરી. સોલાપુરમાં એનું એક સરસ ઉદાહરણ જોવા મળ્યું. ત્યા લોકોએ સ્વાગતની ખૂબ તૈયારીઓ કરી હતી. આખું શહેર શણગાર્યું હતું. પણ જ્યારે અમે પહોંચ્યા ત્યારે ખબર પડી કે સરકારે સરઘસની મનાઈ કરી છે. કાર્યકર્તાઓએ એ હુકમ તો માન્યો પણ એમ છતાં લોકો મને જોઈ શકે તેને માટે બહુ સારી વ્યવસ્થા કરી. એ બહુ થોડા કલાકમાં જ પતાવવામાં આવ્યું. લોકોને કહેવામાં આવ્યું કે સૌ પોતપોતાને સ્થળે, રસ્તાઓ ઉપર, દુકાનો ઉપર કે મકાનોમાં ગોઠવાઈ જાય, મને જ્યાં થઈને સરઘસ જવાનુ હતું તે બધા રસ્તાઓ ઉપરથી લઈ જવામા આવશે; એ રીતે લોકો મને જોઈયે લેશે અને હું મારા સ્વાગતની તૈયારીઓ જોઈ શકીશ. લોકોએ વ્યવસ્થા કરનારાઓની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કર્યું.

હું સુગંધિત ફૂલોથી સજાવેલ ઉઘાડી ગાડીમાં ઉતારેથી નીકળ્યો; અને જ્યાં આગળ થઈને સરઘસ પસાર થવાનું હતું, તે બધા રસ્તા ઉપરથી ધીમે ધીમે પસાર થયો. મારી ગાડીની સાથે કેવળ બે ગાડીઓ હતી. એક આગળ અને બીજી પાછળ ચાલતી હતી. રસ્તાઓ, મકાનો, દુકાનો ને ઓસરીઓ ઉપર લોકો ચિકાર હતા. એમાંનું કોઈ પણ અમારી ગાડીની પાછળ કે સાથે દોડયું નહીં. ગાડી ધીમે ધીમે ચાલી એટલે બધા મને નિરાતે જોઈ શકયા. ગાડી ધીમી ચાલી હતી છતાં સરઘસમા જેટલો વખત લાગત એના કરતાં ઓછા વખતમાં એ પ્રદક્ષિણા પૂરી થઈ. લોકોની માગણી પ્રમાણે ગાડી અટકાવવામાં આવતી હતી. લોકો હાર વગેરે આપીને સ્વાગત કરતા હતા. આ રીતે મને શહેર જોવાની સરસ તક મળી. વળી ગાડીની પાછળ પાછળ ચાલી આવતી ભીડની ધૂળ તથા કાન ફૂટી જાય એવા અવાજોથી હું તદ્દન બચી ગયો. લોકો પણ દોડ દોડાની મુશ્કેલીમાંથી બચી ગયા. સરકારે સરઘસ એટલા માટે રોકયું હતું કે લોકો સ્વાગતમાં ભાગ ન લઈ શકે અને મેદની ભેગી ન થાય. બુદ્ધિશાળી કાર્યકર્તાઓની ચતુરાઈ ને લોકોના સંયમને પરિણામે બન્યું એવું કે લોકોની ઉપર સરઘસનો જે પ્રભાવ પડત એનાથી ઘણો વધારે પડયો.

બધી જગ્યાએ, સરકારી અટકાયત ન હોય ત્યા પણ શુ આ પ્રમાણે ન થઈ શકે? થઈ શકે, અને થવુ જ જોઈએ. આપણા કાર્યકર્તાઓનો ઘણો વખત લોકોના ટોળાને સાચવવામાં ચાલ્યો જાય છે. થોડાક મનમોજી માણસો કશાય અધિકાર વિના સરઘસના સંચાલનનું કામ પોતાના હાથમાં લઈ લે છે. એને લઈને બને છે એવું કે થોડાક જણ મહેમાનની ગાડીની સાથે સાથે આવે છે, જેથી કરીને એ ઢંકાઈ જાય છે અને પાસે ઊભેલા લોકો એને જોઈ શકતા નથી. એટલે પછી ન જોઈ શકનારાઓ પણ થોડે દૂર સુધી ગાડી સાથે થઈ જાય છે, અને એ રીતે સરઘસમાં ગરબડ થઈ પડે છે. એટલા બધા જણ એક સાથે ચાલતા હોવાથી ખૂબ જ ધૂળ ઊડે છે, સાથે ચાલનારાઓ આખો વખત પોકારો કર્યે જાય છે, ધૂળના માર્યો મહેમાનનું નાક રૂંધાઈ જાય છે અને કિકિયારીઓથી એના કાન ફૂટી જાય છે. તેમાંય વળી જો એ મારા જેવો દમનો રોગી હોય તો એનું પરિણામ એ જ દિવસે નહીં તો ટૂંક મુદતમા જ એને ભોગવવું પડે છે. સરઘસમા વધુ વખત જવાને લીધે જેઓ મહેમાનને જોવાને ખરેખર દૂરથી આવેલા હોય છે એમને નિરાશ થવુ પડે છે, અને ત્યાર પછીનો કાર્યક્રમ પણ મોડો પડે છે.

એ જ મુસાફરીમાં કોઈક જગ્યાએ મેં ક્વેટાના ધરતીકંપની ખબર સાંભળી. શરૂઆતના કેટલાક દિવસ સુધી તો ત્યાંના પૂરા ખબર મળ્યા જ નહીં. પણ જ્યારે છાપાઓમાં એની વિગતો આવવા માંડી ત્યારે જણાયું કે ત્યાંની હાલત પણ કાંઈ બિહાર જેવી જ હશે. મેં એક રિલીફ કમિટી સ્થાપી અને હું જ એનો પ્રમુખ બન્યો. ફાળો આવવા માંડ્યો. બિહાર અને ક્વેટામાં એ બાબતમાં મોટો ફરક હતો. ક્વેટાનો ધરતીકંપ ક્વેટા શહેર અને તેની ચારે બાજુએ બિહારના ધરતીકંપ જેટલો જ પ્રલયકર હતો; પણ એનો વિસ્તાર બિહાર જેટલો ન હતો. ક્વેટા એક લશ્કરી થાણું છે એટલે ત્યાં લશ્કર હાજર હતું અને લોકોને મદદ કરવાના ઉપયોગમાં એ આવ્યું. પણ એ જ કારણે ત્યાં કોઈ પણ ગેરસરકારી સંસ્થા કામ ન કરી શકી. છાપાંઓને સરકારની મંજૂરી વિના કંઈ પણ ખબર છાપવાની મનાઈ કરવામાં આવી. મંજૂરી સિવાય ખબરો છાપી દેવાને કારણે એક બે છાપાં સામે બહુ કડક પગલાં લેવામાં આવ્યાં. બહારથી લોકોને ત્યાં જવાની એકદમ બંધી કરવામાં આવી. એટલે ત્યાંની વાસ્તવિક સ્થિતિની કોઈનેયે ખબર ન પડી. જે કંઈ ખબર મળી તે સરકારી જાહેરાતો મારફતે જ. બીજો કંઈ ઉપાય જ ન હતો. છાપાંઓએ એ વિષે ઘણો ઊહાપોહ કર્યો, પણ કોણ સાંભળે! સરકારી અમલદારોને અને લશ્કરવાળાઓને જેમ ઠીક લાગ્યું તેમ કર્યું. ત્યાંથી આવેલા લોકોને મોઢે સરકારી નોકરો અને લશ્કરની સામે જાતજાતની ફરિયાદો સાંભળવામાં આવી. પણ તે કોઈ છાપી ન શક્યું. અને એમાં શું સાચું છે એ વિષે કોઈએ તપાસ પણ ન કરી. આવી રીતે ત્યાં છાપાંવાળાને જતા રોકવા અને બહારના માણસોને જવાની બંધી કરવી એ એક વિચિત્ર વસ્તુ હતી એમાં કંઈ શક નથી. એમાંથી લોકોએ એ અર્થ કાઢ્યો કે ત્યાંથી આવેલી ફરિયાદો સાચી છે અને એને ઢાંકી દેવાને માટે સરકારે એ પગલાં લીધાં છે. ઘણીયે સંસ્થાઓ અને લોકો ત્યાં જઈને સંકટમાં સપડાયેલાઓને મદદ કરવા માગતા હતા. પરંતુ કોઈને પણ ત્યાં જવાની રજા મળી નહીં.

ત્યાં ઘણા લોકો સિંધ અને પંજાબના હતા. જે બચ્યા તેમાંના ઘણા સિંધ અને પંજાબમાં પાછા આવી ગયા. એ લોકોની મારફતે જ જાતજાતની ખબરો ફેલાઈ. બહારના લોકોએ એવા નિરાશ્રિત લોકોને જ મદદ કરી. એમને એ મદદની જરૂર હતી કારણ કે એમના સર્વસ્વનો ત્યાં નાશ થયો હતો. ઘણાં કુટુંબના કમાનાર મુખ્ય માણસ ત્યાં ગુજરી ગયા હતા. એમને પહેલાં તો કોઈ એવે સ્થળે પહોંચાડી દેવાની જરૂર હતી

જ્યાં તેઓ રહી શકે. પણ એવી જગ્યાએ પહોંચ્યા પછી પણ એમને રહેવાનું કોઈ ઠેકાણું મળે એવી આશા નહોતી. એટલે એમને અમે ત્યાં લઈ જઈને થોડા દિવસ માટે રહેવાખાવાની સગવડ કરી આપવાની ને પછી ધંધે વળગાડવાની જરૂર હતી. મને ત્યાં જવાની અને બિહારના ધરતીકંપમાં કામ કરવાથી જે થોડોઘણો અનુભવ મળ્યો હતો એનો લાભ આપીને એમને મદદ કરવાની ઘણી ઇચ્છા હતી. પણ સરકારે રજા ન આપી. છાપાંઓએ એ વિષે સરકારની ટીકા કરી; પણ તે એકની બે ન થઈ.

હું કરાંચી પહોંચ્યો. ક્વેટાથી નાસીને ઘણા લોકો ત્યાં આવ્યા હતા. સિંધનાં બીજાં શહેરોમાં પણ જ્યાં ક્વેટાના સંકટપીડિત લોકો આવ્યા હોવાની ખબર મળી ત્યાં હું ગયો. ભીડમાં આવી પડેલા હજારો લોકોને હું મળ્યો. એમના દુઃખની કહાણી સાંભળી. એ પછી સરકારને મેં એક કાગળ લખ્યો. એમાં મારા સાંભળવામાં આવેલી બધી ફરિયાદોનો ઉલ્લેખ કર્યો. ત્યાં જવાની રજા પણ માગી. એનો જવાબ એ વખતના હિંદી સરકારના ગૃહમંત્રી શ્રી હેલેટે — અત્યારે યુક્ત પ્રાંતના ગવર્નર સર મોરિસ હેલેટ — એ લીટીના પત્રથી આપ્યો કે, ત્યાં જવાની રજા નહીં મળી શકે અને ફરિયાદો પણ સરકાર તપાસ કરવા જેવી નથી માનતી. એટલે મારે બહાર રહીને જ સેવાનું કામ કરવું પડ્યું. હું ક્વેટા તો ન ગયો પણ કરાંચી, જેકોબાબાદ, સક્કર, શિકારપુર વગેરે સિંધનાં શહેરોમાં ગયો. ડેરાગાઝીખાં, મુલતાન, લાહોર વગેરે પંજાબનાં શહેરોમાં પણ જ્યાં જ્યાં લોકો હિજરત કરીને આવ્યા હતા ત્યાં ત્યાં ગયો. એમને મદદ આપવા માટે મેં બધે સ્થળે કમિટીઓ બનાવી દીધી. કમિટીઓએ એમને બની શકે એટલી મદદ કરી. ક્વેટા રિલીફ કમિટીની અપીલના જવાબમાં લાખો રૂપિયા જમા થઈ ગયા અને એ વહેંચી આપવામાં આવ્યા. બિહાર કરતાં અહીં અપાતી મદદનું રૂપ સાવ જ જુદું હતું. પહેલાં હું બિહારમાં આપવામાં આવેલી જુદી જુદી જાતની મદદનું વર્ણન આપી ગયો છું. અહીં અમે ક્વેટામાં જ્યાં મદદની જરૂર હતી ત્યાં તો જઈ જ શક્યા નહોતા. એટલે ખાસ ક્વેટામાં જઈને કશું કરવાની બાબતમાં અમે લાચાર હતા. અહીં આગળ જ હિજરતીઓને ખાવાપીવાનું તથા દવા આપવામાં પૈસા થોડાઘણા ખર્ચાયા. વધારે ખર્ચ તો એમને વ્યક્તિગત રીતે પોતાનું જીવન ફરીથી શરૂ કરવા માટેનાં સાધનો આપવામાં જ કરવામાં આવ્યો. આ કામનો ભાર સિંધમાં શ્રી જયરામદાસે અને પંજાબમાં ડૉ. ગોપીચંદ ભાર્ગવે જ ઉપાડ્યો. એમની મદદમાં સ્થાનિક લોકો હતા. તેમણે ભારે સ્ફૂર્તિથી કામ કર્યું.

હું કહી ગયો કે પ્રવાસમાં જ મને કવેટાની ખબર મળેલી થોડા દિવસ સુધી મેં મારો પ્રવાસ અટકાવ્યો નહીં પણ જ્યારે ત્યાંની ભયંકર સ્થિતિના સમાચાર મળ્યા ત્યારે પ્રવાસ બંધ રાખીને મારે એ તરફ જવું પડયું. એ વખતે હું નાગપુરમાં મુસાફરી કરતો હતો. ત્યાર પછી ચોમાસાને કારણે મુસાફરી બંધ કરવાની જ હતી. આમ થોડાંક જ સ્થળોની મુસાફરી માંડી વાળવી પડી. ચોમાસું શરૂ થઈ ગયું. હું સિંધ અને પંજાબ જતો રહ્યો. ત્યાં બહુ ઓછો વરસાદ થાય છે અને જે થાય છે તે પણ મોડો થાય છે. એટલે જૂન મહિનાનો કેટલોક ભાગ અને જુલાઈનો આખો મહિનો મારો એ પ્રાંતમાં વીત્યો. ત્યાંની મુસાફરીના કારણમાં અને કાર્યક્રમમાં, બન્નેમાં થોડો ફેર પડયો. છતાં રાજકીય પ્રવાસમાં જે કામ થાય છે તે કામ તો ચાલતું જ રહ્યું. જ્યાં ગયો ત્યાં પહેલાં હૉસ્પિતાલોમાં કવેટાથી આવેલા ઘાયલ લોકોને જોવા જતો. ત્યાંથી એમને માટે બનેલી છાવણીઓમાં જતો અને એ નિરાશ્રિત લોકોને મળતો. એ સ્થળના લોકો પાસેથી હું થોડો ફાળો ઉઘરાવતો. રાહતનું કામ જોતો અને જાહેરસભામાં ભાષણ પણ આપતો. સિંધ અને પશ્ચિમ પંજાબમાં તો ફક્ત એટલું જ કામ થયું પણ જેમ જેમ કવેટાથી દૂર પૂર્વ પંજાબમાં પહોંચ્યો તેમ તેમ બીજું કામ પણ કંઈક કરી શક્યો. આમ જે મહિનાઓમાં ચોમાસાને લીધે બીજા પ્રાંતોમાં ન ગાળી શકત એ મહિનાઓ મેં સિંધ અને પંજાબમાં વિતાવ્યા અને જે કાંઈ બની શકયું એ ત્યાં કર્યું. આ મુસાફરીમાં પણ, ખાસ કરીને પંજાબમાં મોટે ભાગે મોટરમાં જ ફરવું પડયું. એટલે પંજાબના પૂર્વ અને મધ્ય ભાગના કેટલાયે જિલ્લાઓના ઊંડાણમાં જઈને ત્યાંની સ્થિતિ સારી રીતે જોઈ શકયો.

## ૧૧૫

# કૉંગ્રેસનો ઇતિહાસ અને દેશી રાજ્યોની સમસ્યા

કૉંગ્રેસનો જન્મ ૧૮૮૫ના ડિસેમ્બરમાં જ્યારે એનું પહેલું અધિવેશન મુંબઈમાં ભરાયું ત્યારે થયો હતો. ૧૯૩૫ના ડિસેમ્બરમાં એને પચાસ વર્ષ પૂરાં થતાં હતાં. એટલે કૉંગ્રેસની અર્ધશતાબ્દી (સુવર્ણ મહોત્સવ) ધામધૂમથી ઊજવવાનું નક્કી કરવામાં આવ્યું હતું. એને સારુ જે કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો એ આગળ ઉપર જણાવવામાં આવશે, પણ અહીં એક વાત જણાવી દેવી જરૂરની છે. કૉંગ્રેસને શરૂ થયે પચાસ વર્ષ વીતી ગયાં હતાં પણ શરૂથી માંડીને આજ સુધીનો તેનો સારી રીતે લખેલો ઇતિહાસ મળતો નહોતો. દાક્તર સીતારામૈયાએ એક ઇતિહાસ લખી રાખ્યો હતો પણ એ હજી છપાયો નહોતો. એટલે આ જયંતી વખતે એક ઇતિહાસ પ્રસિદ્ધ કરવાનું વિચારવામાં આવ્યું. દાક્તર સીતારામૈયાને મેં વિનતી કરી કે એમણે જે ઇતિહાસ લખ્યો છે એ તેઓ પૂરો કરી આપે અને કૉંગ્રેસ તરફથી એ છાપવામાં આવે. એમણે ઇતિહાસ પૂરો કરી આપ્યો. ચોમાસામાં વર્ધામાં બેસીને અમે બન્ને મળીને એ ફરી તપાસી ગયા. એમા બહુ દિવસો લાગ્યા. જે થોડુંક બાકી રહી ગયુ હતું એ અલ્લાહાબાદના સ્વરાજભવનમાં બેસીને હું તપાસી ગયો.

એ ઇતિહાસ અંગ્રેજીમાં લખાયેલો હતો. એટલે અમે દેશી ભાષામાં પણ એની આવૃત્તિઓ સાથે સાથે જ બહાર પાડવાનું ઠરાવ્યું. એને સારુ હિંદી, મરાઠી, કાનડી, તેલુગુ, તામિલ, ઉર્દૂ વગેરે ભાષાઓમાયે એનો અનુવાદ છાપવાની ગોઠવણ કરવામા આવી.* અંગ્રેજી આવૃત્તિ છપાવવાની જવાબદારી અખિલ ભારત મહાસમિતિએ લીધી. કારણ કે પુસ્તક વેચાઈ ગયે પૈસા પાછા મળવાની ખાતરી હતી. બીજી દેશી ભાષાઓમાં એનો અનુવાદ કરાવવાની અને છપાવવાની જવાબદારી કેટલાક પ્રકાશકોએ અથવા તે તે ભાષાવાળા પ્રાંતની સમિતિઓએ માથે લીધી. જે દિવસે કૉંગ્રેસનો સુવર્ણ મહોત્સવ ઊજવાયો તે દિવસે અંગ્રેજી, હિંદી, મરાઠી, કાનડી, તેલુગુ, તામિલ અને ઉર્દૂ આવૃત્તિઓ છપાઈને તૈયાર થઈ હતી એવો મારો ખ્યાલ છે.

* એનો ગુજરાતી અનુવાદ નવજીવન પ્રકાશન મંદિર તરફથી બહાર પડ્યો છે. કિં. રૂ. ૩–૦–૦ —અનુવાદક

જેઓ એ દિવસે પુસ્તક ખરીદવા માગતા હતા તેમને એ મળી ગઈ હતી. જો એ પુસ્તક કંઈક વહેલું છપાઈને તૈયાર થઈ ગયું હોત તો એની વધારે નકલો વેચાઈ શકી હોત. તોયે એટલા થોડા વખતમાં હિંદી અને મરાઠીની બબ્બે આવૃત્તિઓ કાઢવી પડી હતી. અંગ્રેજીની પણ હજારો નકલની પહેલી, આવૃત્તિ આખી જ વેચાઈ ગઈ હતી. અને બીજી વાર એ છાપવી પડેલી, એમાંની થોડીક નકલો વેચાવી બાકી રહી ગઈ હતી. એ પુસ્તક ફરી તપાસવામાં મારે ઘણો વખત આપવો પડેલો અને એને માટે એક પ્રસ્તાવના પણ લખવી પડેલી.

આ જયંતીને પ્રસંગે કૉંગ્રેસ સંબંધી બીજાં નાનાંમોટાં પુસ્તકો છપાયાં. એકમાં કૉંગ્રેસના બધાયે ઠરાવો ભેગા કરીને છાપવામાં આવેલા. બીજા એક પુસ્તકમાં બધા નહીં પણ મુખ્ય મુખ્ય ઠરાવો છાપવામાં આવ્યા હતા. મદ્રાસવાળા શ્રી જી. એ. નટેશને એ પહેલાં જ કૉંગ્રેસના બધા પ્રમુખોનાં ભાષણો એકઠાં છાપ્યાં હતાં. એમણે એ પુસ્તક ૧૯૩૪ સુધીનાં ભાષણો સાથે છાપીને પૂરું કર્યું. આમ એ વર્ષે કૉંગ્રેસ સંબંધી ઘણું સાહિત્ય છપાયુ ને વેચાયું.

મારી તબિયતને ચોમાસાની હવા અનુકૂળ નથી આવતી. એ વર્ષે પણ મારી તબિયત ઢીલી રહી પણ કંઈ ખાસ પીડા ભોગવવી નહોતી પડી. મારું કામ અટક્યું ન હતું. કામ પણ મોટે ભાગે એક જ સ્થળે બેસીને મારે કરવું પડેલું. એવી દોડાદોડીને લીધે જે અનિયમિતતા થઈ જાય છે એમાંથી હું બચી ગયો. ચોમાસું પૂરું થયે દક્ષિણ ભારતનો પ્રવાસ કરવાનું મેં પહેલેથી વિચારી રાખેલું. એટલે મદ્રાસ ઇલાકાના તામિલનાડ, કેરલ અને આંધ્ર, એ ત્રણ પ્રાંતોને સારુ પ્રવાસક્રમ ગોઠવવામાં આવ્યો. મેં દશેરા પછી એ મુસાફરી શરૂ કરવાનું વિચારેલું. મુસાફરી શરૂ કર્યા પહેલાં મદ્રાસની અંદર મહાસમિતિની બેઠક ભરવાનું નક્કી કર્યું. એક ખાસ પ્રયોજન આવી પડવાથી એ જરૂરનું થઈ પડ્યું હતું.

પહેલેથી જ દેશી રજવાડાંઓની બાબતમાં કશો હસ્તક્ષેપ ન કરવાની કૉંગ્રેસે પોતાની નીતિ રાખી હતી. શરૂઆતમાં ગમે તે કારણે એ નીતિ સ્વીકારવામાં આવી હોય પણ હવે એ બાબતમાં મોટો મતભેદ ઊભો થવા માંડ્યો હતો. દેશી રજવાડાંઓમાં જવાબદાર રાજતંત્ર હોતાં નથી. રાજાઓ ફાવે તેમ વર્તે છે. ક્યાંક ક્યાંક સારો દીવાન મળી જતાં રાજ્યવ્યવસ્થા સુધરે છે અને લોકોને 'કંઈક લાભ પણ મળે છે.' પણ રાજ્યશાસનમાં પ્રજાને કોઈ પણ જગાએ અધિકાર હોતો નથી. સંખ્યામાં આ રજવાડાંઓ છસો સાતસો જેટલાં છે. એમાંનાં કેટલાંક થોડાં વીઘાંનાં ક્ષેત્રફળવાળાં અને

બહુ થોડી વસ્તીવાળાં સાવ નાનકડાં રજવાડાંથી માંડીને હજારો માઈલોના વિસ્તારવાળાં અને કરોડોની વસ્તીવાળાં મોટાં મોટાં રજવાડાં છે. એમનાં અધિકારો પણ એ જ રીતે જુદા જુદા છે. મોટાં મોટાં રજવાડાંઓ આંતરિક વ્યવસ્થામાં લગભગ પૂરેપૂરાં સ્વતંત્ર છે. તેઓ અદાલત, કચેરી, ચાણું, પોલીસ વગેરે બધું જ પોતાનું રાખે છે. નાનાં રજવાડાંઓ જમીનદાર કે જાગીરદાર જેવાં હોય છે. એમાંનાં કેટલાંકનું જોડાણ બ્રિટિશ સરકારની સાથે થયેલી સંધિથી થયેલું છે અને ઘણાંઓનો સંબંધ સનદથી નક્કી કરવામાં આવેલો છે. શરૂઆતમાં ભલે ગમે એવો એમનો સંબંધ હોય પણ હવે તો બ્રિટિશ સરકાર એ બધાની શિરતાજ છે. એમના રોજમરોજના કામમાં પ્રત્યક્ષરૂપે બ્રિટિશ સરકાર કંઈ જ દખલ કરતી નથી. એમ છતાં બ્રિટિશ રેસિડેન્ટ અને એનાં નીમેલા બીજા અમલદારો પોતાના દાયરાનાં રજવાડાંમાં ઘણી લાગવગ ધરાવે છે. ખાસ કરીને દીવાન અને કારભારીઓની નિમણૂક બાબતમાં એમનું ઘણું ચાલે છે. આ મુજબ બ્રિટિશ સરકાર પરોક્ષ રીતે તેના આંતરિક મામલામાં સારી પેઠે રસ ધરાવે છે.

કોઈ પણ દેશી રજવાડામાં બ્રિટિશ સરકારની મરજી વિરુદ્ધ કશુંયે મહત્ત્વનું કામ નથી થઈ શકતું એટલું જ નહીં, પણ જ્યારે કોઈ રાજા કે નવાબ બ્રિટિશ સરકારને ગમે તે કારણે નારાજ કરી બેસે છે ત્યારે એ રાજા કે નવાબનું આવી બને છે; એમને તરત જ ગાદી છોડવી પડે છે. ગાદીએથી ઉઠાડી મૂકવા માટે કંઈક ને કંઈક બહાનું સહેલાઈથી મળી આવે છે. એમ કહેવામાં આવે છે કે જો કોઈ રાજા પોતાના રાજ્યમાં ગેરવહીવટ ચલાવે, પ્રજા ઉપર જુલમ કરે તો એને ગાદીએથી ઉઠાડી મૂકવાનો હક બ્રિટિશ સરકારે પોતાના હાથમાં રાખ્યો છે. પણ મોટે ભાગે એવું જોવામાં આવ્યું છે કે જ્યારે બ્રિટિશ સરકારને નારાજ કરવામાં આવે ત્યારે રાજ્યની ગેરવ્યવસ્થાની શોધખોળ ચાલે છે અને ગેરવહીવટને નામે એમને ગાદીએથી ઉઠાડી મૂકવામાં આવે છે! જો કોઈ રાજા રાજ્યની ગેરવ્યવસ્થાની સાથે સાથે બ્રિટિશ સરકારને રાજી પણ રાખી શકે તો એ સાવ નિર્ભય અને નિરંકુશ રહી શકે છે. પણ જો ગેરવ્યવસ્થા સાથે એ બ્રિટિશ સરકારને પણ નારાજ કરી બેસે તો પછી એને માટે કશેય સ્થાન નથી રહેતું. આ રીતે લગભગ દર વર્ષે એકાદ રાજાને ગાદીએથી ઉઠાડી મૂકવામાં આવે છે અને છતાં રાજ્યોનો દાવો છે કે એમનો કેવળ સંબંધ બ્રિટિશ તાજની જોડે છે, બાકી તેઓ સ્વતંત્ર છે. આ દાવો સાવ પોકળ છે, કારણ કે જ્યારે આપણા હિંદુસ્તાની ભાઈઓની સામે એ રજવાડાંઓને ઊભાં કરવાં હોય છે ત્યારે બ્રિટિશ સરકાર એમની જોડેનાં કરારનામાંઓની

દાંડી પીટે છે અને જ્યારે એ એમની સાથે પોતાનું મનધાર્યું કરવા માગે છે ત્યારે તે પ્રમાણે વર્તે છે; તથા રાજાની કે એની પ્રજાની એક પણ વાતને કાન દેતા નથી. બ્રિટિશ સરકાર સાથે આવો સંબંધ હોવા છતા એ રજવાડાંઓનો દાવો છે કે તેઓ પોતાના રાજ્યમાં મરજી પ્રમાણે વર્તશે. એટલે પોતાને ત્યાં જવાબદાર રાજ્યતંત્રનો પડછાયો પણ એ પડવા દેવા નથી માગતાં.

બ્રિટિશ હિંદમાં રાજકીય સભાઓ પચાસ વર્ષથીયે વધુ વખતથી થતી આવી છે અને ત્યાં લોકોમાં ખૂબ જાગૃતિ આવી ગઈ છે. બ્રિટિશ સરકારને લાચારીથી બ્રિટિશ રાજ્યનીતિની પ્રજાતંત્રવાદી પદ્ધતિને લીધે હિંદમા પણ પ્રજાતંત્ર સ્થાપવાની જાહેરાત કરવી પડી છે. અવારનવાર જે બનાવો બનતાં રહ્યાં છે એ હિંદને એ દિશાએ આગળ વધારતા ગયાં છે. હજુ આપણે જેટલે પહોચવા માગીએ છીએ એટલે લગી સરકાર આપણને પહોચવા દેતી નથી, એ નોખી વાત છે. છતા એ વાતની ના પાડી શકાય એમ નથી કે અહીંના બંધારણનો ઝોક એ તરફ છે. બ્રિટિશ હિંદ અને દેશી રજવાડા એકબીજા સાથે એટલાં બધાં ગૂંથાયેલાં છે કે ઉપલક દૃષ્ટિએ એમા કોઈને ભેદ નજરે ન પડે. ભેદ રાજ્યવ્યવસ્થામાં છે પણ બંનેની રૈયત વચ્ચે કશો ભેદ નથી. સરહદની આ બાજુએ જે લોકો વસે છે એ જ સરહદની બીજી બાજુએ પણ વસે છે. બને એક જ બોલી બોલે છે, એક જ ધર્મ પાળે છે, તેમની સંસ્કૃતિ પણ એક જ છે. પરસ્પર લેવડદેવડ અને બેટીવ્યવહાર પણ કરે છે. પરતુ રાજ્યવ્યવસ્થામા બહુ મોટો ફેર પડી જાય છે. એટલે જ્યારે બ્રિટિશ હિંદમા જાગૃતિ આવી ત્યારે રજવાડાઓની પ્રજા ઉપર એની અસર થયા વિના રહે એમ ન હતું. એ લોકોને પણ પોતાની રાજ્યવ્યવસ્થામા અધિકાર મેળવવાની અભિલાષા જાગી. ત્યા ચાલતી નાદિરશાહીને કારણે એ અધિકારની જરૂરિયાત ઘણી વધારે વર્તાવા લાગી. ત્યાના લોકોએ કંઈક સંગઠન પણ કરવા માંડ્યું. એ લોકો બ્રિટિશ હિંદની રાજકીય ચળવળમા ભાગ લેતા થયા. એ રીતે અહીંના વિચારો તેઓ પોતાની જોડે પોતપોતાનાં રજવાડાઓમા લઈ જવા લાગ્યા. એટલે દેશી રજવાડાઓના આતરિક મામલામા દખલ ન કરવાની કોંગ્રેસની જૂની નીતિ લોકોને ખૂંચવા લાગી

નાગપુર કોંગ્રેસ વખતે ૧૯૨૦ના ડિસેમ્બરમા જ્યારે નવેસરથી કોંગ્રેસે પોતાનું બંધારણ ઘડ્યું અને ભાષાવાર પ્રાંતોની રચના કરી ત્યારે દેશી રજવાડાંઓની પ્રજાને પોતાના પડોશની બ્રિટિશ હિંદની કોંગ્રેસી પ્રાંતિક સમિતિઓમાં સામેલ થવાનો હક આપ્યો. એ મુજબ જ્યાં ગુજરાતી

બોલાતું હતું એ બધાંયે દેશી રજવાડાંઓની પ્રજાને ગુજરાત પ્રાંતિક સમિતિનાં હાથ તળેની સમિતિઓમાં સભ્ય બનવાનો અને ચૂંટાવાનો હક મળ્યો. ગુજરાત પ્રાંતિક સમિતિને અખિલ ભારત-મહાસમિતિના સભ્ય તરીકે તેમ જ કૉંગ્રેસ અધિવેશનના પ્રતિનિધિ તરીકે તે બ્રિટિશ ગુજરાત અને રજવાડી ગુજરાત-કાઠિયાવાડની વસ્તીને હિસાબે જેટલાં માણસો ચૂંટી શકે તેટલા ચૂંટવાનો અધિકાર મળ્યો. એટલે કે કેવળ બ્રિટિશ ગુજરાતની વસ્તીને જ ગુજરાતની વસ્તી ન ગણતાં એની સાથે ગુજરાતી બોલનારા રજવાડી ગુજરાતની વસ્તીને પણ જોડી દેવામાં આવી. એવી જ રીતે બ્રિટિશ સરકારની હદમાં અજમેર એક સાવ નાનકડી જગા છે છતાં કૉંગ્રેસના બંધારણમાં એ એક પ્રાંત ગણાયેલો છે અને એની વસ્તી ફક્ત એ નાનકડા ક્ષેત્રની જ ન ગણતાં એની સાથે આખા રજપૂતાનાની વસ્તી ભેળવી દેવામાં આવેલી છે. એટલે અજમેરને ઘણા પ્રતિનિધિઓ મોકલવાનો હક મળેલો છે.

આ નિયમનો અર્થ ને કારણ તો એ હતું કે કૉંગ્રેસ દેશી રાજ્યોમાં કૉંગ્રેસ કમિટીઓ સ્થાપવા માગતી ન હતી. કારણ કે જો એમ કરવામાં આવે અને ત્યાંના રાજ્યની જોડે કંઈક મતભેદ જાગે અથવા રજવાડું પોતાને ત્યાં કૉંગ્રેસ કમિટી સ્થાપવાનું પસંદ ન કરે તો તેની સાથે ઝઘડો થાય; કૉંગ્રેસને આ રુચતું ન હતું. જ્યારે દેશી રજવાડાંઓમાં જાગૃતિ આવી ત્યારે ત્યાંના લોકોએ કૉંગ્રેસમાં એવી માગણી કરી કે કૉંગ્રેસે પોતાની નીતિ બદલવી જોઈએ અને બ્રિટિશ હિંદની માફક જ રજવાડાંઓમાં પ્રજાતંત્રને સારુ પ્રયાસ કરવો જોઈએ. એમની એ માગણી ન્યાયી હતી; કારણ કે બંને તરફની પ્રજામાં કંઈ અંતર ન હતું. બંનેની વચ્ચે તફાવત કરવો એ કૉંગ્રેસને છાજે એવું ન હતું. કૉંગ્રેસ બંનેની વચ્ચે ભેદ રાખવા માગતીયે ન હતી છતાં એ કજિયો વહોરીને એ પોતાની મુશ્કેલીઓ વધારવા નહોતી માગતી. વળી કૉંગ્રેસની માન્યતા એવીયે હતી કે જો આપણે બ્રિટિશ હિંદમાં બ્રિટિશ સરકારની તાકાત સામે કંઈક કરી શકીશું અને અહીં પ્રજાતંત્ર સ્થાપી શકીશું તો દેશી રજવાડાંઓમાં પણ એ સહેલાઈથી થઈ જશે; કારણ કે રજવાડાંનો આધાર મોટે ભાગે બ્રિટિશ સરકારની શક્તિ ઉપર જ છે. એમ છતાં છેલ્લાં કેટલાંય વર્ષો થયાં રજવાડાંઓની પ્રજામાં સારી પેઠે અસંતોષ ચાલી રહ્યો હતો. અને એનાં અનેક કારણો હતાં.

બ્રિટિશ સરકારે ગોળમેજી પરિષદમાં રજવાડાંઓના પ્રતિનિધિઓને પણ બોલાવ્યા હતા. ત્યાં આગળ આખા હિંદ માટે બંધારણ બનાવવાનો

પ્રયત્ન કરવામા આવેલો. એ બંધારણમાં બ્રિટિશ હિંદ અને દેશી રજવાડાંવાળું હિંદ એ બંનેને સમાવી લેવાનો પ્રયાસ થયો.

ગોળમેજીમા હાજર રહેલા રાજાઓએ જ્યારે કબૂલ કર્યું કે જો સંતોષકારક બંધારણ તૈયાર થશે તથા અમારા હકો અખંડિત રહેશે તો અમે પણ અમારાં પોતાના રજવાડાંઓને એ બંધારણમા દાખલ કરીશુ ત્યારે જ બને માટે એક બંધારણ ઘડવાની શરૂઆત થઈ શકી. ૧૯૩૫ની સાલમા જે મધ્યસ્થ ધારાસભા બનવાની હતી એની અંદર ⅔ ભાગ બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓનો અને ⅓ દેશી રાજ્યના પ્રતિનિધિઓનો રખાવાનો હતો. પણ એમાં એક મોટું અંતર એ રહેવાનું હતુ કે એમા બ્રિટિશ હિંદના પ્રતિનિધિઓ તો પ્રજાના ચૂંટેલા હોય અને રજવાડાઓના પ્રતિનિધિઓ રાજાઓ નીમે. રજવાડાની પ્રજાને એ વાત બહુ જ ખૂંચતી હતી; એટલું જ નહીં પણ અમને બધાને પણ બહુ જ ખરાબ લાગતી હતી, કારણ કે અમે ધારતા હતા કે એ રીતે બ્રિટિશ સરકાર દેખાડવા પૂરતી તો મધ્યસ્થ ધારાસભાના પ્રતિનિધિત્વનો હક આપે છે પણ ખરું જોતા એમાના ત્રીજા ભાગના સભ્યોને પોતાના રેસિડેન્ટોની મારફતે નીમવામા પૂરેપૂરો હાથ રાખશે. કોંગ્રેસ ઉપર દેશી રજવાડાઓમા બ્રિટિશ હિંદની જેમ જ કામ કરવાનું અને લોકોનું સગઠન કરવાનું દબાણ આવ્યુ એમાં એ પણ એક ખાસ કારણ હતું.

ચાલુ વાતાવરણની અસર પડવાથી કેટલાક દેશી રજવાડાઓના શાસકોએ પોતાને ત્યાં કંઈક સુધારા કર્યાં. અને ક્યાંક ક્યાક બહુ થોડા અધિકારો સાથે ધારાસભાઓ સ્થપાઈ, પણ હજી એકેય રાજ્યમાં, બ્રિટિશ હિંદના પ્રાંતોને ૧૯૨૦ના બંધારણથી મળ્યા હતા તેટલા હકો નથી મળ્યા, પણ કેટલીક જગ્યાએ — વડોદરા, મૈસૂર, ત્રાવણકોર વગેરે રાજ્યોમા કેળવણી સબધી અને બીજા કેટલાક સુધારા એવા થયા છે જે બ્રિટિશ રાજ્યથી પણ આગળ છે. પરંતુ લોકોને રાજકારભારમા હજુ લગી ત્યાં પણ અધિકાર મળ્યા નથી. અને જે નામના સુધારા થયા છે એ પણ કેટલાક ગણ્યાગાઠ્યાં રાજ્યોમા જ થયા છે. ઘણી જગાએ પ્રજામા જાગૃતિ થઈ રહી છે. બ્રિટિશ હિંદ અને કેટલાક દેશી રાજ્યોની સ્થિતિ જોઈને બધા રજવાડાઓની પ્રજા પોતપોતાને ત્યા સુધારો કરવા માગે છે

૧૯૩૦થી ૩૪ના સત્યાગ્રહની ચળવળમાં દેશી રાજ્યોની પ્રજાએ ઘણી જગાએ સારો ભાગ લીધો હતો ગુજરાતી અને મારવાડી લોકો વેપારમા ઘણા આગળ વધેલા છે તેઓ મુબઈ-કલકત્તા જેવા મોટાં મોટા

શહેરોમાં વેપાર કરવાને જાય છે. તેઓ ત્યાં જે ચળવળ ઊપડી તેથી પોતાને અલગ ન રાખી શક્યા. જે ગુજરાતીઓ અને મારવાડીઓ મુંબઈ અને કલકત્તા જેવાં શહેરોના સત્યાગ્રહમાં કોંગ્રેસ સાથે જોડાઈને બ્રિટિશ હિંદની અંદર જે હકોને સારુ લડતા હતા એ જ હકો માટે પોતાનાં રજવાડાંઓમાં પણ એવી જ હિલચાલ સ્વાભાવિક રીતે જ તેઓ લઈ જવા માગતા હતા. એ રીતે કોંગ્રેસની નીતિમાં ફેરફાર કરાવવા ઇચ્છનારાનો એક મોટો પક્ષ ઊભો થયો હતો. કોંગ્રેસમાં એવા કેટલાય બ્રિટિશ હિંદના લોકો પણ હતા, જેઓ બ્રિટિશ હિંદ અને રજવાડી હિંદ વચ્ચે કોઈ પણ જાતનો ભેદ જોવા તૈયાર નહોતા. એટલે મુંબઈ કોંગ્રેસ વખતે જ કોંગ્રેસની નીતિમાં ફેરફાર કરવાનો અવાજ ઉઠાવવામાં આવ્યો.

મહાત્મા ગાંધીજીનો પોતાનો જન્મ એક દેશી રજવાડામાં થયો હતો. કાઠિયાવાડનાં રાજ્યોથી તેઓ સારી પેરે પરિચિત હતા. બ્રિટિશ ગુજરાત દેશી રજવાડાંઓથી ઘેરાયેલું છે એટલું જ નહીં પણ બન્નેનાં ગામડાઓ એકબીજા સાથે એટલાં બધાં સંકળાયેલાં છે કે ક્યાં આગળ બ્રિટિશ રાજ્ય છે અને ક્યાં આગળ દેશી રાજ્ય છે એ કહેવું મુશ્કેલ થઈ પડે છે. એ રીતે એમને અને સરદાર વલ્લભભાઈ પટેલને દેશી રજવાડાંની હાલતનો પૂરેપૂરો અનુભવ છે. ત્યાંની પ્રજા સાથે પણ તેમને સારો પરિચય છે. મહાત્માજીનું માનવું હતું કે જો આપણે દેશી રજવાડાંઓનું કામ બ્રિટિશ ભારતમાં બેસીને કરવા માંડશું તો એ બરાબર થઈ શકવાનું નથી. ત્યાંની પ્રજાને પોતાના પગ ઉપર ઊભા રહેવાની તક પણ નહીં મળે જેથી તેનામાં આવશ્યક શક્તિ આવે. એટલે દેશી રાજ્યની પ્રજા પ્રત્યે પૂરતી સહાનુભૂતિ હોવા છતાં તેઓ રજવાડાંઓની અંદર બ્રિટિશ હિંદમાં ચાલે છે એવી રીતે કોંગ્રેસ પોતે કામ શરૂ કરે એમ ઇચ્છતા નહોતા. હા, ત્યાંની પ્રજા એવી ચળવળ જરૂર કરી શકે છે. કોંગ્રેસની એના પ્રત્યે સહાનુભૂતિ છે અને રહેશે. તથા એ સહાનુભૂતિ જરૂરિયાત પ્રમાણે અને સગવડ પ્રમાણે સાક્રિય પણ બની શકે છે અને બનશે. પણ ત્યાંની ચળવળની અને સંગઠનની જવાબદારી કોંગ્રેસ હમણાં પોતાની ઉપર લઈ ન શકે

મહાત્માજીએ પોતાના એક નિવેદનમાં એ મત જાહેર કર્યો. પણ જે લોકો દેશી રાજ્યોની બાબતમાં કોંગ્રેસ સીધી રીતે હસ્તક્ષેપ કરે એમ ઇચ્છતા હતા તેઓને એ નિવેદનથી કશો સંતોષ ન થયો. મેં કોંગ્રેસના પ્રમુખ તરીકે એક નિવેદન બહાર પાડ્યું પણ લોકોને એથીયે સંતોષ ન થયો. છેવટે કાર્યવાહક સમિતિએ પણ એક નિવેદન કર્યું. જેમાં

મદ્રાસમાં અખિલ ભારત મહાસમિતિની બેઠક કરવાનું એક કારણ એ પણ હતું કે કાર્યવાહક સમિતિના એ ઠરાવ ઉપર મહાસમિતિ વિચાર કરી શકે. મહાસમિતિએ કાર્યવાહક સમિતિનું નિવેદન મંજૂર રાખ્યું અને એ કજિયો કૉંગ્રેસમાં ચાલતો જ રહ્યો. કદાચ હજી સુધી એ પૂરેપૂરો પત્યો નથી.

આ બધાનું ગાંધીજીની નીતિના ઉદ્દેશ મુજબ બધી રીતે એક ષ્ટ પરિણામ આવ્યું. હવે રજવાડાંઓની પ્રજાએ રજવાડાંઓમાં જ પોતાની જ સંસ્થાઓ ઊભી કરી લીધી છે. ઘણાંખરાં રજવાડાંઓમાં પ્રજામંડળ કે એવા બીજા નામની સંસ્થા સ્થપાઈ ગઈ છે. અખિલ ભારત દેશી રાજ્ય પ્રજામંડળ પણ સ્થપાયું છે. આમ ત્યાંના જ લોકો પોતાની મેળે પોતાની ચળવળ ચલાવી રહ્યા છે. જ્યાં જરૂર હશે ત્યાં કૉંગ્રેસ પણ એમને મદદ કરશે. આ સ્થિતિએ પહોંચતાં અનેક વર્ષો લાગ્યાં છે. ૧૯૩૫ના દિવસોમાં એ વિષે બહુ વાદવિવાદ ચાલ્યો હતો. એટલે નીતિ નક્કી કરીને એ જાહેર કરવાની જરૂર હતી. આ મતભેદ કેવળ રાજકીય ચળવળની બાબતમાં જ હતો. પ્રજાકીય શાસનપદ્ધતિની બાબતમાં તો કૉંગ્રેસ જેમ બ્રિટિશ હિંદમાં તેમ ત્યાં પણ પોતાનું ધ્યેય માનતી હતી. એ એણે જાહેર પણ કર્યું હતું. રચનાત્મક કામની બાબતમાં પણ કશોયે મતભેદ નહોતો. કેટલાંય રજવાડાંમાં અસ્પૃશ્યતાનિવારણ સંબંધી કામ અને ખાદીની ઉત્પત્તિ તથા એના પ્રચારનું કામ વર્ષો થયાં સારી પેઠે ચાલતું આવ્યું છે એમાં પણ કશો મતભેદ નહોતો.

## ૧૧૬

# દક્ષિણ ભારતનો પ્રવાસ

હું વર્ધાથી મદ્રાસ જવાને ઊપડ્યો. મદ્રાસમાં મહાસમિતિની બેઠક પૂરી થયા પછી મેં દક્ષિણ ભારતનો પ્રવાસ શરૂ કર્યો. અહીં પણ પહેલાંના જેવો જ કાર્યક્રમ હતો — આખો દિવસ મોટરમાં મુસાફરી, ઠેર ઠેર રસ્તામાં ભાષણો આપવાં, બપોરે જમવા તથા આરામ લેવા જરાક રોકાવું અને ફરી પાછા રાતના નવદસ સુધી મુસાફરી ચાલુ રાખવી. સાંજ સુધીમાં ઘણુંખરું કોઈ મોટા ગામમાં પહોંચી જતો, ત્યાં રાત રહેતો અને ત્યાં મોડી સાંજે સભા થતી.

દક્ષિણ ભારતના પ્રવાસમાં ભાષાનો સવાલ ઊભો થયો. મધ્ય પ્રાંત અને લગભગ મહારાષ્ટ્ર સુધીમાં મેં હિંદીમાં જ ભાષણો કર્યાં. ક્યાંક ક્યાંક, ખાસ કરીને ગામડાંઓમાં શ્રી શંકરરાવ દેવ મારા ભાષણનો તરજુમો કરી દેતા; પણ ઘણીખરી જગાઓએ હિંદીથી જ કામ ચાલી જતું. પણ તામિલનાડમાં એ ચાલે એમ ન હતું. ત્યાં તો મદ્રાસથી જ મારે અંગ્રેજીમાં જ ભાષણ કરવું પડ્યું. હું જે કંઈ બોલતો તે દરેક વાક્યનું ભાષાંતર ત્યાંના કોઈ ભાઈ કરતા.

દક્ષિણ ભારતમાં ૧૯૧૮ની સાલથી મહાત્મા ગાંધીજીના ઉત્તેજનથી હિંદી પ્રચારનું કામ ચાલ્યા કરે છે. તામિલ પ્રાંતમાં પણ હજારો એવાં ભાઈબહેનો તૈયાર થઈ ગયાં છે જે હિંદી સમજી શકે છે અને બોલી શકે છે. જે જે મોટા શહેરમાં હું જતો ત્યાં એ શહેરના હિંદી પ્રચારકો જોડે મારી મુલાકાત થતી. કેટલાક તો ત્યાંના જ રહીશો હતા. તેમણે હિંદી શીખી લીધું હતું. અને કેટલાક ઉત્તર ભારતના કોઈ બિહાર તેમ જ યુક્ત પ્રાંતમાંથી ત્યાં જઈને એ કામમાં જોડાયા છે. હિંદી પ્રત્યેનો ત્યાંના લોકોનો પ્રેમ અને શ્રદ્ધા અવર્ણનીય છે. હિંદી પ્રચારનું કામ મોટે ભાગે ત્યાંના ભણેલાગણેલાઓમાં જ થયું છે. બહેનોએ એમાં ભાઈઓ જેટલો જ રસ લીધો છે. હિંદીની શાળાઓમાં વૃદ્ધો, બાળકો, સ્ત્રીઓ ને પુરુષો બધાં સાથે ભણે છે. એક વાર જ્યારે હું પહેલાં દક્ષિણમાં ગયો હતો ત્યારે મેં જોયું હતું કે એક જ સભામાં બાપદીકરાને તથા માદીકરીને હિંદીની પરીક્ષામાં પાસ થવાનાં પ્રમાણપત્ર એકસાથે આપવામાં આવ્યાં હતાં. હજુ લગી એ ક્રમ ચાલતો આવે છે. લાખો માણસોએ હિંદીનું જ્ઞાન મેળવી

લીધું છે. એમ છતાં મારે સારુ હજી હિંદીમાં ભાષણ કરી શકાય એમ ન હતું; કારણ કે હજારોની સંખ્યામાં લોકો ભેગા થતા, તેમાં હિંદી સમજનાર બહુ થોડા જ હોય. હિંદી જાણનારાઓ કરતાં અંગ્રેજી જાણનારાઓની સંખ્યા ઘણી વધારે રહેતી, છતાં કુલ લોકોના પ્રમાણમાં એમની ગણતરી નહીં જેવી જ રહેતી. એટલે હું અંગ્રેજીમાં બોલું કે હિંદીમા, સભામાંના નેવું ટકા માણસો એવા જ હોય જે ન તો અંગ્રેજી સમજી શકે, ન તો હિંદી સમજી શકે. એટલે એમને સારુ મારા ભાષણનું ભાષાંતર આવશ્યક થઈ પડતું.

ગામડાંના પ્રમાણમાં મદ્રાસ જેવા મોટા શહેરમાં અંગ્રેજી જાણનારાઓની સંખ્યા વધારે હોય પણ ત્યાંય અંગ્રેજીમાં ભાષણ સમજી શકે એવા લોકો ઓછા જ હશે. અંગ્રેજી જાણનારા હોય એટલાયે હિંદી જાણનારા ન હોય. અંગ્રેજીમાં ભાષણ કરવાનું એથીયે મોટું કારણ એ હતું કે અંગ્રેજીનું તામિલમાં ભાષાંતર કરી આપનાર માણસ સહેલાઈથી બધી જગાએ મળી આવતો, પણ હિંદીમાંથી તામિલમા ભાષાંતર કરનાર મળવો મુશ્કેલ હતો. એટલા માટે મારે તામિલનાડમાં અને કેરળ પ્રાંતમાં મોટે ભાગે અંગ્રેજીમાં જ ભાષણ કરવાં પડચાં. ઘણા દિવસથી અંગ્રેજીમાં ઝાઝું બોલવાની ટેવ છૂટી ગઈ હતી. પણ એ ચાર સભાઓ બાદ છૂટ આવી ગઈ અને સારી રીતે બોલી શકચો.

એક બીજી વાત પણ જણાવી દઉં એ સારું છે. મદ્રાસમાં હિંદુ ઘણું જૂનું અને પ્રતિષ્ઠિત છાપું છે. એનું વેચાણ ઘણું છે. છપાઈ પણ સુંદર હોય છે. એનું સંપાદન અને એના સમાચારનો સંગ્રહ પણ બહુ સરસ હોય છે. હિંદીઓને હાથે પ્રગટ થતાં અંગ્રેજી છાપાંઓમાં એ આખા હિંદુસ્તાનમાં સૌથી ચઢિયાતું છાપું છે એમ કહીએ તો તે અતિશયોક્તિ ન ગણાય. એ વાતનો મને ત્યાં આગળ પૂરેપૂરો અનુભવ થયો. હું જે દિવસે મદ્રાસ પહોંચ્યો એ દિવસે સ્ટેશને લોકોએ મારું સ્વાગત કર્યું. ત્યાં જ એક, નાનકડી સભા મળી. નાનકડી એ હિસાબે કે દરિયાકાંઠે જે સભા થાય એની સરખામણીમાં એ નાનકડી હતી. તેમ છતાં ત્યાં હજારો માણસો એકઠાં થયાં હતાં. સ્ટેશન પર મારુ સન્માન કરીને લોકો મને ત્યાં લઈ ગયા. એ પ્રાંતમાં ત્યાં જ મારે પહેલવહેલું કંઈક બોલવું પડયું. ત્યાંથી સરઘસ નીકળ્યું અને શહેરના જુદા જુદા ભાગોમાં થઈને મારે જ્યાં ઊતરવાનું હતું ત્યાં મયલાપુર પહોંચ્યુ. રસ્તામાં હિંદુની ઑફિસ આવતી હતી. જ્યારે સરઘસ હિંદુની ઑફિસ સામે આવ્યું ત્યારે મારા હાથમાં તેની એક નકલ, જે એ વખતે સાંજે બહાર પડતી હતી, તે મૂકવામા

આવી. એમાં મેં સ્ટેશન પર થયેલા સ્વાગતનું વર્ણન, ત્યાંના દૃશ્યનું ચિત્ર તથા મારું ભાષણ પણ જોયું. હું જ્યાં જતો ત્યાં હિંદુનો ખબરપત્રી હાજર જ રહેતો. એ મારું આખું ભાષણ, જે અંગ્રેજીમાં થતું એ પોતાના છાપાને મોકલી આપતો. એ રીતે તામિલનાડ અને કેરળમાં મારાં ભાષણોનો જેવો સારો ને સંપૂર્ણ રિપોર્ટ આવતો એવો બીજે ક્યાંય આવ્યો નથી. હિંદુનો કોઈ ખબરપત્રી મારી સાથે સાથે ફરતો ન હતો, પણ દરેક જગાએ સ્થાનિક ખબરપત્રી હોય. સ્થાનિક ખબરપત્રીઓને પણ શીઘ્રલિપિ આવડતી, અંગ્રેજીમાં સારી યોગ્યતા ધરાવતા અને પોતાના કામમાં એટલા તત્પર હતા કે મદ્રાસથી કોઈને મારી સાથે ફરવા આવવાની જરૂર ન પડી.

જે જે સ્થળે હું ગયો એ બધાંનાં નામ આપવાં મુશ્કેલ છે. પણ જો હું એમ કહું તો અતિશયોક્તિ નહીં થાય કે આખા પ્રાંતમાં ભાગ્યે જ કોઈ એવો તાલુકો કે શહેર હશે જ્યાં હું ન ગયો હોઉં, અને એક તાલુકેથી બીજે તાલુકે જતાં રસ્તામાં એવું મુખ્ય સ્થાન ભાગ્યે જ હશે જ્યાં હું થોડો વખત ન રોકાયો હોઉં. આ મુસાફરી પણ ઘણીખરી મોટરમાં જ થઈ. ક્યાંક ક્યાંકથી જ્યારે બે વાર પસાર થવું પડ્યું ત્યારે એક વાર મોટરમાં અને બીજી વાર રેલગાડીમાં મુસાફરી કરી.

હું ઉપર જણાવી ગયો કે મદ્રાસમાં બ્રાહ્મણ-અબ્રાહ્મણનો ઝઘડો ઉત્તર ભારતમાંના હિંદુમુસ્લિમ ઝઘડા જેવો અથવા બિહારમાંના બિહારી-બંગાળીના ઝઘડા જેવો જ છે. જસ્ટિસપાર્ટી એ અબ્રાહ્મણનો પક્ષ છે. હું ત્યાં ગયો એ પહેલાં એક વર્ષ અગાઉ, મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીઓમાં એ કૉંગ્રેસ સામે હાર ખાઈ ચૂકી હતી. એમ છતાં હજુયે એનો ત્યાં ઠીક ઠીક પ્રભાવ હતો. એને લીધે અનેક જગ્યાએ એવા સવાલો પૂછવામાં આવતા હતા જેના પરથી જણાઈ આવતું કે એ લોકો કૉંગ્રેસને બ્રાહ્મણોની સંસ્થા માનતા હતા. ઘણી જગ્યાએ મેં ચોખ્ખેચોખ્ખું જણાવ્યું કે કૉંગ્રેસમાં બધાને માટે સ્થાન છે; અને આજે પણ કાર્યવાહક સમિતિમાં ઘણા અબ્રાહ્મણો રહેલા છે. દાખલા તરીકે મેં મહાત્મા ગાંધી, સરદાર વલ્લભભાઈ પટેલ, આચાર્ય કૃપાલાની અને મારું પોતાનું નામ પણ આપ્યું. મેં જોયું કે ગમે તે કારણ હોય પણ આ પ્રચારનું માઠું ફળ એ આવ્યું છે કે કૉંગ્રેસ જેવી સંસ્થાને વિષે લોકોમાં શંકા પેદા કરી મૂકવામાં આવી છે.

પણ કેટલીક જગ્યાએ એના કરતાંયે રમૂજી વાત જોવામાં આવી. ત્યાં અબ્રાહ્મણોનું એક એવું મંડળ ઊભું થયું હતું જે પોતાને સ્વાભિમાની મંડળ (સેલ્ફ રિસ્પેક્ટ પાર્ટી) કહેવડાવતું હતું. એ મંડળ તરફથી કાળા વાવટા બતાવવામાં આવતા અને 'ગો બૅક' (ચાલ્યા જાઓ)ના

પોકારો કરવામાં આવતા. પણ એ મંડળ એટલું નાનું હતું કે એ કેવળ એક મજાકની વસ્તુ બની જતું. મને યાદ છે કે એક સભામાં થોડાક જણ 'ગો બૅક'ના અવાજો કરીને ગરબડ કરતા હતા. મેં હસીને સભાને પૂછયું કે હું પાછો ચાલ્યો જાઉં એમ કેટલા જણ ઇચ્છે છે અને ન જાઉં એમ કેટલા જણ ઇચ્છે છે? લોકોએ હાથ ઊંચા કરીને પોતાનો મત જણાવ્યો એટલે ચોખ્ખું જણાઈ આવ્યું કે 'ગો બૅક' પોકારનારાઓની સંખ્યા જૂજ હતી. મેં મારું ભાષણ પણ આ જ પ્રશ્નથી શરૂ કર્યું કે, જ્યારે આટલા બધા લોકો ઇચ્છે છે કે હું પાછો ન જાઉં એ સ્થિતિમાં મારે શું કરવું? એ પ્રશ્ન રજૂ કરતાંની સાથે જ આખી સભામાં હસાહસ થઈ પડી. લોકો એટલું બધું હસ્યા કે 'ગો બૅક' કહેવાવાળાઓ પણ હસવું ખાળી ન શકયા અને તેઓ પણ બધાની સાથે હસવામાં સામેલ થઈ ગયા. સભામાં શાંતિ પથરાઈ ગઈ.

બીજી એક જગ્યાએ રાત્રે સભા ચાલતી હતી. થોડા જણ ધાંધલ કરવા મંડયા પણ સભા બહુ મોટી હતી. એ ધાંધલની અસર મારા લગી પહોંચી ન હતી, પણ ત્યાં બેઠેલા લોકો કંટાળી ગયા. પોલીસવાળાઓ પણ ચિડાયા. ગરબડ કરનારાઓની સંખ્યા થોડીક જ હતી, એટલે પોલીસે એમને પકડીને પડખેના મકાનમાં પૂરી દીધા. સભા ચાલી ત્યાં સુધી તેઓને પૂરી રાખવામાં આવ્યા. મને એ વાતની ખબર પાછળથી પડી. પણ મેં એ જોયું કે જેઓ કાળા વાવટા લઈને આવતા એઓ પણ થોડી વાર ધાંધલ કરી લીધા પછી ભાષણ શરૂ થયે શાંત થઈ જતા અને ધ્યાનથી સાંભળતા. વચ્ચે વચ્ચે, ખાસ કરીને સરઘસ અને સ્વાગત વખતે તેઓ પોતાનું બધું જોર કાઢતા, ભાષણ વખતે નહીં.

તામિલનાડ, કેરળ અને આંધ્રમાં બહુ ભારે સ્વાગત થયું. પ્રચારનું કાર્ય પણ ઠીક ઠીક થયું. આંધ્રમાં હું સૌથી છેલ્લે ગયો. ત્યાં એક નવી વસ્તુ એ બની કે હિંદી પ્રચારસભાવાળા શ્રી સત્યનારાયણજી આખી મુસાફરીમાં મારી સાથે ફર્યા. તેઓ મૂળ આંધ્રના છે પણ એમનું હિંદીનું જ્ઞાન એટલું સરસ છે કે જો તેઓ હિંદીમાં ભાષણ આપવા માંડે તો કોઈ હિંદી બોલનારને શંકાયે ન આવે કે તેઓ હિંદી બોલનારા નથી. એટલે ત્યાં મારાં ભાષણોના ભાષાંતરનો પ્રશ્ન બહુ સહેલો થઈ ગયો. તામિલ કરતાં આંધ્રમાં હિંદીનો પ્રચાર પણ વધારે થયો છે. ત્યાં મેં એ પણ જોયું કે કેટલીયે જગ્યાએ લોકો હિંદીમાં ભાષણ સાંભળવા માગતા હતા. એટલે થોડી જગ્યાઓ બાદ કરતાં આંધ્રમાં બધે સ્થળે મેં હિંદીમાં જ ભાષણ આપ્યું. કારણ કે સત્યનારાયણજી જેવા દુભાષિયા મારી સાથે હતા. મારી સમજ મુજબ તેઓ

મારા ભાષણના ભાવ તેલુગુ ભાષાંતરમાં બહુ સરસ રીતે વ્યક્ત કરતા હતા. હકીકતમાં ત્યાંયે નેવું ટકા માણસો એવા આવતા હતા જેમને નહોતું હિંદી આવડતું કે નહોતું અંગ્રેજી આવડતું. હું અંગ્રેજીમાં બોલું કે હિંદીમાં, એમને તો તેલુગુમાં ભાષાંતર થાય ત્યાં સુધી રાહ જોવી પડતી. તામિલનાડમાં પણ એમ જ હતું. પણ આંધ્રમાં થોડા અંગ્રેજી જાણનાર હતા. તેઓ કાં તો હિંદી સમજી લેતા અથવા ભાષાંતર થતા સુધી રાહ જોવો તૈયાર હતા. તામિલનાડમાં અંગ્રેજી જાણનારા એટલી ધીરજ નહોતા રાખી શકતા.

એ મુસાફરીમાં મને ખબર પડી કે હિંદી પ્રચારસભાએ કેટલું મહત્ત્વનું કામ કર્યું છે અને રાષ્ટ્રને ઘડવામાં એ કામ કેટલું મદદગાર નીવડ્યું છે, તથા ભવિષ્યમાંયે એ કેટલું મદદરૂપ થાય એમ છે. એક બીજી વસ્તુ એ જોઈ કે હું જ્યાં ગયો ત્યાં મને જે થોડાએક મુસલમાનો મળ્યા તેમાંના ઘણાખરા થોડુંઘણુંયે ભાંગ્યુંતૂટ્યું હિંદી બોલી શકતા હતા. એમની ભાષા તો સ્થાનિક ભાષા જ હશે. પણ કોણ જાણે કઈ રીતે કંઈક એવી બોલી બોલતા જે હું સમજી શકતો. એ ચોખ્ખું હિંદીયે નહોતું અને ફારસીમિશ્રિત ઉર્દૂયે નહોતું. એ તો દરેક હિંદી બોલવાવાળો સમજી શકે એવી જાતની સરળ બોલી હતી. ત્યાંના લોકો એ ભાષાને 'મુસલમાની' નામ આપતા હતા! એ ઉપરથી અટકળ કરી શકાય છે કે ઉત્તર હિંદુસ્તાનમાં મુસલમાનો એ બોલી ત્યાં લઈ ગયા હશે.

તામિલનાડની મુસાફરીમાં બે જગ્યાની વાત જણાવવી જરૂરની લાગે છે. હું તિરુવન્નમલય પહોંચ્યો ત્યારે મને ખબર પડી કે રમણ મહર્ષિ ત્યાં જ રહે છે. પ્રવાસક્રમ એટલો ખીચોખીચ હતો કે હું ત્યાં રોકાઈ ન શક્યો. કેવળ બેપાંચ મિનિટ એમનું દર્શન કરી શક્યો. પણ વખતે મારા મનમાં ઇચ્છા થઈ ગઈ કે જો બને તો ફરી વાર આવીને નિરાંતે એમનું દર્શન કરું. તે પછી કેટલેક દિવસે શ્રી શંકરલાલ બેંકરે પણ મને એમની પાસે જવાની સલાહ આપી હતી. તેઓ પોતે ત્યાં ઘણી વાર જઈ આવેલા અને એમના ઉપર મહર્ષિની સારી છાપ પડેલી. એટલે થોડાં વરસ પછી હું શેઠ જમનાલાલજીની સાથે એક વાર ત્યાં ગયો અને કેટલાક દિવસ ત્યાં રોકાઈને મહર્ષિનાં દર્શન કર્યાં. એમનું દર્શન કરવાનું બીજું સ્થળ તે ચિદંબરમ્ હતું. ત્યાં આનામલાઈ ચેટ્ટિયારના દાનથી અન્નામલાઈ યુનિવર્સિટી સ્થપાઈ છે. એ વખતે ત્યાંના વાઈસ ચાન્સેલર શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી હતા. મને લખેલું કે અહીં આવો ત્યારે મારે ત્યાં ઉતરજો. એટલે

થયો. બે દિવસ સુધી હું એમનો મહેમાન રહ્યો. એમ તો મને શ્રી શાસ્ત્રીજી સાથે પહેલાનો પરિચય હતો પણ બે દિવસ સુધી એમની સાથે રહેવાનો પ્રસગ પહેલો જ હતો એ અનુભવ પછી એમના પ્રત્યેની મારી શ્રદ્ધા ઘણી વધી

કેરળ પ્રાતમા હુ કોચીન પણ ગયેલો ત્યા તાતાપુરમમા દેશ વિશાળ કારખાનું જોયુ પરતુ ત્રાવણકોર રાજ્યમાના એક બે સ્થળો જ જોઈ શકયો. એમાનું એક કન્યાકુમારી હતું. ત્યા મે થોડો વખત ગાળ્યો હિદુસ્તાનની દક્ષિણે આવેલી એ સૌથી છેલ્લી ભૂશિર. ત્યા બગાળને ઉપસાગર અને અરબી સમુદ્ર એકઠા થાય છે એ સ્થળ હિદુસ્તાનની દૃષ્ટિએ અને દુનિયાની દૃષ્ટિએ ઘણું મહત્ત્વનું છે લોકોએ હિદુસ્તાનના નકશા ઉપર ભારતમાતાને સ્ત્રીરૂપે ચીતરી દેખાડવાનો પ્રયત્ન કર્યો છે ચિત્રમા માતાના ચરણ ત્યા આગળ આવેલા છે મેં સાભળ્યુ છે કે સ્વામી વિવેકાનદ એ સ્થળે આવેલા ત્યારે સમુદ્રના મોજા રાતદિવસ પ્રક્ષાલન કરે છે એવા માતાના એ ચરણમા સાષ્ટાગ દડવત્ પ્રણામ કરવાને એકાએક આળોટી પડેલા મને પણ એ જગાએ કઈક એવી જ ભાવના થઈ હતી. પછી જ્યારે મારુ ધ્યાન એ બાબત પર ગયુ કે કન્યાકુમારીની સામે દક્ષિણ મહાસાગરમા ઠેઠ દક્ષિણ ધ્રુવ સુધી બીજો એકે ટાપુ કે જમીનનો ટુકડો આવેલો નથી, ત્યારે મારી એ ભાવના વધારે દૃઢ થઈ અને મને લાગ્યુ કે કુદરતે એક રીતે એ સ્થળે પૃથ્વીનો છેડો બનાવ્યો છે. ઉત્તર ધ્રુવથી માડીને સાઇબીરિયા, ચીન, તિબેટ, હિમાલય થઈને ભારતની પાર ત્યા (કન્યાકુમારી) સુધી જમીન ફેલાયેલી છે અને ત્યા જ તેનો છેડો આવી જાય છે. એની દક્ષિણે ઠેઠ દક્ષિણ ધ્રુવ સુધી પાણી જ પાણી પથરાયેલુ છે ખરેખર આપણે માટે એ એક અત્યત સુંદર, મનોહર અને પવિત્ર સ્થળ છે એનુ દર્શન કરીને ભારતવાસી ભારતની એકતાને અને એની એકવાકયતાને વીસરી શકે એમ નથી

કન્યાકુમારીથી ઉત્તરમા લગભગ જગન્નાથપુરી સુધી હુ એકધારો મોટરમા ફર્યો એટલે કે હિદુસ્તાનની પૂર્વે આવેલા દરિયાને કાઠે કાઠે મારો એ પ્રવાસ ચાલ્યો એ જ રીતે પશ્ચિમ કાઠે પણ કર્ણાટક અને મહારાષ્ટ્રની મુસાફરી વખતે બેગલોરથી માડીને ગુજરાત સુધી હુ મોટરમા મુસાફરી કરી ચૂકયો હતો વચ્ચે વચ્ચે આવતા શહેરમા પણ ત્યાના લગભગ બધા મુખ્ય સ્થળો જોવાની મને તક મળી હતી. કેટલાક સ્થાનો જોવાના રહી ગયા હતા ત્યા પણ પાછળથી ગયેલો એ

રીતે ફક્ત હૈદરાબાદ રાજ્યની અંદરનાં સ્થળોને બાદ કરતાં હું વિંધ્યાચળની દક્ષિણે આખા હિંદુસ્તાનની મુસાફરી કરી વળ્યો છું.

કાર્યક્રમ એવો ઘડવામાં આવ્યો હતો કે વીસમી કે એકવીસમી ડિસેમ્બરે એટલે લગભગ ત્રણ મહિનાની અંદર હું એ પ્રવાસ પૂરો કરીને વર્ધા પહોંચી જાઉં. પછી ત્યાંથી મુંબઈમાં કોંગ્રેસનો સુવર્ણ મહોત્સવ ઊજવવાની ગોઠવણ કરવામાં આવી હતી ત્યાં પહોંચી જાઉં. આંધ્રમાં સૌથી છેલ્લે હું વિશાખાપટ્ટન (વિઝાગાપટ્ટમ) પહોંચ્યો. ત્યાંથી આગગાડીમાં રાયપુર આવ્યો. પંડિત રવિશંકર શુક્લના આગ્રહને વશ થઈ મેં રાયપુરની સેવા સમિતિના ઉત્સવમાં ભાગ લેવાનું પહેલેથી વચન આપ્યું હતું. એ ઉત્સવ જોઈને વર્ધા પહોંચ્યો અને વર્ધામાં એક કે બે દિવસ રોકાઈને મુંબઈ ચાલ્યો ગયો.

## ૧૧૭

# કોંગ્રેસનો સુવર્ણ મહોત્સવ

કોંગ્રેસના સુવર્ણ મહોત્સવને પ્રસંગે આખા દેશમાં ઉત્સવ ઊજવવાની ગોઠવણ કરવામાં આવી હતી. મુખ્ય ઉત્સવ મુંબઈમાં જ્યાં ૧૮૮૫ના ડિસેમ્બરમાં કોંગ્રેસનું પહેલું અધિવેશન થયું હતું ત્યાં થવાનો હતો. મુંબઈની પ્રાંતિક સમિતિએ એ ઉજવણીને સારુ બહુ સારો પ્રબંધ કર્યો હતો. હું મુંબઈ પહોંચ્યો ત્યારે ખબર પડી કે સર દિનશા વાચ્છા બહુ બીમાર છે. કોંગ્રેસના સૌથી પહેલા અધિવેશનમાં ભાગ લેનારાઓમાં એ વખતે કદાચ તેઓ એકલા જ હયાત હતા. પંડિત મદનમોહન માલવીયજી ઘણું કરીને બીજા કે ત્રીજા વરસથી કોંગ્રેસમાં ભાગ લેવા લાગ્યા. સર દિનશા વાચ્છા સૌથી જૂના કોંગ્રેસી હતા એટલું જ નહીં પણ એ વખતે કોંગ્રેસના પ્રમુખો હયાત હતા તેમાં તેઓ સૌથી વૃદ્ધ હતા. એટલે મને મારી ફરજ લાગી કે ઉત્સવના શ્રીગણેશ હું એમનાં દર્શને જઈને તથા એમના આશીર્વાદ લઈને કરું. બીજી બાજુ વર્ષો થયાં એમને કોંગ્રેસ સાથે ભારે મતભેદ થઈ ગયો હતો. તેમની અને કોંગ્રેસની વચ્ચે બહુ અંતર પડી ગયું હતું. એમ છતાં કોંગ્રેસનો ઇતિહાસ જાણનાર કોઈ પણ હિંદી એમની સેવાઓને ભૂલી શકે એમ ન હતું. મેં એમનાં દર્શન કર્યાં ત્યારે તેઓ લગભગ બેભાન અવસ્થામાં હતાં. છતાં એ પણ મારે સારુ સૌભાગ્યની વાત હતી.

મુબઈમા સુવર્ણ જયતીનો મહોત્સવ બહુ ઠાઠમાઠ ઊજવાયો. હિંદુસ્તાનના લગભગ બધા શહેરોમા પણ એ ઘણી ધામધૂમથી ઊજવવામા આવ્યો. લોકોએ રોશની કરી, મોટી મોટી સભાઓ ભરી અને કોંગ્રેસના ઇતિહાસ સંબધી ભાષણો કર્યાં તે વખતે એક ખાસ નિવેદન બહાર પાડવામા આવ્યુ હતું તે બધી જગાએ લોકોને વાચી સભળાવવામા આવ્યુ હતું મે બીજા સ્થળોએ થયેલા ઉત્સવો જોયા નહોતા પણ એનાં વર્ણનો વાચ્યા હતા પટના પાછો ફર્યો ત્યારે સાથીઓ પાસેથી મે ત્યા થયેલા ઉત્સવના સમાચાર સાભળ્યા આખા દેશમા આની પહેલા આવો ઉત્સવ લોકોએ કદાચ કદી ઊજવ્યો ન હતો એ જ વર્ષે ઇંગ્લડના સમ્રાટ પચમ જ્યોર્જના રાજ્યને પચીસ વર્ષ પૂરા થતા હોઈ એનો રજત મહોત્સવ ઊજવવામા આવેલો. લોકોના મનમા કદાચ એવો ચડસ પણ હતો કે રાષ્ટ્રીય મહાસભાની જયતી પણ ભપકાદાર રીતે ઊજવવી જોઈએ એ ભાવના આ ઉજવણીને પ્રસગે અમનમા મૂકી.

મારા પ્રવાસ દરમિયાન મારા ભાષણોનુ ધ્યેય અને સાર એ જ હતો કે કોંગ્રેસના સગઠનને મજબૂત કરવુ જોઈએ. મારો ખ્યાલ એવો છે કે એ પ્રવાસની અસર થઈ કારણ કે ૧૯૩૦-૩૪ના સત્યાગ્રહ પછી સરકાર માનતી હતી કે તેણે કોંગ્રેસને કચડી નાખી છે. એ સજોગોમા લોકો ઇચ્છતા હતા કે કોંગ્રેસ પ્રત્યે પોતાના પ્રેમ અને શ્રદ્ધા જેવા ને તેવા કાયમ છે એ બતાવી આપવાનો મોકો મળે મે મારા પ્રમુખપદનો સમય આમ દોડાદોડમા ગાળ્યો ઘણુ કરીને મારી પહેલાના કોઈ પણ પ્રમુખે આટલી બધી લાબી મુસાફરી કરી નહોતી પડિત જવાહરલાલજી, જેઓ મારા પછી બીજી વાર પ્રમુખ ચૂટાયા તેમણે એ પરપરા ચાલુ રાખી અને પોતાની પ્રચડ શારીરિક શક્તિના બળે તેમણે મારા કરતાયે વધારે આકરી મુસાફરીઓ ખેડી

૧૯૨૯ના ડિસેમ્બરમાં લાહોર કોંગ્રેસમા કોંગ્રેસનુ અધિવેશન ફેબ્રુઆરી ને માર્ચમા રાખવાનું ઠરાવવામા આવ્યુ હતું એ ઠરાવ મુજબ કરાચીનુ અધિવેશન ૧૯૩૦ના ડિસેમ્બરમા ભરાવાને બદલે ૧૯૩૧ના માર્ચમા ભરાવાનુ હતું. ૧૯૩૦ના ડિસેમ્બરમા સત્યાગ્રહ ચાલતો હતો એટલે એ વખતે અધિવેશન થઈ શકે એમ ન હતુ, પણ નિયમ પ્રમાણે એ ૧૯૩૧ના માર્ચમા જ થવાનું હતુ અને એ પ્રમાણે કરાચીમા થયુ પણ ખરુ. ૧૯૩૨ અને ૧૯૩૩ની સાલમા સત્યાગ્રહને લીધે રીતસરના અધિવેશન થયા ન હતા. પણ પોલીસના હુકમનો ભગ કરીને દિલ્હી અને કલકત્તામા વરસતી લાઠીઓ વચ્ચે અધિવેશન થયેલા. ૧૯૩૪મા રીતસરનું અધિવેશન થયુ પણ

એ માર્ચમાં ન થઈ શક્યું; કારણ કે એ વખતે કૉંગ્રેસ ગેરકાયદે સંસ્થા હતી. એટલે એ અધિવેશન મુંબઈમાં ઑક્ટોબર માસમાં થયેલું. ત્યાર પછી જો ૧૯૩૫ના માર્ચમાં એ અધિવેશન કરવામાં આવે તો એ છેલ્લા અધિવેશન પછી પાંચમે જ મહિને આવતું હતું. એટલે ૧૯૩૫નું વર્ષ વીત્યા પછી ૧૯૩૬ના ફેબ્રુઆરી કે માર્ચમાં કોંગ્રેસની બેઠક ભરવાનું નક્કી કરવામાં આવ્યું. મુંબઈના અધિવેશન વખતે પંડિત જવાહરલાલજી જેલમાં હતા. જેલમાંથી છૂટયા પછી શ્રીમતી કમળા નેહરુની માંદગીને કારણે તેઓ યુરોપમાં એમની પાસે ચાલ્યા ગયા અને ત્યાં જ કમળાદેવીનો સ્વર્ગવાસ થયો. પંડિત જવાહરલાલ પ્રમુખ ચૂંટાયા હતા, એટલે તેઓ યુરોપથી પાછા આવે અને આવીને દેશની પરિસ્થિતિનો અભ્યાસ કરી લે ત્યાર બાદ જ અધિવેશન થઈ શકે એમ હતું. તેથી મુંબઈ પછીનું બીજું અધિવેશન લખનૌમાં ૧૯૩૬ના એપ્રિલમાં થયું. ૧૯૩૫ની આખર સુધીમાં હું મુસાફરીમાં અને સુવર્ણ મહોત્સવમાં રોકાયેલો રહ્યો. ત્યાર પછી શિયાળો આવતાં જરા માંદો પડ્યો. થોડો આરામ લેવાની પણ જરૂર હતી, એટલે લાંબી મુસાફરી ખેડી ન શક્યો.

જે દિવસે પંડિત જવાહરલાલ કમળાદેવીનાં ફૂલ લઈને હવાઈ જહાજમાંથી ઊતર્યા તે દહાડે એમનું સ્વાગત કરવાને હું પ્રયાગ ગયો. એ દિવસ શોકનો હતો; કારણ કે કમળાદેવી જેવી કામ કરવામાં દક્ષ અને દેશ પ્રત્યે પ્રેમ રાખનારી સ્ત્રી ભાગ્યે જ મળી આવે છે. તે ઉપરાંત દૂર દેશાવરમાં એમનો દેહ પડવો ને જવાહરલાલનું એમની ભસ્મ લઈને પાછા આવવું એ બધી બાબતો ગમગીન કરી મૂકનારી હતી. ત્રિવેણીના સંગમ ઉપર એમનાં ફૂલનું વિસર્જન અસંખ્ય લોકોની હાજરીમાં વિધિસર કરવામાં આવ્યું. એ પછી લખનૌ કૉંગ્રેસની તૈયારીઓ શરૂ થઈ.

જવાહરલાલજીના પ્રમુખપણા બાબત એક સવાલ ઊભો થયો હતો. તે દિવસ લગી કૉંગ્રેસનો એક વણલખ્યો નિયમ પળાતો હતો કે જે પ્રાંતમાં કૉંગ્રેસનું વાર્ષિક અધિવેશન ભરાય એ પ્રાંતના માણસ પ્રમુખ ન થઈ શકે.

જવાહરલાલજી યુક્ત પ્રાંતના હતા એટલું જ નહીં ત્યાંની પ્રાંતિક સમિતિના પ્રમુખ નહીં તો એક મુખ્ય કાર્યકર્તા તો હતા જ. એટલે કેટલાકે એ પ્રશ્ન ઉઠાવ્યો કે તેઓ પ્રમુખ બની શકે કે નહીં. પણ ગાંધીજીએ કહ્યું કે બંધારણમાં એવો કંઈ નિયમ નથી અને એની કશી જરૂર પણ નથી, એટલે પંડિતજીને પ્રમુખ ચૂંટવામાં કંઈ વાંધો ન હોવો જોઈએ.

# લખનૌ કોંગ્રેસ

લખનૌ અધિવેશન પહેલાં કારોબારી સમિતિની એક બેઠક દિલ્હીમાં મળી. એમાં મહાત્માજી પણ આવેલા. જવાહરલાલજી ઘણા દિવસ પછી વિલાયતથી આવ્યા હતા અને વિલાયત ગયા પહેલાંયે ઘણા વખતથી જેલમાં હતા, એટલે કોંગ્રેસનું અધિવેશન થાય એ પહેલાં ભાવિ પ્રમુખ કારોબારી સમિતિને મળી લે અને અધિવેશનમાં ચર્ચાનારા વિષયો ઉપર વિચારવિનિમય કરી લે એવી એમની ઇચ્છા હતી અને એ વાજબીયે હતું. શરૂઆતથી જ જવાહરલાલજીના વિચારો સામ્યવાદની તરફેણમાં છે અને યુરોપ જઈ આવ્યા પછી એમના એ વિચાર વધારે પાકા થયા હતા. અમે બધા આ વિષયમાં બહુ સમજતાયે નહોતા અને માનતાયે નહોતા. દેશમાં કોંગ્રેસની અંદર સમાજવાદી-પક્ષનો જન્મ થયો હતો. એ પાર્ટીમાં પંડિતજી જોકે જોડાયા નહીં; પણ ઘણી બાબતોમાં એ વિચારના હોવાને કારણે તેમનો મત એ પક્ષના મત સાથે મળતો થતો. દિલ્હીની બેઠકમાં અમે જોયું કે અનેક બાબતોમાં મારી અને એમની વચ્ચે મતભેદ છે. એ મતભેદ જેટલો દૃષ્ટિકોણનો હતો તેટલો કાર્યક્રમ વિષે ન હતો. એટલે બન્ને જો કોઈ એક કાર્યક્રમની બાબતમાં એકમત થઈએ તોપણ અમે એ નિર્ણય પર જુદે જુદે રસ્તે પહોંચતા. અમે એક જ વાત કહેવા માગતા તોપણ એ કહેવાની ભાષા બન્નેની નોખી નોખી હતી. જો અમે એક જ રસ્તે જવા માગતા હોઈએ તોયે અમે જુદા જુદા વાહનમાં બેસીને જવા માગતા હતા. આટલી પ્રસ્તાવના અહીં આપવાની જરૂર એટલા માટે પડી કે આગળ જતાં એ મતભેદ ચોખ્ખો તરી આવ્યો; અને લખનૌની કોંગ્રેસમાં તો એ સાવ સ્પષ્ટ થઈ ગયો.

લખનૌ અધિવેશનના થોડા દિવસ પહેલાં પ્રયાગમાં કારોબારી સમિતિની એક બેઠક મળી. અનુભવ ઉપરથી એવું જોવામાં આવ્યું છે કે કાર્યવાહક સમિતિમાં કોંગ્રેસને સારુ ઠરાવ ઘડવામાં ઘણો વખત જાય છે. પહેલાં તો બધું કામ ઢીલથી ચાલે છે, એટલે કે નાની નાની વાતોમાં ઘણો વખત જાય છે. પણ જ્યારે વિષયવિચારિણી સમિતિનો વખત નજીક આવી પહોંચે છે ત્યારે એને સારુ બહુ ઉતાવળે ઠરાવો ઘડવા પડે છે. પરિણામ એ આવે છે કે

ઠરાવ વખતસર તૈયાર થતા નથી, વખતસર છપાઈને સભ્યોના હાથમાં પહોંચતા નથી અને એ બાબતની એમની ફરિયાદ રહે છે. એટલે લખનૌ કોંગ્રેસ પહેલાં અમે વિચાર કર્યો કે કારોબારી સમિતિની બેઠક થોડીક વહેલી બોલાવીને ઠરાવો તૈયાર કરી જાહેરમાં મૂકવા જોઈએ અને છપાવી દેવા જોઈએ જેથી વિષયવિચારિણી સમિતિની બેઠક વખતે ઉતાવળ ન કરવી પડે. હા, જો કોઈ નવો મુદ્દો ઊભો થાય અથવા કોઈ એવી વાત આવી પડે કે જેના ઉપર વિચાર કરવો આવશ્યક હોય તો તે વિષે એ વખતે પણ વિચાર કરી શકાશે. એટલે નિયમાવલીમા એવું કશું ન હોવા છતાં કોંગ્રેસની ઘણા દિવસ પહેલાં પ્રયાગમાં કારોબારી સમિતિની બેઠક કરવામાં આવી. ત્યાં કેટલાક ઠરાવો તૈયાર કરવામાં આવ્યા અને કેટલાક લખનૌ માટે બાકી રાખવામા આવ્યા.

ઉપર જણાવ્યા મુજબ લખનૌ અધિવેશનમાં મતભેદ પડ્યો. જો કોઈ પૂછે કે કઈ વાતમા મતભેદ થયેલો તો એ એમ સ્પષ્ટ રીતે બતાવવો મુશ્કેલ છે. ઉપર જણાવ્યું છે તેમ ઘણોખરો મતભેદ દૃષ્ટિકોણનો જ હતો. પહેલાં કહ્યુ છે કે મુબઈ કોંગ્રેસ વખતે સુધારા સબંધી બ્રિટિશ સરકારના ઠરાવો વિષે માહિતી મળી ગઈ હતી જોકે હજુ પૂરેપૂરો કાયદો તૈયાર થયો ન હતો. મુબઈ કોંગ્રેસે એ સુધારાનો સ્વીકાર કર્યો હતો. હુ જ્યારે દક્ષિણ હિંદના પ્રવાસમાં હતો ત્યારે એ બાબતમા મને સવાલો કરવામાં આવતા હતા. ખાસ કરીને એમ પૂછવામાં આવતુ હતું કે નવા બંધારણ મુજબ કોંગ્રેસ પ્રધાનપદા લે ...ની છે કે નહી? કોંગ્રેસમા એક એવો પક્ષ ઊભો થયો હતો જે કહેતો હતો કે પ્રધાનપદાં લેવા જોઈએ. બીજો પ્રક્ષ એની વિરુદ્ધ હતો. વિરોધીઓમાં સૌથી વધારે બોલવાવાળા સમાજવાદીઓ હતા. કોંગ્રેસે બધારણ નામંજૂર તો કર્યું હતું પણ તે પોતાની નામંજૂરી કઈ રીતે દર્શાવશે તેનો નિર્ણય તેણે નહોતો કર્યો. કોંગ્રેસ અસ્વીકાર કરે તેને લીધે એ કાયદો રદ થઈ જાય એમ નહોતુ. એટલે એ કાયદા પ્રમાણે જ્યારે ચૂંટણીઓ થાય ત્યારે કોંગ્રેસ એમાં ભાગ લેવાની છે કે નથી લેવાની — એટલે કે ૧૯૨૦ની સાલની ચૂંટણીઓ વખતે જે રીતનો બહિષ્કાર કરવામાં આવેલો એ રીતનો બહિષ્કાર કરવાનો છે કે કેમ એ સવાલ હતો. જો એ ચૂંટણીમા ભાગ લે તો ચૂટણીઓ પછી એ શુ કરશે? જો કોંગ્રેસને બહુમતી મળે તો એ સ્થિતિમા એ પોતે પ્રધાનમંડળ બનાવે નહી અને બીજાને બનાવવા દે નહીં એવું કરશે કે શુ? કે એ બીજી કોઈ જાતની બાધા નાખનારી નીતિથી એ બધારણને નકામુ કરી મૂકશે? કોંગ્રેસની નીતિની સફળતા કે નિષ્ફળતાનો ઘણોખરો

આધાર કૉંગ્રેસના સભ્યો બહુમતીથી ચૂંટાય એના ઉપર જ હતો. એટલે ચૂંટણીઓ થઈ ગયા પહેલાં કશીયે વાત ચોક્કસપણે ઠરાવી દેવી એ શક્ય કે ઉચિત નહોતું. એટલે જ્યારે મને કોઈ પૂછતું હતું ત્યારે એ જ જવાબ આપવો પડતો હતો કે કૉંગ્રેસે બંધારણનો અસ્વીકાર કર્યો છે, પણ એ અસ્વીકારનો અમલ કેવી રીતે કરવાનો છે એનો હજુ નિર્ણય નથી કર્યો; વખત આવ્યે એ નિર્ણય થશે. આ જવાબના લોકો તરેહ તરેહના અર્થ કરતા હતા. પણ વાત એમ હતી કે કૉંગ્રેસે ત્યાં સુધી એ બાબતનો આથી આગળ કશો નિર્ણય કર્યો ન હતો. જો હું પ્રમુખ તરીકે કંઈ કહી બેસત તો અત્યારથી આપસનો મતભેદ એ વિષય પર કેન્દ્રિત થાત અને રાત-દિવસ એ જ ચર્ચા ચાલ્યા કરત.

એક બીજો પ્રશ્ન હતો, જેને વિષે કશો તાત્ત્વિક મતભેદ નહોતો છતાં તે વારંવાર ઊભો થતો હતો. યુરોપમાં લડાઈનું વાતાવરણ ઘેરાયું હતું. ઇટાલીએ એબીસિનિયા ઉપર ચઢાઈ કરીને એનો કબજો લેવાનો પ્રયત્ન શરૂ કરી દીધો હતો. ઇટાલીના એ પગલા વિષે ઉપર ઉપરથી તો ઇંગ્લંડ કદાચ નાપસંદગી બતાવતું હતું અને ઇંગ્લંડના કેટલાક માણસો એનો વિરોધ કરતા હતા, પણ ખરું જોતાં આ કારણે તે ઇટાલી જોડે અથડામણમાં આવવા માગતું ન હતું. રાષ્ટ્રસંઘે એબીસિનિયા પ્રત્યે સહાનુભૂતિ બતાવવા ઉપરાંત કશું જ કર્યું ન હતું. થોડાક દહાડા ઇંગ્લંડે ઇટાલીની ઉપર આર્થિક દબાણ લાવવાનો પ્રયત્ન કર્યો ખરો પણ એયે જેવો તેવો. અમારા કૉંગ્રેસી સમાજવાદીઓ ઇચ્છતા હતા કે હિંદુસ્તાન લડાઈમાં અંગ્રેજોને કશી જ મદદ નહીં આપે એવો ઠરાવ અમે પસાર કરીએ અને એ ઉપરાંત તેઓ એબીસિનિયા પ્રત્યે સહાનુભૂતિ પણ દર્શાવવા માગતા હતા. પીડિત દેશ પ્રત્યે સહાનુભૂતિ બતાવવાની બાબતમાં અમારી વચ્ચે કોઈ જાતનો મતભેદ નહોતો, પણ બીજી રીતે આમ આંતરરાષ્ટ્રીય સવાલો ઉપર આપણો મત આપવો એ કૉંગ્રેસને સારુ કવખતનું લાગતું હતું. પણ એનો અર્થ એમ નહોતો કે હું બ્રિટિશ સરકારને મદદ આપવાની તરફેણમાં હતો. એટલે જો મારે એ વખતે કોઈ ઠરાવ ઘડવો પડત તો હું કેવળ સહાનુભૂતિ દર્શાવનારો ઠરાવ જ ઘડત, પણ બીજા પક્ષવાળાઓ સહાનુભૂતિ દર્શાવવા સાથે યુદ્ધની વિરુદ્ધનો મત પણ જાહેર કરવા માગતા હતા.

ટૂંકમાં એટલું કે પંડિત જવાહરલાલનો મત અમારાં મત સાથે મેળ ખાતો ન હતો. પણ અમને વિશ્વાસ હતો કે આંતરરાષ્ટ્રીય બાબતોમાં એમની માહિતી અમારા કરતાં ઘણી વધારે છે અને એમના વિચારોની

અમે સારી પેઠે કદર કરતા, એટલે એમની જ વાત સ્વીકારી લેતા. પ્રધાનમંડળની બાબતોમાં પણ એમનો મત સ્પષ્ટ હતો; પ્રધાનમંડળમાં કોંગ્રેસ ભાગ લે, એમ તેઓ ઇચ્છતા નહોતા. અમે હજી અમારો મત નક્કી કર્યો ન હતો. હકીકતમાં જ્યાં સુધી આપણા ચૂંટાયેલા સભ્યોની સંખ્યા અને શક્તિની અમને બરાબર ખબર ન પડે ત્યાં સુધી અમે એ પ્રશ્ન છેડવા જ માગતા નહોતા. પંડિત જવાહરલાલે પોતાના વિચારો જાહેર કરી દીધા. જોકે તે સાથે એમણે એમ પણ કહ્યું કે એ એમના અંગત વિચારો છે; કોંગ્રેસે હજી સુધી કશો નિર્ણય કર્યો નથી.

આજે એ કહેવું મુશ્કેલ છે કે લખનૌમાં અમારે કઈ કઈ બાબતોમાં મતભેદ પડયો. પણ એટલું તો નક્કી છે કે અનેક બાબતમાં મતભેદ થયો અને કારોબારી સમિતિમાં બહુમતી અમારી તરફ હતી. પણ હું ઉપર કહી ગયો તેમ એ એવી તાત્ત્વિક બાબતો નહોતી કે જેને લઈને અમારે બન્નેએ છૂટા પડવું અનિવાર્ય થઈ પડે. દાખલા તરીકે ગયામાં જેમ સ્વરાજપક્ષ અને નાફેરવાદીઓ વચ્ચે બનેલું. ખાસ કરીને કાર્યક્રમની બાબતમાં અમારે કશો તાત્ત્વિક મતભેદ નહોતો. અમને બધાને જવાહરલાલજીની કાર્યદક્ષતા, એમનો ત્યાગ, એમનો પરિશ્રમ અને એમના વિચારોની પ્રૌઢતા પ્રત્યે ઘણો આદર હતો. એમનાથી છૂટા પડવું અમને કોઈ વાતે ગમતું ન હતું. તેઓ પણ જાણતા હતા કે પ્રાંતોમા કાર્યકર્તાઓ અને પ્રભાવશાળી લોકોમાં કદાચ અમારું બધાનું જોર જ વધારે હતું. એટલા સારુ તેઓ પણ અમને છૂટા કરવા કે અમારાથી છૂટા થવા ઇચ્છતા નહોતા. વાત એમ હતી કે બન્ને પક્ષો એકબીજા પ્રત્યે પૂરેપૂરો આદરભાવ રાખતા હતા અને પરસ્પરની જુદાઈ દેશને લાભદાયક નીવડવાની નથી એ વાત જાણતા હતા. ઘણું કરીને અમે એ પણ સમજતા હતા કે અમારામાં રહેલી ખામીઓના અમે પરસ્પર પૂરક છીએ. વળી અમે જાણતા હતા કે અમારી વચ્ચે ગમે એટલો મતભેદ હોય તોયે અમે એકબીજાથી છૂટા પડીએ એ દેશ સહન કરે એમ નથી. અહીં મેં એકસામટી ઘણી વાતો કરી નાખી! એ ઉપરથી કોઈએ એમ કલ્પી લેવાનું નથી કે એ વખતે અમારામાં બે પક્ષો પડી ગયા હતા. કેવળ બે વિચારધારાઓ હતી કોઈએ કોઈ નવો પક્ષ ઊભો નહોતો કર્યો. અને નવા મતભેદો એટલા સ્પષ્ટ પણ નહોતા થયા કે અમારે અલગ થવાની વાત ઊભી થાય. એક પ્રકારે વિચારભેદની આ ધારા અંદર અંદર તે દિવસથી આજ લગી ચાલતી આવેલી છે. એ વખતે લખનૌ કોંગ્રેસમાં ગાંધીજી આવ્યા હતા ખરા પણ એમણે એ બધી ચર્ચાઓમાં ઝાઝો ભાગ લીધો નહોતો. અમે જે કંઈ કર્યું એ

આધાર કૉંગ્રેસના સભ્યો બહુમતીથી ચૂંટાય એના ઉપર જ હતો. એટલે ચૂંટણીઓ થઈ ગયા પહેલાં કશીયે વાત ચોક્કસપણે ઠરાવી દેવી એ શક્ય કે ઉચિત નહોતું. એટલે જ્યારે મને કોઈ પૂછતું હતું ત્યારે એ જ જવાબ આપવો પડતો હતો કે કૉંગ્રેસે બંધારણનો અસ્વીકાર કર્યો છે, પણ એ અસ્વીકારનો અમલ કેવી રીતે કરવાનો છે એનો હજુ નિર્ણય નથી કર્યો; વખત આવ્યે એ નિર્ણય થશે. આ જવાબના લોકો તરેહ તરેહના અર્થ કરતા હતા. પણ વાત એમ હતી કે કૉંગ્રેસે ત્યાં સુધી એ બાબતનો આથી આગળ કશો નિર્ણય કર્યો ન હતો. જો હું પ્રમુખ તરીકે કંઈ કહી બેસત તો અત્યારથી આપસનો મતભેદ એ વિષય પર કેન્દ્રિત થાત અને રાત-દિવસ એ જ ચર્ચા ચાલ્યા કરત.

એક બીજો પ્રશ્ન હતો, જેને વિષે કશો તાત્ત્વિક મતભેદ નહોતો છતાં તે વારંવાર ઊભો થતો હતો. યુરોપમાં લડાઈનું વાતાવરણ ઘેરાયું હતું. ઇટાલીએ એબીસિનિયા ઉપર ચઢાઈ કરીને એનો કબજો લેવાનો પ્રયત્ન શરૂ કરી દીધો હતો. ઇટાલીના એ પગલા વિષે ઉપર ઉપરથી તો ઈંગ્લંડ કદાચ નાપસંદગી બતાવતું હતું અને ઈંગ્લંડના કેટલાક માણસો એનો વિરોધ કરતા હતા, પણ ખરું જોતાં આ કારણે તે ઇટાલી જોડે અથડામણમાં આવવા માગતું ન હતું. રાષ્ટ્રસંઘે એબીસિનિયા પ્રત્યે સહાનુભૂતિ બતાવવા ઉપરાંત કશું જ કર્યું ન હતું. થોડાક દહાડા ઈંગ્લંડે ઇટાલીની ઉપર આર્થિક દબાણ લાવવાનો પ્રયત્ન કર્યો ખરો પણ એયે જેવો તેવો. અમારા કૉંગ્રેસી સમાજવાદીઓ ઇચ્છતા હતા કે હિંદુસ્તાન લડાઈમાં અંગ્રેજોને કશી જ મદદ નહીં આપે એવો ઠરાવ અમે પસાર કરીએ અને એ ઉપરાંત તેઓ એબીસિનિયા પ્રત્યે સહાનુભૂતિ પણ દર્શાવવા માગતા હતા. પીડિત દેશ પ્રત્યે સહાનુભૂતિ બતાવવાની બાબતમાં અમારી વચ્ચે કોઈ જાતનો મતભેદ નહોતો, પણ બીજી રીતે આમ આંતરરાષ્ટ્રીય સવાલો ઉપર આપણો મત આપવો એ કૉંગ્રેસને સારુ કવખતનું લાગતું હતું. પણ એનો અર્થ એમ નહોતો કે હું બ્રિટિશ સરકારને મદદ આપવાની તરફેણમાં હતો. એટલે જો મારે એ વખતે કોઈ ઠરાવ ઘડવો પડત તો હું કેવળ સહાનુભૂતિ દર્શાવનારો ઠરાવ જ ઘડત, પણ બીજા પક્ષવાળાઓ સહાનુભૂતિ દર્શાવવા સાથે યુદ્ધની વિરુદ્ધનો મત પણ જાહેર કરવા માગતા હતા.

ટૂંકમાં એટલું કે પંડિત જવાહરલાલનો મત અમારાં મત સાથે મેળ ખાતો ન હતો. પણ અમને વિશ્વાસ હતો કે આંતરરાષ્ટ્રીય બાબતોમાં એમની માહિતી અમારા કરતાં ઘણી વધારે છે અને એમના વિચારોની

# નાગપુર હિંદી સાહિત્ય સંમેલન ને રાષ્ટ્રભાષાનો પ્રશ્ન

મારે લખનૌથી સીધા નાગપુર જવાનું હતું. ત્યાં અખિલ ભારતીય હિંદી સંમેલન ભરાવાનું હતું. હું એનો પ્રમુખ ચૂંટાયો હતો. કોંગ્રેસ પછી ત્રણ-ચાર દિવસમાં એ ભરાવાનું હતું. એટલે જે ગાડીમાં મહાત્માજી રવાના થયા એ જ ગાડીમાં હું પણ નીકળ્યો. એમની સાથે વર્ધા ગયો અને ત્યાંથી સંમેલનને દહાડે નાગપુર પહોંચ્યો.

વર્ધામાં બેસીને મેં મારું ભાષણ લખી કાઢ્યું. થોડા વખતથી એ ચર્ચા ઊપડી હતી કે હિંદીની શબ્દમાળાોમાં પરદેશી ભાષાના શબ્દો લેવા જોઈએ કે નહીં. ખરું જોતાં એ પ્રશ્નને આ રૂપ આપવું ઉચિત નથી; કારણ કે વિદેશી શબ્દોનો ગમે એટલો વિરોધી લેખક હોય તોપણ એ તમામ વિદેશી શબ્દોનો બહિષ્કાર કરવા નથી ઇચ્છતો અને એવો બહિષ્કાર તે પોતાના લેખો કે ભાષણોમાં કરતોયે નથી. આ ઝઘડો હિંદી અને ઉર્દૂનો છે. આજે હિંદીનું જે સ્વરૂપ પેદા થયું છે અને ઘડાઈ રહ્યું છે તેમાં સંસ્કૃત શબ્દોનું પ્રમાણ ઘણું હોય છે. ઉર્દૂ પણ આજે જે ઢબે વિકસે છે એમાં અરબી અને ફારસી શબ્દો વધતા જ જાય છે. બને ભાષામાં ઘણાયે એવા સારા સારા લેખકો છે જે સાદી અને સ્વાભાવિક ભાષા પણ લખે છે. બન્નેમાં કેટલાક એવા લેખકો પણ છે જેઓ સંસ્કૃત કે અરબી ફારસી શબ્દો નજરે પડતાં ગભરાય છે અને તેમને ડર લાગે છે કે આવી રીતે હિંદીનું સ્વરૂપ વણસી જશે અને એ નરી ઉર્દૂ બની જશે અથવા ઉર્દૂ બગડીને હિંદી થઈ જશે. કેટલાક એમ પણ માને છે કે હિંદુઓની ભાષા હિંદી છે અને મુસલમાનોની ભાષા ઉર્દૂ છે. એ રીતે આ ઝઘડાએ અમુક અંશે કોમી ઝઘડાનું રૂપ લીધું છે. જોકે ઘણા એવાયે મુસલમાન કવિઓ અને લેખકો થયા છે જેમણે હિંદીની સેવા કરી છે અને એ જ પ્રમાણે કેટલાયે હિંદુઓએ ઉર્દૂની સેવા કરી છે.

કોંગ્રેસના બંધારણમાં જ્યાં ભાષા વિષે ચર્ચા કરવામાં આવી છે ત્યાં 'હિંદી' શબ્દ પણ વાપરવામાં નથી આવ્યો અને 'ઉર્દૂ' શબ્દ પણ નથી વાપર્યો, પણ 'હિંદુસ્તાની' શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ગાંધીજીએ ૧૯૧૯માં હિંદી સાહિત્ય સંમેલનના આશરા હેઠળ દક્ષિણ ભારતમાં રાષ્ટ્રભાષાનો પ્રચાર શરૂ કરેલો ને એ જ અરસામાં તેઓ ઇંદોરના સાહિત્ય સંમેલનના પ્રમુખ થયા હતા. કોંગ્રેસના બંધારણમાં 'હિંદુસ્તાની'

અમારી પોતાની બુદ્ધિ પ્રમાણે જ કર્યું હતું. પછી જ્યારે મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે વાતચીતમાં ગાંધીજી સાથે પણ મતભેદ જણાઈ આવ્યો.

કૉંગ્રેસની બેઠક થઈ ગયા પછી નવી કારોબારી સમિતિની રચના કરતી વખતે જવાહરલાલજીને કંઈક મુશ્કેલી જરૂર જણાઈ. તેઓ નવા વિચારવાળાને એમાં લેવા માગતા હતા. અમારો એમાં કંઈ વિરોધ નહોતો પણ અમે એટલું તો જરૂર ઇચ્છતા હતા કે જો અમે કારોબારી સમિતિમાં રહીએ તો એની રચના એવી રીતે થવી જોઈએ કે એમાં અમારી વાત પણ સંભળાય. મહાત્માજીએ જવાહરલાલજીને સલાહ આપી કે તેઓ સમાજવાદીઓમાંના જેઓને લેવાનું ઉચિત લેખે એમને કારોબારી સમિતિમાં લે. અને ઘણું કરીને એમણે એમનાં નામ પણ સૂચવ્યાં હતાં. અમે પણ એ સ્વીકાર્યાં. કારોબારી સમિતિ નિમાઈ ગઈ અને એમાં બે નોખી નોખી વિચારધારાઓ ચાલતી રહી, પણ હજુ લગી એના કાર્યક્રમમાં કંઈ ફરક પડ્યો નહોતો. સમાજવાદીઓનો મત ભલે તેવો જુદો હોય તોયે એને લીધે કામમાં વાંધો આવતો નહોતો. પણ પ્રચાર કરવાની એમની રીત કંઈક એવી હતી કે અમને એ ગમતી ન હતી. ઘણી બાબતોમાં તેઓ ૧૯૨૦ની સાલથી ગાંધીજીએ કૉંગ્રેસમાં દાખલ કરેલી નીતિનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે વિરોધ કરતા હતા અને અમારા ઉપર એવી છાપ પડતી હતી કે તેઓ ગાંધીજીની નીતિ અને કાર્યક્રમ, જે મુજબ કૉંગ્રેસ કામ કરતી આવી હતી અને એ રીતે ચાલીને દેશને આટલો આગળ લાવી હતી, તે નીતિ અને કાર્યક્રમને બરબાદ કરવા માગે છે. હું સમજું છું ત્યાં સુધી જવાહરલાલજી પણ એ બાબતમાં એ લોકો સાથે સહમત નહોતા, કારણ કે અનેક બાબતોમાં ગાંધીજી જોડે મતભેદ હોવા છતાં તેઓ એમના નેતૃત્વનું મહત્ત્વ સમજતા હતા અને એમને એમાં આસ્થા હતી. તેઓ એ નેતૃત્વને કોઈ પણ રીતે નબળું પાડવા માગતા નહોતા. બીજાઓનું આમ નહોતું. એટલા માટે જ મતભેદ હોવા છતાં અમે જવાહરલાલજીની સાથે કામ કરી શકતા હતા અને બીજાઓ સાથે કામ કરવું અમને મુશ્કેલ લાગતું હતું. આખરે કૉંગ્રેસનું અધિવેશન પૂરું થયું. અમે પોતપોતાને સ્થળે જવાને રવાના થયા.

શબ્દો ફારસીના હોય, અરબીના હોય કે અંગ્રેજીના હોય, ફક્ત જે શબ્દો હિંદીમાં આવે તે શબ્દોએ હિંદી બની જવું જોઈએ, એટલે કે હિંદીમાં આવીને તે પોતાની સાથે અરબી, ફારસી કે અંગ્રેજીનું વ્યાકરણ દાખલ ન કરે પણ હિંદી વ્યાકરણના નિયમોને આધીન થઈને રહે. આજેયે મારા વિચારો આ જ છે. ત્યારથી માંડીને આજ લગી આ વાત ઉપર ઘણી ચર્ચાઓ ચાલતી રહી છે પણ હું મારા વિચારમાં વધુ મક્કમ થતો ગયો છું. આ ઉપરાંત હું તો માનું છું કે આપણે કેવળ આ ત્રણ જ ભાષાના શબ્દો લઈએ એ નથી થવાનું. રાષ્ટ્રભાષા બનતાં બનતાં તો હિંદીએ ઘણા ગામડી શબ્દોને પણ લેવા પડશે અને જુદી જુદી પ્રાંતિક ભાષાઓની શબ્દાવલિમાંથી પણ કેટલાયે શબ્દો લેવા પડશે.

આ બાબતમાં એક બીજો મહત્ત્વનો પ્રશ્ન છે જેને વિષે વિચાર કરી લેવો આવશ્યક છે. આધુનિક હિંદી અને ઉર્દૂ એક છે, અથવા એક થઈ શકે ખરી ? મોટે ભાગે વ્યાકરણ બંનેનું એક હોવા છતાં બંનેના શબ્દ-ભંડોળનું અંતર ખૂબ જ વધતું જાય છે. આજે કેવળ હિંદી અથવા કેવળ ઉર્દૂ જાણનારાઓની સભામાં એવી ભાષા બોલી શકાય જે હાજર રહેલા શ્રોતાઓને સમજાય નહીં. એટલે એવી સંસ્કૃત મિશ્રિત ભાષા જે ઉર્દૂ-વાળાને ન સમજાય અને એવી ફારસી-અરબી મિશ્રિત ભાષા, જે હિંદીવાળાને ન સમજાય, અને ઝાઝી મુસીબત વિના એવી ભાષા પણ બોલી શકાય જે એકલું હિંદી જાણનારાઓ કે એકલું ઉર્દૂ જાણવાવાળા સારી રીતે સમજી શકે, એ ભાષાને જ હું 'હિંદુસ્તાની' અથવા 'હિંદુસ્થાની' કહું છું. મોટી મોટી સભાઓને સારુ, સામાન્ય છાપાંઓ સારુ, વાર્તાસાહિત્ય સારુ તથા દિલ પર અસર કરે એવી કવિતાને સારુ પણ એવી સહેલી ભાષા વાપરી શકાય એમાં શક નથી. હા, જો ઊંચી કોટિનું શાસ્ત્રીય પુસ્તક લખવું હોય તો તેને માટે ઘણા વૈજ્ઞાનિક અને પારિભાષિક શબ્દોની જરૂર પડે એમ બને. એવા શબ્દો સદાયે સુલભ અને સહેલા નથી હોઈ શકતા. કોઈ પણ ભાષામાં એમ હોતું નથી. અંગ્રેજી પુષ્કળ ખીલેલી ભાષા ગણાય છે એમ છતાં અંગ્રેજીના સારા જાણકારના હાથમાંયે જો અંગ્રેજીમાં લખેલું કોઈ વિજ્ઞાનનું પુસ્તક મૂકવામાં આવે તો એને એમાં ઝાઝી ગતાગમ નહીં પડે. કારણ કે એની દરેક લીટીમાં એવા પારિભાષિક શબ્દો હશે જે કેવળ અંગ્રેજી સાહિત્ય જાણનારા સામાન્ય રીતે જાણતા નથી હોતા. જો એ વિજ્ઞાનથી પરિચિત હોય તે જ એ ગ્રંથો સમજી શકે છે. એમ તો આજકાલ એવી જાતની વાર્તાઓ અને નવલકથાઓ પણ લખાય છે જેમાં વિજ્ઞાન સંબંધી ઘણી વાતો હોય છે અને જેમાં વૈજ્ઞાનિક શબ્દો આવી જાય છે. પણ

શબ્દ મહાત્માજી તથા શ્રી પુરુષોત્તમદાસ ટંડને જ વાપરેલો અને કૉંગ્રેસે એમનો શબ્દ સ્વીકારી લીધો હતો. દક્ષિણ ભારતમાં જે સંસ્થા મારફતે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવામાં આવે છે તેનું નામ આજેયે દક્ષિણ ભારત હિંદી પ્રચારસભા છે. એ ઉપરથી સ્પષ્ટ છે કે જ્યારથી ગાંધીજીએ આ કામ હાથમાં લીધું છે ત્યારથી એમણે હિંદી અને ઉર્દૂને જુદી જુદી ભાષા ગણી નથી. જોકે બંન્નેની શબ્દાવલિમાં અંતર છે ખરું, અને એ અંતર દહાડે દહાડે વધતું જાય છે, છતાં બન્નેનું વ્યાકરણ લગભગ એક જ છે અને બીજી કોઈ ભાષા સાથે પૂરેપૂરું મળતું આવતું નથી. ભાષાશાસ્ત્રીઓનું કહેવું છે કે ભાષાનો ભેદ શબ્દાવલિને લીધે એટલો નથી હોતો જેટલો એની વાક્યરચના અને નિયમોને લઈને હોય છે. એટલે હિંદી અને ઉર્દૂ એક જ ભાષાનાં જુદાં જુદાં નામ છે અથવા એક જ ભાષાની એ બન્ને જુદી જુદી શૈલીઓ છે; નોખી નોખી ભાષાઓ નથી, એમ માનવું એ અનુચિત અથવા ભાષાશાસ્ત્રના નિયમો વિરુદ્ધ નથી. 'હિંદુસ્તાની' હિંદી પણ છે અને ઉર્દૂ પણ છે, કારણ કે તે ઘણુંખરું જડબાતોડ શબ્દોનો ઉપયોગ નથી કરતી. એ ભાષા પોતાનું સ્વરૂપ એવું રાખે છે કે હિંદીવાળા તેમ જ ઉર્દૂવાળા બંને એને પોતાની ભાષા માની શકે.

હું એ વાતનો હિમાયતી છું કે જે ભાષાનો શબ્દભંડોળ જેટલો બહોળો હશે તે ભાષાનો વિકાસ તેટલો વધારે થશે. જ્યાં એક અર્થવાળા અનેક શબ્દો વપરાતા હશે ત્યાં વખત જતાં એ અર્થોમાં થોડો થોડો તફાવત પડતો જશે અને એમાં ઝીણવટ આવતી જશે. એવી ભાષામાં વિચારની બારીકીઓ રજૂ કરવાની શક્તિ વધતી જશે. એક જીવતી જાગતી ભાષા, જો એનામાં ગ્રહણ કરવાની અને સંગ્રહ કરવાની શક્તિ હશે તો, બીજી ભાષાઓના સંપર્કનો લાભ લેતી જશે અને તેનો શબ્દભંડોળ વધતો જશે. એવી ભાષા ગોકળગાયની પેઠે એવા ડરની મારી પોતાના કોચલામાં ગૂંચળું વળીને પુરાઈ નહીં રહે કે, બહારના શબ્દો વડે પોતે કચરાઈ જશે અને પોતાનું અસ્તિત્વ ખોઈ બેસશે. એ હિંમતપૂર્વક છડેચોક મેદાને પડશે અને બીજી ભાષાઓના સારા ભાવગ્રાહી શબ્દોને પોતાની અંદર પચાવી દેશે. એટલું ખરું કે એમ કરતાં એ પોતાના નિયમો અને પોતાનું મૂળ સ્વરૂપ બદલશે નહીં — પોતાનો પહેરવેશ અને શણગાર ભલે બદલે અને પોતામાં નવીનતા લાવે.

મેં મારા ભાષણનો આ જ વિષય રાખ્યો અને હિંદી સાહિત્યના સાક્ષરો સમક્ષ વિચાર કરવા આ પ્રશ્ન રજૂ કર્યો. મારું કહેવાનું એ હતું કે પરદેશી ભાષાના શબ્દો લેતાં હિંદીએ અચકાવું ન જોઈએ, પછી ભલે એ

શબ્દો ફારસીના હોય, અરબીના હોય કે અંગ્રેજીના હોય, ફક્ત જે શબ્દો હિંદીમાં આવે તે શબ્દોએ હિંદી બની જવુ જોઈએ, એટલે કે હિંદીમાં આવીને તે પોતાની સાથે અરબી, ફારસી કે અંગ્રેજીનું વ્યાકરણ દાખલ ન કરે પણ હિંદી વ્યાકરણના નિયમોને આધીન થઈને રહે. આજેયે મારા વિચારો આ જ છે. ત્યારથી માંડીને આજ લગી આ વાત ઉપર ઘણી ચર્ચાઓ ચાલતી રહી છે પણ હુ મારા વિચારમાં વધુ મક્કમ થતો ગયો છુ. આ ઉપરાંત હું તો માનુ છું કે આપણે કેવળ આ ત્રણ જ ભાષાના શબ્દો લઈએ એ નથી થવાનું. રાષ્ટ્રભાષા બનતાં બનતાં તો હિંદીએ ઘણા ગામડી શબ્દોને પણ લેવા પડશે અને જુદી જુદી પ્રાંતિક ભાષાઓની શબ્દાવલિમાંથી પણ કેટલાયે શબ્દો લેવા પડશે.

આ બાબતમાં એક બીજો મહત્ત્વનો પ્રશ્ન છે જેને વિષે વિચાર કરી લેવો આવશ્યક છે. આધુનિક હિંદી અને ઉર્દૂ એક છે, અથવા એક થઈ શકે ખરી? મારે ભાગે વ્યાકરણ બંનેનું એક હોવા છતાં બંનેના શબ્દ-ભંડોળનું અંતર ખૂબ જ વધતું જાય છે. આજે કેવળ હિંદી અથવા કેવળ ઉર્દૂ જાણનારાઓની સભામાં એવી ભાષા બોલી શકાય જે હાજર રહેલા શ્રોતાઓને સમજાય નહીં. એટલે એવી સંસ્કૃત મિશ્રિત ભાષા જે ઉર્દૂ-વાળાને ન સમજાય અને એવી ફારસી-અરબી મિશ્રિત ભાષા, જે હિંદીવાળાને ન સમજાય, અને ઝાઝી મુશ્કેલી વિના એવી ભાષા પણ બોલી શકાય જે એકલું હિંદી જાણવાવાળા કે એકલું ઉર્દૂ જાણવાવાળા સારી રીતે સમજી શકે, એ ભાષાને જ હું 'હિંદુસ્તાની' અથવા 'હિંદુસ્થાની' કહું છું. મોટી મોટી સભાઓને સારુ, સામાન્ય છાપાંઓ સારુ, વાર્તાસાહિત્ય સારુ તથા દિલ પર અસર કરે એવી કવિતાને સારુ પણ એવી સહેલી ભાષા વાપરી શકાય એમાં શક નથી. હા, જો ઊંચી કોટિનું શાસ્ત્રીય પુસ્તક લખવું હોય તો તેને માટે ઘણા વૈજ્ઞાનિક અને પારિભાષિક શબ્દોની જરૂર પડે એમ બને. એવા શબ્દો સદાયે સુલભ અને સહેલા નથી હોઈ શકતા. કોઈ પણ ભાષામાં એમ હોતું નથી. અંગ્રેજી પુષ્કળ ખીલેલી ભાષા ગણાય છે એમ છતાં અંગ્રેજીના સારા જાણકારના હાથમાયે જો અંગ્રેજીમાં લખેલું કોઈ વિજ્ઞાનનું પુસ્તક મૂકવામા આવે તો એને એમાં ઝાઝી ગતાગમ નહીં પડે. કારણ કે એની દરેક લીટીમાં એવા પારિભાષિક શબ્દો હશે જે કેવળ અંગ્રેજી સાહિત્ય જાણનારા સામાન્ય રીતે જાણતા નથી હોતા. જે એ વિજ્ઞાનથી પરિચિત હોય તે જ એ ગ્રંથો સમજી શકે છે. એમ તો આજકાલ એવી જાતની વાર્તાઓ અને નવલકથાઓ પણ લખાય છે જેમાં વિજ્ઞાન સંબંધી ઘણી વાતો હોય છે અને જેમાં વૈજ્ઞાનિક શબ્દો આવી જાય છે. પણ

અહીં હું એ જાતનાં પુસ્તકો વિશે ચર્ચા કે વિચાર નથી કરતો. મારું કહેવું એટલું જ છે કે અંગ્રેજીના કોઈ પણ સાધારણ જાણકારને ભૌતિક વિજ્ઞાનની અથવા વૈદકની અંગ્રેજીમાં લખેલી ચોપડી આપવામાં આવે તો ઘણે ભાગે એને એમાં ઝાઝી સમજણ નહીં પડે. જોકે એમાંનું વ્યાકરણ એને સાવ સહેલું લાગશે છતાં એમા ઘણા શબ્દો એવા હશે જે એને માટે અપરિચિત હશે.

એ જ પ્રમાણે જો હિંદીનું કે ઉર્દૂનું એકાદું વિજ્ઞાનનું અથવા તત્ત્વ-જ્ઞાનનું પુસ્તક ઉપાડીએ તો એની ભાષા જુદી જાતની હશે. હમેશાં પારિભાષિક શબ્દો કોઈક સંસ્કૃત એટલે કે સંસ્કારવાળી ભાષામાંથી જ લઈ શકાય છે અથવા કોઈ સંસ્કૃત અથવા સસ્કારવાળી ભાષાની મદદ વડે એ બનાવી શકાય છે—પછી એ ભાષા સંસ્કૃત હોય કે અરબી હોય. અંગ્રેજીમાયે એ જાતના શબ્દો મોટે ભાગે લૅટિનમાંથી જ બનેલા હોય છે મને લાગે છે કે વૈજ્ઞાનિક અને પારિભાષિક શબ્દો માટે આપણે સસ્કૃત અથવા અરબી પાસે જવુ પડશે — યુરોપની યુરોપીય ભાષાના ઘણા શબ્દો જેમના તેમ લઈ લેવા પડે એમ બને. પણ ભારતવર્ષમાં તો આ જાતના શબ્દો જો મોટે ભાગે સંસ્કૃતના હશે તો જ એનો વધારે ફેલાવો થશે. કારણ કે આપણે ત્યાં જેટલી પ્રાંતીય ભાષાઓ છે એ બધી સંસ્કૃત સાથે ગાઢ સંબંધ ધરાવે છે. એટલે સુધી કે દક્ષિણ ભારતની ભાષાઓ ઉપર પણ સંસ્કૃતની ખૂબ અસર છે. જો એ ભાષાઓને પણ પોતે ન બનાવી શકે તેવા નવા શબ્દો લેવા પડે તો એ સંસ્કૃત શબ્દો લેવાનું જ પસદ કરશે. દાખલા તરીકે જો આપણને ‘જ્યોતિષ’ શબ્દ લેવો પડે તો એ હિંદી બોલનારા પ્રાંતોમાં ઇલ્મનજૂમ કરતાં વધુ સહેલાઈથી સમજાશે. બંગાળ, ગુજરાત, મહારાષ્ટ્ર, તામિલ, તેલુગુ, કેરળ, પંજાબ વગેરે બધે જ લોકો એ સમજી જશે. એ જ વિજ્ઞાનના નક્ષત્ર અને ગ્રહ જેવા શબ્દો પણ આખા ભારતવર્ષમાં લોકો વધારે સહેલાઈથી સમજી લેશે. એટલે હુ માનુ છું કે આ પારિભાષિક શબ્દોને સારુ રાષ્ટ્રભાષાને, આપણે એને ગમે તે નામ આપીએ તોયે, સસ્કૃત ઉપર જ આધાર રાખવો પડશે. પરદેશના કેટલાક શબ્દો એવા આવ્યા છે જે પ્રચલિત થઈ ગયા છે. એવા શબ્દોને એમ ને એમ રહેવા દેવા એ જ ઉચિત અને અનિવાર્ય છે. પણ જ્યાં નવા શબ્દો બનાવવા પડે ત્યાં સંસ્કૃતની મદદ લેવી ઉચિત છે અને એ જ ફાવે એમ છે. આ બાબતના જો ઉર્દૂવાળાઓ પોતાનો આગ્રહ રાખે તો ભલે એ ઇચ્છે એવા શબ્દો બનાવે; પણ એમણે એટલું સમજી લેવું જોઈએ કે એમના એ શબ્દો સર્વવ્યાપી થઈ શકવાના નથી, એ કેવળ ઉર્દૂના જ શબ્દો બની

રહેશે. એટલે જેટલે અંશે સાધારણ બોલચાલ અને છાપાંઓની ભાષાનો સંબંધ છે તેટલે અંશે આપણે હિંદીવાળા અને ઉર્દૂવાળા બંને ગ્રહણ કરી શકે એવી જ ભાષા વાપરી શકીએ. પણ જ્યાં પારિભાષિક શબ્દોની જરૂર પડે ત્યાં બને જુદી જુદી થઈ શકે છે, જોકે એ પણ જરૂરી કે આવશ્યક નથી. અને ઉપર કહ્યું તેમ પારિભાષિક શબ્દો સંસ્કૃતને આધારે બનાવેલા હોય તો જ સર્વમાન્ય અને સર્વવ્યાપી થઈ શકે.

રાષ્ટ્રભાષાનો સંબંધ મોટે ભાગે રોજેરોજના વહેવાર સાથે હોય છે. એટલે હું સમજું છું ત્યાં સુધી મને એ જ ઠીક લાગે છે કે રાષ્ટ્રભાષા એવી હોવી જોઈએ જેને હિંદી અને ઉર્દૂ બંને પોતાની માની શકે. વિજ્ઞાનની, તત્ત્વજ્ઞાનની અને કદાચ ઊંચી જાતના સાહિત્યની ભાષા પણ હિંદી અને ઉર્દૂમાં જુદી જુદી રહેવાની. જો આપણે આટલો ભેદ સ્વીકારી લઈએ તો હિંદી-ઉર્દૂનો ઝઘડો ઘણોખરો મટી શકે એમ છે. આપણે આખા ભારતવર્ષને માટે એકબીજા સાથેના વહેવાર સારુ એક રાષ્ટ્રભાષા જોઈએ છે. એ અંગ્રેજી ન હોઈ શકે, હિંદી જ હોઈ શકે. પછી ભલે આપણે તેને હિંદુસ્તાની કહીએ કે હિંદી કહીએ, અથવા ઉર્દૂ કહીએ. આજની પ્રચલિત પ્રાંતીય ભાષાઓનું સ્થાન એણે લેવાનું નથી; પ્રાંતીય ભાષાઓ પોતપોતાને સ્થાને જેમની તેમ કાયમ રહેશે અને પ્રાંતના કામમાં તથા પ્રાંતીય સાહિત્યમા વપરાશે. આખા દેશના વહેવારને માટે જ આપણને રાષ્ટ્રભાષા જોઈએ છે. જો આપણે તેને ફારસી અરબીના પારવિનાના અપ્રચલિત શબ્દોથી ભરીને અઘરી બનાવી મૂકશુ તો બગાળ, આસામ, ઉત્કલ, આંધ્ર, તામિલ, કેરળ, કર્ણાટક, મહારાષ્ટ્ર, ગુજરાત વગેરેમાં એનો પ્રવેશ કઠણ થઈ પડશે. એટલે એ સૌને સહેલી થઈ પડે તે સારુ જેટલા બને એટલા એ બધી પ્રાંતીય ભાષાઓના પ્રચલિત શબ્દોને લેવા એ લાભદાયી અને મદદરૂપ નીવડશે. સાથે સાથે આપણે એ પણ ન ભૂલી શકીએ કે પંજાબ, સરહદ પ્રાંત અને અમુક અંશે પશ્ચિમ તરફના યુક્ત પ્રાંતની ભાષામાં પણ ઉર્દૂની છાપ વધુ છે. ખાસ કરીને ભણેલા મુસલમાનોમાં ત્યાં ફારસી અને અરબીના શબ્દો વધુ સહેલાઈથી બોલાય છે ને સમજાય છે. એ લોકોને પણ રાષ્ટ્રભાષા પોતાના વર્તુળની બહાર ધકેલી કાઢી ન શકે. એટલે રાષ્ટ્રભાષાએ ઉદાર વૃત્તિ અપનાવવી પડશે અને બહિષ્કારવૃત્તિ તજવી પડશે.

મેં પોતે આખા દેશમાં ભ્રમણ કરતાં જોયું છે કે મારે એ જાતનું હિંદી બોલવું પડે છે. જ્યારે હું સરહદ પ્રાંતમાં અને પંજાબમાં ગયો ત્યારે, — ખાસ કરીને મુસલમાનો જેમાં મોટી સંખ્યામાં હોય એવી સભાઓમાં,

હું ફારસી મિશ્રિત હિંદી બોલીને મારા વિચારો રજૂ કરી શક્યો અને લોકોને સમજાવી શક્યો. બંગાળ, મહારાષ્ટ્ર અને દક્ષિણ ભારતમાં પણ જ્યાં થોડીઘણી હિંદી સમજાતી હતી ત્યાં વધારે સંસ્કૃત શબ્દોવાળી હિંદી બોલીને હું મારું કામ કાઢી શક્યો. હું અરબી ફારસીનો આલિમ પણ નથી ને સંસ્કૃતનો પંડિત પણ નથી. અરબીનું જ્ઞાન મને મુદ્દલ નથી; ફારસીનું થોડુંક જ્ઞાન છે. મારું સંસ્કૃતનું જ્ઞાન પણ સામાન્ય છે છતાં હું બંને પ્રકારની ભાષા થોડી થોડી બોલી શકું છું. મારાં ભાષણો બંને પ્રકારના શ્રોતાઓ સહેલાઈથી સમજે છે. એથી હુ માનું છું કે મારા જેવા લોકોને સારુ — અને મારા જેવા લોકોની સંખ્યા હમેશાં વધુ પ્રમાણમાં જ રહેવાની — એ જાતની રાષ્ટ્રભાષા વાપરવી સહેલી છે. આલિમો અને પંડિતોને એમાં વધારે મુશ્કેલી છે અને રહેવાની, કેમ કે જ્યારે જ્યારે એમને શબ્દોની અછત વરતાય છે ત્યારે ઝટ લઈને તેઓ સંસ્કૃત કે અરબીનું શરણું લેવા દોડી જાય છે. મારા જેવા માણસનું એ ગજું હોતું નથી. એટલે અમને તો અમારા નાનકડા ભંડારમાંથી જ ઉપયોગી વસ્તુ ખોળી કાઢવાની ફરજ પડે છે. અને એ મારા જેવા લોકોને મોટે ભાગે જાણીતી જ હોવાની.

અહીં મેં રાષ્ટ્રભાષા પરના મારા વિચારો વિસ્તારપૂર્વક કહી દીધા; કારણ કે સંમેલન સાથે એનો સંબંધ છે. મારા ભાષણમાં મેં એ જ જાતના વિચારો રજૂ કર્યા. સંમેલન રાષ્ટ્રભાષાના પ્રચારનું કામ પણ કરતું આવ્યું છે એટલે એને બે વાતનું ધ્યાન રાખવું પડે છે. એક બાજુએ તો એને હિંદી સાહિત્યમાં ઊંચી કોટિના ગ્રંથો તૈયાર કરાવવા ઉપર ધ્યાન આપવું પડે છે અને બીજી બાજુ ભાષાના પ્રચાર ઉપર પણ નજર રાખવી પડે છે. આ બંને ઉદ્દેશોની વચ્ચે ઘણું કરીને ભિન્નતા કે વિરોધ ન હોવાં જોઈએ પણ ક્યાંક ક્યાંક હોય તો એ અસંભવિત પણ નથી. સમેલનમાં આગળ જતાં આ બાબતમાં કંઈક મતભેદ ઊભો થયો પણ ખરો. નાગપુરમાં જ એ મતભેદ નજરે પડવા માંડ્યો. પણ એથી કરીને ત્યાંના કાર્યક્રમમાં કશો ફેર ન પડ્યો. સંમેલને એક રાષ્ટ્રભાષા સમિતિ બનાવી અને મને એનો પ્રમુખ નીમવામાં આવ્યો. સંમેલનમાં એક પ્રચાર સમિતિ પણ નિયમ મુજબ હોય છે. નાગપુર સંમેલનને એ જરૂરનું લાગ્યું કે પ્રચાર સમિતિ હિંદી બોલનારા પ્રાંતોમાં સાહિત્ય-પ્રચારનું કામ કરતી રહે અને રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ જ્યાંની ભાષા હિંદી નથી એ પ્રાંતોમાં રાષ્ટ્રભાષાના પ્રચારનું કામ કરે. દક્ષિણ ભારતમાં આંધ્ર, તામિલ, કેરળ અને કર્ણાટકમાં, દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભા ઘણું સરસ કામ કરતી આવી છે અને એની મારફતે પ્રચારનું 'કામ

ખૂબ જોરથી ચલાવવામાં આવ્યું છે. પણ બીજા અહિંદી પ્રાંતોમાં એવી જાતની પ્રચારવ્યવસ્થા થયેલી ન હતી. એટલે ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ, આસામ, ઉત્કલ વગેરે પ્રાંતોમાં પ્રચારકાર્ય કરવાનો ભાર આ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિને સોંપવામાં આવ્યો. હું એનો પ્રમુખ તો બન્યો પણ એની નીતિ આંકી આપવાનું કામ ગાંધીજીએ પોતાને માથે લીધું તથા ફાળો ભેગો કરવાનું કામ શેઠ જમનાલાલજીએ લીધું. શ્રી પુરુષોત્તમદાસ ટંડન, પંડિત દયાશંકર દવે, ડૉક્ટર બાબુરામ સકસેના વગેરે સંમેલનના ખાસ ખાસ આગેવાનોને આ સમિતિના સભ્ય બનાવવામાં આવ્યા કેટલાક અહિંદી પ્રાંતોના પ્રતિનિધિ તરીકે તે તે પ્રાંતના કેટલાક હિંદીપ્રેમી ગૃહસ્થોને સમિતિમાં લેવામાં આવ્યા. આ સમિતિ ત્રણ વરસને માટે બનાવવામાં આવી હતી. પણ એ ત્રણ વરસ પૂરા થયે ફરીથી એ ને એ જ સમિતિ નીમવામાં આવી. ૧૯૩૬થી ૧૯૪૨ સુધીના ૭ વરસોમાં આ સમિતિએ અહિંદી પ્રાંતોમાં, ખાસ કરીને ગુજરાત, મહારાષ્ટ્ર અને મધ્ય પ્રદેશના મહારાષ્ટ્રી જિલ્લાઓમાં, ઉત્કલ અને આસામમાં ઘણું કામ કર્યું. વિદ્યાર્થીઓ માટે પુસ્તકો તૈયાર કરાવ્યાં અને પરીક્ષાઓ લીધી. હજારોની સંખ્યામાં વિદ્યાર્થીઓએ પરીક્ષાઓ આપી અને તે પસાર પણ કરી. શેઠ પદ્મપત સિંઘાનિયાએ પાંચ વરસ લગી દર વરસે ૧૫૦૦૦નું, એટલે કે કુલ ૭૫૦૦૦નું દાન આપી આર્થિક ભીડ ઘણીખરી દૂર કરી. શ્રી કાકા કાલેલકર, શ્રી સત્યનારાયણ, શ્રી શ્રીમન્નારાયણ અને દાદા ધર્માધિકારીની ભારે મહેનત અને ઉત્સાહે ગાંધીજીની વરદ દોરવણી નીચે એ સંસ્થાને વ્યાપક પ્રભાવવાળી, ઉચ્ચ અભિલાષાવાળી સફળ સંસ્થા બનાવી દીધી.

નાગપુરમાં એક બીજું સંમેલન ભરાયું. ગાંધીજીએ જોયું હતું કે હિંદી-ઉર્દૂનો એકબીજા સાથેનો ઝઘડો વધતો જાય છે. એટલે તેઓ એ બેનો સમન્વય કરવાનો પ્રયત્ન કરવામાં આવે એમ ઇચ્છતા હતા. એને સારુ એવી એક સંસ્થાની જરૂર હતી જેમાં બંને ભાષાઓના વિદ્વાનો સામેલ થાય અને કોઈ પણ જાતની ખેંચતાણ વિના કેવળ ભાષાના વિકાસની દૃષ્ટિથી જ કામ કરે. એમાં એમણે ગુજરાતી સાહિત્યમાં બહુ ઊંચું સ્થાન ભોગવનાર શ્રી કનૈયાલાલ મુનશીને રોકવા ઇચ્છ્યુ. મુનશી પ્રેમચંદ અને મૌલવી અબ્દુલ હક સાહેબની મદદ લેવાનું પણ ઇચ્છ્યું. એ સંસ્થાનું એટલે કે રાષ્ટ્રભાષા પરિષદનું અધિવેશન નાગપુરમાં જ કરવામાં આવ્યુ. ઉપર ગણાવેલા સદ્‌ગૃહસ્થો તથા બીજા લોકોને પણ આમંત્રણ આપવામાં આવ્યુ. એ સભામાં મૌલવી અબ્દુલ હક સાહેબ જોડે મતભેદ પડ્યો. સંમેલન બાદ એમણે કેટલાક લેખો લખ્યા અને

એમાં ગાંધીજી ઉપર અણુછાજતું આક્રમણ કર્યું. એટલે આ પરિષદ મુસલમાનોને મદદ ન કરી શકી. પરંતુ મુનશી પ્રેમચંદ અને શ્રી કનૈયાલાલ મુનશીએ થોડા વખત સુધી પરિષદ તરફથી કાશીનું હિંદી માસિક પત્ર હંસ ચલાવ્યું. ખેદની વાત છે કે એ પછી થોડા જ અરસામાં મુનશી પ્રેમચંદ સ્વર્ગવાસી થયા. ઝાઝા વખત સુધી પરિષદ જીવી ન શકી, જોકે એની અંત્યેષ્ટિ ક્રિયા કરી નાખવામાં આવી છે એમ પણ ન કહી શકાય.

## ૧૨૦

# પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણી

ઈ. સ. ૧૯૩૭ની સાલમાં નવા બંધારણ મુજબ થનારી પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણીઓની તૈયારીમાં ૧૯૩૬ની સાલ પસાર થઈ. લખનૌમાં નક્કી થયું હતું કે કૉંગ્રેસે પોતાના ઉમેદવારો ઊભા કરવાને ચૂંટણીજંગમાં ઝંપલાવવું. નવા બંધારણ પ્રમાણે કરોડો સ્ત્રીપુરુષોને ચૂંટણીઓમાં ભાગ લેવાની આ પહેલીવહેલી તક મળી હતી. એ કરોડો મતદારો પોતાનો મત કૉંગ્રેસના બધા ઉમેદવારોને આપે એવી વ્યવસ્થા ઊભી કરવી એ સહેલું કામ ન હતું. ૧૯૩૫–૩૬ની સાલમાં કૉંગ્રેસ ફરી પાછી સંગઠિત થઈ ગઈ હતી. ૧૯૩૪માં એ મધ્યસ્થ ધારાસભાના ચૂંટણીજંગમાં ઊતરેલી અને એમાં બહુ મોટા પ્રમાણમાં એણે જીત પણ મેળવેલી. પણ એ ચૂંટણીની સરખામણીમાં આ વખતની ચૂંટણી ઘણી વિસ્તૃત હતી. પેલી ચૂંટણીમાં લગભગ સો સભ્યોને ચૂંટવાની વાત હતી, જ્યારે આ ચૂંટણીમાં આશરે બે હજાર બેઠકોને માટે માણસો ચૂંટવાનો સવાલ હતો. આને સારુ ખર્ચ પણ ઘણું જ થવાનું હતું. ઉમેદવારોને પસંદ કરવાનું કામ પણ સહેલું ન હતું.

સૌથી પહેલું કામ એક એવું જાહેરનામું તૈયાર કરવાનું હતું કે જે કૉંગ્રેસ તરફથી મતદારો સમક્ષ રજૂ કરીને તેમાં આપેલો કાર્યક્રમ પાર પાડવા મતની માગણી કરી શકાય. પહેલાં કૉંગ્રેસના ઠરાવો અને જાહેરનામાં ઘડી આપવાનું કામ મહાત્માજી કરતા પણ જ્યારથી પંડિત જવાહરલાલ પ્રમુખ થયા ત્યારથી એ કામ ઘણુંખરું એમને જ કરવું પડતું. એમણે દિલને હલાવી મૂકે એવી ચોટદૂક ભાષામાં એક બહુ સુંદર જાહેરનામું ઘડી કાઢ્યું અને કૉંગ્રેસ મહાસમિતિએ એને મંજૂરી આપી.

એને અંગે મુશ્કેલીની વાત એ હતી કે પ્રધાનમંડળમાં પોતાના સભ્યોને દાખલ થવા દેવા કે નહીં એ બાબત કૉંગ્રેસે કશો નિશ્ચય કર્યો નહોતો. કેટલાક ઇચ્છતા હતા કે પ્રાંતોમાં પ્રધાનમંડળ રચવાં અને નવા બંધારણ મુજબ મળતી સત્તાનો ઉપયોગ કરવો. બીજા કેટલાકનું વલણ એ હતું કે આપણે પ્રધાનમંડળ રચવું નહીં ને બીજાને રચવા દેવુંયે નહીં તથા કોઈ રચવા જાય તો તેમાં અડચણો નાખવાની નીતિ રાખવી. એમ છતાં જો કોઈ પ્રધાનમંડળ બની જાય તો એના કામમાં ડગલે ને પગલે બોધાઓ ઊભી કરવી. કૉંગ્રેસે નવા બંધારણનો અસ્વીકાર કર્યો હતો ને એની સાથોસાથ ચૂંટણીમાં ભાગ લેવાની છૂટ પણ આપી હતી. પરંતુ ચૂંટાયા બાદ સભ્યોએ શું કરવાનું છે એ બાબતમાં કશુંયે જણાવ્યું ન હતું. એટલે આ જાહેરનામામાં સાફ કહી શકાય એમ ન હતું કે અમે પ્રધાનમંડળ રચીશું અને ત્યાં જઈને અમુક અમુક કામ કરીશું. વળી એમ પણ કહી શકાય એમ ન હતું કે અમે ત્યાં કશું કરીશુંયે નહીં, ને કોઈને કશું કરવા દઈશું પણ નહીં. એટલે એમાં ઘણી હોશિયારીથી એ જ વસ્તુ કહેવામાં આવી જે કરાંચી કૉંગ્રેસમાં આપણા મૂળભૂત હકો તથા આર્થિક અધિકારોના ઠરાવમાં મંજૂર રાખવામાં આવી હતી. અને એ રીતે અમે પ્રધાનપદાં લઈશું કે નહીં લઈએ એ વિષે કંઈ કહ્યા વિના ધારાસભા માટેનો કાર્યક્રમ જણાવવામાં આવ્યો. એ જાહેરનામું આખા દેશ માટે હતું. એમાં એમ કહેવામાં આવ્યું હતુ કે દરેકેદરેક કૉંગ્રેસના સભ્ય પોતે જે પ્રાંતમાં હોય તે પ્રાંતમાં કામ કરે. એ ઉપરાંત પ્રાંતિક સમિતિઓને એવો અધિકાર આપવામાં આવ્યો કે પોતપોતાની પરિસ્થિતિ અનુસાર પોતાને ત્યાં કંઈ જાહેરનામુ, બહાર પાડવા ઇચ્છે તો પાડી શકે.

આ જાહેરનામામાં મુખ્યત્વે ખેડૂતોની દશા સુધારવાની વાત કહેવામાં આવી હતી. એને માટે ગણોતમહેસૂલના કાયદાઓમાં સુધારો કરાવીને જે જમીન ખેડૂતો જાતે ખેડતા હતા તે જમીન પર એમને કાયમનો હક આપવાનુ કહેવામાં આવેલું. ગણોત ઘટાડવા ઉપર પણ ભાર મૂકવામાં આવ્યો હતો. એ અંગે મજૂરોને એમની નોકરીઓ કાયમની કરાવી આપીને, એમને સારુ રહેવા કરવાની વધુ સારી ગોઠવણ કરાવી આપીને અને એમની મજૂરીના દરમાં વધારો કરાવી આપીને એમની સ્થિતિ સુધારવાનું વચન પણ એમાં આપવામાં આવેલું. વળી મજૂર સંઘો સ્થાપવાની, એનું સંગઠન કરવાનો હક આપવાની તથા બીજી રીતે એમની દશા સુધારવાની વાત પણ એમાં કરવામાં આવેલી. દેશમા દારૂબંધી

કરવાનું પણ વચન આપવામાં આવ્યું હતું. એટલે એક લોકપ્રિય પ્રધાનમંડળ કરી શકે એવી બધી વાતોનો એમાં સમાવેશ થયો હતો. અમે ધારેલું કે જો અમે પ્રધાનપદાં લઈશું તો આ બધું કામ કરશું જ; અને જો નહીં લઈએ તો જે કોઈ પ્રધાનમંડળ હશે એની મારફતે આ બધું કરાવી લેશું.

આટલા બધા ઉમેદવારોને પસંદ કરવા એ એક બીજું કઠણ કામ હતું. એટલું તો સ્પષ્ટ હતું કે મહાસમિતિની કાર્યવાહક સમિતિ એ કામ આખા દેશ માટે કરી શકે એમ ન હતું. એક તો, એ ઉમેદવારોમાંથી કોને કોંગ્રેસની ટિકિટ ઉપર ઊભો કરવો એનો એ પોતે વિચાર કરવા બેસે તો એ નક્કી કરવા જેટલી સામગ્રી તેની પાસે ન હોય, એટલે એ ઇચ્છે કે ન ઇચ્છે તોપણ એને પ્રાંતિક કોંગ્રેસ સમિતિ કે એની કાર્યવાહક સમિતિ ઉપર જ વધુ આધાર રાખવો પડે. વળી એ પણ સ્પષ્ટ હતું કે કેટલીક સ્થાનિક સમિતિઓમાં વાડાબંધી હતી અને એમ બને કે એ વાડાબંધીને કારણે કોઈ ઉમેદવાર પ્રત્યે ગેરઇન્સાફ થઈ જાય અથવા પ્રજા પ્રત્યે જે જવાબદાર કે સફળ ન નીવડે એવા ઉમેદવારોની પસંદગી થઈ જાય. કેટલીક પ્રાંતિક સમિતિઓ ઇચ્છતી હતી કે આ બાબતમાં છેવટનો નિર્ણય કારોબારી સમિતિના હાથમાં રહે તો સારું. એટલે એમ ઠર્યું કે આખરી ફેંસલો કારોબારી સમિતિ જ કરશે. પણ કારોબારી સમિતિને પણ એમ લાગ્યું કે આ કામને માટે પોતાના બધા સભ્યોને એકઠા કરવા મુશ્કેલ પડશે. એટલે એણે આ કામ ઉકેલવા માટે ત્રણ જણની એક પાર્લમેન્ટરી કમિટી નીમી અને તેને આ સઘળું કામ સોંપ્યું. એ પાર્લમેન્ટરી કમિટીના પ્રમુખ સરદાર વલ્લભભાઈ પટેલને બનાવવામાં આવ્યા. એના બીજા બે સભ્યોમાં એક હતા મૌલાના અબુલ કલામ આઝાદ અને બીજો હું. ચૂંટણીનો સમય નજીક આવ્યો ત્યારે અનુભવે જણાયું કે એકબીજાથી બહુ છેટે છેટે રહેવાને કારણે તેમ જ વખતની તંગીને લીધે આટલા જણનેયે એકઠા મળી હરહંમેશ કોઈ બાબતનો ફેંસલો આપવાનું કામ અસંભવ થઈ પડતું હતું. જો આખીયે કારોબારી સમિતિને આ કામ સોંપાયું હોત તો એને કદાચ મહિનાઓ લગી એક જ જગ્યાએ બેસી રહેવું પડત. શરૂઆતમાં આ પાર્લમેન્ટરી કમિટીના કામને અંગે મારે કેટલાક દિવસ મુંબઈમાં રહેવું પડ્યું હતું. પણ ત્યાંના હવા પાણીની પ્રતિકૂળતાને લીધે ચોમાસામાં હું ત્યાં ન રહી શક્યો. અમે ત્રણે જણ પોતપોતાને સ્થાને રહીને કામ કરવા લાગ્યા

ધારાસભા માટેના સભ્યોની પસંદગી પ્રાંતિક સમિતિઓની કાર્યવાહક સમિતિ જ કરતી. પણ એ પોતાની મરજી મુજબ સ્વીકારેલાં બધાં નામો

પાર્લમેન્ટરી કમિટિને મોકલી આપતી. જો કોઈ માણસ પ્રાંતના નિર્ણયથી નારાજ હોય તો એ પાર્લમેન્ટરી કમિટી પાસે અપીલ કરી શકતો અને એ સંબંધી બધા કાગળપત્રો, રિપોર્ટો વગેરે પ્રાંત પાસેથી પાર્લમેન્ટરી કમિટી પાસે જતા. જે બેઠકો વિષે કોઈ પણ અપીલ કે નારાજીની વાત ન આવી હોય તે બેઠકો માટેનો નિર્ણય વગર સંકોચે પ્રાંતિક સમિતિના ઠરાવ્યા મુજબ જ કાયમ રાખવામાં આવતો. પણ જેને વિષે અપીલ આવતી ત્યાંની તપાસમાં પાર્લમેન્ટરી કમિટી ઊતરતી. જરૂર જણાતી તો પાર્લમેન્ટરી કમિટીના સભ્ય એ સ્થળે જઈને તથા ત્યાંના લોકોને મળીને તેમ જ એમને પૂછપરછ કરીને પછી છેવટનો નિર્ણય કરતા. આ કામ સહેલું ન હતું. પણ એ સંતોષની વાત છે કે ઘણા ઓછા નિર્ણયો બાબત પાર્લમેન્ટરી કમિટી પાસે અપીલ આવી. જે અપીલો આવી તેમાંની ઘણીખરીનો નિકાલ પણ કાગળપત્ર વડે તથા સૌની સંમતિથી આવી ગયો. એવી થોડી જ બેઠકો હતી જેને માટે કોઈ એક વ્યક્તિ કે પક્ષની વિરુદ્ધ ફેંસલો આપવો પડ્યો હતો.

ચૂંટણી અંગે બે મુખ્ય મુદ્દા જોવાના હતા. એક તો એ કે ચૂંટાઈ આવેલો ઉમેદવાર કૉંગ્રેસના કાર્યક્રમ મુજબ પૂરી સચ્ચાઇથી ને પ્રામાણિકતાથી કામ કરશે કે નહીં. ને બીજો એ કે એ ઉમેદવારના ચૂંટાઈ આવવાની પૂરેપૂરી આશા રાખી શકાય એમ છે કે નહીં. પણ એક ત્રીજો મુદ્દો પણ હતો. તે આ બે મુદ્દાઓની સરખામણીમાં ગૌણ લેખી શકાય, પણ એનુંયે મહત્ત્વ સારી પેઠે હતું. એ મુદ્દો એ કે ચૂંટણી માટેનું ખર્ચ ઉમેદવાર પોતે ઉપાડી શકશે કે નહીં; અને જો એ પોતે ખર્ચ ઉપાડી શકે એમ ન હોય તો પાર્લમેન્ટરી કમિટીએ કેટલી મદદ આપવી પડશે. પહેલી વાતનો નિર્ણય ઉમેદવારની આગલી સેવાઓ, કૉંગ્રેસ સાથેનો એનો સંબંધ તથા એના કામકાજ વિષે વિચાર કરીને કરી શકાતો હતો. અને બીજી વાતનો નિર્ણય જનતામાં એની લોકપ્રિયતા કેટલી છે તેના પર આધાર રાખતો હતો. એ લોકપ્રિયતાનાં કારણો અનેક હોઈ શકે. કોઈ માણસ કૉંગ્રેસ મારફતે સેવા કરવાને લીધે લોકપ્રિય થયો હોય, તો કોઈ માણસ બીજા કોઈ ક્ષેત્રમાં બીજી જાતનું સેવાકાર્ય કરીને લોકપ્રિય બન્યો હોય. કેટલીક જગ્યાએ અમુક ખાસ નાતના અથવા ખાસ સમાજના લોકોનો જ મોટો ભાગ હોય. એવી જગ્યાએ સેવા ઉપરાંત એ નાતના અથવા એ સમાજના માણસ હોવું એ જ લોકપ્રિયતાનું એટલે કે મત મેળવવાની શક્તિનું કારણ બની જતું હતું. કોઈ ક્ષેત્ર એવાં હતાં જ્યાં ઝાઝું કામ ન થયું હોય અને જ્યાં કૉંગ્રેસની અસર બહુ ન હોય; ત્યાં બીજા કારણે જ ઉમેદવારના

ચૂંટાવાની આશા રાખી શકાય એમ હતું. આ બધી વાતનો નિર્ણય મોટે ભાગે પ્રાંતિક સમિતિઓ જ કરી શકે એમ હતું. એટલે એની વાત જ માન્ય રાખવામાં આવતી.

જ્યારે એક બેઠક માટે કોંગ્રેસના બે સેવકો ઊભા થતા અને કોઈ પણ ખસી જવા તૈયાર ન થતું ત્યારે સૌથી વધારે મુશ્કેલી ઊભી થતી. સેવાની દૃષ્ટિએ એની વચ્ચે ભેદ પાડવો એ અશક્ય નહીં તો મુશ્કેલ તો હતું જ. લોકોમાંયે બંને પ્રત્યે પ્રેમ અને શ્રદ્ધા જણાતાં. એ સ્થિતિમાં બેમાંના એકને નારાજ કરીને જ નિર્ણય કરવો પડતો. પૈસાનો પ્રશ્ન પણ સામાન્ય ન હતો. બે હજાર બેઠકોની ચૂંટણી માટેનો ખર્ચ ઘણો થાય. થોડો થોડો ખર્ચ કરતાંયે સરવાળો ઘણો મોટો થઈ જાય. હરીફાઈને કારણે પણ કેટલોક ખર્ચ વધી પડે. સામે ઊભો રહેલો માણસ જો ધનવાન હોય અને ઝાઝો ખર્ચ કરવા તૈયાર થાય તો આપણા તરફથી પણ વધારે ખર્ચ કરવું પડે; કારણ કે સામાવાળાના પ્રચારનો સામનો કરવાનું જરૂરી થઈ પડે.

સરદાર વલ્લભભાઈની દોરવણી હેઠળ આ બધા કોયડાઓનો ઉકેલ પાર્લમેન્ટરી કમિટી આણી શકી એ સંતોષની વાત છે. મારે અખિલ ભારતીય ચૂંટણીઓ ઉપરાંત મારા પોતાના પ્રાંતનું કામ પણ સંભાળવાનું હતું. કોંગ્રેસનો પ્રમુખ બન્યો હતો ત્યારથી પ્રાંતમાં હું કોંગ્રેસનું કશું કામ કરી શકતો નહોતો. પહેલાં કહ્યું તેમ આખા દેશમાં દોડાદોડ કરવામાં જ ગૂંથાઈ રહ્યો. મારા પોતાના પ્રાંતમાં તો એ પ્રવાસમાં પણ જઈ શક્યો ન હતો. ૧૯૩૦ની સાલથી જ અમારો પ્રાંત સત્યાગ્રહમાં જોડાયેલો હતો. એ વખતે મને મારા પ્રાંતમાં ફરવાની ઘણી તક મળી હતી. એક વાર ગાંધી-ઇર્વિન સમાધાન વખતે પણ કેટલીક જગ્યાએ જઈ શક્યો હતો. ૧૯૩૪માં કેવળ ધરતીકંપના કામ સારુ જ્યાં જવું પડેલું ત્યાં ગયેલો. ત્યાર પછી પ્રમુખ બન્યો એટલે બીજા બીજા પ્રાંતોમાં ફર્યો. એ રીતે લગભગ પાંચ છ વરસ થયાં મારો પ્રાંત સાથેનો સંપર્ક બહુ ઓછો થઈ ગયો હતો. એમ છતાં મારે આ કામ તો જોવાનું જ હતું. ઘણું કરીને એ વરસે હું પ્રાંતિક સમિતિનો પ્રમુખ પણ ચૂંટાયો હતો. એટલે પ્રાંતના ઉમેદવારોની પસંદગીમાં મારે ઘણો વખત આપવો પડ્યો ને ઘણી મુશ્કેલી વેઠવી પડી. જેટલી વાતો હું આગળ કહી ગયો તે બધી બાબતોની તપાસ કરીને નિર્ણય કરવાનું કામ પ્રાંતની જે કાર્યવાહક સમિતિનો હું પ્રમુખ હતો એને જ કરવું પડેલું.

અમારા પ્રાંતમાં એક બીજી વસ્તુ છે જે ઘણું કરીને બીજા પ્રાંતોમાં મોટા પ્રમાણમાં જોવામાં આવતી નથી. જિલ્લા સમિતિઓ ઘણાખરા નિર્ણયો કરવાનું કામ પ્રાંતિક કાર્યવાહક સમિતિને માથે નાખવા ઇચ્છતી

હતી. એ સમિતિઓને લાગતું હતું જો એ જાતે ફેંસલો આપવા બેસશે તો અંદર અંદરના મતભેદો વધી પડશે અને તેથી ચૂંટણીમાં મુશ્કેલીઓ પણ વધશે. પણ પ્રાંતિક કાર્યવાહક સમિતિને આરુયે ફેંસલો આપવાનું કામ સહેલું ન હતું. કેમ કે એયે સ્થાનિક પરિસ્થિતિથી પૂરી રીતે વાકેફ ન હતી.

છતાં મને લાગે છે કે પ્રાંતિક સમિતિ ઉપર આ કામની જવાબદારી મુકાઈ એ સારું થયું. એના ઘણાખરા નિર્ણયો એકમતે થયા હતા. કેટલાકમાં મતભેદ પડયો અને કયારેક કયારેક એ મતભેદ બહુ તીવ્ર પણ થયો. પણ છેવટે દરેક પ્રશ્નનો ઉકેલ સૌની સંમતિથી આવી શકયો. કેટલાયે નિર્ણયો પરત્વે બહુ મુશ્કેલીથી મારે મારા મનને મનાવવું પડયું. પણ મેં મારા અંગત વિચારોને — જેમનો સંબંધ વ્યક્તિ સાથે હતો — દબાવી દીધા અને સમિતિની બહુમતીને જ સ્વીકારી લીધી. મને યાદ છે ત્યાં સુધી મેં એવી પરિસ્થિતિ પણ ન આવવા દીધી કે જ્યારે મારે લીધે કોઈ નામની બાબતમાં મતગણુતરી કરવાની જરૂર પડે. એટલું ખરું કે જ્યાં જરૂર પડતી ત્યાં હું મારો મત જાહેર કરી દેતો; પણ તે એટલી સંયમભરી ભાષામાં કહેતો કે એમાં કડવાશ પેદા ન થાય. આખરે, પ્રાંતના ઉમેદવારોની પસંદગી કરવાનું કામ એક રીતે પતી ગયું.

આખા પ્રાંતમાં અમે કોંગ્રેસમાં કામ કરનારા જે સેવકો હોય એવા લોકોને જ ખાસ કરીને લેવા ઉપર ભાર મૂકયો. પહેલું તો એ કે એવા લોકો ઉપર વધારે વિશ્વાસ મૂકી શકાય એમ હતું; કારણ કે એમણે પોતાના કામથી પોતાની વિશ્વાસપાત્રતા બતાવી આપી હતી, અને એમને વિષે એવી આશા હતી કે જે કંઈ આજ્ઞા કોંગ્રેસ આપશે એનું તેઓ બરાબર પાલન કરશે. પણ કેટલીક જગ્યાએ પરિસ્થિતિને લઈને અમારે લાચારીથી એવા લોકોને લેવા પડયા જેઓ કોંગ્રેસ પ્રત્યે દિલસોજી રાખતા હતા અને જેમણે કોંગ્રેસનુ જરાતરા કામ કર્યું હતું પણ જેઓ કાર્યકર્તા ગણી શકાય એમ ન હતા. સ્થાનિક મુશ્કેલીઓને કારણે તથા કયાક કયાક ખરચનો વિચાર કરીને પણ અમારે એમ કરવું પડયું

અમારા પ્રાંતમાં એક વિશેષ પરિસ્થિતિ હતી અમારે ત્યાં કિસાન-સભા કામ કરતી આવી હતી. ૧૯૩૩-૩૪ની સાલમાં એને સ્વામી સહજાનંદ સરસ્વતીની આગેવાની તળે કેવી રીતે પ્રોત્સાહન મળ્યુ એનો કંઈક ઉલ્લેખ આગળ આવી ગયો છે. છેલ્લાં ત્રણચાર વરસમાં કેટલીક જગ્યાએ અને ખાસ કરીને ગયા અને પટના જિલ્લામાં એ ખૂબ કામ કરી શકી હતી. કોંગ્રેસનો અને કિસાનસભાનો પરસ્પર વિરોધ ન હતો.

બંને સંસ્થાઓમાં કેટલાયે પ્રભાવશાળી કાર્યકર્તાઓ એક જ હતા. જ્યારે કંઈક જરૂરિયાત આવી પડતી ત્યારે કૉંગ્રેસ એમને મદદ પણ આપ્યા કરતી. જ્યારે ચૂંટણીઓને સારુ ઉમેદવારોની પસંદગી થવા લાગી ત્યારે સ્વામી સહજાનંદ, જેઓ પ્રાંતિક સમિતિના સભ્ય હતા તેઓ વિશેષે કિસાન-સભા સાથે સંબંધ રાખનારા કેટલાક લોકોને લેવા માટે આગ્રહ કરવા લાગ્યા. બીજા સભ્યોને એ લોકો વિષે ખાસ વાંધો ન હતો; પણ ક્યાંક ક્યાંક એવુ બન્યુ કે કિસાનસભાના કાર્યકર્તા અને કૉંગ્રેસના કાર્યકર્તાઓ જ સામસામા આવી ગયા. એમ છતાં કાર્યવાહક સમિતિએ એ પરિસ્થિતિ પણ સભાળી લીધી. છેવટે જે નિર્ણયો થયા તે સૌને પસંદ પડે એવા અને સૌની સંમતિથી થયા.

બીજી એક વાતનો ઉલ્લેખ કરવો જરૂરી છે. ઉમેદવારો પસંદ કરતી વખતે અમારે એ ખ્યાલ રાખવો પડ્યો કે કયો ઉમેદવાર કઈ જાતનો છે. કૉંગ્રેસને માટે એ સંતોષની વાત નહોતી. પણ પરિસ્થિતિને કારણે અમને એમ કર્યા વગર ચાલે એમ નહોતું. અમારા પ્રાંતને માટે એ શરમની ને દુ:ખની વાત છે કે ઉમેદવારોની પસંદગી કરતી વખતે અમે નાતજાતને ભૂલી ન શક્યા. અમારે એ વિચારવું પડ્યું કે અમુક નાતના ઉમેદવારનો ચૂંટાવાનો વધુ સંભવ છે; અને અમારે જોવું પડ્યું કે જો અમુક નાતના ઉમેદવારને આપણે નહીં લઈએ તો આખી નાત ઉપર એની ખોટી અસર થશે એટલુ જ નહી, ચૂંટણીઓ પર પણ એની ખરાબ અસર થશે. અમારે એ પણ ધ્યાન રાખવુ પડ્યું કે જેટલા ઉમેદવારો લેવામાં આવ્યા એમાં બધી નાતોના ઉમેદવારો આવી ગયા કે નહીં અને તે તે નાતના લોકોને સતોષ આપી શકીએ એટલા પ્રમાણમાં આવ્યા કે નહીં? એક રાષ્ટ્રીય સંસ્થાને સારુ આ બધી વાતો ગૌરવભરી ન ગણાય. પણ અમારે ચૂંટણીઓ જીતવાની હતી અને એ સાથે એટલું સમાધાન લઈ શકીએ એમ હતુ કે બધી નાતોમાં કૉંગ્રેસના એવા કાર્યકરો મૌજૂદ હતા જેમને કૉંગ્રેસની નીતિ મુજબ ચૂંટી શકાતા હતાં. એટલે, કોઈને પસંદ કરતાં અમને આઘાત પણ નહોતો લાગ્યો. કારણ-કે જેમને અમે પસંદ કરતા એ ઘણે ભાગે બીજી દૃષ્ટિએ પણ યોગ્ય હતા. પરંતુ સિદ્ધાંતની દૃષ્ટિએ તો નાતજાતનો વિચાર આવવા દેવો એ જ બરાબર નહોતું.

પૂનામાં હરિજનો સાથે જે સમાધાન થયુ હતું એમાં નક્કી થયુ હતું કે હરિજનો માટેની સુરક્ષિત બેઠકોને સારુ એક પ્રાથમિક ચૂંટણી થાય, જેમાં કેવળ હરિજનો જ ભાગ લે. એ પ્રાથમિક ચૂંટણીની રીત એ હતી કે જો ચાર કે એથી ઓછા ઉમેદવાર ઊભા થાય તો મત લેવાની જરૂર

ન રહે; બધાયે ઉમેદવારો ચૂંટાયેલા ગણાય. જો એથી વધુ ઉમેદવાર હોય તો કેવળ હરિજનો મત આપીને જે ચાર જણને ઇચ્છે એ ચારને ચૂંટે અને પછી બીજી વારની ચૂંટણીમાં હરિજનો તથા સવર્ણ મતદારો મત આપે, અને જેને સૌથી વધારે મત મળે એ ચૂંટાય. આ રીતે સવર્ણ હિંદુઓને છેલ્લી ચૂંટણીમાં ભાગ લેવાની તક મળતી હતી. પણ તેઓ જેને ઇચ્છે એને ચૂંટી શકતા ન હતા. હરિજનોએ પહેલી વારની ચૂંટણીમાં જે ચાર જણને ચૂંટ્યા હોય એમાંના જ એકને તેઓ મત આપી શકતા હતા. એ સમાધાનથી હરિજનોને બે વાર મત આપવાનો હક મળતો હતો. બીજી બાજુ હરિજન ઉમેદવારોને બેવડો પ્રચાર કરવો પડતો. એક વાર હરિજન મતદારોમાં અને બીજી વાર હરિજનો તેમ જ સવર્ણ મતદારોમાં. આ સહેલી વાત ન હતી, કેમ કે એમાં ખરચ પણ ઘણું કરવું પડતું હતું. હરિજનો માટે અમારા પ્રાંતમાં સોળ બેઠકો હતી. એ સોળે બેઠકો માટે કૉંગ્રેસના ઉમેદવારો ઊભા કરવાનો અને તેઓ જ ચૂંટાય એવો અમે પ્રયાસ કર્યો. એને માટે અમે એમના ખાસ આગેવાન કાર્યકરો અને પ્રભાવશાળી માણસોની સલાહ લઈને જ અમારા હરિજન ઉમેદવારો ઊભા કર્યા. પરિણામે કૉંગ્રેસને એવા હરિજન ઉમેદવારો મળ્યા જેઓ કૉંગ્રેસના નિયમ અનુસાર કામ કરવા માગતા હતા. હરિજનોને પણ એ ઉમેદવારો ગમ્યા કેમ કે એમની જ સલાહ પ્રમાણે એ ઉમેદવારોની ચૂંટણી કરવામાં આવી હતી. વળી એમાં ખરચ પણ નામનું જ થયું કારણ કે ઘણીખરી જગ્યાએ એક જ હરિજન ઉમેદવાર ઊભો થયો અને એ પહેલી વારની ચૂંટણીમાં વગર વિરોધે ચૂંટાઈ ગયો તથા બીજી વારની ચૂંટણીમાં એક જ ઉમેદવાર હોવાને કારણે મત લેવાની ભાંજગડ જ ન રહી. થોડીક જગ્યાએ ચૂંટણી લડવી પડી ખરી, પણ સરવાળે સોળમાંની પંદર બેઠકો કૉંગ્રેસના ઉમેદવારોને જ મળી. બીજા પ્રાંતોમાં આ કામ આટલી ખૂબીથી ન થઈ શક્યું એટલે ત્યાં હરિજનોમાં એકથી વધુ પક્ષો ઊભા થયા. એમાંના કેટલાક જણ કૉંગ્રેસ પક્ષે રહ્યા અને કેટલાક કૉંગ્રેસના વિરોધી બન્યા. આ વિરોધને લીધે હરિજનોને કૉંગ્રેસ વિષે અશ્રદ્ધા પણ ઊપજી. આ બધી મુસ્કેલીમાંથી અમે ઊગરી ગયા એનું એક કારણ એ પણ હોવાનો સંભવ છે કે અમારે ત્યાંના હરિજનોમાં કેળવણીનો ઘણો અભાવ છે એટલે તેઓમાં પોતાની મહત્ત્વાકાંક્ષા પૂરી કરવા માટે પોતાનું જુદું સંગઠન હોવું જોઈએ એમ માનનાર ઘણા લોકો નહોતા. આખા દેશમાં પ્રચારકાર્ય ઉમેદવારોની પસંદગી થઈ ગયા પછી ગોઠવવાની જરૂર હતી. એને માટે ફાળો ભેગો કરવાની જવાબદારી પણ પાર્લમેન્ટરી કમિટીને માથે હતી. એ કામ

મેટે ભાગે સરદાર વલ્લભભાઈએ જ કર્યું. પ્રાંતિક સમિતિઓને એમાંથી જરૂર જોગી મદદ આપવામાં આવી. પ્રાંતિક સમિતિઓએ બની તેટલી પોતપોતાની જુદી વ્યવસ્થા પણ કરી. ઉપર જણાવ્યા મુજબ બિહારમાં ઘણાખરા ઉમેદવારો કૉંગ્રેસના કાર્યકરો જ હતા. કૉંગ્રેસ કાર્યકરો, ખાસ કરીને બિહારમાં પૈસાદાર નથી. જેઓ ખાતાપીતા છે તેઓ પણ ચૂંટણી માટે બહુ ખરચ કરી શકે તેમ નથી. એમ છતાં જેનાથી જેટલું બન્યું તેટલું ખરચ તેણે ઉપાડયું. પ્રાંત તરફથી તો જ્યાં ખાસ આવશ્યકતા જણાઈ ત્યાં જ મદદ આપવામાં આવી. આખાયે પ્રાંતમાં કરવામાં આવેલા પ્રચાર-કામનું ખરચ પ્રાંતે ઉપાડયું અને ખાસ ખાસ જગ્યાએ જે ખરચ આવ્યું એ તે તે સ્થળના ઉમેદવારોએ ઉપાડયું. જે ઉમેદવારોને મદદની જરૂર પડી એને પ્રાંતે મદદ આપી. આમ પ્રાંતને ખરચમાં તો ઊતરવું પડયું પણ કેટલાં ક્ષેત્રોમાં કેટલું ખરચ કરીને પ્રાંતે સફળતા મેળવી એનો વિચાર કરીએ તો એ ખરચ વધારે નથી લાગતું. કેટલુંક ખરચ તો અનિવાર્ય છે. ક્ષેત્ર બહુ વિસ્તૃત છે એટલે ઉમેદવાર અને બીજા કૉંગ્રેસી કાર્યકર્તાઓ દરેક સ્થળે પહોંચી જઈને જનતાને કૉંગ્રેસનો સંદેશો પહોંચાડે તથા મતદારો સાથે ઉમેદવારોની મુલાકાત થાય એટલું તો અવશ્ય કરવું જોઈએ. આમાં જ ઘણું ખરચ થતું હતું.

કૉંગ્રેસનું જાહેરનામું તથા કૉંગ્રેસ સંબંધી બીજું સાહિત્ય છાપીને વહેંચવાનુંયે જરૂરનું છે. કેવળ ચૂંટણીઓને ખાતર જ નહીં પણ લોકોની કેળવણી તેમ જ એમના જ્ઞાનમાં વધારો કરવા માટે પણ એ કરવું જોઈએ. દરેક પરિસ્થિતિમાં આવાં ખરચ અનિવાર્ય હોય છે. વળી એ પણ જોવું જરૂરનું હતું કે કેવળ સભાઓ મારફતે જ પ્રચારકામ ન ચાલે. મત મેળવવા સારુ કેટલીક જગ્યાએ દરેક મતદાર પાસે સીધા પહોંચી જવાની વધુ જરૂર હતી. ખાસ કરીને જ્યાં હરીફ ઉમેદવાર માથાભારે હોય ત્યાં એમ કરવું આવશ્યક હતું. આમાં બહુ ખરચ કરવું પડતું. આજકાલની ચૂંટણી મોટર વિના તો થઈ જ ન શકે; કારણ ઝડપી વાહન વિના દરેક સ્થળે પહોંચી વળવું લગભગ અશક્ય છે. હરીફ જ્યાં વારેવારે જતો હોય ત્યાં આપણે પણ એમ જ કરવું પડે. આમ છતાં મારા ધારવા પ્રમાણે બિહારમાં વધારે ખરચ નહોતું આવ્યું. અમે અમારું કામ કરકસરથી ચલાવ્યું હતું. પણ એટલું કબૂલ કરવું પડશે કે અમે ગમે એટલી કરકસર કરી હોય તોયે ગાંધીજીના આદર્શ કરતાં તો એ ઘણી ઓછી જણાતી હતી.

ગાંધીજીનું કહેવું તો એમ હતું કે લોકોનો કૉંગ્રેસ ઉપર એટલો વિશ્વાસ હોવો જોઈએ—એ વિશ્વાસ કૉંગ્રેસ પોતાની નિ:સ્વાર્થ સેવા દ્વારા જ

મેળવી શકે — અને કૉંગ્રેસના ઉમેદવારો એવા સાચા અને લોકપ્રિય સેવક હોવા જોઈએ કે કૉંગ્રેસ પોતાની તરફથી જાહેરનામું બહાર પાડીને વહેંચી દે તથા પોતાના ઉમેદવારોનાં નામ જાહેર કરી દે એટલું પૂરતું થઈ જાય; લોકોમાં એટલો ઉત્સાહ હોવો જોઈએ કે, કોઈની પ્રેરણા કે પ્રોત્સાહન વિના, આપમેળે જ સૌ વખતસર પહોંચી જઈને કૉંગ્રેસના ઉમેદવારોને મત આપી જાય. એનો અર્થ એ થયો કે ચૂંટણી વખતે પ્રચાર કરવાની જેટલી જરૂર છે તેના કરતાં લોકો વચ્ચે હમેશાં રહીને એમની સતત સેવા કરવાની વધારે જરૂર છે. જનતાની સેવા એ જ આપણું પ્રચારનું સૌથી બળવાન સાધન હોવું જોઈએ.

ગાંધીજીનું કહેવું તો સાચું છે; પણ હજી આપણે એટલી સેવા કરી નથી. આપણે જેટલી સેવા કરી છે તેટલે અંશે લોકપ્રિય બન્યા છીએ અને એટલા પ્રમાણમાં આપણને ચૂંટણીઓમાં ઓછી મુશ્કેલીઓ વેઠવી પડી છે. છેલ્લાં વીસ વરસની આપણી સેવાઓ વ્યર્થ નથી ગઈ પણ એ હજુ વધુ વિસ્તૃત અને સ્થાયી થવી જોઈએ. એમાં સ્વાર્થનો અંશ જેટલો વધતો જશે એટલો આપણી મુશ્કેલીઓમાં ઉમેરો થતો જશે.

મારે ખેદપૂર્વક લખવું પડે છે કે ચૂંટણીઓના અનુભવે મને એમ માનવાની ફરજ પાડી છે કે, ઘણા કૉંગ્રેસીઓ પોતાની સેવાઓની કિંમત ગણવા લાગ્યા છે અને એના બદલામાં કંઈક ને કંઈક લાભ શોધવા મંડ્યા છે; પછી ભલે એ ઍસેમ્બ્લી કે કાઉન્સિલનું સભ્યપદ હોય, લોકલ બોર્ડ કે મ્યુનિસિપાલિટીમાં કોઈ હોદ્દો કે એનું સભ્યપદ હોય અથવા કંઈ નહીં તો છેવટે કૉંગ્રેસની સમિતિઓમાં જ કંઈક પ્રતિષ્ઠાવાળું ને અધિકારવાળું સ્થાન હોય. આ બધી જગ્યાએ જઈને માણસ સેવા કરી શકે એમાં શંકા નથી — કેટલીક જગ્યાએ કામ કરવાથી તો સેવાની શક્તિ વધે પણ છે. જો એ જ ભાવનાથી એ પદો કે હોદ્દા લેવાની ઇચ્છા રાખવામાં આવતી હોય તો ઠીક. પણ એ ઇચ્છા પાછળ સેવાભાવનું જોર રહેલું છે, કે પોતાની અંગત મહત્ત્વાકાંક્ષાનું, એ કોણ કહી શકે? એ તો કદાચ માણસનું પોતાનું હૃદય પણ બરાબર ન કહી શકે. કારણ કે આવી બાબતોમાં ઘણી વાર એ આપણને છેતરે છે અને એ રીતે માણસ પોતાના મનને મનાવી લે છે કે એ પોતે મહત્ત્વાકાંક્ષાથી નથી ખેંચાતો પણ સેવા કરવા માગે છે.

ગાંધીજીએ એક પ્રસંગે કહેલું કે જે માણસ કૉંગ્રેસનો પ્રમુખ થવા આતુર હોય એને પ્રમુખ ન બનાવવો જોઈએ. પ્રતિષ્ઠાને ખાતર નહીં પણ સેવાને કાજે જે એ પદ સ્વીકારે છે તે એની ઇચ્છા નથી

કરતો; અવસર આવ્યે એ ભાર તે નમ્રતાપૂર્વક ઉપાડી લે છે એટલું જ. જે જે સ્થાનો પર ચૂંટણી કરીને લોકો પોતાના સેવકો નીમે છે તે બધાં સ્થાનોને વિષે પણ એમ જ હોવું જોઈએ. પણ આજકાલની તો રીત જ એ થઈ પડી છે કે પોતાનાં વાજાં પોતે જ વગાડવા બેસી જવું પડે છે. આપણા સ્વભાવ ઉપર આપણી મહત્ત્વાકાંક્ષા ચડી બેસે છે. આ બધાં સ્થાનોને આપણે આપણા જીવનને સારુ ઉન્નતિનાં અને દુનિયાની હરીફાઈમાં આપણને આગળ લઈ જનારાં સાધનો માનીએ છીએ. આપણી પોતાની સંસ્કૃતિ અને સભ્યતાથી આ બધું ઊલટું છે પણ આજકાલના પશ્ચિમના વિચારોને અનુકૂળ છે. એનાથી બચવાનું આજે મુશ્કેલ બની ગયું છે. આપણે જોઈએ છીએ કે આજે તો, કોઈએ ચૂંટણીને સારુ આપમેળે ઊભા જ ન થવું જોઈએ; ચૂંટણી કરવાનો જેમને અધિકાર છે એમની ઉપર જ યોગ્ય માણસ ખોળી કાઢવાનો ભાર નાખવો જોઈએ; તથા એમની નજર જો આપણા ઉપર પડે ને તેઓ આપણને ચૂંટી કાઢે તો એમની એ આજ્ઞા માનીને આપણી શક્તિ પ્રમાણે અને એ સ્થાનેથી શક્ય હોય તેટલી તેમની સેવા કરવી જોઈએ, એવો આદર્શ આપણી આગળ મૂકતાં પણ સંકોચ થાય છે. જ્યાં લગી આવી કોઈક રીતનો અમલ કરવામાં નહીં આવે ત્યાં લગી દુનિયામાં સાચી લોકશાહી વ્યવસ્થા નહીં સ્થાપી શકાય. એટલા માટે ત્યાગની ભાવના દૃઢ થવી જોઈએ, ભોગની ભાવના ઘસાતી જવી જોઈએ અને આપણું ધ્યેય સેવાનું હોવું જોઈએ; પ્રતિષ્ઠા મેળવવાનું કે બીજા સ્વાર્થ કરવાનું નહીં.

પાર્લમેન્ટરી કમિટી આ બાજુએ ચૂંટણીની તૈયારીમાં પડી હતી ત્યારે બીજી બાજુ પંડિત જવાહરલાલજી આખા દેશમાં ખૂણે ખૂણે ફરીને લોકોની અંદર ઉત્સાહ જગાવી રહ્યા હતા. તેઓએ આ વખતે જે પરિશ્રમ અને ઉત્સાહથી પ્રવાસ કરીને લોકોને જગાડ્યા ને પ્રચાર કર્યો એટલો જબરદસ્ત પ્રચાર બીજા કોઈ પણ પ્રમુખે પોતાના પ્રમુખપણાના ગાળા દરમિયાન ભાગ્યે જ કર્યો હશે. એમનું કહેવું હતું, અને એ સાચું હતું, કે આવી જાતની ચૂંટણીમાં જ્યાં કરોડો માણસોના મત લેવાના હોય ત્યાં દરેક મતદાર પાસે પહોંચી જવાની આશા રાખવી વ્યર્થ છે અને કદાચ પહોંચી જઈએ તોપણ આપણા ગયાનું ફળ વખત આવ્યે મળશે એવી ખાતરી રાખી ન શકાય; એટલે વધારે જરૂર વાતાવરણ બદલી નાખવાની છે, જેથી કરીને કોઈ આડોઅવળો થાય તોપણ છટકીને બહાર જઈ જ ન શકે. તેમણે એવું વાતાવરણ ઊભું કરવાનો અથાક પરિશ્રમ કર્યો. અને એનું પરિણામ બહુ સારું આવ્યું.

## ૧૨૧

# ફૈજપુરમાં કૉંગ્રેસનું પહેલું ગ્રામઅધિવેશન

લખનૌમાં કૉંગ્રેસનું અધિવેશન એપ્રિલ મહિનામાં થયેલું. ત્યાં એક એવો ઠરાવ પણ કરવામાં આવ્યો હતો કે, કૉંગ્રેસની વાર્ષિક બેઠક ડિસેમ્બરમાં કરવાને બદલે ફેબ્રુઆરી માર્ચમાં કરવાનો કરાંચીમાં થયેલો ઠરાવ પાછો બદલવો. એટલે એ પછીનું અધિવેશન ઈ. સ. ૧૯૩૬ના ડિસેમ્બરમાં થવાનું હતું. એ ફક્ત આઠ મહિનાની અંદર આવતું હતું. ફરી જવાહરલાલજીને ત્રીજી વાર પ્રમુખ ચૂંટયા. એ અધિવેશન ફૈજપુરમા ભરાયું. ફૈજપુર મુંબઈ પ્રાંત — કૉંગ્રેસને હિસાબે મહારાષ્ટ્ર પ્રાંત — ના પૂર્વ ખાનદેશ જિલ્લામાં આવેલું છે. એ એક ગામડું જ છે; બહુ કહો તો નાનો કસબો જ. ગાંધીજીએ એવો વિચાર જાહેર કર્યો હતો કે કૉંગ્રેસનું અધિવેશન જો ગામડાંઓમાં રાખવામાં આવે તો એથી જનતાને વધુ લાભ મળે. પહેલું તો એ કે ગામલોકોને એ બધી ગોઠવણ ઊભી કરવામાં ભાગ લેવો પડે, એટલે એમને કૉંગ્રેસનાં બીજાં બધાં કામકાજમાં રસ પેદા થાય. બીજુ એ કે મહેમાનોની આગતાસ્વાગતા અને તેમને રહેવા કરવા માટે જે સાધનસામગ્રી ભેગી કરવી પડે એમાં ગામડાંના લોકોને આર્થિક લાભ પણ થાય. જે જે સગવડ ઊભી કરવામાં આવે એ બધીમાં પણ ગામડાંની ચીજો જ વપરાય એવું ગાંધીજી ઇચ્છતા હતા; કેમ કે એ રીતે કૉંગ્રેસ ગ્રામોદ્યોગને પ્રોત્સાહન આપવાનું નિમિત્ત બને. એટલે એમણે મહારાષ્ટ્રના લોકોને આગ્રહ કર્યો કે ફૈજપુરની કૉંગ્રેસની વ્યવસ્થામાં બનતા સુધી ગ્રામોદ્યોગ મારફત બનેલી અને ગ્રામોદ્યોગ મારફત ઊભી કરેલી વસ્તુઓ જ વાપરવી. એ કામ કઠણ હતું, છતાં સ્વાગત સમિતિએ બનતો પ્રયત્ન કર્યો.

આજકાલ કૉંગ્રેસનું અધિવેશન બહુ મોટા પાયા ઉપર કરવું પડે છે ને જ્યાં જ્યાં એ અધિવેશન કરવાનું હોય ત્યાં ત્યાં બહુ મોટા પ્રમાણમાં વ્યવસ્થા કરવી પડે છે. ગામડાંમાં વળી વધારે ગોઠવણો કરવાની હોય છે; કારણ કે ત્યાં આગળ કશુયે મળતું હોતું નથી, બધું બહારથી લાવવું પડે છે. લાખો માણસો જ્યાં ભેગા થવાના હોય ત્યાં એમને સારુ કેવળ પાણી પૂરું પાડવું પણ કઠણ થઈ પડે છે. વળી રહેવાકરવાની, જમવાની, દીવાબત્તી અને સફાઈકામની વ્યવસ્થા ઊભી કરવી એ બધામાં ઓછી કડાકૂટ નથી હોતી. એ ઉપરાંત આટલા બધા માણસો જ્યાં એકઠા થવાના

હોય ત્યાં એમને બતાવાય એવી કળાની વસ્તુઓ હોય એ પણ આવશ્યક છે. આ સઘળાં કામ સારુ ગાંધીજીની આજ્ઞાથી ત્યાં યથાશક્તિ ગામડાંની બનેલી ચીજો જ વાપરવામાં આવી.

બંગાળની 'વિશ્વભારતી'ના પ્રખ્યાત' કલાકાર શ્રી નંદલાલ વસુએ ફૈજપુર આવીને કૉંગ્રેસ નગર, મંડપ અને પ્રદર્શન શણગારવાની બહુ જ સુંદર વ્યવસ્થા કરી આપી. એમાં વખાણવા જેવું ખાસ તો એ હતું કે શણગારનું બધું કામ ગામડાંમાં મળી આવ્યા એ જ વાંસ અને લાકડાં વડે કરવામાં આવેલું. મોટા દરવાજો તેમ જ બીજી પણ જે બધી સજાવટ કરેલી એની સાદાઈમાં પણ ખૂબ સૌંદર્ય હતું. એવી સાધારણમાં સાધારણ વસ્તુઓથી પણ કળાકાર કેટલું વિવિધ અને રોચક કામ કરી શકે છે એ જોઈને લોકોને અચંબો થયો હતો. કુદરતનું આખું સૌંદર્ય છેવટે તો આવી બધી વસ્તુઓનું જ બનેલું હોય છે ને? કુદરતના કરતાંયે આપણે વધારે સુંદર વસ્તુ બનાવી શકીએ ખરા? પણ આજ તો આપણી દૃષ્ટિ જ બગડી ગઈ છે. કુદરતની સુંદરતાને તો આપણે પૂરી રીતે પિછાણી શકતા નથી. કળાને આપણે કુદરતથી કોઈ અલગ વસ્તુ માની બેસીએ છીએ. એ બધું જે હોય તે ખરું, ફૈજપુરની વિશેષતા ત્યાંના સાવ સાદા સૌંદર્યમાં ભરી હતી.

પાણીને માટે ત્યાં આગળ એક બહુ મોટા કૂવો ખોદાવેલો. કૉંગ્રેસ થઈ ગયા પછી પણ એ ત્યાંના લોકોના કામમાં આવશે. રહેવા માટે જે ઝૂંપડાં બન્યાં એમાં પણ ગામડાનાં જ વાંસ, ખડ, પાંદડાં, સાદડી વગેરે વપરાયેલાં. આમ મુખ્યત્વે ગ્રામોદ્યોગની વસ્તુઓવાળું સૌ પહેલું ગામડી અધિવેશન ફૈજપુરમાં ભરાયું. એમાં ખાદીને તો મુખ્ય સ્થાન હોય જ, એટલે ત્યાં બધે ખાદીની આણ વરતાઈ.

પણ એ અધિવેશન બહુ કડકડતી ટાઢમાં ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં ભરાયું. એ નાનકડા સ્થળમાં ઉતારુઓને રહેવા માટે મકાન, ધર્મશાળા કે ઝૂંપડાયે મળે એમ નહોતું, એટલે બહારથી આવેલા હજારો લોકોને બહુ મુસ્કેલી નડેલી પડી. લોકોનાં ટોળાં હજારોની સંખ્યામાં આખી રાત ઉઘાડી ભોય પર કે ખેતરોમાં પડ્યાં રહેતાં હતાં. ગાંધીજીને આથી બહુ દુઃખ થયું. એમણે પેલો નિયમ ફરી પાછો ફેરવી નખાવ્યો. ત્યારથી પાછી કૉંગ્રેસ માર્ચ મહિનામાં એટલે કે વસંતઋતુમાં થતી આવી છે.

ચૂંટણીની અગાઉ થોડાક જ દિવસ પહેલાં ફૈજપુરનું અધિવેશન થયેલું. એટલે એમાં ચૂંટણીની બાબતમાં બહુ ઉત્સાહ હતો. ઘણી જગ્યા-

એથી અનેક મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓ પોતાને ત્યાંની ચૂંટણીના કામમાં ગૂંથાયેલા હોવાને કારણે આવ્યા ન હતા. અહીં પણ નવા બંધારણનો અસ્વીકાર કરવાનું તથા ચૂંટણીમાં ભાગ લેવાનું ઠરાવવામાં આવ્યું. અને પ્રધાનમંડળમાં દાખલ થવા બાબત કોંગ્રેસે કઈ નીતિ અખત્યાર કરવી એ ચૂંટણી પૂરી થયા પછી નક્કી કરવાનું મહાસમિતિ ઉપર છોડવામા આવ્યુ. જવાહરલાલજીના વિચારો પ્રધાનપદાં લેવાની વિરુદ્ધ હતા, એ જાણીતું હતું. પણ ત્યાં જ ખબર પડી ગઈ હતી કે કોંગ્રેસ પ્રધાનમંડળ રચવાની તરફેણમાં હતી અને જો એ જાતનો ઠરાવ ત્યાં રજૂ કરવામાં આવ્યો હોત તો કોંગ્રેસ એ ઠરાવ પસાર કરી દેત. પરંતુ હજી એ નિર્ણય કરવાનો વખત નહોતો આવ્યો એટલે વખત આવ્યે એ નિર્ણય કરવાનું મહાસમિતિને સોંપવામાં આવ્યું.

એ અધિવેશનના થોડા જ દિવસ પહેલાં શ્રી એમ. એન. રાય (માનવેન્દ્રનાથ રાય), પરદેશથી પાછા ફર્યા પછી સજા ભોગવીને જેલમાંથી છૂટ્યા હતા. તેઓ આ અધિવેશનમાં પહેલવહેલા આવ્યા. કદાચ એમણે પરદેશ ગયા પહેલાં જ્યારે તેઓ એટલા પ્રખ્યાત નહોતા થયા ત્યારે કોંગ્રેસમાં ભાગ લીધો હોય એમ બને ખરું, પણ હમણાં તો એમને કોંગ્રેસમાં આવવાનો આ પહેલો પ્રસંગ હતો. મનેય એમની પહેલવહેલી મુલાકાત ત્યાં જ થઈ. દેશને હજુ એમના વિચારો જાણીતા ન હતા અને કોંગ્રેસમાં એમને વિષે સ્વાભાવિક કુતૂહલ હતું. યુક્ત પ્રાંત તરફથી તેઓ પ્રતિનિધિ તેમ જ મહાસમિતિના સભ્ય પણ ચૂંટાઈ આવ્યા હતા. એટલે એમને કોંગ્રેસમાં સારી રીતે ભાગ લેવાનો સુઅવસર મળ્યો હતો.

ઉમેદવારો ઊભા કરવા. બીજા કેટલાકનો મત એવો હતો કે મુસલમાનોની જમિયત-ઉલ ઉલેમા જેવાં રાષ્ટ્રીય મંડળો જોડે સમાધાન કરી લેવું સારું જેથી કરીને આગળ જતાં કૉંગ્રેસી પક્ષ ને બીજા પક્ષ વચ્ચે કશો વિરોધ ન થાય. પરંતુ કૉંગ્રેસી મુસલમાનો જ એકમત ન હતા એટલે કૉંગ્રેસ કમિટી કંઈક મૂંઝવણમાં હતી. એમ છતાં કેટલીક જગ્યાએ કૉંગ્રેસી ઉમેદવારોને ઊભા કરવામાં આવ્યા. અને એમની સામે બે પાંચ જગ્યાઓ પર રાષ્ટ્રીય મુસલમાનોએ પોતાના ઉમેદવારો ઊભા ન કર્યા. કેટલીક જગ્યાએ હરીફાઈ થઈ પણ ખરી. વળી રાષ્ટ્રીય મુસલમાનો ઉપરાંત બીજાંયે કેટલાંક મુસલમાની મંડળો હતાં. એમણે પણ ચૂંટણીમાં ભાગ લીધો. મુસ્લિમ લીગનું કશું જોર નહોતું. મને યાદ છે ત્યાં સુધી લીગ તરફથી ભાગ્યે જ કોઈ ઉમેદવારને ઊભો કરવામાં આવેલો. જમિયત ઉલ-ઉલેમાની મદદથી એક પક્ષ ઊભો થયો. એને ખાસ મદદ કરનાર જમિયત-ઉલ-ઉલેમાના માનીતા નેતા, અને ઇમારત-શરાયતના નાયબ અમીર મૌલાના અબુલ મહાસિન મહમદ સજ્જાદ હતા. મિસ્ટર મહમદ યુનુસ આ પક્ષમાં ભળ્યા. મુસલમાનોમાં આ જ એક પક્ષ સૌથી બળવાન જણાતો હતો. એટલે એ પક્ષની સાથે જ કૉંગ્રેસે વાટાઘાટ કરી. એને પરિણામે બહુ જ થોડી જગ્યાએ કૉંગ્રેસે પોતાના ઉમેદવારો ઊભા કર્યા. પેલા પક્ષ તરફથી એવા ઘણા મુસલમાનો ઊભા થયા જેમને દરેક રીતે કૉંગ્રેસી ગણી શકાય, અને જેમણે કૉંગ્રેસના કાર્યક્રમ મુજબ જેલયાત્રા સુધ્ધાં કરી હતી. એ પક્ષને ઘણી સફળતા મળી. એસેમ્બ્લીમાં મુસલમાનોની વધુમાં વધુ સંખ્યા એ જ પક્ષની હતી. પછી મુસ્લિમ લીગનું જોર વધ્યું, એટલે હવે ઘણું કરીને એ સ્થિતિ રહી નથી; પણ વધારે મુસલમાન સભ્યો કઈ તરફ છે એ તો ધારાસભાની બેઠક થશે ત્યારે જ જણાશે. યુનિવર્સિટીની બેઠક થી સચ્ચિદાનંદ સિંહે કૉંગ્રેસના ઉમેદવારને હાર આપીને મેળવી.

બિહારની ચૂંટણીઓ પહેલી પૂરી થઈ એટલે બિહારના કેટલાક કાર્યકર્તાઓ યુક્ત પ્રાંતમાં પહોંચી ગયા. એમના પહોંચ્યા પહેલા જ બિહારની સફળતાની વાત ત્યાં પહોંચી ગયેલી. અને આ લોકોએ પણ ત્યા જઈને કેટલુંક કામ કર્યું. હુયે થોડા દિવસ ત્યાં ગયો. થોડા દિવસ મધ્ય પ્રાંતમાં પણ જઈ આવ્યો. ત્યાના લોકોને મને જ્યા લઈ જવાનું ઠીક જણાયુ ત્યાં લઈ ગયા. મધ્ય પ્રાંતના વિલાસપુર જિલ્લામા મારી પાસેથી વધારે કામ લેવામાં આવ્યું વિલાસપુરથી જબલપુર જિલ્લામાં કટની નજીકના પ્રદેશમાં પણ મારે એક દિવસ જવું પડ્યું. ત્યાં વિલાસપુરમાં એક બેઠક માટે કૉંગ્રેસના એક ઉમેદવાર સામે શ્રી રાઘવેન્દ્રરાવ

## ચૂંટણી-પ્રવાસ અને ચૂંટણીનું પરિણામ

કૉંગ્રેસ પછી સૌ પોતપોતાના પ્રાંતમાં ચૂંટણીમાં ભાગ લેવાને ઊપડ્યા. અમે પંડિત જવાહરલાલજી પાસેથી બિહારના કેટલાક ભાગમાં પ્રવાસ કરવાનું વચન ત્યાં ફૈજપુરમાં જ લઈ લીધું હતું. થોડા વખત પછી તેઓ બિહારના પ્રવાસે આવ્યા. હું હવે મુસાફરી કરવા લાયક થઈ ગયો હતો, એટલે મેં મારે પોતાને માટે પણ પ્રવાસનો કાર્યક્રમ નક્કી કર્યો. જવાહરલાલજી બધી જગ્યાએ જઈ શકે એમ ન હતું; કારણ કે એમને તો આખા દેશમાં પ્રવાસ કરવાનો હતો. એટલે પછી અમે એમ ગોઠવ્યું કે જ્યાં જવાહરલાલજી જવાના ન હોય ત્યાં મારે જવું. હું એમની સાથે પ્રવાસમાં ન ગયો. મેં મારો પ્રવાસ જુદો શરૂ કર્યો. એ રીતે અમે બંને મળીને લગભગ આખા પ્રાંતમાં ફરી વળ્યા. એ ઉપરાંત પંડિત ગોવિંદ વલ્લભ પંત વગેરે બીજાયે કેટલાક નેતાઓ પણ આવી ગયા. જ્યાં જ્યાં નબળાઈ જણાતી હતી ત્યાં તેઓ ગયા. લોકોમાં અપૂર્વ ઉત્સાહ હતો. પ્રવાસ પછી સફળતા વિષે અમારા મનમાં કશી શંકા ન રહી. ચૂંટણીનું પરિણામ બહાર પડ્યું ત્યારે અમને જણાયું કે અમે જેટલી આશા રાખી હતી તેના કરતાયે વધારે સફળતા મળી છે. હરિજનોની સોળમાંની પંદર જગ્યાઓમાં કૉંગ્રેસી ઉમેદવારો ચૂંટાયા હતા એ વાત તો ઉપર આવી ગઈ. સ્ત્રીઓને સારુ જે અનામત બેઠકો હતી એમાંની ત્રણેય બિનમુસ્લિમ બેઠક કૉંગ્રેસને મળી. મજૂરો માટેની અનામત બેઠકોમાંની એક સિવાયની બધી કૉંગ્રેસના ઉમેદવારોને મળી. રાનીપરજ (આદિવાસી)ની બેઠકોમાંની કેટલીક સિવાયની બધી બેઠકોની ચૂંટણીમાં કૉંગ્રેસવાળા જીત્યા. જમીનદારોની બેઠકો કૉંગ્રેસને ન મળી એ ખરું, પણ એમાં એક જગ્યા સિવાય બીજે ક્યાંયે કૉંગ્રેસે પોતાના ઉમેદવારો ઊભા જ નહોતા કર્યા. એ એક સ્થળે પણ કૉંગ્રેસે હાર ખાધી. અમે એ પહેલેથી જાણતા હતા એટલે એ વિષે હતાશ થવાનું કશું કારણ નહોતું.

બિહારની ધારાસભામાં મુસલમાનો માટે ઓગણચાળીસ કે ચાળીસ બેઠકો અનામત છે. ચૂંટણી અગાઉ ઘણા વખત પહેલાં કૉંગ્રેસી તથા બીજા રાષ્ટ્રીય વિચારના મુસલમાનો વચ્ચે વાતચીત ચાલતી હતી. એમાંના કેટલાકનો મત એવો હતો કે બને ત્યાં લગી બધી બેઠકો માટે કૉંગ્રેસ તરફથી જ

ઉમેદવારો ઊભા કરવા. બીજા કેટલાકનો મત એવો હતો કે મુસલમાનોની જમિયત-ઉલ-ઉલેમા જેવાં રાષ્ટ્રીય મંડળો જોડે સમાધાન કરી લેવું સારું જેથી કરીને આગળ જતાં કોંગ્રેસી પક્ષને બીજા પક્ષ વચ્ચે કશો વિરોધ ન થાય. પરંતુ કોંગ્રેસી મુસલમાનો જ એકમત ન હતા એટલે કોંગ્રેસ કમિટી કંઈક મૂંઝવણમાં હતી. એમ છતાં કેટલીક જગ્યાએ કોંગ્રેસી ઉમેદવારોને ઊભા કરવામાં આવ્યા. અને એમની સામે બે પાંચ જગ્યાઓ પર રાષ્ટ્રીય મુસલમાનોએ પોતાના ઉમેદવારો ઊભા ન કર્યા. કેટલીક જગ્યાએ હરીફાઈ થઈ પણ ખરી. વળી રાષ્ટ્રીય મુસલમાનો ઉપરાંત બીજાંયે કેટલાંક મુસલમાની મંડળો હતાં. એમણે પણ ચૂંટણીમાં ભાગ લીધો. મુસ્લિમ લીગનું કશું જોર નહોતું. મને યાદ છે ત્યાં સુધી લીગ તરફથી ભાગ્યે જ કોઈ ઉમેદવારને ઊભો કરવામાં આવેલો. જમિયત ઉલ-ઉલેમાની મદદથી એક પક્ષ ઊભો થયો. એને ખાસ મદદ કરનાર જમિયત-ઉલ-ઉલેમાના માનીતા નેતા, અને ઇમારત-શરાયતના નાયબ અમીર મૌલાના અબુલ મહાસિન મહમદ સજ્જાદ હતા. મિસ્ટર મહમદ યુનુસ આ પક્ષમાં ભળ્યા. મુસલમાનોમાં આ જ એક પક્ષ સૌથી બળવાન જણાતો હતો. એટલે એ પક્ષની સાથે જ કોંગ્રેસે વાટાઘાટ કરી. એને પરિણામે બહુ જ થોડી જગ્યાએ કોંગ્રેસે પોતાના ઉમેદવારો ઊભા કર્યા. પેલા પક્ષ તરફથી એવા ઘણા મુસલમાનો ઊભા થયા જેમને દરેક રીતે કોંગ્રેસી ગણી શકાય, અને જેમણે કોંગ્રેસના કાર્યક્રમ મુજબ જેલયાત્રા સુધ્ધાં કરી હતી. એ પક્ષને ઘણી સફળતા મળી. એસેમ્બ્લીમાં મુસલમાનોની વધુમાં વધુ સંખ્યા એ જ પક્ષની હતી. પછી મુસ્લિમ લીગનું જોર વધ્યું, એટલે હવે ઘણું કરીને એ સ્થિતિ રહી નથી; પણ વધારે મુસલમાન સભ્યો કઈ તરફ છે એ તો ધારાસભાની બેઠક થશે ત્યારે જ જણાશે. યુનિવર્સિટીની બેઠક શ્રી સચ્ચિદાનંદ સિંહે કોંગ્રેસના ઉમેદવારને હાર આપીને મેળવી.

બિહારની ચૂંટણીઓ પહેલી પૂરી થઈ એટલે બિહારના કેટલાક કાર્યકર્તાઓ યુક્ત પ્રાંતમાં પહોંચી ગયા. એમના પહોંચ્યા પહેલાં જ બિહારની સફળતાની વાત ત્યાં પહોંચી ગયેલી. અને આ લોકોએ પણ ત્યાં જઈને કેટલુંક કામ કર્યું. હું પણ થોડા દિવસ ત્યાં ગયો. થોડા દિવસ મધ્ય પ્રાંતમાં પણ જઈ આવ્યો. ત્યાંના લોકોને મને જ્યાં લઈ જવાનું ઠીક જણાયું ત્યાં લઈ ગયા. મધ્ય પ્રાંતના બિલાસપુર જિલ્લામાં મારી પાસેથી વધારે કામ લેવામાં આવ્યું બિલાસપુરથી જબલપુર જિલ્લામાં કટની નજીકના પ્રદેશમાં પણ મારે એક દિવસ જવું પડ્યું. ત્યાં બિલાસપુરમાં એક બેઠક માટે કોંગ્રેસના એક ઉમેદવાર સામે શ્રી રાઘવેન્દ્રરાવ

ઊભા રહ્યા હતા. ત્યાં કૉંગ્રેસ હારી, પણ બીજી બધી જગ્યાએ જ્યાં મારે જવાનું થયેલું ત્યાં કૉંગ્રેસની જીત થઈ. એ જ પ્રમાણે કટનીમાંયે કૉંગ્રેસની જીત થઈ. યુક્ત પ્રાંતની અંદર અવધ પ્રદેશના કેટલાક જિલ્લામાં હું ગયો. ત્યાંથી પછી ધામપુર જિલ્લામાં જ્યાં બહુ ભારે રસાકસી હતી ત્યાં જવાનું થયું. ધામપુરથી થોડે દૂર આવેલી હિમાલયની તળેટીમાં મારે જવાનું હતું, ત્યાં આગળ બહુ જ મુશ્કેલીથી મોટર જઈ શકી. ત્યાંના લોકો કહેતા હતા કે આ પહેલાં કોઈ પણ કૉંગ્રેસી નેતા એ બાજુએ ગયો ન હતો. આથી ત્યાં ઘણા લોકો એકઠા થયા હતા. લોકોમાં પુષ્કળ ઉત્સાહ હતો. હું ત્યાં ગયો એ સારું થયું કારણ કે એ જગ્યાએ ફક્ત ગણ્યાગાંઠ્યા વોટથી જ કૉંગ્રેસને જીત મળી.

યુક્ત પ્રાંતમાંથી હું મહારાષ્ટ્ર અને કર્ણાટક તરફ ગયો. મહારાષ્ટ્રમાં હું ઘણા દિવસ સુધી ફર્યો. પણ જેટલી સફળતા બીજી જગ્યાએ મળી એટલી ત્યાં ન મળી. એક જગ્યાએ તો એવું બન્યું કે મારે સારુ એકઠી મળેલી સભામાં, અમારા ત્યાં પહોંચ્યા પહેલાં જ હરીફ ઉમેદવારે ભાષણ આપ્યું અને સૌને પોતપોતાને ઘેર ચાલ્યા જવાનુંયે કહી દીધું એટલું જ નહીં, એમણે ભલા થઈને એવું કારણ પણ જાહેર કરી દીધું કે હું ત્યાં આવી શક્યો નથી અને હવે આવવાનોયે નથી. કદાચ એમ પણ કહી દીધું હોય તો નવાઈ નહીં કે એ સંદેશો કોઈક કૉંગ્રેસનો કાર્યકર્તા જ લઈ આવેલ છે. પણ બીજી જગ્યાઓએ સરસ સભાઓ થઈ. સરવાળે મહારાષ્ટ્ર-માંયે ઘણી બેઠકો મળી પણ જેટલી બેઠકોની આશા રાખેલી એટલી ન મળી. સૌથી ભારે હાર રત્નાગીરી જિલ્લામાં, જ્યાં આગળ લોકોને બહુ મોટી આશા હતી ત્યાં થઈ. મહારાષ્ટ્ર પછી હું કર્ણાટક ગયો. ત્યાં પણ ઘણા જિલ્લાઓમાં ફર્યો. ત્યાં સારી સફળતા મળી. એક જગ્યાએ, જ્યાંને વિષે ત્યાંના લોકોએ ભારે ઉમેદ રાખેલી ત્યાં હાર ખાવી પડી. એ બેઠકને માટેના ઉમેદવાર કૉંગ્રેસના સરસ કાર્યકર્તા શ્રી હનુમંતરાવ કૌજલગી હતા. પણ ચૂંટણીમાં તો આવું આવું બન્યા જ કરે છે.

ચૂંટણીનું કામ હવે બીજે બધે લગભગ પૂરું થયું હતું. એટલે હું *કેરળ આંધ્ર પ્રાંતના બિલ્લારી જિલ્લામાં જ જઈ શક્યો. ત્યાંથી પ્રવાસ* પૂરો કરીને હું વર્ધા પાછો આવ્યો. આમ મહારાષ્ટ્ર ને કર્ણાટકમાંના ઘણા જિલ્લાઓમાં બીજી વાર જવાનું થયું ને અનેક પરિચિત સ્થળો ફરી એક વાર જોવાની તક મળી. આમ, આખા દેશમાં ચૂંટણીજંગ પૂરો થયો. મુંબઈ, મદ્રાસ, મધ્ય પ્રાંત, યુક્ત પ્રાંત, બિહાર, ઓરિસા અને આસામમાં કૉંગ્રેસની સારી જીત થઈ. પંજાબ, બંગાળ અને સિંધમાં કૉંગ્રેસવાળાઓ

ચૂંટાયા ખરા પણ સંખ્યામાં બીજા પક્ષો કરતા તેઓ વધારે ન હતા. સરહદમાં પણ કોંગ્રેસનો પક્ષ સૌથી મોટો હતો પણ એ વખતે કોંગ્રેસને ચોખ્ખી બહુમતી નહોતી મળી.

ચૂંટણીઓ થઈ ગઈ એટલે હવે કોંગ્રેસ પ્રધાનપદાં લેશે કે નહી એ નક્કી કરવાનો વખત આવ્યો. આટલા પ્રાંતોમાં બહુમતી મેળવ્યા પછી કોંગ્રેસે પ્રધાનપદાં લઈને કામ કરવું કે લીધા વગર, એ વિષે વિચાર કરવા દિલ્હીમાં મહાસમિતિની બેઠક ભરવામાં આવી. પ્રમુખને થયું કે ત્યાં આગળ કોંગ્રેસ પક્ષના બધા સભ્યોને આ પ્રસંગે બોલાવવા જોઈએ અને સઘળા કોંગ્રેસ સભ્યોનો એક મેળાવડો કરવો જોઈએ. તથા એમાં એ બધાએ કોંગ્રેસ પ્રત્યેની શ્રદ્ધા અને વફાદારીના સોગન લેવા જોઈએ. આ પરિષદ (कन्वेन्शन) ભારે ઉત્સાહપૂર્વક થઈ. એ પરિષદમાં હાજર રહેલા બધા સભ્યોએ એકસાથે કોંગ્રેસની આજ્ઞાનું પાલન કરવાની તેમ જ દેશોદ્ધારના કામમાં મંડયા રહેવાની પ્રતિજ્ઞા લીધી. ત્યાં જ મહાસમિતિની પણ બેઠક થઈ. એમાં એમ ઠરાવવામાં આવ્યું કે ગવર્નરો બંધારણ મારફતે પોતાને મળેલા ખાસ હકો નહીં વાપરે એટલું જ નહી, પણ બધી વાતમાં પ્રધાનમંડળની સલાહ મુજબ જ કામ કરશે એવી ખાતરી આપે તો જ કોંગ્રેસે પ્રધાનમંડળ રચવાં. આવી ખાતરી લીધા વિના કોંગ્રેસે પ્રધાનપદો લેવાં ન જોઈએ એ વાત ઉપર ગાંધીજીએ બહુ જ ભાર મૂક્યો. એમનું કહેવું એ હતું કે બંધારણમાં ગવર્નરો માટે પાર વિનાના ખાસ અધિકાર અનામત રાખવામાં આવેલા છે, અને જો એ લોકો એ વાપરવા બેસશે તો કોંગ્રેસના પ્રધાનમંડળો કશું મહત્ત્વનું કામ નહીં કરી શકે, એટલે કોંગ્રેસે જોકે પ્રધાનમંડળ રચવાની ના ન પાડવી જોઈએ પણ ગવર્નરો ઉપર મુજબની ખાતરી આપે તો જ હા પાડવી જોઈએ.

બંધારણ ઘડાતું હતું ત્યારે ગવર્નરોના આ ખાસ અધિકારો વિષે પુષ્કળ ટીકાઓ થઈ હતી. એ બંધારણનો અસ્વીકાર કરવાનાં કારણોમાં, ગવર્નરોને મળતા આ જાતના અધિકારો એ એક વિશેષ કારણ હતું. એ વખતે હિંદુસ્તાનના વિચારો પ્રત્યે બ્રિટિશ સરકારે ધ્યાન ન આપ્યું અને પોતાની ઇચ્છા મુજબનું બંધારણ ઘડી કાઢ્યું. હવે બન્યું એવું કે, ગાંધીજીની આ સૂઝથી ગવર્નરોના આ અધિકારો નકામા થવા બેઠા; કેમ કે એ અધિકારો લખેલા રહે પણ ગવર્નરો એનો ઉપયોગ ન કરે તો બંધારણની સામેનો એક ગોટામાં મોટો વાંધો દૂર થાય અમારામાંના જેઓ પ્રધાનપદાં લેવાના ભારે હિમાયતી હતા તેઓ પણ આથી નારાજ થયા; કારણ કે તેઓ

માનતા હતા કે આમ સીધી રીતે બ્રિટિશ સરકાર બંધારણની કલમો રદ નહીં કરે અને કૉંગ્રેસ એનો આગ્રહ રાખશે તો પ્રધાનમંડળો નહીં રચાય. પણ જેઓ પ્રધાનમંડળો રચવાની વિરુદ્ધ હતા તેઓ આથી ખુશ થયા; કેમ કે તેઓનું ધારવું હતું કે બ્રિટિશ સરકાર આ શરત સ્વીકારવાની નથી અને એ રીતે પ્રધાનમંડળ બની શકવાનાં નથી. ગાંધીજી મક્કમ રહ્યા. એમણે ચોખ્ખેચોખ્ખું કહી દીધું કે પ્રધાનપદાં ન લેવાં એ મારા અભિપ્રાય મુજબ મોટી ભૂલ છે, પણ આ શરત સિવાય પ્રધાનપદાં લેવામાં એથીયે મોટી ભૂલ થશે. છેવટે ગાંધીજીની વાત સ્વીકારાઈ. કૉંગ્રેસી ધારાસભ્યોને આદેશ આપવામાં આવ્યો કે તેઓએ પોતાના પક્ષના નેતાની ચૂંટણી કરવી અને જ્યારે ગવર્નરો પ્રધાનમંડળ બનાવવાને સારુ એમને બોલાવે ત્યારે એમણે એમની સામે આ શરત રજૂ કરવી તથા એમને કહેવું કે, જો તમે ગવર્નર તરીકેના તમારા ખાસ અધિકારો ન વાપરવાની જાહેર ખાતરી આપો તો જ અમે પ્રધાનમંડળ રચવા તૈયાર છીએ નહીં તો નહીં.

નવા બંધારણ મુજબ ઈ. સ. ૧૯૩૭ના એપ્રિલ માસની પહેલી તારીખથી પ્રધાનમંડળો રચાઈ જવા જોઈતાં હતાં. તે જ દિવસે બધા પ્રાંતમાં નવા બંધારણ પ્રમાણેનું શાસન પણ શરૂ થઈ જવું જોઈતું હતું. કૉંગ્રેસે આ ઠરાવ કર્યો એટલે ગવર્નરો તેમ જ એમને હુકમ આપનારા વાઈસરૉય વિચારમાં પડી ગયા કે, હવે શું કરવું? બંધારણ પ્રમાણે ધારાસભામાંના મોટામાં મોટા પક્ષના નેતાને ગવર્નરોએ પ્રધાનમંડળ રચવાનું કહેવાનું હતું. ધારાસભાના પક્ષોએ પણ પોતપોતાના નેતાની ચૂંટણી કરવાની હતી. એટલે સૌ પહેલાં દરેક પ્રાંતના ધારાસભ્યોએ પોતાના નેતાની ચૂંટણીનું કામ પતાવી લેવાની જરૂર હતી. બિહારમાં નેતાની ચૂંટણી કરવા માટે પક્ષની સભા તથા પ્રાંતિક સમિતિની બેઠક એક જ દિવસે મળી. આ બાબતમાં કશી પક્ષાપક્ષી ઊભી થાય એવું હું ઇચ્છતો ન હતો, અને પક્ષના નેતા સર્વાનુમતે ચૂંટાય તો સારું એમ માનતો હતો. મેં જોયું કે કેટલાક લોકો અમુક ખાસ વ્યક્તિ વિષે અંદર અંદર વાતો કરી રહ્યા છે. મારી પાસેયે કેટલાક જણ આવ્યા. મેં એમને પક્ષબંધી કરવાની મના કરી અને સલાહ આપી કે જે કોઈને વિષે ચર્ચા કરવા બેસો, તે માણસને જ પૂછી જુઓ કે એ વાત તેને ગમે છે કે નહીં? પછી સભા થઈ. તેમાં એમ ઠર્યું કે હું જ દરેક જિલ્લાના આગેવાનો જોડે જુદી જુદી વાતચીત કરી લઉં અને તેમનો અભિપ્રાય જાણીને તે પ્રમાણે નિર્ણય આપું તો વોટબોટની પંચાત જ ઊભી ન થાય.

બધી બાબતનો વિચાર કરીને મેં એવો અભિપ્રાય બાંધ્યો હતો કે શ્રી શ્રીકૃષ્ણ સિંહને જ પક્ષના નેતા બનાવવા જોઈએ. બીજા જે ભાઈને વિષે કેટલાક વાત કરતા હતા તે શ્રી અનુગ્રહનારાયણ સિંહે જાતે જ મને એ નિર્ણય પર આવવામાં ઘણી મદદ કરી. એમણે ખાનગીમાં મને જણાવેલું કે મને પોતાને એ પદની ઇચ્છા નથી. અને જેઓ મારે માટે બીજાઓને કહે છે તેઓ મારી મરજી વિરુદ્ધ એ બધુ કરી રહ્યા છે. ત્રીજા ભાઈ, જેમના સંબંધમાં કંઈક વિચાર ચાલતો હતો તે હતા દાક્તર સૈયદ મહમદ. તેઓ કેટલાંયે વરસ થયાં અખિલ હિંદ મહાસભા સમિતિના તેમ જ કારોબારી સમિતિના સભ્ય હતા. ખિલાફત કમિટીના જમાનામાં તેઓ એના મંત્રી હતા. તેઓ રાષ્ટ્રીય વિચારોને પોષનારા તથા ટેકો આપનારા છે. ત્યાગમા તેઓ કોઈથી ઊતરે એમ નથી. એમ છતાં પેલા બે ભાઈઓની સરખામણીમાં બિહાર પ્રાંતમાં અને ખાસ કરીને કોંગ્રેસી કાર્યકરોમાં, તેઓની લોકપ્રિયતા ઓછી ગણાય. પ્રાંતની બહારના કામમાં વધુ રોકાયેલા રહેવાને કારણે પ્રાંતમાં સૌની સાથે એમને આ બે ભાઈઓ જેટલો પરિચય નથી. પોતાની વક્તૃત્વશક્તિને લઈને બાબુ શ્રીકૃષ્ણ સિંહ વધારે લોકપ્રિય બન્યા છે. એમનો ત્યાગ તેમ જ એમની નીડરતા પણ અજોડ છે. અનુગ્રહબાબુની સંગઠનશક્તિ તથા ઑફિસ ચલાવવાની કુનેહ વિષે સૌને આદર છે. બધાં કારણોથી મારો વિચાર શ્રીકૃષ્ણબાબુની તરફેણમાં હતો મે બધા જિલ્લાવાળાઓ સાથે વાતચીત કરી તો મોટા ભાગના લોકોનો મત મારી સાથે મળતો આવ્યો. શ્રી.રામદયાલુ સિંહ પણ પ્રાંતના એક એવા પ્રતિષ્ઠિત ગૃહસ્થ છે, તેઓ પક્ષના નેતા થાય એમ કેટલાક ઇચ્છતા હશે; પણ કેટલાક એમનો સખત વિરોધ કરનારા પણ હતા એમાં શક નહોતો. તેમાં કેટલાક તો એમના પોતાના જિલ્લાના હતા. કેટલાક લોકો મારા પર નારાજ થયા અને કહેવા લાગ્યા કે મેં એક જણની તરફેણમાં પ્રચાર કરીને જિલ્લાના લોકો પાસે તેમનો સ્વીકાર કરાવ્યો. એમ નહોતું; પણ એમ હોત તોયે એમાં મારે કંઈ શરમાવા કે પસ્તાવા જેવું ન હતું. કેમ કે જ્યાં સુધી હુ સમજી ને જોઈ શકતો હતો ત્યાં સુધી જિલ્લાના લોકો શ્રીકૃષ્ણબાબુ અને અનુગ્રહબાબુ એ બેમાંના એક જણને નેતા બનાવવા માગતા હતા, અને અનુગ્રહબાબુ એ હોડમાં ઊતરવા માગતા ન હતા. એટલે જો મેં કંઈ કર્યું હોય તોપણ તેની અસર માત્ર એટલી જ થઈ કે મેં બે નામો રજૂ થવા ન દીધાં. પરિણામે શ્રીકૃષ્ણબાબુનું જ નામ રજૂ થયું અને સૌએ એકમતે એ સ્વીકારી લીધું.

પાછળથી એને વિષે મુસલમાનોની અંદર, અને ખાસ કરીને કોંગ્રેસની બહારના મુસલમાનોની અંદર થોડી કડવાશ ફેલાઈ. એ લોકોએ પોતાનો એવો અભિપ્રાય જાહેર કર્યો કે બીજાઓ કરતાં વધારે પ્રખ્યાત હોવા છતાં તથા મહાસમિતિમાં બીજાઓ કરતાં વધારે કામ કરેલું હોવા છતાં દાક્તર મહમદ મુસલમાન હતા એટલા ખાતર જ એમને નેતા બનાવવામાં નથી આવ્યા. આ વાત મૌલાના અબુલ કલામ આઝાદ સુધી પહોંચાડવામાં આવી. બધી વાતનો વિચાર કરતાં આજે પણ મને નથી લાગતું કે દાક્તર સાહેબને નેતા ન બનાવવામાં મેં કશી ભૂલ કરી. એનો અર્થ એવો નથી કે મારા મનમાં શ્રીકૃષ્ણબાબુ વિષે જેટલો પ્રેમ અને આદર છે એટલો એમને વિષે નથી. એમના ગુણો વિષે મને પૂરું માન છે. પણ જ્યારે દેશની દૃષ્ટિએ બે કે વધુ મિત્રોમાંથી એક જ જણને એકાદા પદને માટે પસંદ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે એમાંના એકને જ લેવો પડે છે. પણ એ પરથી જો કોઈ પૂછવા બેસે કે જેને લઈને 'ક' ને લેવામાં આવ્યો અને 'ખ'ને ન લેવામાં આવ્યો એનું એકેએક કારણ ગણી બતાવો તો એ અશક્ય ન હોય તોયે મુશ્કેલ તો છે જ. એમાં મુશ્કેલી એ નથી હોતી કે કોઈને વિષે આપણે બધી વિગત જણાવવા નથી માગતા. મારો અનુભવ એવો છે કે આવી બાબતમાં માણસ ચોતરફનો વિચાર કરીને એક નિર્ણય ઉપર આવી જાય છે અને એ નિર્ણયનાં બધાં કારણોને એ પોતે પણ એટલાં નથી જાણતો હોતો કે સૌની આગળ સ્પષ્ટ રીતે મૂકી શકે. છતાં એને પોતાના અંતરમાં સંતોષ હોય છે કે પોતે જે કરી રહ્યો છે એ બરાબર છે. આ બાબતમાં પણ એમ જ છે. જ્યારે પાછળથી મૌલાના અબુલ કલામ આઝાદ પાસે ફરિયાદરૂપે આ વાત પહોંચી ત્યારે એમણે ફરિયાદ કરનારાઓને એમ જ કહ્યું કે રાજેન્દ્રબાબુની જગ્યાએ હું હોત તોપણ બધી વાતનો વિચાર કરીને કદાચ એ જ નિર્ણય પર આવત. એ જાણીને મારા મનને સંતોષ થયો.

બિહારમાં આ રીતે પહેલું કઠિન કાર્ય સહેલાઈથી પાર પડ્યું, પણ બીજા બધા પ્રાંતમાં એમ ન બન્યું. મધ્ય પ્રાંત અને ઓરિસા પ્રાંત જેવાં કેટલાંક સ્થળોએ આપસમાં કડવાશ થઈ. એનું પરિણામ આગળ જતાં જ્યારે અંદર અંદરની પક્ષાપક્ષી બહાર આવી ત્યારે જણાઈ આવ્યું. યુક્ત પ્રાંતમાં કશોયે મતભેદ ન હતો એમ કહેવાય. મુંબઈમાં એક એવા સદ્‌ગૃહસ્થને નેતા બનાવવામાં આવ્યા જેમના ચારિત્ર્ય તેમ જ યોગ્યતા વિષે તો કોઈને કશો સંદેહ નહોતો પણ તે એટલા વિખ્યાત નહોતા. એ સદ્‌ગૃહસ્થ તે બાળાસાહેબ ખેર. તેઓ હમેશાં પાછળ જ રહેતા. આમ તો તેઓ

બહુ પાકટ વિચારના અને કામ કરવામાં ઘણા નિપુણ હતા, પણ બહારવાળાઓ એમને ઓછા જાણતા હતા. એનું પ્રમાણ એક ઘટના પરથી મળે છે. ફૈજપુર કૉંગ્રેસ વખતે કૉંગ્રેસમાં આવનાર ઉતારુઓને સ્ટેશને લેવા જવાનું ને આવકાર આપવાનું કામ એમને સોંપાયું હતુ. ત્યાં પણ જે લોકો એમને એ પહેલાં ઓળખતા ન હતા એ લોકોને ભાગ્યે જ ખબર પડી કે મુંબઈ પ્રાંતના ભાવિ વડાપ્રધાન — એક અત્યંત સફળ અને કાર્યદક્ષ વડાપ્રધાન — એમનું સ્વાગત કરી રહેલ છે, એમનાં ગાંસડાપોટલાં ગાડીઓમાં મુકાવે છે-અથવા પોતે આગળ ચાલીને તેમને વાહનમાં બેસાડે છે. યુક્ત પ્રાંતમાંયે પંડિત ગોવિંદવલ્લભ પંતને બધા ઓળખતા હતા અને સૌને એમના પ્રત્યે લાગણી હતી. મધ્યસ્થ ધારાસભામાં એમણે જે કામ કરેલું એ જોતાં, એમના સિવાય બીજા કોઈને એ સ્થાને ચૂંટી શકાય-એવો ખ્યાલ એ પ્રાંતમાં કે બીજા પ્રાંતમાં કોઈના મનમાં આવી શકે એમ જ ન હતો. મદ્રાસ પ્રાંતના વડાપ્રધાન શ્રી રાજગોપાલાચારીની બાબતમાં પણ આમ જ હતું.

કૉંગ્રેસની જ્યાં બહુમતી હતી અથવા જ્યાં સૌથી મોટો પક્ષ કૉંગ્રેસનો હતો તે પ્રાંતોમાં ગવર્નરોએ કૉંગ્રેસ પક્ષના નેતાને બોલાવ્યા અને તેમને બંધારણ પ્રમાણે પ્રધાનમંડળ રચવામાં મદદ કરવા કહ્યું. બધા નેતાઓએ અખિલ હિંદ મહાસભા સમિતિ તરફથી જે આદેશ આપવામાં આવેલો એ એમને કહી સંભળાવ્યો. એકે પ્રાંતનો ગવર્નર પોતાના ખાસ અધિકારોનો પોતે ઉપયોગ નહીં કરે એવી ખાતરી આપવા તૈયાર ન થયો. એમનો વાંધો એ હતો કે બંધારણ ફેરવવાની એમને કશી સત્તા નહોતી, એટલે એવી ખાતરી આપીને તેઓ એમ આડકતરી રીતે બંધારણમાં ફેરફાર ન કરી શકે. મને યાદ છે ત્યાં સુધી સૌથી પહેલાં મદ્રાસના ગવર્નર રાજાજીને બોલાવેલા અને ત્યાં જે બન્યુ એનુ જ પુનરાવર્તન બીજે બધે કરવામાં આવ્યુ છાપાંઓમાં એ વાત આવી કે ગવર્નરે ખાતરી આપવાની ના પાડી એટલે રાજાજીએ પ્રધાનમંડળ રચવાનો ઇનકાર કર્યો. બીજા પ્રાંતોમાં પણ એમ બન્યુ.

પણ જે બંધારણ ઘડવા પાછળ પોતે આટલાં વરસ ખરચેલાં અને જેનો આટલો પ્રચાર કરેલો એ બંધારણ જન્મ્યા પહેલાં જ મરણ પામે એ બ્રિટિશ સરકારને રુચ્યું નહીં. સરકારી અધિકારીઓના અંતરમાં કદાચ એવી આશા હતી કે કૉંગ્રેસવાળા પ્રધાનપદાંની લાલચ છોડી શકવાના નથી અને પહેલી એપ્રિલે નહીં તો થોડા દિવસ પછી પણ એમનામાં ફૂટ પાડીને પછી એમની બહુમતી વેરવિખેર કરી શકાશે. એટલે એમણે નિશ્ચય કર્યો કે

ભલે ધારાસભાની બહુમતીની વિરુદ્ધનું હોય અને થોડા દહાડા ચાલે એવું હોય તોયે ગમે તેવું પ્રધાનમંડળ ઊભું કરવું જોઈએ અને ગમે તેને વડા પ્રધાન તરીકે ઊભો કરીને તથા એની સાથે બીજા કેટલાકને ભેળા કરીને પહેલી એપ્રિલને દિવસે પ્રધાનમંડળનાં નામો અવશ્ય બહાર પાડવાં જોઈએ. હવે દરેક પ્રાંતમાં એવી કોશિશ થવા માંડી. એની અંદર ફસાઈને પ્રધાનપદ લેવાને કબૂલ થનારો એકે કૉંગ્રેસી એક પણ પ્રાંતમાં એમને ન મળ્યો એ કૉંગ્રેસને સારુ ગૌરવની વાત ગણાય. કૉંગ્રેસી ન મળ્યા એટલે પછી કૉંગ્રેસની બહારના લોકોમાંથી કેટલાકને નીમવાનું જરૂરી થઈ પડ્યું. ગવર્નરો એમ કરી પણ શકતા હતા; કારણ કે બંધારણ પ્રમાણે ધારાસભાની બેઠક બોલાવ્યા વિના જ છ મહિના સુધી ગવર્નરો જાતે જ બજેટ મંજૂર કરીને શાસન ચલાવી શકે એમ હતું. પાંચ છ મહિનાના ગાળામાં કદાચ વાતાવરણ બદલાશે — કૉંગ્રેસીઓ કદાચ પોતાનો દાવ બદલશે એ આશાએ ગવર્નરોએ બધા પ્રાંતોમાં પ્રધાનમંડળો ઊભાં કરી દીધાં.

બિહાર પ્રાંતમાં ગવર્નરે મિ. મહમદ યુનુસને આ કામ સોંપ્યું. તેઓ મુસલમાનોની ઇન્ડિપેન્ડન્ટ પાર્ટી (સ્વતંત્ર પક્ષ) તરફથી ચૂંટાયા હતા. એ પાર્ટીના મુખ્ય સહાયક મૌલાના અબુલ મુહાસિન મહમદ સજ્જાદ હતા. તેઓ જમિયત-ઉલ-ઉલેમાના મુખ્ય માણસ હતા અને તેઓ કૉંગ્રેસ પ્રત્યે પૂરેપૂરો આદર રાખે છે એમ મનાતું હતું. ચૂંટણીમાં જોકે એમની જોડે કશું સમાધાન નહોતું થયું છતાં કશો ઝઘડો પણ નહોતો થયો. કેટલાયે કૉંગ્રેસી મુસલમાનોએ, પોતે સહેલાઈથી ચૂંટાય તેથી અને ખાસ કરીને મૌલાના સજ્જાદ ઘણે અંશે કૉંગ્રેસની નીતિ સાથે સહમત છે એમ માનતા હોવાથી એમની પાર્ટીમાં પોતાનાં નામ આપ્યાં હતાં. પણ આ પ્રસંગે મૌલાના ચૂક્યા. અને તેમણે પોતાની પાર્ટીની બેઠકમાં પ્રધાનમંડળ બનાવવાનું નક્કી કર્યું. એ બેઠકમાં શું શું થયું તેની તો ખબર નથી. પણ એ વખતના વાતાવરણમાં તરેહ તરેહની વાતો હતી. કેટલાક કહેતા હતા કે ત્યાં કૉંગ્રેસી મુસલમાનોએ વિરોધ કર્યો પણ એમની સંખ્યા બીજાઓ કરતાં એક કે બે ઓછી હતી. કેટલાક કહેતા હતા કે છેવટનો નિર્ણય કરવાની પાર્ટીને તક જ ન મળી; કારણ કે પ્રધાનમંડળ બનાવવું કે ન બનાવવું એનો નિર્ણય કરવા માટે જ્યારે પાર્ટી એક ઠેકાણે બેસીને વિચાર ચલાવી રહી હતી એ જ વખતે મિ. યુનુસ ગવર્નર પાસે જઈને વચન આપી આવ્યા કે પોતે પ્રધાનમંડળ બનાવશે તથા ગવર્નરના કહેવાથી તેમણે પોતાની સાથેના પ્રધાનોનાં નામો પણ રજૂ કરી દીધાં અને ગવર્નરે એ સ્વીકારીયે

લીધાં. પછી મિ. મહમદ યુનુસ પાર્ટીની બેઠકમાં, જ્યાં એમની રાહ જોવાતી હતી ત્યાં આવ્યા અને બધાને ખબર આપ્યા કે પ્રધાનમંડળની નિમણૂક થઈ ગઈ છે. એટલે પછી પાર્ટી કશું બોલી ન શકી. કદાચ એને એમ લાગ્યું હશે કે હવે આ વિષે કંઈ કહેવું નકામું છે. આમાં સાચું શું, એ હું જાણતો નથી.

આને અંગે બિહારમાં એક ભારે કિસ્સો બની ગયો. અમને સમાચાર મળ્યા કે મિ. યુનુસ કોંગ્રેસના બીજા કોઈ સભ્યને ફોડી નથી શકયા પણ તેઓ હરિજન સભ્યો ઉપર ઘણું દબાણ લાવી રહ્યા છે ને શ્રી જગજીવનરામને પ્રધાનમંડળમાં એક જગ્યા આપવાનું એમણે કહ્યું છે. એવી પણ ખબર મળી કે તેઓ શ્રી જગજીવનરામને પોતાની સાથે લઈને ગવર્નર પાસે ગયા પણ છે અથવા તો એમની સાથે વાતચીત કરવા એમને બીજે કયાંક તેડી ગયા છે. આ જાણીને સૌને કંઈક ચિંતા થવા લાગી કે કયાંક એકાદ કોંગ્રેસી વ્યક્તિને ફોડવામાં એ ફાવી ન જાય. પણ મને પોતાને એ વાતની કશી ચિંતા ન હતી. મને બાતમી મળી ચૂકી હતી કે મિ. યુનુસ મહેનત કરી રહ્યા છે પણ શ્રી જગજીવનરામ એવી ફોસલામણીમાં આવનાર નથી. અને છેવટે એ જ વાત સાચી નીવડી. પ્રધાનમંડળ રચાયુ પણ એમાં સામેલ થવાની શ્રી જગજીવનરામે ઘસીને ના પાડી. બીજો પણ કોઈ કોંગ્રેસી એમાં ભળ્યો નહીં. આ પ્રમાણે ગવર્નરોનો એ પહેલો જબરદસ્ત પ્રયત્ન નિષ્ફળ ગયો: પ્રધાનમંડળ બન્યાની અમને કશીયે ફિકર ન હતી, કારણ કે અમે જાણતા હતા કે છ મહિનાની અંદર કાં તો પ્રધાનમંડળ ભાંગી પડશે અથવા બંધારણ રદ થશે કે બદલવું પડશે. કેમ કે કોંગ્રેસની બહુમતી એટલી બધી હતી કે કોઈ બીજી પાર્ટી તો શું, બધી પાર્ટીઓ ભેગી મળીને પણ એનો મુકાબલો કરી શકે એમ ન હતું; એટલું જ નહીં ધારાસભા ને રાજસભા બંનેની સંયુક્ત બેઠક મળે તોપણ કોંગ્રેસની જ બહુમતી રહે. જે દિવસે પ્રધાનમંડળ રચાયુ તે દિવસે પટનામાં મિ. યુનુસ સામે કેટલાક લોકોએ વિરોધી દેખાવો કર્યા. એમાં શ્રી જયપ્રકાશ નારાયણ મુખ્ય હતા. તેઓ પકડાયા. એમના ઉપર કેસ ચાલ્યો અને એમને થોડી સજા પણ થઈ. પરંતુ સજાની મુદત પૂરી થયા પહેલાં જ મિ. યુનુસે એમને છોડી મૂકયા.

બીજા બધા પ્રાંતમાં પણ આ જ પ્રમાણે પ્રધાનમંડળો રચાયાં. બીજું કાંઈ નહીં તો દેખાડો કરવા પૂરતું એટલું થઈ ગયું કે હવે નવા બંધારણ પ્રમાણે કારભાર ચાલે છે. પરંતુ ગવર્નરો અને પ્રધાનો જાણતા હતા કે આ તમાશો તો ચાર દિવસનું ચાંદરણું છે અને જો

કોઈને ફોડવા કરવામા તેઓ ફાવે નહીં ને બહુમતી ન કરી શકે તો આખરે કોંગ્રેસ જોડે સમાધાન ઉપર 'આવવાનો' કોઈક ને કોઈક રસ્તો શોધવો જોઈશે. એટલે તેઓ પોતાનું બનતું કરી રહ્યા હતા કોંગ્રેસમા જેઓ પ્રધાનમડળ રચવાની વિરુદ્ધ હતા તેઓ ખુશ થયા કે આખરે કોંગ્રેસ પ્રધાનપદામા સડોવાતી બચી ગઈ અને વિઘ્ન નાખના રહેવાની નીતિનો ઉપયોગ કરવાની હજી પણ તક છે જેઓ પ્રધાનમડળ રચવાની તરફેણમા હતા તેઓ માનતા હતા કે આજે નહીં તો થોડા દહાડા પછી કોંગ્રેસી પ્રધાનમડળ થવાના જ છે અને તેથે ગવર્નરોના ખાસ અધિકારોનો ઉપયોગ બધ રખાવીને જ થશે એટલે એ વખતે આ બાબતમા કોંગ્રેસીઓ નિશ્ચિત હતા બીજી બાજુ પ્રધાનમડળો પોતાને લોકપ્રિય બનાવવાની ફિકરમા હતા અને બધા ગવર્નરો તથા વાઈસરૉય આ લાચારીમાથી કઈક ઉકેલ શોધતા હતા સરકાર તરફથી અવારનવાર નિવેદનો બહાર પડતા અને કોંગ્રેસ તેમને અસતોષકારક ગણીને છોડી દેતી

ત્રણ મહિના બાદ વાઈસરૉયે એક એવુ નિવેદન બહાર પાડયુ જેના ઉપર કારોબારી સમિતિએ વિચાર કર્યો ને એનું વધારે સ્પષ્ટીકરણ માગ્યુ. અને કોંગ્રેસપક્ષના નેતાઓને આદેશ આપ્યો કે જો એમને પોતાને એ ખુલાસો સતોષકારક જણાય તો તેઓ પ્રધાનપદ ગ્રહણ કરી શકે છે વાત એમ હતી કે બ્રિટિશ સરકાર ચોખ્ખેચોખ્ખા શબ્દોમા તો કહી શકે એમ ન હતુ કે બધારણની અમુક અમુક કલમો રદ કરવામા આવી છે, એમ કહેવાની એને સત્તા પણ ન હતી એમ છતા એણે ગોળ ગોળ વાતો કરીને પોતાની નીતિ જણાવી દીધી કે ગવનરોને પણ અધિકારો રહેશે છતા તેઓ એનો ઉપયોગ નહી કરે આ વાત ચોખ્ખા શબ્દોમા કહેવામા નહોતી આવી એટલે સ્પષ્ટીકરણ જરૂરનુ હતુ કારોબારી સમિતિના આ ઠરાવ પછી ખબર પડી ગઈ કે હવે તરતમા જ કોંગ્રેસવાળાઓને પ્રધાનમડળ રચના માટે ફરી પાછુ આમત્રણ અપાશે

એ વખતે સારન જિલ્લાના મસરક ગામમા બિહાર પ્રાતિક પરિષદનું અધિવેશન ભરવાનું નક્કી થયું હતું એના પ્રમુખસ્થાને પ્રોફેસર અબ્દુલ બારી સાહેબની વરણી થઈ હતી અમે બધા ત્યા ગયા અને પરિષદનુ કામ પતાવીને પાછા છપરા આવી ગયા છપરામા અમને ખબર મળ્યા કે ગવર્નરે શ્રીબાબુને તેડાવેલ છે. એટલામા ત્યા એક પગનાળો એમની પાસે કાગળ લઈને આવી પહોચ્યો એટલે પછી પ્રધાનમડળ બાબત થોડીક વાતચીત કરી લેવાની અમને તક મળી પણ એ વખતે અમે એટલી

એક જ વાત નક્કી કરી શકીએ એમ હતું કે જો . ગવર્નર તરફથી સંતોષકારક ખુલાસો મળી જાય તો કારોબારી સમિતિના આદેશ મુજબ પ્રધાનમંડળ રચવાની આપણે આપણી તૈયારી બતાવવી. અને જો ગવર્નર પ્રધાનમંડળ બનાવવાનું કહે તો શ્રીકૃષ્ણબાબુ એની પાસે વખત માગી લઈને પાછા આવે. ત્યાર પછી અમે સૌ ભેગા બેસીને વિચાર કરીએ કે પ્રધાનમંડળમાં કોને કોને લેવા. છપરામાં કેટલીક વાતચીત થઈ. અમે જે થોડા જણ ત્યાં ભેગા થયા હતા તેમણે વિચારની આપલે કરી લીધી જેને આધારે પ્રધાનમંડળ રચવા પહેલાં વિચાર કરી શકાય.

પ્રધાનોની પસંદગી કરવાનું કામ ઘણું કપરું હતું. પહેલો સવાલ તો એ હતો કે કેટલા પ્રધાનો રાખવા. મને ખ્યાલ છે કે પહેલાં રાજતંત્રનો બોજો ઉપાડનારા ચાર માણસો હતા અને તેઓ દરેકદરેક વિભાગની દેખરેખ રાખતા હતા. એ ચાર જણમાં બે જણ ગવર્નરની એક્ઝિક્યુટિવ કાઉન્સિલના મેંબર હતા અને બે જણ મંત્રી. એટલે મારું માનવું હતું કે નવા બંધારણ પહેલાં ચાર જણ બધું કામ સંભાળી લેતા તો હવે પણ ચાર પ્રધાનોએ જ બધું કામ ઉપાડી લેવું જોઈએ. વધારે પ્રધાનો બનાવવામાં એક તો ખરચ વધી જશે અને બીજું આપણે વિષે એવું દેખાશે કે આ લોકો હોદ્દાની ઇચ્છાથી આવ્યા છે અને જેટલા બને એટલા હોદ્દા ઊભા કરીને અંદર અંદર વહેંચી લે છે. વળી એ પહેલાં જ્યાં જ્યાં રીતસરનાં પ્રધાનમંડળો બન્યાં હતાં ત્યાં પ્રધાનોની સંખ્યા વધારે રાખવામાં આવી હતી અને અમે એના ઉપર કંઈક ટીકા પણ કરી હતી. જોકે અખિલ હિંદ મહાસભા સમિતિએ કોંગ્રેસી પ્રધાનોને માટે મકાનભાડું તથા મુસાફરીખર્ચ ઉપરાંત પાંચસો રૂપિયાનો માસિક પગાર ઠરાવી આપ્યો હતો એટલે એકંદરે ખરચ તો ઘણું ઘટી જતુ હતુ છતાં મારો પોતાનો ચોક્કસ મત હતો કે પ્રધાનોની સંખ્યા વધારે ન હોવી જોઈએ. ખાસ કરીને બિહારમાં તો ચારથી વધારેને માટે અવકાશ નથી. મારો આ વિચાર બરાબર ન હતો એમ પાછળથી મને સમજાયું એ મારે કબૂલ કરવું જોઈએ. કારણ કે આપણા બધા પ્રધાનો હજી શિખાઉ હતા અને એમને પહેલાંનો આ કામનો કંઈ વિશેષ અનુભવ ન હતો. વળી આપણા પ્રધાનોને જૂને ચીલે ચાલવાનું ન હતુ; એમને ઘણાયે નવા નવા કાર્યક્રમો ચલાવવાના હતા, અને એ સંબંધી માહિતી ભેગી કરવામાં તથા એ બાબતમાં પોતાના વિચારો નિશ્ચિત કરવામા ઠીક ઠીક વખત આપવાની જરૂર હતી. એટલે થોડા દિવસના અનુભવ પછી મને એમ લાગ્યુ કે ચારથી વધારે પ્રધાનો રાખવા એ જ સારુ હતું. પણ તે દહાડે તો હુ મારા

વિચારમાં મક્કમ હતા ને બિહારમાં ચારથી વધારે પ્રધાનો રાખવા એ બરાબર નથી એમ માનતા હતા.

એ ઉપરાંત ઉપલા નિર્ણય ઉપર આવવામાં એક બીજી બાબતની પણ કંઈક ને કંઈક અસર પડતી હતી. અમે જોયું કે જેમને વિષે કોઈ પણ જાતનો મતભેદ ઊભો ન થાય એવી થોડી મુખ્ય વ્યક્તિઓ પ્રાંતમાં છે. પણ તેમના ઉપરાંત બીજાઓનો વિચાર કરવા જતાં એવાં નામો આવતાં હતાં જેમાંથી પસંદગી કરવામાં કોને લેવા અને કોને ન લેવા એ ઠરાવવામાં ઘણી મુસ્કેલી પડતી હતી. એ કારણે પણ અમને થયું કે પેલી ખાસ ખાસ વ્યક્તિઓ પૂરતી જ આપણે આપણી પસંદગીની મર્યાદા બાંધી દઈએ તો ખોટું નહીં.

એક બે બીજી બાબતોનો ઉલ્લેખ કરવો ઉચિત ગણાશે. એક હરિજન પ્રધાન લેવો જરૂરી છે એ મુદ્દા ઉપર અમે બધા લગભગ એકમત હતા. બીજી બધી વાત જવા દઈએ તોયે મિ. યુનુસની વાત ન માનીને — એ ભારે પ્રલોભનનો ત્યાગ કરીને — એમણે પ્રધાનપદ માટેનો પોતાનો દાવો સાબિત કર્યો હતો. એટલે આ એક નિર્વિવાદ વસ્તુ સૌના મનમાં આપમેળે નક્કી થઈ ગઈ હતી.

છોટાનાગપુર તરફથી ત્યાંનો કોઈ પ્રધાન જરૂર નિમાવો જોઈએ, એમ હજારીબાગવાળા શ્રી રામનારાયણ સિંહ ઇચ્છતા હતા. એમનું કહેવું હતુ કે, આખા પ્રાંતમાં એ પછાત ભાગ ગણાય છે અને કોંગ્રેસ પણ એના ઉપર પૂરતું ધ્યાન નથી આપતી. એક મિત્ર તરીકે તેઓ વારેવારે મારી પાસે રાવ ખાતા કે તમે પણ એ ભાગ પ્રત્યે જોઈએ એટલું ધ્યાન નથી આપતા. અને આના સમર્થનમાં તેઓ કહેતા કે, તમે ત્યાં જઈને કદી થોડા દિવસ પણ રહેતા નથી. હુ પણ એમને મજાકમાં કહેતો કે છેલ્લાં વીસબાવીસ વરસની અંદર હુ જેટલો વખત એકસામટો છોટાનાગપુરમાં રહ્યો છુ એટલો બીજે કયાંયે રહ્યો નથી; કેમ કે મારે જેલ જીવન હરવખત હજારીબાગ જેલમા જ ગાળવું પડ્યું છે. વિનોદ પૂરતો આ જવાબ સાચો હતો, પણ શ્રી રામનારાયણ સિંહને મારા એ જવાબથી સંતોષ ન થતો. એટલે એમણે આગ્રહ કર્યો કે છોટાનાગપુર તરફથી એક પ્રધાન અવશ્ય લેવો જોઈએ. પોતે એ ક્ષેત્રના મુખ્ય કાર્યકર્તા હતા. એ વખતે તેઓ મધ્યસ્થ ધારાસભાના સભ્ય હતા પ્રાંતિક ચૂંટણીઓ થઈ ત્યારે તેમણે પ્રાંતિક ધારાસભાની ઉમેદવારી નહોતી કરી. એટલે જો એમને પ્રધાન બનાવવામાં આવે તો એનો અર્થ એવો થાય કે કોઈક બેઠક ખાલી કરાવીને એ સ્થળે એમને તરતમાં જ પ્રાંતિક ધારાસભાના સભ્ય પણ

બનાવવા પડે એમ થાય તો ચૂટાયેના કોંગ્રેસીઓને બહુ માઠું લાગે કારણ કે તેઓ એમ માને, અને એ માનવુ યોગ્ય ગણાય કે એમનામાનો એક પણ માણસ આ પદને લાયક ન લેખાયો, એટલે ચૂટાયેના લોકોમાથી લેવાને બદલે એક બહારના માણસને લેવામા આવ્યો આ બધુ વિચારી જોતા પ્રધાનમડળમા શ્રી રામનારાયણ સિહને લેવાનુ અશક્ય થઈ પડ્યુ. એથી કરીને એમને ભારે અસતોષ થયો એમણે મારા ઉપર અનેક પત્રો લખ્યા, મે એના જવાબો તો આપ્યા પણ કદાચ એમને સંતોષ ન આપી શક્યો જાહેર જીવનમા કેટલીક વાર આવુ કરવુ પડે છે. મારા જેવા માણસને—જેને કોઈની સાથે કડવાશ ઊભી કરતા બહુ દુઃખ થાય છે તેને—આવુ અણઇચ્છયુ કામ ભારે મુશ્કેલી ઊભી કરે છે છતા આ બાબતમા હું જે નિર્ણય પર આવ્યો એ કર્તવ્યની દૃષ્ટિએ યોગ્ય જ હતો એમ આજે પણ હુ માનું છુ

છેવટે એક બીજી મૂઝવણનોયે અમારે ઉકેલ આણવાનો હતો હરિજનોમા બે મુખ્ય કોંગ્રેસી હતા એક શ્રી જગનાથ ચોધરી. તેઓ ૧૯૨૦ની સાલમા કલકત્તા મેડિકલ કૉલેજમા છેવટના વર્ગમા ભણતા હતા અને થોડા મહિનામા એમ બી પાસ કરીને દાક્તર થવાના હતા પણ કોંગ્રેસની હાકલ સાભળીને તેમણે પરીક્ષા આપવાની પડતી મૂકી અને ત્યારથી હમેશા એકચિત્તે કોંગ્રેસની સેવામા, ખાસ કરીને રચનાત્મક કાર્યમા મડયા રહ્યા હતા અને સત્યાગ્રહમા પણ ભાગ લઈને જેલયાત્રા કરી આવ્યા હતા. બીજા શ્રી જગજીવનરામ તેઓ ઘણા ઉત્સાહી અને લાયક કાર્યકર્તા હતા કોંગ્રેસનુ કામ થોડા દિવસથી જ એમણે કરવા માડેલું છતા એમનો પ્રભાવ સારો હતો અને મિ. યુનુસે આપવા માડેલા પ્રધાનપદને એમણે ઠોકર મારી હતી બધી બાબતનો વિચાર કરીને અમે શ્રી જગલાલ ચોધરીને પ્રધાન તથા શ્રી જગજીવનરામને પાર્લમેન્ટરી સેક્રેટરી બનાવવાનુ ઠરાવ્યુ.

# કૉંગ્રેસ પ્રધાનમંડળોની રચના

આમ અમે નિર્ણય કર્યો કે શ્રી શ્રીકૃષ્ણ સિંહ વડા પ્રધાન થાય અને એમની જોડે દાક્તર સૈયદ મહમદ, શ્રી અનુગ્રહનારાયણ સિંહ અને શ્રી જગલાલ ચૌધરી પ્રધાનો બને, તથા એ ચાર પ્રધાનોની સાથે આઠ પાર્લમેન્ટરી સેક્રેટરી બને. શ્રી રામદયાલુ સિંહને સ્પીકર બનાવવાનું અને પ્રો. અબ્દુલ બારીને ડેપ્યુટી સ્પીકર બનાવવાનું નક્કી થયેલું હતું જ. પાર્લમેન્ટરી સેક્રેટરીઓમાં શ્રી કૃષ્ણવલ્લભ સહાય, શ્રી શાર્ઙ્ગધર સિંહ, શ્રી જીમૂતવાહન સેન, શ્રી વિનોદાનંદ ઝા, શ્રી શિવનંદન મંડલ, શ્રી જગજીવનરામ ,અને શ્રી સદીકુલ હકને નીમવામા આવ્યા. આ બધી નિમણૂકો સારી થઈ છે એમ મને એ વખતે લાગ્યુ અને પાછળથી એ અભિપ્રાય બદલવાનો કોઈ પ્રસગ આવ્યો નહીં; જોકે કેટલાક માનતા હતા કે આથી સારી પસંદગી કરી શકાત. હુ સમજુ છુ ત્યાં સુધી આ બાબતમાં બધા પ્રધાનો પણ મારી સાથે સંમત હતા.

બે વસ્તુઓ કહેવાની રહી ગઈ, જોકે હુ એ પહેલી કહેવા માગતો હતો. એક વાત પ્રાંતિક રાજસભા—લેજિસ્લેટિવ કાઉન્સિલની ચૂટણી સંબંધી છે અને બીજી, ધારાસભાના પ્રમુખની ચૂટણી સબધી કાઉન્સિલના મતદારો ઘણાખરા ધનિક વર્ગના લોકો જ હોય છે. એટલે કે એમ. ભારે મહેસૂલ ભરનારા જમીનદારો અથવા સારી પેઠે આવકવેરો ભરનારાઓની સંખ્યા ઘણી હોય છે. એટલે અમને જેમ જમીનદારોની બેઠકો જીતવાની આશા ન હતી તેમ આ રાજસભાની બેઠકો જીતવાની પણ બહુ આશા ન હતી. પણ આમાં બે પ્રકારના સભ્યો ચૂટવાના હોય છે. કેટલાક મતદારો દ્વારા ચૂંટાય છે અને કેટલાક ધારાસભાના સભ્યો મારફતે ચૂટાય છે. ધારાસભા મારફતે ચૂટાનારા લોકોમાં તો કૉંગ્રેસવાળા ઘણાને ચૂંટી શકે એમ હતુ. પણ મતદારોમા કૉંગ્રેસને મદદ કરનારા એટલા બધા નહોતા. એટલે બધી બેઠકો માટે ઉમેદવારો ઊભા'ન કરવાનુ અમે પહેલેથી જ નક્કી કરી લીધુ હતુ. જે થોડી બેઠકો મળી શકે તેમ હતી એને માટે અમે ઉમેદવારો ઊભા કર્યા અને જીત્યા પણ ખરા પણ અમારી તાકાત ધારાસભા મારફતે જ પ્રદર્શિત થઈ શકતી હતી.

પ્રમુખને ચૂંટવા માટે એક દિવસ ધારાસભાની બેઠક મળી. ગવર્નરે શ્રી સચ્ચિદાનંદ સિંહને એ દિવસ પૂરતા પ્રમુખ નીમ્યા હતા. હું પણ તે જ દિવસે એસેમ્બલીમાં ગયો. બિહારની એસેમ્બલીમાં એ પહેલાં હું કદી ગયો ન હતો. એ પછી પણ મને ત્યાં જવાની તક કદી મળી નથી. વારુ, શ્રી રામદયાલુ સિંહ ચૂંટાયા. ચૂંટણી થઈ ગયા પછી શ્રી રામદયાલુ સિંહનું સ્વાગત કરતાં શ્રી સચ્ચિદાનંદે એક રમૂજી ભાષણ કર્યું અને એમાં મારા એક જૂના ભાષણમાંથી એમણે એક ઉતારો ટાંકયો હતો. તેમાં એમ કહેલું હતું કે જે ઉમેદવારો કોંગ્રેસ તરફથી ચૂંટાયા છે તેઓ તો કોંગ્રેસના અંકુશ હેઠળ રહેશે અને કોંગ્રેસના નીતિનિયમોના બંધનમાં રહેશે; પણ જે સ્વતંત્ર રીતે ચૂંટણીમાં ઊભા થયા છે એ હરાયા આખલા જેવા છે અને એમના પર કોઈ જાતનો અંકુશ કે બંધન નથી. મારા આ વાકયને લઈને એમણે ભારે વિનોદ કર્યો હતો.

આમ પ્રધાનમંડળ નક્કી થઈ ગયું. જે દિવસે નિમણૂક થઈ તે જ દિવસે મે બધા પ્રધાનોને સલાહ આપી કે તેઓ બધા થોડા દિવસ સાથે રહે તો સારું: એમ ન બની શકે તો રોજ કોઈ ને કોઈ નિમિત્તે બધાએ ભેગા બેસીને પોતપોતાનાં ખાતાં બાબત અવિધિસર વિચારવિનિમય કરવાનું રાખવું, જેથી કરીને બધાં ખાતાંનાં કામો વિષે સૌ માહિતગાર રહી શકે અને કોઈ પણ મહત્ત્વનો નિર્ણય કરતાં પહેલાં સૌને એકબીજાના વિચારો તથા અનુભવોનો લાભ મળી શકે. ખાસ કરીને જ્યારે કોઈ વધારે ગંભીર પ્રશ્ન ઊભો થાય અથવા કોઈ મહત્ત્વના સ્થળે કોઈ નવી નિમણૂક કરવાની હોય ત્યારે તેઓએ એકબીજાના વિચારોની આપલે જરૂર કરી જ લેવી. હજુ આ કામમાં બધા બિનઅનુભવી હતા એટલે એ દૃષ્ટિએ પણ એ જરૂરનું હતુ કે દરેક જણ સતત જાગ્રત રહે અને એકબીજાના અનુભવનો લાભ લેતા રહે. પણ એમ બનવા ન પામ્યું એ દુઃખની વાત છે. મને પાછળથી ખબર પડી કે બધા પ્રધાનોને પોતાના ખાતા સિવાય બીજાં ખાતાંની બુધી બાબતની માહિતી નહોતી રહેતી. તેથી કયાંક કયાંક ફરિયાદો પણ ઊભી થઈ. મુંબઈમાં શ્રી ખેરે શરૂઆતથી જ એ નીતિ રાખી. ત્યાના પ્રધાનો લગભગ રોજ મળતા હતા અને એ રીતે એકબીજાની કામગીરી વિષે પૂરેપૂરા પરિચિત રહેતા હતા. યુક્ત પ્રાંતમા અને મદ્રાસમા તો શ્રી ગોવિંદવલ્લભ પંત અને શ્રી રાજગોપાલાચારીનું વ્યક્તિત્વ એવું હતું કે તેઓ જાતે જ પ્રધાનોની રોજની કામગીરીથી પૂરેપૂરા પરિચિત રહેતા, એટલે ત્યાયે કામ સારી રીતે ચાલ્યું.

મારે પ્રધાનમંડળને અંગે ઓરિસા પણ જવું પડયું. ત્યાં પક્ષના નેતાની ચૂંટણી થઈ ત્યારે અંદર અંદર મતભેદ જણાયો હતો. અને એ વાત પાર્લમેન્ટરી કમિટી સુધી આવી હતી. પંડિત નીલકંઠદાસ ઓરિસાના મુખ્ય આગેવાનોમાંના એક છે. એમણે કૉંગ્રેસમાં ૧૯૨૧ની સાલથી જ પુષ્કળ કામ કર્યું હતું. તેઓ સ્વ પંડિત ગોપબંધુદાસના સાથી હતા. અને સન ૧૯૩૦–૩૪ ની સત્યાગ્રહની લડતમાં અમારી સાથે હજારીબાગ જેલમાં હતા.* તે દિવસોમાં એમનો મત એવો હતો કે નવું બંધારણ આવે ત્યારે તેમાં કોંગ્રેસે પ્રધાનપદાં લેવાં જોઈએ. સન ૧૯૩૪ની મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીઓમાં તેઓ ઓરિસા વિભાગ તરફથી કોંગ્રેસી સભ્ય તરીકે ચૂંટાયેલા હતા. ૧૯૩૭માં જ્યારે નવા બંધારણ પ્રમાણે ઓરિસા બિહારથી છૂટું પડયું અને ત્યાંની ધારાસભાની ચૂંટણી થઈ ત્યારે તેઓ પોતે કોઈ જગ્યાએ પ્રાંતિક ધારાસભાની ચૂંટણીમાં ઊભા રહ્યા નહોતા. પણ જ્યારે કૉંગ્રેસ બહુમતીમાં આવી અને એમ જણાવા લાગ્યું કે કૉંગ્રેસ પ્રધાનપદાં સ્વીકારશે ત્યારે ધારાસભાના કોંગ્રેસ પક્ષના નેતા જ વડાપ્રધાન બનશે ત્યારે એમણે ત્યાંના નેતા તરીકે ચૂંટાવાની ઇચ્છા જાહેર કરી. પ્રાંતિક ધારાસભાની ચૂંટણી વખતે તેમણે મહેનત પણ સારી કરેલી. એ ચૂંટણીઓની સફળતામાં એમનો ઠીક હાથ હતો. પણ ત્યાંના સભ્યો સમક્ષ હવે એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે જે માણસ ધારાસભાનો સભ્ય ન હોય એને ધારાસભાના પક્ષના નેતા તરીકે શી રીતે ચૂંટી શકાય? ધારાસભાના પક્ષના નેતાએ ધારાસભામાં હાજર રહેવું જોઈએ. ત્યાં રહીને જ એ પોતાનું કામ કરી શકે. એ ઉપરાંત જો ગવર્નર કોઈને બોલાવે તો એ ધારાસભાના કોઈ સભ્યને જ બોલાવે; બહારના કોઈ માણસને બોલાવવામાં એને મુશ્કેલી પડે. બહારનો માણસ પણ છ મહિનાની અંદર કોઈ પણ સ્થળેથી સભ્ય ચૂંટાઈ જાય એ શરતે પ્રધાન બની શકે એ ખરું, પણ પંડિત નીલકંઠદાસ ફક્ત પ્રધાન થવા નહોતા માગતા. તેઓ વડા પ્રધાન જ બની શકે એમ હતું કેમ કે એમને યોગ્ય એ જ પદ હતું. પાર્લમેન્ટરી સમિતિએ અભિપ્રાય આપ્યો કે સભ્યોમાંથી જ કોઈકને નેતા ચૂંટી શકાય. એટલે પછી શ્રી વિશ્વનાથદાસ નેતા ચૂંટાયા. તેઓ બ્રહ્મપુર જિલ્લાના રહેવાસી છે અને પહેલાં જ્યારે એમનો એ જિલ્લો મદ્રાસ પ્રાંતનો એક ભાગ હતો ત્યારે તેઓ મદ્રાસની ધારાસભાના સભ્ય રહી ચૂક્યા હતા.

આપસના આ ઝઘડાને લીધે ત્યાં કંઈક મતભેદ થવાનો ડર હતો તેથી મારે ત્યાં જવું પડેલું. ત્યાં સૌથી નાજુક પ્રશ્ન એ ઊભો થયો કે મુસલમાનોમાંથી કોને પ્રધાનમંડળમાં લેવો. ત્યાંની ધારાસભામાં મુસલમાનોની

સંખ્યા બહુ જ થોડી છે. પહેલાં જે વચગાળાનું પ્રધાનમંડળ બનેલું તેમાં એક મુસલમાન ગૃહસ્થ પ્રધાન હતા. બીજો કોઈ એવો માણસ ન જણાયો જે કૉંગ્રેસની તરફથી ચૂંટાયો હોય અને પ્રધાન તરીકે કામ કરી શકે તેવો હોય. જેઓ એ કામને લાયક હતા તેઓ કૉંગ્રેસની ટિકિટ પર ચૂંટાયા ન હતા અને હવે પણ કૉંગ્રેસમાં દાખલ થવાને તૈયાર ન હતા. હું બેત્રણ દિવસ સુધી કટકમાં રોકાયો. કોઈક યોગ્ય મુસલમાનને પ્રધાન બનાવવા માટે પૂરેપૂરો પ્રયત્ન કરવામાં આવ્યો, પણ એમાં સફળતા ન મળી. છેવટે કોઈ પણ મુસલમાન વિના જ એ વખતે પ્રધાનમંડળ રચવામાં આવ્યું; પણ આ બાબતનો આખરી ફેંસલો પાછળથી મૌલાના આઝાદને પૂછીને કરવાનું બાકી રાખવામાં આવ્યુ.

યુક્ત પ્રાંતમાયે મુસલમાન પ્રધાન બાબતમાં મુશ્કેલી હતી; કેમ કે ત્યાં પણ કૉંગ્રેસની ટિકિટ પર એકબે જ મુસલમાન ચૂંટાયા હતા અને બાકીના બધા સ્વતંત્રપણે ચૂંટાયા હતા. એ બાબતમાં મૌલાના આઝાદે ત્યાં વાતચીત કરી હતી કેટલાક મુસલમાનો જેઓ કૉંગ્રેસ તરફથી ચૂંટાયેલા નહોતા, છતાં કૉંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ રાખતા હતા તેઓ મૌલાના સાથે સમાધાન કરવાને તૈયાર હતા. એ સમાધાન થઈ ગયું હોત તો પાછળથી લીગ જોડે જે ઝઘડો ઊભો થયો એ ન થાત. પણ એ વખતે એ પ્રાંતના કૉંગ્રેસી આગેવાનો એ સમાધાન સ્વીકારવા તૈયાર ન થયા. મૌલાનાને પણ ત્યાં રોકાવાનો પૂરતો વખત ન મળ્યો અને એમને મુંબઈ જતા રહેવું પડ્યું. એટલે ત્યાંના પ્રધાનમંડળમાં એક કૉંગ્રેસી મુસલમાન શ્રી રફી અહમદ કિડવાઈને અને બીજા શ્રી હાફિજ અહમદ ઇબ્રાહીમ જે કૉંગ્રેસ ટિકિટ પર નહોતા ચૂંટાયા તેમને લેવામાં આવ્યા. આ બાબતમાં એટલું નોંધવું જોઈએ કે હાફિજ સાહેબે ધારાસભામાંથી રાજીનામું આપી દીધું અને ફરીથી તેઓ કૉંગ્રેસની ટિકિટ પર ચૂંટાઈ આવ્યા. મુંબઈની મુશ્કેલી મૌલાનાની સલાહથી ટાળી શકાઈ અને મિ. નૂરી ત્યાં પ્રધાન બન્યા. એ જ રીતે મધ્ય પ્રાંતમાં મિ. શરીફ પ્રધાનમંડળમાં આવ્યા.

મુસલમાન પ્રધાનોની બાબતમા આટલું લખવાની જરૂર એટલા ખાતર પડી કે પાછળથી મુસ્લિમ લીગે એ વિષે ભારે ઘુમરાણ મચાવી મૂકેલું. એ વખત સુધી કૉંગ્રેસવાળાઓ તેમ જ બીજાઓ ચૂંટણીઓમાં તથા બંધારણ પ્રમાણે રચાયેલ પ્રધાનમંડળોમાં ઇંગ્લંડના પ્રધાનમંડળનું જ ચિત્ર જોતા હતા. ત્યાંની નીતિરીતિ મુજબ અહીંના પ્રધાનમંડળનું સંગઠન કરવા તથા કામકાજ ચલાવવા માગતા હતા. એ જ કારણથી દરેક સંગઠિત પક્ષે પોતપોતાના ઉમેદવારો ચૂંટણીમાં ઊભા કર્યા હતા.

ચૂંટણીઓ વખતે પણ કેટલાક નવા પક્ષો ઊભા થયા હતા. દાખલા તરીકે બિહારની ઇન્ડિપેન્ડન્ટ પાર્ટી. ચૂંટણીઓ થઈ ગયા પછી જ્યારે એક પક્ષની, એટલે કે ,કોંગ્રેસ પક્ષની ઘણા પ્રાંતોમાં બહુ મોટી બહુમતી થઈ ત્યારે પોતાના પક્ષની બહારના કોઈ માણસને પ્રધાન તરીકે લેવાની વાત એને આ કાર્યપ્રણાલીથી ઊલટી લાગી. વળી કોંગ્રેસ પક્ષમાં પણ મુસલમાનો હતા. એમને છોડીને બહારનાઓને લેવામાં કોંગ્રેસી મુસલમાનો પ્રત્યે અન્યાય થતો હતો. ચૂંટણીઓ થઈ ત્યા સુધી મુસ્લિમ લીગનું એવું કંઈ જોર પણ ન હતું. મુસ્લિમ લીગે પોતાના ઉમેદવાર બહુ ઓછી જગ્યાએ ઊભા કરેલા. અને જે ઊભા કરેલા તેમાંના ઘણા સફળ પણ નહોતા થયા. એટલે જ્યાં પોતાની બહુમતી હતી ત્યાં મુસ્લિમ લીગનો પ્રધાન લેવો એ કોંગ્રેસને મારુ લગભગ બધી જગ્યાએ બંધારણ વિરુદ્ધ થઈ પડત. કોંગ્રેસે એક જાહેરનામા પ્રમાણે ચૂંટણીઓ લડીને જીતી હતી. એ જાહેરનામા પ્રમાણે કામ કરવાની એની ફરજ હતી અને એના બધા સભ્યોએ એની આજ્ઞાનુસાર કામ કરવાના અને આજ્ઞા થાય ત્યારે પોતાના હોદ્દાનું રાજીનામું આપવાના સોગંદ લીધા હતા.

કોંગ્રેસ પાસે રાજીનામુ એ એક એવુ હથિયાર હતું જે બંધારણીય મતભેદ ઊભો થતા ગવર્નરને દબાવી શકે એમ હતું. આ શરતો કબૂલ કરાવ્યા વિના કોંગ્રેસ જો કોઈ બિનકોંગ્રેસીને પ્રધાનમંડળમાં લેત તો તેની પાસે ગવર્નર પર પોતાનો પ્રભાવ પાડવા માટે બીજું કશું સાધન ન રહેત. બંધારણીય પ્રધાનમંડળમાં સૌની સમાન જવાબદારી માનવામાં આવે છે. એટલે કે કોઈ પ્રધાને જે કંઈ કામ કર્યું હોય તેની જવાબદારી એના બીજા બધા સાથીઓની ઉપર આવે છે. આમ બધા પ્રધાનો એક બીજાને મદદ કરે છે અને અરસપરસનાં કામો ઉપર અંકુશ પણ રાખે છે. અને મતભેદ પડે તો જે વ્યક્તિ બહુમતી કરતાં જુદો મત ધરાવતી હોય એને ખમી જવું પડે છે. જો બે સંસ્થાઓની આજ્ઞા માનનાર અથવા બે સંસ્થા જોડે વચનથી બંધાયેલો પ્રધાન ક્યારેય કોઈ પ્રધાનમંડળમા હોય, અને એ બંને સંસ્થાઓએ સાથે મળીને કામ કરવાનો નિશ્ચય અને પ્રબંધ કર્યો ન હોય તો એવું બનવાનો સંભવ રહે કે બંને સંસ્થાઓ તરફથી પરસ્પર વિરોધી આજ્ઞાઓ આવે અને પ્રધાનો પોતપોતાની સંસ્થાની આજ્ઞાનું પાલન કરે તો પ્રધાનમંડળના કામકાજમાં વિરોધ ઊભો થાય એટલે એ આવશ્યક હતું કે પ્રધાનમંડળમાંની બધી વ્યક્તિઓ કોઈ એક જ સંસ્થાનો હુકમ માનવાને બંધાયેલી હોય અથવા ઓછામાં ઓછુ એકબીજા સાથે એવું સમાધાન કરેલું હોય જેથી એકબીજાથી એવા પરસ્પર વિરોધી-કાર્યક્રમો ઊભા ન થાય, અને થાય તો એનો ઉકેલ ઝડપથી અને કડવાશ

વિના થઈ જાય. જ્યારે કોઈ ધારાસભામાં, જ્યાં આવા બંધારણ અનુસાર આવું પ્રધાનમંડળ કામ કરતું હોય અને કોઈ એક પક્ષની બહુમતી ન હોય અને પ્રધાનમંડળ એકથી વધારે પક્ષોમાંથી લીધેલા લોકોનું બનાવવામાં આવે ત્યારે એ જાતની મુશ્કેલીનો ઉકેલ કરવાની જોગવાઈ એ પક્ષો અરસપરસ વાતચીત કરીને અગાઉથી જ કરી રાખે છે. પછી જ્યારે કંઈ મતભેદ ઊભો થાય ત્યારે જે પક્ષના પ્રધાન સાથે મતભેદ થયો હોય એ પક્ષ પોતાના માણસને ખેંચી લે છે અને બીજા પ્રધાનોયે પોતાના પક્ષની મદદ આપવાનું બંધ કરી દે છે. અહીં એ પ્રમાણે ન બન્યું એનું કારણ એ કે કૉંગ્રેસની ભારે બહુમતી હતી. બીજા બધા પક્ષો મળી જાય તોપણ કૉંગ્રેસ એકલી તેમને મતગણતરીમાં હરાવી શકે એમ હતી. એટલે અહીં બીજા પક્ષ સાથે સમાધાન કરવાનો સવાલ જ ન હતો. એમ છતાં મુસલમાનો પૂરતો અમે પ્રયાસ કર્યો કે બીજા પક્ષના મુસલમાનો જોડે અમે કંઈક સમાધાન પર આવીએ, પણ એમાં ફાવ્યા નહીં.

આ બાબતમાં બંધારણીય દૃષ્ટિએ કૉંગ્રેસે કંઈ ભૂલ નહોતી કરી એમ એ વખતે અમે માનેલું અને આજે પણ મારો એ જ અભિપ્રાય છે. હા, કૉંગ્રેસે ઇંગ્લંડના બંધારણને અનુસરવું નહોતું જોઈતું અને પ્રજાતંત્રના ચાલતા આવેલા નિયમો અને નીતિરીતિ કરતાં પોતાને સારુ જુદાં નિયમો અને નીતિરીતિ ચલાવવાં જોઈતાં હતાં એમ કોઈ કહે તો એ જુદી વાત. તે વખતે કોઈએ આવું કંઈ કહ્યું નહોતું અને આજે પણ મુસ્લિમ લીગ સિવાય બીજી કોઈ સમજુ માણસ કે સંસ્થા હોવાનું મારી જાણમાં નથી કે જે એમ કહે કે ભારતવર્ષમાં પ્રજાતંત્ર ચાલી શકવાનું નથી અને ન ચાલવું જોઈએ. જો પ્રજાતંત્ર ન ચલાવવું હોય તો દેશને ઠીક લાગે એવું બીજું બંધારણ એ ઘડી કાઢે. પણ જ્યાં સુધી આપણે પ્રચલિત પ્રજાતંત્રોનો રસ્તો લેવો છે ત્યાં સુધી એ પ્રજાતંત્રોના નિયમો અને નીતિરીતિથી આપણે જુદા ન પડી શકીએ હું એમ પણ માનું છું કે આપણો દેશ કોક દિવસ પ્રજાતંત્ર છોડીને કોઈક બીજી જાતના બંધારણને સ્વીકારશે અને એમાં હિંદુમુસલમાન તથા બીજા બધા લોકો સહમત હશે. પ્રજાતંત્ર છોડવાનો અર્થ એ થાય કે ભારતના ભાગ્યનો નિર્ણય કરવાનું કોઈ એક વ્યક્તિ કે જૂથને સોંપી દેવું — રાજકારભારની લગામ એને સોંપી દેવી. હું નથી માનતો કે જનતાના હાથમાં સત્તા સોંપવાને બદલે એકાદ વ્યક્તિ કે જૂથના હાથમાં સોંપવાનું મુસલમાનો પણ ઇચ્છતા હોય આજ લગી બીજા કોઈના તરફથી કોઈ પણ સંસ્થાએ એમ નથી કહ્યું કે ભારતમાં પ્રજાતંત્ર ન હોવું જોઈએ, અને ન ચાલી શકે. થોડા

વખતથી કેવળ મુસ્લિમ લીગે એમ કહ્યું છે અને તે પણ આખા ભારતવર્ષને માટે જ; કેવળ તેના પ્રાંતો સારુ જ નહીં. જ્યારથી પાકિસ્તાનનો પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો છે ત્યારથી એમાં પણ એમ કહેવામાં નથી આવ્યું કે પાકિસ્તાનમાં, અથવા જેને લીગી લોકો હિંદુસ્તાન કહે છે એ બાકીના ભાગમાં પ્રજાતંત્ર સિવાયનું બીજું કોઈ રાજબંધારણ હશે. પાકિસ્તાન અને હિંદુસ્તાન બંનેમાં ત્યાંની જનતાએ ચૂંટેલા સભ્યો જ રાજ્યકારભાર ચલાવશે; કોઈ એક વ્યક્તિ કે જૂથ રાજ્ય નહીં ચલાવે. એ ગમે તેમ હોય, પ્રધાનમંડળો રચાયા પછી, અને ખરું પૂછો તો કૉંગ્રેસ પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દીધાં તે પછી, આવી વાતો વધારે થવા લાગી છે.

૧૯૩૭ના જુલાઈમાં જ્યારે બીજા પ્રાંતોનાં વચગાળાનાં પ્રધાનમંડળોએ રાજીનામા આપ્યાં અને કૉંગ્રેસ પ્રધાનમંડળો રચાયાં ત્યારે તો નહીં પણ ત્યાર પછી થોડા વખતમાં સરહદ પ્રાંતમાં પણ ત્યાંના પ્રધાનમંડળને રાજીનામું આપવું પડયું. એ પ્રાંતમાં ચૂંટણી વખતે કૉંગ્રેસ પક્ષના લોકો જ સૌથી વધારે ચૂંટાયા હતા, પણ બીજા પ્રાંતોમાં હતું તેમ ત્યાં એમની સંખ્યા બહુ મોટી નહોતી એટલે ત્યાંનું પ્રધાનમંડળ બીજા કેટલાક લોકોને ભેળવીને કેટલોક વખત ચાલુ રહ્યું; પણ એયે ઝાઝું ન ટકી શક્યું. ધારાસભાની બેઠક પછી એને રાજીનામુ આપવું પડયું. બીજા પ્રાંતોમાં ધારાસભાની બેઠક થઈ તે પહેલાં જ વચગાળાના પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દીધાં. મૌલાના અબુલ કલામ આઝાદની સાથે મારે સરહદ પ્રાંતમાં પણ જવું પડયું અને ત્યાંના પ્રધાનમંડળને ગોઠવવામાં મદદ કરવી પડી. એમાં ઝાઝી મુશ્કેલી ન આવી. જે કંઈ કરવાનું હતું તે મૌલાનાસાહેબે જ કર્યું. મૂળ વાત તો એ કે દાક્તર ખાનસાહેબ અને ખાન અબ્દુલ ગફારખાં ત્યાં હતા એટલે ત્યાં કંઈ ઝાઝું કરવાપણું હતું જ નહીં. મેં, તો એ પ્રસંગને મારે સારુ સીમા પ્રાંતમાં જવાનું કેવળ એક બહાનું જ લેખ્યું.

## ૧૨૪

## સરહદ પ્રાંતની મુસાફરી

સરહદ પ્રાંતમાં જવાનો મારે પહેલો પ્રસંગ હતો. અમે બધા, પહેલાં સીધા એબોટાબાદ ગયાં. એ વખતે ગવર્નર ત્યાં રહેતા હતા અને ત્યાં પ્રધાનમંડળ બનાવવા સંબંધી ચર્ચાઓ ચાલતી હતી. એબોટાબાદ એક પહાડી સ્થળ છે અને ઉનાળામાં ધારાસભાની બેઠક ત્યાં ભરાય છે. અમે ત્યાં પહોંચ્યા ત્યારે અમને રીતસર સરઘસમાં લઈ જવાની બધી તૈયારીઓ થઈ ચૂકી હતી. મૌલાનાસાહેબ તો એમાં ન આવ્યા પણ મારે જવું પડ્યું. પરંતુ રસ્તામાં જ ધોધમાર વરસાદ તૂટી પડ્યો. અમે સૌ પલળી ગયા અને સરઘસ પણ અસ્તવ્યસ્ત થઈ ગયું. પ્રધાનમંડળની ગોઠવણીનું કામ પૂરું થયા પછી અમે આસપાસનાં કેટલાંક સ્થળોએ ગયા. માનસહેરા કરીને એક પહાડી સ્થળ ત્યાં આવેલું છે. ત્યાંના ડાકબંગલા પરથી ચોતરફનું દૃશ્ય બહુ જ રળિયામણું દેખાય છે. અમે થોડો વખત ત્યાં ગાળ્યો. ત્યાંથી અમે પેશાવર આવ્યા. પછી ચરસદ્દા થઈને ઉત્માનજઈ નામના ખાનસાહેબના ગામે ગયા અને એમના બંગલામાં થોડુંક રોકાયા. તે પછી આઝાદ પ્રદેશ જોતા જોતા ફરી પાછા પેશાવર આવી પહોંચ્યા. વળતે દિવસે ત્યાંથી બીજી બાજુ આંટો મારી આવ્યા. પછી ખૈબરઘાટની ખીણ વટાવીને અફઘાનિસ્તાનની સરહદ આગળ જ્યાં બ્રિટિશ સરકારના અને અફઘાન સરકારના સંત્રીઓ પોતપોતાની સરહદમાં ચોકી કરતા ઊભા રહે છે ત્યાં સુધી પહોંચી ગયા. ખૈબરઘાટની એ આખી ખીણ એક અનેરા સૌંદર્યથી ભરેલી છે. આમ તો આખો પહાડ સાવ ઉઘાડો ને કશાયે ઝાડપાન વિનાનો છે. ઉનાળાના દિવસોમાં એ એટલો બધો તપતો હોય છે કે આખો પહાડ જાણે ભડભડ બળી રહ્યો હોય. છતાંયે એ પહાડની વચ્ચેથી જે રસ્તો જાય છે એ બહુ જ મનોહર અને રળિયામણો લાગે છે.

માઈલો સુધી ચાલી ગયેલી એ લાંબી ખીણમાં બચાવ માટે લશ્કરી ગોઠવણ કરવામાં આવેલી છે. એક મોટો કિલ્લો વચ્ચોવચ છે અને બીજો એક કિલ્લો જમસદમાં જ્યાં ખીણની શરૂઆત થાય છે ત્યાં આગળ છે. સડકને અડોઅડ રેલની સડક ચાલી આવે છે. એ બાંધવામાં ખૂબ બુદ્ધિ, કુશળતા અને પૈસા વેપરાયા હશે. આખી ખીણમાં આ સડક

સિવાય બ્રિટિશ સરકારની કોઈ વસ્તુ નથી. અમે સાંભળ્યું કે કેવળ સડક અને એની બે બાજુએ થોડાક ફૂટ સુધીની જમીન જ બ્રિટિશ માલિકીની છે અને એ સડકની લગોલગ આવેલી તમામ વસ્તી આઝાદ કોમોની છે. તેઓ પોતાને સ્થાને પૂરેપૂરી સ્વતંત્ર છે. એ આઝાદ પ્રદેશમાં બ્રિટિશ કાયદો નથી ચાલતો, એટલે જો સડકથી થોડા ફૂટ દૂર કોઈ બનાવ બને તો એની તપાસ બ્રિટિશ અમલદારો ન કરી શકે. અમારા સાંભળવામાં આવ્યું કે કયારેક એવું પણ બને છે કે કોઈ મુસાફર સડક છોડીને આઝાદ પ્રદેશમાં ચાલ્યો જાય છે તો ત્યાંના લોકો પોતાનો અધિકાર સાચવવા અને તે બતાવવા માટે એને ગોળીથી વીંધી નાખે છે. અમે એ પણ જોયું કે આપણા પ્રાંતમાં કેટલીક જગ્યાએ જેમ લોકો હાથમાં લાઠી કે ડંગોરા લઈને ઘરની બહાર નીકળે છે તેમ આ આઝાદ ઇલાકાના લોકો ખભે બંદૂક ચડાવીને જ ઘરની બહાર પગલું દે છે.

ત્યાંનાં ગામડાં પણ કંઈક વિચિત્ર ઢબનાં છે. દરેક ગામમાં એક ઊંચું સ્થાન બનાવેલું હોય છે, જે ઘણુંખરું કોઈકના મકાનમાં એકાદ ઘુમ્મટના જેવું હોય છે અને ત્યાંથી માણસ ચોતરફ દૂર દૂર સુધી જોઈ શકે છે. કબીલાના લોકો ત્યાંથી હંમેશાં જોતા રહે છે કે ગામ ઉપર કોઈ બાજુથી કોઈ હુમલો કરવા તો નથી આવતો ને? ત્યાંના લોકો બહુ ગરીબ દેખાતા હતા; કેમ કે એ પહાડી પ્રદેશમાં જમીન કંઈ બહુ સારી નહોતી જણાતી. પાણીની ઘણી તંગી હતી. આ આઝાદ કબીલાઓ મોટે ભાગે આ પહાડી પ્રદેશમાં જ વસે છે. પેશાવર જિલ્લામાં ચરસદ્દાની આસપાસ, જ્યાં સ્વાત અને બીજી નદીઓ વહે છે ત્યાંની જમીન ઘણી સરસ જણાતી હતી; પણ પહાડી જમીન ફળદ્રુપ નથી. આઝાદ કબીલાઓની અવ્યવસ્થિત દશાનું ખાસ કારણ એમની આ ગરીબી જ છે. એમની આર્થિક સ્થિતિ સુધારીને એમના જીવનને થાળે પાડવાનો અને વ્યવસ્થિત બનાવવાનો કશોયે પ્રયાસ કરવામાં આવ્યો છે કે કેમ એ હું નથી જાણતો. બ્રિટિશ સરકારની નીતિ ઘણું કરીને એમને હમેશને માટે અવ્યવસ્થિત દશામાં જ રાખવાની છે. એમ ન હોત અને એમની દશા સુધારવા માટે ધ્યાન આપવામાં આવ્યું હોત તો ત્યાં જે લશ્કરી ખર્ચ કરવામાં આવ્યુ છે અને હજી કરવામાં આવે છે એટલા ખર્ચમાં તો એ ભૂમિ લીલીછમ બની ગઈ હોત; અને કબીલાવાળાઓ પણ બધી બાબતોમાં બીજા પ્રાંતોની સાથે હરીફાઈ કરતા હોત. કદાચ તેઓ આઝાદ છે ત્યાં સુધી બ્રિટિશ સરકાર એમ કરે એ શકય નથી. પણ સુવ્યવસ્થિત જીવનવાળા આઝાદ લોકો સારા પાડોશીઓ પણ નીવડી

શકે. આજે એમને અવારનવાર તોપોના તથા એરોપ્લેનના ગોળાઓના શિકાર બનાવીને દબાવવા સારુ જે ખર્ચ કરવામાં આવે છે એ ખર્ચ એમને આઝાદ રહેવા દઈને એમને કેળવણી આપવા તથા વ્યવસ્થિત કરવામાં કરી શકાત. એ ખર્ચ ભારતને તેમ જ એ લોકોને, બંનેને વધુ લાભદાયી નીવડત.

સરહદ પ્રાંતથી પાછા ફરતી વખતે હું તથા મારી સાથે આવેલા મારા સાથી બાબુ મથુરાપ્રસાદ, બંને જણ, રસ્તામાં આવતા તક્ષશિલાનાં ખોદી કઢાયેલાં ખંડેરો જોવાને ગયા. ત્યાં ખોદાણ કરતાં નીકળેલી વસ્તુઓ ત્યાંના સંગ્રહસ્થાનમાં જોઈ, અને ખંડેરો તો ફરી ફરીને જોયાં. તે જોતાં જણાયું કે ત્યાં આગળ એક બહુ જ વિશાળ શહેર હતું જેમાં પહોળી સડકો હતી અને સડકની બે બાજુ મકાનો બાંધેલાં હતાં. મકાનોની અંદર રહેવાકરવાની અને સુખસગવડની બધી જાતની ગોઠવણ કરવામાં આવેલી હતી. આ બધું જોઈને એમ લાગતું હતું કે આ એક બહુ જ વિકાસ પામેલા અને ઉન્નતિએ પહોંચેલા સ્થળનાં ખંડેરો છે. પ્રાચીન ભારતનાં જે સ્મારકોને કારણે આજે પણ આપણે આપણું માથું ઊંચું રાખી શકીએ છીએ, તેમાંનું આ એક છે. અહીંયાં એક વિશ્વવિખ્યાત વિદ્યાપીઠ સ્થપાયેલી હતી. અને એમાં ભારતવર્ષની બહારના વિદ્યાર્થીઓ પણ ભણવા આવતા હતા. અહીંના વિદ્યાર્થીઓએ ભારતવર્ષને ખૂણે ખૂણે જઈને પોતાની કીર્તિ ફેલાવી હતી. અમે એમ પણ સાંભળ્યું કે આખા સરહદ પ્રાંતમાં ઠેર ઠેર બૌદ્ધકાળના અવશેષો મળી આવે છે. જો અમે ત્યાં થોડા દિવસ રોકાઈ શક્યા હોત તો એવાં સ્મારકો જોઈ શકત પણ અમને એટલો વખત નહોતો; અમને કોહાટ અને ડેરાઈસ્માઈલખાંનો પ્રદેશ જોવા જવાનોયે વખત ન મળ્યો. એટલે કેવળ હજારા અને પેશાવરના થોડા ભાગો જોઈને જ અમે અફસોસ સાથે પાછા ફર્યા.

અમારા જેવા બિહારીઓને, જેમને દાનાપુરની લશ્કરી છાવણી સિવાય બીજે ક્યાંયે ખાસ લશ્કરી સરંજામ કે સૈનિકોની છાવણી જોવાની તક નથી મળતી તેમને સરહદ પ્રાંત એક વિશાળ લશ્કરી મથક જેવો જણાયો. જ્યાં જઈએ ત્યાં, અને જે બાજુ વળીએ ત્યાં, લશ્કરી છાવણીઓ પડી જ હોય. લશ્કરી સડકો તથા લશ્કરી થાણાંઓ ચારે તરફ જોવામાં આવે છે. છાવણીઓની આ સાંકળ પંજાબમાંથી જ શરૂ થઈ જાય છે અને જેમ જેમ પશ્ચિમ તરફ જતા જઈએ તેમ તેમ લશ્કરી દશ્યો વધતાં જાય છે. સરહદ પ્રાંત તો જાણે આખું ને આખું લશ્કરી મથક જ છે.

ખૈબરઘાટ જોયા પછી એક વાત મનમાં આવ્યા વિના નથી રહેતી. આ એક એવી ખીણુ છે જેનું રક્ષણુ બહુ જ સહેલાઈથી કરી શકાય એમ હતું; ખાસ કરીને જે જમાનામાં હવાઈ વહાણુ ન હતાં ત્યારે. ભગવાને આ દેશની ઉત્તરે હિમાલય ખડો કરીને તથા પૂર્વ અને પશ્ચિમમાંથી સરહદ ઉપર પર્વતમાળાની દીવાલો ખડી કરીને એક એવી સીમા બાંધી દીધી છે કે બહારનો કોઈ પણુ માણસ એ સીમા ઓળંગીને ભારત ઉપર હુમલો ન કરી શકે. આમ એક બાજુએ જમીન પરના હુમલાઓથી કુદરતે દેશને સુરક્ષિત કરી દીધો છે અને બીજી બાજુએ સમુદ્રે એને માટે જબરદસ્ત ખાઈનું કામ આપ્યું છે. છતાંયે આપણે આ દેશના લોકો એટલા બધા અભાગિયા છીએ કે અંદર અંદરની ફૂટને લઈને આપણે આવી સરસ તૈયાર ખીણુનું રક્ષણુ પણુ ન કરી શક્યા. અંગ્રેજોના આવ્યા પહેલાં ભારત ઉપર આજ લગી જેટલી ચડાઈઓ થઈ એ બધી મોટે ભાગે આ ખીણુ-મારફતે જ થઈ છે. અંગ્રેજોને પણુ હમેશાં એવો ડર રહ્યો છે કે ક્યાંક એ રસ્તે રશિયા ભારત ઉપર ચડી ન આવે. એટલા માટે ત્યાં લશ્કરની મોટા પાયા પર તૈયારી રાખે છે. રશિયાનો ડર ઓછો થયા પછી હવે એમને જર્મનીનો ડર લાગ્યા કરે છે. મુસલમાની દેશોનો પણુ કદાચ એમને ડર રહે છે. હવે હવાઈ જહાજોનું જોર વધ્યું એટલે કદાચ એ ખીણુનું મહત્ત્વ એટલું નહીં રહે. પણુ એક વાતનો ખેદ મનમાં થયા વિના નથી રહેતો કે રક્ષણુ કરવા માટે જોઈતી સઘળી સામગ્રી ઈશ્વર ખડકી આપે છતાં માણસ જાતે નમાલો બની જાય અને એનો સદુપયોગ ન કરી શકે તો એનું રક્ષણુ થઈ શકતું નથી. જે પોતાને મદદ ન કરે એને ઈશ્વર પણુ મદદ નથી કરી શકતો, એ વાતનાં પ્રત્યક્ષ સાક્ષી ખૈબરની ખીણુ અને ભારતનો ઇતિહાસ છે. અને ઈશ્વરના આપેલાં સાધનોનો પણુ ઉપયોગ કરવાનુ જેનામાં સામર્થ્ય નથી એનું પતન થયા વિના રહેતું જ નથી. કન્યાકુમારી ગયો ત્યારે જેમ ભારતની મહત્તાની ઝાંખી થઈ હતી તેમ ખૈબરની ખીણુ જોઈને ભારતવાસીઓની અકર્મણ્યતાનું ચિત્ર નજર સામે ખડું થયું.

## ૧૨૫
# પ્રધાનમંડળની કેટલીક બંધારણીય મુશ્કેલીઓ

પ્રધાનમંડળનું કામ શરૂ થયું અને જામવા લાગ્યું. બિહારમાં તરત જ એક પ્રશ્ન એવો ઊભો થયો કે એનો ઉકેલ કરવો કંઈક મુશ્કેલ હતો અને આગળ જતાં એ અંગે મુશ્કેલીઓ ઊભી થઈ. જ્યારે મિ. યુનુસ પ્રધાન બનેલા ત્યારે એમણે સર સુલતાન અહમદને બિહારના ઍડવોકેટ જનરલ નીમી દીધા હતા. સર સુલતાન કેટલાંયે વર્ષો થયાં સરકારી ઍડવોકેટ હતા. નવા બંધારણ પ્રમાણે સરકારી ઍડવોકેટની જગ્યાએ ઍડવોકેટ જનરલની નિમણૂક કરવાની હતી. એ જ અરસામાં હિંદ સરકારમાં વાઈસરૉયની ઍક્ઝિક્યુટિવ કાઉન્સિલની અંદર તેઓ થોડા વખત માટે મેમ્બર નિમાયા હતા. સાંભળવા પ્રમાણે એમણે વાઈસરૉયની કાઉન્સિલમાં કૉંગ્રેસની સાથે સમાધાની પર આવવા ઉપર ભાર પણ મૂક્યો હતો. વાઈસરૉયનું નિવેદન બહાર પડ્યા પછી જ્યારે કૉંગ્રેસી પ્રધાનમંડળ રચાયાં ત્યારે પણ તેઓ વાઈસરૉયની કાઉન્સિલના મેમ્બર હતા. બિહારના પ્રધાનમંડળ સામે એ સવાલ ઊભો થયો કે એણે નવેસરથી ઍડવોકેટ જનરલની નિમણૂક કરવી કે મિ. યુનુસે કરેલી નિમણૂકને બહાલી આપવી.

ઍડવોકેટ જનરલ, કાયદાની બાબતમાં સરકારનો તથા પ્રધાનમંડળનો મુખ્ય સલાહકાર હોય છે. નવા બંધારણ પ્રમાણે ધારાસભામાં તથા રાજસભામાં એને, મેમ્બર ન હોવા છતાં, ભાષણ કરવાનો અધિકાર છે. આ અધિકાર આપવાનું કારણ એ કે કોઈ વાર જ્યારે ધારાસભામાં કાયદા સંબંધી વાદવિવાદ ઊભો થાય ત્યારે એવા એક માણસની જરૂર પડે જે અધિકારપૂર્વક સરકાર તેમ જ પ્રધાનમંડળ તરફથી બોલી શકે. ઇંગ્લંડમાં કાયદાનો સૌથી મોટો અમલદાર લૉર્ડ ચાન્સેલર હોય છે. એ બધા જજોનોયે ઉપરી ગણાય છે. એ ઉમરાવોની સભામાં પ્રમુખનું કામ કરે છે અને જ્યારે એ સભા સમક્ષ કાયદાને લગતી કોઈ અપીલ રજૂ થાય ત્યારે પણ એ પ્રમુખપદ સંભાળે છે. આથી હમેશાં એ કોઈક પ્રખ્યાત કાયદાશાસ્ત્રી જ હોય છે. આ તો થઈ જજ લોકોના ઉપરીની વાત. એ ઉપરાંત એક સૌથી મોટો કાયદાનો સલાહકાર ઍટર્ની જનરલ પણ પ્રધાનમંડળનો સભ્ય હોય છે. એ આમસભાનો મેમ્બર હોય છે. એ બંને

જગ્યાની નિમણૂક પ્રધાનમંડળની સાથે સાથે જ કરવામાં આવે છે. એટલે કે જે વડોપ્રધાન બને એ પોતાના બીજા જોડીદાર પ્રધાનોનાં નામ આપે તેની સાથે એની નિમણૂકને માટે પણ નામ આપે, અને સમ્રાટ એમને જ નીમે છે.

અમને બધાને લાગ્યું કે ઇંગ્લંડમાં એટર્ની જનરલનું જે સ્થાન છે એ જ સ્થાન અહીં ઍડવોકેટ જનરલનું હોવું જોઈએ, અને એની નિમણૂક તથા એનું રાજીનામું પણ પ્રધાનમંડળની સાથે જ થવું જોઈએ. જો ગવર્નર જોડે મતભેદ ઊભો થવાને કારણે અથવા ધારાસભામાં અવિશ્વાસનો ઠરાવ થવાને કારણે પ્રધાનમંડળને રાજીનામું આપવું પડે તો ઍડવોકેટ જનરલે પણ પોતાનો હોદ્દો છોડી દેવો જોઈએ. અને જે નવું પ્રધાનમંડળ બને તેને ઇંગ્લંડમાં છે એ જ પ્રમાણે એ જગ્યાએ નવો માણસ નીમવાનો અધિકાર હોવો જોઈએ. એમ કરવાનાં પૂરતાં કારણો પણ છે. પોતાનો જેના ઉપર ભરોસો હોય એવા જ કાયદાશાસ્ત્રીને પોતાનો સલાહકાર નીમવાનો પ્રધાનમંડળનો અધિકાર હોવો જોઈએ એટલું જ નહીં, એ પ્રધાનમંડળના વિચારો અને કાર્યક્રમથી પણ પૂરેપૂરો માહિતગાર અને એને સંમત થનારો હોવો જોઈએ જેથી કરીને કાયદાની દૃષ્ટિએ પ્રધાનમંડળનો કાર્યક્રમ પાર પાડવામાં પૂરેપૂરી મદદ મળી શકે. બિહારના પ્રધાનમંડળ સમક્ષ સૌથી મોટો પ્રશ્ન ગણોતના કાયદામાં સુધારો કરવા બાબતનો હતો. આ બાબતમાં ઘણો મતભેદ થાય એમ હતું. એટલે જે પ્રધાનમંડળના વિચારો સાથે સંમત હોય એવા કોઈક પાકા કોંગ્રેસીને ઍડવોકેટ જનરલ બનાવવો જોઈએ એમ પ્રધાનમંડળનું માનવું હતું. સર સુલતાન અહમદ પ્રધાનમંડળની હાએ હા કરે એવા માણસ ન હતા. જો કયાંક કોઈ બાબતમાં એમને પ્રધાનમંડળ સાથે મતભેદ થાય તો પછી એમના વિચારોનો તથા એમની કાબેલિયતનો લાભ પ્રધાનમંડળને ન મળી શકે. આ જ કારણથી ઇંગ્લંડમાંયે એટર્ની જનરલ પ્રધાનમંડળની પાર્ટીનો જ માણસ હોય છે. આ બધો વિચાર કરીને પ્રધાનમંડળે મારી સલાહ પ્રમાણે પોતાનો ઍડવોકેટ જનરલ પોતે નીમવાનો નિર્ણય કર્યો. પ્રધાનમંડળ એવો રિવાજ પાડવા પણ માગતું હતું કે પોતાના કાયદાના સલાહકાર પસંદ કરવાનો અને નીમવાનો તેને અધિકાર હોવો જોઈએ. જો એ રિવાજ પડી જાય તો એ કેવળ કોંગ્રેસ પૂરતો જ ન હોય, કોઈ પણ પક્ષ પોતાનું પ્રધાનમંડળ રચે તે પોતાનો સલાહકાર નીમી શકે; બધા જ તેનો લાભ લઈ શકે.

મુંબઈ પ્રાંતમાં પણ આ જ સવાલ ઊભો થયો. ત્યાંનો ઍડવોકેટ જનરલ એક અંગ્રેજ હતો. કોંગ્રેસ જેને નીમવા માગતી હતી એ ગૃહસ્થ

ક્યાંક પરદેશ ગયેલા હતા. અમારે ત્યાં આ વાત ગવર્નર આગળ મૂકવામાં આવી. ઍડવોકેટ જનરલ નીમવાનો અધિકાર પ્રધાનમંડળનો છે એ સ્વીકારવા તે તૈયાર નહોતો પણ તેણે સર સુલતાનને ઘણું કરીને બધું લખી જણાવ્યું. સર સુલતાને સિમલેથી રાજીનામું મોકલી આપ્યું. સંજોગવશાત્ કંઈક કારણસર મધ્યસ્થ સરકારમાં કામ કરવાની એમની મુદતમાં પણ વધારો થયો. એટલે ઉપર ઉપરથી જોતાં તો આ સવાલનો ઉકેલ આવી ગયો અને કોંગ્રેસી પ્રધાનમંડળે શ્રી બલદેવ સહાયને ઍડવોકેટ જનરલ નીમ્યા, પણ આગળ જતાં આ વાતને મુસલમાનોએ હિંદુમુસ્લિમ ઝઘડાનું સ્વરૂપ આપ્યું. કેટલાક કહેવા લાગ્યા કે કેવળ મુસલમાન હોવાને કારણે જ સર સુલતાનને દૂર કરવામાં આવ્યા છે. આ આખી ચર્ચા દરમ્યાન હું બધો વખત પ્રધાનમંડળની સાથે જ હતો એટલે હું કહી શકું છું કે આ નિમણૂક વખતે હિંદુમુસ્લિમનો સવાલ અમારા કોઈના ધ્યાનમાં આવ્યો જ ન હતો. સવાલ કેવળ એટલો જ હતો કે રાજકીય દૃષ્ટિએ તથા ખાસ કરીને જમીનમહેસૂલના કાયદાના સુધારાની દૃષ્ટિએ વધારે મદદરૂપ કોણ થઈ શકશે અને કાયદાના સલાહકારની નિમણૂક કરવામાં ઇંગ્લંડની પ્રથા અપનાવવી એ સારું કે નહીં. એ જ પ્રથા મુજબ સૌનો વિચાર બંધારણમાં એવો ફેરફાર કરાવી લેવાનો હતો કે જેથી કરીને ગવર્નર કેવળ બંધારણીય ગવર્નર બની જાય અને બધી સત્તા પ્રધાનમંડળના હાથમાં આવી જાય. બંધારણમાં તરત સુધારા કરાવી શકાય એમ નહોતું એટલે કોંગ્રેસે ગવર્નરો પાસેથી તેમના ખાસ અધિકારોનો ઉપયોગ ન કરવાની ખાતરી લઈને બંધારણની ખામી એક રીતે દૂર કરાવી હતી. આ એક બીજી બાબત હતી જેમા અહીંનું બંધારણ ઇંગ્લંડના બંધારણની સપાટીમાં આણી શકાય એમ હતું. અને એ જ હેતુથી પ્રધાનમંડળે આ બાબતનો આગ્રહ રાખેલો.

મુંબઈમાં અંગ્રેજ ઍડવોકેટ જનરલે રાજીનામું આપી દીધું પછી એ વિષે કશીયે ફરિયાદ કોઈએ કાને ન ધરી. પણ બિહારમાં એ બાબતના બંધારણીય મુદ્દાને દાબી દેવામાં આવ્યો અને એને કોમીવાદનું મહત્ત્વ મળી ગયું! દુઃખની વાત છે, પણ આજેયે હું માનું છું કે પ્રધાનમંડળે એ પ્રસંગે કોમીવાદના વિચારોને પોતાની પાસે ફરકવા પણ નહોતા દીધા. જ્યારે જમીનમહેસૂલના સુધારાનો ખરડો રજૂ થયો ત્યારે એ વાત ચોખ્ખી તરી આવી. પણ જ્યારે કોમીવાદી પ્રશ્નો ઊભા કરવામાં આવે છે ત્યારે આપણી આંખો બીજી બધી વસ્તુઓ જોઈ શકતી નથી.

## ૧૨૯

# ખેડૂતો અને જમીનદારો વચ્ચે સમાધાની

પ્રધાનમંડળો રચ્યા પછી જરૂર પડયે એમને બને એટલી મદદ કરવાની જવાબદારી મારે માથે આવી; ખાસ કરીને બિહારમાં. શરૂઆતમાં મારી આગળ બે પ્રશ્નો ઊભા થયા. યુક્ત પ્રાંતના વડાપ્રધાન પંડિત ગોવિંદવલ્લભ પંતે વિચાર કર્યો કે કાનપુરના મિલમજૂરોની સ્થિતિની તપાસ કરવી. આને માટે તેઓ એક સમિતિ નીમવા માગતા હતા અને મને એ સમિતિનો પ્રમુખ બનાવવાની એમની ઇચ્છા હતી આ કામ તો બહુ અગત્યનું હતું. પણ એને સારુ મારામાં કશી વિશેષ લાયકાત ન હતી. કારણ કે મેં નહોતું કદી મજૂરોમાં કામ કર્યું કે નહોતો મજૂરોના ખાસ પ્રશ્નોનો અભ્યાસ કર્યો પંતજી માનતા હતા કે એક રીતે એ જ મારી વિશેષ લાયકાત ગણાય; કારણ કે બધી બાબતો જાણી લઈને પછી હું મને યોગ્ય લાગશે તે કહી શકીશ અને કોઈ પણ જાતના પૂર્વગ્રહોથી મુક્ત હોવાને કારણે પરિસ્થિતિના અભ્યાસ પરથી જ મારો મત બાંધી શકીશ. એ ઉપરાંત તેઓનું એમ પણ માનવું હતું કે મારી નિમણૂકથી બંને પક્ષને સંતોષ થશે. કારણ, મિલમાલિકો અને મજૂરો બંનેને મારા ઉપર વિશ્વાસ હશે. પહેલાં તો પંતજીની આ માગણી હું નકારતો રહ્યો પણ આખરે મારે એ સમિતિનું પ્રમુખપદ સ્વીકારવું પડયું. જ્યારે હું સરહદ પ્રાંતના પ્રધાનમંડળની રચનાને અંગે ત્યાં જતો હતો ત્યારે રસ્તામાં થોડી વાર લખનૌ ઊતર્યો હતો. મજૂર સમિતિના કામનું એક રીતે આ મંગલાચરણ થયું. કમિટીના કામના શ્રીગણેશ તે જ વખતે થયા; જોકે એ કામની શરૂઆત તો ત્યાંથી પાછા આવ્યા પછી જ થઈ.

બીજું કામ જે મારે તરત હાથમાં લેવું પડયું તે હતું અમારા પ્રાંતના ગણોતના કાયદામાં સુધારો કરવાનું. એને અંગે જમીનદારો તથા ખેડૂતો સાથે વાત કરીને બની-શકે તો તેમને એકમત કરવાના હતા. આ કામની શરૂઆત પણ પ્રધાનમંડળ રચાયા પછી થોડા જ દિવસની અંદર થઈ. ઈ. સ ૧૯૩૦થી ૩૪નાં વર્ષોમાં અમે બધા જ્યારે સત્યાગ્રહની લડતમાં ગૂંથાયા હતા ત્યારે બિહારના ગવર્નરના પ્રોત્સાહનથી યુનાઈટેડ પાર્ટી નામની એક પાર્ટી અમારે ત્યાં ઊભી થઈ હતી. એ વખતે ઇંગ્લંડમાં નવા બંધારણ સંબંધી વાત ચાલી રહી હતી. નવા બંધારણમાં જનતાના પ્રતિનિધિઓને

કંઈક ને કંઈક સત્તા મળશે એમ મનાતું હતું. એટલે જો એવી કોઈ પાર્ટી ઊભી થાય જે કૉંગ્રેસ જેવી સાવ સ્વતંત્ર ન હોય અને તેમ છતાં લોકો જેને ચૂંટણી વખતે મત આપે, તો એ સરકારને પણ ફાવે. એ જ ખ્યાલથી એ વખતના ગવર્નરે આ યુનાઇટેડ પાર્ટીને જન્મ આપવામાં સાથ આપ્યો હતો. અને એ જ હેતુથી એ વખતની ધારાસભામાં મહેસૂલ-ધારો સુધારનારો એક ખરડો જમીનદારો તરફથી રજૂ કરવામાં આવ્યો હતો. ખેડૂતોના હિતની દૃષ્ટિએ એ સુધારો ઠીક હતો. અને એવી આશા રાખવામાં આવેલી કે આ રીતે ખેડૂતોને, જેમની સંખ્યા મતદારોમાં ઘણું કરીને ઘણી મોટી હતી તેમને, યુનાઈટેડ પાર્ટીના પક્ષમાં લાવી શકાશે અને ચૂંટણીમાં એ પાર્ટી સફળ થઈ શકશે. સાથે સાથે કેટલાક દીર્ઘદૃષ્ટિવાળા જમીનદારો એમ પણ જરૂર માનતા કે હવે જ્યારે ખેડૂતોના હાથમાં અધિકારો જવાના છે ત્યારે એમને રાજી રાખવામાં જ આપણું શ્રેય છે. બીજા કેટલાક જમીનદારો એવાયે હશે જેમને ખેડૂતોની માગણીઓ ન્યાયી લાગતી હશે અને તેથી કાયદામાં સુધારો કરવાની એમને જરૂર જણાતી હશે. એ સિવાય કેટલાક જણ એવાયે એ પાર્ટીમાં દાખલ થઈ ગયા હતા જે પહેલેથી જ ખેડૂતોમાં કંઈક કામ કરતા હતા, અને એમને દોરવણી આપનારા તથા એમના નેતા ગણાતા હતા.

સ્વામી સહજાનંદે કિસાનસભાને જગાડી અને એ ખરડાનો વિરોધ કર્યો. એ વિરોધને સારુ ખેડૂતો સંગઠિત થયા. એ દિવસોમાં કોંગ્રેસ ગેર-કાયદે સંસ્થા હતી એટલે એને નામે કશી પ્રવૃત્તિ કરી શકાય એમ ન હતું. વળી આ કામ કરી શકે એવા ઘણાખરા કોંગ્રેસી કાર્યકરો તે વખતે જેલોમાં હતા. કિસાનસભાના વિરોધને પરિણામે સુધારાઓમાં વળી સુધારો થયો. છેવટે જ્યારે ૧૯૩૪ની સાલમાં અમે બધા જેલમાંથી બહાર આવ્યા ત્યારે અમારી જોડે પણ સુધારો સૌની સંમતિથી થાય એને માટે વાટાઘાટો થઈ. એ વખતે ધારાસભામાં અમારા માણસો ન હતા. અને આ અંગેનું કામકાજ એટલે લગી પહોંચી ગયું હતું કે અમે કોંગ્રેસ તરફથી વિશેષ કંઈ કરી શકીએ એમ ન હતું. જે કંઈ સુધારો થયો એથી ખેડૂતોને જે થોડો-ઘણો લાભ મળી શકે એમ હતો એ મળ્યો, પણ એથી વાત પતી નહીં. ચૂંટણીઓ વખતે પેલી યુનાઈટેડ પાર્ટીનું સંગઠન ઢીલું પડી ગયું હતું. અને ચૂંટણીને પરિણામે એમ પણ જણાયું કે જમીનદારો ને ખેડૂતોનો મેળ કરાવવાનો પ્રયત્ન પણ સફળ નથી થયો. કોંગ્રેસના જાહેરનામામાં ખેડૂતોની સ્થિતિ સુધારવાની વાત પર ભાર મૂકવામાં આવ્યો હતો. જમીન-દારો પણ જાણતા હતા કે આ બાબતમાં પ્રધાનમંડળ તરત કંઈક પગલું

લીધા વિના નહીં રહે. એટલે તેઓ ઇચ્છતા હતા કે આ વાતનો નિવેડો અરસપરસ વાતચીત કરીને લાવી શકાય તો સારું; કારણ કે એમ બને તો તેઓ એવી બદનામીથી બચી જાય કે જમીનદારો પોતાના અધિકારોને વળગી રહ્યા અને કૉંગ્રેસે જબરજસ્તીથી કાયદો બનાવીને ખેડૂતોનું ભલું કર્યું. એટલે પ્રધાનમંડળ બન્યું કે તરત જમીનદારોના આગેવાન પ્રધાનમંડળને મળ્યા, અને માગણી કરી કે મહેસૂલધારો સુધારવાને તથા ખેડૂતની દશા સુધારવાને માટે સરકાર જે કંઈ કરવા માગતી હોય એને સારુ જમીનદારો જોડે મસલત કરે. તેઓ બને તેટલી મદદ કરવા તૈયાર પણ હતા. પ્રધાનમંડળનો અભિપ્રાય એવો હતો — અને હું એ અભિપ્રાય સાથે સંમત હતો — કે જો મહેસૂલધારાના સુધારા અંગે વાટાઘાટથી કંઈ નિવેડો લાવી શકાતો હોય તો સારું છે. કેમ કે એ રીતે જે કંઈ કાયદો રજૂ થશે એ ધારાસભા અને રાજસભામાં ઝડપથી પસાર થઈ જશે અને સરકાર ખેડૂતોને એનો લાભ જલદી અપાવી શકશે, તથા અરસપરસની કડવાશ ઓછી થશે. જમીનદારો વિરોધ કરીને કાયદો બનતો અટકાવી શકે એમ તો નહોતું કારણ કે કૉંગ્રેસની બહુમતી હતી, પણ ડગલે ને પગલે બંધારણીય ચર્ચાઓ અને દલીલો લંબાવ્યે જઈ કેટલોક વખત કાઢી શકે એમ હતું.

કૉંગ્રેસે બંધારણ નામંજૂર કરવાનું એટલે કે તોડવાનું નક્કી કર્યું હતું.. એટલે થોડા અનુભવ પછી તરતમાં જ પ્રધાનપદાં છોડી દેવાનો નિર્ણય કરવો પડે એ બનવા જોગ હતું. એ સ્થિતિમાં અમને એમ લાગતું હતું કે જે કંઈ કરવું હોય તે ઉતાવળે કરી લેવું સારું જેથી લોકોની સેવા થાય અને તેમને લાભ મળે. વળી જમીનદારો ધનવાન છે ને તેઓ પોતાની વ્યવસ્થા કરી લેવા શક્તિમાન છે, જ્યારે ખેડૂતો ગરીબ છે અને પૂરતા સંગઠિત નથી. કાયદો બન્યા પછી પણ એને નકામો બનાવવાની હજાર યુક્તિઓ વકીલો કરી શકે. મસલત કરી સમાધાન કરવાને બદલે ઝઘડો કરીને જો એ સુધારા પસાર કરવામાં આવે તો સરકારના પ્રયત્નો છતાંયે એનો લાભ લેતાં ખેડૂતોને અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે. આ બધી બાજુનો વિચાર કરીને, મારી સલાહ મુજબ પ્રધાનમંડળે સમાધાની મારફતે નિવેડો આણી શકાય તો આણવાનું વધુ પસંદ કર્યું. અને જો કોઈ રીતે વાટાઘાટ મારફતે સંતોષકારક પરિણામ ન આવે તો પછી જે પગલું લેવું ઘટે તે લેવાય. અમે માન્યું કે સમાધાનનો પ્રયત્ન કરવાથી, ખાસ કરીને જમીનદારો પણ સમાધાન ઇચ્છતા હતા તે સંજોગોમાં, લાભ જ થશે. એટલે એમ ઠરાવવામાં આવ્યું કે મારે સમય મેળવીને

જમીનદારો જોડે વાતચીત શરૂ કરવી. પાર્લમેન્ટરી સમિતિના એક સભ્ય મૌલાના આઝાદ પણ હતા. જમીનદારો એમને પણ મળ્યા. મૌલાનાને પણ અમારી વાત ગમી. એટલે પછી મૌલાના આઝાદ અને હું બંને મળીને પટનામાં જમીનદારોના પ્રતિનિધિઓ જોડે વાતચીત કરવા લાગ્યા.

એ અંગે એક પ્રશ્ન એ પણ હતો કે કિસાનસભા અને તેના મુખ્ય કાર્યકર્તાઓ જોડે અમારો સંબંધ શો હોવો જોઈએ. અમે માનતા હતા કે ખેડૂતોને કૉંગ્રેસમાં પૂરેપૂરો વિશ્વાસ છે અને અમે પણ એમના હિતનો વિચાર કરીને એમના હિતને માટે જે કંઈ શક્ય હશે તે કરીશું. ખરી રીતે જમીનદારો અને ખેડૂતો અરસપરસ મળીને એકબીજા જોડે સમાધાની કરી લે તો સૌથી સારું. પણ એ બંને પક્ષો હળીમળીને કોઈ વાત પર આપમેળે સંમત થઈ શકશે એમ જણાતું ન હતું. એટલે અમારે મધ્યસ્થ થયે જ છૂટકો હતો. અને અમે માનતા હતા કે એ કામ માટે કૉંગ્રેસ જ યોગ્ય સંસ્થા છે. અમે જાણતા હતા કે જ્યારે સમાધાનીની વાટે કોઈ વાતનો ઉકેલ કરવા બેસીએ છીએ ત્યારે એકેય પક્ષની સો ટકા વાતનો સ્વીકાર થઈ શકતો નથી. બંને પક્ષે કંઈક ને કંઈક ઊતરવું કે નમવું પડે છે. એટલે સમાધાનીની જવાબદારીનો ભાર બંને પક્ષ પર ન મૂકતાં કૉંગ્રેસ પોતાની ઉપર લે એમાં ખોટું નહીં એમ અમને લાગ્યું. એમ કરવામાં એક વાતનો લાભ ખેડૂતને ચોક્કસપણે મળતો હતો તે એ કે આ સમાધાનીથી મળનારો લાભ ખેડૂતો વગર સંકોચે લઈ શકે અને એમને જરૂરી લાગે તે માગણી કરતા રહેવાની પૂરી છૂટ રહે, કેમ કે ખેડૂતોને આ સમાધાની અંગે કોઈ રીતે કશા બંધનમાં બંધાવાપણું નહોતું. અમે જમીનદારોને પણ આ વાત કરી અને તેઓ પણ સમજી ગયા કે, અમે કિસાનસભાની તરફથી વાત નથી કરતા, જોકે એમના નેતાઓની સલાહસૂચનાનો લાભ અમે હરવખત લેતા રહેવાના ખરા.

આ સમાધાન મહેસૂલધારા પૂરતું મર્યાદિત રાખવું, કે બીજા મુદ્દાઓમાં પણ ઊતરવું એ પણ અમારે નક્કી કરી લેવાનું હતું. સરકારને પોતાની આવકમાં વધારો કરવાની જરૂર હતી અને એને સારુ એ નવો કર નાખવા માગતી હતી. એ કરનો મોટો ભાર જમીનદારોની ઉપર પડે એમ હતો. એટલે અમે વિચાર્યું કે કરવધારાનો મુદ્દો પણ સમાધાની મારફત જ ઠરાવી લઈ શકાય તો સારું. અમારી વાતચીત ઘણા દિવસ સુધી ચાલી. એ અંગેની બધી બેઠકો સદાકત આશ્રમમાં થતી, કેમ કે મારી નબળી તબિયતને લીધે બધા મને આવજાના આંટાફેરામાંથી બચાવી લેવા માગતા હતા. બધા મુદ્દાઓ બાબત અમે જમીનદારોનું કહેવું સાંભળી

લેતા, પછી પ્રધાનમંડળ સાથે વાતચીત કરીને એમનો મન પૂરેપૂરો સમજી લેતા, ખેડૂતોના આગેવાનો સાથે ચર્ચા કરીને એમનો મન પણ જાણી લેતા. આમ બધી દૃષ્ટિએ પૂરેપૂરો વિચાર કરી લીધા બાદ અમે કોઈ એક નિર્ણય ઉપર આવતા અને એ નિર્ણય અમે તથા જમીનદારો, બંને સ્વીકારી લેતા.

ત્રણચાર પ્રશ્નો મુદ્દાના હતા. ગણોતઘટાડો કેટલો કરવો અને કઈ રીતે કરવો? એમાં ખાસ ધ્યાન એ બાબતનું રાખવાનું હતું કે જે લાભ મળે એ સૌને સરખે ભાગે મળે અને કોઈને અન્યાય વેઠવો ન પડે. બધા ગણોતમાં રૂપિયા દીઠ અમુક આના ગણોત ઓછું કરી નાખવાનું ઠરાવ્યું હોત તો સહેલાઈથી એ કામ પતી શકે એમ હતું. પણ આખા પ્રાંતની સ્થિતિ એકસરખી ન હતી. અમારા બિહાર પ્રાંતમાં જમીનદારો વીઘા દીઠ ચાર આનાથી માંડીને વીસપચીસ રૂપિયા સુધીનું ગણોત લેતા હતા. કેટલીક જગ્યાએ થોડાક વખત ઉપર મહેસૂલમાં વધારો કરવામાં આવેલો. એમાં એવું બન્યું હતું કે કેટલેક સ્થળે ઘણા વધારેપડતા પ્રમાણમાં વધારો થયેલો, કેટલેક સ્થળે જૂજ વધારો થયેલો અને કેટલેક સ્થળે મુદ્દલ વધારો કરવામાં આવ્યો ન હતો. તેમા કેટલીક જગ્યાએ ભાગબટાઈ વડે અપાતા ગણોતને રોકડી વિઘોટીમા ફેરવી નાખવામાં આવ્યું હતું અને કેટલીક જગ્યાએ એવું નહોતું કરવામા આવ્યુ. એટલે જો અડસટ્ટે રૂપિયામાં અમુક આના ગણોતનો ઘટાડો કરી નાખવામાં આવે તો કેટલાક ખેડૂતોને ખૂબ ફાયદો થઈ જાય અને કેટલાકને નામની જ રાહત મળે; એવી જ રીતે કેટલાક જમીનદાર પ્રત્યે અણઘટતો અન્યાય થઈ જાય અને કેટલાક આંચ વિના તાગડધિન્ના કરતા રહે. તેમાંયે ઘણા આકરા ગણોતના ભાર નીચે ખેડૂતો ખૂબ રિબાઈ રહ્યા હોય એમને બહુ થોડી રાહત મળે. અથવા એમ કહેવુંયે અતિશયોક્તિભર્યું ન ગણાય કે જે ખેડૂત વધારેપડતો કચરાઈ રહ્યો હોય એ ઘણે ભાગે એવી ને એવી રીતે કચરાતો જ રહે, ને એનો ભાર મુદ્દલ હળવો ન થાય અને જેના ઉપર થોડો અમથો ભાર હોય તેનો ભાર વળી વધારે હળવો થઈ જાય. એટલે કે જેને રાહતની સૌથી વધારે જરૂર હોય એને એ ન મળ્યા જેવુ થાય, અને જેને પહેલેથી જ હળવું ગણોત આપવું પડતું હોય એને એમાં વધારે ઘટાડો મળી જાય. એટલે અમે તેમ જ જમીનદારોએ આમ સરાસરી ધોરણે ગણોતમાં ઘટાડો કરવાની વાતને સ્વીકારી નહીં. અને એક એવી રીત ખોળી કાઢી કે જે વડે ગણોતનો ભાર જ્યાં બહુ વધારે હોય ત્યાં રાહત વધુ પ્રમાણમા મળે.

અને જ્યાં ભાર ઓછો હોય ત્યાં રાહત નામની અથવા નહીં મળે. પછી ભલેને ગણોતવધારાનો એ બોજો ભાગબટાઈને કારણે જણાતો હોય કે રોકડને કારણે. અમે ઉપલક રીતે અટકળ કરી તો જણાયું કે આ રીતે ગણોત ઘટાડવાથી એમાં રૂપિયે સરેરાશ ચાર આનાનો ઘટાડો થશે. કેટલીક સ્થળે દર રૂપિયે આઠથી દસ આનાનો ઘટાડો થશે તો કેટલીક જગ્યાએ નહીં થાય. જે જમીનદારે જેટલી વધારે શક્તિ વાપરીને ખેડૂતો પાસેથી લાગો મેળવ્યો હશે તથા ગણોત વધાર્યું હશે, એટલા પ્રમાણમાં એની આવકમાં વધઘટ થઈ જશે; જેણે ઓછો વધારો કર્યો હશે એની આવકમાં ઓછો ઘટાડો થશે. અમારી એ પદ્ધતિ જ્યારે અજમાવાઈ અને છેવટે જ્યારે સરકારી અમલદારોએ મહેસૂલઘટાડાની ગણતરી કરી ને એ ઘટાડયું ત્યારે આખા પ્રાંતમાં ગણોતમાં ચોથા ભાગનો ઘટાડો થઈ જશે એ અમારો અટકળિયો હિસાબ લગભગ સાચો નીકળ્યો.

બીજો સવાલ ખેડૂતો પોતાની જમીન બીજાને આપી શકે કે નહીં એ હતો. બંગાળ મહેસૂલધારો જે બિહારને લાગુ પડતો હતો, તે અનુસાર ખેડૂતોને સાધારણ રીતે એ હક ન હતો. એટલે કોઈ ખેડૂત પોતાની ખેડની જમીન વેચી શકતો ન હતો. છતાં વકીલોની અક્કલ અને જજોના ચુકાદાએ તે કાયદાનો ખૂબ છબરડો વાળ્યો હતો. જે માણસ કાયદાનો જાણકાર ન હોય એને મહેજે સમજાય એમ નહોતું કે ખેડાણ જમીન કયારે અને કેવી રીતે બીજાને આપી શકાય. વળી એ આપવા આડે જાત જાતના ગૂંચવાડા ઊભા થતા હતા. દાખલા તરીકે ખેડની આખી જમીન એકસામટી વેચી દઈ શકાય કે ન વેચી શકાય? વ્યાજ પેટે આપી શકાય ખરી? અથવા ગીરો મૂકી શકાય કે કેમ? અને જો આપી શકાય તો કેટલી? આખી કે એનો અમુક ભાગ જ? જો અમુક ભાગ જ અપાય તો કેટલો? આ જાતના મુકદ્દમાને અંગે હાઈકોર્ટે વખતોવખત ચુકાદા આપ્યા હતા. કેટલીક વાર એ ચુકાદાઓ બે જજોએ મળીને આપેલા હોય; અને વળી તેના ઉપર ત્રણ કે પાંચ જજોએ મળીને ફરી તપાસ કરી હોય. કયારેક મૂળ ચુકાદાને સાવ ફેરવી નાખવામાં આવ્યો હોય તો કયારેક એમાં નવી જાતની ગૂંચવણ ઊભી કરી મૂકી હોય. બંગાળથી છૂટા પડયા પછી બિહારની હાઈકોર્ટે પોતાનું જ મંતવ્ય જાળવ્યું. કલકત્તાના મંતવ્ય સાથે એનો મેળ હમેશાં બેસતો હતો એમ નહોતું. એટલે આ બાબતમાં મૂળ મહેસૂલધારાની અંદર સ્પષ્ટતા આવે અને બધા લોકો તથા ખાસ કરીને ખેડૂતો એ સહેલાઈથી સમજી શકે એમ કરવાની ખાસ જરૂર હતી. એને

સારુ બે રસ્તા હતા : કાં તો ખેડાણની જમીન બીજાને હસ્તક આપવાનો હક મુદ્દલ રાખવો નહીં અને કાયદાથી એની સદંતર બંધી કરી દેવી અથવા કશીયે અડચણ વિના એની લેવડદેવડ કરવાનો પૂરેપૂરો હક ખેડૂતોને આપી દેવો. કિસાનસભાવાળાઓ જમીન વેચી દેવા માટે લવલેશ પણ વિવાદમાં ન ઊતરવું પડે એવી રીતની પૂરેપૂરી છૂટ માગતા હતા, અને જમીનદારો એ વાતને કબૂલ નડોતા કરતા. એમનું કહેવું એ હતું કે જમીનના માલિક તો તેઓ (જમીનદારો) જ છે અને ખેડૂતોને તો એ કેવળ ખેડવા પૂરતી આપવામાં આવેલી છે એટલે ખેડૂતોને એ વેચવાનો હક નથી. જો જમીનદાર વેચવાની રજા આપે તો જ એ વેચી શકે. પણ આ બાબતમાં કિસાનસભાનો આગ્રહ બહુ દૃઢ હતો.

હું તે દિવસે માનતો હતો અને આજેયે માનું છું કે ખેડૂતોને જો જમીન વેચવાનો હક કશીય બાધા વિના આપી દેવામાં આવે તો એને પરિણામે નાના નાના ખેડૂતોના હાથમાંથી જમીન નીકળી જઈ બીજાઓને હાથ જતી રહેવાની છે. એટલે ખેડૂતોની રક્ષાને ખાતર પણ એમને જમીન વેચવાનો પૂરેપૂરો હક ન આપવો જોઈએ. મને લાગે છે કે જો આજેયે એ વાતની તપાસ કરવામાં આવે તો જણાઈ આવશે કે જમીન વેચવાની પૂરી છૂટ અપાય તો થોડા જ દિવસમાં ઘણીખરી જમીન ગરીબોના હાથમાંથી નીકળી જઈને પૈસાદાર લોકોના હાથમાં જતી રહેશે, અને ખેતી વિનાના મજૂરોની સંખ્યા બહુ વધી જશે. આ મારો અંગત વિચાર હતો. પણ એ વખતે જેટલા ખેડૂતો ચર્ચામાં ભાગ લઈ રહ્યા હતા એ બધા એથી વિરોધી વિચારના હતા. જમીનદારોએ પણ પોતે જે કાયદો સુધાર્યો હતો એમાંય એક રીતે જમીન વેચવાનો ખેડૂતનો હક પૂરેપૂરો કબૂલ કર્યો હતો — કેવળ એક જ શરત મૂકી હતી કે જમીનદારોને પોતાને પણ, જ્યારે જમીનવેચાણ થાય ત્યારે કંઈક મળે. અમે પણ એમની સાથે ઠરાવ્યું કે ખેડૂતને સીધેસીધી જમીન વેચવાનો હક ગેરકાયદેસર ગણવો પણ જમીનદારને વેચાણ વખતે જે નજરાણું આપવામાં આવે છે એ હજુ ઓછું કરવામાં આવે.

ત્રીજો મુદ્દો હતો જમીન ખાલસા કરવા બાબતનો. જો ગણોત ભરણું બાકી રહી જાય તો ગણોત ન આપ્યાને વાંકે ખેડૂતોનાં ખેતર ખાલસા કરવાનો હક બિહારમાં જમીનદારો ધરાવતા ન હતા. બિહારનો જમીનદાર બાકી રહેલા ગણોત પેટે ખેડૂત પર કોર્ટમાં કેસ માંડી શકતો હતો અને પોતાનું લેણું લેવા માટે હુકમનામું મેળવી શકતો હતો તથા એ હુકમનામું પોલીસ પાસે બજાવરાવીને ખેડૂતોના આખા ને આખા ઊભા મોલ હરાજ

કરાવી શકતો હતો. આની સામે ખેડૂતોની ફરિયાદ એ હતી કે જરાક સરખું ભરણું બાકી રહી જાય તોપણ આખો મોલ હરાજીમાં ઝૂંટવાઈ જતો હતો અને એમને બહુ ભારે નુકસાન પહોંચતું હતું. જમીનદારોનું કહેવું હતું કે એમના પડોશમાં આવેલા યુક્ત પ્રાંતમાં ગણોત બાકી રહી જાય તો ખેડૂતની જમીન ખાલસા કરી દેવામાં આવે છે. એના પ્રમાણમાં બિહારની કડકાઈ તો ઘણી ઓછી ગણાય. જો ખેડૂતો ઉપર એટલોયે કડપ ન રહે તો ગણોત આપવા આડે તેઓ જાતજાતના અખાડા કર્યા કરવાના અને ગણોત વસૂલ કરવામાં જમીનદારોની મુશ્કેલીઓ વધી જવાની. આ બધી વાતનો આખરી ફેંસલો એ આવ્યો કે જેટલાનું ગણોત બાકી રહી જતું હોય એટલી જ કિંમતની જમીન હરાજ કરી શકાય; પણ જો ખેડૂત ઉપરાઉપરી ગણોત બાકી જ રાખ્યા કરે અને અદાલત એને બાકી રાખનારો ઠરાવે તો તેની આખી ને આખી ખેડની હરાજી કરી શકાય.

ચોથી વાત ભાગબટાઈ બાબતની હતી. બિહાર પ્રાંતના પટના અને ગયા જિલ્લામાં તથા મુંગેર જિલ્લાના કેટલાક ભાગોમાં મોલ તૈયાર થયે એનો અમુક ભાગ ગણોત પેટે વસૂલ કરવાનો રિવાજ મોટે ભાગે ચાલતો હતો. એમાં ઘણું કરીને આખી ઊપજનો અર્ધો ભાગ જમીનદાર લેતો અને બાકીનો અર્ધો ખેડૂતને મળતો હતો. આ વહેંચણીની પણ બે રીતો હતી. ખેતરમાં જે કંઈ અનાજ પાકે એ ભેગું કરીને એનું ખળું જમીનદારની રૂબરૂમાં જ કરવામાં આવતું અને જે દાણો નીકળે તે તોળીને એના બે સરખા ભાગ કરવામાં આવતા. એમાંથી એક ખેડૂતને ભાગે આવતો અને બીજો જમીનદાર લઈ જતો. આ પદ્ધતિ બાવલી-બટાઈ (ભાગબટાઈ) કહેવાતી. બીજી રીત એ હતી કે મોલ જ્યારે પાકવાની અણી ઉપર આવી જાય ત્યારે જમીનદારનો એક ગુમાસ્તો અથવા તે પોતે ખેતરના એક નાનકડા ભાગમાંથી અનાજ વઢાવી લઈ એનાં કણ કઢાવતો અને જે ઉતાર આવે એને આધારે આખી ઊપજનો અંદાજ કાઢવામાં આવતો તથા એનો જે અર્ધો ભાગ થાય એટલું અનાજ વખત થયે જમીનદાર વસૂલ કરી લેતો. આ પદ્ધતિ દાણાબંધી કહેવાતી. ભાગબટાઈ વિરુદ્ધ ખેડૂતોની ફરિયાદ એ હતી કે જ્યાં સુધી જમીનદારનો માણસ હાજર ન થાય ત્યાં સુધી તેઓ લણણી કરી શકતા ન હતા. જ્યારે જમીનદાર મમતે ચડી ખેડૂતને કનડવા માગતા હોય ત્યારે તેઓ વેળાસર દાણો તોળવાને ખળામાં આવતા નથી; અથવા બીજા કોઈ કારણે આવવામાં વિલંબ કરે છે. ત્યારે એવી સ્થિતિ ઊભી થાય છે કે ખળામાં ઢગલેઢગલા દાણો તૈયાર પડયો હોવા છતાં ખેડૂત અનાજ વિના ટળવળતા રહે છે. અને જો કોઈવાર જમીનદારની

ગેરહાજરીમાં ખળું કરીને ખેડૂત દાણાને ઘર ભેગા કરી દે તો જમીનદાર પોતાને મન ફાવતું આવે એટલું અનાજ ખેડૂતને દબાવીને પડાવી લે. અને એ ઉપરાંત-ગાથાબારે જમીનદાર હોય એ તો ખેડૂત પર જાત જાતના સાચા ખોટા કેસ પણ કરે છે. બીજી બાજુ દાણાબંધીની પદ્ધતિની વિરુદ્ધ પણ ખેડૂતોની ફરિયાદ હતી કે અમારા ખેતરોની ઊપજની પોતાની મનધારી અટકળ બાંધીને તેઓ દાણાબંધી કરી નાખે છે; અને કહેવા પૂરતું તો જમીનદારોને ઊપજનો અર્ધો ભાગ આપવાની વાત હોય છે, પણ ખરી રીતે એ ખેડૂત પાસેથી અર્ધો ભાગ કરતા ઘણું વધારે તાણી લઈ જાય છે. આને અંગે પહેલાંના મહેસૂલધારામાં એક એવી કલમ હતી જેને આધારે જમીનદારને તેમ જ ખેડૂતને, બેયને હક આપવામાં આવ્યો હતો કે જો તેઓ ભાગબટાઈ રાખવા ન ઇચ્છે તો કોર્ટ મારફતે ભાગબટાઈને રોકડ રકમમાં ફેરવાવી દઈ શકે. એને માટુ કોર્ટ પાછલાં અનેક વર્ષોની વસૂલાતની સરેરાશને મુખ્યપણે તપાસે અને બીજા પણ જે જરૂરી જણાય એ મુદ્દાઓ પર ઘટતો વિચાર કરીકારવીને જેટલું યોગ્ય લાગે એટલું ગણોત ઠરાવી આપી શકે.

૧૯૧૪–૧૮ના યુરોપીય જગ પછી ભારે મોંઘવારીના દિવસો આવેલા. એ વખતે ઊપજનો અર્ધો ભાગ આપવો ખેડૂતોને આકરો લાગવા માંડયો. એટલે ઘણાઓએ કોર્ટ મારફતે પોતાનું ગણોત રોકડમાં અંકાવી લીધુ. પણ એ વખતે મોઘવારીને કારણે અનાજના ભાવ ઊંચા હતા એટલે ગણોતની વસૂલાતની સરેરાશ પણ વધારેપડતી આવેલી. ૧૯૨૯–૩૦ પછી જ્યારે ખૂબ જ સોંઘવારી આવી ત્યારે પેલી રોકડી રકમ પોતાની ઊપજમાંથી ખેડૂતો કેમે કરી ચૂકવી શકતા નહોતા — ગણોત ઘટાડવાના કારણોમાં આ એક મુખ્ય કારણ હતું. ઉપર કહેવાઈ ગયુ છે કે જ્યાં ગણોત ખૂબ વધારી દેવાયુ હતું ત્યા તે વધારે ઘટાડવામાં આવ્યું. અને આ નવા સુધારા મારફતે એવું ઠરાવવામાં આવ્યું કે ખેડૂત દરખાસ્ત આપે તો એને ભાગબટાઈને બદલે રોકડું ગણોત જરૂર કરી આપવું પણ ધણીનો એટલે કે જમીનદારનો ભાગ આઠ આનીથી ઘટાડીને ઓછો કરી નાખવો. અને ઓછો કરી દેવાયો પણ ખરો.

મહેસૂલધારા અગે મુખ્ય સુધારા ઉપર મુજબના જ હતા. એ ઉપરાંત સરકાર ખેતીની ઊપજ પર આવકવેરો નાખવા માગતી હતી. એ સંબંધે જમીનદારોની સાથે એવું સમાધાન થઈ ગયું કે એ કર કોના ઉપર નાખવામા આવે, એનો દર કેટલો રાખવો અને કોને કોને એમાંથી બાતલ રાખવા. મેં આ બધી ખાસ ખાસ વાતો જણાવી. પણ એ બધામાં બીજા

એટલા બધા ગ્રીણવટભર્યા મુદ્દાઓ હતા કે એનો ઉકેલ આણવામાં બહુ વખત વીતી ગયો. મારી અને મૌલાના આઝાદની સાથે વાતો થઈ ગયા પછીયે કાયદો ઘડવામાં અને એના શબ્દોને પાકા કરવામાં પણ ઘણો વખત ખરચાયો, અને પાર વિનાની ચર્ચાઓમાં ઊતરવું પડયું. વડા પ્રધાને કાયદો કરતી વેળા એ લોકો સાથે વાતચીત કરીને એ બધા મુદ્દાઓનો નિકાલ આણ્યો. આ રીતની સમાધાનીનું પરિણામ એ આવ્યું કે આખો કાયદો ગણ્યાગાંઠ્યા મહિનાઓની અંદર જ બંને પક્ષોની સંમતિથી પસાર થઈ ગયો. અને સરકારે ૧૯૩૮ની સાલમાં જ પોતાના સાવ નવા અમલદારોને કેવળ આ જ કામને સારુ નીમી દીધા અને એમને સેંકડોની સંખ્યામાં આ નવા કાયદા પ્રમાણે ખેડૂતનું ગણોત ઘટાડી દેવાને અને પટવારીની પોથીમાં એમનાં ખાતાં સુધારી દેવાને (रेकर्ड्स ऑफ राइट करी દેવાને) મૂકી દીધા.

૧૯૩૯ના નવેમ્બરમાં જ્યારે કોંગ્રેસી મંડળોએ રાજીનામાં આપ્યાં ત્યારે બિહારમાં ગણોત ઘટાડવાનું તથા ખાતાંઓ સુધારી લેવાનું કામ લગભગ પૂરું થઈ ચૂક્યું હતું. અને જમીનદારો ઉપર પણ નવો કર લાગી ચૂક્યો હતો. બીજા કોઈ પણ પ્રાંતમાં એ પ્રમાણે બન્યું નહોતું. યુક્ત પ્રાંતમાં સમાધાન નહોતું થયું એટલે ત્યાં કાયદો કરતી વેળા ડગલે ને પગલે જમીન-દારોના વિરોધનો સામનો કરવો પડયો. જોકે રાજીનામું અપાયું તેની થોડો વખત પહેલાં ત્યાંનો કાયદો પસાર થઈ ગયો હતો, પણ એને ગવર્નરની મંજૂરી રાજીનામા પછી જ મળી હતી. એ કાયદાનો ત્યાં ક્યારે અને કેટલો અમલ કરવામાં આવ્યો એની મને ખબર નથી. ઓરિસામાં એ કાયદો પસાર જ નહોતો થઈ શક્યો. મદ્રાસમાં એને માટે પ્રધાનમંડળે એક સમિતિ નીમી હતી. એ સમિતિએ ઘણી જ મહેનતે રિપોર્ટ તૈયાર કરેલો પણ એ અનુસાર કામ થાય તે પહેલાં જ મંત્રીમંડળે રાજીનામું આપી દીધું અને એ રિપોર્ટ એમ ને એમ પડી રહ્યો. બંગાળમાં જોકે કોંગ્રેસી પ્રધાનમંડળ નહોતું તોપણ ત્યાંયે એક સમિતિ બનાવવામાં આવેલી. એણે પોતાનો રિપોર્ટ આપ્યો પણ આજ લગી એ બાબત કશું કામ કરવામાં નથી આવ્યું. બિહારમાં આ સમાધાનીને પ્રતાપે વહેલામાં વહેલી તકે ખેડૂતોને રાહત આપી શકાઈ. વળી બધી વાત સમાધાની મારફતે ઠરાવવામાં આવી હતી એટલે એકબીજા પ્રત્યેની કડવાશ પણ ઝાઝી વધી નહીં. છતાં એટલું કબૂલ કરવું જોઈએ કે પ્રધાનમંડળ ઉપર બંને બાજુથી પ્રહારો થતા રહ્યા. જમીનદારો પણ ફરિયાદ કરતા હતા અને કિસાનસભાવાળાઓ પણ. જો કિસાનસભાવાળાઓએ વધારે ચતુરાઈથી કામ લીધું હોત અને

પ્રધાનમંડળે લીધેલાં પગલાંનો લાભ લઈને પોતાની મુસ્કેલીઓ દૂર કરવાની પણ મહેનત કરી હોત તો જેટલું થયું એથીયે વધારે કામ પ્રધાનમંડળ પાર પાડી શકયું હોત. પણ એ લોકોએ એમ ન કર્યું. એઓ તો જમીનદારો કરતાં પણ પ્રધાનમંડળ ઉપર જ વધારે પ્રહાર કરતા રહ્યા. અને પ્રધાનમંડળની મુસ્કેલીઓ વધારવામાં એમનો હાથ સારી પેઠે રહ્યો.

એક વાતનો પૂરતો ઉકેલ થઈ શકયો ન હતો. એ નિમિત્તે પ્રધાનમંડળને પુષ્કળ મુસ્કેલી ભોગવવી પડી અને કિસાનસભાને પણ પ્રધાનમંડળ પર ફરિયાદ કરવાનું તથા એની નિંદા કરવાનું એ સારુ બહાનું મળી ગયુ. જમીનદારો જે જમીન બાકી રહેતા ગણોત પેટે હરાજ કરાવીને ખરીદી લે એ જો બીજા કોઈ પણ ખેડ કરનારા ખેડૂતને મહેસૂન પર આપી દે (ગણોતની ત્યાંની પદ્ધતિ મુજબ અમુક મુદત માટે વિઘોટી ઠરાવીને ખેડવા આપવાનું લખાણુ કરી આપે) તો એ મહેસૂનનખાણુની સાથે એ ખેડૂતને ખેડના હકો પણ આપમેળે મળી જતા હતા. આવી રીતે ગણોતની વસુલાત પેટે હરાજીમા ખરીદી લીધેલી ખેડૂતોની ઘણી જમીનો જમીનદારોની પાસે ઢેરઢેર પડી હતી. કાયદાની ભાષામા આવી જમીનને बकाश्त मालिक (ખેડ ધણિયાતી) કહેવાય છે જમીનદારો ખેડૂતોને આવી રીતે ખેડહક નહોતા આપવા માગતા, કેમ કે જો ખેડૂતોને એક વાર ખેડહક મળી જાય તો એ જમીન પર ખેડૂતનો હક પૂરેપૂરો સ્થપાઈ જતો હતો, એટલે કે ખેડૂતના મરણ પછી પણ એના વારસોને એ જમીન મળતી હતી. જમીનના ધણીને એના ઉપર ગણોત ઉઘરાવવાનો જ હક રહેતો હતો. ખેડૂતની એ જમીનને એ ખાલસા નહોતો કરાવી શકતો અને જો ગણોતની ઉઘરાણી ડૂબે તોયે હવે તો એ આખી જમીન હરાજ પણ કરાવી શકતો નહોતો. એટલે બને ત્યા સુધી એ જમીનને જમીનદાર પોતે જ ખેડવા ઇચ્છતો હતો ભૂલેચૂકેય કોઈ ને કોઈ રીતે ખેડૂતને ખેડહક મળી જાય એ જાતનું મહેસૂનનખાણુ કરવા જમીનદાર નહોતો ઇચ્છતો. બીજી બાજુ ખેડૂત પારખી ગયો હતો કે જો આપણે આપણા ખેડહક ઉપર વધારેપડતો ભાર મૂકતા જઈએ છીએ તો જમીનદાર એ જમીન આપતો જ નથી અને એ પોતાના જ હાથમા દાબી રાખે છે એટલે ઘણાય ખેડૂતો પેલા હકની પરવા કરવાનું જતું કરીને વરસ માટે તો વરસ માટે પણ એ જમીન ખેડવાને માટે મેળવી લેતા હતા; અને વરસ પૂરુ થયે જમીનદાર એ જમીનને પાછી લઈ લેતો હતો; તથા ખેડહકની માગણી ન કરવાની શરતે ખેડૂતને એ ફરી વાર ખેડવા આપતો હતો. આ રીતે પુષ્કળ એવી જમીન હતી જે કાયદાની દૃષ્ટિએ

ખેડહકવાળી થઈ ગઈ હોવા છતાં એ વાત પુરવાર કરવાને માટે ખેડૂતોની પાસે કશુંયે પ્રમાણ ન હતું. મોટી મોટી જમીનદારીઓની અંદર હરાજીમાં ખરીદાયલી જમીનને ફરી વાર 'મહેસૂલ-લખન' ઉપર આપી દેવાતી હશે; કારણ કે એટલી બધી જમીનને ખેડવાનો ભાર તે પોતે માથે લે એ સંભવતું નહોતું. નાના નાના જમીનદારોને જાતે ખેડવાનું સહેલાઈથી પાલવે એમ હતું. કેટલાક મોટા જમીનદારો પણ મોટરથી ચાલતાં હળો વડે મોટા પાયા ઉપર ખેતી કરવાનુ વિચારી રહ્યા હતા. એટલે તેઓ ખેડૂતોના હાથમાં बक्कास्त जमीन જતી રહે એમ ઇચ્છતા નહોતા. બીજી વાતોનો ઉકેલ આવ્યો એ વખતે આ ઝઘડાનો કશો ઉકેલ આણી નહોતો શકાયો. એટલે આ ઝઘડામાં કેટલીક જગ્યાએ ખેડૂતો સત્યાગ્રહ કરીને આવી રીતની બકાસ્ત જમીન ઉપર કબજો મેળવવાને જઈ પહોંચ્યા હતા. સરકારને આ સત્યાગ્રહ અટકાવવો પડ્યો. જ્યાં લગી કોંગ્રેસી પ્રધાનમંડળ રહ્યું ત્યાં લગી આ ઝઘડો ચાલતો રહ્યો. અને એને લઈને સરકારને સારી પેઠે નાલેશી અને ગાળો સાંભળવી પડી. પણ એમ કહેવું ખોટું નથી કે કોંગ્રેસી પ્રધાનમંડળે રાજીનામું આપી દીધા પછી એ કજિયો આપમેળે ટાઢો પડી ગયો, કેમ કે એ પછી કદીયે સત્યાગ્રહ કરવાની વાત ક્યાયે કાને પડી નહીં. અમે કરેલી આ સમાધાનીનો દાખલો આપીને કિસાનસભાના કેટલાક લોકોએ પ્રધાનમંડળની સાથે સાથે મારી પણ નાલેશી ચોતરફ ફેલાવવામાં મણા ન રાખી. પણ હું માનુ છું કે આ સમાધાની મારફતે ખેડૂતોને જેટલી રાહત અમે અપાવી એટલી રાહત બીજા પ્રાંતોમા એમને નહોતી મળી.

એ સમાધાનીમાં કિસાનસભા સામેલ નહોતી એ વાત સાચી. એને પૂરેપૂરો હક હતો કે આ સમાધાની દ્વારા જે કંઈ લાભ મળતો હોય એ લઈ લે અને બાકીને માટે પોતાની માગણી ઊભી રાખે તથા પ્રધાનમંડળ અને જમીનદારો ઉપર એનો તકાદો કર્યા કરે. એમ કર્યું હોત તો એ નકામો ટંટો કરવામાં પોતાની શક્તિ વેડફી નાખવાને બદલે ખેડૂતોની હાલત સુધારવાને માટે રચનાત્મક ઉપાયો કરી શકે એમ હતું. પણ, દુર્ભાગ્યે પ્રધાનમંડળનો વિરોધ કરવામાં જ એની શક્તિનો ઘણો મોટો ભાગ ખરચાઈ ગયો. જ્યાં આગળ સત્યાગ્રહ કરવાનું ઠર્યું ત્યા આગળ પ્રધાનમંડળને સારી પેઠે હેરાન થવું પડ્યું અને બદનામી પણ વહોરવી પડી.

# કાનપુરની મજૂર સમિતિ અને મારી સખત માંદગી

ખેડૂતો અને જમીનદારો વચ્ચેનું આ સમાધાન પૂરું કરતાંકરાવતાં હું માંદો પડી ગયો. થોડોક આરામ લઈને વળી પાછા મારે મજૂર સમિતિને કામે જવાનું હતું એની વાત હું ઉપર કરી ગયો છું. કાર્યવાહક સમિતિની બેઠક માટે મારે વર્ધા જવાનું થયું હતું. ત્યાંથી જ મારે કાનપુર આવવાનું હતું. એમ લાગે છે કે એ મુસાફરી દરમ્યાન ખાવામાં કંઈક ભૂલ થઈ ગઈ. પાછળથી એમ જણાયું કે કશાકની અંદર ઝેરની અસર આવી ગયેલી. પડેલાં લથડી થઈને હું જ્યારે કાનપુર પહોંચ્યો ત્યારે મારી તબિયત લથડી પડી હતી. છતાંયે સમિતિનું કામ મેં ચલાવ્યે રાખ્યું. અને જેટલું કામ તપાસ કરવાકરાવવાનું હતું એ પતાવી દીધું. આ સમિતિમાં મારા જેવા તટસ્થ માણસો ઉપરાંત મિલમાલિક અને મજૂરપક્ષના પણ પ્રતિનિધિઓ સભ્ય તરીકે હતા. જોતજોતામાં અમને એવો અનુભવ થયો કે બંને પક્ષના પ્રતિનિધિઓને સાથે લઈને સમિતિનું કામ પતાવવું અઘરું પડવાનું છે. એ સભ્યો જો મિલમાલિકો અને મજૂરોની વાત સમજી લઈને પછી પોતાની સમજણ પ્રમાણે પોતાનો ધાર્યો મત આપી શકતા હોત અને મજૂરો કહે એ જ પ્રમાણે પોતાનો મત આપી શકે એટલી હદ સુધી એમના સીધા પ્રતિનિધિ તેઓ ન હોત તો આટલી મુશ્કેલી ઊભી ન થાત. એ પ્રતિનિધિઓ સાવ જ મજૂરોને વશ હતા એમ ન ગણાય. પરંતુ એ આખી તપાસ એક જ સ્થળની એટલે કે કાનપુરની જ હતી અને તેયે એક જ જાતનાં કારખાનાંઓને અંગેની હતી. એટલે પછી એ એક જ સ્થળના મિલમાલિક અને મજૂરના પ્રતિનિધિ તરીકે, એ જ લોકોના વિચારોનો પડઘો પાડવાની નૈતિક જવાબદારી એમને માથે આવી પડતી હતી. એ બધી વાતનો વિચાર કરીને પ્રાંતિક સરકારે અમારી સમિતિમાં, મદ્રાસ પ્રાંતમાં મજૂરસંગઠનના સારી પેઠે અનુભવી એવા શ્રી શિવરાવને એક સભ્ય તરીકે નીમી દીધા. અને પ્રોફેસર રુદ્ર પહેલેથી જ એના સભ્ય હતા એટલે એમ નક્કી કરવામાં આવ્યું કે મિલમાલિકો અને મજૂરોના પ્રતિનિધિઓ, કેવળ સમિતિ સમક્ષ રજૂ થનારા કાગળો અને જુબાનીઓ પરત્વે જે કંઈ પૂછપરછ કે ઊલટ-તપાસ કરવા માગે એ કરી શકે. તેઓએ એ પ્રમાણે ઊલટતપાસ વગેરે

કર્યાં. પણ આખરનો રિપોર્ટ તૈયાર કરવાનો ભાર અમારા ત્રણ જણની ઉપર જ મુકાયો. હુ માંદો હતો છતાં જુબાની લેવાકરવાનું કામ તો પૂરું કરી શક્યો. પણ એક ખામી એ રહી ગઈ ખરી કે મને અતિશય નબળાઈ આવી જવાને લીધે મિલોમાં ફરીકરીને હું બધી વાત નજરે જોઈ ન શક્યો. એટલે પછી આટલું તપાસનું કામ પતાવીને હું પટના આવી ગયો અને વિચાર્યું કે જરા આરામ લીધા પછી બીજા સભ્યો સાથે બેસીને રિપોર્ટ તૈયાર કરી નાખીશ.

પટનામાં પ્રાંતિક સમિતિની બેઠક હતી એમાં પેલા મહેસૂલધારા બાબતની સમાધાની વિષે વિચાર થવાનો હતો. ત્યાં પાર વિનાની ચર્ચાઓ થઈ. પ્રાંતિક સમિતિએ બહુ ભારે બહુમતીથી એ સમાધાનીને સ્વીકારી લીધી. પણ મને હજી કાનપુરમાં આવી ગયેલી નબળાઈ પીડી રહી હતી એટલે મને ઘણો પરિશ્રમ પડ્યો. કામ કરતાં કરતાં હુ લગભગ બે વાર બેભાન થઈ ગયો. પણ મેં મારી આ સ્થિતિ કોઈને કળાવા દીધી નહીં. એ જ દિવસે કામ પતાવી કરીને આરામ લેવાને જીરાદેઈ ચાલ્યો જાઉં એમ મારા મનમાં હતું. અને એ જ ઇરાદાથી હું ઊપડ્યો પણ ખરો. જતાં પહેલાં હુ શ્રી અનુગ્રહબાબુને મળવા ગયો. હુ કાનપુર ગયેલો એ પહેલાં એક ઘટના બની ગયેલી. કંઈક કામને અંગે અનુગ્રહબાબુ ગયા જિલ્લામાં ગયા હતા ત્યાં દાઉદનગર આગળ રાતને વખતે એમની મોટર સડકને કિનારેથી ઊતરી ગઈ અને ઝાડ સાથે અથડાઈ પડી. અનુગ્રહબાબુ બહુ સખત રીતે ઘાયલ થયા. પંડિત પારસનાથ ત્રિવેદી કરીને જે ભાઈ એમની જોડે હતા એમનું ત્યાં ને ત્યાં જ મરણ નીપજ્યુ. મોટર હાંકનારો પણ ઘાયલ થયો, પણ વધુ નહીં. અનુગ્રહબાબુને માંડ માંડ કરીને પટના આણવામાં આવ્યા અને ઇસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યા. એમને જે પીડા ભોગવવી પડતી હતી એ જોઈને મને બહુ લાગી આવતું. એટલે મેં વિચાર્યું કે જીરાદેઈ જાઉં તે પહેલાં હું ઇસ્પિતાલ જઈને અનુગ્રહબાબુને જોઈ આવું. ત્યાંથી મારે પરબારા સ્ટીમર ઉપર જવાનુ હતું. એ પ્રમાણે હુ ગયોયે ખરો પણ સ્ટીમર ઉપર પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં એટલી બધી અકળામણ થઈ આવી કે ત્યાં જતાની સાથે હું સૂઈ ગયો. સોનપુરમાં બહુ જ મુશ્કેલીથી હું ટ્રેનમાં ચડી શક્યો. સારે નસીબે એ જ ગાડીમાં મારા ભત્રીજા જનાર્દનનો ભેટો થઈ ગયો. તે રજા ઉપર ઘેર જઈ રહ્યા હતા. એણે મારે સારુ જગા મેળવી આપી.*

* પટનાથી ઉત્તર બિહારમાં જવાને માટે ગંગાનદીનો ત્રણેક માઈલ પહોળો પટ ઓળંગવો પડે છે. એ સ્ટીમર વાટે ઓળંગાય છે. સામે કાંઠે મુખ્ય

અમે બંને રાતના નવ વાગ્યે ભંટાપોખર સ્ટેશને પહોંચ્યા. ત્યાં આગળ રેલગાડીમાંથી નીચે ઊતર્યો કે મને જોરથી ઊલટીઓ શરૂ થઈ. કાનપુરમાં પણ એવું બનેલું. માંડ માંડ પાલખીમાં હું જીરાદેઈ ભેગો થયો. મેં ધારેલું કે હવે થોડા દિવસ આરામ લેવાથી મને સુવાણુ થઈ જશે. પણ રાત્રે મારી સ્થિતિ કથળી ગઈ. જનાર્દન અને મૃત્યુંજય બંને એ દિવસે ત્યાં જ હતા. મારી નાજુક સ્થિતિ જોઈને એમણે પટના ખબર આપ્યા. સવાર થતાં સીવાનના ડૉક્ટર આવી પહોંચ્યા. થોડી વાર પછી છપરાથી ડૉક્ટર સૂર પણ આવી ગયા. બધાંને વહેમ હતો કે ખોરાકમાં ઝેરની અસર થયેલી છે. એટલે એ લોકોએ એને માટેના જ ઉપાયો લેવા માંડ્યા. રાત્રે પટનાથી ડૉક્ટર બેનરજી અને ડૉક્ટર શરણ પણ આવી પહોંચ્યા. એ ત્રણ દિવસ પછી તબિયતમાં સુધારો થવા માંડ્યો, પણ હવે દમનો બહુ ભારે ઊથલો શરૂ થયો. ડૉક્ટર ઘોશાલ પણ પટનાથી આવી પહોંચ્યા હતા. એક અઠવાડિયા સુધી જીરાદેઈમાં જ રહેવું ચાલી અને જ્યારે ડૉક્ટરોએ જોયું કે હવે મને પટના ખસેડી શકાય એમ છે ત્યારે તરત જ તેઓ મને પટના લઈ આવ્યા. અહીં મને ઇસ્પિતાલમાં જ મૂકવામાં આવ્યો. ઘરનાં માણસો પણ મારી સાથે હતાં. કેટલાક દિવસ સુધી માંદગી આકરી રહી. પણ ધીમે ધીમે એ ઘટતી ગઈ. થોડા દિવસ પછી જે કુટીમાં અનુગ્રહબાબુ હતા એ જ કુટીમાં મને લઈ જવામાં આવ્યો. આમ અમે બંને એક જ સ્થળે હતા. તેઓ નીચેના ઓરડામાં હતા અને હું ઉપરના ઓરડામાં હતો. છતાં કેટલાય દિવસ સુધી અમે એકબીજાને મળીયે ન શક્યા. તેઓ ખાટલા પર પડખું પણ ફેરવી શકતા નહોતા, અને હું દાદરે ચડી ઊતરી શકતો નહોતો. લગભગ બે માસ સુધી હું ત્યાં રહ્યો. ધીમે ધીમે મને શરીરમાં થોડીક શક્તિ આવી. એટલે થોડા દિવસ પછી હું નીચે ઊતરીને અનુગ્રહબાબુ પાસે જતો અને એમની પાસે બેસતો. તેઓ ખાટલે પડ્યા પડ્યા સરકારી કાગળો તપાસતા અને એના ઉપર હુકમો લખી દેતા. શરૂઆતમાં થોડાક દિવસો એવા ગયા કે જેમાં તેઓ કશું કરી શકે એમ ન હતા અને લાચાર હતા. પણ એ બાદ કરતાં તેઓએ પોતાનું કામ સતત કર્યે રાખ્યું હતું.

---

જંક્શન સોનપુર કરીને છે. ત્યાંથી રેલગાડી શરૂ થઈને ગોરખપુર, ચંપારણ, દરભંગા વગેરે સ્થળોએ જાય છે. એટલે કલાક દોઢ કલાક સ્ટીમરની મુસાફરી પછી એ તરફના મુસાફરોને ફરી પાછી સોનપુરથી રેલગાડી લેવી પડે છે. પટનામાં સ્ટીમર માટેનો ઘાટ શહેરના એક સરિયામ રસ્તા પર આવેલા બજારની અડોઅડ જ છે.

—અનુવાદક

# પ્રધાનમંડળનું રાજીનામું અને હરિપુરા કોંગ્રેસ

જ્યારે અમે બંને એક જ મકાનમાં હતા ત્યારે હરિપુરા કોંગ્રેસનું અધિવેશન થયું. એમાં અમે બેય ન જઈ શકયા. ૧૯૩૭ના જુલાઈમાં કોંગ્રેસે પ્રધાનમંડળ બનાવેલાં. ૧૯૩૮ના ફેબ્રુઆરીમાં હરિપુરાનું અધિવેશન થયું. એ સાતઆઠ મહિનામાં પ્રધાનમંડળોએ દરેક પ્રાંતની અંદર પોતાનું કામ જોશભેર શરૂ કરી દીધું હતું. પણ હજુ લગી એકે કામ પૂરું થઈ શકયું નહોતું. એવામાં એક વિઘ્ન આવી પડયું. કોંગ્રેસના ચૂંટણીઓ વિષેના જાહેરનામામાં એક એવું વચન પણ આપવામાં આવેલું કે અમે રાજકીય કેદીઓને છોડાવીશું. એને સારુ તેમણે મહેનત કરવા માંડી પણ એમાં એમને પૂરી સફળતા ન મળી. એ જ અરસામાં આંદામાન બેટમાંના રાજકીય કેદીઓએ અનશન કર્યું. પુષ્કળ માથાકૂટ કરાવ્યા બાદ ભારત સરકાર એ લોકોને પોતપોતાના પ્રાંતમાં મોકલવાને માંડ માંડ કબૂલ થઈ. અને જ્યારે એ બધા કેદીઓ પોતપોતાના પ્રાંતમાં આવી પહોંચ્યા ત્યારે તેઓ પ્રાતીય સરકારના કબજામાં આવી ગયા. એટલે હવે એમને છૂટા કરવાનું કામ પ્રાંતિક સરકારને માથે આવ્યું. પ્રાંતિક પ્રધાનમંડળો એ કેદીઓને છૂટા કરવા માગતાં હતાં પણ ગવર્નરો એ વાત કબૂલ કરવા તૈયાર નહોતા થતા. આ સંબંધમાં, હું માંદો હતો ત્યારે પટના આવીને મૌલાના અબુલ કલામ આઝાદ ઇસ્પતાલમાં મને મળ્યા. હું ઝાઝી વાત ન કરી શકયો. પટનાથી જઈને તેઓ સરદાર વલ્લભભાઈને તથા મહાત્માજીને પણ મળ્યા. બધાએ મળીને નક્કી કર્યું કે જો રાજકીય કેદીઓને ગવર્નરો છોડવાને તૈયાર ન હોય તો પ્રધાનોએ રાજીનામાં આપી દેવાં. યુક્ત પ્રાંત અને બિહારનાં પ્રધાનમંડળોએ ખૂબ જ આગ્રહ કર્યો પણ ગવર્નરે માન્યું નહીં. એટલે હરિપુરા કોંગ્રેસમાં જતાં પહેલાં બન્ને પ્રાંતનાં પ્રધાનમંડળોએ રાજીનામાં આપી દીધાં. પણ ગવર્નરે એ વખતે એ સ્વીકાર્યાં નહીં અમે આ વાત ઉપર વિચારણા કરી લઈએ અને બીજા પ્રધાનોને ખોળીએ ત્યાં સુધી તમે આ કામ ચલાવ્યે રાખો એમ કહીને એમણે રાજીનામાં દાબી રાખ્યાં. બિહારના બીજા મંત્રીઓ તો હરિપુરા ગયા અને કેવળ અનુગ્રહબાબુ આટલે પડયા કામ કરતા રહ્યા. હું યે એમને સાથ આપતો રહ્યો.

આ રાજીનામાંની શી અસર થાય છે એ જોવાનું હતું. વાઈસરોય અને ગવર્નરોએ એક રીતે તો પોતાના ખાસ અધિકારોનો ઉપયોગ ન

કરવાનું વચન આપ્યું હતું. અને આ પહેલો જ એવો પ્રસંગ હતો જેમાં એમણે પોતાના અધિકારો વાપરવાનો ઇરાદો કર્યો. એમના એ ઇરાદાને બિહારમાં અને યુક્ત પ્રાંતમાં કોંગ્રેસી પ્રધાનમંડળે નમતું ન આપ્યું ને એમણે પદત્યાગ કરી દીધો. આખા દેશમાં એ વાત ફેલાઈ ગઈ ને બ્રિટિશ સરકારને પણ જાણ થઈ કે કોંગ્રેસી પ્રધાનમંડળ પોતાની વાતને વળગી રહેશે અને જો તે પોતાના ધાર્યા પ્રમાણે રાજકીય કેદીઓને છોડી નહીં શકે તો એ પદો છોડી દેશે, પરંતુ પોતાની વાત પડતી નહીં મૂકે. આપણાં પ્રધાનમંડળોની તથા બ્રિટિશ સરકારની પરીક્ષાનું આ સૌ પહેલું ટાંકણું હતું અને બંને પક્ષોની કસોટી થઈ રહી હતી. બ્રિટિશ સરકારે પ્રધાનમંડળની વાત સ્વીકારી લીધી અને એ કેદીઓને છોડવા ન છોડવાનો આખો ભાર પ્રધાનમંડળ ઉપર નાખી દીધો. પેલી બાજુ હરિપુરામાં રાજીનામાંના સમાચાર પહોંચ્યા કે તરત આખું વાતાવરણ બદલાઈ ગયું. જેઓ પ્રધાનપદાં લેવાના વિરોધી હતા અને જેઓ કહેતા હતા તથા ખરેખર માનતા હતા કે જે કોઈ પ્રધાનપદાં સ્વીકારશે એ ત્યાં ચોંટી રહેશે ને આપેલાં વચનો વીસરી જશે, તેમની આંખ ઊઘડી ગઈ અને એમને પોતાના વિચારો બદલવા પડ્યા. હું તો કોંગ્રેસમાં જઈ નહોતો શક્યો; પણ ત્યાંના જે કંઈ સમાચાર મને સાંભળવા મળ્યા એ ઉપરથી મે તારવ્યું કે પ્રધાનપદાં લેવાની વિરુદ્ધમાં જે થોડોઘણો વિરોધ હતો એ આ રાજીનામાંને પ્રતાપે હવે ઓગળી ગયો.

હરિપુરા કોંગ્રેસની ધામધૂમ પણ અપૂર્વ હતી. શ્રી સુભાષચંદ્ર બોઝ એના સભાપતિ હતા. ત્યાં જેટલા વિશાળ પાયા ઉપર જે બધી ગોઠવણો કરવામાં આવેલી તથા જેટલું ખર્ચ કરવામાં આવેલું એટલો વિશાળ પ્રબંધ કે એટલો બહોળો ખર્ચ એ પહેલાંની કોઈ પણ કોંગ્રેસમાં કરવામાં નહોતો આવ્યો. અમે હજુ ઇસ્પિતાલમાં જ હતા ત્યાં હરિપુરાથી લોકો પાછા વળ્યા અને રાજીનામાં પણ પાછાં ખેંચાયાં. અત્યાર લગીમાં જેટલા કાર્યક્રમો તૈયાર થઈ ગયા હતા એ બધાનું કામ સાતઆઠ મહિનામાં પૂરું નહોતું કરી શકાયું. એટલે વળી પાછું પ્રધાનમંડળ પોતાની જગ્યાએ આવી ગયું અને કામે ચડ્યું એ સારું જ થયું. હવે વધારે ઉત્સાહપૂર્વક કામ થવા માંડ્યું. કેમ કે કયારે વળી પાછું કંઈ બીજું કારણ ઊભું થશે અને ક્યારે ફરી રાજીનામાં આપી દેવાં પડશે એ કોઈ કહી શકે એમ ન હતું; એટલે જે કાંઈ કરવાનું હોય એ કરી લેવું ઘટે છે એમ સૌને લાગતું હતું.

# બિહારની મજૂર સમિતિ

બિહારના મજૂરોની હાલત તપાસવા માટે તેમજ એમની અવદશા સુધારવા માટે એક સમિતિ રચવાનો નિર્ણય પ્રધાનમંડળે કર્યો. એક રીતે કાનપુરનું કામ પૂરું થઈ ચૂક્યું હતું એટલે હવે મારાથી આ કામ હાથમાં લઈ શકાય એમ હતુ. સમિતિની નિમણુક કરવામાં આવી અને મને એ સમિતિનો અધ્યક્ષ બનાવવામાં આવ્યો. હું માંદો હતો એટલે કાનપુરનું કામ મને સંતોષ થાય એવી રીતે હું કરી શક્યો નહોતો.' અમારા રિપોર્ટ મુજબ પ્રાંતીય સરકારે જ્યારે પગલાં લેવા માડયાં ત્યારે મિલમાલિકોએ વિરોધ કર્યો. મજૂરોએ પણ હડતાલો પાડી. અને એ રીતે કેટલાયે દિવસ સુધી ખેંચતાણ ચાલતી રહી અમારી ભલામણો કેટલી હદ સુધી સ્વીકારાઈ એ તો મને ખબર નથી. મને એ વાતની દિલગીરી મનમાં રહી જ ગઈ કે જો હું સાજો હોત, કંઈક વખત આપી શક્યો હોત ને રિપોર્ટ આપ્યા પહેલાં કાનપુર જઈને બંને પક્ષો જોડે ખુલાસાથી વાત કરી શક્યો હોત તો સારું થાત. કેમ કે એમ કરી શકાયુ હોત તો અમારી ભલામણોની અંદર જરૂર જણાતાં નાનોમોટો ફેરફાર કરી શકાત અને રિપોર્ટ વિષે જે આટલો બધો વિરોધ જાગ્યો તે કદાચ ન જાગત. ઓછામાં ઓછું અમારી ભલામણો પ્રત્યે મિલમાલિકોને આટલી બધી કડવાશ ન ઊપજે એવું તો કરી જ શકાત.

જે થયુ તે થયુ. હવે એ કંઈ બની શકે એમ નહોતું, પણ મારે ફરીથી એવી જ જાતનું કામ બિહારમા કરવુ પડયું અને અહીનો કોયડો કાનપુરના કરતાં પણ ઘણો વધારે મુશ્કેલ હતો. કાનપુરમાં તો એક જ શહેરનાં અને એક જ જાતનાં કારખાનાંના મજૂરોની સ્થિતિની તપાસ કરવાની હતી. અહીં જેટલાં કારખાના ચાલી રહ્યાં હતા એ બધી જાતનાં કારખાનાંમાં કામ કરતા મજૂરોની સ્થિતિની તપાસ કરવાની જવાબદારી સમિતિને માથે હતી. મને એવો ખ્યાલ છે કે આખા હિંદુસ્તાનમાં જેટલી જાતના કારખાના છે એમાંનાં લગભગ બધી જાતનાં કારખાનાં બિહારમાં ચાલે છે. બીજા બધા પ્રાતો કરતા બિહાર આ વાતમા અનેક રીતે આગળ વધેલુ છે, અહીં આગળ ખાણોનું કામ પુષ્કળ ફેલાયેલું છે. અહીંના જેટલી કોલસાની ખાણો બીજા કોઈ પ્રદેશમા આવેલી નથી.

અથવા એમ કહીએ તો બરાબર ગણાય કે કોલસાની જેટલી ખાણો બિહારમાં છે એટલી આખા હિંદુસ્તાનના બધા પ્રાંતોમાં મળીને પણ નથી. લોઢા અને ત્રાંબાની ખાણોનું પણ એમ જ છે. અબરખની ખાણો પણ એટલી છે કે બીજા કોઈ પ્રાંતમાં એટલી નથી, બધા પ્રાંતોમાં મળીને પણ નથી; એટલું જ નહીં, કદાચ આખી દુનિયામાં કોઈ પણ દેશમાં બિહાર જેટલી અબરખની ખાણો નથી. બીજી કેટલીક ચીજો પણ થોડી-ઘણી બિહારની ખાણોમાંથી નીકળે જ છે.

શેરડીની ખેતી પણ અહીં સારી પેઠે થાય છે. છેલ્લાં બાર વર્ષોમાં ખાંડનાં કારખાનાં પણ ઘણાં થઈ ગયાં છે. યુક્ત પ્રાંત બાદ કરતાં બીજા એકેય પ્રાંતમાં બિહાર જેટલાં ખાંડનાં કારખાનાં નથી. જમશેદપુરમાં આવેલું તાતા કંપનીનું લોઢાનું કારખાનું હિંદુસ્તાનમાં જ નહી આખા એશિયામાં સૌથી મોટું કારખાનું ગણાય છે. અને દુનિયાનાં મોટામાં મોટાં કારખાનાંઓમાંનું એ એક છે. એ ઉપરાત ત્યાં આગળ બીજાં યે ઘણી જાતનાં કારખાનાં આવેલાં છે જેમ કે ટિનનાં પતરાં બનાવવાનું કારખાનું; તાર, ટેલિફોન અને વીજળીના તાર બનાવવાનું કારખાનું; પાવડા, તીકમ જેવાં હથિયારો બનાવવાનું; લોઢાના તાર અને કાંટાળા તાર બનાવવાનું કારખાનું. એમાંનાં ઘણાંએક તો જમશેદપુરની આસપાસ છે અને એ સિવાય લોઢાનાં કારખાનાં બીજાં સ્થળોએ પણ છે. છોટાનાગપુરનાં જંગલોમાં લાખની ખેતી વિશેષરૂપે થાય છે. બિહારમાં જેટલી લાખ ઊપજે છે એટલી ક્યાંય નથી ઊપજતી. એટલે સ્વાભાવિક રીતે જ છોટાનાગપુર અને સંથાલ પરગણામાં, જ્યાં આગળ જંગલોમાંથી પુષ્કળ લાખ મળે છે ત્યાં લાખ બનાવવાનાં કારખાનાં આવેલાં છે. શણ વણવાનાં અને રૂમાથી કપડાં બનાવવાનાંયે કેટલાંક કારખાનાં બિહારમાં છૂટક છૂટક આવેલાં છે, પણ બીજા પ્રાંતોની સરખામણીમાં એ ઓછાં છે.

આમ બિહારની મજૂર સમિતિને લગભગ બધી જાતના મજૂરોની સ્થિતિ તપાસવાની હતી. જમશેદપુરના કારખાનાંના મજૂરો આજના નવી ઢબે બનાવેલા એક વિશાળ શહેરમાં રહે છે. ત્યાનાં કારખાનાં આખા વરસમાં એક પણ દિવસ બંધ રહેતાં નથી, રાતદિવસ ચોવીસે કલાક ત્યાં કામ ચાલે છે. કેટલાક મજૂરો એવા છે જે ગામડાંઓમાં પોતપોતાને ઘેર રહે છે અને ખાંડનાં કારખાનાંમાં આખા વરસમાં ચારપાંચ મહિના કામ કરે છે. કેટલાક મજૂરો બીજી જગ્યાઓની પેઠે જુદાં જુદાં કારખાનાંમાં જરૂર પ્રમાણે હમેશ કંઈક ને કંઈક કામ કરતા હોય છે. આ બધામાં ખાણની અંદર કામ કરનારાઓની સ્થિતિ વળી સાવ જ જુદી જાતની

છે. કારણ કે એ કામ જ જુદી રીતનું છે. ખાણોની અંદરના બધા કામ કરનારાઓનેયે એક જ જાતનું કામ કરવાનું નથી હોતું; ને એમની રહેણી-કરણીય એક જ જાતની નથી હોતી. ઝરિયામાં કોલસાની ખાણો ખીચોખીચ આવેલી છે. થોડાક જ માઈલના ઘેરાવામાં ત્યાં આગળ ઘણી ખાણો છે, એટલે ત્યાંની મજૂર વસ્તી અડોઅડ આવેલી છે. અબરખની ખાણો જંગલોની અંદર પહાડોમાં છેટે છેટે આવેલી છે. એટલે એમાં કામ કરતા મજૂરોને રહેવાની સગવડ કોઈ એક સ્થળમાં નથી. જે પ્રમાણે ઝરિયાનાં બધાં કારખાનાંના મજૂરોને એક જ નળ વડે પાણી પહોંચાડવાની વ્યવસ્થા થયેલી છે, એમ અબરખની ખાણવાળાઓને સારુ વ્યવસ્થા નથી થઈ અને કદાચ થઈ શકે એમ પણ નથી. સાર એ કે અનેક જાતનાં કામો હોવાને લીધે મજૂરો પણ ભાતભાતના છે. એમના રહેવાકરવાની સગવડમાં અને એમને મળતી રોજીમાં પણ સહેજે ઘણો તફાવત રહેલો છે. બિહારની મજૂર સમિતિને આ બધી વાતની તપાસ કરીને ભલામણ કરવાની હતી એ કામનું મહત્ત્વ અને એનો વિસ્તાર જોઈને હું વિમાસણમાં પડી ગયો પણ એમાંથી છૂટી ન શક્યો. મેં વિચાર્યું કે વધારે વખત આપવો પડે તો આપવો પણ આ કામને સારી રીતે અને પૂરેપૂરું પાર પાડવું જોઈએ. એમ કર્યું, પણ ખરું.

આના સિવાય બીજા પણ એવા પ્રશ્નો હતા જેના વિષે કાંઈક ને કાંઈક મારે કરવું પડતું હતું. પ્રધાનમંડળ બન્યું કે તરત એની સામે એક પ્રશ્ન શેરડી બાબતનો આવ્યો. એનો ઉકેલ ઝપાટાબંધ લાવ્યા વિના છૂટકો ન હતો. બિહારમાં ખાંડનાં પુષ્કળ કારખાનાં થઈ જવાને લીધે ત્યાંના ખેડૂતો શેરડીની ખેતી બહુ વધારે કરે છે અને તે શેરડી કારખાનાં-વાળાઓને વેચી દે છે. ખાંડનાં કારખાનાં નીકળ્યાં તે પહેલાં ખેડૂતો જેટલી શેરડી પોતાના ચિચોડા ઉપર પીલીને જાતે જેટલો ગોળ બનાવી લઈ શકે એટલી જ શેરડીનું વાવેતર કરતા હતા, વધારે નહીં. બિહારમાં ખેતીના કામમાં કુદરતી રીતે જ એવી ગોઠવણ થઈ જાય છે કે જ્યારે શેરડી પીલવાનો વખત આવે છે ત્યારે બળદો ઉપર બીજા કામનો ઝાઝો ભાર નથી રહેતો. કારણ કે શેરડી પીલવાનુ કામ કારતક પછી શરૂ થાય છે જ્યારે શિયાળુ પાકનું વાવેતર થઈ ચૂકયું હોય છે અને ખેતર ખેડવાનું કામ પતી ગયું હોય છે. એટલે કે પહેલાં સ્વાભાવિક રીતે જ ખેડૂત બીજા પાકોની જોડે જોડે શેરડીના વાવેતરનું પ્રમાણ પોતાના બળદો વડે પિલાય એટલું જ રાખતો હતો. કારખાનાં ઊભાં થયાં એટલે ખેડૂતને શેરડી પીલવાની માથાકૂટ મટી ગઈ.

શેરડી પીલવાનું કામકાજ કારખાનાંએ ઉપાડી લીધું એટલે પછી ખેડૂતનું કામ એટલું જ રહ્યું કે એ કારખાનાંને દરવાજે અથવા પાસેના સ્ટેશને પોતાના ગાડામાં શેરડી પહોંચાડી દે. એના એને પૈસા પણ હાથોહાથ રોકડા મળે, એટલે શેરડીની ખેતી બહુ વધી ગઈ. જો કશા કારણસર કારખાનાંઓ શેરડીનો ઉપાડ ન કરે તો ખેડૂત માત્ર પરવશ અને હતાશ બની જાય છે. એની આખા વરસની કમાણી ડૂબી જાય છે. ૧૯૩૪ની સાલમાં જ્યારે બિહારમાં ધરતીકંપ થયો ત્યારે ઘણાં કારખાનાં નકામાં થઈ જવાથી એવી જ લાચાર દશા આવી ગયેલી. ખેતરોમાં શેરડીના ઊભા મોલને બચાવી લેવા સારુ ખેડૂતોને ફરીથી કોલુ ચલાવવા માટે સરકાર તથા રિલીફ કમિટી તરફથી પ્રોત્સાહન આપવું પડેલું. લાખો રૂપિયા ખર્ચીને કોલુ વહેંચવાં પડેલાં. એટલું કર્યાં છતાંયે કોલુ વડે કામ ઊકલે એમ ન હતું. સદ્‌ભાગ્યે થોડાક જ દિવસમાં કારખાનાંઓનું સમારકામ કરી લેવાંમાં આવેલું અને એ ચાલુ થઈ ગયેલાં. એને પ્રતાપે ખેડૂતની શેરડીની ઊપજનો અમુક ભાગ બચાવી શકાયેલો. કારખાનાંવાળાઓ ખેડૂતને શેરડીના પૈસા ચૂકવતા હોય છે. સરકારે જોયું કે ખેડૂતો એટલા બધા કારખાનાવશ થઈ જાય છે, કે એ જ્યારે ઇચ્છે ત્યારે ખેડૂતના માલની કિંમત ઘટાડી દઈ શકે. એટલે કૉંગ્રેસી પ્રધાનમંડળ બન્યુ તે પહેલાં એક કાયદો કરીને સરકારે શેરડીની કિંમત ઠરાવવાનું કામ પોતાના જ હાથમાં લઈ લીધુ હતું. મણ દીઠ અમુક આના એ ઠરાવી આપતી અને જાહેર કરી દેતી કે ફર મણે એથી ઓછી કિંમતમાં કોઈએ શેરડી ખરીદવી નહીં. એથી વધારે કોઈ પૈસા આપવા ધારે તો એ આપવાની છૂટ રહેતી. આને લઈને ખેડૂતોના હાથમાં અમુક રકમ આવી જ જતી અને જો કારખાનાં વચ્ચે હરીફાઈ ચાલતી તો એને લઈને એમને કંઈક વધુ પણ મળી શકતું.

૧૯૩૬માં શેરડીની ખેતી ગમે તે કારણસર થોડી થઈ. કારખાનાં વચ્ચે ભારે ચડસાચડસી જામી. પરિણામે ખેડૂતોના હાથમાં વધુ પૈસા આવ્યા. એમણે તે પછીના વર્ષે શેરડીનું વાવેતર વધારી દીધું, એટલે ૧૯૩૭ની સાલમાં કારખાનાં બધી શેરડી નહીં લઈ શકે ને શેરડી વધી પડશે એમ લાગ્યુ. ખાંડનો ભાવ એટલો બધો ઊતરી ગયો હતો કે સરકારે ઠરાવેલો શેરડીનો ભાવ પણ પુષ્કળ નીચો હતો છતાં કારખાનાં એટલા નીચા ભાવથી એ શેરડી ખરીદવા તૈયાર નહોતાં થતાં. એ બધાનું પરિણામ એ આવ્યુ કે ખેડૂત ખૂબ જ તારાજ થયા. આ અરસામાં જ પેલું અલ્પજીવી પ્રધાનમંડળ બન્યું હતું. એ પ્રધાનમંડળે ખેડૂતોની તારાજી અંગે થોડી મહેનત કરી પણ એ છેક એપ્રિલમાં બન્યું હતું અને એ વખતે

શેરડીની કાપણીનું કામ પૂરું થવા આવ્યું હતું. અમે લોકોએ એ પહેલાં જ કારખાનાંવાળાઓ જોડે વાટાઘાટ શરૂ કરી દીધી હતી અને તેઓ શેરડી લઈ જ લે એમ એમને સમજાવવા માંડ્યું હતું. કેટલાક કારખાનાંવાળાઓએ અમારી વાત સ્વીકારી અને પોતાના ઇલાકામાં થયેલી શેરડી એમણે લઈ લીધી. એપ્રિલ માસની અધવચ પછી શેરડીમાંથી ખાંડનો ઉતાર ઓછો આવે છે છતાં અમારા કહેવાથી કારખાનાંવાળાઓએ જ્યાં સુધી આસપાસની શેરડી પૂરી ન થઈ ત્યાં સુધી પોતાનાં કારખાનાં ચાલુ રાખ્યાં. જુલાઈ મહિનામાં જ્યારે કૉંગ્રેસનું પ્રધાનમંડળ હસ્તીમાં આવ્યું ત્યારે અમારે એ વાતનો વિચાર કરવાનો હતો કે ૧૯૩૭ના વર્ષના માર્ચ અને એપ્રિલ મહિનામાં ખેડૂતોને જે સોસવું પડેલું અને એમને માટે જે જાનની ગોઠવણ કરવી પડેલી એ કરવાનું કે સોસવાનુ ફરી વાર માથે ન આવે. આ સંબંધમાં એ વિભાગના પ્રધાન ડૉ. મહમદ જોડે મેં મસલત કરી અને એક કૉન્ફરન્સ પણ બોલાવી. સરવાળે જણાયુ કે શેરડીનું વાવેતર સૌથી વધારે યુક્ત પ્રાંત અને બિહારમાં જ થાય છે એટલે અમને લાગ્યું કે જે કંઈ કરવાનું હોય તે એ બંને પ્રાંતો એકઠા મળીને કરે તો સારું. બન્નેનો કાયદો એક સરખો હતો. બન્ને પ્રાંતમાં કૉંગ્રેસી પ્રધાનમંડળ હતાં એટલે બંને પ્રાંતનાં પ્રધાનમંડળોએ મળીને એક કૉન્ફરન્સ બોલાવી એમાં પોતાનો કાર્યક્રમ ઠરાવ્યો. મારે એમાં ભાગ લેવો પડ્યો. આખા હિંદુસ્તાનમાં ખાંડની જેટલી ઊપજ છે, એના પોણા ભાગથીએ વધુ ખાંડ આ બે પ્રાંતમાં થાય છે. એટલે સૌએ વિચાર્યું કે આ બે પ્રાંત મળીને જે ગોઠવણ કરવા ધારશે એ કરી શકશે.

બંને પ્રાંતોએ કાયદો કર્યો એ અનુસાર ફક્ત શેરડીના જ ભાવો ઠરાવવાનું સરકારના હાથમાં હતું. એથી આગળ જઈને ખાંડનો ભાવ ઠરાવવાનું પણ સરકારે પોતાને હસ્તક લીધું. થોડાક કારખાનાંવાળાઓએ વિરોધ કર્યો પણ છેવટે બધાય કબૂલ થયા. કારખાનાંવાળાઓનો એક સંઘ સ્થપાયો. એ સંઘ જ સઘળાં કારખાનાં ઉપર અંકુશ રાખે એમ ઠર્યું. જે કારખાનાવાળો સંઘમાં જોડાય નહીં એને સરકાર તરફથી આપવામાં આવતી સનદ (લાઈસન્સ) ન અપાય એવું નક્કી કરવામાં આવ્યું. આમ જે ન ઇચ્છે તેને પણ પરાણે પેલા સંઘમાં જોડાવું પડ્યું. ખેડૂતોને એ વર્ષે પૈસા ઠીક મળ્યા. મને મનમાં વહેમ હતો કે જો આ બે પ્રાંતોનાં કારખાનાં ઉપર વધારે કડકાઈ કરવામાં આવશે તો એવું બનવાનો સંભવ છે કે જેમના કામ આડે કશોયે વિક્ષેપ કે બંધન નથી એવાં બે પ્રાંત બહારનાં કારખાનાં જોડે બિહાર અને યુક્ત પ્રાંતનાં કારખાનાં

હરીફાઈમાં ટીક નહીં ટીલી શકે. એટલે મને થયુ કે બધા પ્રાંતો જોડે મળીને નિર્ણય લેવાય તો સારું. ભારત સરકાર કાંઈ કરવા માગતી ન હતી. એટલે પ્રાંતો જોડે મસલત કરીને જ એ થઈ શકે એમ હતું. બીજા પ્રાંતોનાં પ્રધાનમંડળો, જેમા કોંગ્રેસી પ્રધાનમંડળો પણ હતાં, તે પણ આ બે પ્રાંતોની સાથે મળીને પોતાના પ્રાંતનાં કારખાનાં ઉપર નિયંત્રણ મૂકવા તૈયાર ન થયાં. એનું પરિણામ એ આવ્યું કે બીજા પ્રાંતનાં કારખાનાને અને ખાસ કરીને દેશી રજવાડાંનાં કારખાનાંને ઘણી મગવડ મળી ગઈ. ત્યા નવાં કારખાનાં ઊભા થયાં. જૂનાને લખલૂટ નફો થયો બિહારનાં બેએક કારખાનાં વેચાઈ ગયાં અને બહારના પ્રાંતમાં ગયાં. એમ છતાં એટલુ તો ચોક્કસ કહી શકાય કે આ બે પ્રાતનાં કોંગ્રેસી પ્રધાનમંડળોએ જે કાંઈ કર્યું એટલાથી એ વખતે ખેડૂતોને પુષ્કળ લાભ મળ્યો અને જ્યાં સુધી કોંગ્રેસી પ્રધાનમંડળ રહ્યાં ત્યાં સુધી એ લાભ મળતો રહ્યો.

## ૧૩૦

## બિહારમાં કેળવણી સંબંધી કામ અને રેલસંકટ સંમેલન

કેળવણીનો વિષય ભારે મહત્ત્વનો છે. બિહારમાં એ વિભાગ ડૉ. મહમદ પાસે હતો. એમણે મને પટના યુનિવર્સિટીની સેનેટનો મેમ્બર બનાવવાની વાત કરી. ૧૯૨૧ની સાલમા મેં સેનેટના મેમ્બર તરીકેનું રાજીનામું આપી દીધુ હતું. મારે ફરીથી એ પદ સ્વીકારી લેવું એવો એમણે ખૂબ જ આગ્રહ કર્યો. શ્રી સચ્ચિદાનંદ સિંહ વાઇસ ચાન્સેલર હતા. એમણે પણ એ વાત પર ભાર મૂક્યો એટલે મેં એ વાત સ્વીકારી લીધી ને હુ મેમ્બર બન્યો. સેનેટની બેઠકમાં મેં એક પ્રસ્તાવ રજૂ કર્યો. એમાં એમ કહેલું કે સરકારે કેળવણીની યોજના સુધારવા બાબત વિચાર કરવો જોઈએ, અને એ કામને સારુ એક એવી સમિતિ નીમવી જોઈએ જે પ્રાથમિક શિક્ષણથી માંડીને ઉચ્ચ કેળવણી સુધીની આખી યોજના બનાવી કાઢે. જ્યારે આ પ્રસ્તાવ મૂક્યો ત્યારે હું માંદો હતો. સેનેટની બેઠકમાં પણ હું માંડમાંડ જઈ શક્યો હતો. પણ મેં મારું ભાષણ લખી નાખ્યું હતું અને એક મિત્રે તે વાંચી સંભળાવ્યું હતું. એમાં કેળવણીની આજકાલની પદ્ધતિની સખત ઝાટકણી કાઢવામાં આવી હતી. કેટલાક સભ્યોએ જેમાં ઘણાખરા શિક્ષકો જ હતા, ટીકાઓ કરી. પણ એ

ઠરાવ સર્વાનુમતિથી પસાર થયો. થોડા દિવસ બાદ જ્યારે એ પ્રસ્તાવ સરકારની પાસે મોકલવામાં આવ્યો ત્યારે પ્રધાનમંડળે એ સ્વીકારીને એ મુજબ એક સમિતિ બનાવી દીધી. મને એમાં એક સભ્ય નીમવામાં આવ્યો. એનું અધ્યક્ષપદ મુંબઈવાળા શ્રી કે. ટી. શાહને આપવામાં આવ્યું.

મેં પ્રસ્તાવ રજૂ કર્યો એ પહેલાં જ મહાત્મા ગાંધીએ એક યોજના દ્વારા કેળવણીનો સવાલ આખા દેશની પ્રજા સામે રજૂ કર્યો હતો. એમણે હરિજનમાં એ બાબત કેટલાયે લેખો લખ્યા. ગાંધીજીની યોજનાનો મુખ્ય મુદ્દો એ હતો કે બાળકોને આજકાલ કેવળ અક્ષર દ્વારા શિક્ષણ મળે છે' તે કેવળ અક્ષરો મારફત એટલે કે ચોપડીઓ વડે ન આપતાં કંઈક ને કંઈક હુન્નર અથવા હાથની કળા દ્વારા અપાવું જોઈએ. એમનું માનવું હતું કે જો આ રીતે કેળવણી અપાશે તો બાળકો જે કંઈ કામ કરશે તેની આવકમાંથી પ્રાથમિક કેળવણીનું ખર્ચ નીકળી આવશે. આ રીતે એમણે એક કાંકરે બે પંખી પાડવાની યોજના મૂકેલી. એમાં ધારણા એ હતી કે આજના કરતાં આ નવી રીતે આપેલું શિક્ષણ વધારે પાકું હશે અને સરકારને એને માટે ખર્ચમાં પણ નહીં ઊતરવું પડે. આ પ્રસંગ પહેલાં જ્યારે જ્યારે ફરજિયાત બાળકેળવણીનો પ્રશ્ન ચર્ચાતો અને સરકારને એને માટે સગવડ કરી આપવાનું કહેવામાં આવતું ત્યારે સરકાર એ જ વાંધો ઉઠાવતી કે એની પાસે એટલા રૂપિયા નથી કે એ પ્રાથમિક કેળવણીનો બોજો ઉઠાવી શકે. પ્રજા તરફથી સ્વ. ગોખલેના જમાનાથી જ આ વાતનો આગ્રહ કરવામાં આવતો અને સરકાર પૈસાનો અભાવ બતાવીને એ વાતનો વિરોધ કર્યા કરતી. કેટલેક સ્થળે મફત શિક્ષણનો અને બીજે કેટલેક સ્થળે મફત અને ફરજિયાત શિક્ષણનો પ્રયોગ કરવામાં આવ્યો હતો. પણ એ એટલી ઓછી જગ્યાએ તથા એટલા નાના પ્રમાણમાં બ્રિટિશ ભારતમાં કરવામાં આવેલો કે એને આધારે એ પ્રયોગ આખા ભારતમાં કદીયે પૂરો થઈ શકશે કે કેમ એ શંકાભર્યું હતું.

બિહારના છપરા જિલ્લામાં મફત શિક્ષણની ગોઠવણ અમુક હદ સુધી કરવામાં આવેલી. એમાં બે જ જણને રસ હતો. એક મારા મોટાભાઈ બાબુ મહેન્દ્રપ્રસાદને અને બીજા છપરા જિલ્લાની સ્કૂલના એ સમયના જિલ્લા ઇન્સ્પેક્ટર બાબુ રાધિકાપ્રસાદને. સરકારે જોકે એ પ્રયોગનો અસ્વીકાર નહોતો કર્યો તોયે ક્યારેય એને વધુ પ્રોત્સાહન આપ્યું ન હતું. ડચકાં ખાતો એ પ્રયોગ જેમતેમ ચાલતો હતો. ગાંધીજીએ પોતાની યોજના રજૂ કરીને ખળભળાટ મચાવી મૂક્યો. અને એમણે

કેળવણીમાં રસ લેનારા તથા સદાયે કેળવણીનું કામ કરનારા કેટલાક લોકોને વર્ધામાં ભેગા કરી એક સંમેલન ભર્યું. એ સંમેલને ગાંધીજીની યોજના ઉપર વિચાર કર્યો અને તેણે એક ઉપસમિતિ બનાવી. દિલ્હીના જામિયા મિલિયાના વડા ડૉક્ટર ઝાકિરહુસેન એના પ્રમુખ બન્યા. એ ઉપસમિતિએ એક યોજના તૈયાર કરી આપી. એ યોજના વર્ધા યોજનાને નામે પ્રખ્યાતિ પામી. એ ઉપસમિતિએ મોટે ભાગે ગાંધીજીની યોજનાનું જ સમર્થન કર્યું હતું અને પ્રાથમિક શિક્ષણ હસ્તઉદ્યોગો દ્વારા આપવાની એમાં ભલામણ કરી હતી. ગાંધીજીનો ખર્ચની બાબતમાં જેટલો આગ્રહ હતો એટલે લગી આ સમિતિ જવાને તૈયાર ન હતી. પણ એણે એટલી વાત સ્વીકારી લીધી કે બાળકોના હાથઉદ્યોગ દ્વારા જે ખર્ચનો અમુક ભાગ મેળવી શકાતો હોય તો મેળવી લેવો જોઈએ.

વર્ધામાં જે કેળવણીકારો એકઠા થયા હતા એમણે યુરોપ અને અમેરિકાના કેળવણીકારોના વિચારોને આધારે ગાંધીજીના વિચારોને ટેકો આપ્યો. કેળવણીકારોની એ વાત ઉપરથી એમ જણાયું કે યુરોપ અને અમેરિકાનાં પુસ્તકોનું અધ્યયન કર્યા વિના જ ગાંધીજી જે કંઈ કહી રહ્યા છે એને મળતા જ આજકાલના કેળવણીશાસ્ત્રીઓના વિચારો છે. એટલે જ્યારે મેં મારો ઠરાવ રજૂ કર્યો ત્યારે મને મનમાં હતું કે બિહાર સરકારની આ સમિતિ વર્ધા યોજના ઉપર પણ વિચાર કરશે. અને જે ગાંધીજી કરવા માગે છે એને અનુકૂળ જ આ સમિતિનો વિચાર બંધાશે તો બિહારની સરકાર એનો અમલ સહેલાઈથી કરી શકશે. એ સમિતિનું કામ ચાલુ થઈ ગયું. હું એનો મેમ્બર બન્યો જ હતો પણ આ સમિતિના કામનો મુખ્ય ભાર એના અધ્યક્ષ શ્રી કે. ટી. શાહને માથે જ વધારે હતો.

બિહાર સરકારના કેળવણી વિભાગે એક બીજી સમિતિ નીમી અને એમાંયે મને સભ્ય બનાવ્યો. મેં નાગપુરવાળા હિંદી સાહિત્ય સંમેલનમાં મારા પોતાના હિંદી-હિંદુસ્તાની વિષેના વિચારો રજૂ કર્યા હતા. બિહારમાં એ પ્રશ્ન આવ્યો કે અહીં હિંદી અને ઉર્દૂ જાણનારા બન્નેને માન્ય હોય એવી ભાષા પાઠ્ય પુસ્તકોમાં કેટલે લગી વાપરી શકાય એમ છે. એને અંગે એક શબ્દકોશ બનાવવાનો પણ પ્રયત્ન કરવો એમ વિચાર આવ્યો. ડૉક્ટર મહમદે મને જ એનો પ્રમુખ બનાવવા માંડ્યો પણ મેં એ સ્વીકાર્યું નહીં. કેમ કે મારી પાસે બીજાં ઘણાં કામ હતાં. એક તો જોઈએ એટલો વખત હું આપી શકું એમ ન હતું અને બીજું એ કે એટલાં મહત્ત્વનાં અને જોખમભર્યાં કામને સારુ હું પોતાને યોગ્ય લેખતો

ન હતો. એટલે પછી આ સમિતિના અધ્યક્ષ મૌલાના અબુલ કલામ આઝાદ સાહેબને બનાવવામાં આવ્યા ને એ કામ પણ શરૂ થયું. આ રીતે મારા પ્રાંતમાં મારા ઉપર ઘણું કામ લદાઈ ગયું. એ ઉપરાંત કાર્યવાહક સમિતિએ નીમેલી પાર્લમેન્ટરી સમિતિનો મેમ્બર તો હું હતો જ. આમ ૧૯૩૭થી ૧૯૩૯નો ઘણોખરો વખત આ બધાં કામોની અંદર વીત્યો. જે પ્રશ્નોનો તોડ આણવાનો હતો એ બધા ગંભીર હતા અને સહેલાઈથી એનો ઉકેલ આવે એમ ન હતું, એટલે એમાં ખૂબ જ વખત ગયો. જે ભલામણો મારી પાસે આવતી એની પણ મન ઉપર સારી પેઠે અસર પડતી. એટલે પ્રધાનમંડળની અંદર હું નહોતો છતાયે મારી પોતાની બુદ્ધિ અને શક્તિ પ્રમાણે બને એટલી મદદ આપવાનું મારું એક આવશ્યક કર્તવ્ય થઈ પડયું હતું.

એક બીજો મુદ્દો હતો જે પુષ્કળ ચર્ચાયો છતાં જેનો નિવેડો હજી સુધી આણી શકાયો નથી એ મુદ્દો તે બિહારના અમુક ભાગમાં વારંવાર આવી પડતા રેલસંકટનો હતો. છપરાથી માંડીને પટના સુધીમાં સરયૂ, ગંગા, શોણ અને ગંડક એમ ચાર મોટીમોટી નદીઓના સંગમો થાય છે. જ્યારે આ નદીઓનાં મૂળ પાસે અથવા એના માર્ગમાં વધારે વરસાદ થાય ત્યારે આ બધી નદીઓમાં એકસામટું પૂર આવે છે અને એની આજુબાજુના સ્થળો બહુ ભારે હોનારતમાં આવી પડે છે. પહેલેથી જ આ દશા ચાલી આવે છે. પણ ઈ. સ. ૧૯૩૪ના ધરતીકંપ પછી પૂરની આફત વધી ગઈ છે. કેટલાક જણ એમ માને છે કે ધરતીકંપને લીધે નદીઓનું ઊંડાણ ઓછું થઈ ગયુ છે અને તળ છીછરાં થવાને લીધે જેટલો પાણીનો જથો આવે છે એ બધો વહી જવાની એમની શક્તિ પહેલાં જેટલી હવે નથી રહી. એટલે હવે પાણી બહુ છેટે સુધી પથરાઈ જાય છે અને ઠેકઠેકાણે એ પાણીનું ઊંડાણ પણ વધી જાય છે. જ્યાં આગળ અનેક મોટી નદીઓ આવેલી હોય ત્યાં વારેવારે પૂર આવે છે એવા આ ભાગ ઉપરાંત બિહારના બીજા ભાગોમાંયે, ખાસ કરીને ઉત્તર બિહારમાં એવાં સ્થળો છે જ્યાં પૂર બહુ આવ્યા કરે છે. લોકોમાં એક મત છે કે આ પૂરનાં કારણોમાં, એક મોટું કારણ રેલવેની લાઈનના બંધો પણ છે. સડકના એ બંધો વડે પાણી રોકાઈ જાય છે અને પાણી સહેલાઈથી વહી નથી શકતુ. આ બધોમાં જોઈએ એટલા પુલ કે પાણીની નિકાસનાં ગરનાળાં નથી. કેટલેક સ્થળે તો આ બંધોને લીધે જ સત્યાનાશ વળે છે. રેલના અમલદારો લોકોની વાત મુદ્દલ કાને ધરતા નથી. રેલવેના બંધ ઉપરાંત બીજા પણ બંધ છે, જે ખાસ કરીને પાણીને અટકાવવા માટે બાંધવામાં આવેલા છે. એ બંધોની શી અસર થાય

છે એ વિષે પણ મતભેદને અવકાશ છે. એટલું તો કહેવું જ પડશે કે બિહારને સારુ રેલનો પ્રશ્ન અત્યંત મહત્ત્વનો છે. આ બાબતમાં મેં કેટલાક લેખો લખ્યા હતા અને કૉંગ્રેસી પ્રધાનમંડળ હસ્તીમાં આવ્યું ત્યારે એને એ પ્રશ્ન ઉપર વિચાર કરવો જરૂરનો જણાયો. એણે એક સંમેલન ભર્યું. એમાં અનુભવી એંજિનિયરો અને લોકપ્રતિનિધિઓને બોલાવવામાં આવ્યા. પુષ્કળ વિચારવિનિમય થયો. પણ રેલનું મૂળ કારણ શું એ બાબતમાં બધા એકમત ન થઈ શક્યા તેમ એને માટે લેવાના ઉપાય વિષે પણ એકમત ન થઈ શક્યા. એટલે કંઈ પણ સંતોષકારક પરિણામ ન આવ્યું. હું માંદો હતો એટલે એ પરિષદમાં જઈ નહોતો શક્યો પણ મારા વિચારો ત્યાં રજૂ થયા હતા. બિહારના આ મોટા મોટા પ્રશ્નો જોડે હું સંકળાયેલો હતો એ ઉપરાંત કેટલાયે ઝીણા ઝીણા પ્રશ્નો પણ ઊભા થયા કરતા હતા, જેને વિષે લોકો મારો મત માગવા આવતા હતા. એ સાવ સ્વાભાવિક હતું કે બિહારના પ્રધાનમંડળ જોડે મારો જેટલો ગાઢો સંબંધ હતો એટલો બીજાં પ્રધાનમંડળો જોડે ન હતો.

## ૧૩૧

## ગાંધી સેવા સંઘ

માર્ચ મહિનાના છેલ્લા અઠવાડિયા સુધી મારે ઇસ્પિતાલમાં રહેવાનું થયું. જ્યારે તબિયત સુધરી ગઈ અને શક્તિ આવી ત્યારે ત્યાંથી છૂટો થયો. એ વર્ષે ગાંધી સેવા સંઘનું વાર્ષિક સંમેલન ઓરિસામાં જગન્નાથપુરી પાસે આવેલા ડેલાંગ ગામમાં થવાનું હતું. હું પરભારો ત્યાં ગયો. મહાત્માજી પણ ત્યાં આવવાના હતા. મારી બહેન, મૃત્યુંજયની મા અને મારાં ભાભી પણ ત્યાં આવેલાં. અમે ત્યાં ઘણા દિવસ રોકાયાં. ગાંધી સેવા સંઘનાં બીજાં સંમેલનોની પેઠે આ સંમેલનમાં પણ તાત્ત્વિક વિષયોની ચર્ચા ખૂબ ચાલી. બધા ભેગા મળીને સમૂહકાંતણ કરતા. સાંજને વખતે લોકો ભેગા થતા ત્યારે અમારામાંના કેટલાક ભાઈઓ વ્યાખ્યાન આપતા. ગાંધી સેવા સંઘનાં સંમેલનો ચારપાંચ જ વાર થયાં છે. પણ એનું મહત્ત્વ એ હતું કે બધા સભ્યોને અનેક દિવસો સુધી ગાંધીજીની હજૂરમાં રહેવાની સુંદર તક મળતી. સિદ્ધાંતની વાતો પર માંહેમાંહે ખૂબ ચર્ચા ચાલતી અને જે વિષયો ચર્ચાતા એના ઉપર ગાંધીજીનો પણ મત મળી

જતો. બધા સભ્યો પાછા જઈને પોતપોતાના ઠરાવેલા કામમાં ઉત્સાહભેર વળગી જતા.

સંઘના સભ્યો મોટે ભાગે રચનાત્મક કામોમાં જ પડેલા હતા. કેટલાક ચરખા સંઘ મારફતે, અથવા સ્વતંત્રરૂપે ખાદી અને રેંટિયાના પ્રચારમાં લાગ્યા હતા. અને બીજા કેટલાક હરિજન સેવામાં પોતાનો વખત આપી રહ્યા હતા; કેટલાકે ગામડાંના ઉદ્યોગોને પુનર્જીવન આપવાનું તથા એનું સંગઠન કરવાનું પોતાનું મુખ્ય કર્તવ્ય ગણ્યું હતું, અને તેમાં જ તેઓ તલ્લીન હતા. અને કેટલાક જણ વર્ધા યોજનાના પ્રચાર માટે સ્થપાયેલા તાલીમી સંઘ મારફતે કેળવણીના પ્રચારનું કામ કરી રહ્યા હતા. કેટલાક લોકો ગોસેવા સંઘમાં જોડાયા હતા અને એને અંગે મરેલાં ઢોરનાં ચામડાં ઉતરડવાનું અને એ કેળવીને એના જોડા, પેટી વગેરે સામાન તૈયાર કરવાનું કામ પણ કરતા હતા. સંઘના માણસો ખાસ કરીને ગાંધીજીએ આપેલી પ્રેરણા પ્રમાણે ઉપર ગણાવેલી પ્રવૃત્તિઓમાં જ પોતાનું ધ્યાન પરોવી રહ્યા હતા. કોંગ્રેસના સંગઠનનું કામ કરવાવાળા પણ એમની વચ્ચે કેટલાક જણ જરૂર હતા, જેઓ વિવિધ કોંગ્રેસ સમિતિઓની સેવા કરી રહ્યા હતા. પણ એકંદરે એમની સંખ્યા બહુ ઓછી હતી; અને ત્યાં કોંગ્રેસ સમિતિમાયે એમની પાસે આશા એવી રખાતી હતી કે તેઓ ત્યાં આગળ રચનાત્મક કામમાં જ મચ્યા રહેશે. જ્યારે ધારાસભાની ચૂંટણીઓ શરૂ થઈ ત્યારે ગાંધી સેવા સંઘના થોડાક સભ્યોને ઉમેદવાર તરીકે ઊભા કરવામાં આવ્યા. એ વખતે સંઘના સંમેલનમાં આ વિષય ઉપર ખૂબ જ ચર્ચાઓ થઈ. કેટલાક જણનું કહેવું હતું કે સંઘના લોકોએ આ કામમાં પડવું જ નહીં જોઈએ પણ સંઘે કેટલાક જણને એને સારુ રજા આપી હતી. મને કંઈક એવું સાંભરે છે કે આ બાબત ઉપર એ સંમેલનોમાં વિચાર કરવાનું ચાલુ રહેલું અને બીજે વર્ષે તો ગાંધી સેવા સંઘના સભ્યોમાંના શ્રી જગલાલ ચૌધરી, મંત્રી અને શ્રી કૃષ્ણવલ્લભ સહાય, પાર્લમેન્ટરી સેક્રેટરી થઈ ગયા હતા. સંઘે એમની પાસેથી વચન લીધું હતું કે સંઘ એમને જે ગુજારા પૂરતું આપશે એટલાથી જ તેઓ સંતોષ માનશે. એટલે જ્યારે એમને સરકારમાંથી પગારરૂપે અમુક રકમ મળવા માંડી ત્યારે એ લોકોને સંઘ તરફથી અપાતો ગુજારો બંધ કરી દેવામાં આવ્યો અને સરકાર તરફથી જે પગાર એમને મળતો હતો એનો પણ પૂરેપૂરો હિસાબ એમણે સંઘને આપવા માંડ્યો. આ રીતે જે માણસ સાચો રહીને પોતાનું કામ ચલાવે તો સંઘનું સભ્યપણું એને ઉપર ચડાવતું. સંઘના સભ્ય પાસેથી એ આશા રાખવામાં આવતી હતી કે સભ્ય

અહિંસા વિષેના ગાંધીજીના સિદ્ધાંતાને પોતાના જીવનમાં બને તેટલો અમલ કરવાનો પ્રયત્ન કરશે. સંઘના સભ્યોમાંના ઘણાઓનાં જીવન આપણે બધાને સારુ એક આદર્શરૂપ થઈ પડે એવાં છે.

આ સંઘનો હેતુ કદી કોઈ પણ જાતનો રાજકીય પક્ષ ઊભો કરવાનો ન હતો. ઍસેમ્બલીની ચૂંટણી હોય કે કાઉન્સિલની, મ્યુનિસિપાલિટીની હોય કે જિલ્લા બોર્ડની કે કૉંગ્રેસની સમિતિની હોય, એકેય ચૂંટણીમાં આ સંઘ તરફથી કોઈએ કદી ભાગ લીધો ન હતો. મોટા ભાગના સભ્ય તો આ બધી સંસ્થાઓથી વેગળા જ રહેતા હતા. તેઓ કોઈ પણ ચૂંટણી જોડે લેવાદેવા રાખતા ન હતા. કોઈ એકાદો જણુ ચૂંટણીમાં ઊભો રહેતો તો તે સંઘના સભ્ય તરીકેનો લાભ લઈને ઊભો નહોતો થતો પણ પોતે કરેલી સેવાને આધારે વ્યક્તિગત રીતે ઊભો થતો હતો. સંઘની અંદર શેઠ જમનાલાલ બજાજ, સરદાર વલ્લભભાઈ પટેલ, અને મારા જેવા માણુસો પણ હતા જેઓ કૉંગ્રેસની કાર્યવાહક સમિતિના સભ્યો હતા અને પોતપોતાના સ્થળે કૉંગ્રેસની અંદર મુખ્ય ભાગ ભજવતા હતા. ગાંધીજી પોતે ગાંધી સેવા સઘના સભ્ય તો ન હતા પણ એના માર્ગદર્શક તો હતા જ. એમ છતાં કૉંગ્રેસની અંદર જેમ સ્વરાજ્ય પાર્ટી અથવા કૉંગ્રેસ સોશ્યાલિસ્ટ પાર્ટી ઊભી થઈ હતી તેના જેવી જ આ પણ એક સંસ્થા હતી એમ કહેવું તદ્દન પાયા વિનાનું હતું. આ સંસ્થાનો ઉદ્દેશ સેવકો તૈયાર કરવાનો હતો અને એ સેવકો મારફતે રચનાત્મક કામની અંદર જેટલી બને તેટલી વધારે મદદ પહોંચાડવાનો હતો. એ સેવકોની પાસેથી એવી આશા રાખવામાં આવતી હતી કે તેઓ પોતાના જીવનના અમલી ઉદાહરણ વડે ગાંધીજીના સિદ્ધાંતનો જેટલો બને તેટલો વધારે પ્રચાર કરશે, પણ કેટલાક લોકોએ ગાંધી સેવા સંઘ ઉપર એવો આક્ષેપ કર્યો કે એ પણ એક પક્ષ છે. એટલે રામગઢ કૉંગ્રેસ થઈ એના થોડા વખત પહેલાં બંગાળની અંદર સંઘનું જે વાર્ષિક સંમેલન થયું તેમાં સઘને વિખેરી નાખવાનું નક્કી કરવામાં આવ્યું.

## ગ્રામસુધાર યોજના અને નાશિકમાં હવાફેર

ઓરિસાની ધારાસભાના કૉંગ્રેસ પક્ષમાં અંદર અંદર બહુ જ વિખવાદ ચાલી રહ્યાનું અને કેટલાએક જણની પ્રધાનમંડળની વિરુદ્ધ ફરિયાદ હોવાનું અમે ત્યાં હતા ત્યારે જાણ્યું. પાર્લમેન્ટરી કમિટીના બે મેમ્બરો, હું અને વલ્લભભાઈ ત્યાં હાજર જ હતા. એટલે અમને થયું કે બન્ને પક્ષો સાથે વાતચીત કરીને જો એ કજિયાનો ઉકેલ લાવી શકાય તો લાવવો સારો. એક પક્ષ પ્રધાનમંડળનો હતો અને બીજો હતો નિલકંઠદાસ, પંડિત ગોદાવરીશ મિશ્ર વગેરેનો. શ્રી ગોપબંધુ ચોધરી એમાંથી એકેયે પક્ષમાં ન હતા. અમે બધી વાત સાંભળી કરીને અમારી સલાહ આપી શ્રી ગોપબંધુદાસ ગાંધી સેના સંઘ તરફથી કટકમાં આશ્રમ સ્થાપીને રચનાત્મક કામમાં ગૂંથાયેલા હતા અને તેઓ કૉંગ્રેસ કમિટીમાંથી નીકળી ગયા હતા. એમને અમે કહ્યું કે તેઓ બન્ને પક્ષોની સલાહ લઈને કૉંગ્રેસનું કામ સંભાળી લે. આ રીતે કજિયો પતી જશે એમ અમે માન્યુ હતું; પણ એ પત્યો નહીં. એમાંથી આગળ જતાં ઘણુ વિષમ પરિણામ આવ્યું, પણ એ વાત આગળ ઉપર આવશે. ડેલાંગનો એક પ્રસંગ નોંધવા જેવો છે. ત્યાંના સમેલનમાં આવેલા કેટલાક ભાઈઓ જગન્નાથજીનું દર્શન કરવા સારુ પુરી ગયા હતા. એમાં અમારા ઘરની સ્ત્રીઓ પણ હતી. એમને વિષે તો નહીં પણ બીજાઓને વિષે મહાત્માજીને ઘણું દુઃખ થયુ. શ્રી જગન્નાથજીનું મંદિર હજી સુધી હરિજનોને માટે ખૂલેલું નથી એટલે કે સવર્ણ હિંદુની પેઠે ત્યાં આગળ હરિજનો પૂજા કે દર્શન કરી શકતા નથી. જ્યાં હરિજનો જઈ નથી શકતા એવા મંદિરમાં મહાત્માજી પોતે જતા નથી. એઓ માને છે કે હરિજનોને દેવસેવા, દર્શન કે પૂજાનો હક ન હોય તો આપણને પણ તે ન હોય. એટલે સંમેલનમાં આવેલા પોતાના નિકટના માણસો પણ જગન્નાથજીનાં દર્શન માટે ગયા હોવાનું એમણે સાંભળ્યું ત્યારે એમને આઘાત લાગ્યો. જગન્નાથપુરી જવા સામે અથવા ત્યાં પૂજા અને દર્શન કરવા સામે ગાંધીજીને વાંધો ન હતો, પણ હરિજનોને જેટલે સુધી દર્શન કે પૂજા માટે જવાની છૂટ હોય એટલે લગી જ જવુ જોઈએ એવો એમનો આગ્રહ હતો. આ બાબત ત્યાં વિવાદ જાગ્યો. જેઓ પોતાને ગાંધીજીના અનુયાયી ગણતા હતા તેઓને પણ એમની આ કડકાઈ કંઈક

આકરી લાગી. પણ એ પ્રસંગ પરથી ગાંધીજીને હરિજન ઉપર કેટલું હેત છે અને એમના પ્રતિ કેટલી ઊંડી લાગણી છે, એનો તાગ મળ્યો.

હું ઇસ્પિતાલમાંથી નીકળ્યો ત્યારે ડૉક્ટરોએ મને વધુ આરામ લેવાની સલાહ આપી. એટલે ઉનાળો બેસતાં થોડા દિવસ માટે મેં કોઈક સ્થળે હવાફેર કરવા જવાનું ઠરાવ્યું અને એને સારુ નાશિક જઈને રહેવાનું નક્કી કર્યું. ત્યાં આગળ શેઠ બિરલાનું મકાન હતું જે મુખ્યત્વે હવાફેર માટેના રહેઠાણ તરીકે એમના ઉપયોગમાં આવતું હતું. મેં ત્યાં જવાનું પસંદ કર્યું. મુંબઈથી શેઠ રામેશ્વરદાસ બિરલાએ બધી જાતનો પ્રબંધ કરી આપ્યો. નાશિક જવાનો વિચાર એ કારણસર થયો કે મહાસમિતિની બેઠક મુંબઈમાં બે મહિનાની અંદર થવાની હતી મેં માન્યું કે નાશિક મુંબઈની પાસે જ છે એટલે સહેલાઈથી હું એ સભામાં પહોંચી શકીશ.

નાશિક જતાં પહેલાં મારે એક કામ પતાવવાનું હતું. સરકારી તંત્ર દ્વારા ગ્રામસુધાર અંગે કેટલુંક કામ કરવનો બિહાર પ્રધાનમંડળનો ઇરાદો થયો અને એને સારુ એણે એક જુદો વિભાગ કાઢવાનું વિચાર્યું. આને માટે કઈ રીતે કામ કરવું તે બાબત એક યોજના તૈયાર કરવાની હતી. આને માટે પ્રધાનમંડળ જે જાતનું કામ પસંદ કરતું હતું એ કામની દૃષ્ટિવાળા એવા એક માણસની જરૂર હતી જે એ કામનો ભાર ઉપાડે. સરકાર તરફથી હજુ સુધી ગ્રામસુધારનું કશું કામ થયું ન હતું આ પહેલું જ પ્રયાણ હતું. એમાં ખાસ કરીને ગામડાંમાં વસતી પ્રજાની દશા ચોતરફથી સુધરે એમ કરવાનો ઇરાદો હતો. અત્યાર સુધી સરકારી માણસો દ્વારા જે કંઈ કામ ચાલતાં તેમાં એ લોકો રૈયતના ધણી અને અમલદાર બનીને જ ત્યાં જતા. હવે સરકારી માણસો સેવક બનીને કામ કરે એવું કરવાની જરૂર હતી અને એની જવાબદારી આ વિભાગ ઉપર નાખવાનું ઠરાવવામાં આવ્યું. મેં એક યોજના ઘડી કાઢી. સરકારે પંડિત પ્રજાપતિ મિશ્રને એ વિભાગના ઉપરી નીમ્યા. બીજા કાર્યકર્તાઓ પણ નિમાયા. એમાંના ઘણાખરા કૉંગ્રેસની અંદર કામ કરવાવાળા હતા. એનું કારણ એ નહોતું કે અમારે કૉંગ્રેસીઓને નોકરીઓ આપવી હતી, પણ એ કામ જ એવું હતું, કે કૉંગ્રેસના કાર્યકર્તાઓ સિવાય એનો થોડોઘણો અનુભવ રાખનારું બીજું કોઈ મળે એમ ન હતું, કેમ કે બિહાર પ્રાંતમાં કૉગ્રસ સિવાય આ જાતનું કામ બીજા કોઈએ કર્યું ન હતું. છતાં અમે બીજાઓને પણ એમની જોડે જોડે કામમાં લીધા હતા. મે જે યોજના બનાવેલી તે હજી અધૂરી હતી એટલે નાશિકમાં પંડિત પ્રજાપતિ મિશ્ર મને આવીને મળ્યા. અમે ત્યાં એ કામ પૂરું કર્યું. આ વિભાગનું કામ જ્યાં સુધી

ચાલ્યું ત્યાં સુધી એ યોજના અનુસાર જ ચાલ્યું. હું ધારુ છું કે એથી પ્રજાનું ભલું થઈ રહ્યું હતું પણ પ્રધાનમંડળે રાજીનામાં આપી દીધાં એટલે ધીમે ધીમે એનુ વલણ બદલાતું ગયું અને છેવટે સરકારે એ કામ આટોપી લીધુ.

નાશિકમાં મારી સાથે શ્રી ચક્રધરશરણ આવી શકયા ન હતા. એમને બદલે શ્રી અંબિકાકાન્તસિંગ આવેલા હતા. બીજા એક જોડીદાર મળ્યા. એનીયે વાત જણાવવી જરૂરની જણાય છે. એ ભાઈ એક સદ્‌ગૃહસ્થ હતા અને તેમનું નામ શ્રી દેવરાતજી બ્રહ્મચારી હતુ. તેઓ કર્ણાટકના સમુદ્રકિનારે આવેલા ગોકર્ણ નામના તીર્થસ્થાનના બ્રાહ્મણ હતા મુજફ્ફરપુરમાં સુહૃદસંઘનો વાર્ષિક ઉત્સવ હતો ત્યાં હુ ગયો હતો, ત્યાં જ એમની સાથે પહેલવહેલી મુલાકાત થઈ. ત્યાં એમણે એક પ્રશસ્તિપત્ર બનાવ્યું હતું એ મને વાંચી સંભળાવ્યુ હતું. સસ્કૃતના એ સારા વિદ્વાન હતા. પણ મુજફ્ફરપુરમાં એમની જોડે વધુ ઓળખાણ કે વાતો થઈ ન શકી. એક વાર હુ સદાકત આશ્રમમાં બેઠો હતો. મારાં બહેન પણ ત્યાં હતાં. કંઈક પર્વ હોવાને લીધે ત્યાં આગળ ગંગાસ્નાનને માટે ઘણા લોકો આવ્યા હતા. મારી નજર પેલા ભાઈ ઉપર પડી. બહેનનુ ધ્યાન એમના તરફ ગયુ અને એમને આવકાર આપ્યો. એમની સાથે વાતો થઈ એટલે એમની વિદ્વત્તા વગેરેનો ખ્યાલ આવ્યો. મેં એમને મારી સાથે થોડા દિવસ રહેવાનું નિમંત્રણ આપ્યું. એમણે એ સ્વીકાર્યું. તેઓ કંઈ ખાસ પ્રયોજન વિના ફરતા ફરતા બિહાર આવી પહોંચ્યા હતા. હુ જીરાદેઈ ગયો ત્યારે તેઓ પણ ત્યાં આવેલા. થોડા દિવસ અમે સાથે રહ્યા. નાશિકમાં પણ મેં એમને ફરી તેડાવ્યા. તેઓ વૈદિક બ્રાહ્મણ હતા. વેદ એમને લગભગ મોઢે હતા. ઉપનિષદ તો એ ચોપડી ઉઘાડયા વિના જ સંભળાવતા. એમની પાસેથી જાણ્યું કે કર્ણાટકમાં આજે પણ આ પ્રથા ચાલે છે. ત્યાંના બ્રાહ્મણો વેદ અને ઉપનિષદને ગોખી કાઢે છે અને પોતાનું કામ કરતાં કરતાં, ખેતર ખેડતાંયે તેઓ એનો પાઠ કર્યા કરે છે. એ વખતે શ્રી દેવરાતજી એક નકશો તૈયર કરી રહ્યા હતા. એમાં તેઓ વેદોમાં જણાવ્યા પ્રમાણે સૃષ્ટિક્રમ એક ચંદ્રમાના રૂપમાં બતાવવા માગતા હતા. એ નકશાની અંદર જ તેઓ બધીએસતી ઋચાઓ અને મંત્રોને એવી રીતે ટપકાવતા હતા કે જાણકાર માણસ મંત્રો પણ વાંચી શકે અને પેલા ચિત્ર ઉપરથી એનો અર્થ પણ ઘણોખરો સમજી લે. તેઓ કહેતા હતા કે એમણે એ કામમાં અનેક વર્ષો ખર્ચ્યાં છે, છતાં હજી સુધી એ પૂરુ થયુ ન હતું. તેઓ આ કામ પોતાના પ્રવાસ દરમિયાન કરતા હતા. આ એક એમની પ્રખર વિદ્વત્તા અને અદ્‌ભુત સ્મરણશક્તિનું પ્રત્યક્ષ પ્રમાણ હતું; કેમ કે એમની પાસે એક પણ પુસ્તક

નહોતું, અને એમણે એ બધું કેવળ પોતાની યાદશક્તિના આધારે રચ્યું હતું. નાશિકમાં અમે સાથે ફરવા જતા, ખૂબ લટાર લગાવતા અને સાંજ પડચે તેઓ ઉપનિષદની ટીકા સંભળાવતા. તેઓ યોગી હતા. એમનું માનવું હતું કે જો હું નિયમસર થોડીક ક્રિયાઓ કરું તો મારો દમ મટી જાય. એમની દેખરેખ નીચે મેં ધોની ક્રિયા કરવા માંડી પણ નાશિકમાં હું બધું મળીને પંદરસોળ દિવસ જ રહી શકયો. પછી મારે મુંબઈ જવું પડયું અને ત્યાં બહુ માંદો પડી ગયો.

દેવરાતજીની સોબત બહુ સરસ નીવડી. તેઓ શ્રી રમણમહર્ષિની સાથે તિરુવન્નમલયમાં થોડા દિવસ રહ્યા છે, એ વાતનીયે મને ત્યાં ખબર પડી. શ્રી મહર્ષિના જીવનચરિત્રમાં એમની વિદ્વત્તા અને પ્રેમભર્યો અભિનયની ચર્ચા આવેલી છે. મહર્ષિ જોડે રહેનારા બહુ ભારે વિદ્વાન ગણપતિ શાસ્ત્રીના તેઓ શિષ્ય હતા. એ શિષ્યસંબંધને જોરે જ તેઓ તિરુવન્નમલય આશ્રમમાં થોડાં વર્ષ પહેલાં જઈને રહ્યા હતા. તેઓ ગોકર્ણની અંદર એક ગોશાળા અને પાઠશાળા ચલાવી રહ્યા છે. ઉત્તર ભારતમાં તો કેવળ ફરતા ફરતા આવી ચડેલા હતા. તેઓએ હિંદી પણ મારી પેઠે શીખી લીધું હતું. એમની ભાષા સાંભળીને કોઈ એવી અટકળ કરી શકે એમ નહોતું કે તેઓ દક્ષિણ ભારતના રહેવાસી છે. એમની સાથે હું નાશિકથી ત્ર્યંબક પણ દર્શન કરવાને ગયો હતો. એ ઊંચાઈ પર હું ચડી શકું એમ નહોતું એટલે મને ખુરશીમાં બેસાડીને પહાડને શિખરે લઈ જવામ આવ્યો. એની આસપાસના ડુંગરોમાં જૂની ગુફાઓ આવેલી છે, એ બધી મેં ફરી ફરીને જોઈ. એ બધું જોઈને જૂના જમાનાના તપસ્વીઓનાં જીવનની અને જૂના વખતની કળાની થોડીઘણી કલ્પના આવતી હતી. હું આવી જાતની ઘણી જગાઓ પર ગયો છું અને એ જોઈ વળ્યો છું, પણ મારું કામ બીજું છે અને એ કામમાં હું હંમેશાં પરોવાયેલો રહુ છુ, એટલે આવાં દશ્યોમાં બહુ ધ્યાન આપતો નથી અને મને એનુ સ્મરણ પણ ઝાઝું રહેતું નથી.

નાશિકમાં બીજુંયે કેટલુંક જોવાનું મળ્યું. ત્યાં આગળ પેલું સરકારી છાપખાનું આવેલું છે તેમાં બધી નોટો અને ટપાલની તથા અદાલતની બધી જાતની ટિકિટો છપાય છે. એ કારખાનું બહુ મોટું છે. એના ઉપર સખત પહેરો ગોઠવાયેલો છે. કાગળ બહુ મોંઘો છે, કેમ કે એ કાગળના ટુકડાઓમાંથી જ આ બધું બને છે. ત્યાં એક અંગ્રેજ અમલદાર હતો જે ૧૯૧૪–૧૮ના યુરોપીય મહાયુદ્ધમાં લશ્કરી અમલદાર હતો. એ ઘાયલ થયો હતો અને લંગડો થઈ ગયો હતો. એણે અમને બધે ફેરવ્યા અને એકેએક

ચીજ બતાવી અમે ત્યાં કવરપત્તાં છપાતાં ને બનતાં જોયાં. ટપાલની ટિકિટો પણ બનતી જોઈ. નોટો છપાતી જોઈ. સૌ પહેલાં જ્યાં નોટોનું મૂળ આલેખન કરવામાં આવે છે, એ વિધિ પણ જોઈ. એને માટે જે કળાકારોને નીમવામાં આવ્યા છે તેઓ હંમેશાં એ જ કામમાં મંડ્યા રહે છે. જ્યારે એમના બનાવેલા એ આલેખો મંજૂર થઈ જાય છે ત્યાર પછી એ નોટો છાપવાનો બધો સરસામાન તૈયાર કરવામાં આવે છે. બીજી એક બહુ નાની ચીજ જોઈ, પણ એનુ મહત્ત્વ આ બધી વસ્તુના જેટલું જ હતું. આપણે જાણીએ છીએ કે દીવાસળી ઉપર કર નાખવામાં આવ્યો છે. એ ઉઘરાવવાની રીત એ છે કે દીવાસળીની દરેક પેટી ઉપર એક પાતળી પટી ચોટાડી દેવામાં આવે છે અને જ્યાં સુધી એ ઉખેડી નાખવામાં ન આવે ત્યાં સુધી એ પેટીની અંદરની દીવાસળી કાઢી શકાતી નથી. કાયદો એવો છે કે એ પટી ચોટાડ્યા વિનાની એક પણ પેટી કારખાનાની બહાર કાઢી ન શકાય. કારખાનાંવાળાઓ કર ભરે એટલે સરકાર પાસેથી પેલી પટી ખરીદી શકે. એ લાંબી નાડીના જેવી પાતળી પટી પણ નાશિકના આ કારખાનામાં છપાય છે. હું ઉપર જણાવી ગયો કે અહીં કાગળની બહુ કિંમત છે. કાગળનો હિસાબ ઘણી જ કડકાઈથી રાખવામાં આવે છે. કાગળનો એક ઈંચનો કટકોયે આડોઅવળો થઈ શકતો નથી; કારણ કે જો એમ કરવામાં ન આવે તો એ ખોવાયેલા કાગળના કટકા ઉપર નોટ છપાઈને નીકળી નથી એમ કોણ કહી શકે? એટલે જો છાપવાની ભૂલને લીધે કે બીજા કોઈ કારણસર કોઈ ટુકડો બગડી જાય તોપણ તે સારી છપાયેલી નોટના જેટલી જ સભાળથી સાચવી રાખવામાં આવે છે. કારખાનામા કામ કરનારા બધા માણસોને જતી વખતે અને આવતી વખતે પોતાનાં બધાં કપડાં ઉતારીને પૂરેપૂરી ઝડતી લેવરાવવી પડે છે. કોઈ પણ માણસ એવી તપાસ વગર અદર જઈ શકતો નથી. એ લોકોએ અમારા પ્રત્યે એ નિયમનો કડક અમલ ન કર્યો. પણ અમારી જોડે એમના અનેક અમલદારો અમે જ્યાં ગયા ત્યાં અમને ઘેરીને રહેલા એક નવાઈની વાત એ હતી કે ત્યાના કામ કરનારા મજૂરો રોજેરોજ લાખો અને કરોડોની નોટો છાપીને ઠેકઠેકાણે રવાના કરતા હશે એમ છતાં એ બિચારાઓને બીજા સાધારણ કારખાનાંના મજૂરો જેટલી જ મજૂરી આપવામાં આવે છે. એમાંના ઘણાઓ અત્યત ગરીબીનું જીવન ગાળી રહ્યા હોય છે. જે માણસ રોજ લાખો રૂપિયાની કાગળની નોટો બનાવતો હોય છે, એને માંડ એક રૂપિયો રોજનું મહેનતાણું મળતું હશે. કેવી વિચિત્ર લીલા છે! આજની દુનિયા કેવી છે!

## ૧૩૩
## મધ્ય પ્રાંતના પ્રધાનમંડળનો ખેદજનક કજિયો

નાશિકથી હું મુંબઈ ગયો. ત્યાં કાર્યવાહક સમિતિ તથા મહાસમિતિની બેઠક થવાની હતી. હરિપુરા કોંગ્રેસ પછી મહાસમિતિની આ પહેલી બેઠક હતી જેમાં શ્રી સુભાષચંદ્ર બોઝ પ્રમુખસ્થાન લેવાના હતા. છેલ્લા આઠ મહિનાથી કોંગ્રેસી પ્રધાનમંડળો કામ કરી રહ્યાં હતાં. કેટલાક લોકો એની બહુ સખત ટીકાઓ કર્યા કરતા હતા. કેટલીક જગાએ પ્રધાનમંડળોની વિરુદ્ધ કોંગ્રેસીઓ જ અંદર અંદર વાડા ઊભા કરી રહ્યા હતા, એટલે પ્રધાનમંડળના કામમાં મુશ્કેલી વધતી જતી હતી મુંબઈમાં આના ઉપર વિચાર થવાનો સંભવ હતો જોકે બે પ્રાંતોનાં પ્રધાનમંડળોએ હરિપુરા વખતે આપેલાં રાજીનામાંને લીધે વાતાવરણમાં બહુ ફેર પડી ગયો હતો. એમ છતાં જે લોકો અસંતુષ્ટ હતા તેઓ ધાંધલ કરવાનું છોડતા ન હતા. હું તો મુંબઈ પહોંચીને માંદો પડી ગયો. ત્યાંની બેઠકોમાં જઈ પણ ન શક્યો. ત્યાં એક કામ બહુ ભારે થયું. ત્યાં આખા દેશને માટે એક પ્લેનિંગ કમિટી બનાવવાનું નક્કી થયું. એને માટે એવું ઠરાવવામાં આવ્યું કે એ સમિતિએ બધા પ્રાંતોની મદદ લઈને એક કાર્યક્રમ ઘડી કાઢવો અને એ કાર્યક્રમ પ્રમાણે દરેક પ્રાંતના પ્રધાનમંડળે કામ કરવું. પંડિત જવાહરલાલ નેહરુને એ સમિતિના પ્રમુખ અને પ્રો. કે. ટી. શાહને એના મંત્રી બનાવવામાં આવ્યા. એ સમિતિને બધા પ્રાંતનાં કોંગ્રેસી પ્રધાનમંડળોએ બધી જાતની મદદ આપવા માંડી. કોંગ્રેસ સિવાયના પ્રાંતોના લોકોએ પણ મદદ આપવાનું સ્વીકાર્યું. આ સમિતિ અનેક ઉપસમિતિઓમાં વહેંચાઈને પોતાનું કામ કરી રહી હતી. એનો રિપોર્ટ તૈયાર થઈ રહેવા આવ્યો હતો પણ એ પૂરેપૂરો તૈયાર થાય એ પહેલાં સરકાર જોડે કોંગ્રેસનો કજિયો મંડાયો. એટલે એ રિપોર્ટ પસાર થઈને દેશની સમક્ષ રજૂ થઈ ન શક્યો.

મુંબઈમાં મને બ્રોન્કો ન્યુમોનિયા થઈ ગયો હતો. બહુ આકરો તાવ ચડ્યો હતો. ઉધરસ પણ બહુ ભારે હતી. મારો ઉતારો બિરલા હાઉસમાં હતો. એ બધાએ મારી સેવાશુશ્રૂષાનો પૂરેપૂરો પ્રબંધ કર્યો. એક કિસ્સો જણાવવા જેવો છે. એ દિવસોમાં હિટલરે કાઢી મૂકેલા કેટલાય યહૂદીઓ દેશ છોડીને આમતેમ ચાલ્યા ગયા હતા. એમાંના કેટલાક ડૉક્ટરોએ મુંબઈ આવી પોતાનો ધંધો કરવા માંડ્યો હતો. એમાંનો એક

જણુ બિરલા હાઉસમાં આવજા કરતો. મારો ઉપચાર એણે કરવા માંડ્યો. બે ત્રણ દિવસ દવા લેવા છતાં કશો ફેર પડયો ન હતો. મારા સાંભળવામાં આવ્યું કે શ્રી પુરુષોત્તમ પટેલ (હવે સ્વર્ગવાસી) તથા બીજા મુંબઈના કેટલાક ડૉક્ટર મિત્રો ચિડાયા કે એમને ન બોલાવતાં આ જર્મન ડૉક્ટરની દવા ચાલે છે. આ સમાચાર મળતાં એ લોકોને બોલાવવામાં આવ્યા ને પછી એ વખતના મુંબઈના મંત્રી ડૉ. ગિલ્ડર પણ ત્યાં આવ્યા અને એમની દવા શરૂ થઈ. એમ છતાં મારી તબિયતમાં સુધારો ન થયો એટલે મહાત્માજીએ સલાહ આપી અને મને એ ગમી ગઈ કે મારે વર્ધા ચાલ્યા જવું. મુંબઈની હવામાં ભેજ રહ્યા કરે છે જે મારાથી સહન નથી થઈ શકતો, એટલે હું વર્ધા ચાલ્યો ગયો. ડૉક્ટરોને એ વાતનો ગુસ્સો હતો કે એ લોકો હાજર હોવા છતાં એક અજાણ્યા પરદેશી ડૉક્ટરનો ઇલાજ શા વાસ્તે કરવામાં આવ્યો. એમની એ ચીડમાં પ્રેમ નીતરતો હતો. વળી એથી એ પણ જાહેર થતું હતું કે એ દાક્તરોને પોતાની કાબેલિયત ઉપર એટલી આત્મશ્રદ્ધા છે અને એમનામાં એટલું દેશાભિમાન છે કે મારા સમા એક દેશસેવકનો ઇલાજ પારકે હાથે થાય એ એમને અસહ્ય હતું. વર્ધા ગયા પછી પણ મને જલદી ફાયદો ન થયો ત્યાંથી તાર કરીને ડૉ. બૅનરજી અને ડૉ. શરણુને તેડાવવા પડ્યા. ડૉ. શરણુ તો આવી ન શક્યા પણ ડૉ. દામોદરપ્રસાદને સાથે લઈને ડૉ. બૅનરજી વર્ધા આવ્યા. તેઓ ત્રણેક દિવસ ત્યા રોકાયા. તબિયત સારી થઈ એટલે હું ત્યાં જ રોકાઈ ગયો.

મધ્ય પ્રાંતના પ્રધાનમંડળમાં અંદર અંદર ભારે મતભેદ ઊભો થયો છે, અને એ લોકો એકબીજા સામે ફરિયાદો કરે છે, એ ખબર મુંબઈમાં જ સાંભળ્યા હતા. એટલે પાર્લમેન્ટરી કમિટીએ એ વાતની તપાસ કરવાનો નિર્ણય મુંબઈમાં જ કર્યો હતો. એ અરસામાં મધ્ય પ્રાંતની સરકાર પંચમઢીમાં રહેતી હતી. એટલે સરદાર વલ્લભભાઈ પટેલ અને મૌલાનાસાહેબ ત્યાં પહોંચ્યા. મારી તબિયતને કારણે હું ન જઈ શક્યો. મૂળ કજિયો વડાપ્રધાન ડૉક્ટર ખરે અને પંડિત દ્વારકાપ્રસાદ મિશ્રની વચ્ચે હતો. મધ્ય પ્રાંતનું પ્રધાનમંડળ બન્યું તે પહેલાં હિંદુસ્તાની મધ્ય પ્રાંતમાં બે પક્ષો હતા. તેમાંનો એક પંડિત દ્વારકાપ્રસાદ મિશ્રનો અને બીજો, રવિશંકર શુક્લનો ગણાતો હતો. ૧૯૩૭ની સાલમાં જ્યારે ધારાસભાની ચૂંટણીઓ શરૂ થઈ ત્યારે પંડિત દ્વારકાપ્રસાદની સામે કેસ ચાલવાના સમાચાર ફેલાયા. એ ઉપરથી એમણે કાર્યવાહક સમિતિને જણાવ્યું કે એમની પોતાની સામે કેસ મંડાવાની વાત ચાલે છે એટલે જ્યાં લગી એ કેસ

પતી ન જાય અને તેઓનાં ચારિત્ર્યની શુદ્ધિ વિષે ખાતરી ન થઈ જાય ત્યાં સુધી તેઓ કૉંગ્રેસનાં બધાં પદોથી અળગા રહેવાને તૈયાર છે. મધ્ય પ્રાંતમાં, ધારાસભામાં જ્યાં સુધી હિંદુસ્તાની વિભાગના સભ્યો પૂરેપૂરો ટેકો ન આપે ત્યાં સુધી કોઈ પણ ત્યાંની કૉંગ્રેસ પાર્ટીનો નેતા થઈ શકે તેમ નહોતું. પંડિત દ્વારકાપ્રસાદે ડૉ. ખરેને મદદ કરી અને એમની મદદ વડે જ તેઓ નેતા ચૂંટાયા. જ્યારે પ્રધાનમંડળ બનાવવાનો વખત આવ્યો ત્યારે ગવર્નરે ડૉ. ખરેને જ પ્રધાનમંડળ બનાવવાનું કહ્યું. પંડિત દ્વારકાપ્રસાદ ઉપર જે કેસ મંડાવાનો હતો એને પાયા વિનાનો ગણીને ત્યાંના અમલદારોએ ખેંચી લીધો. એ પછી પંડિત દ્વારકાપ્રસાદ પણ પ્રધાનમંડળમાં આવ્યા. આ ઉપરથી ડૉ. ખરેની જોડે એમની મિત્રતા હોવાનું મનાતું હતું અને એ વાત સાચી હતી. પંડિત રવિશંકર શુક્લ પણ પ્રધાન હતા. તેઓ કૉંગ્રેસના કાર્યમાં પંડિત દ્વારકાપ્રસાદના હરીફ લેખાતા હતા. પ્રધાનમંડળના કામમાં શુક્લજી અને મિશ્રજીનો મત ઘણી બાબતમાં મળતો આવ્યો અને એ બેવનો ડૉ. ખરે જોડે મતભેદ થયો. વાત આટલેથી જ અટકી હોત તો કાંઈ નુકસાન ન હતું કેમ કે મિત્રતા હોવી એ એક વાત છે અને દેશસેવા અંગે મતભેદ પડવો એ બીજી વાત છે. ડૉ. ખરેએ મિશ્રજી સામે ફરિયાદ કરી અને મિશ્રજીએ પણ ડૉ. સાહેબ સામે ફરિયાદ કરી.

આ બધી ફરિયાદોનો નિવેડો લાવવાને સરદાર પંચમઢી ગયા. ત્યાં કેટલીક વાતો નક્કી કરવામાં આવી અને બંને જણ વચ્ચે સમાધાન થઈ જશે અને તેઓ સાથે મળીને કામ કરવા માંડશે એવી ઉમેદ બંધાઈ. પણ એ ઉમેદ સાચી ન પડી. ડૉ. ખરે પોતાનો વિચાર બદલી ન શકયા. મિશ્રજીની સાથે તેઓને પોતાને ફાવવાનું જ નથી એમ એમણે નક્કી કર્યું. બીજી બાજુ શુક્લજી મિશ્રજીની સાથે કામ કરતા કરતા વધારે હળતામળતા થઈ ગયા. એવાં લક્ષણો જણાવા લાગ્યાં કે ડૉ. ખરે કોઈ ને કોઈ ઉપાયે એ બંનેને પ્રધાનમંડળમાંથી કાઢી મૂકશે. બન્યું એવું કે આ કજિયાનો અંત આણવાને જે પ્રયત્નો થયા એ નકામા ગયા; અરસપરસનું ઝેર વધતું ગયું. વર્ધામાં હું સાજો થયા પછી આરામ લઈ રહ્યો હતો ત્યાં અચાનક ખબર મળ્યા કે એ કજિયો બહુ ઉગ્ર થઈ ગયો છે. પાર્લમેન્ટરી કમિટી અને કારોબારી સમિતિની બેઠક એ પછી બે જ દિવસની અંદર થવાની હતી. એ બેઠક થાય તે પહેલાં જ ડૉ. ખરે ચાલુ પ્રધાનમંડળ વિખેરી નાખીને પોતાનું મનફાવતું નવું પ્રધાનમંડળ બનાવી લેવા માગતા હતા. એ હેતુ પાર પાડવાને એમણે ગવર્નરની મદદ લીધી

હતી. મને આ વાતની ખબર મળી કે તરત જ મેં એમને એક કાગળ લખીને એવું કશું ગલું ન લેવાનું જણાવ્યું અને બે જ દિવસમાં પાર્લમેન્ટરી કમિટી અને કાર્યવાહક સમિતિ ભરાવાની હોઈ એની રાહ જોવા કહ્યું. મારો એ કાગળ રાત્રે ગયો. એમણે એ જ રાત્રે પ્રધાનમંડળનું રાજીનામું આપી દીધું. ગવર્નર પાસે એ સ્વીકારાવી લીધુ અને નવું પ્રધાનમંડળ બનાવીયે લીધું. એ રાત્રે કોઈક કારણસર મારો કાગળ એમને પહોંચી ન શક્યો. બીજે દિવસે સવારે પ્રધાનમંડળ બની ગયુ. એમાં પહેલાંના આ બે પ્રધાનો નહોતા; કેટલાક નવા માણસો લેવામાં આવ્યા હતા. બધી વાત એટલી ઉતાવળમાં રાતોરાત કરી નાખવામા આવી કે નાગપુરની સાવ પાસે હોવા છતાં પ્રધાન-મંડળ ફરીથી રચાયાની પૂરી ખબર અમને બધું બની ગયા પછી જ મળી. બીજે દિવસે જ્યારે પાર્લમેન્ટરી કમિટીની બેઠક થઈ ત્યારે સૌએ આ બનાવને વખોડી કાઢ્યો. બંને પક્ષના લોકોને બોલાવવામાં આવ્યા. નવા બનાવવામાં આવેલા પ્રધાનોને પણ બોલાવવામાં આવ્યા. શ્રી સુભાષચંદ્ર બોઝ આવી પહોંચ્યા હતા. તેઓ પાર્લમેન્ટરી કમિટીના મેમ્બર ન હતા છતાં કોંગ્રેસના પ્રમુખ હોઈ સૌના ઉપરી હતા. એમની રૂબરૂમાં બંને પક્ષની વાત સાંભળવામાં આવી. કમિટીને લાગ્યું કે આવી રીતે નવું પ્રધાનમંડળ બનાવી લેવું ખોટું છે; ખાસ કરીને જ્યારે તરતમાં જ પાર્લમેન્ટરી કમિટી ને કાર્યવાહક સમિતિની બેઠક થવાની હતી ત્યારે એ વધારે ખોટું છે. નવા પ્રધાનમંડળને રાજીનામું આપી દેવાનું કહેવામાં આવ્યુ. આ બધી વાતો પૂરી થતાં મધરાત થઈ. એમ છતાં ડૉ. ખરેએ ટેલિફોનથી ગવર્નરને ખબર આપી કે તેઓ પોતે અને એમના નવા સાથીદાર પ્રધાનો રાજીનામું આપી રહ્યા છે, અને સવાર થતાં એમણે પોતાનું રાજીનામું લખીને મોકલી આપ્યું. બીજાઓએ પણ રાજીનામાં મોકલી આપ્યાં હવે નવુ પ્રધાનમંડળ બનાવવાનું નક્કી થયું. આ નવા પ્રધાનમંડળમાં પંડિત રવિશંકર શુક્લ વડાપ્રધાન બન્યા અને પંડિત દ્વારકાપ્રસાદ પણ પ્રધાન થયા. ડૉ. ખરેને એમાં ન લેવામાં આવ્યા. મધ્ય પ્રાંતની ધારાસભાની કોંગ્રેસ પાર્ટીની બેઠક વર્ધામાં થયેલી અને એમાં શ્રી સુભાષબાબુ તથા અમે બધા હાજર રહેલા. એ બેઠકમા પાર્ટીએ શુક્લજીને પોતાના નેતા ચૂંટ્યા, એટલે તેઓ જ વડાપ્રધાન બન્યા.

આ બધી હિલચાલથી ત્યાં આગળ ભારે ઊહાપોહ થયો. ડૉ. ખરે બહુ જ ગુસ્સે ભરાયા એમણે પાર્લમેન્ટરી કમિટી અને મહાત્માજીની બહુ સખત ટીકા કરી. અને એ આખી કારવાઈની પણ બહુ કડક શબ્દોમાં ટીકા

કરી. ડૉ. ખરે મહારાષ્ટ્રીય બ્રાહ્મણ છે અને શુકલજી તથા મિશ્રજી ઉત્તર ભારતના હિંદીભાષી કાન્યકુબ્જ બ્રાહ્મણ છે. મધ્ય પ્રાંતની ધારાસભામાં અને બહાર બીજે પણ મહારાષ્ટ્રી અને અમહારાષ્ટ્રીનો ઝઘડો ઊભો થયો. કેટલાક દિવસ સુધી તો એમ જણાયું કે કૉંગ્રેસની અંદર ભારે ફાટફૂટ પડી જશે. ડૉ. ખરે એવે પાટે ઊતરી ગયા કે કેટલાક દિવસ પછી એમની ઉપર શિસ્તનાં પગલાં લેવાં પડ્યાં એમને કૉંગ્રેસની બહાર કાઢી મૂકવા પડ્યા. આ આખો કજિયો હજુ ચાલુ હતો ત્યાં એક ચોપાનિયું બહાર પડ્યું. એમાં ડૉ. ખરેએ કરેલા કામને ટેકો આપવામાં આવ્યો હતો અને કારોબારી સમિતિએ લીધેલ પગલાને વખોડવામાં આવ્યું હતું આ આખો સવાલ મહાસમિતિ સમક્ષ રજૂ થવાનો હતો. પહેલા વર્ધામાં અને પછી નાગપુરમાં અનેક દિવસો સુધી શ્રી સુભાષબાબુ રોકાયા. એમણે એક બહુ વિસ્તૃત વક્તવ્ય ઘડયું અને એમાં ઝીણવટથી બધી વિગતો લખી કાઢી. એ વક્તવ્ય પુસ્તકરૂપે છાપવામાં આવ્યું. મહાસમિતિની બેઠક વખતે એ વહેંચવામાં આવ્યું. એ આખા કિસ્સા ઉપર વિચાર કરવામાં આવ્યો અને છેવટે ડૉ. ખરેને કૉંગ્રેસમાંથી બહાર કાઢવાનું નક્કી થયું. ૧૯૩૪ની સાલમાં જ્યારે મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીમાં ડૉ. ખરેએ ડૉ. મુંજેનો વિરોધ કર્યો હતો તે દિવસથી હું એમને સારી પેઠે ઓળખતો થયો હતો. એ વખતે એમણે કૉંગ્રેસના પક્ષનું સમર્થન ઘણા જ જોશપૂર્વક કર્યું હતું. જ્યારે શ્રી અભ્યંકરનો સ્વર્ગવાસ થયો ત્યારે મરાઠીભાષી મધ્ય પ્રાંતના નેતા ડૉ. ખરે જ ગણાવા લાગ્યા. અમારી બધાની જોડે એમને વ્યવહાર સારો હતો. જ્યારે પ્રાંતિક ધારાસભાની ચૂંટણીઓ કરવામાં આવી ત્યારે એમના મત પ્રમાણે જ પાર્લમેન્ટરી કમિટીએ કામ કરેલું. પ્રધાનમંડળના સંગઠનમાંયે હમેશાં તેઓને જ આગેવાન ગણવામાં આવતા. આમ એમના ઉપર પાર્લમેન્ટરી કમિટીના સભ્યોને ભરોસો હતો અને એમની જોડે વ્યવહાર પણ સારો હતો. હું જ્યારે કૉંગ્રેસના પ્રમુખ તરીકે એમના પ્રાંતમાં ગયો હતો ત્યારે એમને ત્યાં જ ઊતર્યો હતો. મુસાફરીમાં પણ તેઓએ મને સાથ આપ્યો હતો. આમ તેઓએ બધાનો આદર મેળવ્યો હતો પણ કોણ જાણે કેમ, આ પ્રસંગે તેઓએ પોતાના વિચારો સાવ બદલી નાખ્યા. મિશ્રજીની સાથે એમનો જે ઝઘડો થયો એમાં એમણે આખી પાર્લમેન્ટરી કમિટીને પણ સંડોવી દીધી. મહાત્મા ગાંધીને પણ કોરા ન જવા દીધા. આ આખો બનાવ બહુ દુઃખદ નીવડ્યો, કેમ કે એમના જેવા એક યોગ્ય પુરુષ કૉંગ્રેસના વિરોધી બની ગયા અને ત્યાર પછી એમણે કૉંગ્રેસને હેઠી પાડવાનો પ્રયત્ન કરવાની એકે તક છોડી નથી. કૉંગ્રેસનો

કટ્ટર દુશ્મન પણ ન પાડે એવી જાતનાં વક્તવ્યો એમણે કૉંગ્રેસના વિષે બહાર પાડ્યાં છે અને એને વિષે વિરોધી વાતો ફેલાવી છે. એમ છતાં અમારું ધ્યાન કૉંગ્રેસની પ્રતિષ્ઠા જાળવવા તરફ અને એની શિસ્ત ટકી રહે એ તરફ જ હતુ. બીજી કશી દૃષ્ટિથી અમે એ વિષે કંઈ કર્યું નહોતું. સાચી વાત તો એ હતી કે હુ પોતે ડૉ. ખરેને જેટલો ઓળખતો હતો અને એમના પ્રત્યે મારા મનમાં જેટલી શ્રદ્ધા હતી એટલી ઓળખાણ કે શ્રદ્ધા મિશ્રજી પ્રત્યે મને નહોતી, કેમ કે મને મિશ્રજી સાથે કામ કરવાની એટલી તક મળી નહોતી. ડૉ. ખરે પણ મિશ્રજી વિષે સારી પેઠે શ્રદ્ધા ધરાવતા હતા અને એમના ઉપર ઘણો વિશ્વાસ મૂકતા હતા. એમ છતાં બે પાંચ મુદ્દા ઉપર મતભેદ થઈ જવાને લીધે ડૉ. ખરે એટલો બધો મિજાજ ખોઈ બેઠા કે બંનેને એક પ્રધાનમંડળમાં રહેવું અશક્ય થઈ ગયુ એટલું જ નહીં, એમને પ્રધાનમંડળમાંથી કાઢી મૂકવાને માટે આકાશ પાતાળ એક કરવા બેઠા અને તેયે, કાઢી મૂકવાનું કામ એમણે ગવર્નરની મદદ લઈને કર્યું. સરવાળે આ ખેદજનક પ્રસંગનુ ફળ સારું ન આવ્યુ. એ વખતે શરૂ થયેલા કજિયાનો છેડો હજુ સુધી આવ્યો નથી. એટલું ખરું કે હવે એ કજિયાનું સ્વરૂપ પહેલાંની જેમ મરાઠી-અમરાઠી ઝઘડાનું નથી રહ્યું. આજે વખત જતાં એ ઉકળાટ ટાઢો પડી ગયો છે. પણ ડૉ. ખરે કૉંગ્રેસમાંથી નીકળી ગયા છે અને કદાચ બહાર જ રહેશે.

## ૧૩૪

# આસામ અને ઓરિસાનાં પ્રધાનમંડળો

મહાસમિતિની જે બેઠકમાં ડૉ. ખરેને દૂર કરવાનો ઠરાવ પસાર થયો એ જ બેઠકમાં બીજાં પ્રધાનમંડળો વિષે પણ ચર્ચા થઈ હતી. એ ઉપરથી જણાયું કે, પ્રધાનમંડળો પ્રત્યે કૉંગ્રેસની પોતાની અંદરના કેટલાક ભાઈઓ પણ નાખુશ હતા અને પ્રધાનમંડળ ઉપર આડોઅવળો કોઈક ને કોઈક જાતનો આક્ષેપ કરવા માગતા હતા. એ ચર્ચામાં જેઓ પોતાને વામપક્ષી કહેવરાવનારાઓ હતા એમણે ઘણી ઘણી ટીકાઓ કરી અને ખૂબ જોર કર્યું છતાં મહાસમિતિએ પ્રધાનમંડળોને વખોડવાનો ઠરાવ ન કર્યો અને કામ ચાલવા દીધું.

મજા એ હતી કે જ્યાં કૉંગ્રેસી પ્રધાનમંડળો બની ગયાં હતાં ત્યાં એના ઉપર ઉપરાઉપરી પ્રહાર ચાલુ હતા અને બીજી તરફ જ્યાં આગળ કૉંગ્રેસી પ્રધાનમંડળ નહોતાં ત્યાં કૉંગ્રેસી પ્રધાનમંડળ ઊભાં કરવાનો પ્રયત્ન પણ ચાલતો હતો. આસામ એક એવો પ્રાંત છે જ્યાં આગળ હિંદુઓ અને મુસલમાન ઉપરાંત અંગ્રેજો અને રાનીપરજના લોકોનીયે મોટી સંખ્યા બંધારણ મુજબ ત્યાંની ધારાસભામાં છે. છેલ્લી ચૂંટણી વખતે બિનમુસ્લિમ બેઠકોમાં કૉંગ્રેસે સારી સફળતા મેળવી હતી. સૌથી વધુ સંખ્યામાં કૉંગ્રેસના માણસો જ આવ્યા હતા અને આસામની ધારાસભામાં સૌથી મોટી પાર્ટી કૉંગ્રેસવાળાઓની જ હતી. પણ આખી એસેમ્બલીમાં એકલી કૉંગ્રેસની બહુમતી ન હતી. બીજા કૉંગ્રેસી પ્રાંતોમાં જ્યારે અલ્પજીવી પ્રધાનમંડળો રચાયાં હતાં ત્યારે ત્યાં પણ એવું એક પ્રધાનમંડળ બન્યું હતું. પણ એમાં ફેર એટલો હતો કે બીજી જગાઓની પેઠે ત્યાં એકલી કૉંગ્રેસ બહુમતી ધરાવતી નહોતી, એટલે જો સામી બાજુના બધા લોકો ભેગા થઈ જાય તો તેઓ લઘુમતીમાં આવી પડતા હતા. એટલે એવું બન્યું કે થોડા મહિના પછી બીજે બધે કૉંગ્રેસી પ્રધાનમંડળ રચાયાં ત્યારે આસામમાં એ ન બની શક્યું અને થોડા વખત સુધી બિન-કૉંગ્રેસી પ્રધાનમંડળ બીજી પાર્ટીઓનો સાથ મેળવીને પોતાની બહુમતી ટકાવી રાખી શક્યું. પણ એ બહુમતી સ્થાયી નહોતી. ૧૯૩૮નું વર્ષ ઊતરવા આવ્યું ત્યારે એ પ્રધાનમંડળની એવી દશા થઈ પડી કે એની બહુમતી ન રહી એટલે ત્યાં પણ એવી તક મળી કે કૉંગ્રેસ બીજાઓની સાથે મળીને પોતાની બહુમતી કરી શકે અને એ રીતે બીજાઓને સાથે

-લઈને પ્રધાનમંડળ રચી શકે. એ સ્થિતિ આવતાં ત્યાંના લોકોએ પાર્લમેન્ટરી કમિટી તથા કોંગ્રેસના પ્રમુખનો આદેશ જાણવાનો પ્રયત્ન કર્યો. પ્રમુખ પોતે, એટલે કે શ્રી સુભાષચંદ્ર બોઝ તથા પાર્લમેન્ટરી કમિટીના જે સભ્યની પાસે એ પ્રાંતની દેખરેખની જવાબદારી સોંપાયેલી હતી તે, મૌલાના આઝાદ ત્યાં પહોંચ્યા. શ્રી સુભાષચંદ્ર બોઝ પ્રધાનમંડળ બનાવવાના પક્ષમાં હતા અને એને માટે એમનો આગ્રહ હતો. પણ મૌલાના સાહેબને એ વાત રુચતી નહોતી એટલે પછી ટેલિફોન મારફતે મારો તથા સરદાર વલ્લભભાઈ પટેલનો અભિપ્રાય માગવામા આવ્યો. અમે બંને જુદે જુદે સ્થળે હતા એટલે અમે એકબીજા સાથે વાતચીત કરીને અમારો મત આપી શકીએ તેમ નહોતું. એટલે દરેકે પોતાનો અલગ અભિપ્રાય પોતે હતા ત્યાંથી મોકલી આપ્યો. મેં મૌલાનાસાહેબની વાતને ટેકો આપ્યો અને સરદારે શ્રી સુભાષબાબુની વાત સ્વીકારી લીધી. અમારી સામે મુદ્દો સિદ્ધાંતનો હતો. કોંગ્રેસે પ્રધાનપદો સિદ્ધાંતને માટે લીધાં હતાં. કેવળ પદારૂઢ થવા માટે એ પદ લેવા નહોતી માગતી. જ્યાં આગળ એની પોતાની બહુમતી ન હોય ત્યાં એને બીજા વિચારવાળાઓ ઉપર આધાર રાખવો પડતો હતો. અમને એમ લાગતું હતું કે જ્યાં આગળ કોંગ્રેસની પોતાની બહુમતી હતી ત્યાં જેટલી છૂટથી અને બેધડકપણે કામ ચલાવી શકાતું હતું એટલી છૂટથી અને બેધડકપણે આવે સ્થળે કામ નહીં ચલાવી શકાય. યુક્ત પ્રાંતમાં અને બિહારમાં રાજીનામાં આપીને પ્રધાનમંડળો રાજદ્વારી કેદીઓને છોડાવી શક્યાં હતાં, એ આ બહુમતીનો જ પ્રતાપ હતો. ઓરિસ્સામાં પણ સર જૉન હૅબને ગવર્નર થતાં અટકાવ્યો હતો એ પણ આ બહુમતીને આધારે. આવો કોઈ પ્રસંગ ઊભો થાય તો બીજાઓને આધારે આસામમા કોંગ્રેસ આવુ ભારે કામ કરી-શકે ખરી કે? એ શક પડતી વાત હતી એટલે મને લાગતું હતું કે ત્યાં પ્રધાનમંડળ તો રચી શકાશે અને સાધારણ રીતે પ્રધાનમંડળ પોતાનું કામ પણ ચલાવી શકશે. પણ કોઈ ગંભીર પ્રસગ ઊભો થાય ત્યારે આપણે કોંગ્રેસની નીતિ નહીં ચલાવી શકીએ. પણ શ્રી સુભાષબાબુનું એમ કહેવુ હતું કે એક વાર પ્રધાન-પદાં લઈ લેશું એટલે કોંગ્રેસની શક્તિ વધી જશે અને જે લોકો અલગ રહ્યા છે તેઓ એની સાથે આવી જશે, એટલે પ્રધાનપદાં લેવાં એ સારું છે. સરદારે પ્રમુખની વાત રાખી. અને ત્યાં બરાબર એવે ટાંકણે પ્રધાનમંડળ બન્યુ જ્યારે મહાસમિતિની બેઠક બેચાર દિવસની અંદર જ થવાની હતી. આસામથી પાછા ફરતાં શ્રી સુભાષબાબુની તબિયત નરમ થઈ ગઈ હતી. એટલે તેઓ એ બેઠકમાં મોડા પહોંચ્યા.

ઓરિસાનો ઉલ્લેખ ઉપર થયો છે. ત્યાં મિ. ડેન સિવિલ સર્વિસમાં મોટા અમલદાર હતા. ત્યાંના ગવર્નર રજા ઉપર ઊતરવાના હતા ત્યારે એમની જગાએ થોડા મહિનાને વાસ્તે મિ. ડેનને નીમવામાં આવ્યા. પ્રધાનમંડળે એની સામે વાંધો લીધો. એમનું કહેવું એ હતું કે જે અમલદાર અમારા હાથ નીચે કામ કરતો હતો અને જેને થોડા વખત પછી ગવર્નર પાછો આવે ત્યારે ફરી અમારા હાથ નીચે કામ કરવું પડશે તેને ગવર્નર ન બનાવવો જોઈએ કારણ કે જે માણસ આજ અમારા હાથ નીચે છે તે માણસ કાલે અમારો ઉપરી બની જાય અને અમારે એના હાથ નીચે કામ કરવું પડે એ ઠીક ન કહેવાય એટલું જ નહીં પણ અમને કામ કરવામાં મુશ્કેલી પડે અને આગળ જતાં સિવિલ સર્વિસના લોકો ઉપર અમારો અમલ સરખી રીતે ચાલી ન શકે. એટલે પ્રધાનમંડળે ધમકી આપી કે જો મિ. ડેન ગવર્નર નિમાશે તો પ્રધાનો પોતાના પદ પર કાયમ નહીં રહી શકે અને પ્રધાનમંડળ રાજીનામું આપી દેશે. પ્રધાનોનો મિ. ડેન પ્રત્યે કોઈ વ્યક્તિગત ટંટો ન હતો, જોકે થોડાક વિષમ પડેલા એકાદ મુદ્દા પર એમની વચ્ચે મતભેદ થઈ ગયો હતો પણ પ્રધાનમંડળ એમનો વિરોધ કેવળ સિદ્ધાંતને ખાતર જ કરતું હતું. એને પરિણામે ગવર્નરે રજા ઉપર જવાનું માંડી વાળ્યું અને એ વખતે અવેજી ગવર્નર નીમવાનો પ્રસંગ ન રહ્યો. બીજા પ્રાંતોમાં પણ જ્યાં જ્યાં ગવર્નરો રજા પર ગયા અને કામચલાઉ ગવર્નર નીમવાની જરૂર પડી ત્યારે એ જ પ્રાંતના સિવિલિયનને એ પદ આપવામાં ન આવ્યું, બીજા પ્રાંતમાંથી કોઈને આણવામાં આવ્યા. આ તો થઈ સિદ્ધાંતની વાત. પણ એ વિચારવા જેવું છે કે મોટે ભાગે ગવર્નર ચાર મહિના માટે રજા ઉપર જતો હોય ત્યારે જો કોઈ સિવિલિયનને એટલા વખત પૂરતો ગવર્નર બનાવવો જ હોય તો બીજા પ્રાંતના સિવિલિયનને બોલાવવો તો એ પ્રાંતને માટે કેટલું નાભદાયક ગણાય? ચાર મહિના જેટલા ગાળામાં તે એ પ્રાંતને વિષે જાણકાર પણ બની ન શકે. એનો અર્થ એ કે એ માણસ ફક્ત ખુરશી શોભાવશે અને કાંઈ કરવા કારવવાનો નથી. સૌથી સારી રીત તો એ લાગે છે કે એવે પ્રસંગે બધી રીતે યોગ્ય હોય એવા કોઈ એ જ પ્રાંતના ગેરસરકારી માણસને ગવર્નર બનાવવો જોઈએ જે એ પ્રાંતનો બધી વાતે ભોમિયો હોય. પણ આ તો એક બંધારણમાં રહેલી નાનકડી ખામી છે. એના કરતાં ઘણી મોટી મોટી ખામીઓ એમાં ભરેલી છે. એટલે એ આખું બંધારણ બદલી નાખ્યે જ છૂટકો થવાનો છે.

# ત્રિપુરી કૉંગ્રેસ પહેલાં અને પછી

મહાસમિતિની બેઠક પૂરી થઈ પણ હજુ કારોબારી સમિતિના સભ્યો વિખેરાયા ન હતા; એટલામાં યુરોપના સમાચાર આવ્યા કે હિટલર ચેકોસ્લોવાકિયા ઉપર ચડાઈ કરવા માગે છે ને ઇંગ્લંડના વડાપ્રધાન મિ. ચેંબરલેન એને મળવાને ઊપડ્યા છે. એ બધા સમાચારો ઉપરથી જર્મની અને ઇંગ્લંડ વચ્ચે લડાઈ ફાટી નીકળવાની દહેશત ઊભી થઈ હતી એટલે કારોબારી સમિતિ ત્યાં જ રોકાઈ ગઈ અને જો લડાઈ જાગે તો કૉંગ્રેસે શું કરવું જોઈએ એનો વિચાર કરવા લાગી. હિટલર ચેકોસ્લોવાકિયા ઉપર ચઢાઈ કરે એ બિલકુલ અનુચિત હતું એમાં કાંઈ શક નહોતો. એબીસિનિયા ઉપર ઇટાલીની ચઢાઈ જેટલી અયોગ્ય હતી એટલી જ એ અયોગ્ય હતી. જોકે હિટલરની પાસે એક બહાનું હતું ખરું કે કેટલાક જર્મનો ચેકોસ્લોવાકિયામાં છે; અને ચેક સરકારની વર્તણૂક એ લોકોની સાથે સારી નથી, એટલે એ જર્મન લોકો જર્મની ભેગા રહેવા માગે છે. ચેકોસ્લોવાકિયામાં વસતી ત્રણ જાતના લોકોની હતી: થોડાક જર્મન, થોડાક ચેક અને થોડાક સ્લેવોક. યુરોપના પહેલા મહાયુદ્ધ વખતે આ દેશ ઑસ્ટ્રિયાના સામ્રાજ્યને તાબે હતો. એ યુદ્ધ પછી એ સ્વતંત્ર થયો. ઑસ્ટ્રિયાનું સામ્રાજ્ય જ્યારે અનેક ટુકડાઓમાં વહેંચી નાખવામાં આવ્યું ત્યારે આ એક ટુકડાને સ્વતંત્ર દેશ રૂપે સ્થાપવામાં આવ્યો. એબીસિનિયાની લડાઈ ચાલતી હતી અને ઇટાલીએ એના ઉપર હુમલા કરીને એને ઓહિયાં કરી જવાનો પ્રયાસ માંડ્યો હતો, ત્યારે કૉંગ્રેસે એબીસિનિયા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી હતી. એમ તો બ્રિટિશ સરકાર પણ સહાનુભૂતિ બતાવતી હતી. કૉંગ્રેસે સામ્રાજ્યની લડાઈમાં અંગ્રેજ સરકારને મદદ ન કરવાનું નક્કી કર્યું હતું અને જો એબીસિનિયા જેવા નબળા દેશની વહારે ધાઈ બ્રિટિશ સામ્રાજ્ય ઇટાલી સામે લડાઈ માંડે તો કૉંગ્રેસ મુશ્કેલીમાં આવી પડે એવી વિમાસણ એ વેળા ઊભી થઈ હતી. કેમ કે એબીસિનિયાને મદદ આપવાનું કૉંગ્રેસને ગમતું હતું પણ બ્રિટિશ સામ્રાજ્યને મદદ આપવી એને ગમતી ન હતી. એ જ રીતે ચેકોસ્લોવાકિયાની બાબતમાં પણ એ જ પ્રશ્ન ફરી વાર ઊભો થયો. એ ઉપરાંત એની સાથે વિચારવાનો બીજો મુદ્દો એ પણ હતો કે કૉંગ્રેસ ધારે તો શી મદદ કરી શકે? પહેલું તો એ કે કૉંગ્રેસે

અહિંસાનો સિદ્ધાંત સ્વીકારી લીધો હતો. એ સિદ્ધાંત સાચવીને સશસ્ત્ર લડાઈમાં એ મદદ આપી શકે કે નહીં એ ગૂંચવણભર્યો સવાલ હતો. બીજી બાજુ અમે એ પણ જોઈ રહ્યા હતા કે અનેક પ્રાંતોમાં જે કોંગ્રેસી પ્રધાનમંડળ કામ કરી રહ્યાં હતાં એમનું બધું કામ અહિંસાના સિદ્ધાંત ઉપર નહોતું ચાલતું. કેટલીયે જગાએ કોંગ્રેસી પ્રધાનમંડળની અમલદારીમાં પણ બળવો વગેરે દબાવવાને ગોળી ચલાવવી પડી હતી. પોલીસ અને જેલખાનાં પહેલાંની જેમ જ ચાલી રહ્યાં હતાં. મધ્યસ્થ સરકારમાં કોંગ્રેસનો અમલ નહોતો છતાં ત્યાંયે વડી સરકારના લશ્કરનો વિરોધ અહિંસાના આધાર ઉપર કદીયે કરવામાં નહોતો આવ્યો. અને કયારેય એવું કહેવાયું નહોતું કે અમે અહિંસામાં માનનારા છીએ એટલે અમારે હથિયારબંધ લશ્કરની જરૂર નથી. અને એ બધી વાત ઉપરાંત સાચું તો એ હતુ કે જો ખરે જ લડાઈ થાય તો આપણા હાથમા કાંઈ વાત રહે નહીં અને કોંગ્રેસને એમાં પરાણે મદદ આપવી પડે અથવા એનો વિરોધ કરવો પડે. આ બધા પ્રશ્નો એકસામટા અમારી સામે આવી પડયા હતા. મહાત્માજી પણ એ વખતે અમારી વચ્ચે હાજર હતા પણ પંડિત જવાહરલાલ નેહરુ એ વખતે યુરોપ ગયા હતા એટલે અમને મહાત્માજીની સલાહ તો મળે એમ હતી, પણ જવાહરલાલજીનો મત અમે જાણી શકીએ એમ નહોતું. આ બધી બાજુનો વિચાર ચાલ્યો. અમારી સામે ખાસ પ્રશ્ન એ હતો કે કોંગ્રેસ પ્રધાનમંડળોને શો આદેશ આપવો? કાર્યવાહક સમિતિના સભ્યો વચ્ચે આ મુદ્દા ઉપર મતભેદ હોવાનું એ જ વખતે પ્રગટ થયું. પણ સભાપતિનો મત શો હતો અને તેઓ શો આદેશ આપત એ અમે ઘણી મહેનત કર્યા છતાયે જાણી ન શકયા. અમે સૌ આ બધી વિમાસણમાં હતા એટલામાં યુરોપથી ખબર આવ્યા કે ફ્રાન્સ અને ઇંગ્લંડે મળીને જર્મની જોડે આ પ્રસંગે તો કશોક મેળ સાધી લીધો છે અને હવે લડાઈ થાય એમ નથી.

આ વર્ષ પણ લગભગ પૂરું થવા આવ્યું. આ વર્ષે કોંગ્રેસવાળાઓ મોટે ભાગે પ્રધાનમંડળના કામમાં રોકાયેલા રહ્યા. કોંગ્રેસ સમિતિઓની અંદર ઠેરઠેર કજિયાઓ થયા. કોંગ્રેસની ચૂંટણી અંગે ખૂબ જ આવેશપૂર્વક રસાકસી ચાલી. કાર્યકર્તાઓએ બહુ જોર કર્યું એટલે આ બેત્રણ વરસ દરમ્યાન કોંગ્રેસમાં પુષ્કળ સભ્યો નોંધાયા. પહેલી વાત એ કે કોંગ્રેસ અમુક મુદત માટે ગેરકાયદેસર ઠરાવાયેલી એટલે હવે જ્યારે એ ફરી કામ કરવા લાગી ત્યારે લોકોમાં ખૂબ ઉત્સાહ આવ્યો હતો. ત્યાર પછી થોડા જ અરસા બાદ નવા બંધારણ મુજબ ધારાસભાની ચૂંટણીઓ

થવાની હતી. એમાં કોંગ્રેસ તરફથી લોકોએ ઉમેદવારપત્રક ભરવામાં ઉત્સાહ બતાવ્યો લોકોના મનમા કદાચ એમ હતું કે પોતાના વિચારના લોકો કોંગ્રેસમા દાખલ કરી દઈ શકાય તો આગળ જતાં પોતાના વિચારવાળાઓને ઉમેદવાર તરીકે પસદ કરાવી શકશે. એવી જ જાતના બીજાયે કેટલાંક કારણો ઊભાં થતા ગયા અને કોંગ્રેસના સભાસદો પુષ્કળ વધી ગયા. હવે કોંગ્રેસના પ્રતિનિધિઓની ચૂટણીનો તથા મહાસમિતિના સભ્યો તથા કોંગ્રેસના પ્રમુખની ચૂંટણીનો સમય પણ આવી લાગ્યો. કેટલાક જણુ આ વખતે મૌલાના અબુલ કલામ આઝાદને જ કોંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટવા ઇચ્છતા હતા. બીજા કેટલાક સુભાષબાબુને જ ફરી વાર ચૂંટવા માગતા હતા. એ અગે એમ પણ સાંભળવામાં આવ્યુ કે સુભાષબાબુની પોતાનીયે ફરી વાર ચૂંટાવાની ઇચ્છા હતી. પરંતુ કાર્યવાહક સમિતિના સભ્યો સમક્ષ એ વાત આવી ન હતી હરિપુરા કોંગ્રેસ ભરાઈ તે પહેલા સુભાષબાબુ બધાયના અનુમોદનથી તથા ખાસ કરીને મહાત્માજીની સલાહ અને એમના આશીર્વાદથી એકમતે પ્રમુખ ચૂંટાયા હતા. જો તેઓ પોતાની ઇચ્છા મહાત્માજીને જણાવત અને અમે બધા ભેગા બેસીને વિચાર કરત તો ઘણુ કરીને આનો કઈક ને કંઈક ઉપાય નીકળી આવત અને વાત આગળ ન વધત. પણ સુભાષબાબુએ કે એમને ટેકો આપનારાઓએ એવું કશુ કર્યું નહીં. અને એને લઈને આગળ જતા બહુ ખરાબ રીતે ઝઘડો ઊભો થયો.

૧૯૩૯ની સાલમા કોંગ્રેસનું વાર્ષિક અધિવેશન મધ્ય પ્રાંતમાં જબલપુર પાસે ત્રિપુરી નામના સ્થળે થવાનું હતું. જાન્યુઆરીમાં બારડોલીની અંદર કારોબારી સમિતિની એક બેઠક મળી. એ વખતે મહાત્માજી અનેક વર્ષોથી દર વરસે શિયાળાનો એક મહિનો બારડોલીમા ગાળતા હતા. એ દિવસોમાં મહાત્માજી ત્યાં હતા એટલે કારોબારી સમિતિની બેઠક ત્યાં રાખવામાં આવેલી. ત્યાં કંઈ ખાસ મહત્ત્વનો પ્રશ્ન રજૂ થયાનું મારા સ્મરણમાં નથી ત્યાથી રવાના થયા પહેલાં અમે અંદર અંદર એકબીજા સાથે જે થોડીઘણી ચર્ચા કરી એ ઉપરથી મને એવી છાપ પડી કે આપણે બધાયે મૌલાના સાહેબને જ પ્રમુખ ચૂટવા જોઈએ. આને અંગે સુભાષબાબુ જોડે કશી વાત થઈ ન હતી. બનતા લગી એમણે મહાત્માજી જોડે પણ એ વિષે કશી વાત કરી નહોતી. પણ અમે એમ સાંભળ્યુ કે તેઓ જ્યાં જ્યાં જતા હતા ત્યાં ત્યા પોતાની વિચારધારાને મળતા કોંગ્રેસવાળાઓ પાસે પોતાને જ પ્રમુખ બનાવવાની વાત કરતા હતા. મહાત્માજીએ મૌલાના સાહેબ સાથે વાત કરી અને તેઓએ પ્રમુખ બનવાનુ સ્વીકાર્યું પે

ખરું. પણ પાછળથી એમણે પોતાનો વિચાર બદલ્યો અને પોતાની નામરજી મહાત્માજીને જણાવી દીધી. હું પટના પહોંચી ગયો હતો. ત્યાં સરદાર વલ્લભભાઈનો તાર આવ્યો કે દાક્તર પટ્ટાભિ સીતારામૈયાના સમર્થન માટેના નિવેદનમાં મારી સહી એમને જોઈએ છે. મેં એ વાત સ્વીકારી લીધી. ત્યારે મને જણાયું કે દાક્તર પટ્ટાભિ જ ચૂંટાવા જોઈએ. વલ્લભભાઈએ આ નિર્ણય મહાત્માજીની સલાહ મુજબ કર્યો હતો. હવે એ વાત જાહેર થઈ ગઈ કે મૌલાના પ્રમુખ થવા માગતા નથી અને હરીફાઈ સુભાષબાબુ અને દાક્તર પટ્ટાભિ સીતારામૈયાની વચ્ચે છે.

એમ તો દરેક વરસે પ્રમુખપદની ચૂંટણી માટે બે ચાર નામ રજૂ કરવામાં આવે છે અને એમાંના એકને ચૂંટવામાં આવે છે; પણ હમણાં કેટલાંયે વરસથી બે જણની વચ્ચે હરીફાઈ ઊભી થતી ન હતી. મોટે ભાગે કોઈના કહ્યા વગર જ દરેક પ્રાંતના લોકો માની લેતા હતા કે આ વેળા અમુક વ્યક્તિને પ્રમુખ ચૂંટવો જોઈએ. અને એ મુજબ એની જ વરણી થતી હતી. બીજાં જે નામો આવતાં એને અંગે કોઈ ખાસ પ્રયત્ન કરવામાં નહોતો આવતો. છૂટક છૂટક ક્યાંક બીજા નામને મત મળી જતા તોયે એનો અર્થ એ કાઢવામા નહોતો આવતો કે એકની હરીફાઈમાં બીજો ચૂંટાયો છે. આ વેળાની ચૂંટણીએ જુદું જ રૂપ લીધુ. બે જણ વચ્ચે સામસામી ચડસાચડસી છે એ સ્પષ્ટ થઈ ગયુ. એટલું જ નહીં, કંઈક એવુયે જણાવા લાગ્યુ કે એક બાજુએ ગાંધીજીના વિચારોને મળતા આવતા વિચારવાળા લોકોનું જોર છે અને બીજી બાજુએ ગાંધીજીના કાર્યક્રમ પ્રત્યે અણવિશ્વાસ ધરાવનારા લોકોનું જોર છે. એમ તો મુંબઈવાળી કૉંગ્રેસના અરસાથી જ ગાંધીજી કૉંગ્રેસમાંથી છૂટા થઈ ગયા હતા છતાંયે હજુ લગી કૉંગ્રેસમાં એમની જ વિચારધારા પ્રવર્તી રહી હતી, બધી બાબતમાં એમની સલાહ મુજબ જ કામ ચાલી રહ્યું હતું. જ્યારે જ્યારે મનભેદ ઊભો થતો ત્યારે બધી ગૂંચવણોનો ઉકેલ તેઓ જ આણતા અને બધા વિખવાદોનો નિવડો તેઓ જ કરી આપતા. આ વખતે એવાં લક્ષણો દેખાયાં કે કંઈક અનોખું બનવાનું છે; એટલે સૌને થયું કે, જે જાતે જ પોતાનો કાર્યક્રમ રજૂ કરે અને પોતાને આંકેલે રસ્તે કૉંગ્રેસને લઈ જવા ઇચ્છે એવી જ વ્યક્તિની ચૂંટણી થવી જોઈએ. એમ કહેવું એ સાચું તો હતું પણ ચૂંટણી વખતે એ બધી વાતની ચોખવટ નહોતી થઈ. ગાંધીજીએ પોતાની તરફથી કશુંયે નિવેદન બહાર પાડ્યું ન હતું. જો મૌલાના સાહેબ ઉમેદવાર તરીકે કાયમ રહ્યા હોત તો તેઓ બહુ મોટી બહુમતી વડે ચૂંટાયા હોત એ વાત નિર્વિવાદ હતી, કેમ કે સાધારણ કૉંગ્રેસજનોને

એમના પ્રત્યે ભાવ હતો અને તેઓ (મૌલાના) ગાંધીજીના કાર્યક્રમથી અલગ પડવા માગતાયે ન હતા. દાક્તર પટ્ટાભિ સીતારામૈયા એક વિચારધારા અને એક કાર્યક્રમના પ્રતીકરૂપે ચૂંટણીમાં ઉમેદવાર તરીકે ઊભા છે એ વાત કોઈ સમજ્યું નહીં. ચૂંટણી તો થઈ જ. એને પરિણામે સુભાષચંદ્ર બોઝ ઘણી જ મોટી બહુમતીથી ચૂંટાઈ આવ્યા.

અનેક વરસો થયાં કોંગ્રેસનું અધિવેશન ભરાય એ પહેલાં કાર્યવાહક સમિતિની બેઠક ભરવાનો રિવાજ ચાલતો આવેલો છે. અને એમાં કોંગ્રેસ વખતે મળનારી વિષયવિચારિણી સમિતિ માટેના ઠરાવોના ખરડા તૈયાર કરવામાં આવે છે. આ વખતે પણ એ મુજબ જ થવાનું હતું. કારોબારી સમિતિમાં જે લોકો હતા તેઓમાંના ઘણાખરા સુભાષબાબુના વિચારો (જેટલે અંશે એ જાણીતા હતા એટલે અંશે) સાથે મળતા નહોતા થતા. એટલે અમે વિચાર્યું કે સુભાષબાબુ પોતાના વિચારોને અનુકૂળ વિચારવાળા લોકો જોડે મળીને જ પ્રસ્તાવ ઘડી કાઢે એ સારું થશે; કેમ કે કોંગ્રેસનો ભાર એમને જ ઉપાડવાનો હતો. એમ થાય એ અમારે માટે, એટલે ગાંધી વિચારધારામાં વિશ્વાસ રાખનારાઓને માટે તેમ જ સુભાષબાબુને પોતાને માટે પણ ઇષ્ટ જ હતું. જો અમે કાર્યવાહક સમિતિના સભ્ય તરીકે પ્રસ્તાવો ઘડવામાં એમને મદદ આપીએ અને કોંગ્રેસના ખુલ્લા અધિવેશનમાં એ જ ઠરાવોનો વિરોધ કરવા બેસીએ તો એ અમારે સારુ અણછાજતું ગણાય એમ હતું. વળી અમારી બધાની બહુમતી હોવાને કારણે સુભાષબાબુને પણ અમારી હાજરીથી સંકોચ થાય અને પોતાની ઇચ્છાનુસાર તેઓ પ્રસ્તાવ બનાવી ન શકે એવો સંભવ હતો. એટલે અમે બધાએ કારોબારી સમિતિમાંથી રાજીનામું આપી દીધું, અને તેઓ પોતાની મરજી પ્રમાણે પોતાની કારોબારી સમિતિ રચે તથા એ નવી સમિતિની મદદથી પોતાના પ્રસ્તાવો ઘડે એ માટે અમે એમને પૂરેપૂરી તક આપી. એ રીતે બને તો પછી, સુભાષબાબુના ઠરાવો તૈયાર થયે, એ જોયા બાદ અમે એને સંમત થઈ શકીએ એમ ન હોઈએ તો કોંગ્રેસમાં એનો વિરોધ કરવાની અમને છૂટ રહેતી હતી. પ્રજાતંત્રનો સાધારણ નિયમ પણ એવો છે કે વધુમત જેની જોડે હોય એ જ તેનો ભાર ઉપાડે અને બહુમતીની મરજી મુજબ કાર્યક્રમ ઘડે.

કાર્યવાહક સમિતિ વર્ધામાં થવાની હતી, અમે બધા ત્યાં ગયા. અને પહોંચ્યા પણ એટલા વેળાસર કે રૂબરૂમાં હળીમળીને બધી વાતચીત કરી લઈ શકીએ અને અમારાં રાજીનામાંના પગલાને લીધે કશી ગેરસમજ ઊભી ન થાય. પણ કમનસીબે સુભાષબાબુ માંદા પડી ગયા અને ત્યાં આવ્યા જ નહીં. કાર્યવાહક સમિતિના સભ્યોનાં રાજીનામાં એમનાં એમ પડી રહ્યાં.

જો અમે કરવા ધારત તો સુભાષબાબુની ગેરહાજરીનો લાભ લઈને અમારા મનધાર્યા ઠરાવો ઘડી નાખી શકત અને વિષયવિચારિણી સમિતિ સમક્ષ એ રજૂ કરવાનો પ્રયત્ન કરત. પણ અમને એમ કરવું અણઘટતું જણાયું. કોંગ્રેસના પ્રમુખની જે ચૂંટણીઓ થઈ એનો અર્થ અમે એ લીધો કે પ્રતિનિધિઓનો વધુમત સુભાષબાબુને પક્ષે છે એટલે તેઓ જેમ યોગ્ય ગણે તેમ કોંગ્રેસનું ગાડું ચલાવવાની એમને પૂરી તક આપવી એ જ અમને યોગ્ય લાગ્યુ. પરિણામે કારોબારી સમિતિની બેઠક મુલતવી રાખવી પડી. અમે ત્રિપુરીની રાહ જોવા લાગ્યા. કોંગ્રેસજનો વચ્ચે આ ચૂંટણી અને એ પછીના બનાવો વિષે ચર્ચા અને વાદવિવાદ ચાલી રહ્યા હતા.

બીજી બાજુ કાઠિયાવાડમાં એક બીજી જ પરિસ્થિતિ ઊભી થઈ રહી હતી. ત્યાં કેટલાય રજવાડાંમાં રાજા અને પ્રજા વચ્ચે અણબનાવ પેદા થયો હતો. સરદાર વલ્લભભાઈ પટેલ એમા રસ લેતા હતા. એમની સલાહ મુજબ ત્યાંના લોકો પગલાં લઈ રહ્યા હતા. અત્યાર લગી રજવાડાની અંદર એકેય મામલામા સીધુ પગલું ન લેવાની કોંગ્રેસે પોતાની નીતિ રાખેલી હતી. પણ રજવાડી રૈયતની અંદર પ્રજાતંત્ર મેળવવાની જે મુરાદ હતી એની પ્રત્યે કોંગ્રેસ દિલસોજી ધરાવતી હતી, અને વ્યક્તિગત રૂપે કોંગ્રેસજનને રજવાડાંની રૈયતને મદદ કરવાનીયે છૂટ હતી. કોંગ્રેસની એ જ નીતિને આધારે દાક્તર પટ્ટાભિ સીતારામૈયા રાજસ્થાની પ્રજામંડળના પ્રમુખ બનેલા અને પંડિત જવાહરલાલજી પણ પ્રમુખ બનેલા. મહાત્માજીને તો જાણે ડગલે ને પગલે પૂછવામાં આવતું અને તેઓ તેમને સલાહ સૂચના આપીને દોરતા હતા. ગુજરાત અને કાઠિયાવાડનાં રજવાડાંઓની અંદર સરદાર વલ્લભભાઈ ઘણી જ તત્પરતા અને લગનીથી કામ કરતા હતા; જ્યાં જવાની જરૂર પડતી ત્યાં પહોંચીયે જતા હતા. શેઠ જમનાલાલજી મોટે ભાગે રજપૂતાનાનાં રજવાડાંઓમાં કામ કરી રહ્યા હતા અને ત્યાં પ્રજામંડળ ઊભા કરવામાં મદદ કરતા હતા.

આ વખતે કાઠિયાવાડમાંના રાજકોટ સંસ્થાનમાં રાજા અને પ્રજા વચ્ચે અણબનાવ થયો. સરદાર વલ્લભભાઈ બને વચ્ચે મધ્યસ્થ બન્યા અને એમની મધ્યસ્થીને લઈને કેટલીક વાતોનો તોડ કાઢવામાં આવ્યો તથા રાજાએ એ સ્વીકારી લીધો. મહાત્માજી પણ આ સમાધાની સાથે સહમત હતા. પણ ત્યાર પછી રાજાએ અને રાજ્યના અમલદારોએ સમાધાનીની શરતો પાળવાનો ઇન્કાર કર્યો. મહાત્માજીને આથી માઠું લાગ્યું. કરેલી પ્રતિજ્ઞા તથા આપેલા વચન વિષે તેઓ બહુ કડક વલણ ધરાવે છે. કોઈ પોતાની કરેલી પ્રતિજ્ઞાનો ભંગ કરે એ જોઈને એમને અંતરમાં

અત્યંત ખેદ થાય છે. ખાસ કરીને જાહેર બાબતમાં કરેલી પ્રતિજ્ઞાની તો વધારે પ્રતિષ્ઠા લેખાવી જોઈએ. એટલે રાજકોટની આ પ્રતિજ્ઞા જાળવવાને એમણે પૂરી મહેનત કરી. તેઓ પોતે રાજકોટ પહોંચી ગયા. જ્યારે ન ફાવ્યા ત્યારે એમણે ઉપવાસ આદર્યા. એમને માટે ઉપવાસ એ કંઈ નવી વસ્તુ ન હતી જ્યારે તેઓ દક્ષિણ આફ્રિકાથી પાછા ફરી હિંદુસ્તાનમા કામ શરૂ કરી રહ્યા હતા ત્યારે અમદાવાદમાં મિલમજૂરોએ હડતાળ પાડી હતી. એ હડતાળમાં મજૂરોએ પ્રતિજ્ઞા લીધી હતી કે જ્યાં સુધી એમની માગણીઓ પૂરી પાડવામાં નહીં આવે ત્યાં લગી તેઓ કામે નહીં ચડે. પ્રતિજ્ઞા લેતી વખતે ઘણેભાગે મજૂરો એનું મહત્ત્વ સમજ્યા ન હતા. ભારતવર્ષને માટે પણ ગાંધીજી સાવ નવા જ હતા. તે દિવસ લગી કોઈએ પ્રતિજ્ઞાની ઉપર આટલો ભાર મૂકયો ન હતો. જ્યારે મજૂરો સંકડામણમાં આવ્યા અને આપદા વેઠી ન શકયા ત્યારે તેઓ પાછા કામે ચડવા લાગ્યા. ગાંધીજી એ વાત સહન ન કરી શકયા. એમણે ઉપવાસ આરંભ્યા. એનું પરિણામ એ આવ્યું કે એક બાજુએ મજૂરો પૂરેપૂરા મક્કમ બન્યા અને બીજી બાજુ મિલમાલિકો ઢીલા પડી ગયા અને સંતોષકારક સમાધાન થયું. એ જ નીતિ મુજબ એમણે રાજકોટ રાજ્ય પાસે પ્રતિજ્ઞા પળાવવાને ઉપવાસ આદર્યા. આ અનશન બરાબર એ જ ટાંકણે થયુ જે ટાંકણે ત્રિપુરીમાં કોંગ્રેસનું અધિવેશન ચાલી રહ્યુ હતુ. એ જ કારણે ગાંધીજી ત્રિપુરી ન આવી શકયા અને ત્યા જે કંઈ બન્યુ એ એમની ગેરહાજરીમાં બન્યુ.

ગાંધીજીના ઉપવાસનું પરિણામ એ આવ્યું કે એ વેળાના વાઈસરોય લોર્ડ લિનલિથગોને વચ્ચે પડવું પડયું. એક રીતે એ વાતનો ફેંસલો આવી ગયો. એમણે પારણું કર્યું. પણ આ ઉપવાસમાંથી એમણે તલસ્પર્શી સાર કાઢયો. અને ખાસ કરીને હરિજન સાપ્તાહિકોમાં ગાંધીજીએ એ અંગે ઊંડા નૈતિક સિદ્ધાંતની ચર્ચા કરી. એમને લાગ્યુ કે આ ઉપવાસ અહિંસક ન હતા. ફરી વિચારી જોતાં એમને પોતાની ભૂલ સમજાઈ અને પોતાની રીત મુજબ એ ભૂલ એમણે જાહેરમાં કબૂલ કરી. આવા નૈતિક મુદ્દાઓને તેઓ હંમેશાં ઘણી જ ઝીણવટથી છણે છે, અને કોઈ વિષયમા લીધેલું પગલું એમના હૃદયને જ્યાં તલભાર પણ સત્યથી વેગળું જણાય છે ત્યાં તેને કબૂલ કરતાં તથા લીધેલું પગલું પાછું ભરતા લગીરે અચકાતા નથી. આ મુજબ કરનારા કેવળ તેઓ જ છે અને એમનું જ એ કરવાનું ગજું છે. બીજો કોઈ પણ રાજદ્વારી પુરુષ આવી બાબતમાં એટલા બધા ઊંચા દૃષ્ટિકોણથી જોતા નથી અને

આવી ઝીણી ઝીણી ખામીઓને લઈને આખો કાર્યક્રમ બદલી નાખેવા નથી બેસતો

ત્રિપુરી કૉંગ્રેસનું અધિવેશન એક વિચિત્ર અને દુઃખજનક પરિસ્થિતિમાં થયુ. પ્રમુખની ચૂંટણી પછી છાપાંમાં જે વાદવિવાદ જામેલો એને લઈને એકબીજા વચ્ચે સારી પેઠે કડવાશ ઊભી થઈ ગયેલી. સુભાષબાબુને ટેકો આપનારા અમારી ઉપર એવો આક્ષેપ મૂકતા હતા કે એમની વધુ-મતી આવવાને કારણે અમે રીસે ભરાયા છીએ અને એમને પછાડવા માગીએ છીએ. એટલા માટે જ અમે કારોબારી સમિતિમાથી રાજીનામું આપી દીધુ છે અને એમના કામ આડે વિઘ્ન ઊભુ કરી રહ્યા છીએ. અમારુ માનવુ એવું હતું કે જો એમને પક્ષે ખરેખર બહુમતી છે તો પછી કૉંગ્રેસ ચલાવવાનો બધો ભાર એમણે જ ઉપાડવો જોઈએ. અને પોતાની સાથે પૂરી રીતે સહમત હોય એવા માણસોની કારોબારી સમિતિ રચીને પોતાનો કાર્યક્રમ નક્કી કરવો જોઈએ. ઘણી બાબતમા અમે એમની જોડે સંમત થતા ન હતા અને એમની જોડે મળીને કામ કરવુ અમારે માટે મુશ્કેલ હતું. વળી જો સિદ્ધાંત અને કાર્યક્રમની બાબતમા એમનો અમારી જોડે મતભેદ ન હોય તો પછી એમને ચૂટણીજંગમાં ઊતરવુ જ ઘટતું ન હતું. અને જો ખરી રીતે એમને પક્ષે વધુમતી ન હતી અને કેવળ લોકોની ગેરસમજને કારણે અથવા બીજા કોઈ કારણે તેઓ ચૂંટાઈ ગયા હતા તો એ આખી ચૂંટણી જ ફોક હતી. આમ, અમે એટલું જ ઇચ્છતા હતા કે આખી વાતની પૂરી ચોખવટ થઈ જાય. સુભાષબાબુ અને એમના વિચારો સાથે સહમત હોય તેઓ કાર્યક્રમ રચે અને એ પાર પાડવાની જવાબદારી અમારે માથે આવે, તથા એ વાતને અમે સંમત નથી એટલુયે અમે કહી ન શકીએ એવું અમે ઇચ્છતા ન હતા. આ બધાં કારણોને લઈને જ અમે કૉંગ્રેસનું અધિવેશન ભરાયા પહેલા જ રાજીનામું આપી દીધુ હતું. પણ ઉપર જણાવ્યા મુજબ એ રાજીનામાં સ્વીકારાયાં ન હતા, એટલે ત્રિપુરી કૉંગ્રેસ વખતે જૂની જ કારોબારી સમિતિ કાયમ રહી.

ત્રિપુરી અધિવેશન પહેલાં અને એ ચાલ્યુ એ વખતે પણ માંહોમાંહે બહુ ખેચતાણ હતી. કાર્યકર્તાઓ વચ્ચે તીખા મતભેદો પડી ગયા હતા કમનસીબે સુભાષબાબુ પણ માંદા પડી ગયા હતા. જ્યારે તેઓ ત્રિપુરી પહોચ્યા ત્યારે બહુ ખિન્ન અવસ્થામાં હતા. ત્યાની સ્વાગતસમિતિએ ભારે ધામધૂમભરી તૈયારીઓ કરી હતી. પ્રમુખના સ્વાગત સારુ, જેટલા વરસથી કૉંગ્રેસની બેઠકો ભરાતી હતી તેટલા હાથી આખા પ્રાંતમાંથી ભેગા કર્યા હતા ઘણાયે હાથી એ પ્રાંતનાં રજવાડાંએ પાસેથી મેળવેલા હતા.

પ્રતિનિધિઓને રહેવા કરવાની સગવડ પણ સારી હતી. પ્રમુખને સારુ એક અલગ છાવણી હતી અને એમાં ઘણા લોકો ઊતર્યા હતા. કારોબારી સમિતિના સભ્યોને જુદી છાવણીમાં ઉતારવામા આવ્યા હતા અને પ્રતિનિધિઓ પોતપોતાના પ્રાંતને માટે બનેલી છાવણીમા ઊતર્યા હતા પ્રતિનિધિઓના ઉતારામાં ગરમાગરમ ચર્ચા ચાલતી હતી. વરાયેલા પ્રમુખ માંદા હતા અને પરસ્પરની કડવાશ સારી પેઠે વધી ગઈ હતી. એટલે કારોબારી સમિતિની રીતસરની બેઠક ભરવી પણ કઠણ થઈ પડી હતી. વરાયેલા પ્રમુખ નવી કારોબારી સમિતિ બનાવી લે, અમને બધાને છૂટા કરે તથા અમે કોંગ્રેસના ખુલ્લા અધિવેશનમાં છૂટથી ભાગ લઈ શકીએ એને સારુ અમે પુષ્કળ પ્રયત્ન કર્યો. પણ અમે ફાવ્યા નહીં. સુભાષબાબુ અમને જે કાર્યક્રમ આપવા માગતા હતા એ પહેલાં તો પૂરો અમે જાણતા જ ન હતા અને જેટલો જાણતા હતા એ અમને કબૂલ ન હતો. એવી વિષમ દશામા કાર્યવાહક સમિતિને પોતાનો ઠરાવ તૈયાર કરવો પડ્યો. એમા અમે આખી પરિસ્થિતિનુ અવલોકન રજૂ કરીને એટલું જ કહેલુ કે પ્રમુખસાહેબ જો ઇચ્છે તો પોતાની મરજી પ્રમાણે કાર્યવાહક સમિતિ બનાવીને પોતાનો કાર્યક્રમ કોંગ્રેસ પાસે મંજૂર કરાવે; અને જો એમ કરવા તેઓ તૈયાર ન હોય તો ગાંધીજીની સલાહ પ્રમાણે કાર્યક્રમ અને કાર્યવાહક સમિતિ બનાવે. સુભાષબાબુ આ બેમાનુ એકેય કરવા માગતા ન હતા; કારણ કે તેઓ જાણતા હતા કે પોતે વધુમતે ચૂંટાયા છતાં એમના આપેલા કાર્યક્રમને કોંગ્રેસનુ ખુલ્લુ અધિવેશન સ્વીકારે એમ નથી. એ સ્થિતિમાં કા તો એમને ગાંધીજીના કાર્યક્રમને સ્વીકારી લઈને કામ કરવાનુ હતું અથવા રાજીનામુ આપી દેવુ પડે એમ હતુ. આમ તેઓ ગાંધીમતવાળાઓનો કાર્યક્રમ સ્વીકારવાયે માગતા ન હતા અને એમને છોડવાયે માગતા ન હતા. એમની ઇચ્છા એવી હતી કે ગાંધીમતવાળા એમના કાર્યક્રમની જવાબદારી સભાળે અને એ કાર્યક્રમને પાર પાડે. અમારામાંના કેટલાક જણ વખતોવખત એમની પાસે જઈને આ બાબતમાં એમની જોડે વાટાઘાટ કરતા પણ છેવટ લગી કશો ઉકેલ આવ્યો નહીં. એટલે અંતે અમે ઠરાવ્યુ કે અમે વિષયવિચારિણી સમિતિની પાસે અમારો ઠરાવ રજૂ કરી દઈશુ અને પ્રમુખસાહેબને જેમ યોગ્ય લાગશે તેમ કરશે.

સુભાષબાબુને એમની માંદગીને લઈને મહામહેનતે વિષયવિચારિણી સમિતિની બેઠકમા આણવામાં આવેલા. મચ ઉપર તેઓ સૂતા રહ્યા. એમનાં પૂજ્ય માતુશ્રી અને એમના કુટુંબની બાલિકાઓ એમની સંભાળ લઈ રહ્યા હતાં. એમના ભાઈ દાક્તર સુનીલ બોઝ તથા બીજા દાક્તરો

પણ એમની પડખે મારવારમાં હાજર રહેલા. એમણે સૂતાં સૂતાં નાનું સરખું ભાષણ કર્યું અને એમાં પોતાનો અભિપ્રાય તથા પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કર્યાં. અમારો ઠરાવ પણ મૂકવામાં આવ્યો અને તે બહુમતીથી પસાર થયો. એટલી વાત સ્પષ્ટ થઈ ગઈ કે વિષયવિચારિણી સમિતિના સભ્યો મહાસમિતિના જ સભ્યો હોઈ એમાં એમની બહુમતી નથી એટલે જ્યાં સુધી કોંગ્રેસનું બીજું અધિવેશન ન ભરાય અને મહાસમિતિના નવા સભ્યો ન ચૂંટાય ત્યાં સુધી આ જ લોકો જોડે મહાસમિતિ તરીકે એમને કામ કરવું પડશે. પણ કોંગ્રેસના ખુલ્લા અધિવેશનમાં પ્રતિનિધિઓનું વલણ કઈ તરફ રહેવાનું એ કહી શકાય એમ નહોતું. અમે તો જાણતા હતા કે ત્યાયે ઘણી મોટી બહુમતી અમારી તરફેણમાં હોવાની. છતા જ્યાં સુધી અધિવેશન ભરાય નહીં ત્યા સુધી કોઈ ચોક્કસ રીતે કહી શકે નહીં કે અમારી જ બહુમતી છે. એટલે હવે અધિવેશનમાં બે ઠરાવો મૂકવાના રહેતા હતા. એક પ્રમુખ તરફથી અને બીજો અમારી તરફથી અને એમાં જોવાનું હતું કે ખુલ્લા અધિવેશનમાં શુ પરિણામ આવે છે.

ખુલ્લા અધિવેશનનો વખત આવ્યો. સુભાષબાબુ અધિવેશનમાં ન આવ્યા. એટલે એમને બદલે મૌલાના અબુલ કલામ આઝાદે પ્રમુખની બેઠક લીધી. વરાયેલા પ્રમુખની ઘણી વાર લગી રાહ જોયા છતા જ્યારે તેઓ ન જ આવ્યા ત્યારે આમ કરવામાં આવ્યું. સુભાષબાબુની નબળી તબિયતની વાત સૌ જાણતા હતા અને ત્યાયે એ વાત કહી સંભળાવવામાં આવી. અધિવેશન શરૂ થયું. પ્રમુખનુ ભાષણ વાંચી સંભળાવવામાં આવ્યું. ઇજિપ્ત એટલે મિસર દેશથી કેટલાક પ્રતિનિધિઓ કોંગ્રેસ જોવા આવ્યા હતા. એમનું સ્વાગત કરવામાં આવ્યુ. એમણે મિસર તરફથી કોંગ્રેસ પ્રત્યે તથા ભારતની સ્વાતંત્ર્યની હિલચાલ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી. ત્યાર બાદ રીતસર કાર્યક્રમ શરૂ થવાનો હતો એટલામાં કેટલાક જણે વાત મૂકી કે પ્રમુખની ગેરહાજરી છે એટલે ઠરાવ રજૂ કરવાનું માંડી વાળવામાં આવે. આખા દેશના માનવી એકઠા મળ્યા હતા. એટલે આવડા મોટા અધિવેશનને મુલતવી રાખવુ યોગ્ય ન જણાયુ. પ્રમુખે (મૌલાનાએ) કહ્યું કે ઠરાવ રજૂ કરવામાં આવશે અને વધારે વાદવિવાદ તથા મત લેવાનું બીજે દિવસે જ્યારે પ્રમુખ પણ આવશે એવી આશા હતી ત્યારે કરવામાં આવશે. કેટલાક જણને એમની એ વાત ગમી નહીં. કેટલાકે ઘોંઘાટ કરવા માંડ્યો. ઘોંઘાટ કરનારાઓની સંખ્યા ઝાઝી ન હતી. પણ થોડાક જણ પણ મોટી સભાને ખળભળાવી મૂકી શકે. પંડિત જવાહરલાલજી એ વખતે મંચ ઉપર ઊભા હતા. એમણે લોકોને શાંત કરવાનો ખૂબ પ્રયત્ન કર્યો. પણ ઘોંઘાટ કરનારાઓ શાંત

પડવાને બદલે પોતાની જગ્યાએથી વધુ આગળ આવવા લાગ્યા અને સાવ મંચ પાસે આવી પહોંચ્યા તથા વધારે ધાંધલ કરવા માંડ્યા. જવાહરલાલજી પોતાની જગ્યાએથી ખસ્યા નહીં. ધ્વનિવર્ધકયંત્ર દ્વારા એ વખતે હાજર રહેલી પચાસ હજારની માનવમેદનીને તથા બીજા પ્રતિનિધિઓને વીનવતા રહ્યા કે સૌ પોતપોતાને સ્થળે શાંતિપૂર્વક બેસી રહે. એનું પરિણામ એ આવ્યુ કે જે થોડા જણુ ધાંધલ મચાવી રહ્યા હતા એ આગળ તો વધ્યા પણ બીજાઓએ એમને સાથ ન આપ્યો. અને એ હજારોની મેદની વચ્ચે એ થોડા જણ મુઠ્ઠીભર દેખાવા લાગ્યા. મંચ પાસે પહોંચીને તેઓ થોડી વાર લગી રાડો પાડતા રહ્યા પણ જવાહરલાલજી પોતાની જગ્યાએથી મુદ્દલ ડગ્યા નહીં. છેવટે પેલા થાકીને ચૂપ થઈ ગયા. ત્યાર બાદ સભાનું કામકાજ રીતસર ચાલ્યું. બંને ઠરાવ રજૂ કરવામાં આવ્યા. એના ઉપર ચર્ચા કરવાનું તથા મત લેવાનું બીજા દિવસ ઉપર રાખવામાં આવ્યું.

આ જે ધાંધલ થયું એને લીધે હાજર રહેલી જનતા અને બીજા પ્રતિનિધિઓ ચીડે ભરાયા એમ અમે જોયું. જે લોકોએ ધાંધલ મચાવીને જનતાને તથા પ્રતિનિધિઓને પોતાની તરફ આકર્ષવા ધાર્યું હતું એમનો પ્રયત્ન સાવ નિષ્ફળ ગયો એટલું જ નહીં, બલકે એથી એમને ઊલટું નુકસાન પહોંચ્યું; કેમ કે જે કંઈ થોડાઘણા માણસો એમને સાથ આપવાના હતા એ પણ એમની આ રીતભાતથી ચિડાઈને એમની સામી બાજુએ જતા રહ્યા. બીજે દિવસે આ વિષય ઉપર વિચાર કરવાને માટે ખુલ્લા મંડપમાં અધિવેશન ન ભરતાં વિષયવિચારિણી સમિતિ સારુ તૈયાર કરેલા તંબૂમાં ભરવામાં આવ્યું. મત લેવાનું ફાવે તથા કશી ફરિયાદને સ્થાન ન રહે એટલા ખાતર એ તંબૂમાં પ્રતિનિધિઓ સિવાય કોઈને દાખલ ન કરવામાં આવ્યા. ત્યાં આગળ પૂરેપૂરી ચર્ચા થયા પછી મત લેવામાં આવ્યા. અમારાવાળો ઠરાવ ઘણી ભારે બહુમતીથી પસાર થયો. એ પછી જેને વિષે કંઈ મતભેદ ન હતો એવા ઠરાવો પસાર કરીને એ અધિવેશન આટોપી લેવામાં આવ્યું.

અધિવેશન તો પૂરું થયું પણ કડવાશ વધતી જ ગઈ. અમે કોઈ બાબતનો નિવેડો ન લાવી શક્યા. પ્રમુખને અણગમતો ઠરાવ કોંગ્રેસના ખુલ્લા અધિવેશને સ્વીકાર્યો હતો એટલું જ નહીં, એણે કોંગ્રેસના પ્રમુખનો ઠરાવ નામંજૂર કર્યો હતો. હવે પ્રશ્ન એ હતો કે પ્રમુખ શું પગલું લે છે. જો તેઓ એ ઠરાવને માને તો એમણે પોતાની નવી કારોબારી સમિતિ એવી બનાવવી જોઈએ જેના ઉપર ગાંધીજીને વિશ્વાસ હોય અને જેની સાથે તેઓ સંમત પણ હોય. સાધારણ રિવાજ પ્રમાણે પ્રમુખો જેમ કરે છે

તેમ ત્રિપુરીમાં સુભાષબાબુએ પોતાની માંદગીને કારણે નવી કારોબારી સમિતિ ન બનાવી. તેઓ તથા અમે સૌ પોતપોતાને સ્થળે પાછા ફર્યાં.

ત્રિપુરીમાં થયેલા ઠરાવ પ્રમાણે સુભાષબાબુ કામ કરવા માગતા ન હતા. એમની તબિયત પણ એવી ન હતી કે એમની સાથે લાગલાગટ થોડાક દિવસ સુધી વાતચીત ચલાવીને આ સંબંધમાં કંઈ નિવેડો આણી શકાય. મહાત્માજી સાથે ઘણું કરીને એમનો પત્રવ્યવહાર ચાલતો રહ્યો પણ કશુંયે નક્કી થઈ શક્યું નહીં. એમણે મહાસમિતિની બેઠક ભરવાનું વિચાર્યું અને એ કલકત્તામાં બોલાવવામાં આવી. એ પહેલાં એક વાર એમની માંદગી દરમ્યાન હું એમને ઝરિયામાં આવેલી જામાડુવા કોલિયરીમાં, જ્યાં તેઓ પોતાના ભાઈ સાથે તબિયત સુધારવા ખાતર રહ્યા હતા ત્યાં, મળવા ગયો હતો. પણ મારી સાથે કશીયે ખુલાસાવાર વાત એમણે ન કરી. મહાસમિતિ કલકત્તામાં મળી. મહાત્માજી પણ કલકત્તા આવ્યા, પણ તેઓ સમિતિની બેઠકમાં ન આવ્યા. મહાત્માજી સોદપુરના ખાદી પ્રતિષ્ઠાનમાં ઊતર્યા અને અમે બધા શહેરમા ઊતર્યા. સુભાષબાબુ અને મહાત્માજી વચ્ચે અનેક વાર વાતચીત ચાલી અને એમા અમે લોકો પણ ઘણુંખરું હાજર રહ્યા. પણ કશું પરિણામ ન આવ્યું. હવે એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે મહાસમિતિની બહુમતી એમની સાથે ન હોવાને કારણે સુભાષબાબુ પ્રમુખ રહી શકે એમ નથી. અને એ સવાલ ઊભો થયો કે હવે પ્રમુખ કોણ બને. સરદાર વલ્લભભાઈ પ્રત્યે સુભાષબાબુ તથા બીજાઓ પણ અસંતુષ્ટ હતા. વાત એમ છે કે સરદાર ચોખ્ખેચોખ્ખું સંભળાવી દે છે અને કોઈની ખુશામત કરીને એને રાજી રાખવાની કળા તેઓ કદી શીખ્યા જ નથી. પંડિત જવાહરલાલજી આ બધી ભાંજગડથી કંટાળી ગયા હતા. એમને જોકે બીજો કોઈ ઉપાય સૂઝતો ન હતો પણ તેઓને પ્રમુખપદ લેવું ગમતું ન હતું. મૌલાના અબુલ કલામ આઝાદ અમારા બધાના વિચારોને પૂરેપૂરા સંમત હતા, પણ દુર્ભાગ્યે પ્રયાગ સ્ટેશનના પ્લૅટફૉર્મ પર પડી જવાને કારણે એમના પગમાં વાગી ગયું હતું અને તેઓ પથારીવશ હતા. એમના ઉપર ભાર નાખવો એ યોગ્ય નહોતું લાગતું, અને એ સ્થિતિમાં તેઓ એ સ્વીકારત પણ નહીં.

એટલે પછી લોકોએ વિચાર્યું કે સુભાષબાબુ રાજીનામું આપે તે પછી મને પ્રમુખ બનાવવામાં આવે. મને આ વાત મુદ્દલ ગમતી ન હતી. પહેલું તો એ કે હું હમેશાં આવી જાતના કજિયાથી છેટો રહેવા ઇચ્છું છું. વળી મને એમ લાગતું હતું કે જ્યાં લગી ફરી વાર કૉંગ્રેસ ન ભરાય અને નવો પ્રમુખ ન ચૂંટાય ત્યાં લગી આ બધી ધાંધલ ચાલ્યા જ કરવાની છે. અને

હું એ બધા ઉત્પાતને પહોંચી વળી શકું એમ નથી. કેમ કે ઝઘડો કરવાનો મારો સ્વભાવ જ નથી. બીજું એ કે ત્રિપુરી પછી બિહારમાં જ કોંગ્રેસને આમંત્રણ હતું અને મારે એને માટે બધી તૈયારીઓ કરવાની હતી. મારે મારો બધો વખત એમાં જ આપવાની જરૂર હતી અને જો હું અખિલ ભારતીય કામમાં જ અટવાઈ જાઉં તો મારા પ્રાંતનું કામ કથળી જાય એમ હતું. આ બધા વિચારોને લઈને મને પ્રમુખ બનાવવામાં આવે એ હું નહોતો ઇચ્છતો પણ જ્યારે બીજો કશો ઉપાય દેખાયો જ નહીં ને મારે એ ભાર ઉપાડવો જ પડશે એવી આજ્ઞા મહાત્માજીએ આપી ત્યારે હું ના ન પાડી શક્યો.

મહાસમિતિની પહેલા દિવસની બેઠક જેમતેમ કરીને પૂરી થઈ અને એમાં કંઈ ખાસ કામ ન થયું. અમે બધા જ્યારે મંડપમાંથી પોતપોતાને સ્થળે જવાને રવાના થતા હતા, ત્યારે અમારા સાંભળવામાં આવ્યું કે ત્રિપુરીમા કોંગ્રેસની સમક્ષ જેમણે પેલો ઠરાવ રજૂ કરેલો એ પંડિત ગોવિંદવલ્લભ પંત પ્રત્યે તથા શ્રી ભૂલાભાઈ દેસાઈ પ્રત્યે કેટલાક લોકોએ ગેરવર્તણૂક ચલાવી હતી. અને શ્રી કૃપાલાનીને પણ કેટલાક જણે ઘેરી લીધા હતા અને એમની સાથે પણ ઉદ્ધતાઈથી વર્તશે એમ લાગતું હતું. આ બધી વાતની ખબર મને એ વખતે તો ન મળી પણ શહેરમાં આ વાત ફેલાઈ ગઈ. ઉત્તર ભારતના રહેવાસીઓ ખૂબ ઉશ્કેરાઈ ગયા. જવાહરલાલજીને એ વાતની જાણ થઈ અને એમણે તથા બીજાઓએ જઈને એ ઉશ્કેરાયેલા લોકોને સમજાવી કરીને ટાઢા પાડ્યા; એમ ન કર્યું હોત તો બીજા દિવસની બેઠક ભરાય એ પહેલાં જ મારામારી થઈ જાત. બીજે દિવસે સુભાષબાબુ સભામાં ન આવ્યા. એમણે કેવળ પોતાનું રાજીનામું મોકલી આપ્યું. મહાસમિતિએ એ સ્વીકારી લીધું અને મને પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યો. હું જેવો ઊભો થઈને આગળનું કામ ચલાવવા જતો હતો ત્યાં કેટલાક જણ બૂમાબૂમ કરવા લાગ્યા. ત્રિપુરીમાં જે દૃશ્ય નજરે પડેલું એની જ નાના પાયા ઉપર અહીં પુનરાવૃત્તિ થવા માંડી. હું જ્યાં હતો ત્યાં જ ઊભો રહ્યો. જ્યાં લગી બૂમાબૂમ શાંત ન થઈ ત્યાં લગી હું ત્યાં ઊભો જ રહ્યો. જ્યારે એ ધાંધલ સાવ શાંત થઈ ગયું ત્યારે થોડુંક કામ આગળ ચલાવીને પછી સભા વિસર્જન કરી. હું ત્યાંથી નીકળ્યો ત્યારે મારી સંભાળ લેવાને મારી ચોતરફ થોડા સ્વયંસેવકોએ કૂંડાળું કર્યું. એમાંના એક બે જણે મારું રખોપું કરવાનો ડોળ કરી મારી બંડી પકડી લીધી અને એની ખેંચતાણ માંડી. એટલામાં બીજા સ્વયંસેવકો મને એ ખેંચતાણમાંથી બચાવવા લાગ્યા. મને જરાયે વાગ્યું નહીં પણ મારી બંડીનું બટન તૂટી

ગયું. મને ગાડીમાં બેસાડીને મારે ઉતારે પહોંચાડી દેવામાં આવ્યો. આ વાતનો ઇશારો સરખોયે મેં બીજા કોઈને કર્યો નહીં; કારણ કે એમ કરવાથી કડવાશ વધી જાય એમ હતું. જ્યારે હું રાતની ટ્રેનમાં ત્યાંથી રવાના થયો ત્યારે, મને સ્ટેશન ઉપર ખબર મળ્યા કે કેટલાક લોકોએ દાક્તર બિધનચંદ્ર રાયને ત્યાં જઈને ધમાલ કરી છે અને કંઈક ભાંગફોડ પણ કરી છે. જે નવી કાર્યવાહક-સમિતિ બની હતી એના સભ્યોમાં બંગાળના દાક્તર બિધનચંદ્ર રાય અને દાક્તર પ્રફુલ્લચંદ્ર ઘોષ હતા. પંડિત જવાહરલાલ નેહરુએ એ વખતે સભ્ય બનવાનું કબૂલ્યું નહીં પણ બધી રીતે મદદ આપવાનું વચન આપ્યું.

## ૧૩૯

## એક અત્યંત અપ્રિય કામ

કલકત્તાવાળી મહાસમિતિમાં કંઈ ખાસ કામ થઈ શક્યું ન હતું એટલે મહાસમિતિની એક બીજી બેઠક ભરવાની જરૂર હતી. થોડા દિવસ પછી મુંબઈમાં એક બેઠક ભરવામાં આવી. ઉપર કહ્યું તેમ ત્રિપુરીના મુખ્ય ઠરાવમાં આગળપડતો ભાગ પંડિત ગોવિંદવલ્લભ પંતે લીધો હતો. પંડિત યુક્ત પ્રાંતના વડાપ્રધાન હતા. તથા ત્રિપુરીમાં અને ત્યાર પછી પણ અમારા વિરોધીઓએ ચોતરફ એવો પ્રચાર કર્યો હતો કે કોંગ્રેસી પ્રધાનમંડળો સુભાષબાબુનાં વિરોધી છે અને એ લોકોએ જ પોતાનાં પદોનો ખોટો લાભ લઈને તથા પોતાના પ્રભાવના જોરે ત્રિપુરીવાળો ઠરાવ પસાર કરાવ્યો છે. કેટલાક લોકો બીજા કારણોસર પ્રધાનમંડળો પ્રત્યે અસંતુષ્ટ હતા. આ રીતે એક એવો પક્ષ ઊભો થયો હતો કે જે પ્રધાનમંડળોની રાહ જ બાંધ્યા કરતો હતો અને એના માર્ગમાં વિઘ્ન નાખ્યા કરતો હતો. જે જે પ્રાંતોમાં કોંગ્રેસના ધારાસભ્યોની બહુમતી હતી તે તે પ્રાંતના બધાયે પ્રધાનમંડળો કોંગ્રેસની આજ્ઞા પ્રમાણે કામ કરી રહ્યાં હતાં. એમના કામમાં પાર્લમેન્ટરી કમિટી કદીયે દખલગીરી કરતી ન હતી. પણ એ એટલી દેખરેખ રાખતી હતી કે ચૂંટણીઓ પહેલાં કોંગ્રેસ તરફથી કરવામાં આવેલી ઘોષણા અને અપાયેલાં વચનો એ પાળે. પ્રધાનમંડળો પોતે પણ એ માટે પોતાનાથી બનતો બધો પ્રયત્ન કરી રહ્યાં હતાં. એમના હાથમાં જેટલી સત્તા હતી એ જોતાં તથા એ વેળાની પરિસ્થિતિ જોતાં જે કંઈ કરી શકાય એમ હતું એ બધું એ પ્રધાનમંડળો કરી રહ્યાં હતાં એમ હું

માનું છુ. પણ કૉંગ્રેસની અંદરના જ કેટલાક જણ એમનો વિરોધ કરવા મંડયા હતા. અને એ વિરોધે અમથી વલણ લેવા માંડયું હતું. કૉંગ્રેસના વિરોધીઓના વિરોધને અમે સમજી શકતા હતા. કૉંગ્રેસવાળાઓના વિરોધી વિચારો પણ સમજાતા હતા. એ લોકોને મેળવી લેવાનો બનતો પ્રયત્ન પ્રધાનમંડળો કરતા હતાં. પણ હવે એક નવી જ પરિસ્થિતિ ઊભી કરી દેવામાં આવી હતી. સુભાષબાબુના બધા અનુયાયીઓ અને પ્રધાનમંડળોના વિરોધીઓ ભેગા મળીને હિલચાલ કરી રહ્યા હતા. ત્રિપુરીની પહેલા તથા તે પછી કોંગ્રેસની અંદર જે કજિયા થયા એનો પ્રધાનમંડળોની વિરુદ્ધ ઉપયોગ કરીને પ્રધાનમંડળોને અપમાનિત કરવા અને એ રીતે એમની પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડવી એવી જાતની હીન મનોદશા લોકોની અંદર દેખાવા લાગી. એમાં મધ્ય પ્રાંતના પ્રધાનમંડળના વિરોધી ડૉક્ટર ખરે અને એમના કેટલાક સાથીઓ પણ ભળ્યા. પ્રધાનમંડળોને તોડી પાડવાથી સુભાષબાબુના વિરોધીઓને શરમાવું પડશે એવું કેટલાક જણ માનતા હોય એમ લાગ્યું. અમારી ઉપર આળ ચડાવવું એમને સારું કરણ વાત હતી પણ પ્રધાનમંડળ ઉપર આળ ચડાવવું તથા એની વિરુદ્ધ કશું કામ કરવું એમને માટે સહેલું હતું. કેમ કે પ્રધાનમંડળોને તો રાતદિવસ કંઈક ને કંઈક કામ કરતા જ રહેવાનું હોય છે. એટલે એમાંથી એકાદ ખોડ શોધી કાઢી વગોવણી કરવા બેસવું એ કંઈ કઠણ ન હતું. અમારું કહેવું એ હતું કે જો પ્રધાનમંડળની વિરુદ્ધ કોઈ કૉંગ્રેસી કશી ફરિયાદ કરવા માગતો હોય તો એમણે એ ફરિયાદ કૉંગ્રેસ સમિતિની પાસે રજૂ કરવી જોઈએ. એ ફરિયાદ દૂર કરવા પાર્લમેન્ટરી કમિટી, કાર્યવાહક સમિતિ અને જરૂર પડે તો મહાસમિતિ પણ તૈયાર હતી પણ જો તેઓ એમ ન કરે ને ચોરેચૌટે ફરિયાદો સંભળાવતા ફરે તથા એટલેથી જ ન અટકતાં પ્રધાનમંડળને હલકો પાડવાનું કામ આદરે એ કોઈ પણ કૉંગ્રેસીને છાજે એવું ન હતું. આખા દેશમાં આવી જાતના અણછાજતા દેખાવો વધ્યે જતા હતા અને એને લીધે પ્રધાનમંડળોને તથા કૉંગ્રેસની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચતો હતો.

આવી રીતના સક્રિય વિરોધને વખોડી કાઢનારો તથા એવું ન કરવાનો કૉંગ્રેસીઓને આદેશ આપનારો એક ઠરાવ મુંબઈની મહાસમિતિમાં રજૂ થયો. સુભાષબાબુ અને એમના અનુયાયીઓએ એ ઠરાવનો સખત વિરોધ કર્યો, પણ એ ઠરાવ બહુ ભારે બહુમતીથી પસાર થઈ ગયો. કૉંગ્રેસીઓ આ ઠરાવને વફાદાર રહેશે અને એવી જાતના ઊંધા કામ હવે પછી નહીં કરે એમ અમે ધારતા હતા. પણ એમ ન બન્યું. તરતોતરત

એવાં અણછાજતાં કામ થયાં કે અમારે શિસ્તભંગને માટે સુભાષબાબુની વિરુદ્ધ પગલાં લેવાં પડ્યાં.

આ દુઃખદ કિસ્સો સંભળાવ્યા પહેલાં એક સુખકારક ઘટનાની વાત કહેવી જોઈએ. એ વખતમાં કેટલાંયે વરસો થયાં ગાંધી સેવા સંઘનો વાર્ષિક ઉત્સવ થતો હતો. એક નક્કી કરેલી જગ્યાએ એ સંઘના સઘળા સભ્યો બધાયે પ્રાંતમાંથી એકઠા થતા હતા અને કેટલાક દિવસો સુધી મહત્ત્વના સિદ્ધાંતો તથા કોયડાઓ વિષે ચર્ચા કરતા હતા. ગાંધીજી પણ એમાં આવતા હતા. જ્યાં ગાંધી સેવા સંઘની બેઠક થતી એ જ જગ્યાએ બધા સભ્યો ભેગા મળી કંઈક જાહેર સેવાનું કામ પણ કરતા. સૂતર કાંતવાકરવાનું તથા ખાદીનું પ્રદર્શન પણ થતું હતું. આ વખતે ગાંધી સેવા સંઘનું અધિવેશન ચંપારણમાં બેતિયા પાસે વૃન્દાવન નામની જગ્યાએ થવાનું હતું. પંડિત પ્રજાપતિ મિશ્રે ત્યાં કેટલોક વખત થયાં આશ્રમ કાઢ્યો હતો. સરકાર તરફથી એ જ ક્ષેત્રમાં વર્ધા યોજના પ્રમાણે પ્રાથમિક નિશાળો પણ ચાલુ કરી હતી. ત્યાંના કાર્યકર્તાઓએ ભારે ઉત્સાહપૂર્વક અધિવેશન માટે મોટા પાયા ઉપર તૈયારીઓ કરી. મહાત્માજીને એક થેલી આપવાની યોજના કરવામાં આવી હતી. આ અધિવેશનની તારીખો એ રીતે ગોઠવવામાં આવેલી હતી કે કલકત્તામાં મહાસમિતિની બેઠક પૂરી થયે મહાત્માજી તથા અમે સૌ પરબારા ત્યાં જઈ શકીએ. એટલા માટે જ મહાસમિતિની બેઠક પતાવીને મહાત્માજીની જોડે હું પણ કલકત્તાથી બેતિયા આવવા નીકળ્યો. મહાસમિતિના ઘણાયે સભ્યો ગાંધી સેવા સંઘના સભ્યો ન હોવા છતાં વૃંદાવનના એ અધિવેશનમાં ભાગ લેવાને અમારી જોડે આવ્યા. એ તકનો લાભ લઈને સંઘના અધિવેશન ઉપરાંત વર્ધા કેળવણીની યોજનાનું કામ કરનાર તાલીમી-સંઘની બેઠક પણ ત્યાં રાખવામાં આવી હતી. મુંબઈ પ્રાંતના વડાપ્રધાન તથા કેળવણી પ્રધાન શ્રીયુત ખેર એ સભાનું પ્રમુખસ્થાન લેવાના હતા. તેઓ પણ અમારી જોડે કલકત્તાથી ત્યાં આવ્યા. બહુ ધામધૂમથી અધિવેશન થયું. લોકોમાં ભારે ઉત્સાહ હતો. એક તો ચંપારણના લોકો ગાંધીજી પ્રત્યે ખૂબ જ પ્રેમ અને ભક્તિભાવ ધરાવે છે અને બીજું એ કે આવી જાતની વિરાટ સભા એ પહેલાં કદી ત્યાં થઈ ન હતી. અને આટલા બધા માણસો કદી ત્યાં બહારથી આવ્યા નહોતા. સ્વાગત કરનારાઓમાં તેમ જ આવનારાઓમાં એમ બંને બાજુએ પુષ્કળ ઉત્સાહ હતો. બધું કામકાજ બહુ સરસ રીતે પાર પડ્યું. ગાંધીજીને જે થેલી આપવામાં આવી એ એમણે થોડી હરિજન કામને સારુ તથા થોડી બીજા કામને સારુ વહેંચી

આપી. હરિજન સેવા માટેના રૂપિયા હરિજન સેવક સંઘને સોંપી દેવામાં આવ્યા. સ્થાનિક કામો માટે જે અપાયું એ ત્યાંના સ્થાનિક લોકોને આપવામાં આવ્યું. અને એક ખાસી રકમ બિહારમાં મજૂર સંગઠન કરવા માટે જુદી મૂકવામાં આવી.

કોંગ્રેસની કે કોંગ્રેસી પ્રધાનમંડળની પ્રતિષ્ઠાને આંચ આવે એવી જાતનું કશું સક્રિય પગલું કોઈ કોંગ્રેસીએ ન લેવું કે એવા કામમાં સાથ ન પુરાવવો એ જાતનો નિર્ણય મહાસમિતિની જે બેઠકમાં કરવામાં આવ્યો હતો એ બેઠક પૂરી થયે થોડાક જ દિવસ વીત્યા ત્યાં તો શ્રી સુભાષચંદ્ર બોઝે એ નિર્ણયની વિરુદ્ધ આખા દેશમાં જોરદાર વિરોધી દેખાવો કરવા માટે એક નિવેદન બહાર પાડ્યું. ઉપર કહેવાઈ ગયું છે કે મહાસમિતિએ એ નિર્ણય ઘણી જ મોટી બહુમતીથી કરેલો. હવે પ્રદર્શન કરનારાઓએ એ નિર્ણયની સીધી અવગણના કરવા માટે કમર કસી હતી. છાપાંઓમાં મેં એ નિવેદન વાંચ્યું એટલે પ્રમુખ તરીકે મેં સુભાષબાબુને તાર કર્યો કે તેઓ આવી રીતે અવગણના ન કરે. પણ એમણે મારી વાત માનવાની ના પાડી અને પોતાના ઠરાવ પ્રમાણે એમણે એ જાતના દેખાવો કરાવ્યા. અને ઘણીયે જગ્યાએ કોંગ્રેસી કાર્યકર્તાઓએ એ જાતનું પ્રદર્શન કરવામાં સાથ આપ્યો. એટલે હવે અમારી સામે એ કપરો પ્રશ્ન આવી ઊભો કે કોંગ્રેસે આવી જાતની અવગણના ક્યાં સુધી સહી લેવી કોંગ્રેસની અંદર ઊભા થયેલા મતભેદોનો તોડ આણવાનો કેવળ એ જ એક માર્ગ છે કે એ પ્રશ્ન ઉપર મતગણતરી કરવામાં આવે. પણ જ્યાં સુધી કોંગ્રેસનો એક ઠરાવ બહુમતી મારફતે ફેરવી નાખવામાં ન આવે ત્યાં સુધી, કોંગ્રેસના એ નિર્ણયની વિરુદ્ધ પોતાનો વિચાર હોવા છતાં અને પોતાનો મતભેદ જાહેર કરવા છતાં કોઈ પણ કોંગ્રેસીએ એની વિરુદ્ધમાં કશું કામ ન કરવું જોઈએ. અને વળી એવું કામ તો કદી કરવું જ ન જોઈએ જેથી કોંગ્રેસની પ્રતિષ્ઠાને ધક્કો લાગતો હોય. આ પ્રદર્શનમાં ભાગ લેનારાઓએ એવું ઊંધું કામ જ કર્યું હતું, એટલે એમના ઉપર શિસ્તભંગ માટેના પગલા લેવાની અમારે માથે ફરજ આવી પડી.

કાર્યવાહક સમિતિની બેઠક બોલાવવામાં આવી. સુભાષબાબુ પાસે ખુલાસો માગવામાં આવ્યો. એમણે ખુલાસો આપતા પોતે કરેલા કામનો બચાવ કર્યો અને એનું સમર્થન કર્યું. કાર્યવાહક સમિતિએ પુષ્કળ વિચાર કર્યો પછી ઠરાવ્યું કે સુભાષબાબુએ જે કામ કર્યું છે એ જોતા એમના ઉપર શિસ્તભંગનું પગલું લેવાનું જ જોઈએ આ નિર્ણય કરવો કંઈ સહેલો ન હતો; કેમ કે સુભાષબાબુ કોંગ્રેસની એક આગેવાન વ્યક્તિ હતા. તેઓ બે વાર

કૉંગ્રેસના પ્રમુખ ચૂંટાયા હતા અને બન્યા હતા. આ વેળા તેઓ એ પદેથી મતભેદને લઈને ખસી ગયા હતા એ ખરું, પણ એમની દેશ-સેવા, નીડરતા અને એમના ત્યાગ વિષે સહુને ભારે આદર હતો. એવા માણસ ઉપર શિસ્તભંગ માટેનું પગલું શી રીતે લેવું એ સમજાતું ન હતું. અને અમારામાંના કોઈને એ પગલું લેવું ગમતું ન હતું. કોણ જાણે કેમ મારા અંતરના ઊંડાણમાં એમના પ્રત્યે પ્રેમ પણ હતો; જોકે એમની જોડે કશુંયે કામ કરવાની કોઈ તક મને મળી ન હતી તથા અમારી વચ્ચે કદી એવો કોઈ ગાઢ સંબંધ પણ બંધાયો ન હતો. એટલું ખરું કે એમના ભાઈ શ્રી શરદચંદ્ર બોઝને હું ભણતો હતો એ દિવસથી જ ઓળખતો હતો. કેમ કે અમે બંને એક જ અરસામાં પ્રેસિડન્સી કૉલેજમાં ભણતા હતા અને એક જ છાત્રાલયમાં રહેતા હતા. એમની જોડે મારો સંબંધ કંઈક ગાઢો હતો તથા એમના પ્રત્યે મારા મનમાં આદર અને પ્રેમ પણ હતો. પણ સવાલ એ હતો કે કૉંગ્રેસના આખા સંગઠનને આવી રીતે ધક્કો લાગવા દેવાય? શું પોતાની અંગત ભાવનાઓને વશ થઈને દેશ આખાની આ જાહેર સંસ્થાની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચાડનાર પ્રત્યે શિસ્તભંગનું પગલું ન લેવું જોઈએ? આવે વખતે સદા એવું બને છે કે સંસ્થા પ્રત્યેની ફરજ બજાવવા સારુ માણસને પોતાની અંગત ભાવનાઓને પરાણે દબાવવી પડે છે. અમે સૌએ કર્તવ્યભાવનાને વશ થઈને, અંતરની ઘણી જ વેદનાપૂર્વક, અમુક મુદત માટે સુભાષબાબુને કૉંગ્રેસની બહાર મૂકયા. વિરોધી દેખાવો કરવામાં જે બીજા ભાઈઓએ સુભાષબાબુને સાથ આપ્યો હતો એમની સામે પણ કંઈક પગલું લેવાની જરૂર હતી. પણ કારોબારી સમિતિએ એ કામ જાતે ન કરતાં, એ વિષે તપાસ કરીને ઘટતું કરવાનું કામ પ્રાંતિક સમિતિઓને સોંપ્યું.

ત્રિપુરી કૉંગ્રેસના વખતથી જ સુભાષબાબુ એક નવા પક્ષનું સંગઠન ઊભું કરી રહ્યા હતા. અને એમણે એનું નામ 'ફૉરવર્ડ બ્લૉક' (અગ્રગામી દળ) રાખ્યું હતું. હવે એ પક્ષને વધારે જોરથી સંગઠિત કરવામાં આવ્યો. ત્યાર પછી કૉંગ્રેસ તથા એ પક્ષની વચ્ચે ઉઘાડેછોગે વિરોધ વધતો ચાલ્યો. કેટલીયે જગ્યાએ પ્રાંતિક સમિતિઓએ પણ અમુક માણસો ઉપર શિસ્તભંગનું પગલું લીધું. એને લીધે માંહોમાંહેનો કજિયો પહેલાં કરતાંયે વધી પડ્યો. અને અગ્રગામી દળ દ્વારા જ્યાં જુઓ ત્યાં કૉંગ્રેસનો વિરોધ થવા લાગ્યો.

## ૧૩૭

## ઓરિસા તથા મધ્ય પ્રાંતનાં પ્રધાનમંડળો વિષે વધુ

આ વખતનું પ્રમુખપદ મારે માટે દુઃખદ નીવડ્યું; કેમ કે ચોતરફ કજિયા જ ચાલ્યા કર્યા અને એ સિવાય બીજું કશું કામ કરવું મુશ્કેલ થઈ પડ્યું. બે બીજા કજિયાનીયે વાત જણાવી દેવી ઠીક પડશે. એક ઓરિસાનો અને બીજો મધ્ય પ્રાંતનો.' આ વિષે થોડોઘણો ઉલ્લેખ પહેલાં' કરવામાં આવ્યો છે. પ્રધાનમંડળોની વિરુદ્ધ લોકો જ્યાં ત્યાં વાતો કરવા મંડી પડ્યા હતા એ પણ કહેવાઈ ગયું છે. ઓરિસામાં એવા કેટલાક જણ હતા જેમણે ત્યાંના પ્રધાનમંડળ સામે ફરિયાદો કરવા માંડી હતી. હરિપુરા કોંગ્રેસ પછી ૧૯૩૮ના માર્ચ કે એપ્રિલ મહિનામાં જ્યારે ગાંધી સેવા સંઘનું સંમેલન ડેલાંગમાં ભરાયેલું ત્યારે ત્યાંના પ્રધાનમંડળ વિષે આવી ફરિયાદો આવેલી એ પણ હું ઉપર કહી ચૂક્યો છું. ત્યાં આગળ સરદાર વલ્લભભાઈ પટેલ આવેલા હતા અને હું હતો. બંને પક્ષવાળાઓને બોલાવીને એમની વચ્ચે મેળાપ કરાવવાનો અમે પ્રયાસ કર્યો. જે ફરિયાદો હતી એની ઉપલક રીતે થોડીઘણી તપાસ પણ અમે કરી. અમને ઉમેદ હતી કે એ મામલો હવે પતી જશે પણ અંદરખાને એ ધૂંધવાતો જ રહ્યો. એ વાત પાર્લમેન્ટરી કમિટી પાસે પહોંચી. એના સભાપતિ સરદાર પટેલે આખરે એમને કહ્યું કે જે ફરિયાદ કરવા માગતા હોય તેઓ પોતાની ફરિયાદ રીતસર લખી લાવે; ત્યાર પછી જ પોતે એની તપાસ કરાવશે. પણ બંને પક્ષોએ યાદ રાખવું કે જેની ફરિયાદ ખોટી ઠરશે એની સામે પગલાં લેવામાં આવશે. ત્રિપુરી કોંગ્રેસની થોડા વખત પહેલાં સુભાષબાબુ પાસે કોંગ્રેસના પ્રમુખ તરીકે પણ એ ફરિયાદ પહોંચી. એ બધાં કારણોને લઈને એ ફરિયાદની તપાસ કરવી જરૂરની થઈ પડી. સુભાષબાબુએ એ તપાસનું કામ મને સોંપ્યું. મેં એ તપાસ કરવા માંડી પણ એ પૂરી ન થઈ શકી. મારે અનેક વાર ઓરિસા જવું પડ્યું. દિવસોના દિવસો સુધી બંને પક્ષોની વાત સાંભળવી પડી, ને જુબાનીઓ લેવી પડી. ઘણાં કાગળિયાં વાંચવાં પડ્યાં. જ્યારે મારો રિપોર્ટ તૈયાર થઈ ગયો ત્યારે સુભાષબાબુએ પ્રમુખપદેથી રાજીનામું આપી દીધું હતું અને હું પ્રમુખસ્થાને આવ્યો હતો. મેં જે લાંબો રિપોર્ટ તૈયાર કરેલો એ અદાલતના ચુકાદાના જેવો હતો. પાર્લમેન્ટરી કમિટી તથા

કાર્યવાહક સમિતિએ એ મંજૂર કર્યો. ફરિયાદીએ કરેલી મુખ્ય ફરિયાદો ખોટી ઠરી, એટલે તેમના ઉપર શિસ્તનાં પગલાં લેવાયાં. પરંતુ ત્યાર પછી થોડા દિવસની અંદર જ એમણે માફી માગી લીધી એટલે સજારૂપે ચયેલો પ્રતિબંધ એમના ઉપરથી પાછો ખેંચી લેવામાં આવ્યો

અહીં આ વાતને આટલા વિસ્તારથી આપવાની જરૂર પડી તેનું એક કારણ છે. ફરિયાદ કરનારાઓની પાછળ જે ટોરીમંચાર કરનારાઓ હતા એ લોકોએ આગળ જતાં કોંગ્રેસની વિરુદ્ધ છડેચોક કામ કરવા માંડ્યું. એમાં પંડિત નીલકંઠદાસ અને પંડિત ગોદાવરીશ મિશ્ર હતા. વડાપ્રધાન શ્રી વિશ્વનાથદાસનો એ લોકો પહેલેથી જ વિરોધ કરી રહ્યા હતા. એ બન્ને ગૃહસ્થો ૧૯૨૦-૨૧ની સાલથી જ કોંગ્રેસનું કામ કરી રહ્યા હતા. ઓરિસ્સાના લોકોને બંને પ્રત્યે મારો આદર હતો. ઈ. સ. ૧૯૩૭માં જ્યારે પ્રાંતિક ધારાસભાની ચૂંટણીઓ થઈ ત્યારે પંડિત નીલકંઠદાસ મધ્યસ્થ ધારાસભાના સભ્ય હતા. એમણે પ્રાંતિક ધારાસભાના સભ્ય થવા માટે ઉમેદવારી કરી ન હતી, છતાંયે ચૂંટણીઓમાં એમણે પૂરેપૂરો ભાગ લીધો અને કોંગ્રેસના પ્રચારમાં કામ પણ કર્યું. પંડિત ગોદાવરીશ મિશ્ર પ્રાંતિક ધારાસભા માટે ઊભા અને ચૂંટાયા. ચૂંટણીઓ થઈ ગયા બાદ જ્યારે પ્રધાનમંડળ બનાવવાનો સમય આવ્યો ત્યારે ત્યાંની પ્રાંતિક ધારાસભાના સભ્યોએ, પંડિત નીલકંઠદાસને તેઓ ધારાસભાના સભ્ય ન હોવાને કારણે નેતા ન ચૂંટતા પંડિત વિશ્વનાથદાસને પોતાના નેતા ચૂંટયા. પ્રધાનમંડળ રચાયું ત્યારે પંડિત વિશ્વનાથદાસ નેતા હતા એટલે તેઓ જ વડાપ્રધાન બન્યા. આને લીધે પંડિત નીલકંઠદાસ ખૂબ જ રોષે ભરાયા. જે ફરિયાદો અમારી પાસે પહોંચતી હતી એમાં પંડિત વિશ્વનાથદાસના ચારિત્ર્ય અને પ્રામાણિકતા ઉપર આક્ષેપ કરવામાં આવતો હતો. એટલા માટે આ કજિયાની તપાસ શરૂ કર્યા પહેલાં અમારે એમને ચેતવવા પડેલા કે જો ફરિયાદ સાચી નહીં નીકળે તો ફરિયાદ કરનાર ઉપર શિસ્તના પગલાં લેવામાં આવશે. ફરિયાદ માંડનારા ગૃહસ્થ પંડિત નીલકંઠદાસના સાથી હતા. પણ પાછળથી તેઓ કદાચ એમનાથી છૂટા પડ્યા હતા. સુભાષબાબુ જ્યારે કોંગ્રેસમાંથી છૂટા પડ્યા ત્યારે પંડિત નીલકંઠદાસે એમને સાથ આપ્યો અને મધ્યસ્થ ધારાસભામાં પણ એમણે જે વર્તાવ કર્યો એ કોંગ્રેસના સભ્યને છાજે એવો ન હતો. તેઓ કોંગ્રેસના પ્રતિજ્ઞાપત્ર પર સહી આપીને મધ્યસ્થ ધારાસભાના સભ્ય બન્યા હતા. એમાં એમણે કોંગ્રેસના અનુશાસન મુજબ વર્તવાનું કબૂલ કર્યું હતું. પણ થોડા દિવસ પછી એમણે એ વાતની ના પાડી દીધી. તેઓ કોંગ્રેસ

પક્ષમાંથી નીકળી ગયા. યુરોપનું યુદ્ધ શરૂ થયા પછી જ્યારે કૉંગ્રેસી પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યાં ત્યારે બીજાં પ્રધાનમંડળોની પેઠે ઓરિસાનું પ્રધાનમંડળ પણ વિખેરાઈ ગયું. પંડિત નીલકંઠદાસ અને પંડિત ગોદાવરીશ મિશ્ર એ પ્રધાનમંડળને ફરી ઊભું કરવાની ભાંજગડમાં પડ્યા. પણ જ્યારે કૉંગ્રેસી સભ્યોની બહુમતીનો ટેકો એમને ન મળ્યો ત્યારે તેઓએ ત્યાંના જમીનદાર પક્ષની સાથે મળીને મંત્રીમંડળ ઊભું કરાવ્યું. જમીનદાર પક્ષના નેતા પાર્લાકિમેડીના મહારાજ બહાદુર હતા. તેઓ પ્રધાનમંડળમાં વડાપ્રધાન બન્યા અને ગોદાવરીશ મિશ્ર પ્રધાન બન્યા! થોડાએક કૉંગ્રેસી સભ્યોને એમણે ફોડ્યા અને ઘણાઓને જેલમાં ઘાલી દઈને જેમતેમ કરી એમણે પોતાની બહુમતી ઊભી કરી છે અને હજુ એ પ્રધાનમંડળ ચાલી રહ્યું છે. પણ જ્યારે આ હું લખી રહ્યો છું ત્યારે એટલે કે તા. ૧૯ મી જૂન ૧૯૪૪માં, છાપાંઓ પરથી જણાય છે કે મહારાજા અને મિશ્રજી વચ્ચે અણબનાવ પેદા થયો છે અને પ્રધાનમંડળ જોખમમાં છે. અને એવી વાત કાને આવી છે કે પંડિત નીલકંઠદાસ અને પંડિત ગોદાવરીશ મિશ્રની વચ્ચે પણ હવે એટલો સદ્‌ભાવ નથી રહ્યો જેટલો કૉંગ્રેસનો વિરોધ કરીને તેઓએ પ્રધાનમંડળ ઊભું કર્યું ત્યારે હતો.

આવી જ જાતની મધ્ય પ્રાંતની ફરિયાદો વિષે પણ પહેલાં મેં ઇશારો તો કર્યો જ છે. એમાંની કેટલીક વાત પ્રધાનમંડળ બન્યા પહેલાંની હતી. પ્રધાનમંડળ બન્યું ત્યારે દાક્તર ખરે અને પંડિત દ્વારકાપ્રસાદ મિશ્ર ભેગા હતા. બંને વચ્ચે ઠીક ઠીક ગાઢો સંબંધ હતો. અને શ્રી રવિશંકર શુક્લ એ વેળા હરીફ ગણાતા હતા. પણ દાક્તર ખરેની રીતભાત અને કામ કરવાની ઢબથી મિશ્રજી તથા બીજાઓ એટલા બધા અકળાઈ ગયા હતા અને દાક્તર ખરેને મિશ્રજી પ્રત્યે એવો કંટાળો આવ્યો હતો કે હવે મિશ્રજી અને શુક્લજી એક બાજુએ ભેગા મળીને કામ કરતા હતા અને દાક્તર ખરે એમની વિરુદ્ધ થઈ ગયા હતા! એ જ કારણે ત્યાંનું પ્રધાનમંડળ ભાગ્યું હતું. દાક્તર ખરેને છૂટા થવું પડ્યું હતું અને ત્યાનો કજિયો હજીયે એમને એમ ચાલ્યો આવતો હતો. દાક્તર ખરે તો ખસી ગયા હતા પણ એમના કેટલાક સાથીઓ અને સહયોગીઓ હજુ સુધી એ કજિયાને ચલાવ્યે જતા હતા. એ લોકોમાંના કેટલાક જણે પાર્લમેન્ટરી કમિટી તથા કાર્યવાહક સમિતિની પાસે, પ્રધાનમંડળની તથા ખાસ કરીને મિશ્રજીની એવી જાતની ફરિયાદ આણી જેમાં જૂની ગંદી ફરિયાદો તથા કેટલીક નવી વાતો સડોવાઈ હતી. પહેલાં શ્રી ભૂલાભાઈ દેસાઈને એ ફરિયાદની તપાસનું કામ સોંપવામા આવ્યું. પણ ફરિયાદ કરનારાઓનો એમની સાથે મતભેદ

પડચો. એટલે છેવટે પ્રમુખ તરીકે મારે એ મામલાની તપાસ હાથ ધરવી પડી. આમાં પણ મેં બંને પક્ષોની વાતો સાંભળીને તથા ઘણાં કાગળિયાં તપાસીને ચુકાદો આપ્યો. એ કાર્યવાહક સમિતિ પાસે રજૂ કરવામાં આવ્યો ને મંજૂર થયો. ચુકાદો અપાયા પછી પણ કેટલાક જણે ચડભડાટ ચાલુ રાખ્યો અને લખવાનું ને બોલવાનું ન છોડયું. પણ એક વાર ચુકાદો થઈ ગયો અને છાપાંમાં જાહેર કરી દેવાયો એટલે પછી એ મામલો ટાઢો પડી ગયો. આવી જાતનાં કામોમાં મારો ઘણો વખત નીકળી જતો હતો, મન અકળાતું હતું અને રચનાત્મક કામ કરવાને માટે જોઈએ તેટલો મોકો મળતો ન હતો. આ વખતે હું પ્રમુખ થયો એને લીધે મારા પોતાના પ્રાંત સાથેનો મારો રોજનો ગાઢો સંબંધ ઓછો થઈ ગયો. વખતની તાણને લીધે હું પ્રાંતના કામકાજની વાતોમાં પહેલાં જેટલો રસ ન લઈ શક્યો, અને પ્રાંતમાં ફરી પણ ન શક્યો. ૧૯૩૪–૩૫–૩૬માં જ્યારે હું પ્રમુખ બનેલો તથા બીજા પ્રાંતોમાં મુસાફરી કરવામાં મારો બધો વખત વીતેલો ત્યારે પણ બિહારમાં હું જરાય વખત આપી શક્યો ન હતો. આ વખતે જોકે મુસાફરીએ જવાની તક ન મળી તોયે પહેલાંની જેમ હું મારા પ્રાંત માટે કંઈ કરી ન શક્યો. પણ કોંગ્રેસનું અધિવેશન આ વખતે બિહારમાં થવાનું હતું એટલે ફાળો ભેગો કરવા માટે કેટલીક જગ્યાએ મારે જવાનું થયું હતું. અખિલ ભારતના કામમાંથી જ્યારે જ્યારે વખત મળતો ત્યારે હું આ કામે નીકળી પડતો; અથવા એમ કહો કે આ બન્ને કામની વચ્ચે મારે અહીંથી તહીં દોડયા કરવું પડતું.

## ૧૩૮

## રામગઢ કૉંગ્રેસ માટે જગ્યાની પસંદગી

ત્રિપુરીથી પાછા ફરતાં જ અમારે એ નક્કી કરવાનું હતું કે કૉંગ્રેસનું આવતું અધિવેશન બિહારમાં કયાં કરવું. હમણાં કેટલાંક વરસથી અધિવેશન કોઈક ગામડામાં મળતું હતું. અમે પણ કોઈક ગામડામાં કરવા માગતા હતા. પહેલાં મારો વિચાર સોનપુરમાં કરવાનો હતો સોનપુર ત્રણ જિલ્લાની હદ ઉપર આવેલું છે. દરવર્ષે ત્યાં આગળ આખા ભારતમાં પંકાયેલ મેળો ભરાય છે. એમાં આખાય દેશમાંથી લાખો આદમી ભેગા થાય છે; તથા લાખોની સંખ્યામાં ઢોર, હાથી, ઘોડા તથા બીજાં પશુપંખી વેચવા માટે લાવવામા આવે છે. એટલે ત્યાં બગીચાઓ ઘણા છે. જ્યાં લાખો માણસો ભેગા થાય ત્યાં પાણીની વ્યવસ્થા કરવી સહેલી નથી હોતી. એટલે ત્યાં ઘણા કૂવા કરવામા આવ્યા છે. મેળાને વખતે ત્યાં પાણીના પપ ચલાવવીમાં આવે છે. એ પંપ જિલ્લા બોર્ડે મૂકેલા છે. એ મેળો કારતકી પૂનમે ભરાય છે. એ પછી આશરે ત્રણ મહિને કૉંગ્રેસનું અધિવેશન થાય તેમ હતું. એટલે મેળાની વખતના વાંસ, સાદડાં, ખડ વગેરે ઘણો સામાન અમે સસ્તામાં ખરીદી શકીએ તેમ હતું. પ્રતિનિધિઓના . ઉતારા , માટેનાં ઝૂંપડાં બનાવવાનું મેળો ઊકલી ગયા પછી શરૂ કરીએ તોપણ પતાવી દઈ શકાય તેમ હતું. આ બધી સગવડ ઉપરાંત ત્યાં આગળ ગંડક નદીનો કિનારો હતો, એટલે લાકડાં, વાંસ, મુજ વગેરે સહેલાઈથી લાવી શકાય તેમ હતું. બિહારમાં કૉંગ્રેસની પ્રવૃત્તિઓને માટે ગંગાની ઉત્તરે આવેલા જિલ્લાઓ બહુ પ્રાણવાન જિલ્લાઓ ગણાય છે. આ પહેલાં બિહારમાં કૉંગ્રેસના બે અધિવેશન થઈ ચૂકેલાં હતાં પણ એ બન્ને ગંગાની દક્ષિણમાં જ આવેલા પટના અને ગયામા થયેલાં. ઉત્તર બિહારવાળાઓનો આગ્રહ હતો કે એક અધિવેશન ઉત્તર બિહારમાં થવું જોઈએ. આ બધુ જોતાં સોનપુર મને બધી રીતે અનુકૂળ જણાતું હતું અને મને થતુ હતું કે ત્યાં જ અધિવેશન કરીએ પણ બધાનો મત લેવાનો હતો. સૌથી પહેલા એ જોવાનું હતુ, કે અમે જે નગર ઊભું કરીએ એ સ્થળ આરોગ્યની દૃષ્ટિએ કયાં આગળ વધારે સગવડભરેલું થાય તેમ છે એટલે ત્રિપુરીથી પાછા ફર્યાં પછી અમે બેચાર જણ અધિવેશનને માટે કામમાં આવે એવી બધી જગ્યાઓ ફરીને

જોઈ આવ્યા. મેં શ્રી રામદાસ ગુલાંટીને બિહારની કોંગ્રેસના બાંધકામ માટે મદદ આપવા આવવાનું આમંત્રણ ત્રિપુરીમાં જ આપી રાખ્યું હતું. મારું એ આમંત્રણ એમણે હર્ષભેર સ્વીકાર્યું હતું. ગુલાંટીજી એક અનુભવી એંજિનિયર છે. પણ હવે મહાત્મા ગાંધી સાથે સેવાગ્રામમાં રહે છે. સૌ પહેલાં ફૈજપુરમાં જ્યારે ગામડાનું કોંગ્રેસ અધિવેશન કરવાનું વિચાર્યું ત્યારે ત્યાંના બાંધકામમાં મદદ આપવાને ગુલાંટીજી જ ગયા હતા. ત્રિપુરીમાં પણ કોંગ્રેસનગરની રચનાનું કામ એમણે જ કરાવ્યું હતું. એ અનુભવનો લાભ લેવાને માટે જ એમને આમંત્રણ આપ્યું હતું. તેઓ બરાબર વખતસર આવી પહોંચ્યા અને જગ્યાની પસંદગી માટે અમે ફર્યાં ત્યારે અમારી સાથે તેઓ પણ આવ્યા અને બધી ઉપયોગી જણાઈ તે જગ્યાએ જઈ આવ્યા.

પટના જિલ્લામાં આવેલું રાજ્યગૃહ પણ અમે આ કામની દૃષ્ટિએ જોયું. એ બહુ જૂનું ઐતિહાસિક સ્થળ છે. અને એને જરાસંધની રાજધાની તથા બુદ્ધદેવનું નિવાસસ્થાન હોવાનું ગૌરવ પ્રાપ્ત થયેલું છે. બૌદ્ધ અને જૈન કાળમાં પણ એ સ્થળ બહુ જ પ્રખ્યાતિ પામ્યું હતું. નાલંદાનું પેલું વિશાળ વિદ્યાપીઠ જેમાં એક કાળે હજારો વિદ્યાર્થીઓ અને ભિક્ષુકો વિદ્યાભ્યાસ કરતા હતા, જ્યાં આગળથી વિદ્વાન ભિક્ષુઓ અને પરિવ્રાજકો બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવાને તિબેટ અને ચીન જેવા આઘેના દેશમાં પણ પહોંચી જતા હતા તથા જ્યાં આગળ ભાંગેલા વિહારો અને ખંડેરોનું ખોદાણુકામ કરતાં જે મકાનો તથા સરંજામ-સામગ્રી નીકળી આવેલાં તે જોઈ ને આજેય લોકો ચકિત થાય છે, એ સ્થળ રાજગૃહ પાસે જ આવેલું છે. સૃષ્ટિસૌંદર્યની દૃષ્ટિએ પણ રળિયામણું તથા આરોગ્યદાયક છે. પણ આજકાલની સગવડોનો ત્યાં અભાવ છે. સૌથી મોટી મુશ્કેલી ત્યાં જવાની છે. પાણીની પણ અછત છે. એટલે આ બધી અગવડ જોતાં તે સ્થળ અમારે જતું કરવું પડ્યું. પટના પાસે આવેલ ફુલવાડી-શરીફમાં પણ અધિવેશન કરવાનો વિચાર થયો. પરંતુ એ જગ્યા પટનાની એટલી બધી પાસે હતી કે એ શહેરનું જ અધિવેશન ગણાઈ જાત અને ત્યાં શહેરની સગવડો ન મળત.

બીજી બાજુ છોટાનાગપુરના લોકોનો અને ખાસ કરીને હજારીબાગ-વાળા બહાદુર કોંગ્રેસી, બાબુ રામનારાયણ સિંહનો બહુ જ આગ્રહ હતો કે છોટાનાગપુરમાં જ કોઈક સ્થળ પસંદ કરવું જોઈએ. એમની હમેશાં એવી ફરિયાદ રહેતી કે અમે છોટાનાગપુર પ્રત્યે બેદરકારી રાખીએ છીએ. એટલે છોટાનાગપુર પણ ધ્યાનમાં રાખ્યું. છેવટે અમે હજારીબાગ જિલ્લાનું

રામગઢ જ પસંદ કર્યું. એનો વધુ જશ શ્રી રામદાસ ગુલાંટીને જ છે. કેમ કે હવાપાણીની દૃષ્ટિએ એમણે એ બહુ ઉપયોગી ગણ્યું. મને પણ આશા હતી કે એ સુંદર રળિયામણાં જંગલોની વચ્ચે દામોદર નદીના કાંઠાનું અધિવેશન એક અનોખું જ અધિવેશન થશે.

સ્થળ નક્કી તો થયું પણ અધિવેશન માટે ઠરાવેલી જગ્યાએ જંગલ ઊભું હતું એ સાફ કરવાનું હતું અને ત્યાં લગભગ બધી વસ્તુ આણવાની હતી. મેં અંબિકાકાન્તસિંહને ત્યાં મોકલી દીધા અને તેમણે ત્યાં ફરીને એ કામ ઘણી જ મહેનત તથા ખંતથી કરવા માંડ્યું. રાંચી શહેરમાં હું થોડા દિવસ રોકાયો. ત્યાંથી રામગઢ આશરે ત્રીસથી બત્રીસ માઈલ દૂર આવેલું છે. ગુલાંટીજી નકશા વગેરે તૈયાર કરવા માંડ્યા. જંગલ કપાવા માંડ્યું. કામ આગળ વધવા લાગ્યું. હું કેટલાએક જણને લઈને ફાળો કરવા માટે ઠેકઠેકાણે ફરવા લાગ્યો. એમાં મારી સાથે બધી જગ્યાએ આવનારાઓમાં બાબુ મથુરાપ્રસાદ હતા. મારી રખડપટ્ટી ચાલુ જ રહી. વરસાદ હોવાને લીધે કામ ચાલુ થાય તેમ નહોતું, એમ છતાં એ બધાનો ઘાટ ઊભો કરી દેવામાં આવ્યો હતો. હું રામગઢમાં જ હતો અને એ વખતે પણ દમથી પીડાતો હતો. ત્યાં આગળ જ સમાચાર મળ્યા કે જર્મનીએ પોલેન્ડ ઉપર ચઢાઈ કરી દીધી છે, અને ઇંગ્લંડ તથા ફ્રાન્સની સાથેય એની લડાઈ શરૂ થઈ છે. જર્મનીએ એ લડાઈની અગાઉ થોડા દિવસ પહેલાં જ રશિયા સાથે સમાધાન કર્યું હતું.

## ૧૩૯

# કૉંગ્રેસ અને યુરોપનું બીજું મહાયુદ્ધ

ઈ. સ. ૧૯૩૮ના સપ્ટેમ્બરમાં કાર્યવાહક સમિતિએ આ બાબત પર પુષ્કળ ચર્ચા કર્યા પછી કશાયે નિર્ણય ઉપર આવ્યા વિના એ વાત પડતી મૂકી હતી. કારણ કે એ વખતે લડાઈ જાગી નહીં અને ચેંબરલેને હિટલરના હાથમાં ચેકોસ્લોવાકિયાનો શિકાર જવા દઈને સમાધાની કરી લીધી હતી. હવે કૉંગ્રેસને નિર્ણય કરવો પડે તેમ હતો. બીજી બાજુ એ વેળા જવાહરલાલજી ચીન ગયા હતા. ગાંધીજી વાઈસરૉયને મળ્યા. વર્ધામાં કારોબારી સમિતિની બેઠક ભરવામાં આવી. માંદો હોવા છતાં હુ જેમતેમ કરી વર્ધા પહોંચ્યો. મને કોઈ પણ રીતે વર્ધા લઈ જવા મહાત્માજીએ શ્રી મહાદેવ દેસાઈને મારી પાસે મોકલ્યા હતા. કેટલાયે દિવસ સુધી કારોબારી સમિતિની બેઠક ચાલુ રહી. એ દરમિયાન જ ચીનથી શ્રી જવાહરલાલ નેહરુ પાછા આવી પહોંચ્યા. મામલો બહુ ગંભીર હતો. શ્રી સુભાષચંદ્ર બોઝ કૉંગ્રેસથી અળગા હોવા છતાં આ પ્રસંગે એમને બોલાવીને એમનો મત લેવાનો વિચાર કરવામાં આવ્યો. કૉંગ્રેસના બીજા ખાસ ખાસ માણસોને પણ, જે કારોબારી સમિતિમાં ન હતા, તેમને બોલાવવામાં આવ્યા.

ગાંધીજીએ વાઈસરૉયની સાથે મુલાકાત લીધા પછી એક નિવેદન બહાર પાડયું હતું અને તેમાં ઈંગ્લંડ પ્રત્યે સહાનુભૂતિ બતાવેલી હતી તથા કાંઈ પણ શરત વિના ઈંગ્લંડને મદદ આપવાની વાત એમણે કરી હતી. આને લીધે કેટલાક લોકોની ગેરસમજ થઈ હતી. એ પછી જ્યારે કૉંગ્રેસ કારોબારી તરફથી એવી માગણી મૂકવામાં આવી કે બ્રિટિશ સરકાર યુદ્ધ વિષેના તથા યુદ્ધ પૂરું થયે શાંતિસ્થાપનાના પોતાના ઉદ્દેશ ને વિચાર સ્પષ્ટ રીતે જણાવે તો જ હિંદુસ્તાન મન મૂકીને મદદ આપી શકશે, ત્યારે ગાંધીજી પોતાના જાહેર કરેલા નિવેદનથી પાછા હઠયા છે, એમ કહેવાની અંગ્રેજોને તક મળી. કૉંગ્રેસીઓમાંના ઘણાઓને આવી રીતે આ સામ્રાજ્યવાદી લડાઈમાં વગર શરતે મદદ આપવાનું સ્વીકારી લેવું ગમ્યું ન હતું. વાત એમ હતી કે બન્ને બાજુઓનો આંશિક વિચાર કરવામાં આવ્યો હતો. ગાંધીજીએ એવું કદીયે નહોતું ધાર્યું કે હિંદુસ્તાન 'પૈસાની કે માણસોની મદદ' આપશે. એમને મન હતું કે હિંદુસ્તાન જેવો

પરાધીન દેશ આ યુદ્ધને માટે સહાનુભૂતિ બતાવે એ એટલી કીમતી વાત નીવડશે કે એથી આખી દુનિયાની સહાનુભૂતિ ઇંગ્લંડને લાધશે. એમણે આ જ સહાનુભૂતિની વાત વિચારેલી, પણ એ વખતના એમના નિવેદનથી કેટલાએક લોકોમાં ખળભળાટ મચ્યો એ નિર્વિવાદ છે.

આ યુદ્ધ પ્રત્યે શું વલણ લેવું એ કારોબારી સમિતિને વિચારવાનું હતું. સવાલ એ હતો કે કોંગ્રેસ યુદ્ધમાં મદદ કરે કે નહીં? અને જો મદદ કરે તો કોઈ પણ શરત વિના કરે કે કોઈક શરત પૂરી થયે એ મદદ આપે? એ મદદનું સ્વરૂપ કેવું હશે? કોંગ્રેસે પોતાના ધ્યેયમાં અહિંસાને જ પોતાનું સાધન ગણાવેલું છે. આ હિંસાત્મક યુદ્ધમાં એક અહિંસાત્મક સંસ્થા કેવી રીતે અને કઈ મદદ આપી શકે, વગેરે વગેરે વિચારવાનું હતું. અનેક દિવસો સુધી વિચાર કર્યા પછી કમિટી એક નિર્ણય ઉપર આવી અને એક ઠરાવ કર્યો એમાં એણે નાઝીવાદ અને ફાસીવાદ પ્રત્યે પોતાનો વિરોધ દર્શાવ્યો અને એની સાથે સાથે સામ્રાજ્યવાદની સામે પણ પોતાનો વિરોધ જણાવીને બ્રિટિશ રાજ્યને આગ્રહ કર્યો કે આ યુદ્ધમાં ભારતવર્ષની જનતા ઊલટભેર મદદગાર થાય એ સારુ બ્રિટને આ લડાઈનો પોતાનો ઉદ્દેશ ચોખ્ખેચોખ્ખો પ્રગટ કરવો જોઈએ.

આ ઠરાવની ભાષા બહુ જ સરસ હતી. એનો ભાવ પણ અત્યંત શુદ્ધ અને ઉચિત હતો. આનો જશ મોટે ભાગે એ ખરડો તૈયાર કરનાર પંડિત જવાહરલાલજીને ફાળે જાય છે. એ જ અધિવેશનમાં એટલી વાત સ્પષ્ટ થઈ ગઈ કે કોંગ્રેસ પોતાની અહિંસાની નીતિને કારણે આ લડાઈમાં બ્રિટિશ સરકારને મદદ આપવાની ના પાડી શકે તેમ નથી અને મોકો મળ્યે લડાઈમાં મદદને સારુ કોંગ્રેસ હથિયાર ઉઠાવતાંયે અચકાવાની નથી. અહીં આ વાત નોંધવી પડે છે એનું કારણ એ છે કે આ પ્રસંગ પછી જ્યારે જ્યારે કહેવાની તક મળી ત્યારે કોંગ્રેસના વિરોધીઓ કોંગ્રેસ ઉપર ખોટું આળ મૂકતાં અચકાયા નહીં કે ગાંધીજીની અહિંસાને કારણે જ કોંગ્રેસ લડાઈમાં મદદ નથી આપતી. આમ કહેનારાઓમાં હિંદી વજીર મિ. એમરી અને લૉર્ડ લિનલિથગો સહિત ભારત સરકારના મોટા અમલદારો હતા. વર્ધાની એ બેઠકમાં એ વાત ચોખ્ખી રીતે કહેવામાં નહોતી આવી એ સાચું, છતાં ત્યાં પસાર થયેલા ઠરાવ ઉપરથી એટલું ચોખ્ખું તરી આવતું હતું કે બ્રિટિશ સરકાર જો સંતોષકારક ખુલાસો આપશે તો કોંગ્રેસને લડાઈમાં મદદ આપવી જ પડવાની અને એ મદદનું સ્વરૂપ હિંસાત્મક થયા વિના નથી રહેવાનું. એ વખતે આખાયે દેશમાં લોકોને તથા ખાસ કરીને કોંગ્રેસવાળાઓમાંના ઘણાઓને બ્રિટન પ્રત્યે સહાનુ-

ભૂતિ હતી. એ વખતે ઇંગ્લંડના કેટલાક રાજપુરુષો અને છાપાંઓ જે વાત વારે વારે પોકારી રહ્યા હતાં એ વાતનો જો બ્રિટિશ સામ્રાજ્યવાદીઓએ જરાક સરખો પણ ખ્યાલ આપ્યો હોત કે તેઓ આ લડાઈ ખરેખર પ્રજાતંત્રને ખાતર જ કરી રહેલા છે તો ભારતના મોટાભાગના લોકો મન મૂકીને એમને સાથ આપત. પણ હતું એવું કે દુનિયાની દિલસોજી મેળવવાને માટે તો એ લડાઈ પ્રજાતંત્ર સ્થાપના માટે લડાઈ રહ્યાનું કહેવાતું હતું. પણ ખરી રીતે એ બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણને સારુ તથા એનાં મૂળ ઊંડા ઘાલવાને સારુ લડાઈ રહી હતી અને એ વાત આગળ જતાં સ્પષ્ટ થતી ગઈ.

આ ઠરાવ થયા પછી કૉંગ્રેસના પ્રમુખ તરીકે બે વાર લૉર્ડ લિનલિથગોને મળવાનો મને પ્રસંગ આવ્યો. એક વાર પંડિત જવાહરલાલજીની સાથે અને બીજી વાર મહાત્મા ગાંધી તથા મિ. ઝીણાની સાથે. એ વખતે લૉર્ડ લિનલિથગો હિંદુસ્તાનના બધાયે પક્ષના લોકોને તથા બધી જાતના વિચારવાળા લોકોને મળી મળીને લડાઈમાં હિંદુસ્તાન મદદ આપે એ વિષે વાતો કરતા હતા અને એવું ઇચ્છતા હતા કે ભારતવાસીઓ રાજીખુશીથી મદદ આપે અને કશી જાતની ધમાલ ઊભી ન કરે લડાઈ શરૂ થતાંની સાથે જ એમણે કોઈનીયે સલાહ લીધા વિના તથા કશુયે પૂછ્યાગાછ્યા વિના જ બ્રિટિશ સરકાર તરફથી જાહેર કરી દીધું હતું કે હિંદુસ્તાન પણ લડાઈમાં સામેલ છે. એ વેળા હિંદુસ્તાનની ધારાસભા (લેજિસ્લેટિવ એસેમ્બલી) હયાત હતી. બધાયે પ્રાંતમાં ૧૯૩૫ના બંધારણ મુજબ પ્રધાનમંડળો કામ કરી રહ્યાં હતાં અને એમાં અગિયારમાંના આઠ પ્રાંતમાં કૉંગ્રેસનાં પ્રધાનમંડળો હતાં. એમાંના કોઈનેયે પૂછવામાયે ન આવ્યું અને કોઈની સલાહ પણ ન લેવાઈ. કેમ જાણે આ લડાઈ જોડે હિંદુસ્તાનની કોઈ પણ સંસ્થા કે કોઈ પણ વ્યક્તિને કશું લાગતુંવળગતું જ ન હોય! વગર પૂછ્યેગાછ્યે લડનારા દેશોમાં હિંદુસ્તાનને પણ સામેલ કરવામાં આવ્યું કૉંગ્રેસ કમિટી પણ બહુ જ અકળાઈ ઊઠી હતી અને હિંદુસ્તાનના બીજા લોકોને પણ આ વાત મુદ્દલ ગમતી ન હતી. એ દશામાં જ્યાં લગી એમના પેટની વાતનો ખુલાસો ન થાય ત્યાં સુધી કોઈને પણ એ બાબત એક ડગ દેવું સંભવિત ન હતું અને ઉચિત પણ ન હતું. પછી એટલા માટે જ લૉર્ડ લિનલિથગો લોકો જોડે વાટાઘાટ કરવા લાગ્યા. એમણે દેશની રાજકીય સંસ્થાઓને સંતુષ્ટ કરવા એ યોજના પણ રજૂ કરી કે એમની કાર્યકારિણીમાં એટલે કે વાઈસરૉયની એક્ઝિક્યુટિવ કાઉન્સિલમાં સભ્યોની સંખ્યા વધારવામાં આવશે અને એમાં વધારે હિંદુસ્તાની સભ્યો લેવામાં આવશે. પણ

એની સાથે એઓ એ વાત ઉપર અડગ રહ્યા કે એમના જૂના તેમ જ નવા સભ્યોના અધિકારોમાં કંઈ ફેરફાર કરવામાં નહીં આવે. એમનું કહેવું એમ હતું કે આ સભ્યો કેવળ પોતપોતાના ખાતાના સરદાર જ ગણાય છે, એમને કશોયે સ્વતંત્ર અધિકાર નથી અને કાઉન્સિલની બેઠક તો કેવળ સભ્યોના કામકાજની એકબીજાને માહિતી આપવા પૂરતી જ ભરવામાં આવે છે. એ બેઠકમાં તેઓ કેટલાક મુદ્દાઓ ઉપર કેવળ પોતાના વિચાર રજૂ કરી શકે એટલું જ; બાકી બધાયે મહત્ત્વના પ્રશ્નો બાબત નિવેડો આણવાનો આખો ભાર છેવટે તો વાઈસરૉય ઉપર જ રહેવાનો; અને એ અધિકાર એમને જ મળેલો છે. ચાલતી લડાઈએ બંધારણમાં કશોયે ફેરફાર થઈ શકે એ એમને સંભવિત લાગતું ન હતું, અને એ બાબતમાં જે કંઈ કરી શકાય એ ૧૯૩૫નાં બંધારણની અંદર જ કરી શકાય એમ હતું.

કૉંગ્રેસની બે માગણીઓ હતી. એક તો એ કે બ્રિટિશ સરકાર દ્વારા લડાઈના ઉદ્દેશોના સ્પષ્ટીકરણની સાથે ભારતની સ્વતંત્રતાના મુદ્દા ઉપર રજૂ થનારી ભવિષ્યની યોજનાને કૉંગ્રેસ ચોખ્ખી રીતે સ્વતંત્રતાનું સ્વરૂપ અપાવવા માગતી હતી, અને એની સાથે સાથે જ એની એ માગણી હતી કે ભારતના પ્રતિનિધિઓને તુરત જ રાજશાસનના એટલા અધિકારો સોંપવામાં આવે કે તેઓ ખરેખર ભારતના લોકોની ઇચ્છા મુજબ અહીંની બધી વ્યવસ્થા કરી શકે તથા લડાઈમાં પણ સાચી મદદ આપી શકે. એમાંયે ભવિષ્યની ઘોષણાના મહત્ત્વ ઉપર ઝાઝો ભાર મૂકવામાં ન આવે તોયે જ્યાં સુધી તરત જ અધિકારો મળે નહીં ત્યાં સુધી લડાઈમાં જનતા રસ લઈ શકવાની નથી અને અંતઃકરણપૂર્વક મદદ આપી શકવાની નથી. તે દિવસથી માંડીને આજ સુધી લડાઈમાં વિઘ્ન નાખવાની કૉંગ્રેસની નીતિ કદી પણ રહી નથી. કૉંગ્રેસ બ્રિટિશ સામ્રાજ્યવાદને પણ દુનિયાને સારુ કશાયે લાભની ચીજ ગણતી નથી. ઓછામાં ઓછાં છેલ્લાં વીસપચીસ વરસ થયાં કૉંગ્રેસે બ્રિટિશ સામ્રાજ્યને લાભકારક ગણ્યું નથી. સામ્રાજ્યવાદને બદલે સાચા પ્રજાતંત્રવાદની જ કૉંગ્રેસે તરફેણ કરી છે અને આજેયે કરે છે. આજે આ બ્રિટિશ સામ્રાજ્યવાદની તળે જે વસાહતો અને પ્રદેશો તથા મુખ્યત્વે ભારત કચરાઈ રહેલ છે એ સ્થિતિ ટળે અને એને સ્થાને એ બધાયે દેશોને પ્રજાતંત્રનું રૂપ અપાય એમ કૉંગ્રેસ ઇચ્છે છે. અને અહીંની બીજી બધી રાષ્ટ્રીય સંસ્થાઓએ પણ સ્વાભાવિક રીતે જ એ વાતને પોતાનું લક્ષ્ય માનેલું છે અને એ ઉદ્દેશને પહોંચવાનું સૌ પોતાનું

કર્તવ્ય ગણે છે. અંગ્રેજો પણ આ ઉદ્દેશની ટીકા નથી કરતા એટલું જ નહીં, તેઓ પોતેયે આ બધાયે દેશોને સ્વાતંત્ર્ય આપવાનું પોતાનું ધ્યેય ગણે છે. અંગ્રેજોનું કહેવું એટલું જ છે કે હજુ ભારત વગેરે જે પ્રદેશો એમના તાબામાં છે એ બધા એટલા લાયક નથી થયા કે એમને સ્વતંત્રતા આપી શકાય. એટલે જ્યાં સુધી એ બધા દેશો સ્વતંત્ર થવાને લાયક ન બને ત્યાં સુધી એના રાજશાસનની ધૂંસરીનો ભાર ઉપાડવાનુ અંગ્રેજો પોતાનું કર્તવ્ય ગણે છે. આપણે ભારતવાસીઓ આ વાત સ્વીકારવાને તૈયાર નથી અને આપણા મતભેદ તથા સંઘર્ષનું કારણ એ જ છે. લડાઈ શરૂ થઈ ત્યારે પ્રજાતંત્રની ઘણી ઘણી વાતો કરવામાં આવી પણ એમના આ પ્રચારનો ઢોંગ એક જ પ્રશ્ન વડે, કોંગ્રેસે ખુલ્લો પાડી દીધો. એ પ્રશ્ન કેવળ એટલો જ હતો કે પ્રજાતંત્રના જે ગીતો ગાવામાં આવે છે એ પ્રજાતંત્ર કેવળ અંગ્રેજો અને યુરોપવાસીઓ ને યુરોપને માટે જ હોવાનું કે ભારતને સારુ તથા એશિયા અને આફ્રિકાની બધી કચડાયેલી જાતિઓ માટે પણ હોવાનું? જો એ એશિયા અને આફ્રિકાના માનવીઓ માટે પણ હોય તો ચોખ્ખા શબ્દોમાં ખુલ્લેખુલ્લી રીતે એ વાત જાહેર થવી જોઈએ અને અમારે ને અમારે જ બને એટલા અધિકારો સોંપીને એ વાતનું સક્રિય આશ્વાસન બધા લોકોને આપવું જોઈએ.

૧૯૩૯ના નવેમ્બરથી માંડીને ૧૯૪૨ના વરસ સુધી હિંદુસ્તાનને તથા કોંગ્રેસને આ પ્રશ્નનો કશો સંતોષકારક જવાબ ન મળ્યો. શરૂઆતમાં પેટમાં રહેલા મૂળ હેતુને શબ્દોના આડંબરથી ઢાંકવાનો યત્ન કરવામાં આવ્યો. એ હેતુ હતો બ્રિટિશ સામ્રાજ્યને અખિશુદ્ધ ટકાવી રાખવાનો. જેમ જેમ વખત વીતતો ચાલ્યો તેમ તેમ એ હેતુ સ્પષ્ટ રીતે કળાવા લાગ્યો. લૉર્ડ લિનલિથગોએ એ વેળા પાર વિનાની મહેનત કરી પણ એમણે કરેલી દરખાસ્તથી એકેય રાજકીય પક્ષને સંતોષ ન થયો. થોડા દિવસ પછી એમણે મુસ્લિમ લીગને રાજી રાખવા સારુ એક નિવેદન કર્યું કે લડાઈ પૂરી થયા પછી ૧૯૩૫ના બંધારણ ઉપર નવેસરથી વિચાર કરવામાં આવશે. કોંગ્રેસે પણ એ બંધારણનો બહુ આકરો વિરોધ કર્યો હતો, અને થોડાએક મધ્યમમાર્ગીઓ સિવાયના કોઈ પણ રાજકીય પક્ષે એ બંધારણ મુજબ કામ કરવાની પોતાની અનુમતિ પ્રગટ કરી ન હતી. એટલે લડાઈ પછી એ બંધારણમાં ધરમૂળથી ફેરફાર કરી નાખવાનું વચન આપીને એમણે કેવળ મુસ્લિમ લીગને જ નહીં, બીજા પક્ષોને પણ સંતોષ આપવાનો પ્રયાસ કર્યો હોય એમ બને, પણ એમાં તથ્ય જણાતું નથી. કેમ કે એમણે એ વેળા જે કામ કર્યું તથા ત્યાર પછી જે પગલાં લીધાં

એનું એક જ પરિણામ નજરે પડે છે. તેઓ કૉંગ્રેસની સરખામણીમાં એક બીજી સંસ્થા ઊભી કરી દેવા માગતા હતા. અને એમ કરીને તેઓ હિંદુસ્તાનને એટલું કહેવા ઇચ્છતા હતા કે જ્યાં સુધી આ બે સંસ્થાઓ મળી એક જ માગણી ન કરે ત્યાં સુધી હિંદુસ્તાન માટે અમારાથી કશું જ બની શકે એમ નથી. અને સાથે સાથે તેઓ બીજી બાજુ દુનિયા આખીને એ દર્શાવવા માગતા હતા કે અંગ્રેજો તો સત્તા આપવાને સાવ તૈયાર છે પણ હિંદુસ્તાનના માણસો એટલા બધા નાલાયક છે કે તેઓ સંપીને કામ કરી શકતા નથી, એટલે હિંદુસ્તાન ઉપર બ્રિટિશ સરકારનું રાજ્ય અખંડ રીતે કાયમ રહે એ આવશ્યક અને અનિવાર્ય છે. આ પેંતરો પાર પાડવામાં લૉર્ડ લિનલિથગો પોતે અહીં રહ્યા ત્યાં સુધી ઘણે અંશે સફળ પણ થયા હતા. એ વખતે ઉપરાઉપર ચાલતી રહેલી મુલાકાતોનું પરિણામ એટલું જ આવ્યું કે આપણને બ્રિટિશ સરકાર તરફથી કશોયે સંતોષકારક જવાબ મળ્યો જ નહીં. સરકાર તરફથી એમણે જે જાહેરાત કરેલી એને વિષે અમારે ચોખ્ખું જણાવી દેવું પડયું કે એનાથી અમને સંતોષ થયો નથી.

વાઈસરૉયને મળ્યા પછી અમારે એ ઠરાવ ઉપર આવવું પડયું કે કૉંગ્રેસવાળાઓ હવે પ્રધાનમંડળમાં ન રહી શકે, તેમ જ પ્રાંતોમાં પણ રાજશાસન ચલાવવાનો ભાર પોતાની ઉપર ન લઈ શકે. ખૂબ જ ઊંડો વિચાર કર્યા પછી અને એ પ્રશ્નને સારી પેઠે છણ્યા પછી જ કારોબારી સમિતિ તથા મહાસમિતિ આ નિર્ણય ઉપર આવી હતી. કૉંગ્રેસની અંદર કેટલાક જણને આ નીતિ ગમતી ન હતી. એ લોકોનું એવું માનવું હતું કે આપણા હાથમાં જે થોડાઘણા અધિકાર આવેલા છે એ આપણે જતા ન કરવા જોઈએ. આ અધિકારોને આપણે આપણા હાથમાં જાળવી રાખીશું તો આપણે દેશની વધારે સારી સેવા કરી શકીશું, એમ એમનું માનવું હતું. વળી તેઓની માન્યતા એવીયે હતી કે જો આપણે આપણા હાથમાં અધિકારો રાખીશું તો જ આપણે લડાઈને લીધે થનારા નુકસાનને ખાળી શકીશું તથા લડાઈથી મળનારો લાભ લેવામાં ફાવીશું. એટલે કે બને બાજુએ આપણે એ રીતે લાભમાં જ રહેવાના. પણ એવું માનનારાઓ ગણતરીમાં બહુ થોડા હતા. ઘણાખરા લોકોની ધારણા એવી હતી કે, જેમ જેમ લડાઈનો ભાર વધતો જશે તેમ તેમ પ્રાંત પાસેના અધિકારો કેંદ્રની સરકાર પોતાના હાથમાં લેતી જશે. પોતાના પ્રાંતમાં કશું કામ પાર પાડવાના અધિકાર પ્રધાનમંડળો સાચવી નહીં શકે પણ જે કંઈ કામ વણસશે એની જવાબદારી એમને માથે ઢોળવામાં આવશે; મધ્યસ્થ,

સરકારમાં હિંદુસ્તાનીઓને કશોયે હક મળે એવું દેખાતું નથી, એટલે જે જે હિંદુસ્તાની સભ્ય મધ્યસ્થ સરકારમાં વાઈસરૉયની જોડે કામ કરવા જશે એને યુદ્ધમંત્રી તથા વાઈસરૉયની હાએ હા કરવા ઉપરાંત બીજું કંઈ પણ કરવાની તક નથી મળવાની; વાઈસરૉયની પડખે બેઠેલો એ હિંદુસ્તાની સભ્ય મદદ કરવા ધારશે તોયે પ્રાંતમાંના પ્રધાનમંડળને એ કશીયે ખાસ મદદ પહોંચાડી નહીં શકે; પ્રજા પાસેથી લડાઈમાં પૂરી મદદ મેળવવાની આશા રાખવામા આવશે, અને પ્રજા પોતાની રાજી-ખુશીથી એ મદદ નહીં આપે, કેમ કે પ્રજાની નજરમાં કોઈ જાતના ઉજ્જ્વળ ભવિષ્યની આશા નહીં હોય અને વર્તમાન સમયમાયે એના પ્રતિનિધિ પાસે કશા અધિકારો નહીં હોય; એટલે જ્યારે પ્રજા બ્રિટિશ સરકારની આજ્ઞા મુજબ મદદ આપવામાં પહોંચી નહીં વળે ત્યારે એના ઉપર પ્રધાન-મંડળોને કંઈક ને કંઈક બળાત્કાર કરવો જ પડવાનો; લોકસેવાનું વ્રત લેનારી કોઈ પણ સાચી સંસ્થા એવી પરિસ્થિતિમાં લોકો ઉપર દબાણ ન જ કરે; તો પછી કોંગ્રેસી પ્રધાનમંડળ એવું દબાણ આણવાની હામ કેમ ભીડી શકવાની? વળી બ્રિટિશ સરકારને તો યુદ્ધ લડવું જ છે, એટલે એને મદદ તો મળવી જ જોઈએ. પછી ભલે તે રાજી-ખુશીથી મળે કે પરાણે મળે, પ્રધાનમંડળો પાસેથી મદદની આશા બ્રિટિશ સરકાર રાખશે જ. અને એની આશા સફળ ન થાય એટલે એ ચિડાય એ સ્વાભાવિક છે. આ બધું જોતાં એ જ વધુ સારું કે આવી સાર વિનાની જવાબદારી આપણે આપણા ઉપર રાખીએ જ નહીં. નહીં તો પછી આપણે એક બાજુથી લોકોની અને બીજી બાજુથી બ્રિટિશ સરકારની લાતો અને ઠોકરો વેઠવી પડવાની. જો એ ઠોકરો ન વાગે તોયે એ બંનેનો ફિટકાર તો આપણે સાંભળવો જ પડવાનો — ખાસ કરીને આજે જે હાલતમાં આપણે આવી પડ્યા છીએ તથા લડાઈને લઈને જે હાલત વધુ ને વધુ વણસતી જવાની છે એ હાલતમાંથી ઊગરવાની શક્તિથી કોંગ્રેસીઓને વંચિત રાખવામાં આવે છે. જો કોઈ એમ માનતું હોય કે બ્રિટિશ સરકાર ભારતવર્ષને ખરેખર ન્યાય આપવા માગે છે તથા એને સ્વાતંત્ર્ય આપવા માગે છે તો એની સાબિતી એના કાર્યથી મળી જશે અને જો એ એવું કશુયે કરવા માગતી ન હોય તો કોંગ્રેસે ખસી જવું એ જ સારું.

કાર્યવાહક સમિતિએ તથા મહાસમિતિએ નક્કી કરી લીધું કે જો કોંગ્રેસે પૂછેલા સવાલનો સંતોષકારક ખુલાસો ન મળે તો પછી કોંગ્રેસી પ્રધાનમંડળોને ખસી જવાની સલાહ આપ્યે જ છૂટકો છે. વર્ધામાં

મહાસમિતિની બેઠક મળી અને એણે કાર્યવાહક સમિતિને અધિકાર આપ્યો કે એ આ મુદ્દાનો આખરી નિર્ણય કરે અને જરૂર પડ્યે પ્રધાનમંડળોને રાજીનામું આપી દેવાની સલાહ આપે. જ્યારે વાઈસરૉય સાથેની વાતચીતથી તથા સરકારી ધોષણાઓથી કાર્યવાહક સમિતિને સંતોષ ન થયો ત્યારે એણે કૉંગ્રેસી પ્રધાનમંડળોને સૂચવી દીધું કે તેઓ પોતપોતાના પ્રાંતની ધારાસભાઓમાં તે દેશની માગણીનું સમર્થન કરાવે અને તે પછી રાજીનામું આપી દે. સૌએ એ પ્રમાણે કર્યું. ૧૯૩૯ના નવેમ્બરમાં બધા પ્રાંતનાં પ્રધાનમંડળો તૂટી ગયાં. કૉંગ્રેસની બહુમતી એટલી ભારે હતી કે બીજું કોઈ પ્રધાનમંડળ બની શકે એમ ન હતું; કારણ કે એ બને કે તરત જ એના ઉપર અવિશ્વાસનો પ્રસ્તાવ આણી શકાય એમ હતું એ ઉપરાંત એમ પણ કહી શકાય કે બધા ગવર્નરો તથા વાઈસરૉય આવાં ક્યારેક ક્યારેક ચૂંચાં કરી શકનારાં પ્રધાનમંડળો કરતાં કોઈ પણ જાતનું પ્રધાનમંડળ ન રહે એ જ વધુ પસંદ કરતા હતા. અને એ એમને ફાવે તેમ હતું; કેમ કે એ રીતે તેઓને મનધાર્યું કરવાની પૂરેપૂરી તક મળે તેમ હતું. એટલે એ લોકોએ પ્રાંતિક બંધારણની ૯૩મી કલમ મુજબ રાજકારભારની આખી લગામ પોતાના હાથમાં લઈ લીધી. અને એ રીતે હવે કેવળ રાજકાજ ચલાવવાની નહીં પણ નવા કાયદા બનાવવાની અને જૂના કાયદા બદલી નાખવાની પણ પૂરેપૂરી સત્તા ગવર્નરોના હાથમાં આવી ગઈ. બ્રિટિશ સરકારે લડાઈ શરૂ થતાં વેંત જ ૧૯૩૫ના બંધારણમાં એક જ દિવસની અંદર એવી જાતનો સુધારો કરી નાખ્યો હતો કે હવે જે પ્રસંગે વાઈસરૉય ઇચ્છે, તે પ્રસંગે પ્રાંતિક સરકારોનો અધિકાર એ પોતાના હાથમાં લઈ શકે અથવા તેમની પાસે પોતાની આજ્ઞા પળાવી શકે તેમ હતું. આ બધું યુદ્ધની કટોકટીની સ્થિતિને નામે કરવામાં આવેલું. પણ એની પાછળનો હેતુ છાનો રહે તેમ ન હતો અને પ્રધાનમંડળોએ રાજીનામા આપ્યા ત્યારે એમનો રસ્તો વળી વધારે સાફ થઈ ગયો.

આજે પણ કેટલાક લોકો કહે છે કે જો પ્રધાનમંડળોએ એ વખતે રાજીનામાં ન આપ્યા હોત અને પોતાની જગ્યાએ ચોંટી રહ્યાં હોત તો લડાઈને નામે જે દાદાગીરી અને જુલમ વર્તાવાયો એ ન થાત. આવી રીતની જે લોકો વાતો કરે છે તેઓ તે બંધારણમાં થયેલા પેલા સુધારાને વિસારે પાડે છે, અને એ વાત પણ ભૂલે છે કે જ્યાં આગળ પ્રધાનમંડળ કાયમ રહ્યાં ત્યાંયે મધ્યસ્થ સરકારની દાદાગીરી ચાલતી જ રહી છે. એનો સાક્ષાત્ નમૂનો બંગાળના પ્રધાનમંડળમાં આપણને જોવા મળે છે. ત્યાંના પ્રધાનમંડળને રચવામાં અને તેનું ભંગાણ કરવામાં ગવર્નરનો પૂરેપૂરો હાથ

રહ્યો છે. એક એક કણને માટે ઝૂરી ઝૂરીને લાખોની સંખ્યામાં ત્યાંના લોકો મરણ પામ્યા, છતાં જે કારણોને લઈને એ ભયાનક દુકાળ પડચો તે કારણોને એ પ્રધાનમંડળ દૂર કરી શક્યું નહીં. અને દુકાળ પડ્યા પછી જ્યાં સુધી મધ્યસ્થ સરકારે એ પ્રશ્ન હાથ પર ન લીધો ત્યા સુધી બંગાળનું પ્રધાનમંડળ કશી પણ રાહત લોકોને પહોંચાડી શક્યું નહીં. ગણાવવામાં આવતા બધા અધિકારો એમની પાસે હોવા છતાં શ્રી ફઝલુલ હક અથવા સર નાઝીમુદ્દીનનું પ્રધાનમંડળ બંગાળને આ સંકટમાંથી ઉગારી શક્યું નહીં. આ બાબતમાં પંજાબ અને સિંધનાં પ્રધાનમંડળોની અસહાય દશા પણ પુરવાર થઈ — કેંદ્રીય સરકારે એ બને પ્રાંતીય સરકારોને દબાવીને મોઘવારી બાબતમા તથા અનાજની નિકાસની બાબતમા પરાણે કામ લીધુ. આપણે જ્યારે પ્રાતીય સરકારોના અધિકારની બાબતમાં વિચાર કરીએ છીએ ત્યારે સરકારનું કામ ખરું હતું કે ભૂલભરેલું હતું તેની સાથે અમારે કંઈ સબંધ નથી. જો એ સરકારને ખરેખર અધિકાર મળ્યો હોય તો તે ખરુ કામ કરવાનેયે હતો અને ભૂલ કરવાનેયે હતો. એટલુ જ નહીં, એ જ્યારે ભૂલ કરે ત્યારે જ એમને અધિકાર છે કે નહીં તેની ખબર પડે. એવો પૂરેપૂરો સંભવ છે કે મધ્યસ્થ સરકારે એમને જે બાબતમા દબાવ્યા એ બાબતમા એણે ઉચિત જ દબાણ કરેલું અને એ પ્રાતો ખરેખર ખોટું કામ કરી રહ્યા હતાં. પણ એ ઉપરથી એ વાત સાબિત થયા વિના નથી રહેતી કે પ્રાંતિક સરકારોના અધિકારો બહુ મર્યાદિત છે અને લડાઈના અને વટહુકમોના જમાનામાં મધ્યસ્થ સરકાર પ્રાતીય સરકારો પાસેથી પોતાનું મનધાર્યું કામ લઈ શકે છે. આ અગે એ વાત પણ યાદ રાખવાની છે કે એ વેળા પ્રધાનમંડળો કામ કરી રહ્યાં હતા તે છેવટ સુધી એવો દાવો કરતાં હતાં કે તેઓ બ્રિટિશ સરકારને મદદ આપે છે. અને ખરેખર તેઓ મદદ આપતાં હતાં. આટલું છતાં મધ્યસ્થ સરકારે એને દબાવવામાં પાછું વાળી ન જોયુ. એ વાતમા કશીયે શંકાને સ્થાન નથી કે જો કોંગ્રેસી પ્રધાનમંડળ પોતાને સ્થાને વળગી રહ્યા હોત, અને બ્રિટિશ સરકાર જોડે એનુ સંતોષકારક સમાધાન ન થઈ શક્યું એ સ્થિતિ કાયમ રહેત તો એ પ્રધાનમંડળોની પાસે પણ અનેક જાતના એવાં કામ પરાણે કરાવવામાં આવત જે કોંગ્રેસને કે એમને પોતાને પણ ગમત નહીં. અને બનત એવુ કે એમને લાચાર બનીને થોડાક જ દિવસની અંદર કાં તો રાજીનામાં આપી દેવાં પડત અથવા પોતાના વિચારો અને સિદ્ધાતો અભરાઈએ મૂકી ગવર્નરોની હાએ હા ભણવી પડત અને એમની તાબેદારી જ કરવી પડત.

અમારા એ નિર્ણય પછી આશરે પાંચ વર્ષે જ્યારે આ લીટીઓ લખાઈ રહી છે ત્યારે પાછલા બધા બનાવોને અંગે બ્રિટિશ નીતિનું સિંહાવલોકન કરતાં આપણે એક જ નિર્ણય પર આવી શકીએ છીએ કે ઇંગ્લંડ આ આખી લડાઈ સામ્રાજ્યવાદ માટે લડી રહેલું છે. ભલે બીજાઓની એ વીષે બીજી કાંઈ ધારણા હોય. શ્રી ચર્ચિલના શબ્દોમાં ઇંગ્લંડનો ઉદ્દેશ 'જે એનું પોતાનું છે, એ પોતાના કબજામાં રાખવું' એટલો જ નહીં, જો જર્મનીને હરાવીને નિષ્કંટક એક છત્રવાળું અને વધારે બળવાન બ્રિટિશ સામ્રાજ્ય ન બનાવી શકાય તોયે ઓછામાં ઓછું એટલું તો થવું જ જોઈએ કે યુરોપ, એશિયા અને આફ્રિકામાં એણે પોતાનું સ્થાન કાયમ રાખવું જોઈએ. એ સ્થિતિમાં ભારત પોતાને માટે શી આશા રાખી શકે? ઈ. સ. ૧૯૩૯માં કોંગ્રેસના મનમાં જે શંકા હતી એ શંકાઓને ત્યાર પછીના બધા બનાવોએ તથા બ્રિટિશ મુત્સદ્દીઓની શબ્દજાળોએ અને ખાસ કરીને શ્રી ચર્ચિલ અને શ્રી એમરીના ગુબ્બારા મારનારા ઉદ્દગારોએ, પોકારી પોકારીને સમર્થન કર્યું છે. એટલે મેં એ જ વખતે માનેલું અને આજે તો મારી એ માન્યતા દૃઢ થઈ છે કે પ્રધાનમંડળમાં રહીને આપણે દેશનું હિત કરવામાં જરાયે ફાવત નહીં એટલું જ નહીં, પણ જો ત્યા ચોંટી રહ્યા હોત તો આપણે આપણને પોતાના દેશનુ ભારે અનર્થ કરનારું કેવળ સાધન બનાવી મૂકત.

આમ માનતો હોવા છતાં હું એમ ન કહી શકું કે એ દિવસોમાં ઇંગ્લંડ હારી જાત તો મને ગમત. ગમે તે કારણે હોય, જર્મની જીતે એ ગમતું નહોતું. એણે ચેકોસ્લોવાકિયા ઉપર અત્યાચાર કર્યો હતો અને તે અત્યાચાર એટલા માટે કરેલો કે તે તેના કરતાં નબળો દેશ હતો. જ્યારે જર્મનીએ એ દેશની ઉપર જુલમ કર્યો ત્યારે એ તકનો થોડોઘણો લાભ લેવાની લાલચ બીજાઓ પણ ખાળી ન શક્યા. હંગરી અને પોલેન્ડ એમાં મુખ્ય હતાં. એટલે જ્યારે જર્મનીએ વળી પોલેન્ડ ઉપર પણ અત્યાચાર કરવા માંડ્યો ત્યારે મનમાં એવી ભાવના જોર કરતી હતી કે એ ઠીક જ થયુ. પોલેન્ડે કર્યું. તેવું ભોગવવુ પડ્યું! પછી જ્યારે જર્મનીએ હોલેન્ડ, બેલ્જિયમ, ડેન્માર્ક અને નોર્વે ઉપર ચઢાઈ કરી ત્યારે મારા મન ઉપર એની બહુ અસર થઈ. મને એમ થવા માંડ્યું કે જર્મની એકેય નબળા દેશને સ્વતંત્ર રહેવા નહીં દે. અંગ્રેજો પ્રત્યે જે થોડીઘણી ખીજ હતી એ ઓસરી ગઈ અને મને એવુ ભાન થવા માંડ્યું કે આપણે બ્રિટનને મદદ કરવી જોઈએ જેથી એ જર્મનીને હરાવી શકે અને એ અન્યાયી શક્તિને કચડી શકે. મારી આ ભાવના એટલી પ્રબળ બની ગઈ કે એક નાનકડું નિવેદન

બહાર પાડીને મેં મારા મનના ઉદ્ગારો જાહેર પણ કર્યા. હું ધારું છું કે ઘણાયે કૉંગ્રેસી લોકોના વિચારો મારા જેવા જ હતા. બ્રિટિશ સરકારની ત્રુટિઓ અને હિંદુસ્તાન ઉપર એણે ગુજારેલા અન્યાયો અમને યાદ હોવા છતાં જર્મનીએ જે ઉપાડો લીધો હતો એનાથી અમે એટલા બધા સ્તબ્ધ થઈ ગયા કે બ્રિટિશ સામ્રાજ્યનાં કરતૂતો અમને લગભગ વિસારે પડયાં. એટલે આજે મોટાભાગના અંગ્રેજો અને એના હજૂરિયા ડગલે ને પગલે જે કહી નાખે છે કે ઇંગ્લંડની નબળી હાલત જોઈને કૉંગ્રેસવાળાઓ જૂના વેરનો બદલો વાળવા ધારે છે અને એની ઉપર આવી પડેલી આપત્તિનો લાભ લેવા માગે છે એ વાત સાવ ખોટી છે એટલું જ નહીં, પણ બ્રિટિશરાજ પ્રત્યે હજારો ફરિયાદ હોવા છતાં લડાઈ શરૂ થઈ તે દિવસથી માંડીને ૧૯૪૦ના જુલાઈ સુધી, એટલે કે મુંબઈમાં મહાસમિતિની બેઠક વખતે કૉંગ્રેસ તરફથી જ્યારે કહેવામાં આવ્યું કે જો બ્રિટિશ સરકાર હિંદુસ્તાનને ભવિષ્યમાં સ્વતંત્ર કરવાની જાહેરાત કરે અને એને રાજશાસનમાં તરત જ સત્તા આપે તો ભારત એકમતે લડાઈમાં મદદ કરશે, ત્યાં સુધી મોટે ભાગે કોઈ પણ કૉંગ્રેસીના મનમાં બ્રિટિશ સરકાર પ્રત્યે કાંઈ કડવાશ નહોતી અને એ વખત સુધી દરેક કૉંગ્રેસી બ્રિટનને મદદ આપવાનું પોતાનું કર્તવ્ય ગણતો હતો, કેવળ એ કર્તવ્ય પૂરું કરવા માટેના અધિકારની એની માગણી હતી જે મળ્યા વિના લોકોને ઉત્સાહિત કરવાનું શક્ય નહોતું.

મુંબઈની આ બેઠકના કાર્યવાહક સમિતિના તથા મહાસમિતિના ઠરાવને લીધે ગાંધીજીને પોતાને કૉંગ્રેસમાંથી અળગા થવાનું પગલું લેવું પડ્યું. અને એ મુજબ એમને અળગા કરીનેયે જ્યારે લડાઈમાં સક્રિય મદદ આપવાની કારોબારી સમિતિ તથા મહાસમિતિએ ખાતરી આપી ત્યારે એને બ્રિટિશ સરકારે તરતોતરત ઠોકર મારી, એથી કરીને ઘણા લોકોના મનમાં ઉદ્વેગ પેદા થયો અને એ ઉદ્વેગ શ્રી એમરી તથા શ્રી ચર્ચિલની વાતોને લીધે દહાડે દહાડે વધતો જ ગયો. વળી એ પણ ચોક્કસ છે કે એ વખતે ઇંગ્લંડ આપણી જોડે જેટલી ઓછી કિંમતમાં સોદો કરી શકે એમ હતું એટલી ઓછી કિંમતમાં ભવિષ્યમાં કદી નહીં કરી શકે. ભલે પછી એ પોતાના પશુબળના જોરે થોડા વધુ દિવસ ભારતવર્ષને કચડે. જો એ વખતે સમાધાન થઈ ગયું હોત તો જાપાનને પણ કદાચ આ લડાઈમાં કૂદતાં પહેલાં કાંઈક વધુ વિચાર કરવો પડત. જો જાપાનને એ વાતની ખાતરી થઈ જાત કે હિંદુસ્તાન બ્રિટિશ સરકાર જોડે દરેક રીતે તનમનધનથી સાથ આપી રહેલ છે તો આખા પૂર્વ એશિયા ઉપર એકસામટો હુમલો

કરવાનું સાહસ આજની જેમ એ ન કરત અને જો એવું સાહસ કરત તો એને આજે જે, સફળતા મળી એ મળત એમ કોણ કહી શકે? હિંદુસ્તાનની સ્વતંત્રતાની સાથે સાથે જ બ્રહ્મદેશની સ્વતંત્રતાનો કોયડો પણ ઊકલી ગયો હોત. જો બર્માનું પત્યું હોત તો મલાયા ને સિંગાપુરની જે વલે થઈ તે ન થાત. એટલે હું માનું છું કે બ્રિટને એ વખતે જેટલી ટૂંકી દૃષ્ટિથી કામ લીધું એટલી ટૂંકી દૃષ્ટિ એણે પોતાના આખા ઇતિહાસમાં એક પ્રસંગ સિવાય કદી વાપરી નથી — એ પ્રસંગ અઢારમી સદીમાં એણે અમેરિકાની વસાહતોની માગણીને ઠોકરે મારી હતી એ હતો. એનું પરિણામ ઇંગ્લંડને માટે સારું નહોતું આવ્યું; જોકે એમ કહી શકાય કે દુનિયાને માટે એ લાભદાયક જ નીવડ્યું. અને કોણ કહી શકે કે ઇંગ્લંડની આ વખતની ટૂંકી દૃષ્ટિનું પરિણામ શું આવશે? બનવા જોગ છે કે ઇંગ્લંડને માટે એ અમેરિકામાં થયું એના કરતાંયે વધારે નુકસાનકારક નીવડે અને દુનિયાને સારુ એ અમેરિકાના પ્રસંગ કરતાં વધારે લાભકારક થાય. વારુ, આ તો ભવિષ્યની વાત થઈ, સંસ્મરણોની નહીં, અને એને માટે આ સ્થાન નથી. અહીં તો એટલું જ કહી દેવું બસ થશે કે પ્રચારને ખાતર કૉંગ્રેસ પર ભલે ગમે તે આરોપ મૂકવામાં આવે, પણ સત્ય હકીકત એ જ છે કે કૉંગ્રેસે દરેક પગલે એ વાતનો પ્રયત્ન કર્યો છે કે બ્રિટિશ સરકારને તથા પ્રજાતંત્રવાદી દેશોને પ્રતિષ્ઠાપૂર્વક અને સફળતાપૂર્વક તથા અધિકાર સાથે મદદ આપવાને યોગ્ય હિંદુસ્તાન બને. પણ એને દરેક પગલે કેવળ નન્નો જ સંભળાવવામાં આવ્યો અને એનો સદાયે તિરસ્કાર પણ કરવામાં આવ્યો. એટલે છેવટે કંટાળીને કૉંગ્રેસને ૧૯૪૨ના ઑગસ્ટવાળા નિર્ણય ઉપર આવવું પડ્યું, જેની વાત આગળ ઉપર આવશે.

લડાઈ શરૂ થઈ ગયા પછી કૉંગ્રેસનું અધિવેશન થશે કે કેમ અને થશે તો ક્યારે થશે, એ વાત અનિશ્ચિત જેવી થઈ પડી. કૉંગ્રેસનો નિયમ ફરી બદલાઈ ગયો હતો અને ડિસેમ્બરમાં જ વાર્ષિક બેઠક કરવાનું ઠર્યું હતું. હવે ડિસેમ્બરમાં એ બેઠક નહીં ભરી શકાય એટલું તો સ્પષ્ટ થઈ ગયું, પણ થોડાક જ દિવસમાં એ વાત પણ સ્પષ્ટ થઈ કે કૉંગ્રેસની બેઠક જરૂર ભરવી પડવાની. એટલે પછી રામગઢમાં ફરી પાછી ખૂબ જોરથી તૈયારીઓ થવા માંડી.

મારે માથે મહાસમિતિના કામનો ભાર પણ હતો એટલે હું ત્યાં આગળ ઝાઝો વખત આપી શકતો નહોતો, પણ હવે ત્યાં એકલા શ્રી અંબિકાકાન્ત જ નહોતા રહ્યા. પ્રધાનમંડળે રાજીનામું આપી દીધું હતું

એટલે બીજા ભાઈઓને પણ ત્યાં પહોંચી જવાની ફુરસદ મળી ગઈ અને ખાસ કરીને અનુગ્રહબાબુ, શ્રી કૃષ્ણવલ્લભ સહાય અને શ્રી રામનારાયણસિંહની સેવા પણ ત્યાં આગળ મળી ગઈ એટલે હું ઠીકઠીક નિશ્ચિંત થઈ ગયો.

## ૧૪૦

## રામગઢ કોંગ્રેસ

રામગઢમાં વાંસ અને લાકડાંની અછત નહોતી, મજૂર પણ પૂરતા પ્રમાણમાં હતા એટલે જંગલ સાફ કરીને ઝૂંપડીઓ બનાવવાનું કામ ઝપાટાબંધ ચાલવા માંડયું. પણ શ્રી રામદાસ ગુલાંટી માંદા હતા અને એમને ત્યાં વધુ રોકાવું કઠણ થઈ પડયું. સદ્ભાગ્યે બરાબર એ જ વખતે એંજિનિયરની ઊંચી પરીક્ષા પસાર કરીને વિલાયતથી શ્રી રામજીપ્રસાદ વર્મા પાછા આવી ગયા. બચપણથી જ તેઓ કોંગ્રેસમાં હતા. ૧૯૩૦માં તેઓ જેલ પણ ગયેલા અને ત્યાં એમણે ફટકા પણ ખાધેલા ભણવામાં બહુ હોશિયાર હતા એટલે કૉલેજના પ્રિન્સિપાલે એમને જ્યાં તેઓ ભણતા હતા એ જ એંજિનિયરિંગ કૉલેજમાં ફરી વાર દાખલ કર્યા. ત્યાં આગળ તેઓ છેલ્લી પરીક્ષા પસાર કરીને એંજિનિયર બની ગયા. થોડા દિવસ છૂટક છૂટક કમાણી કર્યા પછી વધુ શિક્ષણ લેવાને સારુ ઈંગ્લંડ જવાનો એમણે વિચાર કર્યો ત્યાં જઈને એમણે મોટી મોટી પરીક્ષાઓ પસાર કરી. તેઓ ત્યાંથી નીકળવાના હતા તે જ ટાંકણે લડાઈ ફાટી નીકળી. પણ જેમતેમ કરી તેઓ હિંદુસ્તાન આવી પહોંચ્યા. આવતાંની સાથે રામગઢના વડા ઇજનેરનું કામ એમણે સંભાળી લીધું. એટલે શ્રી ગુલાંટીજીના ચાલ્યા જવાથી જે મુશ્કેલી અને ચિંતા ઊભી થઈ હતી તે મોટે ભાગે દૂર થઈ. રામગઢમાં ઉતારાને માટે ઝૂંપડાં, ખુલ્લા અધિવેશનને માટે મંડપ અને વિષયવિચારિણી સમિતિને માટે પણ મંડપ બનાવવા ઉપરાંત પ્રદર્શનને માટે પણ ઝૂંપડાં બનાવવાનાં હતાં. પાણીને માટે વ્યવસ્થા કરવાની હતી; દીવાબત્તીની પણ સગવડ કરવાની હતી. એ દરેક કામનો ભાર જુદી જુદી વ્યક્તિને સોંપવામાં આવ્યો. પણ બાંધકામનું કામ એંજિનિયરિંગ વિભાગને હસ્તક જ રહ્યું અને એ વખતસર પૂરું પણ થયું.

કૉંગ્રેસને માટે અમે જે સ્થળ પસંદ કર્યું હતું ત્યાં એક બે નાનામોટા કૂવા તો હતા પણ ત્યાં જેટલા માણસો એકઠા થવાના હતા

એના સોમા ભાગના માણસોનેયે એ પાણી પૂરું પાડી શકે એમ ન હતું.' દામોદર નદીને કિનારે એ સ્થળ હતું ખરું પણ એ દિવસોમા એ નદી લગભગ સૂકી હોય છે. આ દામોદર નદી તે એ જ નદી કે જે ચોમાસામાં રેલ આવે ત્યારે બહુ ભયંકર સ્વરૂપ ધારણ કરે છે અને બિહારમાથી નીકળી બંગાળમાં, ખાસ કરીને બરદ્વાન જિલ્લામાં, ભારે કેર વરતાવી મૂકી, લોકસંકટનું મોટુ કારણ થઈ પડે છે. શિયાળા અને ઉનાળામા રામગઢ આગળ માણસ પોતાનું ધોતિયુ પલાળ્યા વિના ઓળગી જઈ શકે એટલા ક્ષીણ પ્રવાહથી દામોદર પોતાનું અસ્તિત્વ બતાવે છે. પણ એનો ઉપર વહેતો પ્રવાહ સાવ સાંકડો અને છીછરો હોવા છતાં એના રેતાળ પટ તળે પાણીની માત્રા પુષ્કળ પ્રમાણમા હોય છે. જો એ પાણીને કાઢીને ભેગું કરવાનો પ્રબંધ કરવામા આવે તો એ સ્રોત સતત વહ્યા કરે એટલો હોય છે. એટલે નદીમાથી જ પાણી લેવાની ગોઠવણ કરવાનું ઠરાવવામાં આવ્યુ એ ગોઠવણ કૂવા વાટે પણ કરી શકાય એમ હતુ ખરું, પણ એ સ્થળ પહાડી અને પથરાળ જમીનનુ હોઈ કયા આગળ કૂવો ખોદવો એ નક્કી કરવું મુશ્કેલ હતું, અને કૂવો ખોદતાયે એમા પૂરતું પાણી મળશે કે કેમ એ શકાભર્યું હતુ. નદીમાં કૂવો ખોદવો સહેલો હતો અને થોડુ જ ખોદતા પાણી મળી જાય એમ હતું. એટલે નદીમા કૂવો ખોદીને પંપ મૂકવામાં આવ્યો. અને એ પાણીને સાફ કરવા સારુ મોટી મોટી પાકી ટાકીઓ બનાવવામાં આવી, જેમાં બેથી ત્રણ લાખ માણસોના વપરાશને સારુ એકસામટુ એ કે ત્રણ દિવસ સુધી પહોચે એટલું પાણી સમાઈ શકે. આખા 'નગર'મા નળ મૂકીને પાણી પહોચાડવાનો પ્રબંધ કરવામા આવ્યો. આ નળ વગેરે ગોઠવવામાં ગયા અને ભાગલપુરની મ્યુનિસિપાલિટીના પાણીની વ્યવસ્થાના નિષ્ણાત એન્જિનિયરોએ સખત મહેનત લઈને કામ કર્યું. પાણીની વ્યવસ્થા તો સરસ થઈ પણ એમાં એક ખામી એ હતી કે એ કૂવા નદીમાં હતા. એટલે જો નદીમાં અચાનક પૂર આવી જાય તો પંપ અને કૂવા બંને નકામા થઈ પડે એમ હતુ. પણ કોણ જાણતું હતું કે દામોદરમા પૂર આવે એટલો વરસાદ માર્ચ મહિનામા આવશે!

—

પાણીને સારુ તેમ જ શોભાને ખાતર અમે એક બીજી ગોઠવણ પણ કરેલી જ્યા કોંગ્રેસનગર ઊભું કરવામા આવેલું એની પાસે જ થઈને ઘુરહુરી નામની એક નાનકડી નદી દામોદરમાં મળતી હતી. અમે એ નદીને પાકા બંધ બાધી દીધો. એમ કરવાથી એક તરફ તો ખૂબ તરી

શકાય એટલું ઊંચું પાણી એકઠું થઈ ગયું અને બીજી બાજુએ જે નાનકડો ધોધ પડતો હતો એ શોભાની સાથે સાથે નહાનારાઓને રમૂજ પડે એવો થઈ ગયો હતો.

ગામડાંની કૉંગ્રેસમાં બનતાં સુધી ગામડાંમાં જ બનેલી વસ્તુઓ વાપરવાનો અમારો મનસૂબો હતો, પણ એ પાર ન પડચો. એ નિયમ સૌ પહેલાં પાણીના નળોને અંગે તોડાયો. એ પછી દીવાબત્તીનો પ્રશ્ન બાકી રહ્યો હતો. એને માટે કાં તો વીજળીની અથવા કિટ્સન લાઈટની ગોઠવણ કરી શકાય. એ બેમાંની એકેય ગામડાંની વસ્તુ ન હતી. તેલની મશાલોથી કામ ચલાવવું મુશ્કેલ જણાયું. એમ છતાં એવી જ જાતની કંઈક સગવડ ઊભી કરવાને અમે બને એટલો યત્ન કર્યો, પણ ફાવ્યા નહીં. આખરે અમારે વીજળીનું શરણુ લેવૃ પડયુ. એને અંગે અચાનક વગર મહેનતે એક સગવડ અમને મળી ગઈ. ગયા કૉટન મિલ્સના માલિકોએ એ જ વખતે એક નવું એંજિન તથા ડાઇનેમો વગેરે મંગાવેલાં હતાં. એમણે એ બધી ચીજોનાં અકબંધ પાર્સલો પોતાને ત્યાં ગયામાં ઊતર્યાં કે તરત ખોલ્યા વિના જ પોતાના એંજિનિયરની જોડે રામગઢ મોકલાવી આપ્યાં. એટલે અમારું કામ ઘણુ હળવુ થઈ ગયું અને ત્યાં વીજળીની ગોઠવણ થઈ ગઈ.

પ્રદર્શનનું કામ અઘરું હોય છે, કેમ કે એને સારુ પાર વિનાની વસ્તુઓ ભેગી કરવી પડે છે. ચરખા સંઘના મંત્રી શ્રી લક્ષ્મીનારાયણે એ કામનો ભાર ઉપાડચો. એમણે અખિલ ભારત ચરખા સંઘ તથા ગ્રામોદ્યોગ સંઘની મદદ મેળવીને સરસ ગોઠવણ કરી લીધી. એમણે સિદ્ધાંતનો આગ્રહ રાખીને પ્રદર્શનના વાડામાં વીજળી દાખલ થવા ન દીધી, કેમ કે એ આખું પ્રદર્શન કેવળ ગ્રામોદ્યોગના આધારે જ રચવામાં આવ્યુ હતું.

કૉંગ્રેસમાં આવનારા પ્રતિનિધિઓને ઉપયોગી થઈ પડે એવો બિહારનો એક ઇતિહાસ હિંદીમાં તૈયાર કરાવવાનું કેટલાક મિત્રોને મન હતું. મને એ વાત ગમી ગઈ. ત્રિપુરીમાં પણ એવો ઇતિહાસ તૈયાર કરવામાં આવેલો. બિહારનો ઇતિહાસ તો ગૌરવભર્યો છે. શ્રી જયચંદ્ર વિદ્યાલંકારને એ કામ સોંપવામાં આવ્યું. એ છાપવાનું કામ લહેરિયાસરાયવાળા શ્રી રામલોચનશરણુ બિહારીએ ઉપાડી લીધુ. એ ઇતિહાસ છપાઈને તૈયાર થઈ ગયો. પણ મને ખબર છે ત્યાં સુધી એ બહુ વેચાયો નહીં. છતાં એક વસ્તુ તૈયાર તો થઈ જ ગઈ.

બિહારમાં કેટલાક નીવડેલા ચિત્રકારો તૈયાર થઈ રહ્યા છે. એમને સૌને એવી ઇચ્છા થઈ અને મને પણ એમ થયું કે બિહારના ઇતિહાસના

ગૌરવભર્યો બનાવો ચિત્રો દ્વારા. આલેખી બનાવવામાં આવે. આ કામને વયોવૃદ્ધ સિદ્ધહસ્ત કળાકાર બાબુ ઈશ્વરીપ્રસાદ વર્માની દોરવણીનો લાભ મળ્યો. તેઓ કલકત્તાની આર્ટસ્કૂલના વાઈસ પ્રિન્સિપાલ હતા. અને હવે તેઓ ત્યાંથી પેન્શન મેળવીને પોતાના જન્મસ્થળ પટનામાં રહે છે. થોડાએક સુંદર મૌલિક ચિત્રો તૈયાર કરવામાં આવ્યાં અને પ્રદર્શનમાં મૂકવામાં આવ્યાં. એની નકલો પણ છપાવી કાઢીને એ ચીતરાયેલાં દૃશ્યો નીચે ઇતિહાસની વિગતો આપીને એક નાનકડી ચોપડી બહાર પાડવામાં આવી. એ ચોપડી લોકોને બહુ ગમી ગઈ અને બહુ રસપૂર્વક લોકોએ એ ચિત્રો જોયાં.

કોંગ્રેસની રચના, સદા જે પ્રમાણે કરવામાં આવે છે, તે જ પ્રમાણે બહુ મોટા વિસ્તારમાં કરવામાં આવી. મૌલાના અબુલ કલામ આઝાદ લગભગ એકમતે પ્રમુખ ચૂંટાયા. લગભગ એકમતે કહેવાનું કારણ એ કે શ્રી માનવેંદ્રનાથ રાય (એમ. એન રાય) પણ પ્રમુખપણા માટે ઉમેદવાર થયા હતા. પણ એમને જૂજ જ મત મળ્યા. બહુ મોટો બહુમત મૌલાનાને પક્ષે હતો.

નિયમ પ્રમાણે કોંગ્રેસના અધિવેશનની થોડા વખત પહેલાં જ પટનામાં કાર્યવાહક સમિતિની બેઠક ભરવામાં આવી આ બેઠક એટલા માટે ભરવામાં આવે છે કે એ કોંગ્રેસમાં રજૂ કરવા માટેના ઠરાવોના ખરડા પહેલેથી તૈયાર કરી લે, જેથી બરાબર કોંગ્રેસ વખતે એ કામમાં ઉતાવળ ન કરવી પડે. એ બેઠક પૂરી થઈ કે તરત જ હું રામગઢ જવાને ઊપડ્યો. લોકોએ મને સ્વાગત સમિતિનો પ્રમુખ ચૂંટી કાઢ્યો હતો. એ પણ કંઈ વિચિત્ર રીતે બન્યું હતું. સ્વાગત સમિતિના લોકોને એવી ખબર મળી કે સ્વાગતાધ્યક્ષને માટે અનેક નામો રજૂ કરી શકાય એમ છે. આ વાત લોકોને રુચી નહીં, કેમ કે તેઓ આને અંગે અંદર અંદરના મતભેદોનું પ્રદર્શન કરવા માગતા ન હતા. આ બાબતમાં કોઈ ખાસ વ્યક્તિને વિષે કંઈ કહેવું એ બરાબર નથી, એટલે અહીં હું નામ આપતો નથી. આવી જાતના મતભેદોથી કંઈ ગભરાવાનું કારણ ન હોવું જોઈએ, કેમ કે ખાસ કરીને સ્વાગતપ્રમુખની જવાબદારી તો કેવળ સ્વાગત અને સગવડ કરવા પૂરતી જ હોય છે. સ્વાગતાધ્યક્ષ તરીકે કોંગ્રેસની નીતિ જોડે એને કંઈ લેવાદેવા હોતી નથી. એમ છતાં કેટલાક જણનો એવો મત પડ્યો કે જો હું આ પદનો સ્વીકાર કરી લઉં તો મતભેદ નહીં થાય. લાચારીથી મારે એ સ્વીકારી લેવું પડ્યું. વારુ, હું પટનાથી મોટરમાં રવાના થયો. રસ્તામાં હું નાલંદા ઊતર્યો. ત્યાં આગળ ખોદકામ કરતાં નીકળી આવેલી ઇમારતો તથા ત્યાંના સંગ્રહસ્થાનમાં ભેગી થયેલી ચીજો જોવાની મને સરસ તક મળી જ્યાં આગળ હું ઘણુંખરું રહું છું એ પટના જિલ્લામાં જ નાલંદા હોવા છતાં, આ વખતે

હું ત્યાં ગયો એ પહેલાં એ ઇમારતો અને વસ્તુઓ મેં જોયાં ન હતાં એ મારે ખેદ અને શરમ સાથે કબૂલ કરવું પડે છે. એ બધું જોઈને મને આશ્ચર્ય થયું એટલું જ નહીં, બિહારના ભૂતકાળના ગૌરવ પ્રત્યે મારી શ્રદ્ધા પહેલાં કરતાંયે વધી ગઈ. નાલંદાથી થોડે આગળ ગયા પછી બે દિવસ માટે હું રજોલીના ડાકબંગલામાં રોકાઈ ગયો. ત્યાં બે કારણે રોકાયો હતો: એક તો મારે થોડોક આરામ લઈ લેવાની જરૂર હતી અને બીજું, મારે પોતાનું સ્વાગતભાષણ તૈયાર કરી લેવાનું હતું. એ સ્થળ પણ અનોખું અને મજાનું હતું. ત્યાંથી થોડેક જ છેટે આવેલાં જંગલ અને પહાડ એ જગ્યાની શોભામાં વધારો કરી રહ્યાં હતાં. અમારા મિત્ર અને જૂના કૉંગ્રેસી શ્રી ગૌરીશંકરશરણ સિંહનું ઘર એ જ ગામમાં આવેલું છે. એટલે કશી ચિંતા કે ખટપટ વિના ત્યાંની એકાંતનો લાભ લઈને ભાષણ લખવાની મને સગવડ મળી. ભાષણમાં મેં બિહારના ઇતિહાસનું જ થોડું સિંહાવલોકન કર્યું હતું. ચાલુ પ્રશ્નો અને કોયડાઓ ઉકેલવાનો કે એને વિષે પોતાનો મત જણાવવાનો પ્રયત્ન મેં જાણી જોઈને નહોતો કર્યો.

રામગઢ પહોંચીને હું જે તૈયારીઓ અધૂરી હતી એ પૂરી કરવામાં જ રાતદહાડો ગૂંથાઈ ગયો. મહાત્માજી વખતસર આવી પહોંચ્યા. એમને હાથે પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરવાનું હતું એટલે તેઓ થોડા વહેલા આવી ગયા. તેઓ આવ્યા એની એક દિવસ અગાઉ ત્યાં ખૂબ વરસાદ પડ્યો. થોડુંક વાવાઝોડું પણ આવ્યુ. પ્રદર્શનના કામમાં થોડુંક વિઘ્ન આવ્યું, પણ એ મુશ્કેલીને પહોંચી વળાયું. બરાબર વખતસર મહાત્માજીએ ઉદ્‌ઘાટન કર્યું. *બધાને એવી ઉમેદ હતી કે આટલા વરસાદ પછી આકાશ ચોખ્ખું* રહેશે અને જે બનવાનું હતું એ વીતી ચૂક્યું છે. પણ કંઈક બીજું જ બનવાનું હતું.

હુરહુરી અને દામોદર નદીને કાંઠે નેતાઓને સારુ ઝૂંપડાં બનાવવામાં આવેલાં, એમાંના એકમાં મહાત્માજી, બીજામાં પ્રમુખ સાહેબ અને બાકીના-ઓમાં જુદા જુદા નેતાઓને ઉતારા આપવાના હતા. ઝૂંપડાંઓની બનાવટ સરસ અને સુંદર હતી. વાંસની સાદડીઓની ભીંતો હતી, ઘાસ (હોગલાના)નું છાપરું અને શાલની વળીઓના થાંભલા હતા. બધાંયે ઝૂંપડાંની રચના આ જ પ્રમાણે કરવામાં આવેલી. પછી તે ઉતારા માટેનાં હોય, પ્રદર્શન માટેનાં હોય કે સમિતિની બેઠક માટેનાં હોય. વચ્ચોવચ્ચ એક પહોળી મજાની સડક બનાવવામાં આવી હતી, અને વચ્ચે વચ્ચે નાની શેરીઓ બનાવેલી હતી.

આ સ્થળ પટનાથી રાંચી જવાના ધોરી રસ્તા ઉપર જ આવેલું છે. દામોદર નદીની ઉપર એ ધોરી રસ્તે એક મોટો પુલ બાંધેલો છે. એ પુલ

અને સડક ઉપરથી કોંગ્રેસનગરની શોભા બહુ સરસ રીતે નજરે પડતી હતી. હરહંમેશ એ ધોરી રસ્તો ચાલુ જ રહે છે. અને કોંગ્રેસના સમયે તો વધારે તે રસ્તે આવજા થતી હતી. ત્યાં આગળ બે રેલવે સ્ટેશન છે. એક બી. એન. રેલવેનું સ્ટેશન રામગઢ, એ કોંગ્રેસનગરથી દક્ષિણ તરફ અર્ધો માઈલ હતું. બીજુ ઈ. આઈ.નું રાંચીરોડ સ્ટેશન હતું, એ નગરથી ઉત્તરે ચાર માઈલ જેટલુ દૂર હતું. બન્ને રેલવેના અધિકારીઓએ લોકસમૂહની સગવડ સારુ પોતપોતાના સ્ટેશન ઉપર સારી ગોઠવણ કરી હતી. મહાત્માજી રામગઢ સ્ટેશને ઊતર્યા અને પ્રમુખ સાહેબ રાંચી સ્ટેશને ઊતર્યા.

પ્રમુખ સાહેબને મોટા સરઘસ સાથે કોંગ્રેસનગરમા લઈ જવામાં આવ્યા. નગરનું નામ સ્વ. મજરુલ હક સાહેબને નામે રાખવામાં આવેલું અને સ્વ. દિપનારાયણુ સિંહને નામે એક ખાસ દરવાજો બનાવ્યો હતો.

રિવાજ પ્રમાણે મહાસમિતિ અને વિષયવિચારિણી સમિતિની બેઠકો બેત્રણ દિવસ વહેલી શરૂ થયેલી. કોંગ્રેસનું ખુલ્લુ અધિવેશન શરૂ થયું એ દિવસ સુધીમાં એ બન્ને સમિતિઓએ પોતાનુ કામ લગભગ પતાવી દીધુ હતુ. માણુસોનાં ટોળેટોળાં એકઠાં થઈ રહ્યાં હતાં. મંડપ બહુ જ સુંદર બન્યો હતો એ સુંદરતા કુદરતની જ હતી. અમારું કામ તો એ સ્થળ પસંદ કરીને જમીન સરખી કરવાનુ, નેતાઓને માટે મંચ બનાવી આપવાનું, દીવા મુકાવી દેવાનું અને ચારે બાજુ પડદા બાધી દેવાનુ હતું.

મંડપની લગોલગ જ બન્ને તરફ ઘોર જંગલ હતું અને એ જંગલ ડુંગર ઉપર હતું એટલે મંડપમાથી જ્યાં સુધી નજર પહોચતી હતી ત્યાં સુધી એ સરસ ચઢાણુવાળા ડુંગરા અને જંગલ દેખાતાં હતા. બીજી બાજુ ઘણે દૂર સુધી પથરાયેલા કોંગ્રેસ પ્રતિનિધિઓના ઉતારાવાળા ઝૂંપડાં હતાં. રાત પડતાં તે વીજળીના પ્રકાશથી ઝગમગવા માડતાં. સભામંચ સૌથી નીચાણુમાં હતો અને પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોને બેસવા માટેની જગ્યા કુદરતી ગૅલરી જેવી બનેલી હતી. દરેક પ્રેક્ષક ગમે ત્યાં ગમે તેટલે આઘે બેઠો હોય ત્યાથી સભાપતિને તથા નેતાઓને પૂરેપૂરા જોઈ શકે તેમ હતુ, અને ધ્વનિવર્ધક યંત્ર હતાં એટલે એમની વાતો સાભળવામાં કાંઈ મુશ્કેલી હતી જ નહીં.

કોંગ્રેસના અધિવેશનનો દિવસ આવ્યો. ઝપાટાબંધ પ્રેક્ષકોની ટિકિટો વેચાવા લાગી. ઘણે ભાગે દર કલાકે છથી સાત હજારની આવક થતી હતી સાંજે પાંચ છ વાગ્યે અધિવેશન થવાનું હતુ. હુ પ્રમુખ સાહેબને લેવા ગયો. મંડપના આગણામાં થોડે દૂર એક છાયેલું ઝૂંપડું બનેલું હતું ત્યાંથી રિવાજ પ્રમાણે મુખ્ય નેતાઓને પ્રમુખની સાથે સરઘસમા લઈ

આવવાની વ્યવસ્થા હતી. કેટલાક એ ઝૂંપડાંમાં આવી ગયા. અને કેટલાક હજુ આવી રહ્યા હતા ત્યાં અચાનક આકાશના એક ખૂણામાં વાદળાં ઘેરાયાં અને વરસાદ શરૂ થઈ ગયો! પ્રમુખ સાહેબ એ ઝૂંપડા સુધી આવી ગયા હતા. પણ હજુ સરઘસ શરૂ થયું નહોતું અને વરસાદ વરસવા માંડ્યો. બેપાંચ મિનિટમાં તો એનું જોર વધ્યું અને એવો મુશળધાર વરસવા લાગ્યો કે ત્યાંની નીચી જમીન પાણીથી ભરાઈ ગઈ. બધા પ્રેક્ષકો અને પ્રતિનિધિઓ પોતપોતાને સ્થાને પલળતા બેસી રહ્યા. બધાને એમ હતું કે વરસાદ અટકી જશે અને અધિવેશનનું કામ ચાલશે. પણ એમ ન બન્યું. વરસાદનું જોર વધતું જ ગયું. છેવટે મંચ પાસેની નીચી જમીન પર એટલું બધું પાણી ભરાયું કે ત્યાં ઊભા રહેવું પણ લોકોને કઠણ થઈ પડયું. ધ્વનિવર્ધક યંત્રની આખી વ્યવસ્થા એ જ સ્થળેથી કરવામાં આવેલી એટલે એ સાવ જ ખોટકાઈ ગયાં. છેવટે પ્રમુખ સાહેબ વરસતે વરસાદે મંચ ઉપર પહોંચ્યા. હું પણ એમની સાથે ગયો. મેં બેચાર શબ્દમાં સ્વાગત કર્યું. ભાષણ વાંચવાની ત્યાં તક હતી જ નહીં અને વાંચું તો કોઈ એ સાંભળી શકે તેમ નહોતું. પ્રમુખ સાહેબે પણ બેચાર શબ્દથી તે દિવસનું અધિવેશન પૂરું કરી નાખ્યું. આ શુભ દિવસ માટે જે લોકોએ મહિનાઓના મહિના સુધી રાતદહાડો મહેનત કરેલી એ લોકો બહુ જ નિરાશ થયા, પણ બીજું શું થાય? હવે તો એટલું જ જોવાનું હતું કે પ્રતિનિધિઓના ઉતારાની શી હાલત છે. આવો મુસળધાર વરસાદ હોવાં છતાંય ઝૂંપડાં ટકી રહ્યાં એ આનંદની વાત હતી. આખી રાત વરસાદ ચાલુ રહેવા છતાં પ્રતિનિધિઓ એમાં સૂઈ શક્યા. એમને વેઠવું તો પડયું જ પણ હું ધારું છું કે એ બધાની અમારા પ્રત્યે સહાનુભૂતિ હતી અને અમારા પ્રબંધની ખામીઓને લઈને કોઈને અમારા ઉપર નારાજી નહોતી થઈ.

બીજે દિવસે વરસાદ ન થયો; જોકે સરવરિયાં તો રહ્યાં જ. વિશાળ ચોકમાં ઝંડાવંદન માટે એક સ્તંભ બનાવેલો હતો. એ સિમેંટનો બનાવ્યો હતો એને મથાળે અશોકસ્તંભની પેઠે સિંહની મૂર્તિ હતી. એ થાંભલાની ચારે બાજુ લોકો ભેગા થઈ ગયા. ત્યાં જ કૉંગ્રેસનું અધિવેશન કરવામાં આવ્યું. મંડપમાં એટલું બધું પાણી હતું કે ત્યાં બેસવું કે ઊભવું તે શક્ય નહોતું. આ ખુલ્લા મેદાનમાં થાંભલાના ઓટલા ઉપર પ્રમુખ સાહેબ, મહાત્માજી અને થોડાક મુખ્ય માણસો બેઠા. બીજા સૌ ચોપાસ જમીન ઉપર બેસી ગયા. વિષયવિચારિણી સમિતિએ જે ઠરાવ રજૂ કરેલા તે રીતસર મૂકવામાં આવ્યા. પૂરેપૂરી ચર્ચા બાદ એ પસાર

થયા. રીતસરના અધિવેશનમાં જે જે કરવામાં આવે છે તે બધુ ત્યાં કરવામાં આવ્યું. એટલું ખરું કે આખો વખત આસમાનનો ડર માથે તોળાઈ રહ્યો હતો કે રખેને ફરીથી વરસાદ શરૂ થાય. એટલે કંઈક ટૂંકાણુમાં પતાવાયું. મહાત્માજીનુ પણ ભાષણ થયું. છેલ્લે આ બધી અગવડોને માટે માફી માગતાં મેં લોકોને વિનંતી કરી કે સૌ પોતપોતાને સ્થળે પાછા ચાલ્યા જાય, કેમ કે નદીમા પૂર આવવાને લીધે અમારો પાણીના નળનો પ્રબધ પણ ખોટકાઈ ગયો છે, લોકોને હવે નદીનાં ડહોળા પાણી પર આધાર રાખવો પડશે, ચોવીસ કલાકથી વધુ ચાલે એટલો પાણીનો જથ્થો અમારી પાસે નથી રહ્યા. લોકોએ એ વાત માની અને અધિવેશન પૂરુ થતાંની સાથે જ બધા જુદી જુદી દિશાએ જવાને રવાના થઈ ગયા. એ જ દિવસની રાતની ગાડીમાં પ્રમુખસાહેબ અને બીજા ખાસ ખાસ નેતાઓ પણ જુદી જુદી જગ્યાએ ચાલ્યા ગયા.

રામગઢ કૉંગ્રેસનો ઠરાવ પણ મહત્ત્વનો છે. લડાઈની શરૂઆતથી કારોબારી સમિતિ અને મહાસમિતિએ કૉંગ્રેસની તરફ જે નીતિ અખત્યાર કરી હતી એનું કોંગ્રેસે સમર્થન કરી દીધું. એની સાથે એ પણ સ્પષ્ટ રીતે જણાવ્યું કે ભવિષ્યમાં સ્વરાજ્યને માટે આપણે કાંઈક કરવું જ પડવાનું, એટલે અત્યારથી એને સારુ પૂરા વેગથી રચનાત્મક કાર્યક્રમ ચલાવીને લોકોને તૈયાર કરવામાં આવે.

રામગઢ કૉંગ્રેસ વખતે રામગઢમાં જ એક બીજી મોટી સભા થયેલી. એનું નામ સમાધાન વિરોધી સભા (એન્ટિ કોમ્પ્રોમાઇઝ કોન્ફરન્સ) હતું. શ્રી સુભાષચંદ્ર બોઝ એના આગેવાન હતા અને અમારા પ્રાંતના વ્યવસ્થા કરનારાઓમાં શ્રી સ્વામી સહજાનંદ સરસ્વતી અને શ્રી ધનરાજ શર્મા હતા. સુભાષબાબુ જોડે જ્યારથી મતભેદ પડચો ત્યારથી એમણે એક નવો પક્ષ ઊભો કર્યો હતો, એ વાત આગળ કહેવાઈ ગઈ છે. એ લોકો કોંગ્રેસ કારોબારી સમિતિની સામે એ જ પ્રચાર કરી રહ્યા હતા કે એ બ્રિટિશ સરકાર જોડે સમાધાન કરવાને એક પગે થઈ રહી છે, અને દેશના હિતના ભોગે પણ એ સમાધાન કરી લેશે. સુભાષબાબુના મત અને વિચારો જોડે જેમને કશીયે લેવાદેવા નહોતી તેવા જાત જાતના લોકો એ પક્ષમાં એકઠા થયા હતા. એ બધાને કાર્યવાહક સમિતિ પ્રત્યે રોષ હતો એટલે તક જોઈને એનો વિરોધ કરવા મંડી પડ્યા હતા. કૉંગ્રેસ પોતે નહોતી સમાધાનથી ડરતી કે નહોતી સમાધાન ખાતર દેશનું અહિત કરવા માગતી. એને તો કશી આતુરતા હોય તો તે એટલી જ હતી કે દેશનુ ભલુ કઈ રીતે

થાય પણ એ વખતે પોકારો (સ્લોગન)નો રાફડો ફાટયો હતો સુભાષ બાબુવાળી પરિષદ્ પણ સારી પેઠે ધામધૂમથી થઈ. એના અને કોંગ્રેસના અધિવેશનમા ફરક એટલો જ હતો કે કોંગ્રેસની પડેલા તેનું અધિવેશન થયુ એટલે એ વરસાદ શરૂ થયા અગાઉ જ પૂરું થઈ ગયુ હતું

## ૧૪૧

## બિહારની ત્રણ મહત્ત્વની સમિતિઓ અને સોનપુર શિબિર

રામગઢમા થયેલા ઠરાવ મુજબ અમારે બધાએ હવે રચનાત્મક કામમા જોસભેર વળગી જવુ જરૂરી હતું, એટલે રામગઢનું કામ પૂરુ થતાની સાથે જ અમે નીચે પ્રમાણે કામની ગોઠવણ કરવાનુ વિચાર્યું

મહાત્માજીના આદેશ પ્રમાણે આપણા બધા સ્વયસેવકોએ રેંટિયો ચલાવવાની તથા તેને અગેની બીજી ક્રિયાઓ શીખી લેવી જોઈએ. અને સગઠિત જીવન ગાળવાનો પાઠ પણ શીખી લેવો જોઈએ એટલે અમે આખા પ્રાતનો મુખ્ય માણસો જ્યા ઓછામા ઓછુ એક અઠવાડિયુ રહે એવી છાવણી ખોલવાનુ ઠરાવ્યુ એનો હેતુ એ હતો કે જેને બરાબર કાતતાં ન આવડતું હોય એને રેંટિયાનુ શિક્ષણ અપાય, અને દરરોજના વિચારવિનિમય વડે સૌ પોતાના વિચાર સ્પષ્ટ અને મક્કમ કરી લે અને સાથે સાથે શિબિરજીવનથી જે સપ અને સમાનતાના પાઠ મળે છે તે પણ બધા મેળવે આને સારુ અમે સોનપુરનુ સ્થળ ચૂટયુ. શિબિર ખોલવાની તારીખ પણ નક્કી કરવામા આવી ત્યાના લોકોને આથી સતોષ પણ થયો, કેમ કે એમને કોંગ્રેસનુ અધિવેશન પોતાને ત્યા થવાની આશા હતી એ તો ન થયુ એટલે શિબિરથી જ થોડો સતોષ થયો

મને ખાતરી થઈ ગઈ હતી કે આપણે કઈ ને કઈ કરવુ જ પડશે એટલે મારા હાથમાના કામ બને તેટલી ઉતાવળે પતાવી દઈને એમાથી છૂટા થવાની મને જરૂર જણાતી હતી કોંગ્રેસ પ્રધાનમડળે મને ત્રણ ભારે કામ સોપ્યા હતા બિહાર મજૂરસમિતિ નીમીને એનો ભાર મારા ઉપર નાખ્યો હતો એ સમિતિને બિહારના મજૂરોની સ્થિતિ તપાસીને એના વિશે રિપોર્ટ આપવાનો હતો અને હુ જ એનો પ્રમુખ હતો કેળવણી ખાતાના પ્રધાન ડૉ મહમદે બહુ જ દબાણ કર્યું એટલે

૧૯૩૦ના નવેમ્બરથી જ હું એમાંથી નીકળી ગયો હતો છતાં મારે ફરી વાર પટના યુનિવર્સિટીના સભ્ય બનવું પડ્યું, એ બાબત હું પહેલાં થોડું કહી ગયો છું. સેનેટમાં કેળવણીમાં સુધારો કરવાનો પ્રસ્તાવ મૂકતી વખતે મેં બહુ કડક ટીકા કરેલી અને કહેલું કે આપણે આ પ્રાંતમાં ખાસ કરીને કેળવણીની બાબતમાં બહુ પછાત છીએ. થોડાક કાયદાશાસ્ત્રીઓ, કારકુની કરનારાઓ અને દાક્તરો સિવાય આપણે કોઈ પણ પ્રકારના માણસો તૈયાર નથી કરતા અને કોઈ પણ વાતમાં નવી શોધખોળ કરી આપણે આપણી બુદ્ધિના તેજનો પણ કશો પરચો નથી આપી શકતા. આ ખેતી-પ્રધાન પ્રદેશ હોવા છતાં અહીં વનસ્પતિશાસ્ત્રનો કે ખેતી સંબંધી કેળવણી ઉપર કશોયે ભાર મૂકવામાં આવતો નથી અને એની કશીયે ગોઠવણ આપણે ત્યાં નથી. આખા ભારતવર્ષમાં આપણા પ્રાંતની અંદર ખનિજસંપત્તિ સૌથી વધારે છે છતાંયે આ પ્રાંતના લોકોને માટે એ બાબતની કેળવણીને માટે કોઈ જાતની ખાસ સગવડ નથી અને એ પદાર્થોનો લાભ લેવાની એમને કશીયે પ્રેરણા આપવામાં આવતી નથી. આખરે એ ઠરાવ પસાર તો થયો અને એને માટે એક કમિટી નિમાઈ તેની પૂરી વિગત હું પહેલાં આપી ગયો છું. એક ત્રીજી હિંદુસ્તાની કમિટી પણ મારા પ્રમુખપણા નીચે હતી. પણ કામનો બહુ જ ભાર હોવાને લીધે મેં રાજીનામું આપી દીધું હતું અને મૌલાના અબુલ કલામ આઝાદને એના પ્રમુખ બનાવવામાં આવ્યા હતા. એનોયે ઉલ્લેખ પહેલાં આવી ગયો છે. આ ત્રણેય કમિટીનું કામ પૂરું કરી દેવાની જરૂર હતી. શિક્ષણ સમિતિના પ્રમુખ મુંબઈના અર્થશાસ્ત્રી અને કેળવણીશાસ્ત્રી શ્રી કે. ટી. શાહ હતા. તેઓ ઘણા જ મહેનતુ અને વિચારક ગૃહસ્થ છે. એમણે આ કામ સંભાળ્યું હતું. મારે પણ એમાં સારી પેઠે મહેનત કરવી પડેલી પણ તેમના અને બીજા સભ્યોના સહકારથી કામમાં શ્રમ વહેંચાઈ ગયો એટલે એ શ્રમ મને ખાસ જણાયો નહીં. શિક્ષણસમિતિનો રિપોર્ટ ત્રણ ભાગમાં તૈયાર કરવામાં આવ્યો. પહેલા ભાગમાં પ્રાથમિક શિક્ષણ વિષે ભલામણ કરવામાં આવી. અમારી ભલામણ મુખ્યત્વે વર્ધા શિક્ષણયોજનાને મળતી આવતી હતી. અથવા એમ કહું તો અતિશયોક્તિ નહીં ગણાય કે એ વર્ધાયોજનાના પાયા ઉપર ઘડાયેલી હતી. એમ થવું સ્વાભાવિક પણ હતું કેમ કે ભલેને વર્ધાયોજના ગાંધીજીના પોતાના ભેજામાંથી ઊપજેલી હતી છતાં આધુનિક પ્રગતિશીલ કેળવણીશાસ્ત્ર એનું જ સમર્થન કરે છે, એ વિષે શંકા નથી. કેળવણીશાસ્ત્રીઓમાં ડૉ. ઝાકિરહુસેન, પ્રો. સૈયદેન અને શ્રી કે. ટી. શાહ પોતે પણ એ યોજનાના મુખ્ય

સિદ્ધાંતોના પક્ષપાતી હતા. અને જ્યારે યુરોપ તથા અમેરિકાના કેળવણી શાસ્ત્રીઓ પણ એ સિદ્ધાંતના સમર્થક છે ત્યારે અમારી સમિતિના બીજા સભ્યો એ ન સ્વીકારવાનું કાંઈ કારણ ન હતુ. ગાંધીજીની આ યોજનાને આવી રીતે સૌનુ સમર્થન મળ્યુ એ જોઈ મને બહુ આનદ થયો ફક્ત એક બાબતમા મારો મતભેદ હતો — ગાંધીજીની જેમ મારી પણ એવી માન્યતા હતી કે ભારત જેવા ગરીબ દેશમા વિદ્યાર્થીને હાથે જે હુન્નરઉદ્યોગ કરાવવામા આવે એ વડે નિશાળોમા જે થોડીઘણી આવક કરી શકીએ તે આખુ નહી તો મોટા ભાગનુ ખર્ચ નીકળે એટલી તો હશે જ. બીજા સભ્યો આ વાત માનવાને તૈયાર નહોતા કેટલાક્નુ માનવુ એવુયે હતુ કે જો આપણે આવક તરફ નજર રાખીશુ તો પેલા હુન્નરઉદ્યોગ તરફથી આપણું ધ્યાન ખેંચાઈને આવક ઉપર જ કેન્દ્રિત થશે તથા એ કેળવણીથી બાળકોને જે લાભ મળવો જોઈએ તે નહી મળી શકે. એ બાબતના મતભેદનો તોડ અમે એ આણ્યો કે આવકની ઉપેક્ષા ન કરવી પણ એને જ આપણું લક્ષ્ય ન ગણવુ, એટલે અમે એની નોંધ કરી કે આપણે આવકને માટે હુન્નરો નથી શીખવવાના પણ કેળવણીને ખાતર જ શીખવવાના છે બીજા ભાગમા શાળાઓની કેળવણી બાબત અને ત્રીજા ભાગમા યુનિવર્સિટીની ઊંચી કેળવણીને વિષે ચર્ચા હતી. ત્રણે ભાગ તૈયાર કરવાને માટે જુદી જુદી પેટાસમિતિઓ બનાવવામા આવી હતી જેમા પ્રાથમિક કેળવણી અને યુનિવર્સિટીની કેળવણી અંગેની સમિતિનો હુ સભ્ય હતો પેટાસમિતિઓનો રિપોર્ટ તૈયાર થઈ ગયો એટલે એ મુખ્ય સમિતિ પાસે સ્વીકારાવ્યો અને પછી એ સરકાર પાસે મોકલવામા આવ્યો

મને શ્રી શાહ સાથે એ પહેલા વધુ ઓળખાણ નહોતી આ કામમા એમનો વધારે પરિચય મેળવવાની મને તક મળી એમની વિદ્વત્તા, જાત મહેનત અને મળતાવડાપણાથી હુ રાજી રાજી થઈ ગયો. એમની જોડે જે માનસિક મિત્રતા બધાઈ એ આગળ ઉપર જરૂર પડ્યે કામ આપશે એમ હુ માનુ છુ ડૉ. ઝાકિરહુસેન અને પ્રો સૈયદૈનની બાબતમા પણ એમ જ કહેવાય. પ્રો સૈયદૈનનો તો ખાસ કરીને આ કામને અંગે જ વધુ પરિચય થયો. ડૉ ઝાકિરહુસેનને મળવાના બીજા પ્રસંગો પણ આવતા રહે છે એ બંને પ્રત્યે મારા મનમા પ્રેમ અને આદરનો ભાવ પેદા થયો. ડૉ સચ્ચિદાનંદ સિંહને વિષે કાંઈ કહેવુ મુશ્કેલ છે મારા વિદ્યાર્થીજીવનના વખતથી તેઓ મારા મુરબ્બી તરીકે રહ્યા છે એમણે મારા ઉપર હમેશા નાના ભાઈ જેવુ હેત રાખ્યુ છે અને સ્નેહ વર્ષાવ્યો છે રાજકીય વિષયોમા અમારે અસંખ્ય

મતભેદો હોવા છતા મારા ઉપરની એમની હેતાળ કૃપાદૃષ્ટિમા એમણે જરાયે ઊણપ આવવા દીધી નથી એટલે આ કમિટીમા અમે સાથે મળીને કામ કર્યું એમા અમારી વચ્ચેના સંબધમા વધારો થવાપણું શુ હતું? શ્રી બદ્રીનાથ વર્માને વિષે પણું એમ જ કહી શકુ. ડૉ. સિંહને મારા મોટા ભાઈ તરીકે ગણુ છુ તેમ શ્રી વર્માને નાના ભાઈ તરીકે ગણુ છુ. એમની જોડે તો, રાજકીય બાબતમાય કદી મતભેદ થયો નથી. એટલે આ કામને અંગે એમની સાથે વધુ ઓળખાણુ થવાપણુ નહોતુ આ કમિટીના કામકાજ અંગે ડો અમરનાથ ઝાની સાથે બહુ ઓછુ કામ પડ્યુ કમિટીના મંત્રી શ્રી ભવનાથ મુકરજી મારા જૂના પરિચિત સજ્જન હતા. જ્યારે મુજફ્ફરપુરની ભૂમિહાર બ્રાહ્મણ કૉલેજમા થોડા દિવસ હું અધ્યાપક હતો ત્યારે તેઓ ત્યાના વિદ્યાર્થી હતા. અને મે પણ એમને થોડુ ભણાવેલા હવે એ મોટા કેળવણીશાસ્ત્રી બની ગયા છે અને આ વિભાગમા ઊંચુ પદ ધરાવે છે. છતા હજુયે તેઓ મારા પ્રત્યે પહેલાં જેવો જ ભાવ રાખે છે, એમ સમિતિના કામમા વારવાર જણાયું. આ સમિતિનું કામ તો પૂરુ થયુ

મજૂર તપાસ સમિતિનું કામ હજી પૂરું નહોતુ થયુ. એ કામ મોટે જ્યા જ્યાં મોટાં મોટા કારખાના હતા અને જ્યા જથાબંધ મજૂરો કામ કરતા હતાં એ બધી જગ્યાએ સમિતિના સભ્યોને મોટે ભાગે ફરવુ પડેલુ વિચાર કરતા જણાશે કે જેટલા વિશાળ પ્રમાણમાં અને જાત ભાતના કામો આ પ્રાતના મજૂરોને કરવા પડે છે એટલાં બીજા કોઈ પ્રાતના મજૂરોને ભાગ્યે જ કરવા પડે છે. ખેતીના મજૂરોની વાત જુદી છે. એમનો પ્રશ્ન આ તપાસસમિતિના વિષયની બહાર રાખવામા આવેલો આ સમિતિને ફક્ત કારખાનાના મજૂરોની સ્થિતિ તપાસવાનો અધિકાર આપવામા આવ્યો હતો પણ કારખાનાં અનેક જાતના છે ઉત્તર બિહારમા શેરડીની ખાંડ બનાવનારા કારખાના ઘણા છે બીજી જાતના કારખાના મોટે ભાગે શહેરમા કે તેની આજુબાજુ હોય છે અથવા મજૂરોના જમાવને લીધે એ કારખાના પોતે શહેર બની જાય છે અને કારખાનાના વિકાસની સાથે શહેર પણ વધતું જાય છે કેમ કે દેખાદેખી અને સગવડો મળતી હોવાથી એક મોટુ કારખાનુ જ્યા ખૂલે છે ત્યા જ અનેક કારખાના ઊભા થતાં જાય છે. પણ શેરડીના કારખાનાની વાત આથી સાવ ઊલટી જ હોય છે. અને તે એકબીજાથી આઘેના ગામડામા હોય છે શેરડી સાવ નાના વિસ્તારમાં રોપી નથી શકાતી અને બહુ આઘે સુધી લઈ જઈ શકાતી નથી. એટલે શેરડીની ખાતર એમને એમ કરવુ

પડે છે. શેરડીનાં કારખાનાં ઘણુંખરું વર્ષમાં ચારપાંચ મહિના જ ચાલે છે, આખું વર્ષ નથી ચાલતાં. એ કારખાનાં ગામડાંમાં હોવાને લીધે લગભગ બધા મજૂરો પોતાને ગામડેથી આવીને એમાં કામ કરે છે. અને છુટ્ટી મળ્યે પાછા પોતાને ઘેર ચાલ્યા જાય છે. આ થઈ એક સ્થિતિની વાત. બીજી સ્થિતિ બિહારની કોલસાની ખાણોમાં જોવા મળે છે ત્યાં આખું વર્ષ કામ ચાલે છે. ઘણા મજૂરો થોડે થોડે છેટેથી આવીને ખાણોની નજીક ઝૂંપડાંમાં વસે છે. એ ઝૂંપડાં ખાણોના માલિકે એમને માટે બનાવેલાં હોય છે. આ કામ પણ અમુક અંશે મોટા વિસ્તારમાં પથરાયેલું હોય છે. જોકે શેરડીની ખેતીની સરખામણીમાં એ ફેલાવો નામનો જ ગણાય. ત્રીજી સ્થિતિ જમશેદપુરના વિશાળ કારખાનામાં નજરે પડે છે. ત્યાં લગભગ બધા પ્રાંતના લોકો કામ કરે છે અને ત્યાં જ વસે છે. એમની મગવડને માટે કંપની તરફથી ત્યાં જ બધી સગવડ કરેલી છે. પ્રાંતના બીજા ભાગમાં બીજાયે કારખાનાં છે જેમાં જાતજાતની ચીજો થાય છે. જેમ કે લોઢા અને લાખના, કાપડ અને શણુ વણવાનાં, ચોખા અને તેલનાં વગેરે. અબરખની ખાણના કારખાના પણ ઘણા છે. બીજી ધાતુઓની ખાણો પણ છે. આ બધી જાતના કારખાનાના મજૂરોની સ્થિતિ જાણવા ને તપાસવાને સારુ સમિતિના સભ્યોએ તમામ જાતના કારખાના અને ખાણો જઈને જોયા. મજૂરોની અને મૂડીદારોની વાતો સાંભળી અને એમની જુબાનીઓ લીધી. શેરડીનાં અને કેટલાંક બીજી જાતનાં કારખાનાં સિવાય લગભગ બધી જગ્યાએ હું કમિટીની સાથે ફર્યો અને એમની જુબાનીઓ લેવામાં ભાગ લીધો. આ બધુ કામ પૂરું કરીને રિપોર્ટ તૈયાર કરવા અંગે બીજી ઘણીયે વાતો થઈ ચૂકી હતી. કમિટીના મંત્રી પ્રો રાજેન્દ્રકિશોર શરણને માથે રિપોર્ટ લખવાનો ભાર નાખવામાં આવ્યો હતો. એમણે એ લખી કાઢેલો પણ સમિતિએ બેસીને એના ઉપર હજુ વિચાર કર્યો નહોતો. રામગઢ કૉંગ્રેસ પૂરી થતાંની સાથે જ મેં આ કામ પતાવી દેવાનું નક્કી કરી રાખેલું. તેથી કૉંગ્રેસનું અધિવેશન થઈ ગયું એટલે ત્રણચાર દિવસમાં જ સમિતિની બેઠક ભરવાનું નક્કી કરવામાં આવ્યું. રામગઢથી હું પટના આવ્યો અને આ સમિતિના કામમાં લાગી ગયો.

આશરે ચાદપંદર દિવસ સમિતિની બેઠક ચાલી. સવારે સાડાસાતથી એક વાગ્યા સુધી તથા સાંજરે અઢીથી સાતઆઠ સુધી અમે રોજ બેસતા. એ ઉપરાંત રાત્રે, સવારે અને બપોરે જે થોડોક વખત મળી જતો એમાં એ વિષય ઉપર એકલા અભ્યાસ કરતા. આટલા સખત

પરિશ્રમ પછી રિપોર્ટ મંજૂર થયો. એ રિપોર્ટની બધી ખાસ ખાસ ભલામણો એકમતે થઈ તેથી મને ઘણો આનંદ થયો. કેટલીક ઝીણી વાતોમાં જરાતરા મતભેદ હતો ખરો પણ એકંદરે આખો રિપોર્ટ એકમતે પાસ થયો. અમારી સમિતિમાં મૂડીદારોના પ્રતિનિધિ તેમ જ મજૂરસંઘોના પ્રતિનિધિ બન્ને હતા. એટલે આમ એકમતે રિપોર્ટ પસાર થયો એથી એનું મહત્ત્વ ઘણું વધી જાય છે. સમિતિમાં કેટલાક તટસ્થ ગણાતા સભ્યો પણ હતા. ત્રણેયનો એકમત એ વાત સાબિત કરે છે કે અમારી ભલામણો એક તરફથી મજૂરો અને બીજી તરફથી કારખાનાંના માલિકો તદ્દન નકામી અને અશક્ય ગણીને નામંજૂર ન કરે એવી જ હોય એ વિષે અમારો આગ્રહ હતો. મતલબ કે આ કામમાં સૌએ પૂરી મદદ આપી અને બધાની સદ્દ્ઇચ્છા, અને સદ્ભાવનાનું જ સુફળ આ મતઐક્ય ગણાય. અમે જાણતા હતા કે લડાઈને લીધે પરિસ્થિતિમાં ઘણો ફેરફાર થઈ શકે તેમ છે. અને જોકે હજી (૧૯૪૦ના એપ્રિલ મહિના સુધી) ભારતમાં કશું એવડું મોટું આર્થિક પરિવર્તન નજરે પડતું નહોતું પણ એ થવાનો સંભવ તો જણાતો જ હતો, એટલે અમારી ભલામણોનો પૂરી રીતે અમલ કરવામાં આવશે કે કેમ એ વિષે અમને શંકા હતી. છતાં અમે અમારું કર્તવ્ય પૂરું કર્યું. અમે એમ વિચાર્યું કે જે સામગ્રી અમે ભેગી કરી છે અને જે માહિતી મેળવી છે એ આ વિષય ઉપર વિચાર કરનારાઓને ઉપયોગી થઈ પડે એવી તો છે જ, એટલે જો કોંગ્રેસને ફરી વાર સત્તા મળશે તો એ આનો જરૂર કંઈક ને કંઈક ઉપયોગ કરશે. અમારી આશા ફળીભૂત ન થઈ. મારી જાણ પ્રમાણે સમિતિની બધી ભલામણો સરકારી કચેરીમાં પડી રહી. એના ઉપર કશું પગલું નથી લેવાયું. અમે મજૂરવિભાગની સ્થાપના કરવાની ભલામણ કરેલી. એ બાબત કંઈક કરવામાં આવે છે એમ સાંભળ્યું છે પણ એ પણ કદાચ અધૂરું અને નામનું જ ગણાય. મજૂરોને આપવાની સગવડોને વિષે અમારી એક પણ ભલામણનો અમલ કરવામાં આવ્યો નથી એમ કહેવાય. આ બાબતને સરકાર ઘણુંખરું કંઈ મહત્ત્વ આપતી જ નથી. આ કમિટીના મેમ્બરોમાંના શ્રી હેમેનને પહેલાં હું જરાયે ઓળખતો ન હતો. એમણે રેલવે બોર્ડમાં કામ કરેલું અને પેન્શન લીધા પછી, તાતા કંપનીના હિસાબ વિભાગના મુખ્ય તપાસનીસના કામની જવાબદારી માથે લીધી. એ રીતે તેઓ મોટાં કારખાનાઓની મુખ્ય વ્યક્તિઓમાંના એક હતા. એમની પરિશ્રમ કરવાની શક્તિ અદ્દ્ભુત હતી અને એમના વિચારો પણ પ્રગતિશીલ હતા એમ મેં જોયું. જો તેઓ તથા શ્રી એમ. બી. ગાંધી જે

બંને પૂંજીપતિઓના પ્રતિનિધિ તરીકે હતા, તેઓ સાથ ના આપત તો અમારો એકમત સાધી ન શકાત. એવી જ રીતે જો મજૂરો તરફથી પ્રો. અબ્દુલ બારી અમારી વાત માનત નહીં તો એકમતી થવી કઠણ થઈ પડત. એટલે આ લોકોનો વિશેષ આભાર માનવાની જરૂર છે. બીજી વ્યક્તિઓમાં શ્રી રાધાકમલ મુકરજી તથા શ્રી રાજેન્દ્રકિશોરે પોતાની વિદ્યા અને પોતાના અધ્યયન વડે કમિટીના રિપોર્ટમાં ખૂબ જ મદદ આપી. એ ઉપરાંત મુંબઈના મજૂર સંઘના અનુભવનો શ્રી બખલે પાસેથી તથા બિહાર સંબંધી માહિતીનો શ્રી જગતનારાયણલાલ તથા શ્રી હરેન્દ્રબહાદુર ચંદ્ર પાસેથી લાભ મેળવીને કમિટીએ પોતાનો રિપોર્ટ તૈયાર કર્યો હતો.

આ પ્રસંગે એક દુઃખદ બનાવ બની ગયો. કમિટીનો રિપોર્ટ તૈયાર થયો તે પછી થોડેક દિવસે પ્રો. રાજેન્દ્રકિશોર અકસ્માત્ ગુજરી ગયા. એમને પહેલેથી જ પેટની બીમારી હતી. તેઓ એની પુષ્કળ પીડા વેઠી રહ્યા છે, એમ અમે જોયું. કમિટીના કામમાં એમને બહુ જ મહેનત કરવી પડી. ભારે ઉત્સાહ અને કુશળતાપૂર્વક એમણે આ કામ કર્યું. એ પછી માંદગી વધી જતાં ઉપચાર કરાવવાને તેઓ મુંબઈ ગયા. ત્યાં એમના પેટ ઉપર નસ્તર મૂકવામાં આવ્યું અને એ પછી તેઓનો દેહ છૂટી ગયો. મને રહી રહીને એ વાતનો આઘાત લાગ્યા કરે છે કે બિહારના એક આશાસ્પદ, દક્ષ અને ઉત્સાહી વિદ્વાનનો આપણાથી આટલો બધો વહેલો અકાળે વિયોગ થયો એ કદાચ સમિતિના પરિશ્રમને કારણે જ બન્યું.

ત્રીજી સમિતિ હિંદુસ્તાની સમિતિ હતી. તેનું કામ બહુ જ લાંબું હતું. કેમ કે પારિભાષિક શબ્દોનો એક કોશ તથા હિંદી અને ઉર્દૂ બન્નેમાં માન્ય એવા શબ્દોનો બીજો કોશ તૈયાર કરવામાં એ ગૂંથાઈ ગઈ હતી. તે ઉપરાંત ઊંચાં ધોરણોનાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનું અને હિંદુસ્તાનીનું વ્યાકરણ રચવાનું કામ પણ એણે હાથમાં લીધું હતું. આ બધું જુદી જુદી ઉપસમિતિઓને સોંપવામાં આવેલું. અત્યાર સુધી એ કામ પૂરું થઈ શક્યું ન હતું: ઠેઠ ૧૯૪૩માં એ પૂરું થયું. ૧૯૪૨ના ઑગસ્ટ મહિનાથી જેલમાં જવાને કારણે એ સમિતિના કામમાં હું સાથ ન આપી શક્યો. ઉપસમિતિઓની નિમણૂક અંગે જે પ્રાથમિક કામ કરવું પડેલું એ સિવાય બીજા કશાયે મહત્ત્વના કામમાં મેં એમાં ભાગ લીધો ન હતો. મહત્ત્વનું કામ બન્ને શબ્દકોશ અને વ્યાકરણની તૈયારીનું હતું. હું એમાંનું એક પણ જોઈ ના શક્યો. આ હિંદુસ્તાની સમિતિને વિષે આપણા પ્રાંતમાં અને બહાર પણ અનેક જાતની ચર્ચાઓ ચાલી. હિંદીવાળાઓએ એને હિંદી વિરોધી લેખી અને ઉર્દૂવાળાઓએ

હિંદીવાળાનું અનુકરણ કર્યું. હું પોતે હિંદીનો વિરોધી છું અને એનું અહિત કરવા માગું છું એ વાત હું કબૂલી શકતો નથી. એ જ પ્રમાણે ડૉ. અબ્દુલ હકને ઉર્દૂના વિરોધી કોઈ રીતે ઉર્દૂવાળાઓ લેખાવી ન શકે, કેમ કે તેઓ ઉર્દૂના મોટા પક્ષપાતી છે. એટલું જ નહીં એમણે ઉર્દૂની ભારે સેવા કરી છે, અને હજી કરી રહ્યા છે. એક રીતે ઉર્દૂ વિષે જેટલી હિલચાલો થઈ છે એ બધાના આગેવાન એમને ગણી શકાય એમ છે. આમ છતાં બંને પક્ષના લોકોએ સમિતિનો વિરોધ કર્યો. એ વિરોધ પ્રત્યે મને કાંઈ વાંધો નથી. પણ ઢંગધડા વિનાની અને કશાયે પાયા વિનાની જે અનેક વાતો ફેલાવવામાં આવી તથા એ પાયા વિનાની વાતોને આધારે લોકોમાં બુદ્ધિભેદ ઉપજાવવામાં આવ્યો, એની સામે મારી ફરિયાદ છે જ. ટૂંકમાં એ સમિતિનું કામ પણ પૂરું થયું. જે કોશ અને વ્યાકરણ તૈયાર થયાં એ સબંધમાં લોકમત શું હશે એ કાંઈ કહેવાય નહીં. હું પોતે પણ એ વિષે શો અભિપ્રાય આપીશ એ ન કહી શકું, કેમ કે હજી સુધી એ જોવાની તક મને મળી નથી.

મજૂર સમિતિનું કામ ઉકેલીને વર્ધામાં મળનાર કાર્યવાહક સમિતિની બેઠકમાં હું સીધો પહોંચ્યો. સોનપુરમાં શિબિર ખોલવાનો વિચાર કર્યો હતો અને એની તિથિ પણ નક્કી થઈ ગઈ હતી એ હું આગળ ઉપર જણાવી ગયેલ છું. બરાબર શિબિર ખોલવાનો હતો. એ જ દિવસે વર્ધાથી પાછો ફર્યો અને પરબારો સોનપુર પહોંચ્યો. ત્યાં એક અઠવાડિયું રહ્યો. સૂતર કાંતવા ઉપરાંત ત્યાં એકઠા થયેલા માણસો સાથે રોજ પાર વિનાની વાતો કરવી પડતી હતી. અને એ રીતે એ વખત પણ સખત મહેનતમાં જ વીત્યો. લગભગ દોઢસોથી બસો મુખ્ય કાર્યકર્તાઓનો ઉતારો ત્યાં હતો. વખતોવખત સાંજને વખતે જાહેરસભા પણ ગોઠવાતી. આજુબાજુને ગામડેથી લોકો ભેગા થતા. રચનાત્મક કાર્યક્રમ ઉપર જ ત્યાં ખાસ ભાર મૂકવામાં આવ્યો, કેમ કે આપણી તૈયારીનું મૂળ સાધન આપણે એને જ લેખ્યું છે. એ વાટે લોકોને વિદ્રોહ શીખવી શકાય છે એ કારણે એને સાધન નથી ગણ્યું, પણ એ વાટે કાર્યકર્તાઓની અંદર સંયમ કેળવાય છે માટે એને સાધન માન્યું છે. સત્યાગ્રહને માટે એ અનિવાર્ય છે. જનસમૂહને સાથે લઈને કામ કરવા માટે એ ખૂબ જ આવશ્યક છે તથા લોકો સાથેનો સંપર્ક પણ તે વડે પેદા થાય છે, એ કારણે એને મૂળ સાધન લેખ્યું છે.

શિબિરનું કામ પૂરું કરીને હું પટના પાછો ફર્યો. અને જે કામ પૂરું કરવાનું મારું કર્તવ્ય ગણતો હતો એ પૂરું કરવામાં મંડી પડયો. એ કામ તે મેં કબૂલ કરેલી પંચાયતનું હતું. સાર્વજનિક દૃષ્ટિએ એનું મહત્ત્વ એકાદી

પંચાયત જેટલું જ ગણાય પણ એને સારુ મારે જે શ્રમ લેવો પડ્યો તે મારી તબિયતને અસહ્ય થઈ પડ્યો. રામગઢના પરિશ્રમ પછી સતત અથાગ પરિશ્રમ ચાલતો રહ્યો હતો. મજૂર તપાસ સમિતિ, કારોબારી સમિતિ, સોનપુર શિબિર અને પંચાયત એમ બધાંએ મને બહુ શ્રમ પહોંચાડ્યો; કામ કરતાં કરતાં માથામાં ચક્કર આવ્યાં અને હું લગભગ બેભાન થઈ ગયો. ડૉ. શરણ અને ડૉ. બેનરજી આવ્યા. મારી હાલત જોઈને તેઓ કંઈક ચિંતામાં પડી ગયા. કેટલાય દિવસ સુધી માથામાં ચક્કર આવવાને લીધે હું બહુ બેચેન રહ્યો. થોડુંક ઠીક થયા પછી આરામ લેવાને હું જીરાદેઈ ચાલ્યો ગયો. ત્યાં એક મહિના સુધી પડી રહ્યો. ત્યાર બાદ કાંઈક કામ કરવાને હું લાયક થઈ શક્યો.

## ૧૪૨

## મુસ્લિમ લીગની કેટલીક વાતો

કૉંગ્રેસી પ્રધાનમંડળો હોદ્દા પર હતાં એ જમાનામાં જ મુસ્લિમ લીગે એનો સખત વિરોધ કરવાનું શરૂ કરી દીધેલું. એણે વાંધો લીધો હતો કે પ્રધાનમંડળો મુસલમાનો પ્રત્યે ન્યાયી વર્તન નથી રાખતાં અને એમના ઉપર જુલમ કરે છે. એણે એક સમિતિ નીમી અને એના પ્રમુખ પીરપુરના રાજાને બનાવ્યા. એ સમિતિએ કૉંગ્રેસ દ્વારા કરવામાં આવેલા કહેવાતા જુલમોની યાદીઓવાળો એક રિપોર્ટ તૈયાર કર્યો. એવી જ જાતનો બીજો રિપોર્ટ મિ. શરીફ બૅરિસ્ટરે બિહારમાં બે ભાગમાં — બે કટકે બહાર પાડ્યો. આ રિપોર્ટમાં બિલકુલ વજૂદ વિનાની અનેક વાતો લખી હતી. પ્રધાનમંડળોએ એનું ખંડન છપાવ્યું. જ્યારે ધારાસભામાં એ વાત રજૂ થઈ ત્યારે તેનો પૂરેપૂરો રદિયો આપવામાં આવ્યો. પણ પ્રધાનમંડળો જે વાત કહેતાં અને જે ખુલાસા આપતાં એનો પ્રચાર મુસલમાનોમાં થઈ શકતો ન હતો. અને લીગ જે કહેતી અને ઇચ્છતી તેનો પ્રચાર ઝપાટાબંધ થઈ જતો. લીગે હિટલરની ખોટા પ્રચારની નીતિ અપનાવી. એ નીતિ મુજબ 'હરીફના વિરુદ્ધ ખોટી ફરિયાદો કરવાનું અને જો એ ફરિયાદમાં કંઈ તથ્ય હોય તો એને ખૂબ જ વધારીને તથા વારંવાર ઉથલાવીને એનો એટલો જબરજસ્ત પ્રચાર કરવામાં આવે છે કે લોકો ઉપર એની અસર પડ્યા વિના રહેતી નથી. લીગના આવા પ્રચારથી મુસલમાનોમાં કૉંગ્રેસ વિરુદ્ધ તેમ જ હિંદુઓ વિરુદ્ધ વિદ્વેષનું ઝેર ફેલાઈ ગયું અને બંનેની વચ્ચે એક

મોટી ખાઈ રચી દેવામાં આવી. જ્યારે ચૂંટણીઓ થઈ હતી અને એમાં ચૂંટાઈ આવીને કોંગ્રેસી પ્રધાનમંડળો બન્યા હતાં ત્યારે લીગનું જોર બહુ જ ઓછુ હતું. બિહારમાં તો લીગ તરફથી કોઈ ઉમેદવાર ઊભો નહોતો થયો. એ પ્રમાણે બીજા ઘણાયે પ્રાંતમાં લીગનું અસ્તિત્વ જ નહોતું. જ્યાં હતું ત્યાંયે એક નબળી સંસ્થા હતી. એટલે જ્યારે કોંગ્રેસના પ્રધાનમંડળો બનાવવાં પડ્યા ત્યારે એ લીગના લોકોને પ્રધાનમંડળમાં ભેળવી શકી નહીં અને બીજા મુસલમાનોમા જે ચૂંટાઈ આવેલા તેમને જ પ્રધાનમંડળમા ભળવાનું આમ ત્રણ કોંગ્રેસે આપેલું.

યુક્ત પ્રાંતમા પ્રધાનમંડળમા લીગના સભ્યને લેવામાં આવે એ વિષે ખૂબ પ્રયત્ન થયેલો. અને આજે એમ અનુમાન કરી શકાય છે કે જો એ વખતે લીગના સભ્યને પ્રધાનમંડળમા લેવામા આવ્યા હત તો લીગે જે આટલી શક્તિ પ્રાપ્ત કરી એ કદાચ ન કરી શકત. પણ કોંગ્રેસની અંદરના જ કેટલાક જણ આ વાત પસંદ કરતા નહોતા, એટલે લીગ સાથે સમાધાન ન થઈ શક્યું. આને લીધે લીગ બહુ ઉશ્કેરાઈ ગઈ. એણે કોંગ્રેસ વિરુદ્ધ પ્રચાર કરવો એ જ પોતાનું મુખ્ય કર્તવ્ય ઠરાવી દીધુ. પીરપુર રિપોર્ટ તથા શરીફ રિપોર્ટમાં છપાએલી ફરિયાદોની તપાસ કદી કોઈ પણ નિષ્પક્ષ અદાલત કે વ્યક્તિ મારફતે કરવામાં નહોતી આવી. એટલે મેં કોંગ્રેસના પ્રમુખ તરીકે મિ. ઝીણાને લખ્યુ કે, અમે આ વાતની તપાસ કરવાને તૈયાર છીએ. ફેડરલ કોર્ટના ચીફ જસ્ટિસ સર મોરિસ ગ્વાયર અથવા એવી જ કોઈ બીજી નિષ્પક્ષ વ્યક્તિ દ્વારા એ તપાસ કરવામા આવે, અને તમે તમારી ફરિયાદો એમની પાસે રજૂ કરો. એમણે મારી દરખાસ્ત સ્વીકારી નહીં. અને જવાબમા લખ્યુ કે આ મામલો વાઈસરૉય પાસે રજૂ થઈ ચૂક્યો છે અને એમને જે કરવાનું ઠીક લાગશે તે તેઓ કરશે.

ઉપર કહેવાઈ ગયુ છે કે વાઈસરૉય કોંગ્રેસ પ્રત્યે કંઈ ખુશ નહોતા. તેઓ તો મુસ્લિમ લીગને મદદ આપીને એને કોંગ્રેસની વિરુદ્ધ ઊભી કરવાને તથા એને શક્તિશાળી બનાવવાને સારુ ટાંપીને જ બેઠા હતા એમણે આ ફરિયાદો બાબતમાં કશી તપાસ કરવાને માટે કાંઈ કહ્યુ જ નહીં અને મિ. ઝીણાએ પણ એ વિષે કશો ભાર મૂક્યો હોય એમ લાગતું નથી. આમ તપાસની વાત લટકતી રહી. પણ છાપા, ચોપાનિયા અને વ્યાખ્યાનો મારફતે એ અપ્રામાણિક ફરિયાદોનો પ્રચાર કરવાનો ક્રમ ચાલતો રહ્યો. લૉર્ડ લિનલિથગોએ લીગની એ વાત સ્વીકારી લીધી હતી કે યુદ્ધ પૂરું થયા પછી ૧૯૩૫ના બંધારણ ઉપર ફરી વિચાર કરવામા આવશે, અને

એમાં ભારતને સારુ એક સંઘ બનાવવાની જે વાત કહેલી છે તે પડતી મૂકવામાં આવશે. મુસ્લિમ લીગ આ સંઘનો જ વિરોધ કરી રહી હતી, અને બ્રિટિશ સરકારે એને મનગમતું આશ્વાસન આપી દીધું આ બધી વાતોથી ઉત્સાહમાં આવી જઈને મિ. ઝીણાએ જ્યારે કૉંગ્રેસી પ્રધાન-મંડળોએ રાજીનામાં આપી દીધાં ત્યારે મુસ્લિમ લીગને ઉત્સવ ઊજવવાનો આદેશ આપ્યો. તેમણે જણાવ્યું કે પ્રધાનમંડળોનાં રાજીનામાં એ મુસલમાનો માટે નજાત (છુટકારો) છે. આ પ્રચારનો સમજુ મુસલમાનો ઉપર પણ એટલો પ્રભાવ પડ્યો કે બિહારના પ્રધાનમંડળે જ્યારે રાજીનામું આપ્યું ત્યારે મૌલવી ખુરશીદ હસનેને (સ્વર્ગવાસી) મારા પર મુબારકબાદીનો તાર મોકલ્યો.

હજી સુધી ભારતના ભાગલાની વાત લીગે સ્વીકારી નહોતી પણ જુદા જુદા રૂપમાં ઘણાયે મુસલમાનો એ વાતને રજૂ કરતા હતા. ૧૯૩૯ના નવેમ્બર–ડિસેમ્બરમાં જ્યારે હું વર્ધા રહ્યો હતો ત્યારે મેં આ વિષયનું ખાસ અધ્યયન કરેલું, તે દિવસ સુધી પાકિસ્તાનને વિષે હું કાંઈ ખાસ જાણતો નહોતો. ત્યા મેં એ સાહિત્ય મંગાવ્યુ અને વાચ્યું. પછી એક લાંબી નોંધ તૈયાર કરી. રામગઢ કૉંગ્રેસ વખતે હિંદુસ્તાન ટાઈમ્સમાં ખાસ લેખરૂપે એ પ્રસિદ્ધ થયુ. ત્યાર પછી એક પુસ્તકરૂપે પણ એ બહાર પડ્યું. એ વાંચીને ઘણાઓને પાકિસ્તાનની વાતની માહિતી મળી. બીજી બાજુ મુસ્લિમ લીગ પણ છાની ન બેઠી. રામગઢ કૉંગ્રેસ પછી થોડા દિવસે ૧૯૪૦ના માર્ચ મહિનામા જ લાહોરમાં લીગનું વાર્ષિક સંમેલન થયુ. ત્યા લીગે પાકિસ્તાનની તરફેણમાં ઠરાવ સ્વીકાર્યો. એ પછી મુસ્લિમ લીગનો મુખ્ય ઉદ્દેશ પાકિસ્તાન જ બની ગયો છે. એક વર્ષ પછી મદ્રાસના વાર્ષિક સંમેલનમાં મુસ્લિમ લીગે પાકિસ્તાનની સ્થાપનાનો પોતાનો ઉદ્દેશ સ્વીકારી લીધો અને પોતાની નિયમાવલીમાં પણ એ ઉદ્દેશને ધ્યેયરૂપે સામેલ કરી દીધો.

## ૧૪૩

## વ્યક્તિગત સત્યાગ્રહ

યુરોપનું યુદ્ધ ઇંગ્લંડ સારુ ભયંકર રૂપ લેતું જતું હતું. જર્મની યુરોપના એક પછી એક દેશ ઉપર ચીન ઝડપે કબજો કરતું જતું હતુ. ૧૯૪૦ના ઉનાળા પહેલાં પોલૅન્ડ, બેલ્જિયમ, હૉલૅન્ડ, ડેન્માર્ક, નૉર્વે વગેરે દેશો એના કબજામાં આવી ગયા હતા, અને હવે ફ્રાન્સનો વારો આવ્યો હતો. એ પણ બહુ દિવસ ટકી ન શક્યું અને આખરે હથિયાર મૂકી દેવાં પડ્યા. અંગ્રેજોની સેના ઘણું નુકસાન વેઠીને મહામહેનતે ડંકર્ક રસ્તે ઇંગ્લંડ નાસી જઈ શકી. આને લીધે ઇંગ્લંડના લોકોમાં ભારે ખળભળાટ ઊભો થયો. ચેમ્બરલેનનું પ્રધાનમંડળ ઊડી ગયું અને તેને બદલે મિશ્ર પ્રધાનમંડળ હસ્તીમા આવ્યુ. વિન્સ્ટન ચર્ચિલ એના વડાપ્રધાન બન્યા અને મિ એમરી હિંદીવજીર બન્યા. જર્મનીનાં હવાઈ આક્રમણોને ઇંગ્લંડ ઘણી બહાદુરીથી ઝીલી રહ્યુ હતું. હવે ઇંગ્લંડ ચોક્કસ હારી જશે અને ફ્રાન્સ તો તાબે થઈ ગયુ છે એમ ધારીને ઇટાલીએ યુદ્ધમાં દાખલ થવાનું યોગ્ય ગણ્યુ. ઇંગ્લંડને માટે આ બહુ કપરી ઘડી હતી. હજુ સુધી અમેરિકા લડાઈમાં દાખલ નહોતું થયુ અને જર્મની સાથે રશિયાને ચકમક ઝરી ન હતી.

આ ગંભીર સ્થિતિ વિષે અમારી કારોબારી સમિતિમાં વિચાર ચાલતો રહ્યો અને એમાં અમે એ અભિપ્રાય ઉપર આવ્યા કે ઇંગ્લંડને આપણે ફરી એક વાર કહીએ કે હિંદુસ્તાનના પ્રશ્નને જો એ થાળે પાડે તો દરેક રીતે એને મદદ કરવાને કૉંગ્રેસ પોતાનું બનતું કરશે. આ મુદ્દા ઉપર કારોબારી સમિતિમાં ખૂબ વાદવિવાદ ચાલ્યો. મહાત્માજી યુદ્ધમાં સક્રિય મદદ આપવાની તરફેણમાં નહોતા. તેઓ માનતા હતા કે એમ કરવું એ કૉંગ્રેસના અહિંસાના ધ્યેયની વિરુદ્ધ છે. એમણે ઇંગ્લંડને મદદ આપવાની વાત કરી હતી તે કેવળ નૈતિક મદદ કરવા પૂરતી જ. મહાત્માજી માનતા હતા—અને એમાં શંકાને સ્થાન નહોતું—કે જો હિંદને ઇંગ્લંડ સ્વતંત્ર બનાવી દેત તો એનુ નૈતિક સ્થાન એટલુ ઊંચુ થઈ જાત અને વિશ્વમા એની અસર એટલી વધી જાત કે કોઈ પણ એની સામે ઝીંક ન ઝાલી શકત. ઇંગ્લંડને સારુ કૉંગ્રેસનું એટલું જ કહી દેવું પૂરતુ હતુ કે ઇંગ્લંડ અને હિંદુસ્તાન વચ્ચે સમાધાન થઈ ગયું છે અને હિંદુસ્તાનને સંતોષ છે. બાકી તો બ્રિટિશ

સરકાર કૉંગ્રેસની સક્રિય મદદ વિનાયે પોતે જે ધારશે તે હિંદુસ્તાન પાસેથી લઈ શકશે અને એ વખતેયે કૉંગ્રેસની તટસ્થતા હોવા છતાં પણ એ પોતાને જોઈતું બધું કરી રહી હતી. એટલે આપણાથી આપણું ધ્યેય પડતું ન મુકાય. વળી જો હિંદુસ્તાન પોતાના ધ્યેયને વળગી રહેશે તો યુદ્ધોત્તર કાળમાં આખી દુનિયા ઉપર એની ભારે અસર પડશે. સામી બાજુએ બીજાઓનું કહેવું હતું કે આપણે જો આપણી આઝાદી માટે માગણી કરીએ તો સાથે સાથે આપણે એને મદદ પણ કરવી જોઈએ; તથા કૉંગ્રેસનું ધ્યેય તો કેવળ અંગ્રેજો પાસેથી સ્વરાજ્ય લેવાના પ્રયત્નમાં અહિંસાત્મક ઉપાયોનો ઉપયોગ કરવો એટલું જ હતું. કોઈ પરદેશી સત્તા આક્રમણ કરે ત્યારે અથવા ભારતને સ્વતંત્રતા મળી ગયા પછી પણ અહિંસાત્મક રહેવાની વાત કૉંગ્રેસના ધ્યેયમાં ક્યાંયે હતી નહીં. એવું પગલું લઈને દેશના હાથ કોઈ રીતે બાંધી દઈએ એ આપણને ઘટતું નથી. તેમ આપણને તેમ કરવાનો હક પણ નથી. પણ એક વાતે બધા સંમત હતા કે સ્વરાજ્યપ્રાપ્તિ સારુ અને અંદર અંદરના વિખવાદને અંગે આપણે અહિંસાને જતી ન કરવી જોઈએ.

આ પ્રમાણે કેટલાક અહિંસાના સિદ્ધાંતને મર્યાદિત કરીને પણ બ્રિટિશ સરકારને મદદ આપવા તૈયાર હતા. પરંતુ ગાંધીજી તથા બીજા કેટલાક અહિંસાને અણિશુદ્ધ રાખવી એ ભારતને માટે તથા દુનિયાને માટે જરૂરી ગણતા હતા. હું આ બીજા પક્ષના વિચારનો હતો. જોકે યુદ્ધની દશા જોઈને મારા મનમાં ગભરાટ તો થતો હતો અને વચ્ચે વચ્ચે શંકાયે આવતી હતી કે આપણે કાંઈ કરી શકશું કે નહીં. ખાન અબદુલ ગફારખાન બહુ જ દઢતાથી અહિંસાના સિદ્ધાંતને વળગી રહ્યા. દિલ્હીની બેઠકમાં કારોબારી સમિતિએ, ભારતની આઝાદીની જાહેરાત કરવામાં આવે અને ભારતીય નેતાઓના હાથમાં સત્તા આવી જાય એવી રીતે સરકારનું રૂપાંતર તાબડતોબ કરવામાં આવે એ શરતે લડાઈમાં કૉંગ્રેસ સક્રિય મદદ આપે એવો ઠરાવ કર્યો. ત્યારે ખાનસાહેબે, મેં તથા બીજા કેટલાક મિત્રોએ કારોબારી સમિતિમાંથી રાજીનામાં આપી દીધાં. પણ પ્રમુખ તરીકે મૌલાના અબુલ કલામ આઝાદે જ્યારે અમને આશ્વાસન આપ્યું કે, "હાલ તુરત જ્યાં સુધી બ્રિટિશ સરકાર આપણી માગણી સ્વીકારી લેતી નથી ત્યાં સુધી સક્રિય મદદ આપવાની અને અહિંસાને જતી કરવાની વાત ઊભી થતી નથી, એટલે તમારે રાજીનામાં પાછાં ખેંચી લેવાં જોઈએ. જ્યારે બ્રિટિશ સરકાર આપણી માગણી સ્વીકારી લે અને આપણે લડાઈમાં મદદ કરવાનો વખત આવે ત્યારે તમે રાજીનામાં આપી શકો છો." ત્યારે મેં તથા બીજા સાથીઓએ રાજીનામાં પાછાં ખેંચી લીધાં. પણ ખાનસાહેબને

એટલી વાતથી સંતોષ ન થયો. મહાત્માજીએ નિશ્ચય કરી લીધો કે હવે કોંગ્રેસની સાથે એમનો સંબંધ નહીં રહે. આથી કારોબારી સમિતિમાં તથા બહાર પણ લોકોના મનમાં સારી પેઠે ખળભળાટ મચ્યો.

વર્ધામાં કારોબારી સમિતિની બીજી એક બેઠક ભરવામાં આવી. તે પછી એ વિષય ઉપર વિચાર કરવા પૂનામાં અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠક બોલાવવામાં આવી. મતભેદ કાયમ જ રહ્યો અને પૂનામાં બેઠક થઈ ત્યારે મહાસમિતિએ કારોબારી સમિતિનો ઠરાવ બહુમતીએ સ્વીકારી લીધો. અમે પણ એ બેઠકમાં સામેલ હતા. ગાંધીજી પૂના નહોતા આવ્યા. મેં મિત્રોનો તથા મારો પોતાનો મત ત્યાં જણાવ્યો, તથા સાથે-સાથે એમ પણ કહ્યું કે અમે કારોબારી સમિતિના ઠરાવનો વિરોધ નહીં કરીએ પણ તટસ્થ રહીશું. એટલું કહેવા છતાં ઘણા લોકોએ એનો વિરોધ કર્યો. જો અમે તટસ્થ ના રહ્યા હોત તો કદાચ એ ઠરાવ ઊડી જાત. આ રીતે કોંગ્રેસ તરફથી રીતસર મદદ આપવાનો ઠરાવ બ્રિટિશ સરકારને મોકલવામાં આવ્યો. એ એના ઉપર વિચાર કરશે અને ફરીથી આપણી સાથે કંઈક વાટાઘાટ કરશે એવી ઉમેદ રખાતી હતી. પણ એવું કાંઈ બન્યું નહીં. ઠરાવ પસાર થયા પછી સરકાર તરફથી થોડાક દિવસમાં જ એની નામંજૂરીની જાહેરાત કરી દેવામાં આવી. લૉર્ડ લિનલિથગોએ એક નિવેદનમાં જાહેર કર્યું કે લડાઈના વખતમાં બ્રિટિશ-સરકાર કાયદામાં ફેરફાર કરી શકે નહીં પણ ચાલુ કાયદાની અંદર રહીને, વાઈસરૉયની કારોબારી સમિતિમાં તેઓ પોતે હિંદુસ્તાનીઓમાંના કેટલાકને — ખાસ કરીને મુખ્ય મુખ્ય રાજકીય પક્ષોના આગેવાનોમાના કેટલાકને — ચૂંટીને સભ્યો બનાવશે તથા એમની કાઉન્સિલમાં મોટા ભાગના સભ્યો હિંદુસ્તાની રહેશે, પણ એમના અધિકાર આજ લગી કાઉન્સિલરોના છે એટલા જ રહેશે. તે ઉપરાંત યુદ્ધ સંબંધી વાતોમાં સલાહસૂચના આપવા માટે એક બીજી કમિટી તેઓ પોતે બનાવશે અને એમાં મુખ્ય મુખ્ય હિંદીઓને જ સ્થાન આપશે. આ નિવેદન ઉપરથી એ વાત સ્પષ્ટ જણાઈ આવી કે વાઈસરૉય હિંદીઓને મુદ્દલ અધિકાર આપવા માગતા નથી અને બધા હકો પોતાના જ હાથમાં રાખવા માગે છે. એમાં કોંગ્રેસની માગણીને માન આપવાની કશી વાત નહોતી. આ રીતે કારોબારી તથા મહાસમિતિએ જે યોજના આકી હતી એ જોતજોતામાં ધૂળધાણી થઈ ગઈ.

હિંસા અહિંસા વિષે પુષ્કળ વાદવિવાદ થઈ ચૂક્યો હતો. એટલે પૂનામાં એ વિષે પણ મહાસમિતિએ એક ઠરાવ પસાર કર્યો. એ ઠરાવમાં

એ વાત સ્પષ્ટ કરવામાં આવી કે બ્રિટિશ સરકાર પાસેથી સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે એમાં તથા હિંદના અરસપરસના ઝઘડાઓને માટે કૉંગ્રેસ અહિંસાત્મક ઉપાયોનો આધાર લેવાની પોતાની નીતિ અને ધ્યેયને વળગી રહે છે. અને એમાં કોઈ જાતનો ફેરફાર કે પરિવર્તન થયું છે એમ માનવાનું નથી. આ ઠરાવ જોકે એકમતે સ્વીકારાયો છતાં મને લાગે છે કે કૉંગ્રેસમાં ઘણા ભાઈઓને એ વાત યાદ પણ હશે કે યુદ્ધ સંબંધી આ ઠરાવને લીધે અહિંસાની નીતિમાં જે શિથિલતા આવી તેની અસર જતે દિવસે વધતી ગઈ. એમ બને એ સ્વાભાવિક પણ છે. અહિંસાનો સિદ્ધાંત ન્યારો જ છે. આટલા મોટા પ્રમાણમાં—ખાસ કરીને એક ભારે તાકાતના હાથમાંથી સ્વરાજ મેળવવા માટે—એનો ઉપયોગ કરવો એ વધારે ન્યારી વાત છે. ઘણાએ અહિંસાને એક નીતિરૂપે સ્વીકારી છે, અને પ્રામાણિકતાથી તેઓ એનો અમલ કરે છે. પણ ધાર્મિક શ્રદ્ધા તરીકે અહિંસાના સિદ્ધાંતને માનનારા થોડા જ છે. એટલે લોકોને એની ઉપર અટલ રાખવા એ કાંઈ સહેલું કામ નથી. આજ લગી કૉંગ્રેસમાં આ બાબતમાં કોઈ સક્રિય મતભેદ પડ્યો નહતો, એટલે સાધારણ લોકોમાં એને વિ૰ કોઈ જાતનો બુદ્ધિભેદ ઊપજ્યો ન હતો. હવે જ્યારે ખુદ કારોબારી સમિતિ અને અખિલ હિંદ મહાસભા સમિતિમાં મતભેદ જાગ્યો અને લોકોની નજરે પણ સ્પષ્ટ રીતે ચઢવા માંડ્યો ત્યારે સાધારણ લોકોમાં અને ખાસ કરીને સાધારણ કૉંગ્રેસી કાર્યકર્તાઓમાં મતભેદ ઊભો થાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. વિશાળ જળરાશિને બંધ બાંધીને રોકી રાખ્યો હોય અને પછી એ બંધમાં એક નાનકડું છિદ્ર પડતાં જે હાલત થાય છે તેવી જ હાલત આવી બાબતમાં થાય છે. એટલે કે આપમેળે પાણી એ છિદ્રને મોટું કરતું જાય છે, અને જોતજોતામાં પાણીને રોકી રાખનારું બંધન મટી જાય છે. અને પછી તો એક રીતે જાણે પૂર જ વહેવા માંડે છે. આ અહિંસાની વાતમાં પણ એમ જ બન્યું.

પૂનામાં હું બહુ માંદો પડ્યો. કાંઈક ન્યુમોનિયા જેવું થઈ ગયું. જેમતેમ કરી વર્ધા પહોંચ્યો. મારે માટે સદાય પ્રતિકૂળ એવી ચોમાસાની મોસમ હતી. થોડા દિવસ બાદ ત્યાં મને આરામ થયો એટલે પછી જમનાલાલજીએ વિચાર્યું કે હું થોડા દિવસ રજપૂતાનાની સૂકી હવામાં જઈને રહું તો સારું. એમણે જાતે મને ત્યાં લઈ જવાની ગોઠવણ કરી. પૂજ્ય બાપુએ પણ એ વાતને ટેકો આપ્યો. હું શેઠજીની સાથે જયપુર ગયો. યોગાનુયોગે ત્યાં પણ વરસાદ પડતો હતો. રસ્તાની હેરાનગતિ અને વરસાદને પ્રતાપે મારી તબિયત ત્યાં લથડી. એટલે મારે થોડા દિવસમાં જયપુર

રોકાઈ રહેવું પડયું. પહેલાં ડૉકટરની અને પછી વૈદ્ય શ્રી નંદકિશોર શર્માની દવા ચાલી. બધાનો અભિપ્રાય એવો થયો કે જયપુરને બદલે મારે સિક્કર જેવા કોઈક રેતાળ પ્રદેશમાં રહેવું એ વધારે લાભદાયક નીવડશે. એટલે શેઠજીની સાથે હું સિક્કર ગયો. ત્યાં લગભગ એક મહિનો રહ્યો. સિક્કરમાં મેં આ આત્મસંસ્મરણો લખવાનું શરૂ કર્યું. એ જ વખતે ત્યાંના સહવાસ દરમ્યાન મને કાશીકેવાસ નામનું જમનાલાલ બજાજનું જન્મ-સ્થાનનું ગામડું જોવા જવાનો સુઅવસર મળ્યો. ત્યાંથી થોડેક દૂર લોહાગઢજી નામે એક સ્થળ છે. એને લોકો તીર્થસ્થાન માને છે. એ સ્થળ ટેકરીઓમાં બહુ સુંદર રીતે વસેલું છે. મને ત્યાં આગળ જમનાલાલજી એક દિવસ લઈ ગયા. તબિયત બહુ સારી રીતે સુધરી ગઈ. હું સાજોતાજો થઈ ગયો છું એમ મને ભાસવા લાગ્યું. હું ત્યાં રહ્યો હતો એ જ અરસામાં મુંબઈમાં ફરી મહાસમિતિની બેઠક થઈ. એમાં બ્રિટિશ સરકારની જાહેરાત ઉપર વિચાર કરવામાં આવ્યો અને એમ નક્કી થયું કે કૉંગ્રેસ વાઈસરૉયના નિવેદનને સ્વીકારી શકતી નથી; અને હવે કૉંગ્રેસે સરકારની સામે સક્રિય રીતે પોતાની નીતિ દર્શાવી દેવી જોઈએ. એટલે વ્યક્તિગત સત્યાગ્રહ કરવાનો ત્યાં નિશ્ચય થયો.

સત્યાગ્રહના સંચાલનનો ભાર ગાંધીજીને સોંપવામાં આવ્યો. તેમણે નક્કી કર્યું કે સત્યાગ્રહ સામૂહિક નહીં, પણ વ્યક્તિગત થશે, છતાંયે એમની રજા લીધા સિવાય કોઈએ સત્યાગ્રહ કરવાનો નથી. અને જેણે રચનાત્મક કાર્યક્રમના કોઈ પણ એક અંગને અપનાવ્યું હોય તથા એ કામ કર્યું હોય તેને જ રજા આપવાનું એમણે નક્કી કર્યું. સાથે એમ પણ નક્કી કર્યું કે જેઓને સત્યાગ્રહ કરવાની રજા આપવામાં આવશે તેઓ પ્રતિનિધિત્વ કરવાવાળા જ હોવા જોઈએ. એટલે કે એમની પાત્રતા કેવળ વ્યક્તિ તરીકેની ન હોય, પણ એ અનેક વ્યક્તિઓનો પ્રતિનિધિ હોય; જેમ કે અસેમ્બલી અને કાઉન્સિલના મેમ્બર, લોકલ બોર્ડ અને મ્યુનિસિપલ બોર્ડના મેમ્બર, કૉંગ્રેસ કમિટીઓના પદાધિકારી અને ચૂંટાયેલા મેમ્બર વગેરે. આને પરિણામે જેઓ સૂતર કાંતતા હોય, આભડછેટની ભાવનાથી જેઓ પોતાને મુક્ત કરી ચૂકયા હોય, અને કોઈ ને કોઈ જગ્યાએ જે સભ્ય તરીકે ચૂંટાયેલા હોય એવા જ લોકોને સત્યાગ્રહ કરવાની રજા મળી. પ્રાંતિક સમિતિઓ એવા માણસોની એક યાદી તૈયાર કરીને ગાંધીજીની પાસે મંજૂરી માટે મોકલી આપતી. જ્યારે મંજૂરી આવી જતી ત્યારે એ યાદી પ્રમાણે લોકો એક પછી એક સત્યાગ્રહ કરતા.

સત્યાગ્રહનું સ્વરૂપ એવું હતું કે અમે આ યુદ્ધમાં કોઈ પણ જાતની મદદ કરી શકીએ તેમ નથી એવી જાતની જાહેરાત સત્યાગ્રહી કરતો. આને સારુ લોકોએ એક સૂત્ર ઉપજાવી કાઢ્યું: "ન એક ભાઈ ન એક પાઈ," એટલે કે અમે અમારામાંથી એક પણ ભાઈને લડાઈમાં મોકલવા માગતા નથી અને લડાઈને માટે એક પાઈનીયે આર્થિક મદદ આપવા માગતા નથી. સત્યાગ્રહ કરતી વખતે કોઈ પણ જાતના દેખાવો ન કરવાની સખત ચેતવણી આપવામાં આવી હતી; કેમ કે સત્યાગ્રહ મારફત આપણે એ હક મેળવવા માગતા હતા કે આપણે જે વાતને ઉચિત લેખીએ, એ વાતનો દેશમાં પ્રચાર કરી શકીએ, અને અમારા આ હક આડે કોઈ પણ જાતનો વાંધો ન લેવાવો જોઈએ; તે એટલે સુધી કે લડાઈના નાજુક સમયમાં પણ અમે ઇચ્છીએ તો એ લડાઈની વિરુદ્ધ પ્રચાર કરવાનો અમને હક હોવો જોઈએ.

આ સત્યાગ્રહનો કેટલાક જણે વિરોધ કર્યો અને બીજા કેટલાકોએ હાંસી ઉડાવી. ઉદ્દામ વિચારવાળા વામપક્ષના લોકોનું કહેવું હતું કે આવા ઠંડા સત્યાગ્રહથી કશો લાભ થવાનો નથી, બ્રિટિશ સરકાર પર આની જરા પણ અસર થાય તેમ નથી અને એનાં કામમાં આ રીતે આપણે કોઈ પણ જાતનું વિઘ્ન નાખી શકવાના નથી. કેટલાક જણનું કહેવું હતું કે પ્રચારસ્વાતંત્ર્ય અને વિચારસ્વાતંત્ર્યની વાતો કરવી એ તો કેવળ આંખમાં ધૂળ નાખવાની વાત છે; આપણે તો લડાઈનો વિરોધ કરવા માગીએ છીએ, પરંતુ ખુલ્લેખુલ્લો વિરોધ કરવાની આપણી હિંમત નથી એટલે આ એક તૂત ઊભું કરવામાં આવ્યું છે. સાચી વાત એમ હતી કે આપણે દુનિયાને જાહેર કરવા માગતા હતા કે બ્રિટિશ સરકારની લડાઈમાં આપણે સાથ પુરાવતા નથી અને એ વાત કોઈ પણ જાતની ધાંધલ કે શોરબકોર કર્યા વિના આપણે કરવા માગતા હતા. જો સામૂહિક સત્યાગ્રહ કરવામાં આવત તો ભારે શોરબકોર કર્યા વિના એ કામ કરવું મુશ્કેલ હતું, અને પ્રતિનિધિત્વ કરવાવાળાઓને જ સત્યાગ્રહ કરવાની સંમતિ આપીને આપણે એ દેખાડી દેવા માગતા હતા કે એ કેવળ એક જ વ્યક્તિ નથી, એની પાછળ એને ચૂંટનારા લોકો એટલે કે અસંખ્ય નરનારીઓ છે અને આ સત્યાગ્રહ એ સૌની તરફથી કરે છે; અને વ્યક્તિ તો કેવળ નિમિત્ત માત્ર છે, ખરી રીતે સત્યાગ્રહ બધા કરે છે. આ જ કારણે બહુ કડકાઈથી બધા દેખાવો ઉપરની બંધી કરવામાં આવી હતી. વળી એ પ્રતિનિધિઓની ચૂંટણી કરવામાં પણ પૂરેપૂરી કડકાઈ રાખવામાં આવી હતી. જે લોકો વિષે સત્યાગ્રહમાં જવાની અપેક્ષા રાખવામાં આવતી હતી, પણ જે

કોઈ ને કોઈ કારણને લીધે સત્યાગ્રહમાં સામેલ થઈ શકતા નહોતા, તેઓ આવીને ન જવાની પરવાનગી મેળવી લેતા હતા.

બિહારમાં, મારી તબિયત નબળી હોવાને લીધે, મારે સત્યાગ્રહમાં જોડાવાનો અર્થ સરકારની ઉપર મારી માંદગીની દેખરેખનો ભાર નાખી દેવો એ હતો. એટલે ગાધીજીએ પોતે મને રોક્યો. પહેલે દિવસે, શ્રીબાબુ અને અનુગ્રહબાબુનું પટનામાં બે જગ્યાએ, એક પછી એક થોડી થોડી વારે, સત્યાગ્રહ કરવાનું નક્કી થયુ હતુ અને નિશ્ચય મુજબ બાંકીપુરના મેદાનમાં શ્રીબાબુ પહોચ્યા, ત્યારે ત્યાં સારી પેઠે લોકો એકઠા થઈ ગયા. એમાં વિદ્યાર્થીઓ મોટી સંખ્યામાં હતા. ત્યાં થોડી ધાંધલ થઇ અને શ્રીબાબુને પકડીને જેલના દરવાજા સુધી લઈ ગયા ત્યાં સુધી એ ધાંધલ અને લોકોનો શોરબકોર ચાલુ રહ્યો. મેં જોયુ કે ગાંધીજીની સૂચનાઓની વિરુદ્ધ આ શરૂઆત થઈ છે. અને જો એને ઉત્તેજન મળશે, તો આગળ જતાં કાબૂ રાખવો અઘરો પડશે; અને આપણાં જ માણસો, શિસ્ત ને અનુશાસનના ભુક્કા ઉડાડી દેશે. એટલે પછી એ વિચારને લઈને મેં, જ્યાં સુધી લોકો સત્યાગ્રહનો મર્મ પૂરી રીતે સમજી ન લે અને ગાંધીજીની આજ્ઞા પ્રમાણે દરેક વાતનો પૂરેપૂરો અમલ કરવાને તૈયાર ન થાય, ત્યાં સુધીને માટે અનુગ્રહબાબુના સત્યાગ્રહને તથા આખા પ્રાંતના સત્યાગ્રહને અટકાવ્યો. પ્રાંતભરમાં આને વિષે ઊહાપોહ થવા લાગ્યો. લોકોને સમજાયુ કે આવી ગરબડ ચાલશે નહીં. બીજે જ દિવસે લોકોએ મારી પાસે આવી વાત કરી કે હવે પછી એવી ભૂલ નહીં થવા દઈએ; તથા આખા પ્રાંતનો સત્યાગ્રહ મુલતવી રાખવામાં આવે એથી પ્રાંતની બદનામી થશે. વાતાવરણ સુધરી ગયુ છે એમ મેં જોયું, એટલે બે દિવસ રહીને મેં ફરી પાછી સત્યાગ્રહ કરવાની રજા આપી. એનું પરિણામ એ આવ્યું કે ગાંધીજીના આગ્રહ પ્રમાણે આખા પ્રાંતમાં પૂરેપૂરી શાંતિપૂર્વક સત્યાગ્રહ ચાલતો રહ્યો.

વડાપ્રધાન શ્રીબાબુથી માંડીને એસેમ્બલી અને કાઉન્સિલના મોટા ભાગના સભ્યો, જિલ્લાબોર્ડના અને મ્યુનિસિપાલિટીના સભ્યો, કૉંગ્રેસ સમિતિઓના અનેક હોદ્દેદારો અને સભ્યો મળીને હજારોની સંખ્યામા લોકો સત્યાગ્રહ કરીને જેલમાં પહોચી ગયા. સરકારે લગભગ બધાને એક વર્ષની સજા આપવાની નીતિ અખત્યાર કરી હતી. એમાં લગભગ બધાને, જેલની ભાષામાં જેને 'માફી' કહે છે એ અંગે ત્રણ મહિનાની માફી મળતી ગઈ! બધા લોકો લગભગ નવ મહિના સજા ભોગવીને છૂટવા લાગ્યા. હુ તો બહાર જ રહ્યો હતો અને મારે ઘણોખરો વખત વર્ધામા ગાધીજી પાસે ગાળવો પડચો. કારણ કે કૉંગ્રેસના પ્રમુખ જેલમાં ગયા એટલે કૉંગ્રેસના સગઠનનો

આખો ભાર એક રીતે ગાંધીજી પર જ આવી પડ્યો હતો; જોકે કૉંગ્રેસના મંત્રી આચાર્ય કૃપાલાનીજીને પણ બહાર રાખવામાં આવ્યા હતા. એ કામમાં મદદને સારુ મહાત્માજી કૃપાલાનીજીને તથા મને પોતાની પાસે જ રહેવાનો આગ્રહ કરતા હતા. અમે રહ્યા પણ ખરા.

કૉંગ્રેસના લોકોએ પ્રધાનપદાં તો તજી દીધાં હતાં જ. હવે, જ્યાં જ્યાં પહેલાં કૉંગ્રેસી પ્રધાનમંડળ હતાં, ત્યાં ત્યાં ૯૩મી કલમ પ્રમાણે ગવર્નરો જાતે અમલ ચલાવતા હતા. કૉંગ્રેસવાળાઓ પાછા પ્રધાનમંડળમાં જોડાશે એવી રાહ એમણે થોડા દિવસ સુધી જોઈ, પણ જ્યારે કશી આશા ન લાગી ત્યારે એસેમ્બલી વગેરેના મેમ્બરોને જે પગારો મળતા હતા એ બધાં બંધ કરી દીધા. એસેમ્બલીના સ્પીકરો સાથેના ચપરાસી કે પટાવાળા વગેરેને છૂટા કરવામાં નહોતા આવ્યા. અને તેઓ થોડુંઘણું કામ કરતા હતા. છતાં એમનેયે પગાર આપવાનું બંધ કરી દેવામાં આવ્યું. કૉંગ્રેસે લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓમાંથી કૉંગ્રેસવાળાઓને ખસી જવાનો આદેશ આપ્યો ન હતો. ઘણીયે જગ્યાએ કૉંગ્રેસી લોકો એ સંસ્થાઓના પ્રમુખ અને ઉપપ્રમુખ હતા. એમનું કામ એમના જેલ ગયા પછી બધા કૉંગ્રેસી સભ્યોએ ભેગા મળીને ચાલુ રાખ્યું. આમ સત્યાગ્રહને લીધે સારા સારા સભ્યોની જગ્યા ખાલી પડી એનો ગેરલાભ લઈને કેટલાક કબજો કરવા લાગ્યા એમ જોવામાં આવ્યું ! કંઈક અમારીયે એની ભૂલ થઈ કે આપણા પ્રમુખ વગેરેના સત્યાગ્રહમાં જોડાવાને લીધે જે સ્થાનો ખાલી પડ્યાં એ સ્થાનોને પૂરવા માટે, એવા લોકોને અમે રજા આપી દીધી, જેમને વિષે આશા રાખવામાં આવતી હતી કે તેઓ આપણા અનુશાસન પ્રમાણે ચાલશે. કેટલીક જગ્યાએ નવી ચૂંટણીઓ પણ થઈ, અને સ્પષ્ટ રીતે નહીં તો પરોક્ષ રીતે એ સ્થાને કૉંગ્રેસી લોકો ચૂંટાઈ આવ્યા. પણ એ બધાને પરિણામે આ બોર્ડો ઉપર કૉંગ્રેસનું જોઈએ તેવું અનુશાસન ટકી ન શક્યું. જાતજાતની ફરિયાદો અમારે કાને આવવા લાગી. કૉંગ્રેસમાં જે પક્ષાપક્ષી હતી તે બહાર પડી આવી અને એ રીતે કૉંગ્રેસની બદનામી થવા માંડી.

મારા પોતાના પ્રાંતમાં આ બધો ભાર મારી ઉપર જ હતો. હું મોટે ભાગે વર્ધામાં રહેતો હતો એટલે ત્યાં ઝાઝું કાંઈ કરી શકતો ન હતો. આથી આ બાબતમાં બને તે અંકુશ રાખવાના ઇરાદાથી મેં એક નાનકડી સમિતિ નીમી, અને આ બોર્ડો ઉપર દેખરેખ રાખવાનું કામ એ સમિતિને સોંપ્યું. ખેદની વાત છે કે સારી પેઠે મહેનત કર્યા છતાં પરિસ્થિતિમાં સુધારો ન થયો. એથી મેં નક્કી કર્યું કે બિહારમાં આ

બધાં બોર્ડોમાંથી કૉંગ્રેસી લોકોને ખસેડી લેવા એ જ શ્રેયસ્કર છે. પરંતુ આ નિશ્ચય ઉપર હું આવ્યો તે પછી થોડા દિવસમાં કૉંગ્રેસના મુખ્ય લોકોને જેલમાંથી છૂટીને આવવાનો સમય પાકતો હતો. એટલે તેઓ છૂટીને આવે ત્યારે એમનો મત પણ લેવો ઉચિત થશે, એમ વિચારી એમના આવતા સુધી મેં મારો નિશ્ચય મુલતવી રાખ્યો. જ્યારે તેઓ છૂટીને આવ્યા ત્યારે એમનો અભિપ્રાય લઈને મેં આદેશ આપ્યો કે લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓમાંથી કૉંગ્રેસવાળાઓએ ખસી જવું. એ પછી તબિયત નરમ હોવાને લીધે હું વર્ધા ચાલ્યો ગયો. ત્યાં મને રિપોર્ટ મળ્યો કે ઘણાખરાએ મારી આજ્ઞાનું પાલન કર્યું છે પણ કેટલાકે એ આજ્ઞા માની નથી. એવા લોકોની સંખ્યા બહુ નહોતી. જિલ્લા સમિતિઓએ તથા પ્રાંતિક સમિતિઓએ એ લોકોની વિરુદ્ધ શિસ્તભંગનાં પગલાં લીધાં. ઘણાને કૉંગ્રેસમાંથી કાઢી મૂકવામાં આવ્યા. આ બધી વાત ૧૯૪૧ના નવેમ્બર-ડિસેમ્બરની છે. ૧૯૪૦ના નવેમ્બરથી માંડીને ૧૯૪૧ના નવેમ્બર સુધીમાં બીજી કેટલીક વાતો બનેલી તેનો ઉલ્લેખ કરી દેવો ઠીક થશે.

## ૧૪૪

## મૈસૂરની મુસાફરી

એ દિવસોમાં મારો ઘણો વખત વર્ધામાં ગયો હતો એ હું કહી ગયો. હું ત્યાં હતો ત્યારે મૈસુર કૉંગ્રેસવાળા શ્રીદાસપ્પા ત્યાં આવ્યા હતા. પોતાને ત્યાં તેઓ વાર્ષિક સંમેલન કરવા માગે છે અને એમાં મારે જવું જોઈએ એવી માગણી તેમણે મહાત્માજી પાસે કરી. એ સંમેલનનું ઉદ્ઘાટન કરવાનું મારે માથે નાખવામાં આવ્યું. મહાત્માજીએ એમની માગણી સ્વીકારી. મને ત્યાં જવાની આજ્ઞા થઈ. આ સંમેલન તુંગભદ્રા નદીને કિનારે હરિહર નામના સ્થળે ભરાયું હતું. ત્યાંનું દૃશ્ય રળિયામણું હતું. લોકોમાં ખૂબ ઉત્સાહ હતો. સંમેલન અને પ્રદર્શન વગેરેના કામ ઉપરાંત શ્રીદાસપ્પા મને મૈસૂરનાં કેટલાંક સુંદર અને પુરાતત્ત્વ અંગેનાં મહત્ત્વનાં સ્થળો જોવાને લઈ જવા માગતા હતા. હું પણ એ ઇચ્છતો હતો. ત્યાં પહોંચ્યા પહેલાં જ શ્રીદાસપ્પા સાથે એ વિષે વાત થઈ હતી. એમણે કાર્યક્રમ પણ ઘડી કાઢ્યો હતો. બેંગલોર અને મૈસૂર ઉપરાંત હું જૈનકાળની અને હિંદુકાળની સ્થાપત્યકળાના સારામાં સારા નમૂના ગણાતા પ્રાચીન મંદિરો

જોવાને પણ ગયો. શ્રવણ બેળગોળા અને હળેબીડનાં દશ્યો અદ્ભુત છે. દુનિયાનાં અદ્ભુત ગણાતાં સ્થાનોમાં મૂકી શકાય એવાં એ છે એ જોવાં રહી જાય તો મનુષ્યની ઉત્તમોત્તમ કૃતિ જોવી રહી ગઈ એમ જ કહેવાય. ટેકરીની ટોચ ઉપર ડુંગર કોરીને તીર્થંકર મહાવીરની એક બહુ જ વિશાળ મૂર્તિ ત્યાં બનાવવામાં આવી છે. એ ઘણે દૂરથી, લગભગ દસપંદર માઈલથી દેખાય છે. ખૂબીની વાત એ છે કે આટલી મોટી મૂર્તિ પહેલાં જુદી ઘડી કાઢીને પછી ડુંગરના શિખર ઉપર ગોઠવવામાં નથી આવી પણ ડુંગરના ઊંચા શિખરને કોરી કાઢીને એ બનાવવામાં આવી છે. એની આસપાસના ટેકરીઓને કાપી કાઢીને એનું આંગણું સપાટ કરી દેવામા આવ્યુ છે. મૂર્તિ એટલી સુંદર બની છે કે તમે એને માઈલો દૂર ઊભા રહીને જુઓ કે તેની પડખે જઈને જુઓ, એનાં બધાં અંગ એવાં સપ્રમાણ બનાવેલાં દેખાશે કે ક્યાંય કશી ખામી નજરે નહીં પડે. પગની આંગળીઓથી માંડીને નાક કાન સુધીનુ દરેક અંગ પોતપોતાને સ્થાને બરાબર પ્રમાણસર બનાવેલું દેખાય છે. જૈનોનું આ એક બહુ મોટુ તીર્થધામ છે. આખા ભારતવર્ષના જૈનો એનું દર્શન કરવા જાય છે. આરાના શ્રી નિર્મળકુમાર જૈન પોતાના કુટુબ સાથે વારવાર ત્યા જાય છે એ જાણીને મને બહુ આનંદ થયો. ત્યાના લોકો એમને વિષે મને પૂછપરછ કરતા હતા. એ જાણીને મને વધારે અચબો થયો કે એમણે આરાની પાસે કોઈક સ્થળે જૈન વિધવાઓ માટે જ આશ્રમ ખોલ્યો છે. એમાં પણ અહીંની મૂર્તિની નકલરૂપ, પણ કંઈક નાના પ્રમાણમા આવી જ એક મૂર્તિ બનાવરાવી છે. એમાં ફરક એટલો જ છે કે આ પહાડવાળી મૂર્તિ આશરે સાઠથી સિત્તેર ફૂટની હશે, ત્યારે આરાવાળી મૂ ' વીસથી બાત્રીસ ફૂટની હશે. આ મૂર્તિ તો વિશાળ મૂર્તિ બનાવવાની કલાનો નમૂનો છે.

હળેબીડ પહોંચ્યો એટલે ત્યાં વળી એવા નમૂના જોવા મળ્યા જેમાં બારીકાઈની હદ કરવામાં આવી છે. ત્યાંના મદિરમાં મૂર્તિઓ કોતરીને પુરાણની કથાઓ દેખાડવામાં આવી છે. આ મૂર્તિઓ બહુ જ સુંદર અને મધુર છે. આશરે પંદર ફૂટની ઊંચાઈએ એક મૂર્તિ બનાવેલી હતી જેમા એકાદું ફળ અથવા ફૂ દેખાડવામાં આવ્યુ હતું. એની ઉપર એક મધમાખી બેઠી હતી. નીચે ઊભા રહીને જોતાં એવુ દેખાતું હતું કે એ સાચે જ મધમાખી છે. એને પગ અને પાંખ પણ છે. પણ ખરેખર જે પથ્થરને કોરી કાઢીને એ ફૂલ કે ફળ બનાવવામાં આવ્યાં હતા એ જ પથ્થરને એવી જ રીતે કોરીને આ મધમાખી પણ બનાવવામાં આવી હતી. જુદી બનાવીને ત્યા બેસાડેલી નહોતી. દક્ષિણ તરફનાં મદિરોમાં

ઠેકઠેકાણે પથ્થરની બનાવેલી સાંકળો જોવામાં આવે છે. ધાતુની સાંકળ બનાવવી મુશ્કેલ નથી હોતી, કેમ કે એની દરેક કડી જુદી બનાવીને પછી એને એકબીજી સાથે ગૂંથી લેવામાં આવે છે અને પછી તેનું મોં બંધ કરી, તપાવીને એનો સાંધો બંધ કરી દેવામાં આવે છે. પણ પથ્થરની સાંકળમાં એમ નથી બની શકતું. તેમાં જુદી જુદી કડીઓ બનાવી શકાતી નથી. એક જ પથ્થરના લાંબા ટુકડાને કોરી કાઢીને અરસપરસ ગૂંથાયેલી કડીઓ બનાવવી પડે છે. આ અતિશય મુશ્કેલ કામ છે; કેમ કે જો એકાદી જગ્યાએ ટાંકણાનો કે છીણીનો ઘા વધારે ભારે લાગી જાય અને કડી તૂટી જાય તો આખી સાંકળ નકામી થઈ જાય. મેં બીજાં મંદિરોમાં સાંકળો જોઈ હતી, પણ એ આકારમાં મોટી હતી. હળેબીડમાં થોડી ઊંચાઈએ એક મૂર્તિ જોઈ. એને જાતજાતનાં આભૂષણોથી સરસ રીતે સજાવવામાં આવી હતી. બધાં આભૂષણો પથ્થરનાં હતાં અને જે પથ્થરમાંથી મૂર્તિ કોરી કાઢવામાં આવી હતી એ જ પથ્થરના ટુકડામાંથી એ બધાં કોતરી કાઢવામાં આવ્યાં હતાં. એ મૂર્તિએ એક બહુ જ ઝીણી નથ અથવા નકવેસર પહેરેલી હતી, એ પણ પથ્થરની હતી. બહુ જ નાનકડા નાકમાં એક ઝીણા વીંધની અંદર એ લટકી રહી હતી. નાકમાં જે વાળી પહેરેલી હતી એ પણ બહુ જ બારીક હતી અને નાકમાં ચોતરફ એ ફેરવી શકાતી હતી. એ નથનો વ્યાસ અર્ધા ઇંચથી વધારે નહીં હોય. એ ઉપરથી એ નાકના વીંધની અટકળ કરી શકાય છે. વિશાળતા અને ઝીણવટ બન્નેના સુંદરમાં સુંદર નમૂનાનું વર્ણન વાંચીને વાચક સમજી શકશે કે ત્યાં થોડી જગ્યામાં અમે કળા અને કળાકારોની કેટલી કૃતિઓ અને નમૂનાઓ જોયા હશે. પથ્થરમાં આવી રીતનું વિશાળ અને સૂક્ષ્મ કામ થયેલું આપણે અજંતા અને ઇલોરાની ગુફાઓમાં જોઈ શકીએ છીએ. અજંતામાં ચિત્રકળાનો અદ્‌ભુત વિકાસ જોવામાં આવે છે, અને ઇલોરામાં પહાડ કોતરીને બનાવેલું મહાન મંદિર તથા એની સુંદર અને ઝીણવટભરી મૂર્તિ બનાવવાની કળાનો ચમત્કારભર્યો નમૂનો જોવા મળે છે.

ત્રીજું અદ્‌ભુત દૃશ્ય કુદરતી હતું, અને એ હતો ગેરસપ્પાનો ધોધ. જ્યાં બ્રિટિશ અને મૈસૂર રાજ્યની સરહદ મળે છે, તે જગ્યાએ એ ધોધ છે. લગભગ એક હજાર ફૂટની ઊંચાઈએથી એ ધોધ પડે છે. એને એક બાજુએ બ્રિટિશ રાજ્યના એક ખૂણેથી અને બીજી બાજુએ મૈસૂર રાજ્યના એક ખૂણેથી આપણે જોઈ શકીએ છીએ. પણ મૈસૂર રાજ્ય તરફથી જોઈએ તો દૃશ્ય વધારે રમણીય અને સુંદર જણાય છે. રાજ્ય તરફથી ત્યાં ઊતરવાને

તથા દશ્ય જોવાને માટે સુંદર સ્થળ બનાવવામાં આવ્યુ છે. થોડી વાર બેસીને હું આ કુદરતનો ચમત્કાર જોતો રહ્યો.' એ દિવસોમાં ત્યાંથી વીજળી ઉત્પન્ન કરવા કારખાનું બનાવવાનો તેમ જ દૂર દૂર સુધી વીજળી પહોંચાડવાનો પ્રબંધ મૈસૂર રાજ્ય તરફથી કરવામાં આવતો હતો. ત્યાંથી કેટલાય માઇલ સુધી ઘણા મજૂરો કામ કરતા રસ્તે દેખાયા. હવે એ કુદરતી ચમત્કાર ઉપર મનુષ્યના બળાત્કારની શી અસર થઈ છે અને ત્યાંની શોભા હજુયે ટકી રહી છે કે કેમ એ હું કહી શકતો નથી.

## ૧૪૫

## બિહાર શરીફનું રમખાણ અને દેશી સ્ટીમર કંપની

થોડા દિવસ માટે હું પટના આવ્યો અને પાછો વર્ધા ગયો. પટનાથી જે દિવસે નીકળવાનો હતો એ જ રાત્રે સાભળવામા આવ્યુ કે બિહાર શરીફમા હિંદુ અને મુસલમાનો વચ્ચે કંઈક અણબનાવ છે, પણ એ કંઈક ખાસ વાત છે, તથા એને પરિણામે ભયંકર ખૂનરેજી થશે એવું કાંઈ એ વખતે જણાતું નહોતું. વર્ધા પહોંચ્યા પછી એક દિવસ બાદ છાપાં પરથી જણાયુ અને પછી તાર પણ આવ્યો કે બિહારમાં ભયંકર તોફાનો મંડાયાં છે. ગાંધીજીએ સલાહ આપી અને મને પણ લાગ્યુ કે આવી સ્થિતિમાં મારે તરત બિહાર પહોંચી જવું જોઈએ. હું વળતી ગાડીએ રવાના થયો. પટના પહોંચ્યો એટલે મને ખબર મળ્યા કે શાહમહમદ ઉઝેર મુનીમી અને મથુરાબાબુ કેટલાયે દિવસથી બિહાર શરીફમા જ છે. અને ત્યાંની સ્થિતિ બહુ જ વણસેલી છે. કેટલાયે હિંદુઓ અને મુસલમાનોનાં ખૂન થયાં છે અને જ્યાં તોફાનની શરૂઆત થઈ એ બિહાર શરીફ શહેર પૂરતુ તોફાન મર્યાદિત રહ્યુ નથી પણ ગામડાંઓમાં સુધ્ધાં ફેલાતું જાય છે. ૧૯૧૮ની સાલમાં શાહાબાદ જિલ્લાના પીરો નામના એક ગામમાં આવુ તોફાન થયુ હતું અને એ ઝઘડો જિલ્લા ઉપરાંત આસપાસના જિલ્લાઓના કેટલાક ભાગોમાં પણ ફેલાયો હતો, એ મને યાદ હતું. એટલે હું વધારે ચોંકી ઊઠ્યો. સંજોગવશાત્ એ જ દિવસે પ્રો. અબ્દુલ બારી પણ, જેઓ એ વખતે જેલ બહાર હતા, પટના પહોંચી ગયા. અમે મોટર અને લારી બન્ને સાથે લીધાં. લારીમાં બિહાર વિદ્યાપીઠના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ તથા કેટલાક કાર્યકર્તાઓને બેસાડી દીધા. અમે એ જ દિવસે બિહાર શરીફ જવા ઊપડ્યા. ત્યાં પહોંચીને શાહ

ઉજેર મુનીમી અને મથુરામાણુને મળ્યા ત્યારે બધી સ્થિતિની ભાળ મળી. અનેક ખૂનો થયાં હતાં; પણ હવે પરિસ્થિતિ કંઈક સુધરવા માંડી હતી. સરકારે પોલીસની પણ ગોઠવણ કરી હતી. જિલ્લા મૅજિસ્ટ્રેટ અને કમિશનર તથા પોલીસના મોટા મોટા ઑફિસરો પણ ત્યાં પહોચી ગયા હતા. જ્યાં જ્યાં તોફાન થતું ત્યાં ત્યાં પોતાના જીવને જોખમે શાહસાહેબ અને મથુરામાણુ પહોંચી જતા અને તોફાનને શાંત પાડતા હતા. કેટલીક જગાએ તોફાનીઓનો ઉપદ્રવ થઈ ગયા પછી તેઓ પહોચવા પામતા અને ત્યાં પોતાને હાથે લાશો ઉઠાવી ઉઠાવીને એને ઠેકાણે પાડવામાં મદદ કરતા.

અમે પહોંચ્યા કે તરત જ જે જે ગામેથી ખરાબ સમાચાર આવતા તે ગામે માણસો મોકલી દીધા; સૌ લોકોને હિંમત આપવામાં, ખોટી અફવાઓને અટકાવવામાં તથા શાંતિ સ્થાપવામા ગૂથાઈ ગયા. ત્રણચાર દિવસમાં પરિસ્થિતિ ઠીક ઠીક સુધરી ગઈ. પ્રાંતિક મુસ્લિમ લીગના પ્રમુખ ખાનબહાદુર મહમદ સૈયદ ઇસ્માઈલ સાથે ત્યાં વાતો થઈ. અમે બન્ને એક દિવસ માટે પટના આવ્યા. પટનામાં એક મોટી જાહેરસભા સમક્ષ અમે બન્નેએ ભાષણ કર્યાં. ત્યાથી હુ પાછો બિહાર શરીફ આવી ગયો. ત્યા રહીને, જે જે સ્થળે લૂંટફાટ અને ખૂન વગેરે થયાં હતાં ત્યા જઈને હુ લોકોને મળ્યો અને એમને સાંત્વન આપ્યું. ત્યા મારા જોવામાં જે દૃશ્યો આવ્યા તે બહુ જ ભયાનક અને દિલ કંપાવનારાં હતાં. જ્યારે જ્યારે હિંદુ કે મુસલમાન આવી જાતનાં તોફાને ચડે છે ત્યારે ત્યારે તેઓ ધર્મ અને માણસાઈ બન્નેને વિસારે પાડે છે તેઓ એકબીજાના લોહીના તરસ્યા થઈ જાય છે. આ વખતના રમખાણમાં હિંદુ અને મુસલમાન બન્ને માર્યા ગયા હતા, પણ એમાં મુસલમાનોની સખ્યા વધારે હતી. જો આ રમખાણ અટક્યું ન હોત તો વધુ ભયકર સ્થિતિ પેદા થવાની હતી. શાંતિ સ્થપાયા પછી હુ પાછો વર્ધા ગયો.

વર્ધામા મે એક વધારે કામ મારે માથે લીધુ અથવા એમ કહુ કે એ કામ મારી ઉપર લાદવામા આવ્યું હતુ. સિંધિયા સ્ટીમને વિગેશન હિંદુસ્તાનીઓની કંપની છે. એનાં જાણે એની સ્ટીમરો હિંદુસ્તાન અને બર્મા વચ્ચે તથા હિંદુસ્તાનના દરિયાકિનારાનાં બંદરોમા આવજા કરે છે અને માલ વહે છે. એ કંપનીની ઇચ્છા એક સ્ટીમર બનાવવાનું કારખાનું ખોલવાની હતી. એણે આંધ્ર પ્રાંતમાં આવેલા વિશાખા પટ્ટન (વિઝાગાપટ્ટન)ને આ કામને સારુ ઉપયોગી સ્થળ તરીકે ચૂંટી કાઢ્યુ હતું. એ કંપનીના મુખ્ય ડાયરેક્ટરોમાં, શેઠ વાલચંદ હીરાચંદ અને

શેઠ શાંતિકુમાર નરોત્તમ મોરારજી છે. એમણે એ કારખાનાંઓનો પાયો હું નાખું એમ ઇચ્છયું. એ દિવસોમાં ગાંધીજીની રજા સિવાય હું કોઈ કામ કરતો નહોતો. એટલે એમણે ગાંધીજીને વાત કરી. મને ત્યાં જવાનો હુકમ મળ્યો. આ બહાને મને ભારતીય વહાણવટાના ને વેપારના ઇતિહાસનો અભ્યાસ કરવાની તક મળી. એમ તો હું થોડુંઘણું જાણતો હતો કે બ્રિટિશરોએ કેવી રીતે હિંદુસ્તાનીઓના હાથમાંથી આ બહોળો વેપાર પરાણે છીનવી લીધો હતો, પણ આ વખતના અભ્યાસને લીધે મારી એ માહિતી ઘણી વધી ગઈ. કંપનીવાળાઓએ એ અભ્યાસને માટે મને પુસ્તકો વગેરે મોકલી આપ્યાં હતાં, એટલે મને એનું અધ્યયન કરવામાં ઘણી સગવડ પણ મળી ગઈ. મેં ત્યાં જે ભાષણ આપ્યું એમાં ભારતીય વહાણવટાના આખા ઇતિહાસનું તથા હાલની સ્થિતિ વગેરેનું સિંહાવલોકન કર્યું હતું. કંપની તરફથી એ પ્રસંગ ભારે ધામધૂમ સાથે ઊજવાયો હતો. એના બધા ડાયરેક્ટરો ત્યાં આવ્યા હતા. આખા હિંદુસ્તાનના અનેક મુખ્ય મુખ્ય માણસોને આમંત્રણ અપાયાં હતાં, સરકારી દરિયાઈ સેનાના અમલદારો પણ ત્યાં આવ્યા હતા. આમ આ મહોત્સવ ભારે ધામધૂમપૂર્વક ઊજવાયો. એ લોકોએ સાર્વજનિક કામને માટે મને થોડાક રૂપિયા પણ આપ્યા. મેં એ રકમ એ લોકોની ઇચ્છા મુજબ એ જાતનું કામ કરનારી સંસ્થાઓને આપી દીધા. એમણે થોડોક સામાન પણ મારા ભેગો મોકલ્યો જે પાછા ફરતી વખતે થોડેક દૂર નીકળી આવ્યા પછી મારી નજરે પડ્યો.

## ઢાકાના રમખાણની તપાસ અને બંગાળી-બિહારી પ્રશ્ન

વિજાગાપટ્ટન પાસે આવેલા વૉલ્ટેર જંકશનથી રવાના થઈને હું મથુરાબાબુની સાથે ઢાકા જવા માટે પરબારો કલકત્તા પહોંચ્યો. રસ્તે થોડી વાર કટકમાં પણ ઊતર્યો હતો. ઢાકા જવાનું કારણ એ હતું કે ત્યાંયે હિંદુમુસ્લિમ વચ્ચે ભયંકર રમખાણ થઈ ચૂક્યું હતું. ઢાકા શહેરથી શરૂ થઈ ને ત્યાંનાં કેટલાંક ગામડાંઓ સુધી એ તોફાન ફેલાયું હતું. ગામડાંનાં ગામડાં લૂટી લેવામાં આવ્યાં હતાં તથા બાળી મૂકવામાં આવ્યાં હતાં. ઢાકામાં તો કતલ પણ સારી પેઠે થઈ હતી. જે દિવસે પહોંચ્યો તે દિવસે વાતાવરણ શાંત હતું. ત્યાં જતાં પહેલાં જ કલકત્તામાં ત્યારના વડાપ્રધાન શ્રી ફજલુલ હક અને સર નાઝીમુદ્દીન સાથે મારી મુલાકાત થઈ હતી. હું કલકત્તાની હાઈકોર્ટમાં વકીલાત કરતો હતો ત્યારથી શ્રી ફજલુલ હકને જાણતો હતો. બંગાળની જેલોમાં ભૂખહડતાલ કરી રહેલા રાજકીય કેદીઓની બાબતમાં વાત કરવાને અંગે સર નાઝીમુદ્દીન જોડે મારી મુલાકાત થઈ હતી.

ઢાકામાં ત્યાંના મુખ્ય માણસોને હું મળ્યો. હિંદુઓ ઉપર ખૂબ જુલમ થયા હતા, એટલે સ્વાભાવિક રીતે જ એમનામાં રોષ ભર્યો હતો. મુસલમાનોએ મને મળવા માટે ત્યાંના નવાબસાહેબના મહેલમાં ચાપાર્ટી આપી. ત્યાં બધા સાથે વાતો થઈ. જૂના કૉંગ્રેસી અને જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી શરદચંદ્ર ચેટરજીને ઘેર હું ઊતર્યો હતો. ઢાકાથી થોડે દૂરનાં જે ગામડાંઓ લૂંટવામાં અને બાળવામાં આવ્યાં હતાં તે મેં જઈને જોયાં. એ દૃશ્ય ભયંકર હતું. મોટે ભાગે બંગાળનાં મકાનો પાકાં હોતાં નથી. ઘાસ અને ટિનથી છાયેલાં હોય છે. એની ભીંતો વાંસ વગેરેનાં સાદડાંની હોય છે, અને લાકડાના થાંભલાને આધારે ટકેલાં હોય છે. જમીનના ભેજથી બચવા માટે કોઈ કોઈ જગ્યાએ મકાનમાં સિમેંટની છો કરેલી હોય છે. એવાં ગામો પણ નજરે પડયાં જ્યાં બળી ગયેલાં લાકડાંના થાંભલાનાં ઠૂંઠાં તથા સિમેંટની છો સિવાય બીજું કંઈ જોવા મળ્યું નહીં. બિહાર શરીફ કરતાં પણ એ સ્થિતિ ખરાબ હતી, પણ બિહાર શરીફની સાથે ઢાકા જિલ્લાની સરખામણી કોઈ રીતે કરી ના શકાય. બિહારમાં હિંદુઓની વસ્તી વધારે હોઈ ત્યાં આગળ મુસલમાન વધારે માર્યા

ગયા હતા તથા લૂંટાયા હતા. ઢાકામા મુસલમાનોની વસ્તી વધારે છે એટલે ત્યાં હિંદુ વધારે માર્યા ગયા હતા અને લૂંટાયા હતા. પણ ઢાકામાં જે રીતે લૂટવાનું અને બાળવાનું ચાલ્યુ હતું એની જરાયે સરખામણી બિહાર કરી શકે તેમ નહોતું.

ગામડાંમાં બેત્રણ દિવસ ફરીને જોઈ આવ્યા પછી હુ ઢાકા પાછો ફર્યો. ગામડાંમાં ફરતાં ફરતાં મને જીરાદેઈના બે માણસોનો ભેટો થઈ ગયો. તેઓ અહીં ધંધો ખોળવા આવ્યા હતા. ઘણા બિહારીઓની પેઠે તેઓ પણ અહીં થોડુંઘણું રળીને બિહાર આવજા કરતા હતા. મને એ જોઈને નવાઈ લાગી કે જે રીતે આસામની મુસાફરીમાં મને સારણ જિલ્લાના માણસોનો ભેટો થઈ ગયો હતો તેવી રીતે બંગાળનાં ગામડાંમાં પણ અમારા પ્રદેશના માણસો ફેલાયેલા છે ગરીબ બિહારી મજૂરોમાં ઘણી હિંમત અને ઉદ્યોગીપણુ છે જે બિહારના ભણેલાગણેલા માણુસોમાં નજરે પડતું નથી. પ્રાંતની બહાર બિહારનો શિક્ષિતવર્ગ ભાગ્યે જ મળે છે, પણ અશિક્ષિત મજૂર એક તરફ મને અચાનક મુંબઈમા મળી ગયા તો બીજી તરફ બર્મા, બંગાળ, અને આસામમાં ઠેર ઠેર જોવા મળ્યા. આપણા પ્રાંતના લોકોને અંગ્રેજી શિક્ષણ કાયર અને નકામા બનાવી મૂકે છે કે શુ?

આ બાબતમા એક બીજી વાત યાદ આવે છે. આ ગરીબ બિચારા મજૂરો બર્મા, બંગાળ અને આસામ વગેરેમા જઈને મજૂરી કરે છે, ત્યાંનાં ખેતરોને આબાદ બનાવે છે, અને મોલ પકવી, તૈયાર થયે તેને લણે છે; પોતાની ખાંધે પાલખી વહે છે; ગાડા હાકે છે; માટીના ખોદ-કામ ઉપર તો જાણે એમનુ જ એકચક્રી રાજ્ય છે — એટલે કે ગામડાંમાં તળાવ ખોદવાં, કૂવા ગાળવા, મકાન ચણવાં વગેરે જેટલા જરૂરી કામ છે, તે બધા તેઓ કરે છે; પૈસાદાર લોકોના ઘરમા નોકરી કરે છે તથા એમની સેવાચાકરી અને ચોકીદારી બંને કામો મોટે ભાગે આ લોકોના હાથમાં છે આ રીતે બંગાળ અને આસામ વગેરે સ્થળેથી બિહારના ગામડાઓમા અને ખાસ કરીને સારણ જિલ્લામાં ખૂબ પૈસા આવે છે. જ્યારે કમાનાર માણસ બહાર ગયા હોય ત્યારે દર અઠવાડિયે જીરાદેઈ ગામની પોસ્ટ ઑફિસમા મનીઑર્ડર દ્વારા ચારથી પાચ હજાર રૂપિયા આવ્યા કરે છે. લોકોએ એવી ગણતરી કરી છે કે બિહારનાં ગામડાંઓમાં આવી રીતે બહારથી દરવરસે આશરે પાંચ કરોડ રૂપિયા આવ્યા કરે છે. કેટલાક બંગાળી ભાઈઓનું કહેવુ છે કે બંગાળીઓ બિહારમા આવીને ઘણું ધન કમાય છે, એવી ફરિયાદ બિહારના લોકો કરે છે. પણ ખરી વાત એ છે કે

બંગાળીઓ કમાય છે તેના કરતાં બિહારીઓ ઘણા વધારે પૈસા બંગાળથી ઘસડી જાય છે. એ વાત સાચી છે કે બિહારીઓ, ખાસ કરીને ભણેલા બિહારીઓ એવી ફરિયાદ કરે છે, કેમ કે એમને સરકારી કચેરીઓમાં અને વકીલાતના ધંધામાં બંગાળીઓ જોડે હરીફાઈમાં ઊતરવું પડે છે. સરકારી કચેરીઓના કલાર્કો, રાજા રજવાડાની નોકરી કરનાર બાબુઓ, કૉલેજ અને સ્કૂલના શિક્ષકો તથા વકીલ અને ડૉક્ટરો, આ રીતે બિહારમાંથી કેટલું ઘસડી જતા હશે એ કહેવું કઠણ છે. કેમ કે ગરીબ માણસોની પેઠે નાના નાના મનીઑર્ડરો દ્વારા તેઓ રૂપિયા મોકલતા નથી, એટલે સરવાળે બિહાર નફામાં રહે છે કે બંગાળ તે કહેવું કઠણ છે. પણ એક વાત સ્પષ્ટ છે. બિહારી ભાઈઓ બંગાળમાં જઈને એવાં જરૂરનાં કામો કરે છે કે એના વિના ત્યાંના લોકોનું જીવન મુશ્કેલ થઈ પડે અને બંગાળી ભાઈઓ એ કામની જરૂરિયાત અનુભવે છે. પણ બિહારમાં બંગાળીઓ એવું કામ કરે છે કે જેને વિષે ભણેલા બિહારીઓ કહે છે અને ઇચ્છે છે કે જો બંગાળીઓ એ કામ કરવા ન આવે તો બિહારીઓને જરાયે નુકસાન થવાનું નથી અને તેઓ પોતે જ એ બધાં કામોને સંભાળી લઈ શકે તેમ છે. એ ઉપરાંત બીજી વાત એ છે કે સેંકડો બિહારીઓ પસીનો પાડીને તથા મલેરિયા વગેરેનો ભોગ બનીને જેટલું કમાય છે તેટલું એક બંગાળી સત્તાની ખુરશી ઉપર બેસીને આરામપૂર્વક કમાઈ લે છે. એ બધું જે હોય તે ખરું, અહીં કહેવાનું એટલું જ છે કે એકબીજા અત્યેનો આ માનસિક કલેશ ઘણા વખતથી ચાલ્યા કરે છે. નોકરી કરનારા લોકોમાં બિહારી અને બંગાળી વચ્ચે સારી પેઠે હરીફાઈ ચાલે છે. અને ગરીબોની વાત તો કોઈના ધ્યાનમાં ભાગ્યે જ આવે છે.

આ જ કજિયાને લીધે જ્યારે કૉંગ્રેસી પ્રધાનમંડળ હતાં ત્યારે બિહારમાં ભારે હિલચાલ થઈ હતી. એક તરફ બિહારીઓની ફરિયાદ હતી કે જ્યારે બંગાળ અને બિહારનો ભેગો પ્રાંત હતો ત્યારે અનેક ખાતાંઓમા ઑફિસોમાં અને સરકારી હોદ્દા ઉપર એ જ દિવસોથી બંગાળીઓ કબજો કરી પડ્યા છે અને જુદો પ્રાંત થયા પછી પણ આશરે ત્રીસ વર્ષ વીતી ગયાં છતાં હજુયે ત્યાં એમનું વર્ચસ્વ છે. બીજી બાજુ બંગાળીઓની ફરિયાદ એ હતી કે ઘણાખરા બંગાળીઓ બંગાળી ભાષા બોલે છે, પણ તેઓ બિહારના જ રહીશ છે. અથવા બિહારમાં પૂરી રીતે વસી ગયા છે, એટલે એમને સરકારી નોકરી આપવા અંગે કોઈ પણ જાતનો બિહારી-બંગાળી ભેદભાવ કરવો એ અયોગ્ય છે. છતાં એ જાતનો ભેદભાવ

કરવામાં આવે છે. આ ફરિયાદ કૉંગ્રેસ સુધી લઈ જવામાં આવી અને જ્યારે શ્રી સુભાષચંદ્ર બોઝ કૉંગ્રેસના પ્રમુખ હતા ત્યારે કારોબારી સમિતિએ એ વાતની તપાસ કરીને રિપોર્ટ આપવાનો બોજો મારા ઉપર નાખ્યો. મેં બધી વાતની તપાસ અને છણાવટ કર્યા પછી એક લાંબો રિપોર્ટ આપ્યો. એમાં જૂના ઇતિહાસ ઉપરાંત ભવિષ્યમાં બધાની સાથે ન્યાયનું વર્તન કઈ રીતે કરી શકાય એ પણ સુઝાડ્યું હતું. કારોબારી સમિતિએ મારા રિપોર્ટને ન્યાયયુક્ત લેખ્યો અને એ મંજૂર કર્યો તથા કૉંગ્રેસી પ્રધાનમંડળને એ મુજબ કામ કરવાનો આદેશ આપ્યો. મારો ખ્યાલ એવો છે કે મારી એ ભલામણો બને પક્ષોએ મંજૂર કરી. જોકે એમા એકે પક્ષની બધી વાત મંજૂર કરવામા નહોતી આવી, છતાં લોકોએ માન્યુ કે મેં જે કાંઈ કહ્યું છે તે એક રીતે યોગ્ય જ છે.

વારુ, જ્યારે હું ગામડેથી પાછો ઢાકા શહેરમાં આવ્યો ત્યારે સમાચાર મળ્યા કે ઢાકાના રમખાણ વિશે સરકારે તપાસ કરાવવાનુ નક્કી કર્યું છે. અને સરકાર તરફથી બંગાળના સ્ટૅન્ડિંગ કૉન્સેલ અને મારા જૂના દિલોજાન દોસ્ત શ્રી યોગેન્દ્રનારાયણ મજુમદારને એ કામને માટે મોકલવામાં આવ્યા છે. ઘણા દિવસોથી અમારી મુલાકાત થઈ નહોતી એટલે આ તકને સરસ તક લેખીને હું એમને મળવા ગયો. તેઓ નદીમા જ એક નાનકડી સ્ટીમર ઉપર રહ્યા હતા. હું એમની સાથે વાતો કરી રહ્યો હતો, એટલામા જ ખબર આવ્યા કે ઢાકા શહેરમા ફરી પાછી ખુનામરકી શરૂ થઈ ગઈ છે, અને એક બે જણને છરા ભોંકવામા આવ્યા છે. મારે બીજે જ દિવસે પાછા ફરવું હતું રાત્રે પણ આ કામ ચાલતું રહ્યું. સવારે ખબર પડી કે શહેરમાં ઠીક ઠીક ધાંધલ છે: અને ઘણા માણસો છરાના શિકાર બની ગયા છે. એવું લાગતું હતું કે મુસલમાનોએ અમુક મહોલ્લામા એક કે બે હિંદુઓને છરા માર્યા છે. એ વાતની ખબર જો હિંદુઓને પહોંચતી હતી તો બેચાર કલાકમા જ કોઈક ને કોઈક સ્થળે એકાદ મહોલ્લામાં એટલી જ સંખ્યામાં મુસલમાનોને છરા ભોંકી દેવામાં આવતા હતા. હિંદુઓ અને મુસલમાન વચ્ચે આ જાતની હરીફાઈ ચાલી રહી હતી. આવી જાતની હોડને લીધે જ, જેને છરા મારવામાં આવે છે, એણે શો ગુનો કર્યો છે તેનો વિચાર છરો મારનારા કરતા નં હતા. મારવાવાળા તો હેમખેમ બચી જતા હતા અને છાનામાના પોતાને રસ્તે જતા નિર્દોષ, ભોળા હિંદુઓ અને મુસલમાન વગર કારણે માર્યા જતા હતા. અમે બપોરે રવાના થયા ત્યાર સુધીમાં આશરે દસ ખૂન થઈ ચૂક્યાં હતા. આવી પરિસ્થિતિમાં તપાસનું કામ કરવું અશક્ય હતું. એટલે એ કામ મુલતવી રાખવામાં

આવ્યુ અને જે સ્ટીમરમાં હું પાછો ફર્યો એ જ સ્ટીમરમાં યોગેન્દ્રબાબુ કલકત્તા આવ્યા.

કલકત્તાથી હુ સીધો પટના પાછો આવ્યો. પટનામાં હુ ૧૯૪૧ના જૂનની આખરના દિવસોમાં પહોંચ્યો. રસ્તામાં જ ઉધરસ અને દમની જે શરૂઆત થઈ હતી એ ત્યા પહોચ્યા પછી બહુ જ વધી ગયાં, તાવ પણ આવ્યો. હુ પટનામા જ રોકાઈ ગયો. મારી તબિયતને ખૂબ જ પ્રતિકૂળ એવો વરસાદ પણ શરૂ થઈ ગયો. લગભગ બે મહિના સુધી હુ ત્યા પડ્યો રહ્યો. છેવટે, હુ ઉપર જણાવી ગયો તે મુજબ, વ્યક્તિગત સત્યાગ્રહમાં જેલ ગયેલા લોકો છૂટીને આવવા લાગ્યા. ખાસ કરીને શ્રીબાબુ અને અનુગ્રહબાબુ વગેરે મુખ્ય મુખ્ય માણસો છૂટી આવ્યા. એમને મળીને તથા લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓમાથી કોંગ્રેસના સભ્યોને નીકળી આવવાનો આદેશ આપીને તબિયત સુધારવા માટે હુ વર્ધા ચાલ્યો ગયો.

## ૧૪૭

## ક્રિપ્સ યોજના

હુ જ્યારે ઢાકા હતો ત્યારે જ રશિયા સાથે જર્મનીએ યુદ્ધ જાહેર કરી દીધુ હતુ. જર્મન સેનાઓ બહુ જ ઝપાટાબધ રશિયામા આગળ વધવા લાગી. થોડાક દિવસમાં જર્મનોએ રશિયાના બહુ જ મોટા ભાગ ઉપર કબજો કરી લીધો. આ લડાઈ બહુ મોટા પ્રમાણમાં ચાલી રહી હતી. રશિયાના ઉત્તર છેડાથી દક્ષિણ છેડા સુધી જર્મન અને રશિયન સેનાઓ લડી રહી હતી. જર્મનીએ પશ્ચિમમાં આવેલા સ્પેન અને પોર્ટુગાલ, ઉત્તરમાં સ્વીડન, અને દક્ષિણમાં ઇટાલી સિવાયના યુરોપના લગભગ બધા દેશ ઉપર કબજો કરી લીધો હતો. સ્પેનમાં ફ્રાન્કોની સત્તા હતી અને એને જર્મનીએ ડિક્ટેટર બનાવવામા ખૂબ મદદ આપી હતી, એટલે એ પોતાને જર્મનીનો બહુ આભારી માનતો હતો. સ્વીડન ઘણુખરુ દબાઈ ગયુ હતું. ઇટાલી પણ જર્મની સાથે લડાઈમા જોડાઈ ગયુ હતુ. ઉપર જણાવેલા જિતાયલા દેશોમા કેટલાક લોકો જર્મનો સામે છુપાઈ સંતાઈને ગોરીલા લડાઈ ચલાવતા હતા, પણ ઘણાખરાં સ્થળોએ જર્મનીનો દોર ચાલતો હતો. એની તરફથી શાસન ચલાવે એવા લોકોના હાથમાં જર્મનીએ સત્તા સોપી રાખી હતી.

અમેરિકાની સહાનુભૂતિ અંગ્રેજ સાથે હતી. હથિયારો વગેરે આપી એ અંગ્રેજોને મદદ પણ કરતું હતું; પણ હજુ એ છડેચોક લડાઈમાં ઊતર્યું નહોતું. બીજી બાજુ જાપાને પણ ચીનનો બહુ મોટો ભાગ પોતાના પંજામાં દબાવી દીધો હતો અને દહાડે દહાડે આગળ વધ્યે જતું હતું. અમેરિકા ચીનને મદદ કરવા ઇચ્છતું હતું; પણ તેને મદદ પહોંચાડવાનો એક રસ્તો હતો, અને એ જોખમભરેલો હતો. એ રસ્તો હતો બર્મી રસ્તે મદદ મોકલવાનો. અંગ્રેજો જાપાનને નારાજ કરવા ઇચ્છતા નહોતા, એટલે એમણે જાપાનનો રસ્તો બંધ કરી દીધો. ચીન એક રીતે લાચાર બનતું જતું હતું. તક મળતાં અમેરિકાનું સારું વાળવાને જાપાન ટાપીને બેઠું હતું. એ તક ૧૯૪૧ના શિયાળાની શરૂઆતમાં એણે સાધી અને અમેરિકાના પર્લ હાર્બર ઉપર હુમલો કરીને અમેરિકન દરિયાઈ લશ્કરને ભારે નુકસાન પહોંચાડયું. જાપાને એ સાથે ઈંગ્લંડ અને હોલેન્ડ સાથે પણ લડાઈ છેડી લીધી અને જર્મની તથા ઇટાલી સાથે દોસ્તીની ગાંઠ વાળી. એણે ૧૯૪૧ના નવેમ્બરથી શરૂઆત કરીને થોડાક જ દિવસમાં દક્ષિણ પૂર્વ (અગ્નિખૂણાના) એશિયાના બહુ મોટા ભાગ ઉપર પોતાનો કાબૂ જમાવી દીધો. ડચ વસાહતો એટલે કે જાવા, સુમાત્રા, બોર્નિયો અને બીજા ટાપુ એની ધાક તળે આવી ગયા. સિંહપુર (સિંગાપુર) એણે અંગ્રેજો પાસેથી જોતજોતામા જીતી લીધુ. મલાયામાં પગપેસારો કરીને એ બર્મી તરફ આગળ વધ્યુ મોલમિન, રંગૂન, માંડલે વગેરે બર્મી શહેરોને ઝડપથી હાથમા લઈ ને એણે લગભગ આખા બર્માને ઝડપી લીધુ. લડાઈમા ઊતર્યા પછી એક બે દિવસમાં જ જાપાને સિંગાપુર પાસે બ્રિટનની દરિયાઈ સેનાને એક ઝપાઝપીમાં સખત હાર આપી. અંગ્રેજ ઍડમિરલ ફિલિપ 'હુ જાપાનની જલસેના શોધી કાઢવા જાઉ છું,' એવી ભારે ગર્વભરી ઘોષણા કરીને 'પ્રિન્સ ઑફ વેલ્સ' નામની એક બહુ મોટી મનવાર લઈને નીકળ્યો હતો. જાપાને એને ડુબાડી દીધી.

ઉત્તર આફ્રિકામાં ઇટાલિયનોની કેટલીક વસાહતો આવેલી છે. ત્યાં પણ અંગ્રેજો સાથે જર્મનીની લડાઈ જામી અને જર્મનો ત્યાં પહોચી ગયા એમણે થોડા મહિનામા જ લગભગ ઇજિપ્તની સરહદ સુધી આખા ઉત્તર આફ્રિકાને પોતાના કબ્જામાં લઈ લીધો. એવું લાગતું હતું કે હવે જર્મની અને જાપાનના લશ્કરના પૂરને કોઈ પણ દેશ ખાળી શકશે નહી. શિયાળાને કારણે જર્મન લશ્કરને રશિયામાં થોડુંક અટકી જવું પડયું, પણ એ સેના પાછી ન હઠી, જ્યાં સુધી પહોચી ગઈ હતી ત્યા આગળ

પગ જમાવીને મક્કમ રહી. અમેરિકા લડાઈમાં ભળ્યું એથી બ્રિટનના જીવમાં જીવ આવ્યો હતો, પણ જાપાની અને જર્મન લશ્કર સાથે કોઈ મુકાબલો કરી શકતું નહોતું. એવી પરિસ્થિતિ ૧૯૪૨ના શરૂઆતના મહિનામાં દેખાતી હતી. અમેરિકા ગંજાવર પ્રમાણમાં યુદ્ધસામગ્રી, જળસેના, અને સ્થળસેના તૈયાર કરી રહ્યું હતું. મિત્રો તરફથી લડવા માગનારા બધાયે દેશોને એ શસ્ત્રાસ્ત્રની મદદ પહોંચાડવા લાગ્યું. એને પૂરેપૂરી સામર્થ્ય સાથે સંગઠિત રૂપે લડાઈમાં મદદ પહોંચાડવા માટે વખતની જરૂર હતી પણ ૧૯૪૨ની શરૂઆતના મહિનામાં એ વખત આવી લાગ્યો ન હતો.

જર્મની સામે એ ફરિયાદ કરવામાં આવતી હતી કે એને મદદ આપવાને જે દેશ તૈયાર નહોતો થતો એના ઉપર હુમલો કરીને એ પોતાના કબજામાં કરી લે છે. પણ અંગ્રેજો તથા મિત્રદેશો પણ આ દોષમાંથી બચેલા નહોતા. એમને ડર હતો કે જર્મન અને જાપાની સેનાઓનો ભેટો કોઈક વખત હિંદુસ્તાનમાં થઈ જાય તેમ છે. એ અટકાવવાને સારુ અંગ્રેજો એક બાજુએ બર્માની સરહદ ઉપર લડવા માગતા હતા અને બીજી બાજુએ ઇજિપ્તની પાસે પોતાનો મોરચો ઊભો કરવા માગતા હતા. અરબસ્તાન અને ઈરાનમાં પણ તેઓ પોતાનો મોરચો ખડો કરવા ઇચ્છતા હતા. એટલે એમણે ઈરાન ઉપર કબજો કરી લીધો. ઈરાનના બાદશાહ રઝાશાહ પહેલવીને એણે ગાદી ઉપરથી ઉઠાડીને હદપાર કરી દીધો. એ બાદશાહે ૧૯૧૪ અને ૧૯૧૮ની લડાઈ શમ્યા પછી ઈરાનને શક્તિશાળી બનાવવાનો સારી પેઠે પ્રયત્ન કર્યો હતો અને ત્યાંના લોકોની ઉન્નતિ કરવામાં એ ઠીક ઠીક સફળ પણ થયો હતો. રઝાશાહને કાઢી મૂક્યા પછી રશિયનો, અંગ્રેજો અને અમેરિકનોનાં લશ્કરોનું એક બહુ મોટું થાણું એ દેશમાં જમાવવામાં આવ્યું. સંકટ સમયે દુશ્મન પણ દોસ્ત બની જાય છે! રશિયાનો આખી જિંદગી વિરોધ કરનારા તથા તેને ગણી ન ગણાય એટલી ગાળો ભાંડનારા મિ. ચર્ચિલે રશિયાની સાથે દોસ્તી કરી લીધી. બન્ને જણે પાછલી બધી વાતો વિસારે પાડી દીધી હોય એવું દેખાયું!

આવી દશામાં ઈંગ્લંડે વિચાર્યું કે હિંદુસ્તાનની સાથે કાંઈક માંડવાળ કરી લેવી જોઈએ. રશિયા અને જર્મની વચ્ચે દોસ્તી હતી તે વખતે રશિયામાં ઈંગ્લંડના એલચી તરીકે મોકલવામાં આવેલા સર સ્ટેફર્ડ ક્રિપ્સે રશિયાને જર્મની વિરુદ્ધ ઉશ્કેરવામાં મોટો ભાગ ભજવ્યો હતો, અને એ બેની વચ્ચે લડાઈ જામી એટલે એ સાહેબ પાછા ઈંગ્લંડ

આવી ગયા હતા. એ પછી ઇંગ્લંડની યુદ્ધપરિષદના તેઓ મુખ્ય સભ્ય બની ગયા. એમના આગળપડતા વિચારોને લીધે પહેલાં મજૂર પક્ષમાંથી પણ એમને છૂટા કરવામાં આવ્યા હતા. પરંતુ પોતાની યોગ્યતાને પ્રતાપે, તથા ખાસ કરીને રશિયામાં જે યશ તેઓ કમાયા હતા એને લઈને, તેઓ આ કપરા કાળમાં બહુ જ લોકપ્રિય બની ગયા. એમણે હિંદુસ્તાનની સાથે કાંઈક સમાધાન કરી લેવાને ઇંગ્લંડની કેબિનેટને સમજાવીને તૈયાર કરી. મજૂર પક્ષ અને લિબરલ પક્ષ, બંને પક્ષોના સભ્યો વાળી એ કેબિનેટે એક યોજના ઘડી કાઢી, એ લઈને સર ક્રિપ્સ હિંદુસ્તાન આવ્યા. આ યોજના પહેલાં બહાર પાડવામાં ન આવી. ભારતવર્ષને માટે એ બહુ જ મહત્ત્વપૂર્ણ યોજના છે એમ બારે હાકમાંથી જાહેર કરીને સર ક્રિપ્સે ભારતવર્ષ પાસે એ સ્વીકારાવી લેવાનું બીડું ઝડપ્યું અને ૧૯૪૨ના માર્ચ મહિનામાં તેઓ હિંદુસ્તાન આવી પહોંચ્યા. આવતાંની સાથે જ એમણે કોંગ્રેસ પ્રમુખ મૌલાના આઝાદ, અને ગાંધીજી તથા બીજા નેતાઓની સાથે મુલાકાતો શરૂ કરી દીધી. થોડા દિવસ પછી એ યોજના પણ પ્રસિદ્ધ કરવામાં આવી. દિલ્હીમાં કારોબારી સમિતિની બેઠક થઈ. લગભગ બેત્રણ અઠવાડિયાં સુધી અમે એના વિચાર કરતા રહ્યા. શરૂઆતમાં થોડો વખત ગાંધીજી પણ દિલ્હીમાં રહ્યા. પણ કસ્તૂરબાની તબિયત નરમ હોવાને કારણે તેઓ સેવાગ્રામ પાછા ચાલ્યા ગયા. કોંગ્રેસ તરફથી મૌલાના આઝાદ અને પંડિત જવાહરલાલ નેહરુ જોડે તેઓ વાટાઘાટ કરતા રહ્યા. કારોબારી સમિતિના બધા સભ્યો દિલ્હીમાં રોકાયા હતા. જે મુદ્દાઓ હોય તેના ઉપર વિચાર કરવાને કારોબારી સમિતિની બેઠક સતત ચાલતી રહી.

ક્રિપ્સ યોજનાને મુખ્યત્વે બે ભાગમાં વહેંચી શકાય. તેના પહેલા ભાગમાં હિંદુસ્તાનનું ભવિષ્યનું બંધારણ બનાવવાની રીત બતાવવામાં આવી છે. ભારત સરકારનું કામ ચલાવવા માટે વાઇસરૉયની ચાલુ કાઉન્સિલમાં કઈ જાતનો ફેરફાર કરવો એ બીજામાં બતાવાયેલું છે. એમાં ભવિષ્યને માટે સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું હતું કે યુદ્ધ પૂરું થયા પછી હિંદુસ્તાનને આજે વસાહતોને છે તેવો દરજ્જો મળશે; અને જો એ ઇચ્છે તો એને સામ્રાજ્યથી અળગા થઈ જવાનો હક રહેશે, બંધારણ ઘડવાને માટે એક પરિષદ બનાવવામાં આવશે અને એ પરિષદને પ્રાંતની ધારાસભાઓ ચૂંટી કાઢશે. વળી ભારતીય સંઘ (યુનિયન)માંથી પોતાને અળગો કરી લેવાનો હક દરેક પ્રાંતને મળશે. અને જો કોઈ પ્રાંત એવી રીતે છૂટો પડશે તો બ્રિટિશ સરકાર બાકીના ભારતીય સંઘ જેવો જ તેની

સાથે પણ સંબંધ રાખશે. આ રીતે આ યોજનાની અંદર મુસ્લિમ લીગની માગણી સ્વીકારી લેવામાં આવી અને પ્રાંતોના હાથમાં પાકિસ્તાનની સ્થાપનાનું કામ રહેવા દેવામાં આવ્યું. વાઈસરૉયની કાઉન્સિલને કેટલો અધિકાર આપવામાં આવશે એ વિષે આ યોજનાની અંદર એ વખતે કશું જણાવવામાં આવ્યું ન હતું. તેમાં કેવળ એટલું જ કહેવામાં આવેલું કે, લશ્કરની તથા યુદ્ધની બાબતમાં એને કશો અધિકાર આપવામાં નહીં આવે. એ ઉપરથી લોકોએ એવો અર્થ તારવ્યો હતો કે બીજા બધા વિભાગો અને ખાતાંઓમાં કાઉન્સિલને હક મળશે. એનો ખુલાસો પૂછ્યો ત્યારે ક્રિપ્સસાહેબે પણ એ જ ભાવાર્થની વાત કરી નાખી.

ગાંધીજીને આ યોજનાથી સંતોષ ન થયો. ક્રિપ્સને મળ્યા ત્યારે એમણે એ વાત જણાવી પણ દીધી. કારોબારી સમિતિના મનમાં પણ આ યોજના સ્વીકારવાની ગડ બેઠી નહીં; છતાં એણે ખૂબ સમય આપીને તેના ઉપર વિચાર કર્યો. ભવિષ્યને અંગે એ યોજના પાકિસ્તાનની વાતનો એક રીતે સ્વીકાર કરી લેતી હતી. અને કારોબારી સમિતિ એ સ્વીકારવા ઇચ્છતી ન હતી. છતાં કારોબારી સમિતિનું માનવું હતું કે જો, અમુક પ્રાંતના લોકો અળગા જ થઈ જવા માગે છે એ વાત સાબિત થઈ જાય તો એ પ્રાંતને પરાણે પોતાની સાથે વળગાડી રાખવો એ આત્મનિર્ણયના સિદ્ધાંતની વિરોધી વાત છે; અને પોતાની એ માન્યતા એણે પોતાના ઠરાવમાંયે જણાવી દીધી હતી. પરંતુ એનું ખાસ ધ્યાન તો તત્કાળ કરવાના કામને અંગે જે કાઉન્સિલ બનાવવાનો પ્રસ્તાવ રજૂ કરવામાં આવ્યો હતો એ ઉપર હતું; કેમ કે સમિતિની અટકળ હતી કે આ લડાઈના જમાનામાં બધો ભાર એની ઉપર પડવાનો છે. અને એમાં જો હિંદીઓને કશો અધિકાર ન મળે તો ભારતના હિતની દૃષ્ટિએ હિંદીઓએ એ ભાર પોતાને માથે લેવો એ અયોગ્ય જ નહીં પણ અસંભવ અથવા ઓછામાં ઓછું મહામુસીબતનું કામ તો થઈ પડશે જ. એટલે એણે કાઉન્સિલને યુદ્ધ અંગેના અધિકારો અંગે કશાયે હક હશે કે નહી, અથવા એ બધા જ હક વાઈસરૉય અને સરસેનાપતિ પાસે જ એકઠ્ઠા રહેશે કે કેમ એ મુદ્દાની પૂરી ચોખવટ કરી લેવા ઇચ્છ્યું. વાટાઘાટ થતા ક્રિપ્સે સ્વીકાર્યું કે કાઉન્સિલના હિંદી સભ્યોના હાથમાં પણ નામ લેવા પૂરતા થોડાક હકો આપવામાં આવશે; પણ જ્યારે એ પૂછવામાં આવ્યુ કે એ હક કયા અને કેટલા પ્રમાણમાં હશે ત્યારે ખબર પડી કે એ સાવ નામના જ હશે અને ખરું જોતાં કશોયે હક આપવામાં નહીં આવે.

જ્યારે સમિતિને એ વાત ખુલ્લેખુલ્લી સમજાઈ ગઈ ત્યારે એણે એ યોજના મંજૂર ન કરવાનું નક્કી કર્યું. પણ હજી લગી એ એમ ધારતી હતી કે યુદ્ધ અને લશ્કર સિવાયની બીજી બધી વાતોમાં કાઉન્સિલને પૂરેપૂરો હક મળશે, અને એના અભિપ્રાય પ્રમાણે વાઈસરૉય કામ ચલાવશે. વળી એ પણ સ્પષ્ટ હતું કે લડાઈના દિવસોમાં બીજા વિભાગોમાં કંઈ ખાસ કામ થાય તેમ નથી. અને લડાઈ એવી ચીજ છે કે તે ચલાવવાને માટે સરકારની બધી શક્તિ વાપરવી પડશે. અને બીજા વિભાગોને પણ એ જ કામમાં ગૂંથાઈ જવું પડશે. એટલે એ બીજા વિભાગોને સારુ અધિકાર મળે તોયે એ કંઈ મહત્ત્વના નહીં રહે. પોતાનો નિર્ણય કરી લીધા પહેલાં જ્યારે સમિતિમાં આ બધી વાત રજૂ કરી હતી ત્યારે ક્રિપ્સે કહ્યું હતું કે સમિતિ હમણાં પોતાનો નિશ્ચય મુલતવી રાખે અને તેઓ ઇંગ્લંડની કૅબિનેટ સાથે એ અંગે લખાણ કરશે. એ લખાણનું એ પરિણામ આવ્યું કે લશ્કર સંબંધી નામના અધિકારો આપવાની વાત થયેલી, એના ઉપર પણ વિચાર કર્યા પછી સમિતિએ જ્યારે સાર કાઢ્યો કે આમાં ખરી રીતે મુદ્દલ અધિકાર મળનાર નથી ત્યારે એ યોજના નામંજૂર કરવા સિવાય એની પાસે કશો ઉપાય રહ્યો ન હતો. એણે એ નિર્ણય કરી લીધો. બરાબર એ જ વખતે પ્રેસિડેન્ટ રુઝવેલ્ટના ખાસ દૂત કર્નલ જૉન્સન દિલ્હી આવી પહોંચ્યા. તેમણે પંડિત જવાહરલાલ નેહરુની મુલાકાત લીધી. એમણે કહ્યું કે મને થોડો વખત આપો, કાંઈ થઈ શકે છે કે કેમ તે હું પણ અજમાવી જોઉં. એમના પ્રયત્નને પરિણામે સર ક્રિપ્સે ઇંગ્લંડ લખાણ કર્યા પછી સેનાને અંગે જે વાત કરી હતી એના સ્વરૂપમાં ફેરફાર થયો. કૅબિનેટે ઠરાવ કરેલો કે લશ્કરને અંગે થોડાક અપવાદો સિવાય બધી જ વાતો સરસેનાપતિને હસ્તક રહેશે. હવે એવો ઠરાવ થયો કે નીચે લખેલી બાબતો સરસેનાપતિના હાથમાં રહેશે અને બાકી બધી મેમ્બરોના હાથ તળે રહેશે.

દેખાવે તો એ ઠરાવ સરસ લાગતો હતો પણ સવાલ એ હતો કે 'નીચે લખેલી વાતો' તે કઈ કઈ વાતો હોવાની એ વિષે જ્યારે પૂછ્યું ત્યારે કેટલાક વિભાગોનાં નામો ગણાવવામાં આવ્યાં. કર્નલ જૉન્સન પણ એ જાણતા નહોતા કે ગણાવેલા વિભાગો ઉપરાંત એવી કઈ વાતો રહી ગઈ હતી, જેનો અધિકાર મેમ્બરના હાથમાં આવે તેવો હતો! બહુ જ પૂછપરછ કર્યા પછી ખબર પડી કે કૅબિનેટે પોતાના ઠરાવમાં પહેલાં જે વાત કહેલી છે એ જ વાત એની અંદર રહેવાની છે, એથી વધારે એમાં કંઈ નથી!-એ ઉપરથી સમજાઈ ગયું કે એમાં ખરી રીતે કશો ફેર નથી

અને એ બધો કેવળ શબ્દાડંબર છે. અમને બધાને આ ખૂંચ્યું. અમે એ વાત ઉપર વિચાર કરવા માંડયો કે લશ્કર અને યુદ્ધની બાબતમાં આપણને અધિકાર ન મળે તો ભલે, પણ જો બીજા વિભાગોમાં અધિકાર મળતા હોય તો આપણે એટલેથી જ સંતોષ વાળી શકીએ કે કેમ. જ્યારે ક્રિપ્સને પૂછ્યું ત્યારે એણે કહ્યું કે આ બાબતમાં તમારે વાઈસરૉય સાથે વાત કરવી જોઈએ, કેમ કે આ બધા મુદ્દા તેમની કાઉન્સિલની સાથે સંકળાયેલા છે. અને જ્યાં સુધી કાયદામાં ફેરફાર ન થાય ત્યાં સુધી ચાલુ બંધારણ પ્રમાણે વાઈસરૉયને જે અધિકાર હોય તેને અંગે તેઓ પોતે જ કંઈક કહી શકે. જ્યારે એમ કહેવામાં આવ્યુ કે વાઈસરૉય પોતાના હક વાપરે નહીં અને કાઉન્સિલના અભિપ્રાય મુજબ આ બાકીના વિષયોમાં તેઓ કામ કરે એવી જાતનો આદેશ કૅબિનેટ તરફથી આપવામાં આવે, ત્યારે જવાબ મળ્યો કે એવી જાતનો આદેશ કૅબિનેટ આપી શકતી નથી. અમને એ વાતની પૂરેપૂરી માહિતી હતી કે વાઈસરૉય પોતાની કાઉન્સિલના મેમ્બરોની કિંમત કશીયે કરતા નથી અને એમને મુદ્દલ લેખામાં લેતા નથી. તેઓનું માનવું હતું અને તેઓ કહેતા પણ હતા કે છેવટે તો આખો અધિકાર વાઈસરૉયનો છે, અને તેઓ પોતે એ અધિકાર છોડવા ઇચ્છતા નથી!

જ્યારે એ વાત તરી આવી કે પેલા વિભાગમાં પણ કશા હક મળનારા નથી, અને સર ક્રિપ્સે જે વાત પહેલાં કહેલી કે કાઉન્સિલને ઇંગ્લંડની કૅબિનેટના જેવા જ હક રહેશે, ને એવી જ રીતે એ કામ કરશે એ કેવળ વાણીનો આડંબર હતો — એમાં સહેજે તથ્યાંશ નથી, ત્યારે કારોબારી સમિતિ એને નામંજૂર કરવા સિવાય કંઈ કરી શકી નહીં; એટલે પછી એણે એવો ઠરાવ કરીને મોકલી આપ્યો. એ જ દહાડે સર ક્રિપ્સે પોતે પાછા જાય છે અને હિંદુસ્તાન સમક્ષ કૅબિનેટ તરફથી જે વાતો રજૂ કરવામાં આવેલી તે પાછી ખેંચી લેવામાં આવે છે એવી જાહેરાત કરી. મુસ્લિમ લીગ કૉંગ્રેસના નિર્ણયની વાટ જોઈ રહી હતી અને અમારો નિર્ણય થયો કે તરત જ એણે પણ એ યોજનાનો અસ્વીકાર કરી દીધો; પણ એનું કારણ એણે એ બતાવ્યું કે એમાં પાકિસ્તાન આપવામાં આવ્યું નથી, કેવળ એની સંભાવના બતાવવામાં આવી છે. પણ એટલેથી એને સંતોષ થાય તેમ નથી.

આ પ્રમાણે કૉંગ્રેસ તથા લીગ બન્નેએ એ યોજનાને નામંજૂર કરી. એ યોજનામા પાકિસ્તાનની સંભાવના બતાવવામાં આવી છે, એ પણ ઠીક નથી થયું એમ કૉંગ્રેસને લાગતું હતું, છતાં જો કોઈ પ્રાંત

ખરેખર જુદો પડવાની ઇચ્છા રાખે છે એવો પાકો પુરાવો મળી જાય તો એને પરાણે સાથે રાખવો એ આત્મનિર્ણયના હકની વિરુદ્ધ થવાનું; પણ એ જ કારણે કૉંગ્રેસે એ યોજનાનો અસ્વીકાર નહોતો કર્યો. નામંજૂર કરવાનું એનું કારણ એ હતું કે તાત્કાલિક રીતે કશા અધિકાર હાથમાં આવતા નહોતા. બીજી તરફ લડાઈમાં મદદ કરવાનો આખો ભાર કાઉન્સિલ ઉપર આવતો હતો. એનો અર્થ એટલો જ થતો હતો કે ફાળો અને કર ઉઘરાવવા તથા રંગરૂટોની ભરતી કરવા અને કરાવવા ઉપરાંત એને બીજા કશા હક મળના નહોતા! લીગની નામંજૂરીનું કારણ તાત્કાલિક રીતે મળનારા અધિકારોને લીધે નહોતું. એનું કારણ તો કેવળ એટલું જ હતું કે મુસલમાનોના ધાર્યા મુજબનું પાકિસ્તાન તરતોતરત કાયમ કરવામાં નહોતું આવતું.

કારોબારી સમિતિમાં શ્રી રાજગોપાલાચારીનો વિચાર ક્રિપ્સ યોજના સ્વીકારી લેવાનો હતો. એમણે એ વાત ઉપર ભાર મૂકચો હતો કે ક્રિપ્સ યોજના વાટે લડાઈ અને ફોજ સિવાયના બધા વિભાગો ઉપર વાઈસરૉયની કાઉન્સિલના સભ્યોને પૂરેપૂરા અધિકાર સાંપડે તેમ છે. પણ જ્યારે છેલ્લે છેલ્લે એ વાતની ચોખવટ થઈ કે એ બાબતમાં કશો ફેર પડવાનો નથી અને વાઈસરૉય પોતાનું મનધાર્યું કરવાના અધિકારમાં કોઈ પણ જાતની ઊણપ આવવા દેવા માગતા નથી ત્યારે એમનું મોઢું બંધ થઈ ગયું. કારોબારી સમિતિના આ નિર્ણય વિષે કૉંગ્રેસમાં પણ કેટલાક લોકોને ભારે ગેરસમજ થઈ, એ પાછળથી જાણવામાં આવ્યું. પણ મારા મનમાં તો કદી એ વિષે મુદ્દલ શંકા રહી નહોતી. સર ક્રિપ્સે પણ કેટલીક વાતો પાયા વિનાની કહી હતી. એમણે પોતાના એક નિવેદનમાં એમ કહી નાખ્યું કે હિંદુમુસ્લિમ કજિયાને લીધે આ યોજના નામંજૂર થઈ છે; કૉંગ્રેસ અને મુસ્લિમ લીગ એક મત ન થઈ શકચાં એટલે બન્નેએ આ યોજના નામંજૂર કરી! એમના નિવેદનનો આશય એ હતો કે આ નામંજૂરીનો દોષ કૉંગ્રેસ પર છે. વાત એમ હતી કે જે રૂપમાં લોકોએ હિંદુમુસ્લિમ કજિયાની વાત આ યોજનાને અંગે વહેતી મૂકી એ સ્વરૂપમાં કારોબારી સમિતિ પાસે એ આવી જ નહોતી. કારોબારી સમિતિનો મતભેદ એમાંની પાકિસ્તાન સંબંધી જાહેરાત અંગે જરૂર હતો; પણ એણે એને એ કારણે નામંજૂર નહોતી કરી. એની નામંજૂરીનું કારણ પહેલાં ટૂંકાણમાં કહી ગયો તેમ એ જ હતું કે એ યોજનાથી હિંદી કાઉન્સિલરોના હાથમાં કોઈ પણ જાતના હકો આવતા નહોતા, એટલે આ લડાઈના જમાનામાં એ જવાબદારી

લઈને દેશનું હિત નહીં કરી શકાય અને ઊલટું લડાઈમાં મદદ કરવાની જવાબદારી એને માથે આવે. કેટલાક વિરોધીઓના નિવેદનમાં જણાવાયેલી એ વાત પણ ખોટી છે કે વાઈસરોયની કાઉન્સિલમાં હિંદુ અને મુસલમાનની સંખ્યાની બાબતમાં અમારે મતભેદ પડ્યો હતો. અરે, કાઉન્સિલમાં કુલ કેટલા સભ્યો હશે, એમાં કેટલા મુસલમાનો હશે અને કેટલા હિંદુ હશે, અને કેટલા કૉંગ્રેસી હશે અને કેટલા લીગી હશે એ પ્રશ્ન તો અમારી સામે કોઈ વાર ઊભો થયો જ ન હતો. એને માટે અવકાશ પણ ન હતો; કેમ કે એ સવાલ તો, જ્યારે આપણે કાઉન્સિલમાં જવું જોઈએ એવો નિર્ણય કરી લેત ત્યારે જ ઊભો થાત. અમે ત્યાં જવાની વાતનો જ જ્યારે ઇનકાર કરી દીધો ત્યારે એમાં અમારી સંખ્યા કેટલી રહેવાની એ સવાલ જ કઈ રીતે આવી શકે એમ હતો? અને એ કદી આવ્યો જ ન હતો. પણ અમારી વિરુદ્ધ એ જાતનો ખૂબ પ્રચાર કરવામાં આંવ્યો.

## ૧૪૮

## ક્રિપ્સ યોજનાના અસ્વીકાર પછી

ક્રિપ્સ યોજનાનો અસ્વીકાર કારોબારી સમિતિએ કર્યો હતો. હવે એના ઉપર વિચાર કરવાને મહાસમિતિની બેઠક મળે એ જરૂરનું હતું. થોડા દિવસ પછી અલ્લાહાબાદમાં એ બેઠક મળી. એટલું તો ચોખ્ખું દેખાવા લાગ્યું કે હવે વાત કેવળ અસ્વીકાર કરવા જેટલે નહીં અટકે; પોતાની નીતિનો પરિચય આપવાને સારુ કૉંગ્રેસે એથી વધુ કંઈક કરવું પડશે. જાપાન પૂરપાટ આગળ વધ્યે આવતું હતું. એની સામે અંગ્રેજ ફોજ ઝીક ઝીલી શકે એમ ન હતું. એની સામે ઝૂઝી શકાય એટલી તૈયારી પણ હિંદુસ્તાનમાં પૂરી રીતે કરવામાં આવી ન હતી. બ્રિટિશ તથા અમેરિકન લશ્કરોને બહુ ઝડપથી અહીં આગળ ઉતારવામાં આવતાં હતાં; શસ્ત્રાસ્ત્રો પણ ખડકાઈ રહ્યાં હતાં, પણ મોરચામાં સફળ થઈ શકાશે એમ હજી લાગતું નહોતું. જો જાપાન આવી પડે તો હિંદુસ્તાન એને ચરણે શિર ઝુકાવી એનું સ્વાગત કરશે, કે એની સામે ઝૂઝશે એ પ્રશ્ન દેશને ઉકેલવાનો હતો. પોતાને માથે હિંદુસ્તાનનું રક્ષણ કરવાનો ભાર લઈ બેઠેલી અંગ્રેજ સરકાર જાપાનની સરખામણીમાં નબળી જણાતી હતી પણ એ નબળાઈ હોવા છતાંયે એ આપણી સાથે કોઈ પણ જાતનું સમાધાન કરીને, આપણે પણ આપણા દેશની રક્ષા કરવામાં ભાગ લઈએ

એ વાતની મુદ્દલ તક આપવા માગતી ન હતી. કારોબારી સમિતિએ અહિંસાને શરતે મોરચો માંડવાની ગાંધીજીની નીતિને એક રીતે તજી દીધી હતી. બ્રિટિશ ફોજની સાથે ખભેખભા મેળવીને જાપાન સામે સશસ્ત્ર મોરચો માંડવાની પોતાની તૈયારી હોવાનું એ જાહેર કરી ચૂકી હતી અને એમ કરવા ઇચ્છતી હતી; પણ એમ એ તો જ કરી શકે તેમ હતું, જો બ્રિટિશરોના જેટલા જ હકપૂર્વક એ કામ કરી શકે. પણ બ્રિટિશરોને એ વાત પસંદ ન હતી. હિંદુસ્તાન જે કાંઈ મદદ કરી શકે તે કરે એમ તો એ ઇચ્છતા હતા, પણ એને ગુનામીમાથી છોડવા માગતા ન હતા. મિ. ચર્ચિલે વારંવાર કહ્યું હતું કે કોઈ પણ નવા દેશને બ્રિટન પોતાના કબજામાં લેવાની લાલચ રાખતું નથી, પણ સાથે સાથે જે એનું પોતાનું છે એને એ જતું કરવા પણ માગતું નથી. અણીને સમયે એણે ફ્રાન્સને કહેલું કે બ્રિટિશ સામ્રાજ્ય અને ફ્રેન્ચ સામ્રાજ્ય બંનેને એકઠાં કરી દેવામાં આવે—એ બ્રિટિશ સામ્રાજ્ય તે એ જ કે જેને ફ્રાન્સ પાસેથી જીતી લેવા માટે બ્રિટને પાર વિનાની લડાઈઓ કરી હતી અને લોહીની નદીઓ વહેવરાવી હતી. પણ હિંદીઓને પોતાને પાટલે બેસાડવાની વાત બ્રિટન ખમી શકતું ન હતું; એટલે કે પોતાના જ દેશમાં સમાન અધિકારથી જાપાનીઓ સાથે આપણે ઝૂઝીએ એવી તક આપવાને એ તૈયાર ન હતું.

એ સ્થિતિમાં આપણે આપણી રક્ષા કેવી રીતે કરવી એ પ્રશ્ન આપણી સામે હતો. લોકોમાં જો ઉત્સાહ ન હોય તો જાપાનીઓ સહેલાઈથી કબજો કરી લેશે એવો સંભવ ખરો કે કેટલાક જણ માનતા હશે કે જો કોઈ પણ રીતે ઇંગ્લંડ ટળે અને આપણે માથે જાપાનીઓ આવીને બેસે તો ખાસ વધોપાત કરવા જેવું નથી, આપણે પાછળથી એમની જોડે પતાવી લઈશું. વળી કેટલાક જણ એમ પણ માનતા હોવાનો સંભવ છે કે જાપાનીઓની મદદ લઈને અંગ્રેજોને ખસેડવામાં કઈ નુકસાન થવાનુ નથી. પણ કારોબારી સમિતિમાં અથવા મુખ્ય મુખ્ય કોંગ્રેસી લોકોમાં કોઈ એવું નહોતું જે જાપાનને મદદ આપીને અથવા તટસ્થ રહીને બ્રિટિશ સરકારને આ દેશમાંથી કાઢી મૂકવા માગતું હોય. એનુ કારણ એ નહોતું કે તેઓ જાપાન કરતા બ્રિટિશરોને ચડિયાતા માનતા હતા. અમે જાપાનને કદી બ્રિટન કરતા સારુ ગણતા ન હતા. એણે ચીનની સાથે જે વર્તાવ કર્યો હતો, ચીનને દબાવીને જે રીતે એ એની ભૂમિનો બહુ મોટો ભાગ પોતાની મુઠ્ઠીમાં લઈ બેઠું હતું, એનો અર્થ એક જ થતો હતો કે એ પણ બ્રિટનની પેઠે પોતાનું સામ્રાજ્ય વિસ્તારવા માગે છે; અને એને ૯૮

કરવા માગે છે. એક સામ્રાજ્યમાંથી નીકળીને બીજા સામ્રાજ્યમાં જવું એ કાંઈ ડહાપણનું કામ નહોતું; એ તો ઓલામાંથી ચૂલામાં પડવા જેવું હતું. એટલે અમે ઠરાવ્યું હતું કે આપણે જાપાનની સામે મોરચો માંડવાનો જ છે. કોંગ્રેસ પોતાનો અહિંસાનો સિદ્ધાંત જતો કરે તોયે બ્રિટિશ સરકાર એને હથિયારબંધ તેમ જ અધિકારપૂર્ણ લડત આપવાની તક આપવા માગતી ન હતી. એટલે પોતાની રીતે લડત આપ્યા સિવાય અમારી પાસે બીજો કોઈ ઉપાય રહ્યો નહોતો. એ મોરચાની તૈયારી માટે લોકોમાં શત્રુ સામે મોરચો માંડવાનો ઉત્સાહ વધારવા સિવાય બીજી કોઈ રીત નહોતી. જે દેશ જામેલા બ્રિટિશ સામ્રાજ્ય સામે ઝૂઝવાને અસમર્થ હતો અથવા એની સામે થવાની જેને ઇચ્છા નહોતી થતી એ દેશને નવા આવનારા જાપાનીઓ સામે મોરચો માંડવાને તૈયાર કરી શકાય ખરો? એટલે અમને લાગતું હતું કે આ સ્થિતિમાં સામનો કરવાને માટે હિંદીઓના હૃદયમાં સ્વતંત્રતાને માટે જ્વાળા પ્રગટાવ્યા વિના બીજો એકે ઉપાય ચાલે તેમ નથી.

પણ એ ઉપાયનું પરિણામ બ્રિટન અને જાપાન બંનેની વિરુદ્ધ જતું હતું. એમ છતાં એ દોષ અમારે માથે આવતો નહોતો, બ્રિટિશને માથે આવતો હતો. જે મર્યાદિત સ્વતંત્રતા વડે આપણે એ વખત પૂરતો સંતોષ માનવા તૈયાર હતા, એ સ્વતંત્રતા આપવાનીયે એણે ના પાડી દીધી. એટલે પછી આપણી નજરે બ્રિટિશરો અને જાપાનીઓ વચ્ચે શું અંતર રહે તેમ હતું? એકે આપણી સ્વતંત્રતા છીનવી લીધી હતી અને આવા સંકટ કાળમાં જાપાન સામે મોરચો માંડવાને સારુ પણ તે *આપણને એ આપવા તૈયાર નહોતું; અને બીજો આપણી સ્વતંત્રતા* છીનવી લઈને પોતાનું સામ્રાજ્ય જમાવવા માગતો હતો. એટલે આપણી દૃષ્ટિએ બન્ને સરખા હતા. વાતોમાં તો અંગ્રેજો કહેતા હતા કે લડાઈમાં અમને મદદ આપો, લડાઈ પછી તમને સંસ્થાનો જેવી સ્વતંત્રતા મળશે. અને જાપાનીઓ પણ કહેતા હતા કે તમે અમને મદદ કરો, અમે તમને સ્વતંત્ર બનાવી દેશું! આપણે કોની વાત માનવી? એટલે અમે ઠરાવ્યું કે આપણે કોઈનો વિશ્વાસ કરી શકીએ તેમ નથી, આપણે આપણી સ્વતંત્રતા લેવાને માટે જાતે જ તૈયાર થઈ જવું જોઈએ, પછી ભલે અંગ્રેજોને માઠું લાગે.

આ જાતના વિચારોથી પ્રેરાઈને ગાંધીજીએ સખત લેખો લખવાનું શરૂ કરી દીધું અલ્લાહાબાદમાં મળનારી મહાસમિતિની બેઠકને માટે એક ઠરાવનો ખરડો તૈયાર કરીને એમણે શ્રી મીરાબહેન સાથે મોકલી આપ્યો.

એના ઉપર કારોબારી સમિતિમા ખૂબ વાદવિવાદ ચાલ્યો. એમા જણાઈ આવ્યુ કે ત્યા બે મત છે એક મત ગાંધીજીના ખરડાની તરફેણમા હતો અને બીજો મત એટલે સુધી માનતો ન હતો તથા એ ઠરાવને મજૂર કરતો ન હતો. એમા સુધારો કરવાનો ખૂબ પ્રયત્ન કરવામા આવ્યો, પણ એ સફળ ન થયો આખરે, સપ ટકાવી રાખવા સારુ, અમે અમારો વિરોધ પડતો મૂકયો અને બીજાઓને જે ઉચિત લાગ્યુ એ અમે સ્વીકારી લીધુ આ કારોબારી સમિતિની વાત થઈ. દેશનું વલણ ગાધીજી તરફ વધારે હતું. જો ગાધીજીનો એ ખરડો મહાસમિતિમા રજૂ કરવામાં આવ્યો હોત તો કદાચ એ મજૂર થઈ જાત, પણ એથી એકબીજા પ્રત્યેના મતભેદ પણ ખૂબ ઉઘાડા પડત આપણે આપણી તરફથી કશુ પગલું લેવુ જ હોય તો આ રીતે અદરની ફૂટ જાહેર કરીને એ લઈ શકાય તેમ નહોતુ, એટલે આ મતભેદને દાબી દેવો એ જ યોગ્ય લાગ્યુ અને ગાધીજીનો ઠરાવ કોઈ પણ રૂપમા રજૂ ન કરાયો. હા, એટલું થયુ કે જે ઠરાવ પસાર થયો એમા ગાધીજીના ભાવનો સારી પેઠે સમાવેશ કરવામા આવ્યો હતો જ્યારે ગાધીજીએ એ ઠરાવ જોયો ત્યારે એમણે કહ્યુ કે એ મને સપૂર્ણ રીતે પસદ પડતો નથી છતા એમા મારે કામ કરવાને પૂરતો અવકાશ છે, એટલે હુ એને સ્વીકારુ છુ

## ૧૪૯

## દેશની યુદ્ધકાલીન સ્થિતિ અને બિહારની મુસાફરી

પ્રયાગથી હુ સીધો વર્ધા ગયો મને લાગતુ હતું કે હવે બ્રિટિશ સરકાર સાથે અથડામણ થયા વિના રહેવાની નથી ગાધીજી બહુ આકરા લેખો લખી રહ્યા હતા દેશમા ભારે અશાતિ હતી અમારા બધાના હૈયામા જ્વાળા ભભૂકતી હતી મે એક વાર આખા પ્રાતમા ફરી આવવાનો વિચાર કર્યો એક તો લોકોને ગાધીજીની વાતો સમજાવવાની જરૂર હતી અને જે વિકટ સમય આવવાનો હતો તેને માટે તેમને તૈયાર કરવાના હતા બીજુ, જાપાન આગળ વધતું હોવાથી લોકોમા જે ગભરાટ ફેલાઈ રહ્યો હતો તેને અટકાવવાનો હતો અને લોકોને એ પણ બતાવવાનું હતું કે જો એ હિદુસ્તાનની ભૂમિ ઉપર ધસી આવે તો આપણુ શુ કર્તવ્ય રહેશે

એ દિવસોમા સરકાર તરફથી પણ ભારે ધમાલ ચાલતી હતી. જાપાની લશ્કર દરિયાકિનારાના ગામડાઓમા ઊતરે એવો ડર હતો

એટલે જે લશ્કરી તૈયારી ચાલતી હતી તે ઉપરાંત જાપાની સેના ત્યાં પહોંચે તો એના હાથમાં એક પણ વસ્તુ ન આવે એવું કરી મૂકવાની નીતિનો પણ અમલ થતો હતો. એટલે એ ગામડાંઓની હોડીઓ જપ્ત કરી લેવામાં આવતી હતી, અને કેટલીક જગ્યાએ એનો નાશ કરવાનું કામ પણ ચાલતું હતું. આ નીતિની ખાસ કરીને બંગાળમાં બહુ ખરાબ અસર થતી હતી, કેમ કે ત્યાં બધા ધંધાપાણી હોડીને આધારે ચાલે છે. લોકોની આવજા, માલમાનની એક સ્થળેથી બીજે સ્થળે લાવ-લઈજા, એટલું જ નહીં, નાની નાની ગામડાંની ગુજરીઓમાં સાધારણ ખરીદ વેચાણનું કામ પણ એક રીતે અટકી પડયું હતું. ગામડાંઓમાં જે ડાંગર કે ચોખા હતા એ પણ શત્રુના હાથમાં ન આવી જાય એટલા માટે સરકાર પોતાને કબજે કરી રહી હતી. અંગ્રેજીમાં જેને સ્કૉર્ચ્ડ અર્થ પૉલિસી કહે છે, એટલે કે શત્રુના હાથમાં કોઈ પણ ચીજ આવે નહીં એટલા માટે આપણે ત્યાંની બધી વસ્તુને ભસ્મીભૂત કરી નાખવાની નીતિ કહેવાય છે, તેની પૂરેપૂરી તૈયારી ત્યાં કરવામાં આવી હતી. બિહારમાં છોટાનાગપુરથી માંડીને સોન નદી સુધી એક વિશાળ મોરચાની તૈયારી ચાલી રહી હતી. એને સારુ ઠેકઠેકાણે હવાઈ મથકો તથા હવાઈજહાજને ઊતરવાના રસ્તા તૈયાર કરવામાં આવતા હતા. સરકાર હજારો વીઘાં જમીન જ્યાં ફાવે ત્યાં પડાવી રહી હતી. એના ઉપર વસતા ખેડૂતો તથા પ્રજા હેરાન હેરાન થઈ ગયાં હતાં. એમનાં મકાનો અને જમીન વગેરે ખાલી કરાવવામાં આવતાં હતાં. એને સારુ એમને બદલાની રકમ આપવામાં આવશે એમ કહેવાતું હતું; પણ અત્યાર સુધી કોઈને કશું મળતું નહોતું. બધાં કામ ખૂબ ઝડપથી ચાલી રહ્યાં હતાં. બિહાર ને છોટાનાગપુરમાં બહુ મોટાં બ્રિટિશ અને અમેરિકન લશ્કરો એકઠાં થઈ રહ્યાં હતાં. કેટલા લાખ માણસો આવી ચૂક્યા હતા અને કેટલા આવનારા હતા એનો કંઈ પત્તો લાગતો ન હતો. આસામની સરહદ સુધી લડાઈ આવી પહોંચી હોવાથી એ બાજુએ લશ્કરના કામમાં જ વધારે રેલગાડીઓ વપરાવા લાગી હતી. તેથી સાધારણ લોકોને રેલમાં આવવું જવું મુશ્કેલ થઈ પડયું હતું. ખાસ કરીને બી. એન. ડબ્લ્યુ રેલવે જે ઉત્તર બિહાર (તિર્હુત) વટાવી અવધપ્રદેશમાં જાય છે, એના મુસાફરોને પાર વિનાની મુશ્કેલી હતી. એ રસ્તે ઘણી લશ્કરી ગાડીઓ ચાલતી હતી એ ગાડીઓમાંની કેટલીક તો આસામના મોરચા ઉપર ઘાયલ થયેલા લોકોને ઉપાડી ઉપાડીને ઉત્તર હિંદના કોઈક સ્થળે લઈ જતી હતી. વળી, અસંખ્ય

લોકો બિહાર, સંયુક્ત પ્રાંત અને એથીયે વધુ પશ્ચિમ તરફ ભાગી રહ્યા હતા. આ બધું જોઈને લોકોમાં ગભરાટ ફેલાતો જતો હતો. ભાગી આવતા લોકોને ઉતારા સારુ ઠેર ઠેર મથકો ઊભાં કરવામાં આવતાં હતાં, નવી સડકો બનાવાતી હતી અને સ્થળે સ્થળે અનાજપાણીનો સંઘરો ભેગો કરવાનો પ્રયાસ થઈ રહ્યો હતો. આમાં દૂરદર્શિતા તો હતી જ પણ એને લઈને લોકોમાં એવી સમજણ ઊભી થઈ કે લડાઈ કરવાને બદલે ભાગી જવા માટેની જ બધી તૈયારીઓ ચાલી રહી છે. આમજનતા બિચારી શું સમજે કે આજકાલના મોરચા કેટલા વિસ્તારવાળા હોય છે અને એ મોરચા પર કેટકેટલી જાતની લડાઈઓ કરવામાં આવે છે.

સાર એ કે આખા દેશમાં બહુ ભારે ખળભળાટ ચાલી રહ્યો હતો. મેં પહેલાં જ ઠરાવેલું અને વર્ધામાં એ ઠરાવ વધુ પાકો થયો કે મારે આખા પ્રાંતમાં ફરી લેવું જોઈએ. હવે મારી તબિયત પહેલાંના જેવી નહોતી રહી કે હું પ્રાંતનાં નાનાં નાનાં સ્થળોએ પણ પહોંચી જાઉં, અને મારતી મુસાફરીએ એકેક દિવસમાં સાતસાત આઠઆઠ ભાષણો આપી શકું. એટલે મેં દરેક જિલ્લાનાં એક બે મુખ્ય સ્થળોએ જવાનું નક્કી કર્યું, અને ત્યાં જાહેર સભા ઉપરાંત કૉંગ્રેસના કાર્યકર્તાઓની ખાસ સભા રાખવાનું વિચાર્યું. અન્ન અને વસ્ત્રની તાણ પણ વધતી જતી હતી એ બાબતમાં પણ લોકો તેમ જ વેપારીઓ જોડે વાતચીત કરીને માહિતી મેળવવાની જરૂર હતી. એટલે એ બધાની સાથે જુદી મુલાકાત લેવાનું પણ વિચાર્યું. એ જાતનો કાર્યક્રમ તૈયાર કરીને મેં એપ્રિલના છેલ્લા અઠવાડિયામાં મુસાફરી શરૂ કરી અને જૂનના આખરના અઠવાડિયામાં પૂરી કરી.

ગાંધીજીએ કારોબારી સમિતિને માટે કંઈક ઠરાવ તૈયાર કરીને પ્રયાગ મોકલ્યો હતો એ વાત જાહેર થઈ ગઈ હતી. કોઈ પણ ઉપાયે એની નકલ મેળવવાને પોલીસ ટાંપી રહી હતી પણ ઘણે ભાગે એ વખતે મળી નહીં. થોડા દિવસ પછી સ્વરાજભવનની અચાનક ઝડતી લેવામાં આવી. ત્યાંથી પોલીસ કેવળ ગાંધીજીના એ ખરડાની નકલ જ ન લઈ ગઈ, પણ એની સાથે કારોબારી સમિતિમાં થયેલી ચર્ચાની જે ટૂંકી નોંધ ઑફિસના કામ પૂરતી લઈ રાખવામાં આવે એ પણ ઉપાડી ગઈ. સરકારી મંત્રી રિચર્ડ ટૉટનહામે ઑગસ્ટના ક્રાન્તિકારી આંદોલન ઉપર લખેલા ચોપાનિયામાં સરકારે એ ખરડા તથા નોંધનો પુષ્કળ ઉપયોગ કર્યો. પોલીસને એ ખરડાની ભાળ મળવા દેવાનું કારણ કાંઈક અંશે હું છું એવી મને શંકા છે. હું ઉપર કહી ગયો છું કે ગાંધીજીના મૂળ ખરડામાં સુધારો કરવાનો

મેં પ્રયાસ કર્યો હતો અને જે નકલ ઉપર મેં એ સુધારો કર્યો હતો એ મારી નકલ ઑફિસમાં રહી ગઈ હતી. હું પ્રયાગથી સીધો વર્ધા ગયો હતો. રવાના થતી વખતે એ નકલ મારી સાથે લઈ જવાનું હું ભૂલી ગયો હતો. સ્ટેશને અથવા રસ્તે મને એ યાદ આવેલું. મેં ઑફિસવાળાઓને કહી દીધેલું અથવા લખી નાખેલું કે તેઓ એ નકલ તરત જ વર્ધા મોકલી દે, કેમ કે ગાંધીજી કદાચ એ જોવા માગશે એમ હું ધારતો હતો. એ જ દિવસે ટપાલ મારફતે એ નકલ ઑફિસમાંથી મોકલી દેવામાં આવી. જો રસ્તામાં પોલીસ એને અટકાવી ન રાખત તો મારા વર્ધા પહોંચવાને બીજે જ દિવસે એ ત્યાં પહોંચી જવી જોઈતી હતી પણ મને એ મળી જ નહીં. મેં માની લીધું કે ઑફિસવાળાઓએ એ મોકલી જ નહીં હોય. પછી ઑફિસની ઝડતી લેવામાં આવી ત્યારે મેં એને વિષે તપાસ કરી અને મને ખબર પડી કે એ જ દિવસે એને ટપાલ મારફતે વર્ધા મોકલી દેવામાં આવી હતી. ઘણે ભાગે પોલીસે એ નકલ જોઈને જ ઠરાવ્યું હશે કે ઝડતી લેવાથી કેટલોક મસાલો હાથ આવી જશે.

વારુ, વર્ધાથી પાછા આવીને મેં બિહારની મુસાફરી શરૂ કરી દીધી. મારા મનમાં એ વિષે મુદ્દલ શંકા રહી નહોતી કે બ્રિટિશ સરકારની સાથે આપણે લડત માંડવી પડવાની છે. મારાં બધાં ભાષણોમાં મેં છડેચોક આ વાત સ્પષ્ટ રીતે જણાવી દીધી. અમારી પાસે હજુ લગી કોઈ કાર્યક્રમ નહોતો એટલે હું કાર્યક્રમ જણાવી શકું તેમ ન હતું અને મેં જણાવ્યો પણ નહીં. પણ મેં એટલું જરૂર કહ્યું કે, આ આંદોલન સવિનયભંગનું રૂપ લેશે. વળી એ પૂરેપૂરું અહિંસક રહેશે. અને એમ પણ કહ્યું કે આગલાં આંદોલનો કરતાં આ વખતનું આંદોલન ઘણું વધારે ઉગ્ર બનશે. એ અરસામાં જાપાન તરફથી રેડિયો દ્વારા જોરજોરથી પ્રચાર કરવામાં આવતો હતો કે, જાપાન હિંદને આઝાદ કરવા મથી રહ્યું છે અને એ દરેક રીતે હિંદને મદદ કરશે. મારાં ભાષણોમાં મેં એ બાબત પણ કહ્યું કે જાપાનની વાતો પર આપણે વિશ્વાસ ન કરવો જોઈએ; ખાસ કરીને જ્યારે આપણે નજરોનજર જોઈએ છીએ કે એણે પોતાના પાડોશી ચીનનું ગળું દબાવી રાખ્યું છે અને એની એ પકડ વધારે ને વધારે સખત બનતી જાય છે ત્યારે. આપણે ભારતને બ્રિટન અને જાપાન બેયના સકંજામાંથી મુક્ત કરવું છે, એકના હાથમાંથી છોડાવીને એને બીજાના હાથમાં જવા દેવું આપણે મુદ્દલ પસંદ ન કરી શકીએ; એટલે આપણી લડત બંનેની સાથે થવાની છે. અને એ અહિંસક જ હોવાની. મારાં ભાષણો આકરાં અને જુસ્સા ભરેલાં થતાં હતાં. મને પણ લાગતું હતું

અને લોકો પણ મને કહેતા હતા કે મારાં ભાષણો પહેલાં બહુ ઠંડાં થતાં, પણ આ વખતે તો હું આગ જ વરસાવી રહ્યો છું.

૧૯૩૦ના સત્યાગ્રહ પહેલાં પટનાના જુવાનિયાઓ એક વાર ઊકળી ઊઠ્યા હતા. આજે મને યાદ નથી રહ્યું પણ કંઈક નાના કારણસર તેઓ સત્યાગ્રહની વાત કરવા લાગ્યા. એક જાહેરસભામાં ગરમાગરમ ભાષણો થયાં. ઘણા વક્તાઓ બોલી રહ્યા પછી કંઈક કહેવાનો મારો વારો આવ્યો. હું ઊભો થયો ત્યારે એક જુવાનિયાએ ધીમેથી કહ્યું કે લોકોના ઉત્સાહ પર હવે હું ઠંડું પાણી રેડીશ. એ ઉદ્‌ગાર મારે કાને પડ્યો અને એ જ વાત ઉપર ચર્ચા કરતાં મેં લોકોને કહ્યું કે જો હું ટાઢું પાણી રેડું તે પછી પણ લોકોમાં આવેલી ગરમી એવી ને એવી જ ટકી રહે તો હું માનીશ કે એ ગરમી શક્તિશાળી અને સ્વસ્થ માણસની છે; તથા જે ઉત્સાહ બતાવવામાં આવે છે એ સાચો ઉત્સાહ છે, નહીં તો એ ગરમી ત્રિદોષથી પીડાતા માણસનો તાવ છે અને આ જે દેખાવો કરવામાં આવ્યા છે એ નકામો બબડાટ છે, એમ માનીશ.

આ વખતનાં મારાં ભાષણોમા એ 'ઠંડું પાણી' ક્યાંય જોવામાં આવ્યુ નહીં. એથી ઊલટું એ ભાષણોમાં સારી પેઠે ઉત્સાહ વધારનાર અને ઉત્તેજિત કરનાર સામગ્રી ભરેલી રહેતી. સાથે સાથે હું રચનાત્મક કામ પણ કરતો જતો હતો. વેપારીઓ સાથે અન્ન અને વસ્ત્રની આપદામાંથી બચવાની ચર્ચા પણ ચલાવતો હતો. મને ખાતરી છે કે જો સરકારે એ બાબતમાં લોકોનો સહકાર મેળવ્યો હોત તો એ સંકટનું આજ સુધી ટકી રહેનારું આવું ભયંકર સ્વરૂપ ન આવ્યું હોત. બ્રિટિશ સરકારની વિરુદ્ધ લોકોને ઉશ્કેરવાનો, કે એના કામમાં વિઘ્ન નાખવાનો અથવા જેમ બને તેમ એને હેરાન હેરાન કરી મૂકવાનો અમારો ઉદ્દેશ ન હતો. અમારો ઉદ્દેશ એ હતો કે આપણે લોકોને એટલા તૈયાર કરી દઈએ કે, તેઓ જાપાનની સામે થઈ શકે; પણ એને સારુ બ્રિટિશ સરકાર અમને તક નહોતી આપતી, એટલે એની સાથે પણ વખત આવ્યે લડી લઈને એ તક મેળવવા માગતા હતા. એ માટે અમે એને આડીઅવળી રીતે સતાવવા ઇચ્છતા ન હતા એટલે સક્રિયરૂપે આપણી આ નીતિ બતાવી દેવાનો તથા એની ખાતરી કરાવી દેવાનો આ એક પ્રસંગ મને મળી ગયો.

અગાઉ હું જણાવી ગયો છું કે હવાઈ જહાજનાં મથકો તથા લશ્કરની છાવણીઓ બનાવવા માટે જનતા પાસેથી ઠેકઠેકાણે જમીન લઈ લેવામાં આવતી હતી. હું જ્યારે ગયા પહોંચ્યો ત્યારે મારા સાંભળવામાં આવ્યું કે ત્યાં શહેરથી થોડે દૂર, જ્યાં પહેલેથી જ એક હવાઈ મથક

હતું ત્યાં, હજીયે વધારે ઘણી જમીનો લઈ લેવામાં આવે છે અને હજારો માણસો ઘરબાર અને ખેતર પાદર વિનાનાં થઈ ગયાં છે. એમને કશું વળતર પણ મળ્યું નથી એટલે એમનામાં રોષ ઊભરાઈ રહ્યો છે. હું ત્યાં પહોંચ્યો. સમાચાર મળતાંની સાથે હજારોની સંખ્યામાં માણસ ભેગાં થઈ ગયાં. એમની દશા ખરેખર દયાજનક હતી. અનેક ગામડાં ધૂળમાં મેળવી દેવામાં આવ્યાં હતાં અને બીજાં કેટલાંક નાબૂદ કરી નાખવાનાં હતાં. ખેતરોનું ખેડાણ અટકાવી દેવામાં આવ્યુ હતું, હવાઈ જહાજ માટે મેદાન બનાવવા જમીન તૈયાર કરવામાં આવતી હતી. ત્યાં હજારો મજૂરો કામ કરી રહ્યા હતા. અનેક મોટરલોરીઓ સામાન લઈ લઈને આવતી હતી. જેનાં ઘર અને જમીન ઝૂંટવી લેવામાં આવ્યાં હતાં તે બિચારાઓ અહીંથી તહીં રઝળતા હતા. કોઈ એમની ખબર પૂછનારું નહોતું. હું પહોંચ્યો એટલે લોકોએ પોતાનાં બધાં દુ:ખ મને કહી સંભળાવ્યાં. જો સરકારના કે લડાઈના કામમાં વિઘ્ન નાખવાનો આપણો ઉદ્દેશ હોત તો આથી વધુ સારી તક બીજી મળે તેમ ન હતી. પણ મેં લોકોને સમજાવ્યું કે લડાઈના કામને માટે આવું બધું કર્યા વિના સરકાર બચાવની ગોઠવણ કરી ન શકે એટલે આપણે વળતર મેળવીને આપણે માટે કંઈ બીજી વ્યવસ્થા કરવાનું વિચારવું જોઈએ અને હુ વળતરની રકમ અપાવવાનો પ્રયત્ન કરીશ. મેં કહી તો દીધું, પણ એ વેળા મને ખબર ન હતી કે સરકાર મારી વાતને કાન દેશે.

પટના પાછા આવીને તરત જ મેં સરકારી સલાહકારને કાગળ લખ્યો અને એમાં બધી વાત ખુલાસાવાર લખી જણાવી તથા કેવી જાતનો બદલો મળવો જોઈએ એ જણાવ્યું. એમાં એ પણ જણાવ્યું કે બદલાની રકમ વહેંચતી વખતે ગોટાળા થાય છે, એટલે એ વહેંચતી વખતે કૉંગ્રેસના માણસોને બોલાવવામાં આવવા જોઈએ અને એમના દેખતાં રૂપિયાની વહેંચણી થવી જોઈએ. કેટલીક જમીન તો એવી હતી કે એના ઉપર મકાનો થવાનાં હતાં અથવા હવાઈ જહાજને ઊતરવા માટે એમાં પાકી સડકો થવાની હતી. એટલે એ જ્યારે પાછી આપવામાં આવે ત્યારે પણ ખેડૂતને કશા કામની રહેવાની નથી. પણ થોડા ભાગની જમીન માત્ર સપાટ કરવાની છે એટલે એના ઉપર ઘાસ ઊગી નીકળશે ને એમાં બીજો કાંઈ ફેરફાર નહીં થાય. મેં સરકારને લખ્યું કે લડાઈ પૂરી થયા પછી જેની જે જમીન હોય એને એ પાછી આપવામાં આવે, અને અપાતી વખતે જેટલી બની શકે એટલી એ ફરી પાછી ખેતીને લાયક કરી દેવામાં આવે. વચગાળામાં તે તે જમીનમાંથી

ખેડૂત જેટલું ઉપજાવતો હોય એ ઊપજની રકમ એને અપાય; તથા જે જમીન પાછી કદી અપાવાની નથી તેમ જ જે મકાન વગેરે પાડી નાખવામાં આવે છે તેની કિંમત રોકડી ચૂકવી આપવામાં આવે ને એ રોકડ ચૂકવવાને, ખેતીની ઊપજના બદલાની રકમ ઠરાવવાને ને એ ચૂકવવાને સારુ કૉંગ્રેસ કાર્યકર્તાઓની મદદ લેવામાં આવે.

મારો કાગળ પહોંચ્યો કે તરત જ કમિશનરે એને અંગે પગલાં લીધાં. મારી ભલામણ એમણે માની અને કાગળ લખીને એમણે મારો આભાર માન્યો, તથા એમાં બહુ સરસ રીતે લખ્યું કે ત્યાંની ગૂંચવાયેલી અને વિષમ દશાનો ઉકેલ મેં બહુ સારી રીતે કરી આપ્યો.

હું માનભૂમ જિલ્લામાં પહોંચ્યો ત્યારે ત્યાં પણ એવી જ દશા હતી. ત્યાંના કલેક્ટરે પણ પટના ડિવિઝનના કમિશનરની પેઠે જ બધું કરી આપ્યું. આટલી વિગતે આ બધું લખવું પડ્યું તેનું કારણ એ કે જ્યારે આંદોલન શરૂ થયું ત્યારે સરકારે અમારા ઉપર ખોટો આરોપ મૂક્યો કે અમે જાપાનને મદદ કરવા માગતા હતા તથા દરેક રીતે બ્રિટિશ સરકારને મૂંઝવવા ને સતાવવા માગતા હતા. પાછળથી સરકારે એનો કશો આધાર મળ્યો નહીં એટલે જાપાનને મદદ કરવાનો આરોપ પાછો ખેંચી લીધેલો. પણ આપણા મુસ્લિમ લીગના ભાઈઓ હજુ પણ એની દાંડી પીટચે જ જાય છે અને એ વાત કરતાં શરમાતા જ નથી!

અસ્તુ, હું જ્યારે મુસાફરીમાં હતો ત્યારે વર્ધામાં કારોબારી સમિતિની બેઠક હોવાની સૂચના મને મળી. મેં કાર્યક્રમ એવો ઘડયો હતો કે એ પતાવીને હું પરબારો વર્ધા જઈ શકું. જૂનની આખરના દિવસોમાં હું ત્યાં ગયો પણ ખરો. ત્યાં પહેલાં ચરખા સંઘની અને ત્યાર પછી કારોબારી સમિતિની બેઠક હતી. ત્યાં ઘણા દિવસ રોકાઈ જવું પડ્યું. ખાદીઉત્પત્તિનો ખૂબ વિસ્તાર કરવાની યોજના વિચારવામાં આવી; કેમ કે લોકોને મિલનાં જે કપડાં મળતાં હતાં એ લડાઈને લીધે હવે મોટે ભાગે મળી નહોતાં શકતાં એવું જોવામાં આવ્યું. હવે મિલોને મોટે ભાગે લશ્કરી કામને માટે જ કાપડ તૈયાર કરવું પડતું હતું અને કાપડની જે તંગી હતી તે રેંટિયા ને સાળથી દૂર કરી શકાય તેમ હતી. એટલે ઘણા દિવસ સુધી વિચાર ચલાવ્યા પછી ચરખા સંઘે બહુ મોટા પ્રમાણમાં કામ વધારવાનું નક્કી કર્યું. કારોબારી સમિતિની બેઠક દિવસોના દિવસ સુધી ચાલતી રહી અને છેવટે અમે એ નિર્ણય ઉપર આવ્યા કે આપણે અહિંસક સવિનયભંગ કરવો જ જોઈશે, અને એ વાતની આજ્ઞા આપવા માટે મુંબઈમાં ઑગસ્ટની શરૂઆતમાં મહાસમિતિની બેઠક કરવી.

## ૧૫૦

## ૧૯૪૨ની ક્રાન્તિ પહેલાંની કેટલીક વિગતો.

કારોબારી સમિતિમાં પાર વિનાની ચર્ચાઓ ચાલી. એને પરિણામે અમુક અંશે મતભેદો તરી આવ્યા. અહીં એટલુ જણાવું એ અયોગ્ય નહીં ગણાય કે ડૉ. સૈયદ મહમદ સત્યાગ્રહ કરવાની વિરુદ્ધ હતા. પાછળથી એમણે જે એક ભૂલ કરી એની ચર્ચામાં અહીં ઊતરવાની જરૂર નથી પણ તેઓ પોતે સત્યાગ્રહની વિરુદ્ધ હતા એ એમનુ કહેવું ખરું હતું. કારોબારી સમિતિમાં એમણે પોતાનો વિરોધ જણાવી દીધો હતો. એ વખતે જુલાઈ મહિનો લગભગ અર્ધો વીતી ચૂક્યો હતો. વરસાદ પણ પૂરજોસમાં પડવા મંડ્યો હતો અને હર વખતની જેમ એ વખતેયે મને દમ થઈ આવવા લાગ્યો હતો. એમ છતા કારોબારી સમિતિની દરેક બેઠકમાં હું હાજરી આપતો હતો. આટલી આટલી વાતો થયા છતાં કારોબારીએ સત્યાગ્રહનો કશો કાર્યક્રમ ઠરાવ્યો ન હતો. અને એ જ ઊણપ મને બહુ સાલતી હતી. એટલે મેં ગાંધીજીને કહ્યુયે ખરું કે, "આપ સત્યાગ્રહના કાર્યક્રમનું કંઈક સૂચન તો કરો," પણ એમણે સ્પષ્ટ જવાબ વાળ્યો કે, "મારુ મગજ એ રીતે કામ કરતું જ નથી. જ્યારે સત્યાગ્રહ કરવાનું ચોક્કસ નક્કી થશે ત્યારે જ એના કાર્યક્રમની બાબતમાં હું કંઈક વિચારી શકીશ અને એ કઈ રીતે કરવો એ ઠરાવી આપી શકીશ. હજુ તો મહાસમિતિએ પોતાનો ફેંસલો આપવાનો બાકી છે. કારોબારી સમિતિ પોતે પણ મુદ્દલ એકમત નથી. અને એ બધો નિશ્ચય થઈ જાય તે પછી સરકાર શું કરવા માગે છે એયે આપણે જાણતા નથી એટલે આવી ડામાડોળ સ્થિતિમાં હું સત્યાગ્રહના કાર્યક્રમ સંબંધે કશુયે ઠરાવી ન શકું. પણ એટલું હું જરૂર કહું કે, આ વખતનો સત્યાગ્રહ બહુ જ આકરો થવાનો છે. જેલ જઈએ એટલું જ બસ થવાનું નથી. એ કરતાં ઘણા વધારે ત્યાગની જરૂર પડવાની છે. પ્રસંગ પડ્યે ઘરબાર, ધનધાન્ય, બધુ હોમી દેવું પડશે. ચરખા સંઘમાં જે પચીસત્રીસ લાખ કે એથીયે વધારે રૂપિયા પડયા છે એના ઉપર પણ હાથ મારવામા આવે એમ બને. અને આપણે જોકે કામ વધારવાનો નિશ્ચય કર્યો છે તોયે સંભવ છે કે ચરખા સઘ અને એના ધન અને જન બન્નેનુ બલિદાન દઈ દેવું પડે પણ હજી સુધી મારા મનમા સત્યાગ્રહનું સ્વરૂપ કે એનું

ચિત્ર ખડું નથી થયું અને અત્યારે હું એના ઉપર મારી બુદ્ધિ ખૂંચાડવા ઇચ્છતો૫ નથી, કેમ કે સત્યાગ્રહ કર્યા વિના છૂટકો જ નથી ને એ કરવો જ પડશે એમ નક્કી ન થાય ત્યાં સુધી એને માટેનો કાર્યક્રમ ઘડવામાં મારું મગજ ચાલે એમ નથી." અમને બધાને આ એક બહુ ભારે ત્રુટી જણાતી હતી. પણ કાર્યક્રમ તો ગાંધીજીને જ બનાવવાનો હતો એટલે ન છૂટકે અમારે એમની વાત માની લેવી પડી.

વર્ધાથી નીકળતાં પહેલાં હું ગાંધીજી પાસે વિદાય લેવા સેવાગ્રામ ગયો. ત્યાં બીજા પણ ઘણા માણસો હતા. એમાંના કોઈએ કાર્યક્રમનો પ્રશ્ન છેડ્યો અને પૂછ્યું કે તાર અને ટેલિફોનના તાર કાપી નાખવા, અથવા રેલવેના પાટાઓ ઉખેડી નાખવા એ અહિંસામાં આવી શકે કે નહી ? આ સવાલ વખતસરનો હતો કેમ કે જ્યારે જ્યારે સત્યાગ્રહની ચર્ચા ઊપડી છે ત્યારે ત્યારે આ મુદ્દા તરફ કેટલાક જણનું ધ્યાન ગયું છે. અને એમણે દર વખતે એ પ્રશ્ન છેડ્યો છે એ હું જાણું છું. આ પ્રશ્ન પુછાયો કે તરત જ મેં ગાંધીજીને કહ્યું કે વારે વારે આ સવાલ સામે આવે છે. ૧૯૩૦ની હિલચાલ વખતે પણ આપ અને બીજા ઘણા લોકો જેલમાં ચાલ્યા ગયા હતા ત્યારે કામચલાઉ પ્રમુખ તરીકે પંડિત મોતીલાલજી હતા અને હું કારોબારી સમિતિના સભ્ય તરીકે પ્રયાગ ગયો હતો. ત્યાં લોકોએ આ સવાલ ચર્ચ્યો હતો અને ક્યાંક ક્યાંક તાર અને ટેલિફોન કાપી પણ નાખ્યા હતા; પણ એ બધું બે પાંચ જગ્યાએ જ બનવા પામેલું, એટલામાં એ વખતે અમે એ વાતને અટકાવી દીધેલી. એટલે આજે પણ જ્યારે આપણે સત્યાગ્રહ વિષે ચર્ચા કરી રહ્યા છીએ ત્યારે કેટલાક જણના મનમાં તાર ટેલિફોન કાપવાના વિચાર આવે એ નવાઈની વાત નથી. એટલા માટે કાર્યક્રમ બનાવતી વખતે આ બાબત વિષે આપે સ્પષ્ટ આદેશ આપવો જોઈએ. એના જવાબમાં ગાંધીજીએ કહ્યું કે, "લોઢું લાકડું કાપવામાં હિંસા અહિંસાનો પ્રશ્ન ઊઠતો નથી. આપણે સાધારણ રીતે રોજ લોઢું લાકડું કાપતા હોઈએ છીએ પણ રેલના પાટા ઉખેડી નાખવા અથવા તાર કાપી નાખવા તે જુદી વાત છે. કયા ઉદ્દેશથી અને કેવી રીતે એ કામ કરવામાં આવે છે તથા એનું પરિણામ શું આવવાનું છે એ બધા પર એ કામનો હિંસક કે અહિંસક હોવાનો આધાર છે. જો એને લીધે હત્યા થતી હોય અથવા નિર્દોષ લોકો ઉપર આફત આવતી હોય તો એ કામ હિંસક નીવડવાનું. એમ છતાં આપણે એવી પરિસ્થિતિ કલ્પી શકીએ ખરા, જ્યારે એ પગલું અહિંસક પણ હોઈ શકે."

એમના કહેવાની મતલબ અમે એવી સમજ્યા કે તાર ટેલિફોન કાપવાનું કામ અહિંસક હોવાનો આધાર મોટે ભાગે એ વાત ઉપર રહેવાનો કે એમાં કોઈનો જાન જોખમમાં ન આવે અને જે કોઈ એવું કામ કરે તેણે પોતાની ઉપર સ્પષ્ટ રીતે સીધેસીધી એ જવાબદારી લઈ લેવી જોઈએ જેથી જેને આ અંગે કશી લેવાદેવા ન હોય તેને એનાં માઠાં પરિણામ ભોગવવા ન પડે. આવી વાતો થઈ; કશોય કાર્યક્રમ એ વખતે નક્કી ન થયો; નક્કી કરવાનો પ્રશ્ન પણ નહોતો. અને જ્યારે સરકારે આરોપ મૂક્યો કે અમે લોકોએ રેલ અને તાર તોડી નાખવાનો કાર્યક્રમ બનાવ્યો હતો ત્યારે ગાંધીજીએ એનો જવાબ વાળતાં કહેલું કે, "સરકારે એક વાતચીત અથવા ચર્ચા (થિયૉરેટિકલ ડિસ્કશન)ને કાર્યક્રમ ગણી લેવાની ભૂલ કરી છે." ગાંધીજીનું આ કહેવું સાવ સાચું હતું. અને એ વખતે અમે એ કાર્યક્રમ અથવા બીજો કોઈ કાર્યક્રમ નક્કી કર્યો નહોતો.

વર્ધાથી હું પટના જવા નીકળ્યો. રસ્તામાં બે ત્રણ જગ્યાએ ઊતરવાનો પહેલેથી જ વાયદો કર્યો હતો. તેમાંનું એક સ્થળ ગોંદિયા હતું. એટલે હું ગોંદિયા ઊતર્યો અને સભા વગેરેનું પતાવી ત્યાંથી રાતની ગાડીએ રવાના થયો. બીજે દિવસે રાત્રે બનારસ પહોંચ્યો. બનારસમાં ભારતીય ઇતિહાસ પરિષદની કાર્યવાહક સમિતિની બેઠક કરી લેવાની હતી. એટલું તો હવે લગભગ ચોક્કસ થઈ ગયું હતું કે થોડા જ દિવસમાં હિલચાલ ઉગ્ર સ્વરૂપ લેશે. એટલે આ પરિષદ સંબંધે કેટલુંક કામ પતાવી નાખવાની જરૂર હતી. એમાંનું એક જરૂરી કામ થોડા પૈસા ભેગા કરી લેવાનું હતું અને બીજું જે ભાગો તૈયાર થઈ ગયેલા હોવાનું કહેવાતું હતું તે છાપવા-કરવા બાબત શ્રી જયચંદ્ર વિદ્યાલંકાર જોડે વાત કરી લેવાની હતી. થોડી રકમ ગોંદિયાથી મને મળેલી. એ મેં ત્યાં જમા કરાવી દીધી અને બીજાં કામોની વ્યવસ્થા કરીને હું કાશીથી નીકળી પટના ન રોકાતાં પરબારો મુંગેર જિલ્લાના તારાપુર ગામમાં પહોંચી ગયો. ત્યાં કિસાન પરિષદ થવાની હતી અને મારે ખાતર જ એ લોકોએ અનેક વાર તે મુલતવી રાખી હતી. એનું ઉદ્‌ઘાટન કરવાને શ્રી કૃપાલાનીજી ત્યાં આવ્યા હતા. અને શ્રી કૃષ્ણવલ્લભ સહાય ત્યાં પ્રમુખ થવાના હતા. શ્રીબાબુ, અનુગ્રહબાબુ વગેરે પણ આવેલા. આખે રસ્તે સખત વરસાદ પડતો રહ્યો અને મારી તબિયત ઉપર વરસાદની જે અસર થાય છે એ પોતાનું કામ કરતી રહી. હું તારાપુર પહોંચી ગયો પણ દમનો હુમલો શરૂ થઈ ગયો હતો. પરિષદનું કામ આરંભાયું. મારે કાંઈક બોલવાનો વારો આવ્યો. અને મેં થોડુંક કહેવા માંડ્યું એટલામાં તો અચાનક વાદળાં ચડી આવ્યાં

અને જોરથી વરસાદ પડવા માંડ્યો. રામગઢ કોંગ્રેસની પેઠે પરિષદનું કામ અટકી પડ્યું. જેમતેમ કરી પલળતાં પલળતાં અમે ડાકબંગલામાં અમારે ઉતારે પહોંચ્યા. ત્યાં રાત ગાળીને બીજે દિવસે સવારે હું પટના જવાને રવાના થયો. પટના પહોંચતાં પહોંચતાં દમનું જોર બહુ વધી પડ્યું અને મને તાવ પણ ચડ્યો. એ દિવસ પછી બાર પંદર દિવસમાં મુંબઈમાં અખિલ હિંદ મહાસભા સમિતિની બેઠક થવાની હતી. મને, ત્યાં સુધીમાં સાજા થઈ જવું જોઈએ એવી ચિંતા થઈ.

મુંબઈ જતાં પહેલાં પ્રાંતિક સમિતિની એક બેઠક કરી લેવી એ ઉચિત જણાઈ, જેથી એમાં વર્ધાના જે ઠરાવ પર મુંબઈમાં વિચાર થવાનો હતો તે વિષે પ્રાંતના લોકોનું વલણ જાણી શકાય. તા. ૩૧મી જુલાઈએ સદાકત આશ્રમમાં પ્રાંતિક સમિતિની બેઠક થઈ. મેં સમિતિમાં એક જોરદાર ભાષણ કર્યું જે આખા પ્રાંતમાં ફરતી વખતે બધે કરેલાં ભાષણોનો સારાંશ હતો. એ ઉપરાંત વર્ધામાં જે વાતો થયેલી એ પણ મેં લોકોને ત્યાં સંભળાવી. સૌને કલ્પના આવી ગઈ હતી કે મુંબઈમાં જે કાંઈ નિર્ણય થશે એ ઘણો જ મહત્ત્વનો હશે. સમિતિની એ બેઠક પછી બે ત્રણ દિવસમાં મહાસમિતિના સભ્યો તથા અનેક કોંગ્રેસીઓ પ્રેક્ષક તરીકે મુંબઈના મહાસમિતિના મેળાવડામાં સામેલ થવાને રવાના થયા. હું એટલો માંદો હતો કે ત્યાં જઈ ન શક્યો અને પટનામાં જ પડી રહ્યો.

સરકાર પણ પોતાની તૈયારી કરી રહી છે અને મુંબઈમાં જ બધાને પકડી લેવામાં આવશે એવા સમાચાર છાપાંઓમાં સારી પેઠે આવી રહ્યા હતા. આડીઅવળી રીતે બિહારમાં પણ એવી તૈયારી છે અને બંધ પડેલી કૅમ્પ જેલ ફરીથી સાફ કરીને તૈયાર કરી રાખવામાં આવી છે એવી ખબર આમ તેમથી આવ્યા કરતી હતી. મુંબઈમાં પાંચમી ઑગસ્ટે (સને ૧૯૪૨) કારોબારી સમિતિની બેઠક પૂરી થઈ અને સાતમી ઑગસ્ટે મહાસમિતિની બેઠક થવાની હતી. હું રેડિયો અને છાપાંની બધી ખબરો સાંભળતો અને વાંચી લેતો હતો. મહાસમિતિએ આઠમી ઑગસ્ટની રાતે જે ઠરાવ પસાર કર્યો એ પણ કારોબારી સમિતિમાં પસાર થયા પછી છાપાંમાં આવી ગયો હતો. મુંબઈમાં જ સૌને પકડી લઈને હિલચાલ શરૂ થયા પહેલાં જ એને ડાંભી દેવામાં આવશે એવી ભારે ગરમાગરમ ખબર હતી. મને થયું કે જો એમ બનશે તો જનતાની પાસે કોઈ કાર્યક્રમ નહીં રહે. એટલે, ઓછામાં ઓછું આપણા પોતાના પ્રાંત પૂરતો કાર્યક્રમ હું બનાવી કાઢું. મારામાં બેસીને લખવાનીયે શક્તિ

નહોતી. એટલે ત્યાં જે મિત્રો હતા એમની સાથે મેં વાતચીત કરી, અને એમને નોંધ તૈયાર કરવાનું કહ્યું. એ મિત્રોમા મુખ્યત્વે પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી દીપનારાયણ સિંહ તથા શ્રી મથુરાપ્રસાદ હતા. અનુગ્રહબાબુ પણ મુંબઈ નહોતા ગયા, પટનામાં જ હતા. નોંધ તૈયાર થઈ ગયા પછી અનુગ્રહબાબુની સાથે મળીને હું જોઈ ગયો અને થોડોઘણો ફેરફાર કરી એ સુધારી આપી. એ છપાવવાની ગોઠવણ પણ કરવામાં આવી. એમ ઠર્યું કે સાચેસાચ જો બધાને પકડી લેવામાં આવે તો જેઓ પાછળ રહી જાય તેઓ એ નોંધ પ્રમાણે કામ કરે એમ તો ગાંધીજીએ ફરી ફરીને કહી રાખ્યું હતું કે જો નેતાઓ પકડાઈ જાય અને કોઈ કાર્યક્રમ આપી ન શકે તો એ સ્થિતિમાં દરેક કૉંગ્રેસી પોતાને નેતા ગણે અને અહિંસાનો સિદ્ધાંત જાળવીને સત્યાગ્રહી તરીકે તેનાથી જે કાંઈ બની શકે તેમ હોય તે કરે. આ લડતને આખરની લડત ગણે અને કંઈ પણ કરવું બાકી ન રાખે, પરંતુ કોઈ રીતે અહિંસા ન છોડે. અમે જે કાર્યક્રમ તૈયાર કર્યો એમાં પણ અહિંસા ન છોડવી જોઈએ એ વિષે ભાર મૂક્યો. એમાં સત્યાગ્રહને સારુ કાર્યક્રમ પણ બતાવ્યો. જે સિદ્ધાંતની દૃષ્ટિએ પહેલાંના સત્યાગ્રહોના કરતાં જુદો ન હતો પણ વધારે ઉગ્ર હતો ખરો.

એટલામાં એક ખબર દિલ્હીથી છાપામાં પ્રગટ થઈ કે આઠમી ઑગસ્ટ પછી કૉંગ્રેસી લોકોની પકડાપકડી કરવામાં નહીં આવે અને કૉંગ્રેસ શું કરે છે એ જાણવાની સરકાર રાહ જોશે. કૉંગ્રેસ તરફથી પણ એ વાત કહેવામાં આવતી હતી કે કશુંયે પગલું લે તે પહેલાં ગાંધીજી વાઈસરૉય સાથે ફરીથી એક વાર વાતચીત કરશે. અને જ્યારે ત્યાં દાદ નહીં મળે ત્યારે જ તેઓ કંઈક પગલું લેવાની સલાહ આપશે. અમે આ ખબરને સાચા માની લીધા અને માન્યુ કે હવે હાલ તુરત કશુ થવાનું નથી. મુંબઈ ગયેલાઓ પાછા ફરે ત્યાં સુધી એમની રાહ જોવી જોઈએ. એ લોકો ત્યાંથી નક્કી થયેલો કાર્યક્રમ લઈ આવે એમ બને. જો એવું થાય તો અમે તૈયાર કરેલા કાયક્રમનો ઉપયોગ કરવો અયોગ્ય નહીં તો બિનજરૂરી થઈ જાય. એટલે અમે ઠરાવ્યુ કે હવે અગિયારમી ઑગસ્ટ પહેલાં એટલે કે મુંબઈથી લોકોના પાછા આવી જવાની ધારણા છે ત્યાર પહેના આપણે કશું ન કરવું. ઠરાવ પ્રમાણે અનુગ્રહબાબુ રાયબરેલી પોતાના ભાઈ માદા હતા ત્યા ચાલ્યા ગયા. દીપબાબુ પોતાના અગાઉ ઠરાવી રાખેલા કશાક કામને પતાવવા મુજફ્ફરપુર જિલ્લામા ગયા અને હું સદાકત આશ્રમમા જ મથુરાબાબુ અને શ્રી ચક્રધરશરણ સાથે રોકાઈ રહ્યો.

## ૧૫૧

## ૧૯૪૨ના ઝંઝાવાતના દિવસો

૮મી ઑગસ્ટ (૧૯૪૨)ની રાત્રે આશરે દસ વાગ્યે મહાસમિતિએ ઠરાવ પસાર કર્યો. ગાંધીજીએ એક લાંબું ભાષણ કર્યું. એમાં "કરેંગે યા મરેંગે"નો મંત્ર લોકોને આપ્યો, એમ સાંભળવામાં આવ્યું. એની જ સાથે, એમણે વાઈસરૉયને મળવાની અને ફરી એક વાર સમાધાનીનો પ્રયત્ન કરવાની વાત પણ કરી. બીજા નેતાઓનાં ભાષણો પણ થયાં હતાં. એમાં સરદાર વલ્લભભાઈના ભાષણનાં લોકોએ બહુ વખાણ કર્યાં. નવમી ઑગસ્ટ (સને ૧૯૪૨)ની સવારે હું મુંબઈમાં થયેલા કામકાજની ખબર સર્ચ લાઈટમાં વાંચી રહ્યો હતો, મથુરાબાબુ શહેરમાં ગયા હતા એટલામાં ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ મિ. આર્ચર ત્યાં આવ્યા. હું ખાટલામાં હતો. એમણે મારી પાસે આવીને મારી તબિયત વિષે પૂછપરછ કર્યા પછી મારો કાર્યક્રમ શો છે તે પૂછ્યું. હું એમના આવવાનું કારણ સમજી ગયો હતો, કેમ કે ગાંધીજી તથા કારોબારી સમિતિના સભ્યો પકડાઈ ગયાની ખબર ટૂંકામાં રેડિયો ઉપર આવી ગઈ હતી. મારી માંદગી જોઈને ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટે સરકારને પુછાવ્યું કે આવી સ્થિતિમાં શું કરવું. ત્યાંથી હુકમ આવ્યો કે સિવિલ સર્જનને બતાવો અને એને પૂછો કે ત્યાંથી તમે દૂર લઈ જવા લાયક છે કે નહીં. મિ. આર્ચર જઈને સિવિલ સર્જનને લઈ આવ્યા.

એ દરમ્યાન મારે ઘેર આ સમાચાર પહોંચી ગયા. ત્યાંથી મારાં બહેન અને મૃત્યુંજયની મા વગેરે આવી પહોંચ્યાં. સિવિલ સર્જને એવો અભિપ્રાય આપ્યો કે હું મુસાફરીને લાયક નથી, એટલે મને બપોરે અગિયાર બાર વાગ્યે બાંકીપુર જેલમાં લઈ ગયા. વરસાદ ખૂબ પડતો હતો. આખા શહેરમાં ખબર ફેલાઈ ગઈ. હું સદાકત આશ્રમમાંથી રવાના થયો એ પહેલાં થોડાક લોકો આશ્રમમાં આવી પહોંચ્યા, એમાં મુખ્યત્વે વિદ્યાર્થીઓ હતા. ફક્ત મને જ પકડવાનો હુકમ હતો. મિ. આર્ચર સારી રીતે વર્ત્યા. એમણે કોઈ જાતની ઉતાવળ, અવિનય કે તોછડાઈ કર્યાં નહીં. મથુરાબાબુ અને શ્રી ચક્રધર મારે સારુ જેલમાં બધી ગોઠવણ કરીને પાછા ફર્યા કે તરત જ શ્રી ફૂલનપ્રસાદ વર્મા પણ પકડાઈને ત્યાં આવી ગયા. આમ બપોરના એક દોઢ વાગ્યા પહેલાં જ નક્કી થઈ ગયું કે મારે એકલા રહેવું નહીં પડે, અને રાત્રે મારી સંભાળ લેવા એક સાથી

જરૂર રહેશે. મિ. આર્ચર સાથે વાતચીત કરીને મથુરાબાબુ પણ સાંજ પહેલાં આવી પહોંચ્યા બીજે દિવસે તો બીજા ભાઈઓ પણ આવવા લાગ્યા. મુંબઈથી પાછા ફર્યા એટલે શ્રીબાબુ, સત્યનારાયણબાબુ અને મહામાયાબાબુ વગેરે આવી પહોંચ્યા. અનુગ્રહબાબુ પણ આવી ગયા. પટનામાં જોરપૂર્વક દેખાવો થવા લાગ્યા. મોટાં મોટાં સરઘસો નીકળવા લાગ્યાં. અદાલતો બંધ થઈ ગઈ અને એક મોટું સરઘસ સરકારી ભવનના દરવાજા સુધી પડકારો કરતું આવી પહોંચ્યું. રાત પડી ગઈ હોવાથી એ દિવસે બીજું કંઈ થયું નહીં. પણ બીજે દિવસે સેક્રેટરિયટ ઉપર વાવટો ફરકાવવા સરઘસ જશે એવી ખબર ફેલાઈ હતી.

જેલમાં સમાચાર મેળવવાનું એક જ સાધન હતું — નવા નવા લોકોનું પકડાઈને આવવું. હજુ સુધી છાપાં બંધ નહોતાં થયાં પણ છાપાં મારફત બહુ થોડી ખબર મળતી હતી. સરઘસ સેક્રેટરિયટ પર પહોંચ્યું. ત્યાં ગોળીમાર થયો. આઠનવ યુવાનો શહીદ થયા. ઘણા ઘાયલ થયા, લોકોએ એમને હૉસ્પિટલ પહોંચાડ્યા. એ સરઘસમાંના ચાલીસ પચાસ છોકરાઓને પકડીને એ જ રાતે બાંકીપુરની જેલમાં લાવવામાં આવ્યા. એમની પાસેથી ગોળીમાર પ્રકરણની ખબર જાણવા મળી. આખી રાત શહેરમાં બધે સરઘસો ચાલુ રહ્યાં. સરઘસોના અવાજો જેલમાં પણ આવતા હતા. તાર અને ટેલિફોન કાપવાનું કામ એ જ દિવસે શરૂ થઈ ગયું. અમારા સાંભળવામાં આવ્યું કે પટનામાં ટેલિફોન બંધ થઈ ગયા છે. જેલની ઑફિસમાં પણ ટેલિફોન વહેવાર અટકી ગયો. સેક્રેટરિયટના સરઘસમાંથી પકડીને જે છોકરાઓને આણવામાં આવ્યા હતા એમને માંડ-માંડ રાત પૂરી થતાં સુધી બાંકીપુર જેલમાં રાખવામાં આવ્યા. બીજે દિવસે એમને કૅમ્પ જેલમાં મોકલી દેવાની તૈયારી થવા લાગી. જેલ પહેલાંથી જ ખીચોખીચ ભરાઈ ગયેલી હતી. આખા પ્રાંતમાં સામાન્ય કેદીઓની સંખ્યા બહુ વધી ગઈ હતી; કારણ કે લડાઈના જમાનામાં લૂંટફાટ ઘણાં વરસથી ખૂબ વધી ગઈ હતી અને ચોરી વગેરે પણ ખૂબ થતાં હતાં. કેદીઓમાંના ઘણા હજુ સુધી કાચી જેલમાં હતા, જેમના મુકદ્દમાની તપાસ હજુ સુધી થઈ નહોતી એટલે રાજકીય કેદીઓની સંખ્યા વધવા માંડી ત્યારે એમને માટે જગ્યાની તાણ પડી. જેમને ઉપલા વર્ગમાં રાખવાના હતા તેમને તો બાંકી-પુરની જેલમાં રાખવામાં આવ્યા અને બીજાને કૅમ્પ જેલમાં મોકલવાની વ્યવસ્થા કરી હતી છોકરાઓને કૅમ્પ જેલમાં મોકલાયા નહીં ત્યાં સુધી જેલના દરવાજા પર અને સડકો પર શહેરનાં ટોળેટોળાં ઊભાં રહ્યાં. બાંકીપુરની જેલનું બે માળવાળું મકાન સડકની ધાર પર આવેલું છે. છોકરાઓએ

ત્યાં ભેગા મળેલા લોકો સાથે ઉપલે માળથી કેટલીક વાતો પણ કરી. પરોઢિયે આશરે ત્રણ વાગ્યે એમને લઈ જવા માટે લારીઓ લાવવામાં આવી, ત્યારે એમને એમાં બેસાડી દેવામાં આવ્યા. પહેલી લારી આગળ વધી કે તરત લોકો એના પર તૂટી પડ્યા; છોકરાઓને છોડાવી લીધા, અને લારી સળગાવી મૂકી. એટલે પછી બીજી લારીઓને આગળ વધારવામાં ન આવી. એમાં બેઠેલા છોકરાઓને ઉતારીને પાછા જેલમાં લઈ જવામાં આવ્યા. થોડી વાર પછી લશ્કર બોલાવવામાં આવ્યું. એણે રસ્તો સાફ કર્યો અને આગળ પાછળ લશ્કરી ગાડીઓ રાખી એની વચ્ચે કેદીઓની લારીઓને કૅમ્પ જેલમા પહોચાડવામાં આવી

'ક' વર્ગમાં રાખવામાં આવતા લોકોની સંખ્યા પણ વધતી જતી હતી અને જેલની ઇસ્પિતાલ સિવાય એમને માટે ક્યાંય સ્થાન નહોતું રહ્યું. એમને પણ હજારીબાગની જેલમા લઈ જવાના હતા, પણ ત્યાર સુધીમાં રેલગાડીઓની આવજા પણ બંધ થઈ ગઈ હતી. એટલે એમને ત્યાં મોકલવાનું અનિશ્ચિત મુદત સુધી અટકી પડ્યું. લગભગ એક મહિનાથી વધારે વખત એ લોકોને એ નાનકડી ઇસ્પિતાલમાં રહેવુ પડ્યું. કેટલાક જણને બીજે પણ રાખવામાં આવ્યા હતા બાકીપુરની જેલ પટના જંકશનના સ્ટેશન પાસે જ છે. ત્યાંથી રેલગાડીઓની આવજાનો તથા ખાસ કરીને રેલની સિસોટીનો અવાજ સારી રીતે સંભળાય છે. એ બધો અવાજ મહિનાઓ સુધી બંધ રહ્યો. કેવળ એક એંજિનની સિસોટી સંભળાતી હતી. તે ઘણે ભાગે સ્ટેશન પર જંડબાઓને આઘાપાછા કર્યા કરતું હશે! એનો અવાજ પણ અમે પારખી લીધો હતો એટલે એ અવાજ સાંભળીને, ગાડીઓ શરૂ થઈ છે એવા ભ્રમમાં અમે નહોતા પડતા. લગભગ એક મહિના પછી બધા લોકોને હજારીબાગ લઈ જવામાં આવ્યા. હું ત્યાં જવાને લાયક ન હતો. ત્યાનાં હવાપાણી પણ મને અનુકૂળ આવતાં નથી. એટલે મને પટનામાં જ રાખવામાં આવ્યો.

મારા જેલમાં પહોંચ્યા પછી બેચાર દિવસ એવી અફવા ચાલી કે મને ક્યાંક બહાર લઈ જશે, અને કારોબારી સમિતિના બીજા સભ્યોને રાખવામાં આવ્યા છે ત્યાં રાખશે. રેલગાડી બંધ થઈ ગઈ હતી એટલે મને લઈ જવાનો રસ્તો હવાઈ જહાજ સિવાય બીજો ન હતો. ડૉક્ટરોનો અભિપ્રાય લેવામાં આવ્યો ત્યારે એમણે કહ્યું કે મારી સ્થિતિ હવાઈ જહાજની મુસાફરી સહન કરી શકે તેવી નથી. એટલે એ વિચાર પણ મુલતવી રહ્યો. આશરે દસ મહિના પછી, ૧૯૪૩ના જૂનમાં, એક દિવસ અચાનક મને પકડાતી વખતે તપાસ્યો હતો અને હજારીબાગ ન લઈ

જવાની ભલામણ કરી હતી તે મેજર મર્ડક જેલમાં આવ્યા. એમણે મને કહ્યું કે સરકારનો હુકમ મળ્યો છે કે અમારે તમને તપાસીને તમારી તબિયત વિષે તરત જ રિપોર્ટ આપવો. ઉનાળામાં, ખાસ કરીને જૂનની શરૂઆતમાં, હુ બહુ સ્વસ્થ રહું છું. એ વખતે હુ બહુ સારો હતો. એટલે, આવે વખતે જ્યારે તબિયતને વિષે કોઈ જાતનો ખરાબ રિપોર્ટ આપવામાં નહીં આવ્યો હોય, ત્યારે ડૉક્ટરોનું આવવું આશ્ચર્યકારક હતું. હુ સમજી ગયો કે મને ક્યાંક બીજે સ્થળે મોકલવા માગે છે મે ડૉક્ટરને પૂછ્યુ ત્યારે તેણે કહ્યું કે અધિકારી તરીકે તો મને એ વિષે ખબર નથી અને હું આપી પણ ન શકુ, પણ અંગત રીતે કહી શકું કે એવું જ કાંઈક છે. જરા વધારે પૂછતાં એણે એ પણ કહ્યું કે તમને હજારીબાગ મોકલવાના નથી, દક્ષિણમાં પૂના તરફ જવાનું છે. પાછળથી જ્યારે હુ જેલમાથી નીકળ્યો ત્યારે ખબર પ્રડી કે મને અહમદનગરના કિલ્લામાં પણ મોકલવાની વાત-હતી અને મારે સારુ ત્યાં ઓરડો તૈયાર કરવામાં આવ્યો હતો; પણ કોણ જાણે કેમ, એ કાંઈ થયુ નહીં. થોડા દિવસ પછી, જ્યારે ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ મળવા આવ્યો, ત્યારે પૂછ્યુ તો એણે કહ્યું કે કોણ જાણે કેમ, એ વાત આગળ ન વધી.

હું જેલમાં ગયો ત્યારે મારો ઉપચાર વૈદ્યરાજ વ્રજવિહારી ચોબેજી કરતા હતા, જેલમાં એમનો ઉપચાર ચાલી શકે એવો સંભવ ન હતો. સરકારને કહીએ તોપણ તે એને માટે છૂટ આપે કે કેમ એ શંકાસ્પદ હતુ, અને હુ કોઈ જાતની ખાસ સગવડ માગવાનું પસંદ કરતો ન હતો એટલે જેલમાં પહોંચતાંની સાથે ડૉક્ટરની દવા શરૂ થઈ. બહાર હોઉં ત્યારે તે વખતના મેડિકલ કૉલેજના પ્રિન્સિપાલ પટનાના પ્રસિદ્ધ ડૉક્ટર શ્રી ત્રિદિવ-નાથ બૅનરજી (ટી. એન. બૅનરજી), અને ડૉક્ટર રઘુનાથશરણ તથા ડૉક્ટર દામોદરપ્રસાદ મારી સંભાળ રાખતા હતા. સરકારે એવી છૂટ આપી દીધી કે જેલના સુપરિન્ટેન્ડેન્ટ, જે એ દિવસોમાં સિવિલ સર્જન રહેતા, તેમને જરૂર લાગે ત્યારે ડૉક્ટર બૅનરજીને બોલાવે. એટલે અવારનવાર ડૉ. બૅનરજી આવ્યા કરતા હતા. જ્યારે તબિયત વધારે બગડતી ત્યારે ડૉક્ટર શરણ અને ડૉક્ટર દસ્તીદારને પણ ખાસ બોલાવવામાં આવતા. આમ જ્યારે જ્યારે હું માંદો પડચો ત્યારે ત્યારે, પટનામાં સૌથી સારા ગણાતા અને જેમણે વર્ષો સુધી મારી ચિકિત્સા કરેલી એવા ડૉક્ટરો આવતા. મારી માંદગીની બાબત પૂરું ધ્યાન આપવામાં નથી આવ્યુ એવી ફરિયાદ કદી નહોતી. એ જ રીતે મારાં ખાનપાન અને રહેવાફરવા વગેરેની બાબતમાં પણ કદી કશી ફરિયાદ

નહોતી. સરકારના હુકમને લીધે મારી સાથે રહેવાને માટે શરૂઆતથી જ મથુરાબાબુ અને ચક્રધરબાબુને બાંકીપુરની જેલમાં જ રહેવા દેવામાં આવ્યા હતા. પાછળથી વાલ્મીકિને પણ મારી જોડે રહેવા દેવામાં આવ્યો. બીજા લોકોની આવજા થતી પણ એ મારે ખાતર નહોતી થતી. કેટલાકને પકડીને સીધા ત્યાં આણવામાં આવતા. પણ થોડાક દિવસ પછી એ બંધ થઈ ગયું અને લોકોને પકડીને સીધા કેમ્પ જેલમાં મોકલી દેવામાં આવતા. કેટલાક ક્યારેક ક્યારેક માંદા પડી જતા ત્યારે એમને હજારીબાગની કે બીજી કોઈ જેલમાંથી પટનાની મોટી ઇસ્પિતાલમાં મોકલી દેવાતા. તેઓ પહેલાં બાંકીપુરની જેલમાં આવતા અને ત્યાંથી પછી એમને ઇસ્પિતાલમાં મોકલાતા. એ જ રીતે ઇસ્પિતાલથી પાછા વળે ત્યારે પણ તેઓ બાંકીપુરની જેલમાં થઈને જ પાછા જતા. હજારીબાગથી આવનારા એ માંદા કેદીઓ સિવાય સમાચાર મેળવવાનું બીજું કંઈ સાધન ન હતું. થોડા દિવસ પછી એ પણ બંધ કરી દેવામાં આવ્યુ. જેમને ઇસ્પિતાલ જવાનું હોય તેમને બારોબાર ઇસ્પિતાલમાં જ મોકલી દેવામાં આવતા. એમ છતાં કોણ જાણે ક્યાંથી, વગર પૂછ્યે, જાણવાનો પ્રયત્ન કર્યા વિના જ, જેલની અંદર સમાચારો પહોંચી જતા હતા. સરકાર માનતી હતી કે કારોબારી સમિતિના સભ્યોને કયા રાખવામાં આવ્યા છે, એની દુનિયાને જાણ નથી. મને ખબર નથી કે બહારવાળાઓએ ક્યારે જાણ્યુ કે એ લોકો અહમદનગરના કિલ્લામાં છે, પણ બાંકીપુરની જેલમાં અમારા પકડાયા પછી બેપાંચ દિવસમાં જ એ વાતની ખબર અમને મળી ગઈ હતી. અમારા પકડાયા પછી થોડાક દિવસ સુધી તો સ્થાનિક છાપાં ચાલ્યા પણ બહુ જ જલદી એ બધાં બંધ થઈ ગયાં. પટના ડેલી ન્યૂઝ નામનું એક રોજિંદું અંગ્રેજી ફરફરિયું બિહાર સરકારે કાઢવાનું શરૂ કર્યું. એમાથી ખૂજ સમાચાર મળતા. એમાંથી એક ખાસ વાત એ જાણવા મળતી કે સરકારે કયા જિલ્લામાં કેટલો સામુદાયિક દંડ નાખ્યો છે અથવા પ્યુનિટિવ ટેક્સ નાખ્યો છે. અમે ગણતરી કરી તો હિસાબ નીકળ્યો કે થોડાક જ મહિનામાં લગભગ છવ્વીસ લાખ રૂપિયાનો દંડ કરવામાં આવેલો!

## ૧૫૨

# ૧૯૪૨નું જેલજીવન

બાંકીપુરનું જેલજીવન મારે સારુ કોઈ રીતે કષ્ટદાયક નહોતું નીવડયું. સામાન્ય રીતે કોઈ એક જગ્યાએ પુરાઈ રહેવું એ કષ્ટદાયક હોય છે, પણ મેં પોતાને કાંઈક એવી રીતે ઘડી લીધો છે, અથવા મને પોતાને વિશે એવો અનુભવ થયો છે કે જેલમાં પહોંચી જાઉં એટલે હું બહારની ચિંતા ભૂલી જાઉં છું. જે કાંઈ બહાર ચાલતું હોય અથવા બહાર કરી શકાય એની સાથે કાંઈ સંબંધ રાખતો નથી. બહારથી કોઈ કેદી આવતો અને એનો ભેટો થઈ જતો ત્યારે એ બહારના ખબર કહેતો અને બીજી જેલોમાંથી આવેલા લોકો એ જેલોની વાતો કરતા. છાપાં ફરીથી ચાલુ થયાં અને અમને મળવા લાગ્યાં ત્યારે એની મારફતે પણ અમને દેશની વાતોની જાણ થતી. પણ હું આવી બધી વાતો સાંભળી લેતો, એ ઉપરાંત એની સાથે વધુ લેવાદેવા ન રાખતો. બેએક મિત્રોએ બહારથી ખબર મોકલવાનો અને જેલમાંથી મારો અભિપ્રાય જાણવાનો પણ પ્રયત્ન કર્યો, પણ મેં એને કંઈ ઉત્તેજન ન આપ્યું. ત્યાર પછી કોઈએ એવો પ્રયત્ન કર્યો નહીં. શરૂઆતમાં હું ઘણા મહિના માંદો રહ્યો, મોટે ભાગે ચોમાસું અને શિયાળો માંદગીમાં જ ગયો. કેવળ માર્ચ પછી જૂન સુધી મને ઠીક રહેતું. પણ સદાય મારી માંદગી એવી નહોતી કે સાવ ખાટલાવશ રહેવું પડે. ખાટલાવશ થવું પણ પડે, પણ રોજ નહીં. એટલે કાંતવાનો અને વાંચવાલખવાનો વખત મળ્યો. આગળ જતાં એને માટે વધારે અનુકૂળતા મળી કેમ કે બહારથી કેદીઓની આવજા બંધ થઈ ગઈ અને મારી સાથે પણ બેત્રણ જણથી વધારે કોઈ ન રહ્યા.

ઘરનાં માણસો સાથે નિયમિત મુલાકાતો મળ્યા કરતી, એમની સાથે નાનાં નાનાં બાળકો પણ આવી જતાં; હું કયાં છું અને શા માટે એક જગ્યાએ પુરાયેલો છું એની તો કદાચ એમને ખબર નહોતી, પણ મુલાકાતને દિવસે મારી પાસે આવવાને તેઓ આતુર રહેતાં એમ સાંભળ્યું હતું. ચિરંજીવી અરુણ મારો અઢી વરસનો પૌત્ર હતો, પણ જેવો એ જેલના દરવાજામાં દાખલ થતો તેવો હરિપતાલના વૉર્ડના મારા ઓરડામાં દોડતો દોડતો સીધો આવી પહોંચતો. બે ચાર વાર આવ્યા પછી એણે રસ્તો અને મારો ઓરડો ઓળખી લીધા હતા. એનાથી જે મોટી છોકરી

હની તે તો રસ્તો અને ઓરડો જાણતી જ હતી. મારા ઓરડામાં પહોંચે કે તરત એ છોકરાંઓ ફરમાન કરતાં કે *"બાબા (બાપુજી), કંઈક ખાવાનું આપો!"* હું એમને માટે કંઈક તૈયાર રાખતો. અર્ધો કલાક રહીને, ચોતરફ દોડધામ કરીને, તથા કંઈક ખાઈને તેઓ ચાલ્યાં જતાં. જતી વખતે જેલના આંગણામાં ખીલેલાં ફૂલોમાંથી જે પસંદ આવતું તે તોડી લઈ જતા. જેલના અમલદારો છોકરાંઓના આ તોફાનથી ખિન્ન ન થતા પણ એમની ચંચળતા જોઈને ખુશ થતા અને હસી પડતા. કેટલીક વાર મારો હાથ પકડીને અરુણ કહેતો, 'तुहूँ चलऽ बाबा' (તુંયે ચાલને બાબા). બાળપણેય કેટલું સુંદર, ભોળું, અને નિશ્ચિંત હોય છે!

ગાંધીજીના ઉપવાસના દિવસો જેલમાં ખૂબ ચિંતામાં વીત્યા. એ સમાચાર અમને છાપાંમાંથી મળ્યા હતા. મેં સરકારને લખ્યું કે ત્યાંની ખબર મને તારથી મોકલાતી રહે. કેટલાક મિત્રોને તાર કરવાને સંદેશો કહેવડાવ્યો. તાર આવવા લાગ્યા. પણ જ્યાં સુધી છૂપી પોલીસ પસાર ન કરે ત્યાં સુધી એ મને મળતા નહીં. આમાં મોડું થતું અને જેલની ઑફિસમાં આવ્યા પછી લગભગ ચોવીસ કલાકે એ તાર મને મળતા. બીજી બાજુ સરકારી બુલેટિનમાં, જેટલી ખબર છપાતી એટલી જ મને લોકો મોકલી શકતા. અને એ તો પટના ડેલી ન્યૂઝમાં અમને સવારે જ મળી જતી; એટલે તાર સાવ નકામા જતા. થોડા દિવસ પછી મેં તાર મંગાવવાનું બંધ કર્યું. એક દિવસ અમને ખબર મળ્યા કે મહાત્માજીની સ્થિતિ બહુ ગંભીર છે. શહેરમાં તો એટલે લગી ખબર ફેલાઈ કે ગાંધીજી રહ્યા નથી! પણ અમને જેલમાં એ ખબર નહોતી મળી. જ્યારે પટના ડેલી ન્યૂઝ આવ્યું ત્યારે ખબર પડી કે તેઓ બચી ગયા છે. અને એમની સ્થિતિ કાંઈક સુધરવા માંડી છે. અમે સૌ ચિંતા કરતા અને પ્રાર્થના કરતા. ઈશ્વરની કૃપાથી જોખમના કલાકો પસાર થઈ ગયા. તેઓ હવે સંકટની ઘડી પસાર કરી લેશે એમ જણાવા લાગ્યું. આખરે એ શુભ સમાચાર પણ સાંભળવા મળ્યા કે આ યજ્ઞ પણ પૂરો થયો. એથી બ્રિટિશ સરકાર અને લૉર્ડ લિનલિથગોની નીતિ તથા કડકાઈનું પૂરેપૂરું પ્રદર્શન થયું.

એક રીતે જેલનું જીવન કોઈ જાતના મહત્ત્વના બનાવ વિના વીતવા લાગ્યું. બહાર લોકો, સરકારી નોકરો, મૅજિસ્ટ્રેટો અને પોલીસ, જે કરતા તેની થોડીઘણી ખબર મળ્યા કરતી. એ બધું બહુ જ ભયંકર અને ત્રાસદાયક હતું પણ અમે લાચાર હતા અને સાંભળી લેવા ઉપરાંત અમે બીજું કંઈ કરી શકીએ તેમ ન હતું. જે નવા વટહુકમો બહાર પડ્યા

હતા તેને આધારે પાર વિનાનું અંધેર ચાલતું હતું. આ અંધેર કેવળ રાજકીય બાબતોમાં જ નહોતું, સાધારણ બાબતોમાં પણ હતું. એનાં અહીં બે ઉદાહરણ આપું છું.

અમે જેલમાં આવ્યા તે પછી થોડે દિવસે પટના જિલ્લાના એક ગામમાં કોઈક જમીન કે કોઈ ચીજ માટે બે પક્ષો વચ્ચે મારામારી થઈ. એક માણસ માર્યો ગયો. એ દિવસોમાં કોઈ પણ બનાવને રાજદ્વારી બનાવ કહેવો એ સજા કરાવવાને, પોલીસને સારુ સૌથી સહેલો રસ્તો હતો. એણે આ બનાવને પણ રાજદ્વારી વાઘા પહેરાવી દીધા. ખૂન થવાનું કારણ પોલીસે એ જણાવ્યું કે જે માણસનું ખૂન થયું હતું એ લશ્કરમાં ભરતી થયો હતો. બીજા પક્ષના લોકો કૉંગ્રેસી હતા એટલે એમણે એ માણસને ભરતી ન થવાનું કહ્યું. પેલાએ એમની વાત ન માની એટલે એનું ખૂન કરવામાં આવ્યું! મામલો સીધો ખાસ જજ સમક્ષ રજૂ થયો. એણે ચુકાદો આપ્યો કે જે માણસનું ખૂન થયું હતું તે ફોજમાં કદી ભરતી થયો જ ન હતો એટલે એનું ખૂન કરવાનું કારણ એ હોઈ ન શકે. પણ કારણ ગમે તે હોય, ખૂન થયું છે એ હકીકત છે, એટલે આઠે માણસોને ફાંસીની સજા આપવામાં આવે. વટહુકમ પ્રમાણે પણ ફાંસીની મંજૂરી એક હાઈકોર્ટના જજ પાસેથી મેળવવી જોઈએ એમ હતું. એટલે એ માટે એક જજની ખાસ નિમણૂક કરવામાં આવી. એમણે 'સાત માણસને છોડી મૂક્યા, પણ એકની ફાંસીની સજા કાયમ રાખી. પેલા તરફથી પ્રીવી કાઉન્સિલમાં પણ અપીલ કરવામાં આવી, પણ એ નામંજૂર થઈ. અમે જેલમાં રહ્યા, ત્યાં સુધી અમારામાંના કોઈને એક કામ કરવું પડતું હતું અને અમે એ ખુશીથી કરી આપતા હતા. તે એકે કોઈ સામાન્ય કેદીને અપીલ કરવી હોય ત્યારે એ ગમેતેમ કરીને અમારી પાસે આવતો અને અરજી લખાવી જતો. ફાંસીની સજાવાળા માણસ તરફથી દયાની અરજી મારે લખવી પડતી. મેં જોયું છે કે જેલના અમલદારો, ફાંસીની સજાવાળાઓની દયાની અરજીઓને મોકલવામાં કંઈક રસ લેતા હોય છે. મને યાદ છે કે એમણે એવા બે કેસમાં અરજીનો ખરડો લખી આપવાનું મને કહ્યું હતું. આ પહેલો ફાંસીનો કેસ હતો. પોલીસે એને 'રાજદ્વારી' (પોલિટિકલ) ગણ્યો હતો. 'રાજદ્વારી' હોવાને કારણે જ ફાંસીની સજા થઈ હતી. મેં અરજી લખી આપી. ગવર્નરે ફાંસીને બદલે દેશનિકાલની સજા કરી. આમ એની જિંદગી બચી ગઈ. પોલીસે એ કેસને રાજકીય રૂપ આપીને સજા અપાવી હતી એનું એક સુફળ એ મળ્યું કે ૧૯૪૬માં ફરી કોંગ્રેસ પ્રધાનમંડળ આવ્યું ત્યારે બીજા રાજકીય કેદીઓની સાથે એ માણસ

પણ છૂટી ગયો! છૂટ્યો કે તરત એ સદાકત આશ્રમમાં આવીને મને મળી ગયો. એક બીજી સ્ત્રીને પણ ફાંસીની સજા થઈ હતી. જેલરે પોતે આવીને મારી પાસે એની અરજી લખાવી હતી. એને પણ ફાંસીને બદલે કાળા-પાણીની સજા થઈ હતી.

એક બીજો કેસ લૂંટફાટનો હતો. ગુનેગારને રાજકીય ઠરાવવામાં નહોતો આવ્યો, પણ એ દિવસોમાં સાધારણ કેસોની તપાસ પણ વટહુકમ પ્રમાણે જ કરવામાં આવતી હતી. મૅજિસ્ટ્રેટોની સત્તા વધારી દેવામાં આવી હતી. તેઓ લાંબી લાંબી સજાઓ કરી શકતા હતા. હું ઇસ્પિતાલમાં હતો ત્યા જ એક માણસને રાખવામાં આવ્યો હતો. તેની ઉંમર સાઠ વર્ષથી ઓછી નહીં હોય. એના હાથમાં કાંઈક એવી ખોડ હતી કે એની આંગળીઓ પૂરી ખૂલી શકતી નહીં, પગે પણ લગડો હોવાથી માંડ ચાલી શકતો હતો; દોડી શકે એમ તો હતું જ નહીં. જેલમાં પણ એ માંદો હતો. એના પર કેસ એ હતો કે પટના-ગયા રોડ, જે બહુ ચાલુ સડક છે તેના પર ચોખાની ગૂણો ભરીને એક માણસ ગાડું હાંકી જતો હતો. કેટલાક લૂંટારુએ ગાડાને અટકાવીને ચોખા લૂંટી લીધા, અને ગૂણોને પોતાની પીઠ ઉપર નાખીને ખેતરોને રસ્તે નાસી ગયા. ગાડાવાળાએ બૂમો પાડી એટલે આજુબાજુના કેટલાક લોકો આવી પહોંચ્યા. બધા લૂટારુઓની પાછળ પડચા. લૂંટારુઓ માઈલ' દોઢ માઈલ નીકળી ગયા પછી કોથળા નાખી દઈને છટકી જવા માગતા હતા. પણ લોકોએ એમને પકડી લીધા. એ જ લૂટારુઓમાંના ઉપર બતાવ્યા તે અષ્ટાવક્ર મહારાજ પણ હતા! એ ભાઈ માંદા હતા એટલે મૅજિસ્ટ્રેટે જેલની ઇસ્પિતાલમાં આવીને જ એની જુબાની લીધી હતી, અને એને સાત વર્ષની સજા કરી હતી. હું ઇસ્પિતાલના મારા વોર્ડની બહાર નીકળ્યો ત્યારે પેલાએ મારા પગ પકડીને રોવા માંડચુ. મે એને અપીલ* કરવાનું કહ્યું. એણે જેલરને કહીને ચુકાદાની નકલ મંગાવી. મેં એને અરજી લખી આપી. હાઈકોર્ટે એને છોડી મૂકચો. જજોએ એ આખા કિસ્સાને અશક્ય લેખ્યો અને આ ગરીબોની ગિરફતારીનું કારણ લૂંટને બદલે બીજું કંઈક હોવું જોઈએ એમ માન્યુ. આ જોઈને મને ખાતરી થઈ ગઈ કે ન્યાય ખરેખર આંધળો હોય છે, કંઈ નહીં તો વટહુકમની તળે કામ કરનારા મૅજિસ્ટ્રેટોને તો એણે આંધળા કરી જ મૂકચા હતા. જો એમ ન હોત તો અષ્ટાવક્રને જોયા પછી કોઈ પણ દેખતો માણસ માની જ ન શકે કે એ ગાડામાંથી ચોખાની ગૂણી લૂંટી લઈ પોતાની પીઠ પર ચડાવીને ડાંગરોનાં ખેતરો ખૂંદીને એક દોઢ માઈલ સુધી ભાગી નીકળ્યા પછી પાછળ

પડેલાઓના હાથમાં આવે. જેની આંગળી ઊઘડતી ન હોય, હાથ સીધા થઈ શકતા ન હોય, પગ એટલા સંગંડાના હોય કે એ માંડ ડગલાં ભરી શકતો હોય અને ઉંમર સાઠ વર્ષની હોય, એ માણસ ચોખાની પાંચ મણની ગૂણી પોતાના વાંસા ઉપર લઈને એક દોઢ માઈલ સુધી ભાગી શક્યો હશે, એ બાબતનો વિશ્વાસ તો આંધળો જ માણસ કરી શકે, છતાં મૅજિસ્ટ્રેટે એ વાત ઉપર વિશ્વાસ કર્યો અને પેલાને સાત વર્ષની સજા ઠોકી દીધી!

રાજકીય કેસોની તો વાત જ શી કરવી! ચોમાસામાં પટના જિલ્લાના કેટલાક ભાગમાં પાણી ભરાઈ જાય છે. એને ટાલ કહે છે ચોમાસામાં એ બાજુ રેલગાડીમાં જઈએ તો નજર પહોંચે ત્યાં સુધી પાણી જ પાણી પથરાયેલું દેખાય છે. આ ટાલમાં જે ગામડાં હોય છે એ એક રીતે ચોમાસા વખતે દુનિયાથી છૂટાં પડી જાય છે. હોડી સિવાય ત્યાંથી બહાર નીકળવાનો કોઈ રસ્તો રહેતો નથી. બીજી મોસમોમાં પણ આ ગામડાંઓમાં હલકારો અઠવાડિયામાં એક વાર ટપાલ લઈ જાય છે. ચોમાસામાં કદાચ આખા મહિનામાં એકાદ વાર એ ત્યાં જતો હોય તોયે ઘણું કહેવાય. એવા એક નાનકડા ગામડાના લોકોને કેટલાંય વરસથી એક જૂજવા જમીનદાર સાથે ઝઘડો ચાલતો હતો. આ હિલચાલનો લાગ જોઈને એ જમીનદારે પોલીસ મારફતે એ ગામડાના મુખ્ય ખેડૂતો ઉપર રાજદ્રોહી કેસ માંડ્યો. એ બધાને પકડીને જેલ ભેગા કરી દેવામાં આવ્યા. એ કેસ સેશન્સમાં ગયો (દોરા-સપુર્દ) ત્યારે આ લોકોને બાંકીપુરની જેલમાં રાખવામાં આવ્યા હતા. સેશન કોર્ટમાં એટલા બધા કેસો હતા કે ૧૯૪૪ના જૂન-જુલાઈ પહેલાં આ કેસની સુનાવણી નીકળી ન શકી. આશરે બે વર્ષ સુધી એ લોકો કાચી કેદમાં પડ્યા રહ્યા. એમના પર બહુ સંગીન આરોપ લગાવવામાં આવ્યા હતા. તે એકે, એ ગામના લોકોએ મુંબઈના આઠમી ઑગસ્ટવાળા ઠરાવ પછી કોંગ્રેસના હુકમથી પોતાના તથા પોતાની આજુબાજુનાં ગામડાંઓમાં બ્રિટિશ રાજ્ય ઉથલાવીને પોતાનું રાજ સ્થાપ્યું હતું; એમાં એક માણસ રાજા બન્યો હતો, બીજો પ્રધાન બન્યો હતો, ત્રીજો સેનાપતિ થયો હતો; અને આ રીતે બીજા લોકો પણ એ રાજ સ્થાપવામાં મદદ કરતા હતા. અને એ રાજ ચલાવવાને સારુ લોકો ઉપર એમણે કર નાખ્યો હતો; આકરામાં આકરી કલમો એમની ઉપર લાગુ પાડવામાં આવી હતી, અને એની સજામાં ફાંસી તથા માલમિલકતની જપ્તી થઈ શકે તેમ હતું. રાજા, પ્રધાન અને સેનાપતિને પોતાના સાથીઓની સાથે બાંકીપુરની જેલમાં લાવવામાં આવ્યા હતા. સેનાપતિ એટલો માંદો

હતો કે એ બે વરસના ગાળામાં મોટે ભાગે એનો બધો વખત ઇસ્પિતાલમાં જ વીત્યો હતો. કેસ સેશન જજની રૂબરૂ આવ્યો. પોલીસે જુબાની આપી કે, મુંબઈની ખબર મળી એટલે આ લોકોએ પોતાનું રાજ સ્થાપી દીધું. એ ગામડામાં તથા આસપાસનાં ગામડાંઓમાં લોકો પાસેથી તેઓ કર ઉઘરાવવા લાગ્યા અને જે લોકો ન આપતા એમનાં ઘરબાર લૂંટી લેવા લાગ્યા. આ લોકોનો જવાબ એ હતો કે આખો કેસ જ ખોટો છે. તેઓ પોતે કોંગ્રેસ સાથે કશો સંબંધ ધરાવતા નથી, મુંબઈના ઠરાવની એમને કશી ખબર નહોતી; ગામના પેલા નાનકડા જૂજવા જમીનદારે પોતાનું વેર વાળવા માટે એમને ખોટેખોટા કેસમાં ફસાવી દીધા હતા. સેશન જજે ચુકાદો આપ્યો કે આખો કેસ સાવ બનાવટી અને પાયા વિનાનો છે, પેલા જમીનદારે ઊભો કર્યો છે; કેમ કે જે ગામડાનો ચોમાસામાં બાકીની દુનિયા સાથેના સંબંધ એક રીતે તૂટી જાય છે ત્યાં એવે વખતે મુંબઈના ઠરાવની તથા આ હિલચાલની ખબર પણ પહોંચી નહીં હોય; કેમ કે જે દિવસે સ્વતંત્ર રાજ્ય સ્થપાયાનું કહેવાય છે એ દિવસ સુધી એ હિલચાલે પટના શહેરમાં પણ હજુ જોર પકડ્યું નહોતું. આખરે એ બધાયે છૂટી ગયા; પણ બે વરસ લગી કાચી જેલ ભોગવ્યા પછી અને કેસમાં ખૂબ જ ખર્ચમાં ઊતર્યા પછી!

એક બીજો દાખલો જોઈએ. એક અઢારવીસ વર્ષનો છોકરો હતો. એને રાજકારણ સાથે કશી લેવાદેવા ન હતી. એ દેખાવમાં કંઈક સારો હતો. પોલીસ એના પર નારાજ હતી. એ નાની નાની ચોરીઓ કરનારો અથવા ખીસાકાતરુ જેવો કંઈક હશે. નવમી ઑગસ્ટની હિલચાલ શરૂ થઈ તે પહેલાં એ રેલમાં વગર ટિકિટે મુસાફરી કરતાં પકડાયો હતો. એ દરમ્યાન આંદોલન શરૂ થઈ ગયું. પોલીસે એને થોડા દિવસ જેલમાં રાખવા માટે સહેલો ઉપાય એ જોયો કે એને થાણું લૂંટવાના તથા રેલના પાટા ઉખેડવાના ને તાર કાપવાના કેસમાં ગુનેગાર ગણવો. પોલીસે કદાચ માની લીધું કે આવી રીતે ખીસાકાતરુની દેખરેખ રાખવાનો ભાર વર્ષો લગી એમને માથેથી ઊતરી જશે. પેલા ટિકિટવાળા કેસમાં એને એક અઠવાડિયાની સજા થઈ અને એ તરત પૂરી થઈ ગઈ. પણ એના ઉપર બીજા ઘણા કેસ હતા. એને કાચી જેલમાં રાજકીય કેદીઓની જોડે રાખવામાં આવ્યો હતો. એના ઉપર એક કેસ ચાલ્યો જેમાં એણે જુબાની આપી કે જે બનાવને આધારે આ કેસ મંડાયો છે એ બનાવના ઘણા દિવસ પહેલાં એ જેલમાં પુરાયેલો છે. મૅજિસ્ટ્રેટે એની વાત માની લીધી ને એને છોડી મૂકયો. પણ હજુ પણ એના પર આવી જાતના આંદોલન

વિધેના કેસો હતા. એટલે એ છૂટ્યો નહીં. એના ઉપર બે ત્રણ કેસ ચાલ્યા અને એમાંથી એ છૂટતો ગયો, પણ જેલમાંથી ન છૂટયો. આવી રીતે ઘણા મહિના વીતી ગયા. વળી એક મુકદ્દમો એના ઉપર કરવામાં આવ્યો. એ મુકદ્દમો પણ આ આંદોલન સાથે સંકળાયેલો હતો. હું એ બનાવના ઘણા વખત પહેલાં જેલમાં છું અને જેલનું રજિસ્ટર મંગાવીને તપાસો તો એનો પુરાવો મળશે એવી જુબાની એણે આપી, તે છતાં મૅજિસ્ટ્રેટે એને વરસોની લાંબી કેદની સજા ઠોકી! એણે કરેલી અપીલ પણ નીકળી ગઈ! પણ એની તરફથી એક અરજી તૈયાર કરવામાં આવી એમાં બધી વિગત આપવામાં આવી; એના પકડાવાની તારીખ, બનાવ બન્યાની તારીખ; જે બીજા કેસોમાં એને છોડી મૂકવામાં આવ્યો એની વિગત વગેરે બધું ખુલાસાવાર લખવામા આવ્યુ. અને એમાં એમ પણ જણાવ્યુ કે જે દિવસનો એ બનાવ છે એ દિવસે હું જેલમાં હતો કે નહીં એ રજિસ્ટર મંગાવીને તપાસવામાં આવે. જ્યારે જિલ્લા મૅજિસ્ટ્રેટ જેલ તપાસવા આવ્યો ત્યારે એ છોકરાએ એને એ અરજી આપી. એ જોઈને જિલ્લા મૅજિસ્ટ્રેટ આશ્ચર્યમાં પડી ગયો; અને એ અરજી પોતાની સાથે લેતો ગયો. પાછળથી અમે જાણ્યુ કે મૅજિસ્ટ્રેટે કાગળિયાં મગાવીને જોયાં એટલે એને ખાતરી થઈ ગઈ કે એ માણસ ખોટી સજાનો ભોગ બનીને જેલમાં સબડી રહ્યો છે. એણે સરકારને લખાણ કર્યું અને એને છોડી મૂકવાનો હુકમ મેળવ્યો.

આવી તો કોણ જાણે કેટલીયે જોહુકમી ને આંધળિયાં થયાં હશે, જેનો ભોગ રાજદ્વારી લોકોને તો થવું જ પડ્યું. પણ એ અંગે જેમને સોસવું પડ્યુ એવા બીજા લોકોનીયે સંખ્યા ઓછી નહોતી. રાજદ્વારી માણસોને થયેલી સજાની તો વાત જ શી કરું! કેટલું કહું? જેમને પચીસ પચીસ વરસની સજા થઈ હતી એવા લોકોને પણ જોયા. પચાસ વર્ષથી લાંબી લાંબી સજાવાળા માણસો પણ જોવા મળ્યા. જેમને દસ વરસની અથવા દેશનિકાલની સજા થઈ હોય એવા માણસોની સંખ્યા પણ ઓછી નહોતી બેચાર વર્ષની સજાવાળાઓનું તો પૂછવું જ શું! જ્યારે કલકત્તા હાઈકોર્ટે, જે વટહુકમને આધારે આ મુકદ્દમાઓ ચલાવાયા હતા તે વટહુકમ ગેરકાયદે હોવાનું જણાવ્યુ અને લૉર્ડ લિનલિથગોને નવો વટહુકમ બહાર પાડવો પડ્યો તથા આ કેસોમા આરોપીઓને અપીલ કરવાની તક મળી ત્યારે હાઈકોર્ટે એમાંના ઘણાને છોડી મૂક્યા. ઘણાની સજા ઘટાડવામા આવી. ઘણાને, જેટલી સજા તેઓ ભોગવી ચૂક્યા છે એટલી બસ છે, એમ કહીને છોડી મૂકવામા આવ્યા. જ્યારે હિલચાલ

જોરમાં ચાલતી અને આ બધા મુકદ્દમાઓની શરૂઆત થઈ રહી હતી ત્યારે આવા અંધેરરાજના કેટલાક નમૂના શરૂ શરૂમાં જોવામાં આવ્યા હતા તેમાંના એકની વાત હું ઉપર કરી ગયો છું, જેમાં આઠ માણસોને જિલ્લાજજે ફાંસીની સજા કરી દીધી હતી.

આ પહેલાંના આંદોલનમાં અદાલતમાં કોંગ્રેસવાળાઓ પોતાનો બચાવ કરતા ન હતા. એ વખતે પણ અંધેર ચાલતું હતું, પણ સજા આપવામાં કાંઈક મર્યાદા સચવાતી હતી અને આટલી લાંબી લાંબી સજાઓ અપાતી નહોતી. દંડને સારુ મોટી મોટી રકમો ક્યાંક ક્યાંક લેવામાં આવતી હતી, પણ સાધારણ રીતે એની કોઈ પરવા રાખતા નહોતા અને ગાંધીજીએ બચાવ કરવાની જે મના કરી હતી એ વાતને લોકો માનતા હતા. આ વખતના મુકદ્દમાઓનું વલણ જ જુદું હતું. એમાં ઘણી લાંબી લાંબી સજાઓ થતી હતી; ફાંસીનીયે સજા થતી અથવા થવાની હતી. એટલે બચાવ કરવો કે નહીં એ પ્રશ્ન ઉપસ્થિત થયો. જેમને ફાંસીની સજા થયેલી એવા માણસો બાંકીપુરની જેલમાંયે હતા. ૧૯૩૦–૩૧ અને ૧૯૩૨–૩૪ની સત્યાગ્રહની લડતમાં દંડ વસૂલ કરવામાં અંધેર ચાલવા લાગ્યું હતું. થોડી રકમને માટે ઘરની બધી માલમિલકત કાયદેસર જપ્ત કરી લેવામાં આવતી હતી, એટલું જ નહીં પણ ગેરકાયદેસર લૂંટાવા પણ લાગી હતી. એટલે કોઈકે કોઈની સલાહ લીધા વિના પોતાનો કેસ હાઈકોર્ટમાં પહોંચાડી દીધો. ત્યાંથી હુકમ નીકળ્યો કે સંયુક્ત હિંદુ કુટુંબનો સામાન કોઈ એક વ્યક્તિના દંડપેટે જપ્ત કરી શકાય નહીં. એને પરિણામે દંડ વસૂલ કરવામાં ચાલતું અંધેર સારી પેઠે દૂર થયું, કેમ કે બધી જગ્યાએ લોકોને ખબર પડી ગઈ કે એ જાતનું ઉદાહરણ પાકું થઈ ગયું છે. આ વખતે જ્યારે લોકોએ મને પૂછ્યું કે આવા સંગીન કેસોમાં બચાવ કરશો કે નહીં, ત્યારે મેં સલાહ આપી કે જરૂર બચાવ કરવો. કેટલાક જણને મારી આ સલાહ ગમી નહીં. અને બીજા કેટલાકને એ વાતની ખબર જ ન પડી કે મેં આવી જાતની સલાહ આપી છે. એટલે કેટલાકે કશો બચાવ કર્યો નહીં અને જે સજા થઈ એ હસતે મોંએ ભોગવી. એમાંના એક જગલાલ ચૌધરીજી હતા. એમને દસ વરસની સજા મળેલી, અને એ પણ બહુ જ કપરે પ્રસંગે. તે પ્રસંગ એ હતો કે એમનો જુવાનજોધ દીકરો ગોળીનો ભોગ બન્યો હતો અને એનું શબ શોધવા તેઓ થાણા આગળ ગયા હતા ત્યારે તેમને પકડવામાં આવેલા.

નવા વટહુકમ પ્રમાણે અપીલ કરવાની તક મળી ત્યારે પણ મેં અપીલ કરવાની સલાહ આપી. મેં આ સલાહ બે હેતુથી આપેલી; એક

હેતુ એ હતો કે જો આપણે બચાવ કરીએ તો કદાચ મૅજિસ્ટ્રેટનું અંધેરરાજ કંઈક ઓછું થાય અને બીજું કારણ એ કે ચળવળમાં ઘણા એવા માણસો પણ પકડાયા હતા જેમને કૉંગ્રેસ સાથે કશી લેવાદેવા ન હતી અને જેઓ ગમે તે રીતે પોતાનો બચાવ કરતા જ એમ મેં જોયું. કૉંગ્રેસવાળાઓમાં પણ પોતાનો બચાવ કરવા ઇચ્છનારા લોકો હતા. સજાઓ પણ બહુ આકરી થવાની હતી એટલે મેં વિચાર્યું કે આ લોકોને બચાવ કરતાં રોકવામાં આવે તો અસંતોષ ફેલાશે અને રોકવા છતાં ઘણા બચાવ કરશે. એ સ્થિતિમાં બચાવ કરવા દેવાનું મને યોગ્ય લાગ્યું. હું જાણતો હતો અને જેને મળવાનું થતું હતું એની આગળ હું મારો વિશ્વાસ પ્રગટ પણ કરતો હતો કે તમારી સજા ગમે તેટલી લાંબી હોય તોયે મારા જેવા અનિશ્ચિત મુદત માટે જેલમાં પુરાયેલા અને તમે બધાય ભેગા છૂટવાના છીએ. એમ પણ બને કે, અમે થોડાક વહેલા છૂટીએ, પણ જ્યાં લગી તમને બધાને અમે છોડાવી ન લઈએ ત્યાં સુધી અમે બહાર રહી નહીં શકીએ. અને એ વાત સાચી જ હતી. આટલા બધા માણસોને લાંબી લાંબી સજાઓ ભોગવવાને સારુ પડતા મૂકીને અમે બહાર શી રીતે રહી શકીએ? મહાત્મા ગાંધીજીએ પણ બહાર આવ્યા પછી કેસોનો બચાવ કરવાની જ સલાહ આપી. એ જોઈને મારા મનને બહુ સંતોષ થયો. જેમને ફાંસીની સજા થઈ હતી એમને વિષે ફિકર રહેતી હતી. કેદમાં હોય તેને વહેલામોડા છોડાવી શકાય, પણ જેમને ફાંસીની સજા થઈ છે એ તો સદાને માટે ચાલ્યા જવાના. પટનામાં અનેક માણસોને ફાંસીની સજા કરવામાં આવેલી, પણ એ બધાય કોઈ ને કોઈ રીતે બચી ગયા. થોડાક વખત તો અપીલ વગેરે કરવામાં પસાર થયો, પછી જ્યારે અમે બધા છૂટી ગયા અને લૉર્ડ વેવેલ સાથે ફાંસીવાળા કેસો વિષે મહાત્મા ગાંધીજીએ વાતચીત કરવા માંડી, ત્યારે બીજાઓની જેમ પટનાવાળાઓની ફાંસીની સજા પણ જન્મટીપ દેશનિકાલમાં ફેરવી નાખવામાં આવી, અને કૉંગ્રેસી પ્રધાનમંડળ આવતાં એ બધા છૂટી ગયા. પણ મુજફ્ફરપુર, ભાગલપુર, મુંગેર વગેરેમાં ઘણા માણસોને ફાંસી દેવાઈ ગઈ. જો એમને ઉતાવળે ફાંસીએ લટકાવી દેવામાં ન આવ્યા હોત તો આખરે તેઓ પણ ચોક્કસ છૂટી જાત; પરંતુ એમની સાથે એક જ કેસમાં જેમને સજા થઈ હતી એવા માણસો પાછળથી છૂટી ગયા પણ પેલા તો ચાલ્યા ગયા. જેમને ફાંસીની સજા થયેલી તે લોકોને હવે બહાર ફરતા જોઈને મન પ્રસન્ન થાય છે. પણ સાથે સાથે એ વાતનો અફસોસ પણ થાય છે કે બીજાઓને પણ અમે આ પ્રમાણે છોડાવી ન શક્યા.

૧૫૩

## ૧૯૪૨ના આવેશનાં પરિણામ

આ વખતે નવમી ઑગસ્ટ (૧૯૪૨)ને દિવસે મને જેલમાં લાવવામાં આવ્યો. ત્યાંથી ૧૯૪૫ની ૧૫મી જૂનને દિવસે હું નીકળ્યો. હું કહી ગયો છું કે શરૂઆતમાં મારી જોડે મથુરાબાબુ અને શ્રી ચક્રધરશરણ રહેલા; બીજા લોકોની આવજા રહી પણ મારે નિમિત્તે નહીં. શ્રી ચક્રધરશરણને ૧૯૪૩ના ઑક્ટોબરમાં હજારીબાગ જેલમાં મોકલી દેવામાં આવ્યા. ૧૯૪૪ના માર્ચમાં મથુરાબાબુ છૂટી ગયા. ત્યાર પછી ૧૯૪૪ના ડિસેમ્બરની ત્રીજી તારીખ સુધી મારી જોડે એકલા વાલ્મીકિ રહ્યા. નવા વટહુકમ મુજબ દર છ્ઠ્ઠે મહિને, સરકાર તરફથી એક સમિતિ આવીને નજરકેદીઓને મળતી. એ જેને માટે ભલામણ કરતી તેમને છોડી મૂકવામાં આવતા. ૧૯૪૪ના માચમાં એ કમિટી પહેલી વાર આવેલી. એની ભલામણને આધારે મથુરાબાબુને એકાએક છોડી મૂકવામાં આવ્યા હતા. સમિતિના સભ્યોએ મને પૂછેલું કે, "તમે છૂટવા ઇચ્છો છો?" એનો જવાબ મે એ વાળેલો કે, "એકલો નહીં, બધાની સાથે જ." એટલે એમણે પૂછ્યું કે, "જો તમને છોડી મૂકવામાં આવે તો તમને આશ્ચર્ય થશે ખરું?" મે જવાબ આપ્યો કે, "જરૂર, બહુ જ આશ્ચર્ય થશે." એમણે પૂછ્યું, "જો કૉંગ્રેસે ભાગફોડનો કાયક્રમ આપ્યો ન હતો તો લોકોને એ વાતની જાણ કેવી રીતે થઈ અને એ વાત દેશના એક છેડાથી બીજા છેડા સુધી આટલી ઝડપથી કેવી રીતે ફેલાઈ ગઈ?" મેં કહ્યું કે, "આઠમી ઑગસ્ટનો ઠરાવ પ્રસિદ્ધ થયો. એ વખતે નવમી ઑગસ્ટ (૧૯૪૨)ની સવારે છાપાઓમા સરકારનું એક નિવેદન છપાયુ હતું, એમાં આઘીજી તથા કારોબારી સમિતિના સભ્યોને પકડવાનું કારણ દર્શાવીને સરકારે લોકોને એ સમજાવવાનો પ્રયત્ન કર્યો હતો કે સરકારનું એ પગલુ યોગ્ય હતું; પછી એમા સ્પષ્ટ રીતે એમ પણ લખ્યુ હતુ કે આ વખતે રેલ અને તાર વગેરેની ભાંગફોડ કરવાનો પણ કૉંગ્રેસ તરફથી કાર્યક્રમ અપાયો છે. એ જ દિવસે અથવા એને બીજે દિવસે એ વાત ઉપર મિ. એમરીએ રેડિયો ઉપર ભાષણ કર્યું હતુ, અને તે ભાષણ છાપાંઓમા આવ્યુ હતું — કૉંગ્રેસે તો કશો કાર્યક્રમ બહાર પાડ્યો નહોતો. લોકોએ માની લીધુ કે આ છાપાંમા આવ્યો છે એ જ કાર્યક્રમ હોવો જોઈએ અને સરકારના શબ્દો ઉપર વિશ્વાસ રાખીને લોકોએ કામ શરૂ કરી દીધુ."



શ્રી ચક્રધરશરણ, બાબુ મથુરાપ્રસાદ, શ્રી વાલ્મીકિ ચૌધરી
રાજેન્દ્રપ્રસાદ (વચ્ચે)

આજે પણ મને ખાતરી છે કે એ જ કારણે એ કાર્યક્રમનો આટલો બધો અને આટલી ઝડપથી પ્રચાર થયો. મેં ઉપર એક વાર જણાવ્યું છે તે મુજબ લોકોના મનમાં આવી જાતનો કાર્યક્રમ ૧૯૩૦ની સાલથી ઘોળાયા કરતો હતો; આ વખતે એને ટેકો મળી ગયો અને લોકોએ એને ઉચિત માની લીધો. એના બે મજબૂત પુરાવા મને એ જ વખતે જેલમાં મળી ગયા. મેં જોયું કે આ વાત જોર પકડશે. મારા પકડાયા પછી થોડા જ દિવસે ફૂલનબાબુ જેલમાં આવી પહોંચ્યા હતા. એમણે મને કહ્યું કે, "મારા પકડાવાની વાત શહેરમાં પહોંચી ત્યારે કેટલાક જણ મારી પાસે આવ્યા અને મને પૂછ્યું કે કાર્યક્રમ શો છે? તમે રાજેન્દ્રબાબુને મળ્યા હશો અને તમને એમણે કંઈક કહ્યું હશે." પણ ફૂલનબાબુની મને ઘણા દિવસથી મુલાકાત થઈ જ નહોતી. એટલે તેઓ પેલા પૂછવા આવનારાઓને કંઈ કહી શક્યા નહીં. પણ એ જ દિવસે થોડાક કલાક પહેલાં છાપાંમાં સરકારી નિવેદન જાહેર થઈ ચૂક્યું હતું અને એની તરફ લોકોનું ધ્યાન ખેંચાયું હતું. એ પછી બે દિવસે સેક્રેટરિયટ આગળ થયેલા ગોળીબાર પ્રકરણને અંગે પકડાયેલા કેટલાક છોકરાઓને બાંકીપુર જેલમાં લાવવામાં આવ્યા ત્યારે મેં જોયું કે એમનો દરેકે દરેક જણ ટેલિફોનના તાર કાપવાનું, રેલના પાટાઓ ઉખેડવાનું, અને કોઈ પણ રીતે વાહનવહેવાર ખોરવી નાખવાનું કામ આ વખતના કાર્યક્રમનું એક અંગ છે એમ માનતો હતો. હું ઉપર જણાવી ગયો છું કે જ્યારે પકડાયેલા થોડાક વિદ્યાર્થીઓને લારીમાં ક્યાંક બીજે લઈ જવામાં આવતા હતા ત્યારે જેલના દરવાજા પાસે લોકોએ એમને છોડાવી લીધેલા અને લારી સળગાવી મૂકેલી. એ પછી બીજી લારીઓમાંના બીજા વિદ્યાર્થીઓને થોડા વખતને માટે ફરી પાછા જેલમાં લાવવામાં આવેલા. હું માંદો હતો તેમ છતાં મેં એમને સમજાવવાનો પ્રયત્ન કર્યો કે આ ઠીક નથી થયું. પણ એનો જવાબ એમણે એ જ આપ્યો કે જો ટેલિફોન અને તાર કાપવા તથા રેલગાડીને અટકાવવી એ યોગ્ય છે, તો પછી લારીને પણ નકામી કરી મૂકવી એ પણ એ કાર્યક્રમમાં આવી જાય છે, એટલે જે થયું છે તે યોગ્ય જ ગણાવું જોઈએ. મેં ઘણું કહ્યું, છતાં મારી વાત એમને ગળે ઊતરી નહીં. એટલું ખરું કે વિવેકની ખાતર તેઓ મારી સામે વધુ બોલ્યા નહીં. એ છોકરાઓ જેલમાં થોડા દિવસ પુરાયેલા રહ્યા, એટલે એ કાર્યક્રમ એમણે તો ચલાવ્યો ન જ હોય. પણ એ સ્પષ્ટ છે કે ભાંગફોડ કરવી એ એ કાર્યક્રમમાં આવી જાય છે એવી લોકોને ખાતરી થઈ ગઈ હતી.

આને લીધે જ ઈ. આઈ. આર. ની ધોરી લાઈન પર મોગલસરાઈથી માંડીને આસનસોલ સુધી ગાડીઓની અવરજવર આટલા ઝપાટાથી ઘણા દિવસ લગી અટકી પડી હતી. એ જ રીતે પટનાથી ગયાવાળી બ્રાન્ચલાઈન પણ ખોટકાવી દેવામાં આવેલી. કેવળ ગ્રેન્ડ કોર્ડ લાઈનને બહુ નુકસાન પહોંચ્યું ન હતું એટલે એ ગાડીની આવજા બંધ નહોતી થઈ. ગંગાની ઉત્તર બાજુએ બી. એન. ડબલ્યુ. રેલવેમાં એક બાજુએ બનારસથી માંડીને કટીહાર સુધી ને બીજી બાજુએ ગોરખપુર-બસ્તીથી માંડીને છપરા આગળ એ લાઈન બનારસની લાઈનને મળે છે ત્યાં સુધી ઘણી જ ભાંગફોડ થઈ હતી. મોટે ભાગે બધી જગ્યાએ સ્ટેશનોને ભાંગીતોડી નાખવામાં આવ્યાં હતાં, અને પાટાઓ પણ એવી રીતે વીખી નાખવામાં આવ્યા હતા કે મહિનાના મહિના સુધી ત્યાં ગાડી ચાલી ન શકે. એ જ કારણે બિહારની બહારના લોકોની ધારણા છે કે આખા બિહારમાં તથા સંયુક્ત પ્રાંતના પૂર્વના જિલ્લાઓમાં જ આંદોલનની શરૂઆત સૌથી વધારે ઉગ્ર અને જબરી હતી, એટલે સરકારે સૌથી વધારે જુલમ પણ અહીં જ કર્યો. પોલીસ અને લશ્કરી ગોળીઓના ભોગ કેટલા થયા એનું અનુમાન થઈ શકે તેમ નથી. કેટલા ઘર બાળી ને લૂંટી લેવામાં આવ્યા એ પણ કહી શકાય તેમ નથી. કેટલાયને બીજી અવર્ણનીય યાતના સહન કરવી પડી. જેલ જનારાઓની સંખ્યાની તો અમને ચોક્કસ ખબર પણ ન પડી. અમે એટલું જ જાણીએ છીએ કે બિહારમાં સામાન્ય કેદીઓને રાજદ્વારી કેદીઓ માટે જગ્યા ખાલી કરી આપવી પડી. અને એ રીતે મુદ્દત પૂરી થયા પહેલાં જ ઘણાને છોડી મૂકવામાં આવ્યા. જેમના પર બહુ ગંભીર ગુનાના આરોપ મુકાયા હતા એવા ઘણાને કાચી જેલમાંથી જ છોડી દેવામાં આવ્યા હતા. એવી લોકવાયકા હતી કે બહાર રહીને લૂંટફાટ કરે અને પ્રજા કોંગ્રેસથી કંટાળી જાય એ હેતુથી ભાગલપુર જિલ્લાના બાંકા તાલુકામાં ત્રીસચાળીસ લૂંટારાઓને છોડી મૂકવામાં આવ્યા હતા. એમ સાંભળ્યું છે કે આમાંના કેટલાક જણે બહાર નીકળીને હિલચાલમાં ભાગ લીધો અને એકને તો ફાંસીની સજા થઈ તથા બીજા કેટલાયને બીજી જાતની સખત સજા થઈ. જેલમાંથી છૂટ્યા પછી જ્યારે હું ગવર્નરને મળ્યો ત્યારે એમને મેં આ વાત કરેલી. એમણે તપાસ પણ કરાવેલી. તે ઉપરથી જણાયું કે ઘણા લૂંટારાને એ રીતે છોડી મૂકવામાં આવ્યા હતા. મેં એમ સાંભળ્યું છે કે જ્યાં સુધી શરૂશરૂમાં હિલચાલ ખૂબ જોરમાં હતી ત્યાં સુધી લૂંટ અને ચોરી બિલકુલ બંધ થઈ ગયાં હતાં!

હિલચાલ કરનારાઓએ કેટલીક ટપાલ ઑફિસો અને રજિસ્ટર ઑફિસો વગેરેનો કબજો લીધો હતો. કોઈ કોઈ જગ્યાએ એમાંની કેટલીકને બાળી પણ નાખી હતી. પણ શરૂઆતમાં હિલચાલનું જોર હતું ત્યારે જ્યાં જ્યાં એમને રૂપિયા મળ્યા એમાંના એકેયને એમણે હાથ નહોતો અડાડ્યો એમ સાંભળવામાં આવ્યું હતું. એ દિવસોમાં ચાંદીના રૂપિયા તો ભાગ્યે જ નજરે પડતા એટલે ઘણે ભાગે નોટો જ હાથ આવતી. લોકો એ નોટોને બાળી મૂકતા. એ નોટોથી વ્યક્તિગત લાભ લેવાની અથવા આંદોલનને અંગે એ વાપરવાની કલ્પના પણ કોઈને નહોતી આવતી. પણ એ ચોખ્ખાઈ ઝાઝા દિવસ ન ટકી. કેટલાક દિવસ પછી એમાં એવી જાતના માણસો ભળ્યા જેમણે હિલચાલને સારુ ધન ભેગું કરવા માંડ્યું — તે એટલે લગી કે આંદોલનને નામે ધાડો પણ પાડવામાં આવી આ લૂંટમાં મળેલો પૈસો કોના હાથમાં આવ્યો અને કોણે કેવી રીતે ખર્ચ્યો એનો કાંઈ પત્તો નથી. પણ આ બધું ઘણું પાછળથી જ્યારે આંદોલન લગભગ અટકી ગયું હતું ત્યારે બનેલું. જ્યારે આંદોલનની ચડતી કળા હતી ત્યારે તો સરકારી અમલદારો જાતે જ લોકોને લૂંટફાટ કરવાનું આમંત્રણ આપતા હતા! ટપાલ ઑફિસવાળાઓને તો ટપાલ ઑફિસ લૂંટાય એ ગમતું હતું; કેમ કે એ બહાને તેઓ કહી શકતા હતા કે જે રૂપિયા સિલકમાં હતા તે બધા લોકો લૂંટી ગયા છે; પછી ભલેને એ ખરેખર લૂંટાયા હોય કે ન લૂંટાયા હોય! સરકારને તો એ ન જ મળ્યા. શરૂઆતમાં ઘણી જગ્યાએ થાણાવાળાઓ પણ લોકો સાથે ભળી ગયા. લોકો આવે એટલે તેઓ વગર અડચણે થાણા ઉપર ધ્વજ ચડાવવા દેતા, અને એમની સાથે ભળીને પોકારો કરવા લાગતા. એવા થાણદારોની સાથે લોકો પણ બહુ સારી રીતે વર્તતા. એમ પણ સાંભળ્યું છે કે કેટલેક સ્થળે લોકોએ થાણદારોને હોડીમાં કે બીજા કોઈ વાહનમાં બેસાડીને જિલ્લાના મુખ્ય શહેરમાં પહોંચાડી દીધા અને થાણા ઉપર કબજો કરી લીધો. જ્યાં થાણદારે અત્યાચાર કર્યો ત્યાં લોકોએ થાણદાર સામે સખત પગલાં લીધાં. ક્યાંક ક્યાંક તેમને મારી નાખવામાં આવ્યા; પણ એવું કોઈક જ જગ્યાએ બન્યું. કોઈ કોઈ થાણદાર અતિશય જુલમી નીકળ્યો, અને જ્યારે લશ્કર આવી પહોંચ્યું ત્યારે તો પોલીસનું વલણ જ બદલાઈ ગયું; પછી તો એમણે અવર્ણનીય જુલમ વરસાવ્યો. આ જુલમો કરવામાં દારોગા જેવા મોટા અમલદારો વધારે ભાગ લેતા હતા — કૉન્સ્ટેબલ અને સાધારણ સિપાઈઓએ ઓછો ભાગ લીધો હતો.

આ બધું જોતાં એટલું તો કબૂલ કરવું જોઈએ કે લોકોએ રેલ અને તાર વગેરે સારી પેઠે તોડ્યાં અને સરકારી મકાનોને પણ નુકસાન

પહોંચાડયું; છતાં આ આંદોલન જેટલું ફેલાયેલું હતું એટલા પ્રમાણમાં સરકારી અમલદારો ઉપર લોકોએ ઝાઝો અત્યાચાર કર્યો નહોતો અમલદારને મારવાનું કે તેનો જીવ લેવાનુંયે બહુ ઓછુ જ બનેલું. એમ લાગે છે કે કોઈ માણસને મારવોપીટવો અથવા તેનો જીવ લેવો એ અહિંસાના સિદ્ધાંતની વિરુદ્ધ છે, એવી માન્યતા લોકોમાં હતી; પણ રેલ, તાર, મકાન વગેરે નિર્જીવ ચીજોને તોડીફોડી નાખવી કે બાળી મૂકવી એ અહિંસામાં જ ગણાય એમ તેઓનું ધારવું હતું ' સરકારના કેટલાક માણસો માર્યા ગયા એ સાચું, પણ બહુ થોડી સંખ્યામાં. આપણે જ્યારે જોઈએ છીએ કે આંદોલનનો ફેલાવો ઘણા જ વિસ્તારમાં થયો અને એ ઘણા વખત સુધી ચાલ્યુ ત્યારે કલ્પી શકાય છે, કે જો લોકો ઇચ્છત તો સહેલાઈથી ઘણા લોકોનો ખુરદો કાઢી નાખી શકત. આ ઉપરથી એટલુ જ તરી આવે છે કે લોકોએ અનેક માણસોને ઇરાદાપૂર્વક જતા કર્યા. એમ ન કર્યું હોત તો કોણ જાણે કેટલાય વધારે થાણેદારોની કતલ થઈ ગઈ હોત. એમ છતાં સરકારે એ થોડાક મરાયેલા અમલદારોનો બદલો લેવા કોણ જાણે કેટલા બેસુમાર લોકોને ગોળીથી વીંધી નાખ્યા. જો બન્ને તરફની મરણસંખ્યાનો પૂરેપૂરો આંકડો મળે તો એકના સાટામાં પંચોતેર નહીં તો પચાસસાઠનું પ્રમાણ તો જરૂર આવે. પણ આ કેવળ અનુમાન થયુ. સાચી સંખ્યાનો પત્તો લાગ્યો નથી અને હવે કદાચ લાગે એમ પણ નથી. એમ છતાં એ માન્યે જ છૂટકો છે કે આંદોલન પૂરેપૂરું અહિંસક રહી ન શક્યું અને લોકો અહિંસાની મર્યાદા વટાવી ગયા.

આંદોલનનું જોર તો ઘણુંખરું એક કે બે મહિના સુધી ટક્યું. એ પછી એની અસર કંઈક ભલે રહી હોય, પણ લોકો આક્રમણ કરવાને બદલે પોતાનો બચાવ કરવામા જ વળગી ગયા; અને સરકારી દમનચક્રના ભોગ બનતા રહ્યા. કેટલાક લોકોએ આવી રીતે સાવ ટાઢા પડી ગયેલા આંદોલનને ફરી વાર ખડું કરવાને બહુ મથામણ કરી પણ એમના એ પ્રયાસનું કંઈ ઝાઝું ફળ ન જણાયું; ફરી વાર એ ઊભું થયું કે ચાલ્યું નહીં. કોઈ કોઈ જગ્યાએ છૂટાછવાયા બનાવો બન્યા ખરા, પણ એની સરકાર ઉપર કાંઈ અસર થઈ નહીં અને લોકોનેયે એમાં ઝાઝો રસ રહ્યો નહીં. એટલુ ખરું કે એને પરિણામે દમનનું જોર ચાલુ રહ્યુ અને લોકોને ઠીક ઠીક સહન કરવું પડયું કેટલાક જણ જેલમાં આવ્યા નહીં, અને બહાર જ કામ કરતા રહ્યા. કેટલાક જણ જેલમાંથી છૂટયા પછી ફરી લડતને ઊભી કરવાના પ્રયાસમાં મંડયા રહ્યા. પણ આ જાતના પ્રયત્ન કરનારાઓ હવે ફરી વાર લોકોમાં ઉત્સાહ પેદા

નહીં કરી શકે અને આંદોલન પાછું ઊભું નહીં જ કરી શકાય એ વાત થોડા જ દિવસમાં સ્પષ્ટ જણાઈ આવી. જે લોકો આવા 'પ્રયત્નમાં મંડ્યા હતા તેઓ સંતાઈ છુપાઈને જ કામ કરી શકે તેમ હતું. એવા લોકો આ આંદોલનમાં ઘણા હતા. થોડા દિવસ બાદ આવા લોકોને પોતાનું રક્ષણ કરવા ઉપરાંત બીજું કાંઈ કામ કરવાનો વખત કે સાધન નહોતું મળતું. સંતાતા ફરવું એ જ એક એવું કામ થઈ પડ્યું કે એમની બધી શક્તિ અને બધો વખત એ કામ જ ખાઈ જતું. એમ છતાં ઘણાઓએ ખૂબ બહાદુરીપૂર્વક કામ કર્યું. કેટલેક સ્થળે બહુ જબરાં સંગઠનો પણ બનાવ્યાં; એ સંગઠનોને સરકાર લાખ પ્રયત્ન કરવા છતાં નાબૂદ ન કરી શકી એટલું જ નહીં, એની ભાળ પણ મેળવી ન શકી. જ્યારે કૉંગ્રેસી પ્રધાનમંડળ હસ્તીમાં આવ્યાં ત્યારે એ બધા લોકો ઉપરના મુકદ્દમાઓ અને વૉરંટ ખેંચી લેવામાં આવ્યાં. એ વખતે એ લોકો બહાર આવ્યા, અથવા એમ કહો કે ત્યારે જ સરકારી અમલદારો એમનો પત્તો મેળવી શક્યા. આવી હોશિયારી અને બહાદુરીને ખાતર તેઓ પ્રશંસાને પાત્ર છે. પણ મારો પોતાનો એવો વિશ્વાસ છે કે જો સંતાઈ-છુપાઈને છાની રીતે કામ કરવામાં ન આવ્યું હોત તો એમાંના કેટલાક જણ માર્યાં જાત, ફાંસીને માંચડે લટકત, અથવા બીજી જાતના ઘોર દમનના ભોગ બનત એમાં શક નથી. પણ નિરપરાધ લોકો ઉપર જેટલો જુલમ ગુજર્યો એટલો ન ગુજરત, અને આંદોલન પણ ઘણું આગળ વધત અને આટલું જલદી દાબી દઈ શકાયું ન હોત. લોકોની સામે સદાય એવી વ્યક્તિઓની હાજરી પણ રહ્યા કરત જેમને તેઓ પોતાના નેતા ગણત અને એમના કહેવા પ્રમાણે ખુશીથી પોતાના પ્રાણ અને ધન લૂટાવી દેત. છાનુંછપનું કામ કરવાની અસર એ થઈ કે બહુ વ્યાપક રીતે એ કામ થઈ ન શક્યું અને થોડાક લોકોના કામને સારુ બીજા અસંખ્ય નિર્દોષ લોકોને ભોગવવું પડ્યું. એટલે મને એમ લાગે છે કે જો રેલ, તાર વગેરે તોડનારા લોકો છડેચોક એ કામ કરત અને પોતાનું કરેલું કબૂલ કરત તો બીજા ઘણાઓની હિંમત અનેકગણી વધી જાત, અને સંભવ છે કે એક પછી એક એ કામ કરવાને સેંકડો લોકો તૈયાર થઈ જાત, અને સજા પણ જે ગુનો કબૂલ કરત તેને જ મળત અને ઘણાખરા નિર્દોષ લોકો બચી જાત. પણ આ તો અહિંસાના સિદ્ધાંતની વાત થઈ. પણ એ સિદ્ધાંતમાં જે લોકોનો વિશ્વાસ નથી તેઓને એનું બંધન શી રીતે ગમે ભલા? લોકોમાં જે હિંમત વધી હતી એ ખુલ્લા બળવાને લીધે જ વધેલી, જો એ નીતિ ચાલુ રહી હોત તો એ હિંમત હજુયે વધી હોત.

## ૧૫૪

# બંગાળનો દુકાળ અને ભારતની એકતા

અમે જેલમાં હતા ત્યારે બંગાળના ભયંકર દુકાળના સમાચાર અમને મળ્યા. ૧૯૪૩ના ઉનાળામાં ચોખા તથા ખોરાકની બીજી ચીજોના ભાવો એટલા બધા ઊંચા ગયા કે લોકોને અન્ન ખરીદવું મુશ્કેલ થવા લાગ્યું. નાનપણમાં જ્યારે હું છપરા અને પટનામાં ભણતો હતો ત્યારે એક વાર દુકાળ પડ્યો હતો. મને સાંભરે છે કે લોકો પાસે કામ લઈને એમને મદદ આપવા માટે સરકાર તરફથી ઠેકઠેકાણે તળાવો ખોદાવવામાં આવ્યાં હતાં. મારે ગામથી થોડેક દૂર એક મોટું તળાવ ખોદાયું હતું. ઘણી જગ્યાએ ગરીબોને માટે રાંધેલું અન્ન પણ વહેંચવામાં આવતું હતું. એ વખત સુધી એક રૂપિયાના પંદર શેર (આપણે ત્યાંનો પોણો મણ) ચોખા વેચાતા હતા. પછી ઘટીને એ રૂપિયાના નવથી દસ શેર વેચાવા લાગ્યા. અને ત્યાર પછી એક વાર મોંઘવારી વધી ગઈ ત્યારે ભાવ ઘટીને રૂપિયાના પાંચથી છ શેર વેચાતા થયા. ૧૯૪૩માં ચોખાના ભાવ સામાન્ય રીતે એક રૂપિયાના સવા શેરથી માંડીને દોઢ શેર થઈ ગયા. છાપાં મારફતે અમને બધાને એ વિષેના થોડાઘણા ખબર મળતા રહેતા. ધીમે ધીમે બંગાળની સ્થિતિ વધારે બગડી ગઈ. ત્યાં કેટલાક જણ ભૂખે મરી ગયાની ખબર આવવા લાગી. થોડા જ દિવસમાં એવા સમાચાર મળ્યા કે કલકત્તાની સડકો ઉપર લોકોની લાશો મળે છે. એ પછી થોડા દિવસમાં છાપાંમાં મરેલાંઓની છબીઓ પણ આવવા લાગી. સૌ પહેલાં સ્ટેટ્સમૅને એ કામ ઉપાડ્યું. એ પછી હિંદુસ્તાની છાપાંમાં પણ અનેક છબીઓ છપાવા લાગી. પ્રજા તરફથી મદદ પહોંચાડવાનો પ્રયત્ન શરૂ થયો. શરૂ શરૂમાં છાપાંમાંના આ ખબરો હું વાંચતો અને છબીઓ જોતો, પણ થોડા દિવસ પછી હાલત એટલી ભયંકર બની ગઈ કે છબીઓ જોવાનું અને ખબરો વાંચવાનું મને અસહ્ય થઈ પડ્યું. મેં છાપાં વાંચવાં બંધ કર્યાં. જેલમાં બેઠા બેઠા થઈ પણ શું શકે! પટનામાં શ્રી પ્રફુલ્લરંજન (પી. આર.) દાસે દુકાળપીડિતોની મદદને માટે ફાળો કરવાનો પ્રયાસ કર્યો. એમણે એક અપીલ બહાર પાડી. મને લાગ્યું કે બીજું કાંઈ નહીં તો આ કામમાં હું કાગળ લખીને લોકોની થોડીઘણી સેવા કરી શકું એમ છું, અને તો મનને કંઈક સંતોષ વળે. મે શ્રી દાસમહાશયને એક

કાગળ લખ્યો અને એમાં એમની અપીલને ટેકો આપ્યો. પાક તૈયાર થયે અન્નદાન કરીને થોડું અન્ન એકઠું કરવાનો ઉપાય પણ લોકોને સુઝાડ્યો. થોડા દિવસ પછી સરકારનો હુકમ મળ્યો કે શ્રી દાસને લખેલો મારો કાગળ મોકલવામાં નથી આવ્યો, અટકાવવામાં આવ્યો છે. આ વાતની ખબર બહાર તો કોઈને આજ લગીયે નહીં પડી હોય.

બંગાળેની સ્થિતિ એટલી બધી બગડી ગઈ કે કોણ જાણે કેટલાય લાખ લોકો મરી ગયા. લોકનેતાઓનો મત છે કે આશરે પચાસ લાખ માણસો દુકાળનો ભોગ થઈ પડ્યા. સરકારની અટકળ પણ પંદરવીસ લાખ જેટલી છે. જે હૃદયવિદારક બનાવો બન્યા, તે વર્ણવી શકાય તેમ નથી. ક્યાં વાત અટકેલી એ તો કોણ જાણે, પણ સરકાર આ બાબતમાં શરૂઆતમાં કંઈ કરી ન શકી. એ વખતે ત્યાં સર નાઝીમુદ્દીન વડાપ્રધાન હતા અને શ્રી સુહરાવર્દી ખોરાક ખાતાના પ્રધાન હતા. ગવર્નર સર હર્બર્ટ હતા અને ગવર્નર જનરલ લોર્ડ લિનલિથગો હતા. મને નવાઈ લાગતી હતી કે જ્યારે આટલું બધું અંધેર ચાલી રહ્યું છે, ત્યારે લોકો મૂંગે મોઢે શા સારુ વેઠી રહ્યા છે, વળી પ્રધાનમંડળ ટકી કેમ રહ્યું છે, અને ધારાસભાના સભ્યો એને ચાલવા કેમ દે છે? પણ એ લડાઈનો જમાનો હતો; વટહુકમોનું રાજ્ય હતું. મુસ્લિમ લીગના હાથમાં સત્તા હતી, એટલે કોઈ કશું કરી ન શક્યું. લોર્ડ લિનલિથગોએ કોંગ્રેસવાળાઓને કચડી નાખવા માટે તો પૂરઝડપથી તનતોડ મહેનત કરેલી; પરંતુ, આ વખતના મહાયુદ્ધમાં, દુનિયાના બધા દેશોની એકઠી મૃત્યુસંખ્યા કરતાંયે બંગાળમાં જ્યારે લોકોની મરણસંખ્યા વધી ગઈ ત્યારે પણ, તેઓ સાહેબથી એટલુંય ન થયું કે પોતે એક દિવસ પૂરતા પણ બંગાળ જઈ આવે! જ્યારે તેઓ અહીંથી ચાલ્યા ગયા અને ગવર્નર જનરલ (વાઈસરૉય) તરીકે લોર્ડ વેવલ આવ્યા ત્યારે આવતાંની સાથે જ તેઓ બંગાળ ગયા. ત્યાં જઈને એમણે લશ્કરને હુકમ આપ્યો કે તે લોકોને મદદ વગેરે પહોંચાડવાનું કામ કરે. સર હર્બર્ટ માંદા પડી ગયા અને એમની જગ્યાએ બિહારના ગવર્નરને ત્યાં મોકલવામાં આવ્યા. એમણે પણ હાલત સુધારવામાં મદદ કરી. અનેક મહિના પછી-માંડ માંડ ત્યાંની સ્થિતિમાં કાંઈક પલટો આવ્યો. લોકો વગર મોતે સડક ઉપર મરતા બંધ થયા.

લોકવાયકા છે કે આ સંકટવેળાએ, જેમને માથે લોકોનું રક્ષણ કરવાનો ભાર હતો અને જેમને કામની જવાબદારી સોંપાઈ હતી એમાંના ઘણાએ, એ તકનો લાભ લઈ ખૂબ રૂપિયા મેળવ્યા, અને કેટલાક તો લખપતિ થઈ ગયા. એ કારણોમાંનું એક મુખ્ય કારણ એ પણ કહેવાય છે કે લોકોની પાસેથી

સરકારે લડાઈને નિમિત્તે ડાંગર અને ચોખા લઈ લીધા હતા તથા એમની નાની નાની હોડીઓ પણ છીનવી લીધી હતી. દરિયાકિનારાનાં સ્થળોને, જાપાની આક્રમણના ડરને ખાતર, સાવ સાધનસામગ્રી વિનાનાં ને ઉજ્જડ રણ સમાં કરી દેવાની, એટલે કે શત્રુઓના હાથમાં કશું ન આવે એવી મિલકતનાશની જે નીતિનો અમલ કરવામાં આવેલો તે પણ આ દુકાળને માટે ઓછી જવાબદાર ન હતી. એ વખતે લૉર્ડ વેવેલ પોતે જ સરસેનાપતિ હતા. એટલે એ નીતિની જવાબદારી એમના ઉપર ઓછી ન હતી. એટલા ખાતર વાઈસરૉય તરીકે આવતાંની સાથે જ એ નીતિને કારણે પેદા થયેલી હાલત સંભાળવા માટે, લશ્કર વડે મદદ પહોંચાડવાનું એમને જરૂરનું લાગ્યું. અને એને લઈને જ ત્યાંની સ્થિતિમાં કાંઈક સુધારો પણ થયો.

બિહારમા પણ અનાજના ભાવ ખૂબ જ વધી ગયા હતા. ચોખા ત્રીસ રૂપિયે મણ વેચાવા લાગ્યા. પણ બિહારમાં બંગાળ જેવી દુર્દશા ન થઈ. અહીં ભૂખે મરનારાઓના સમાચાર છાપાઓમાં તો વાંચવામાં ન જ આવ્યા. આ દુકાળને અંગે એક વસ્તુ એ સ્પષ્ટ જણાઈ આવી કે બિહારના ધરતીકંપ વખતે આખા હિંદના લોકો બિહારની વહારે ધાયા હતા તેમ આ સંકટમાં બંગાળની મદદે પણ ધાયા. એમાં ફરક એટલો જ હતો કે આ વખત લડાઈનો હોવાથી લોકો પાસે સાધન ન હતું. ગાંઠે રૂપિયા હોવા છતાં સરકાર મદદ ન આપે ત્યાં સુધી અન્ન મળી શકતું નહોતું. જો ક્યાંક દૂર દૂરથી અન્ન મળી આવતું તો એ સરકારની રજા વિના તથા મદદ વિના બંગાળ પહોંચાડી શકાતુ ન હતું; કેમ કે રેલ, સ્ટીમર વગેરે અવરજવરનાં સાધનો ઉપર પણ તેનો અંકુશ હતો. એટલે ઇચ્છા હોવા છતાંયે લોકો ત્યાં જરૂર જેટલી મદદ પહોંચાડી ન શક્યા. વળી આ સંકટ ઘણા વિસ્તારમાં ફેલાયેલું હતું અને ઘણા વખત સુધી ચાલ્યુ હતુ. ધરતીકંપ તો બેચાર મિનિટ જ ચાલેલો. એ પછી ત્યાં કેવળ એની અસર નાબૂદ કરવાનું જ કામ હતું. અને બંગાળમાં તો મહિનાઓ સુધી સંકટ પોતાનો કેર વરતાવી રહ્યું હતું. એ ઉપરાંત લડાઈના જમાનામાં અંકુશો પણ પોતાની કરામત દર્શાવી રહ્યા હતા. ભારતવર્ષ એક છે, એની જનતા એક છે, એવું ટાળ્યું ન ટળે એવુ પ્રમાણ આ સંકટે રજૂ કર્યું. પણ જેઓ એના કટકા કરવા માગે છે તેમના પર એની અસર થઈ ખરી?

## ૧૫૫

# જેલમાં લેખનકાર્ય

આ વખતે જેલમાં મેં થોડું લેખનકાર્ય પણ કર્યું. એમ તો ૧૯૩૦ની સાલમાં પણ મેં થોડુંક લખવાનો પ્રયાસ કરેલો, પણ એ પૂરો થઈ શક્યો નહોતો. અને જે થોડુંઘણું લખેલું એ પાછળથી ખોવાઈ ગયું. પાકિસ્તાન સંબંધી મેં થોડો અભ્યાસ કર્યો હતો. જેલમાં જઈને મને એનો વધારે અભ્યાસ કરવાનું મન થયું. પાકિસ્તાનના પક્ષમાં લખાયેલી કેટલીક ચોપડીઓ મેં મંગાવી લીધી. એ વાંચ્યા પછી મને વિચાર આવ્યો કે પાકિસ્તાનની માગણી જેને આધારે કરવામાં આવે છે તે આધાર કેટલે સુધી સાચો છે એ જોવું જોઈએ. ત્યાર પછી વિચાર આવ્યો કે મુસ્લિમ લીગ પાકિસ્તાન શેને કહે છે; એ માગણી સ્વીકારવા જો કોઈ તૈયાર થાય તો એને શું આપવું પડે અને મુસ્લિમ લીગને શું મળે; તથા પાકિસ્તાન પોતાના પગ ઉપર ઊભું રહી શકે કે કેમ તે બધું તપાસવું જોઈએ. છેવટે મને થયું કે આ બાબત વિષે કંઈક લખી શકાય એમ છે ખરું. જોકે, અમે બધા જેલની બહાર ક્યારે નીકળી શકીશું અને હું જે કાંઈ લખીશ એ કોઈ દહાડો છપાશે કે કેમ એ વાતની કંઈ ખબર ન હતી, તોપણ બીજા સમજી શકે એવી રીતે મારા પોતાના વિચારોને સ્પષ્ટપણે લિપિબદ્ધ કરી દેવાનું મને યોગ્ય લાગ્યું. એટલે મેં થોડું લખી નાખવાનું નક્કી કર્યું. મને એમ લાગ્યું કે જો દેશની સમક્ષ, ખાસ કરીને મુસલમાનો સમક્ષ આ બધી વાત આવે તો વધારે ઊંડું અધ્યયન કર્યા પછી જેમ મને થયું છે તેમ એમને પણ એના વહેવારુપણા વિષે શંકા થશે. એટલે મેં એનું અવહેવારુપણું દર્શાવવા એ બધી માહિતી લિપિબદ્ધ કરી લેવાનું નક્કી કર્યું. જ્યારે પાકિસ્તાનનું અવહેવારુપણું સિદ્ધ કરનારો ભાગ લખાઈ ગયો ત્યારે એ કયે આધારે માગવામાં આવે છે એ પણ લખવું યોગ્ય લાગ્યું. એટલે હિંદુસ્તાનમાં, હિંદુ-મુસલમાનનાં બે રાષ્ટ્રો છે, તથી એના વિભાગ પાડીને બે સ્વતંત્ર દેશ અથવા રાષ્ટ્ર સ્થાપિત કરવાં જોઈએ, એ મુદ્દા પર લખવું પડ્યું. આમ, જેમ જેમ લખતો ગયો તેમ તેમ ચોપડીનું કદ વધતું ગયું. કામ બહુ ઝડપથી થતું નહોતું. એક તો એટલો સાજો ન હતો કે ઝાઝી મહેનત કરી શકું. જ્યારે માંદો પડતો ત્યારે મહિનાઓ લગી કશું વાંચી પણ શકતો નહોતો. જ્યારે તબિયત

સારી રહેતી ત્યારે વાંચતો લખતો. ઉતાવળ કરવાની કાંઈ જરૂર જણાતી ન હતી, કેમ કે જેલમાં હોઈએ ત્યાં સુધી કોઈ પુસ્તક બહાર પાડવાની રજા મળશે એવી તો આશા નહોતી, વળી છૂટવાનો પણ કોઈ ઉપાય જણાતો ન હતો. એટલે થોડું થોડું લખતો હતો.

એટલામાં એક સાથી જેલમાંથી છૂટીને બહાર ગયો. એણે છાપાંવાળાઓને ખબર આપી કે હું પાકિસ્તાન વિષે એક ચોપડી લખી રહ્યો છું. એ વાત જાહેર થઈ ગઈ. સરકારી અમલદાર કયારેક કયારેક જેલમાં આંટા મારતા હોય છે. કમિશનર આવ્યા. એમણે મને પૂછ્યું કે એ ચોપડી કયાં સુધી લખાઈ રહી છે? મેં કહ્યું કે લગભગ પૂરી થઈ છે. એમણે એ જોવા માગી. મેં હાથે લખેલી નોટબુક તેના હાથમાં મૂકી દીધી. એક તો મને કંઈક ઝીણા નાના અક્ષરે લખવાની ટેવ છે, અને બીજું કાગળની તંગીને લીધે મેં પાનાંની બેઉ બાજુએ લખ્યું હતું. ચોપડી કટકે કટકે લખાઈ હતી એટલે જ્યાં કંઈ નવી વાત સૂઝી જતી અથવા કોઈ નવી ચોપડીમાંથી મળી આવતી તો એને સરખી રીતે ગોઠવી દેતો; આમ એની અંદર થોડાઘણા હાંસિયા મૂકયા હતા એ પણ સાવ ભરચક થઈ ગયા હતા અને કયાંક તો અક્ષર ઉકેલવાની સગવડને ખાતર જુદા રંગની શાહી પણ વાપરવી પડી હતી. એટલે કોઈ બીજા માણસને માટે હાથનું લખેલું એ પુસ્તક વાંચવું સારી પેઠે મુશ્કેલ હતું. કમિશનરે સવાલ કર્યો કે આ ચોપડી છપાવવાનો ઇરાદો છે કે? મેં જવાબમાં કહ્યું કે જો સરકાર છૂટ આપશે તો છપાવવામાં આવશે. એટલે એમણે કહ્યું કે પુસ્તક તપાસ્યા વિના સરકાર રજા નહીં આપે અને આ હાથનું લખાણ જે હાલતમાં છે એ હાલતમાં સરકારને સારુ એ ચોપડી તપાસવી મુશ્કેલ છે. સરકાર તો ટાઇપ કરાવેલી નકલ જ તપાસી શકશે. એટલે પછી મેં કહ્યું કે ટાઇપ કરાવવાનું સાધન મારી પાસે નથી, જો સરકાર એ સગવડ આપશે તો હું ટાઇપ કરાવી લઈશ.

આ વાતચીત થયા પછી સરકારને મેં લખ્યું કે મને ટાઇપ કરાવવાની સગવડ આપવામાં આવે અને સરકાર એને માટે ત્રણમાંથી ગમે તે એક રીતની છૂટ આપે. પહેલી રીત એ કે મારા સહાયક શ્રી ચક્રધરશરણ જેઓ મારા અક્ષર સારી રીતે ઓળખે છે તેમને ટાઇપ કરવાની તક આપે. તેઓ એ વખતે છૂટી ગયા હતા એટલે તેઓ જેલમાં આવી શકે તેમ નહોતું અને એમની જોડે મને મુલાકાત પણ મળી શકે તેમ નહોતું. સરકારની પરવાનગી ન મળે ત્યાં સુધી ચોપડીને પણ બહાર મોકલી શકાય તેમ નહોતું. બીજી રીત એ હતી કે સરકાર પોતાના કોઈ નોકરને આ કામ માટે નીમે અને એનો જે ખર્ચ થાય તે હું આપું. ત્રીજી રીત એ

હતી કે જો ટાઈપ જાણનાર કોઈ કેદી હોય તો એને બાંકીપુરની જેલમાં તેડાવી લેવામાં આવે અને એ ટાઇપ કરી આપે. વિચાર કરતાં મને યાદ આવ્યું કે એક કોંગ્રેસ કાર્યકર્તા અને જમશેદપુર લેબર યુનિયનના મંત્રી શ્રી માઈકલ જૉન ટાઇપ કરવાનું જાણે છે અને તેઓ હિલચાલને અંગે આ વખતે બીજી વાર પકડાઈને અને સજા પામીને હજારીબાગ જેલમાં આવ્યા છે. મેં લખ્યું કે જો એમને બાંકીપુર લાવવામાં આવે તો તેઓ આ કામ કરી શકશે. મેં જણાવ્યું કે આ ત્રીજી રીત જ વધુ સગવડભરી છે, કેમ કે એટલું બધું ઝીણું ને ખીચોખીચ લખાયું હતું કે ટાઇપ કરનારને એ વાંચવામાં બહુ મુશ્કેલી નડે ને એને વારેઘડીએ મને પૂછવું પડે. તેથી જો એ મારી પાસે રહે તો સગવડ થાય. એ ઉપરાંત એક ફાયદો એ પણ થાય કે સરકારની મંજૂરી મળ્યા પહેલાં કોઈ પણ માણસને એ પુસ્તક જોવાની તક ન મળે.'

સરકારે મારી વાત માન્ય રાખી અને શ્રી જૉનને બાંકીપુર જેલમાં મોકલી આપ્યા. એમણે ઘણી મહેનત લઈને મેં લખ્યું હતું તેટલું ટાઇપ કરી આપ્યું. જોગાનુજોગ એવો બન્યો કે ૧૯૪૫ના જૂનની ૧૪મીની સાંજે એ કામ પૂરું થયું, અને એ જ દિવસે રાત્રે ખબર મળી કે કાલે એટલે પંદરમી જૂનની સવારે મને છોડી દેવામાં આવશે. હવે એ પ્રશ્ન ઊભો થયો કે હાથની લખેલી અને ટાઇપ કરેલી નકલોનું શું કરવું? એ બન્ને પુસ્તકને મારી સાથે બહાર લઈ જવા દેશે કે સરકાર એને તપાસી લીધા પછી બહાર લઈ જવા દેશે? સરકારની રજા વિના સુપરિન્ટેન્ડેન્ટ પોતાની જવાબદારી ઉપર એ ચોપડીને બહાર લઈ જવા દેવાની છૂટ આપવા તૈયાર નહોતો, પણ સરકારને પુછાવતાં એના તરફથી લઈ જવાની રજા મળી. આમ જ્યારે બહાર આવ્યો ત્યારે તૈયાર ચોપડી લઈને બહાર આવ્યો.

'હું કહી ગયો છું કે ૧૯૪૪ના માર્ચથી નવેમ્બર સુધી બાંકીપુર જેલમાં લગભગ હું એકલો જ હતો અને કેવળ એક વાલ્મીકિ જ મારી સાથે હતા. જ્યારે તપાસ સમિતિવાળા ઑક્ટોબરમાં આવ્યા ત્યારે હું એકલો જ છું એ એમણે જોયું. એટલે એમણે સરકારને લખ્યું કે મારી પાસે એક સાથી રાખવામાં આવે તો સારું. મને નામ પૂછવામાં આવ્યાં ત્યારે મેં અનેક મિત્રોનાં નામ આપ્યાં. સરકારે શ્રી ફૂલનપ્રસાદ વર્માને મારી પાસે મોકલી આપ્યા. તેઓ ૧૯૪૫ની શરૂઆતમાં છૂટી ગયા. ત્યાર પછી હજારીબાગથી શ્રી મણીંદ્રકુમાર ઘોષને મારી સાથે રહેવા માટે મોકલવામાં આવ્યા. તેઓ ઘણા જ મહેનતુ અને વિચારશીલ ગૃહસ્થ છે. આંકડાઓથી ડરતા નથી. મારી ચોપડી જોઈને એમને હાથે લખેલી નકલ વાચવાનું

મન થયું. મેં એમને વાંચવા આપી. સાથે સાથે એ વેડ પણ એમને માથે નાખી કે તેઓ બધા આંકડા તપાસી જાય જેથી એમાં જો કંઈ ભૂલ રહી ગઈ હોય તો સુધારી લઈ શકાય ઘણી મહેનત લઈને એમણે એ કામ કરી આપ્યું. ચોપડી વાંચતાં વાંચતાં એમને એમ લાગ્યું કે એમાં એક ખામી રહી ગઈ છે, તે એ કે હિંદુમુસ્લિમ કોયડો વધારે ને વધારે કેવી રીતે ગૂંચાતો ગયો અને એ એટલે સુધી કેવી રીતે પહોંચી ગયો કે દેશના ભાગલા પાડવાનો એકમાત્ર ઉપાય મુસ્લિમ લીગને સૂઝ્યો છે, એ વાત મેં આ પુસ્તકમાં લખી નથી.

હું આગળ કહી ગયો કે જે દિવસે હું જેલમાંથી છૂટ્યો તે જ દિવસે એ ટાઇપ કરવાનું કામ પૂરું થયું હતું. ટાઇપ થતું હતું ત્યારે નવું લખવાનો વખત મને નહોતો, કેમ કે ટાઇપ થઈ જતું એટલે એક વાર એ તપાસી જવાની જરૂર જણાતી. ટાઇપ કરતી વખતે પણ હું એમાં કાંઈક નવું ઉમેરતો જ જતો હતો. શ્રી જૉનને પણ મને વારંવાર પૂછ્યા કરતું પડતું હતું. એટલે ચોપડીનો એક વધારે ભાગ લખી કાઢીને મણિબાબુનું કહેવું પાર પાડી શક્યો નહીં. પણ એ વાત હું ભૂલ્યો નહોતો. જેલમાંથી બહાર નીકળ્યા પછી, ૧૯૪૫ના ઑગસ્ટ મહિનામાં તબિયત સુધારવાને જ્યારે હુ પિલાની (રજપૂતાનામા) ગયો ત્યારે એ ભાગ લખીને પૂરો કર્યો. શ્રી ચક્રધરશરણે એ ટાઇપ કરી આપ્યો. પિલાનીથી મુંબઈ જતાં રેલમાં એનો ઘણોખરો ભાગ તપાસી ગયો, અને મથુરાબાબુની મદદથી એને પ્રેસમાં આપવાને તૈયાર કરી શક્યો. મુબઈ પહોચતાં સુધીમાં એ ચોપડી લગભગ છાપવાને સારુ તૈયાર થઈ ગઈ હતી. એનું ઇન્ડિયા ડિવાઇડેડ (હિંદના ભાગલા) એ નામકરણ પણ ત્યાં જ કરવામાં આવ્યું. અને પછી એ ચોપડી છાપવાને સારુ પ્રેસમાં આપી દીધી. એ છપાઈને ૧૯૪૬ના જાનેવારીની શરૂઆતમા બહાર પડી. એક મહિનામાં જ એની પહેલી આવૃત્તિ ખપી ગઈ. ત્રણચાર મહિનામાં એ બીજી વાર છપાઈ તથા વેચાઈ.

જેલમાં મેં એક વસ્તુ બીજી પણ લખી. સને ૧૯૪૦માં હવાફેર માટે સીકર (જયપુર રાજ્ય) ગયેલો ત્યારે મને એક દિવસે મારાં 'સંસ્મરણો' લખવાનું સૂઝ્યું અને લખવાનુ શરૂ પણ કરી દીધુ. કોઈને મેં એ વાત જણાવી નહીં. મારી સાથે રાતદિવસ રહેનારા મથુરાબાબુને પણ કેટલાક દિવસ સુધી ખબર ન પડી કે હું કંઈક લખી રહ્યો છું. મને ટેવ છે કે પરોઢિયે ચાર સાડાચાર વાગ્યે જાગી જાઉં છું. એ જ વખતે ઊઠીને રોજ કઈક ને કંઈક લખી કાઢું છુ, અને બીજા જાગે એ પહેલાં લખવાનું પૂરું કરી દઉં છું. સીકરમાં થોડું લખાયું, ત્યાંથી પાછા ફર્યા પછી વખત ન

મળ્યો. બે વરસ પછી જેલમાં મારી તબિયત સુધરી ત્યારે મારા ત્યાંના સાથીઓએ મને એ લખાણ પૂરું કરવાનું કહ્યું. મેં ક્યાં લગી લખેલું એ મને બરાબર યાદ નહોતું. ઘેરથી હસ્તલિખિત પ્રત મગાવવી ઠીક ન લાગી, કેમ કે છૂપી પોલીસના તપાસ્યા વિના મને કોઈ પણ ચીજ મળી શકતી ન હતી, અને એ વાંચી જાય તોયે એને અંદર લાવવાની રજા સરકાર આપે કે નહીં તે એક સવાલ હતો. એટલે મને શીકરનું લખાણ જ્યાં સુધી લખાયાનું યાદ હતું ત્યાંથી મેં આગળ લખવા માંડ્યું. ધીમે ધીમે કરીને એ ઘણુંખરું લખાઈ ગયું. ઘણેભાગે પૂરુંયે થઈ જાત, પણ પછી મારો બધો સમય સિન્ડિયા સ્ટિમાસિકેરમાં જવા લાગ્યો, એટલે સંસ્મરણનું કામ રહેવા દીધું.

ક્યારેક ક્યારેક મનમાં થતું કે આ સંસ્મરણની જરૂર કે ઉપયોગિતા શી? મેં જે કાંઈ કર્યું છે કે મેળવ્યું છે એ બીજાની ઓથમાં જ રહીને મેળવેલું છે — પહેલાં મારા ભાઈની ઓથમાં અને પછી મહાત્મા ગાંધીજીની ઓથમાં. મારી એવી કાંઈ પાત્રતા નથી કે મારો અહેવાલ જાણવાની બીજાને જરૂર હોય કે એ જાણીને કોઈને કાંઈ શીખવાનું મળતું હોય. એટલું ખરું કે હું જાહેર કામોમાં, ખાસ કરીને કોંગ્રેસનાં કામોમાં પરોવાયેલો રહ્યો છું. જો એને અગેનાં સંસ્મરણ લખી નાખું તો લોકોને કેટલુંક જાણવાનું મળે તેમ છે. છતાં ઇતિહાસની દૃષ્ટિએ આ સંસ્મરણની જરાય કિંમત અંકાય નહીં, કેમ કે આટલા લાંબા જાહેર જીવનમાં મેં ઘણું ઘણું લખ્યું નથી અને જો લખ્યું છે તો એની નકલ મારી પાસે સચવાઈ રહી નથી. બીજાઓએ જાહેર પ્રસંગોની સામયિક સામગ્રી ભેગી કરાવી છે, મેં એટલુંયે નથી કર્યું. કેટલાક જણનો બીજાઓની સાથે મહત્ત્વનો પત્રવ્યવહાર થયેલો છે; મારા સ્વભાવને લઈને મેં એવું કશું કર્યું નથી; અને જો કાંઈ પત્રવ્યવહાર કર્યો હોય તોપણ એની નકલો મારી પાસે નથી. કેટલાક જણ રોજનીશી લખતા રહે છે, અને એમાં રોજેરોજની દરેક વાતની નોંધ રાખે છે. મેં તો રોજનીશી લખવાની ટેવ જ નથી પાડી. એટલે મારી પોતાની સ્મરણશક્તિ સિવાય આ સંસ્મરણ લખવાનું મારી પાસે બીજું કાંઈ સાધન નહોતું. ઇતિહાસની દૃષ્ટિએ, કેવળ યાદદાસ્તને આધારે લખાયેલાં સંસ્મરણોને કાંઈ ખાસ પ્રમાણભૂત ન ગણી શકાય. આ બધા કારણોને લીધે મને થયા કરતું કે આ સંસ્મરણ લખવાં એ કેવળ અભિમાન ગણાય અને એથી કોઈને કશો લાભ થાય તેમ નથી. એમ છતાં એક વાર કામ શરૂ કરી દીધું એટલે એને પૂરું કરી દેવું એ જ યોગ્ય લાગ્યું અને એને છાપવું કે કેમ એ વાત પાછળથી વિચારી લેવાનું રાખ્યું.

એ રીતે રામગઢ કોંગ્રેસ સુધીનાં 'સંસ્મરણ' જેલની અંદર લખી શકયો. એક રીતે આ સંસ્મરણ સાચે જ સંસ્મરણ છે, કેમ કે એમાં કેવળ લખતી વખતે યાદ આવી એટલી જ વાતોનો ઉલ્લેખ છે. એટલે એવો ઘણો સંભવ છે કે કેટલાયે મહત્ત્વના બનાવોનો ઉલ્લેખ કરવાનું રહી ગયું હોય અને કયાંક કયાક દેશ અને કાળના ક્રમમાં પણ ભૂલ થઈ હોય; અથવા જે વાતોની ખોટી છાપ મન ઉપર રહી ગઈ હોય એ પણ આમાં આવી ગઈ હોય. પણ જાણી જોઈ ને કંઈ પણ ખોટી વાત આમાં નથી લખાઈ ગઈ એટલું હું કહી શકુ છું. આ સંસ્મરણ પ્રસિદ્ધ કરવામા આવે એવો મિત્રોનો આગ્રહ છે. એમણે બીજાઓને આ બતાવ્યુ છે. આવી ચીજોની પરીક્ષા કરવાના અધિકારી ગણાય એવા ભાઈઓએ પણ આગ્રહ કર્યો છે કે આ પ્રસિદ્ધ થવુ જ જોઈએ અને હિંદીમાં લખાયુ છે એટલા ખાતર તો ખાસ. એટલે આ બાકીનો ભાગ જેલમાથી બહાર નીકળ્યા પછી ૧૯૪૬ના જુલાઈ–ઑગસ્ટ મહિનામા પિલાનીમાં બેસીને હું લખી રહ્યો છુ.

## ૧૫૬

## જેલમુક્તિ અને કેટલાંક દુઃખદ અવસાન

અમે જેલમાં હતા ત્યારે જ બીજું પણ એક ભયાનક અને ત્રાસદાયક સંકટ આવ્યું. એ બિહાર પર જ આવ્યુ. સને ૧૯૪૪મા મલેરિયાનો ભારે પ્રકોપ થયો. અસંખ્ય માણસો મરવા લાગ્યા. છાપાંઓમા એ વિષેના સમાચારો આવવા લાગ્યા. એ વખતે સદ્ભાગ્યે શ્રીબાબુ, શ્રી અનુગ્રહબાબુ અને બીજા કૉંગ્રેસવાળાઓ જેલમાથી છૂટી ગયા હતા. એમણે લોકોને મદદ આપવાનુ કામ શરૂ કર્યું. ડૉક્ટર ટી. એન. બૅનરજીના પ્રમુખપણા નીચે ડૉક્ટરોએ પોતાની એક સમિતિ બનાવી અને સેવાકાર્ય શરૂ કર્યું. ધરતીકંપ વખતના થોડા પૈસા બચ્યા હતા તે આવા સંકટ વખતે લોકોની સેવા કરવા માટે એક ટ્રસ્ટ નીમીને તેને સોપવામા આવ્યા હતા, એ હુ આગળ જણાવી ગયો છુ. જ્યારે જ્યારે પૂર વગેરે આવતા ત્યારે લોકોને જરૂરી મદદ આપવામાં એમાંના થોડાઘણા રૂપિયા ખરચાતા. એ ખરચ બહુ ઝાઝો નહોતો. જે રકમ હતી તેના વ્યાજમાથી એ કામ થઈ જતું હતું. એ રકમનો મોટો ભાગ કરજ તરીકે ચરખા સંઘને આપવામાં આવ્યો હતો. એની પાસેથી વખતસર વ્યાજના રૂપિયા મળતા જે બેંકમાં

રાખી મૂકવામાં આવતા અને પ્રસંગ આવ્યે વાપરવામાં આવતા. બિહાર સરકારે ૧૯૪૨ના ઑગસ્ટમાં ચરખા સંઘનું કામ એક રીતે બંધ કરી દીધુ હતું. બેંકમાં જે ખાતાં મારે નામે હતાં એ બધાં જપ્ત કરી લેવામાં આવ્યાં હતાં, જેમાંનું એક ખાતું રાહત ફંડનું પણ હતું. મલેરિયાના પ્રકોપની વાત વાંચીને જપ્ત થયેલા રૂપિયા રાહત માટે વાપરવાની રજા આપવા તથા એનો પહેલો હપ્તો ડૉક્ટરોની સમિતિને મોકલવા મેં સરકારને લખ્યું. સરકારે આ વાત માન્ય રાખી. એ સમિતિને રૂપિયા આપવામાં આવ્યા. ત્યાર પછી જ્યારે શ્રી અનુગ્રહબાબુએ રાહતસમિતિ ઊભી કરી ત્યારે એમને પણ એ રૂપિયા આપવાની સરકારે રજા આપી સરકાર પાસે ચરખા સંઘના જપ્ત કરેલા જે રૂપિયા હતા એમાંથી સરકારે ટ્રસ્ટનું ચરખા સંઘ પાસે જેટલું લેણુ નીકળતું હતુ એટલી રકમ ટ્રસ્ટને આપી દીધી. પણ એ બધી વપરાઈ નહીં. એ રકમનો મોટો ભાગ જમા પડેલો છે. બંગાળના દુકાળ વખતે કર્યું હતું તેમ જેલમાંથી બને તે મદદ આપવાની મારી ઇચ્છાને સરકારે આ વખતે પાછી ઠેલી નહીં એથી મારા મનને સંતોષ થયો.

એના અનુસંધાનમાં ઇન્ડિયન નેશન પત્રે લખવા માંડ્યું કે બિહારનું રાહતનું કામ સંગઠિત રીતે ચલાવવા માટે મને છૂટો કરવામાં આવે એ જરૂરનું છે. એ બાબત પર એણે ખૂબ જ ભાર મૂક્યો. લોકો તરફથી પણ અનેક જગ્યાએ એ જાતની માગણી થવા લાગી. મને આ બધું ગમ્યું નહીં. મને રાજદ્વારી કારણોસર જેલમાં પૂરવામાં આવ્યો હતો. જ્યાં સુધી એ વાતનો નિકાલ ન થઈ જાય અને મારા બધા સાથીઓને છોડી મૂકવાનો રસ્તો ખુલ્લો ન થાય ત્યાં સુધી હું આવી રીતે મલેરિયાથી પીડાતા લોકોની મદદ કરવાને બહાને છૂટવા નહોતો માગતો. મને એવી પણ ખાતરી હતી કે બહારવાળા ભાઈઓ એટલે કે શ્રી બાબુ, અનુગ્રહબાબુ, મથુરાબાબુ વગેરે બધું કામ સંભાળી લે તેમ છે અને મારી કાંઈ ખાસ જરૂર પણ નથી. મને એવો પણ ડર લાગ્યો કે સરકાર ક્યાંક એવું ન માની બેસે કે મને છોડી મૂકવાના બહાના તરીકે આ હિલચાલ ઉપાડવામાં આવી છે અને એમાં મારી, અથવા મારી નહીં તો મારા કેટલાક મિત્રોની સંમતિ છે. સરકાર એવું માની ન બેસે એટલા માટે મેં સરકારને એક કાગળ લખી નાખ્યો કે આ હિલચાલ મને અનાવશ્યક લાગે છે; અને હુ એવી રીતે છૂટવા માગતો નથી. પણ હુ બહાર નીકળ્યો ત્યારે મને ખબર પડી કે એ વખતે ગવર્નર મને છોડી મૂકવાનું વિચારી રહ્યા હતા. પણ જેના હુકમથી કારોબારી સમિતિના લોકોને

નજરકેદ રાખવામાં આવેલા એ ભારત સરકાર હજુ કદાચ કારોબારી સમિતિના સભ્યોને છોડવા તૈયાર નહોતી. મને એ પણ જાણવા મળ્યું કે જ્યારે હું પોતે છૂટવા ઇચ્છતો નથી ત્યારે એ પ્રશ્ન જ ક્યાં રહે છે. ટૂંકમાં, એ વખતે, ૧૯૪૪ના ચોમાસામાં છૂટવાની જે વાત થયેલી એ અધૂરી જ રહી. હું નિરાતે મારું કામ કરતો હતો. આમ, વખતને જતાં કાંઈ વાર ન લાગી. ૧૯૪૫માં ૧૫મી જૂને મને છોડી મૂકવામાં આવ્યો.

આ વેળા પકડાયા ત્યારે જ અમે સમજી ગયેલા કે આ જેલયાત્રા લાંબી હશે. એને સારુ અમે અમારા મનને તૈયાર કરી દીધુ હતું. જેમ જેમ હિલચાલ વધતી ગઈ અને લોકોને લાંબી સજા થતી ગઈ તેમ તેમ અમારી એ માન્યતા પાકી થતી ગઈ. દર વખતે જેલયાત્રામા કેટલાક જણ મરીયે જાય છે. આ વખતે પણ મરનારાઓની સંખ્યા મોટી હતી. રાચી જિલ્લાના ટાના ભગત લોકોમાંથી જેલમાં ઘણા જણ મરી ગયા એ જાણીને અમને વિશેષ દિલગીરી થઈ. એ ઉપરાંત બીજા પણ ઘણા જેલમાં મર્યા; પણ જેલમાં મરનારા કરતાં જેલની બહાર ગોળીથી માર્યા ગયેલા લોકોની સખ્યા અનેકગણી વધારે હતી. દેશહિતને માટે આવી રીતે જે લોકોએ પોતાના પ્રાણ પાથર્યા એમાંના બહુ થોડાને હુ ઓળખતો હતો. એનું ખાસ કારણ એ હતું કે મુખ્ય મુખ્ય કોંગ્રેસી કાર્યકર્તાઓને પકડીને જેલમાં પૂરી દેવામાં આવ્યા હતા. જે લોકો બહાર રહી ગયા હતા એ બહુ પંકાયેલા નહોતા. એ ઉપરાંત આ મોજું આવ્યું ત્યારે જે પહેલાં કદી કોંગ્રેસમાં કામ કરતા નહોતા એવા ઘણા નવા લોકો, આ લડતને ગાંધીજીની સ્વરાજ્ય માટેની આખરી લડત ગણીને એમાં જોડાયા હતા. આ તો મેં મારા પ્રાંતની વાત કહી. પ્રાંતની બહાર કેટલીક એવી ખાસ વ્યક્તિઓનુ મરણ નીપજ્યું જેનું સ્થાન કદી પણ ભરી શકાય તેમ નથી. એમાં સૌથી પહેલાં પકડાયા પછી થોડાક જ વખતમાં મૃત્યુ પામનાર શ્રી મહાદેવભાઈ દેસાઈ હતા. તેમને ગાંધીજીની સાથે જ પકડવામાં આવ્યા હતા અને પૂના પાસે આગાખાન મહેલમાં ગાંધીજીની સાથે જ રાખવામાં આવ્યા હતા. ત્યાં એક દિવસ અચાનક હૃદય બંધ પડી જવાથી તેઓ ચાલી નીકળ્યા. પૂજ્ય મહાત્માજીના દિલ ઉપર આની બહુ ભારે અસર થઈ, કેમ કે તેઓ એમના જમણા હાથ હતા. જ્યારથી તેઓ મહાત્માજીની સેવા કરવાને આવ્યા હતા ત્યારથી એમણે ગાંધીજીના ઉપદેશ અને સિદ્ધાંતો મુજબ પોતાનું જીવન ઘડવાનો સતત પ્રયત્ન કર્યો હતો અને એમાં એમણે ઘણી સફળતા મેળવી હતી. વળી એમની લખવાની શૈલી પણ અદ્ભુત હતી. એને પણ એમણે ગાંધીજીની શૈલી

પ્રમાણે ઘડી હતી. તેઓ એટલી બધી મહેનત કરી શકતા હતા કે કદાચ ત્રણ જણ મળીને પણ એટલું કામ ન કરી શકે. કામ પણ બધી જ જાતનું કરતા. કપડાં ધોવાં, ને કમોડ સાફ કરવું, નાજુકમાં નાજુક બાબતોમાં દૂતનું કામ કરવું અને સારામાં સારા લેખો લખવાનુંયે કામ કરવું, એ બધુ એમને મન સરખું હતું. દરેક કામ એકસરખી સહેલાઈથી, ઝડપથી અને પ્રસન્ન ચિત્તથી તેઓ કરતા. તેઓ સ્વભાવે એટલા સ્નેહાળ હતા કે, કોઈની સાથે કદીયે એમને કશો કજિયો થયો હોય એવુ ભાગ્યે જ બન્યું હશે. એમની ઓળખાણ મને સૌ પહેલાં ચંપારણમાં થઈ, જ્યારે મહાત્માજીએ એમને એમનાં પત્ની શ્રીમતી દુર્ગાબહેન સહિત પોતે ઉઘાડેલી એક નિશાળમાં કામ કરવા માટે મોકલ્યા હતા. એમના પ્રત્યે મને જે હેત અને સદ્‌ભાવ એ વખતે ઊપજ્યાં એ છેવટ લગી કાયમ રહ્યાં. આવી રીતે એમના અકાળ અવસાનથી મને પણ બહુ આઘાત લાગ્યો.

બીજું મરણ ૧૯૪૪ના ફેબ્રુઆરીમાં કસ્તૂરબા ગાંધીનું નીપજ્યું તેઓ પણ મહાત્માજીની સાથે આગાખાન મહેલમાં હતાં. ત્યા ઘણો વખત માંદાં રહ્યાં. આખરે ચાલી નીકળ્યા. ગાંધીજીનાં સહધર્મિણી હોવાનું એમનું સૌભાગ્ય એમના જીવનની છેલ્લી ઘડી સુધી ટકી રહ્યું. ગાંધીજીના ખોળામાં જ એમણે પ્રાણ છોડ્યો. એમના સમાન સૌભાગ્યશાળી બીજું કોણ હોઈ શકે? બધાં એમને 'બા' કહેતાં હતાં અને તેઓ ખરેખર બધાંયનાં 'બા' એટલે કે માતા હતાં. ૧૯૧૭માં તેઓ ચંપારણ આવેલાં એ વખતે જ અમારો સૌનો એમની સાથે પહેલા પરિચય થયો. તેમના આવ્યા પહેલા રસોઈ ને માટે અમે એક બ્રાહ્મણ રાખ્યો હતો. બા આવ્યા કે તરત જ ગાંધીજીએ આજ્ઞા આપી કે હવે બ્રાહ્મણની જરૂર નથી રહી. સૌની રસોઈ બા જ બનાવી લેશે. અમારી સંખ્યા પણ મોટી હતી. ચાદથી પંદર માણસ હઈશું. અમારા બધાની રસોઈ બનાવવાનો ભાર એમના ઉપર નાખવામા આવે એ અમને યોગ્ય લાગ્યુ નહીં વળી તેઓ એવાં નબળાં અને દૂબળાંપાતળા દેખાતા હતાં કે એમનાથી એ કામ નહીં થઈ શકે એમ પણ અમને લાગ્યુ. પણ ગાંધીજી અમારુ ક્યાં સાંભળે એવા હતા? એમણે કહ્યું, તમે ચિંતા ન કરો, એ બધુ કરી શકશે, આ કામમા એ ટેવાયેલ છે. બાની થોડીઘણી મદદમાં બીજાઓ રહેતા હતા અને ખાસ કરીને ભારે ભારે દેગડાઓ અને લોઢાની કઢાઈ ઉતારવા કરવામાં મદદ આપતા હતા. બહુ જ હેતથી તેઓ બધાને માટે રસોઈ બનાવતાં. એ વખતે જેટલા પ્રેમથી એમણે અમને

પહેલી વાર જમાડયા હતા એટલા જ પ્રેમથી જ્યાં લગી તેઓ જીવ્યાં અને અમે જ્યારે જ્યારે તેમની પાસે ગયા ત્યારે ત્યારે એમણે અમને જમાડવાનું ચાલુ રાખ્યું હતું. સાબરમતીના સત્યાગ્રહ આશ્રમમાં હોય, મગનવાડીમાં હોય, સેવાગ્રામ આશ્રમમાં હોય કે બીજે ક્યાંય મુસાફરીમાં હોય તોપણ, અમે બાપુ પાસે જઈએ અથવા એમની સાથે રહેવાની અમને તક મળે ત્યારે બાનું માતૃવાત્સલ્ય અમને અચૂક મળ્યા જ કરતું. એમના છેવટના દિવસોની કરુણ કથા ગાધીજીએ સરકારને એ વખતે લખેલા કાગળોમાં વાંચવા મળે છે.* શ્રી વનમાળા પરીખ અને ડૉક્ટર સુશીલા નય્યરે મળીને લખેલા અમારાં બા નામના પુસ્તકમાં એ કાગળો છપાયેલા છે. તેઓ એક હિંદુ મહિલાની આદર્શ મૂર્તિ, ભારતીય સંસ્કૃતિનાં પ્રતીક અને પ્રેમની સાક્ષાત્ પ્રતિમા હતા. એ સાચે જ 'બા' હતાં અને 'બા' રહેલાં. એક વાર ગાંધીજીએ મને કહેલું કે "બાને બા કહેવામાં મને ઘણો આનંદ આવે છે." એમણે બંનેએ પતિપત્નીના સામાન્ય સંબંધને સ્વેચ્છાપૂર્વક તજ્યો હતો. અને ખરેખર કસ્તૂરબા ગાધીજીનાંયે બા બની ગયા હતા.

અમે જેલમાં હતા ત્યારે જ મૌલાના અબુલ કલામ આઝાદના પત્નીવિયોગના સમાચાર મળ્યા હતા. અંતકાળે મૌલાનાસાહેબ સાથે એમની મુલાકાત પણ ન થવા દેવામા આવી એ જાણીને અમને વધારે દુઃખ થયુ. તેઓ પડદો રાખતાં હતાં એટલે એમની સાથે મારે મુલાકાત થઈ ન હતી. પણ મૌલાનાના દુઃખનું મને અનુમાન આવી શકતું હતું. શ્રી રણજિત પંડિત (આર. એસ. પંડિત) જોડે તો ઘાડો સંબંધ હતો. અને એમનું મરણ પણ બહુ જ દુઃખદાયક ઘટના હતી. જેલો સંબંધી સરકારની નીતિ સમજાય એવી હોતી નથી. કેવળ અંગત સગાઓને જ કાગળ લખી શકાય એવો નિયમ હતો પણ કેટલીક વાર મારી પાસે જેની સાથે મારે કશીય લેવાદેવા ન હોય એવા લોકોના કાગળો આવી પહોંચતા. પણ મૌલાના તથા બહેન વિજયાલક્ષ્મીને મારો દિલસોજીનો તાર મોકલવામાં ન આવ્યો!

અમારા પ્રાંતના મિત્રોમાં સૌથી વધારે દુઃખદાયક વિયોગ શ્રી રામદયાળસિંહનો થયો. છેક મારા ભણતરના દિવસોથી એમની સાથે મારે ઓળખાણ થયેલી અને પછી અમારી વચ્ચે ખૂબ ગાઢ પ્રેમ જામેલો. અનેક વર્ષો થયાં એમની તબિયત બગડેલી રહેતી. એને લઈને તેઓ ચળવળમાં ભાગ લઈ શકે એવા ન હતા. એ જોઈને જ સરકારે પણ

* જુઓ ગાંધીજીનો સરકાર સાથેનો પત્રવહેવાર ૧૯૪૨-૪૪, (હિં. ૨-૮-૦) પૃ. ૨૮૫-૩૧૭. — અનુવાદક

એમને પકડયા ન હતા. હું છૂટ્યો તેના થોડા મહિના પહેલાં જ તેમનું અવસાન થયું. જે મિત્રતા લગભગ પાંત્રીસછત્રીસ વર્ષોથી ચાલી આવતી હતી એનો ઐહિક તાંતણો તૂટી ગયો! અમારા પ્રાંતની એ એક વિભૂતિ હતા. એમની જગ્યા પણ ખાલી રહેશે. કોંગ્રેસની બહાર હોવા છતાં જેમની સાથેનો મારો સબંધ અતિ નિકટનો હતો, એવા બે સદ્‌ગૃહસ્થો હતા, એમની જોડે ફરી ભેટો ન થયો. એમાંના એક હતા, વૈદ્યરાજ વ્રજવિહારી ચૌબે. તેઓ આયુર્વેદના અગાધ વિદ્વાન હતા, અને મારા પર એમની સદાય કૃપા રહેતી. હું પકડાયો ત્યારે તેઓ મારી ચિકિત્સા કરતા હતા એ વાત હું આગળ જણાવી ગયો છું. હું પકડાયો ત્યારે તેઓ સદાકત આશ્રમમાં આવી પહોંચ્યા હતા. હું પકડાયો તેથી તેઓ કેટલા દુઃખી થયા હતા અને ચિંતામાં પડી ગયા હતા એ વાત મારાથી કદી ભુલાય તેમ નથી. એમણે દવાઓ વગેરે મને આપી અને પોતાના ભોળપણમાં એમ પણ બોલ્યા કે જો તમને માઠું ન લાગે તો હું ગવર્નર પાસે જાઉં અને તમારે માટે વાત કરું. એમને એ ખબર ન હતી કે મને પકડવાનો હુકમ ગવર્નરે પોતે જ આપેલો છે, અને એ બંધ રાખવાનો અધિકાર ગવર્નરને પણ નથી. બીજા હતા સર ગણેશદત્તસિંહ. હું કલકત્તામાં ભણતો હતો ત્યારે પહેલી વાર એમની ઓળખાણ થયેલી. તેઓ ત્યાં વકીલાત કરતા હતા. એ વખતથી જ તેઓએ મારા ઉપર પ્રેમ વર્ષાવવાનું શરૂ કર્યું તે છેવટ લગી એકધારી રીતે ચાલુ રહ્યું. પાછળથી રાજકીય બાબતોને અંગે એમની સાથે મારે સારી પેઠે મતભેદ પડ્યો. અને મેં એમનાં કાર્યોની બહુ સખત ઝાટકણી કાઢી. છતાં એમના પ્રેમમાં જરાયે ફેર ન પડ્યો. છેલ્લે છેલ્લે તેઓ ખૂબ બીમાર રહ્યા કરતા હતા. હું બહાર રહ્યો ત્યાં સુધી જ્યારે જ્યારે મારે પટના રહેવાનું થતું ત્યારે ત્યારે હું નિયમસર એમને મળવા જતો. ઘણા દિવસ સુધી તેઓ પ્રધાન રહ્યા હતા એ વખતે તેઓના કામની સાચી ટીકા કરનારાઓ ઘણા હતા અને એમાંનો હું પણ-હતો. પણ મેં જોયું કે જ્યારે તેઓ પ્રધાન હતા ત્યારે તેમ જ પોતાના આખરના દિવસોમાં જ્યારે તેમણે બધી પ્રવૃત્તિ છોડી દીધી હતી ત્યારે તેઓ સદાય એ વાતની કાળજી રાખતા કે જાહેર સેવાના કામમાં ગૂંથાયેલા મારા જેવા લોકોની તબિયત સચવાઈ રહે. એટલે અમે જેલમાં જઈએ એ એમને મુદ્દલ ગમતું ન હતું. જ્યારે જ્યારે જેલમાં કોઈના માંદા પડ્યાની ખબર એમને મળતી ત્યારે તેઓ બહુ ચિંતામાં પડી જતા તેઓ પ્રધાન હતા એ વખતે પોતાના પગારનો ઘણો મોટો ભાગ જાહેર સેવાના કામમાં ખરચવાનો એમણે

શરૂઆતથી જ નિર્ણય કર્યો હતો અને એ રીતે એમણે લાખો રૂપિયાની રકમ ટ્રસ્ટમાં ભરી હતી. આપણે માટે એ એક ઉદાહરણરૂપ છે, અને એનું અનુકરણ કોઈએ કર્યું નથી. કોંગ્રેસી પ્રધાનોનો તો પગાર જ પાંચસોનો કરી નાખવામાં આવ્યો છે એટલે એમાંથી કંઈ બચાવવું મુશ્કેલ ગણાય, છતાં હું એવા કેટલાકને જાણું છું કે જેમણે પાઈએ પાઈનો હિસાબ જાળવ્યો છે અને એમાંથી બચત કરીને જાહેર કામમાં રૂપિયા વાપર્યા છે. ત્રીજા સાથી શ્રી નિરસુનારાયણસિંહ હતા, જેમની સાથે પણ ફરી મુલાકાત થવાની નહોતી એમની જોડેયે ભણતી વખતની ઓળખાણ હતી. જાહેર પ્રશ્નને અંગે એમની જોડે ઘણો મતભેદ રહેતો છતાં એમનો પ્રેમ સદાય ટકી રહેલો. ઘરમાં મારી સૌથી મોટી ભત્રીજી ગિરિજા પણ હુ જેલમાં હતો ત્યારે જ ગુજરી ગયેલી. એની તબિયત પણ ઘણા દિવસથી ખરાબ રહ્યા કરતી. હુ સમજણો થયો તે પછી અમારા ઘરમાં સૌ પહેલો જન્મ એનો જ થયેલો. નાનપણમાં સૌ પહેલાં મેં એને જ રમાડેલી. તે મારા ઉપર બહુ જ હેત રાખતી હતી. જેલમાં મળવા પણ આવેલી. પણ કોને ખબર હતી કે એ છેલ્લી મુલાકાત હતી! એ બહુ ભાગ્યશાળી હતી, પતિ અને પુત્રોને પે... સુખે જોતી જોતી એ સ્વર્ગે સિધાવી. પોતાના ઘરમાં ગૃહિ... એણે સૌને સુખ આપ્યું હતું એ બધાને યાદ રહેશે.

## ૧૫૭

## વચગાળાની સરકાર

ઘણાને માટે જેલમાં સમય કાઢવો એટલે જો કંઈક વિનોદનું અને ગમતનું-સ... છે. અમારા સાથીઓએ હજારીબાગની જેલ... પાળ્યું હતું. એ બધા સાથે એટલુ બધું હળી... લામાં આવીને સૂઈ જતું હતુ. જમતી વખતે ... પહોંચતું અને ખોળામાં બેસી જતું તથા જે વાંચતા લખતા હોઈએ ત્યારે હાથમાંની કલ... પણ એ અચકાતું નહોતું. જન્મથી ... નહોતું. હમેશાં મોટી ઉંમરના અને જુવાન

હતુ. એણે માણસોના બચ્ચાને કદી જોયા નહોતા અમારા સાથીઓમાના એક ભાઈ હજારીબાગ જેલમા માદા પડચા એમને મળવા એમના બાળ બચ્ચા આવ્યા એ નાનકડા બાળકોને જોતા જ એ એટલુ બધુ ડરી ગયું કે કોઈના ખોળામા બેઠુ હતુ ત્યાથી કૂદીને એ નાઠું અને દૂર જઈને ક્યાક છુપાઈ ગયુ પેલા બાળકો ચાલ્યા ગયા પછી પણ મોડે સુધી એ પાછુ ન આવ્યુ !

આ વખતે ગાઝીપુરની જેલમા સામાન્ય કેદીઓએ એક મેનાનુ બચ્ચુ પાળ્યુ હતુ. એ માણસોના હાથ ઉપર, ખભા ઉપર અને માથા ઉપર પણ નીડરતાથી બેસતુ હતું. કેદીઓ કામ કરતા જાય અને એ ત્યા બેઠુ રહે. અમારી જોડે પણ એ હળી ગયુ એ અમારા ઓરડામા આવવા લાગ્યુ. થોડા દિવસ પછી ઘણુંખરુ અમારે ત્યા જ રહેવા લાગ્યુ. જ્યારે અમારો રેંટિયો ચાલતો ત્યારે સામે આવીને બેસી જતુ, અને જે તાર નીકળતો હોય એને ચાચમા લઈને તોડી નાખતુ રાત્રે મચ્છરદાની ઉપર બેસી જતું અને આખી રાત ત્યા જ ગાળતુ સવાર પડચે ઊડીને બહાર જતુ અને ચરીફરીને પાછુ આવતુ એક દિવસે એ ઊડીને ગયુ તે પાછુ આવ્યુ જ નહીં દૂર ઊડી ગયુ કે કોઈ પક્ષીએ કે બીજા જાનવરે એને મારી નાખ્યુ, એની કાઈ ખબર ન પડી લોકોએ બીજી મેનાને પાળવાનો પ્રયત્ન કર્યો પણ અમે એ વાતને પ્રોત્સાહન ન આપ્યુ. આમ વાચતા લખતા, રેંટિયો કાતતાં, માદા પડતા, લોકોના અને લડતના સમાચારો સાભળતા સાભળતા, તથા મુખ્યત્વે વાલ્મીકિ રામાયણ, અધ્યાત્મ રામાયણ, મહાભારત, શ્રીમદ્ભાગવત ચૈતન્યચરિત વગેરે ગ્રથોની પુરાણ કથાઓ સાભળતા સાભળતા વખત જતો જણાયો નહીં આશરે ત્રણ વર્ષ પછી પદરમી જૂનને દિવસે હુ છૂટચો

અમે છૂટચા એના થોડાક દિવસ પહેલા જ કારોબારી સમિતિના સભ્યોને છોડી મૂકવામા આવશે એવી ચર્ચા સારી પેઠે થઈ રહી હતી અહમદનગર કિલ્લામા જે લોકો હતા એમને બીજે સ્થળે મોકલી દેવામા આવ્યા હતા અને એમ લાગતું હતું કે આ બધી એમને છોડવાની તૈયારી છે એવી જાહેરાત કરવામા આવી કે ૧૪-૬-'૪૫ની સાજે લૉર્ડ વેવલ દેશ સમક્ષ પોતાની કોઈક નવી યોજના રજૂ કરવાના છે અને એ યોજના રેડિયો મારફતે એ જ રાત્રે આખા દેશને જણાવવામા આવશે એ પ્રમાણે થયુ યોજના જણાવવાની સાથે એમણે એ પણ કહ્યું કે કારોબારીના સભ્યોને છોડી મૂકવાના હુકમ છૂટી ગયા છે અને ૧૫મી જૂનની સવારે એ બધાને છોડી દેવામા આવશે રેડિયોની વાત સાભળીને

કેટલાક જણ એ આશાએ તરત જ જેલને દરવાજે આવ્યા કે મને એ રાત્રે જ છોડી મૂકવામાં આવશે. અને મોડે સુધી તેઓ ત્યાં રાહ જોતા રહ્યા. ૧૫મી જૂને મોટી ભીડ એકઠી થઈ ગઈ. આટલા દિવસ જેલમાં રહ્યા પછી ત્યાંથી નીકળની વખતે મનમાં અનેક ભાવનાઓ ઘોળાવા લાગી. અમે જે દિવસે જેલમાં ગયા હતા એ જ દિવસથી સામાન્ય કેદીઓને અમારી જોડે કોણ જાણે શા કારણે એક જાતનો પ્રેમ બંધાઈ ગયો હતો ને અમારી ઉપર બહુ જ વિશ્વાસ બેસી ગયો હતો. જેલના અધિકારીઓ કરતાં પણ તેઓ અમને મોટા ગણતા હતા. એમના ઉપર કાંઈ કષ્ટ પડતું ત્યારે સેંકડો પહેરાઓ ઓળંગીને પણ તેઓ કોઈ ને કોઈ ઉપાયે અમારી પાસે આવી પહોંચતા. અમે એમને હજાર વાર કહેતા કે અમારા હાથમાં કંઈ સત્તા નથી, તોપણ તેઓ અમારી વાત માનવાને તૈયાર ન થતા. એટલું ખરું કે જ્યાં સુધી અમે એ જેલમાં રહ્યા, ત્યાં સુધી એમના પ્રત્યે અધિકારીઓનું વર્તન સારું રહ્યું. સાધારણ રીતે જેલોમાં કેદીઓ પ્રત્યેનું વર્તન પ્રેમનું નહીં પણ કડકાઈનું હોય છે; સુધારવાનું નહીં, સજા આપવાનું હોય છે. પણ કેદીઓમા જે જૂના હતા તેમનું કહેવું એવું હતું કે ઘણા અમલદારોનુ વલણ ખૂબ બદલાઈ ગયુ છે. સંજોગવશાત્ એ જેલના અધિકારીઓ પણ મોટે ભાગે સારા હતા. પોતાનાં કરતૂતોને કારણે આખા પ્રાતમાં જે અમલદારો બદનામ થયા હતા એમાંના તેઓ નહોતા. આમ જોકે સાધારણ કેદીઓ જોડે અમારો સંબંધ બંધાવાની કાંઈ જરૂર નહોતી છતાં એક જાતનો અજબ સંબંધ બંધાઈ ગયો હતો. અમારા છૂટવાના સમાચાર સાંભળીને એમના મનમાં ખુશી ઊપજી કે દિલગીરી થઈ એ કેમ કહેવાય? એટલું હું કહી શકું ખરો કે તેઓ પણ થોડા દિવસમાં છૂટી જશે એવી આશા એમાંના ઘણાને થઈ. અમે આવી જાતની કશી આશા એમને આપી નહોતી, છતાં મને લાગે છે કે અમારા છૂટી આવ્યા પછી એમાંના ઘણાઓને નિરાશા થઈ હશે.

જેલમાંથી બહાર નીકળ્યો કે તરત જ મારે મુંબઈ જવું પડ્યું; કેમ કે વેવેલ યોજના ઉપર વિચાર કરવા માટે ત્યાં કારોબારી સમિતિની બેઠક થવાની હતી. મુંબઈમાં થોડી વાતો થઈ એટલામાં સિમલાથી મહાત્માજી અને પ્રમુખ મૌલાના આઝાદને તેડું આવ્યું. એમને ત્યાં જવું પડ્યુ. હું પાછો પટના આવી ગયો, પણ બેચાર દિવસ પણ રોકાઈ ન શક્યો; કેમ કે મને સિમલાનું તેડું આવી પહોંચ્યું. ત્યાં કારોબારી સમિતિની બેઠક થવાની હતી. અમારે સિમલામાં આ સિવાય આશરે બે અઠવાડિયાં સુધી રહેવું પડ્યું. અમારા તરફથી લૉર્ડ વેવેલ સાથે ક્યારેક

મૌલાનાને, ક્યારેક પંડિત જવાહરલાલને, ક્યારેક મહાત્મા ગાંધીને વાતો થતી. મુસ્લિમ લીગ તરફથી મિ. ઝીણા અને એમના સાથી વાઈસરૉયની સાથે વાતો કરતા. પણ ત્યાં મુખ્ય કામ તો એક પરિષદ ભરવાનું હતું અને તેમાં કૉંગ્રેસ અને મુસ્લિમ લીગના પ્રમુખો ઉપરાંત પ્રાંતોના વડાપ્રધાનોને નોતરવામાં આવ્યા હતા. જ્યાં પ્રધાનમંડળ તૂટી ગયેલાં હતાં, જેમ કે જ્યાં કૉંગ્રેસી પ્રધાનમંડળ હતાં તે બધા પ્રાંતોમાં—એ તૂટ્યા તે વખતના વડાપ્રધાનોને બોલાવવામાં આવ્યા.

ત્યાં વેવેલ યોજના ઉપર અને બીજી બાબતો ઉપર વિચાર કરવામાં આવ્યો. વાઈસરૉયની કાઉન્સિલને એક રીતે રાષ્ટ્રીય સરકારનું રૂપ આપવામાં આવશે એમ લાગતું હતું. કૉંગ્રેસ તરફથી અમે એ યોજનાનો એક રીતે સ્વીકાર કર્યો. એટલે કૉંગ્રેસ તરફનાં નામો સૂચવવાનાં આવ્યાં. એ પરિષદમાં અગિયાર પ્રાંતોમાંથી સાત પ્રાંતના વડાપ્રધાન કૉંગ્રેસી હતા. બાકીના ચાર પ્રાંતોમાંના ત્રણના વડાપ્રધાન લીગી હતા અને એમાં એક પ્રાંત આસામ હતો. આસામમાંથી કૉંગ્રેસી મંડળના ખસી ગયા પછી ત્યાં ફેરફાર થયો હતો. એ વખતે જોકે એ લીગી પ્રધાનમંડળ નહોતું છતાં એના વડાપ્રધાન સર સાદુલ્લા પોતે લીગી હતા. ચોથો પ્રાંત પંજાબનો હતો. ત્યાંના વડાપ્રધાન ખીજર હયાતખાન લીગની સાથે ઝઘડો કરીને અળગા થઈ ગયા હતા. યોજનાની એક શરત એ હતી કે વાઈસરૉયની કાઉન્સિલમાં હિંદુઓ અને મુસલમાનોની સંખ્યા એકસરખી હોવી જોઈએ, તથા એ ઉપરાંત કેટલાક બીજા લોકો પણ હોવા જોઈએ, જેમાં હરિજન પ્રતિનિધિનો પણ સમાવેશ થવો જોઈએ. એક રીતે એ યોજનાએ હરિજન પ્રતિનિધિઓને હિંદુ પ્રતિનિધિઓમાંથી અળગા માની લીધા હતા, અને હિંદુમુસ્લિમ પ્રતિનિધિત્વની જે સમાનતા રાખેલી હતી એ અહરિજન અથવા સવર્ણ હિંદુઓ પૂરતી જ હતી.

યુદ્ધ હજી ચાલતું હતું. દેશની હાલત જરાયે સારી નહોતી. અમે વિચાર્યું કે આ યોજના સ્વીકારી લઈને દેશની હાલત સુધારવામાં આપણે કાંઈક સફળ થઈ શકશું. અમે કહ્યું કે કાઉન્સિલમાં વાઈસરૉય અને સર-સેનાપતિ સિવાય પંદર માણસો રહેવા જોઈએ. અને એમાં પાંચ સવર્ણ હિંદુ, પાંચ મુસલમાન, બે હરિજન અને ત્રણ શીખ, ઈસાઈ, પારસી વગેરે બીજી કોમના પ્રતિનિધિ તરીકે લેવામાં આવે. અમે પંદર નામ મોકલી આપ્યાં અને એમાં બીજાં નામોની સાથે પાંચ મુસલમાનોનાં નામ પણ આપ્યા. એમાં ત્રણ મુસ્લિમ લીગના લોકો ઉપરાંત એક કૉંગ્રેસી મુસલમાન અને એક લીગ બહારના બીજા મુસલમાનનું નામ હતું.

સાથે સાથે અમે એમ પણ કહ્યું કે જો લીગ પોતાની તરફનાં બીજાં નામ દેવા માગે તો દઈ શકે છે; એમાં અમે કશો વાંધો નહીં લઈએ. મિ. ઝીણાએ એવો દાવો રજૂ કર્યો કે મુસલમાનોના બધા પ્રતિનિધિઓ નીમવાનો હક મુસ્લિમ લીગને જ હોવો જોઈએ, તે બીજા કોઈ પણ મુસલમાનને લેવાનું પસંદ નહીં કરે! લૉર્ડ વેવેલને આ મુસીબતનો સામનો કરવો પડ્યો. તેઓ કૉંગ્રેસી મુસલમાનને તો બાતલ કરી શકે એમ હતું પણ સર ખીજર હયાતખાનના પક્ષને જતો કરાય એમ નહોતું. એમને લાગતું હતું કે સર ખીજર હયાતે અને એમના પહેલાં એમના પક્ષના નેતા સર સિકંદર હયાતે લડાઈમાં ખૂબ મદદ કરી હતી, એટલે એમને પડતા મૂકવાનો અર્થ પંજાબના મુસલમાનોને સરકારની વિરુદ્ધ કરવા એવો થાય. અમને એ વાતની ખબર ન પડી કે વાઈસરૉય કયા કયા માણસોને પોતાની કાઉન્સિલમાં રાખવા માગતા હતા. પણ અમારું માનવું હતું કે કૉંગ્રેસ અને લીગ તરફથી જે જે નામો અપાશે એને જ તેઓ લેશે, બીજાં નામોમાં ભલે તેઓ ફેરફાર કરે. એવી અટકળ કરવામાં આવતી હતી કે વાઈસરૉયને મુસલમાનોમાંના પાંચમાંથી ચાર નામ લીગના અને એક પંજાબની યુનિયનિસ્ટ પાર્ટી તરફથી લેવા ધાર્યું હતું, પણ મિ. ઝીણાએ માન્યું નહીં. એટલે પરિષદમાં ભંગાણ પડ્યું.

પરિષદ તૂટ્યા પછી મિ. ઝીણાએ નિવેદન બહાર પાડ્યું અને એમાં લીગના દાવા રજૂ કર્યાં. લીગને યોજનાને નામંજૂર કરવી પડી એનાં કારણ પણ એમણે જણાવ્યાં. મુખ્ય કારણ એ હતું કે મુસલમાનોની પ્રતિનિધિ સંસ્થા કેવળ લીગ જ છે અને મુસલમાન સભ્યોને નીમવાનો પૂરેપૂરો અધિકાર લીગને જ મળવો જોઈએ. લૉર્ડ વેવેલે એ વાત માની નહીં, એ કારણે લીગ એ યોજના સ્વીકારી શકે એમ નહોતું. બીજી મહત્ત્વની વાત એ જણાવી કે પેલા ઠરાવ પ્રમાણે પંદર બિનસરકારી માણસોમાં ફક્ત પાંચ જ મુસલમાનો કાઉન્સિલમાં રાખવામાં આવવાના હતા; અને એમની વિરુદ્ધ કૉંગ્રેસી હિંદુ હતા તથા બીજી લઘુમતી કોમોના જે પ્રતિનિધિ હતા એ, સદાય હિંદુઓને સાથ આપત કેમ કે બીજી કોમોના વિચાર કૉંગ્રેસની મનોવૃત્તિને અનુસરતા જ છે, એટલે કાઉન્સિલમાં મુસલમાનો કેવળ ત્રીજા ભાગની લઘુમતીમાં પડી જતા હતા જે લીગથી મંજૂર થાય તેમ નહોતું. આમાં રહસ્યની બે વાત હતીઃ એક તો મિ. ઝીણા તે દિવસ સુધી સદાય નાની કોમોના સંરક્ષણનો ભાર પોતાને માથે લેતા હતા. તેઓ કહ્યા કરતા હતા કે, કૉંગ્રેસ એકલા સવર્ણ હિંદુઓનું જ પ્રતિનિધિત્વ ધરાવે છે, અને બીજા બધાનું રક્ષણ લીગ જ કરી શકે તેમ છે, અને એ જ

કરે છે. એમ કહેવાનું એમને કોઈ કારણ ન હતું; કેમ કે અનેક વાર બીજી લઘુમતી કોમોએ લીગ અને હિંદના ભાગલા તથા પાકિસ્તાનની વાતનો પોતાની સંસ્થાઓમાં ચોખ્ખો વિરોધ કર્યો હતો, અને કૉંગ્રેસની સાથે પોતાની સહાનુભૂતિ બતાવી હતી. છતાં મિ. ઝીણા પોતે લઘુમતીના સંરક્ષક હોવાની વાતો કર્યે રાખતા હતા, અને આ લઘુમતીમાં તેઓ હરિજનોને પણ ગણાવતા હતા, અને પોતાને એમના બેલી કહેવડાવતા હતા. હવે જ્યારે કાઉન્સિલમાં હિંદુઓની સંખ્યા ત્રીજા ભાગની, મુસલમાનોની સંખ્યા પણ ત્રીજા ભાગની અને બાકીના ત્રીજા ભાગમાં બે હરિજન અને ત્રણ લઘુમતી પ્રતિનિધિ રાખવાની વાત આવી એટલે ભેદ ખૂલી ગયો! એમણે ચોખ્ખેચોખ્ખું જણાવી દીધું કે બીજા બધા કૉંગ્રેસ અને હિંદુઓની સાથે છે અને રહેવાના, તેઓ કેવળ મુસલમાનોનો જ ભરોસો રાખી શકે તેમ છે તથા એ મુસલમાનો પણ લીગે એટલે કે પોતે નીમેલા જ હોવા જોઈએ. બીજી વાત એ ઉઘાડી થઈ ગઈ કે તેઓ કાઉન્સિલમાં હિંદુ અને મુસલમાનોની સરખી સંખ્યા હોય એ કબૂલ કરવા નહોતા માગતા. તેઓની માગણી એ હતી કે એક બાજુએ એકલા મુસલમાનો અને બીજી બાજુએ હરિજન તથા બીજી બધી લઘુમતી કોમ સુધ્ધાં બહુમતી સવર્ણ હિંદુ હોય; અને એ બધી કોમોની સંખ્યા તથા મુસલમાનોની સંખ્યા કાઉન્સિલમાં સરખેસરખી હોય. સાથે સાથે એ વાત પણ સ્પષ્ટ થઈ ગઈ કે, મુસલમાનો એટલે બધા મુસલમાન નહીં પણ જે લીગમાં હોય એ જ મુસલમાન.

લીગી મુસલમાનોની એ વખતની દશા એવી હતી કે પંજાબ અને બંગાળમાં, જ્યાં મુસલમાનોની વસ્તી વધારે છે એવા મોટા મોટા બે પ્રાંતોમાં, લીગી પ્રધાનમંડળ તૂટી ગયાં હતાં. પંજાબમાં સર ખીજર હયાતે મિ. ઝીણા સાથે ઝઘડો કરી પોતાનું જુદું પ્રધાનમંડળ બનાવી દીધુ હતું અને એ પણ જ્યારે માજી વડાપ્રધાન સર સિકંદર હયાતખાનના દીકરા સરદાર શૌકત હયાતખાન લીગની સાથે મળી ગયા હતા અને સર ખીજરનો ભારે વિરોધ કરી રહ્યા હતા. તે વખતે બંગાળ પ્રધાનમંડળ હારી જવાથી ભાંગી પડ્યું હતુ. જો એ વખતે વિરોધી પક્ષને તક આપી હોત — જે ન્યાય અને બંધારણના નિયમ પ્રમાણે અપાવી જોઈતી હતી — તો ત્યાં બિનલીગી પ્રધાનમંડળ બન્યુ હોત. પણ એ વખતે ગવર્નરે એ પગલું લઈ લીગને નારાજ કરવા ઇચ્છ્યુ નહીં, અને લીગી પ્રધાનમંડળ ન ચાલી શક્યું એટલે, વારંવાર માગણી કરવા છતાંયે, બીજા કોઈ પ્રધાનમંડળને બનાવવા દેવાની તક એણે કોઈને ન આપી; તથા ૯૩મી કલમ પ્રમાણે

બધી સત્તા પોતાના હાથમાં લઈ લીધી. સરહદ પ્રાંતમાં કૉંગ્રેસી પ્રધાનમંડળે રાજીનામું આપ્યા પછી થોડે દિવસે લીગી પ્રધાનમંડળ હસ્તીમાં આવ્યું હતું પણ પોતાના કામકાજને લઈને એ એટલું બધું બદનામ થઈ ગયું હતું કે અમે જેલમાંથી નીકળ્યા એના થોડા દિવસ પહેલાં ત્યાંની ધારાસભામાં કૉંગ્રેસના સભ્યોએ ભાગ લઈને એ પ્રધાનમંડળને ગબડાવી પાડયું હતું, અને ત્યાં કૉંગ્રેસી પ્રધાનમંડળ બની ગયું હતું. લીગનું પ્રધાનમંડળ કામ કરી રહ્યું હોય એવો એક સિંધનો જ પ્રાંત હતો, અને ત્યાં પણ રાષ્ટ્રીય મુસલમાનોના નેતા અલ્લાબક્ષને વડા પ્રધાનપદેથી દૂર કરવામાં ગવર્નરનો હાથ હતો એટલું જ નહીં પણ એ સારુ ગવર્નરને અનેક ગેરબંધારણીય પગલાં લેવાં પડયાં હતાં તથા પાછળથી અલ્લાબક્ષનું ખૂન પણ કરવામાં આવ્યું હતું!

આ તો જ્યાં મુસલમાનોની વસ્તી વધારે છે એ પ્રાંતોની વાત થઈ. મિ. ઝીણા તો આસામને પણ પાકિસ્તાનમાં ભેળવે છે પણ ત્યાં મુસલમાનોની વસ્તી ત્રીજા ભાગથી વધુ નથી. કૉંગ્રેસના ખસી ગયા પછી થોડે દિવસે લીગના નેતા સાદુલ્લાએ ત્યા પણ લીગનું પ્રધાનમંડળ રચ્યું હતું; પણ એ એટલું બધું બદનામ થઈ ચૂકયું હતું કે એ છેલ્લા શ્વાસ લઈ રહ્યું હતું. જ્યારે ચોતરફ આવી દશા હતી ત્યારે મુસલમાનોની પ્રતિનિધિ સંસ્થા એકમાત્ર લીગ છે, અને લીગના જ નીમેલા પ્રતિનિધિઓને કાઉન્સિલમાં લઈ શકાય તથા એમની સંખ્યા તેઓ એકલા જ સવર્ણ હિંદુ અને હરિજન તેમ જ બીજી લઘુમતી કોમના પ્રતિનિધિઓની સંખ્યા ભેળી થાય તોપણ તેનો વિરોધ કરી શકે એટલી હોવી જોઈએ, એવો દાવો તો મુસ્લિમ લીગ અને મિ. ઝીણાથી જ થઈ શકે! એમના આ દાવાને આધારે સિમલા પરિષદને નિષ્ફળ થયેલી જાહેર કરીને એને વિખેરી નાખવી એ પણ બ્રિટિશ સરકારથી જ થઈ શકે! એ યાદ રાખવું જોઈએ કે હજુ લડાઈ ચાલુ હતી અને ઇંગ્લંડમાં વડાપ્રધાનપદે મિ. ચર્ચિલ અને ભારતમંત્રીને પદે મિ. એમરી બિરાજતા હતા.

સિમલા પરિષદની બાબતમાં બેત્રણ બીજી વાતો પણ જણાવી દેવી જરૂરી લાગે છે. આગળ કહેવાઈ ગયું કે વાઇસરૉયની કાઉન્સિલમાં સભ્ય તરીકે કોને કોને લેવામાં આવે એ અંગે કારોબારી સમિતિએ પોતાની તરફથી નામો મોકલી આપ્યાં હતાં. એ નામોમાં શ્રી ભૂલાભાઈ દેસાઈનું નામ નહોતું. તેઓ એ વખત સુધી મધ્યસ્થ ધારાસભામાં કૉંગ્રેસ પક્ષના નેતા હતા. એમણે નેતા તરીકે ત્યાં પોતાનું કામ પણ બહુ દીપાવ્યું હતું. સન ૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહ ચાલ્યો હતો

ત્યારથી તેઓ ખુલ્લી રીતે કોંગ્રેસમાં દાખલ થયા હતા અને ત્યારથી માંડીને જ્યારે પ્રસંગ આવ્યો ત્યારે ત્યારે જોઇ જતાં તેઓ અચકાયા નહોતા. વારંવાર આર્થિક મદદ પણ આપતા રહેતા હતા. પોતાની કુશળતા અને ત્યાગને કારણે તેઓ સતત કારોબારી સમિતિના સભ્ય રહેતા. કોંગ્રેસની તરફથી એમનું નામ ન અપાયું એથી કરીને એમને બહુ જ માઠું લાગ્યું. જોકે વાઈસરોયને આપવામાં આવેલી યાદીના નામ જાહેર કરવામાં નહોતાં આવ્યાં, છતાંયે એમાં શ્રી ભૂલાભાઈનું નામ નથી અપાયું એની ઘણાને ખબર પડી ગઈ હતી. બીજા લોકોને પણ, ખાસ કરીને મધ્યસ્થ ધારાસભાના લોકોને આ વાત બહુ જ ખૂંચી. શ્રી ભૂલાભાઈનું નામ શા માટે ન અપાયું એ અહીં લખવાની જરૂર નથી અને એ લખવું યોગ્ય પણ નથી. હું આ નિર્ણય પ્રત્યે સંતુષ્ટ નહોતો અને મારું મન દુઃખી હતું પણ બીજો કોઈ ઉપાય જડયો નહીં. શ્રી ભૂલાભાઈનો મારા ઉપર ઘણો પ્રેમ હતો. મારા પર તેઓ ભરોસોયે રાખતા હતા. અને એ વાત એમણે કેટલાયે મિત્રોને જણાવી હતી. કેટલાક દિવસ પછી જ્યારે તેઓ એટલા પથારીવશ થયા કે આખર સુધી એમાંથી ઊઠી જ ન શકયા ત્યારે હુ એમને મુંબઈમાં મળેલો. એમણે પોતાના દિલનું દુઃખ ઘણી જ દર્દભરી વાણીમાં મને સંભળાવ્યું હતું. અહીં એ પણ જણાવી દેવું જોઈએ કે સિમલા પરિષદના બનાવ પછી થોડા જ દિવસમાં આઝાદ હિંદ ફોજવાળા મેજર જનરલ શાહનવાઝ અને એમના સાથીઓ ઉપર દિલ્હીના લાલ કિલ્લામાં રાજદ્રોહનો કેસ મંડાયો ત્યારે શ્રી ભૂલાભાઈને એમના કેસની તૈયારી કરવાનું આવ્યું અને એમણે પોતાની તબિયત એ વખતે સારી ન હોવા છતાં પ્રસન્નતાપૂર્વક એ કામ પોતાના હાથમાં લીધું એક રીતે આ કેસને અંગે કરેલો અત્યંત પરિશ્રમ એમના મૃત્યુનું નિમિત્ત બન્યો; કેમ કે એ કેસનું કામ પૂરું કર્યા પછી તેઓ એટલા માંદા પડી ગયા કે ખાટલેથી પાછા ઊઠી જ ન શકયા. એ કેસમાં એમની પ્રખર વિદ્વત્તા અને અદ્ભુત શક્તિ જણાઈ આવી. એમણે કરેલી દલીલો દુનિયાના મોટા મોટા કેસોમાં અગર મુકદ્દમાની અંદર ભારેમાં ભારે વકીલોએ કરેલી દલીલોની તુલનામાં સદાય ઊભી રહેવાની. પથારીવશ થયેલા શ્રી ભૂલાભાઈને એક સંતોષ એ મળ્યો કે એમના બધા અસીલો છૂટી ગયા. એમના મૃત્યુથી ભારતની એક વિભૂતિ ચાલી ગઈ. એમનું સ્થાન લઈ શકે એવું કોઈ અત્યારે દેખાતું નથી. મને એમના છેવટના દિવસો સદાય યાદ રહેવાના; ખાસ કરીને પેલી કરુણાભરી એમની મનોવેદના કે આટઆટલી સેવા પછી પણ કારોબારી સમિતિએ એમને કાઉન્સિલમાં લેવાને પાત્ર લેખ્યા નહીં!

એમને પદનો લોભ ન હતો; તેઓ કોંગ્રેસમાં ન આવ્યા હોત તો તેઓ એ પદ સહેજે ઘણું વહેલું મેળવી શક્યા હોત. એમના મનનું દુઃખ એ હતું કે એમને એ માટે અયોગ્ય લેખવામાં આવ્યા.

એક બીજી વાતનો ઉલ્લેખ અહીં કરવા માગું છું, એ અંગત છે. કારોબારી સમિતિની સામે જ્યારે નામો પસંદ કરવાનો સવાલ આવ્યો ત્યારે એ નામોમાં મારુંયે નામ આવ્યું. હું એ માટે જરાયે તૈયાર ન હતો. એક તો મારી તબિયત એવી નથી કે હું ઝાઝો પરિશ્રમ કરી શકું. બીજું આ જાતના કામનો મને જરાય અનુભવ નહોતો. આવા કપરા વખતમાં એ ભાર ઉપાડવો મને ઉચિત લાગતો ન હતો. ત્રીજું એ કે બહાર રહીને એ વખત સુધી હું જે રીતે કામ કરતો રહ્યો હતો એવી રીતે કામ કરતા રહેવું મારા સ્વભાવને વધારે અનુકૂળ હતું. ચોથું એ કે નૈતિક દૃષ્ટિએ પણ મારા અંતરમાં થોડીક શંકા ઘોળાતી હતી. મેં મારી મુશ્કેલી પૂ. મહાત્માજી પાસે એકાંતમાં જઈ ને રજૂ કરી. એમણે સલાહ આપી કે મારે એ પદ સ્વીકારી લેવું જોઈએ. એ પછી મારે કંઈ કહેવાનું ન રહ્યું. છતાં મનને પૂરી શાંતિ થઈ નહોતી. એટલે જ્યારે સિમલામાં વાતચીતમાં ભંગાણ પડ્યું ત્યારે મને લાગ્યું કે માથેથી એક ભારે બોજો ઊતર્યો—દેશહિતની દૃષ્ટિએ એ ભંગાણ જોકે સારું ન હતું તોપણ વ્યક્તિગત રીતે મને એ ખહુ ગમી ગયું.

## ૧૫૮

## રાજદ્વારી કેદીઓ માટે ફાળો

સિમલાથી હું દિલ્હી આવ્યો. ત્યાં માંદો પડ્યો. મુંબઈ ગયેલો ત્યારે તબિયત કાંઈક બગડી હતી. એટલે મુંબઈથી ઝટ ઝટ પટના ચાલ્યો ગયો હતો. પણ પટનામાંયે ઝાઝું રોકાઈ શક્યો નહોતો. ત્યાંથી સિમલા જવું પડ્યું. સિમલામાં જેમ તેમ કરી કામ પતાવ્યું. ડૉક્ટર બિધનચંદ્ર રાય સિમલા આવેલા. એમણે સલાહ આપી કે થોડા દિવસ હું કોઈ સૂકી જગાએ જાઉં તો સારું. એટલે એ વિચારથી હું દિલ્હીમાં રોકાઈ ગયો કે ત્યાંથી થોડા દિવસ માટે હું પિલાની જઈને આરામ લઈશ. પણ દિલ્હીમાં વધારે માંદો પડી ગયો એટલે મારે એ અઠવાડિયાં સુધી ત્યાં રોકાઈ રહેવું પડ્યું. ત્યાંથી ઓગસ્ટ પહેલી કે બીજી તારીખે હું પિલાની ગયો. અને ત્યાં એક મહિનાથી કાંઈક વધુ સમય સુધી રહ્યો. અમારે ઊતરવા

માટે પિલાનીમા બિરલાભાઈઓ તરફથી સારી ગોઠવણ હતી ત્યા મારા બહેન અને મૃત્યુજયની માની જોડે ઘણી નિરાતે હુ રહ્યો બિરલાભાઈઓના મૅનેજર શ્રી હરિશ્ચદ્રે બ઼ જ દક્ષતાપૂર્વક અમારી સગવડ સાચવવાની વ્યવસ્થા કરી હતી બિરલા કૉલેજના પ્રિન્સિપાલ શ્રી શુકદેવ પાડેજી અને બીજા અધ્યાપકો તથા આચાર્યોના સમાગમનો પણ ઘણો લાભ મળ્યો

ઇન્ડિયા ડિવાઇડેડનુ જે પુસ્તક જેલમા લખવામા આવેલુ તેનો એક ભાગ લખાવો બાકી રહી ગયો હતો, તે હુ કહી ગયો છુ પિલાનીમા એ કામ પૂરુ કરવામા આવ્યુ ત્યા બિરલા પુસ્તકાલયમા સારો સગ્રહ છે ત્યા મારે જોઈતી લગભગ બધી ચોપડીઓ મળી આવી, એટલે બાકીનો ભાગ પૂરો કરવાનું સગવડભર્યું થયુ મહેનત તો ખૂબ કરવી પડી, પણ કામ પૂરુ થયુ ત્યાથી પરબારા કારોબારી અને મહાસમિતિની બેઠકને માટે મુબઈ જવુ પડયુ. મુબઈના હવાપાણી મને સદતા નથી એટલે ત્યા પહોચ્યો કે તરત વળી પાછા દમ અને ઉધરસ શરૂ થઈ ગયા આખરે કારોબારી સમિતિ મુબઈને બદલે પૂનામા થઈ અમે બધા પૂના પહોચ્યા ત્યાયે આખો દિવસ વરસાદ પડતો હતો, એટલે તબિયત કાઈ સારી ન રહી મુબઈમા મહાસમિતિની બેઠક પૂરી થઈ એટલે હું પાછો પટના આવ્યો. મુબઈમા ઇન્ડિયા ડિવાઇડેડની ચોપડી છપાવીને બહાર પાડવાની ગોઠવણ કરી દીધી ચોપડી બેત્રણ મહિનામા બહાર પડી શકશે એવુ અનુમાન હતું અમને સિમલામા જ એમ લાગ્યુ હતું કે પ્રાતિક અને મધ્યસ્થ ધારાસભાની ચૂટણીઓ તરતમા જ થશે હુ માનતો હતો કે એ ચૂટણીઓ પહેલા એ પુસ્તક છપાઈ જાય તો સારુ. મધ્યસ્થ ધારાસભાની ચૂટણી પહેલા તો નહી પણ પ્રાતિક ચૂટણી પહેલા એ બહાર પડયુ

હુ જેલમા હતો ત્યારે જ ૧૯૪૨ના આદોલનને લીધે જેમના ઉપર ભારે મુસીબતો પડી હતી એ લોકોને વિષે મને ચિંતા થતી હતી અને ખાસ કરીને જેમા લાબી સજાઓ કે ફાસીની સજા થાય એવા ગભીર કેસો જેમના ઉપર ચાલી રહ્યા હતા એમને વિષે વધારે ચિંતા થતી હતી કેસો લડવા માટે ખર્ચ કરવો પડતો હતો અને એને માટે જે લોકો બહાર હતા તેઓએ બની ગોઠવણ કરી હતી બીજા લોકોમા ઘણા એવા હતા જેઓના કેદમા જવાને લીધે એમના કુટુબીઓને પાર વિનાનુ કષ્ટ ભોગવવુ પડતું હતું કેટલાક જણ ખરાબ તબિયતને કારણે છૂટી જતા ત્યારે એમના ઉપચાર કરાવવાની જરૂર રહેતી બહાર આવ્યા પછી કાઈક વધારે માહિતી મળી એટલે મે નક્કી કર્યું કે એમને મદદ કરવા થોડાક પૈસા ભેગા કરવા જોઈએ પણ મુબઈ અને સિમલાની

વાટાઘાટ માટે ગયો, તથા માંદો પડ્યો એટલે મુંબઈથી પાછો ન ફર્યો ત્યાં સુધી એ બાબતમાં ખાસ કાંઈ ન કરી શક્યો. મુંબઈમાં મેં કેટલાક મિત્રો જોડે આ બાબતમાં ચર્ચા કરી, પણ ત્યાં કંઈ ઉત્સાહવર્ધક સ્થિતિ નહોતી. ત્યાંના લોકોએ એ પહેલાં ઘણા પૈસા આપીને દેશને મદદ કરી હતી. એટલે એક ખાસ પ્રાંતને માટે જુદો ફાળો શરૂ કરવો કઠણ હતો. જો આખા દેશને માટે કંઈ કરવામાં આવે તો કાંઈક બનત ખરુ પણ એક પ્રાંતની ખાતર હું એમને શી રીતે કહી શકું. હજી બીજાઓનું ધ્યાન આ તરફ ખેંચાયું નહોતું. એટલે મેં વિચાર્યું કે પહેલાં પોતાના પ્રાંતમાં જ હુ કંઈક ફાળો કરી લઉં ત્યાર પછી જ મુંબઈ અને કલકત્તા જેવાં મોટાં સ્થળોમાં પ્રયત્ન કરીશ.

મેં પિલાનીમાં જ ફાળો ભેગો કરવાનું શરૂ કરી દીધું હતું. અથવા વધુ સાચું તો એ કહેવાય કે ત્યાં અનાયાસે એ કામ આરંભાયેલું. ત્યાંની કૉલેજના પ્રિન્સિપાલ શ્રી શુકદેવ પાંડેજી તથા બીજાઓની સાથે વાતવાતમાં એને વિષે ચર્ચા થઈ; મેં કંઈ માગ્યું ન હતું. પણ મને ૧૯૪૫ના નવમી ઑગસ્ટના દિવસે કૉલેજમાં એક સભા થઈ. એમાં નવમી ઑગસ્ટને અંગે કાંઈક કહેવાને મને બોલાવવામાં આવ્યો. ત્યા આગળ જ કૉલેજના આચાર્યો અને વિદ્યાર્થીઓ તરફથી એક હજાર રૂપિયાની થેલી રાજકીય કામને અંગે સંકટમાં પડેલા લોકોને મદદ કરવા માટે મને ભેટ આપવામાં આવી. પિલાનીથી નીકળતાં પહેલાં લોકોનો ઘણો આગ્રહ હોવાથી હુ શેખાવાટીમાં કેટલેક સ્થળે ગયો હતો. ચીડાવા, સૂર્યગઢ, ફતેહગઢ વગેરે અનેક સ્થળોએ ગયેલો. બધી જગ્યાએ મને થેલીઓ આપવામાં આવી. આ રીતે ત્યાંથી નીકળતાં સુધીમાં પંદરથી સોળ હજાર રૂપિયા એ ફાળામાં ભેગા થયા. પટના આવીને આખા પ્રાંતમાં ફરવાનો કાર્યક્રમ તૈયાર કર્યો પણ હજી ચોમાસું પૂરું થયુ નહોતું. મારી તબિયત પણ ઠીક નહોતી. એટલે દસ દિવસ પૂરતો જીરાદેઈ જઈને આરામ લઉં અને પાછો દશેરાને દિવસે મુસાફરીએ નીકળું એમ ઠરાવ્યું. જીરાદેઈ જતાં થોડાક એવો અનુભવ મળ્યો, જેને લઈને રૂપિયા મળવા વિષે મારા મનમાં જે શંકા હતી તે જતી રહી.

ગંગાકિનારાના પહલેજાઘાટ સ્ટેશને સ્ટીમરમાંથી ઊતરીને હુ રેલ્વે ઉપર જઈ રહ્યો હતો, ત્યાં લોકો ભેગા થઈ ગયા. લોકોને ખબર પડી ગઈ કે, હુ એ ગાડીમા જીરાદેઈ જાઉ છું. એટલે ત્યાંના કોંગ્રેસવાળાઓ એકઠા થઈ ગયા હતા. ત્યાં ભેગી થયેલી ભીડને જોઈને મેં કાંઈ વિચાર્યા-કાર્યા વિના લોકોને કહ્યું કે રાજદ્વારી પીડિત ફાળાને માટે મારે પૈસા જોઈએ છે, જેનાથી જે કાંઈ આપી શકાય તે આપે. બધા જિલ્લાઓને

પટનાથી જ એ ખબર મોકલવામાં આવેલી હતી કે આ કામને સારુ હું મુસાફરીએ નીકળવાનો છું. દરેક જિલ્લા પાસે એક નિશ્ચિત રકમ માગવામાં આવી હતી, જેથી ઓછું એમને ફાળામાં આપવાનું નહોતું. પહલેજા-ઘાટના કાર્યકર્તાઓએ વિચારેલું, કે આ તકનો જ લાભ લઈ બને તે ભેગું કરી લેવું જોઈએ, એટલે જિલ્લાને ભાગે આવેલા ભાગમાંનો પોતાનો હિસ્સો પૂરો કરવાની એ લોકો ત્રેવડ કરી રહ્યા હતા અને થોડુંક ઉઘરાવી પણ લાવ્યા હતા એ એમણે મને ત્યાં આપ્યું. પણ એ ઉપરાંત ત્યાં ભેગી થયેલી જનતાએ નાની નાની રકમો આપીને એક ખાસ્સો ફાળો ભેગો કરી દીધો. મેં જોયું કે લોકોમાં ભારે ઉત્સાહ છે, એનો લાભ લેવો જોઈએ. એટલે પછી મેં દરેક સ્ટેશને પૈસા ઉઘરાવવા માંડ્યા. જીરાદેઈમા લોકોએ સ્વાગતની તૈયારી કરી હતી, કેમ કે લગભગ ત્રણચાર વર્ષ પછી હુ મારે ગામ જઈ રહ્યો હતો. ત્યાં લોકોને એ પણ ખબર હતી કે પીડિત ફાળા માટે હુ પૈસા ઉઘરાવી રહ્યો છું એટલે તેઓએ થોડુંક ઉઘરાણું કરીને થેલી પણ તૈયાર રાખેલી. આ રીતે જીરાદેઈ પહોંચતા સુધીમાં ઠીક ઠીક રકમ લોકોએ મને આપી. એથી મારો ઉત્સાહ ખૂબ વધી ગયો. અને મને થયુ કે રૂપિયા ઠીક ઠીક મળી જશે.

હુ જીરાદેઈ ગયો હતો તો આરામ કરવા, પણ ઝાઝો આરામ કરી ન શક્યો. મળવાને માટે ઘણા માણસો આવતા હતા અને એમના ઉપર જે વીતકો વીત્યા હતાં તે સંભળાવતા હતા ત્યાં રહ્યો એ દરમિયાન મેં આસપાસના લોકોનાં સરકારી અમલદારોએ સને ૧૯૪૨માં બાળી મૂકેલાં કેટલાક ઘરો જોયાં અને ગોળીનો ભોગ બનેલા લોકોનાં કુટુંબીઓને પણ મળ્યો. એમાંના એક અમારા કુટુંબના જૂના સંબંધી નરેન્દ્રપુરના વતની બાબુ કૃષ્ણકુમારસિંહજી કરીને હતા. તેમના ભત્રીજાનું પટના સેક્રેટરિયટના ગોળીબારમાં મૃત્યુ નીપજ્યું હતું. જે નિર્દયતાથી ઘરો બાળવામાં આવેલાં એ જોઈને મને બહુ દુઃખ થતુ હતું. અને ત્રણ વર્ષ પહેલાં જ્યારે આ બનાવો બન્યા ત્યારે લોકોની શી અવદશા થઈ હશે તેની કલ્પના આવતી હતી જીરાદેઈનો એક માણસ પણ ગોળાથી વીંધાઈને માર્યો ગયો હતો. એના કુટુંબના લોકોને મદદ રૂપે થોડુંક આપ્યું પણ ખરું. જીરાદેઈ રહે રહે ફાળો ઉઘરાવવાનું કામ પણ ચાલુ રહ્યું. જે લોકો મને મળવા આવતા તેમાંના ઘણા કંઈક ફાળો આપી જતા અને લોકોના દુઃખની વાતો વિગતવાર કહી સંભળાવતા.

જીરાદેઈમાં એક બીજું કામ પણ થયું. જબલપુરના શ્રી દ્વારકાપ્રસાદ મિશ્રજીએ સને ૧૯૪૦-૪૧ના વ્યક્તિગત સત્યાગ્રહ વખતે જેલમાં કૃષ્ણાયન

વાટાઘાટ માટે ગયો, તથા માંદો પડ્યો એટલે મુંબઈથી પાછો ન ફર્યો ત્યાં સુધી એ બાબતમાં ખાસ કાંઈ ન કરી શક્યો. મુંબઈમાં મેં કેટલાક મિત્રો જોડે આ બાબતમાં ચર્ચા કરી, પણ ત્યાં કંઈ ઉત્સાહવર્ધક સ્થિતિ નહોતી. ત્યાંના લોકોએ એ પહેલાં ઘણા પૈસા આપીને દેશને મદદ કરી હતી. એટલે એક ખાસ પ્રાંતને માટે જુદો ફાળો શરૂ કરવો કઠણ હતો. જો આખા દેશને માટે કંઈ કરવામાં આવે તો કાંઈક બનત ખરું પણ એક પ્રાંતની ખાતર હું એમને શી રીતે કહી શકું. હજી બીજાઓનું ધ્યાન આ તરફ ખેંચાયું નહોતું. એટલે મેં વિચાર્યું કે પહેલાં પોતાના પ્રાંતમાં જ હું કંઈક ફાળો કરી લઉં ત્યાર પછી જ મુંબઈ અને કલકત્તા જેવાં મોટાં સ્થળોમાં પ્રયત્ન કરીશ.

મેં પિલાનીમાં જ ફાળો ભેગો કરવાનું શરૂ કરી દીધું હતું. અથવા વધુ સાચું તો એ કહેવાય કે ત્યાં અનાયાસે એ કામ આરંભાયેલું. ત્યાંની કૉલેજના પ્રિન્સિપાલ શ્રી શુકદેવ પાંડેજી તથા બીજાઓની સાથે વાતવાતમાં એને વિષે ચર્ચા થઈ; મેં કંઈ માગ્યું ન હતું. પણ સને ૧૯૪૫ના નવમી ઑગસ્ટના દિવસે કૉલેજમાં એક સભા થઈ. એમાં નવમી ઑગસ્ટને અંગે કાંઈક કહેવાને મને બોલાવવામાં આવ્યો. ત્યાં આગળ જ કૉલેજના આચાર્યો અને વિદ્યાર્થીઓ તરફથી એક હજાર રૂપિયાની થેલી રાજકીય કામને અંગે સંકટમાં પડેલા લોકોને મદદ કરવા માટે મને ભેટ આપવામાં આવી. પિલાનીથી નીકળતાં પહેલાં લોકોનો ઘણો આગ્રહ હોવાથી હું શેખાવાટીમાં કેટલેક સ્થળે ગયો હતો. ચીડાવા, સૂર્યગઢ, ફતેહગઢ વગેરે અનેક સ્થળોએ ગયેલો. બધી જગ્યાએ મને થેલીઓ આપવામાં આવી. આ રીતે ત્યાંથી નીકળતાં સુધીમાં પંદરથી સોળ હજાર રૂપિયા એ ફાળામાં ભેગા થયા. પટના આવીને આખા પ્રાંતમાં ફરવાનો કાર્યક્રમ તૈયાર કર્યો પણ હજી ચોમાસું પૂરું થયું નહોતું. મારી તબિયત પણ ઠીક નહોતી. એટલે દસ દિવસ પૂરતો જીરાદેઈ જઈને આરામ લઉં અને પાછો દશેરાને દિવસે મુસાફરીએ નીકળું એમ ઠરાવ્યું. જીરાદેઈ જતાં થોડોક એવો અનુભવ મળ્યો, જેને લઈને રૂપિયા મળવા વિષે મારા મનમાં જે શંકા હતી તે જતી રહી.

ગંગાકિનારાના પહલેજાઘાટ સ્ટેશને સ્ટીમરમાંથી ઊતરીને હું રેલવે ઉપર જઈ રહ્યો હતો, ત્યાં લોકો ભેગા થઈ ગયા. લોકોને ખબર પડી ગઈ કે, હું એ ગાડીમાં જીરાદેઈ જાઉં છું, એટલે ત્યાંના કૉંગ્રેસવાળાઓ એકઠા થઈ ગયા હતા. ત્યાં ભેગી થયેલી ભીડને જોઈને મેં કાંઈ વિચાર્યા-કારવ્યા વિના લોકોને કહ્યું કે રાજદ્વારી પીડિત ફાળાને માટે મારે પૈસા જોઈએ છે, જેનાથી જે કાંઈ આપી શકાય તે આપે. બધા જિલ્લાઓને

પટનાથી જ એ ખબર મોકલવામાં આવેલી હતી કે આ કામને સારુ હું મુસાફરીએ નીકળવાનો છું. દરેક જિલ્લા પાસે એક નિશ્ચિત રકમ માગવામાં આવી હતી, જેથી ઓછું એમને ફાળામાં આપવાનું નહોતું. પહલેજાઘાટના કાર્યકર્તાઓએ વિચારેલું કે આ તકનો જ લાભ લઈ બને તે ભેગું કરી લેવું જોઈએ, એટલે જિલ્લાને ભાગે આવેલા ભાગમાંનો પોતાનો હિસ્સો પૂરો કરવાની એ લોકો ત્રેવડ કરી રહ્યા હતા અને થોડુંક ઉઘરાવી પણ લાવ્યા હતા. એ એમણે મને ત્યાં આપ્યું. પણ એ ઉપરાંત ત્યાં ભેગી થયેલી જનતાએ નાની નાની રકમો આપીને એક ખાસ્સો ફાળો ભેગો કરી દીધો. મેં જોયું કે લોકોમાં ભારે ઉત્સાહ છે, એનો લાભ લેવો જોઈએ. એટલે પછી મેં દરેક સ્ટેશને પૈસા ઉઘરાવવા માંડ્યા. જીરાદેઈમાં લોકોએ સ્વાગતની તૈયારી કરી હતી, કેમ કે લગભગ ત્રણચાર વર્ષ પછી હું મારે ગામ જઈ રહ્યો હતો. ત્યાં લોકોને એ પણ ખબર હતી કે પીડિત ફાળા માટે હું પૈસા ઉઘરાવી રહ્યો છું એટલે તેઓએ થોડુંક ઉઘરાણું કરીને થેલી પણ તૈયાર રાખેલી. આ રીતે જીરાદેઈ પહોંચતા સુધીમાં ઠીક ઠીક રકમ લોકોએ મને આપી એથી મારો ઉત્સાહ ખૂબ વધી ગયો. અને મને થયું કે રૂપિયા ઠીક ઠીક મળી જશે.

હું જીરાદેઈ ગયો હતો તો આરામ કરવા, પણ ઝાઝો આરામ કરી ન શક્યો. મળવાને માટે ઘણા માણસો આવતા હતા અને એમના ઉપર જે વીતકો વીત્યાં હતાં તે સંભળાવતા હતા ત્યાં રહ્યો એ દરમિયાન મેં આસપાસના લોકોનાં સરકારી અમલદારોએ સને ૧૯૪૨માં બાળી મૂકેલાં કેટલાક ઘરો જોયાં અને ગોળીનો ભોગ બનેલા લોકોનાં કુટુંબીઓને પણ મળ્યો. એમાંના એક અમારા કુટુંબના જૂના સંબંધી નરેન્દ્રપુરના વતની બાબુ કૃષ્ણકુમારસિંહજી કરીને હતા. તેમના ભત્રીજાનું પટના સેક્રેટેરિયટના ગોળીબારમાં મૃત્યુ નીપજ્યું હતું. જે નિર્દયતાથી ઘરો બાળવામાં આવેલાં એ જોઈને મને બહુ દુઃખ થતું હતું. અને ત્રણ વર્ષ પહેલાં જ્યારે આ બનાવો બન્યા ત્યારે લોકોની શી અવદશા થઈ હશે તેની કલ્પના આવતી હતી જીરાદેઈનો એક માણસ પણ ગોળીથી વીંધાઈને માર્યો ગયો હતો. એના કુટુંબના લોકોને મદદ રૂપે થોડુંક આપ્યું પણ ખરું. જીરાદેઈ રહ્યે રહ્યે ફાળો ઉઘરાવવાનું કામ પણ ચાલુ રહ્યું. જે લોકો મને મળવા આવતા તેમાંના ઘણા કંઈક ફાળો આપી જતા અને લોકોના દુઃખની વાતો વિગતવાર કહી સંભળાવતા.

જીરાદેઈમાં એક બીજું કામ પણ થયું. જબલપુરના શ્રી દ્વારકાપ્રસાદ મિશ્રજીએ સને ૧૯૪૦-૪૧ના વ્યક્તિગત સત્યાગ્રહ વખતે જેલમાં કૃષ્ણાયન

લખવાનું શરૂ કર્યું હતું. એક વાર હું વર્ધાથી પટના પાછો જતો હતો ત્યારે થોડા કલાક એમને ત્યાં ઊતરવાનો અવસર મળેલો. એ વખતે મારા આગ્રહથી એનો થોડોક ભાગ મને તેમણે સંભળાવ્યો હતો. મને એ બહુ જ ગમી ગયું. સને ૧૯૪૨–૪૫ની જેલયાત્રામાં એમણે એ પુસ્તક પૂરું કરેલું અને જ્યારે અમે મહાસમિતિને અંગે મુંબઈમાં મારા જેલમાંથી નીકળ્યા પછી મળ્યા ત્યારે એમણે કહ્યું કે તેઓ થોડા દિવસ મારી જોડે રહીને એ પુસ્તક વાંચી સંભળાવવા માગે છે. મેં એમને જીરાદેઈમાં આવવાનું કહ્યું. તેઓ પોતાના ભાઈ સાથે જીરાદેઈ આવેલા અને એનો કેટલોક ભાગ તેમણે મને સંભળાવેલો. એક નાનકડી પ્રસ્તાવના લખી આપવાનો આગ્રહ પણ એમણે મને કર્યો અને મેં ત્યાં જ એમને એ લખી આપી. એ પુસ્તક શ્રી તુલસીકૃત રામાયણની શૈલીમાં દોહા અને ચોપાઈમાં લખાયેલું છે. જેવી રીતે રામાયણમાં શ્રી રામચંદ્રનું ચરિત્ર આલેખવામાં આવ્યું છે એવી રીતે આની અંદર શ્રીકૃષ્ણનું જીવન અને ચરિત્ર આલેખાયું છે. આખું પુસ્તક બહુ જ હૈયાસોંસરવું ઊતરી જાય એવી સરસ રીતે લખાયેલું છે. એ સાંભળીને બહુ આનંદ થયો. મિશ્રજીનો સત્સંગ બહુ મજાનો નીવડ્યો.

જીરાદેઈથી હું સીધો પ્રવાસે ગયો. લગભગ છ સાત અઠવાડિયાં સુધી ફરતો રહ્યો. એમ લાગતું હતું કે રબ્બરના દડાને જેટલા જોરથી જમીન ઉપર પછાડીએ એટલા જ જોરથી જેમ એ ઊંચે ઊછળે છે તેવી જ રીતે દમનને કારણે લોકોનો જુસ્સો પણ પહેલાં કરતાંયે વધી ગયો હતો. સભાઓમાં રૂપિયાનો વરસાદ વરસતો હતો. લોકો થેલી, અગાઉથી ઉઘરાવી રાખતા, એના ઉપરાંત સભામાં પણ સારી રકમ ભેગી થતી હતી. મુસાફરી બહુ જ કઠણ હતી, ઘણી જગ્યાએ જવાનું થતું હતું અને બધે જ ભાષણ કરવું પડતું હતું.. તબિયત સુધરી ગઈ હતી પણ હજુ નબળાઈ ઘણી હતી. ભાષણોમાં હું લોકોનો ઉત્સાહ વધારવા ઉપરાંત, આગામી ચૂંટણીઓ વિષે પણ કંઈક કહેતો અને પછી ફાળાને માટે અપીલ કરતો. દરેક જિલ્લાનો જે હિસ્સો નક્કી કરેલો એથી ઓછું કોઈએ ન આપ્યું. ઘણાખરાએ પોતાને માટે નક્કી થયેલા હિસ્સા કરતાં ઘણી વધારે રકમ આપી. અમે ધારેલું કે પ્રાંતમાંથી ત્રણ લાખ રૂપિયા ભેગા કરવા અને બે લાખ રૂપિયા મુંબઈ, કલકત્તા જેવાં બહારનાં મોટાં મોટાં સ્થળોએથી મેળવવા. પણ પ્રાંતમાંથી જ પાંચ લાખ રૂપિયાથી વધુ અમને મળી ગયા, બહારથી માગવાની જરૂર જ ન રહી. હજી મુસાફરી પતી ન-હતી ત્યાં તો હું લગભગ થાકી ગયો. બે ત્રણ જિલ્લામાં જવાનું હજી બાકી હતું, એટલામાં કટીહાર પહોંચતાં હું ખૂબ માંદો પડી



કારોબારી સમિતિના સભ્યો સાથે

ગયો. કાંઈક ન્યૂમોનિયા જેવી અસર હતી. કેટલાય દિવસ સુધી ત્યાં રોકાઈ જવું પડયું. ડૉક્ટર બૅનરજીને પટનાથી બોલાવવા પડ્યા. થોડો સુધારો થયો એટલે સ્પેશ્યલ ટ્રેઈનમાં મને પટના પહોંચાડવામાં આવ્યો; કારણ કે કટીહારથી ગાડીઓનો ક્રમ એવો હતો કે રસ્તામાં ક્યાંક ને ક્યાંક ગાડીની અંદર રાત વિતાવવી પડે તેમ હતું અને ડૉક્ટરો એ જોખમ લેવા માગતા ન હતા. પટના પહોંચ્યો ત્યાર પછીયે ઘણા દિવસ સુધી હું માંદો રહ્યો. ધીમે ધીમે હું સાજો થયો. એ જ અરસામાં કલકત્તામાં કારોબારીની બેઠક થવાની હતી. મેં મારો પ્રવાસક્રમ એવો બનાવેલો હતો કે જો તબિયત યારી આપત તો મુસાફરી પૂરી કરીને હું કલકત્તા પહોંચી જાત, પણ માંદો પડી ગયો એટલે મુસાફરી પણ પૂરી ન થઈ શકી અને કલકત્તાયે જઈ ન શક્યો. જે જિલ્લામાં જવાનું રહી ગયું હતું એ જિલ્લાઓમાં એ પછી ઘણા મહિના બાદ માંડ માંડ જઈ શક્યો. પણ ત્યારે પહેલાના જેવો ઉત્સાહ ન હતો. પહેલી વારનો ઉત્સાહ અને જુસ્સો અદ્દભુત હતો.

## ૧૫૯

## ધારાસભાની ચૂંટણી અને કેટલાક પક્ષોનાં કારસ્તાન

મધ્યસ્થ ધારાસભાની ચૂંટણીઓ પહેલાં થઈ એ હું કહી ગયો. જાન્યુઆરી સુધીમાં એ કામ પતી ગયું. એ પછી પ્રાંતિક ધારાસભાની ચૂંટણીઓ આવી. મધ્યસ્થ ધારાસભા માટે બિહારમાં જેટલા બિનમુસ્લિમ ઉમેદવારો ઊભા કરેલા એ સહેલાઈથી જીતી ગયા, અને ઘણા તો બિનહરીફ ચૂંટાયા. એક જગ્યાએ સામનો થયો પણ ત્યાં હરીફાઈ કરનારની અનામત જપ્ત થઈ. પણ કોંગ્રેસ તરફથી મુસ્લિમ બેઠકો માટે જે ઉમેદવારોને ઊભા કરવામાં આવ્યા તે હારી ગયા, બધીય બેઠક મુસ્લિમ લીગને હાથ ગઈ. આ પ્રમાણે એકલા બિહારમાં જ બન્યું એમ નહીં; લગભગ આખા દેશમાં એમ જ બન્યું ! બિનમુસ્લિમ બેઠકો માટે કોંગ્રેસી ને મુસ્લિમ બેઠકો માટે લીગી ચૂંટાયા.

હવે પ્રાંતિક ચૂંટણીઓની તૈયારી મંડાઈ. તેમાં પણ મુસ્લિમ લીગની જોડે રસાકસી થઈ. ત્રણ મુસલમાન સંસ્થાઓ સાથે મળીને કોંગ્રેસ લીગની જોડે બિહારમાં હરીફાઈ કરી રહી હતી. એ ત્રણ સંસ્થા હતી : જમિયત ઉલ ઉલેમા, જમિયત મોમીન, અને ઇન્ડિપેન્ડન્ટ પાર્ટી. એમાં ઇન્ડિપેન્ડન્ટ પાર્ટીનું કાંઈ ખાસ જોર નહોતું. અને મોમીન લોકોનું સંગઠન બહુ જ ફેલાયેલું હતું. એ લોકોને ઘણી

જમાતો સાથે મળીને ચાલવાનું હતું એટલે ઉમેદવારોની ચૂંટણી કરવામાં એમને બહુ જ મોડું થઈ ગયું. એમ નક્કી કરવામાં આવ્યું કે કેટલીક જગ્યાએ કૉંગ્રેસના, કેટલીક જગ્યાએ જમિયત ઉલ ઉલેમાના અને કેટલીક જગ્યાએ મોમીન ઉમેદવારો ઊભા કરવા. સૌથી વધારે જગ્યા મોમીનોને આપવામાં આવી. ઘણી ધમાલ ને રમાકસી થઈ. લીગ તરફથી દરેક જાતની જબરજસ્તીઓ પણ કરવામાં આવી. ખરચ પણ મારી રીતે કરવામાં આવ્યું. છેવટે પરિણામ એ આવ્યું કે ચાળીસ બેઠકોમાંથી લીગને ચોત્રીસ, મોમીનોને પાંચ અને કૉંગ્રેસને એક બેઠક મળી. જમિયત ઉલ ઉલેમાનો એક પણ ઉમેદવાર સફળ ન થયો. જે બેઠકને વિષે એમ કહેવામાં આવતું હતું કે આ ઇલાકાના બધા મતદાર જમિયત ઉલ ઉલેમાના ઉમેદવારના શિષ્યો છે, ત્યાં પણ જમિયત ઉલ ઉલેમાનો ઉમેદવાર હારી ગયો. પ્રોફેસર અબ્દુલ બારી હારી ગયા તેનો કૉંગ્રેસને સૌથી ભારે આઘાત લાગ્યો. કૉંગ્રેસના ઉમેદવારોમાં ડૉક્ટર સૈયદ મહમદ જીત્યા.

બિનમુસ્લિમ જગ્યાઓમાં બીજે ક્યાંય ખાસ હરીફાઈ ન થઈ. કેવળ છોટાનાગપુરના રાંચી અને સિંહભૂમ જિલ્લાઓમાં બહુ સખત હરીફાઈ થઈ. જમીનદારોની જગ્યાએ અમે એક પણ ઉમેદવાર ઊભો જ નહોતો કર્યો. છોટાનાગપુરમાં આદિવાસી મહાસભા કરીને એક સંસ્થા છે. તે ત્યાંના મૂળ નિવાસીઓમાં કેટલાક વખતથી કામ કરી રહેલી છે. એના કાર્યક્રમમાં છોટાનાગપુરને બિહારમાંથી છૂટો કરીને એનો જુદો પ્રાંત કરી દેવામાં આવે એ એક મુખ્ય મુદ્દો છે. એના નેતા છે શ્રી જયપાલસિંહ. તેઓ પોતે રાંચી જિલ્લાના ખૂટી વિસ્તારમાંથી ઊભા થયા. બીજાં સ્થળોમાં એટલે કે સિંહભૂમ, રાંચી, સંથાલ પરગણું, વગેરે સ્થળે પણ આ સભાના ઉમેદવારોને ઊભા કરવામાં આવ્યા. બંધારણ પ્રમાણે આદિવાસીઓને માટે કેટલીક જગ્યાઓ અનામત રાખવામાં આવેલી છે. બીજી બિનમુસ્લિમ બેઠકો છે એમાં પણ એમને ઉમેદવાર તરીકે ઊભા થવાનો હક છે. એમણે કેટલીક અનામત બેઠકો માટે અને કેટલીક સામાન્ય બેઠકો માટે પોતાના ઉમેદવાર ઊભા કર્યા. કૉંગ્રેસ તરફથી બધી જ સામાન્ય બેઠકોને માટે અને આદિવાસીઓ માટે અનામત રાખવામાં આવેલી બેઠકો માટે પણ ઉમેદવાર ઊભા કરવામાં આવ્યા. આ બેઠકો માટે જ બહુ સખત રસાકસી થઈ. ચૂંટણી આવી ત્યાં સુધીમાં હું સાજો થઈ ગયો હતો. જ્યાં જ્યાં વધારે વિરોધ થવાનો ડર હતો ત્યાં ત્યાં ફરી આવવાનો મેં વિચાર કર્યો. આદિવાસીઓ ઉપરાંત, મુંગેર અને શાહાબાદની કેટલીક જગ્યાએ તેમ જ મજૂરો માટેની અનામત બેઠકો માટે પણ રૅડિકલ

ડેમોક્રેટિક પાર્ટી (શ્રી એમ. એન. રાયનો પક્ષ)એ તથા કોમ્યુનિસ્ટ પક્ષે ઉમેદવાર ઊભા કર્યા હતા.

૧૯૪૨ની ક્રાંતિની હિલચાલને વખતે શ્રી એમ. એન. રાયના પક્ષે કૉંગ્રેસની બહુ ભારે નિંદા કરી હતી. માત્ર આપણા દેશમાં જ એમણે એ વિરોધી આંદોલન નહોતું ચલાવ્યું, પરદેશમાં પણ ચલાવ્યું હતું, ખાસ કરીને અમેરિકામાં પણ ચલાવ્યું હતું. એમના માણસોએ ત્યાં જઈને કૉંગ્રેસ સામે ઘણી જૂઠી અને નાપાયાદાર ફરિયાદો કરી હતી, તથા અહીં પણ સરકારને કૉંગ્રેસને દબાવી દઈને એનું સંગઠન સાવ છૂંદી નાખવું જોઈએ, એવી સલાહ આપી હતી. સરકારને એમની શિખામણની જરૂર ન હતી. સરકાર પોતે જ એ બધું કરી રહી હતી. પણ આ લોકોના પ્રચારને લીધે સરકારને પોતાનું દમન ચલાવવામાં ટેકો તો મળ્યો જ. અમે જેલમાં હતા ત્યારે મધ્યસ્થ ધારાસભામાં સરકાર તરફથી કહેવામાં આવેલું કે એ પક્ષને સરકાર તરફથી દર મહિને તેર હજાર રૂપિયાની મદદ આપવામાં આવે છે. એ પક્ષના લોકોમાં આ મુદ્દા ઉપર ઝઘડો ઊભો થયો અને આ સમાચારનો લાભ લઈને એક પક્ષે બીજા પક્ષને લોકોની નજરમાં નીચે ઉતારી પાડવાનો પ્રયત્ન કર્યો. પહેલાં અમે જ્યારે બહાર હતા ત્યારે એ જાતની વાતો સાંભળવામાં આવતી હતી. એ પક્ષના લોકો બહુ ખરચ કરતા નજરે પડતા હતા. પણ કોઈ ખાતરીપૂર્વક કાંઈ કહી શકતું ન હતું. ૧૯૪૨ના આંદોલન વખતે એમનામાં જરાક મતભેદ થયો હતો. કેટલાક જણ આંદોલનમાં જોડાવાનું પસંદ કરતા હતા, પણ શ્રી એમ. એન. રાય અને બીજા લોકો જોડાવા ઇચ્છનારાઓનો સખત વિરોધ કરવા માગતા હતા. અમને બધાને જેલમાં જ આ વાતની ખબર મળી ગઈ હતી. એવી પણ ખબર મળી હતી કે, એ પક્ષ-સરકારી રૂપિયાને જોરે કામ કરે છે. અને ધારાસભામાં તો સરકારે પોતે જ એ વાત ઉઘાડી પાડી દીધી એ જ પક્ષ પોતે, ભારતનો સાચો પ્રતિનિધિ હોવાનો દાવો કરતો હતો, અને દેશપરદેશમાં કૉંગ્રેસને ગાળો ભાંડતો હતો!

કૉમ્યુનિસ્ટ લોકોની દશા પણ કાંઈક વિચિત્ર હતી. લડાઈ શરૂ થઈ તે પહેલાં થોડાક દિવસ અગાઉ જર્મની અને રશિયાની સુલેહ થઈ ગયેલી. લડાઈ શરૂ થઈ એટલે એક બાજુએ જર્મનીએ પોલૅંડ પર આક્રમણ કર્યું અને બીજી બાજુએ રશિયાએ એનો થોડાક ભાગ કબજે કર્યો. આમ એ બન્નેને સારું ફાવતું આવ્યું. હિંદુસ્તાનના કૉમ્યુનિસ્ટ લોકો મોટે ભાગે રશિયાના ઇશારા પ્રમાણે કામ કરે છે. તેઓ શરૂઆતમાં બ્રિટનની વિરુદ્ધ લખતા અને બોલતા રહ્યા; એને પરિણામે એમની

સંસ્થાને ગેરકાયદે જાહેર કરવામાં આવી અને એ પક્ષના મુખ્ય માણસો સંતાઈને ગુપ્ત રીતે કામ કરવા લાગ્યા. રશિયા અને જર્મની વચ્ચે લડાઈ સળગી નહોતી ત્યાં સુધી હિંદુસ્તાનના કૉમ્યુનિસ્ટો જર્મનીના પક્ષકાર અને બ્રિટનના વિરોધી રહ્યા. જ્યારે રશિયા અને જર્મની વચ્ચે લડાઈ શરૂ થઈ ત્યારે એમણે પોતાનું વલણ સાવ બદલી નાખ્યું અને બ્રિટન તથા રશિયા મળીને જર્મની સાથે લડવા લાગ્યાં ત્યારે એમણે એમ કહેવા માંડ્યું કે આ લડાઈ જનતાની લડાઈ — લોકયુદ્ધ છે અને બ્રિટનને મદદ આપવી એ સૌની ફરજ છે! આ મુજબ કૉંગ્રેસની લડતનો વિરોધ કરવાનું એમને સારુ અનિવાર્ય થઈ પડ્યું. એમણે વિરોધ કર્યોયે ખરો. આને લઈને કૉંગ્રેસી લોકોમાં, ખાસ કરીને કૉંગ્રેસમાંના સમાજવાદી પક્ષના લોકોમાં, ઉપર જણાવ્યા તે બન્ને પક્ષની વિરુદ્ધ બહુ ઉગ્ર ભાવના પેદા થઈ. જેલમાં તો આ વાતની કાંઈ માહિતી મળતી જ નહોતી, બધા બહાર આવ્યા અને બધી વાતો જાણવામાં આવી ત્યારે એમના પ્રત્યેની કટુ ભાવના ખૂબ જ ઉગ્ર બની ગઈ.

કૉંગ્રેસની વિરુદ્ધ એ જ પક્ષો તરફથી ઉમેદવારો ઊભા કરવામાં આવ્યા હતા. એમના જીતવાની તો કશી ઉમેદ હતી નહીં, પણ અથડામણનો એક પ્રસંગ એથી ઊભો થયા વિના ન રહ્યો. કૉમ્યુનિસ્ટ સાથે રસાકસી જામી પણ ખરી. કૉંગ્રેસીઓએ એમના પ્રહારો અહિંસક રીતે ન ઝીલ્યા એનો મને બહુ ખેદ થયો. કૉમ્યુનિસ્ટોના એક નેતાને સારી પેઠે ઝૂડી કાઢવામાં આવ્યો. વાતાવરણ બહુ દૂષિત થઈ ગયું. આપણા સિદ્ધાંતને બહુ ધોકો પહોંચ્યો. છેવટે પહેલા બંને પક્ષના લોકો સાવ હારી ગયા. બિહારમાં એમના ઉમેદવારને એક પણ બેઠક મળી નહીં. કેટલીયે બેઠકોને અંગે તો એમની અનામત પણ જપ્ત થઈ.

આદિવાસીઓનો વિરોધ પણ હિંસા વિનાનો ન રહ્યો. હું ફરવા નીકળ્યો ત્યારે રાંચી જિલ્લામાં મારી આગળ જેમને આદિવાસી સભાના લોકોએ સારી પેઠે માર માર્યો હતો એવા કેટલાય માણસોને રજૂ કરવામાં આવ્યા. તેઓ સભાઓમાં મોટી સંખ્યામાં પહોંચી જતા અને કૉંગ્રેસવાળાઓને મારપીટ કરતા. એમનું ખાસ ધ્યાન જે આદિવાસીઓ કૉંગ્રેસ તરફથી ઊભા થયા હતા અથવા જે અમને મદદ કરતા હતા એમના ઉપર હતું એ લોકોએ કૉંગ્રેસ તરફી માણસોને ખૂબ માર્યા. કેટલાક ઘાયલ થયેલાઓને ઘણા દહાડા સુધી ઇસ્પિતાલમાં રહેવું પડેલું. ખૂંટી ઇલાકામાં એમણે ખૂબ ધાંધલ મચાવ્યું હતું. મેં સરકારને આ વાતની ખબર આપી, પણ ત્યાંના સ્થાનિક અમલદારોના પ્રતિકૂળ વલણને લીધે સરકારે આ બાબત ઉપર

કોઈ ધ્યાન આપ્યું નહીં. એક જગ્યાએ પાંચ આદિવાસીઓને મારી નાખવામાં આવ્યા હતા ચૂંટણીના આ આંદોલનમાં આદિવાસી સભા અને મુસ્લિમ લીગ બંને એક ગાડે જોડાયેલાં હતાં, બને હળીમળીને કામ કરતા હતાં આદિવાસી સભાવાળાઓ 'પાકિસ્તાન ઝિંદાબાદ'ના પોકારો પણ કરતા હતા! મુસ્લિમ લીગના કેટલાક નેતાઓએ આ પાંચ મરણની સંખ્યા વધારીને સોથી દોઢસોની બનાવી દીધી હતી, અને એને માટે કોંગ્રેસને દોષિત ઠરાવી હતી. આ બાબત અહીં વધારે લખવુ યોગ્ય નથી, કેમ કે હજુ એમના કેસ ચાલે છે. પણ એટલું જણાવવું ઘટે છે કે કોંગ્રેસી લોકોએ આ ગુનાનો સદાય ઇનકાર કર્યો છે.

ચૂંટણીનું પરિણામ એ આવ્યું કે શ્રી જયપાલસિંહ પોતે તો હારી ગયા પણ એમના પક્ષના ત્રણ માણસો — બે સિંહભૂમ જિલ્લામા અને એક રાંચી જિલ્લામાં ચૂંટાયા. સાત અનામત બેઠકોમાંથી એમના પક્ષને બે બેઠકો મળી — એક રાંચીમાં, એક સિંહભૂમમા, તથા જાહેર બેઠક માંહેની એક બેઠક સિંહભૂમમાં. જ્યાં આગળ એમણે હરીફાઈ કરેલી એમાંની પાંચ અનામત બેઠકો તથા બીજી બધી બેઠકો કોંગ્રેસને મળી. ખ્રિસ્તીઓ માટે જે અનામત બેઠક છે તેમાંની પણ એક ખ્રિસ્તી જીત્યા જે ઘણે ભાગે એમના પક્ષના અથવા એમના મદદગાર છે.

ચૂંટણીઓ માટેના પ્રવાસમાં હું નીકળ્યો અને જ્યાં જ્યાં જવાનો વિચાર હતો ત્યાં ત્યાં લગભગ બધી જગ્યાએ ગયો. પણ છેલ્લા ત્રણચાર દિવસ મુસાફરી ન કરી શક્યો. વળી પાછી તબિયત થોડીક નબળી પડી. એ જ વખતે ખૂબ જોરથી વરસાદ પડવા લાગ્યો. એ દિવસોમાં મુંગેર જિલ્લામાં જવાનો વખત હતો. ત્યાં ન જઈ શક્યો. પીડિત ફાળાની મુસાફરી વખતે પણ મુંગેર પહોંચતાં પહેલાં જ માંદો પડ્યો હતો. એટલે ત્યાં નહોતો જઈ શક્યો. ઘણા દિવસો પછી મુંગેર જિલ્લાનાં બીજાં સ્થળોએ તો જઈ શક્યો પણ ખાસ મુંગેરમાં હજુ સુધી નથી જઈ શક્યો. મારે આ પ્રવાસે જવાની ખાસ જરૂર ન હતી; કેમ કે જનતામાં ભારે ઉત્સાહ હતો અને કોંગ્રેસની જીત ચોક્કસ હતી. તોપણ એક વાર ફરીથી એમાનાં ઘણા સ્થળે ગયો એ સારુ જ થયુ.

ચૂંટણી પૂરી થયા પછી પ્રધાનમંડળ થવાનું હતું. કોંગ્રેસ તરફથી જોકે રીતસર નક્કી નહોતું થયુ કે કોંગ્રેસ પ્રધાનમંડળ રચવામાં ભાગ લેશે, પણ હવે લડાઈ બંધ થઈ ગઈ હતી. કોંગ્રેસે લડાઈને કારણે જ પ્રધાનપદ છોડ્યું હતુ. પણ હવે એ કારણ નહોતુ રહ્યું દેશની હાલત પણ એવી હતી કે કોંગ્રેસ ફરી પાછાં પ્રધાનપદાં ગ્રહણ કરે એમ બધા લોકો

ઇચ્છતા હતા. આમ કૉંગ્રેસ તથા કૉંગ્રેસની બહારના લોકોએ માની લીધું હતું કે કૉંગ્રેસી પ્રધાનમંડળ બનશે જ, અને એ વાત સાચી પડી. સરહદ પ્રાંત, યુક્ત પ્રાંત, બિહાર, મધ્ય પ્રાંત, આસામ, ઓરિસા, મદ્રાસ અને મુંબઈમાં તો કૉંગ્રેસની બહુમતી હતી. ત્યાં કૉંગ્રેસી પ્રધાનમંડળ થવા વિષે શંકા નહોતી. પંજાબમાં એકે પક્ષની બહુમતી નહોતી પણ લીગના સભ્યો વધારે ચૂંટાયા હતા. ત્યાં કૉંગ્રેસ, શીખ, અને યુનિયનિસ્ટ પાર્ટી—ત્રણે મળીને લીગ કરતા વધુ હતા. એટલે ત્યાં આ ત્રણેયે મળીને એક સંયુક્ત પક્ષ રચ્યો, અને તેનું પ્રધાનમંડળ બન્યું, લીગનું નહીં. સિંધમાં બીજા પક્ષો સાથે લીગપક્ષ લગભગ સરખેસરખો હોઈ એમની વચ્ચે હરીફાઈ હતી. એમ કહેવામાં આવતું હતું કે ત્રણ અંગ્રેજ સભ્યો લીગ સાથે મળી જાય તોપણ બીજા બધાના મળીને એક કે બે મત વધારે હતા. પણ સિંધના ગવર્નરે લીગને જ પ્રધાનમંડળ બનાવવાનું આમંત્રણ આપ્યું. ત્યાં લીગી પ્રધાનમંડળ બન્યું, જેને વિષે આજે પણ કહેવામાં આવે છે કે બહુમતી એના પક્ષમાં નથી. કેવળ એક બંગાળમાં જ યુરોપિયનોની સાથે લીગ મળી ગયેલી હોઈ લીગની બહુમતી હતી. ત્યાં પણ લીગનું પ્રધાનમંડળ બન્યું. બાકી બીજા બધા પ્રાંતોમાં કૉંગ્રેસી પ્રધાનમંડળો બન્યાં. બિહારમાં શરૂઆતમાં જૂના ચાર પ્રધાનો નિમાયા શ્રી જગલાલ ચોધરીને દસ વર્ષની સજા મળી હતી એટલે તેઓ ચૂંટણીમાં ઊભા થયા નહોતા. શ્રીબાબુ, અનુગ્રહબાબુ અને ડૉક્ટર મહમદ પોતે નિમાયા કે તરત જ એમને જેલમાંથી છોડાવ્યા, અને ચોથી જગ્યાએ એમને નિમાવી દીધા. થોડા દિવસ પછી બીજા પાંચ પ્રધાનોને પણ નીમવામાં આવ્યા. આ વખતે બિહારમાં નવ પ્રધાનો કામ કરી રહ્યા છે.

## ૧૯૦

# ગોસેવાનું કામ

મહાત્મા ગાંધી પોતાના ગોસેવા વિષેના વિચારો વર્ષો થયાં જાહેર કરતા આવ્યા છે. સાબરમતી આશ્રમ અને સેવાગ્રામમાં પણ ગોશાળાઓ ચાલે છે. શેઠ જમનાલાલ બજાજની દેખરેખ હેઠળ વર્ધા પાસે નાલવાડીમાં શ્રી રાધાકૃષ્ણ બજાજ ઘણાં વર્ષોથી ગોશાળા ચલાવી રહ્યા છે. પારનેરકરજીએ ગાંધીજીના વિચારો પ્રમાણે ગોસેવાનો ખાસ અભ્યાસ કર્યો છે અને સક્રિય અનુભવ મેળવ્યો છે. શેઠ જમનાલાલજીએ પોતાના મરણના કેટલાક દિવસ પહેલાં ગોસેવાને પોતાનું એક મુખ્ય કાર્યક્ષેત્ર બનાવી દીધું હતું. એમણે એ માટે વર્ધામાં નાલવાડીની ગોશાળાને કેન્દ્ર બનાવીને એક સંસ્થા ઊભી કરી હતી. એની સ્થાપના વખતે ત્યાં એક સંમેલન ભરાયું હતું. અને એમાં ઘણે દૂર દૂરથી નિષ્ણાત બોલાવવામાં આવ્યા હતા. હું પણ ત્યાં હાજર હતો. આ બધી પ્રવૃત્તિનો હું થોડોઘણો અભ્યાસ કરતો રહ્યો હતો પણ ગોસેવા ઉપર મેં ખાસ ધ્યાન આપ્યું નહોતું એનું મહત્ત્વ તથા એની ઉપયોગિતા હું સારી પેઠે સમજતો હતો પણ કોઈ જાતનો સક્રિય અનુભવ મેં મેળવ્યો નહોતો. શ્રી બાલુજકર નાલવાડીમાં ચર્માલય ચલાવી રહ્યા હતા એ પણ હું જાણતો હતો. ઘણી વાર હું એ જોવા જતો. ગોશાળાની સાથે ચર્માલયનો જે સંબંધ છે, તે પણ હું જાણતો હતો, છૂટક છૂટક એ વિષય ઉપર મેં લેખ પણ લખ્યા હતા. ગોશાળાને ખાસ કરીને દરબંગાની ગોશાળાને આ દિશામાં પ્રેરવાનો પ્રયત્ન પણ કર્યો હતો, તેમ છતાં હું ગોસેવા સંઘનો સભ્ય નહોતો બન્યો અને એવી કોઈ સંસ્થા સાથે કોઈ જાતનો ખાસ સંબંધ બાંધ્યો ન હતો.

૧૯૪૬ની શરૂઆતમાં શ્રી જાનકીદેવી બજાજ અને શ્રી રાધાકૃષ્ણ બજાજનો વર્ધાથી કાગળ આવ્યો કે આ વખતના ગોસેવા સંમેલનનું પ્રમુખસ્થાન મારે લેવું. એમાં એમ પણ લખેલું કે હું આ પદ લઉં એમ બાપુજી પણ ઇચ્છે છે. એક તો શ્રી જાનકીદેવીજીનું કહેવું જ પૂરતું હતું, તેમાં વળી બાપુજીની આજ્ઞા મળી! એટલે મેં એનો સ્વીકાર કરી લીધો. બરાબર વખતસર વર્ધા પણ પહોંચી ગયો ત્યાં એ પદનો ભાર સંભાળવાને મારે કાંઈક ઊંડાણમાં ઊતરવું પડ્યું. સંમેલનમાં મોટા મોટા નિષ્ણાત

આવ્યા હતા, એમાં સર દાતારસિંહ, લાલા હરદેવદાસ, (હીસાર, પંજાબ) અને મધ્ય પ્રાંતના સરકારી નિષ્ણાત શાહીજી મુખ્ય હતા. ત્યાં બધી વાતો સાંભળીને તથા જોઈને મેં બિહારથી આવેલા દરભંગાની ગોશાળાના પ્રતિનિધિ સાથે વાતચીત કરીને ઠરાવ્યું કે બિહારમાં પણ આવી રીતનું કામ કરવું અને એને માટે એક પ્રાંતિક ગોસંમેલન ભરવું. એ નિર્ણય મુજબ પટનામાં એક સંમેલન થયું અને એમાં બિહારની બધી ગોશાળાઓના પ્રતિનિધિ આવ્યા. એ ઉપરાંત બીજા લોકો પણ આવ્યા. સર દાતારસિંહ, લાલા હરદેવસહાય, તથા દિલ્હીની હિંદુમુસ્લિમ ગોરક્ષાસભાના પ્રમુખ સૈયદ રહીમતુલ્લાહ કાજી, રાવલપિંડીવાળા નજીર અહમદ શેરવાની અને બિહાર સરકારના ગોસેવામાં રસ લેનારા નિષ્ણાતો આવ્યા. મને જ પ્રમુખ બનાવવામાં આવ્યો. ભાગલપુરના રાવબહાદુર બંસીધર ઢાનઢનિયા સ્વાગત-પ્રમુખ હતા. પટના શહેરની ગોશાળામાં સંમેલન થયું, શ્રી જાનકીદેવીજી પણ પધાર્યાં હતાં. આ વિષયનો ઊંડો અભ્યાસ કરીને મેં એક લાબું ભાષણ લખી કાઢ્યુ. નિષ્ણાતોને તથા બીજાઓને એ બહુ પસંદ પડ્યું. સંમેલને નક્કી કર્યું કે આખા પ્રાંતની ગોશાળા અને પાંજરાપોળોનો એક સંઘ સ્થાપવો અને એની સાથે દરેક ગોશાળા જોડાઈ જાય. સંઘનું એક સ્થાયી કાર્યાલય પણ હોવુ જોઈએ અને એને રજિસ્ટર કરાવવું જોઈએ તથા સંઘના કાર્યાલયની દેખરેખ નીચે એક આદર્શરૂપ ગોશાળા પણ ખોલવી જોઈએ. આ નિર્ણય પ્રમાણે એક કાર્યાલય ખોલવામાં આવ્યું. સદાકત આશ્રમમાં એક નાની ગોશાળા પણ કરી. એને વધારીને આદર્શ ગોશાળાનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન ચાલે છે. દરભંગાની ગોશાળાના વ્યવસ્થાપક શ્રી ધર્મપાલસિંહની મહેનત તથા ખંત વડે આ કામ આગળ વધશે, એવી આશા છે. આ એક નવું કામ છે, અને એનો ભાર મેં જે મિત્રોએ આ કામમાં ખૂબ રસ બતાવ્યો છે એમને ભરોસે લીધો છે.

હું ગોસેવાનો ધાર્મિક દૃષ્ટિએ પ્રચાર કરવા નથી માગતો. ભારતની આર્થિક સ્થિતિનો ખ્યાલ કરીને જ એની આવશ્યકતા અને ઉપયોગિતા મને સમજાય છે. આ રીતે આ કામમાં આપણને એ લોકોની મદદ પણ મળી શકે છે, જેમનામાં હિંદુ, જૈન અને શીખોના જેવી ધાર્મિક ભાવના ગોસેવા પ્રત્યે ન હોય. મને લાગે છે કે આ આર્થિક લાભ અને ઉપયોગની ભાવના કાંઈક ચાલી શકે તેમ છે અને સફળ થઈ શકે તેમ છે. નરી ધાર્મિક ભાવના મુસલમાનોમાં દ્વેષ વધારે છે અને હિંદુઓમાં આડંબર તથા દંભ પેદા કરે છે; એથી કરીને સાચી ગોરક્ષા અને ગોસેવા બાજુએ રહી જાય છે, અને નકામો આડંબર વધી જાય છે!

એટલે મારા ભાષણમાં મેં આર્થિક દૃષ્ટિકોણથી જ વિચાર કર્યો હતો. અને બતાવ્યું હતું કે ખેતીપ્રધાન દેશમાં ગોજાતિ અને ગોવંશનું મહત્ત્વ કેટલું બધું છે; આપણે પોતાના અંધવિશ્વાસ અને અજ્ઞાનને કારણે એનું કેટલું બધું અહિત કરી રહ્યા છીએ; અને બીજાઓની સહાનુભૂતિ મેળવવાને બદલે નકામો નકામો, એમનો વિરોધ ને દ્વેષ વહોરી રહ્યા છીએ! મને વિશ્વાસ છે કે જો પદ્ધતિસર શાસ્ત્રીય ઢબે આ વિષે અભ્યાસ અને પ્રચાર કરવામાં આવે તો આપણે બધાની સહાનુભૂતિ અને મદદ મેળવી શકીએ એમાં શંકા નથી.

દાખલા તરીકે એક સાધારણ વાત લઈએ આખા વર્ષમાં બકરી ઈદ એક કે બે દિવસ હોય છે. કેટલીક છૂટીછવાઈ જગ્યાએ એ દિવસે થોડા મુસલમાનો ગાયની કુરબાની કરે છે. એને લીધે ઘણી જગ્યાએ સારી પેઠે ખુનામરકી થાય છે. પણ કતલખાનામાં રોજેરોજ હજારો ગાયોની કતલ કરવામાં આવે છે, ખાસ કરીને લશ્કરી છાવણીઓ માટે સારી સારી ગાયોની કતલ થાય છે તે તરફ હિંદુઓની નજર જતી જ નથી. આ વખતના મહાયુદ્ધમાં પરદેશી લશ્કરો માટે હિંદુસ્તાનનાં કેટલાં જાનવર રેંસી નાખવામાં આવ્યાં એનો તાગ મળવો મુશ્કેલ છે. ધર્મભાવનાથી પ્રેરાઈને ગાયની કુરબાની આપનારા પ્રત્યે આટલી બધી કડકાઈ રાખવામાં આવે છે અને પેટને ખાતર અથવા જીભની સ્વાદને સારુ કે થોડાક પૈસાને માટે જે ગાય વગેરેની કતલ કરે છે એમને કોઈ પૂછતુંયે નથી! ઘરડી, લંગડી, અને નકામી ગાયોની રક્ષા માટે ગોશાળાઓમાં કરોડો રૂપિયા ખરચાય છે પણ ગાય એક નફો આપનારું પ્રાણી કેવી રીતે બને એ વાત તરફ કોઈનું ધ્યાન જતું નથી કે જેથી કરીને કોઈ હિંદુ અથવા અહિંદુ, કોઈનેયે એને વેચવાની કે કતલ કરી નાખવાની જરૂર જ ન પડે. આજ તો ગાયના દૂધ અને વાછડા વડે જે કાંઈ વસૂલ થઈ શકે છે તેથી વધારે એને કતલ માટે વેચી નાખવાથી મળી શકે છે. કતલ કરવા માટે જે એને ખરીદે છે તે, એને પાળીને દૂધ અને વાછડામાંથી જેટલું મેળવી શકે તેથી વધારે એના માંસ, ચામડાં હાડકાં, ચરબી અને શિંગડામાંથી પેદા કરી શકે છે. એ જ કારણે ગોસેવામાં શ્રદ્ધા રાખનારા હિંદુઓ પણ ગાયને કતલ માટે વેચી નાખે છે અને કતલ કરનારા એને ખરીદે છે. મને વિશ્વાસ છે કે શાસ્ત્રીય પદ્ધતિએ ગાયનું પાલનપોષણ કરવામાં આવે, એના દૂધમાં વધારો કરવામાં આવે, એનાં છાણમૂતરનો સંરખી રીતે ઉપયોગ કરવામાં આવે, એના મરી ગયા પછી એનાં ચામડાં, ચરબી, હાડકાં અને શિંગડાં વગેરેનો પૂરો

ઉપયોગ કરવામાં આવે તો ગોપાલન નુકસાનને બદલે ફાયદો આપનારો ધંધો બની જાય

ઉપલા ધ્યેય અને વિચારો ધ્યાનમાં રાખીને આપણે કામ કરવાનું છે. એકલું વધારે દૂધ આપનારી અને હળ ખેડી શકે અથવા ગાંડું ખેંચી શકે એવા વાછડા ન આપનારી ગાય એવા જ દેશોમાં પોસાઈ શકે જ્યાં બળદોને એનું માંસ મેળવવા ઉપરાંત બીજા કશાયે ઉપયોગમાં લેવાતા ન હોય; તથા જ્યાં વાછડાઓને કેવળ માંસને ખાતર જ પાળવામાં આવતા હોય અને હિંદુસ્તાનની જેમ ખસ્સી કરીને એમને જોતરવા કરવાના કામમાં ન લેવાના હોય. પણ હિંદુસ્તાનમાં, જ્યાં લોકો ગોમાંસ નથી ખાતા, જ્યાં બળદો પાસેથી બીજાં અનેક જરૂરનાં કામ લેવામાં આવે છે, જ્યાં બળદો વિના ખેડુતનું એકે કામ ચાલી શકે એમ નથી ત્યા તો પૂરતું દૂધ અને સારા વાછડા આપે એવી ગાય જોઈએ. આ કામ એના વંશ ઉપર ચીવટથી ધ્યાન આપશુ તો જ થશે. આપણા દેશના લોકો આ વાત ઉપર પૂરતુ ધ્યાન આપતા હતા. તેઓ પોતાને જરૂર પ્રમાણે ઢોર પણ પેદા કરી લેતા હતા. આજે પણ આપણે જોઈએ છીએ કે એક વંશના પશુઓ બહુ ભાર ઉપાડી શકે છે, અને ઘણો પરિશ્રમ કરી શકે છે; પણ ઝડપથી દોડી શકતા નથી. બીજી જાતના ઢોરો ઘણી ઝડપથી દોડી શકતા હોય છે; પણ વજન ઊંચકવામાં અને લાંબો વખત મહેનત કરવામાં પહેલા ગણાવ્યા એવાં ઢોરને પહોચી શકતાં નથી. કેટલીક ગાયો ઘણું જ દૂધ આપનારી હોય છે પણ એના વાછડા એટલા સારા નથી હોતા કેટલીક ગાયોના વાછડા તો સરસ હોય છે, પણ એ ઝાઝું દૂધ નથી આપતી. ભારતનો ખેડૂત દૂધને માટે એક ગાય અને વાછડા માટે બીજી ગાય રાખે એ એને ન પોસાય. એને તો બન્ને કામ એક જ ગાય પાસેથી લેવા પાલવે એટલે આપણે એવા ગોવંશને ઉત્તેજન આપવું જોઈશે જે આ બન્ને ઉદ્દેશોને પાર પાડવામાં આપણને મદદરૂપ થઈ પડે. એટલે આપણે ગોશાળાઓને એવી બનાવવી જોઈએ જેમાં, વધારે દૂધ આપનારી ગાયો રાખવામા આવે એ સાથે એ ગાયોના વાછડા પણ વધારે સારુ કામ આપનારા નીવડે. જો ગોસેવાની વ્યવસ્થા સારી રીતે કરવામાં આવે તો ગાય નફો આપનારી સિદ્ધ થશે અને આપોઆપ એનો વધ બધ થઈ જશે. વળી સારી ગાયો જે નફો કમાઈ આપશે તેથી તથા એનાં પોતાના માંસ, ચામડા વગેરેના કિંમતમાથી પાંજરાપોળની ઘરડી, લૂલી ને પાંગળી ગાયોનું રક્ષણ પણ થશે એ સ્થિતિમા જ ગોરક્ષા અને ગોસેવામાં ફાયદો અને ગોવધમા નુકસાન થશે. ત્યારે જ સૌ હિંદુ હોય કે મુસલમાન હોય, ધાર્મિક

ભાવનાના આવેશમાં હોય કે સ્વાર્થ ભાવનાને વશ થયેલો હોય, સૌ ગોરક્ષાના કામને લાભદાયક કામ ગણશે. ત્યારે જ સાચી ગોસેવા અને ખરી ગોરક્ષા થવાની છે.

## ૧૬૧
## ભારતીય ઇતિહાસ પરિષદ

૧૯૪૨માં જેલ જતાં પહેલાં વર્ધાથી પાછા ફરતી વખતે, ઇતિહાસ પરિષદની બેઠકને માટે હુ કાશી ઊતર્યો હતો એ વાત હુ પહેલાં કહી ગયો છું. એ વખત અનેક સદ્‌ગૃહસ્થોને ઇતિહાસ લખવાનું કામ સોંપવામાં આવ્યુ હતું. અને અકબર વિષેનો એક ભાગ લગભગ તૈયાર થઈ ગયો હોવાનું કહેવામાં આવતું હતું. અકબરના જન્મને ૧૯૪૨માં ૪૦૦ વર્ષ પૂરાં થતાં હતાં એટલે એના જન્મદિવસે એ ભાગ પ્રસિદ્ધ કરવો એવો વિચાર હતો. જેલમાં જતાં સુધીમાં એ કામમાં જાત જાતની મુશ્કેલીઓ આવી ગઈ હતી. છપામણી અને કાગળની મુશ્કેલી તો હતી જ એ ઉપરાંત કલકત્તા અને મદ્રાસ વગેરે શહેરો ઉપર બૉમ્બ વરસેલા તેથી ત્યાંના પુસ્તકાલયો અને સંગ્રહસ્થાનોની વસ્તુઓ પણ જુદી જુદી સલામત જગ્યાઓએ ખસેડવામાં આવી હતી. એને લઈને, આધારભૂત પુસ્તકોનો અભાવ થઈ પડ્યો હતો અને એ ગ્રંથ લખવા આડે મુશ્કેલી આવી હતી. છતાંયે એ ગ્રંથ પ્રકાશિત થઈ જશે એવી મને આશા હતી, પણ એ પૂરી ન થઈ શકી. હુ પકડાયો તે પછી થોડે દિવસે શ્રી જયચંદ્ર વિદ્યાલંકારને પણ પકડીને નજરકેદ કરવામાં આવ્યા, તેથી બધું કામ અટકી ગયું. હું છૂટ્યો એની થોડો વખત પહેલાં જ સર જદુનાથ સરકાર અને શ્રી મથુરાપ્રસાદે ઇતિહાસ પ્રકાશનનું કામ ફરી આગળ ચલાવવાનું વિચાર્યું. વિદ્વાનોએ કેટલુંક લખી તો નાખ્યુ જ હતું, કેવળ છપાવવાનું બાકી હતું. બે ભાગ તૈયાર હતા. એ છપાવવાનો ભાર મુબઈનુ ભારતીય વિદ્યાભવન લે એ બાબત તેના સંચાલક શ્રી કનૈયાલાલ મુનશી સાથે વાતચીત થઈ; પણ અંતે કશું નક્કી ન થઈ શક્યું. છેવટે એવી ગોઠવણ કરવામાં આવી કે, જે બે ભાગ તૈયાર થઈ ગયા છે એ છાપીને બહાર પાડવામાં આવે. એ બે ભાગમાંનો એક ભાગ 'વાકાટક' યુગ સંબંધી, દાક્તર રમેશચંદ્ર મજુમદાર અને દાક્તર અલતેકરનો લખેલો છઠ્ઠો ભાગ હતો, અને બીજો ગુપ્તકાળનો, શ્રી નીલકંઠ

શાસ્ત્રીનો લખેલો ચોથો ભાગ હતો. છઠ્ઠો ભાગ છાપખાનામાં મોકલી દેવામાં આવ્યો હતો. જેલમાંથી હું છૂટ્યો એટલે તરત મે વિચાર્યું કે આ કામમાં મોડું ન થવા દેવું જોઈએ. એટલે હું સિમલાથી પાછો ફરીને તરત જ કલકત્તા ગયો. ત્યાં સર જદુનાથ સરકાર અને ડાક્તર મજુમદારને મળ્યો. બધી વાત નક્કી કરી. બીજી વાર પણ એક વખત આ કામને મારુ થોડા કલાક કલકત્તા રોકાયેલો. છઠ્ઠો ભાગ તો બહાર પડી ચૂક્યો છે અને ચોથો હજુ છપાઈ રહ્યો છે!

થોડા દિવસ પછી શ્રી જયચંદ્ર વિદ્યાલંકાર જેલમાંથી છૂટીને આવ્યા. મેં માન્યુ કે હવે કામ ઝપાટાબંધ આગળ વધશે. પણ સર જદુનાથ સરકારને કાંઈક વાંધો પડ્યો અને એ ચિડાઈ ગયા. એમણે રાજીનામુ આપી દીધુ. ઘણુ કહેવા છતાં એમણે એ પાછું ન ખેંચ્યુ. શ્રી જયચદ્ર વિદ્યાલંકાર પણ હજુ સુધી પૂરી રીતે આ કામને પોતાના હાથમા લઈ શક્યા નથી. એટલે આ કામ અટકી પડ્યું છે. હું શ્રી જયચંદ્રજીના કહેવાથી મારા સ્વર્ગીય મિત્ર શ્રી કાશીપ્રસાદ જયસ્વાલના સ્મારક પ્રત્યેની શ્રદ્ધાને કારણે આ કામમા પડ્યો હતો. મને ઇતિહાસમાં રસ છે, છતાં બીજા કામનો ભાર એટલો બધો છે કે હું આપમેળે ઘણે ભાગે આ બોજો ઉપાડવા ન બેસત. વળી એ વખતે સર જદુનાથ સરકાર તરફથી મને પ્રોત્સાહન મળેલું આજે હાલત એવી થઈ પડી છે કે આ કામ ક્યારે પૂરું થશે એ કહી શકાતું નથી. છતાં એને પૂરું તો કરવું જ છે. ભલે ગમે તેટલાં વિઘ્નો આવે, આને તો પૂરું કરવુ જ જોઈશે. પછી તો ઈશ્વર જાણે.

# ૧૬૨

## ૧૯૪૬ની[1] જાહેરાત અને સરકારી યોજના

બ્રિટિશ સરકાર તરફથી ૧૯૪૬ના માર્ચમાં નિવેદન બહાર પડ્યું કે હિંદીવઝીર લૉર્ડ પેથિક લૉરેન્સ, સર સ્ટેફર્ડ ક્રિપ્સ અને મિ. ઍલેક્ઝાન્ડર હિંદનું કોકડું ઉકેલવાને માટે હિંદ આવશે અને અહીંના નેતાઓ તથા વાઈસરૉયની સાથે વાટાઘાટ કરશે. આ વાતની જાહેરાત કરતી વખતે ત્યાંના વડાપ્રધાન મિ. ક્લેમેન્ટ એટલીએ એમ પણ કહ્યું કે, લઘુમતીઓના અધિકારોને જાળવવાની જોકે ગોઠવણ કરવામાં આવશે, છતાં, કોઈ લઘુમતી પક્ષને હિંદુસ્તાનની રાજકીય પ્રગતિમાં વિઘ્ન નાખવા દેવામાં નહીં આવે. અને હિંદુસ્તાન સ્વતંત્ર થઈ જાય એને માટે ઇંગ્લંડ તૈયાર છે; — ઇંગ્લંડ જરૂર ઇચ્છે છે કે હિંદુસ્તાન એની સાથે રહે, પણ એ એની સાથે રહે કે છૂટું થઈ જાય એ નક્કી કરવાનો હક હિંદુસ્તાનને જ રહેશે. આ જાતની જાહેરાત મોટે ભાગે સંતોષજનક લાગી. થોડા દિવસ પછી ત્યાંના પ્રધાનમંડળના ત્રણ સભ્યો અહીં આવી પહોંચ્યા. વાઈસરૉય અને બીજા ઊંચા સરકારી અમલદારો જોડે વાતચીત કર્યા પછી એમણે જુદા જુદા પક્ષની મુખ્ય વ્યક્તિઓ સાથે વાત શરૂ કરી. કૉંગ્રેસના પ્રધાન મૌલાના આઝાદ તથા મહાત્મા ગાંધી સાથે પણ એમને વાતો થઈ. આ રીતે બધા પક્ષના લોકો સાથે વાતો કરવામાં ઘણા દિવસ વીતી ગયા. એ પછી એમણે કૉંગ્રેસના અને લીગના પ્રમુખને લખ્યું કે તેઓ પોતપોતાના ચાર ચાર પ્રતિનિધિઓને મોકલે; એમની સાથે બેસીને સિમલામાં તેઓ વાતો કરવા ઇચ્છે છે. બન્ને પક્ષના આઠ માણસો અને વાઈસરૉય સુદ્ધાં તેઓ ચાર જણ સિમલામાં ભેગા થયા. ઘણા દિવસો લગી વાતો ચાલ્યા કરી, પણ કાંઈ પરિણામ ન આવ્યું. એટલે પછી એમણે એ પરિષદ બંધ કરી અને જાહેર કર્યું કે તેઓ દિલ્હી જઈને દેશ આગળ પોતાની યોજના રજૂ કરશે. બધા દિલ્હી પાછા આવ્યા. દિલ્હી પાછા આવીને એ લોકોએ, સોળમી મેનુ નિવેદન સરકાર તરફથી બહાર પાડ્યું અને એમાં દેશ આગળ પોતાની યોજના રજૂ કરી.

યોજનાના મુખ્ય ત્રણ ભાગ હતા. પહેલા ભાગમાં એમણે મુસ્લિમ લીગની માગણીનો તર્કશુદ્ધ રીતે રદિયો આપી અવહેવારુ ગણાવી અને કહ્યું કે એવુ થઈ ન શકે; એટલે ભારતનું બંધારણ એવુ હશે કે પ્રાંતોનો

એક સંઘ બનશે. એમાં દેશી રજવાડાંઓ પણ સામેલ થઈ શકશે. આ મધ્યસ્થ સંઘના હાથમાં ત્રણ ખાતાં રહેશેઃ લશ્કર તથા બચાવ ખાતું, પરદેશ ખાતું અને રેલ તાર વગેરે. આ ત્રણે ખાતાં માટે પૈસાની જરૂર પડશે. એ વસૂલ કરવાની સત્તા પણ મધ્યસ્થ સંઘના હાથમાં રહેશે. એ સિવાય બીજી બધી બાબતમાં પ્રાંતોને સ્વતંત્રતા આપવામાં આવશે. જે વિષયોનો ઉલ્લેખ નથી થયો એવા બાકીના બીજા બધા વિષયો ઉપર પ્રાંતોની સત્તા રહેશે. બીજા ભાગમાં બંધારણ ઘડનારી સમિતિની યોજના આપવામાં આવી હતી, જેને બંધારણ ઘડવાનું કામ સોંપવાનું હતું. ત્રીજા ભાગમાં તરતોતરત સરકાર સ્થાપવાની વાત કહેવામાં આવી હતી.

નિવેદનમાં સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે હિંદ ઇચ્છે તો બ્રિટિશ સામ્રાજ્ય સાથેના પોતાના સંબંધો તોડી નાખવાની એને સત્તા રહેશે. બંધારણ સમિતિની રચનાનું સ્વરૂપ નીચે પ્રમાણે રહેશેઃ

દરેક પ્રાંતની ધારાસભા પોતપોતાના પ્રાંતની વસ્તીના દરેક દસ લાખ દીઠ એક માણસને ચૂંટશે, અને એ બધા બંધારણસભાના સભ્યો ગણાશે. આ ચૂંટણીમા મુસલમાન સભ્યો તથા પંજાબમાં શીખ સભ્યો પોતપોતાની કોમના પ્રતિનિધિ પોતાના અલગ મત આપીને ચૂંટશે બીજા બધા લોકો સંયુક્ત મત આપીને પ્રતિનિધિ ચૂંટશે. દિલ્હી અને અજમેર મેરવાડના પ્રતિનિધિ, આજે જેમને મધ્યસ્થ ધારાસભામાં ચૂંટીને મોકલવામાં આવેલા છે તેઓ જ ગણાશે. અને કુર્ગ તથા બલુચિસ્તાનના પ્રતિનિધિને નવેસર ચૂંટવામાં આવશે. આ બધા લોકો મળીને દેશી રજવાડાંઓના પ્રતિનિધિઓ સાથે વાતચીત કરીને ઠરાવશે, કે રજવાડાં તરફથી કોણ અને કેટલા પ્રતિનિધિ લેવામાં આવશે. એમની સંખ્યા પણ દસ લાખની વસ્તી દીઠ એક પ્રતિનિધિને હિસાબે રાખવામાં આવશે. આ મુજબ બ્રિટિશ હિંદના બધા મળીને ૨૯૨ પ્રતિનિધિ હશે, અને એમાં ૨૧૦ બિનમુસ્લિમ, ૭૮ મુસ્લિમ અને ૪ શીખો હશે. પ્રાંતો ત્રણ વિભાગમાં વહેંચાયેલ રહેશે. પહેલા વિભાગમાં મદ્રાસ, મુંબઈ, યુક્ત પ્રાંત, બિહાર, મધ્ય પ્રાંત અને ઓરિસા હશે; બીજા વિભાગમા પંજાબ, વાયવ્ય સરહદનો પ્રાંત, સિંધ અને બલુચિસ્તાન; તથા ત્રીજા વિભાગમાં બંગાળ અને આસામ રહેશે. બ્રિટિશ હિંદની બંધારણસભાની પહેલી બેઠકમાં બધા સભ્યો બેસશે. એ બેઠકના પ્રમુખ અને પદાધિકારી વગેરે ચૂંટી લેવામાં આવશે અને કાર્યપદ્ધતિ નક્કી કરવામાં આવશે ત્યાર પછી ત્રણે વિભાગના સભ્યો જુદા જુદા બેસશે. અને એ દરેક વિભાગ પોતાના જોડાયેલા બધા પ્રાંતો માટે સમાન બંધારણ તૈયાર કરશે. એ પછી એ બાબતનો નિર્ણય કરશે કે

એ વિભાગને માટે કોઈ સંયુક્ત બંધારણની કશી જરૂર છે કે નહીં, અને જો હોય તો એ બંધારણમાં કયા વિષય રાખવા અને તે કયા રૂપમાં રાખવા. છેવટે બંધારણ ઘડનારી સમિતિની ફરી વાર બેઠક મળશે. એમાં દેશી રજવાડાંના પ્રતિનિધિઓ પણ આવશે. અને બધા મળી અખિલ ભારતીય સંઘનું બંધારણ તૈયાર કરશે. બંધારણ ઘડાઈ રહ્યા પછી એ અનુસાર જ્યારે ધારાસભાઓની ચૂંટણીઓ થઈ જાય ત્યારે દરેક પ્રાંતને એ અધિકાર રહેશે કે, જો એ ઇચ્છે તો, એને જે વિભાગમાં મૂકવામાં આવેલ છે એ વિભાગમાંથી, પોતાની ધારાસભાના મત વડે છૂટા પડી શકે. લઘુમતીઓના હકોનું રક્ષણ કરવાને માટે એક જુદી સમિતિ નીમવામાં આવશે. અને એમાં તેમના પ્રતિનિધિઓને લેવામાં આવશે. એ સમિતિ પોતાની સલામતીના ઉપાયો તથા તેની રીત દર્શાવશે અને બંધારણ ઘડનારી સમિતિ એના ઠરાવો ઉપર વિચાર કરીને એને સારુ બંધારણમાં યોગ્ય જોગવાઈ કરી આપશે. ૧૯૩૫નું બંધારણ આજે જોકે બદલવામાં નહીં આવે અને એ બંધારણ પ્રમાણે જ છેવટની સત્તા વાઈસરૉયના હાથમાં રહેશે પરંતુ બને ત્યાં લગી કાઉન્સિલની સલાહ લઈને જ કામ ચલાવવામાં આવશે, અને એમાં બનતા લગી દખલ કરવામાં નહીં આવે.

આ યોજનામાં એકે પક્ષની બધી માગણીઓ સ્વીકારવામાં આવી નહોતી તથા એને આખી ને આખી એક ઝપાટે નામંજૂર પણ કરવામાં આવી નહોતી. બધા પક્ષોને કંઈક કંઈક આપીને રાજી રાખવાનો એમાં પ્રયત્ન કરવામાં આવેલો! લીગની પાકિસ્તાનની માગણીનો અસ્વીકાર કરવામાં આવેલો હતો, પણ એ સાથે મુસ્લિમ લીગ પાકિસ્તાનમાં જે પ્રાંતોને લેવા માગતી હતી એ પ્રાંતોને, — બધા પ્રાંતોના ત્રણ વિભાગ પાડીને એમાંના — બે વિભાગમાં સાથે મૂકી દેવામાં આવ્યા હતા અને બાકીના પ્રાંતોને જુદા વિભાગમાં સાથે મૂકવામાં આવ્યા હતા. પાકિસ્તાનનો અસ્વીકાર થયો એટલે લીગ નારાજ હતી અને બીજા લોકોને એ વાતનો સંતોષ હતો, પણ પ્રાંતોનું વર્ગીકરણ આવી રીતે થયું એ લીગને પસંદ પડ્યું અને એ વર્ગીકરણમાં એને પાકિસ્તાનનાં બીજ દેખાવા લાગ્યાં. બીજા બધા આ વર્ગીકરણને નાપસંદ કરતા હતા અને એમાં એમને ફાચરની એવી અણી દેખાતી હતી કે આગળ જતાં ધીમે ધીમે એ ઘર કરતી જાય, અને પછી કદાચ પાકિસ્તાનનું રૂપ લઈ બેસે. આ વાતનો વિરોધ વધારે તીવ્ર થઈ જવાનું કારણ એ હતું કે આ બને મુસલમાની વિભાગોમાં પંજાબ અને બંગાળના જે ભાગોમાં હિંદુઓની વસ્તી ઘણી વધારે હતી તે ભાગો પણ દાખલ કરવામાં આવ્યા હતા

અને આસામને પણ એમાં મૂકવામાં આવ્યો હતો; જોકે આસામમાં મુસલમાનોની વસ્તી ત્રીજા ભાગથી વધારે નથી.

આ યોજના ઉપર વિચાર કરવાને કારોબારીની બેઠક લાગલાગટ અનેક દિવસ સુધી ચાલી. વચ્ચે વચ્ચે કૅબિનેટ મિશન અને વાઈસરૉય સાથે કૉંગ્રેસના પ્રમુખ તથા કોઈ કોઈ વાર બીજા સભ્યોની મુલાકાત ચાલ્યા કરી. કારોબારીએ યોજનાની પોતાને બહુ મહત્ત્વની લાગતી ખામીઓ તરફ એમનું ધ્યાન ખેચ્યુ. જે પ્રાંતને જે વિભાગમાં બાંધી દેવામાં આવ્યા છે એ પ્રાંત એની અંદર બંધાયેલ નથી એવો પોતાનો મત કારોબારીએ જાહેર કર્યો. એ તો જાહેર હતું જ કે બંધારણ બન્યા પછી પોતાની ધારાસભાના મત વડે એ વિભાગમાંથી છૂટા થવાનો દરેક પ્રાંતને હક રહેવાનો હતો, પણ કારોબારી સમિતિનું કહેવુ હતુ કે એ ઉપરાંત બંધારણ બનાવવા માટે પણ ગમે તે વિભાગની જુદી બેઠકમાં બેસવાનો હક પણ દરેક પ્રાંતને હોવો જોઈએ. સરહદ પ્રાંત તથા આસામ પ્રાંત બંને આવી રીતે પરાણે વિભાગમાં જોડાવાની વિરુદ્ધ હતા એટલે એમને એ વિભાગમાંથી છૂટા રહી શકે તેવો હક મળવો જોઈએ. કારોબારી સમિતિનું કહેવુ હતું કે આખી યોજના વાચતાં એ જ અર્થ નીકળે છે.

મિશને પોતાનો મત જણાવ્યો કે એનો ઇરાદો એવો નથી કે ઠરાવેલા વિભાગમાં શરૂઆતથી જ પ્રાંત સામેલ ન રહે, પણ બંધારણ બની ગયા પછી પ્રાંતને છૂટા પડવાનો હક જરૂર રહેવાનો.

કારોબારી સમિતિ પોતાના મત ઉપર મક્કમ રહી અને એણે ઠરાવ્યું કે પોતે જે મત ધરાવે છે એ મુજબ તે યોજનાનો અમલ કરશે. બીજી બાજુ મુસ્લિમ લીગે યોજનાની સખત ટીકા કરી. એણે કહ્યું કે પાકિસ્તાનનો અસ્વીકાર કરવો એ ન્યાયસંગત નથી, છતાંયે પ્રાંતોના વર્ગીકરણમાં એને પાકિસ્તાનના અંકુર દેખાય છે એટલે પોતાનો હેતુ સિદ્ધ કરવા માટે એ યોજનાને મંજૂર કરે છે.

એ પછી થોડા દિવસ સુધી તરતોતરત સરકાર સ્થાપવાની બાબતમાં વાતો ચાલી. શરૂઆતમાં વાઈસરૉયનો મત એવો હતો કે બાર માણસોની સરકાર બનાવવી અને તેમાં પાંચ મુસલમાન, પાંચ હિંદુ અને બે બીજા લેવા. કૉંગ્રેસને એ વાત કોઈ રીતે મંજૂર નહોતી. એક તો હિંદુઓની વસ્તી મુસલમાનો કરતાં ત્રણગણી હોવા છતાં એમાં હિંદુઓ અને મુસલમાનોની સંખ્યા સરખી થતી હતી, બીજું ૧૯૪૫ના જુલાઈમાં સિમલા પરિષદ વખતે લૉર્ડ વેવેલની યોજનામાં પાંચ મુસલમાન અને હરિજન પ્રતિનિધિ ઉપરાંત પાંચ હિંદુઓને બેઠક આપવામાં આવી હતી

એને બીજી લઘુમતીઓને માટે પણ એથી વધુ જગ્યા હતી. 'આ રીતે કેવળ હિંદુ-મુસલમાનોના સરખેસરખાપણાનો જ સવાલ નહોતો પણ લૉર્ડ વેવેલે પહેલાં જે દરખાસ્ત કરી હતી તેના કરતાં આ દરખાસ્ત ઘણી ખરાબ હતી. લડાઈનો જમાનો હતો એટલે કૉંગ્રેસે પરાણે વેવેલની દરખાસ્તનોયે સ્વીકાર કરી લીધેલો. હવે લડાઈનો જમાનો ન હતો. એ દબાણથી કૉંગ્રેસ હવે મુક્ત હતી, એટલે પછી એ કેવી રીતે મંજૂર કરી શકે! કૉંગ્રેસ પંદર સભ્યોની સરકાર બનાવાય એમ ઇચ્છતી હતી જેથી લઘુમતી કોમના પૂરતા પ્રતિનિધિ લઈ શકાય અને સૌને સંતોષ આપી શકાય.'

વાઈસરૉયે બારને બદલે તેર જણની સરકાર બનાવવાની વાત કરી. એમાં પાંચ મુસલમાન. એક હરિજન, પાંચ બીજા હિંદુઓ, અને બે લઘુમતીના પ્રતિનિધિ હોય એમ કહ્યું. એનો પણ કૉંગ્રેસે અસ્વીકાર કર્યો. એટલે પછી મિશન અને વાઈસરૉયે મળીને એક નિવેદન કર્યું કે, કૉંગ્રેસ અને લીગ બેઉની સંમતિથી સરકાર બનાવવાનો પ્રયાસ નિષ્ફળ થયો છે, એટલે હવે તેઓ પોતાની દરખાસ્ત રજૂ કરશે. તા. ૧૫–૬–'૪૬ને રોજ એમની દરખાસ્ત બહાર પાડવામાં આવી, એમાં એમણે 'જેઓને સરકારમાં જોડાવાને માટે વાઈસરૉયે આમંત્રણ આપ્યું હતું એવા ચૌદ માણસોનાં નામો આપેલાં. એમાં પાંચ લીગી મુસલમાન, પાંચ સવર્ણ કૉંગ્રેસી હિંદુ, એક કૉંગ્રેસી હરિજન, એક શીખ, એક ખ્રિસ્તી અને એક પારસીનું નામ હતું. પંડિત જવાહરલાલજી ક્યારેક ક્યારેક વાઈસરૉયને મળવા જતા એ દરમિયાન, વાઈસરૉયે એમને નામ પૂછેલાં. પંડિતજીએ કેટલાંક નામ ગણાવ્યાં હતાં. હરિજન અને કૉંગ્રેસી લોકોના એક અપવાદ સિવાય પંડિતજીએ બનાવ્યાં હતાં એ જ નામો એમાં હતાં; ખ્રિસ્તી અને શીખનાં નામ પણ પંડિતજીનાં બતાવેલાં જ હતાં; અને મુસલમાનોમાં પણ ચાર નામ પંડિતજીએ આપેલાં એ જ હતાં. પણ એક બિનલીગી મુસલમાન નામને બદલે એક લીગી મુસલમાનનું નામ, એક કૉંગ્રેસી હિંદુને બદલે બીજા કૉંગ્રેસી હિંદુનું નામ અને એક પારસીનું નવું નામ વાઈસરૉયે આપ્યું.

દરખાસ્ત મંજૂર કરીએ કે ન કરીએ એવો અમે વિચાર [illegible] હતા એટલામાં વાઈસરૉયે મિ. ઝીણા સાથે વાતો કરી અને મિ. [illegible] કહેવાથી એમની કેટલીક વાત માની લીધી. આ [illegible] ખબર [illegible] ફૂટી ગઈ અને છાપાંમાં આવી ગઈ એટલે અમે [illegible] અમે માગણી કરી એટલે વાઈસરૉયે [illegible] તે [illegible] અમને મોકલી આપી, જેમાં એમણે મિ. [illegible] હતો એમાં મહત્ત્વનો મુદ્દો એ હતો કે [illegible]

વધારવામાં નહીં આવે અને લઘુમતીઓની જે જગ્યા ખાલી રહેશે એની નિમણુક વખતે લીગની સલાહ લેવામાં આવશે અને લીગના સહકાર વિના સરકાર કશું પગલું નહીં લે. આ રીતે સરકારના સંગઠનમાં નહીં પણ એના રોજેરોજના કામમાં પણ લીગની હા ન હોય તો કાંઈ થઈ શકે નહીં. જ્યારે અમે આપેલું બિનલીગી મુસ્લિમનું નામ વાઈસરૉયે રદ કર્યું ત્યારે એ સ્પષ્ટ થઈ ગયું કે પાંચ લીગી મુસલમાનોની સંખ્યામાં ઘટાડો થઈ શકે તેમ નથી. એટલે કારોબારી સમિતિ વિચારમાં પડી કે કોંગ્રેસ પોતાની પાંચ બેઠકોમાંથી એક બેઠક માટે એકાદ રાષ્ટ્રીય વિચારના મુસલમાનનું નામ આપે. અમે એ વાતનો વિચાર કરી રહ્યા હતા એટલામાં વાઈસરૉયનો કાગળ મળ્યો કે કોંગ્રેસ કોઈ મુસલમાનનું નામ ન આપે, કેમ કે તેની મંજૂરી આપી નહીં શકાય. કારોબારી કોઈ કાળે આ સ્થિતિનો સ્વીકાર કરી શકે તેમ ન હતું; કેમ કે એ સ્વીકારનો અર્થ એ થાય કે કોંગ્રેસ માત્ર હિંદુઓની જ સંસ્થા છે અને મુસલમાનોનું પ્રતિનિધિત્વ એકલી મુસ્લિમ લીગને જ મળેલું છે.

આ બધી વાતનો વિચાર કરીને કામચલાઉ સરકાર બનાવવા માટેની તા. ૧૬-૬-'૪૬ વાળી યોજનાનો કારોબારી સમિતિએ અસ્વીકાર કર્યો. હવે એની સામે બીજો પ્રશ્ન એ હતો કે બંધારણ ઘડનારી સમિતિ માટેની યોજના વિષે શું કરવું. એમાં રહેલા વાંધા અને ખામી અમે બતાવી દીધી હતી. એ યોજનાનો અમે જે અર્થ કરતા હતા એ પણ અમે જણાવી દીધો હતો. અને અમે જે અર્થ કરીએ છીએ એ અર્થ પ્રમાણે જ એ યોજનાનો અમલ કરીશું એ પણ અમે કહી દીધું હતું. આમ અમારા મત મુજબ એનો ઉપયોગ કરવાની વાત કરીને અમે એક રીતે એ યોજના સ્વીકારી ચૂક્યા હતા; પણ સ્પષ્ટ શબ્દોમાં આ બાજુ કે તે બાજુનો નિવેડો આણીને અમે ચોખ્ખે-ચોખ્ખું કંઈ કહ્યું નહોતું. એટલે એ વાત પર ફરી એક વાર વિચાર કરી લેવાની જરૂર પડી. સમિતિમાં, એક બે જણ સિવાય બાકીના બધા સભ્યો એ મંજૂર કરી લેવાની તરફેણમાં હતા, ખાસ કરીને મહાત્મા ગાંધી તો એ મંજૂર કરવા પર ખૂબ ભાર દઈ રહ્યા હતા. એટલામાં આસામથી એક તાર મળ્યો કે, બંધારણ ઘડનારી સમિતિની ચૂંટણી માટે બંગાળમાં જે નિયમ બનાવવામાં આવ્યો છે એ મુજબ દરેક ઉમેદવારે પ્રતિજ્ઞા લેવી પડશે કે, યોજનાની જે કલમમાં યોજના અંગેની બીજી બધી વાતો ઉપરાંત પ્રાંતોને ત્રણ વિભાગમાં વહેંચી નાખવાનો ઉલ્લેખ કરવામાં આવેલો છે એ કલમ મુજબ એ પોતે બંધારણ સમિતિના સભ્ય થવાનું

સ્વીકારે છે. એ તાર મોકલનારે બંગાળના આ નિયમનો અર્થ એ કાઢયો હતો કે દરેક ઉમેદવારે પહેલેથી જ ઠરાવી રાખેલા વિભાગમાં જોડાવાની પ્રતિજ્ઞા લેવી પડશે. આસામ, અને અમે બધા, વિભાગોમાં જવાની વિરુદ્ધ હતા. એટલે અમને કાંઈક શંકા થવા માંડી, પણ હજી અમે કોઈ નિશ્ચય ઉપર આવ્યા ન હતા; કેમ કે બંધારણસભા સંબંધી બધા નિયમો પૂરી રીતે અમે જોઈ ગયા નહોતા. એટલું ખરું કે નમૂનારૂપે, ભારત સરકાર તરફથી પ્રાંતોને જે નિયમ મોકલવામાં આવ્યા હતા એની નકલ સરકારે અમને પણ મોકલી આપી હતી.

એ દિવસે કામ પૂરું કરવાનો એટલે કે બેઠક બરખાસ્ત કરવાનો વખત થઈ ગયો હતો એટલે આ બાબતની ચર્ચા બીજા દિવસ પર મુલતવી રાખવામાં આવી. એ દરમિયાન અમે બંધારણસભાના નિયમો ઝીણવટથી જોઈ જઈશું એમ અમે વિચાર્યું. પેલા આસામના તારથી મહાત્માજીના મનમાં શંકા પેદા થઈ. પોતાના પ્રાર્થના વખતના ભાષણમાં એમણે એ વાત કહી. એનો અર્થ એ થતો હતો કે એ યોજનાને કોંગ્રેસ સ્વીકારશે નહીં. બીજે દિવસે અમે બધા મળ્યા અને અમારો મત એ થયો કે તાર મોકલનારે જે અર્થ કાઢયો હતો એ અર્થ નિયમમાંથી નીકળતો ન હતો. એ દરમિયાન, કેબિનેટ મિશનના સભ્યો સાથે મહાત્માજીની મુલાકાત થઈ. એમણે પણ એમ જ કહ્યું કે એ પ્રતિજ્ઞાનો અર્થ એ પ્રમાણે નથી, પણ જો કોઈ પણ રીતે એ અર્થ નીકળતો હોય, અને મહાત્માજીને એ શબ્દો સામે કોઈ નૈતિક વાંધો જણાતો હોય, તો એ શબ્દો તેઓ બદલાવી આપશે અને વાત ચોક્કસ કરી આપશે; કેમ કે એમનો પોતાનો એવી જાતનો મુદ્દલ આશય હતો જ નહીં.

એ નિયમ બદલી દેવામાં આવ્યો એટલે પછી અમે એ યોજનાને સ્વીકારી લીધી. આ રીતે હવે સ્થિતિ એ થઈ કે સોળમી મે (૧૯૪૬) વાળી લાંબા ગાળાની યોજના કારોબારી સમિતિએ સ્વીકારી લીધી. જોકે એ સ્વીકારતી વખતે એની ખામીઓ પ્રત્યે દુર્લક્ષ ન કર્યું, અને પોતે એ યોજનાનો જે અર્થ કાઢતી હતી તે અર્થને પણ કારોબારી સમિતિએ જતો ન કર્યો; અને છતાં એણે સોળમી જૂન (૧૯૪૬) વાળી વચગાળાની સરકાર માટેની યોજનાનો અસ્વીકાર કર્યો. આ નિર્ણય એ બાબતના ઠરાવની નકલ મોકલવા સાથે એક કાગળ લખીને મિશન અને વાઈસરોયને જણાવી દેવામાં આવ્યો. પેલી બાજુએ લાંબા ગાળાની યોજનાને લીગે પહેલેથી જ સ્વીકારી લીધી હતી અને વચગાળાની યોજનાની બાબતમાં

એ કૉંગ્રેસના ફેંસલાની રાહ જોઈ રહી હતી. જે દિવસે કૉંગ્રેસનો ફેંસલો ત્યાં મોકલવામાં આવ્યો એ જ દિવસે વાઇસરૉયની સાથે મિ. ઝીણાની મુલાકાત થઈ. વાઇસરૉયે એમને અમારો કાગળ બતાવ્યો. સોળમી જૂને પ્રગટ થયેલી યોજનામાં એમ કહેવામાં આવ્યું હતું કે જો કોઈ પક્ષ આ યોજનાને સ્વીકારશે નહીં તોપણ વાઇસરૉય વચગાળાની સરકાર બનાવવાનો પ્રયત્ન ચાલુ રાખશે અને જેમણે સોળમી મેની યોજના સ્વીકારી લીધી હોય એવા પક્ષોના પ્રતિનિધિઓની એક વચગાળાની સરકાર બનાવશે હવે સ્થિતિ એ હતી કે કૉંગ્રેસ અને લીગ બન્નેએ સોળમી મે વાળી યોજનાનો સ્વીકાર કર્યો હતો; એટલે સોળમી જૂનની યોજનાની આઠમી કલમ પ્રમાણે વાઇસરૉય આ બન્ને પક્ષોના પ્રતિનિધિઓને લઈને જ વચગાળાની સરકાર બનાવી શકતા હતા, અને પોતે એ પ્રમાણેની સરકાર બનાવવા માગે છે એ વાત મિ. ઝીણાને એ જ દિવસની મુલાકાતમા એમણે કહી પણ દીધી.

લીગવાળા એવી આશાએ લાગ જોઈ રહ્યા હતા કે જો સોળમી જૂનની યોજનાને કૉંગ્રેસ ન સ્વીકારે તો પછી વચગાળાની સરકારમાં લીગનું જ વધારે બળ રહેશે અને કૉંગ્રેસવાળાઓ એની બહાર રહેશે, એટલે લીગના હાથમા જ સઘળી સત્તા આવી જશે. મુલાકાત થઈ ત્યાં સુધી સોળમી જૂનવાળી યોજનાનો લીગે પણ સ્વીકાર કર્યો ન હતો, કેમ કે એ કૉંગ્રેસના નિર્ણયની રાહ જોઈ રહી હતી. વાઇસરૉયની વાત મિ. ઝીણાને ખૂચી. છતા એ જ રાત્રે સોળમી જૂનની યોજના પણ સ્વીકારી લેવાનો લીગે નિશ્ચય કર્યો. બીજે દિવસે મિશન અને વાઇસરૉયે જાહેરાત કરી દીધી કે સોળમી જૂનની યોજનાનો કૉંગ્રેસે અસ્વીકાર કર્યો છે એટલે હવે એની આઠમી કલમ પ્રમાણે કૉંગ્રેસ અને લીગ બન્નેના પ્રતિનિધિઓ લઈને વાઇસરૉય વચગાળાની સરકાર બનાવશે, પણ હાલ તુરત મિશનને જલદી ઇંગ્લંડ પાછા જવુ છે, એટલે એ સરકાર બનાવવામાં વાર લાગે એવો સંભવ છે; તેથી વચગાળાની સરકાર વાઇસરૉય બનાવે ત્યા સુધીને માટે સરકારી અમલદારોની જ એક કામચલાઉ સરકાર બનાવી લેવામાં આવશે એ નિર્ણય પ્રમાણે મિશનવાળા ઇંગ્લંડ પાછા ફર્યાં અને કામચલાઉ સરકાર બનાવી લેવામા આવી.

વાઇસરૉય અને મિશનના આ ફેંસલાથી લીગ બહુ જ ગુસ્સે ભરાઈ. લીગના આગેવાનોએ બહુ જ કડવાં નિવેદનો કર્યાં લીગની બેઠક બોલાવવામા આવી. એમાં એમણે કહ્યું કે, સોળમી મેની યોજના કૉંગ્રેસે નથી સ્વીકારી, કેમ કે એણે એની સખત ટીકા કરી છે અને એના અર્થને મારીમચેડીને એવો અનર્થ કર્યો છે કે એ સ્વીકારવું ન સ્વીકારવા બરાબર છે. એણે

પોતાનો એ ઇરાદો પણ ચોખ્ખો જણાવી દીધો છે કે એ પ્રાંતોના વર્ગીકરણને માનતી નથી. જે વસ્તુ યોજનાનો મૂળ પાયો છે, એને જ ઉડાડી નાખવાના ઇરાદાથી એ બંધારણસમિતિમાં જવા માગે છે. એ દરમિયાન મુબઈમા મહાસમિતિની એક બેઠક ભરવામાં આવી અને એમાં નવી ચૂંટણીમાં ચૂટાયેલા પ્રમુખ પડિત જવાહરલાલ નેહરુએ પ્રમુખપદ લીધુ. કૉંગ્રેસ સમાજવાદી પક્ષના વિરોધ છતાયે ત્યા મહાસમિતિએ કારોબારી સમિતિના નિર્ણયનું સમર્થન કર્યું. એ પછી બધાયે પ્રાતની ધારાસભામાં બંધારણ સમિતિના સભ્યો ચૂટી લીધા. આ ચૂટણીમાં કૉંગ્રેસે કૉંગ્રેસ બહારના પણ મુખ્ય મુખ્ય લોકોને ચૂંટાવવાની નીતિ વાપરી. એ ઉપરાંત બીજા પણ કેટલાક ચૂટવામાં આવ્યા. લગભગ બધા પ્રાંતોની ધારાસભામા મોટે ભાગે મુસલમાનોમાં લીગના જ સભ્યો હતા એટલે ઘણાખરા લીગી સભ્યો જ ચૂંટાઈને ધારાસભામાં આવ્યા; કેમ કે મુસલમાનોને મુસલમાનો જ ચૂટી શકતા હતા. સરહદ પ્રાંતથી કેવળ ત્રણ મુસલમાનો ચૂટાઈ શકે તેમ હતું, ત્યાં મૌલાના અબુલ કલામ આઝાદ અને ખાન અબદુલ ગફારખાં ચૂટાયા. યુક્ત પ્રાંતમાંથી લીગની બહારના મુસલમાનોમાંના શ્રી રફી અહમદ કિડવાઈ, દિલ્હીથી શ્રી અસફઅલી અને બંગાળમાથી શ્રી ફઝલુલ હક ચૂટાઈ આવ્યા. બિહારમાં એકે મુસલમાન ચૂંટાઈ ન શક્યો ડૉક્ટર આબેડકર બંગાળમાથી ચૂટાયા. આ રીતે બધારણસભાના સભ્યો તરીકે મુખ્ય કૉંગ્રેસીઓ અને બીજા પ્રખ્યાત બધારણશાસ્ત્રીઓ અને જૂના દેશભક્તો ચૂટાઈ આવ્યા. આ ચૂટણીઓમાં લીગે ભાગ લીધો એના સભ્યોએ પોતાના પ્રતિનિધિઓને ચૂંટ્યા. મિ. ઝીણા પંજાબમાથી ચૂટાયા.

ચૂટણી થઈ ગયા પછી લીગ કાઉન્સિલની એક બેઠક થઈ. એણે ઠરાવ્યુ કે સોળમી મે અને સોળમી જૂન વાળી બન્ને યોજનાઓનો અસ્વીકાર કરવામા આવે છે અને જે ઠરાવોથી એ યોજનાઓને મંજૂરી આપવામાં આવેલી તે ઠરાવો પાછા ખેંચી લેવામાં આવે છે. એણે એ પણ ઠરાવ કર્યો કે પાકિસ્તાનની સ્થાપના કરવાને માટે હવે સીધા પગલા (ડાયરેક્ટ ઍક્શન) લેવામાં આવશે. તે દરમ્યાન એણે પોતાના સભ્યોને આદેશ આપ્યો હતો કે બ્રિટિશ સરકારે આપેલી પદવીઓ, અને ચાંદો તેઓ પાછા આપી દે. એ બેઠકમાં બહુ ગરમાગરમ ભાષણો થયાં; એ કૉંગ્રેસ અને બ્રિટિશ સરકાર બન્નેની વિરુદ્ધ હતા. એવું લાગતું હતું કે તેઓ બન્નેની જોડે બાઝી પડશે. એ પછી વર્ધામાં કૉંગ્રેસ કારોબારીની બેઠક થઈ, એણે ફરી સ્પષ્ટ શબ્દોમા સોળમી જૂનની યોજનાનો અસ્વીકાર કર્યો.

હવે વાઈસરૉયની સમક્ષ એ પરિસ્થિતિ આવી કે એક તરફ કૉંગ્રેસે સોળમી મેવાળી યોજના સ્વીકારી હતી અને સોળમી જૂનવાળીનો અસ્વીકાર કર્યો હતો. લીગે પોતાની કાઉન્સિલની બેઠકમાં નવેસરથી બન્ને યોજનાઓને નામંજૂર કરી દીધી હતી, એટલે હવે સોળમી જૂનની આઠમી કલમ પ્રમાણે લીગને બાતલ રાખીને વચગાળાની સરકાર બનાવવાનું જરૂરી થઈ પડ્યું. વાઈસરૉયે વચગાળાની સરકાર બનાવવા માટે પોતાની દરખાસ્ત રજૂ કરવાનું પંડિત જવાહરલાલ નેહરુને લખ્યું. પંડિતજીએ મિ. ઝીણાને આ વચગાળાની સરકારમાં સામેલ થવાનું આમંત્રણ આપ્યું, પણ એમણે એ વાતનો ઇન્કાર કર્યો. એટલે પછી પંડિતજી પાસે લીગને પડતી મૂકીને વચગાળાની સરકારને સારુ નામોનો વિચાર કરવા સિવાય બીજો ઉપાય ન રહ્યો. વાઈસરૉયને મળી આવ્યા પછી એમણે નામો વિચારવા માંડ્યાં. એ કામમાં મદદ કરવા માટે એમણે કારોબારી સમિતિની પાર્લમેન્ટરી સબ-કમિટીની બેઠક દિલ્હીમાં બોલાવી. એ સમિતિના ત્રણ સભ્યો હતા: સરદાર વલ્લભભાઈ પટેલ, મૌલાના અબુલ કલામ આઝાદ, અને હું.

## ૧૬૩
## કલકત્તાનો હત્યાકાંડ

અમે બધા આ કામમાં ગૂંથાયેલા હતા એટલામાં ખબર આવ્યા કે કલકત્તામાં ભયંકર કોમી હુલ્લડ શરૂ થઈ ગયું છે. લીગ તરફથી સોળમી ઑગસ્ટની તારીખ એની નવી નીતિના પ્રચાર માટે ઠરાવવામાં આવી હતી. એ દિવસે લીગે બધી જગ્યાએ હડતાળ અને સભાઓ કરવાનો આદેશ આપ્યો હતો. એ પ્રમાણે કલકત્તામાંયે હડતાળ વગેરેની ગોઠવણ હતી. બંગાળમાં અને સિંધમાં લીગનાં પ્રધાનમંડળો કામ કરી રહ્યાં હતાં. એ બન્ને પ્રાંતમાં પ્રધાનમંડળોએ એ દિવસે જાહેર રજા આપી. એ રીતે બધી કચેરીઓ, બૅંકો વગેરે પરાણે બંધ કરાવી દેવામાં આવ્યાં. કૉંગ્રેસ લગભગ સત્તાવીસ અઠ્ઠાવીસ વર્ષો થયાં હડતાળ પાડવાને માટે દિવસ ઠરાવતી આવી છે અને ઘણી હડતાળો એણે સંપૂર્ણ રીતે પાર પણ ઉતારી છે. પણ એ હડતાળ સરકારની વિરુદ્ધની હોય, કે સરકારની લગામ એના પોતાના હાથમાં હોય પણ એણે કદી સરકારી સત્તાનો એ અંગે લાભ લીધો નથી. લીગે આ પહેલી જ તક મળતાં પોતાની સત્તાનો દુરુપયોગ

કર્યો. આનો બધા લોકોએ વિરોધ કર્યો. ભાર દઈને કહેવામાં આવ્યું કે રજા પડશે એટલે ઘણા લોકો બેકાર થઈ જશે અને સરઘસ-સભામાં આવા બેકાર લોકો ગમે ત્યારે જોખમરૂપ થઈ પડે. એમ હોય છે. આ ચર્ચા બંગાળની ધારાસભામાં થયેલી. પણ વડાપ્રધાન સુહરાવર્દીએ કોઈની વાત ગણકારી નહીં. અને ઊલટું એમ કહ્યું કે શાંતિ કાયમ રાખવા માટે જ રજા આપવામાં આવી છે. એ દિવસે સવારથી જ દુકાનો બંધ કરાવવા માટે જબરજસ્તી શરૂ થઈ ગઈ. અને એની સાથે સાથે લૂંટફાટ અને ખુનામરકી પણ ચાલુ થઈ ગઈ.

સરકારે સોળમી ઑગસ્ટ અને સત્તરમી ઑગસ્ટની બપોર સુધી તોફાન અટકાવવા માટે કાંઈ ખાસ પગલું લીધું નહીં. એ દરમિયાન હજારો માણસોની કતલ થઈ ગઈ અને હજારો મકાન લૂંટાઈ ગયાં તથા બાળી મૂકવામાં આવ્યાં. એ અટકાવવાનો પ્રયત્ન થયો ખરો પણ ઉપદ્રવ સારી પેઠે વધી ગયો ત્યાર પછી! ચાર દિવસ સુધી અનેક ખૂનો અને અત્યાચારો ચાલુ રહ્યા.

છથી સાત હજાર માણસોનાં ખૂન થયાં એમ કહેવાય છે. બે દિવસ સુધી રસ્તા અને સડકો ઉપર લાશો પડી રહેલી. જુદે જુદે ઠેકાણે થઈને ત્રણ હજારથી વધુ લાશોને ખસેડવામાં આવી છે. એવી પણ ખબર મળી છે કે ઘણી લાશો જમીનની નીચે જતી ગટરોમાં નાખી દેવામાં આવી છે અને એની દુર્ગંધને લીધે રસ્તે ચાલવું મુશ્કેલ થઈ પડ્યું છે. એ પ્રમાણે બળતાં મકાનોમાં તથા હૂગલી નદીમાં પણ કેટલી લાશો નાખી દેવામાં આવી છે તેનો પત્તો નથી. એમ કહેવાય છે કે, હાવરાના પુલ ઉપરથી ઘણા લોકોને ગંગામાં ધકેલી દઈને ડુબાડી દેવામાં આવ્યા છે. આતતાયીઓએ બાળક, બુઢ્ઢાં કે અસહાય સ્ત્રીઓ, કોઈનીયે ઉપર દયા રાખી નથી. સૌ એમનાં ક્રૂર કામોનો ભોગ બન્યાં છે. આજે નવમો દિવસ છે. હવે હાલત સુધરી રહી છે. પણ હજુયે લશ્કર અને પોલીસનો સખત પહેરો હોવા છતાં છૂટાછવાયા કિસ્સા બન્યા કરે છે. આવી જાતની કત્લેઆમ કલકત્તામાં કદી થઈ નહોતી. કદાચ દિલ્હીમાં નાદિરશાહે કરેલી કત્લેઆમ બાદ કરતાં હિંદુસ્તાનના ઇતિહાસમાં આવી કત્લેઆમ કદી થઈ નથી. એ કત્લેઆમમાં કેટલા જણ માર્યા ગયા એની પણ કાંઈ ખબર નથી. લીગના એક મુખ્ય આગેવાન સર ફિરોજખાન નૂને હમણાં હમણાં કહ્યું છે કે એક વાર ચંગીઝખાન અને હલાકુખાનને પણ ભુલાવી દે એવી સ્થિતિ અમે ખડી કરીશું. લીગનાં સીધાં પગલાંનો થોડોક નમૂનો લોકોને જોવા મળ્યો. એ દિવસે બીજાં સ્થળોએ પણ

ક્યાંક ક્યાંક થોડી ગડબડ થતી દેખાઈ, પણ કાંઈ ખાસ બન્યું નહીં. એ નાના બનાવો કલકત્તાની સરખામણીમાં વિસાત વિનાના છે. પણ હવે સાંભળવામાં આવ્યું છે કે ઢાકા, બનારસ, અલ્લાહાબાદ, રાણીગંજ અને દિલ્હી તથા બીજી અનેક જગ્યાએ અત્યારે કાંઈક ને કાંઈક ચાલી રહ્યું છે. આ બધી જગ્યાએ ખુનામરકી થઈ રહી છે, પણ ત્યાંના સરકારી અમલદારો પરિસ્થિતિને, કાબૂમા રાખવા મથી રહ્યા છે. હવે તો મિ. સુહરાવર્દી પણ આ કામમાં મંડયા છે અને શાંતિ સ્થાપવાની અપીલ કરી રહ્યા છે કહેવત છે કે 'સો ઉંદર મારીને બિલ્લી જાત્રાએ ચાલી!' હમેશ લીગનો પક્ષ લેનારા સ્ટેટ્સમૅન જેવા અંગ્રેજી છાપાએ પણ કલકત્તાના તોફાન વિષે ભારપૂર્વક લખ્યુ છે કે લીગનું પ્રધાનમંડળ શાંતિ જાળવવાના કામ માટે અયોગ્ય સાબિત થયું છે અને એને ખસેડવું જોઈએ. એવું જ ઇંગ્લંડના ઘણાયે છાપાઓએ લખ્યું છે અને એમા ટાઈમ્સ પણ છે. દેશી છાપાંઓની તો વાત જ શી કરવી? પણ એટલુ છતાં લીગે કાંઈ ગણકાર્યું નહીં અને એનું રૂંવાડું યે ફરક્યું નહીં. ૧૯૩૭–૩૯ દરમિયાન કૉંગ્રેસી પ્રધાનમંડળો વિરુદ્ધ જે લીગવાળાઓએ આટલો બધો હાહાકાર મચાવ્યો હતો, એ જ લોકોએ આ અભૂતપૂર્વ કરપીણ હત્યાકાંડ અને ભયંકર અત્યાચારની સામે ઉંકારો સરખો ન કર્યો. અને ખૂબીની વાત તો એ છે કે એ કરાવવામાં એમનો ખુલ્લેખુલ્લો હાથ ન રહ્યો હોય તોયે ઓછામાં ઓછુ એમણે આખ આડા કાન તો જરૂર કર્યો છે અને તેઓ સાવ ચૂપ બેઠા છે. મિ. ઝીણાએ કેવળ એટલુ જ કહ્યું છે કે જેણે આ તોફાન કર્યું હોય એને સજા થવી જોઈએ. પૂરો રિપોર્ટ મળ્યો નથી એટલે આમાં કસૂરદાર કોણ છે એ હું કહી શકું એમ નથી; છતાં એમને પૂરો વિશ્વાસ છે કે લીગી લોકો લીગના હુકમની વિરુદ્ધ નહીં ગયા હોય, અને જો ગયા હશે તો એના ઉપર પ્રાંતિક લીગ શિસ્તભંગનાં પગલાં લેશે. લીગના મુખ્ય પત્ર ડૉને જે કાંઈ થયું એ બહુ થોડું દર્શાવ્યું અને બધા ખબરો મોડેથી છાપવા ઉપરાંત કેટલાય દિવસો સુધી આ બાબત ઉપર કશુ લખ્યું જ નહીં. આ ભયંકર બનાવને લઈને આખા દેશમા ખળભળાટ મચ્યો છે અને ગભરાટ ફેલાઈ રહ્યો છે. એમ પણ સંભળાય છે કે પહેલાં તો હિંદુ જ મરાયા પણ જ્યારે સરકાર તરફથી એમને કોઈ જાતની મદદ ન મળી ત્યારે એમણે પોતાનો બચાવ કર્યો અને હવે તો જે મર્યા છે એમા વધારે સંખ્યા મુસલમાનોની હશે. એ ગમે તેમ હોય, હિંદુ વધારે મર્યા હોય કે મુસલમાનો; એમાં શંકાને સ્થાન નથી કે સૌથી વધારે નિર્દોષ માર્યા ગયા છે, જેમણે રમખાણમાં ભાગ નથી લીધો,

છતાં તેઓ એના શિકાર થઈ પડ્યા છે! ધન તો કરોડોનું ધૂળધાણી થઈ ગયું છે; મોટે ભાગે હિંદુઓનું જ ધન બરબાદ થયું છે, અને લૂટાયું છે. હજુ સુધી કલકત્તામાં અશાંતિ છે. જોઈએ, હવે પછી કલકત્તામાં તથા બીજે શું થાય છે.

## ૧૬૪

## કામચલાઉ સરકાર પહેલાં

એક બાજુ વચગાળાની રાષ્ટ્રીય સરકાર રચવાની વાતો ચાલી રહી હતી અને બીજી બાજુ ખુનામરકી ચાલતી હતી. વાઈસરૉય ને પંડિત જવાહરલાલે નક્કી કરી લીધું કે ખુનામરકીને કારણે આપણા કામમાં વિલંબ ન થવા દેવો જોઈએ. અમારી સલાહ લઈને પંડિતજીએ વાઈસરૉયને વચગાળાની રાષ્ટ્રીય સરકાર માટેનાં નામો આપી દીધાં. એ આજે જ જાહેર થવાનાં છે. એ નામોમાં મારું નામ પણ છે. આજથી એક અઠવાડિયા પછી એટલે કે, સપ્ટેમ્બરની શરૂઆતથી આ નિમાયેલા લોકો સરકારનું કામ સંભાળવામાં ગૂંથાઈ જશે. આજ સુધીનું જ વૃત્તાંત લખીને હું આ પુસ્તક સમાપ્ત કરવા માગું છું.

એમ તો સિમલામાયે મારું નામ આપવામાં આવેલું. અને હું આગળ કહી ગયો તેમ બહુ જ બેચેન થઈ ગયો હતો. છેવટે પૂજ્ય બાપુના કહેનાથી મેં એ વાત સ્વીકારી લીધેલી એ વખતે મને એક નૈતિક અડચણ બહુ જ સતાવી રહી હતી. એ અડચણ એ હતી કે એ વખતે લડાઈ ચાલુ હતી. સરકારની જવાબદારી લેવાનો અર્થ એ થતો હતો કે એ લડાઈમાં મદદ આપવી. સિમલા પરિષદમાં ભંગાણ પડ્યા પછી થોડેક દિવસે લડાઈ બંધ થઈ ગઈ. એટલે જ્યારે આવેલા કૅબિનેટ મિશન અને વાઈસરૉય સાથે વાતો શરૂ થઈ ત્યારે પહેલાં જેવી નૈતિક અડચણ હવે નહોતી રહી. અને પંડિત જવાહરલાલજીએ મારું નામ પહેલાં પણ આપેલું જ હતું. આ પ્રમાણે સોળમી જૂનવાળી યોજનામાં મારું નામ હતું પણ એ યોજના નામંજૂર થઈ એટલે એ વાત ટળી ગઈ હતી. એટલામાં જ્યારે ફરી આ વાત ચાલી ત્યારે એમ પણ વિચારવામાં આવ્યું કે આ વચગાળાની સરકારમાં પંડિતજી દાખલ થઈ ગયા પછી મૈરક કૉંગ્રેસના પ્રમુખ થવાને માટે મને છૂટો રાખવામાં આવે. કેટલાકોએ એમ પણ વિચાર્યું કે બંધારણસભાનો પ્રમુખ મને જ બનાવવામાં આવે, અને મને વચગાળાની સરકારમાં જગ્યા આપવામાં ન આવે. આ

બાબતમાં મારે કોઈને કશું કહેવું જ નહોતું. જે કાંઈ નક્કી થાય, તે મને મંજૂર હતું, પણ જો મને મારી રુચિ વિષે પૂછવામાં આવે તો હું એ બન્ને વાતને વચગાળાની સરકારના સભ્ય બનવા કરતાં વધારે પસંદ કરું અથવા કરત. પણ આ વાત મારી પસંદગી ઉપર અવલંબેલી નહોતી. બધી વાતનો વિચાર કરીને લોકોએ મને આ જ પદ આપવાનું યોગ્ય લેખ્યું છે. મારું નામ અપાઈ ગયું છે. આ બધો નિશ્ચય મારી ગેરહાજરીમાં દિલ્હીમાં જ કરવામાં આવ્યો છે. હું આરામ કરવાને માટે પિલાની ચાલ્યો આવેલો, ત્યાંથી એક દિવસ માટે જયપુર ગયો હતો. જયપુરમાં જ મને આમંત્રણનો તાર મળ્યો. ત્યાંથી હું દિલ્હી પહોંચ્યો. જ્યારે અમારી વચ્ચે નામોનો નિર્ણય થઈ ગયો ત્યારે હું પિલાની ચાલ્યો આવ્યો. જ્યાં સુધી ફરીને તેડું ન આવે ત્યાં સુધી અહીં જ રહેવાનો વિચાર હતો. હું ધારતો હતો કે ઑગસ્ટ પૂરો થતાં સુધી તો કદાચ હું અહીં રહી શકીશ; કેમ કે એ પહેલાં વચગાળાની સરકારનું કામ શરૂ કરવાનો વખત નહીં આવે. પણ અહીં પહોંચ્યો એટલે જણાયું કે સત્તાવીસમી ઑગસ્ટ (૧૯૪૬) ને દિવસે દિલ્હીમાં કારોબારીની બેઠક થવાની છે અને એમાં પૂ. મહાત્માજી પણ આવવાના છે. એટલે હવે ત્યાં સત્તાવીસમી ઑગસ્ટ સુધીમાં પહોંચવું જરૂરનું છે

છેલ્લાં છવ્વીસ વર્ષ થયાં હું કૉંગ્રેસનું કામ રાતદિવસ કરતો રહ્યો છું. ત્યાં માંદો પડ્યો છું ત્યારે જ ઘેરે ગયો છું. મોટાભાઈના ગુજરી ગયા પછી થોડા વખતને માટે મારે ઘરના કામમાં થોડા દિવસ આપવા પડેલા, બાકી ઘરના કામમાંથી હું પૂરેપૂરો અળગો રહ્યો છું. મારે પોતાને રહેવાને માટે મેં ક્યાંય જુદી સગવડ કરી નથી. કાં તો આશ્રમમાં અથવા જ્યાં જવાનું થયું ત્યાં મિત્રોની સાથે રહ્યો છું. પટનામાં મૃત્યુંજયને ઉતારે પણ બે ચાર દિવસ જ રહ્યો છું. આ રીતે સદાય એક જ જાતનું જીવન વીત્યું છે. કદીયે કોઈ કાર્યાલયમાં બેસીને કામ કર્યું નથી. થોડાક દિવસ પટના મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે કાર્યાલયનું કામ ચલાવ્યું હતું. પણ એ અનુભવ એટલો ઓછો અને થોડા દિવસનો હતો કે એ કંઈ ગણતરીમાં લેવા જેવો ન ગણાય. કૉંગ્રેસના કાર્યાલયનું કામ મારે સંભાળવું પડ્યું છે ખરું પણ ત્યાંયે મેં કચેરીના કામ કરતા લોકો સાથે સંપર્કનું કામ જ વધારે કર્યું છે અને એ તો સૌ જાણે જ છે કે એ કામ જુદી જ જાતનું છે. હવે એક નવી જ જાતના જીવનમાં પ્રવેશ કરવાનો છે. પહેલાં તો મારે પોતાને સારુ એક જુદું જ ખાસ ઘર લેવાનું છે. એમાં રહેવા અને ખાવાપીવાની વ્યવસ્થા કરવી પડશે. હવે રૂપિયા પણ, પગાર તરીકે

આવશે. આ બાબતમાં કૉંગ્રેસનો શો આદેશ મળશે — અમે કેટલી રકમ લઈશું અને કેવી રીતે ખર્ચીશું — એની ખબર નથી.

એ ઉપરાંત જે જટિલ સમસ્યાઓ ઊભી છે એનો ઉકેલ કેવી રીતે થશે એ સવાલ છે. મને કયુ ખાતુ મળશે એ કહેવાય નહીં. પહેલાં એમ સાંભળેલું કે મને ખેતી અને અન્નવિભાગ આપવામાં આવશે. પણ મારા ચાલ્યા આવ્યા પછી પંડિતજી અને વાઈસરોય જોડે વાતચીત થઈ છે. એમાં મારે માટે કેયું ખાતુ વિચારવામાં આવ્યુ છે એની ખબર નથી. ઉપર કહેલાં ખાતાં રહે તો એ મને મનગમતા હશે. જોકે અન્નસંકટનું કામ બહુ જ કઠણ છે અને આવે સમયે એ સંભાળવું સહેલું નથી.

મને કામ શરૂ કરતાં પહેલાં એક વાર પટના અને રાંચી જઈ આવવાનું મન હતું, પણ હવે એને સારુ કદાચ વખત નહીં મળે. રાંચી જવાની બહુ જરૂર છે. જનાર્દનનો દીકરો ચિ. સૂર્યપ્રકાશ ઘણા દિવસો થયાં માંદો છે. માંદગીને કારણે એને મુંબઈથી પટના લાવવામાં આવ્યો હતો. મુંબઈ ને પટનાના ડૉક્ટર એને સારો ન કરી શકયા એટલે એને રાંચી મોકલવામાં આવ્યો છે. આજ લગભગ દસ મહિના થઈ ગયા. અઢી વરસનું બાળક બહુ જ રિબાઈ રહ્યું છે, રોજ તાવ આવે છે, ઉધરસ પણ ખૂબ આવ્યા કરે છે. ફેફ્સાંની થોડીક ફરિયાદ હતી, પણ સાંભળ્યું છે કે હવે એ ઓછી થઈ ગઈ છે. હવે બગલમા એક ધારા જેવું થયું છે. એને જોઈ આવવાની બહુ જ ઇચ્છા છે. જનાર્દન પણ હવે પોતાની નોકરી પર મુંબઈ ચાલ્યા ગયા છે. જોઈએ હવે શું થાય છે. આવી પરિસ્થિતિમાં નવું કામ શરૂ કરવાનું આવ્યું છે.

નવા લોકોનો સાથ મળશે જેમાંના ઘણાય એવા લોકો હશે જેમણે અથવા જેમના સાથીઓએ અમને અને અમારા સાથીઓને જેલમાં પૂરી રાખેલા અને અમારા લોકો ઉપર જાતજાતના કેર વરતાવેલા! પણ મારા મનમાં કોઈના પ્રત્યે બીજો કોઈ ભાવ નથી અને હુ ધારુ છુ કે હું એ બધાની સાથે મળીને મારું કામ કરી શકીશ. પરતુ સરકારની બહાર પણ ઘણી મુશ્કેલીઓનો સામનો કરવાનો છે. લીગ શુ શુ કરશે અને લોકોનું વલણ કેવું રહેશે એની ખબર નથી જો અમે સચ્ચાઈથી અને નિષ્પક્ષપાતથી સૌની સેવા કરીશુ તો પરિણામ સારું જ આવશે. મારો પોતાનો ઇરાદો તો એ જ છે. પછી તો ઈશ્વરના હાથમાં છે.

પિલાની,
૨૪ ઑગસ્ટ, ૧૯૪૬

## પુરવણી

આ સંસ્મરણો મેં કેવી રીતે અને ક્યારે લખવા માંડ્યા એનો ઉલ્લેખ આ ગ્રંથના ૧૫૫ મા પ્રકરણમાં મે કર્યો છે. પુસ્તકને અંતે પણ મે લખ્યું છે કે વચગાળાની સરકાર બની ત્યાર સુધીની વાત આમાં લખી છે. આ પુસ્તક પૂરું કર્યે હવે લગભગ ચાર મહિના થયા આ ગાળા દરમ્યાન ઘણું ઘણું બની ગયુ છે, અને એ મહત્ત્વનુ છે એટલે પુરવણી-રૂપે એ બધુ અહીં આપી દઉં તો સારું, એમ મને લાગે છે.

૧૯૪૬ના સપ્ટેમ્બરની બીજી તારીખે વચગાળાની સરકાર અસ્તિત્વમા આવી. એના બાર પ્રધાનો બનાવવામા આવ્યા. એમા શ્રી જવાહરલાલ નેહરુ, સરદાર વલ્લભભાઈ પટેલ, શ્રી શરતચંદ્ર બોઝ, શ્રી રાજગોપાલાચારી, શ્રી અસફઅલી, શ્રી જોન મથાઈ, શ્રી જગજીવનરામ, સર સફાન અહમદખા, સરદાર બલદેવસિંહ, શ્રી ભાભા, શ્રી અલી જહીર અને હું એટલા જણ હતા સરદાર વલ્લભભાઈ પટેલ, શ્રી જગજીવનરામ અને હું એ વખતે બિરલા ભવનમા ઊતર્યાં હતા. ત્યાથી અમને બધાને એ ઘરના લોકોએ મંગળ ક્રિયા કરીને સરકારી ભવન જવાને રવાના કર્યાં અમે બધા પૂ. ગાંધીજીની પાસે ગયા અને ત્યાંથી બીજા સાથીઓની સાથે ગાંધીજીના આશીર્વાદ લઈને વાઈસરૉય પાસે પોત-પોતાનું કામ સંભાળવા માટે ગયા. ત્યા નિયમ પ્રમાણે અમારે સોગન લેવા પડ્યા. એમા એક મુખ્ય વાત એ હતી કે અમે બાદશાહ જ્યોર્જ અને એના વારસ પ્રત્યે સાચી વફાદારી રાખીશું

અમારી આખી જિંદગી હિંદુસ્તાનને બ્રિટિશ સામ્રાજ્યમાથી મુક્ત કરવામા ગઈ છે. એટલે અંતે જઈને બ્રિટિશ બાદશાહ પ્રત્યે વફાદારી રાખવાના સોગન લેવા એ બરાબર ગણાય ખરું ? એ પ્રશ્ન ઘણાના મનમા ઘોળાયા કરે છે વાત એમ છે કે બ્રિટિશ બંધારણમાં આ જાતના સોગન લેવા એ જરૂરની વસ્તુ છે. અને પ્રજાતંત્રનું કામ પ્રજાની ઇચ્છા પ્રમાણે ચાલવુ અને ચલાવવુ એયે એ બંધારણનું એટલું જ આવશ્યક અંગ છે. પ્રજાની મરજી વિરુદ્ધ રાજા કશુ જ કરી શકતો નથી અને પ્રજાતંત્રની મરજી લોકસભા મારફતે જ જાણી શકાય છે. વડાપ્રધાન લોકસભાની સંમતિ મુજબ કામ કરે છે. રાજા એમા દખલ કરી શકતો નથી અને પ્રધાનમંડળ ઘડી આપે એ જ ભાષણ કરે છે તથા એ કહે એ જ

કામ કરે છે. એક બંધારણશાસ્ત્રીએ લખ્યું છે કે વડાપ્રધાન જે કંઈ કાગળ રજૂ કરે એના ઉપર રાજાને સહી કરવી જ પડે છે, તે એટલે લગી કે જો રાજાને ફાંસી આપવાનું હુકમનામું રજૂ કરવામાં આવે તો રાજા એના ઉપર સહી કરવાની પણ ના ન પાડી શકે. આવો એક બનાવ કેટલાંક વર્ષ પહેલાં જ્યારે રાજા આઠમા એડવર્ડને વડાપ્રધાન બોલ્ડ્વિનની સલાહ માનીને ગાદી છોડવી પડી ત્યારે બન્યો. ત્યાંનું બંધારણ આવું હોવાથી ભારતવર્ષને સ્વતંત્ર કરવાનો પ્રયત્ન આ સોગનના વિરોધમાં છે, એમ કહી ન શકાય અને સૌએ એ વાતને એ જ રીતે લીધી છે. જો બોલ્ડ્વિન રાજાને ગાદી છોડવાની સલાહ આપી શકે તો હિંદના પ્રધાન પણ હિંદુસ્તાનમાંથી બ્રિટિશ સત્તા ખસેડી લેવાની સલાહ, સોગંદ લીધેલા હોવા છતાં, જરૂર આપી શકે છે. એટલે એ બે વચ્ચે અમને કાંઈ વિરોધ ન દેખાયો. અંતે અમે બધાએ એ સોગન લીધા.'

મને ખોરાક અને ખેતીખાતાની જવાબદારી આપવામાં આવી. આખા દેશમાં બહુ જબરું અન્નસંકટ હતું, ખાસ કરીને જ્યાં ચોખા ખવાય છે એ દક્ષિણના ભાગોમાં. ૧૯૪૫માં વરસાદ બહુ ઓછો થયેલો અને ઘણી જગાએ તથા ખાસ કરીને દક્ષિણમાં ડાંગરનો પાક વણસી ગયેલો. શિયાળામાં પણ વરસાદ ન થયો, એટલે રવી પાક પણ ઓછો ઊતર્યો. પહેલાં કરતાં લડાઈના જમાનામાં અનાજની બહુ તંગી પડવા લાગી હતી; કારણ કે બ્રહ્મદેશથી ચોખા આવતા બંધ થઈ ગયા હતા. જ્યારે એ આયાત અટકી પડી ત્યારે ભારે મુશ્કેલી ઊભી થઈ. બંગાળમાં જે ભયંકર દુકાળ પડ્યો એનાં કારણોમાં આ પણ એક કારણ હતું. ૧૯૪૬ના શરૂઆતથી જ આ વર્ષે અન્નની મોટી ખાધ પડવાનો અને ક્યાંક ફરીથી બંગાળ જેવો દુકાળ પડવાનો ભય ઊભો થયો હતો, એટલે હિંદ સરકારે પરદેશથી અનાજ મંગાવવાની ગોઠવણ કરવાનું વિચાર્યું. આજકાલ આખી દુનિયામાં અન્નસંકટ ચાલે છે. એટલે એને સારુ એક આંતરરાષ્ટ્રીય સંસ્થા બનાવવામાં આવેલી છે; અને એ બધા દેશમાં તપાસ રાખે છે કે ક્યાંથી વધારે અનાજ મળી શકે એમ છે, અને પછી જે દેશોમાં અનાજની ખેંચ હોય ત્યાં એ મોકલવાની વ્યવસ્થા કરે છે. આ સંસ્થામાં હિંદ પણ જોડાયેલું છે એટલે એણે હિંદ તરફથી અનાજની માગણી કરી.

પરદેશોમાં અને ખાસ કરીને અમેરિકામાં આ સમાચાર પહોંચ્યા. ત્યાંના માજી પ્રમુખ હુવર બધા દેશોમાં અન્નસંકટની સ્થિતિનું નિરીક્ષણ કરતાં કરતાં હિંદુસ્તાનમાંયે આવી પહોંચ્યા અને અહીંની દુર્દશાની એમના દિલ ઉપર ઊંડી અસર થઈ અને તેમણે હિંદુસ્તાનને મદદ આપવાની સલાહ

આપી. એ પછી અમેરિકાથી કેટલાક બિનસરકારી રીતે અહીંની સ્થિતિ જોવા આવ્યા. એમાંના મુખ્ય ડોકટર શુલ્ટ્ઝ હતા. તેઓ ખેતી અને અન્ન સંબંધી પ્રશ્નોના નિષ્ણાત લેખાય છે. તેમના મન ઉપર પણ અહીંની દુર્દશાની બહુ જ અસર પડી. એને પરિણામે આંતરરાષ્ટ્રીય સંસ્થાએ હિંદને અનાજ આપ્યું, પણ અમારે જેટલું જોઈતું હતું તેના કરતાં ઘણું ઓછું આપ્યું. એનું કારણ એ હતું કે એમની પાસે એથી વધારે આપવાની ઘણે ભાગે સવડ હતી નહીં. કેમ કે એમને બીજા દેશોને પણ સંભાળવાના હતા. જે દહાડે મેં આ કામ હાથમાં લીધું ત્યારે સ્થિતિ બહુ જ નાજુક હતી, અને વખત જતાં કોક દિવસ લોકો અનાજ વગર મરવા માંડશે એવો ભય હતો. દેશમાંથી અને પરદેશમાંથી જે કાંઈ મળી શકે તેમ હતું એ ભેગું કરીને જરૂર પ્રમાણે દેશના જુદા જુદા ભાગોમાં વહેંચી આપવામાં આવતું હતું. આ ખાતામાં આવતાંની સાથે મેં અનુભવ્યું કે પૂજ્ય ગાંધીજીએ પહેલાં જે કહ્યું હતું તે સાવ સાચુ હતું. એમણે કહેલું કે, આપણે પરદેશી ઉપર ઝાઝો મદાર ન રાખી શકીએ, કારણ કે ત્યાંથી અનાજ લાવવામાં સેંકડો અડચણો પડે એમ બને; આપણે આપણા દેશ ઉપર અને આપણા લોકો ઉપર જ ભરોસો રાખવો સારો. મેં આ સ્થિતિ પારખીને પ્રજાને અપીલ કરી કે જેનાથી જે કાંઈ બને તે કરે અને વધારે અન્ન પેદા કરે તથા અનાજનો વપરાશ જેટલો ઓછો કરી શકે અને જે કાંઈ બચાવી શકે તે બચાવીને બીજાને આપે.

પરદેશથી જે કાંઈ લાવી શકાતું હતું તે લાવવા માટે પૂરો ભાર મૂક્યો. જે કંઈ દેશમાં મળી શકતું હતું અને અનાજના ખરચમાં જેટલી કરકસર કરી શકાતી હતી એટલી કરવામાં આવી. રાતદિવસ અંતરમાં ચિંતા ઘોળાયા કરતી હતી, કેવળ મારે વિષે જ. એવું હતું એમ નહીં; અમારા ખાતાના બધા અમલદારો મારા કરતાંયે વધારે ચિંતાતુર રહેતા હતા; કેમ કે લોકોને અકાળ મરણમાંથી ઉગારવાનો ભાર હજુ સુધી તેમના પર જ હતો. હું તો નવો નવો આવેલો. મારા ખાતામાં અમલદારો અને મારી વચ્ચે મતભેદ ન પડ્યો અને સૌ હળી-મળીને પોતાના ગજા પ્રમાણે જેમ બને તેમ દેશને આ સંકટમાંથી ઉગારવાને કામે લાગી ગયા હતા, એ જોઈને હું બહુ રાજી થયો. સૌથી આકરો સમય સપ્ટેમ્બરથી ડિસેમ્બર સુધીના ચાર મહિનાનો છે એમ અમે માનેલું. ડિસેમ્બર પૂરો થઈ ગયો. ઈશ્વરની કૃપા છે કે અનાજને અભાવે હજુ કોઈ મર્યું નથી. લોકોનો ખોરાક બહુ ઘટાડી દેવામાં આવ્યો હતો. જે લોકો ચોખા સિવાય ઘઉં, મકાઈ વગેરે કદી

ખાતા ન હતા; અને એવું અનાજ કઈ રીતે રાંધી કરીને ખાવાને લાયક બનાવી શકાય છે એ પણ જેઓ જાણતા નહોતા, એમને પણ અમે ઘઉં, મકાઈ, જવ આપી શક્યા, અને ચોખા બહુ જ થોડા પ્રમાણમાં પહોંચાડી શક્યા. આ રીતે એમને બહુ ઓછો ખોરાક મળ્યો છે. અને તેયે એવો કે જેનો એમને પહેલાં જરાય અનુભવ નહોતો. આટઆટલાં કષ્ટો છતાં લોકોએ બહુ જ હિંમત અને ધીરજથી આ સંકટ ઝીલી લીધું છે. સાધારણ રીતે હવે વરસાદ સારો થયો છે અને ડાંગરનો પાક એકંદરે સાધારણ છે. હવે તો ડાંગર લોકોની નજર આગળ હિલોળા લઈ રહી છે. અને કેટલીક જગ્યાએ એ ખળામાં પણ પહોંચી ગઈ હશે તથા ક્યાંક ચોખા પણ તૈયાર થઈ ગયા છે. પણ હવે ઘઉંવાળા ઇલાકાની હાલત ચિંતા કરાવી રહી છે. ચોખાની ખેંચને કારણે જ્યાંથી મળ્યા ત્યાંથી ઘઉં લઈને ચોખાવાળા પ્રદેશમાં મોકલી દેવામાં આવ્યા હતા. હવે એ પાછા આપવાના છે. ઘઉંનો પાક તૈયાર થવાને હજુ ત્રણચાર મહિનાની વાર છે. એ દરમ્યાન માવઠાં, કરા, વગેરે આસમાની આફતો નહીં ઊતરી આવે એની કોને ખબર! પરદેશોમાંથી, અને ખાસ કરીને અમેરિકામાંથી ઘઉં આવવાની જે આશા હતી એ પૂરી થતી નથી; કારણ કે ત્યાં ગોદી પરના મજૂરોની તથા કોલસાની ખાણોની હડતાલ શરૂ થઈ છે. એટલે ઘઉંની ખેંચ પડવા માંડી છે. આમ ઈશ્વરે ચોખાના સંકટને તો ટાળ્યું, હવે આશા છે કે આ સંકટમાંથી પણ એ જ ઉગારશે.

થોડા દિવસોના અનુભવથી મારો એ વિશ્વાસ વધારે દૃઢ થયો છે કે ભારતવર્ષ જેવા ખેતીપ્રધાન દેશે પોતાનો ખોરાક જાતે જ પેદા કરી લેવો જોઈએ. એ માટે પરદેશો ઉપર આધાર રાખવો એ ખોટું છે. આ કાંઈ સહેલો કોયડો નથી. આપણી વસ્તી વધતી જાય છે. ખેડવાને લાયક જમીન હવે બહુ બાકી નથી રહી. ઘણીખરી જમીન ખેડ તળે આવી ગઈ છે. પહેલાં પણ આપણને દરવર્ષે બહારથી પાંચ છ કરોડ મણ ચોખા મંગાવવા પડતા હતા. હવે વસ્તી વધી જવાને લીધે વધારે અનાજની જરૂર પડવા લાગી છે અને પડતી જશે. આપણી આ ખોટને પૂરી કરવાનો પ્રયાસ કરવાનું કામ ખેતીખાતાનું છે. વળી એ પણ સૌ જાણે છે કે, આપણને જે ભોજન મળે છે તે એવું નથી કે એ વડે આપણું સ્વાસ્થ્ય સુધરે. એમાં ઘણી જાતની ઊણપ છે. તે પૂરી કરવી જોઈએ. એટલે અન્ન ઉપરાંત દૂધ, માછલી, માંસ, તેલ, ઘી, ફળ, કંદ, શાક, વગેરે બધી ચીજો વધારે પ્રમાણમાં ઉત્પન્ન કરવાની જરૂર છે. આ બાબતમાં મને ઘણો રસ છે અને એ કામ કેમ પાર પડે એ માટેના પ્રયાસમાં

હું રાતદિવસ ગૂંથાયેલો રહું છું. સરકાર તો કેવળ માર્ગદર્શન કરાવી શકે છે, સલાહ આપી શકે છે, અને થોડીઘણી મદદ આપી શકે છે. પણ એ બધું કામ પ્રજાનું છે. આપણા લોકો મોટે ભાગે ખેતીનું કામ કરે છે. એણે આ ભાર ઉપાડવાનો છે. લોકોને કઈ રીતે મદદ આપવી કે તેઓ આ ભાર સંભાળી શકે એ જોવાનું છે. હું ખેતીખાતાનો પ્રધાન છું એટલે આ જવાબદારી ઉપાડવાનો પ્રયત્ન મારે જ કરવાનો છે. બધા અમલદારો મદદ આપી રહ્યા છે પણ કામ એટલું મોટું અને વ્યાપક છે કે ચાર મહિના થઈ ગયા છતાં કેટલું કરી શક્યો છું અને કેટલું પૂરું કરી શકીશ એ હું કહી શકું એમ નથી. સંકટનિવારણમાં લોકોએ સારી મદદ આપી છે. મારી અપીલને કારણે હજારો લોકોએ પોતાનો ખોરાક ઘટાડી નાખ્યો છે. એમણે ઠરાવ્યું છે કે વખતોવખત નિયમિત રીતે ઉપવાસ કરીને તેઓ અન્ન બચાવશે અને બીજી રીતે પણ સૌએ મદદ આપી છે. આશા છે કે અન્નની પેદાશ વધારવામાં એ લોકો તરફથી એવી જ મદદ મળશે.

કોઈ પણ ઉપાયે મુસ્લિમ લીગ સરકારમાં અને બંધારણસભામાં જોડાય એ માટે લૉર્ડ વેવેલ સતત પ્રયત્ન કરી રહ્યા હતા. અમારા નિમાયા પછી થોડે દિવસે એમણે મિ. ઝીણા સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. અને એવો વખત આવ્યો કે જ્યારે પંડિત જવાહરલાલ નેહરુને એમની સાથે વાતચીત કરવી પડી. ભોપાળના નવાબસાહેબ પણ વચ્ચે પડ્યા અને કૉંગ્રેસ તથા મિ. ઝીણા વચ્ચે સમાધાન થાય એવો પ્રયત્ન કરવા લાગ્યા. પણ એ પ્રયત્ન સફળ ન થયો. છેવટે મિ. ઝીણાએ ઠરાવ્યું કે કૉંગ્રેસની સંમતિ લીધા વગર જ, કેવળ વાઈસરૉયની અનુમતિ લઈને પોતાના માણસો વચગાળાની સરકારમાં મોકલવા. અમે ત્રણ જગ્યાઓ ખાલી કરી આપી અને મુસ્લિમ લીગના પાંચ સભ્યોની નિમણૂક થઈ. આ નિમણૂકને અંગે થોડુંક લખવું ખોટું નહીં ગણાય. ૧૯૪૬ના સોળમી જૂનના નિવેદનમાં કૅબિનેટ મિશન અને વાઈસરૉયે કહેલું કે જેમણે સોળમી મે વાળા નિવેદનનો સ્વીકાર કરી લીધો હશે તે લોકો જ વચગાળાની સરકારમાં જોડાઈ શકશે અને એ વખતે લીગ અને કૉંગ્રેસ બન્નેએ એ સ્વીકારી લીધું હતું એટલે બન્નેના સભ્યો લઈને વચગાળાની સરકાર બનાવી શકાય એમ હતું. કૉંગ્રેસ એ વખતે એમાં જોડાવાને તૈયાર ન હતી એટલે એ વખતે વચગાળાની સરકાર ન બની એથી ખિજાઈ જઈને લીગની કાઉન્સિલે નક્કી કર્યું કે એ હવે સોળમી મે અને સોળમી જૂનવાળાં બન્ને નિવેદનોનો સ્વીકાર કરનારા પોતાના બે ઠરાવો પાછા ખેંચી લે છે.

ઑક્ટોબરમાં લૉર્ડ વેવેલે લીગના સભ્યોને વચગાળાની સરકારમાં નીમવાનું ધાર્યું ત્યારે એ સવાલ ઊભો થયો કે લીગે સોળમી મે વાળા નિવેદનનો સ્વીકાર કરી લીધો છે કે નહીં. જો એણે સ્વીકાર કરી લીધો હોય તો એનો અર્થ એ થાય કે એ બંધારણસભામાં જોડાશે અને એના કામકાજને પૂરી રીતે પાર પાડશે. અમે જ્યારે પૂછ્યું ત્યારે લૉર્ડ વેવેલે અમને ખાતરી આપી કે એમણે લીગને કહી દીધું છે કે વચગાળાની સરકારમાં દાખલ થવાનો અર્થ એ જ છે કે સોળમી મે વાળા નિવેદનનો લીગ સ્વીકાર કરે છે.

બીજી વાત એ હતી કે વચગાળાની સરકારમાં જોડાયા પહેલાં અમે ઠરાવેલું કે બધા એક કૅબિનેટની પેઠે હળીમળીને ભેગા કામ કરીશું. એનો અર્થ એ થાય છે કે અમારી બધાની સંયુક્ત જવાબદારી ગણાય, એટલે કે દરેક પ્રધાન જે કંઈ કામ કરે તે બધાને સારુ આખી કૅબિનેટ જવાબદાર લેખાય. અને જો એક પ્રધાન ખસેડવામાં આવે તો આખી કૅબિનેટ ખમી જવું રહ્યું. આ રીતે દરેક પ્રધાન પોતાને ફાવે તેમ પોતાની ઇચ્છા પ્રમાણે કામ નહીં કરે પણ, બધાની સાથે મળીને કામ કરશે અને એમની વચ્ચે એકબીજાની વિરુદ્ધ ફૂટ નહીં પાડી શકાય. અમે આ જ પદ્ધતિ મુજબ કામ આરંભ્યું. અમે માનેલું કે સરકારની રીતમાં આ એક મોટું અંતર પડશે, કેમ કે એમ કરવાથી વાઈસરૉયને અમારા કામમાં દખલ કરવાની ભાગ્યે જ તક મળશે. વાત એમ છે કે એકના કામમાં દખલ કરવી એ બધાના કામમાં દખલગીરી થઈ પડે છે, અને પ્રધાનમંડળ તૂટી જઈ શકે છે.

જૂની એક્ઝિક્યુટિવ કાઉન્સિલના સભ્યોને જુદા જુદા નીમવામાં આવતા હતા, અને એમનો એકબીજા સાથેનો સંપર્ક વાઈસરૉય મારફતે થતો હતો તથા એકને ખસેડવામાં આવે તો એની અસર બીજા સભ્યો ઉપર પડતી નહોતી. અમે નિમાયા એ પછી કચેરીમાં કામ અને કાગળોને અંગે પ્રધાનમંડળ અને તેના સભ્યોને એક્ઝિક્યુટિવ કાઉન્સિલર અથવા કાઉન્સિલના સભ્ય કહેવાને બદલે અમારા માટે કૅબિનેટ મેમ્બરનું નામ વપરાવા લાગ્યું. જ્યાં જ્યાં કાગળોમાં કાઉન્સિલનું નામ હતું ત્યાં ત્યાં એ છેકીને કૅબિનેટનું નામ લખવામાં આવ્યું. અમારી પોતાની કાર્યપદ્ધતિનું વલણ પણ એ રીતનું જ થવા લાગ્યું. રોજ સાંજે પાંચ વાગ્યે અમે પ્રધાનો અંગત રીતે ભેગા થતા હતા અને બધા મહત્ત્વના વિષયો ઉપર, પછી એ વિષય ગમે તે ખાતાનો હોય, વાતચીત કરતા હતા અને બધાની સલાહ પ્રમાણે નિર્ણય પણ કરી લેતા હતા. જ્યારે લીગના સભ્યોની આવવાની વાત શરૂ થઈ ત્યારે એ રીત ચાલુ રહેશે એવી અમને આશા હતી, પણ એમ બન્યું નહીં.

લીગે આવતાંની સાથે જ આ બન્ને વાતોનો ઇન્કાર કરી દીધો. તેમણે કહ્યું કે, સોળમી મે વાળા નિવેદનના અસ્વીકારનો ઠરાવ પાછો ખેંચવાનું અને વચગાળાની સરકારના સભ્યો કેબિનેટની રીતે કામ કરશે એવું વચન લીગે આપ્યું જ નથી; લીગ તો એમ જ માને છે કે પહેલાં એક્ઝિક્યુટિવ કાઉન્સિલ જેવી રીતે કામ કરતી હતી તેવી જ રીતે હવે પણ કામ કરશે. જ્યારે એ લોકોને કેબિનેટની સાંજે ભરાતી અંગત બેઠકમાં ભાગ લેવાને પંડિત જવાહરલાલજીએ નિમંત્રણ આપ્યું ત્યારે એમણે એ વાતનો ઇન્કાર કરી દીધો. હવે હાલત એવી છે કે તેઓ અને અમે જ્યારે વાઇસરૉયની હાજરીમાં રીતસરની કેબિનેટની બેઠક થાય છે ત્યારે જ મળી શકીએ છીએ. અને જે વિષયો ત્યાં રજૂ થાય છે એની બાબતમાં જે કહેવાકરવાનું હોય એ ત્યાં જ થઈ શકે છે.

આ બાજુ વચગાળાની સરકારનું કામ આવી રીતે ચાલી રહ્યું હતું, અને બીજી બાજુ કલકત્તાના હત્યાકાંડ પછી આખા દેશમાં ભારે ખળભળાટ થઈ રહ્યો હતો. મુંબઈ, પ્રયાગ, ઢાકા વગેરે સ્થળોએ લોકોને છરા ભોંકવામાં આવતા હતા અને અનેક નિર્દોષ ભોળા લોકો હિંદુ અથવા મુસલમાન હોવાને વાંકે રસ્તે ચાલતા માર્યા જતા હતા. બિહારના ઘણા માણસો કલકત્તામાં રહે છે. એમાંના ઘણા કલકત્તાના હત્યાકાંડમાં માર્યા ગયા હતા અને બીજી રીતે પણ એમના ઉપર ત્રાસ વર્તતો હતો. જે લોકો ત્યાંથી ભાગીને પાછા આવ્યા, એમણે પોતાનાં અને બીજાઓનાં વીતક સંભળાવ્યાં. બિહારના લોકોની ઉપર આ વાતની ખૂબ અસર થઈ. મુઝફ્ફરપુ[illegible] ના એનીવાદ ગામથી એક એવી ખબર ફેલાઈ કે કોઈ મુસલ[illegible] હિંદુ સ્ત્રીને કલકત્તાથી જબરજસ્તીથી લાવ્યો છે. હિંદુએ [illegible] ગામમાં ગયું અને ત્યાં જઈને કેટલાય મુસલમાને[illegible] નાખ્યા અને કેટલાયનાં ઘર બાળી નાખ્યાં. એ વા[illegible] એટલે સરકારે ત્યાંના લોકો ઉપર કડક પગલાં લીધાં [illegible] કર્યો તથા એ લોકોની ઉપર સામુદાયિક દંડ નાખ[illegible] બનાવની ખબર મળતાં મુસલમાનોમાં અશાંતિ ફેલ[illegible] ઉપરાઉપરી એવા ખબર આવ્યા કે નોઆખાલી [illegible] જ્યાં મુસલમાનોની વસ્તી ઘણી છે ત્યાં મુસલમાનો [illegible] કરવા માંડયા છે. ઘણા લોકો માર્યા ગયા [illegible] ગામ બાળી મૂકવામાં આવ્યાં છે તથા જબરદ[illegible] હિંદુઓને મુસલમાન બનાવી દેવામાં આવ્યા [illegible] પરાણે લગ્ન કરી લેવામાં આવ્યાં છે અને

ઉઠાવીને બીજે ક્યાંક લઈ જવામાં આવી છે. આ બનાવો બે જિલ્લાનાં અનેક થાણુંઓમાં ફેલાયેલા હતા. શરૂઆતમાં ચોક્કસ ખબર ન પડી કે એ તોફાન કેટલા વિસ્તારમાં ફેલાયાં છે. હજારોની સંખ્યામાં હિંદુઓ પોતાનાં ઘરબાર છોડીને અથવા પોતાનું બધું જ તારાજ થઈ ગયા પછી, એટલે કે સઘળું લૂંટાઈ ગયા કે બાળી મૂકવામાં આવ્યા પછી, નાસીને શહેરોમાં તથા બીજાં સ્થળોએ આશરો લેવા આવ્યા. કોઈ પણ હિંદુને એ ઇલાકામાં જવું મુશ્કેલ હતું, કેમ કે એ આખાય ઇલાકાને ઘેરી લેવામાં આવ્યો હતો. ત્યાંની સરકાર વિષે ફરિયાદો આવવા લાગી કે તોફાનીઓને દબાવવાને માટે એણે યોગ્ય વ્યવસ્થા કરી નથી અને જે રીતે કલકત્તામાં તોફાનીઓને છૂટા મૂકવામાં આવ્યા હતા તેવી રીતે અહીં પણ તેઓને ફાવે તેમ કરવા દેવાને છૂટા મૂકવામાં આવ્યા છે. અનેક દિવસ સુધી આ હત્યાકાંડ ચાલ્યો. ત્યાંના અને કલકત્તાના કાંડમાં એક બહુ મોટું અંતર એ હતું કે કલકત્તામાં હિંદુઓની વસ્તી ઘણી વધારે હતી અને નોઆખાલી અને ત્રિપુરામાં મુસલમાનોની વસ્તી વધારે હતી. એટલે કલકત્તામાં શરૂઆતમાં તો હિંદુઓએ સારી પેઠે માર ખાધો પણ પછી એમણે પોતાનો જોરદાર બચાવ કર્યો. નોઆખાલી અને ત્રિપુરામાં એવું ન બની શક્યું; કેમ કે ત્યાં હિંદુઓ બહુ જ થોડા છે, અને નબળા છે. આખા દેશમાં આ બનાવોના સમાચાર ફરી વળ્યા અને ચોતરફ હિંદુઓમાં અત્યંત રોષ પેદા થયો.

આ બનાવનું પરિણામ એ આવ્યું કે હિંદુઓમાં બદલો લેવાની ભાવનાએ ઘર કર્યું. બીજી બાજુ મુસ્લિમ લીગના આગેવાનો અને એનાં છાપાંઓ રોજરોજ ઝેરીલો પ્રચાર કરતાં હતાં અને હિંદુઓને યુદ્ધને માટે પડકારી રહ્યાં હતાં. સરકારના પ્રધાન તરીકે પંડિત જવાહરલાલજી સરહદ પ્રાંતમાં મુસાફરી કરવા ગયા. ત્યાંના રાજદ્વારી ખાતાના અમલદારો સીધા વાઇસરૉયના હાથ તળે કામ કરે છે. એવા ખબર મળ્યા કે, કેટલીક જગ્યાએ ખોટો પ્રચાર કરીને ત્યાંના લોકોને ઉશ્કેરવામાં આવ્યા અને કેટલાક માણસોએ પંડિતજીની તથા બાદશાહખાંની સાથે નર્યો તોછડાઈભર્યો વર્તાવ કર્યો એટલું જ નહીં, એમના ઉપર બીજી રીતેયે આક્રમણ કર્યું. એક સ્થળે તો એટલો ભારે હુમલો થયો કે એમની જિંદગી માંડ માંડ બચવા પામી અને બાદશાહખાંના હાથે એટલું સખત વાગ્યું કે હાડકું તૂટી જવાને લીધે મહિનાઓ સુધી એમને પાટો બાંધી રાખવાની જરૂર પડી. આ બધા અકસ્માતો થવા છતાં એકંદરે પંડિતજીની મુસાફરી બહુ સફળ નીવડી અને ત્યાંના લોકોએ એમનું ખૂબ સ્વાગત કર્યું તથા પ્રેમ

અને ઉત્સાહ દર્શાવ્યો. આ વાતનીયે દેશ ઉપર તથા હિંદુઓ ઉપર સારી પેઠે અસર થઈ. એમને એમ લાગ્યું કે બ્રિટિશની સાથે મળીને મુસ્લિમ લીગ હિંદુઓને દબાવવા માગે છે, અને દબાવતી જાય છે.

બિહારમાં પણ તોફાન શરૂ થઈ ગયું. અનેક સ્થળોએ નજીવી વાત પર હિંદુઓ મુસલમાનોનાં ગામડાં ઉપર મોટી સંખ્યામાં ચઢાઈ કરવા લાગ્યા. પટના જિલ્લાનાં અનેક થાણાંઓના ઘણાયે મુસલમાનો માર્યા ગયા, ઘણાઓનાં ઘર બાળી નાખવામાં આવ્યાં અને ઘણાઓની સાથે ક્રૂરતાભર્યું વર્તન કરવામાં આવ્યું. મુંગેર અને ગયા જિલ્લાનાં પણ અનેક થાણાંઓમાં આ દાવાનળ પહોંચ્યો. છપરામાં તો આનો આરંભ જ થયો હતો, જ્યાં પહેલાં શહેરમાં અને પછી કેટલાંક ગામડાંઓમાં મોટી સંખ્યામાં મુસલમાનો માર્યા ગયા. આ દુર્ઘટનાઓની ખબર દિલ્હીમાં મળી. પંડિત જવાહરલાલ અને સરદાર વલ્લભભાઈ બંગાળની હાલત જોવાને કલકત્તા ગયા હતા, ત્યાંથી પાછાં ફરતાં પટનામાં રોકાયા. એમની જોડે મિ. લિયાકતઅલી અને સરદાર નિસ્તર પણ ગયા હતા. તેઓ પણ ત્યાં રોકાયા. સરદાર વલ્લભભાઈ તથા મિ. લિયાકતઅલી તો દિલ્હીના કામને અંગે પાછા ચાલ્યા આવ્યા, પણ પંડિત જવાહરલાલ અને સરદાર નિસ્તર બિહારમાં રોકાઈ ગયા. હું પણ હવાઈ જહાજમાં ત્યાં પહોંચ્યો. અમારા એટલે કે બિહારના પ્રધાનમંડળના લોકો ખૂબ જ દોડાદોડ કરી રહ્યા હતા અને પોલીસની મદદથી તોફાનો અટકાવવાનો બનતો બધો પ્રયત્ન કરી રહ્યા હતા. લશ્કરની મદદ પણ મંગાવવામાં આવેલી, જે થોડા વખત પછી ત્યાં પહોંચી ગયું હતું. પંડિત જવાહરલાલ અને હું, બન્ને જણ, ચોતરફ દોડાદોડ કરવા લાગ્યા. પેલી બાજુ જ્યારે ગાંધીજીને ખબર મળી ત્યારે એમણે જાહેર કર્યું કે જો બિહારમાં બળવો અટકશે નહીં તો તેઓ આમરણ ઉપવાસ કરશે. એ વખતે ગાંધીજી હિંદુ અને મુસલમાન વચ્ચે ફરીથી સદ્ભાવના સ્થાપવાને માટે નોઆખાલી ગયા હતા. ત્યાંથી જ એમણે ઉપવાસ કરવાની જાહેરાત કરી. એને પરિણામે બિહારનાં તોફાન તરત જ સાવ બંધ થઈ ગયાં. પણ જે કંઈ થઈ ચૂક્યું હતું એય ભયંકર હતું. કેટલા જણ માર્યા ગયા એનો ચોક્કસ પત્તો હજુ લાગ્યો નથી, છતાંયે એટલું તો નિર્વિવાદ છે, કે મરનારાઓની સંખ્યા હજારોની છે. મુસ્લિમ લીગના લોકોએ એ સંખ્યા ખૂબ જ વધારીને ગણાવી છે, અને મિ. ઝીણાએ ત્રીસ હજારનો આંકડો જાહેર કરેલ છે. પણ તે સાવ ખોટો છે, અને મારા અનુમાન પ્રમાણે એના દસમા ભાગનો આંકડો માની લઈએ તો ખોટું નથી. પરંતુ સંખ્યા ગમે તે હોય પણ

એમાં જરાયે શક નથી કે ત્યાં બહુ જુલમ અને ક્રૂરતા કરવામાં આવ્યાં છે અને એને માટે સૌએ શરમાવું જોઈએ. આપણા આપસના સંપ માટેના પ્રયાસને બહુ ભારે ધક્કો પહોંચ્યો છે. આ તોફાનને લીધે મુસલમાનો હજારોની સંખ્યામાં શહેરોની અંદર એવી જગ્યાએ નાસી આવ્યા જ્યાં તેઓ પોતાને સુરક્ષિત લેખતા હતા. ત્યાં તેમને રહેવા કરવાની અને ખાવાપીવાની ગોઠવણ સરકાર કરી રહેલ છે, અને મુસ્લિમ-લીગના ઘણા કાર્યકરો ત્યાં પહોંચી ગયા છે. તોફાન તો થોડા દિવસ પછી શમી ગયાં પણ એનું માઠું ફળ આજ સુધી ભોગવીએ છીએ ને ઘણા દિવસ સુધી ભોગવવું પડશે.

આવી ભયંકર દુર્ઘટના મેરઠ જિલ્લાના ગઢમુક્તેશ્વરના મેળા વખતે બની. ત્યાં પણ ઘણા મુસલમાનો માર્યા ગયા, અને પછી મુસલમાનોએ હિંદુઓ ઉપર એનો થોડો બદલો વાળ્યો. એ અરસામાં ખબર મળી કે સરહદ પ્રાંતમાં પણ હજારા જિલ્લામાં કેટલાક કબીલાઓનાં લશ્કર હિંદુઓ ઉપર હુમલા કરે છે. ઘણાં શહેરોમાં છરાબાજી તો થોડીઘણી ચાલે જ છે. આ ભયંકર સ્થિતિ છે.

આ વખતે મેરઠમાં કોંગ્રેસ કરવાનું ઠર્યું હતું. ગઢમુક્તેશ્વરમાં તોફાન થયું ત્યારે મેરઠમાં કોંગ્રેસ નહીં થઈ શકે એવી શંકા થવા લાગી. પણ સ્થિતિ સુધરી ગઈ અને કોંગ્રેસનું અધિવેશન થયું. એટલું ખરું કે જે ધામધૂમ થવાની હતી એ ન થઈ. કોંગ્રેસની સાથે ભરાનારું પ્રદર્શન અટકી પડ્યું અને બીજી અનેક સંસ્થાઓની સભાઓ પણ ન થઈ. કોંગ્રેસમાયે પ્રેક્ષકોને આવતા રોકવામાં આવ્યા અને કેવળ પ્રતિનિધિઓને જ આવવા દેવામાં આવ્યા. એમ છતાં થોડીઘણી ધામધૂમ તો થઈ જ અને થોડાઘણા પ્રેક્ષકોયે આવ્યા. આમ, આચાર્ય કૃપાલાનીના પ્રમુખપદ હેઠળ સફળતાપૂર્વક કોંગ્રેસનું એ અધિવેશન પાર પડ્યું. એમાં મહત્ત્વના બે ઠરાવ થયા. એક ઠરાવમાં ભારતવર્ષમાં પ્રજાતંત્ર (રિપબ્લિક) સ્થાપવાની વાત કહેવામાં આવી, અને બીજા ઠરાવમાં બંધારણસભાને, બંધારણની બાબતમાં આદેશો આપવામાં આવ્યા.

અમે દિલ્હીથી મેરઠ ગયા હતા. ત્યાંથી પાછા ફર્યાં એ જ વખતે ખબર મળ્યા કે ઇંગ્લંડના પ્રધાનમંડળે કોંગ્રેસના નેતા પંડિત જવાહરલાલ અને સરદાર વલ્લભભાઈને, શીખોના નેતા સરદાર બળદેવસિંહને અને લીગના નેતા મિ. ઝીણા તથા લિયાકતઅલીને બોલાવ્યા છે. અમને શા સારુ બોલાવે છે એ કાંઈ અમને સમજાયું નહીં, કેમ કે અમે તો સોળમી મે વાળા નિવેદનનો સ્વીકાર કરીને કામ શરૂ કરી દીધું હતું. કેવળ લીગે હજુ સુધી

પોતાના અસ્વીકારનો નિર્ણય બદલ્યો ન હતો. હવે બંધારણસભાની બેઠકનો વખત નજીક આવ્યો હતો, કેમ કે નવમી ડિસેમ્બરથી એ શરૂ થવાની હતી, અને આ તેડું સત્તાવીસમી નવેમ્બરે મોકલવામાં આવ્યું હતું. પહેલાં તો અમે એમ કહ્યું કે અમારી સમજ પ્રમાણે ત્યાં આવવાની કાંઈ જરૂર નથી, કેમ કે સોળમી મે વાળા નિવેદનનો અર્થ કરવા બાબત વિલાયતના પ્રધાનમંડળ સાથે અમારે જે મતભેદ છે તે તમે જાણો જ છો અને ત્યાં આવવાથી એમાં કશો ફેર પડવાનો નથી. એમ છતાં જો તમે બોલાવશો જ તો અમે આવીશું. વડાપ્રધાન મિ. એટલીનો તાર આવ્યો કે, જરૂર આવી જાઓ, અને નવમી ડિસેમ્બરે બંધારણસભાનું કામ શરૂ થાય તે પહેલાં પાછા ચાલ્યા જજો. લીગે પહેલાં તો જવાનું નક્કી કર્યું, પણ મિ. ઝીણાને જ્યારે ખબર પડી કે કોંગ્રેસને કાંઈક ખાતરી આપવામાં આવી છે ત્યારે એમણે જવાની ના પાડી. એ વખતે તેઓ કરાંચીમાં હતા. વાઈસરૉય ત્યાં પહોંચ્યા. બંનેને કાંઈક વાતચીત થઈ એટલે પછી તેઓ પણ જવાને તૈયાર થયા. આ રીતે પંડિત જવાહરલાલ, સરદાર બળદેવસિંહ, મિ. ઝીણા અને લિયાકતઅલી વાઈસરૉયની સાથે હવાઈ જહાજમાં ઇંગ્લંડ પહોંચ્યા.

કેબિનેટ મિશન અને વાઈસરૉયે વારંવાર ખાતરી આપી હતી કે સોળમી મે વાળા નિવેદનમાં કશોય ફેરફાર કે વધારો કરવામાં નહીં આવે. પણ આ વખતે એમણે એમાં વધારો અને ફેરફાર બન્ને કર્યાં. અને જોકે એમ કહેવામાં આવે છે કે એ નિવેદનનો અર્થ જ સ્પષ્ટ કરવા ઉપરાંત કશું કરવામાં નથી આવ્યું, પણ એમાં કેટલીક નવી વાત કહેવામાં આવી છે અને પહેલાં કહેવાયેલી વાતોમાં ઉમેરો કરવામાં આવ્યો છે એમાં કાંઈ શંકા નથી. આ વખતે લંડનમાં જે વાતચીત થઈ એનું પરિણામ ૧૯૪૬ના ડિસેમ્બરની છઠ્ઠી તારીખનું નિવેદન છે, જેને વિષે ફેરફાર ને વધારો કરવામાં આવ્યાનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. આને વિષે વિચાર કરીને પોતાનો અભિપ્રાય આપવાને માટે મહાસમિતિની એક ખાસ બેઠક બોલાવવામાં આવી.

બંધારણસભાની બેઠક નવમી ડિસેમ્બરે ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું અને એના સભ્યોને આમંત્રણ મોકલી દેવામાં આવ્યાં હતાં, એ આગળ કહેવામાં આવ્યું છે. એટલે એ બેઠક કરવામાં આવી. મધ્યસ્થ ધારાસભાના એક ગોળ ચોકમાં, જ્યાં પહેલાં પુસ્તકાલય હતું ત્યાં, બહુ સરસ સજાવટ કરીને એક ભાગ બંધારણસભાની બેઠક માટે ખાસ તૈયાર કરવામાં આવ્યો હતો. ખાસ કરીને એમાં એવી ગોઠવણ કરવામાં આવેલી કે, સભાસદો બોલે તેનો પડઘો જે આવી ઇમારતોમાં પડવો સ્વાભાવિક છે

તે ન પડે. એને માટે અનેક જાતની વૈજ્ઞાનિક ગોઠવણો કરવામાં આવેલી છે, અને દિલ્હીની ટાઢથી સભ્યોને બચાવવા સારુ એ સ્થળને ગરમ રાખવાની વ્યવસ્થા પણ કરેલી છે. ત્યાં નવમી ડિસેમ્બરે બંધારણસભાનું કામ શરૂ થયું.

આ સંબંધમાં પહેલો પ્રશ્ન એ ઊઠયો કે જ્યાં સુધી કાયમી પ્રમુખની ચૂંટણી કરવામાં ન આવે ત્યાં સુધી પરિષદના કારભારનું સંચાલન કોણ કરે? એટલે સભ્યોમાં જે સૌથી વધારે વયોવૃદ્ધ હોય એમને જ કામચલાઉ પ્રમુખ બનાવવા એમ ઠર્યું. આપણા બિહારના ડૉક્ટર સચ્ચિદાનંદ સિંહ સૌથી વધારે વયોવૃદ્ધ હતા. એમની ઉંમરમાં અને સર હરિસિંહ ગૌડની તથા શ્રી પ્રકાશમની અવસ્થામાં બહુ થોડું અંતર હતું, પણ સૌથી મોટા તેઓ જ નીકળ્યા. એટલે એમણે પ્રમુખસ્થાન લીધું અને કાયમી પ્રમુખની ચૂંટણી થઈ ત્યાં સુધીના બેત્રણ દિવસ એમણે બહુ સરસ રીતે કામ ચલાવ્યું.

હવે એ પ્રશ્ન આવ્યો કે કાયમી પ્રમુખ કોને નીમવો? હું કહી ગયો છું કે, વચગાળાની સરકારમાં અમારી નિમણૂક થઈ એ પહેલાં એમ વિચારવામાં આવેલું કે મને વચગાળાની સરકારમાં ન મોકલતાં, બંધારણ-સભાના પ્રમુખના કામને માટે છૂટો રાખવામાં આવે પણ આખરે એ વિચાર બદલી નાખવામાં આવ્યો અને મારી નિમણૂક વચગાળાની સરકારમાં કરવામાં આવી. પંડિત જવાહરલાલજી ઇંગ્લંડ જવાને રવાના થયા એ પહેલાં અમે એમની સાથે વાતચીત કરી હતી અને અમે વિચારેલું કે આ કામને માટે કોઈ યોગ્ય એવા કૉંગ્રેસની બહારના માણસને પસંદ કરવો એ સારું છે. સર ગોપાળસ્વામી આયંગરનું નામ પણ અમને સૂઝેલું. તેઓ યોગ્ય અને અનુભવી વ્યક્તિ છે અને આ બાબતમાં એમણે ખૂબ રસ લીધો છે. તેઓ કૉંગ્રેસી નથી, જોકે કૉંગ્રેસી સભ્યોએ એમની ચૂંટણીમાં મદદ કરી છે. જ્યારે બંધારણસભાની બેઠકને માટે લોકો આવવા માંડ્યા ત્યારે સભ્યોએ આ પદ મને આપવા વિચાર કર્યો. એ લોકોએ એકબીજા સાથે વાતો કરી એ પરથી ઘણા લોકોની એ ઇચ્છા છે એમ જણાયું. આ વાતની મને પહેલાં ખબર ન હતી, પણ એક પછી એક ભાઈઓ મારી પાસે આવવા લાગ્યા અને હું આ પદ સ્વીકારું એવો આગ્રહ કરવા લાગ્યા. મારી સામે સૌથી મોટી મુશ્કેલી એ હતી કે મારા પર જે બે ખાતાંની જવાબદારી હતી તે જ મારે માટે ઘણી હતી. એ કામ ઉપરાંત આ કામ માથે લેવું ઘણું ભારે પડશે એમ મને લાગતું હતું. એ બધું વિચારીને મેં પહેલાં તો ના પાડી.

કાર્યવાહક સમિતિમા આ ચર્ચા આવી, એટલે મે વાત મૂકી કે જો મારે આ પદ લેવુ પડે તો વચગાળાની સરકારમાથી મને છૂટો કરવામા આવે પણ એમ કરવાને કોઈ તૈયાર નહોતુ. બધારણસભાના સભ્યો મને જ એ ભાર સોપવામા આવે એવો આગ્રહ લઈ બેઠા. આખરે લાચાર થઈને ડરતા ડરતા એ ભાર લેવાનુ પણ મે કબૂલ્યુ. મારુ નામ મૂકવામા આવ્યુ, અને હુ સર્વાનુમતે ચૂટાયો મને અભિનદન આપતી વખતે લોકોએ મારે વિષે ઘણું કહ્યુ પણ હુ તો ભારથી દબાઈ જતો હતો અને હજુયે મારી એ જ સ્થિતિ છે. શરૂમા તો બેઠક બેચાર દિવસ જ ચાલી. કામ ચાલુ થઈ ગયુ છે અને હજુ સુધી કોઈ ખાસ વિરોધ કે ગૂચવાડો ઊભો થયો નથી જોઈએ કે આગળ કેમ ચાલે છે. ઈશ્વર નભાવશે

ઉપર કહેવામા આવ્યુ છે કે છઠ્ઠી ડિસેમ્બરના નિવેદન ઉપર વિચાર કરવાને મહાસમિતિની બેઠક બોલાવવામા આવી હતી એ એ બેઠક ૧૯૪૭ના જાનેવારીની પાચમી અને છઠ્ઠી તારીખે થઈ અને એણે સોળમી મે વાળા નિવેદનનો જે અર્થ છઠ્ઠી ડિસેમ્બરના નિવેદનમા કરવામા આવ્યો છે એ પ્રમાણે જ કામ ચલાવવામા આવે એવી જાતનો ઠરાવ કર્યો સાથે સાથે એમ પણ કહેવામા આવ્યુ કે જો કોઈ પણ પ્રાત કે ભાગ ઉપર જબરજસ્તી કરવામા આવશે તો અમે એ સહન નહી કરી લઈએ અને જ્યારે જ્યારે એવી જાતની જબરજસ્તી થતી અમારી નજરે પડશે ત્યારે ત્યારે એના વિરોધને આરુ અમને યોગ્ય લાગશે એ પગલા લઈશુ જોઈએ હજી પણ મુસ્લિમ લીગ બધારણસભામાં ભાગ લે છે કે નહી? લીગને કે બ્રિટિશ સરકારને હવે સોળમી મેના નિવેદન અગે કોંગ્રેસ સામે કશી ફરિયાદ કરવાપણુ ન રહેવુ જોઈએ પણ હવે તેઓ શુ કરે છે તે જોવાનુ છે

આ બાજુ અહી બધારણસભાની બેઠક શરૂ થઈ ગઈ હતી, અને બીજી બાજુએ મે કાશી હિદુ વિશ્વવિદ્યાલયમા દીક્ષાત ભાષણ આપવાનું વચન પહેલેથી આપેલુ હતુ એને માટે મારે પદરમી ડિસેમ્બરે ત્યા જવુ પડ્યુ પડિત જવાહરલાલજીની સાથે હવાઈ જહાજમા ત્યા ગયો, એમને ત્યા ડૉક્ટરની પદવી આપવામા આવી અને મે દીક્ષાત ભાષણ આપ્યુ હિંદુ વિશ્વવિદ્યાલય ત્રીસ વર્ષથી ચાલે છે શરૂઆતમા પૂ. માલવીયજીનો વિચાર હતો કે ત્યા હિદી દ્વારા જ કેળવણી આપવામા આવે પણ વિશ્વવિદ્યાલયની સ્થાપના વખતે વિષમ પરિસ્થિતિને લીધે લાચાર થઈને એમને એ વિચાર ફેરવવો પડ્યો હતો અને અગ્રેજીને માધ્યમ બનાવવુ પડ્યુ હતું નાગપુરની નવી યુનિવર્સિટીએ સારી કેળવણી હિદી અને મરાઠી માધ્યમ દ્વારા જ આપવાનો નિર્ણય કરી લીધો છે. ઘણા

લોકોને હિંદુ વિશ્વવિદ્યાલયની આ ખામી બહુ જ ખટકે છે એની રજતજયંતીના ઉત્સવ વખતે મહાત્મા ગાંધીએ હિંદીના અભાવની તથા અંગ્રેજી વધારેપડતું હોવાની ટીકા કરી હતી મેં મારા ભાષણમાં એ વાત ઉપર ભાર મૂક્યો કે હવે હિંદીને માધ્યમ ન બનાવવાનું કશુયે કારણ નથી પાઠ્યપુસ્તકોની ખોટ નથી, અને જો હોય તો તે જલદી પૂરી કરી શકાય તેમ છે હું સમજ્યો છું ત્યાં સુધી ત્યાં આવેલા સભાજનોને મારી વાત પસંદ પડી જે ત્યાંના અધિકારીઓને આ બાબતમાં શો વિચાર હશે તે હું કહી શકતો નથી

વિશ્વવિદ્યાલયના આ વેળાના 'સમાવર્તન સંસ્કાર'નું એક ખાસ મહત્ત્વ છે વિશ્વવિદ્યાલયનું નિર્માણ કરનારા, તથા એના કર્તાહર્તા—મહામના પૂજ્ય પંડિત મદનમોહન માલવીયજી હાલમાં જ સ્વર્ગવાસી થયા છે એક મહાન કર્મયોગી આ સંસાર છોડી ગયા છે ચિરકાળ સુધી વિશ્વવિદ્યાલય એમનું સ્મારક રહેશે જ, પણ સ્વરાજપ્રાપ્તિના પ્રયત્નમાં પણ એમનો એટલો જ મોટો ફાળો છે તેઓ ત્રણ વાર કોંગ્રેસના પ્રમુખ બન્યા હતા અને મતભેદ હોવા છતાંયે એમણે કદી કોંગ્રેસ છોડી નથી જ્યારે જ્યારે કોંગ્રેસ મુશ્કેલીમાં આવી પડી, ત્યારે ત્યારે એમણે અખૂટ ઉત્સાહપૂર્વક કોંગ્રેસને મદદ કરી છે

હિંદુ મહાસભાના તો એક રીતે માલવીયજી જન્મદાતા અને પ્રાણ હતા એમણે હિંદુઓના ધાર્મિક ઉત્થાનને માટે જે સેવા કરી છે એ વર્ણવી શકાય તેમ નથી બધાયે દેશસેવકો સાથે પ્રેમ અને દયાનો ભાવ રાખવો એ એમને સ્વાભાવિક વસ્તુ હતી એમના ચાલ્યા જવાથી એક રીતે દેશ સૂનો થઈ ગયો છે એમના આખરના દિવસો કેટલીક વિપત્તિમાં આવી પડવાથી દુખભર્યા વીત્યા હતા. એમના મોટા પુત્ર પંડિત રમાકાંત માલવીયના મૃત્યુને લીધે એમને ઊંડો આઘાત પહોંચે એ સ્વાભાવિક હતું, પણ છેલ્લી ઘડી સુધી તેઓ દેશને ભૂલ્યા ન હતા અને આજની પરિસ્થિતિ જોઈને તેઓને ચિંતાયે થતી હતી અને તેઓ રાજી પણ થતા હતા. એમના જીવનમાંથી આપણે ઘણું શીખવાનું છે, અને એમનું જીવન આપણે સારુ માર્ગદર્શનનું કામ કરશે

બિહારમાં પણ પૂજ્ય બાબુ વ્રિજકિશોરપ્રસાદના ગુજરી જવાથી એવી જ જાતની એક ભારે ખોટ પડી છે છેલ્લે છેલ્લે નરમ તબિયતને લીધે તેઓ અનેક વર્ષો થયાં જાહેર કામોમાં ભાગ લેવાને સાવ અશક્ત થઈ ગયા હતા અને દેશ તથા પ્રાંતને એમની સેવાનો લાભ મળી શકતો ન હતો પણ જે સેવાઓ તેઓ કરી ચૂક્યા હતા તેનું સ્મરણ કરીને

કોઈ પણ દેશવાસી અને ખાસ કરીને બિહારી આ ખોટને લીધે દુઃખી થયા વિના રહી ન શકે મારે સારુ તો એ મોટો આઘાત છે. એ તીક્ષ્ણ બુદ્ધિ, અટલ દૃઢતા અને સૂક્ષ્મ દીર્ઘદર્શીપણું, એ મહાન ત્યાગશક્તિ, અને નિસ્પૃહતા, પ્રસિદ્ધિમાંથી બચી જવાનો એ અનુપમ નિશ્ચય, અને એ નિર્ભયતા કયાં જોવા મળશે? જ્યારે અમે, બિહારના લોકો કેવળ મનોરંજનના સાધન તરીકે જાહેર જીવનમાં થોડોક સમય આપવો એ પૂરતું છે એમ ગણતા હતા ત્યારે એમણે અમારી સામે અખંડ સેવાની વાત મૂકી અને અમારામાંના ઘણાએ એ વ્રત લીધું. જ્યારે જ્યારે અમારામાં નબળાઈ આવી ત્યારે એમણે પોતાના અટલ નિશ્ચય વડે અમને પ્રોત્સાહિત કર્યાં અને વ્રતમાં શિથિલ થવામાંથી ઉગાર્યા. જે જમાનામાં અમારે ત્યાં નીલવરોનું રાજ્ય હતું અને એમની સામે ઉંકારો કરવામાં ભારે જોખમ હતું તેવા જમાનામાં એમણે ખેડૂતોની સેવાનો આરંભ કર્યો. મેં મૅટ્રિકની પરીક્ષા પસાર કરી હતી ત્યારથી જ એઓ મારા ઉપર પ્રેમ રાખતા હતા અને તે દિવસથી તેઓ મારા જીવનની દરેક ક્ષણે ક્ષણે સતત સહાયતા કરતા આવેલા. અને હાલમાં, મૃત્યુંજય સાથે એમની પુત્રીનું લગ્ન થવાથી એ સબંધે વળી જુદું જ રૂપ ધારણ કર્યું હતું. પણ જાહેર જીવનમાં એને લીધે ફેર પડચો ન હતો. મોટાભાઈના મૃત્યુ પછી એક રીતે મારા ઘરના કારભારમાં પણ તેઓ મદદ આપવા લાગ્યા હતા, અને જો પોતે માંદગીને લીધે અશક્ત ન થઈ ગયા હોત તો એ મદદ આપતા જ રહ્યા હોત. એટલે જ્યારે દિલ્હીમાં મેં એમના અવસાનના સમાચાર સાંભળ્યા ત્યારે હું બહુ દુઃખી થયો. પણ એમના પુત્રોને મહાત્માજીએ આશ્વાસનનો જે તાર મોકલ્યો તેથી મને ઘણી શાતા વળી. મહાત્માજીએ લખેલું કે, એમના (બ્રિજકિશોરબાબુના) શરીરની જે અપંગ દશા થઈ હતી એ જોતાં એમનું જે દેહાવસાન થયું એ સુખદ નીવડવું જોઈએ, દુઃખદ નહીં; અને આત્મા તો અમર જ છે. એટલે ચિંતા કરવી વ્યર્થ છે. અને એ વાત સાચી છે. એમનું કષ્ટ જોઈને જે દુઃખ થતું હતું એ દુખ હવે નહીં થાય. ઈશ્વર એમના પુત્રોને સહાય કરે!

એમના શ્રાદ્ધ વખતે મૃત્યુંજયની પત્ની વિદ્યાવતી દરભંગા ગઈ. ત્યાં એનાં ભાઈ અને મા રહે છે. બ્રિજકિશોરબાબુનો સ્વર્ગવાસ પણ ત્યાં થયો હતો. મૃત્યુંજય પણ ત્યાં ગયા હતા, પણ શ્રાદ્ધ થઈ ગયા પછી તેઓ વિદ્યાવતીને ત્યાં મૂકીને પટના ચાલ્યા આવ્યા હતા. થોડાક દિવસ પછી એને કોણ જાણે શું થયું કે એકાએક એક બે દિવસની માંદગીમાં જ એ ગુજરી ગઈ. માંદગીની ખબર મળતાં જ મૃત્યુંજય પટનાથી દરભંગા

જવા રવાના થયા પણ એમને રસ્તામાં એના દેહાંતના સમાચાર મળ્યા. હું હિંદુમુસ્લિમ રમખાણોની ખબર મળવાથી પટના જતો હતો અને નીકળતી વખતે મને એ સમાચાર મળ્યા. હું ત્યાં ગયો. બાળકોનો કકળાટ અને સ્ત્રીઓનું રોવાકૂટવાનું સાંભળ્યું. એ જ દહાડે મૃત્યુંજય દરભંગા ગયા હતા, અગ્નિસંસ્કાર કરીને બે દિવસ પછી તેઓ દરભંગાથી પાછા ફર્યા. હું પટના જિલ્લાનાં ગામડાંઓમાં હિંદુમુસ્લિમ રમખાણ અંગેના કામમાં ગૂંથાયેલો રહ્યો. જ્યાં આટઆટલા લોકો માર્યા ગયા હતા, અને આટલાં બધાં ઘરોમાં શોક અને કકળાટ છવાઈ ગયા હતા ત્યાં અંગત શોક એક રીતે શરમાઈને દબાઈ ગયો. હું ઘણી દોડાદોડને લીધે પટનામાં માંદો પડ્યો. એટલે થોડા દિવસ ત્યાં રોકાઈ રહેવું પડ્યું. એ દરમિયાન શ્રાદ્ધનું કામ પણ પૂરું થયું.

એક બે મહિનાના ગાળામાં આ બીજો શોક હતો. રાંચીમાં ઘણા દિવસ સુધી પીડા ભોગવીને બાળક પ્રકાશ ચાલી નીકળ્યો. જ્યારે માંદગી બહુ વધી ગઈ ત્યારે મને ટેલિફોનથી દિલ્હી ખબર આપવામાં આવી. હું જવાની તૈયારીમાં હતો એટલામાં સમાચાર આવ્યા કે તે ગુજરી ગયો છે. આ બહુ ભારે ખોટ છે. એનો મોટો ભાઈ મોહન બાર વર્ષ પહેલાં ગુજરી ગયેલો. એ આઘાત હજુયે તાજો છે અને જ્યારે યાદ આવે છે ત્યારે આંસુ આવી જાય છે. હવે નિર્દય કાળે આ બીજો ઘા કર્યો છે. પણ શું કરી શકાય? જનાર્દન અને ચંદ્રમુખી તથા ભાભીના હાલ શા કહું? આ બાળકોના ચાલ્યા જવાથી એમ થાય છે કે તેઓ આવે છે જ શા સારુ? ભગવાનની લીલા અકળ છે. એક તરફ વિપત્તિ ઉપર વિપત્તિ આવતી જાય છે અને બીજી તરફ કામનો ભાર વધ્યે જાય છે. દુઃખી કુટુંબીઓ સાથે થોડા વખત ગાળવાનો પણ સમય મળતો નથી. પણ આમાં પણ ઈશ્વરનો જ હાથ છે એમ હું જોઉં છું. એની જે ઇચ્છા હોય એ મુજબ એ કરે અને કરાવે.

દિલ્હીનું જીવન અનેક રીતે નવું જીવન છે. કાર્યાલયનું કામ કરવાનો આ પહેલવહેલો પ્રસંગ છે. સાંભળ્યું છે કે લોકો મારા કામથી સંતુષ્ટ છે. દેશ ઉપર જે અન્નસંકટની ભીંસ છે તેમાંથી હજુ સુધી ઉગારો થયો નથી, પણ સ્થિતિ જરૂર કાંઈક સુધરી છે. દક્ષિણમાં ચોખાની અછતને લીધે જે ભય ઊભો થયો હતો તે હવે ઓછો થયો છે, પણ ઉત્તરમાં ઘઉંની અછતને લીધે ડર વધતો જાય છે. મને ખબર નથી કે મેં એવું ખાસ શું કર્યું છે, જેને માટે મને ધન્યવાદ અને પ્રસિદ્ધિ મળવાં જોઈએ. પણ લોકો સંતુષ્ટ છે, અને વિષમ પરિસ્થિતિને મેં

સાચવી લીધી છે એમ ઘણા માને છે. જો અમલદારો અને લોકો સાથ ન આપત તો કોઈ કશું કરી ન શકત. હું તો કરી જ શું શકવાનો હતો? અહીંનું જીવન એ મારે માટે એક સાવ નવો જ અનુભવ છે. મકાન બહુ જ મોટું છે, પણ એમાં જગ્યા બહુ થોડી છે, કેમ કે ઓરડાઓ મોટા મોટા છે, પણ સંખ્યામાં ઓછા છે. આંગણું ઘણું મોટું છે અને ફૂલઝાડથી સજાયેલું છે. શાકપાનની ખેતી કરવામાં આવી છે અને એમાં થયેલું શાક અમે સહુ વાપરીએ છીએ. પણ ખરચ ખૂબ થાય છે. જ્યારથી અહીં આવ્યો છું ત્યારથી કામમાં એટલો બધો ગૂંથાયેલો રહું છું કે મિત્રોને મળવાનોયે વખત નથી મળતો. ક્યાંયે આવવાજવાનું બહુ મુશ્કેલીથી થઈ શકે છે. હવે તો એ મુશ્કેલી વધી ગઈ છે. પણ ઈશ્વરની કૃપા છે કે તબિયત કામ આપી રહી છે, અને કાંઈ કામ અટકાવવું પડે એવી સ્થિતિ હજી સુધી આવેલી નથી. તબિયત જે પ્રમાણે કામ આપી રહી છે એ પ્રમાણે આપતી રહેશે, અને ઈશ્વરની મરજી હશે તો બંધારણસભાના પ્રમુખનું કામ પણ જેમતેમ કરીને નભાવી લઈશ.

દિલ્હી,
૮ જાનેવારી, ૧૯૪૭

# સૂચિ